


श्रीनारायणमुनिर्जयति ।

# निवेदनम् ।

योऽकारयच्छतानन्दमुनिना जनमुक्तये ।
सत्सङ्गिजीवनग्रन्थं तं हरिं नौमि धर्मजम् ॥ १ ॥

આ શ્રીમાન્ ઉદ્ધવસંપ્રદાયમાં સર્વ સત્સંગિજનોને સુવિદિત છે કે-સત્સંગિઓના સર્વોત્તમ સંજીવનરૂપ હોવાથી 'સત્સંગિજીવન' એવી સાર્થક સંજ્ઞાથી સુપ્રસિદ્ધિ પામેલું આ શાસ્ત્ર છે આ શુભ શાસ્ત્ર સત્સંગિઓના પરમ જીવનરૂપ પ્રકટ પુરુષોત્તમ સહજાનંદ સ્વામિનારાયણ ભગવાનનું પ્રાદુર્ભાવને પ્રારંભીને અંતર્ધાનલીલાપર્યંત દિવ્ય સમસ્ત લીલામૃતનો સવિસ્તર અવબોધ આપનારૂં અને તેની સાથે સર્વ શાસ્ત્રાર્થના સત્ય સારરૂપ પરમમોક્ષોપયોગી ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના સ્વરૂપને તથા તેમાં અંગભૂત બીજા અનેક અર્થોના સ્પષ્ટ સ્વરૂપને વિશેષપણે પ્રતિપાદન કરનારૂં છે માટે આ શાસ્ત્ર ધર્માદિકનો અવબોધ આપનારાં અને મુમુક્ષુ મનુષ્યોએ પરમાદરેથી પરિસેવન કરવા યોગ્ય એવાં સચ્છાસ્ત્રોમાં પ્રધાનપણે પરિગણના પદને યોગ્ય છે. જેનો મહામહિમા માહાત્મ્યગ્રંથમાં તથા સંપ્રદાયના બીજા સદ્ગ્રંથોમાં તેમજ સત્સંગસમાજમાં સુપ્રસિદ્ધ છે, જેથી તેના વિશેષ વિવેચનની અત્ર જરૂર નથી. આવા સર્વોત્તમ શાસ્ત્રનું અભ્યુદય કે નિઃશ્રેયસની સ્પૃહાવાળા સત્સંગિઓએ પ્રતિદિન અથવા પ્રતિમાસ અથવા પ્રતિવર્ષ શ્રવણ-પ્રવચન-પારાયણ-પુરશ્ચર્યા-પ્રદાન આદિક પ્રકારનિયમોથી પરમાદરપૂર્વક પરિસેવન કરવા યોગ્ય છે. આ સર્વોપરી શાસ્ત્ર મહાસિદ્ધયોગીન્દ્ર ત્રિકાળજ્ઞ શતાનંદ મહર્ષિ પાસે સ્વયં શ્રીહરિ ભગવાને પોતાના

સન્નિધાનથી પરિપૂર્ણ પ્રોત્સાહન સાથેના પ્રેક્ષણપૂર્વક ભાવિ મનુષ્યોના કલ્યાણમાટે મહાગ્રંથ કરાવાના કરેલા રહસ્ય સંકલ્પને અનુસારે રચાયું છે. આ પ્રબન્ધનાં પાંચ પ્રકરણ છે. તેના ૩૧૯ અધ્યાયો છે. અનુષ્ટુપ્ સંખ્યાથી ૧૭૬૨૭ શ્લોકો છે. આ સમગ્ર ગ્રંથની હરિવાક્યસુધાસિંધુમાં સ્વયં શ્રીહરિએ જેમની મુક્તકંઠે પ્રશંસા કરી છે એવા શુકાવતાર શુકાનંદમુનિએ હેતુનામની સરસ સરલ સર્વોત્તમ વિસ્તૃત ટીકા કરી છે. બીજી **ભાવપ્રબોધિની** નામની ટીકા સ. ધ. ધુ. આચાર્યશ્રી **વિહારિલાલજી-મહારાજશ્રીએ** યોગ્ય સંક્ષેપમાં રચેલી છે. આવા મહાગ્રંથનું અદ્‌ભૂત **માહાત્મ્ય મુક્તાનંદ** મહામુનિએ રચેલું છે, જેના નવ અધ્યાયો છે. તેની અત્યારસુધી કોઈ ટીકા નહિ હોવાથી વર્તમાન આચાર્યશ્રીની આજ્ઞાથી પંડિતપ્રવરશ્રી **કૃષ્ણમાચાર્યજીએ ભાવપ્રદીપિકા** નામની ટીકા કરેલી છે. આવા અનેક અલંકારોથી અલંકૃત આ ગ્રંથરત્ન ગાદીસ્થાન વૃત્તાલયમાં શ્રીમદ્ આચાર્યપદને અલંકાર કરી રહેલા, શ્રીલક્ષ્મીનારાયણના પાદપદ્મની પરિચર્યાપરાયણ, સનાતન ધર્મધુરંધર, શ્રીમાન્ પૂર્વપૂર્વઆચાર્યવર્યોએ અતિ દૃઢતર કાગળો ઉપર સારા લેખકો પાસે સ્પષ્ટાક્ષરથી લખાવીને સારી રીતે સુરક્ષિત સ્થળમાં સંરક્ષણ કરી રાખ્યું હતું. આવા સર્વોત્તમ સર્વોપયોગી સચ્છાસ્ત્રની ફક્ત ત્રણ ચાર કોપીયોનો પ્રચાર થવા પામ્યો હતો. હાલમાં આ પ્રબન્ધપ્રવરના પ્રવચન-પારાયણ-પુરશ્ચર્યાદિકમાં દેશદેશમાં નગરનગરમાં ગામગામમાં હરિભક્તોને મહાશ્રદ્ધા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી જાય છે. આવી શ્રદ્ધાની અભિવૃદ્ધિની આલોચના કરી, સર્વેને આ પુસ્તકની દુર્લભતાને લીધે યથામનોરથ પ્રવચન પારાયણાદિકમાં અગવડતાનો વિચાર કરી, 'આવા સર્વોપયોગી પ્રબન્ધનો પ્રકાશ કરવો એજ આચાર્યપદનું પ્રથમ કર્તવ્ય છે' એમપણ વિમર્શ કરી અને સમયને પણ સન્માન આપવામાં સમુચિતતા સમઝીને, હાલમાં શ્રીલક્ષ્મીનારાયણચરણકમળની પરિચર્યાપરાયણ આચાર્યપદને અલંકાર કરી રહેલા ધર્મધુરંધરાચાર્યશ્રી **શ્રીપતિપ્રસાદજી-મહારાજશ્રીએ** સદ્‌ગુરૂ વિગેરે અગ્રેસર અનુયાયીઓની અનુમતિથી

આ શાસ્ત્રશિરોમણી સત્સંગિજીવનને છપાવી પ્રકાશ કરવાનો શુભ સંકલ્પ કર્યો. આવો સંકલ્પ આચાર્યપદને અનુરૂપ હોઇને શોભેજ છે.

ઉપરપ્રમાણે શ્રીમાન્ આચાર્યશ્રીએ આ પ્રબન્ધના પ્રકાશનનો શુભ સંકલ્પ કરી, તેના સંશોધન–સુસંસ્કરણ કાર્યમાં વડતાલપાઠશાળાના પ્રધાન પંડિત એમ્બાર્ કૃષ્ણમાચાર્યશ્રીની પ્રોત્સાહનપૂર્વક પ્રયોજના કરી. અને આવા વિશાળ વિશોધન કાર્યમાં તેમની સહાયમાં પુરાણી વાસુદેવચરણદાસજી અને શાસ્ત્રી હરિજીવનદાસજીનો નિયોગ કર્યો. આ પ્રમાણે સુવ્યવસ્થા થતાં આ પુસ્તક સર્વોત્તમ સ્વરૂપમાં છપાવાના સદ્વિચારથી સુપ્રસિદ્ધ સર્વોત્તમ નિર્ણયસાગર પ્રેસમાં અનુત્તમ કાગળો ઉપર નવીન ટાઈપોથી છપાવાનો પ્રારંભ કર્યો. આચાર્યશ્રીની અનુજ્ઞાને અનુસારે પંડિતવર્ય કૃષ્ણમાચાર્યજીએ પોતાના પૂર્વસંસ્કારમહિમાથી પ્રાપ્ત થએલી બુદ્ધિપ્રતિભાનો અહર્નિશ આખો ઉપયોગ કરી શ્રદ્ધાપૂર્વકના અભિનિવેશથી સાવધાન મન રાખી બે ટીકા સાથેના આ શાસ્ત્રનું સંશોધન કરી છપાવાનું કાર્ય પરિપૂર્ણ થતાં સત્સંગિજનના હૃદયને અત્યંત આહ્લાદ આપનારૂં થયું. આ ગ્રંથરત્નનું સટીક માહાત્મ્ય, તેના શ્રવણની આવશ્યકતા સત્સંગિજીવનના શ્રવણથી પહેલાં પ્રદર્શવેલી હોવાથી પ્રબન્ધના પ્રારંભમાં તેની સંયોજના કરી છે. વિસ્તૃત વિષયાનુક્રમણિકા, સટીક ગ્રંથના કર્તાઓનાં જીવનચરિત્રો અને ભૂમિકાભાગ વિગેરે અપેક્ષિત અપૂર્વ અલંકારો શાસ્ત્રીશ્રી કૃષ્ણમાચાર્યજીએ કરેલા છે. આ સંશોધન સત્કર્મમાં તેમની સહાયમાં આચાર્યશ્રીએ અનુજ્ઞા આપેલા પુરાણીશ્રી વાસુદેવચરણદાસે અંશથી સારૂ સાહાય્ય કર્યું છે. શાસ્ત્રી હરિજીવનદાસે તો આમૂલાગ્ર અક્ષરશઃ સાહાય્ય સંપાદન કર્યું છે તે સર્વ સત્સંગિજન સાક્ષિક છે. પ્રકટ ભગવાનનાં દિવ્ય ચરિત્રવિશેષોને જણાવનારાં ચિત્રો ચિત્રકર્મમાં કુશળ સૂર્યપુરવાસી હરિભક્તશિરોમણી રંગીલદાસ ભગવાનદાસે પરમાદરપૂર્વક ચિતરેલાં આ પ્રબન્ધમાં તે તે ઉચિત સ્થળમાં યોજેલાં છે જેથી ગ્રંથની ગૌરવતામાં ઘણો વિશેષ થયો છે. અને તેથી આ ચિત્રકાર્યમાં તે ચિત્રકારનું કળાકૌશલ્યપણ સાર્થક થયું છે. આ કરેલી સમયાનુસારી

અનન્યસાધ્ય નિષ્કામ સેવાથી શ્રીહરિ તથા તેમના સમસ્ત ભક્તો સુપ્રસન્ન થશે. એ રીતે આ સમગ્ર ગ્રંથ મંગળમૂર્તિ મહાપ્રભુ શ્રીહરિની પરમ કૃપાથી નિર્વિઘ્નપણે છપાઈ તૈયાર થવા પામ્યો છે. આ પુસ્તક પત્રાત્મક છે.

આ સર્વોત્તમ સદ્ગ્રંથ સર્વ સત્સંગીઓના સંજીવનરૂપ હોવાથી સર્વોપયોગી છે પરંતુ ગીર્વાણવાણીમાં ગુંથાએલો હોવાથી તેના જાણનારા જનોજ તેનો પ્રથમ લાભ લઈ શકે, બીજાને લેશ લાભ મળે નહિ. જેમ પેટીમાં મિષ્ટમિષ્ટ ફળો ભરીને પછી તેને તાળું વાસીને આગળ મુકે પણ જો કુંચીદાર ન હોય તો કોઇને ફળ મળી શકે નહિ. કોઈ ગીર્વાણવાણી ભણેલા હોય તે વાંચીને તેનો અર્થ કહે તોજ બીજાને લાભ મળે. જો ગુજરાતી ભાષામાં હોય તો સર્વને પરમ લાભ થાય. ગીર્વાણવાણી મૂળને ઠેકાણે છે અને દેશવાણી ડાળીઓને ઠેકાણે છે. વૃક્ષનાં મૂળ ધૂળમાં હોયછે અને મિષ્ટ ફળ ફુલતો ડાળીઓમાં હોયછે, એવો દેશી ભાષામાં વિશેષ પણ છે. માટે જો તેનું ગુજરાતી ભાષાંતર થાય તોજ સર્વના ઉપયોગમાં આવે. ભાષાંતર કરી છપાવવામાં કેટલાકનો એવો અભિપ્રાય જણાયો કે—ગ્રંથનું ગૌરવ ઘણું ગૌણ થઈ જાય. પરંતુ આ વાત એક હસ્તગત નહિ રહેલી હોવાથી બીજા કોઈ અલ્પપ્રજ્ઞ યદ્વાતદ્વા વિભક્તિના આડા અવળા અર્થ ગોઠવી અનન્વિત અસંબદ્ધ અનુવાદ કરી અનર્થ કરી વાળે જેથી સંપ્રદાયને પાછળથી પુષ્કળ પસ્તાવાનું પદ થાય અને તેથી ગ્રંથરત્નનું ગૌરવ તદન ગૌણ થઈ જાય. આવો સમયાનુસારી યોગ્ય વિચાર કરી સંપ્રદાયતરફથી સંસ્કૃત ભાગ તૈયાર થયા પછી સંપ્રદાયના કોઈ વિદ્વાનપાસે સારા સ્વરૂપમાં ગુર્જરાનુવાદ કરી છપાવવાનો પણ નિશ્ચય કરેલો, જેથી તેનીપણ જાહેરખબર પ્રથમથી આપી હતી. સંસ્કૃતભાગ તૈયાર થવા આવતાં કરેલા નિશ્ચયને અનુસારે તેનું ભાષાંતર કરવાની આજ્ઞા આચાર્યશ્રીએ શાસ્ત્રી હરિજીવનદાસને (પરમ સદ્ગુરૂશ્રી અદ્ભુતાનંદસ્વામિના શિષ્ય સદ્ગુરૂ પુરાણીશ્રી ઘનશ્યામચરણદાસજીના શિષ્ય ) કરેલી. તેમણે અર્થગંભીર બે ટીકાઓને આધારે પંડિતપ્રવરશ્રી કૃષ્ણમાચાર્યજીની સંપૂર્ણ સહાનુભૂતિ લઇને વિશેષ વિવેચન સાથે સરસ બહુ ઉપયોગી અર્થ વર્ણવવાની સાથે પદસ્વારસ્ય પદપ્રયોજન પદ-

લાલિત્ય પદતાત્પર્ય વિગેરે અપેક્ષિત અલંકારોથી અલંકૃત ભાષાંતર કરવાનું આરંભ્યું જેથી બુદ્ધિનો સમયાનુસારી સારો સદ્‌વ્યય થતાં તેની સારી સફળતા થશે, આ સર્વ અર્થતો વાંચવા વિચારવાથી વિદિત થશે જેથી જણાવાની જરૂર નથી.

એ રીતે આ આખા ગ્રંથરત્નનું ભાષાંતર આરંભતાં પ્રથમપ્રકરણ તૈયાર થતાં તેની સત્સંગસમાજને અત્યંત ઉપયોગિતા જાણી તેને છપાવાનો વિચાર નીકળતાં સુરત મંદિરના મહાંત સદ્‌ગુરૂસ્વામી **ભક્તિપ્રિયદાસજીએ** વડતાલના મુખ્ય કોઠારીશ્રી **ચતુરભક્તદ્વારા** સનાતન ધર્મધુરંધર આચાર્યશ્રી **શ્રીપતિપ્રસાદજીમહારાજશ્રીની** આજ્ઞા મેળવી છપાવાનો ઉપક્રમ કર્યો. આ પુસ્તક સર્વોપરી શુદ્ધ સ્વરૂપમાં સંપ્રદાયના ભૂષણભૂત થાય એવા સદ્વિચારથી નિર્ણયસાગર જેવા સારી સગવડતાવાળા સર્વોત્તમ પ્રેસમાં નવાજ ટાઇપોથી સારા કાગળો ઉપર ચારેબાજુ બાર્ડર નાંખી છપાવાનું કાર્ય બહુ કાળજીથી આરંભાયું. માહાત્મ્યગ્રંથના ભાષાંતરની પણ આ પ્રસંગમાં જરૂર જણાયાથી તેનું પણ ભાષાંતર શાસ્ત્રી **હરિજીવનદાસે** કરીને ગ્રંથશ્રવણ પહેલાં તેના શ્રવણની આજ્ઞા હોવાથી તેનો પ્રથમજ નિવેશ કર્યો છે. તથા વિષયાનુક્રમણિકા ભૂમિકા વિગેરે ભવ્ય ભૂષણોથી આ ગ્રંથ ભૂષિત કર્યોછે. આ અનુવાદસહિત સત્સંગિજીવનને છપાવામાં શોધવાનું કાર્યપણ શાસ્ત્રી **હરિજીવનદાસે** કર્યુંછે. પ્રકટ પુરૂષોત્તમ શ્રીહરિનાં દિવ્યચરિત્રવિશેષોને જણાવનારાં ચિત્રો તેતે સમુચિત સ્થળમાં સન્નિવેશ કર્યા છે. આ ચિત્રો સુરતના હરિભક્તશિરોમણી પેન્ટર **રંગીલદાસ ભગવાનદાસે** કર્યા છે. આ કાર્યમાં તેમની પોતાને પરમેશ્વરકૃપાથી પ્રાપ્ત થએલી ચિત્રકર્મમાં કુશળતાનો અપૂર્વ અનન્યસાધ્ય નિષ્કામ અલભ્ય લાભ લીધો છે, જેથી તેમની ઉપર શ્રીજીમહારાજ તથા તેમના તમામ અનુયાયીઓ અત્યંત પ્રસન્ન થશે. કેટલાકની એવી સૂચના થઈ કે ભાષાંતર સાથે મૂળશ્લોકો હોયતો બહુ સારૂં થાય, કેમકે મૂળ વિનાની બધી બાબત આંદલી કહેવાય. આ સૂચના યોગ્ય જણાયાથી મૂળનો પણ સમાવેશ રાખ્યોછે. મૂળમાં જેજે પાઠાન્તરો હતા તેપણ નીચે તેતે સ્થળે પ્રદર્શન્યાછે. મૂળમાત્ર વાંચનારાને મૂળજ સરલ પડે અને અનુવાદમાત્રને વાંચનારાને તેજ સરલ

પડે એવા વિચારથી પૃષ્ઠમાં ઉપરના ભાગમાં એકસાથે મૂળ શ્લોકો રાખ્યાછે અને નીચે એક સાથે ભાષાંતર રાખ્યું છે. કેટલાકની પદ્યાત્મક કરવાની સૂચના હતી પણ તેમાં અનેક અગવડો હતી જેથી તેમ થયું નથી. આ પુસ્તક છપાઈ તૈયાર થતાં તેનું બૉયડીંગ કામપણ રમણીય આકર્ષક કરાવ્યું છે. એરીતે આ પુસ્તક અનેક અપૂર્વ અલંકારોથી અલંકૃત કર્યું છે. તેતો જોવા ઉપરથી જણાશે એટલે વિવેચનની અપેક્ષા નથી. આ પુસ્તકના બીજા ભાગો યથાસમય ઉત્તરોત્તર છપાઇને બહાર પડશે. પાંચ પ્રકરણના પાંચ ભાગ જુદા જુદા થશે. ગુર્જરાનુવાદસહિત આ સત્સંગિજીવન પ્રબન્ધના પ્રકાશનમાં કોઈ પ્રામાદિક દોષ થયો હોય તો 'ચાલનારાને ઠેસ વાગે કે પડી જાય તે દોષને માટે ગણાય નહિ' આ ન્યાયથી ગુણગ્રાહી સુજ્ઞ જનો સહન કરશે. આ પુસ્તક વડતાલ સુરત મુંબઈ વિગેરે સ્થળેથી મળશે.

આ પ્રબન્ધના મુદ્રાપણપ્રસંગમાં કહેવાની વાત કહેવાઈ ગઈ છે, પરંતુ પ્રસંગથી આ પ્રબન્ધના સંબન્ધમાં એક અનિવાર્ય અક્ષમ્ય અનર્થ થએલો જણાયાથી સત્સંગસમાજને કિંચિત્ જણાવાની જરૂર પડી છે. બે ટીકાઓ સાથેનું મૂળ પુસ્તક છપાઈ તૈયાર થયા બાદ તેને આધારે વિશેષ વિવેચન સાથે ભાષાંતર સંપ્રદાય તરફથી થવાની સમયાનુગુણ જરૂર જણાયાથી તેવું ભાષાંતર થશે અને છપાશે એવી જાહેર ખબર પ્રથમથી આપી હતી અને આ વાતને ઘણા અનુયાયીઓ પ્રથમથી જાણતા હતા, તથાપિ કોઈ અમદાવાદના માધવલાલ દલસુખરામ નામના માસીકકાર ભાવસારે કેવળ પૈસા પેદા કરી લેવાની ખાસ સ્વાર્થી ઉમેદથી, સટીક મૂળ પુસ્તકને બહાર પડતા પહેલાં ઉતાવળ કરી, પ્રથમ દ્વિતીય તૃતીય પ્રકરણ પડતાં મુકી, ચતુર્થ પ્રકરણથી ગુર્જરાનુવાદ માસીકના થોડા છેલ્લા પેજમાં છાપવાનો આરંભ કરી વાળ્યો. જો આ ભાષાંતર સારા અર્થ સ્વરૂપમાં સમન્વિત કર્યું હોત તો દોષને અલ્પ સ્થાન ન હતું પરંતુ તેમાં અનેક અક્ષમ્ય દોષો થયા છે. આ કાંઈ માસીક હતું નહિ કે જેમ તેમ યદ્વાતદ્વા કરી પુરૂં કરી નંખાય. પોતે તેવી શક્તિવાળા વિદ્વાન્ નથી એતો ભાષાંતરના ઢોળ દેખાવ ઉપરથી અલ્પજ્ઞને પણ સ્પષ્ટ જણાય છે.

કોઈ વિદ્વાનની સહાનુભૂતિ પણ લીધી જણાતી નથી. જો લીધી હોય તો સ્પષ્ટ અર્થનો પણ અનર્થ થાય નહિ. પુસ્તક પણ સંપ્રદાય તરફથી મેળવ્યું જણાતું નથી, કોઈ વિમુખ થએલા પાસેથી વિત્ત આપીને મેળવેલું જણાય છે. સંપ્રદાયના બંધારણ મુજબ આચાર્યશ્રીની આજ્ઞાથી કર્યું હોય કે છાપ્યું હોય એમ પણ જણાતું નથી, કેમકે આચાર્યશબ્દજ જણાતો નથી, તે તો ટાઈટલ પેજ વિગેરે જોવાથી જણાઈ આવે છે. ભાષાંતરમાં કશો ભાવ કે સાર જણાતો નથી. મહાવિદ્વાનોએ રચેલી અર્થગંભીર ટીકાઓને આધારે કશો અર્થ લખ્યો નથી. પદનું જરૂરી વિવેચન નથી. જોઇએ તેવો અન્વય નથી. આંખ્યનું કાજળ કપાળે ઘસ્યા જેવું કેટલેક સ્થળે છે. અર્થનો અનર્થપણ પુષ્કળ કર્યો છે. ગ્રંથનો કોઈ ભાગ પડતો પણ રહ્યો છે. પદસ્વારસ્ય પદ-લાલિત્ય પદપ્રયોજન પદતાત્પર્ય વિગેરે વિશેષ અપેક્ષિત અર્થની તો વાતજ શી? ફક્ત વ્યાકરણના કિંચિત્ અવલંબનથી વિભક્તિના આડા અવળા અનન્વિત અસંબદ્ધ અસંભવિત મનસ્વી અર્થો ગોઠવી યદ્વાતદ્વા કરી વાળ્યું છે. ભૂમિકા કે વિષયાનુક્રમણિકા કે કર્તાઓના ચરિત્રો વિગેરે કશો અલંકાર નથી. કાગળ ટૈપ છાપ બૉયડીંગ વિગેરેમાં પણ કશો ભાવ કે સાર નથી. કોઈ સ્થળે કોઈ ચિત્ર ગોઠવણની ચાતુરી વાપરવા ગયા છે પણ પ્રસંગ કે સંબન્ધ જોવા તરફ લેશ લક્ષ અપાયો નથી. એ રીતે 'बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति' અલ્પશ્રુત થકી વેદાદિક શાસ્ત્ર એવો ભય રાખે છે કે 'આ અલ્પજ્ઞાની મને અર્થનો અનર્થ કરી છેતરશે.' આમાં કહ્યા પ્રમાણેની આ બધી કુસંગિજીવન સ્થિતિ થઈ છે. કેટલાક ભોળા કે આગ્રહીઓને એમ મનાય કે આ વાત તો સ્પર્ધાથી કે ઇર્ષ્યાથી કરાય છે જેથી સાચી મનાય નહિ. માટે તેણે બહાર પાડેલાં સત્સંગિજીવનઅનુવાદ શિક્ષાપત્રીઅનુવાદ વિગેરેમાં કરેલી અનેક અનહદ પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત જેવી પ્રત્યક્ષ અનર્થપરંપરાનું દિગ્દર્શન સ્થાલી-પુલાકન્યાયથી જાહેરખબરદ્વારા પ્રથમ કરાવ્યું છે એટલે હવે તેણે કરેલા અગણિત અનર્થોને વારે વારે કહેવાની જરૂર જણાતી નથી, જાહેર-ખબર વાંચી લેવી. એ રીતે સમ્પ્રદાયમાં આવા સર્વોપયોગી સર્વમાન્ય

પરમ પ્રામાણિક મુખ્ય ગ્રંથરત્ન સત્સંગિજીવનનું કુસંગિજીવન ભાષાંતર કેવળ આગળથી પૈસા પેદા કરી લેવાની ક્ષુદ્ર દાનતથી કરી વાળ્યું છે. ( अर्थी दोषान्न पश्यति ) માટે આવા ગ્રંથનું ગૌરવ ગૌણ કરી દેનારા ભુખ ભાષાંતરને ભાળીને ભરમાશો નહિ અને ગોળ ખોળ એક કરશો નહિ. આ સર્વ અર્થ સંપ્રદાય તરફથી બહાર પડેલા પ્રથમપ્રકરણના પ્રથમ ભાગના પુસ્તકના પ્રેક્ષણથી પ્રત્યક્ષ થશે એટલે હવે તેને વિવેચવાની જરૂર રહેતી નથી. માટે તેના તરફથી બહાર પડેલાં સત્સંગિજીવન વિગેરે પુસ્તકોના ગ્રાહક થતાં પરિપૂર્ણ વિચાર કરવાની જરૂર છે તે સુજ્ઞ જનો કરશે. એજ વિનંતિ.

પુરાણી નિરન્નમુક્તદાસ,
સ. સ્વામી ભક્તિપ્રિયદાસજીના શિષ્ય,-સુરત.



ॐ

# सत्सङ्गिजीवनमाहात्म्यश्लोकाः—

श्रीमदौद्धवसिद्धान्तश्रद्धाशुद्धाशयैर्बुधैः। सत्सङ्गिजीवनमिदं सेव्यतामममृतप्रदम् ॥१॥ धर्माभासान्निरस्य प्रकटयति परं सद्भिरेकान्तसेव्यं सद्धर्मं यद्भि, तत्त्वं गमयति विशदं वेदमौलिप्रगूढम्। कर्मज्ञानाद्युपायान् विशदयति तथा साङ्ख्ययोगैकसारान् संसेव्यं मुक्तिकामैर्भुवि जयति सतां जीवनं शास्त्रमेतत् ॥२॥ सत्सङ्गिजीवनेऽस्मिन् येषां चित्तं सदा रमते। कालव्यालभयात्ते मुक्ता अमृता हि मोदन्ते ॥३॥ सत्सङ्गिजीवनमिदं महितशतानन्दमुनिरचितम्। अनुदिनमनुचिन्तयताममृतरसः स्वरसमापतति ॥४॥ भगवत्सहजानन्दचरितामृतसम्भृतम्। सत्सङ्गिजीवनं शास्त्रं को न सेवेत पण्डितः ॥५॥ सहजानन्दचरितसुधारसतरङ्गिणी। शतानन्दमुनेर्वाणी तापत्रयनिवारिणी ॥६॥ न कामवादकालुष्यं नार्थवादमहाभ्रमिः। सत्सङ्गिजीवननदी सुसेव्या सेव्यतामियम् ॥७॥ निःश्रेयसैकमूलेऽस्मिन् भगवच्चरितामृते। सत्सङ्गिजीवने नैव ह्यर्थवादादिसम्भवः ॥८॥ यत्रानवधिकानन्दसहजानन्दसत्कथाः। तापत्रयोपघाताय तत्र सज्जेत सज्जनः ॥९॥ कलौ कलिमलघ्नस्य हरेश्चरितनिम्नगा। सत्सङ्गिजीवनाख्येयं क्षितौ वहति निर्मला ॥१०॥ आविर्भूय क्षितौ यः कलिमपि कृतयत्नक्षरात्स्वस्वरूपं सर्वाविर्भावमूलं सकलजनदशामग्रतः सम्प्रकाश्य। भूयो धर्मप्रतिष्ठां व्यतनुत भुवने

सोऽयमेवाशृणोत्स्वं प्रादुर्भावादिलीलाचरितमथ शतानन्दनाम्ना निबद्धम् ॥११॥ यत्तत्त्वं श्रुतिमौलिषु प्रणिहितं यो धर्ममार्गः स्मृतौ ख्यातः सृष्टिलयक्रमोऽस्य जगतः ख्यातः पुराणेषु यः। कामक्रोधमुखादिदोषचरितं यच्चेतिहासादिषु ख्यातं तत्सकलं सुखेन गमयत्येष प्रबन्धो महान् ॥१२॥ यस्मिन् श्रुते नाश्रुतं स्यात् विदितेऽविदितं न च। सत्सङ्गिजीवनमिदं तादृक्चरितसंश्रयम् ॥१३॥ सत्सङ्गिजीवनस्यास्य महिमाऽनुपमः खलु। निःसमाभ्यधिको यस्मिन् वर्ण्यते पुरुषोत्तमः ॥१४॥ सत्सङ्गिजीवनमिदं श्रुतिसम्पुटाभ्यामापीय यः स्पृहयते न रसान्तराय। तस्मै सतु स्पृहयति श्रुतिमौलिगम्य आनन्दमूर्तिरमितः परमो रसो यः ॥१५॥ अनवधिकानन्दमयः सहजानन्दो निरूप्यते यत्र। सत्सङ्गिजीवनं तद्येऽनुध्यायन्ति तैर्जितः सर्गः ॥१६॥ सत्सङ्गिजीवनमिदं जननजरारोगसंहरणम्। सेवत सुधियो यूयं परमानन्दश्च भविता वः ॥१७॥ इदं विमलसम्पदामुपनिधानमत्युत्तमं सुसाधनमनुत्तमं निजहिताहितप्रेक्षणे। भवाब्धितरणे पुनर्निरुपमा दृढा नौरियं सतां किमपि जीवनं पठत शास्त्रमेतन्महत् ॥१८॥ सत्सङ्गिजीवनास्वादनित्यसन्तृप्तमानसाः। जयन्तु भुवने नित्यं कल्याणाय भवाध्वनि ॥१९॥ जयतु स तावद्भगवान् सहजानन्दः समस्तसुरसेव्यः। तच्चरितामृतगर्भं जयतु च सत्सङ्गिजीवनं शास्त्रम् ॥२०॥



श्रीस्वामिनारायणो जयति ।

# भूमिका ।

जयतु स तावद्भगवान् सहजानन्दः समस्तसुरसेव्यः ।
तच्चरितामृतगर्भं जयतु च सत्सङ्गिजीवनं शास्त्रम् ॥ १ ॥

ભૂમિકાનાં પ્રસ્તાવના પીઠિકા ઉપોદ્‌ઘાત એ નામાંતરો છે. ભૂમિકાનું પ્રયોજન એજ હોવું જોઇએ કે–જે પ્રબન્ધની ભૂમિકા લખાય તેમાં પ્રધાન પ્રતિપાદ્ય સ્વેષ્ટદેવનાં આવિર્ભાવને આરંભીને અંતર્ધાનાંત અસાધારણ અલૌકિક અદ્‌ભુત ઐશ્વર્ય ભરેલાં અપ્રાકૃત ગુણચરિત્રો પરમભક્તોના સમાસમાટે સંક્ષેપમાં વર્ણવવાં અને પ્રબન્ધપ્રોક્ત વિષયોનો સારાંશ પ્રેક્ષાવતોની પ્રવૃત્તિમાટે સંગ્રહમાં વિવેચન કરવો અને ગ્રંથનો મહિમા પ્રયોજન ઉત્પત્તિ પ્રામાણ્ય વર્ણવવું અને ગ્રંથકર્તાઓનાં ચરિત્રો જણાવવાં વિગેરે. તેમાં ગ્રંથનું માહાત્મ્ય પ્રયોજન ઉત્પત્તિ આદિક પ્રથમ જણાવાની જરૂર છે. આ સત્સંગિજીવન સચ્છાસ્ત્ર સત્સંગિઓના સંજીવનરૂપ હોવાથી સાર્થક સંજ્ઞાથી સુપ્રસિદ્ધ છે. આ સંજ્ઞાની નિરૂક્તિ ગ્રંથમાંજ કરી છે કે–"सन्तं समीशं भुवि संश्रिता ये सत्सङ्गिनस्ते कथिता हि तेषाम् । भवत्यदो जीवनमेव यस्मात्तत्सर्वथा सेव्यमिदं सदा तैः ॥". આ શુભ શાસ્ત્રનો મહિમા સ્વયં ગ્રંથકારે ગ્રંથમાંજ 'श्रीमच्छतानन्दकृतेऽत्र रम्ये' ઇત્યાદિ ૭ શ્લોકથી સહેતુક કહ્યો છે. (પ્ર. ૧ અ. ૧ શ્લો. ૧૭ થી) તથા પંચમપ્રકરણમાં 'वेदशास्त्रपुराणानां साररूपमिदं परम्'. આ શ્લોકને આરંભીને 'एतज्ज्ञानवतां' આ શ્લોક પર્યંતના નવ શ્લોકથી કહ્યો છે. આ ગ્રંથના માહાત્મ્ય માટે મુક્તાનંદ મહામુનિએ માહાત્મ્યગ્રંથ નવ અધ્યાયનો રચ્યો છે તેમાં

શતાનંદમુનિનું વચન છે કે–'एतन्मत्तो हरिः श्रुत्वा श्रीगुरुस्तेनेत्यमब्रवीत् । रमणीयमिदं शास्त्रं सर्वशास्त्रशिरोमणिः ॥ बहुविधद्रविणेष्विव शेवधिः क्षितिरहेष्विव कल्पतरुर्वरः । सकलगोष्विव कामदुघा वरा श्रुतगणेषु वरिष्ठमिदं स्मृतम्' ઈત્યાદિ. એ રીતે ગ્રંથનું માહાત્મ્ય ગ્રંથમાં અને માહાત્મ્યમાં પરિપૂર્ણ છે જેથી તેને વિશેષ વર્ણવવાની જરૂર નથી. આ ગ્રંથનું પ્રયોજન તેના પ્રવર્તક પોતે શ્રીહરિએજ કહ્યું છે કે–'कलौ जनिष्यमाणानां शतानन्देन देहिनाम् । उद्धृत्यै कारितो ग्रन्थः समाश्रयाय एव सः ॥' તથા 'निस्तारणाय लघु संसृतिसागरस्य नौकेदमेव भुवि मानवदेहभाजाम्' તથા માહાત્મ્યગ્રંથમાં 'श्रीमद्धरितिरोधानानन्तरं त्वियमेव हि । वर्तते नौर्भवाम्भोधेस्तरणाय शरीरिणाम्' 'सत्सङ्गिजीवनग्रन्थो मोक्षहेतुस्त्वया कृतः' ઈત્યાદિ. એરીતે ગ્રંથનું પ્રયોજન સ્પષ્ટપણે કહ્યું છે.

આ ગ્રંથરત્નની ઉત્પત્તિ સત્સંગિઓના પરમજીવનરૂપ પરમકારૂણિક પરબ્રહ્મ પરમાત્મા સ્વયં શ્રીહરિએજ કરેલી આ ગ્રંથમાંજ કહી છે. પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન વિચારતા પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીહરિએ પોતાના અવતરણનું કાર્ય પરિપૂર્ણ થતાં ભાવિ મનુષ્યોના આત્યંતિક હિતનો એકાંતમાં સુવિચાર કરતાં ત્રણ પ્રકારે વિચાર કર્યો. તેમાં એક મહાગ્રંથ રચાવાનો શુભ સંકલ્પ કર્યો કે–'धर्मज्ञानविरक्तीनां भक्तेश्चावगमाय तु । ग्रन्थकर्ता शतानन्दो मच्चरित्रोपबृंहितम् । सिद्धान्तं सर्वशास्त्राणां तेन शास्यन्ति मच्छ्रिताः' આવા સંકલ્પ સમ સમયમાં પ્રત્યક્ષ પરમેશ્વરનાં દર્શનની લાલસાવાળા શતાનંદમુનિએ બદરીકાશ્રમમાં જઈ બદરીનાથ શ્રીનારાયણનું સમારાધન કર્યું. સમારાધાનથી સુપ્રસન્ન થએલા નારાયણે પોતાના દિવ્ય અદ્ભુત સ્વરૂપનું દર્શન આપ્યું અને વર માગવાનું કહ્યું ત્યારે મુનિએ વર માગ્યો કે હે ભગવન્! જો તમો મારી ઉપર પ્રસન્ન થયા હો અને મને વર આપવો હોય તો મને નિરંતર આપની પાસે રાખો અને આપની અખંડ સેવા આપો. હું આ લોકમાં આપની પાસે રહીનેજ તમારા ગુણોનું ગાન કરવા ઈચ્છુંછું, જે ગુણગાનથી મારી વાગિન્દ્રિયની સફળતા થાય અને અંતઃકરણની નિર્મળતા થાય. હું સિદ્ધિ

ઐશ્વર્યાદિ કાંઈપણ ઈચ્છતો નથી કેમકે માયામય સાંસારિક સુખમાં હું મહા વિરક્ત છું. આ પ્રકારે મુનિએ પ્રાર્થના કરેલા ભગવાન્ નારાયણે વરદાન આપ્યું કે-'મુમુક્ષુ તમોએ આ સારો નિશ્ચય કરેલો છે પરંતુ હાલમાં હું ભૂમિમાં ઉત્તર કોસલ દેશમાં ધર્મદેવથકી તેમની ભક્તિદેવી ભાર્યામાં આવિર્ભાવ થઈ હરિ નામથી વિખ્યાત થઈ હમણાં પશ્ચિમ પંચાળ દેશમાં આવેલા દુર્ગપુરમાં રહ્યો છું. તે હું તમોને મારીપાસે રાખીશ અને તમારા મનમાં મારા ગુણગાનની ઈચ્છા છે તો મારા ચરિત્રોનો ગ્રંથ કરનારા થશો. એરીતે તમારો મનોરથ પરિપૂર્ણ થશે તો તમો મને ગોતીને ત્યાં મળશો' એમ કહીને નારાયણ અંતર્ધાન થઈ ગયા. તે કહ્યું છે કે-'मदीयगुणगानेच्छा वर्तते तव हृत्ततः । तस्य मे त्वं चरित्राणां ग्रन्थकर्ता भविष्यसि' ઇત્યાદિ. વરદાન પામ્યા પછી મનમાં પરમ પ્રસન્ન થએલા શતાનંદમુનિ વિચરતા વિચરતા બે માસે અમદાવાદ પુરમાં આવ્યા. ત્યાંથી યજ્ઞમહોત્સવ ઉપર જતા બ્રાહ્મણોની સાથે ડભાણમાં આવીને શ્રીહરિને મળ્યા જેથી શ્રીહરિએ તેમને ભાગવતી મહાદીક્ષા આપી પોતાની સેવામાં રાખ્યા અને થોડા કાળમાં સાધન વિનાજ સમાધિસિદ્ધિ તથા ત્રિકાળજ્ઞ જ્ઞાન આપી સ્વસ્વરૂપનું તથા ગુણકર્માદિકનું યથાર્થ વિજ્ઞાન આપ્યું. ત્યારપછી પ્રસન્ન થએલા મુનિએ ભગવાનના ગુણવર્ણનથી સ્વજ્ઞાન અને વિદ્યાની સફળતા કરવા પ્રાર્થના કરી કે-'त्वद्यशोगुम्फनेनैव प्रबन्धैर्विविधैः प्रभो ! । स्वज्ञानं सफलीकर्तुमुत्काया‌ज्ञां तु देहि मे ॥' એ રીતે નિષ્કપટપણે પ્રાર્થના કરેલા શ્રીહરિએ કહ્યું કે-'તમારો આ મનોરથ સફળ થશે. મારી સાથે તમો ઉત્તમ દુર્ગપુરમાં આવો. ત્યાં હું રાધાકૃષ્ણનું મંદિર કરાવું છું. તે અતિપવિત્ર ક્ષેત્રમાં સ્થિર મનથી રહીને તમારા અનુભવને અનુસારે મારૂં શાસ્ત્ર રચશો. આ પ્રકારે પ્રભુએ કહ્યું એટલે પ્રહર્ષ પામેલા શતાનંદમુનિ ભગવાન્ સાથે દુર્ગપુરમાં આવીને રહ્યા. કોઈ સમયે યોગોપદેશ સાંભળવા ઈચ્છતા મુનિના પ્રત્યે શ્રીહરિએ સાંગ યોગોપદેશ કર્યો. તેને સાંભળીને સંતુષ્ટ થએલા શતાનંદે શ્રીહરિની સ્તુતિ કરી. સ્તુતિથી અતિશય પ્રસન્ન થએલા શ્રીહરિએ કહ્યું કે-'महर्षे ! यन्म-

नोमीष्टं भवेत्तव मदृश तत्। शृणु प्रीतोऽस्म्यहं तुभ्यं तद्दास्यामि न संशयः' ઈત્યાદિ. તે પછી શ્રીહરિના વચનશ્રવણથી મનમાં મુદિત થએલા મુનિએ પ્રાર્થના કરી કે-'હે સ્વામિન્! જો તમો મારી ઉપર પ્રસન્ન થયા હો તો મારો પુરાતન મનોરથ કૃપા કરી પરિપૂર્ણ કરો. હું આપના ચરિત્રનો ગ્રંથ કરવા ઈચ્છુંછું તો તેની મને આજ્ઞા આપો, કેમકે આપે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે. તમારા દિવ્ય ચરિત્રનો ગ્રંથ ગુથવાથી મારો વિદ્યાભ્યાસનો શ્રમ સફળ થશે. આ મારૂં અભીષ્ટ આપો, કારણ કે તમો ભક્તોને અભીષ્ટ અર્થ આપનારા છો.' આ પ્રકારે પ્રેમીભક્ત મુનિએ પ્રાર્થના કરેલા ભગવાને પ્રસન્ન થઇને કહ્યું કે 'હે યોગિરાજ! તમારી ઈચ્છાને અનુસારે મારા ચરિત્રનો ગ્રંથ કરો તેમાં યથાશ્રુત યથાદૃષ્ટ મારાં ચરિત્રો વર્ણન કરો. તમારી મતિમાં ત્રૈકાલિક જ્ઞાન વર્તે છે. અને સર્વ જનોના મનના પણ અભિપ્રાયો તમો જાણો છો. તમારે અવિદિતતો કાંઇપણ રહેશે નહિ, કેમકે તમો મને પરમ પ્રિય છો. હું પૃથ્વી ઉપરથી અંતર્ધાન થઈ જઈશ ત્યારપછી તમોએ રચેલો મારા ચરિત્રનો ગ્રંથજ આ લોકમાં મારા આશ્રિત મનુષ્યોને મહાજીવનાધારરૂપ થશે. માટે તેનું સત્સંગિજીવન સાર્થક નામ થશે. તમો પ્રથમ મેં લખેલી શિક્ષાપત્રીને અનુષ્ટુપ્ છંદથી ગુંથો પછીથી સત્સંગિજીવન નામનો મહાનિબન્ધ કરો. એકાંત સ્થળમાં બુદ્ધિ સ્થિર રહેછે માટે તમો શ્રીગોપીનાથમંદિરમાં વિજનપણે વાસને સમુચિત એક શાળા (ઓરડી) છે તેમાં નિવાસ કરો.' શિક્ષાપત્રી રચ્યા પછી વળી શ્રીહરિએ કહ્યું કે 'હે મહાબુદ્ધે! તમો સ્વાભીષ્ટ સર્વોત્તમ મહાગ્રંથ કરો. તેવો ગ્રંથ કરવામાં તમો સમર્થ છો. તમોને બુદ્ધિ શ્રીકૃષ્ણપ્રસાદથી પ્રાપ્ત થઈ છે એમ અમોને જણાયછે. જો એમ ન હોય તો મારો આવો અભિપ્રાય જાણીને કોણ કહી શકે?' આ પ્રકારે શ્રીહરિએ કહ્યું એટલે દેવદુર્લભ તદનુગ્રહને પામેલા શતાનંદ મહર્ષિ શ્રીહરિને પ્રણામ કરી પોતાના નિવાસ સ્થાનમાં ગયા. તે પછી શ્રીહરિના પ્રસાદથી જેમને સર્વજ્ઞપણું પ્રાપ્ત થયું છે એવા સિદ્ધયોગિરાજે સંવત્ ૧૮૮૫ની ચંપાષષ્ઠી (માગશર શુકલ ષષ્ઠી) તિથિએ સત્સંગિજીવન રચવાનો સમારંભ કર્યો. એક એક પ્રકરણ

સંપૂર્ણ કરીને પોતાના નિવાસસ્થાનમાં સુખેથી રહેલા ભગવાન્ શ્રીહરિને સમગ્ર ગ્રંથ વાંચી સંભળાવ્યો. શ્રીહરિએ નિરંતર પોતાની પાસે રહેલા શુકાનંદાદિ મુનિઓની સાથે સમાદરથી સાંભળ્યો અને તેથી અત્યત પ્રસન્ન થયા. એરીતે પ્રબન્ધને પરિપૂર્ણ કરી તેને બરોબર શોધીને સુવ્રત-મુનિ વિગેરે કેટલાક તેમના શિષ્ય ભક્તોને ભાવથી ભણાવ્યો. એરીતે આ પરમપાવન સત્સંગિજીવન મહાનિબન્ધ પોતાના પરમ પ્રસાદના પાત્રભૂત ત્રિકાળજ્ઞ મહાયોગિરાજ શતાનંદ મહર્ષિ પાસે સ્વયં શ્રીહરિએ પોતાની આજ્ઞાથી પોતાનીજ સન્નિધિથી અને પોતાનાજ પ્રોત્સાહન સાથેના પ્રેક્ષણથી પરિપૂર્ણ કરાવ્યો છે. તે માહાત્મ્યમાં સ્વયં મુનિએ કહ્યું છે કે- '**अनुमहाद्धरेः शास्त्रं शुभमेतत्तदाज्ञया । तत्समीपनिवासेन कृतं क्षोणिपते ! मया ॥**' એ રીતે ભાવિ મનુષ્યોના પરમ મોક્ષમાટે સર્વજ્ઞ સર્વશક્તિ સ્વય ભગવાને ત્રિકાળજ્ઞ યોગિરાજ શતાનંદ મહામુનિ પાસે દુર્ગપુરમાં રહીને આ ગ્રંથરત્નની ઉત્પત્તિ કરી છે અને પ્રવૃત્તિ કરી છે. આ ઉપરનો સર્વ અર્થ ગ્રંથમાંજ ગ્રંથકારે નિવેશ કરેલો છે. તેનો શ્રવણાદિ મહિમા ગ્રંથમાં તેમજ માહાત્મ્યગ્રંથમાં સ્પષ્ટ છે. એ રીતે આ મહાગ્રંથની ઉત્પત્તિ પ્રયોજન અને માહાત્મ્ય છે.

આ પ્રબન્ધ સ્વતઃપ્રમાણ છે. પ્રબન્ધની પ્રામાણ્યતા તો ઉપદેષ્ટા પ્રવર્તક પુરૂષની પ્રામાણ્યતાને આધીન છે. જો ઉપદેશક સ્વલ્પજ્ઞ કરૂણા-હીન અનાપ્ત પ્રમાદી અને અશક્ત હોય તો તેના ઉપદેશમાં ભ્રમ વચના વિગેરે અનેક દોષની સંભાવના આવે જેથી તેના વચનની પ્રમાણતા થાય નહિ. જેમ પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણભગવાને સ્વયં સર્વજ્ઞ સર્વશક્ત હોઇને સ્વાર્થનિરપેક્ષ કેવળ કરૂણાથીજ લોકોના કલ્યાણમાટે પ્રકાશ કરેલા વેદની તેમાં પુરૂષપ્રયુક્ત પ્રમાદિ દોષની અસંભાવનાને લીધે સ્વતઃપ્રમાણતા છે તથા ગીતાની સ્વતઃપ્રમાણતા છે, તેમ '**यः सर्वज्ञः सर्ववित्**' '**स्वाभाविकी ज्ञानबलक्रिया च**' '**यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः**' ઇત્યાદિ શ્રુતિવચનોમાં વર્ણવેલી સર્વજ્ઞ શક્તિએ સંપન્ન અને '**यदा यदा हि धर्मस्य +++ परित्राणाय साधूनां**' ઇત્યાદિકમાં કહ્યા મુજબ કેવળ કૃપાથીજ

કળિજનોના આત્યંતિક કલ્યાણ માટેજ પ્રવર્તેલા, સર્વના સાચા સુહૃત્ શરણ્ય આપ્તતમ પુરૂષોત્તમ ભગવાન્ શ્રીહરિના ઉપદેશવચનોમાં ભ્રમ વંચના વિગેરે કોઈપણ દોષની લેશપણ સંભાવના હોઈ શકે નહિ જેથી તેમના ઉપદેશરૂપ આ પ્રબન્ધની વેદવત્ સર્વાંશે સ્વતઃપ્રમાણતા છે. આ પ્રબન્ધમાં પોતાની સર્વજ્ઞતા સર્વશક્તિતા સ્વાર્થનિરપેક્ષ કૃપાળુતા વાત્સલ્યતા નિષ્પ્રમાદતા આપ્તતમતા વિગેરે સુગુણો વર્ણવવા પૂર્વક પોતાની ભગવત્તા સ્પષ્ટપણે અસંકોચથી વર્ણવીછે. ગ્રંથ કરવાનો સંકલ્પ કર્યો ત્યાં 'दयावात्सल्यवारिधिः' એવું આ ભગવાનને વિશેષણ આપ્યું છે, આવા પુરૂષોત્ત ભગવાનના વચનમાં ભ્રમાદિ દોષની સંભાવના હોયજ નહિ જેથી તેમનાં વચનો પરમ પ્રમાણ છે તેમાં બીજા પ્રમાણની અપેક્ષા નથી. વળી ગ્રંથ ગુંથનારની પ્રમાણતા ઉપર પણ પ્રબન્ધની પ્રામાણ્યતા છે. જો ગુંથનાર અલ્પજ્ઞ અનાપ્ત નિષ્કરૂણ પ્રમાદી હોય તો તેની કૃતિમાં ભ્રમ ઠગાઈ આદિક દોષની સંભાવના આવેજ જેથી પ્રબન્ધની પ્રમાણતામાં વિગુણતા આવેજ. આ મહાગ્રંથને ભગવાનના અક્ષરશઃ અભિપ્રાયને અનુસારે ગુંથનારા શતાનંદ મહર્ષિ હતા. આ મુનિના મહાગુણો મહાગ્રંથમાંજ કહ્યા છે-વેદ શાસ્ત્ર પુરાણ અને પંચરાત્રાર્થને જાણનારા, વિષયોમાં વિરક્ત, સ્વધર્મમાં અચળ સ્થિતિવાળા, સત્ અસતની વ્યક્તિ જાણનારા, દૈવ માનુષ્ય લક્ષણને જાણનારા, શાંત, ઉદાર, મૃદુભાષણ, અહિંસવૃત્તિ, કરૂણાવાન્, કુશાગ્ર બુદ્ધિવાળા, પરમાત્મસ્વરૂપના સાક્ષાત્કારવાળા, સાધન વિનાજ ભગવાનની પ્રસન્નતાથી સમાધિસિદ્ધિને પામેલા, વ્યાસસુતાકૃતિ, ભૂત ભવિષ્ય અને વર્તમાનને જાણનારા, ભગવાન શ્રીજી ગ્રંથ કરવાનું વરદાન પામેલા, ઈત્યાદિ. આવા સદ્‌ગુણશીલ સર્વજ્ઞ મહર્ષિની કૃતિમાં ભ્રમ વંચના વિગેરે દોષની સભાવના લેશપણ હોઈ શકે નહિ. ગ્રંથના આરંભમાંજ ગ્રંથની પ્રામાણ્યતા માટે કર્તા શતાનંદમુનિની સંશુદ્ધિ કહી છે જેથી હવે આ પ્રબન્ધની પ્રામાણ્યતા વિશે સંશય લેશ નથી. વળી પ્રબન્ધની પ્રમાણતા વિષયો ઉપર પણ આધાર રાખે છે. જો વેદાદિ સચ્છાસ્ત્રવિરૂદ્ધ કલ્પિત વિષયો વર્ણવ્યા હોય તો તેવા પ્રબન્ધની પ્રમાણતા પોપાયજ

નહિ. આ ગ્રંથમાં તો જે વિષયો વર્ણવ્યા છે તે અક્ષરશઃ શાસ્ત્રમૂળક છે. વેદ વેદાંત સાંખ્ય યોગ પાંચરાત્ર ભાગવત આદિકમાં જે દિવ્ય ભગવદ્‌ગુણ ચરિત્ર, આત્મપરમાત્મવિજ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ વિગેરે વર્ણવ્યા છે તેને અનુસારેજ તેમાં વિરોધ ન આવે એ રીતે વિશેષ વિવેચન સાથે અત્ર અર્થો વર્ણવ્યા છે, તેમાં વેદાદિ આઠ સચ્છાસ્ત્રની સ્વાભિમતતા પણ જણાવી છે. વિશેષમાં 'सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः' 'यावानर्थ उदपाने' એમાં કહ્યા પ્રમાણે જેનો ખાસ મહામોક્ષમાંજ સાક્ષાત્ ઉપયોગ થાય એવા ભક્તિ આદિક ઉપાયોજ દત્તાત્રેયની પેઠે ગુણગ્રાહી બુદ્ધિથી વર્ણવ્યા છે. આ ગ્રંથને વિશેષણો પણ એવાજ અર્થને અવબોધ આપનારાં અનુરૂપ આપ્યાં છે-'वेदशास्त्रपुराणानां साररूपमिदं परं' 'अखिलवेदसारः सुस्पष्टमैकान्तिकधर्म उक्तः' 'सद्धर्मशास्त्रं परं धर्मज्ञानविरागभक्तिनिभृतं' 'सकलधर्मविनिर्णयमञ्जसा सकलशास्त्रमतभ्रमवारणम्' 'विविधसंशयशल्यसमुद्धरम्' 'इतिहासपुराणानां वेदानां साङ्ख्ययोगयोः । स्मृतीनामपि सर्वासां वेदान्तस्य च भूपते! । अस्ति रामायणादीनां सच्छास्त्राणामिदं श्रुतम्' 'साररूपमतिश्रेष्ठं भवभीतिनिवर्तनम्' 'यन्नात्यन्तिकनिःश्रेयोहेतुरैकान्तिकाभिधः । अतिस्पष्टतया धर्मो वर्णितः पापनाशनः । ईशब्रह्मपरब्रह्ममायाजीवात्मनामिदम् । अस्त्येवाज्ञानतिमिरध्वंसभास्करसन्निभम्' 'श्रवणेनास्य शास्त्रस्य बुध्यते श्रोतृभिर्जनैः । रहस्यं सर्वशास्त्राणां याथार्थ्येनातिदुर्गमम्' 'निगमसम्मितम्' ઇત્યાદિ. એ રીતે સ્વોપદેશમય સર્વ ગ્રંથમાં વેદાદિ સચ્છાસ્ત્રોનું અનુસરણ પ્રદર્શાવ્યું છે અને ઘણે સ્થળે તેતે શ્રુત્યાદિકપણ એજ સ્વરૂપમાં મુક્યાં છે તો કોઈ સ્થળમાં તે તે વચનોનો અનુવાદજ કર્યો છે. એ રીતે આ નિબન્ધમાં વેદાદિ શાસ્ત્રાનુસારી ઉત્તમ ઉપયોગી વિષયો વર્ણવ્યા છે જેથી તેની પરમ પ્રામાણ્યતા સુદૃઢ છે. એ રીતે ગ્રંથકર્તા શતાનંદ મહામુનિ અને કરાવનારા પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન્ શ્રીહરિ અને વેદાદિ સચ્છાસ્ત્રાનુસારી વિષયોની પ્રામાણ્યતાથી આ પ્રબન્ધની પરમ પ્રામાણ્યતા ન ચલાયમાન થાય એવી છે. ગ્રંથકર્તાઓનાં ચરિત્રાદિ અવસર આવતાં આગળ ઉપર આવશે.

આ પ્રબન્ધમાં પ્રધાન પ્રતિપાદ્ય પરબ્રહ્મ પરમાત્મા ભગવાન્ શ્રીસહજ-

નંદસ્વામી છે તો તેમના અવતારનું પ્રયોજન તથા તેમણે પ્રદર્શાવેલા કારુણ્ય વાત્સલ્ય સૌશીલ્ય ઔદાર્ય આદિક દિવ્ય ગુણો અને તેમનાં અપ્રાકૃત ઐશ્વર્ય ભરેલાં દિવ્ય ચરિત્રો વર્ણવવાં એ આ ભૂમિકાનો મુખ્ય વિષય છે, 'कलौ सङ्कीर्त्य केशवं' 'कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत्' 'एतावतालमघनिर्हरणाय पुंसां सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्' 'अविच्युतोऽर्थः कविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम्' लीलाकथारसनिषेवणमन्तरा ...नान्यः प्लवो भगवतः पुरुषोत्तमस्य' ઈત્યાદિ સચ્છાસ્ત્ર કલિયુગમાં ભગવાનના ગુણ કર્મ નામના કીર્તનનેજ મોક્ષમાં મુખ્ય હેતુપણે કહેછે. માટેજ ભગવાન્ શ્રીહરિ શતાનંદમુનિ સાથેના ગ્રંથકરણ પ્રકરણમાં 'मच्चरित्रोपबृंहितम्' એમ પોતાના ચરિત્રામૃતનોજ ગ્રંથ પ્રધાનપણે ગુંથવાનો વારે વારે કહેછે. અને શતાનંદસ્વામીપણ વરદાનમાં ચરિત્રામૃતનો ગ્રંથ કરવાનીજ માગણી કરેછે. સ્વસંપ્રદાયની પરિપુષ્ટિનો પરમ હેતુ વિચારતાં મધ્યના ૫૮ વચનામૃતમાં શ્રીમુખે એમજ કહ્યું છે કે-'જે સંપ્રદાયના ઈષ્ટદેવ હોય તેનો જે હેતુમાટે પૃથ્વીવિષે જન્મ થયો હોય અને જન્મ ધરીને તેણે જે જે ચરિત્ર કર્યા હોય અને જે જે આચરણ કર્યાં હોય તે આચરણનેવિષે ધર્મપણ સહજે આવી જાય અને તે ઈષ્ટદેવનો મહિમા પણ આવી જાય, માટે પોતાના ઈષ્ટદેવનાં જે જન્મથી કરીને દેહ મુકવા પર્યંત ચરિત્ર તેનું જે શાસ્ત્ર તેણે કરીને સંપ્રદાયની પુષ્ટિ થાય છે.' એમ કહીને તેવા પ્રબન્ધો રચવાની આજ્ઞા મુક્તાનંદ મહામુનિને કરીછે. સ્વરૂપાનંદસ્વામીને પણ આત્યંતિક શાંતિનો પરમ હેતુ શ્રીજીએ એજ જણાવ્યો છે. આવા હેતુથીજ આ મહા ગ્રંથના પ્રત્યેક અધ્યાયની ઇતિમાં 'नारायणचरित्रे' એવું ગ્રંથને વિશેષણ આપેલું છે. આ પ્રમાણે સુસ્થિતિ છે તો આ ભૂમિકામાં પ્રધાન પ્રતિપાદ્ય સ્વેષ્ટદેવનાં દિવ્ય ગુણચરિત્રો વર્ણવવાં એજ વિષય પ્રધાન હોવો જોઇએ. માટેજ વચનામૃતનો પરથારો ( ભૂમિકા ) તેવાજ રૂપનો સંગ્રહકર્તા મુનિઓએ રચેલો છે. ગુણચરિત્રના અવબોધદ્વારાજ નિઃશ્રેયસના સાધનભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય માહાત્મ્યજ્ઞાન અને ભક્તિ આદિકનું સંગ્રહથી નિરૂપણ કરવું એપણ ભૂમિકાનો પરમ વિષય છે. માટેજ ગ્રંથને એવાંજ વિશેષણો આપેછે કે-'धर्मज्ञान-

विरागभक्तिनिस्मृतं' 'धर्मज्ञानविरक्तीनां भक्तेश्चावगमाय तु । ग्रन्थं कर्ता शतानन्दो मच्चरित्रोपबृंहितम् । सिद्धान्तं सर्वशास्त्राणां तेन ज्ञास्यन्ति मच्छ्रिताः' 'धर्मं ज्ञानं च वैराग्यं भक्तिं वा ये बुभुत्सवः । नराः स्युस्तैरयं ग्रन्थः सेवनीयः प्रयत्नतः ।' ઇત્યાદિ. આ પ્રમાણે સ્થિતિ છે તો તેનોપણ સારાંશ વર્ણવવાની જરૂર જાણીને આગળ ઉપર વર્ણવાશે. ધર્માદિ વિષયસાર પ્રદર્શન પહેલાં પ્રધાન પ્રતિપાદ્ય ભગવાન્ શ્રીહરિનાં અમાનુષ અતિપાવન ગુણચરિત્રો વર્ણવવાં સમુચિત છે જેથી આ અપ્રકૃત અનુપયોગી આરંભ મનાશે નહિ. યદ્યપિ આ સમગ્ર ગ્રંથજ ઇષ્ટદેવના ગુણચરિત્રના વિસ્તૃત અનુવર્ણનરૂપજ છે એટલે ભૂમિકામાં તેને વર્ણવવાની જરૂર રહેતી નથી, તથાપિ જેમ સમુદ્રમાં રત્ન રહ્યાંછે પણ તેને શોધી કાઢવાનો મહાક્લેશ છે તેમ આ આખો ગ્રંથ વાંચે ત્યારેજ પરિપૂર્ણ ગુણચરિત્રો જાણવામાં આવે. જો સંક્ષેપમાં સારસંગ્રહ હોય તો એકાંતિક ભક્તોને બહુ ઉપયોગી આહ્લાદદાયક થાય એમ જાણીને આ આરંભ કર્યો છે.

પૂર્વે દ્વાપરયુગને અંતે પરબ્રહ્મ ભગવાન્ વાસુદેવ શ્રીકૃષ્ણ ભારતયુદ્ધના મિષથી ભૂભાર ઉતારી ભૂમિઉપર અતિદૃઢ ધર્મમાર્ગ સ્થાપીને, અર્જુનના મિષથી સુજનોને ગીતામૃતનું પાન કરાવીને, અવતરણકાર્ય પરિપૂર્ણ થતાં જેમ પધાર્યા હતા તેમ સ્વયં સ્વધામમાં પધાર્યા. તત્કાળ કળિનું બળ પ્રવૃદ્ધિ પામતાં કાળાતિક્રમથી અનેક વર્ષ સહસ્ર વીતિ જતાં જ્યારે સદુપદેશરૂપ પ્રકાશનો પ્રલોપ થતાં અવિદ્યારૂપ અંધકારનો ચોગરદમ પ્રસાર થયો અને અસદુપદેશરૂપ વંટોળીયાનો વેગ ચારે બાજુ પ્રસાર પામતાં રજ તમથી સમગ્ર પ્રાણિઓની દૃષ્ટિઓ પરિપૂર્ણ ભરાઈ ગઇઓ અને માર્ગ અમાર્ગના વિવેચનનાં ઉપકરણોનો પ્રણાશ થયો અને કલિયુગના ગુરૂઓરૂપ દુર્દિનની સર્વત્ર પ્રવૃદ્ધિ થઈ અને તેના ઉન્મર્યાદિત વિલાસથી સન્માર્ગનો સમુચ્છેદ થઈ ગયો અને કલ્યાણનો માર્ગ કુમતિઓના કુતર્કરૂપ કાંટાઓથી વ્યાપ્ત થઈ ગયો અને જેમ તેમ જ્યાંથી ત્યાંથી ભેગા થઈ અંતે વિષમ વિષયરૂપ મહાઅંધકૂપમાં ભવમાર્ગમાં રહેલા બહુ પુરૂષો ક્લેશ પામવા મંડ્યા અને પશુમાનુષની વિલક્ષણતાપણ વિનિવૃત્ત થઈ ગઈ અને ધર્માભાસો કેવળ મદ્યમાંસના ભક્ષણમાંજ પર્યવસાન પામ્યા, ત્યારે મનમાં અનવધિ

દયા જેમને આવી છે એવા સ્વયં અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પુરુષોત્તમ સત્યસંકલ્પ શ્રીકૃષ્ણ ભગવાને આ સર્વ અધર્માભિવર્ધક ધર્મગ્લાનિકર અતિપ્રબળ આસુરપ્રચારને નહિ સહન કરીને, પોતાના અવતરણથી તેને શમાવીને ધર્મસર્ગની અભિવૃદ્ધિ કરવા પોતાના અવતારભૂત બદરીનાથ શ્રીનારાયણઋષિની સેવાના આનંદમાં નિમગ્ન થએલા ધર્મપ્રમુખ અનેક મહર્ષિમંડળને પ્રાપ્ત થએલા દુર્વાસા ઋષિના શાપને પોતાના અવતરણમાં નિમિત્તપણે સ્વેચ્છાથી સંકલ્પીને, સંકલ્પને અનુસારે ભૂદેવરૂપથી પ્રથમ પ્રકટેલા સુકૃતશાળી ધર્મદેવના ગૃહમાં પોતાના પ્રાદુર્ભાવનો શુભ સંકલ્પ કર્યો. ધર્મના સ્થાપનમાટે અને વૃદ્ધિ પામેલા અધર્મના વિનાશમાટે બીજો કોણ સમર્થ થાય? આ ભગવાનનોજ સંકલ્પ છે કે- 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥'. જે ધર્મદેવના ઘરમાં જન્મ ધરવાનો સંકલ્પ કર્યો તે આ ધર્મદેવ કોસલ દેશમાં સરયૂ સરિતાના ઉત્તર તીરમાં આવેલા ઇટ્ટારપુરના નિવાસી, સાવર્ણિગોત્રના, સામવેદી, સરવરીયા વિપ્ર જ્ઞાતિના, સુપવિત્ર, **બાળશર્મા** થકી તેમની **ભાગ્યવતી** નામની ધર્મપત્નીમાં દુર્વાસાના શાપને અનુસારે ભગવાનના સંકલ્પથી સંવત્ ૧૭૯૬ ના કાર્તિક શુદિ એકાદશીએ મધ્યાહ્ન પછી પ્રકટ થયા. પિતાએ પ્રકટેલા પુત્રના જાતકર્માદિ સંસ્કારો કરી **દેવશર્મા** એવું નામ પાડ્યું. આજ કોસલ દેશમાં આવેલા છપૈયા પુરના નિવાસી કૃષ્ણશર્મા વિપ્રથકી તેમની **ભવાની** નામની ભાર્યામાં મૂર્તિદેવીનો સંવત્ ૧૭૯૮ ના કાર્તિક શુદિ પૂર્ણિમા તિથિએ સાયંસમયે પ્રાદુર્ભાવ થયો. બાળભાવને આરંભીને ભગવદ્‌ભક્તિપરાયણ થવાથી મૂર્તિની **ભક્તિ** નામથી વિખ્યાતિ થઈ. વિવાહને યોગ્ય વય થતાં તેમનું પિતાએ દેવશર્મા સાથે વિવાહમંગળ કરાવ્યું અને તેમને ઘરજમાઈ કરીને રાખ્યા. દેવશર્મા ધર્મૈકનિષ્ઠ હોવાથી ધર્મદેવ નામથી પ્રખ્યાતિ પામ્યા. અને ભક્તિદેવી પતિમાં પરમ પ્રેમવાળાં હોવાથી **પ્રેમવતી** નામથી પ્રખ્યાતિ પામ્યાં. બન્ને દંપતી ગૃહસ્થાશ્રમનો આશ્રય કરી શ્રીકૃષ્ણની પરા ભક્તિ કરવા લાગ્યાં. કેટલોક વખત વીતતાં ગુણનિધિ **રામપ્રતાપ** નામના

પુત્રનો પ્રાદુર્ભાવ થયો. આ સદ્ભાર્ય ધર્મદેવ નિરતર પરમાત્મસ્વરૂપના અનુસ્મરણપરાયણ, પ્રતિદિન વર્ણાશ્રમાનુગુણ સદાચરણને અનુષ્ઠાન કરનારા, ધર્મમાર્ગ થકી નહિ પ્રસ્ખલન પામનારા, સર્વભૂતોના અદ્વેષ્ટા, પરદોષોનાં અદૃષ્ટા અને શત્રુઓના પણ હિતતત્પર હતા, તથાપિ જે કોઈ ગુણી સાધુ ઉપર સ્વભાવથી વૈરાનુબન્ધવાળા, માનુષયોનિને પામેલા, આસુરવૃત્તિવાળા કેટલાક પાપિઓ હતા તેમણે વારંવાર મહાપીડા પમાડ્યા થકા શ્રીકૃષ્ણના ધ્યાનમાં આવી પડેલા અંતરાયને નહિ સહન કરીને, તત્કાળ પોતાના છપૈયા પુરનો પરિત્યાગ કરીને ભાર્યાસાથે કાશી પ્રયાગ થઈ વૃંદાવનમાં આવી, ત્યાં આવી રહેલા મિત્ર મરીચ્યાદિ મહર્ષિઓની સાથે સ્વધર્મનું અનુષ્ઠાન કરવાપૂર્વક સદાય હૃદયારવિંદમાં વિરાજમાન શ્રીકૃષ્ણના ધ્યાનપરાયણ થતાં સ્વલ્પ સમયમાં અનન્યમનથી તેમને સાક્ષાત્ જોતા થકા પરમાનન્દ સાગરમાં મગ્ન થઈ ગયા. આવા અવસરમાં અક્ષરધામાધિપતિ સ્વયં ભગવાન્ શ્રીકૃષ્ણ કરેલા સંકલ્પને અનુસારે અવતાર ધરવાનો વિનિશ્ચય કરી ધર્મદેવની આગળ દિવ્ય અદ્‌ભુત રૂપથી પ્રકટ થયા અને હૃદયથકી તિરોધાન થઈ ગયા હૃદયકમળમાં ભગવાનને નહિ ભાળતાં નેત્ર ઉઘાડતાં તુરત પરમાશ્ચર્ય દિવ્ય પરમપુરૂષ જોવામાં આવ્યા. તે પ્રત્યક્ષ થએલા ભગવાને ધર્મદેવને કહ્યું કે–'શત્રુઓએ તમોને તથા સાધુઓને કરેલો મહા ઉપદ્રવ અને વિશ્વમા વિશેષપણે ઉપસ્થિત કરેલી ધર્મચ્યુતિ તથા અધર્મની અભિવૃદ્ધિ હું જાણુંછું. હું થોડા દિવસમાંજ તમારા પુત્રપણે પ્રકટીને તે અસુરસમાજનો સંહાર કરીશ અને પારમૈકાંતિક ધર્મ પ્રવર્તાવીશ' એમ કહીને ભગવાન્ તુરત તિરોધાન થઈ ધર્મના હૃદયારવિંદમાં વિરાજમાન થયા. ધર્મ ભક્તિ ત્યાંથી ફરતાં ફરતાં ઘેર આવ્યાં. એ રીતે ભગવાન્ શ્રીહરિનો પરમ પ્રસાદ પામતાં ધર્મદેવ હરિપ્રસાદ નામથી પ્રખ્યાતિ પામ્યા કેટલાક માસો વ્યતીત થતાં સંવત્ ૧૮૩૭ ના પોતાની વિભૂતિભૂત સર્વઋતુઓમાં પ્રધાન વસન્તઋતુમા, પરમ શોભન ચૈત્ર માસમાં, ચંદ્રમાના અમૃતમય કિરણોથી પરિપૂર્ણ શુક્લપક્ષમાં, પરમપાવન રામનવમી તિથિએ, સોમવારે, રાત્રિ દશ ઘડી વ્યતીત થતાં, ઉત્તરકોસલ દેશમાં આવેલા પવિત્ર છપૈયા પુરમાં, પરમધાર્મિક હરિપ્રસાદ વિપ્ર

થકી તેમની ધર્મદારા ભક્તિદેવીમાં, અખિલ લોકના નાયક અક્ષરાધિપતિ પરાત્પર પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન્ યથાસંકલ્પ પોતાના પરમાદ્ભુત દિવ્ય રૂપથી પ્રકટ થયા. તે સમયે ત્રિલોકીમાં આનંદ આનંદ પ્રવર્ત્યો હતો. પ્રભુનું પ્રાકટ્ય જાણીને બ્રહ્માદિક દેવોએ આવીને સ્તુતિ કરી. તથા પુત્રપ્રાકટ્યથી પ્રહર્ષ પામેલા સભાર્ય ધર્મદેવે સ્તુતિ કરી. ભગવાને પૂર્વભવનું વિજ્ઞાન આપી ધર્મ ભક્તિની સાંત્વના કરી. તે સમયમાં નિર્મળ ગગનતળમાં અમૃતમય કિરણોવાળો ચંદ્રમા તારાઓની સાથે વિશેષપણે શોભતો હતો. તેનાથી પણ અધિકપણે સર્વાતિશાયી રૂપસંપદાએ સંપન્ન, બાળભાવને અલંકાર કરતા, પોતાના પુત્રનાં દર્શનથી ઉત્પન્ન થએલા હર્ષપ્રકર્ષથી પ્રફુલ્લિત લોચનવાળાં પ્રેમવતી માતાનો મુખચંદ્રમા પૃથ્વીઉપર શોભતો હતો. દશેય દિશાઓ પ્રસન્ન થઈ હતી. તેતે દિશાંમાં વર્તતા, પોતાના નિવાસથી પૃથ્વીને પવિત્ર કરનારા સત્પુરૂષોનાં ચિત્ત નિર્મળ થયાં હતાં અને પવન પ્રશાંત અનુકૂળ વાવા લાગ્યો. એરીતે તે સમયે સમસ્ત અપૂર્વ શોભા થઈ હતી.

હરિપ્રસાદ વિપ્ર અન્ય જનને સુદુર્લભ એવો પોતાનો અભ્યુદય જાણીને, તેમજ ભગવાનનો જગતના અભ્યુદયના મૂળભૂત આવિર્ભાવ પોતાને ઘેર પુત્રરૂપે થએલો જાણીને, નિરવધિક આનંદનિધિમાં નિમગ્ન થઈ ગયા. ધર્મદેવ એરીતે યથાર્થ જાણેછે તથાપિ ભગવાનની દૈવી માયાથી ભગવદ્-ભાવ ભુલી જઇને ભગવાનવિષે 'આ મારા પુત્ર છે' એવો ભાવ વિશેષ વધવા લાગ્યો. માતાનેપણ એજ રીતે થયું. એમાં આશ્ચર્ય નથી, કેમકે ભગવાન્ પોતાનું દિવ્ય રૂપ દર્શાવીને પણ પછીથી માયાથી મોહ પમાડે છે. ભવ બ્રહ્માદિ દેવોપણ ક્યારેક ભગવાનના સ્વરૂપને તત્ત્વથી જાણેછે અને ક્યારેક માયાથી મોહ પામી જાયછે. તે પછી પુત્રપ્રાપ્તિથી પ્રહર્ષ પામેલા ધર્મદેવે બાળકૃષ્ણનો યથાવિધિ જાતકર્મ સંસ્કાર કર્યો. જન્મથી છઠે દિવસે મહા માયાવી કાલીદત્ત અસુરરાજે બાળ હરિને મારવામાટે મોકલેલા પ્રતિકુલ આચરણવાળા કેટલાક કોટરાદિ બાળગ્રહો બાળ વયમાં વર્તતા એવા-પણ શ્રીહરિકૃષ્ણના અસાધારણ, અપ્રાકૃત, સમસ્ત તેજને પરાભવ કરનારા, દિવ્ય તેજમાં જેમ પ્રદીપ્ત દીપજ્યોતિમાં તીડીયાં પડીને પ્રણાશ પામી જાય તેમ પ્રણાશ પામી ગયા અને કેટલાક દૂર પલાયન કરી ગયા.

આ બાળકૃષ્ણના નામકરણ સંસ્કાર સમયે પિતાએ પોતાને ઘેર આવેલા ત્રિકાળજ્ઞ માર્કંડેય મહામુનિ મારફત કોઈપણ અપ્રાકૃત રૂપલાવણ્યસંપત્તિથી સર્વ કોઈના મન તથા નેત્રને આહરણ કરેછે અને પ્રેમથી જોનારા જનોનાં સમગ્ર પાપ તથા દુઃખને હરેછે માટે હરિ એવું નામ અને શરીરનો કિંચિત્ કૃષ્ણ વર્ણ છે તથા સર્વના મનને પોતાવિષે આકર્ષણ કરેછે માટે કૃષ્ણ એવું નામ અને બે નામને એક કરીને ગુણનિમિત્તના યોગપૂર્વક હરિકૃષ્ણ એવું નામ પાડ્યું. તે પછી બાળલીલાને અનુકરણ કરતા પુત્રના તેતે સમયે આવતા ભૂમિઉપવેશન અન્નપ્રાશન, કર્ણવેધ અને ચૌલકર્મ આદિક સંસ્કારો કર્યા. પ્રતિદિન બાળચંદ્રની પેઠે પ્રવૃદ્ધિ પામતા, સમસ્ત મનુષ્યોના મન નેત્રને હરનારા એવા અમૃતમય અવયવોએ કરીને કોઈ અતિમાનુષી કલેવરકાંતિને પ્રકાશ કરતા, માનુષભાવમાં પણ અતિમાનુષ ચરિત્ર આચરતા, લોકોના કલ્યાણમાટે અવતરેલા, દિવ્ય બાળલીલાના લલિત વિલાસોવડે માતાપિતાને અનવધિ આનંદ આપતા એવા શ્રીહરિકૃષ્ણને ઘણા દિવસો વીતિ ગયા. મધ્યે મધ્યે અચાનક આવી પડતા અતિ ભયાનક અસુરોપદ્રવોને જેમ સૂર્ય ઉદય પામી હિમસમૂહને વિનાશ કરે તેમ પોતાની દૃષ્ટિમાત્રથી ટાલી નાંખીને માતાપિતાને પોતાવિષે થતી અનિષ્ટની શંકાને લીધે થતા ભયને તુરત ટાલી નાંખતા હતા.

બાળલીલાનું અનુકરણ કરતા ભગવાન્ શ્રીહરિકૃષ્ણ ચૌલસંસ્કારને દિવસે સખા બાળકોની સાથે સાયંસમયે ગામથી બહાર વિવિધ વૃક્ષવૃંદથી વ્યાપ્ત કોઇ બગીચામાં વિહાર કરવા જતાં તેમને મારવાનો અવકાશ જાણી મારવા માટે ત્યાં એકદમ આવેલા, ભયંકર આકારવાળા, વાયુ વૃષ્ટિ વિજળી વિગેરે વિવિધ માયાબળને વિસ્તારતા, બાળકોને બહુ બિવરાવતા, મહામાયાવી કાલીદત્ત અસુરરાજનો સમર્થ બાળહરિએ પોતાની દષ્ટિમાત્રથીજ મોહિત કરી વૃક્ષવૃંદમા અથડાવી અથડાવીને મારી નાંખ્યો. આ રીતે વારવાર અણધાર્યા અકારણ આવી પડતા અસુરોપદ્રવથી અત્યત પીડા પામેલા મહાપ્રતાપી ધર્મદેવને પોતાના નિવાસ ગામનો ત્યાગ કરી બીજા ગામમાં જવાની ઇચ્છા ઉત્પન્ન થઈ, જેથી સત્ત્વગુણી પોતાને સમુચિત, અસુરોત્પાતે રહિત, સાત્ત્વિકોએ સેવવા યોગ્ય, આત્મદર્શીઓના

આવાસભૂત, પરમ ભાગવતોનો જેમાં નિવાસ છે એવા કોઈપણ પવિત્ર ઉત્તમ નિવાસ સ્થાનનો વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં એવું નગર તો અતિદૂર નહિ રહેલું, પોતેજ જેમાં પ્રથમ રહેતા હતા, રામકથાના અનુરાગી કુળદેવ પવનપુત્ર હનુમાનજી જેમાં નિરંતર અદૃશ્ય રૂપથી રહેછે, સરયૂ મહાનદીથી સમલકૃત, રામચંદ્રના ચરણરજથી પવિત્ર એવું અયોધ્યાનગર છે; એમ નિશ્ચય કરીને પત્ની પુત્રો સાથે સંવત્ ૧૮૩૯ ના આસો શુદિ નવમીએ ત્યાં આવીને પોતાના પ્રાચીન ગૃહમાં સુખેથી રહ્યા.

આ સમયે આ બાળ હરિકૃષ્ણ બહુ નાની વયમાં વર્તે છે તથાપિ પ્રતિદિન પ્રાતઃકાળમાં શીત સમયમાંપણ સરયૂમાં સ્નાન કરવા જતા માતાપિતાની પાછળ જઈને, કોઈ કર્મઠ વિપ્રની પેઠે નિદ્રા આલસ્યનો ત્યાગ કરીને સ્નાન કરી માતાપિતાની પાછળ ઘેર આવીને પૂજોપકરણથી શ્રીકૃષ્ણની પૂજામાં તથા ધ્યાનમાં તત્પર થતાં ભોજનાદિ વ્યાપારનેપણ ભુલી જતા હતા. કોઈ માતાપિતાદિ ભોજનાદિ માટે બોલાવે તોપણ તેમાં રૂચિલેશ રાખતા નહિ. સખા બાળકો બોલાવે તોપણ બાળક્રીડાની ઉપેક્ષા કરતા હતા. દરેક મદિરોમાં દેવદર્શન તથા સત્સમાગમ કરવા જતા હતા. એરીતે મુનિચર્યાપરાયણ થઈ માતાપિતાને અધિક આનંદ આપતા થકા અયોધ્યાનગરમાં રહ્યા. આ વર્ષમાં પિતાએ હરિકૃષ્ણને બાળાક્ષર શિખવવાનો સમારંભ કરાવ્યો. કુશાગ્ર બુદ્ધિવાળા કૃષ્ણ સ્વલ્પ સમયમાં સમસ્ત વર્ણ તથા અંકો શીખીને ગ્રંથમાત્રને વાંચવા લાગ્યા. પુત્રની તીક્ષ્ણ બુદ્ધિ જાણીને પિતાએ વેદનાં છ અંગો ભણાવા માંડ્યાં, તેપણ યજ્ઞોપવીત પહેલાં અનાયાસથી ભણી ગયા. એ રીતે પાંચ વર્ષસુધીની કુમાર વયની દિવ્ય લીલાઓથી માતા પિતાને પ્રસન્ન કરતા બાળકૃષ્ણને પૌગંડ અવસ્થા પ્રાપ્ત થઈ. છઠ્ઠા વર્ષમાં ધર્મદેવને ઈચ્છારામ નામનો ગુણી પુત્ર પ્રકટ થયો. આઠમા વર્ષમાં ધર્મદેવે અતિઉત્સાહથી દેશદેશમાંથી બહુ સામગ્રી ભેગી કરી વિદ્વાન્ વિપ્રોદ્વારા પુત્રનો યથાવિધિ ઉપવીત સંસ્કાર કર્યો. તેપછી પોતે કહેલા બ્રહ્મચર્યાદિ ધર્મમાં દૃઢપણે વર્તતા બાળવર્ણિને નિયમથી વેદાભ્યાસ કરાવ્યો તથા કાવ્ય શાસ્ત્ર પુરાણ આદિકનો અભ્યાસ કરાવ્યો. તથા ગુરૂથકી પ્રાપ્ત થએલી બ્રહ્મવિદ્યાનેપણ પ્રશાંત ચિત્તવાળા પુત્ર વર્ણિને ઉપદેશ

કર્યો અને પ્રસંગ આવતાં 'મારા ગુરૂ શ્રીરામાનંદસ્વામી સૌરાષ્ટ્ર દેશમાં રહેછે' એમપણ નિવેદન કર્યું અને સ્વસંપ્રદાયની સમસ્ત શુદ્ધ રીતિનો પણ પ્રબોધ કર્યો. પિતાથકી સમસ્ત વિદ્યાને પામેલા સર્વગુણસંપન્ન શ્રીહરિકૃષ્ણ વર્ણી અલ્પ કાળમાં સર્વમાનનીય મનુષ્યોનેપણ માનનીય તથા પૂજનીય થયા. આ હરિકૃષ્ણ વર્ણી વિદ્યાનિધિ પિતાથકી સાંગ વેદો ભણીને તથા આત્મવિદ્યાનો ઉપદેશ પામીને બ્રહ્મચર્ય વ્રતને અપ્રસ્ખલિતપણે પાલન કરવાથી પ્રવૃદ્ધિ પામેલા બ્રહ્મતેજથી અને મૃગચર્મ, દંડ, કટિમેખલા આદિક બ્રહ્મચર્યનાં ચિહ્નોથી વિરાજમાન હતા. આ વર્ણી ભગવાન્ આબાલ્યાત વિષયમાં વિતૃષ્ણ વર્તે છે અને પોતાના અવતારનું પ્રયોજન વિચારતાં ગૃહાવાસ તુરત ત્યાગ કરવાની તીવ્ર ઇચ્છાવાળા છે તથાપિ પોતેજ એક પરમ જીવન જેમને છે એવાં માતાપિતાની સેવા કરવી એજ પરમ ધર્મ છે એમ માનીને, તેમના સેવારસને લીધે ઘરજ તપ કરવાના વિજન સ્થાનરૂપ છે એમ માનવા લાગ્યા. શ્રીહરિકૃષ્ણે એકાગ્ર મનથી શ્રીમદ્ભાગવત, મહાભારત, સ્કંદપુરાણ અને સર્વ ધર્મશાસ્ત્રો સાંભળ્યાં, તેમાં શ્રીમદ્ભાગવતથકી દશમ પંચમ સ્કંધ, સ્કંદપુરાણથકી વાસુદેવમાહાત્મ્ય, મહાભારતથકી શ્રીમદ્ભગવદ્ગીતા વિદુરનીતિ અને વિષ્ણુસહસ્રનામ આ ત્રણ અને સર્વ ધર્મશાસ્ત્રોથકી યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, આ ચાર સાર જુદા જુદા લખી પિતાને પ્રદર્શાવ્યા. પ્રદર્શનથી પ્રસન્ન થએલા પિતાએ તેનો પાઠ તથા કથા કરવાની કહી. તેપછી ચાર સારનો સારા અક્ષરથી નાનો ગૂટકો લખીને પોતાની પાસે રાખ્યો. શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્ર સાંભળતાં વર્ણી ભગવાનને શ્રીકૃષ્ણવિષેજ ઉપાસ્યબુદ્ધિ સુદૃઢ થઈ. તેપછી પિતાએ વિનયશાલી સુતને પોતાના ઉદ્ધવસંપ્રદાયને અનુસારે સામાન્ય કૃષ્ણદીક્ષા આપી અષ્ટાક્ષરમંત્રનો ઉપદેશ આપી સર્વ સદ્ધર્મોનો ઉપદેશ કર્યો. એરીતે નિત્ય શ્રીકૃષ્ણને ભજતા અને સચ્છાસ્ત્રોનો અભ્યાસ આચરતા શ્રીહરિકૃષ્ણને જન્મથી અગીયારમું વર્ષ બેઠું. આવા અવસરમાં દંભથી વૈષ્ણવનાં ચિહ્નો ધારી રહેલા, પોતાના પ્રહાર અર્થે જ્યાં ત્યાંથી ભેગા થઈ આવેલા શસ્ત્રધારી અસુરોનો સત્યસંકલ્પ શ્રીહરિએ સંકલ્પમાત્રથી પરસ્પર સંહાર કરાવ્યો.

તેપછી કેટલાક દિવસો પુત્રોત્સવથી વ્યતીત થતાં પ્રેમવતી માતાને દુર્વા-

સાના શાપથી પ્રાપ્ત થએલા માનુષભાવનો અને તેમાં બંધાએલી વાસનાના વિનાશથી કલ્યાણસંપત્તિનો સમુચિત સમય સમીપમાં સંપ્રાપ્ત થયો. આ સમયમાં એકદમ મધ્ય રાત્રિએ ચઢી આવેલા જ્વરવેગથી જનની અપાર પીડા પામ્યાં છે તથાપિ કિંચિત્ પણ નહિ ગ્લાનિ પામેલા, ભગવદ્ભક્તિરસામૃતપરિપૂર્ણ એવા અંતઃકરણથી અંતઃસતાપે રહિત થઈ પરમાત્મસ્વરૂપનું અનુસ્મરણ કરતાંથકાં શિથિલ અવયવોથી શય્યાતળમાં બેઠાં. સર્વજ્ઞ ભગવાને જનનીનો અવસાનસમય સમીપમાં સમઝીને આત્મજ્યોતિને પ્રકાશ કરનારૂં, સમગ્ર કર્મગ્રથિને ભિન્ન કરનારૂં, ધર્મ જ્ઞાન વૈરાગ્ય માહાત્મ્યજ્ઞાને સહિત સ્વભક્તિનું સોપાય યથાર્થ વિસ્તૃત વિજ્ઞાન ઉપદેશ કર્યું. તે ઉપદેશથી આત્મપ્રભા જેમાં ઉદ્દીપન પામી છે એવી હૃદયગુહામાં પુત્રરૂપ પ્રભુએ પ્રદર્શાવેલા સર્વના સાક્ષી પરાત્પર દિવ્ય પરમાત્મસ્વરૂપનો યથાર્થ સાક્ષાત્કાર કરીને, તેના પ્રત્યક્ષ અનુભવથી ઉત્પન્ન થએલા પરમાનંદથી સંવત્ ૧૮૪૮ ના કાર્તિક માસના શુક્લપક્ષની દશમીએ શનિવારે માનુષશરીરનો પરિત્યાગ કરી અમૃતમય અપુનરાવૃત્તિ પરમ અક્ષર ધામને પામી ગયાં. તેપછી કેટલાક માસે માનુષભાવનું પ્રારબ્ધ પ્રક્ષીણ થતાં દેહપાતદશા જેમને સમીપમાં આવી છે, માટેજ જ્વરથી પીડા પામેલા પિતા ધર્મદેવને જાણીને, તેમની ઉપર અનુપમ અનુગ્રહ કરવા પોતાના અસાધારણ પરાત્પર દિવ્ય સ્વરૂપનું સાક્ષાત્ સદર્શન આપ્યું. પ્રત્યક્ષ દર્શનથી પ્રહર્ષ પામેલા ધર્મદેવ સંવત્ ૧૮૪૮ ના જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની ચતુર્થી તિથિએ શુક્રવારે ભૂતસઘાતરૂપ વપુનો ત્યાગ કરી તેજ પદને પામી ગયા જે તમથી પર અમૃતમય અપુનરાવૃત્તિ છે. તેપછી પિતાની પિતૃમેધવિધાનથી દાહાદિ ઉત્તરક્રિયા યથાવિધિ કરી.

એ રીતે પ્રિયતમ પૂજ્યતમ માતાપિતાની ઉત્તરક્રિયા પર્યંતની પરિચર્યા પરિપૂર્ણ થતાં, પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન અનુસ્મરણ કરતા, તપ કરવાનો જેમણે નિશ્ચય કર્યો છે, હાથમાં પાલાશનો દંડ કટિમાં મુંજની મેખળા મૃગચર્મ આદિક બ્રહ્મચર્યાશ્રમનાં ચિહ્નોને ધારી રહેલા, ખભા ઉપર અદ્વિતીય શ્વેત ઉપવીત ધારી રહેલા, આચ્છાદનવસ્ત્રે સહિત કૌપીન પહેરી રહેલા, કંઠમાં બેવડી સૂક્ષ્મ મણિકાની તુલસી કંઠીને ધારી રહેલા,

લલાટમાં કુંકુમચંદ્રકે સહિત ગોપીચદનથી કરેલા ઊર્ધ્વપુંડ્રને ધારી રહેલા, મસ્તકે નાની જટાથી અલંકૃત, કરકમળમાં તુળસીની જપમાળા ભિક્ષાપાત્ર કમંડળુ અને જળ ગાળવાનો વસ્ત્રખંડ (ગરણું) ધારી રહેલા, પ્રતિદિન પૂજ્ય શાળગ્રામ તથા બાળમુકુંદને નાના કંડીયામાં પધરાવી રૂમાલથી બાંધીને ગળામાં ધારી રહેલા, ચાર સારના સ્વય લખેલા ગૂટકાને વસ્ત્રથી બાંધીને ખભા ઉપર ધારી રહેલા, આવા દિવ્ય રમણીય વર્ણિવેષથી વિરાજમાન શ્રીનીલકંઠ વર્ણી ભગવાન્ પોતાના વિચરણથી તપોવનને પાવન કરવા પ્રિય ભ્રાતાઓનેપણ પુછયા વિના, બન્ધુજનોને નહિ જણાવીને, તેમજ મિત્રમંડળને નહિ નિવેદન કરીને, સંવત્ ૧૮૪૯ ના આષાઢ માસના શુકલપક્ષની દશમી તિથિએ શુક્રવારે પ્રાતઃકાળમાં નિત્ય સ્નાનના મિષથી એકાકી નગરાજ હિમાલયથી સમલંકૃત ઉત્તર દિશાભિમુખે તીવ્ર વૈરાગ્યથી સમૃદ્ધિસપન્ન ગૃહનો પરિત્યાગ કરી ચાલી નીકળ્યા. આ સમયે નીલકંઠવર્ણિની અગીયાર વર્ષે ત્રણ માસ અને એક દિવસની કિશોર વય વર્તતી હતી. સરયૂતીરે આવતાં ભગવાનને એકાકી જાણી હણવાની વાટ જોઈ રહેલા કોઈ અસુરાધમે ઉપાડીને નદીમાં બહુ દૂર વેગથી ફેંકી દેતાં બાહુથી સૂર્યોદયને સમારંભીને સાડા ત્રણ પ્રહરપર્યંત કલેશલેશ વિનાજ યોગૈશ્વર્યથી તરતા થકા બાર ગઉ ઉપર વર્તતા સામા તટને પામીને ત્યાંથી ઉત્તર દિશામાં શ્યામવર્ણના હિમાલયને અભિમુખ ચાલ્યા. બહુ વિકટ વનોને વ્યતિક્રમ કરતા કરતા એક માસે તે કાળા હિમગિરિને પામ્યા. તેમાં તેતે પ્રદેશમાં યથાકાળ યથાવિધિ વર્ણાશ્રમધર્મોને આચરતા, ક્યારેક યદૃચ્છાથી પ્રાપ્ત થતા કંદ મૂળ ફળ દળમાંથી જે કોઈ મળી આવે તેનાથી તો ક્યારેક જળમાત્રથી દેહયાત્રાને કરતા, કાંટા કાંકરા કાદવ વિગેરે જેમાં વિશેષ છે એવા વિષમ પ્રદેશમાં પાદુકા પહેર્યા વિનાજ કોમળ લીલાતૃણના પ્રદેશમાંજ જેમ એમ નિષ્કંપપણે પગને મુકતા વર્ણિરાજ વેગથી ચાલતાં કેટલેક દિવસે શ્યામ હિમાદ્રિની તલેટીને પામ્યા. એરીતે મહામાર્ગનો વ્યતિક્રમ કર્યો તથાપિ જેમને લેશપણ માર્ગપરિશ્રમ થયો નહિ, ઉલટો સ્વભાવથીજ પાવન, અતિશય ગહન, અનેક તીર્થો જેમાં છે અને અષ્ટવિધ મુનિજનોએ સદા સેવેલા એવા તે સમગ્ર વનને પોતાના ચરણકમળતળના વિન્યાસથી

વિશેષપણે પવિત્ર કરવા ઉત્સાહ વૃદ્ધિ પામતો ગયો. તે તલેટીમાં વિચરતાં કેટલેક દિવસે વિવિધ વૃક્ષવૃંદથી વ્યાસ, સિંહ વ્યાઘ્ર વરાહ વિગેરે ભયાનક અનેક મૃગગણોથી વ્યાપ્ત, સોએ સો નદ નદી સરોવરોએ સહિત એવા ગહન મહાવનમાં મહાધૈર્યધારી આત્મદર્શી દીર્ઘદર્શી ભગવાને મહાવિરક્ત હોવાથી દુઃખરૂપ વનવાસને પણ ગૃહસુખથી અધિકપણે જાણીને નિર્ભયપણે અસ્પષ્ટમાર્ગથી પ્રવેશ કર્યો. એક દિવસે માર્ગ વિસ્મૃત થતાં પુલહાશ્રમની દિશા બાંધીને ચાલતાં ત્રણ દિવસસુધી ફળ જળ નહિ મળતાં ચોથે દિવસે ચાલતાં નિરન્ન હોવાથી શિથિલ થએલું શરીર પૃથ્વી ઉપર પડી ગયું. મુહૂર્તપર્યંત પડી રહીને, ધીમેથી ઉઠીને નેત્ર ઉઘાડી જોતાં દૂર દેશમાં હિમાલયમાંથી નીકળતી એક નદી દેખી, તેને પામીને આપદ્ધર્માનુસારે નિત્યવિધિ કરી જળપાન કરી લગાર શાંતિ પામ્યા પછી તે નદીના તટ ઉપર રહેલા વટવૃક્ષતળે નિવાસ કર્યો. તે સમયે પોતાને પ્રિય પ્રભુના વનવાસ કષ્ટના અસહનથીજ શું? એમ સૂર્યનારાયણ અસ્તાચળને પામ્યા, એટલે સંધ્યાદિ કર્મ સમાપ્ત કરી ફરીથી સૂર્યોદયની વાટ જોતા થકા તે સમયમાં સમુચિત યોગનિદ્રાને સ્વીકાર કરતાં બાહ્ય લોચનને મીંચી દઇને અંદરનાં લોચન ઉઘાડીને, સ્વાત્મારામ થઈ બાહ્યવૃત્તિનો વિરામ કરી દીધો. તે સમયે મહાનિશા નિશાનાથ ચંદ્રમાએ રહિત હોવાથી શોકથી મોહ પામી ગઈ હોય એમ ગાઢાંધકારથી પરિપૂર્ણ અને લોચનનો પ્રસાર ન થાય એવી શૂન્ય જેવી મહાધીરોનેપણ ભય કરનારી થઈ ગઈ. તે વખતે મધ્યરાત્રિએ જેનો પ્રસાર છે એવો ભૂત પિશાચ પ્રેતાદિકથી વિંટાએલો ભયંકર ત્રિશૂળધારી ભૈરવ પૂર્વે કોઈ દિવસ નહિ દેખેલા કુમાર શરીરવાળા વર્ણિરાજને દૂરથી દેખીને એકદમ દોડી આવ્યો. શ્રીહરિને હણવામાટે વેગથી આવેલો તે ભૈરવ ભગવાનના અલૌકિક દિવ્ય પ્રભાવથી પાછો વાળી દીધો હોય એમ એકદમ ગતિ રોકાઈ જતાં, ભગવાન્ અયોધ્યાપુરથી નીકળ્યા તેને આરંભીને સદાય અદૃશ્ય રૂપથી સાથે રહીને ભગવાનનું રક્ષણ કરતા પવનપુત્ર હનુમાનજીના પરાક્રમથી હતપ્રાય થતાં દૂર પલાયન કરી ગયો. પ્રભાત થતાં સમાધિમાંથી ઉઠેલા ભગવાન્ ઉત્તરાભિમુખે ચાલતાં જ્યાં રાત્રિ પડે ત્યાં રહેતા રહેતા યથાલબ્ધ ફળ અન્નાદિ જમતાથકા તો

ક્યારેક ઉપવાસ કરતા થકા કેટલેક દિવસે કાળા હિમગિરિને ઉલ્લંઘન કરીને, ગગનતળમાં ગાજી રહેલા શ્વેત હિમગિરિને દેખીને તેની તલેટીમાં વિચરતાં ક્યારેક જવાનો માર્ગ ભુલી જતાં તેના પ્રત્યંત પર્વતમાંથી નીકળતી કોઈ નદીને પામીને તેને સામે પુરે તરી ઉતરીને આગળ ચાલતાં બે પર્વતો પેખવામાં આવ્યા. તેના મધ્યમાં નદીના મૂળકારણભૂત મહાગુહા જોવામાં આવી. પછીથી આગળ જવાનો માર્ગ જોવામાં નહિ આવતાં ત્યાં રોકાઈ રહેતાં આદિત્ય અસ્તાચળને પામતાં તે ગિરિશિખરમાં રહેતા અમરોપમ મૂર્તિમાન્ હિમગિરિએ 'આ કોઈ સિદ્ધયોગી દૈવાત્ માર્ગ ભુલી ગયા છે' એમ જાણીને માર્ગ બતાવતાં તે ગાઢાંધકારવ્યાપ્ત તે માર્ગે ચાલતાં રાત્રિના પ્રથમ પ્રહરને અંતે મહાગુહાથી બહાર જવાના માર્ગને પામ્યા, ત્યાં એક અગાધ જળનો ધરો જોવામાં આવતાં તેના તટમાં ભુખ્યાજ તે રાત્રિ રહી ત્યાંથી આગળ ચાલતાં ત્રિજે દિવસે પ્રસિદ્ધ મહામાર્ગને પામ્યા. એ રીતે અનેક દુર્ગમ સ્થાનોને અતિક્રમ કરતા કરતા અને નગરાજ હિમાચલની વિચિત્ર શોભાને જોતા જોતા કેટલેક દિવસે મનોહર પવિત્ર પુલહાશ્રમમાં આવ્યા.

તે પુલહમુનિના આશ્રમમાં જન્મથીજ પાવન પાણીથી પરિપૂર્ણ ગંડકી મહાનદી અને તેના તટમાં મુક્તનાથ ભગવાનનું દિવ્ય સ્થાન અને ઋષભદેવ ભગવાનના પ્રથમ પુત્ર, તીવ્ર તપમાં પ્રવર્તેલા ભરતજીનું સ્થાન નિહાળીને, તે સ્થાન તપ કરવામાં સમુચિત સમઝીને વર્ણિરાજે ત્યાંજ નિવાસ કર્યો. ચમત્કારી ભરતાખ્યાનથી સ્નેહમાં રહેલા દુરંત દોષોનું અને વૈરાગ્યમાં રહેલા ઉત્તમ ગુણોનું વારંવાર અનુસ્મરણ કરતાં શુદ્ધ આત્મસ્વરૂપમાં આરામ કરીને કેટલાક દિવસ ત્યાં રહીને પછી તીવ્ર તપમાં પ્રવર્તતાં, ત્રણ વખત ગંડકી નદીમાં સ્નાન કરી નિત્યવિધિ કરી મુક્તનાથ ભગવાનનાં દર્શન પૂજન કરવાપૂર્વક પરિમિત કંદ મૂળ ફળ દળને જમતા થકા એક પગે ઉભા રહી, બે બાહુ ઉંચા રાખી, બાહ્ય ઇન્દ્રિયોનો વિષયોથકી પ્રત્યાહાર કરી, સૂર્યમંડળના મધ્યમાં વિરાજમાન હિરણ્મય દિવ્ય પરમપુરુષમાં મનને એકાગ્રપણે જોડી દઇને, અન્ય ભાવમાત્રનો અનાદર કરી, ગાયત્રીમંત્રનો જપ કરવાપૂર્વક, તપસ્વિ મુનિઓ પરમ વિસ્મય પામે એવું

ભારે તપ કરવા લાગ્યા. એરીતે દુષ્કર તપશ્ચર્યા આચરતાં ચાર માસ વીતિ જતાં પ્રસન્ન થએલા હિરણ્મય દિવ્યવિગ્રહ દ્વિભુજ સૂર્યનારાયણે પ્રબોધની એકાદશી દિવસે વર્ણિને દિવ્ય દર્શન આપ્યું અને વર માગવાનું કહ્યું. નિસ્પૃહ વિરક્ત વર્ણિરાજે બીજો ક્ષુદ્ર વર નહિ માગતાં કામક્રોધાદિ આભ્યંતર અરિઓથકી સર્વદા રક્ષા કરવાનો અને સ્મરણ કરતાં દર્શન દેવાનો વર માગ્યો માગ્યા મુજબ વરદાન આપી સૂર્યદેવ અંતર્ધાન થઈ ગયા પછી વર્ણિવરે તપની સમાપ્તિ કરી દ્વાદશીએ મુક્તનાથ અને ત્યાંના તપસ્વી મુનિઓને નમસ્કાર કરી પ્રભાતમા દક્ષિણાભિમુખે પ્રયાણ કર્યું.

આગળ ચાલતા અનેક ગહન વન પર્વત નદ નદીયો સરોવરોને ઉલ્લંઘન કરી હિમાદ્રિની તલેટીમા વિચરતાં મનુષ્યોએ ન પ્રવેશ કરી શકાય એવા મહા ઘોર વનમા વિચરતાં વિચરતા જ્યાં રાત્રિ પડે ત્યાં રહેતા રહેતા બુટ્રોલપત્તનને પામ્યા, તે પત્તનના પરમધાર્મિક મહાદત્ત નામના રાજા અને તેની મૈયા નામની ભગિનીએ પરમ પ્રેમથી પોતાના ભવનમા રાખીને પરિચર્યા કરેલા વર્ણિવર્ય પ્રસન્ન થઈ તેમને સ્વસ્વરૂપનું તત્ત્વથી વિજ્ઞાન આપી પોતે તપ પ્રિય હોવાથી ત્યાં નહિ રહેતાં ગહન વનમાંજ વિચર્યા પુલહાશ્રમથી નીકળી બુટ્રોલપત્તનથી નીકળ્યા પછી આવેલા વનને પામતાં વર્ણીન્દ્રને એક વર્ષ સમય વીતિ ગયો તે મહાભયકર વનમાં આગળ વિચરતાં ભગવાન્ વર્ણિરાજે પૂર્વ ભાગમા મહાસરોવર અને ઉત્તર ભાગમાં મહાનદીથી શોભાયમાન એક દર્શનીય વટવૃક્ષતળે મૃગચર્મ ઉપર બેસીને એકાગ્રી તપશ્ચર્યા કરતા, જેમની સમસ્ત બાહ્ય વૃત્તિઓ વિલીન થઈ ગઈ છે, સર્વાન્તર્યામી આનદમય પરમાત્મામાં નિમગ્ન મન જેમનુ છે, એવા કોઈ મહાસમર્થ ગોપાળ નામના યોગિરાજને જોઇને વિનયની નમસ્કાર કર્યો પછી પાસે પરવરીને તેમની સમાધિમાંથી ઉઠવાની વાટ જોઈ રહેતા થકા ક્ષણમાત્ર ઉભા રહ્યા. સમાધિમાથી નિવૃત્ત થએલા ગોપાળયોગીએ આગળ મસ્તક નમાવીને ઉભા રહેલા કુમારાકાર વર્ણીન્દ્રને નિરખીને, મૂર્તિમાન્ પોતાના આત્માના લાભથીજ જેમ એમ પ્રહર્ષ પામીને, પૂર્વના કોઇ ગાઢ મિત્ર હોય એમ માનીને તેમની સન્મુખ ઉઠી આલિંગન કરી પ્રેમથી કુશલ પ્રશ્ન અભિજનાદિ પુછીને, વર્ણિવરનો તીવ્ર વૈરાગ્ય અને યોગ-

માર્ગમાં ગાઢ અનુરાગ જાણીને કેટલોક કાળ પોતાની પાસે રહેવાની આજ્ઞા કરી. આ વર્ણિરાજપણ યોગિરાજના અલબ્ધપૂર્વ સમાગમસુખને અનુભવ કરતા થકા યોગાભ્યાસના મિષથી તેમની સમીપે ઉત્સાહથી નિવાસ કરી રહ્યા. આ ગોપાળ યોગિરાજે શ્રીહરિકૃષ્ણશર્માને યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધ્યાન-ધારણા-સમાધિરૂપ સમગ્ર યોગમાર્ગનો અવસરને અનુસારે ઉપદેશ કર્યો. વર્ણીન્દ્રતો યોગીન્દ્રને ગુરૂપણે માનીને સ્મૃતિમાત્રથીજ સંપન્ન એવા તે ઉપદેશ કરેલા અર્થો ગુરૂનેપણ વિસ્મય પમાડતા થકા સ્વલ્પ સમયમાં સ્વીકારી લઈ સિદ્ધસમાધિ થઈ ગયા. વર્ણીને થોડા દિવસમાં સાંગ યોગની સંસિદ્ધિ થએલી જોઇને 'આ કોઈ પૂર્વયોગના સંસ્કારમાંથી નહિ પ્રચ્યુતિ પામેલા નિષ્પન્નયોગી પુરૂષવિશેષ છે' એમ ગોપાળયોગિએ જાણ્યું. ઉત્તરોત્તર અલૌકિક ઐશ્વર્ય ભાળતાં 'આ જગતના યોગક્ષેમ માટે અવતરેલા પરબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણ નારાયણ છે' એમ જાણ્યું. તેપછી વર્ણીને ગુરૂપણે માન્યા. એમ પરસ્પર ગુરૂબુદ્ધિથી પરસ્પર પરિચર્યા આચરતા, કંદ મૂળ ફળનો યુક્ત આહાર કરતા, પ્રતિદિન હિમ વાયુ વૃષ્ટિ તાપને સહન કરતા, ત્રણ વખત સ્નાન કરતા થકા તીવ્ર તપશ્ચર્યાને કરતા તે બન્ને મિત્રો તે આશ્રમમાં એક વર્ષ પર્યંત રહ્યા. એક સમયે તે નિર્ભય આશ્રમમાં આવી વસેલા ગોપાળોને વ્યાઘ્રાદિકનો ગાયોની હત્યારૂપ ભય ઉપસ્થિત થતાં ગોપાળોએ પ્રાર્થના કરેલા ગોપાળયોગિ પશુરક્ષણમાં અસમર્થ થતાં વર્ણિરાજે પશુરક્ષણમાટે વ્યાઘ્રાદિકનો ભય નિવૃત્ત કરી ગોપાળોને પરમાનંદ આપ્યો. ગોપાળયોગી વર્ણિરાજને સર્વેશ્વર ભગવાન્ જાણી તેમનું એકાંતમાં ધ્યાન ધરતાં તેમની પૂર્ણ કૃપાથી તેમના દિવ્ય સ્વરૂપનું સંદર્શન પામી કૃતાર્થ થઈ સ્થૂળ કલેવરનો પરિત્યાગ કરી સૂક્ષ્મ પ્રકૃતિએ પરિત્યાગ કરતાં બ્રહ્મભાવને પામીને, અપુનરાવૃત્તિ અર્ચિમાર્ગથી આનંદમય અક્ષર ધામને પામી ગયા.

તે પછી ભગવાન્ મિત્ર ગુરૂ ગોપાળયોગિની ઉત્તરક્રિયા કરીને, ત્યાંથી જનોનું હિત કરવાના અને આસુર વૃત્તિવાળાઓએ કરેલો સાત્વિકોનો પરાભવ શમાવાના સંકલ્પથી વનવિચરણથી વિનિવૃત્ત થઈ તીર્થયાત્રાના મિષથી પૂર્વાભિમુખે પ્રયાણ કરતાં અખંડ બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ રાખી,

નાસિકાગ્રે સ્થિર દૃષ્ટિ રાખી, દેહના અનુસંધાને રહિત થઈ શ્રીકૃષ્ણનું અખંડ સ્મરણ કરતાથકા ધનુષમાંથી નીકળતા બાણની પેઠે વેગથી એકાકી આગળ ચાલતાં આદિવરાહ તીર્થને પામી ત્યાં ત્રણ દિવસ રહીને, ત્યાંથી બંગાળ દેશમાં પ્રસિદ્ધ સીરપુર નામના એક નગરને પામ્યા, જે નગરમાં પરમધાર્મિક, પ્રકૃતિથીજ મહાત્માઓવિષે અત્યંત અનુરાગી, સાધુઓની પરિચર્યાપરાયણ એવો સિદ્ધવલ્લભ નામનો રાજા રહેછે. આ રાજાએ ભગવાનનો પોતાના પુરમાં પ્રવેશ સાંભળીને પરિમિત પાર્ષદો સાથે લઇને પાસે આવીને પોતાના પુરમાં ચાતુર્માસ્ય રહેવાની પ્રાર્થના કરી, તેની પ્રાર્થના સ્વીકારી તેના કોઇ ઉચિત નિરાવરણ વિજન સ્થાનમાં સુખેથી ભગવાને નિવાસ કર્યો. તેમની સેવામાં ગોપાળદાસ સાધુનો રાજાએ નિયોગ કર્યો. તે સ્થળમાં રાજાએ સિદ્ધપણના ભ્રમથી પૂજેલા બીજા અનેક સિદ્ધાભિમાનિઓપણ રાખ્યા હતા. જેઓ વિવિધ દેવદેવીઓના ઉપાસકો, ત્યાગીઓનાં ચિહ્નો ધારણ કરી રહેલા, યંત્ર મંત્ર તંત્રમાત્રમાં નિષ્ઠાવાળા, વૈરાગ્યનું પ્રખ્યાપન કરનારા, પરમહંસપણાને દંભથી જણાવનારા, જપમાળા ફેરવવામાં વ્યગ્ર આંગળીયોવાળા અનેક સિદ્ધો હતા. વૃષ્ટિનો સમય આવતાં પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતા વાયુ વૃષ્ટિના વેગને કોઇપણ પ્રકારે નહિ સહન કરી શકવાથી કેટલાક વીતરાગાભાસો પુરજનો તથા સિદ્ધવલ્લભ રાજા આગળ પ્રખ્યાપન કરેલો 'અમો શીતોષ્ણાદિ દ્વન્દ્વથી અતીત સ્વભાવવાળા છીએ' એવા દંભનો અસ્તસમય સમીપમાં આવેલો આશંકા કરી, રાજાના ભયથી કોઇ ન જાણે એમ સર્વે કોઇ સિદ્ધાભિમાનીઓ પ્રત્યેક રાત્રિએ અનુક્રમે પલાયનપરાયણ થઇ ગયા. દ્વન્દ્વાતીત વર્ણી ભગવાન એકલાજ શીતોષ્ણાદિકને સહન કરતા થકા પરમ શાંતિથી પરમાત્માના ધ્યાનપરાયણ થઇને સુખેથી બેસી રહ્યા. આવું આશ્ચર્ય દૂતદ્વારથી સાંભળીને રાજા શ્રીહરિકૃષ્ણવિષે પરા ભક્તિને પામી પ્રતિદિન વિશેષ પૂજા કરતાં ભગવાનના અનુગ્રહના પરમ પાત્રરૂપ થયો. વર્ણિરાજનો આવો સમુત્કર્ષ મત્સરતાથી નહિ સહન કરનારા કેટલાક શાક્તાદિ સિદ્ધાભિમાનીયોએ નરાકાર સર્વેશ્વર શ્રીહરિને હણવાના અનેક અયોગ્ય અભિચારાદિ ઉપાયો કર્યા પણ નિરંશ આકાશમાં કરેલા

શસ્ત્રપ્રહારોની પેઠે સર્વ પ્રયાસો નિષ્ફળ નીવડ્યા. છેવટે તેમના સેવક નિરપરાધી ગોપાળદાસ સાધુ ઉપર અભિચારપ્રયોગ કર્યો. આ અભિચારયોગથી તે સાધુ તત્કાળ મરણોન્મુખી દુરવસ્થાને પામી ગયો. આવી દુઃસહ દુર્દશા દેખીને રાજાએ વૈદરાજોને તથા મંત્રાદિકને જાણનારા સિદ્ધરાજોને બોલાવીને અનેક યાવદ્બુદ્ધિબળોદય ઉપાયો કરાવ્યા. તથાપિ કશું પણ ફળ નહિ થતાં છેવટે ભગવાનની સમીપે લાવીને એની દુરવસ્થા નિવેદન કરતાં ભગવાને તે પોતાની પરિચર્યાપરાયણ સાધુની દુર્દશા દેખીને 'આ અસુરકૃત અભિચાર છે' એમ જાણીને તત્કાળ તેના જમણા કર્ણમાં ભગવન્નામોચ્ચારણમાત્રથી પ્રજ્ઞાને પમાડીને સમસ્ત વ્યથાએ રહિત કરી દીધો. નિરપરાધી સાધુ ઉપર અભિચાર કરનારો માંત્રિક સિદ્ધપણ એજ અભિચારથી પરાભવ પામતાં તેના સબન્ધિ જનોની પ્રાર્થનાથી પરમકૃપાળુ ભગવાને તેનીપણ તે કષ્ટથકી રક્ષા કરી. રાજાએ તથા પુરજનોએ ભગવાનનાં આવાં અનેક અસાધારણ અલૌકિક ઐશ્વર્યો સાક્ષાત્ દેખીને સપરિવાર પોતે તેમના ચરણકમળનો સમાશ્રય કરી પરમ ભક્તિસંપન્ન થઈ તેમના ચરણારવિંદની અમૂલ્ય વસ્ત્ર વિભૂષણ વિત્ત વગેરેથી પૂજા કરી. આત્મારામ પૂર્ણકામ પ્રભુએ પૂજાપદાર્થોમાંથી પ્રણામ શીવાય કશુંપણ નહિ સ્વીકાર કરતાં તે સર્વસ્વ તે સમયે સમીપે રહેલા બ્રાહ્મણો નિર્ધનોને આપી દીધું. આવા અવસરમાં ત્યાં આવી ચઢેલો કોઈ નિર્ધન કુટુંબી વેદ વેદાંગને જાણનારો તૈલંગી વિપ્ર દારિદ્ર્યદોષથી કુટુંબભરણનો કલેશ નહિ સહન થતાં દુષ્પ્રતિગ્રહથી પણ પરિવારના પોષણમાં પ્રવર્તતાં, તે વખતે રાજાએ આપેલાં હાથી કાળપુરૂષ લવણાદિ મહાદાનોનો પ્રતિગ્રહ કરતાં, તેનાથી તત્કાળ મૂર્તિમાન થઈ શરીરમાં પ્રવેશ કરી ગએલા પાપથી તત્ક્ષણ સર્વ શરીરમાં શ્યામવર્ણનો થઈ જતાં, પોતાના શરીરની એકદમ થએલી વિરૂપતાથી મનમાં બહુ વ્યાકુળ થઈ પોતાના પાપના પ્રશમનની સ્પૃહાથી ભગવાનનો મહામહિમા સાંભળીને તેમના ચરણના શરણને પામ્યો. આવા વ્યાકુળિત હૃદયના ખેદ પામતા વિપ્રની દુર્દશા દેખીને દયાનિધિ ભગવાને અનુગ્રહ કર્યો. અનુગ્રહથી તુરત યથાપૂર્વે રાહુથી મુક્ત થએલા

સૂર્યનીપેઠ પોતાનું પૂર્વનું બ્રહ્મતેજ પામીને તેમનુંજ એક શરણુ સ્વીકારીને મનમાં બહુ રાજી થઈને હરિગુણગાન કરતો થકો પોતાને ઘેર ગયો.

ચાતુર્માસ્ય વ્યતીત થતાં તીર્થયાત્રામાં પ્રવર્તેલા ભગવાન્ સિદ્ધસંઘોની સાથે સીરપુરથકી નીકળી, માર્ગમાં કોઈ કામાક્ષી દેવીના સ્થાનની સમીપમાં આવેલા ગામમાં આવતાં તેનો નિવાસી, મહાકાલીનો ઉપાસક, મહાસિદ્ધાભિમાની, પિબેક નામનો વિપ્ર અજીત મહાપ્રભુને જીતવા પાસે આવ્યો. આ વિપ્ર પ્રથમ ધર્મનિષ્ઠ હોવા છતાં કોઈ શાક્તના સમાગમ દોષથી તેના દુર્મતમાં પ્રવિષ્ટ થઈ મદ્યમાંસાદિ ઉપહારથી અત્યંત તૃપ્ત કરેલી મહાકાલીના પ્રસાદના પ્રથમ પાત્ર થઈ, ભૈરવાદિ ક્ષુદ્ર દેવોને વશ કરી, મંત્ર યંત્ર તંત્રમાં નિષ્ણાત થઈ અનેક અભિચાર પ્રયોગથી ત્યાં થઈને જતા જે કોઈ યાત્રાળુ જનોને પોતાના શિષ્યો કરતો હતો. સિદ્ધસંઘોને શિષ્યો કરવામાં વર્ણિને વિઘ્નરૂપ માનીને તેમને મારવાના અનેક ભયાનક યંત્ર મંત્ર તંત્રાદિ અભિચારો કર્યા તથાપિ કશું ફળ નહિ થતાં અંતે કાળભૈરવ મોકલ્યો. ભગવાનના નેત્રાગ્નિથી બહુ બળતાં અને તેમની આગળ પોતાનું લેશપણ સામર્થ્ય નહિ ચાલતાં પોતાને પ્રેરનારા પિબેકનેજ હણવામાટે ઉદ્યમી થયેલા તે કાળભૈરવ થકી દયાથી ભગવાને રક્ષા કરી. એરીતે સર્વશક્તિ ભગવાને તેના તમામ અભિચારો પોતાના દિવ્ય તેજ પ્રતાપથી ક્ષણમાં નિષ્ફળ કરીને, અંતે ગર્વવિહીન કરી શાક્ત-મતનો પરિત્યાગ કરાવી, કૃપાથી પોતાને શરણે સ્વીકારી યથાપૂર્વ સાધુમાર્ગનો ઉપદેશ આપી સન્માર્ગમાં સમારોપીને, સર્વ સિદ્ધોને યથારૂચિ દેશાંતરમાં વિચરવાની આજ્ઞા આપી, પોતે એકાકી ત્યાંથી નીકળી નવલખા નામના અદ્ભુત પર્વતને પામી તેની ઉપર ચઢીને, તેમાં અદૃશ્ય રૂપથી રહેલા, તીવ્ર તપમાં પ્રવર્તેલા, નવ લાખ મહાસિદ્ધયોગિઓને ભાળીને, તેમણે વિનયથી ભાવપૂર્વક નમસ્કાર કર્યા થકા તેમને ઉગ્ર તપનું ઉત્તમ ફળ આપવાની ઈચ્છા કરતાં પોતાના ક્ષરાક્ષરાતીત પરાત્પર દિવ્ય રૂપનો પોતેજ આપેલી દિવ્ય દૃષ્ટિથી સાક્ષાત્કાર કરાવી પરમાનંદ પમાડીને, ત્યાં કાષ્ઠ વિનાની અગ્નિજ્વાળા અને શીત જળના તથા ઉષ્ણજળના કુંડને જોતા થકા ત્રણ દિવસ રહીને, ત્યાંથી નીચે ઉતરી વડવાકુંડ તીર્થને પામી ત્યાં પૃથ્વીમાંથી વિના કારણે નિકળતો જળ

અગ્નિ અને વાયુનો સંઘ આશ્ચર્યથી જોતા થકા ત્રણ દિવસ રહ્યા. ત્યાંથી અગ્નિકોણને અભિમુખ હિંડતાં આગળ આવેલા ગંગાસાગરસંગમમાં સ્નાન કરી ત્યાંપણ ત્રણ દિવસ રહી, નાવથી સમુદ્રની ખાડી ઉતરી ચારે બાજુ સમુદ્રથી વિંટાએલા કપિલાશ્રમને પામ્યા. જેમાં સાંખ્યોના મુખ્ય આચાર્ય ભગવાન્ કપિલ મહર્ષિ લોકોના કલ્યાણમાટે તપ કરતા થકા રહેછે. ધર્માદિ અંગે સહિત ભક્તિયોગનું નિરૂપણ કરનારા તે કપિલમુનિને તે આશ્રમમાં જોઇને વર્ણીન્દ્ર મહાહર્ષને પામ્યા. પોતાને પરમેશ્વરની પેઠે પ્રેમથી પરિચર્યા આચરતા વર્ણિરાજને ઐશ્વર્યો ઢાંકી રાખ્યાં છે તથાપિ ધ્યાનયોગથી 'આ સાક્ષાત્ નરાકાર શ્રીકૃષ્ણ ભગવાન્ છે' એમ જાણીને કપિલમહર્ષિએ તેમનું યથોચિત પ્રતિદિન આતિથ્ય કરવારૂપ સેવા કરી હતી.

વર્ણિરાજ તે તપસ્વિઓને પ્રિયતમ આશ્રમમાં એકમાસ રહીને આગળ ચાલતાં જેમાં શ્રીકૃષ્ણ ભગવાનનું નિત્ય સાન્નિધ્ય છે એવી જગન્નાથપુરીમાં પધાર્યા. ત્યાં પ્રતિદિન પ્રભાતમાં સમુદ્રમાં અને ઇન્દ્રદ્યુમ્ન સરોવરમાં સ્નાન કરી, આશ્રિતોના ઉજ્જીવન અર્થે અર્ચાવતારથી વિરાજમાન પતિતપાવન પુરૂષોત્તમની દર્શન પૂજનાદિ પરિચર્યા આચરતા થકા બહુધાપણે ઇન્દ્રદ્યુમ્ન સરોવરની સમીપેજ નિવાસ કરીને રહ્યા. કળિરાજા બહુધાપણે પુણ્ય તીર્થક્ષેત્રોને મલિન કરવા પુરૂષોમાં પ્રવેશ કરી આસુરભાવ સંપાદન કરી પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવે છે. આ કળિના સામ્રાજ્યને અનુસરનારા બહુ પુરૂષો આ પુરીમાં નિવાસ કરી રહ્યા હતા. તેમાં કેટલાક વિપ્રેન્દ્રના પડદાથી તો કેટલાક આચાર્યના વેષથી તો કેટલાક મંત્ર તંત્ર યંત્રના પારગતના વેષથી તો કેટલાક તપસ્વિદંભથી તો કેટલાક બ્રહ્મવેત્તાની ભાવનાથી આ જગતને ઠગતા થકા પરધન પરવનિતાના આહરણપરાયણ હતા. દૈવી સંપત્તિએ સંપન્ન નરતો કોઈવિરલોજ હતો. એ રીતે આસુરસમાજે પ્રતિદિન પ્રવૃદ્ધિ પમાડેલો પુણ્ય તીર્થક્ષેત્રનો પરાભવ નિરીક્ષણ કરીને તેના પ્રશમન માટેજ પોતે પાંચ દિવસ રહીને ક્ષેત્રાંતરમા જવાની ઇચ્છાવાળા હતા તથાપિ બીજાપણ બહુ દિવસો રહ્યા. આ વર્ણિવર્યનું દુષ્કર તીવ્ર તપ, વિષયવિરક્તિ અને આત્મારામતા આદિક ગુણો જોઈને નગરના જનો તેમને વિષે ભક્તિવાળા થઈ તેમના ચરણની પરિચર્યા-

પરાયણ થયા. આવો સમુત્કર્ષ નહિ સહન થતાં કેટલાક અસુરો ભગવાન સાથે વૈરાનુબંધ બાંધીને મારવા માટે વિવિધ ઉગ્ર અભિદ્રોહોમાં પ્રવર્તતાં નિષ્ફળ મનોરથવાળા થઈ ગયા. માટેજ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતા અંતઃસંતાપથી હૃદયમાં બહુ દાઝતાં ક્રોધના ઉગ્ર વેગને નહિ સહન કરી શકવાથી ફરીથી ભગવાનના પરિદ્રોહમાં પ્રવર્તતાં, તેમના તેજથી રોકાય ગયા હોય એમ થઈ સ્વપર વિજ્ઞાનનો વિલોપ થતાં બહુ ભ્રાંતિ પામી પરસ્પર વૈર બાંધીને પરસ્પર વિવિધ આયુધોથી પ્રહાર કરતાં પ્રાણે રહિત થઈ સર્વ કોઈ અસુરો ક્રમશઃ ભગવત્સકલ્પબળથી મરણ પામી ગયા. તેપછી દૈવી સંપત્તિના જનોનો સમાજ ભગવાન સમીપે પ્રતિદિન વધવા લાગ્યો. સદુપદેશથી અલ્પ કાળમાં તેમનું અંતઃકરણ નિર્મળ કરતા ભગવાન્ તે પુરીમાં જ્ઞાન વૈરાગ્ય ભક્તિની સમૃદ્ધિ વધારીને ધર્મપ્રતિષ્ઠાપન કરતા થકા દશ માસ નિર્ગમન કરી ત્યાંથી દક્ષિણ દિશાભિમુખે ચાલ્યા. ત્યાંથી નીકળેલા વર્ણિરાજ સેતુબંધ સીધાવતાં પ્રથમ આદિકૂર્મ તીર્થને પામીને, ત્યાંથી આગળ ચાલતાં કોઈ આવેલા ગહન વનમાં વિચરતાં માર્ગવશાત્ આવેલા માનસપત્તનમાં પ્રવેશ કરી ત્યાંના દૈવી સંપત્તિના સત્રધર્મા રાજાએ 'આ કોઈ મહાપુરૂષ છે' એમ જાણી આગ્રહથી રાખતાં એકાંત સ્થળમાં કોઈ નિરાવરણ વેદિકા ઉપર નિવાસ કરી રહ્યા. ત્યાંના દૈત્યોએ ભગવાનને સ્વજનના સંહારમાં હેતુ જાણીને હણવાનો ઉદ્યમ કરતાં આખી રાત્રિ પાષાણની પુષ્કળ વૃષ્ટિ કરી. તેનો મોટો ઢગલો વેદીની ચારે બાજુ થયો. તેમાંથી એકપણ પથ્થરનો મહાપ્રભુને સ્પર્શમાત્રપણ થયો નહિ. .આવું અદ્ભુત ઐશ્વર્ય દેખ્યું તથાપિ ભગવાનવિષે દ્રોહબુદ્ધિનો નહિ ત્યાગ કરીને શસ્ત્રોથી હણવાની તૈયારી કરી ભેગા થઈ આવ્યા. આવું આશ્ચર્ય સાંભળીને રાજા ભગવાન પાસે આવ્યો. ભગવાને મુમુક્ષુ રાજાને શ્રીકૃષ્ણનો સમાશ્રય કરાવ્યો. ભગવદ્દ્રોહી અસુરોને મહાપાપી જાણીને ભક્ત રાજાએ પોતાના દારૂણ સૈન્ય પાસે મારી નંખાવ્યા. ભગવાન્ 'પોતાના પાપથી પાપીઓનો પ્રણાશ થયો' એમ જાણી રાજાએ પૂજા કર્યાથકા ત્યાંથી વેંકટાદ્રિ પધાર્યા. ત્યાં શ્રીનિવાસ ભગવાનની સેવા કરી, શિવકાંચી વિષ્ણુકાંચીમાં જઈ શિવ વિષ્ણુનાં દર્શન કરી, ત્યાંથી કાવેરી નદીથી સમલંકૃત દિવ્ય શ્રીરંગ ક્ષેત્રમાં

આવ્યા. જે ક્ષેત્રમાં સ્વયં ભગવાન્ વાસુદેવ અર્ચાવતારથી સર્વદા સાક્ષાત્ વિરાજે છે, જેમાં વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતના પ્રવર્તક નાથમુનિ યામુનમુનિ વિગેરે સર્વે પૂર્વાચાર્યો પરમપુરૂષની પરિચર્યાપરાયણ થયા હતા, તે ક્ષેત્રમાં નદીના તટમાં પૂર્વ દિશામાં કોઈ ઉપવનમાં નિવાસ કરી પ્રતિદિન કાવેરીમાં સ્નાન કરી શ્રીરંગનાથ ભગવાનનાં દર્શન પૂજન કરતા થકા, શરણે આવેલા મુમુક્ષુઓને સદ્બોધ આપી, ત્યાંના કેટલાક વૈષ્ણવાભાસોમાં ગુપ્તપણે રહેલા દુરાચારને શાસ્ત્રવાદથી ત્યાગ કરાવતા થકા બે માસ રહ્યા. ત્યાંથી ચાલતાં સેતુબંધને પામીને ત્યાં સમુદ્રસ્નાન કરી રામેશ્વરનાં દર્શન કરતા થકા બે માસ રહ્યા. ત્યાંથી સુંદરરાજ વિષ્ણુક્ષેત્રને પામ્યા. ત્યાંથી ભૂતપુરી પ્રત્યે પ્રયાણ કરતાં માર્ગવશાત્ આવેલા કોઈ મહાઘોર વનમાં વિચરતાં પાંચ દિવસ સુધી અન્ન જળને પણ પામ્યા નહિ. પાંચમે દિવસે સાયંસમયે એક સરોવર જોવામાં આવતાં તેમાં સ્નાન કરી શાલગ્રામની પૂજા કરી જ્યાં ત્યાંથી ચાર આણુવાફળી લાવી તેને અગ્નિમાં શેકીને વિષ્ણુનૈવેદ્ય કરીને પછી પ્રસાદિ જમ્યા. તે તળાવને તીરે રાત્રિના પ્રથમ પ્રહરપર્યંત રહીને ત્યાંથી આગળ હિંડતાં છઠે દિવસે મધ્યાહ્ને વનમધ્યે એક કુવો આવ્યો તેમાંથી કમંડળાવડે જળ કાઢી સ્નાનાદિ કર્મ કરી, કોઈ વડવૃક્ષ નીચે છાયાથી શીતળ, નવાં તૃણ જેમાં ઉગેલાં છે, માટે જાણે પાથરણું પાથર્યું હોય એવા પૃથ્વી પ્રદેશમાં બેસીને વિષ્ણુના પૂજનનો પ્રારંભ કર્યો. આવા અવસરમાં આકાશમાર્ગમાં ભવાની સાથે વિચરતા ભગવાન્ ભવ, પોતાના દેહની દિવ્ય કાંતિથી સમગ્ર વનને પ્રકાશ પ્રકાશ કરી દેતા, તપથી કૃશશરીર, મનુષ્યના અનુકરણથી ગૂઢૈશ્વર્ય એવા કુમારાકાર પરમપુરુષને પેખીને મનમાં વિસ્મય પામી આકાશમાંથી ઉતરી કોઈ ન જાણે એમ વર્ણિરાજની ભગવત્પૂજાનો પ્રકાર જોતા થકા ત્યાં રહ્યા. વર્ણિરાજ વિષ્ણુની અર્ઘ્યાદિકથી પૂજા કરી સ્નાનપાત્રમાં પધરાવી કમંડળાથી કાઢેલા નિર્મળ જળથી પુરૂષસૂક્ત પઠવાપૂર્વક સ્નાન કરાવા લાગ્યા. સ્નાન કરાવેલા જળની ધારા બહાર નહિ પ્રસરતાં ક્યાંક પ્રલીન થએલી જોઇને 'આ શું આશ્ચર્ય છે ?' એમ વિચાર કરી 'તૃષાર્ત આ વિષ્ણુએજ જળધારાનું પાન કર્યું છે' એમ નિશ્ચય કરીને તેમની તૃષા શમાવા ફરીથી કમંડળાવડે કુવા-

માંથી પાણી કાઢીને શાલગ્રામ ઉપર અભિષેક કરવા લાગ્યા. જેમ જેમ અભિષેક કરે તેમ તેમ સમગ્ર જળ વિષ્ણુ ભગવાન્ પાન કરી જાય. ફરીથી પણ પાણી કાઢીને અભિષેક કર્યો તેપણ પાન કરી ગયા. પોતાના પરિશ્રમનો તો નહિ વિચાર કરતાં વિષ્ણુના પરિતોષણમાટે પ્રવર્તતાં આ ભગવાન્ વારેવારે જળ કાઢી લાવી અભિષેક કરવામાંજ તત્પર થયા. તેપછી સેવક વર્ણિના કોમળ અંગમાં પરશેવાના બહુ બિંદુઓ જોઇને વિષ્ણુને મનમાં દયા આવતાં જાણે તૃષાએ રહિત થઈ ગયા હોય એમ અંતે અર્પણ કરેલી જળધારાને પોતાના અંગસંગથી પવિત્ર કરી જળચૂષણથકી વિરામ પામ્યા. તેપછી વર્ણી વિષ્ણુને તૃષાએ રહિત થઈ ગએલા જાણીને, હવે એમને શું નૈવેદ્ય નિવેદન કરવું તેનો વિચાર કરવા લાગ્યા. આ સમયે વર્ણિનો વિચાર જાણીને ભવે ભવાનીને કહ્યું કે-'આ વર્ણિને જે કાંઈ અન્નાદિ હોય તે વિષ્ણુનૈવેદ્ય માટે આપો.' ભવાનીએ પણ વૃદ્ધ તપસ્વિની-વેષથી પાસે જઈ સાથવો આપ્યો. તેને લઈ જળમાં મિશ્રિત કરી વિષ્ણુને નૈવદ્ય ધરી પછી મનમાં પ્રસન્ન થઈ પ્રસાદી સાથવો જમ્યા. તે વખતે પોતાની પાસે આવેલાં, વૃદ્ધ તપસ્વિના જેવા વેષવાળાં, કોઈ અપૂર્વ દેહકાંતિથી સમગ્ર વનને પ્રકાશ કરતાં દંપતીને દેખીને વર્ણિએ વિનયપૂર્વક પુછ્યું કે-તમો કોણ છો? તમો આકૃતિથી તો કોઈ તપસ્વી જેવાં જણાઓ છો પણ અનુભાવથી તો અમાનુષ જેવાં જણાઓ છો. પછી ભગવાન્ ભવ પ્રસન્નગંભીર વાણીથી બોલ્યા કે-અમો ઉમામહેશ્વર આકાશમાં વિચરતાં હતાં. આ ગહન વનમાં નિર્ભયપણે એકાકી વિચરતા, પરિગ્રહને યોગ્ય એવી પણ વયમાં સર્વ પરિગ્રહે પરિવર્જીત, કોઇપણ અપ્રાકૃત બ્રહ્મસંબન્ધી પ્રતાપથી અમો આદિકને આશ્ચર્ય પમાડતા, આયુષના પ્રથમ ભાગમાંજ આયુષના અંતમાંજ જેમ એમ સાવધાનપણે વનવિચરણમાં ઉત્સાહવાળા, જગતના ઉપકાર માટે અવતરેલા, પરમપુરૂષ આપને અવલોકીને આશ્ચર્યકૌતુકથી મનમાં બહુ ઉત્સાહ આવતાં આકાશમાંથી ઉતરીને આજ વૃક્ષાંતરમાં અલક્ષ્ય આકારથી વર્તતાં થકાં તમોને મળવાની વાટ જોતાં હતાં. આ અવસર આવતાં આપની સમીપે આવ્યાં છીએ. જુવો અમારૂં અપ્રા-

કૃત સુંદર સ્વભાવસિદ્ધિ સ્વરૂપ. એમ કહીને તુરતજ અયોગિઓને દુર્દર્શ્ય, સમસ્ત સુરાસુરોએ વંદનીય, પોતાના દિવ્ય રૂપથી ભવાનીસાથે પ્રાદુર્ભાવ પામ્યા. આ વર્ણી ભગવાને પોતાની આગળ પ્રકાશ કરેલું, અત્યાશ્ચર્ય સદાશિવ સ્વરૂપ દેખીને તુરત પ્રણામ કરી સમુચિત સ્તુતિથી સ્તુતિ કરી. પ્રસન્ન થએલા મહાદેવે વર વરવાનું કહેતાં દૃઢ વૈરાગ્ય માગ્યો. પછી શિવ શિવાએ અભિનંદન કરેલા વર્ણી તેઓ અંતર્ધાન થયા પછી તરતજ તે મહાવનને ઉલ્લંઘન કરવાનો સંકલ્પ કરી ત્યાંથી ચાલતાં ભૂતપુરીને પામ્યા. ત્યાં શ્રીરામાનુજાચાર્યનાં દર્શન પૂજન કરી, ત્યાંથી કન્યાકુમારી ક્ષેત્રને પામી ત્યાં ગૌરીનાં દર્શન કરી, કેરલ દેશમાં પદ્મનાભ ક્ષેત્રને પામી ત્યાં અનંતશયનમાં પદ્મનાભને પ્રણામ કરી, ત્યાંથી જનાર્દન ક્ષેત્રને પામી ત્યાં જનાર્દનને પ્રણામ કરી, ત્યાંથી આદિકેશવ ક્ષેત્રમાં આવ્યા, ત્યાં આદિકેશવને પ્રણામ કરી, ત્યાં શસ્ત્રધારી બે હજાર અસુરોનો ત્યાંના શ્રીહરિભક્ત રાજાદ્વારા સંહાર કરાવી, ત્યાંથી વિવિધ વૃક્ષવૃંદથી વ્યાપ્ત મળયાચળમાં આવીને ત્યાં સાક્ષીગોપાળનાં દર્શન કરતા થકા સર્પથી વિંટાએલા ચંદન વૃક્ષના વનમાં પાંચ દિવસ નિવાસ કરી રહ્યા. ત્યાંથી ઉત્તરાભિમુખે ચાલતાં ચંદ્રભાગા નદીને તીરે વિરાજમાન, અનેક ભક્તગણોએ સેવેલા પંઢરપુરને પામીને શ્રીવિઠ્ઠલ ભગવાનનાં દર્શન પૂજન કરતા થકા બે માસ રહીને, દૈવી જીવોને પોતાના આશ્રિત કરી શ્રીવિઠ્ઠલજીને ભેટીને, ત્યાંથી દંડકારણ્યમાં આવી તેની પ્રદક્ષિણા કરી, ગોદાવરી પાસે પંચવટીને પામી ગોદાવરીમાં સ્નાન કરી, નાસિકપુરને પામી ત્યાંથી ત્ર્યંબક ક્ષેત્રને પામી ત્યાં ત્ર્યંબકનાથનાં દર્શન કરી, ત્યાંથી તેજ ઉત્તરદિશાએ ચાલતાં તાપી નદીને પામી તેમાં સ્નાન કરી, ત્યાંથી આગળ ચાલતાં મહાનદી નર્મદાને પામી તેમાં સ્નાન કરી તેના પાવન તીરમાં વિચરી તેને ઉતરીને, ત્યાંથી સાભ્રમતી નદીને ઉલ્લંધન કરીને ભાલદેશમાં પ્રસિદ્ધ ભીમનાથ મહાદેવને નમસ્કાર કરી, ગોપનાથ મહાદેવને પામીને પંચતીર્થીને સ્નાનાદિકથી તીર્થરૂપ કરતા કરતા માંગરોળ પત્તનને પામ્યા.

એ રીતે તે તે તીર્થક્ષેત્રોમાં વિચરતાં તેમાં રહેલા અધર્મસર્ગનો સમુચ્છેદ કરતા, પાખંડી ગુરૂઓને સચ્છાસ્ત્રસમત સવાદથી જીતીને તેનાથકી

મુમુક્ષુઓની રક્ષા કરતા, તપ બ્રહ્મચર્યાદિ નિયમોને સ્વયં પાળીને ત્યાગીઓ તથા યાત્રાળુઓને વર્તવાની રીતિ બતાવતા, તે તે તીર્થક્ષેત્રોમાં રહેલા મુમુક્ષુઓને તત્વબોધ અને સદાચરણથી સમુજ્જીવન કરતા, વિવિધ નદ નદી તીર્થોને તીર્થરૂપ કરતા, મનુષ્યોથી ન બની શકે એવાં તપો કરવાપૂર્વક ગહન વનમાં વિચરતા એવા શ્રીનીલકંઠવર્ણીને ઘરથકી નીકળી માંગરોળ બંદરને પામતાં સાત વર્ષ એક માસ વીતિગયો. તે સમયમાં વર્ણીવરનું શરીર અતિશય કૃશ છે તથાપિ કોઈથી પણ ન પરાભવ થાય એવા અને સર્વના તેજનો પરાભવ કરનારા કોઈપિણ દિવ્ય તેજથી મૂર્તિમાન્ તપથીજ જેમ એમ અતિશય શોભતું હતું. તીર્થોની તીર્થતાને ફરીથી ઉજ્જીવન કરતા આ નીલકંઠ ભગવાન્ તે માંગરોલ પત્તનથી નીકળી સંવત્ ૧૮૫૬ ના શ્રાવણમાસના કૃષ્ણપક્ષની પછી તિથિએ સંગવસમયે લોજપુરમાં પધાર્યા. તે પુરથી બહાર વર્તતી કોઈ વાવ્યની પાસે સમસ્ત ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરી હૃદયતળમાં વિરાજમાન પરમપુરૂષ ઇષ્ટદેવ શ્રીરાધિકાકૃષ્ણનું હૃદયમાં ધ્યાન ધરતા થકા ત્યાં મુહૂર્તપર્યંત બેઠા. આવા અવસરમાં માધ્યાહ્નિક સ્નાનમાટે સુખાનંદ નામના સાધુવર્ય ત્યાં આવ્યા. તેમણે વાવ્યમાં સ્નાન કરી તેની પાસે ધ્યાનનિષ્ઠ થઈ બેઠેલા, અદૃષ્ટપૂર્વ દિવ્ય તેજે સંપન્ન, ઓગણીશ વર્ષની યુવા વયે સંપન્ન એવા નૈષ્ઠિક વર્ણીવરને નિરખીને મનમાં બહુ વિસ્મય પામી, ક્ષણમાત્ર વાટ જોઈ રહેતાં સમાધિમાંથી ઉઠેલા ભગવાનની સમીપે જઈ પ્રણામ કરીને પુછ્યું કે—આ પ્રથમજ વયમાં તીવ્ર વૈરાગ્ય, અસાધારણ ઉગ્ર તપ અને સિદ્ધ થયેલા અષ્ટાંગ યોગથી સમસ્ત મુનિજનોને આશ્ચર્યસાગરમાં ડુબાડી દેતા થકા આ જગતમાં મૂર્તિમાન્ જ્ઞાનવૈરાગ્યનો રાશિ હોય ને શું ? એવા વિચરતા તમો કોણ છો? તે પછી વર્ણીરાજ પ્રશાંત ગંભીર વાણીથી બોલ્યા કે—કોઈ પૂર્વ યોગને લીધે કોસલ દેશમાં કોઈ વિપ્રવરના ઘરમાં જન્મ પામી, ભગવદ્ભક્તજનોના સમાગમની સ્પૃહાથી સ્વભાવથી અનુવર્તતા તીવ્ર વૈરાગ્યથી તપમાટે વિકટ વનમાં પ્રવેશ કરી, તેતે તીર્થ ક્ષેત્રાદિકમાં ફરતો ફરતો માર્ગપ્રસંગથી આ પ્રદેશમાં આવ્યોછું. તમને જોઇને મારૂં ચિત્ત બહુ સ્નેહ પામેછે, માટે હું માનું છે કે—સત્વગુણની સમૃદ્ધિ પામેલા, સત્પુરૂષના કૃપાપાત્ર,

સાધુ સમાજમાં રહેલા, મુમુક્ષુ તમો છો. કયા ગુરૂના કૃપાપાત્ર છો તે હું જાણવા ઈચ્છુછું. આ પ્રકારે વર્ણીએ પુછ્યુ એટલે સુખાનંદ બોલ્યા કે—અમારા ગુરૂ સૌરાષ્ટ્ર દેશને પવિત્ર ચરિત્રોથી પવિત્ર કરનારા, કૃષ્ણ-ભક્તિના પ્રવર્તક, પારમૈકાંતિક ધર્મપરાયણ, રામાનંદ નામથી પ્રખ્યાત છે જેમની બાહ્ય વિષયસંગે રહિત શુદ્ધ ભક્તિનિષ્ઠા તથા તીવ્ર વૈરાગ્ય-નિષ્ઠાને ભાળીને 'આ સાક્ષાત્ ઉદ્ધવજીજ અવતર્યા છે' એમ ઘણા મહા-પુરૂષો જાણે છે. આ અમારા ગુરૂ અયોધ્યામાં કોઈ કાશ્યપ ગોત્રના વિપ્ર-વરના વંશમાં અવતરીને, બાલ્યાવસ્થાથી વર્તતા તીવ્ર વૈરાગ્યના વેગથી ઘરનો ત્યાગ કરી, તેતે પ્રદેશમા તપસ્વિઓના મંડળમાં વિચરતા કોઈ આત્માનંદ-નામના યોગિરાજને પામીને તેમના થકી જન્મસિદ્ધ યોગમાર્ગનું અનુ-સ્મરણ કરી લઈ, શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ સદર્શન ઈચ્છતાં તે યોગિની કેવળ *નિરાકાર આત્મજ્યોતિપરાયણતા જાણી, સાકાર શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર* કરાવે એવા પરમ ગુરૂનો લાભ ન થતા અંતરમાં અત્યંત ઉદ્વેગ પામી તે ગુરૂનો ત્યાગ કરી, શ્રીરંગ ક્ષેત્રમાં જઈ અર્ચારૂપથી સદાય વિરાજમાન, ભક્તિમાર્ગના પ્રતિષ્ઠાપક, વિશિષ્ટાદ્વૈતસિદ્ધાંતના પ્રવર્તક, 'નિર્ગુણ નિરા-કાર કોઈ કેવળ તેજમાં લય પામવો એજ પરમ પુરૂષાર્થ છે' એમ માન-નારાઓના અસદુપદેશોને સચ્છાસ્ત્રસંમત સંવાદથી ખંડન કરીને, ભવ-દાવાનળથી દાઝતા પોતાના આશ્રિતોને પરમાનંદમય પરમપુરૂષના ચરણા-રવિંદના સુધારસનો આસ્વાદ આપતા એવા ભગવાન્ શ્રીરામાનુજા-ચાર્યને પ્રણામ કરી, તેમના ચરિત્રમય પ્રપન્નામૃત પ્રબન્ધને સાંભળીને તે ગુરૂરાજનેજ સાક્ષાત્ કરવાની કામનાથી કાવેરીમાં પ્રતિદિન સ્નાન અને શ્રીરંગનાથનાં દર્શન પૂજન કરતા થકા શ્રીભાષ્યકાર ગુરૂવરનીજ વારવાર એકાગ્ર ચિત્તથી ભાવના કરતા અલ્પ કાળમા સમાધિમાં તેમનો સાક્ષાત્કાર પામી તેમના થકી અષ્ટાક્ષર મંત્રરાજને પામીને, તેમણે સર્વત્ર સ્વસિદ્ધાંત સ્થાપવાની અને શિષ્યજનોના સમુજ્જીવનની આજ્ઞા આપતાં પ્રહર્ષ પામી, ગુરૂપદિષ્ટ અર્થોનેજ તેતે મુમુક્ષુઓને ઉપદેશ કરતાં પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી શ્રીવૈષ્ણવ શિષ્યમંડળીથી વિંટાતાં, કેટલાક અસૂયાળુઓએ પ્રતિ-દિન પીડા પમાડતાં ચિત્તમાં વિક્ષોભ કરનારા તે પ્રદેશનો પરિત્યાગ કરી,

વૃંદાવનમાં આવી પરા પ્રીતિથી પરમાત્મા શ્રીકૃષ્ણનું નિરંતર નિધ્યાન કરતાં યોગથી ઉઘડી ગએલી દૃષ્ટિથી વારેવારે શ્રીકૃષ્ણને ભાળતાં મન વાણીને અગોચર કોઈ આનંદનો અનુભવ કરતાં અલ્પ કાળમાં શ્રીકૃષ્ણનું સાક્ષાત્ સંદર્શન પામી બહુ કાળનો મનોરથ પરિપૂર્ણ થતાં પોતાને કૃતાર્થ માનીને, સર્વદા શ્રીકૃષ્ણના ચરણારવિંદની પરિચર્યાપરાયણ પરમભાગવતોનાં સંદર્શન-સમાગમ સુખની સ્પૃહાથી તેતે પુણ્ય તીર્થ ક્ષેત્રોમાં વિચરતા થકા અનેક મુમુક્ષુ આશ્રિતોને તત્ત્વોપદેશથી સમુજ્જીવન કરતા થકા ભગવાન્ શ્રીકૃષ્ણે સદા સાક્ષાત્ નિવાસ કરેલી દ્વારકાપુરી પ્રત્યે આવીને, શ્રીકૃષ્ણની સેવા કરતાથકા કેટલોક કાળ રહીને, સૌરાષ્ટ્ર દેશમાં વિચરી, તેતે દેશમાં મુમુક્ષુઓને અમૃતમય સદુપદેશથી પરમાનંદ પમાડતા થકા, અનન્ય શ્રીકૃષ્ણ ભક્તિથી પોતે નિત્ય તૃપ્ત હોઈ અમો સર્વે ચરણસેવકોને સમુજ્જીવન કરીને હમણાં ભુજનગરમાં બિરાજે છે. તે રામાનંદ સદ્ગુરૂના ચરણકમળના આશ્રયવાળા, સર્વ ઇષણાએ રહિત એવા અમો સાધુઓ તે ગુરૂની આજ્ઞાથી અત્ર રહ્યા છીએ, શ્રીસ્વામિના અમો સર્વે સેવકોમાં મુક્તાનંદ મહામુનિ મુખ્ય છે. આ મુનિ અષ્ટાંગ યોગમાં પાર પામેલા, વિજ્ઞાન વૈરાગ્યના નિધિરૂપ, તમારા જેવાઓના સમાગમની સ્પૃહાવાળા આ પુરમાં વર્તે છે. જો આપને એમના આશ્રમમાં આવવામાં કશો અટકાવ ન હોયતો હમણાં મારી સાથે આવો અને જો કાંઈ અટકાવ હોય તો તે મહામુનિ આપની પાસે આવશે. આવું સુખાનંદ સાધુનું સત્ય વિનયમધુર વચન સાંભળીને વર્ણિરાજે બહુ ઉત્સાહથી કહ્યું કે–અમો કદાપિ ગ્રામ નગરમાં પ્રવેશ કરતા નથી. વનવાસમાંપણ નિત્ય નવાનવા વૃક્ષતળે વાસ કરતા આવ્યા છીએ. તથાપિ મારે સત્સમાગમની મોટી સમુત્કંઠા વર્તે છે તો તમારા વચનથી 'સાધુમંડળના આભૂષણભૂત ભક્ત યોગિરાજનો સમાગમ એજ નિઃશ્રેયસનું મુખ્ય સ્થાન અને તપનું પરમ ફળ છે' એમ માનીને નગરગ્રામમાં નહિ પ્રવેશ કરવાના નિયમનો આજ ત્યાગ કરી ગામમાંપણ તમારી સાથે પ્રવેશ કરવા ઇચ્છુંછું. એમ કહીને તુરતજ ઉઠીને સુખાનંદ સાધુ સાથેજ તેમના નિવાસાશ્રમમાં પ્રવેશ કર્યો. મુક્તાનંદ મહામુનિ પોતાના આશ્રમમાં પ્રવેશ કરતા, મૂર્તિમાન્ તપનો સંચય હોય ને શું ? મૂર્તિમાન્ તેજનો રાશિ હોય ને શું ?

મૂર્તિમાન્ આનંદનો પુંજ હોય ને શું ? મૂર્તિમાન્ પરમ ધર્મ હોય ને શું ? એમ શોભતા, તપ તીર્થાટનથી કૃશ શરીરવાળા, અતિમાનુષ પ્રતાપથી તમામ તેજસ્વિઓને તિરસ્કાર કરતા એવા વર્ણિવરને જોઇને તત્ક્ષણ ચિત્તમાં બહુ વિસ્મય પામી સ્વયં સન્મુખ જઈ યોગ્ય અભિનંદન કરી અંદર આદરથી લઈ જઈ કુશળ પુછીને સમુચિત સત્કાર કરી, અતિથિસત્કાર સ્વીકાર્યા પછી તેમના વિશેષ વૃત્તાંતની જીજ્ઞાસાથી એકાંત પ્રદેશમાં તેમની સાથે બેઠા. અવસર આવતાં ભગવાને મુક્તાનંદ મુનિને તત્ત્વજ્ઞાન પુછતાં તેમણે આત્મા, પરમાત્મા, પ્રકૃતિ, ઈશ્વર, અને બ્રહ્મનું સ્વરૂપ યથાર્થપણે સ્પષ્ટતાથી સંગ્રહમાં કહ્યું. એ રીતે મુનીન્દ્ર વર્ણીન્દ્ર બન્ને પરસ્પર પ્રશ્ન અને વ્યાખ્યાનથી પરમાનંદને પામ્યા. મુક્તાનંદ મુનીન્દ્રે વર્ણીન્દ્રનો શ્રીકૃષ્ણવિષે પરમ પ્રેમાનુબન્ધ જાણીને અત્યંત હર્ષ પામી, શ્રીરામાનંદસ્વામિની શ્રીકૃષ્ણવિષે પરાભક્તિ, સમાધિમાં થતો શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર અને સ્વામિની પ્રસન્નતા થાય તો શ્રીકૃષ્ણસાક્ષાત્કાર અતિસુગમ થાય એ સર્વે નિવેદન કર્યું. તે પછી વર્ણી ભગવાન્ 'આ સ્વામીશ્રી શ્રીકૃષ્ણૈકશરણ, તેમના સાક્ષાત્કારવાળા, સંસારભય શમાવવામાં સમર્થ ગુરૂવર છે' એમ નિશ્ચય કરીને, પિતા ધર્મદેવનું વચન સ્મરણમાં લાવી 'એજ આ રામાનંદ સદ્‌ગુરૂ છે' એવો વિનિશ્ચય કરી, ભુજનગરથી તેમની આવવાની વાટ જોતા થકા મુક્તાનંદજીના વચનથી નિર્માનપણે સાધુસેવા કરતા થકા બે માસ ત્યાંજ નિવાસ કરી રહ્યા. બે માસ વીતિ જતાંપણ શ્રીસ્વામી નહિ આવવાથી અંતરમાં અત્યંત ઉદ્વેગ પામતાં તેમના ચરણની સેવામાં તીવ્ર ત્વરા થતાં તેજ ક્ષણમાં શ્રીસ્વામી પાસે જવાની વાંછાથી મુક્તાનંદમુનિને પુછ્યું કે-બે માસતો વીતિ ગયા પણ શ્રીસ્વામી તો અદ્યાપિ આવ્યા નહિ. તેમના ચરણની સેવા વિના હવે હું ક્ષણમાત્રપણ અત્ર રહેવા સમર્થ નથી તો મને ત્યાં જવાની આજ્ઞા આપો. 'આ વર્ણીનો અભિનિવેશ અનિવાર્ય છે' એમ જાણીને તેમજ શરીરની અતિશય કૃશતાપણ લક્ષમાં લઇને અને જવાના માર્ગની દુર્ગમતાનો પણ વિચાર કરી, તેમના મનનો ખેદ શમાવા વાસ્તે ધીમેથી મૃદુ મધુર વાણીથી મુનિએ કહ્યું કે-'હે તાત ! માર્ગ દુર્ગમ છે. તમારી તનુ તપથી

કૃશ છે, શ્રીસ્વામી પખવાડીયાની અંદર આવશે. હું હમણાંજ તમારા વૃત્તાંતનો લેખ લખીને મોકલું છું. તમોપણ તમારી સમુત્કંઠા સૂચવનારો લેખ લખીને આપો તેપણ હું સ્વામીપ્રત્યે મોકલીશ. આ પ્રકારે આશ્વાસના આપતાં જવાના અભિનિવેશ થકી નિવૃત્તિ પામીને તેમની આવવાની વાટ જોઈ રહ્યા. શ્રીસ્વામીતો મુક્તાનંદમુનિએ મોકલેલા લેખથી વૃત્તાંત જાણીને ભગવાનના લેખથી તેમની પોતાના દર્શનની તીવ્ર ત્વરા નિશ્ચય કરી તુરત ત્યાંથી નીકળવાના અભિનિવેશવાળા હતા પરંતુ ભુજનગરના હરિજનોના મનોરથને અનુસરવાથી ત્વરાને રોકીને 'અમો અલ્પ દિવસોમાંજ આવીશું' એમ સંદેશો લાવનાર મયારામ વિપ્રમુખથી મુક્તાનંદ મુનિને જણાવીને, કેટલાક દિવસો વીતતાં ત્યાંથી નીકળીને શિષ્યમંડળથી વિંટાઈને ફરતા ફરતા પિપળાણા ગામમાં આવીને, પોતાના અનન્ય ચરણસેવક નૃસિંહ નામના વિપ્રવર્યના ઘરને પાવન કરતા થકા પોતાના આવવાના સમાચાર લઈજનારો કોઈ દૂત મુક્તાનંદસ્વામીની સમીપે મોકલાવ્યો. દૂતના મુખથી 'શ્રીસ્વામી આવ્યાછે' એવું વચન સાંભળીને તત્ક્ષણ પ્રહર્ષ પામેલા મુક્તાનંદજીએ ભગવાનને કહ્યું કે-જેમના ચરણારવિંદના સેવારસ થકી બીજું કાંઈપણ આપણને સુખમાટે નથી, જેમનાં દર્શનની આકાંક્ષા વાળા તમો તેમના સમાગમ વિના ક્ષણ કાળને પણ સહસ્ર દિવસ વીતિ ગયા એમ માનોછો, તે આ આપણા સ્વામી અહીંથી બહુ દૂર નહિ એવા પિપળાણા પુરમાં આપણા અનુગ્રહ અર્થે પધાર્યા છે તો અહીંથી હમણાંજ આપણે ત્યાં જવા નીકળીએ. તેપછી ભગવાન્ કર્ણમાર્ગને સુખ કરનારા શુભ સમાચાર સાંભળીને મુક્તાનંદમુનિસાથે લોજપુર થકી નીકળ્યા. તેમની પાછળ બીજાપણ સાધુઓ નીકળ્યા વેગથી માર્ગને ઉલ્લંઘન કરી નદીને ઉતરીને પિપળાણા પુરમાં પ્રવેશ કર્યો. સંવત્ ૧૮૫૬ ના જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની દ્વાદશી તિથિએ પૂર્વાહ્નમાંજ નરસિંહ વિપ્રના ઘરમાં સભામાં રહેલા દિવ્ય સિંહાસનમાં વિરાજમાન, અનન્ય મનના નિજચરણસેવકોએ પૂજા કરેલા, આજ્ઞાની વાટ જોઈ રહેલા ખાનગી સેવકો જેમના વદનારવિંદ સામુ નિર્નિમિષપણે નિહાળી રહ્યા છે, સદુપદેશરૂપ સુધારસના આસ્વાદલોભને લીધે 'હું પહેલો પહેલો' એવા વેગથી આવતા જીજ્ઞાસુ જનના

સમાજની જેમના સમીપમાં અત્યંત ભીડ્ય વર્તેછે, અમૃતમય મધુર વાણીથી ભવદાવાનળથી દુરંત દાઝતા જનોને પ્રશાંતિ પમાડતા, લોચનગોચર થતી પ્રશાંત ગંભીર આકૃતિથીજ જોનારા જનોને તુરતંજ સત્ત્વગુણની સમૃદ્ધિ સંપાદન કરી આપતા, અનેક શિષ્ય પ્રશિષ્ય મંડળથી વિંટાએલા એવા પ્રૌઢાકૃતિ ગુરૂવરને નિરીક્ષણ કરીને મુક્તાનંદાદિ સર્વકોઇએ તત્ક્ષણ ઉત્પન્ન થએલા ભક્તિભારથી મસ્તક નમાવીને નમસ્કાર કર્યો. માનવભાવનું અનુકરણ કરતા ભગવાનપણ પ્રેમરસપરિપૂર્ણ અંતઃકરણ, નિશ્ચળ નેત્ર અને ભક્તિભારથી નમાવેલા મસ્તકે યુક્ત થઈ ગુરૂચરણકમળમાં પોતાના કરકમળ જોડીને પૃથ્વીઉપર દંડની પેઠે દેહને પાડીને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. રામાનંદમુનિ પ્રણામ કરતા શ્રીહરિકૃષ્ણને એકદમ સામા ઉઠીને પ્રણામના પરિશ્રમથી વારેવારે વિનિવારણ કરી, આદરથી આલિંગન કરી, પોતે આસનમાં બેસીને પોતાના આસન પાસેજ વાર્ણિને બેસવાનું કહી, બીજા મુક્તાનંદાદિ મુનિ વિગેરેને યથાયોગ્ય બેસવાનું કહી તે સર્વે યથોચિત બેસી જઈ સભામાં આશ્ચર્યદર્શન બાળયોગીન્દ્ર સામી એકાગ્ર દૃષ્ટિવાળા થતાં શ્રીસ્વામી બાળયોગીન્દ્ર પ્રત્યે બોલ્યા કે—તમોએ જન્મથી અલંકાર કરેલો વંશ તથા દેશ પવિત્રજ હશે એમ માનીને તેને જાણવા ઇચ્છુંછું. તમારી તપમાંજ દૃઢ નિષ્ઠા છે એતો આકૃતિથીજ જણાય છે, પરંતુ તે કેટલા કાળે સિદ્ધ થઈ છે તે જાણવા ઇચ્છુંછું. તમો આત્મારામ અને પૂર્ણકામ છો એટલે અમારા સમાગમની સ્પૃહાથી બહુ દિવસ અત્ર નિવાસ કરી રહેવાની જરૂર નથી. એ રીતે ગુરૂવરે કહ્યું એટલે ભગવાન્ બોલ્યા કે–કોસલ દેશમાં છપૈયા પુરમાં સામવેદી હરિપ્રસાદ વિપ્રથકી જન્મ પામીને કોઈ સારા સદ્‌ભાગ્યવશાત્ બાલ્ય વયમાંજ તીવ્ર વૈરાગ્યવેગથી વનમાં પ્રવેશ કરી તપ કરતાં થકાં મહાત્માઓના સમાગમપ્રભાવથી યોગૈશ્વર્યને પામીને, હિમાદ્રિને આરંભીને ભૂમિમાં અનુક્રમથી ફરતો ફરતો આ દેશમાં આવ્યો છું. યદ્યપિ મને તેતે સમયે આશ્ચર્યરૂપ અખંડ નિર્ગુણ દેહવિલક્ષણ વિજ્ઞાનમય જન્મમરણે રહિત અષ્ટગુણે સંપન્ન એવા આત્મજ્યોતિનો સાક્ષાત્કાર વર્તે છે, પરતુ જેમાં મારૂં ચિત્ત અત્યંત અનુરક્ત વર્તે છે, જે ત્રિલોકીમાં અંતર્યામિપણે અનુપ્રવેશ કરી સર્વને ધારણ કરનારા અવ્યય ઈશ્વર છે,

જે ઉત્તમ પુરૂષને પરમાત્મા કહેછે, જે ક્ષરાક્ષર થકી ઉત્તમ છે, જેને લોક વેદમાં પુરૂષોત્તમ કહેછે, જે પરાવરનાં દર્શન થતાં હ્રદયગ્રંથિ ભેદાઈ જાય છે. સર્વ સંશયો છેદાઈ જાયછે અને સર્વ કર્મોનો સંક્ષય થાયછે, પરમાનંદમય, જેની સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ લીલા છે, એવા શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થતો નથી. તેમના સાક્ષાત્ દર્શનની સ્પૃહાથી હું આપની પાસે આવ્યો છું, આવું વર્ણિવર્યનું વચન સાંભળીને સ્વામી બોલ્યા કે-બહુ યોગિજનો પોતાના આત્માથકી બીજાને બહુધાપણે જોતાજ નથી, કેમકે તેઓ વિજ્ઞાનઘન, આશ્ચર્યરૂપ, દુઃખરહિત આત્મામાંજ વ્યાસક્ત યોગદૃષ્ટિવાળા હોઇને સર્વના સાચા સખા, સદાય સમીપેજ રહેલા, સર્વભૂતોના સત્ય સુહૃત્, સર્વકર્મસમારાધ્ય, અપરિમિત આનંદમય, પરમાત્મા પરમપુરૂષ શ્રીકૃષ્ણનેતો ભુલીજ જાય છે. દુર્લભ દૈવી સંપત્તિને પામેલા આપની આ અભિરૂચિ સમસ્ત જગતના ઉજ્જીવન અર્થે અલં છે. તમારા જેવા પુછનારા અને શ્રોતાઓ જગતમાં સુદુર્લભ છે. તમારા જેવાની અમો બહુ દિવસથી સ્પૃહા કરતા હતા, તે પરંબ્રહ્મ પરમાત્મા કેવળ યોગમાર્ગથી ગમ્ય નથી પરંતુ હે તાત! અનન્ય ભક્તિથીજ તત્ત્વતઃ જાણી, જોઈ, પ્રવેશ કરી શકાય છે. તે પરમાત્મા જેવા સ્વરૂપ સ્વભાવવાળા છે તેવાતો ભક્તિથીજ તમો યથાર્થપણે જાણો. માટે તમો અમારી પાસે કેટલોક સમય સ્થિતિ કરી રહો. કોઈ અવસરે મનોરથની સિદ્ધિ પામશો. આ પ્રકારે કહ્યું તેપછી વર્ણિરાજ સ્વામીની પરિચર્યાતત્પર થઈ તેમના પ્રસાદની વાટ જોતા થકા મુક્તાનંદાદિકે આગળ કર્યા થકા કેટલોક સમય ગુરૂની આજ્ઞાના અનુપાલનથી, કેટલોક સમય આત્મધ્યાનથી, કેટલોક સમય પોતાને અનુસરનારાઓને તત્ત્વબોધ આપવાથી, કેટલોક સમય યોગાભ્યાસ કરવા ઇચ્છિતા મુનિઓને યમ-નિયમ-આસનાદિ યોગનાં અંગોના ઉપદેશથી તો કેટલોક સમય શ્રીકૃષ્ણના અનુસ્મરણથી નિર્ગમન કરતા થકા સ્વામી પાસે સ્થિર ચિત્તથી રહ્યા. તેપછી રામાનંદસ્વામી કોઈ વખતે વર્ણિનો મનોરથ પરિપૂર્ણ કરવા પ્રતિદિન શ્રીકૃષ્ણના સમારાધન સમયે પુષ્પાદિ પૂજાપદાર્થો તૈયાર કરી રાખવાના કામમાં તેમની યોજના કરી. વર્ણીપણ આજ્ઞાને અનુસારે પૂજાના અવસરમાં આદરથી ધૂપ દીપાદિ

તેતે ઉપચારનાં પદાર્થો તૈયાર કરવામાં તત્પર થઈ તેમની અનુવૃત્તિને અનુકૂળ પરિચર્યા આચરતાં ગુરૂના પ્રસાદના પ્રથમ પાત્ર થયા. તેપછી ગુરૂવરે પોતે અર્પણ કરેલા તેતે પુષ્પાદિ ઉપચારોને પોતાના લોચનગોચર થઈ સાક્ષાત્ સ્વીકારતા પરમપુરૂષ શ્રીકૃષ્ણનો પોતાની પાસે વર્તતા, પૂજાપદાર્થો લાવી આપવામાં વ્યગ્ર હાથવાળા, પોતાની પરિચર્યાપરાયણ અને શ્રીકૃષ્ણમાંજ એક નિમગ્ન મનવાળા બાળયોગીન્દ્રને સાક્ષાત્કાર કરાવ્યો. વર્ણી ભગવાન્ સર્વના મનોનયનને હરનારા દિવ્ય રૂપવાળા, દિવ્ય પીતાંબર પહેરી રહેલા, બહુ દિવ્ય આભૂષણો ધારી રહેલા, આનંદમય, અક્ષરાતીત, મુનિજનોના મનના નિવાસસ્થાનભૂત એવા પરમાત્મા શ્રીકૃષ્ણને સાક્ષાત્ નિરીક્ષણ કરીને તત્કાળ કોઈ સ્વભાવસિદ્ધ પરમાનંદમાં નિમગ્ન થઈગયા. તેપછી વર્ણીની કૃષ્ણદીક્ષામાં અભિરૂચિ થતાં ઉત્તમ અધિકારી થએલા જાણી સ્વામીએ અવસર આવતાં સંવત્ ૧૮૫૭ ના કાર્તિક શુકલ એકાદશીએ મહોત્સવસાથે યથાવિધિ મહાદીક્ષા આપી મંત્રોપદેશ કરી દીક્ષાના અંગભૂત ધર્મોનો ઉપદેશ કરી દીક્ષાના અંગભૂત **સહજાનંદ નારાયણમુનિ** એવાં સાર્થક નામો આપ્યાં. આ સમયે નારાયણમુનિ વર્ણિનાં ચિહ્નોથી જેમ શોભતા હતા તેમ મહાદીક્ષાનાં ચિહ્નોથી વિશેષપણે શોભવા લાગ્યા. રામાનંદસ્વામીએ તે સમયને સમારંભીને પોતાના સંપ્રદાયની સંપ્રતિષ્ઠા આ વર્ણિવર્યદ્વારા સંપાદન કરવા પોતાના સમસ્ત શિષ્યોની અપેક્ષાએ વર્ણિમાં વિશેષપણે ભાવબંધ બાંધ્યો. તેપછી સ્વામીશ્રી રૈવતાચળની તલેટીમાં રહેલાં તેતે ગામોમાં રહેલા નિજાશ્રિત જનોના કલ્યાણમાટે નારાયણમુનિની સાથેજ વિચરતા થકા તેમને આગળ રાખી ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનો ઉપદેશ શિષ્યોને બે વર્ષ આપતા આપતા જેતપુરમાં આવ્યા. ત્યાં સ્વામિના મનમાં એવો દૃઢ નિશ્ચય થયો કે—આ સહજાનંદસ્વામી મારા સર્વ શિષ્યોને ગુણથી તથા વિનય સંપદાથી ઉલ્લંઘન કરીને શોભેછે. એમના જ્ઞાન વૈરાગ્યની પ્રતિદિન પ્રવૃદ્ધિ થતી જાયછે. ક્યારેયપણ સત્યથી ચલાયમાન થતા નથી. અપકારિઓનાપણ દુઃખને સહન કરી શકતા નથી. પરનેમાટે આવી પડેલા ક્લેશને સહન કરેછે. બીજાએ કરેલા અસહ્ય અપરાધોનેપણ સહન કરેછે. યાચકોને યાચનાથકીપણ અધિક આપેછે. અપકારિઓનોપણ ઉપ-

કારજ ચિંતવે છે. એમનું મન વાણી અને કાયનું સરલપણું એકરૂપજ વર્તે છે. વિષયોની સન્નિધિમાપણ ક્ષોભ પામતા નથી શમ દમાદિકપણ સ્વાભાવિક વર્તે છે સર્વ સદ્‌ગુણના દૂષણરૂપ માનકલંકથી કલંકિત થતા નથી, ધર્માનુષ્ઠાનમા અભિનિવેશ ન ચલાયમાન થાય એવો છે. ભક્તિરસાસ્વાદતો અસાધારણ છે. સમાધિ સુધીની યોગસિદ્ધિ સહજ છે. માટે આજ આચાર્યપદને લાયક છે આવો નિશ્ચય કરી, સભામાં પોતાના અનન્ય શિષ્ય મુક્તાનંદાદિ સમસ્ત ત્યાગીઓ અને ગૃહસ્થોને સાંભળતાંજ ભગવાનને કહ્યું કે–અમારૂં વચન ઉલ્લઘન કરવા યોગ્ય નથી અમારા સમસ્ત શિષ્યોમાં આપ અગ્રણી છો તમારા કરતાં જ્ઞાનાદિગુણથી કોઈ પણ અધિક નથી. આ સંસારસાગરમાં ડુબેલા જનોનો ઉદ્ધાર કરવામાં તમેજ સમર્થ છો આટલો કાળ યથાકથંચિત્ ધારણ કરી રાખેલો આ મુમુક્ષુ મનુષ્યોના ઉપયોગનો પારમૈકાંતિક ધર્મપ્રવર્તનો ભાર હવે આપને વિષે આરોપણ કરવા ઈચ્છુંછું. આવું ગુરૂવરનુ વચન સાંભળીને ભગવાન્ બોલ્યા કે–હે સ્વામિન્! આપનુ આજ્ઞાવચન ન ઉલ્લંઘન થાય એ વાત ખરી છે પણ તેને જે લાયક ન હોય એવાને કરેલો તેનો નિયોગ અર્થને માટે કેમ થાય ? હુ બાળક આ ભારમાટે સમર્થ નથી મનેતો આપના ચરણની સેવાજ સદાય રૂચેછે. તમારા જેવા જો ગુરૂ મળે તો જીવિતપર્યંત તેમના શિષ્યભાવમાંજ પરમ શ્રેય માનુંછું, કેમકે તેમની આજ્ઞામાં વર્તતાં ક્યારેયપણ ધર્માદિક થકી પ્રસ્ખલનો પ્રસંગ આવેજ નહિ આજ્ઞાપણ તત્ત્વદર્શી હિતતત્પર ગુરૂવરની છે સ્વયં ગુરૂ આત્મજ્ઞાનરૂપ દીપથી અજ્ઞાન અંધકારને દૂર કરીને શિષ્યની દૃષ્ટિનો તત્ત્વાર્થમા તેતે સમયે પ્રવેશ કરાવે છે અને પોતે ધર્માચરણ કરી શિષ્યોને કલેશ વિના ધર્મોનું શિક્ષણ આપેછે. તો એવી રીતે આચાર્ય કૃપાના પ્રવાહરૂપ આજ્ઞાને વશ વર્તવું એજ યાવજ્જીવ શ્રેયમાટે છે. જો મહાભાગ્ય હોય તોજ તે મળે વળી આ આચાર્યપદ ઉપર બેસવું તે અત્યંત કઠિન છે. કોઈ તત્ત્વદર્શી ગુરૂ જનવર્જીત વનમાં એકાંતમાં રહીને, સંસારદાવાનળથી ભયભીત થઈ ગૃહનો ત્યાગ કરી, સંસારતાપને શમાવનારા ગુરૂને ગોતીને શરણે આવી ઉપદેશની વાટ જોઈ રહેલા શિષ્યને તત્ત્વનો બોધ આપી પરમાત્માના મનનાદિ માટે સ્વયં એકાંતમાંજ રહે-

वानी रुचिवाळा होवाथी तेनेपण एकांतवासनी अनुज्ञा करे, आ एक प्रकारना गुरु छे. आवा गुरुने कशा बाह्य संगनो प्रसंग नथी. तेम तेमणे करेली प्रवृत्तिनी अधिकता नथी के जेथी प्रमादिक विक्षोभनो क्यारेक प्रसंग आवे. ब्रह्मविदोमां अग्रेसर रैकव नामना मुनिए जनश्रुति राजानी मुमुक्षा परीक्षा करवा प्रवृत्ति जेमां अधिक छे एवा गृहस्थाश्रममां प्रवेश कर्यो हतो, परंतु आतो परब्रह्ममां प्रवेश करी सर्व जगतने तदात्मक जोता थका जळमां कमळनी पेठे बाह्य गुणोथी नहि लेपलेश पामीने वर्त्या हता. आवा ब्रह्मवेत्ताने आ घटतुं आवे. जो अनिष्पन्नने आवो प्रसग आवे तो तेनी कशी स्थितिज रहे नहि. गुरुपदनो बीजो प्रकार एवो छे के-पोते ब्रह्मनो यथार्थ साक्षात्कारवाळा होई प्रशांततापत्रय होइने संसार दावानळथी अतिशय दाझता जनोने जोवामात्रथी मनमां अत्यत दया लावीने पोताने अप्रिय एवी पण बाह्य प्रवृत्तिनी अधिकताने अगीकार करीने, समय आवतां तेते जनोने तत्त्वहितनो बोध आपीने तेमना उद्धार-माटे प्रयत्न करे. पुष्कळ प्रवृत्तिमांपण निर्लेपपणे रही परार्थे प्रवृत्तिमां प्रवर्त्ते. आवा होय ते तो समस्त जगतना हितमाटे अवतरेला परमपुरुषज होवा जोइए. आवा गुरुने तो विविध जनसमाजना समागमनो बहु प्रसंग आव्याज करे. भरतजी निष्पन्न योगी हता तथापि मृगलाना बाळकना दयावशात् थएला प्रसंगमात्रथी बीजा जन्मने पाम्या हता तो बीजाओनी तो वातज शी? माटे आवा बोधनादिकना प्रसंगमय आचार्यपदमां हुं शी रीते योग्य थउं, माटे मने तो आपना चरणनी परिचर्याज सर्वदा रुचे छे. आ वचन आपनी आज्ञाने उल्लंघन् करनार छे तथापि मारा अधिकारने अनुरूप छे तो तमो क्षमा करो.. आवुं विरक्त वार्णिराजनुं युक्तियुक्त विनयमधुर वचन सांभळीने स्वामीए कह्युं के–'एवा तो लोकहित माटे अवतरेला परमपुरुषज होवा जोइए' एम जे तमो कहो छो ते सत्यज कहो छो. तमोज परमपुरुष छो, माटे आ महा त्यागिसमाजमां सर्वने समुल्लंघन करीने तमोने दच्छुं छुं. आमांथी तमारा जेवी कोईनी पण परहितप्रवृत्तितत्परता नथी साग-रना जेवी कामोथी अक्षोभ्यता एक आपनीज जोउं छुं. आ समय

અને દેશ હમણાં ધર્મરક્ષણમાટે તમારા જેવાનીજ જરૂરીયાત રાખેછે. કેમકે હમણાં પારલૌકિક શ્રેયોમાર્ગના રક્ષણમિષથી પ્રવર્તેલા અનેક દુરાચારી ગુરૂઓ વિગેરે અજ્ઞાનિ જનોને કોઈ પ્રકારે પોતાને વશ કરી પોતાના દુરાચાર માર્ગમાં પ્રવર્તાવી તેના ધર્મો તથા ધનને હરી લઇને કોઈ ખાડામાં પાડી નાખેછે. તો 'લોકો ઉપર અનુગ્રહ કરવો એજ પરમપુરૂષાર્થ છે' એમ લેતા અને 'ગુરૂનું વચન ઉલ્લઘનીય નથી' એમ માનતા તમારે આ મારૂં વચન અંગીકાર કરવું. સ્વામિશ્રીનું આવું સત્યાગ્રહ ભરેલું વચન સાભળીને 'લોકનું હિત કરવું એજ પરમ ધર્મ છે' એમ નિશ્ચય કરીને, તેમજ પોતાના સર્વ જીવોનું હિત કરવાના કરેલા સકલ્પને પણ અનુસ્મરણ કરીને ગુરૂશ્રીનું વચન અગીકાર કર્યું. તે પછી શ્રીરામાનદસ્વામી બહુ પ્રસન્ન થઈ સહજાનંદસ્વામીને સંવત્ ૧૮૫૮ ના કાર્તિક માસના શુક્લપક્ષની એકાદશીએ આચાર્યાસન (ગાદી)માં મહોત્સવ સાથે યથાવિધિ બેસારીને, તેમની પુષ્પાદિવડે પૂજા કરીને સર્વ સમાશ્રિતોને એમ કહ્યું કે-આ ભગવાન્ સહજાનદસ્વામી આ દિવસને આરભીને મારા આચાર્યપદમાં વિરાજીને તમો તમામના આત્યંતિક કલ્યાણના ઉત્તમ ઉપાયોનો ઉપદેશ આપતા થકા, કુટિલ કળિકાલમાં સર્વત્ર અભિવૃદ્ધિ પામેલા અજ્ઞાન અધકારને પોતાના પ્રતાપથી ટાળીને વિજ્ઞાનપ્રકાશ ચોતરફ પ્રચારતા થકા, વિષયરૂપ વિષમવિષના આસ્વાદથી મૂર્છા પામેલા માનવોને પોતાના વચનરૂપ અમૃતથી સમુજ્જીવન કરતા થકા, સમસ્ત આશ્રિતોને પરમાનંદમય પરમાત્માના કોઈ આનદરસને પાન કરાવતા થકા, આપણા ઉદ્ધવ સપ્રદાયને સર્વત્ર વૃદ્ધિ પમાડશે, માટે તમારે સર્વેએ આ નારાયણ સ્વામિની આજ્ઞામાં રહેવુ. તે પછી શ્રીસ્વામીના ચરણારવિંદમા રસિક એવા સમસ્ત આશ્રિતોએ બહુ દિવસથી આકાક્ષા કરેલુ આવું આજ્ઞાવચન આદરથી સાંભળીને પ્રહર્ષ પામી તે વચનને અભિનદન કરીને વિનયનમ્ર મસ્તકે ગ્રહણ કર્યુ. અનુજ્ઞા અગીકાર કરવાથી અત્યત પ્રસન્ન થએલા સ્વામીએ વર વરવાનું કહેતાં સર્વજીવદયાનિધિ ભગવાને માગેલા લોકહિતોપયોગી અભીષ્ટ કેટલાક વરો આપ્યા. પ્રસન્ન થએલા ભગવાને પણ પોતાને પરમપ્રિય ઉદ્ધવાવતારભૂત શ્રીરામાનંદ સદ્‌ગુરૂને નિશ્ચિત

કરવા પોતાના અક્ષરાતીત સ્વરૂપનો યથાર્થ અવબોધ આપ્યો. સ્વામીપણ સહજાનંદસ્વામીને સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણ પરમાત્મા જાણીને આનંદના સાગરમાં સમગ્ર થઈ ગયા. એ રીતે સમર્થ સહજાનંદ ભગવાનને આચાર્યપદમાં અભિષેક કરી નિશ્ચિંત થઈ પોતાને કૃતકૃત્ય માનીને, જેતપુરથી નારાયણમુનિ મુક્તાનંદમુનિ પ્રમુખ શિષ્યસમાજને સાથે લઇને ફણેણી ગામમા આવ્યા. ત્યાં આયુષનો અંત્ય અવસર આવતાં સ્થૂળ ભૂતસંઘાતને ત્યાગ કરી, સહજવિશુદ્ધ સ્વાત્મસ્વરૂપમાં પ્રવેશ કરી, એકાંતમાં પદ્માસને બેસી સર્વ દ્વારોનો સંયમ કરી, મનને કોઈ આનંદમય પરમાત્મસ્વરૂપમા નિમગ્ન કરી, યોગધારણાનો આશ્રય કરી, અલ્પ કાળમાં શ્વાસ વિરામ પામતાં કલેવરનો ત્યાગ કરી દીધો. સંવત્ ૧૮૫૮ ના માગશરમાસના શુકલપક્ષની ત્રયોદશીતિથિએ સહસ્રકિરણોવાળો સૂર્ય અસ્ત પામે એમ પ્રેમાસ્પદ સ્વામીશ્રી અસ્તગત થતાં તેમના ચરણના અવલંબનવાળા સમસ્ત સમાશ્રિતો પોતાને વિનષ્ટદૃષ્ટિ માનીને અનુશોક કરતાં, ભગવાન્ સહજાનંદસ્વામીએ વિપત્તિરૂપ વૃષ્ટિ વાયુ વિગેરેથી ન કંપાયમાન થાય એવા અલૌકિક વિજ્ઞાનરૂપ દીપથી સત્ય સદ્બોધ આપતાં દૃષ્ટિનો પ્રસાર પામતાં, વર્ણીન્દ્ર ભગવાનને આગળ કરી ગુરુનું ઔર્ધ્વદૈહિક સમગ્ર કર્મ યથાવિધિ પરિપૂર્ણ કરીને, 'ભગવાનને ક્રીડાના ઉપકરણભૂત કાળની વિચિત્ર ગતિ કોઈનાથી પણ ઉલ્લંઘન થાય એવી નથી' એમ માનીને, તેમજ શ્રીસ્વામીજ સહજાનંદસ્વામીરૂપથી રહ્યાજ છે એમ માનીને, સુખેથી તરી શકાય એવા સેતુથીજ જેમ એમ જગતના સેતુરૂપ ભગવાન્ નારાયણમુનિને લઇને ભવસતરણ સુગમ થયું એમ પ્રહર્ષ પામીને, જન્મ જરા મરણ શોક ભયે રહિત થઈ સુખેથી શ્રીસહજાનંદસ્વામીના ચરણની છાયામા નિવાસ કરી રહ્યા

નારાયણમુનિએ ગુરુની ઉત્તરક્રિયા યથાવિધિ પરિપૂર્ણ થતાં આચાર્યપદને સફલ કરવા ગુરુના ચૌદમાને દિવસે સમસ્ત ગુરુભાઈઓનુ મંડળ સભામાં બોલાવી, તેમને સ્વસ્વધર્મની દૃઢતા કરાવા ધર્મની પ્રશંસા કરવા-

વર્ણનપૂર્વક યથાધિકાર ધર્મોપદેશ આપ્યો. તે પછી ભગવાન્ ગુરૂની આજ્ઞા અને પોતાના સંકલ્પને સ્મરણ કરીને, ધર્મના છળથી તેતે સ્થળમાં પ્રવૃદ્ધિ પામેલી અધર્મપ્રવૃત્તિને શમાવા અને સાધુજનોનું સમુજ્જીવન કરવા પરમહંસવૃત્તિવાળા અનુયાયિઓને સાથે લઇને ફણેણીથી નીકળી ધોરાજી ભાડેર માંણાવદર પિપળાણા અગત્રાઈ અને કાળવાણીમાં અનુક્રમે પધારી ત્યાં ભક્તોના મનોરથોને અનુસારે રહીને નિજજનોને પોતાના ચરણરજથી પવિત્ર કરી અમૃતમય ઉપદેશથી ઉજ્જીવન કરી, ત્યાંથી માંગરોળ નગર પધાર્યા. આ નગરથી બહારજ કોઈ વડ વિગેરે વિવિધ વૃક્ષની ઘાટી છાયાવાળા સ્થાનમાં ઉતરેલા, અનેક પરમહંસ મંડળથી વિંટાએલા ભગવાનને આવેલા સાંભળીને, તેમના ચરણ કમળનો આશ્રય કરવા આવેલા ગોવર્ધન આદિક નગરજનોને અપૂર્વ રસમય વચનોથી અભિનંદન કરી, અમૃતમય ઉપદેશોવડે તેમના ત્રણ તાપને શમાવતા થકા, તેમની પ્રાર્થનાથી કેટલાક દિવસો રહેતાં, તીર્થવાસી જનોની તૃષાપીડા શમાવા નગરથી બહાર બધાને ઉપયોગ આવે એવા સ્થાનમાં નિર્મળ મિષ્ટ શીતળ• જળવાળી મોટી વાવ્ય ખોદાવી, તેનો યથાવિધિ પ્રતિષ્ઠામહોત્સવ કરતાં તેના અગપણે મોટો બ્રહ્મભોજ કરી ઇન્દ્રાદિ દેવોનેપણ તૃપ્ત કરી, પોતે વિષ્ણુની પૂજામાં પ્રવર્ત્યા તે સમયે પૂજા કરાવનારા મયારામ વિપ્ર વિગેરે એકાંતિક જનોને પોતાનું પારમૈશ્વર્ય પ્રદર્શાવા દિવ્ય પિતાંબર પહેરી રહેલા, શંખ ચક્ર ગદા અને પદ્મથી અલંકૃત જાનુપર્યંત લાંબા ચાર ભુજથી શોભાયમાન, શ્રીવત્સ અને વનમાળાથી શોભાયમાન વક્ષસ્થળથી વિરાજમાન, દિવ્ય મુકુટ મસ્તકે ધારી રહેલા, બન્ને પડખામાં પૂજાના ઉપકરણો જેમના હાથમાં છે એવાં મૂર્તિમાન્ ધર્મ ભક્તિએ સેવા કરેલા, સમસ્ત જગતના સંરક્ષણમાં તત્પર એવા વિષ્ણુરૂપંથી દર્શન આપ્યાં. ભગવાનનું અત્યાશ્ચર્ય, સર્વેનું સર્વે મંગળ કરનારૂં, સર્વાવતારિપણાને સૂચવનારૂં દિવ્ય રૂપ સાક્ષાત્કાર કરી સાશ્ચર્ય આનંદ પામેલા તે જનો હસ્તતળમાં આવી ગયા જેવાજ નિઃશ્રેયસફળને પામીને, વિજ્ઞાનનું ફળ (ભગવત્સાક્ષાત્કારરૂપ) પામીને પોતાના બધા બાહ્ય વ્યવહારોને વિસરી ગયા. આ નગરમાં મેઘજીત નામનો 'મારે સદૃશ કોઈ સિદ્ધયોગી નથી'

એવી યોગકળાકુશળતાના મદથી અંધ બનેલો, સાધુજનોના અપમાનમાંજ એક તત્પર એવો એક વણિક્ હતો. આ મેઘજીત્ રામાનંદસ્વામીના પ્રસાદથી યોગસિદ્ધિને પામેલો તેમનો શિષ્ય હતો. તથાપિ ગુરૂભાઈ એવાપણ શ્રીસહજાનંદસ્વામીનું શ્રીસ્વામીએપણ વારેવારે વખાણેલું અદ્ભુત ઐશ્વર્ય અને આચાર્યપદસંબન્ધી સમૃદ્ધિ અસૂયાવશાત્ નહિ સહન થવાથી સ્વામીના સમાશ્રિત સર્વ સાધુઓનું અપમાન કરતો થકો પોતાને સર્વથી શ્રેષ્ઠ પ્રાચીન માનીને વિવાદ કરવા વળગ્યો. સ્વામિના સમાશ્રિત સમર્થ સાધુ વર્ણિઓનું આ અપમાન નહિ સહન કરતા ગર્વગંજન ભગવાન્ તેનું પણ શ્રેય કરવાના શુભ સંકલ્પથી સભામાં આવી સાધુસાથે સાપમાન વિવાદ કરતા તેને સદુપદેશથી અવબોધ આપવા પ્રવર્તતાં તેણે કશુંપણ નહિ માનતાં નિષ્ફળ પ્રવૃત્તિવાળા થઈ, 'આ દુરભિમાની નિગ્રહ વિના નહિ પ્રશાંત થાય' એવો નિશ્ચય કરી, અતિવિવાદ કરતા, યોગૈશ્વર્ય પ્રદર્શાવા પ્રવર્તેલા તેને એકાગ્રદૃષ્ટિથી નિર્નિમિષપણે ક્ષણમાત્ર જોતા થકા તેનું સમગ્ર યોગસામર્થ્ય ખેંચી લીધું. પૂર્વે રામચંદ્રજીએ જેનું ઐશ્વર્ય આકર્ષણ કરી લીધું હતું એવા પરશુરામની પેઠે જેનું ઐશ્વર્ય ક્ષણમાં ખેંચાઈ ગયું છે એવો તે વણિક્ ત્રિશંકુના જેવી દુઃસ્થિતિ પામતાં પ્રાણસંશયને પામી નિશ્ચેષ્ટ થઈ પૃથ્વીઉપર પડી ગયો દુર્દશાને દેખનારા જનોએ પ્રાર્થના કરેલા ભગવાને મનમાં દયા લાવી તેને જીવિતદાન દીધુ. સિદ્ધપણાના ગર્વે રહિત થઈ હાથ જોડી સવિનય ઉભા રહેલા તેને હસતા થકા ભગવાને કહ્યું કે-હવે પછી ગર્વનો ત્યાગ કરી સાધુઓ સમક્ષ વિનયથી વર્તજે. એમ આજ્ઞા કરતાં તેજ સમયમાં કરેલા મહાપરાધની ક્ષમા માગી પોતાના સાચા શિષ્યભાવને સ્વીકારતા તેને તેના હિતને કરનારા અર્થોનો ઉપદેશ કર્યો. ભગવાનનું આવું અલૌકિક આશ્ચર્યકારી દિવ્ય ચરિત્ર દેખી સાંભળીને અત્યંત વિસ્મય પામેલા બીજા કેટલાક જૈન ગાણપત્ય સૌર શાક્ત શૈવ વૈષ્ણવ વિગેરે વિવિધ મતમા પ્રવેશ કરી રહેલા જનો પોતપોતાના મનોરથની સિદ્ધિની આકાંક્ષાથી ભગવાનના ચરણની પરિચર્યામાં તત્પર થયા. ભગવાનેપણ તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા તેમને અભિમત એવા તે તે તીર્થંકર ગણપતિ સૂર્ય શક્તિ શિવ વિષ્ણુ વિગેરે ઈષ્ટદેવના દિવ્ય રૂપથી પોતેજ

કરી,ત્યાંથી નીકળતાં ઉત્સવ ઉપર આવેલા ગૃહીભક્તોને સ્વસ્વદેશ સીધાવાની આજ્ઞા આપી, અનેક સાધુવર્ણી ત્યાગીઓને મંડળ બાંધી અજ્ઞાની તથા શિષ્યજનોને બોધ આપવા દેશાંતરમાં વિચરવાની આજ્ઞા આપી, મુક્તાનંદ મુકુંદાનંદ આદિક પરિમિત ત્યાગિવર્યથી વિંટાઇને, વળાવા આવેલા પુરજનોને ધર્મમાર્ગમાં રહેવાની આજ્ઞા કરવાપૂર્વક પાછું વળવાની આજ્ઞા કરી ફરીથી કાળવાણી પ્રયાણ કર્યું. તે ગામના સામૈયા સાથે સામા આવેલા ભક્તો સાથે તે ગામમાં પ્રવેશ કરી જીવશર્મા વિપ્રના ઘરમાં નિવાસ કર્યો. ત્યાંના અનન્યભક્તિરસપૂર્ણ ભક્તોએ સાદર સેવ્યા થકા તેમને પોતાનો અમાનુષ અત્યાશ્ચર્ય પ્રભાવ પ્રદર્શાવવાપૂર્વક ધર્મનું તત્ત્વ ઉપદેશ કરતા થકા બે માસ રહ્યા. આ ગામમાં બીજું આશ્ચર્ય થયું હતું કે-જે કોઈ બાળકો કે વૃદ્ધો પામરો કે પંડિતો કે સ્ત્રિયો સર્વે કોઈ ભગવાનના ચરણાશ્રિતો તેમના અનુગ્રહના એકાંત પાત્ર થઈ, તેમના પરમ અનુગ્રહબળથી સમસ્ત બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારોએ રહિત થતાં સમસ્ત ચિત્ત વૃત્તિઓના વિરામવાળા થઈ પ્રદીપ્ત પ્રદીપથીજ જેમ એમ સ્વયંપ્રકાશમાન આત્મતેજથી ચોમેર અનવધિક આનંદઘનને દેખનારા થઈ, યમ-નિયમ-આસનાદિકના અનુક્રમથી અનંત કાળસુધી જેમણે યોગસાધનોનો અભ્યાસ કર્યો છે એવાઓને પણ અતિ દુર્લભ એવું સદ્યસમાધિરૂપ નિરંકુશ યોગૈશ્વર્યરૂપ ફળ પામીને, તે સમાધિમાં માસોના માસો વીતિ ગયા તે જાણ્યાજ નહિ. તે સમાધિમાં ભગવાને પોતાનું સર્વકારણ અત્યાશ્ચર્ય દિવ્ય રૂપનો અહીંજ રહ્યા હોય એમ સાક્ષાત્ અનુભવ કરાવ્યો અને સમાધિમાંથી બહાર આવતાં અનુભવેલા તેતે પ્રાકૃત અપ્રાકૃત ભગવાનના લોકોની વિચિત્ર વિસ્મયકારી વિવિધ વાર્તાઓ સભામાં કરાવી સર્વને વિસ્મિત કરવાપૂર્વક સમાધિની અપૂર્ણ દશાને પૂર્ણતા કરી. એરીતે આ ગામમાં પોતાનું નિરંકુશ યોગૈશ્વર્ય દર્શાવી સર્વને આનંદ આપ્યો. તેપછી આવેલી પ્રબોધની એકાદશીનો મહોત્સવ કરી ત્યાંથી ઓઝત નદીના તટઉપર રહેલા આખા ગામને પામીને, ત્યાના પ્રેમરસાર્દ્ર હૃદયવાળા ભક્તોએ યથોચિત સેવા કર્યાથકા તેજ દિવસે તેમણે વળાવ્યાથકા સન્મુખ આવેલા પિપળાણાના નરસિંહાદિ પ્રેમીભક્તોની સાથે તે ગામમાં પધાર્યા. પાસે પાસે રહેલા તે બન્ને ગામમાં

ત્યાંના ભક્તોના પ્રેમને પરવશ થઈ છ માસસુધી રહ્યા. તે ગામો પાસે પાસે રહેલાં હોવાથી 'પ્રતિદિન અતિ આદરથી પૂજા સ્વીકારી અમારી ઉપરજ આજ અનુગ્રહ કરો, અમારી ઉપરજ આજ અનુગ્રહ કરો' એમ એક બીજાને અટકાવાપૂર્વક પ્રાર્થના કરતા તે બન્ને ગામોના સમસ્ત એકાંતિક ભક્તોને સંપૂર્ણ મનોરથવાળા કરવા સત્યસંકલ્પ સર્વશક્તિ યોગેશ્વર ભગવાને તે બન્ને ગામોમાં એક સાથેજ પોતાના યોગૈશ્વર્યથી શ્રીકૃષ્ણે બ્રહ્માને મોહ પમાડવા ગોગોપાદિ સર્વરૂપ સાથે ધારેલા દિવ્ય રૂપની પેઠે મુનિવર્ણિમંડળ વિગેરે સમસ્ત વિભૂતિ સાથે પોતાનું અસાધારણ દિવ્ય રૂપ ધારણ કરીને તે બન્ને ગામોના ભક્તોએ ભાવથી કરેલી પૂજા સ્વીકાર કરી. આવું ભગવાનનું અદ્ભુત યોગૈશ્વર્ય બાળકપર્યંત સર્વ કોઈ સાક્ષાત્ અનુભવીને 'આ સાક્ષાત્ પરમાત્માજ પૃથ્વીઉપર પ્રકટ થયા છે' એમ જાણીને તેમનાજ એક ચરણના ધ્યાનપરાયણ થઈ બીજા બધા બાહ્ય વ્યાપારો વિસરી ગયા. એજ પિપળાણા ગામમાં કાર્તિકી પૂર્ણિમાએ કરેલા ભક્તિદેવીના પ્રાદુર્ભાવનિમિત્તના મહોત્સવમાં સિંહાસનમાં વિરાજેલા ભગવાનની પૂજામાં 'હું પહેલો હું પહેલો' એમ પ્રવર્તેલા પ્રેમીભક્તોએ પુષ્પ ચંદન વિત્ત વસ્ત્ર વિભૂષણ વિગેરે ઉપચારો હસ્તમાં લઈ અનુક્રમે પરમપ્રીતિથી ભગવાનના પાદપીઠની પાસે જઇને પરમાનંદથી પૂજા કરી. તેપછી ભગવાને પૂજાસમયે તે ભક્તોએ મહાપ્રીતિથી સમર્પેલા ધનને અને મહોદાર નરસિંહશર્માએ સ્વશક્તિનું ઉલ્લંઘન કરીને અર્પેલો મોટો ધનનો ઢગલો જોઇને, તુરત તેનો સદુપયોગ કરવાનો ઇચ્છતાં તેનાથી તેજ ગામમાં નદીતટે મહારંભથી વિષ્ણુયાગ કર્યો. તે યજ્ઞમાં દેશદેશમાંથી આવેલા વૈદિક વિદ્વાન્ વિપ્રોને તે તમામ ધન માગ્યાથકી અધિક આપવાના સ્વભાવવાળા બ્રહ્મણ્યદેવ ભગવાને આપી દીધું. અને ત્યાં જ્યાંસુધી રહ્યા ત્યાંસુધી પ્રતિદિન આવતા હજારો-હજાર વિપ્રો વિગેરેને છ રસ અને આદરથી સ્વાદુતમ ભોજન અને અમૃતમય ઉપદેશ આપ્યો. એરીતે આ ગામમાં આવાં અનેક અતિમાનુષ ચરિત્રો કરી, ત્યાંથી નીકળી મેઘપુરમાં પધારીને ત્યાંના ભક્તોએ ભાવથી સેવ્યા થકા તેમને યોગમાર્ગનું નિરંકુશ ઐશ્વર્ય આપ્યું. તે ગામમાં મહાઋણથી મહદુઃખી રવજી નામનો એક દ્વિજ હતો. તેનું દુઃખ દેખીને દયા-

વશાત્ નહિ સહન થતાં ભગવાને તેને બહુ દ્રવ્ય આપી તે દુઃખમાંથી મુક્ત કર્યાં. એરીતે ત્યાં પોતાનો અલૌકિક પ્રતાપ પ્રખ્યાપન કરતા થકા અને ભક્તોને મહાસુખ આપતા થકા બે માસ રહ્યા. ત્યાંથી માણાવદર પધારી મયારામ વિપ્રના ઘરમાં ઉતર્યા. ત્યાં રહીને ભગવાને કરેલા જન્માષ્ટમી મહોત્સવ ઉપર બહુ ભક્તો સેવામાટે ભેગા થયા હતા. તે સમયે તે સર્વેનો ભગવાન વિષે ભક્તિરસ અપૂર્વ પ્રવર્ત્યો હતો. ભગવાનના મુખારવિંદની મધુધારાના સ્વાદલોભથી જીજ્ઞાસુજનો સભામાં બેસી ગયા પછી, મયારામ વિપ્રે આત્યંતિક કલ્યાણને કરનારી ભક્તિની પરિપુષ્ટિના ઉપાયો પ્રત્યે પુછેલા ભગવાને સર્વદોષમૂળ અધર્મસર્ગ અને સર્વગુણમૂળ ધર્મસર્ગનું સવિસ્તર સ્વરૂપ નિરૂપણપૂર્વક, ધર્મસર્ગના સમાશ્રયથી કરેલા અધર્મસર્ગના વિજયથી ભક્તિની પરિપુષ્ટિ થવાની કહીને, અધર્મસર્ગમાંપણ અંતઃશત્રુ લોભ કામ રસાસ્વાદ સ્નેહ અને માન આ પાંચ દોષોની પ્રબળતા બતાવા, લોભદોષથી પરાભવ પામેલા વસિષ્ઠઋષિ તથા સહસ્રાર્જુન રાજાની કથા, કામદોષથી અભિભૂત થએલા બ્રહ્મા સૌભરી ઇન્દ્ર અને નહુષની કથા, રસાસ્વાદથી અભિભૂતિ પામેલા ઋષ્યશૃંગ ઋષિની કથા, સ્નેહદોષથી પરાભૂતિ પામેલા ભરતજીની કથા અને માનદોષથી મહાપરાભવ પામેલા દક્ષ તથા દુર્વાસાઋષિની કથા કહેવાપૂર્વક તે પાંચ દોષોના વિજયથી ભક્તિની પરિપુષ્ટિ થવાની કહી. એરીતે ભક્તોને સદ્બોધ આપી તેમનો વિષયસ્નેહાનુબન્ધ ત્યાગ કરાવતાથકા ત્યાં કેટલાક દિવસો રહ્યા.

ત્યાંથી ભાડેરપુરમાં પધારી ત્યાંના ભાવિક ભક્તોએ સેવા પૂજા કર્યાં થકા એક દિવસે થએલી મહાસભામાં ભગવાને અહિંસાપ્રધાન પારમૈકાંતિક ધર્મની પ્રવૃત્તિમાટે ધર્માભાસભૂત હિંસાગર્ભિત દેવદેવીના વ્રત પૂજન મંત્રજપ વિગેરેનો પરિત્યાગ કરવાનો ઉપદેશ કર્યો. નવરાત્રના ઉત્સવમાં પરતંત્રપણાથી કે કુળાચારથી તેવા દેવદેવીના પૂજનાદિકનો પ્રસંગ આવે તો પ્રાયશ્ચિત્ત કરવાનું કહીને, આપત્તિ અવસરમાં બીજા ક્ષુદ્ર દેવદેવીના મંત્રોનો જપ નહિ કરવાનું કહેવા પૂર્વક નારાયણકવચ કે હનુમન્મંત્રનો જપ કરવાનો કહ્યો. એ રીતે મધુર ઉપદેશથી ત્યાંના વાસીઓને આનંદ આપતાથકા અન્નકૂટોત્સવસુધી ત્યાં રહીને, ત્યાંથી ગોંડા અલૈયા થઈ,

પાટમાં પધારી ત્યાં લાલજી સુતાર પ્રમુખ ભક્તોએ ભાવથી સેવ્યા થકા ત્યાં કેટલાક દિવસો રહીને, ત્યાંથી ભાદરા પધારી ત્યાં કરેલા વસંતોત્સવને દિવસે દેશદેશમાંથી આવી ભેગા થએલા ભક્તોથી ભરપુર સભામાં વિરાજીને ભગવાને હિતોપદેશ આપતાં, કૃષ્ણભક્તિનો ઉદય સત્સંગથી થવાનો કહી, તેમાં મહાવિરોધી અસુરસગની ત્યાજ્યતા કહેવા અસુરોનાં લક્ષણો કહ્યાં. એરીતે શિક્ષાવચનોવડે મૂળશર્માદિ ભક્તોને અવબોધ આપતા થકા ત્યાં ૭ દિવસ રહીને, ત્યાંથી સમુદ્રની ખાડી ઉતરી અભરપુરમાં પધારી ત્યાંના ભક્તોની પ્રાર્થનાથી કેટલાક દિવસો રહી ભુજનગર પધાર્યા.

તે નગરમાં ભગવાન્ એકાંતિક સેવક સુંદરજી સુતારના મંદિરને પોતાના ચરણારવિંદના રજથી સુગન્ધિમાન્ કરતાથકા, ત્યાં કરેલા રામનવમીમહોત્સવ દિવસે પ્રયાગજીત્ સુંદરજી આદિક ભક્તોએ ભાવથી દર્શન પૂજન કર્યાંથકા, એજ અવસરમાં અનન્ય અનેક ભક્તોને કૃપાથી કરાવેલી સમાધિમાં પોતાના વૈકુંઠ ગોલોકાદિ ધામમાં રહેલા અસાધારણ આશ્ચર્યમય દિવ્ય સર્વેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતાં, તે ભક્તોએ સર્વેશ્વર ભાવથી સ્તુતિ કર્યાંથકા તેમને સમાધિસુધીની યોગસિદ્ધિ સુખેથી આપીને, અપરિમિત આનંદ આપતા થકા કેટલાક દિવસો રહ્યા. તે નગરમાં કુબેર જગજીવન અને રામચંદ્ર નામના ત્રણ સહોદર દ્વિજો હતા. તેઓ ત્યાંના રાજાના મંત્રિઓ હતા. તેમણે જ્યાં ત્યાંથી અનવધિ ધન સંપાદન કર્યું હતું. શાક્તમાર્ગમાં નિષ્ઠાવાળા હતા. તેઓ વેદના પરમ તાત્પર્યને નહિ જાણનારા, વેદવાદમાત્રમાં રૂચિવાળા, પંડિતમાની, શ્રોત્રિયાભાસ બ્રાહ્મણોએ પગલે પગલે પ્રોત્સાહન આપતાં દભ માન મદે યુક્ત થઈ, અસત્ય અભિનિવેશથી કેવળ જગતમાં પ્રખ્યાતિ પામવા માટેજ કેવળ હિંસાપર્યવસાયી યજ્ઞમાં પ્રવર્તતાં, દેશાંતરમાંથી વિદ્વાન્ વિપ્રોને બોલાવીને તે સર્વેની સંમતિથી મોટી યજ્ઞશાળા તૈયાર કરાવી, નૃપતિદુર્લભ સમસ્ત ઉપયોગી સામગ્રી ભેગી કરી યજ્ઞનો આરંભ કરતાં, ભગવાનને વેદશાસ્ત્રના પારંગત પ્રતાપી મહાપુરૂષ જાણીને, તેમની સમીપે આવી 'આપ યાગશાળામાં પધારી અમારી ઉપર અનુગ્રહ કરો' એમ બે હાથ જોડી વિનયથી પ્રાર્થના કરતાં તેને બહુ માનીને, ભગવાન્ સમય મળતાં તેમનું હિતોપદેશથી શ્રેય કરવાની કામ-

નાથી યજ્ઞમંડપને પામી, તેમાં પ્રવેશ કરતાંજ હિંસાસ્થાનમાં નિયોજેલા-નેજ જેમ એમ ત્યાં બાંધેલાં બહુ બકરાં વિગેરે પશુઓને અતિશયથી બહુ બુમો પાડતાં અધિક કંપતા હૃદયવાળાં જોઇને, સર્વના હૃદયસાક્ષી ભગવાન્ યજમાનની ચિત્તવૃત્તિ રાગમળના લેપથી લિંપાએલી જાણી, તેમજ ઋત્વિજો 'ધનલોભરૂપ પિશાચોએ પ્રવિષ્ટ છે' એમ જાણીને, 'આ સર્વથા તમામ તામસી પ્રવૃત્તિ છે' એમ નિશ્ચય કરીને, યજમાનને થતા અત્યંત અનર્થથી બચાવામાટે, આરંભેલી હિંસાપ્રધાન પ્રવૃત્તિને અધિક અનર્થકારી નિરૂપણ કરવાપૂર્વક વિપ્રાદિ સાત્વિકોને સમુચિત, સર્વપ્રકારે શ્રેયને કરનારો, ઉપરિચરવસુ વિગેરેએ આદર કરેલો, હિંસાગંધવર્જીત એવો યાગ કરવાનો સપ્રમાણ સોદાહરણ ઉપદેશ કર્યો. આ પ્રકારે સત્ય હિતનો ઉત્તમ ઉપદેશ આપતાં સંશયિત થએલા તે યજમાનને બીજા આસુરવૃત્તિવાળા વિપ્રોએ વારંવાર વિપરીત બોધ આપવાથી તેણે ભગવાનનું વચન માન્યું નહિ. ભગવાનતો તુરતજ ત્યાંથી ચાલી નીકળીને, 'ક્રૂર કર્મના સ્થાનભૂત આ પ્રદેશમાં હવે નજ રહેવું' એમ સંકલ્પ કરી તે ભુજના ભક્તજનોને સ્વધર્મમાં વર્તવાની આજ્ઞા કરી તેમણે વળાવ્યા થકા ત્યાંથી ચાલી નીકળ્યા. ભગવાન નીકળ્યા પછી તુરતજ તેમના અપરાધથી તેમજ વેદને હિંસાપર કહેવાથી, પરિણામ પામેલા પ્રબળતર પાપેજ શું ? એમ ઉત્પન્ન થએલા અજ્ઞાત નિમિત્તના કોઇપણ રાજકોપે મહાદેવના કોપે દક્ષના યજ્ઞનોજ જેમ એમ તત્ક્ષણ નિરવશેષ સમસ્ત યજ્ઞનો વિનાશ કરી નાંખ્યો અને યજમાનો પણ રાજાના ભટોએ નાનાવિધ શસ્ત્રોવડે હણ્યાથકા નામમાત્ર બાકી રહ્યા. અને સર્વે ઋત્વિજો ભયભીત થઈ જેમ તેમ પલાયન કરી ગયા. એરીતે તે પુરમાં ભગવાન્ ધર્મના મિષથી પ્રસરતી, કેવળ દંભજ જેમાં મૂળ છે, હિંસામાત્રમાંજ પર્યવસાનવાળી પ્રવૃત્તિને 'શ્રુતિનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં નથી' એમ ખંડન કરવાપૂર્વક 'શ્રુતિનું પરમ તાત્પર્ય અહિંસાપ્રધાન સદ્ધર્મમાંજ છે' એમ સમર્થન કરનારાં સપ્રમાણ સોદાહરણ સયુક્તિ ઉપદેશ વચનોથી શમાવીને, ઉપદેશને તિરસ્કાર કરનારાઓની ઉન્મર્યાદિત પ્રવૃત્તિને પોતાના પારમૈશ્વર્ય પ્રતાપથી પરાભવ કરીને, પોતાનું અનવધિ અદ્ભુત ઐશ્વર્ય ત્યાં પ્રખ્યાપન કર્યું હતું. ત્યાંથી નીકળીને માર્ગમાં અનેક

આશ્રિતોને દર્શન પૂજન ઉપદેશાદિકનો અલભ્ય લાભ આપી અનવધિ આનંદ આપતા થકા કેટલેક દિવસે ધમડકાપુર પધાર્યા. ત્યાંના હરિજનોએ પ્રીતિથી સેવ્યા થકા ત્યાંથી ભૂચાય કંથકોટ થઈ સમુદ્રની ખાડી ઉતરી આભીર દેશમાં આવતાં પિંપળીયામાં પધારી ત્યાંના ભક્તોને દર્શનાદિકથી આનંદ આપી તેમણે સેવ્યા થકા ત્યાંથી નીકળી રાજકોટ પુરમાં પધાર્યા. તે મહાપુરમાં રૂપથીજ જેમ એમ ગુણશીલાદિકથી સમુત્કર્ષને પામેલી કોઈ લક્ષ્મીનામની રાજકન્યા ભગવાનનો મહિમા સાંભળીને તેમના ચરણમાં પરમપ્રીતિવાળી થતાં, તેમનાજ એક ધ્યાનથી સમસ્ત મનના મળ ધોવાઈ જતાં તેમના ચરણની પરિચર્યાપરાયણ થઈ. તેમના પરમ પ્રસાદથી યોગસિદ્ધિ પામીને, તેમનેજ એક અખંડ અંતર બહાર અલૌકિક દૃષ્ટિથી સાક્ષાત્કાર કરતીથકી પરમાનંદને પામી હતી. તે નગરમાં બીજાપણ બહુ જનો ભગવાનનું અમાનુષ અદ્ભુત ઐશ્વર્ય સાંભળી તેમના ચરણની સેવાપરાયણ થયા. એરીતે દિવ્ય ઐશ્વર્ય આવિષ્કાર કરી, પોતાના ચરણરસિક ભક્તોને સદુપદેશામૃતથી અતિતૃપ્ત કરતાથકા ત્યાં કેટલાક દિવસ રહી ત્યાંથી નીકળી શરધાર પુરમાં પધાર્યા. તે પુરમાં તુંગજીત્ અને વૈરિજીત્ નામના બે ક્ષત્રિયકુમારો અક્રૂર વિદુર જેવા હતા. બીજાપણ બહુ ભક્તો હતા. આ સર્વે ભગવાનની પ્રતિદિન સમયોચિત સમસ્ત સેવામાં તત્પર થઈ રહેતાં, ત્યાં કરેલા જન્માષ્ટમીમહોત્સવને બીજે દિવસે થએલી મહાસભામાં ભગવાન્ વિરાજમાન થતાં અને શ્રોતા જનસમાજ ભગવાનના ઉપદેશ સુધારસના આસ્વાદમાંજ એક અત્યાદરવાળો થતાં, તેમની સંમતિથી કામ ક્રોધ અને લોભ આ ત્રણ અંતરના અરિઓમાં ન્યૂનાધિકભાવ જાણવાની ઇચ્છાવાળા તુંગજીત્ રાજાએ પુછેલા ભગવાને કહ્યું કે–કામ ક્રોધ તથા લોભ આ ત્રણ નરકનું દ્વાર છે તે આત્માને નાશ કરે છે, માટે તે ત્રણનો ત્યાગ કરવો. આ રજોગુણથી સમુદ્ભવેલો કામ મહાશન (મહા ભોગ્ય જેને છે) એટલે વિષયોમાં આકર્ષણ કરી લાય છે. એજ કામ તેની ગતિ અટકતાં અટકાવનાર જનો પ્રત્યે ક્રોધરૂપે પરિણામ પામતાં મહાપાપ્મા એટલે પરહિંસામાં પ્રવર્તાવે છે. આ કામને સહજ જ્ઞાનવિરોધી વૈરી જાણો. કામ ક્રોધની અપેક્ષાએ લોભતો મોટો ચારે બાજુ મુખવાળો છે. દેહ ઇન્દ્રિયોની શક્તિ પ્ર-

ક્ષીણ થતાં કામ ક્રોધ ક્યારેક પ્રક્ષીણ બળ થઇને કશું કાર્ય કરી શકે એવા રહેતા નથી. આ લોભતો મરણપર્યંત અનુવર્તીને સર્વ પાપનું મૂળ થાય છે. આ લોભને વિષય ન થાય એવો એકપણ અર્થ અવશેષ રહેતો નથી, સર્વ કોઈ અર્થ વિષય થાય છે. જ્યારે લોભ વૃદ્ધિ પામે ત્યારે પુરૂષ કયા અર્થની આકાંક્ષા ન કરે ? સર્વની કરેજ. અને જો કામ હણાય તો કયા હણનાર ઉપર ક્રોધ ન કરે ? સર્વની ઉપર કરેજ. માટે આ લોભતો આ રીતે કામ-ક્રોધનું પણ મૂળ થઇને પુરૂષને મહા અનર્થરૂપ ખાડામાં પાડેછે એ પ્રસિદ્ધ છે. શું બહુ કહેવું ? લોકમાં અનર્થોની ગણના કરતાં કામનેજ વિશેષપણે ગણે છે પણ આ જગતમાં ક્રોધથી પરાભવ પામેલા જેટલાં પાપને કરતા દેખાય છે તેટલા કામથી પરાભવ પામેલા નથી અને તેટલાં પાપોને કરતા દેખાતા નથી, કેમકે બહુ લોકો સુલભ કોપવાળા છે, એટલે ક્ષણમાં કોપ કરે છે. એવીજ રીતે ક્રોધનેપણ પરમ પાપસ્થાનમાં ગણે છે પરંતુ તેમાં વિચાર ચલાવીએ તો લોભથી અભિભૂત થએલા જેટલાં પાપને આચરતા દેખાય છે તેટલા ક્રોધથી અભિભૂત થએલા નથી તેમજ તેટલાં પાપોને કરતા દેખાતા નથી. માટેજ 'लोभमूलानि पापानि' 'अर्थमनर्थं भावय नित्यं' એમ કહેવાય છે તે સત્ય છે. માટે પાપરૂપ લોભનો પ્રસંગ સર્વ પ્રકારે પરિત્યાગ કરી તેનાથી દૂરજ રહેવું. આવો ભગવાનનો હિતતમ ઉપદેશ સાંભળીને સર્વે ભક્તો રાગાદિદોષે રહિત થઈ નિર્મળ મનવાળા થઈ ગયા. આવા અવસરમાં કારીયાણી ગામથી ઉત્સવઉપર આવેલા ખટ્વાંગ રાજર્ષિ પોતાના ગામમાં ભગવાનને પધારવાની પ્રાર્થના કરવા ઉઠ્યા. આ રાજર્ષિ માંગરોળ તથા માણાવદરમાં ઉત્સવઉપર આવ્યા હતા. ત્યાં ભગવાનનું અમાનુષ આશ્ચર્યમય ઐશ્વર્ય પ્રત્યક્ષ પેખીને તેમના ચરણનો સમાશ્રય સ્વીકારી પારમૈકાંતિક ધર્મમાં દૃઢ આદરવાળા થયા હતા. નૈષ્ઠિક વ્રતમાં નિષ્ઠાવાળા આ રાજર્ષિ ભગવાનના ચરણારવિંદ સેવારસથકી બીજું કશું ઇચ્છતાજ ન હતા. આ ભક્તરાજ રાજર્ષિએ હાથ જોડીને સવિનય પ્રાર્થના કરેલા ભગવાને તેમનો બહુ દિવસનો મનોરથ પરિપૂર્ણ કરવા પ્રબોધની ઉત્સવ પછી તેમના ગામમાં પધારવાનું વચન આપ્યું. મનોરથ પરિપૂર્ણ થતાં રાજર્ષિ શરધારથી નીકળી પોતાને ગામે જતાં માર્ગમાં આવતા દુર્ગ-

આશ્રિતોને દર્શન પૂજન ઉપદેશાદિકનો અલભ્ય લાભ આપી અનવધિ આનંદ આપતા થકા કેટલેક દિવસે ધમડકાપુર પધાર્યા. ત્યાંના હરિજનોએ પ્રીતિથી સેવ્યા થકા ત્યાંથી ભૂચાય કંથકોટ થઈ સમુદ્રની ખાડી ઉતરી આભીર દેશમાં આવતાં પિંપળીયામાં પધારી ત્યાંના ભક્તોને દર્શનાદિકથી આનંદ આપી તેમણે સેવ્યા થકા ત્યાંથી નીકળી રાજકોટ પુરમાં પધાર્યા. તે મહાપુરમાં રૂપથીજ જેમ એમ ગુણશીલાદિકથી સમુત્કર્ષને પામેલી કોઈ લક્ષ્મીનામની રાજકન્યા ભગવાનનો મહિમા સાંભળીને તેમના ચરણમાં પરમપ્રીતિવાળી થતાં, તેમનાજ એક ધ્યાનથી સમસ્ત મનના મળ ધોવાઈ જતાં તેમના ચરણની પરિચર્યાપરાયણ થઈ. તેમના પરમ પ્રસાદથી યોગસિદ્ધિ પામીને, તેમનેજ એક અખંડ અંતર બહાર અલૌકિક દૃષ્ટિથી સાક્ષાત્કાર કરતીથકી પરમાનંદને પામી હતી. તે નગરમાં બીજાપણ બહુ જનો ભગવાનનું અમાનુષ અદ્ભુત ઐશ્વર્ય સાંભળી તેમના ચરણની સેવાપરાયણ થયા. એરીતે દિવ્ય ઐશ્વર્ય આવિષ્કાર કરી, પોતાના ચરણરસિક ભક્તોને સદુપદેશામૃતથી અતિતૃપ્ત કરતાથકા ત્યાં કેટલાક દિવસ રહી ત્યાંથી નીકળી શરધાર પુરમાં પધાર્યા. તે પુરમાં તુંગજીત્ અને વૈરિજીત્ નામના બે ક્ષત્રિયકુમારો અક્રૂર વિદુર જેવા હતા. બીજાપણ બહુ ભક્તો હતા. આ સર્વે ભગવાનની પ્રતિદિન સમયોચિત સમસ્ત સેવામાં તત્પર થઈ રહેતાં, ત્યાં કરેલા જન્માષ્ટમીમહોત્સવને બીજે દિવસે થએલી મહાસભામાં ભગવાન્ વિરાજમાન થતાં અને શ્રોતા જનસમાજ ભગવાનના ઉપદેશ સુધારસના આસ્વાદમાંજ એક અત્યાદરવાળો થતાં, તેમની સંમતિથી કામ ક્રોધ અને લોભ આ ત્રણ અંતરના અરિઓમાં ન્યૂનાધિકભાવ જાણવાની ઈચ્છાવાળા તુંગજીત્ રાજાએ પુછેલા ભગવાને કહ્યું કે-કામ ક્રોધ તથા લોભ આ ત્રણ નરકનું દ્વાર છે તે આત્માને નાશ કરે છે, માટે તે ત્રણનો ત્યાગ કરવો. આ રજોગુણથી સમુદ્ભવેલો કામ મહાશન (મહા ભોગ્ય જેને છે) એટલે વિષયોમાં આકર્ષણ કરી જાય છે. એજ કામ તેની ગતિ અટકતાં અટકાવનાર જનો પ્રત્યે ક્રોધરૂપે પરિણામ પામતાં મહાપાપ્મા એટલે પરહિંસામાં પ્રવર્તાવે છે. આ કામને સહજ જ્ઞાનવિરોધી વૈરી જાણો. કામ ક્રોધની અપેક્ષાએ લોભતો મોટો ચારે બાજુ મુખવાળો છે. દેહ ઇન્દ્રિયોની શક્તિ પ્ર-

ક્ષીણ થતાં કામ ક્રોધ ક્યારેક પ્રક્ષીણ બળ થઇને કશું કાર્ય કરી શકે એવા રહેતા નથી. આ લોભતો મરણપર્યંત અનુવર્તીને સર્વ પાપનું મૂળ થાય છે. આ લોભને વિષય ન થાય એવો એકપણ અર્થ અવશેષ રહેતો નથી, સર્વ કોઈ અર્થ વિષય થાય છે. જ્યારે લોભ વૃદ્ધિ પામે ત્યારે પુરૂષ કયા અર્થની આકાંક્ષા ન કરે ? સર્વની કરેજ. અને જો કામ હણાય તો કયા હણનાર ઉપર ક્રોધ ન કરે ? સર્વની ઉપર કરેજ. માટે આ લોભતો આ રીતે કામ-ક્રોધનું પણ મૂળ થઇને પુરૂષને મહા અનર્થરૂપ ખાડામાં પાડેછે એ પ્રસિદ્ધ છે. શું બહુ કહેવું ? લોકમાં અનર્થોની ગણના કરતાં કામનેજ વિશેષપણે ગણે છે પણ આ જગતમાં ક્રોધથી પરાભવ પામેલા જેટલાં પાપને કરતા દેખાય છે તેટલા કામથી પરાભવ પામેલા નથી અને તેટલાં પાપોને કરતા દેખાતા નથી, કેમકે બહુ લોકો સુલભ કોપવાળા છે, એટલે ક્ષણમાં કોપ કરે છે. એવીજ રીતે ક્રોધનેપણ પરમ પાપસ્થાનમાં ગણે છે પરંતુ તેમાં વિચાર ચલાવીએ તો લોભથી અભિભૂત થએલા જેટલાં પાપને આચરતા દેખાય છે તેટલા ક્રોધથી અભિભૂત થએલા નથી તેમજ તેટલાં પાપોને કરતા દેખાતા નથી. માટેજ 'लोभमूलानि पापानि' 'अर्थमनर्थं भावय नित्यं' એમ કહેવાય છે તે સત્ય છે. માટે પાપરૂપ લોભનો પ્રસંગ સર્વ પ્રકારે પરિત્યાગ કરી તેનાથી દૂરજ રહેવું. આવો ભગવાનનો હિતતમ ઉપદેશ સાંભળીને સર્વે ભક્તો રાગાદિદોષે રહિત થઈ નિર્મળ મનવાળા થઈ ગયા. આવા અવસરમાં કારીયાણી ગામથી ઉત્સવઉપર આવેલા ખટ્વાંગ રાજર્ષિ પોતાના ગામમાં ભગવાનને પધારવાની પ્રાર્થના કરવા ઉઠ્યા. આ રાજર્ષિ માંગરોળ તથા માણાવદરમાં ઉત્સવઉપર આવ્યા હતા. ત્યાં ભગવાનનું અમાનુષ આશ્ચર્યમય ઐશ્વર્ય પ્રત્યક્ષ પેખીને તેમના ચરણનો સમાશ્રય સ્વીકારી પારમૈકાંતિક ધર્મમાં દૃઢ આદરવાળા થયા હતા. નૈષ્ઠિક વ્રતમાં નિષ્ઠાવાળા આ રાજર્ષિ ભગવાનના ચરણારવિંદ સેવારસથકી બીજું કશું ઇચ્છતાજ ન હતા. આ ભક્તરાજ રાજર્ષિએ હાથ જોડીને સવિનય પ્રાર્થના કરેલા ભગવાને તેમનો બહુ દિવસનો મનોરથ પરિપૂર્ણ કરવા પ્રબોધની ઉત્સવ પછી તેમના ગામમાં પધારવાનું વચન આપ્યું. મનોરથ પરિપૂર્ણ થતાં રાજર્ષિ ગઢડાથી નીકળી પોતાને ગામે જતાં માર્ગમાં આવતા દુર્ગ-

પુરમાં આવ્યા. જે પુરમાં ક્ષાત્રધર્મથી નહિ ચલાયમાન થએલા, રાજની-તિને અનુસરેલા, પ્રજાને રંજન કરનારા, પોતાના પરમ મિત્ર અભયરાજા રહેછે. આ રાજા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી કૃષ્ણભક્તિના અતિશયથી એજ શ્રીકૃષ્ણને સાક્ષાત્ કરવાની લાલસા થતાં, શ્રીકૃષ્ણના વ્યતીત થએલા અવતરણ સમયમાં અને પોતાના આ સમયમાં અત્યત અતર છે એમ વારેવારે સભારીને મનમાં અત્યંત અનુતાપ કરતા થકા, 'યદા યદા હિ ધર્મસ્ય' આ શ્રીકૃષ્ણવાક્યથી અવતાર ધારણનો સમય વિચારતાં 'અત્યારે અત્યત અધર્મની અભિવૃદ્ધિ થઈ છે તો ફરીથી શ્રીકૃષ્ણનો અવતાર થાયતો આપણે તેમના સાક્ષાત્કાર સુખાનુભવના પાત્ર થઇએ' એમ પરિવાર સાથે વારવાર વિચારતા હતા. એટલાકમાં વૃદ્ધ મિત્ર રાજર્ષિ ત્યાં આવ્યા. તેમનું યથોચિત આતિથ્ય કર્યા પછી સુખેથી આસનમાં બેસતાં અભયરાજાએ પોતાનો પ્રત્યક્ષ શ્રીકૃષ્ણદર્શનનો મનોરથ નિવેદન કર્યો. આ અવસર મળતાં પોતાના ગુરૂશ્રી સહજાનંદસ્વામીનું આવિર્ભાવને આરભીને સમસ્ત અમાનુષ અત્યાશ્ચર્ય ચરિત્ર ઉત્સાહથી કહી સંભળાવ્યું. વૃદ્ધ મિત્રના વચન વિશ્વા-સથી અભયરાજાએ 'સહજાનંદસ્વામીજ ધર્મરક્ષણમાટે ધરણીઉપર ફરીથી અવતરેલા સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે' એમ દૃઢ નિશ્ચય કરી, તે દિવ-સથી કુટુંબ સાથે તેમનોજ સમાશ્રય કરી તેમના સાક્ષાત્કારને ઇચ્છતા થકા રહ્યા. સાક્ષાત્કારના સાધનભૂત ધ્યાનનો પ્રકાર પુછતાં રાજર્ષિએ શ્રી-હરિ ભગવાનના દિવ્ય સ્વરૂપના ધ્યાનનો પ્રકાર સવિસ્તર ઉપદેશ કર્યો તથા ધ્યાનમાં વિરોધી ચોમેર વૃદ્ધિ પામેલા આસુરક્ષયની નિવૃત્તિનો ઉપાય પુછતાં સર્વ અવતારોના મૂળભૂત ભગવાનનું દશાવતાર સંકષ્ટહર સ્તોત્રનો ઉપદેશ કર્યો. તેપછી પ્રસન્ન થએલા અભય રાજાએ આજ્ઞા આપેલા ખટ્વાંગ રાજા કારીયાણી ગામે આવ્યા. ભગવાન તો શરધારમાં પ્રબો-ધનીનો ઉત્સવ પરિપૂર્ણ થતાં રાજર્ષિની પ્રાર્થનાને સંભારીને તેમના ગામે પધાર્યા. ભગવાન પધાર્યાની વાર્તા સાંભળતાંજ હર્ષવિહ્વળ થઈ પુરજનો પરિજનો પુત્ર મિત્રને સાથે લઈ સન્મુખ જઈ, ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરી તેમને વાજતે ગાજતે ધામધુમીથી પોતાના ભવનમાં પધરાવી ઉતારો આદિક સત્કારમાં વળગ્યા. તે તે સમયે પરાભક્તિથી સમુચિત સેવા સજ-

વાથી ભગવાનના વિશેષપણે પ્રસાદપાત્ર થયા. સહજાનંદસ્વામીએ રાજર્ષિ આદિક એકાંતિક ભક્તોને પોતાના પરમાદ્ભુત દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરાવ્યો, તેપછી ખટ્વાંગ રાજા ભગવાનનું અદૃષ્ટપૂર્વ, અત્યાશ્ચર્ય, સમસ્ત ઇન્દ્રિયોને આહ્લાદ આપનારૂં, અતિ સુંદર, માયાતીત, અક્ષરપર દિવ્ય રૂપને નિહાળીને ભક્તિપૂરથી ઉન્મર્યાદિત અંતઃકરણવાળા થઈ હર્ષથી ગદ્ગદ ગળાવાળા થઈ ઉત્કૃષ્ટ ઐશ્વર્યોને જણાવનારાં મધુર વચનોવડે દિવ્ય સ્તુતિ કરીને 'હે ભગવન્! આ મારા પુરમાંજ તમારા આ મંગળકારી રૂપનો અમોને પ્રતિદિન સાક્ષાત્કાર કરાવતાથકા બહુ દિવસો રહો' એમ પ્રાર્થના કરતાં ભગવાને તેમની નિરતિશય ભક્તિથી વશ થઇને વસંતોત્સવ સુધી ત્યાં રહેવાની પ્રતિજ્ઞા કરી. તેપછી રાજર્ષિએ દૂતદ્વારા ભગવાન પધાર્યાના સમાચાર જણાવતાં અભયરાજા સકુટુંબ તરતજ તૈયાર થઈ તેજ દિવસે ઉત્સાહથી કારીયાણી આવતાં, તેમને ભગવાન પાસે લઈ જતાં, પ્રથમ રાજર્ષિએ પોતાપાસે ભગવાનનું જે દિવ્ય રૂપ વર્ણવ્યું હતું અને પોતાને પ્રતિદિન ધ્યાનના અવલંબનરૂપ હતું તેજ મંગળકારી વર્ણિવેષરમણીય દિવ્ય ભગવદ્રૂપને સાક્ષાત્ કરીને અનવધિ આનંદનિધિમાં નિમગ્ન થઈ, ભક્તિભારથી નમી ગએલા મસ્તકથી ભગવાનને પ્રણામ કરી, અનન્ય મનથી તેમનુંજ ચિંતવન કરતાથકા ત્યાં દાસની પેઠે પાસે ઉભા રહી હર્ષપ્રકર્ષથી પૂજા સ્તુતિ કરી પ્રાર્થના કરી કે—આ જનની ઉપર અનુગ્રહ કરો. મારૂં નગર આપના ચરણારવિંદના સ્પર્શ સુખની સ્પૃહા કરેછે. મારૂં મંદિર આપના ચરણકમળના રજના સમાગમને યોગ્ય છે. આ જન પુરજનોએ સહિત પુત્ર મિત્ર કળત્રે સહિત આપના ચરણની દાસ્યલક્ષ્મીની લાલસા રાખેછે. એ રીતે પ્રાર્થના કરતા અભયરાજાનો ભક્તિપ્રકર્ષ ભાળીને તેમની ઉપર પ્રસન્ન થઈ ભગવાને કહ્યું કે—અમો તમારા ભક્તિરસ ભરપુર મધુર વચનથી બહુ પ્રસન્ન થયા છીએ. અમો હમણાં તમારા પુરપ્રત્યે પધારી શકીએ એવી સ્થિતિમાં નથી, કારણ કે ખટ્વાંગ રાજાનો મનોરથ પરિપૂરણ કરવા અમારે અહીંજ કેટલોક કાળ રહેવાનું છે. તે પછી તમારો મનોરથ સંપૂર્ણ કરીશું. આવું ભગવાનનું વચન મસ્તકે ચઢાવી તેમને પોતાના પુરપ્રત્યે લઈ જવાના ઉત્સાહથી પોતે સકુટુંબ તેમની પરિ-

ચર્યાપરાયણ થઈ ત્યાંજ રહ્યા. ભગવાને રાજર્ષિના દરબારમાં સુખેથી રહીને નિર્મળ જળવાળું સર્વ લોકોપયોગી મોટું તલાવ ખોદાવ્યું. રાજર્ષિએ પોતાનું બધુ ધન ભગવાનને સ્વાધીન કરી લીધું. તેનો સદ્વ્યય કરવા ત્યાં મહા વિષ્ણુયાગ તથા અતિરૂદ્રયાગ કર્યો. એ રીતે ત્યાં રહેતાં એક દિવસે થએલી સભામાં પરોપકારને સદૃશ કોઈ સુકૃત નથી' એમ તેની પ્રશસા કરવા તેવા દયાળુ રતિદેવ રાજાનું ચરિત્ર કહી સભળાવ્યું. એ રીતે રાજર્ષિનો મનોરથ પરિપૂર્ણ કરી સપરિવાર અભયરાજાની પ્રાર્થના સ્મૃતિમાં લાવી સવત્ ૧૮૬૧ માઘ શુકલ એકાદશીએ દુર્ગપુર પધાર્યા. ત્યાં તે સમયે પુરજનોનો સમુદ્રના તરગો જેવો ઉન્મર્યાદિત હર્ષપૂરનો કોઈ અભૂતપૂર્વ સભ્રમ દેખાયો હતો માર્ગમાં ભગવાનનાં દર્શન કરવા 'હુ મહેલો હુ પહેલો' એવા વેગથી ભેગા થએલા જનોની ભારે ભીડ્ય થઈ હતી. પતાકા તોરણ આદિકવડે અલકૃત કરેલો રાજમાર્ગ અતિ શોભતો હતો. આવા રાજમાર્ગને અલકાર કરતા, પરમહસોથી વિંટાએલા, પરિચર્યાનાં છત્ર ચામરો વિગેરે ઉપકરણો ધારી રહેલા પ્રેમપરવશ પરિજનોએ સેવા કરેલા, આનંદમય પોતાના દિવ્ય સ્વરૂપના પ્રદર્શનથી પ્રેમરસપરિપૂર્ણ હૃદયવાળા પ્રેક્ષક પુરૂષોને પરમાનદ પમાડતા, જેમનાં દિવ્ય ચરિત્રો ભક્તોએ સ્તુતિ કર્યા છે, આગળ રહેલા અભય રાજાના નિવેદનથી અનેક રાજાઓ જેમને હાથ જોડી પ્રણામ કરેછે એવા ભગવાન્ દિવ્ય અલકારોથી શોભાડેલા અભયરાજાના ભવ્ય ભવનમાં તેમની પ્રાર્થના સફળ કરવા પધાર્યા. ભગવાન્ દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થતાં બધા જનો યથાયોગ્ય સભામાં બેસી ગયા એટલે ભગવત્કૃપાથી નિર્ભય થએલા અભયરાજા હાથ જોડીને બોલ્યા કે હે-ભગવાન્! આપ પ્રથમ મારા મહામલિન મનમાં પ્રવેશ કરી, લાંબા કાળથી ચાલ્યા આવતા, દુવાર્ય, દુ:ખમૂળ, હૃદયમાં રહેલા એવા વાસનારૂપ કાદવના લેપને કેટલેક કાળે ધોઈ નાંખીને, પોતાના ચરણારવિંદમાં પ્રેમામૃતના પૂરને પોષણ કરી મારાં નેત્રને દર્શનદાનથી સાફલ્ય કરવા પૂર્વક મારા ગૃહને પાવન કરી રહ્યા છો તો હુ બહુ ધન્યભાગી થયો. જે આ ક્ષેત્ર ગૃહ આરામ છે, જે આ હાથી ઘોડા પશુ આદિક છે, જે આ ધન ધાન્યાદિકનો રાશિ છે, જે આ રથાદિ વાહનો છે, એ સીવાયનું

જે કાંઈ છે તે અને જે હું આત્મા છું તેપણ સમસ્ત આપના દાસપણાનું વિજ્ઞાન થતાં આપનાં ચરણમાં સમર્પણ કરીને, સમસ્ત કલેશને નાશ કરનારૂં આપનું દાસપણું મને આપો એવી યાચના કરૂં છું. આવું ભક્તિરસના પ્રવાહમય વચન સાંભળીને ભગવાને કહ્યું કે–પ્રથમતો તમો પરમ પ્રેમગર્ભિત અમૃતમય મધુર વિનય વચનથી અમોને અતિ તૃપ્ત કરો છો અમો આપ્તકામ હોવાથી કેવળ ભક્તિથીજ રાજી થઇએ છીએ. તમારે વિષે તેવી ભક્તિ અદૃષ્ટપૂર્વ અમો દેખીએ છીએ. બહુ પુરૂષો પોતાના આત્માને સ્વતંત્ર સમજીને પરમાત્માની દાસ્યભક્તિથી પતિત થાય છે, તમારા જેવો શ્રીમાન્ દાસ્યભક્તિની ઇચ્છાવાળો કોઈ વિરલોજ હોય, કેમકે ધનમદ પુરૂષને ઉન્મત્ત કરેછે અને સતોના સમાગમમાં વિદ્રેષ કરાવે છે. તમારો જે આ અમારે વિષે ભાવવિશેષ છે તે સત્વગુણી મુમુક્ષુ તમારે વિષે બહુ શોભે છે. અમો તમારૂં સર્વાધિક શ્રેય ઈચ્છીએ છીએ. આવા ભગવાનના પ્રસન્ન વચનથી પુત્ર કળત્ર બન્ધુવર્ગે સહિત અભયરાજા પરમાનંદ પામી, તેમના પાદપદ્મની પરિચર્યાપરાપણ થઈ, પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતા પરમ પ્રેમથી સમયસમુચિત સમસ્ત સેવાપ્રકારોવડે ભગવાનનું આરાધન કરતાથકા પોતાને પૂર્ણકામ માનવા લાગ્યા. ભગવાનપણ સપરિવાર અભય રાજાની સર્વોત્તમ સેવાને સ્વીકારતાથકા મુનિમંડળ સાથે કેટલોક સમય ત્યાં રહ્યા. અભયરાજાને **સુરપ્રભા** અને **સોમાદેવી** નામની બે પતિવ્રતા પત્નીયો હતી. તેંપણ સ્વધર્મમાં દૃઢ નિષ્ઠા રાખવાપૂર્વક શ્રીહરિવિષે પરમ ભક્તિનિષ્ઠાવાળી હતી. તે રાજાને **જયા લલિતા પાંચાળી** અને **નાની** એવા નામની ચાર પુત્રીયો હતી તેમાં **જયા લલિતા** વિધિવશાત્ બાલ્યવયમાંજ વિધવાપણાને પામતાં વિષયવાસનાએ વિરહિત થઈ, દેહાત્માભિમાને વિહીન થઈ, નિરંતર ઈશ્વરારાધનમાંજ પરમ પ્રીતિવાળાં થયાં. પ્રથમથી આરંભીને બહુ દિવસથી અનુવર્તતો પ્રેમાનુબંધ પરોક્ષ ભગવાનમાં જેમ હતો તેમ પ્રત્યક્ષપણાને પામેલા શ્રીહરિવિષે બાંધીને તેમની શુદ્ધ આશયથી પોતાને સમુચિત સમસ્ત સેવા કરતાં સમસ્ત બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારની વિનિવૃત્તિ થતાં અનવધિ અનિર્વચનીય પરમાત્માનંદને પામ્યાં. તે રાજાને તનય હતો તે ગુણશીલથી ઉત્તમ અને નામથીપણ ઉત્તમ

હતો. આ પણ પ્રત્યક્ષ ભગવાનની પરા ભક્તિથી સમયોચિત સમસ્ત સેવા દાસવત્ કરતાં તેમના પરમ પ્રસાદના પાત્ર થયા. એ રીતે આખુ કુટુંબ સ્વધર્મપરાયણ હોઈ શ્રીહરિની અનન્યભક્તિપરાયણ હતું. તેમજ તે પુરના તમામ જનો શ્રીહરિની સધર્મ ભક્તિમાં તત્પર હતા. દુર્ગપુરમાં રહીને ભગવાને કરેલા પુષ્પદોલોત્સવને દિવસે થએલી સભામાં સંતોનાં સચ્છાસ્ત્રસંમત લક્ષણો કહેવા પૂર્વક તેમના સમાગમની અત્યાવશ્યકતા કહેવાપૂર્વક સત્સંગની સહેતુક પ્રશંસા કરી અભય રાજાની પ્રાર્થનાથી ભગવાને મુનિમંડળ સાથે દુર્ગપુરમાં રહેવાની પ્રતિજ્ઞા કરતાં સપરિવાર રાજાની ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિનિષ્ઠાની બહુ પ્રશંસા કરી. સપરિવાર રાજાએ રામનવમીએ ભગવાન શ્રીહરિની જન્મતિથિ જાણીને મહોપચારથી મહાપૂજા કર્યા પછી તેઓને બ્રહ્મતેજમાં પોતાના અસાધારણ દિવ્ય શ્રીકૃષ્ણ સ્વરૂપનાં દર્શન આપતાં પ્રહર્ષ પામેલા સપરિવાર રાજાએ પોતાને કૃતાર્થ માનીને શ્રીહરિની સ્તુતિ કરી. ત્યાં કરેલા રાસોત્સવ પછીના પહોરમાં એકલા પાસે બેસી રહેલા મુનિઓને કૃપાથી તેમના મરીચ્યાદિ પૂર્વજન્મનું યથાર્થ વિજ્ઞાન આપી તેમજ પોતાનુંપણ નારાયણઋષિરૂપ પૂર્વ જન્મનું જ્ઞાન આપી પરમાનંદ આપ્યો પ્રબોધનીના ઉત્સવ પછી લોકોના અનુગ્રહ અર્થે નાના નગર ગ્રામ નિવાસી અનેક ભક્તોની પ્રાર્થનાથી ગ્રામાંતરમાં જવાની ઈચ્છા કરતાં, તેમનો ક્ષણપણ વિયોગ નહિ સહન કરી શકતા સપરિવાર અભયરાજાએ પ્રાર્થના કરતાં, તેમનો શુદ્ધ આશય અને પરાભક્તિને જોઇને તેમનો મનોરથ પુરો કરવા ગ્રામાંતરમાં જઈ આવીને દુર્ગપુરમાં અખંડ રહેવાની પ્રતિજ્ઞા કરી. તેપછી ભગવાને ત્યાં રહીને રાધાસહિત શ્રીવાસુદેવની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. તેપછી ભગવાને મુમુક્ષુઓને પોતાનું વિજ્ઞાન આપવા મુનિજનોને નાના દેશોમાં મોકલતાં ઉપયોગી બોધ આપ્યો કે–સાવધાન મનથી અમારૂં વચન સાંભળો. ધર્મથકી ક્યારેયપણ પ્રમાદ પામવો નહિ, કેમકે પ્રમાદ એજ મૃત્યુ છે. પ્રમાદનું પદ પ્રમદા ( સ્ત્રી ) અને રસાસ્વાદ છે; માટે સામા ધોડ્યા આવતા સર્પ થકીજ જેમ એમ તે બેનાથી દૂર ખસી જવું. ધર્મથકી ભ્રષ્ટ થએલાનો ઉદ્ધાર કરવા કોઈપણ સમર્થ થતો નથી. ધર્મભ્રષ્ટ થયા પછી વિજ્ઞાનપણ વિનાશ પામી જાય છે. બીજાએ કરેલો પીડારૂપ અત્યા-

ચાર સહનજ કરવો, એટલુંજ નહિ પણ તેના શ્રેયમાટે પ્રયત્ન કરવો. ક્ષમાએ કરીને પોતાના આત્માની રક્ષા કરવી. જો રક્ષા ન કરે તો પ્રસરતો ક્રોધાગ્નિ અંતે ક્રોધના આશ્રયભૂત આત્માનેજ બાળી દે છે. આ ક્રોધનો પ્રસંગ મોટાઓનેપણ પગલે પગલે સન્નિધિમાંજ રહેલો છે, કેમકે આ સમયમાં રજતમથી કલુષિત દૃષ્ટિવાળા કેવળ આસુરવૃત્તિવાળા પુરૂષો પદેપદે સંતોનુંજ એક અપમાન કરવાની પ્રવૃત્તિવાળા બહુ છે. માટે 'बाल्येन तिष्ठासेत्' આ શ્રુતિનું વિશેષપણે અનુસ્મરણ કરવું. માનરૂપ મળનો લેપ અમૃતમય એવાપણ આત્માને નિશ્ચે કલંકિત કરી દેછે. માનનો પ્રસંગ જે કોઈપણ અતિશયને પામેલાઓનેપણ વિશેષપણે છે, કોઇનો વિજ્ઞાન વૈરાગ્યથી અતિશય વર્તતો હોય તેપણ માનથી કલંકિત થાય છે. આ સર્વ અમારૂં વચન હૃદયમાં ધારીને દેશાંતરમા ભેદદૃષ્ટિ વિના જીવહિતમાટે પ્રયત્ન કરવો. કારણ કે હમણાં કલિના મહિમાને લીધે ધર્મના બાનાથી સર્વત્ર અધર્મની પ્રવૃત્તિ પ્રવૃદ્ધિ પામતી જાય છે, એમ બોધ આપ્યો. તેપછી ભગવાનની આજ્ઞાને સર્વ કોઈ પરમહંસો મસ્તકે ચઢાવીને આજ્ઞાનુજબ જગતના હિતનો બોધ આપવા દેશાંતરમાં ગયા. ભગવાનતો પરિમિત મુનિજનોથી વિંટાઇને ચારે બાજુનાં સમીપવર્તિ ગામોના હરિજનોને દર્શન પૂજન વાર્તાલાપ ઉપદેશાદિકવડે તેતે સમયે અનુગ્રહ કરતા થકા અનન્યભક્ત અભયાદિકને આનંદ આપતા થકા દુર્ગપુરમાંજ નિવાસ કરી રહ્યા. આવા અવસરમાં દશેય દિશામાં ભગવાનનું મહાયશ વ્યાપી ગયું. ભગવાનની આજ્ઞાથી દેશાંતરમાં ધર્મરક્ષણમાં જે પરમહંસો પ્રવર્ત્યા હતા તેઓનાં અસાધારણ અનુપમ તપ શીલ વૃત્ત વિગેરેને જોઈ વિચારીને, દૈવીસંપત્તિના બહુજનો તેમના ચરણકમળનો આશ્રય કરી, ધર્મમાં અભિરૂચિ અભિવૃદ્ધિ પામતાં જ્ઞાનવિજ્ઞાને સંપન્ન થઈ સર્વભૂતઉપર સુહૃદ્પણું રાખવારૂપ ગુણથી સમલંકૃત થઈ ગયા. બીજા જેઓ આસુરીસંપદાએ સંપન્ન ધર્મદ્રેષી હતા તેતો આ પરમહંસોને અપમાન બીભત્સ ભાષણ અત્યાચરણ તાડન તિરસ્કાર આદિક અનેક પ્રકારોથી દ્રોહ કરવા મંડ્યા. તે પરમહંસો ઊર્ધ્વરેતા મહાતેજસ્વી હોવાથી તે અસુરોને ભસ્મીભૂત કરવા સમર્થ હતા પરંતુ ભગવાનની આજ્ઞા સ્મરણ કરતાં પરમહંસવૃત્તિવાળા હોઇને સમગ્ર કલેશને

સહન કરતા થકા તે દ્રોહિઓનું પણ હિતચિંતન પરાયણ થયા. મુનિઓએ સર્વભૂતસૌહાર્દ વ્રતતત્પર થઈ જેમ જેમ ક્ષમાનેજ તેમના પ્રતીકાર (બદલા) પણે માની તેમ તેમ તે આસુર પ્રકૃતિવાળાઓ એમની દુર્બળતા સમઝીને એમનો અધિક અધિક અભિદ્રોહ કરવા મડ્યા તે આ દુઃસહ દુરંત ક્લેશ નહિ સહન થતાં કેટલાક મુનિઓ ભગવાન પાસે આવ્યા ભગવાને તેમના મુખથી આસુરોનો અત્યાચાર અને પોતાના પરમહંસોની ક્ષમા સાંભળીને હાસ કરીને એમ કહ્યું કે-તમોને અપાર પીડા પમાડી તથાપિ ક્ષમાનો ત્યાગ કર્યો નહિ એજ અમને પ્રિય છે, કેમકે ક્ષમા એજ પરમ તપ છે અને શત્રુના સમૂળ વિનાશમાં પરમ શસ્ત્રરૂપ છે, સર્વ કોઈ પોતાના પરિપક્વ થએલા પ્રબળ પાપથી પ્રણાશ પામેછે, તેમાં કોઈ પુરૂષતો નિમિત્તમાત્ર છે. તો આ અસુરોએ પોતેજ પોતાના પ્રણાશનાં સાધનો સંપૂર્ણપણે સંપાદન કર્યાં છે. કોઈ કાળ કે પુરૂષ અલ્પ કાળમાં તેમના વિનાશ માટે નિમિત્તમાત્ર સમીપમાંજ તૈયાર છે. હવે આપણે એમાં યત્ન કરવાનો નથી. પરંતુ તમારેતો તે જીવોના પરલોકમાં કલ્યાણમાટેજ ઇચ્છા કરવી. ભગવાનનું આવું પ્રશાંત પવિત્ર વચન સાંભળીને સર્વે પરમહંસો શાંત ચિત્તવાળા અને સત્ત્વગુણની સમૃદ્ધિએ સંપન્ન થયા. તેપછી પરમહંસો અસુર ગુરૂ રાજાઓના ઉપદ્રવને લીધે થોડા દિવસો અહંમમતાએ રહિત થઈ આશ્રમનાં પ્રસિદ્ધ ચિહ્નો ત્યાગ કરી રંક જનોની પેઠે અલક્ષ્યપણે વિચર્યા.

આવા અવસરમાં યુરોપદેશથકી આવેલા નીતિમાન્ સમર્થ રાજાના ભગવત્સંકલ્પમૂળક બળથી અસુર ગુરૂ રાજાઓ ક્ષીણ બળ થતાં, ધર્મરક્ષણ માટે અવતરેલા ભગવાનના ધર્મરક્ષણ સંકલ્પના સમુન્મેષનો સમુચિત સમય સમીપમાં આવેલો માનીને, રાજાથકી રક્ષણ મળતાં સર્વત્ર સંચરણ સુગમ માનવા લાગ્યા. આ અવસરમાં ભગવત્સંકલ્પબળથી સર્વ રાજાઓને જીતી વશ કરી દિગ્વિજય કરતાં કરતાં રાજકોટ નગરમાં આવેલા રાજા (ગવર્નર) એ પોતાના ઉત્કર્ષમાં ભગવદ્ભક્તોની રક્ષાને હેતુપણે સમઝીને ભગવાનનાં દર્શનની ઉત્કંઠાથી દુર્ગપુર દૂત મોકલ્યો. આવેલા દૂતે પ્રણામ કરી પ્રાર્થના કરી કે– હે સ્વામિન્! મારા પ્રભુ આપનાં દર્શનની ઉત્કટ ઇચ્છા રાખે છે. જો આપને કોઈ કાર્યગૌરવથી અંતરાય ન હોય તો આપ

ત્યાં પધારો અથવા આપની આજ્ઞા હોય તો તે રાજા અત્ર આવે, એમાં આપ સ્વતંત્ર છો. આવું દૂતનું વચન સાંભળી પ્રસન્ન થએલા ભગવાને કહ્યું કે- રાજાનું સ્વસ્તિ થાઓ. અમોજ પ્રભુની પાસે આવીશું, કારણ કે જેમણે અમારા સાધુની ધર્મરક્ષણ માટેની પ્રવૃત્તિ દુર્જનરૂપ કાંટા કાઢી નાંખીને સુગમ કરી આપી છે તેમનું શ્રેય અમારે તેમની પ્રાર્થના વિનાપણ કરવુંજ જોઇએ તો કેવળ દર્શનનીજ આકાંક્ષાવાળાનું શ્રેય કરીએ એમાં નવાઈ શી છે? તો તેવા પ્રભુના નિવાસસ્થાનમાં અમારે આવવું ઉચિતજ છે. આવો સંદેશો લઈ હર્ષથી ગએલા દૂતે પોતાના રાજાને ભગવાનનું કૃપાવચન નિવેદન કરતાં પરમ પ્રસન્ન થઈ સત્કારોપયોગી સમસ્ત સામગ્રી તૈયાર કરાવી વાટ જોઇ રહ્યા. ભગવાન્ રાજાનો મનોરથ પરિપૂર્ણ કરવા બીજેજ દિવસે પરિમિત મુનિ વિગેરે પરિજનોને સાથે લઈ મેનામાં બેસી રાજકોટપુર પધાર્યા. અનુચરના મુખથી ભગવાન્ આવ્યાની વાર્તા સાંભળતાં રાજા તત્કાળ તંબૂમાંથી બહાર નીકળી રાજમંડળથી વિંટાઇને પ્રહર્ષથી ચાલીને સન્મુખ આવી ભેટ સામગ્રી સમર્પણ કરી, પ્રણામ કરી ભગવાનના કરકમળને પોતાના કરથી પકડીને પોતાના તંબૂમાં લઈ જઈ ઉત્તમ અમૂલ્ય આસનમાં બેસારી પરસ્પર સુખપ્રશ્ન કરી ઉચિત વાર્તાલાપ કરી રહ્યા પછી, દર્શન તથા આલાપથી બહુ પ્રસન્ન થઈ નિઃશ્રેયસનો સર્વોત્તમ ઉપાય પુછતાં ભગવાને સલક્ષણ સાંગ ભક્તિના સારાંશનો બોધ આપ્યો. તેપછી રાજી થએલા રાજાએ ભગવાનનો દૃઢપણે સમાશ્રય સ્વીકારી બહુ ઉત્સાહથી સપરિવાર તેમનો સર્વોત્તમ આતિથ્ય પૂજનાદિ સત્કાર કર્યો. સત્કાર સ્વીકારવાથી પ્રસન્ન થએલા રાજાએ યથાપૂર્વ વળાવ્યા થકા ભગવાન્ પાછા દુર્ગપુરમાં પધાર્યા. સભામાં રાજકોટપુરનું વૃત્તાંત કહેતાં પરમહંસો બહુ પ્રસન્ન થયા અને નિર્ભય થઈ યથાપૂર્વ સંપ્રદાયને અનુસારે વેષ ધારણ કરી જગતમાં સુખેથી સંચરવા લાગ્યા.

એરીતે હરિજનહિતેચ્છુ શ્રીહરિ દુર્ગપુરમાં રહી ધર્મપ્રતિપક્ષની પ્રશાંતિ કરી અભયાદિ ભક્તજનોને અહર્નિશ અનવધિ આનંદ આપતાથકા સુખેથી રહેતાં એક દિવસ ચએલી સંત હરિજનોની મહાસભામાં સ્વયં વિરાજતાં, સૌવીરદેશના સુરસિંહ રાજાએ દુર્જનોની નિંદાથી સંશયિત થતાં, શ્રીહરિના

જન્મ કુળ વૃત્ત સંપ્રદાયાદિકની યથાર્થતા જાણવાની ઇચ્છાથી મોકલેલા શીયાણી ગામના નિજાશ્રિત શિવરામ વિપ્ર સભામાં આવી પ્રણામ કરી બેસતાં, શ્રીહરિએ આવવાનું પ્રયોજન પુછતાં પોતાની જીજ્ઞાસા જણાવતાં તેમની જીજ્ઞાસાને વિશુદ્ધ જાણીને, પ્રાદુર્ભાવને પ્રારંભીને રામાનંદસ્વામિના સમાગમ સુધીનું પોતાનું સમસ્ત શુદ્ધ ચમત્કારી ચરિત્ર તથા ગુરૂ રામાનંદસ્વામિનું ચરિત્ર તથા ઉદ્ધવસંપ્રદાયને લગતો સમસ્ત સારાંશ સ્પષ્ટપણે કહી સંભળાવ્યો તેપછી શિવરામવિપ્રે શ્રીહરિએ કહેલો સત્ય સારાંશ યજમાન રાજાને કહી સાંભળાવતાં તે રાજા નિઃસંશયિત થઈ પ્રહર્ષ પામી શ્રીહરિનો સમાશ્રય સ્વીકારી પરમાનંદને પામ્યો. આ સુગુણસાગર સુરસિંહ રાજાની પ્રાર્થનાથી ભગવાન્ મુનિવાર્ણિપાર્ષદમંડળે સહિત અનુપમ અશ્વઉપર બેસીને તેના મત્સ્યાવ પુરમાં પધાર્યા. તે રાજાએ પોતાના સુંદર મંદિરમાંજ નિવાસ કરાવીને સમયોચિત સમસ્ત સેવાપ્રકારથી સેવ્યાથકા ત્યાં વૈદિક ધર્મમર્યાદાનું સ્થાપન તથા જનોમાં પોતાના પ્રતાપનું પ્રખ્યાપન અને ગુપ્તપણે રહેલા અધર્મનો નાશ કરતાથકા એક માસ રહ્યા. તેમાં આવેલો પુષ્પદોલનો ઉત્સવ દેશદેશમાંથી ભક્તોને બોલાવીને કર્યો. તથા રાજાના ભવનમાં દામોદર ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. એક દિવસે થએલી સભામાં બ્રહ્મણ્યદેવ ભગવાને બ્રાહ્મણોનું બહુ માહાત્મ્ય કહેવાપૂર્વક તેમની સેવા પૂજા કરવાનું કહીને, રાજાને તેની વિશેષપણે આવશ્યકતા કહેતાં રાજાના પુછવાથી બ્રાહ્મણોના આરાધનપરાયણ મરૂત્ત આદિક બહુ રાજાઓનું ચરિત્ર વર્ણન કર્યું. એરીતે એ ગામમાં ભક્તોને દર્શન પૂજન આલાપ ઉપદેશાદિકવડે આનંદ આપીને ત્યાંથી તીર્થયાત્રાની ઇચ્છાથી સિદ્ધપુર પધાર્યા. જેમાં માતાને સાંખ્યનો ઉપદેશ આપનારા ભગવાન કપિલ મહર્ષિનો આશ્રમ છે, જેમાં દેવર્ષિ મહર્ષિએ સદા સેવેલી સરસ્વતી નદી છે, જેમાં પવિત્ર બિંદુસરોવર છે, તેમાં ભગવાને યથાવિધિ સ્નાન કરી વિપ્રોને વિત્ત વસ્ત્રાદિ વિવિધ દાન આપી વિવિધ રસથી જમાડીને, બીજાઓનેપણ દક્ષિણા આપી જમાડીને તૃપ્ત કર્યા. ચૈત્રી પૂર્ણિમાની રાત્રિએ નદીના તટમાં સુખેથી વિરાજેલા ભગવાનની સમીપે તે ઉત્સવઉપર આવેલા ભક્ત અભક્ત સમસ્ત નરનારીઓ આવીને જીજ્ઞાસાથી બેસતાં, ભગવાને

તીર્થમાં ગુપ્તપણે રહેલા અધર્મના વિનાશ માટે તીર્થનું માહાત્મ્ય કહેવા પૂર્વક તીર્થમાં વિશેષપણે પાળવાના નિયમોનો ઉપદેશ કર્યો. એરીતે સિદ્ધપુરમાં તીર્થવિધિ પરિપૂર્ણ થતાં ત્યાંથી નીકળી માર્ગમા મનુષ્યોને આનદ આપતા થકા વડનગર વિશનગર પધાર્યા. ત્યાં ભાવિક ભકતોએ સેવા પૂજા કર્યા થકા તેમને દર્શન ઉપદેશાદિકથી આનદ આપવાપૂર્વક ત્યાં રહીને, અઢી માસસુધી હજારો હજાર બ્રાહ્મણોને ચાર પ્રકારનાં અતિસ્વાદુ અન્ન જમાડ્યાં. આષાઢ શુક્લદશમીએ થએલી સભામાં વિરાજીને સ્વયં ભગવાને ભકતોને ચાતુર્માસ્યવ્રતની અવશ્ય કર્તવ્યતા કહેવાપૂર્વક તેમાં કરવાનાં વ્રતોના પ્રકારનો સામાન્યપણે ઉપદેશ આપ્યો તથા ઉદ્ધવસંપ્રદાયનિષ્ઠોને પ્રધાનપણે અધિકારિવિશેષને અનુસારે કરવા યોગ્ય ચાતુર્માસ્યવ્રતના પ્રકારવિશેષોનો ઉપદેશ આપ્યો. તથા ચાતુર્માસ્યવ્રત કરવા અશક્તને માટે કાર્તિક માસમાં ચાંદ્રાયણાદિકમાંથી હરકોઈ વ્રતની અવશ્ય કર્તવ્યતા કહેવા પૂર્વક તે ચાન્દ્રાયણાદિ વ્રતોનું સ્વરૂપ, વ્રતના અંગભૂત બ્રહ્મચર્યાદિ નિયમવિશેષો અને કાર્તિક માસમાં સ્નાનવિધિ વિગેરેનો ઉપદેશ કર્યો. એરીતે બન્ને ગામોમાં ભકતોને દર્શનાદિકથી અલૌકિક સુખ આપીને, ત્યાંથી નીકળીને માર્ગમાં ભકતોના ગામોમાં થોડું થોડું રહીને તેમને પોતાનું ઐશ્વર્ય બતાવીને તે ઐશ્વર્યના દર્શનથી થએલી ભક્તિના ભારથી ભરપુર ભકતોએ સેવા પૂજા કર્યા થકા અનુક્રમે શ્રીનગર (અમદાવાદ) પધાર્યા

ભગવાન પધાર્યાની વાર્તા સાંભળતાં પ્રહર્ષ પામેલા શ્રીનગરના સમસ્ત ભાવિક ભકતો તત્કાળ ભેગા થઈ ભેટ સામગ્રીઓ લઈ નગરથી બહાર અર્ધ ક્રોશ દૂર પ્રદેશ સન્મુખ જઈ ભગવાનને પરમ પ્રેમથી પ્રણામ કરી વાજતે ગાજતે ધામધુમીથી પુરમાં પધરાવી નવાવાસમાં ઉતારો કરાવ્યો. દર્શનાદિકથી અત્યાનદને પામેલા ભકતોએ સપરિવાર શ્રીહરિનું પ્રતિદિન આતિથ્ય કરતાથકા પોતપોતાને ઘેર પધરાવી મહોપચારથી મહાપૂજા કરી. ત્યાં રહીને ભગવાને ભક્તિમાર્ગની પુષ્ટિમાટે સં. ૧૮૬૬ માં જન્માષ્ટમીનો મહોત્સવ કર્યો. એકાદશી દિવસે થએલી મહાસભામાં ભગવાને કૃપાદૃષ્ટિથી કેટલાક ભક્ત અભક્ત સ્ત્રીપુરૂષોને એકદમ કરાવેલી મહાસમાધિ જોઇને કેટલાક લોકોએ વિસ્મય પામી સમાધિને સાચી માની શ્રીહરિનો પ્રતાપ

જાણ્યો. જે કેટલાક વિદ્વાન્ વિપ્રો હતા તેતો 'આ સ્વામિનારાયણનું ઐન્દ્રજાલિક તુત છે' એમ માનીને તેની પ્રથમ નિંદા કરતાં પાછળથી સમાધિની પૂર્ણ પરીક્ષા કરતાં તેને સાચી માની, સમાધિમાંથી બહાર આવેલાને સમાધિમાં તેઓએ જોએલું ઐશ્વર્ય પુછતાં તેમની આશ્ચર્યકારી યથાર્થ વાણી સાંભળતાં સમાધિની સત્યતાનો નિશ્ચય કરી 'આ પરાત્પર સર્વેશ્વરજ છે' એવો શ્રીહરિનો દૃઢ નિશ્ચય કરી તેમનેવિષે તુરત ભક્તિનો ઉદય થતાં પ્રણામ કરી સમાશ્રય કરી, પ્રથમ અજ્ઞાતથી થએલા સર્વ મહાપરાધોને સંભારીને પશ્ચાતાપ કરી ભગવાનની ક્ષમા માગતાં તેમણે અનુગ્રહ કરતાં, પ્રત્યક્ષ પ્રભુની પ્રાપ્તિથી પોતાને ભવદાવાનળથી મુક્ત થયા માની કૃતકૃત્ય થઈ શ્રીહરિની પરમેશ્વરપણે સ્તુતિ પ્રાર્થના કરી પરમ સંતોષે સંપન્ન થઈ ગયા. પ્રત્યક્ષ ભગવાનના દૃઢાશ્રયથી કૃતાર્થ માની વૈદિક કર્મકલેશનો ત્યાગ કરવા ઇચ્છતા તે વિપ્રોને શ્રીહરિએ જ્યાંસુધી શરીરનું ભાન હોય ત્યાંસુધી જ્ઞાનિઓનેપણ વર્ણાશ્રમધર્મનો નહિ ત્યાગ કરવાનો સહેતુક ઉપદેશ કર્યો. શ્રીનગરમાં આવો ભગવાનનો પ્રતાપ પ્રત્યક્ષ પેખીને ઘણા લોકોએ સમાશ્રય કર્યો. એરીતે ત્યાં દર્શન ઉપદેશાદિકથી અનવધિ આનંદ આપતા થકા પ્રબોધની ઉત્સવસુધી રહીને ત્યાંના ભક્તોએ યથાપૂર્વ વળાવ્યા થકા ત્યાંથી નીકળી ભગવાને વિવિધ વૃક્ષવૃંદ અને સરોવર વિગેરેથી મનોહર એવા જેતલપુરમાં પધારી વડવૃક્ષોથી વિરાજમાન સરોવરને કાંઠે ઉતારો કર્યો. ત્યાંના ભક્તોએ યથોચિત સેવા કર્યાંથકા ત્યાં રહીને બહુ સામગ્રી ભેગી કરાવી પૂર્ણ દક્ષિણાવાળો વિષ્ણુયાગ તથા રૂદ્રયાગ કરાવ્યો. એક દિવસે પુષ્પમય વાટિકામાં વડવૃક્ષમાં બાંધેલા હિંડોળામાં ભગવાનને વિરાજમાન કરી પૂજા કરી ચારે બાજુ સર્વ ભક્તો વિંટાઇને બેઠા. આવા અવસરમાં ત્યાં શક્તિના ઉપાસક દુરાચારી વામમાર્ગીઓ આવીને પોતે માનેલા કૌલમતનો અનુવાદ કરતાં ભગવાને તેનું સચ્છાસ્ત્રોનાં પ્રમાણોનો ઉપન્યાસપૂર્વક બહુધા ખંડન કર્યું. તેને નહિ સહન કરીને તે સર્વેનો અગ્રેસર પાપમૂર્તિ કીચક નામના વિપ્રે 'વેદનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં છે' એમ બહુ વિવાદ કરતાં ભગવાને 'વેદનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં નથી' એમ સપ્રમાણ સયુક્તિ નિરૂપણ કરવાપૂર્વક

હિંસામાં મહાદોષો દર્શાવ્યા અને હિંસાગર્ભિત યાગની પાપી પ્રવૃત્તિનું મૂળ નિરૂપણ કરતાં વિશ્વજીત નામના ઈન્દ્રનું આખ્યાન કહી સંભળાવ્યું. એરીતે સચ્છાસ્ત્રનિષિદ્ધ એવાપણ મદિરા માંસાદિ સેવનને ધર્મકોટીમાં માનીને અજ્ઞાની લોકોને નરકયોનિમાં નાંખતા, સર્વત્ર ભમતા, ધર્મનેજ ધ્વંસ કરનારા જે વામીઓ હતા તેમની પાપી પ્રવૃત્તિને વંટોળીયો જેમ આકડાના તુળને અનાયાસથી ઉરાડી મુકે એમ પોતાના ઉપદેશ પ્રતાપથી તત્કાળ ટાળી નાંખીને વૈદિક ધર્મની પ્રતિષ્ઠા કરી.

એ રીતે ત્યાંના ભકતોને અનેક રીતે આનંદ આપી ત્યાં આવેલા ડભાણનાં ભકતોની પ્રાર્થનાથી ત્યાં પધાર્યા. ત્યાં રહીને ભગવાને ત્યાંના ભાવિક ભકતો અને બીજા બહુ દેશદેશમાંથી આવેલા ભકતોને દર્શન પૂજન ઉપદેશાદિકવડે પ્રતિદિન આનંદ આપતાથકા, બહુ ઉપયોગી સામગ્રી તૈયાર કરાવી એક મોટો વિષ્ણુયાગ આરંભ્યો. આ યાગમાં બહુવિધ ભક્ષ્ય ભોજ્યાદિ ઉત્તમ ભોજનોવડે તૃપ્ત કરેલા અને ઈચ્છાથકીપણ અધિક આપેલી દક્ષિણાથી સંતોષ પામેલા અસંખ્યાત બ્રાહ્મણોનો જયઘોષધ્વનિ સર્વ દિશામાં પ્રસર્યો હતો. કોઇપણ યાચક નિરાશ થઇને પાછો ગયો ન હતો. એ રીતે મહાયજ્ઞ સંપૂર્ણ નિર્વિઘ્ન પ્રવર્તતાં કેટલાક આસુરીવૃત્તિવાળા વિપ્રો ભગવાનનું ઐશ્વર્ય નહિ જાણતા હોવાથી તેમાં વિઘ્ન કરવાનો વિનિશ્ચય કરી યાગોપયોગી ઘૃતાદિ સામગ્રીને અસ્થાનમાં વિનિયોગ કરી વ્યય કરતાં અલ્પ વારમાં ધાન્યશાળા, ઘૃતાદિરસશાળા અને પાકશાળા ખાલીખટ કરી દીધી. આ વાત સાંભળતાં ભગવાને તે બ્રાહ્મણોનું હૃદયકૌટિલ્ય જાણ્યું છે તથાપિ તેમના નિગ્રહમાં નહિ પ્રવર્તતાં, તેમના અજ્ઞાનને હરીનેજ તેમની ઉપર અનુગ્રહ કરવા સંકલ્પ કર્યો કે તત્કાળજ જે જે શાળાઓ ખાલી હતી તે સંપૂર્ણ ભરાઈ ગઈ અને ઘૃતાદિ સામગ્રીથી ભરેલાં ઘણાં ગાડાં પણ દેખાયાં. તે પછી તે બધા બ્રાહ્મણો ભગવાનનું અદ્‌ભુત ઐશ્વર્ય દેખીને અત્યંત ત્રાસ પામી ભગવાનને શરણે જતાં વિજ્ઞાનને પામ્યા. એ રીતે અભૂતપૂર્વ, રાજાદિ સમસ્ત જનોને મહાવિસ્મય કરનારો મહાયજ્ઞ સંવત્ ૧૮૬૬ ના પોષ શુકલ પૂર્ણિમાએ પરિપૂર્ણ કર્યો. એક દિવસે થએલી સભામાં સર્વ કોઈ યથોચિત બેસી ગયા પછી નાગડકાના સુરાભક્તે રાજાઓનું શ્રેષ્ઠ

કર્તવ્ય પુછતાં ભગવાને બ્રાહ્મણોનું બહુ માહાત્મ્ય કહેવાપૂર્વક તેમની સેવા પૂજા માનના કરવાની કહી. એ રીતે ત્યાંના તથા ગુર્જરાતપ્રાંતના ભકતોને આનંદ આપતા થકા તેમણે પૂજ્યા થકા ત્યાં એક માસ રહીને ત્યાંથી ચરોત્તર કાનમ દેશનાં ગામોમાં રહેતા રહેતા ત્યાંના ભકતોને દર્શન સેવા સમાગમાદિક આપતા આપતા ત્યાં ત્યાં ઉપદેશ તથા વિષ્ણુયાગ ભાગવતપુરશ્ચર્યાદિકના આચરણથી સદ્ધર્મની પ્રતિષ્ઠા કરતાથકા મહી નર્મદા નદી ઉતરી સંવત્ ૧૮૬૬ ના વૈશાખ શુકલ દ્વિતીયાએ ભકતોની બહુ દિવસની પ્રાર્થનાથી સુરત પધાર્યા. ભગવાનને પુરમાં પધારતા સાંભળી અરદેસર ભાલચંદ્ર આદિક ભકતો હર્ષપ્રકર્ષથી ભેગા થઈ વિવિધ વિચિત્ર વાહનો લઇ ગીત વાજીત્રો સાથે સન્મુખ જઈ, શ્રીહરિને દર્શન પ્રણામ કરી તેમણે સત્કાર કર્યા થકા વાજતે ગાજતે ધામધુમીથી પુરમાં પધરાવી લાલકૃષ્ણની વિશાળ વાડીમાં રમણીય વિશાળ હવેલીમાં ઉતારો કરાવી સપરિવાર શ્રીહરિનું આદરથી આતિથ્ય કરી, પોતપોતાને ઘેર ઉત્સાહથી પધરાવી મહોપચારોથી મહાપૂજા કરી પરમાનંદ પામ્યા. એક દિવસે થએલી સભામાં પોતાના અનન્ય ભકતોને ભક્તિના ભેદો વર્ણવવાપૂર્વક ભક્તભક્તિનું સ્વરૂપ વર્ણવતાં સકામ ભક્તિની અપેક્ષાએ નિષ્કામ ભક્તિની અત્યુત્તમતા વર્ણવવાપૂર્વક નિષ્કામભક્તિ અને તેવા ભકતોનો વિસ્તારથી અદ્ભુત મહિમા વર્ણવીને પોતાવિષે ભક્તિનિષ્ઠાની દૃઢતા કરાવી. એ રીતે એકાંતિક ધર્મમય પ્રશ્નોત્તરથી ભાવિક ભકતોને આત્યંતિક આનંદ આપતા થકા તે નગરમાં સાત દિવસ રહ્યા.

આવા અવસરમાં સુરતથી બહુ દૂર નહિ વર્તતા એવા ધર્મપુરમાં સર્વ પ્રજાને પુત્રનીપેઠે પાલન કરતી, રાજનીતિથી રાજ્યભારને ચલાવતી, ગુણેકરીને દેવહૂતિને સમાન, સાધુથકી શ્રીહરિના દિવ્ય ગુણચરિત્ર સાંભળીને તેમને વિષે પરમ ભક્તિને પામેલી, રાજ્ય કરતાં થકાં પણ સર્વમાંથી મન ઉખાડીને ભગવદ્ધ્યાનપરાયણ એવી કુશળા નામની કોઈ વિધવા રાણી હતી. આ રાણી ભગવાનના ચરણકમળનાં દર્શન તથા સેવામાં સમુત્કંઠાથી પ્રાર્થનાનો સંદેશો લઈ જનાર કોઈ બુદ્ધિમાન્ અંતરંગ દૂત ભગવાનસમીપે સુરત મોકલતાં, દૂતમુખથી રાણીની

પોતાવિષે પરા ભક્તિ અને મહામુમુક્ષા જાણીને તેનો મનોરથ પૂરવા આદરથી સપરિવાર ધર્મપુર પ્રત્યે પધાર્યા. ભગવાન પધારશે એવા સમાચાર સાંભળી, રાણી બહુ હર્ષ પામી પુરને વાળી ચંદનજળ છાંટી તોરણાદિકથી સમલંકૃત કરી, ભૃત્યવર્ગને ભગવાન સન્મુખ જવાના મંગળ માટે તેતે છત્ર ચામરાદિ સેવામાં સમુચિત વેષ ધારી તુરત તૈયાર થવાની આજ્ઞા આપી. અમાત્યાદિ પ્રધાનપુરૂષો તથા પુરપુરૂષોને સાથે લઇ પુત્રને પણ આગળ કરી વિવિધ વિચિત્ર વાહનો તથા ગીત વાજીંત્રો સાથે લઈ, પોતે મેનામાં બેસી નગરની સમીપે જઇ મુનિમંડળ સાથે પધારેલા ઇષ્ટદેવ ભગવાનને દૂરથી દેખીને, મેનામાંથી એકદમ ઉતરી હર્ષવેગથી પગે કરી કેટલાંક પગલાં સન્મુખ ચાલીને ભગવાનના ચરણારવિંદમાં પ્રણામ કરી, ભક્તિરસથી ભીની ચિત્તવૃત્તિ, વિનયમધુર મૃદુળ વાણી અને ઉચિત તપને લીધે પ્રશાંત એવી આકૃતિથી અનન્યદુર્લભ ભગવાનની પરમ પ્રસાદપાત્રતા પામીને, પ્રથમથીજ અંબાડી આદિકથી અલંકૃત કરેલા ગજેન્દ્રઉપર ભગવાનને વિરાજમાન કરી, પોતે પાછળ રહીને માંગલિક ગીત ગવરાવાની સાથે વિવિધ વાજીંત્ર બજાવરાવતાં થકાં મહા રાજમાર્ગથી રાજમહેલને પામી તેમાં ભગવાનનો ઉતારો કરાવી, ભગવાન્ દિવ્યસિંહાસનમાં વિરાજમાન થતાં અને મુનિમંડળ આદિક બેસી જતાં પરિજનોને રોકી રાખીને, મન્ત્રિમંડળની સાથે શ્રીહરિના ચરણકમળ સમીપે જઇને વિવિધ રાજોપચારથી મહાપૂજા કરી, સપરિવાર તેમનું યથોચિત ઉત્તમ આતિથ્ય કરી પોતાનું રાજ્યાદિ સર્વસ્વ સમર્પણ કરી પોતાના આત્માને પૂર્ણમનોરથ માનીને, તે દિવસને સમારંભીને શ્રીહરિના ચરણસરોજના સેવારસને મુક્તિરસથી નહિ ન્યૂન માનીને પરમાનંદ પામ્યાં. ભગવાને તે ભક્તરાજ રાણીની જીજ્ઞાસા થતાં યથાસમય સામાન્ય વિશેષ ધર્મોનો ઉપદેશ આપ્યો. એ રીતે ધર્મમય પ્રશ્નોત્તરથી તથા દર્શન સંલાપાદિકથી સર્વને સમધિક આનંદ આપતા થકા સુખેથી રહ્યા. પોતાને પાંચ દિવસ રહીને જવાની ઇચ્છા હતી પરંતુ રાણીની અતિ પ્રાર્થનાથી એક માસ રહ્યા. એ રીતે ભક્તવશ્ય ભગવાન્ કુશળા રાણીને પૂર્ણ સંતોષ પમાડી, અભયરાજાને આપેલું વરદાન સ્મરણમાં લાવી મુનિઓને બોધ આપવા

જે જે શ્રીકૃષ્ણોત્સવો કરાવ્યા હતા તે સર્વને નહિ ન્યૂનપણે કરવા પ્રવર્તતાં, ભક્તરાજ જયા લલિતા બેનો પાસે જઈ તેમને ઉત્સવોમાં પાકાદિ કાર્યનો સમસ્ત ભાર સ્વીકારવાનું કહેતાં તેમણે ઉત્સાહથી અનુમોદન આપતાં, ભગવાન પાસે ઉત્સવો કરવાની આજ્ઞા લેવા આવતાં ભગવાને શુક્લ પક્ષમાં આવતા ઉત્સવોમાં જયાનું અને કૃષ્ણપક્ષના ઉત્સવોમાં લલિતાનું મુખ્યપણું વિભાગ કરી વ્યવસ્થા કરી આપતાં, જયાના ભાગમાં આવેલો વિજયાદશમીનો મહોત્સવ કર્યો. તે પછી એક દિવસે ઉત્તમ રાજા અન્નકૂટોત્સવની અનુજ્ઞા લેવા ભગવાન પાસે જઈ પ્રણામ કરી પુછવાની વાટ જોઈ રહેતાં ભગવાને પુછ્યું એટલે બોલ્યા કે–હે ભગવન્! અમોએ આત્મા આત્મીય સર્વસ્વ આપના ચરણકમળમાં અર્પણ કર્યું છે એટલે હવે અમારે બીજું શું ઇચ્છવાનું હોય? નજ હોય. તથાપિ આપના ચરણારવિંદની સેવાલક્ષ્મીજ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામે એમ ઇચ્છીએ છીએ. જેમ તે તે મહોત્સવોમાં તાતપાદના સમયમાં સેવારસનો અવસર આપી અનુગ્રહ કરતા હતા તેમ હમણાં પણ દાસજનની ઉપર પરમ પ્રીતિથી તે સેવારસનો અવસર આપો અન્નકૂટોત્સવનો સમય હવે નજીકમાંજ આવેછે તો એ સમય વૈભવને અનુસારે મહોત્સવ કરીને સર્વ જનોને આનંદદાયક કરવાનો છે, તે ઉત્સવપ્રસંગથી અમો આપના ચરણની સમુચિત સેવાના અવસરને પામીને કૃતાર્થ થઇ જઇએ. આ ભવન ખજીના ક્ષેત્રાદિક જે કાંઈ છે તે સર્વસ્વ આપનુંજ છે, તેનો ઉચિત ઉપભોગ કરવામાં કે વ્યય કરવામાં અમો આપનેજ આધીન છીએ, તો આ અન્નકૂટોત્સવ વિસ્તારથી કરવા આપની આજ્ઞા પામવા અમો અત્યંત તરપા છીએ. એ રીતે પ્રાર્થના કરતા ઉત્તમ રાજાનો અસાધારણ પ્રેમરસ લક્ષમાં લઈ તેમની ઉપર અતિ પ્રસન્ન થઈ 'તથાસ્તુ' એમ ભગવાને કહ્યું. ઉત્તમ રાજાએ પરિપૂર્ણ મનોરથ થતાં તત્કાળ જયા લલિતા બેનો પાસે જઇ વાત નિવેદન કરી. ભગવાનની સેવા એજ એક જીવિત જેમને છે એવાં તે બન્ને બેનો મનમાં હર્ષથી પ્રફુલિત થઈ બોલ્યાં કે–તમોએ સંકલ્પ કર્યો તે અત્યંત યુક્ત છે, કેમકે અત્યારે પિતાજી વર્તમાન નથી તથાપિ તમારા આ ઉત્તમોત્તમ વૃત્તથી વર્તમાનજ છે એમ ભગવાન તથા બીજા

દેશદેશમાં મોકલી, પોતે રાણીએ યથાપૂર્વ ધામધુમીથી વળાવ્યા થકા ત્યાંથી નીકળીને તાપી રેવા સાભ્રમતી નદી ઉતરી ભાલદેશને વટીને દુર્ગપુરને પામ્યા. અભયાદિક અનન્યભક્તો સામા આવેલા પ્રાણુનેજ જેમ એમ પધારેલા ભગવાનને પ્રહર્ષથી પામીને અપાર આનંદપૂરમાં નિમગ્ન થઈ તેમના ચરણકમળને પ્રણામ કરી બહુ દિવસના વિયોગતાપે રદિત થઇ ગયા. ભગવાન પણ પોતાના એકાંતિક આત્યંતિક ભક્તોના સંશ્લેષથી પૂર્ણકામ થયા. ભગવાન સ્ત્રી પુત્ર પુત્રી વિગેરે પરિવારે સહિત અભય રાજા વિગેરે ભક્તોત્તમોએ સમયોચિત યથોચિત સેવા કર્યા થકા પરમહંસ મંડળથી વિંટાઇને મુમુક્ષુ મનુષ્યોને પોતાના વચનામૃતથી સમુજ્જીવન કરતા થકા તે પુરમાં પોતાના દિવ્ય અક્ષર ભવનમાં સુખેથી રહ્યા.

એ રીતે દુર્ગપુરના અને દેશાંતરના પોતાના ભક્ત નરનારીઓને આનંદ આપતાં શ્રીહરિને આઠ વર્ષ વીતિ ગયા પછી, જેના સમસ્ત મનોરથો સંપૂર્ણ થયા છે એવા અભયરાજા વૃદ્ધ થતાં ભગવાનના પ્રસાદથી ભયાસ્પદ પ્રાકૃત પદને ઉલ્લંઘીને અપ્રાકૃત અભય પરમ અક્ષરપદને પામ્યા. તેમના ગુણથી ઉત્તમ ઉત્તમ નામના પુત્ર પિતાની આજ્ઞાને અનુવર્તીને પરમપ્રેમથી સમસ્ત રાજ્યભાર ભગવાનને આધીન કરીને દાસનીપેઠે પરિચર્યા આચરતાં ભગવાનના વિશેષપણે પ્રસાદપાત્ર થયા. તેમની જયા લલિતા ભગિનીઓ ભ્રાતાનો ભગવત્સેવામાં પિતા થકી પણ અધિક આદરભાવ ભાળીને બમણા આનંદપૂરમાં આવી જઈ પોતે તેતે સમયમાં સમુચિત એવી જળ ભરી લાવવું મંદિરમાં વાળવું લીંપવું આદિક પરિચર્યાથી આત્માને કૃતાર્થ કરવા લાગી સકુટુંબ ઉત્તમ રાજાની ઉત્તમ શ્રદ્ધા ભક્તિ અને ધર્મનિષ્ઠા જોઇને બહુ પ્રસન્ન થઈ ભગવાને તેમને પ્રતિદિન પૂજવા વાસ્તે કૃષ્ણની મૂર્તિ અને પોતાની વર્ણિવેષની મૂર્તિ આપી. તેમાં સર્વની અપેક્ષાએ લલિતાના દંભવર્જીત ભક્તિપ્રકર્ષથી પ્રસન્ન થઈ તેમની પ્રાર્થનાને અનુસારે મૂર્તિમાં પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામી તેણીએ કરેલી પૂજા સાક્ષાત્ સ્વીકારવાનો અનુગ્રહ કર્યો. બીજીઓ પણ થોડા દિવસમાં નિર્વાસનિક થતાં લલિતાના જેવોજ અનુગ્રહ પામ્યા. તેમની ભક્તિને વશ થઈ તેમના ઘરને પોતાનુંજ માનીને રહેતાં, એક દિવસે ઉત્તમ રાજા પ્રથમ પિતાએ ભગવાનની પ્રસન્નતા માટે

જે જે શ્રીકૃષ્ણોત્સવો કરાવ્યા હતા તે સર્વને નહિ ન્યૂનપણે કરવા પ્રવર્તતાં, ભક્તરાજ જયા લલિતા બેનો પાસે જઈ તેમને ઉત્સવોમાં પાકાદિ કાર્યનો સમસ્ત ભાર સ્વીકારવાનું કહેતાં તેમણે ઉત્સાહથી અનુમોદન આપતાં, ભગવાન પાસે ઉત્સવો કરવાની આજ્ઞા લેવા આવતાં ભગવાને શુકલ પક્ષમાં આવતા ઉત્સવોમાં જયાનું અને કૃષ્ણપક્ષના ઉત્સવોમાં લલિતાનું મુખ્યપણું વિભાગ કરી વ્યવસ્થા કરી આપતાં, જયાના ભાગમાં આવેલો વિજયાદશમીનો મહોત્સવ કર્યો. તે પછી એક દિવસે ઉત્તમ રાજા અન્નકૂટોત્સવની અનુજ્ઞા લેવા ભગવાન પાસે જઈ પ્રણામ કરી પુછવાની વાટ જોઈ રહેતાં ભગવાને પુછ્યું એટલે બોલ્યા કે-હે ભગવન્! અમોએ આત્મા આત્મીય સર્વસ્વ આપના ચરણકમળમાં અર્પણ કર્યું છે એટલે હવે અમારે બીજું શું ઈચ્છવાનું હોય? નજ હોય. તથાપિ આપના ચરણારવિંદની સેવાલક્ષ્મીજ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામે એમ ઈચ્છીએ છીએ. જેમ તે તે મહોત્સવોમાં તાતપાદના સમયમાં સેવારસનો અવસર આપી અનુગ્રહ કરતા હતા તેમ હમણાં પણ દાસજનની ઉપર પરમ પ્રીતિથી તે સેવારસનો અવસર આપો. અન્નકૂટોત્સવનો સમય હવે નજીકમાંજ આવેછે તો એ સમય વૈભવને અનુસારે મહોત્સવ કરીને સર્વ જનોને આનંદદાયક કરવાનો છે, તે ઉત્સવપ્રસંગથી અમો આપના ચરણની સમુચિત સેવાના અવસરને પામીને કૃતાર્થ થઇ જઇએ. આ ભવન ખજીના ક્ષેત્રાદિક જે કાંઈ છે તે સર્વસ્વ આપનુંજ છે, તેનો ઉચિત ઉપભોગ કરવામાં કે વ્યય કરવામાં અમો આપનેજ આધીન છીએ, તો આ અન્નકૂટોત્સવ વિસ્તારથી કરવા આપની આજ્ઞા પામવા અમો અત્યંત તરપા છીએ. એ રીતે પ્રાર્થના કરતા ઉત્તમ રાજાનો અસાધારણ પ્રેમરસ લક્ષમાં લઈ તેમની ઉપર અતિ પ્રસન્ન થઈ 'તથાસ્તુ' એમ ભગવાને કહ્યું. ઉત્તમ રાજાએ પરિપૂર્ણ મનોરથ થતાં તત્કાળ જયા લલિતા બેનો પાસે જઇ વાત નિવેદન કરી. ભગવાનની સેવા એજ એક જીવિત જેમને છે એવાં તે બન્ને બેનો મનમાં હર્ષથી પ્રફુલિત થઈ બોલ્યાં કે-તમોએ સંકલ્પ કર્યો તે અત્યંત યુક્ત છે, કેમકે અત્યારે પિતાજી વર્તમાન નથી તથાપિ તમારા આ ઉત્તમોત્તમ વૃત્તથી વર્તમાનજ છે એમ ભગવાન તથા બીજા

બધા લોકો માને છે અમો ભગવત્સેવામા ઉત્કંઠાવાળાં હતા તે આ સેવાના અવસર લાભથી અધિક આનંદ પામ્યા છીએ તો હવે ઉપયોગી સમગ્ર સામગ્રી મગાવી ભેગી કરે અમારે ઉચિત સેવાપ્રસંગમા અમો વિશેષપણે પ્રેમથી પ્રયત્ન કરીશુ આ પ્રકારે પ્રોત્સાહન આપવાથી ઉત્તમ રાજા અત્યંત રાજી થયા ભગવાનેતો ઉત્તમ રાજાના આદરને માન આપતા થકા અન્નકૂટમહોત્સવની સેવામાટે નાના દિગંતમા રહેલા પોતાના સમસ્ત સમાશ્રિતોને મંગળપત્રિકાઓ લખીને બોલાવ્યા દેશદેશમા ઉપદેશકર્મમા વળગેલા સાધુ બ્રહ્મચારીઓને પણ પાછુ આવવાની આજ્ઞા આપતા આજ્ઞાને અનુસારે સદુપદેશથી જગન્મંડળને સમુજ્જીવન કરનારૂ સર્વ મુનિમંડળ સમયઉપર આવી પહોચ્યુ જેમના ચોગરદમ ઉન્મર્યાદિત ઉભરાઈ જતા પ્રેમરસથી પરિપૂર્ણ આશયમા ભગવાનના પ્રફુલિત ચરણ કમળનો નિરંતર લક્ષ થાય છે એવા સ્ત્રી પુરૂષ સમસ્ત હરિભક્તો દેશદેશ માથી આવ્યા દુર્ગનગરમા દેશદેશમાથી આવતા જનોનો સમાજ જેમ જેમ ઉત્તરોત્તર અધિક અધિક સાગરના ઉન્મર્યાદિત ઉભરાએલા તરંગની પેઠે અભિવૃદ્ધિ પામતો જાય તેમ તેમ ઉત્તમ રાજાના ચિત્તમા આનંદલહરીનો તરંગ અભિવૃદ્ધિ પામતો જાય, કેમકે પોતે 'ભક્તજનોનુ જે સમારાધન છે એજ ભગવાનનુ વિશેષપણે પરિતોષણ છે' એમ જાણેછે આ રાજાએ આવતા ભક્તો માટે યથાવિભાગ અનુકૂળ ઉતારા આસ્તરણ આદિક પ્રથમથી તૈયાર કરી રાખ્યુ હતુ આશ્વિન કૃષ્ણપક્ષની ત્રયોદશીને આરંભીને કાર્તિક શુકલ પડવાપર્યંત પ્રવર્તનારા ઉત્સવોમા જે જે સમયે જે જે ભગવત્પૂજોપયોગી ઉપકરણો જોઇએ તે સર્વ પણ સભારતા તરતજ પાસેજ હોય એમ તૈયાર કરી રાખ્યુ હતુ તથા ભગવત્સેવા માટે આવેલા ઓના સતર્પણમા અપેક્ષિત અન્ન રસ વિગેરે જોઇએ તે તમામ અવધિ વિનાનુ તૈયાર રાખ્યું હતું ભગવાનતો ઉત્તમ રાજાનુ પોતાની પરિચર્યાનુ પ્રોત્સાહપૂર અધિક અધિક ઉભરાતું જોઇને 'આતો ગુણોએ કરીને પિતા થકી પણ અતિ અધિક છે' એમ વારે વારે પ્રેમપરિપૂર્ણ હૃદયથી તેમનાજ શ્રેયનુ ચિંતવન કરતા થકા, પોતાના ચરણારવિંદની સેવામાટે નાના દેશોમાથી આવેલા ધર્મકનિષ્ઠ ભક્તોના મન નયનને આનંદ આપતા

थका, पोताना पादपद्ममां भमरानी पेठे आसक्त मनवाळा मुनिमंडळना हृदयकमळने प्रफुल्लित करता थका, महोत्सवविधिनो समारंभ कराववा लाग्या. आ अवसरमां भगवान् भक्तोने अनन्य मनथी ध्यान धरतां प्रत्यक्ष भावने पामेला परात्पर परमानंदमय परमाश्चर्यमय कोइ पण दिव्य पारमेश्वर रूपथी देखाया हता. सर्व कोइ भक्तो भगवाननुं परमानंदमय दिव्य रूपने साक्षात् करीने प्रकृतिथी परपणे वर्तता होय एम सर्वोत्कृष्ट सुखसागरमां संमग्न थइ गया. दीपोत्सव दिवसे भगवान् मंगळस्नान करी दिव्य वस्त्र विभूषण धारण करी, सभामां भेगा थएला भक्तसमाजने आनंद आपवा सिंहासनमां विराजमान थया पछी सर्वे भक्तो अनुक्रमे परम प्रेमथी भगवानना चरणकमळनी पूजा करवा तेमनी पासे जइ देश देशमांथी आणेली अपूर्व भारे भेटो तथा अमूल्य विविध वस्त्र विभूषण विगेरे अर्पण करी, समग्र कलिमळने प्रक्षालन करनारा चरणकमळने नम्र मस्तके स्पर्श करी, कृतार्थ थई, यथाविभाग पोतपोताना स्थानमां पाछा बेसी गया. भगवान पण भक्तोए अर्पेली भेट सामग्रीमांथी तेमनो असाधारण अमूल्य एक अमूर्त भावज परम प्रीतिथी अंगीकार करी, बीजुं जे पुंजरूप सुवर्ण रत्न वस्त्र विभूषण विगेरे मूर्त पोता पासे अनवधि पडयुं हतुं ते समस्त तरतज ब्राह्मणो भिक्षुकोने आपी दइने, पोते तो यथापूर्व आत्माराम आप्तकाम होइने परम सुखने पाम्या. परमहंसोए पण अतिशय स्नेहथी पूजा स्तुति करतां तेमनी उपर अत्यंत प्रसन्न थया. भगवाननो आवो स्वभाव लक्ष्यमां लई सर्वे भक्तो 'भगवानने भक्तिज एक सहज प्रिय छे' एम निश्चय करी 'भक्तिथी भगवानने प्रसन्नज करवा' एम मानवा लाग्या. तेपछी भगवान् मध्याह्ने मुनिमंडळादि समस्त भक्तो साथे उन्मत्तगंगामां स्नान जळक्रीडा करी आव्या. सांजे सर्व दिशाओना अंधकारने हरनारा चारे बाजु प्रसरेला अगणित दीपोना प्रकाशथी ते समय कोइए पूर्वे नहि अनुभवेलो अधिक आनंद आपनारो थयो हतो. पडवाने दिवसे अद्भुत उत्साहथी अन्नकूटोत्सव प्रवर्ततां ललिताए प्रथमथी पाककुशळ रसोयापासे पोतानी देखरेखीथी बनावी राखेली, ते उत्सवमां उचित, अमृतरसनेपण तिरस्कार करनारी,

૭ રસથી પરિપૂર્ણ વિવિધ વિચિત્ર ભક્ષ્ય ભોજ્યાદિ સમગ્ર સામગ્રી તૈયાર કરાવી હતી. જે પાકનો રસ જે રસને પામીને આત્મજ્ઞ તત્ત્વદર્શી બીજા કશાને ઈચ્છેજ નહિ, જે રસને પામીને કોઈ અનવધિ આનંદને પામેછે એવા રસમૂર્તિ ભગવાનનેપણુ રસમાટે થયો હતો. સમય થતાં ગોવર્ધનની યથાવિધિ પૂજા કરાવી સર્વાન્તર્યામી સર્વકર્મસમારાધ્ય શ્રીવાસુદેવનારાયણની સમીપે વ-ર્ણિદ્વારા રમણીય રચનાપૂર્વક સમગ્ર ષડ્રસપરિપૂર્ણ પાકવર્ગ નિવેદન કરાવી આરતી સુધીના બધા મહોપચારથી તે મહોત્સવ પ્રવર્તતાં, ભગવાનની આ-જ્ઞાથી લલિતાએ પોતાને પ્રતિદિન પૂજ્ય પ્રતિમાની આગળ અન્નકૂટની રચના કરી ભગવાનને પ્રત્યક્ષ જમવાની પ્રાર્થના કરતાં, તેમની ભક્તિપરવશ થઈ પ્રતિમામર્યાદા મુકી દઈ પ્રતિમામાંજ પોતાના દિવ્ય અદ્ભુત રૂપથી પ્ર-ત્યક્ષ થઈ ભોજનાદિ ઉપચારો અંગીકાર કરી લલિતા વિગેરે વનિતાવર્ગને પરમાનંદ પમાડ્યો. યથાવિધિ અન્નકૂટોત્સવ પરિપૂર્ણ થતાં પ્રસાદભૂત વિવિધ મધુર ભોજ્ય પદાર્થોથી સર્વ પરમહંસોને પોતેજ પિરસવાની લીલા કરવા પૂર્વક પુષ્કળ જમાડીને, પછી ઉત્તમાદિ નૃપતિમંડળને પણ સ્વયં પિર-સવાપૂર્વક સહાસ સાનંદ બહુ જમાડીને, લલિતા વિગેરે ભક્ત સ્ત્રીવર્ગને પ્ર-સાદી જમવાની તથા બીજા બધા ખાદ્ય સમાજનેપણુ જમાડવાની આજ્ઞા આપી, પોતે સ્વસ્થાનમાં આવી સ્વયં પાક કરી જમ્યા.

એ રીતે અભૂતપૂર્વ આનંદદાયક અન્નકૂટ મહોત્સવથી અનન્ય ભકતોને અપરિમિત આનંદ આપ્યા પછી, રાત્રિએ થએલી મહાસભામાં વિરાજીને સ્વયં ભગવાને સત્સંગીઓ ઉપર સ્વયં કૃપા કરી, સત્સંગ મોક્ષમાં મુખ્ય હેતુ હોવાથી અને આશ્રિતોની સત્સંગિસંજ્ઞાથી પ્રસિદ્ધિ હોવાથી સત્સંગ-પદની પ્રવૃત્તિનું નિમિત્ત કહેતાં સતશબ્દાર્થ અને સંગશબ્દાર્થ કહીને, તેનો જેને સંબન્ધ હોય તેને સત્સંગી કહીને સત્સંગદીપનો પ્રકાશ કર્યો. વળી ઉત્તમ રાજા પ્રબોધનીનો ઉત્સવ કરાવા ઉત્સાહવાળા થઈ ભગવાનની પ્રા-ર્થના કરતાં તેમણે તેમનો મનોરથ પૂર્ણ કરવા મુનિમંડળ અને દેશાંતરના હરિજનમંડળને પ્રબોધની સુધી દુર્ગપુરમાંજ રહેવાની આજ્ઞા કરી. સ્વયં ભગવાન ભક્તોની ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની દૃઢતા થવા માટે પ્રતિદિન ભક્તસભામાં વિરાજીને બહુ ઉપયોગી બાબતોનો ઉપદેશ કરતાં, કોઈ દિ-

વસે ધર્મરક્ષાના ઉપાયો, તો કોઈ દિવસે સ્પર્શાસ્પર્શવિવેક, તો કોઈ દિવસે ધર્મસિદ્ધિના ઉપાયો, તો કોઈ દિવસે ત્યાગીઓમાટે નિષ્કામશુદ્ધિનો વિધિ, તો કોઈ દિવસે ત્યાગીઓનો આહ્નિકવિધિ, તો કોઈ દિવસે શ્રીકૃષ્ણસ્વરૂપાદ્વૈતજ્ઞાન, તો કોઈ દિવસે મંત્રજપવિધિનો સવિસ્તર સયુક્તિ ઉપદેશ આપતા થકા, પ્રબોધની એકાદશીના ઉત્સવમાં એકાદશીનું માહાત્મ્ય સવિસ્તર વર્ણવતાં પ્રબોધનીનું શ્રેષ્ઠપણું કહીને, તે વ્રતની અવશ્ય કર્તવ્યતા કહેતાં તેનો નિર્ણયવિધિ વ્રતવિધિ પૂજાવિધિ જાગરણવિધિ ઉદ્યાપનવિધિ પારણાવિધિ દાનવિધિ વિગેરે ઉપયોગી અર્થો વર્ણવીને, પોતેપણ યથાવિધિ વ્રત કરીને જયા પાસે તેનો સમગ્ર વિધિ કરાવીને, દ્વાદશીએ ત્યાગી ગૃહી સર્વે ભક્તોને અન્નકૂટની પેઠેજ સ્વયં વિવિધ પકવાન્ન પિરસીને પારણાવિધિ પરિપૂર્ણ કરી જયાને મહા આનંદ આપ્યો. એજ દિવસે સાંજે સભામાં રાજાઓને નીતિજ્ઞાનમાટે વિદુરનીતિનું વિશેષપણે ગ્રહણ કરવાનો ઉપદેશ કર્યો. ત્રયોદશીથી પૂર્ણિમાપર્યંત ત્રણ દિવસ પ્રયાગજીત્ પુરાણી પાસે પંચમસ્કંધની કથા કરાવી. એ રીતે અઢાર દિવસ પોતાના અનન્ય ભક્તોને દર્શન પૂજન આલાપ ઉપદેશ દિવ્ય ઐશ્વર્યપ્રદર્શન વિગેરેથી પરમાનંદ પમાડી, પૂર્ણિમાએ મહોત્સવ કરી મુનિવિગેરે ભક્તોને સ્વસ્વદેશમાં જવાની આજ્ઞા આપતાં તે ભક્તોના પુછવાથી બ્રહ્મધામનું સ્વરૂપ વર્ણન કરી, પ્રયાણ સમયે ભગવાનની સ્તુતિ પ્રાર્થના કરી દેશદેશમાં ગયા પછી સ્વસ્થચિત્ત થઈ, જયા લલિતા આદિક ભક્તોની નિરવધિ નિરૂપાધિ શ્રદ્ધા ભક્તિની સભામાં પ્રશંસા કરી. આજ અવસરમાં જયા લલિતા રમા અમરી અમુક્ષા આદિક

કહેતાં, પરમ પ્રસન્ન થઈ પ્રણામ કરી સ્વસ્થાને ગઈ. તેપછી તે સમસ્ત ભક્તોત્તમ સ્ત્રીયો લલિતાના વિશાળ ભવનમાં ભેગી થઈ પવિત્ર થઈ નામ-મંત્ર જપતાં ભગવાનની અમૃતમૂર્તિમાં સંલગ્ન મન થતાં, ભગવાનના પરમ પ્રસાદથી દેખાએલા તેજઃપુંજમાં સાક્ષાત્ દિવ્યરૂપ ભક્તિદેવીનાં દર્શન થતાં, વિસ્મય પામી તેમને પ્રેમથી પુછતાં ભક્તિદેવી પોતાનું સ્વરૂપ જણાવા પૂર્વક વરદાન આપી અંતર્ધાન થઈ જતાં, સમગ્ર પ્રતાપ ભગવાન શ્રીહરિનો જાણી સાશ્ચર્ય અત્યાનંદને પામી.

કેટલોક વખત વીતતાં વૃત્તાલયના ભક્તજનો ભેગા થઈ વડતાલમાં પુષ્પદોલનો ઉત્સવ કરવાનું નક્કી કરી દુર્ગપુરમાં જઈ 'અમારા પુરને પધારી પાવન કરો' એમ પ્રેમપૂર્વક પ્રાર્થના કરતાં ભક્તપ્રિય ભગવાને તેમનો બહુ દિવસનો મનોરથ પૂર્ણ કરવા પ્રાર્થના સ્વીકારી. દેશદેશમાંથી ત્યાગી ગૃહી ભક્તોને વડતાલ બોલાવામાટે મંગળપત્રિકાઓ લખતાં તે સર્વે આવી પહોંચ્યા. ભગવાનતો સં. ૧૮૭૫ ના ફાલ્ગુન શુકલ ષષ્ઠીએ દુર્ગપુરથી માણકી ઘોડી ઉપર બેસી હજારોહજાર ત્યાગી ગૃહી ભક્તો તથા અશ્વારો સાથે નીકળી માર્ગમાં ભકતોને ભારે આનંદ આપતા થકા દશમીએ વડતાલ પધારતાં, પધારવાનું વૃત્તાંત વિદિત થતાં પુરજનો વિગેરે સમગ્ર ભકતો ભેટ સામગ્રી લઈ વાજતેગાજતે ધામધુમીથી સન્મુખ જઈ પધારેલા ભગવાનને મળીને દર્શન પ્રણામ કરી, ભગવાને અભિનંદન કર્યા થકા પરમાનંદ પામ્યા. ભગવાનતો પોતાની પધારવાની વાર્તા સાંભળીને દેશદેશમાંથી આવેલા અસંખ્યાત ભકતોનો સંઘ ચારે બાજુ દેખીને 'હું પહેલો હું પહેલો' એવા ઉત્સાહથી આવતા પ્રેમી ભકતોનો મહાસંમર્દ ( ભીડ્ય ) જોઇને, પોતાના વાહનને સમગ્ર પ્રેક્ષક જનોના મહોત્સાહને નહિ રોકીને ધીરેધીરે ચલાવતા થકા, પગલે પગલે ભકતોએ હાથ જોડવાપૂર્વક અર્પણ કરેલા અગણિત પુષ્પહારોને સ્વીકારતા થકા, પુરથકી ઉત્તર ભાગમાં વર્તતા, આંબા આદિક વિવિધ ફળવૃક્ષોવડે શોભાયમાન, સર્વ ઇન્દ્રિયોને આહ્લાદ આપનારા કોઈ ઉપવનમાં સુખેથી ઉતર્યા. બીજા અનુયાયીઓને યથાયોગ્ય કલ્પેલા ઉતારામાં ઉતાર્યા. તેપછી ભગવાને પોતાના મુખારવિંદમાંથી નીકળતા વાણીરૂપ મકરંદના રસાસ્વાદમાં લુબ્ધ એવા હજારોહજાર ભકતોના સમાજથી ભરાઈ

ગએલી સભામાં વિરાજીને અમૃતમય જ્ઞાન વૈરાગ્યાદિકના બોધગર્ભિત વ-ચનોવડે સર્વ શ્રોતાઓને બહુ સતોષ પમાડયો. આવા અવસરમા ભગવા-નના ભ્રાતાઓ તીર્થયાત્રામાં ગએલા સાધુના મુખથી ભ્રાતાનું વૃત્તાંત જાણીને ભાઈના સમાગમસુખની સમાકાંક્ષાથી પરિવારને સાથે લઇને ઉત્તર કોસલ દેશમાંથી આવ્યા. તેઓ મહાપ્રતાપી ભગવાનને ભાળીને કોઈ અપૂર્વ અનિ-ર્વચનીય આનંદના નિધિમાં ડુબી ગયા. તેમને યથાયોગ્ય સન્માન કરી યોગ્ય ઉતારામાં ઉતાર્યા. દશમીએ પુરજનોએ તૈયાર કરી રાખેલી રસોઈની વાર્તા સાંભળી ભગવાને આજ્ઞા આપેલા ત્યાગી ભકતો જમવા પ્રવર્તતાં પો-તાના કરકમળની પ્રસાદી ઇચ્છતાં તેઓને સ્વય પિરસીને પરમાનદ આપ્યો પોતેપણ ભકતોએ ભાવથી તૈયાર કરી રાખેલો ફળાહાર જમ્યા. સાંજે ભ-કતોના પ્રત્યેક ઉતારામાં સ્વયં પધારી તેમનું સ્વાસ્થ્ય પુછી અપેક્ષિત અપાવી સંતોષ પમાડી આવ્યા. એકાદશીએ થએલી મહાસભામાં દેશ-દેશના ભકતોએ ભાવપૂર્વક અનેક ઉપચારોથી પૂજા કરી પૂજામાં અર્પેલાં વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરે સર્વસ્વ બ્રાહ્મણાદિકને તુરત આપી દીધુ. મુનિ-ઓએપણ યથોચિત પૂજા કરી દ્વાદશીએ પ્રાતઃ બહુ બ્રાહ્મણોને જમાડી પોતે રામપ્રતાપને ઘેર જમ્યા. તેપછી સભામાં પધારી પુષ્પદોલોત્સવનો નિ-ર્ણય કહ્યો. પૂર્ણિમાએ શુદ્ધ આશયવાળી ભક્તસ્ત્રિયોએ કરેલી પૂજા સ્વીકારી તેમને પરમાનંદ આપ્યો. પડવાને દિવસે નરનારાયણનો પુષ્પદોલોત્સવ કરી ભકતો સાથે બહુવાર રગક્રીડા કરી સર્વને રાજી કર્યા. તેપછી તમામને બહુ જમાડ્યા. તે દિવસે સાયકાળે થએલી સભામાં સ્વય વિરાજીને કૃપાથી જનશિક્ષા કહેતાં સત્ અસતનાં લક્ષણોનું વિવેચન કરવાપૂર્વક મુકતોનેપણ યથેષ્ટાચરણનો નિષેધ કર્યો. મુક્તોનેપણ સ્ત્રીપ્રસગ અત્યનર્થકર છે એમ બતાવામાટે દૃષ્ટાંતપણે ઇતિહાસપ્રસિદ્ધ, નારદપર્વતને સ્ત્રીપ્રસગથી પ્રાપ્ત થએલી દુરવસ્થા નિરૂપણ કરી. બ્રહ્મનિષ્ઠ સ્ત્રીયોનેપણ પુરૂષનો પ્રસગ પ્રતિ-ષેધ કરતાં તેમાં ઉદાહરણપણે ઇતિહાસપ્રસિદ્ધ દેવયાનીની પુરૂષપ્રસગથી થએલી દુર્દશા વર્ણન કરી. તે પ્રસંગથી સ્ત્રીયોને હરિકથાશ્રવણ સત્સગિ-ભ્રાતાદિક બન્ધુજનથકી કરવાનું કહી, ગૃહસ્થ સ્ત્રીપુરૂષોના ઉપયોગી ધર્મો કહ્યા તથા ધર્મભગમાં પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો એ રીતે જનશિક્ષાનો ઉપદેશ

આપ્યો મુક્તાનદાદિ મુનિજનો વીણા વિગેરે વાજીત્રોવડે ભગવાનનુ ગુણ-ગાન કરતા તે સમયે પ્રસન્ન થએલા ભગવાને સર્વજનોને તુરત કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમા પોતાના અસાધારણ પરમાશ્ચર્યમય દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો એરીતે ફુલદોલના અભૂતપૂર્વ ઉત્સવમા પ્રતિદિન દર્શન પૂજન ઉપદેશ આદિકથી આનદ આપતા ભગવાન વડતાલથી જવાનો વિચાર કરતા ત્યાના ભક્તોની પ્રાર્થનાથી ત્યા ચૈત્ર શુક્લ એકાદશીસુધી રહેવાનુ વરદાન આપી સુખેથી રહ્યા નવમીની રાત્રિએ પોતાનો પ્રાદુર્ભાવ જાણનારા ભક્તોએ કરેલી પૂજા સ્વીકારી, એકાદશીએ મહોત્સવ કરી, દ્વાદશીએ પારણા કરી, સર્વ ભકતોને સ્વસ્વદેશમા જવાની આજ્ઞા આપી, પોતે ત્યાથી નીકળીને ભાલદેશમા ભક્તોના ગામોમા તેમનો મનોરથ પૂર્ણ કરવા રહેતા રહેતા જતા ઉત્તમ રાજાનો વિરહવ્યથાનો પત્ર આવતાં એકદમ દુર્ગપુર પધાર્યા ત્યા સકુટુબ ઉત્તમ રાજાએ સેવ્યાથકા પોતે પ્રથમની પેઠેજ દેશદેશમાથી હરિભક્તોને બોલાવી અન્નકૂટ પ્રબોધનીનો મહોત્સવ કરાવ્યો તેપછી પુરાણશ્રવણના મિષથી લોકોને પુરાણનો સારાર્થ ગ્રહણ કરાવા પુરાણશ્રવણોત્સવ આરભતા, પુરાણશ્રવણનો મહિમા કહેવાપૂર્વક તેનો સામાન્યવિધિ કહીને, સર્વની અપેક્ષાએ પ્રતિપાદ્ય સારાર્થના નિરૂપણ પૂર્વક ભાગવતનો સહેતુક વિશેષ મહિમા કહીને, શ્રોતા વક્તાના લક્ષણ કહેવાપૂર્વક તેનો શ્રવણવિધિ પૂજાવિધિ દાનવિધિ પુરશ્ચર્યાવિધિ કહીને, પોતે એક-માસે ભાગવતપુરાણનો શ્રવણોત્સવ પરિપૂર્ણ કર્યો તેપછી બીજાપણ ઘણાં શાસ્ત્રો સાભળ્યા

તે પછી લોકોના અનુગ્રહ અર્થેજ પ્રવૃત્તિ જેમની છે એવા ભગવાન્ ભક્તોની પ્રાર્થનાને નિમિત્ત કરી તે તે ભક્તોને પોતાના દર્શનદાનથી કૃતાર્થ કરવા જીવવર્મા વિગેરેની પ્રાર્થનાને પ્રથમ સ્વીકારી, દુર્ગપુરથકી સારગપુર પધારતા ત્યાના ભાવભરપુર ભક્તોએ ભારે ઉત્સાહથી પુરમા પધરાવી સન્માન કર્યું એક દિવસ સભામા વિરાજમાન થઈ જન્મા-ષ્ટમીવ્રતનો મહોત્સવ હોવાથી તેનો નિર્ણય કહેવાપૂર્વક તેનો વ્રતવિધિ પૂજાવિધિ ઉદ્યાપનવિધિ કહીને, સ. ૧૮૭૭ મા તે મહોત્સવ પરિપૂર્ણ થતા સર્વ ભકતોએ રાજોપચારથી પૂજા કરી તે વખતે ત્યા આવેલા

કારીયાણીના વસ્તોખાચર વિગેરે ભક્તોની પ્રાર્થનાથી ત્યાં પધારી ત્યાંના ભાગવતોત્તમોએ ભાવથી સેવ્યાથકા પ્રતિદિન ધર્મજ્ઞાનાદિકની વાર્તાઓ કરતા થકા એક દિવસે સભામાં ગ્રાહ્ય અગ્રાહ્યના જ્ઞાનમાટે સ્વર્ગને પમાડનારા પુણ્યભેદો અને નરકને પમાડનારા પાપભેદોનું નિરૂપણ કર્યું એજ પુરમાં પ્રવર્તેલા પ્રબોધની મહોત્સવ ઉપર તે ઉત્સવની સેવામાટે આવેલા બીજા બધા ભક્તો ભગવાનની આજ્ઞાથી પોતપોતાને ગામે ગયા પછી, જુનાગઢના નિવાસી હેમતસિંહ (જીણોભાઈ) રાજા અને નાગડકાના નિવાસી સુરાભક્ત, આ બન્ને એક સાથે શ્રીહરિપાસે આવી પોતપોતાના પુરમાં મહાપ્રભુને પધરાવાની વાંછાથી પ્રાર્થના કરતાં, કેના પુરમાં પ્રથમ જવું તેનો બ્રહ્માનંદ નિત્યાનદમુનિ સાથે વિચાર કરતાં, તેમની સુરાભક્તને માર્ગમાં રાજી કરી જુનાગઢ જવાની વિજ્ઞપ્તિ થતાં, આ વાતની સપરિવાર ઉત્તમ રાજાને જાણ થતાં, જુનાગઢ લઈ જવાની ઇચ્છિાવાળા હેમતસિંહ અને નિષેધ કરનારા ઉત્તમરાજાને પરસ્પર ઉક્તિ પ્રત્યુક્તિપૂર્વક સંવાદ થતાં, છેવટે ભગવાને જવાનો નિશ્ચય કરતાં ત્યાંથી નીકળી નાગડકા જતાં માર્ગમાં આવેલા, સુરાભક્તનાજ લોયા ગામમાં પધાર્યા. ત્યાંના ભક્તોને ભારે આનંદ આપતા થકા, કોમળ વૃતાકનુ અમૃતમધુર શાક પોતેજ કરી પોતેજ પક્તિમાં પિરસીને મુનિ વિગેરે ભક્તોને પરમાનદ પમાડી ત્યાંથી નાગડકા પધાર્યા ત્યાંના સુરાદિ ભક્તોત્તમોની પ્રાર્થનાથી પાંચ દિવસ રહેતાં તેમની પૂજા આતિથ્ય અંગીકાર કર્યું. એક દિવસે થએલી સભામાં જીજ્ઞાસુ જનોના મનને નિર્મળ કરવા શુકાનંદમુનિના પુછવાથી માઘસ્નાનવિધિ તથા ચાંદ્રાયણવ્રતવિધિ કહી સંભળાવ્યો.

ત્યાંથી નીકળી જુનાગઢ જતાં માર્ગમાં બહુ દૂર નહિ એવા અને હેમતસિંહ રાજાનાજ પંચાળા ગામને 'નગરનિવાસથી આ ઉત્તમ છે અને મુનિજનોના નિવાસને લાયકછે' એમ વખાણી રાજાસાથે ત્યાં રહેવાનો નિશ્ચય કરી, મુનિમંડળથી ચારે બાજુ વિંટાઇને, ઉત્તમાદિ એકાંતિકભક્તોએ પાછળ ગતિ કર્યા થકા અને તે ગામના ભક્તોએ સન્મુખ ગતિ કર્યા થકા ધામધુમીથી પચાળા ગામમાં પધાર્યા. હેમંતસિંહે ભગવાનની એવી સર્વોત્તમ સેવા પૂજા કરી કે જેનાથી પ્રસન્ન થએલા ભગવાને તેમના મનોરથ પૂરણથકી બીજું કશું

અધિક માન્યું નહિ. દુર્ગનગરમાંજ જેમ એમ આ નગરમાં ઉત્તમ રાજાનેજ જેમ એમ હેમતસિંહ રાજાની ભક્તિરૂપી દૃઢ દોરીથી બંધાઇને ત્યાં પ્રતિદિન અમૃતમય ઉપદેશો અને શિવરાત્રી પુષ્પદોળાદિક મહોત્સવોવડે નિજાશ્રિત જનોને આહ્લાદ આપતા થકા, એકાંતિક ભકતોને પરમાત્માનદના અનુભવપ્રદાનથી આનદ આપતા થકા, સત્ત્વગુણના પ્રકાશની પ્રવૃદ્ધિ પમાડવાવડે આસુરી પ્રવૃત્તિને પ્રશમાવી દેતા થકા, અખડાનંદાદિ જીજ્ઞાસુઓને દ્વૈતાદ્વૈત શ્રુતિઓના પરમ તાત્પર્યનો પ્રબોધ આપતા થકા નિવૃત્તિપર તે ગામમાં દોઢ માસ રહ્યા. તેમાં પાપમોચની એકાદશીએ પુરથકી પશ્ચિમ દિશામાં રાજાએ રચાવેલી પર્ણશાલાઓમાં રહેલા પ્રિય પરમહંસોને દર્શન દેવા રાત્રિના પ્રથમ ભાગમા પરિમિત પરિજનો સાથે અનન્યભક્ત ઉત્તમ અને હેમતસિંહને સાથે લઇને ત્યાં પધાર્યા. ત્યાં પોતાના અનન્યભક્ત મુનિઓને વ્રતનું જાગરણ કરતાં અનન્યભક્તિથી પોતાવિષેજ સમગ્ર બાહ્ય વૃત્તિઓને વિલીન કરીને ગોળાકાર ફરવાપૂર્વક તાલીદાન સાથે ભગવદ્‌ગુણગાન (રાસ) કરતા જોઇને, તેમનો તેવો ભક્તિરસનો અતિશય જોઇને મનમાં મહા હર્ષ પામી તેમની સમીપે પધાર્યા. મુનિઓ ભગવાનને આવતા સાક્ષાત્ જોઇને સંભ્રમથી સમીપે આવી ચરણમાં પ્રણામ કરી તેમની કાંઈ આજ્ઞાની વાટ જોઈ રહ્યા. પછી સ્વય ભગવાને મુનિઓએ આપેલા આસનમાં વિરાજીને તેમના ભક્તિરસનો પ્રવાહ પોતે અનુભવ કરવાની કામનાથીજ શું ? એમ તેમને પ્રથમની પેઠે ગરબો ગાવાની આજ્ઞા કરતાં, સિંહાસનની ચારે બાજુ ગોળાકાર ફરવાની સાથે ગુણગાન કરતાં તેમના મુખકમળ સન્મુખ દૃષ્ટિ રાખી સમગ્ર બાહ્ય વૃત્તિઓને પાછી વાળતાં દૃષ્ટિ આગળજ જેમ એમ હૃદયમાંપણ ભગવાનનીજ ભાવના કરતા થકા, માનરસથી ઉછળતા ભક્તિરસ તરંગથી મન હરાઈ જતાં પોતાના આત્માનું પણ ભાન ભુલી જતાં, ભગવાન સન્મુખ જોતા થકા પાસે બેઠા તેપછી ભગવાને તેમના પ્રેમાતિશયથી પ્રસન્ન થઈ તેજ:પુંજમાં અદ્‌ભુત આનંદમય અક્ષરાતીત, મુકતોએજ એક અનુભવ કરવાયોગ્ય દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. તેપછી પરમહંસો પ્રકાશકપણે પ્રસિદ્ધ સૂર્યાદિકનેપણ પ્રકાશ કરનારા દિવ્ય રૂપના પ્રભામંડળથી પ્રકાશમાન, બે પડખામાં રાધા રમાએ સમલંકૃત, શ્રીદામાદિ

પાર્ષદવર્ગે પરિચર્યા કરેલા, ધર્મમૂર્તિએ સેવેલા એવા પુરૂષોત્તમને પ્રત્યક્ષ દેખીને અમૃતસાગરમાં નિમગ્ન થઈ કોઈ અનિર્વચનીય સુખને અનુભવવા લાગ્યા. હેમંતસિંહ ઉત્તમ રાજાદિકપણુ તે તેજમાં ભગવાનને સાક્ષાત્ જોઇને પરમાનંદને પામ્યા. તેપછી ભગવાને અભિનંદન કરેલા મુનિઓએ તેમના સાક્ષાત્ અનુભવથી ઉત્તરંગિત થએલા ભક્તિપૂરથી હૃદયતળથકી ઉભરાઇને બહાર વહેતાં સ્તુતિવચનોવડે પૂજન કરેલા ભગવાન્ તેમની ઉપર અનુગ્રહ કરીને પોતાના ઉતરામાં પાછા આવ્યા. દ્વાદશીએ સર્વને જમાડી પોતે પારણું કરી સકુટુંબ ઉત્તમરાજાની પ્રાર્થનાથી દુર્ગપુર જવાની ઈચ્છા કરતાં હેમંતસિંહરાજાની પ્રાર્થનાથી એની એજ ભક્તમંડળીસાથે જુનાગઢ પધાર્યા. ત્યાંના હરિજનોને આનંદ આપતા થકા દ્વારકાનિવાસી ભગવાન વાસુદેવના વિહરણ સ્થાનભૂત, અનેક તીર્થોથી શોભાયમાન એવા રૈવતગિરિ ઉપર ચઢીને દામોદરકુંડ આદિક પુણ્ય સ્થાનોની યાત્રા કરી હજારો બ્રાહ્મણોને ભોજનદક્ષિણાદિવડે તૃપ્ત કરી, ત્યાંના નાગર વિપ્રોની પ્રાર્થનાથી ચૈત્રીપૂર્ણિમા સુધી રહેતાં એક દિવસે સભામાં દ્વારકાનું માહાત્મ્ય કહેતાં જવાની ઈચ્છાવાળા ભાઈઓને દ્વારકાં મોકલીને, સ્વયં ઉત્તમ રાજાસાથે દુર્ગપુર પધાર્યા.

એક દિવસે એકાંતમાં બેસીને દયાવાત્સલ્યનિધિ ભગવાને પોતાના અવતારનું પ્રયોજન પર્યાલોચન કરતાં કોઈ શુભ સંકલ્પ કર્યો કે-આટલા સમયથી મેં તે તે પ્રદેશમાં વિચરીને જનોના નિઃશ્રેયસનું મૂળ બહુધાપણે પ્રવર્તાવ્યું છે. વિજ્ઞાનપ્રકાશના પ્રસારથી તમની પ્રવૃત્તિ પ્રશમાવી દીધી છે. દૃષ્ટિની કલુષતા કરનારો રજનો જે ઉન્મેષ હતો તેપણ ઉપદેશામૃતના ઝરણથી પ્રશમાવી દીધો છે. પરંતુ આશંકાનું આ સ્થાન છે કે ગુણમયી વિષમ પ્રકૃતિ ક્ષણમાં અસાવધ પુરૂષને રજોવિલાસથી મોહ પમાડી પોતાને વશ કરી અંતે ગાઢ તમમાં ફેંકી પાડી દે છે, માટે જ્યાંસુધી જ્ઞાનનિષ્ઠાની સિદ્ધિ ન થઈ હોય ત્યાંસુધી સદાચાર્યનો સમાગમ અને સાધુજનનો સદા સહવાસ જરૂર જોઇએ. મેં સર્વદા જ્યાં ત્યાં સન્નિધિ કરી પગલે પગલે થતા ભયને શમાવાનો સંકલ્પ કર્યો નથી. તેમ અમને મનુષ્ય સમાજમાં સ્થિતિ રૂચતી નથી. કોઈનાથી ન પ્રશમન થાય એવા અધર્માભિસવની પ્રશાંતિતો અમે કરી છે તો હવે ભાવિ પ્રમાદથકી ભાવિ મનુ-

ધ્યોના પરિરક્ષણમાટે સદાચાર્યની સંપત્તિ અને સાધુજનસહવાસ જે રીતે નિરંતર રહે એમ મારે એક કરવું. બીજું-જે આ યોગમાર્ગ છે તે અતિગહન છે, તે શ્રુતિએ કહ્યું છે કે-'पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥' આ યોગમાર્ગમાં પોતાના આત્મકૈવલ્યના આવિર્ભાવમાત્રથી પરમાત્માનુભવાનંદરસના વિસ્મરણનો પ્રસંગ છે. અત્યંત સ્વાદુ જે ભક્તિમાર્ગ છે તેતો સુખેથી થાય એવો છે અને સર્વ જીવોના હિતને કરનારો છે. સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓનો નિરોધ કરવાના પક્ષની અપેક્ષાએ સર્વ ઇન્દ્રિયોની ભગવત્પરાયણતા કરવાનો જે પક્ષ છે તે ભગવાનરૂપ સારા વિષયના અવલંબનને લીધે સુકર પરમ નિઃશ્રેયસનો માર્ગ છે, તે ગીતામાં ભગવાને કહ્યું કે-'राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् । प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥' યદ્યપિ પ્રાકૃત ઇન્દ્રિયોની ગતિ પરાત્પર ભગવત્સ્વરૂપમાં નથી તથાપિ સમસ્ત લોકોના કલ્યાણઅર્થે ભગવાને આવિષ્કાર કરેલા અર્ચાસ્વરૂપમાંતો ઇન્દ્રિયોની ગતિ છે, તો સર્વ ઇન્દ્રિયોની ભગવત્પરાયણતા ઘટતી આવેછે. તેને માટે જ્યાં ત્યાં પ્રતિમાપ્રતિષ્ઠાપનમાટે ભગવન્મંદિરો કરાવવાં. ત્રીજું-શાસ્ત્રોની ગતિ ઘણી ગહન છે, કેમકે વેદનામનું આદ્યંતે રહિત જે પ્રથમ પ્રમાણ છે તેપણ હસ્તામલકવત્ નિશ્ચય કરેલું એક હિત સ્પષ્ટપણે જણાવતું નથી, બહુ પ્રકારના પ્રિય અર્થોને જણાવેછે, વેદો ત્રિગુણાત્મ પુરૂષ વિષયવાળા છે. તે વેદના અર્થનો અવબોધ આપવા પ્રવર્તેલા બહુ વિદ્વાનો એક હૃદયના નહિ હોઇને પોતપોતાની રૂચિને અનુસારે જુદી જુદી અર્થગતિને સિદ્ધ કરતા થકા જીજ્ઞાસુ જનોને તો વ્યાકુળ હૃદયવાળા કરેછે. સ્મૃતિકારો વેદની અનંત શાખાઓના અદૃષ્ટ અર્થોને અનુસ્મરણ કરીને ગર્ભ જન્મ જરા મરણરૂપ આ સંસારચક્રમાં વિવિધ સંસ્કારોને પ્રખ્યાપન કરતા થકા કેવળ રમણીય વાણીનેજ વિશેષપણે વદે છે. ઘણા ઉપદેષ્ટાઓતો હમણાં તે શાસ્ત્રોનું રહસ્ય નહિ જાણીને યથેચ્છ ઉપદેશ કરતા થકા જનોને સંસૃતિચક્રમાંજ ભમાવે છે. આવી દુઃસ્થિતિ છે તો મારે સમગ્ર વેદ સ્મૃત્યાદિકના પરમ તાત્પર્યને પ્રકાશ કરનારૂં સદુપદેશગર્ભિત એક સર્વોત્તમ શાસ્ત્ર કરાવવું, જેથી ભાવિ ઉપ-

દેશાઓ શાસ્ત્રોના સારાંશનો સર્વને ઉપદેશ આપી શકે. અમે પ્રતિદિન કરાતો આ સમગ્ર ઉપદેશ પ્રબન્ધરૂપે ઉદ્ધાર કર્યો હોય તો ભાવિ જનોને વિજ્ઞાનોપદેશના મહાનિધિરૂપ થઇને શ્રેયને માટે થાય. એ રીતે ભાવિ જનોના કલ્યાણમાટે ભગવાને ગૂઢ સંકલ્પ કર્યો.

એજ ક્ષણમાં શ્રીનગરના સેવાસમુત્સુક સત્સંગિઓને મંદિર કરાવાનો સંકલ્પ થતાં, ભગવાન પાસે આવી પ્રાર્થના કરતાં, તેમણે મંદિર નિર્માણ-માટે આજ્ઞા આપી આનંદાનંદમુનિને તેમની સાથે મોકલ્યા. મંદિર મૂર્તિપ્રતિષ્ઠાને યોગ્ય તૈયાર થતાં આમંત્રણથી ત્યાં અનુયાયીઓ સાથે પધારી નરનારાયણદેવની યથાવિધિ મહોત્સવસાથે સંવત્ ૧૮૭૮ ફાલ્ગુન શુકલ તૃતીયાએ પ્રતિષ્ઠા કરી તે પ્રસંગે તે નગરના તેમજ બીજા અભ્યા-ગત બ્રાહ્મણોને એકજ દિવસે પુરજનોને વિસ્મય પમાડતા થકા જ-માડયા. એ રીતે ત્યાં મુક્તિમહેલની નિસરણી સુખેથી ચઢી શકાય એવી કરી આપી ત્યાંથી દુર્ગપુર આવ્યા. તેપછી કોઈ સમયે ઉત્તમાદિ અંતરંગ ભકતોએ સેવેલા, મુમુક્ષુ માનવોએ સમાગમ કરાતા, એ બા-જુએ મુનિજનોથી વિંટાએલા, તાપત્રયાતુરોને વચનામૃતનું પાન કરાવતા એવા ભગવાનની સમીપે ભુજનગરના ગંગારામમલ્લ આદિક ભકતોએ પોતાના પુરમાં શ્રીપુરની પેઠે નરનારાયણની નિત્ય સેવાની સ્પૃહાથી પ્રાર્થના કરતાં ભગવાને તેમની પ્રાર્થના અંગીકાર કરી મંદિર કરાવા વૈષ્ણવાનંદમુનિને તેમની સાથે મોકલ્યા. મંદિર તૈયાર થતાં ત્યાં સ્વયં પધારી નરના-રાયણની યથાવિધિ સંવત્ ૧૮૭૯ ના વૈશાખ શુકલ પંચમીએ પ્રતિષ્ઠા

અનન્ય આશ્રિતોના ધ્યાનાવલંબનભૂત હરિકૃષ્ણ નામની પોતાની પ્રતિમા અને ઉત્તરમંદિરમાં પોતાની તથા ભક્તિદેવીએ સહિત ધર્મદેવની પ્રતિમાની યથાવિધિ મહોત્સવ સાથે પ્રતિષ્ઠા કરી. આ અવસરમાં ત્યાં આવેલા વટપત્તનના નાથજીત વિગેરે ભક્તોની પ્રાર્થનાથી વાદિઓના વાદના વિરામ માટે મુક્તાનંદ મહામુનિને તેમની સાથે મોકલી પોતે દુર્ગપુર પધાર્યા.

ત્યાં રહીને કૃષ્ણસેવાની સર્વત્ર પ્રવૃત્તિ કરવા ઈચ્છતાં નારાયણજી નામના શિલ્પિપાસે છાપો કરાવી ચિત્ર પ્રતિમાની પ્રવૃત્તિ- કરાવી. એક દિવસે થએલી સભામાં તીર્થયાત્રાના માહાત્મ્યકથનના પ્રસંગથી મુક્તિપુરી દ્વારકાનો વિશેષ કહેતાં તેની યાત્રા કરવા ઉત્સાહિત થએલા ભ્રાતૃપુત્ર નંદરામાદિકને મોકલતાં તેમની સાથે સહાય માટે મહામુનિ સચ્ચિદાનંદજીને મોકલ્યા. આ મુનિ અયોધ્યાવાસી સાથે નીકળી કેટલેક દિવસે દ્વારકાં પહોચ્યા. ત્યાં 'હું પેહેલો પહેલો' એવી ઉતાવળથી ભગવાનના મંદિરમાં પ્રવેશ કરતા, ઉન્મર્યાદિત ઉછળતા ભક્તિ શ્રદ્ધાના તરંગોથી વ્યાપ્ત હૃદયવાળા, મદિરના દ્વારપાળોએ ધકાવી કાઢતાં મહાસમુદ્રના પાછા વળતા તરંગોની પેઠે પાછા વળી જતા એવા જનોની પંક્તિ મુનિના જેવામાં આવી. આવી ઠેલાઠેલ ધક્કાધક્કી સાથે કેમ થાય છે એમ મનમાં વિચારતાં, એજ યાત્રાળુ લોકોનો દુઃખી ઉદ્‌ઘોષ કાનમાં પડ્યો કે-'અરે! ધન લોભને લીધે વિવેક વિરહિત થએલા આ પાપી પ્રાહ્મણાભાસો કોણ છે? કે શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શનનીજ એક લાલસાવાળા નિષ્કિંચન એવાપણ આપણને રોકીને, માર્ગમાં ધર્મના મિષથી પોતાની લુંટારા વૃત્તિને પ્રખ્યાપન કરતાથકા, નાવિકો જેમ શુલ્ક ( દાણ કે જકાત ) ગ્રહણ કરે એમ ભગવાનની મૂર્તિનાં દર્શનનું દાંણ બળાત્કારથી આહરણ કરતા થકા તીર્થયાત્રાપરાયણોને બહુ ઉદ્વેગ કરેછે, આ અત્યંત ખેદની વાત છે કે તીર્થયાત્રા પણ શુલ્કને આધીન અત્ર વર્તે છે, આપણા હાથમાં કોડીમાત્ર પણ ધન નથી. શું કરીએ? અને આ પાપ વૃત્તાંત કેને કહીએ?' આવો યાત્રાળુ લોકોનો કરૂણ ઉદ્‌ઘોષ સાંભળતાં અત્યંત ખેદ કરતા મુનિના મનમાં એવો વિચાર થયો કે-'આ શો કળિનો વિલાસ પ્રવર્ત્યો છે કે-સર્વના અનુગ્રહ અર્થે અવતરેલા અર્ચારૂપ ભગવા-

નની સેવાપણ એક ધનને આધીનજ વર્તે છે. જળ અને માર્ગતો યાત્રાળુ જનને સુલભ છે પણ આતો ધનનેજ એક આધીન વર્તે છે. જે વિપ્રોને યાજન અધ્યાપનાદિ જીવિકાવૃત્તિ કહી છે તેમને પરને પીડા પમાડવી એજ એક વૃત્તિ થઈ પડી છે. જેમને સંતોષ એજ પરમ ધર્મ કહ્યો છે તેમને પ્રતિક્ષણ પ્રવૃદ્ધિ પામતો લોભજ સ્વાભાવિક ધર્મ થઈ પડ્યો છે' ઈત્યાદિ બહુ વિચાર કરતા કરતા મનમાં શ્રીકૃષ્ણદર્શનના ઉત્કટ ઉત્સાહથી મંદિરના દ્વાર પાસે જઈ 'હું નિષ્પરિગ્રહ ધર્મવાળો સાધુ છું' એમ સત્ય વાત જણાવી. તથાપિ તીવ્ર કોપવાળા તે ગુગળી બ્રહ્મબન્ધુઓએ અતિ તિરસ્કાર કરવાપૂર્વક દ્વારમાં રોકતાં તુરત પાછા વળી મંદિરની અતિસમીપે નહિ એવા કોઈ સ્થાનમાં બેસીને જાણે સર્વસ્વ નષ્ટ થઈ ગયું હોય અને સમગ્ર મનોરથો ભંગ થયા હોય એમ અંતરમાં અત્યંત ખેદ કરીને 'અહીં આવીને પણ શ્રીકૃષ્ણના દર્શન વિના મારાથી પાછું કેમ જવાય. ભગવાનતો સર્વ ભૂતોના સુહૃદ્ છે અને અનન્યભક્તિથી ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરી શકાય છે. તેમને કોઈ દ્વેષ્ય કે પ્રિય નથી. તો જ્યાંસુધી ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ દર્શન ન આપે ત્યાંસુધી અહીંથી એક પગલું પણ પ્રચલાયમાન થવું નહિ' એવો દૃઢ સંકલ્પ કરી, પરા ભક્તિથી દ્વારકાધીશ ભગવાનનું રૂપ મનમાં ધારણ કરી, સમગ્ર બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારનો પ્રત્યાહર કરી, ચાર દિવસસુધી સ્તંભની પેઠે અચળ થઇ ધ્યાનપરાયણ થયા. તે પછી પાંચમે દિવસે ભગવાન પ્રસન્ન થઈ પોતાનું દિવ્ય રૂપ દૃષ્ટિગોચર કરાવતા થકા મુનિપાસે આવિર્ભાવ થયા. મુનિ પણ તે પરમાદ્ભુત ભગવદ્રૂપને નિહાળતાં મનમાં અત્યંત હર્ષ પામી સ્તુતિ કરવા લાગ્યા. ભગવાને પણ પ્રસન્ન થઇને 'હે મુને! તમારી નિરૂપાધિ નિરવધિ ભક્તિથી તમને વશ હું થયો છું, વૃત્તાલયમાં શ્રીનારાયણની અર્ચામાં હું સદા વિરાજમાન રહીશ, તો તમારા જેવા ત્યાગી ભક્તોને મારા દર્શનનો આવો કલેશ ક્યારેય પણ નહિ રહે' એમ વરદાન આપી અંતર્ધાન થઈ ગયા. આ મુનિ દ્વારકાનાથ શ્રીકૃષ્ણના આવા દિવ્ય વચનથી અત્યંત આનંદ પામી, તે યાત્રાળુ અયોધ્યાવાસીઓની સાથે ત્યાંથી નીકળી દુર્ગપુરને પામીને શ્રીહરિને યાત્રાનું વૃત્તાંત નિવેદન કરતાં તેને સાંભળીને સમસ્ત મુનિઓ બહુ પ્રસન્ન થયા.

તે પછી ભગવાને દ્વારકાધીશનો દોલોત્સવ વૃત્તાલયમાં કરવાની ઈચ્છાથી મુનિ હરિજન મંડળ સાથે લઈ વડતાલ પધારી યથાવિધિ મહોત્સવથી ભગવાન્ લક્ષ્મીનારાયણનો પુષ્પદોલોત્સવ કરાવ્યો. તે સમયે દ્વારકાધીશ ભગવાને વરદાનને અનુસારે શ્રીનારાયણની અર્ચામાં સાન્નિધ્ય કરી સર્વ કોઇને પોતાનું પરમ રૂપ નયનગોચર કરાવ્યુ, તે પછી ભગવાને ત્યાં ગોમતીસ્નાન તથા તપ્તમુદ્રાની પ્રવૃત્તિ કરાવી. આજ અવસરમાં મુક્તાનંદ નામના મુનિમંડળમાં મુખ્ય મુનિ ભગવાનની સેવા માટે વટપત્તન થકી ત્યાંના કેટલાક ભાવિક ભકતોને સાથે લઈ ત્યાં આવ્યા. જે મહામુનિ ભગવાનેજ ધર્મમાર્ગના રક્ષણમાટે મોકલવાથી વડોદરા જઇને પોતાના અસાધારણ વિજ્ઞાન વૈરાગ્ય તપ આદિકના અતિશયથી વિમુખોને પણ સન્મુખ કરતા થકા, પ્રતિદિન ભગવાનનો મહિમા પ્રખ્યાપન કરતા થકા, કુમતિકલ્પનાથી કલુષિત ચિત્તવાળા વાદિઓનો વિમત વિક્ષોભને રજતમના સમુન્મેષને શમાવનારાં, સરવનાજ એક સમાશ્રયવાળાં, પ્રમાણપદથી નહિ પતિત (પ્રામાણિક) એવાં પ્રવચનોવડે પ્રશમાવતા થકા, બહુ જનોને ભગવાનના ચરણકમળમાં પરમ રૂચિ ઉત્પન્ન કરાવનારા હતા. અમૃતમય કિરણોના ઉલ્લાસથીજ જેમ એમ જેમના ઉપદેશ ઉલ્લાસથી સમગ્ર ઇન્દ્રિયોને આહ્લાદ આપનારા કોઇ અપૂર્વ પ્રકાશને પામીને રાજાના કેટલાક પ્રધાન અમાત્યો અને સ્વયં રાજા કુમતિરૂપ તમના નિરોધે રહિત થઈ સહજાનંદ સ્વામીના દિવ્ય પ્રતાપને અનુભવ કરનારા, ક્ષુધા તૃષાએ રહિત ચકોર હોય એવા થઈ ગયા હતા. આ મહાસમર્થ મુનિના મુખથી વડોદરાનિવાસી નરોની દૃઢ ધર્મનિષ્ઠા તથા ભક્તિનિષ્ઠાને સાંભળીને તેમની ઉપર ભગવાને પરમ પ્રીતિ કરી. તે ઉત્સવ પૂર્ણ થતાં આવેલા ભકતો સ્વસ્વગામે ગયા પછી સ્વય ભગવાન્ ત્યાંથી નીકળી ભકતોના ગામોમાં રહેતા રહેતા દુર્ગપુર પધાર્યા. ત્યાં કેટલાક દિવસો રહી ફરીથી ધર્મદેવનો જન્મોત્સવ કરવા સર્વ ત્યાગી ગૃહી ધર્મકુળ વિગેરે મંડળને સાથે લઈ વડતાલ પધાર્યા. તે ઉત્સવ યથાવિધિ પરિપૂર્ણ થતાં, બીજો જે સંકલ્પ સદાચાર્યસ્થાપનનો હતો તેને સફળ કરવા મહાસભા ભરી પોતાના ભાઇઓના પુત્ર અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજીને યથાવિધિ દત્તપુત્ર કરી આચાર્યપદમાં સંવત્ ૧૮૮૨

કાર્તિક શુક્લ એકાદશીએ અભિષેક કરી દેશવિભાગ કરી આપી, આચાર્યોને દેશવિભાગને અનુસારે સ્વસ્વદેશમાં ધર્મપ્રવર્તનરૂપ પરમ કર્તવ્યનો ઉપદેશ કરી ભક્તોને પણ ઉપયોગી ઉપદેશ આપ્યો.

આવા અવસરમાં બહુ દિવસથી શ્રીહરિનાં દર્શન કરવાની ઉત્કૃષ્ટ ઉત્કંઠાવાળા વડોદરાના અધીશ સયાજીરાવ મહારાજાએ મોકલેલા નારૂપંત નામના પ્રધાન પુરૂષે ભગવાનની સમીપે વડતાલ આવી પ્રણામ કરી મહારાજાએ મોકલેલી મહાવસ્ત્રાદિ ભેટ સામગ્રી સમર્પણ કરી સવિનય વિજ્ઞપ્તિ કરી કે-હે ભગવન્! અમારા મહારાજ સદાય આપના ચરણારવિંદની સેવાના અવસરની વાટ જોતા થકા મારાદ્વારા આપની પ્રાર્થના કરે છે. બહુ દિવસથી આપના ચરણકમળમાં દૃઢ ભાવવાળા તે મહારાજાને આપના દર્શનદાનથી કૃતાર્થ કરો. તેપછી ભગવાને પ્રધાનની પ્રાર્થના સ્વીકારીને કહ્યું કે-તમારા વિનયથી અને મહારાજાના પ્રેમથી અમો પરમ પ્રસન્ન થયા છીએ. થોડા દિવસમાં અમો વટપત્તન આવીશું. આ સમાચાર મહારાજાને જઇને નિવેદન કરો. ભગવાનની આવી આજ્ઞા માથે ચઢાવી નારૂપંતે વટપત્તન જઈ મહારાજાને શુભ સમાચાર કહ્યા. ભગવાનતો મુનિવર્ણિપદાતિમંડળને સાથે લઈ વડતાલથી નીકળી વટપત્તનની સમીપે પહોચ્યા. મહારાજાએ ભગવાન પધારવાની મંગળવાર્તા સાંભળતાંજ

છે આપ આ ગજેન્દ્ર ઉપર વિરાજમાન થાઓ અમાત્યની આવી પ્રાર્થનાને માન આપી સ્વયં ભગવાન્ નાગેન્દ્ર ઉપર વિરાજમાન થયા મુનિઓને બીજા ગજ રથાદિ વાહનોમા યથાયોગ્ય બેસાર્યા રાજમાર્ગમા ભગવાન પધારવાના મહોત્સવના દર્શનાતુર જનોના સઘોની જબરી ભીડ થઈ ગઇ મહારાજા પોતાના રાજભવનના દ્વાર સમીપે રહીને ભગવાનને પધારવાની વાટ જોતા થકા પધારતા તુરત સાષ્ટાગ પ્રણામ કરી ભગવાને અભિનદન કર્યા થકા ભગવાનની પાછળ ચાલીને રાજભવનમા ગયા પોતાના ભવ્ય રાજભવનમા સુવર્ણમય સિંહાસનમા ભગવાનને બેસારીને પોતે વિનયથી મસ્તક નમાવીને વિજ્ઞાપના કરવા લાગ્યા કે–હે ભગવન્! આપના જે ચરણારવિંદ આત્માની આકાક્ષાવાળાઓને શુભ આલબનભૂત છે તે મારા લોચનગોચર થયા તે મારૂં કોઈ સુકૃત હશે કે આપની કૃપાજ હશે આ રાજ્ય સુખને માટે નથી, કેમકે પગે પગલે અનર્થનુ સ્થાન છે પ્રભુતા રૂપ મદિરાના મદથી જે અધતા આવે છે તે રાજાઓને જરૂર રાજ્ય માથી પાડી નાખેછે સમગ્ર હૃદયગ્રથિને ભેદનારૂં આપનુ દર્શનજ એક મનુષ્યોના મગળ માટે છે એમ હુ માનુછુ મારૂ જે કાઈ સર્વસ્વ છે અને આ હૂં આ સર્વ આપને વિનયનમ્ર મસ્તકે નમસ્કાર કરી પ્રેમપૂર્વક નિવેદન કરૂ છુ ભગવાન આવુ રાજાનુ વિનયમધુર વચન સાભળીને આશિષ આપતા થકા બોલ્યા કે–હે રાજન્! આપની વાણી વિનય મધુર છે આ વાણીમા પ્રેમરસની અભિવ્યક્તિ અપૂર્વજ છે આ ભૂમિ આપના જેવા ગુણી ભર્તાના લાભથી અત્યત આનદ પામે છે આપ રાજપદમા વિષ્ણુની વિભૂતિનુ સ્મરણ કરાવો છે (રાજા વિષ્ણુની વિભૂતિ છે) અમારા અતરમા આશ્ચર્ય થાય છે કે–રાજકુળ સદાય પ્રભુતા મદથી અધ હોય છે એમા વિજ્ઞાનલેશના પ્રચારનો કે પરમહસોના પ્રચારનો અવસર ભાગ્યેજ હોય એમ છે તથાપિ તમારામા તો બન્નેના પ્રસારનો અવસર જણાય છે અમો આપ્તકામ છીએ તથાપિ ધર્મસેતુને નહિ ભાગનારા, વિજ્ઞાનામૃત રસમા લોલુપતાવાળા તમારા જેવાને ગોતતા થકા પૃથ્વી ઉપર વિચરીએ છીએ જેમ અમારા સમાગમથી આપને અત્યત આનદ અનુવર્તે છે તેમ અમોને પણ છે, કારણ કે આ કલિદૂષિત ભૂમડળમા જીજ્ઞાસુ જનો

સુદુર્લભ છે ભગવાનના આવા શ્રવણમધુર વચનામૃતને પાન કરીને હર્ષ રસથી પરિપૂર્ણ આશયવાળા મહારાજાએ ભગવાનના ચરણારવિંદમા અમૂલ્ય વસ્ત્ર વિભૂષણો વિગેરે અર્પણ કરી યથાવિધિ પૂજા કરી ભગવાનને પ્રથમથી તૈયાર કરી રાખેલા ઉચિત ઉત્તમ સ્થાનમા યથાપૂર્વ શોભાસાથે પહોચાડ્યા. રાજાએ ત્રણ દિવસ અસાધારણ ઉત્તમ આતિથ્ય કર્યું. અવસરની વાટ જોતા તે રાજાને તે અવસરમા ભગવાને હિતતમ અર્થોનો ઉપદેશ કર્યો. ત્યાંના ભક્તોને પણ ભગવાને દર્શન પૂજન ઉપદેશાદિકથી આનદિત કર્યાં ચોથે દિવસે પરિવાર સાથે ત્યાથી નીકળતા ભગવાનને મહારાજાએ યથાપૂર્વ શોભા સાથે સીમાડા સુધી વળાવ્યા થકા રાજા અને બીજા પ્રધાનજનોને પાછા વાળી પોતે વૃત્તાલયમાં પધાર્યા

તેપછી દેશદેશમાંથી આવેલા ભક્તોને સ્વસ્વદેશમાં મોકલીને પોતે એકાતતાથી દશમ પચમ સ્કધનું શ્રવણ કર્યું એક દિવસે એકાતમાં બેસી દૂર દેશ કાળમાપણ પોતાના સમસ્ત સમાશ્રિતોને ધર્માદિ તત્ત્વનો બોધ આપવામાટે સર્વ સચ્છાસ્રોમાથી સમુદ્ધાર કરેલો, શિક્ષાપત્રી નામથી પ્રસિદ્ધ ઉપદેશસારનો સર્વત્ર પ્રકાશ કર્યો તે પછી ત્યાંથી શ્રીનગર અતર્કિત પધારતાં ત્યાના ભક્તોએ સેવ્યાથકા ત્યાં રહી શ્રીવાસુદેવમાહાત્મનું શ્રવણ કરી પુષ્પદ્દોલોત્સવ કરી, ત્યાથી ભાલ દેશમાં ભક્તોની પ્રાર્થનાથી વિચરતાં ધોલેરા પધારી ત્યાના ભક્તોની પ્રાર્થનાથી અદ્‌ભુતાનદમુનિને મોકલીને કરાવેલા મદિરમા મદનમોહન ભગવાનની યથાવિધિ સવત્ ૧૮૮૨ ના વૈશાખ શુક્લ ત્રયોદશીએ પ્રતિષ્ઠા કરી ત્યાથી દુર્ગપુર પધાર્યા.

તે પછી કોઈ અવસરમા પોતે આચાર્યપદમાં પ્રતિષ્ઠાપન કરેલા જીજ્ઞાસુ દત્તપુત્રોને ઉદ્દેશીને ત્યાગી ગૃહીનો સામાન્ય વિશેષ દીક્ષાવિધિ સવિસ્તર કહ્યો તથા વાર્ષિક વ્રતોત્સવોનો વિધિ કહ્યો. કોઈ દિવસે ગોપાળાનદ મુનિના પુછવાથી ત્યાગીઓને અત્યત અપેક્ષિત ધર્મામૃતનો સવિસ્તર ઉપદેશ કર્યો એક દિવસે નિત્યાનદમુનિના પુછવાથી સવિસ્તર જ્ઞાનોપદેશ કહ્યો એક સમયમાં સનાતન સદ્ધર્મનુ સવિસ્તર સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળા શિવરામ વિપ્રને ઉદ્દેશીને ચાર વર્ણ તથા ચાર આશ્રમના સામાન્ય વિશેષ સદ્ધર્મો કહી સભળાવ્યા તેપછી સૌરાષ્ટ્-

દેશના ભક્તોની પ્રાર્થનાથી ભગવાન વાસુદેવ દ્વારકાનાથના વિહરણ સ્થાનભૂત રૈવતાચળની તલેટીમાં આવેલા જુનાગઢમાં બ્રહ્માનંદમુનિને મોકલી કરાવેલું મંદિર તૈયાર થતાં સ્વયં ત્યાં પધારી તે મંદિરમાં સં. ૧૮૮૪ ના વૈશાખ કૃષ્ણ દ્વિતીયાએ શ્રીરાધારમણાદિ મૂર્તિઓની યથાવિધિ પ્રતિષ્ઠા કરી ભક્તિમાર્ગ સર્વસુગમ કરી દુર્ગપુર પધાર્યા એક દિવસે જીજ્ઞાસુ વર્ણિરાજ મુકુંદાનદજીને ઉદ્દેશીને શ્રીહરિએ બ્રહ્મચારિઓના બૃહદ્ધર્મો સવિસ્તર કહ્યા. એક દિવસે જીજ્ઞાસુ શતાનદમુનિને ઉદ્દેશીને સાંગ યોગનો સવિસ્તર ઉપદેશ કર્યો. એ રીતે પરબ્રહ્મ ભગવાન્ શ્રીસહજાનદસ્વામી તે તે ગામ નગરમાં ધર્મમાર્ગની પ્રતિષ્ઠા કરવાપૂર્વક ભક્તિપૂરને પ્રવર્તાવતા થકા, અનેક પ્રાણિવર્ગને સમુજ્જીવન કરતા થકા, પાપાચારના પ્રચારને પ્રશમન કરતા થકા, કલિયુગનેપણ સત્યયુગ કરતા થકા, પોતાના ચરણારવિંદના સુકનાથી પૃથ્વીને કૃતાર્થ કરતાથકા, વિશેષપણે ભક્તોની ઉપર અનુકંપાથી દુર્ગપુરમાં રહ્યા. પોતાના પરમૈકાંતિક સપરિવાર ઉત્તમરાજાની પ્રાર્થનાથી વિરક્તાનંદ મુનિદ્વારા મહા રમણીય મંદિર કરાવીને સંવત્ ૧૮૮૫ ના આશ્વિન શુકલ દ્વાદશીએ શ્રીગોપીનાથ પ્રતિમારૂપથી વિરાજમાન, સર્વ અવતારોનું કારણ, પર અક્ષરથકી પર એવા પોતાના દિવ્ય રૂપની યથાવિધિ પ્રતિષ્ઠા કરી. તેપછી શ્રીજા સંકલ્પનું અનુસ્મરણ કરી સત્સંગિજનોના જીવનરૂપ, વર્ણાશ્રમધર્મના વિવેચનગર્ભિત પારમૈકાંતિક ધર્મને પ્રકાશ કરનારૂં, પોતાના ચરિત્રામૃતરસથી પરિપૂર્ણ, પાંચ પ્રકરણોથી વિભાગ કરેલું, વિસ્તૃત એવું સચ્છાસ્ત્ર પોતાના પરમ એકાંતિક સેવક ત્રિકાળજ્ઞ સમાધિનિષ્ઠ શ્રીમાન્ શતાનંદ મહર્ષિપાસે કરાવી ધર્માદિકનું રહસ્ય સર્વ જનને બોધ થાય એવું સુગમ કરી આપ્યું.

એ રીતે પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીહરિકૃષ્ણ ભગવાન્ પોતાનું અખિલ મંગળકારી અમાનુષ આશ્ચર્યકારી દિવ્ય ચરિત્ર માનુષ ભાવમાં પ્રખ્યાપન કરતા, ભૂતળમાં વિજ્ઞાનપ્રકાશને પ્રસારતા, ભગવદ્ભક્તિરૂપ અમૃત પ્રવાહને ઉત્તરંગિત કરતા, આશ્રિત જનોના મનને વાત્સલ્યામૃતની વૃષ્ટિથી સંપ્રહર્ષિત કરતા, અપરાધિઓને પણ અનુકંપાથી ભક્તોની પેઠેજ પ્રહર્ષિત કરતા, તેના તેના અર્થી જનોને તે તે અભિલષિત અર્થ આપીને

આહ્‌લાદિત કરતા, દીન જનની ઉપર અતિશય દયા રાખનારા, પરનાં દુઃખો દેખીને દીલમાં દુરંત દુઃખીયા થતા, પામરોનેપણ સન્મુખ થતાં પ્રેમાર્દ્રદૃષ્ટિથી દેખતા, માર્ગે માર્ગે જ્યાં ત્યાં સંસારકૂપમાં પડેલા શરણમાટે આક્રંદન કરતા જનોને વિદ્યા વૃત્ત વિગેરે સાધનો શોધવાના વિલંબ વિનાજ તત્કાળ પોતાનો હસ્તાવલંબ આપીને ઉદ્ધાર કરતા થકા, પોતાનો પ્રાદુર્ભાવ પૃથ્વીઉપર કેટલોક સમય સર્વના યોગક્ષેમમાટે પ્રકાશ કરીને, પ્રાદુર્ભાવનું નિમિત્ત પરિપૂર્ણ થતાં પોતાના પરાત્પર ધામ પ્રત્યે પધારતાં પોતાના અનન્ય ભક્તોત્તમ ત્યાગી ગૃહીઓને પાસે બોલાવી ધર્માનુબન્ધી અનેક ઉપયોગી અર્થોનો ઉપદેશ કરી, તેમની આત્યંતિક શાંતિ કરી, પોતે સ્વાત્મસ્વરૂપ સમાધિમાં વિલીન થઈ સંવત ૧૮૮૬ ના જ્યેષ્ઠ શુકલ દશમીએ નરલોકના અનુકરણમાટે સ્વેચ્છાથી સ્વીકારેલા માનુષ સજાતીય શરીરને ત્યાગ કરી પોતાના તેજોવિશેષે યુક્ત થઈ સર્વને જોતાંજ અંતર્ધાન થઈ ગયા.

એ રીતે સાંપ્રદાયિક પ્રામાણિક પ્રબન્ધને અનુસારે ભગવાન્ સહજાનંદસ્વામીનું દિવ્ય પવિત્ર ચિત્ર ચરિત્ર સંગ્રહ કર્યું, હવે ગુણાનુવર્ણન બાકી રહેછે આ ભગવાન જ્ઞાન આનંદાદિ અનંત કલ્યાણ ગુણગણના નિધિ છે. પરંતુ જે ગુણોના પ્રેરાયા થકા આ પ્રાકૃત લોકમાં અવતાર ધરે છે, જે ગુણો લોકોને ભગવદાશ્રય કરવામાં ઉપયોગી છે, જે ગુણો કેવળ પરપ્રયોજન અર્થેજ છે, જે ગુણોવડે સજ્જનો અંતરમાં અત્યંત આહ્‌લાદ પામે છે, જે ગુણોના દર્શનથી અસૂયાળુઓ પણ ગુણ ગ્રહણ કરી આત્મશુદ્ધિમાં સમર્થ થઈ આગળ ઉપર મોક્ષના અધિકારી હોઈ શકે છે એવા ગુણવિશેષો વિશેષપણે વર્ણવવાની જરૂર છે. એવા ગુણો કારૂણ્ય સૌશીલ્ય –સારલ્ય વાત્સલ્ય ઔદાર્ય ક્ષમા આદિક છે. આ ગુણો ગ્રંથોમાં ચરિત્ર વર્ણન પ્રસંગે અર્થાત્ વર્ણવ્યા છે અને પ્રામાણિક પુરૂષના મુખથકી શ્રવણ થાય છે અને કોઈ કોઈ સ્થળે અદ્યાપિ પ્રત્યક્ષથી અનુભવાય છે માટે તેને વિશેષપણે વર્ણવવાનો અવસર નથી તથાપિ આ ચરિત્રપ્રસંગથી સંગ્રહમાં વર્ણવ્યા હોય તો જીજ્ઞાસુ જનોને બહુ ઉપયોગના થાય એમ જાણીને આ અલ્પ આરંભ કર્યો છે.

ભગવાન્ સહજાનંદ સ્વામીનું આ એક અસાધારણ મહાવ્રત હતું કે-કોઈનાપણ ક્યારેયપણ દ્રોહનું ચિંતન પણ કરવું નહિ. તેમાં પોતાનુંજ વચનામૃત છે કે-'અમારા આશ્રિત જનોએ ભગવાન, ભગવદ્ભક્ત, બ્રાહ્મણ અને રાંક જન તેમનો ક્યારેય પણ દ્રોહ કરવો નહિ, કેમકે અમારોતો એવો સ્વભાવ છે જે એક તો ભગવાન ને બીજા ભગવાનના ભક્ત ને ત્રીજા બ્રાહ્મણ અને ચોથો કોઈ ગરીબ મનુષ્ય આ ચારથી અમે અતિશય બીએ છીએ કે 'રખે એમનો દ્રોહ થઈ જાય નહિ અને એવા તો બીજા કોઈથી અમે બીતા નથી' ઈત્યાદિ. તે તે સમયે સહજાનંદ સ્વામીની ગુણી પ્રખ્યાતિ નહિ સહન થતાં બહુ વેરાગીઓ તથા બીજા કેટલાકો ધૂળ નાંખવી પથરા મારવા બીભત્સ બોલવું માર મારવો ઈત્યાદિ અનેક અત્યાચારોથી તેમના અને તેમના ભક્તોના પરિદ્રોહમાં પ્રવર્ત્યા હતા. પોતે તે દુર્જનોનો નિગ્રહ કરવામાં સામર્થ્યવાળા હતા તથાપિ તેમનો સામો બદલો વાળવાના ઉપાયમાં એક ક્ષમાવ્રતનુંજ આલંબન કરી રહ્યા હતા. એમાં એક ઉદાહરણ છે કે-કોઈ સમયે ભગવાન્ કોઈ ગામ થકી કોઈ ગામ પ્રત્યે જતાં માર્ગમાં 'આ ગામમાં આપણો વિદ્વેષિવર્ગ વિશેષ છે' એમ જાણતાં છતાં પણ નિજજનોને ક્ષમાવ્રત ગ્રહણ કરાવવા આજ્ઞા કરી કે-'આ સમીપમાં આવતા ગામમાં અસૂયાવિષ્ટ હૃદયવાળા બહુ થોકો છે, તેઓ આપણને ગામમધ્યે પ્રવેશ કરતાં કદાચિત્ પીડાપણ પમાડે, ગામથી બહારજ માર્ગાન્તરથી ખસી નીકળીએ તો પીડાનો પ્રસંગતો ન આવે પરંતુ આપણા ક્ષમાગુણના પ્રસારનો અવકાશ ફરીથી આવો ન આવે, તમારૂં ક્ષમાવ્રત કેટલું છે તેનો પણ નિશ્ચય થવો જરૂરનો છે, માટે આપણે આજ ગામના મધ્ય માર્ગથીજ જઇએ.' આ પ્રકારે આજ્ઞા કરી પોતે મુનિમંડળથી વિંટાઇને, વીર ક્ષત્રિયકુમાર અશ્વારોએ પાછળ ગતિ કર્યા થકા અને બીજા કેટલાક પરિજનોએ પરિચર્યા કર્યા થકા એજ ગામમધ્યે પ્રવેશ કર્યો. પ્રવેશમાત્રમાંજ તેમની ઉપર ઈર્ષ્યાતિશયથી ઉત્પન્ન થએલા કોપવેગથી વિનષ્ટ વિજ્ઞાનવાળા કેટલાક પામરો ધુળ નાંખવી પથરા ફેંકવા બીભત્સ બોલવું ઈત્યાદિ અસહ્ય અનેક અત્યાચારો કરવા પ્રવર્ત્યા. તે સમયે આયુધધારી શૂરવીર ક્ષત્રિયકુમારો ભગવાનના આજ્ઞામંત્રથી બંધાઈ ગ-

એલા હોવાથી પોતપોતાના ક્ષાત્ર સ્વભાવને ભુલીજ ગયા. નહિ તો સમસ્ત વિદ્વેષિવર્ગ એમની એકજ તરવારધારાને પર્યાપ્ત થાત-એકથીજ મરણ પામી જાત. તે ક્ષત્રિયકુમારો નીચી દૃષ્ટિ રાખી સ્વામીની આજ્ઞાને સભારતા સભારતા તેમની સાથેજ તેજ માર્ગથી તે ગામની બહાર ચાલી નીકળ્યા તે વિદ્વેષિઓ 'क्षमाखड्गं करे यस्य दुर्जनः किं करिष्यति । अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति' આ ન્યાયથી પાપવ્યાપારમાંથી વિરામ પામી ગયા ભગવાન તે સર્વેની સાથે જવા ધારેલા સ્થાનકે જઈ પોતાની પેઠે પોતાના મહાશૂરવીર જનોએ પાળેલુ ક્ષમાવ્રત જોઈને તેમની ઉપર અપાર પ્રસન્ન થઈ ગયા આવા સર્વાતિશાયી ક્ષમાવ્રતના જોવાથી 'આજ પુરૂષોત્તમ ભગવાન્ છે' એવો નિશ્ચય કરી કેટલેક કાળે પ્રેમાતિશય પ્રકટ થતાં તે અપમાન કરનારાઓએ પણ ભગવાન્ સહજાનદસ્વામીનો સમાશ્રય કર્યો આવું વ્રત ભગવાને તે તે સમયે બહુ સ્થળમાં પ્રકટ કર્યું હતું મુનિઓને અજ્ઞાનિ જનોને ઉપદેશ આપવા દેશદેશમા મોકલતા આવાજ ક્ષમાવ્રતનો ઉપદેશ આપ્યો છે. આ પ્રબન્ધમાં તેવા પોતાનાં વચનો છે કે-'गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः । क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥' 'क्रौर्यं कार्यं न कस्मिंश्चित्' 'कस्यापि प्राणिनो हिंसा नैव कार्याऽत्र मामकैः' 'क्षमैवैकास्ति भूषणम्' 'प्रशसन्ति क्षमां नित्यं जगतामीश्वरा अपि...ममापि सर्वत्रा प्रेष्ठा क्षमैव मुनयः ! किल । तस्मान्मदीयैर्युष्माभिः क्षमा धार्या सदा भुवि ॥' ઇત્યાદિ.

ભગવાન સહજાનદસ્વામિમા બીજો આ સ્વાભાવિક ગુણવિશેષ હતો, શો ? તો પરનું દુ ખ ન સહન થતા સ્વાર્થની અપેક્ષા વિના તેનુ દુ ખ ટાળવા પ્રવર્તવુ તેરૂપ દયા છે આ દયાગુણથીજ જ્ઞાન શક્તિ આદિક ગુણોની ગુણતા છે, જો દયાગુણ ન હોય તો જ્ઞાનાદિ ગુણો કશા અર્થના નથી, નિરર્થક જેવા છે. આ ભગવાન્ જ્યારે જ્યારે અતિદીન, કરમાઈ ગએલા મુખવાળા, અશ્રુપૂર્ણ નેત્રવાળા, દુ ખી જનને દેખે ત્યારે તત્ક્ષણ દયાથી ભીના હૃદયવાળા થઈ સ્વય સહજાનદ (સ્વાભાવિક આનદમય) છે તથાપિ દુ ખવ્યાકુળ થઈને તેનુ દુ ખ ટાળવા સાક્ષાત્ પોતેજ પ્રયત્ન કરતાં તેમાં પોતાની જગન્નિયતૃત્વાદિ અક્ષરપરતરત્વાદિ મોટપનેપણ ભુલી જતા હતા

અને તે સમયે તેમને આ આપવા યોગ્ય છે આ આપવા યોગ્ય નથી એવો વિભાગ પણ રાખતા નહિ. પોતાપાસે જે વસ્ત્ર કે રૂપીયા કે સોનામહોર કે બીજું જે કોઈ તેના દુઃખને દૂર કરનાર હોય તે તેને તરત આપીને પરનું દુઃખ શમાવતા હતા. આજ સ્વાભાવિક ગુણાતિશયથી પોતાના ગુરૂ રામાનંદસ્વામીએ સુપ્રસન્ન થઈ વર વરવાનું કહેતાં બીજા વરો નહિ માગતાં લોકહિતોપયોગી આવોજ વર માગ્યો છે કે–'આ સત્સંગમાં કોઈને પ્રારબ્ધકર્મ પરિપાકને લીધે અન્નવસ્ત્રાદિક નહિ મળવાના કલેશ કારણથી દુઃખનો પ્રસગ આવવાનો હોય તથા મરણસમયમાં મહા દુઃખનો પ્રસંગ આવવાનો હોય તો તે બધો દુઃખપ્રસગ મનેજ ભલે પ્રાપ્ત થાય પણ તેઓને તે થાય નહિ, તેતો દુઃખરહિતજ રહે.' આ દયાની બાબતમાં પોતાનું વચનામૃત છે કે– પૂર્વ દેશમાં એક સમયે નાગડા વેરાગીની જમાત ભેળો હુ હતો તે મને સર્વે વેરાગીએ કહ્યુ જે 'તાંદળજાની લીલી ભાજી તોડો' ત્યારે મેં કહ્યુ જે 'એમાંતો જીવ છે તે અમે નહિ તોડીએ' પછી એકજણે તરવાર ઉગાડી કરીને ડારો કર્યો તોપણ અમે લીલી ભાજી ન તોડી, એવો અમારો દયાવાળો સ્વભાવ છે' 'હુ તો દત્તાત્રેય જડભરત નારદ અને શુકજી તે સરખો દયાવાળો છુ' 'અને અમારાથી તો એક ગરીબ પણ દુઃખાયો હોય તો અમારા અતરમાં એવો વિચાર આવેછે જે–ભગવાન્ સર્વાન્તર્યામી છે તે એક ઠેકાણે રહીને સર્વના અતરને જાણેછે માટે જેને અમે દુઃખવ્યો તેનાજ અંતરમાં વિરાજમાન હશે ત્યારે અમે ભગવાનનો અપરાધ કર્યો એમ જાણીને તેને પગે લાગીને તેને જે કાંઈક લેવુ હોય તે આપીએ પણ જે પ્રકારે તે રાજી થાય તેમ કરીએ છીએ' 'અને રઘુનાથજીને વિષે શરણાગતવત્સળપણું તો ખરૂં પણ તે શરણાગત જો જરાય વાંકમાં આવ્યો હોય તો તેનો તત્કાળ ત્યાગ કરી દે...એવી તો રામાનદસ્વામિની પ્રકૃતિ હતી...અમારી પ્રકૃતિતો એવી નથી, અમારેતો પરમેશ્વરના ભક્ત ઉપર અતિશય દયા વર્તેછે' ઈત્યાદિ. કોઈ સમયે ભગવાન દુર્ગપુરમાં રહ્યા હતા ત્યારે દુર્ગતિને પામેલો, દુષ્કાળને લીધે ખાવાનું નહિ પામેલો, ભૂખવેગથી શિથિલ કરણ કલેવરવાળો, કોઈ અનાર્થીનો દીનધ્વનિ મધ્ય રાત્રિએ સાંભળ્યો. સાંભળતાં તરતજ હૃદયમાં દયા આવતાં સુઈ ગએલા સેવકોને જલદી જ-

ગાડીને પોતેજ અન્ન સંપાદન કરી તેને જમાડયું. વળી વડતાલની સમીપે કોઈ એક ગામ હતું, તેમાં કોઈ કોળી કુળમાં જન્મેલી, જેને કોઈ શરણ ન હતું, જેને પુત્રાદિ પોષ્યવર્ગ વિશેષ હતો, અનાવૃષ્ટિને લીધે ક્ષેત્રમાં અન્નપાક વિનાશ પામતાં કોઈ કોઈ પ્રકારે જીવવાનો પ્રયત્ન કરતાંથકાં પણ જીવનનો ઉપાય નહિ જડતાં બહુ દુઃખી થએલી કોઈ સ્ત્રી હતી. કોઈ સમયે દૈવવશાત્ ત્યાં પધારેલા ભગવાનના ચરણમાં પોતાના જીવન ધારણનો અસહ્ય ક્લેશ તેણીએ નિવેદન કરતાં, તેનું તે દુઃખ નહિ સહન કરી શકતા કૃપાળુ ભગવાને તેનું દુઃખ શમાવા વાસ્તે તેને કહ્યું કે-'તું કશો ભય રાખીશ નહિ, તારા ઘરમાં જે કોઠી છે તેજ તને અનવધિ ધાન્ય આપશે, તુરત તેના મુખભાગને દૃઢપણે શીડી લે, એનું મુખ ક્યારેય પણ ઉઘાડવું નહિ, દરરોજ નીચેના નાના દ્વારથી જેટલું જરૂર હોય તેટલું અન્ન ગ્રહણ કરવું' એમ કહીને તરતજ તે કોઠીને નિર્દેશ કરી બતાવતા હોય એમ પોતાના કરકમળમાં ધારેલી સોટીનો સ્પર્શ કરાવતાં તે કોઠી તત્ક્ષણ ધાન્યથી ભરપુર થઈગઈ અને અપેક્ષિત સમયે અનાજ આપતી થઈ. આ પ્રસાદીની કોઠી અદ્યાપિ તેના વંશજોના ઘરમાં રહેલી દર્શન આપેછે કોઈ રવજી નામના ઋણદુઃખી દ્વિજનું મહાદુઃખ દેખીને તેને ઘણું ધન અપાવી તે દુઃખમાંથી ભગવાને મુકાવ્યો આ પ્રમાણે એવાં અનેક ઉદાહરણો છે. એ રીતે તેતે સ્થળમાં ત્યારે ત્યારે જે પરદુઃખ લૌકિક ઉપાયથી ટાળી શકાય એવું હોય તેને તેવાજ ઉપાયથી અને જે અલૌકિક ઉપાયથી ટાળી શકાય એવું હોય તેને તેવાજ ઉપાયથી ટાળી નાંખતા થકા પોતાની નિરૂપાધિ નિરવધિ કૃપા પ્રકાશ કરી છે. શિક્ષાપત્રીમાં તેવી દયાને ઉદ્દેશીને પોતાનું વચન છે કે-'**सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः**'

આ ભગવાનનું સૌશીલ્ય (સારલ્ય-પોતે મોટા હોવા છતાં પણ મંદનીસાથે પણ અણુમાત્રપણ કપટ રાખ્યા વિના તેની સાથે સંશ્લેષ કરવો તે) અનવધિ અનુપમ હતું. એમને એવો વિભાગ ન હતો કે-આ જાતિથી ઉચ્ચ છે અને આ નીચ છે, આ વિદ્યાથી શ્રેષ્ઠ છે અને આ કનિષ્ઠ છે, આ બાળ છે અને આ વૃદ્ધ છે, આ આપણા સમાગમ સુખને યોગ્ય છે અને આ યોગ્ય નથી. જેઓ પોતાવિષે પ્રેમાનુબન્ધ બાંધે અથવા સદુપ-

દેશશ્રવણુમાં સન્મુખ થાય તે ભલે સ્ત્રિયો હોય કે વૈશ્યો હોય કે શૂદ્રો હોય કે તેથી પણુ નીચી પાપયોનિના હોય પણુ તે સર્વે આ સુશીલ ભગવાનને પરમ પ્રિય થતા હતા અને તે સર્વને પ્રસન્ન કરવા એજ પરમ પ્રયોજન માનતા હતા. પોતાને કશું પ્રયોજન ન હતું માટેજ હિત તમનો ઉપદેશ કરતાં શિક્ષાપત્રીમાં સર્વને અધિકાર કરીને સંસૃતિસાગર તરવાનો સરલ ઉપાય અને તદનુરૂપ ધર્મ કહ્યો આ સરલતાના સમ્બન્ધમાં પોતાનુંજ વચનામૃત છે કે-'અને અમે પોતાને સ્વાર્થે કરીને લાખો માણસમાં નથી રહેતા અમે તો ભગવાન તથા ભગવાનના ભક્તને અર્થે માણસના ભીડામાં રહીએ છીએ અને ભગવાનના ભક્તને અર્થે ગમે તેવી પ્રવૃત્તિ કરવી પડે તેપણુ અમે નિવૃત્તિ જાણીએ છીએ એવા જે દૃઢ સત્સગી વૈષ્ણવ છે તેજ અમારે તો સગાવહાલા છે અને તેજ અમારી નાત છે' 'અને અમેતો જે મન કર્મ વચને પરમેશ્વરના ભક્ત છે તેને અર્થે અમારો દેહપણ શ્રીકૃષ્ણાર્પણ કરી રાખ્યો છે' 'મહારાજતો આકાશ સરખા નિર્લેપ છે અને એમને કોઇ પોતાનું પણુ નથી અને પારકું પણુ નથી' (**'समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः.'** એની પેઠે જાણુવું) 'અને આ દેહ રાખીએ છીએ તેપણુ સત્સગિને અર્થે રાખીએ છીએ પણુ બીજો કોઈ દેહ રાખ્યાનો અર્થ નથી' 'અમે સ્વામિનાં દર્શન થયા મોર નવ મહિના સુધી મુક્તાનદસ્વામીની આજ્ઞામાં રહ્યા હતા' 'જો ભગવાનનો ખરેખરો ભક્ત હોય તો હું તો તે ભગવાનના ભક્તનો પણુ ભક્ત છું અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરૂંછું એજ મારે વિષે મોટો ગુણુ છે' ઈત્યાદિ આ સૌશીલ્ય-સાગર ભગવાન શ્રીહરિ વડતાલ દુર્ગપુર વિગેરે ગામોમાં થએલા મહોત્સવો ઉપર દેશદેશમાંથી આવેલા અસખ્યાત ભક્તોની ભીડને લીધે કોઈ બાળ વૃદ્ધાદિકને પોતાનાં દર્શનાદિ ન થયા હોય તો પોતે તે ભક્તનો પ્રેમાનુબન્ધ જાણીને રાત્રિએ પરિમિત પાર્ષદો સાથે લઇ તેઓ જ્યાં જ્યાં ઉતર્યા હોય ત્યાં જઇ તેમને દર્શનાદિ આપી સ્વાસ્થ્ય પુછીને અપેક્ષિત પરિપૂર્ણુ કરીને પરમાનદ પામતા હતા વળી કોઇ સમયે દર્શનની ઇચ્છાવાળા જુનાગઢના રાજાના બહુ માનપૂર્વકના આમન્ત્રણુથી પોતે મેનામાં બેસી મુનિમડળ અને રાજપુરૂષો સાથે રાજોપચારથી રાજભવન પ્રત્યે જવા

निकळ्या. ते समयमां कोइ बाळक प्रेमातिशयथी एक कोमळ काकडी फळ लइ मेना पाछळ दोड्यो आवतां बीजा घणा परिजनोए बहु वारवा छतां पण चपळ बाळस्वभावथी रोकनारने नहि गणीने जेम तेम करी मेना पासे आवी प्रहर्षवेगथी प्रणाम करी ते काकडी भगवानने अर्पण करी. भगवान तो 'आ बाळक मारे विषे अतिशय आदरवाळो छे, एनुं वय कापट्य प्रवेशरूप दूषणनुं स्थान नथी (निष्कपट छे) अने एनो बाळभाव विविध दुराशाना प्रवेशे शून्य छे (निष्काम छे) एम विचारीने तेणे आपेली काकडी तेना प्रेमरसनेज शुं? एम स्वाद लेता लेता सर्व समाजने जोतांज असंकोचथी जम्या. ए बाळकपण जाणे सर्वे कामो परिपूर्ण थया एम प्रहर्ष पामी भगवानने प्रेमपूर्वक प्रणाम करी चाल्यो गयो. सारल्यनुं स्वरूप नहि समजनारा जनोतो बहु विस्मय पाम्या. राजातो आवा सारल्य स्वभावने जोइने बहु हर्ष पाम्या. आ सरलता परना श्रेय माटेज प्रवर्ततो गुणातिशय छे एम आसुरप्रकृति विनानो कोण न माने? मानेज. वळी आ भगवानने पूजास्वीकारवामां बीजा प्राकृत पुरुषोनी पेठे 'आ राजा छे आ रंक छे' एवो विभाग न हतो, प्राकृततो 'आ धनाढ्य छे' एवा नाम श्रवणमात्रथी प्रहर्ष पामी ते धनाढ्यना प्रेमनेज परम प्रयोजन मानी कोई दरिद्रि प्रार्थना करवा छतां पण तेने पडतो मुकी धनाढ्यनी सन्मुख दोड्यो जाय. आ अप्राकृत भगवानतो पत्र पुष्प फळ के जळवडे प्रेमपूर्वक कराती रांकनी पूजाने स्वीकारवा राजाने पण पडतो मुकी पोते तेना घरप्रत्ये पधारी ते रंके करेली पूजामां प्रेमार्द्र हृदयवाळा तेते समये थता हता. एवीज रीते जातिथी मोटा होय तेना करतां पण नीचोए प्रार्थना करतां तेमां अधिक प्रेमानुबन्ध बांध्यो हतो. कोइ समये सुरतमां अरदेसर नामना पारसीए परमादरथी प्रार्थना करतां परमहंसोनी साथे तेने घेर जई तेणे करेली पूजा स्वीकारी, प्रेमातिशयने सूचवनारा अंगमेळाप (भेट्य) थी अभिनंदन करी, पोतानो प्रसाद तेना वंशमांपण पाछळ प्रसिद्धपणे चालु राखवा पोतानी पाघ तेने आपी. ते पारसीपण जीवितपर्यंत ते पाघनी साक्षात् भगवानना जेवीज भावथी पूजा करतो हतो. अद्यापि तेना वंशजो आदरथी ते पाघनी पूजा करता देखा-

થછે. વળી કોઈ કોઈ સમયે પોતાને અનેક રાજાઓ સેવા કરનારા છે અને પરિચર્યા આચરનારા અનેક અનુચરો છે તથાપિ પોતાના ચરણાશ્રિત સાધુ બ્રહ્મચારી પાર્ષદાદિકોને પ્રેમપૂરથી ઉત્તરગિત થયેલા સૌશીલ્યને લીધે પોતાનું અક્ષરપરતરત્વાદિ ગૌરવ ભુલી જઇને પોતાને હાથેજ વિવિધ રસમય પાકો કરીને પોતેજ પિરસીને પુષ્કળ જમાડતા હતા. કોઈ સમયે મુનિઓને દેશાંતરમાંથી આવતા સાંભળીને સન્મુખ જઈ પ્રણામાદિ કરતા હતા. અને હરિજનોની પ્રિય આત્માની પેઠે પોતાનું ગૌરવ કે વિચરણાદિ કલેશ નહિ ગણીને વિના શંકા તેમની મનોવૃત્તિને અનુસારે સંભાવના કરતા હતા. આ સર્વે સરલતાનોજ અતિશય છે. એ રીતે લોકહિતોપયોગી સરલતાનાં અનેક ઉદાહરણો છે.

આ ભગવાનની ઉદારતા અનુત્તમ અને અનુપમ અસાધારણ હતી. પોતે અપેક્ષિત થકી અધિક આપીનેપણ 'મેં આને આટલું આપ્યું' એમ ક્યારેય-પણ માનતા નહિ. કિંતુ સત્પાત્ર પ્રતિગ્રહ કરનારા મળે તો અમારો જે નહિ પરિગ્રહ કરવાનો સ્વાભાવિક સદ્ધર્મ છે તેનું સંરક્ષણ થાય છે, કેમકે અમારા ચરણતળમાં અર્પણ કરેલા ધનના સ્પર્શનેપણ અમારા હસ્તતળ સહન કરી શકતા નથી એટલે અમો હાથથી કશો પરિગ્રહ કરતા નથી તો આ અમારો જે સહજ ધર્મ છે તેને તે પ્રતિગ્રહ કરનારા સત્પાત્રો સંરક્ષણ કરેછે એમ માનતા હતા. કોઈ સમયે મહોત્સવમાં સભામાંજ કોઈ રાજ-કુમારો અને ધનાઢ્યોએ આ ભગવાનની પૂજા કરતાં અર્પણ કરેલાં ભારે ભારે રાજલાયક વસ્ત્ર વિભૂષણ વિગેરે અને ધન પોતાપાસે ભાગવત વાંચતા કોઈ દુર્ગતિને પામેલા (પ્રયાગજીત વિગેરે) વિપ્રને તરતજ તે સર્વને ત્નેતાંજ આપી દઇને પોતે મનમાં બહુ પ્રહર્ષ પામ્યા હતા. આવી વાત અનેક સ-મયે સભામાંજ અતિવ્યક્તપણે પોતેજ કહેતા હતા કે-(વચનામૃતમાં પ્ર૦ ૧૮) અમો સર્વથા નિષ્પરિગ્રહ અને પૂર્ણકામ છીએ તથાપિ બીજાઓના હિતમાટેજ તેમણે અર્પણ કરેલું અંગીકાર કરીએ છીએ પણ સ્વાર્થમાટે સ્વીકારતા નથી. તેવા અંગીકારથી આપનારાઓ પરલોકમાં પરમ શ્રેય પા-મશે અને લેનારા યાચકો આ લોકમાં સુખીયા થશે. એમ તે બન્ને જણ અમારા પ્રસાદના પાત્ર થશે. કોઈ સમયે મહાસભામાં સિંહાસનમાં વિરા-

જેલા ભગવાનની પૂજા કરવા કોઈ ( દિવબંદરના ) પ્રેમી ભક્તો મહા અમૂલ્ય વસ્ત્ર વિભૂષણ વિગેરે લઇને સભામાં આવ્યા. ભગવાનતો તેમને પોતાની પાસે આવતા દૂરથી દેખીને તેમજ તેમનો નિરતિશય ભક્તિભાવ દિવ્યદૃષ્ટિથી જોઇને પોતેજ તત્ક્ષણ સિંહાસન ઉપરથી ઉતરી તેમને સન્મુખ જઈ તેમણે કરેલી પૂજા પ્રેમથી સ્વીકારી પાછા સિંહાસનમાં વિરાજમાન થયા. આવા અવસરમાં દીનાનાથ ભટ્ટ ભગવાનને પ્રણામ કરી આજ્ઞા થતાં પાસે બેઠા. એટલે ભગવાને તરતજ તે પ્રેમી ભક્તોએ અર્પણ કરેલાં ભારેભારે વસ્ત્રાદિક હતાં તેતે પાત્ર વિપ્રને આપીને પછી એમ બોલ્યા કે-આટલાં આટલાં વર્ષ થયાં તેમાં અમારે અર્થે કેટલાક હરિભક્ત વસ્ત્ર તથા હજારો રૂપીયાના અલંકારો લાવે છે પણ અમે આવી રીતે કોઈ સામા જઇને લેતા નથી અને આવી રીતે કોઇનાં વસ્ત્ર ઘરેણાં પહેરીને રાજી થયા નથી. આજતો અમારે એ હરિભક્ત ઉપર અતિશય રાજીપો થયો. આ સર્વોત્તમ પાત્રપણ તત્કાળ મળી આવ્યું, જે આ દીનાનાથ વિપ્ર વિદ્વાન્ અને અમારા ભક્ત છે. ભક્તજનની પરીક્ષાનો સમય આજ છે કે–આવા પ્રસંગમાં અમારા આશ્રિતવર્ગમાં કોઈનુંપણ મન માત્સર્યાદિ દોષથી દૂષિત થયું નહિ. 'આ ભગવાન્ નિઃસ્પૃહ કહેવાય છે તો આની પૂજા સિંહાસન ઉપરથી ઉતરી પોતે સામા જઈ અમો સર્વેને પડતા મુકીને કેમ સ્વીકાર કરે ?' એમ જે કોઈ માને તો તે ચિત્તનું મોટું કલંક કહેવાય. જે દાતા 'હમણાંજ આપણે અર્પણ કરેલું અનાદરથી બીજાને કેમ તત્કાળ આપી દીધું' એમ માને તો આ મનની મહામલિનતા છે. જે કોઈ બીજો 'શું દાનનો સત્પાત્ર આજ છે બીજો કોઈ નથી ? અને દાન આપવાનો સમય આજ છે બીજો નથી ?' એમ માનેતો તેપણ આશયનું એક દૂષણ છે. આ સર્વે માત્સર્યની શાખાઓનો વિસ્તાર છે. તેનાથી તમો લેશ પરાભવ પામ્યા નથી માટે તમારી ઉપર અમે વિશેષપણે આજ પ્રસન્ન થયા છીએ. ( આ વાત કારીયાણીના છઠ્ઠા વચનામૃતમાં છે ) આ વૃત્તાંતથી ભગવાનની સર્વાધિક નિઃસ્પૃહતા અને પ્રીતિમાત્રપરતા સુવ્યક્ત થાય છે. કોઈ સમયે કોઈ રાજકુમારે (અલૈયા ખાચરે) રાજકુળમાં દુર્લભ સર્વોત્તમ એક અશ્વ (રોઝો) 'આતો ભગવાનનેજ યોગ્ય છે' એમ નિશ્ચય કરી ઉત્સવપ્રસંગપર પલાણ આદિકથી

અલંકૃત કરી સુખેથી બેસી શકાય એવો કરી લાવીને આ ભગવાનને અર્પણ કર્યાં, ભગવાનતો તે રાજકુમારના ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી તે અશ્વની ઉપર બેસીને જવાના સ્થાનમાં જઇને પાછા વળતાં તરતજ કોઈ બ્રાહ્મણ (પ્રયાગજીત) ને આપી દઇને પોતે પગપાળા પાછા આવ્યા. રાજકુમારના પુછવાથી ભગવાને કહ્યું કે-તમો જેને આ ઉત્તમ છે એમ માનો છે તે વસ્તુ અમોને રૂચતું નથી. પરતુ તમારી જે સ્વાભાવિક પ્રીતિ છે એજ એક રૂચે છે. 'આ ઉત્તમ છે આ નથી' આવો જે વિભાગ તમારી દૃષ્ટિમાં રહ્યો છે તેતો એક ધનના સંબન્ધ નિમિત્તનો અને રૂપ જાતિ આદિકની ઉપાધીવાળો જણાય છે એટલે રૂપ જાતિ ધનાદિકથી 'આ ઉત્તમ છે આ નથી' એવો વિભાગ છે. તેતે રૂપાદિ અર્થમાં જેઓ લોભી હોઇને મૂઢ થઈ ગયા હોય તેઓને તે અર્થ ગ્રાહ્ય થાય છે. અમો તો એવા નથી કે જેથી અન્ય લોકોની પેઠે લેશ વિભ્રમ થાય. એ રીતે જ્યાં જ્યાં ભક્તજનો ભગવાનની પૂજા કરતા ત્યાં ત્યાં આવેલા બ્રાહ્મણો નિર્ધનો અને ગરીબોને તે સર્વસ્વ અર્પણ કરી દેતા તો ક્યારેક તેનાથી લોકોપયોગી ઇષ્ટાપૂર્ત સત્કર્મ કરતા હતા.

આ ભગવાનનો આ બીજો એક પરમોદાર સ્વભાવ હતો કે-જાતિ વિદ્યા કે શમાદિ વૃત્ત આદિક સાધનોની અપેક્ષા નહિ રાખીને સર્વને નિઃશ્રેયસ સિદ્ધ કરી આપવાનો સમુદ્યોગ હતો. આ સહજાનંદસ્વામી પ્રાણિવર્ગને સંસાર દાવાનળથી બળતા દેખીને દીલમાં દયા લાવીને પોતે ત્રણ તાપથી પીડા પામેલા હોય ને શું ? એમ ગામોગામ ઘેરોઘેર જઇજઇને તેતે જનોને સદ્બોધ આપી પરદાર પરધનના પરિગ્રહ આદિક દુરાચારોને શમાવીને મોક્ષમાર્ગપરાયણ લક્ષાવિધ કર્યા હતા. ભગવાન સહજાનંદસ્વામીના સમાશ્રય મહિમાથી કાઠી કોળી ભીલ વાઘરી આહીર ખોજા યવન ચાંડાળ આદિક નીચ જાતિના બહુ જનો માંસ મદિરાનો ત્યાગ કરી પ્રાણિમાત્ર ઉપર દયાર્દ્ર હૃદયવાળા થઈ મોક્ષની સ્પૃહાવાળા અદ્યાપિ જ્યાં ત્યાં દેખાય છે. આવો પરમોદાર સ્વભાવ મનુષ્યમાં તો સુદુર્લભ છે, કેમકે બહુ બ્રહ્મદર્શિ એવા પણ મહર્ષિઓ ઉચિત ભેટ હાથમાં લઈ તત્ત્વને જાણવાની ઈચ્છાથી પાસે આવેલા શિષ્યોને વર્ષથી કે વર્ષોથી તેની શુશ્રૂષાની પરીક્ષા કરી ઉપનિ-

પદર્થનો ઉપદેશ કરેછે. આ ભગવાનનો લોકમાન્ય બીજી ભેટની અપેક્ષા નહિ રાખીને કેવળ અજળીમાત્ર (હાથ જોડવા) કે અપ્રાતિકૂલ્ય (પ્રતિકૂલ ન કરવું)ની અપેક્ષા રાખે છે. પરીક્ષાપણ બીજી નહિ કિંતુ અજ્ઞાન અને અશક્તિમાત્રમાં કરેછે જે અજ્ઞાની કે અશક્ત હોય તેજ દયાના પ્રસારનું નિમિત્ત છે. જે સમર્થ હોય કે જ્ઞાનદૃષ્ટિએ સપન્ન હોય તે દયાનો પાત્ર નથી, કેમકે દયાતો વિદ્યા વૃત્ત અભિજન આદિકના મદથી જે ઉન્મત્ત હોય એમાં નહિ પ્રસરીને નીચે નીચે વહેતી નદીઓની પેઠે તેથી આગળ આગળ વહેતાં વિદ્યાવૃત્ત અને અભિજનાદિકની સપત્તિએ રહિત, નિષ્કપટ, ઉચ્ચપણાના અભિમાને રહિત એવા સરલ ગતિવાળાઓમાંજ શોભેછે અર્થાત્ ઉંચા વર્ગમાં નહિ શોભતાં નીચા વર્ગમાંજ શોભેછે આવી ઉત્તમ ઉદારતા ઉદાહરણીય હતી.

વળી આ સહજાનદસ્વામીની બાળભાવને આરભીનેજ અનુવર્તતી બાહ્ય આરંભમાત્રમાં અરૂચિ હતી તે રામાનદસ્વામીની આજ્ઞાથી આચાર્યપદને અલકાર કરતાં લોકનાજ એક ઉપયોગના ઇષ્ટાપૂર્તાદિ આરભોએ કરીને અપ્રકટતાને પામ્યા જેવી થઈ હતી પરતુ તેતે સમયમાં તે અરૂચિ અભિવૃદ્ધિ પામતી સર્વજનોને પ્રત્યક્ષ દેખાઈ હતી. જ્યારે ભગવાન્ અનન્યશરણ ભક્તરાજ કુશલા રાણીની પ્રાર્થનાથી ધર્મપુર પધાર્યા ત્યારે તેણીએ પોતાનું રાજ્ય ફળપુષ્પાદિકની સાથે ઉપચારસ્થાને સકલ્પીને ભગવાનના ચરણારવિંદમાં અર્પણ કર્યું ભગવાનતો નરક પ્રાપ્તિમાંજ જેમ એમ રાજ્યપ્રવૃત્તિમાં ઉદ્વેગ પામી તેમાંથી કેવળ ફળ પુષ્પાદિ અગીકાર કરી તેની ઉપર વિશેષ પ્રસન્ન થઈ રાજ્ય અગીકાર કર્યું નહિ. વળી કોઈ સમયે ભક્તલોકોની પ્રાર્થનાથી તેમનુ ઐહિક પારલૌકિક શ્રેય કરવાની ઇચ્છાથી અમદાવાદમા શ્રીનરનારાયણની પ્રતિષ્ઠા કરાવી અતે મોટી બ્રાહ્મણોની ચોરાશી કરી જમાડ્યા. ત્યારે થએલી બાહ્ય પ્રવૃત્તિની અધિકતા યદ્યપિ પરાર્થે હતી તથાપિ પ્રવૃત્તિનો સ્વભાવ બાહ્યવાસના વધારવાનો હોવાથી અંતરારામતામાં વિક્ષોભ કરનારી થશે કે શું? એમ આશકીને, ત્યાથી બહુ ઉદ્વેગ પામી તે સમય બાહ્ય પ્રવૃત્તિ વિસારી મુકવા કોઈ ગામની બહાર કોઈ નિર્જન પ્રદેશમાં રહી એક રાત્રિ અતર્દૃષ્ટિ રાખી, પ્રવૃત્તિમા

જે વાસનાનો અંકુર ઉત્પન્ન કરવાની શક્તિ હતી તેનો વિચારથી વિનાશ કરી નાખ્યો આ વાત પોતાના વચનામૃતથીજ સભામાં પ્રકાશ કરી છે. (મધ્ય-૨૨) એ રીતે આબાલ્યાત્ બાહ્ય આરંભોમા અરૂચિ સહજ હતી, જેથી તેવી અનેક યુક્તિયુક્ત વાર્તાઓ વચનામૃતમા છે

એરીતે ઉચ્ચ નીચ વિભાગનો અનાદર કરી કાળમેઘની માફક સર્વત્ર તમામ તાપને શમાવનારૂં વિજ્ઞાનરૂપ જીવનને વર્ષાવતા, જેમનો સમસ્ત ઉદ્યમ વ્યાપાર કેવળ પરહિત માટેજ હતો, રજતમનો ઉન્મેષ જે સર્વને જન્મ સાથેજ જડાએલો છે તેનેપણ સાત્વિક પ્રશાંત મધુર વચનોવડે શમાવતા, દુ સહ દુરંત દંડથીપણુ ન નિયમમા આવે એવી ચોમેર પ્રવૃત્તેલી લુટારા આદિકની પ્રવૃત્તિને ધર્મોપદેશથીજ શમાવી દેતા, કોઇનો દ્વેષ ન કરવારૂપ સૌહાર્દ વ્રતની ચાંડાળપર્યંત પ્રતિષ્ઠા કરતા, જગતમા ચોગરદમ સદુપદેશની પ્રવૃત્તિમાટે પોતાની આજ્ઞા પાળવામા દૃઢ તત્પર, જેમણે ગૃહારંભનો પરિત્યાગ કર્યો છે, વિત્તાદિ ઈચ્છા તરંગોના વેગથી જેમના મનને લેશપણ આઘાત થતો નથી, બ્રહ્મચર્ય વ્રતને અપ્રસ્ખલિતપણે પાળનારા, આત્મામાજ એક નિષ્ઠાવાળા, અભિમાનગંધે રહિત એવા સાધુવર્ણિનો સમાજ જે પોતાના પ્રાણથકીપણ વિશેષ પ્રિય છે તેને વિસ્તારતા, પોતાના અસાધારણ કારુણ્ય સૌશીલ્ય ઔદાર્ય આદિક ગુણોના આવિષ્કારથી અનેક લોકોના અકારણ કલ્યાણ કરતા એવા પરબ્રહ્મ ભગવાન્ શ્રીસહજાનદસ્વામી આ ભારત ભૂવિભાગના કોઈ કલ્પવૃક્ષ હોય એમ સર્વ પુરૂષાર્થને આપનારા થયા હતા. એ રીતે કોઇનોપણ દ્રોહ ન કરવારૂપ ઉત્તમ અહિંસાવ્રત, દીનજન ઉપર અનુપમ દયા, સુખેથી સેવા સજવામા સમુચિત સર્વ પ્રકારની સરલતા, જગત્પ્રસિદ્ધ ઉદારતા, સર્વના સસાર દુ ખો ટાળવાનુ વિસ્તૃત મહોદાર વ્રત, પ્રવૃત્તિમાપણ નિર્લેપતા, પરને માટે અધો પરિગ્રહ, એક આત્મસુખથીજ સતૃપ્તિ, ઈત્યાદિ સજ્જનોના હૃદયને આહ્લાદ આપનારા ગુણો સર્વગુણપરિપૂર્ણ ભગવાન શ્રીસહજાનદસ્વામી વિષે પ્રત્યક્ષ અનુભવાતા હતા આ ગુણો ગ્રથોમા પ્રસગે પ્રસગે વર્ણવ્યા છે વાર્તા ગ્રથોમા તેનો વિશેષ છે એરીતે આ ભગવાનના આશ્રયણોપયોગી ગુણો વર્ણવ્યા તેમની મૂર્તિના અવયવોનુ વર્ણન તથા બીજી સ્વાભાવિક ચેષ્ટાનું વર્ણન વચનામૃતના પરથારામા છે

## विषयविवेचन—

હવે નિઃશ્રેયસના ઉપાયભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિક બુધજનપ્રિય વિષયોથી ભરપુર એવા આ સચ્છાસ્ત્રના વિષયોનો સારાંશ સંગ્રહમાં બતાવાનો બાકી રહ્યો છે તે બતાવું છું, જે સારાંશદર્શનથી આમાં પ્રેક્ષાવતોને રૂચિ ઉત્પન્ન થાય. આ પ્રબન્ધનું પરમ તાત્પર્ય ભગવાન્ પુરૂષોત્તમ શ્રીસહજાનંદસ્વામિના દિવ્ય ચિત્ર ચરિત્રોનો બોધ આપવામાં અને તેના દ્વારા નિઃશ્રેયસનાં સાધનભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના નિરૂપણમાં છે. આ અર્થ સ્વયં ભગવાનેજ ભાવિ મનુષ્યોના શ્રેયમાટે કરેલા સંકલ્પ સમયે વિચાર્યો છે–'धर्मज्ञानविरक्तीनां भक्तेश्चावगमाय तु । ग्रन्थं कर्ता शतानन्दो मच्चरित्रोपबृंहितम् ॥' શતાનંદમુનિએ વરદાનમાં 'गुणगानं तवैवेह कर्तुमिच्छामि पार्श्वगः । त्वद्यशोगुम्फनेनैव प्रबन्धैर्विविधैः प्रभो ! । स्वज्ञानं सफलीकर्तुमुत्कायाज्ञां तु देहि मे ॥' એવો વર માગ્યો છે. તેમને ભગવાને 'मदीयगुणगानेच्छा वर्तते तव हृद्यतः । तस्य मे त्वं चरित्राणां ग्रन्थकर्ता भविष्यसि ॥' એવોજ વર આપ્યો છે. સંપ્રદાયની પરિપુષ્ટિનો હેતુ બતાવતાં પણ ભગવાને એજ વાત બતાવી છે. ગ્રંથનું ગૌરવ વર્ણવતાં 'અમૃતમૂર્તિ શ્રીહરિનો લીલામૃતરસ જે સત્સંગિઓના પરમ જીવનરૂપ છે તે આ શાસ્ત્રમાં વર્ણવ્યો છે માટે તેનું સદા પાન કરો' એમ કહ્યું છે. 'अखिलवेदसारःसुस्पष्टमेकान्तिकधर्म उक्तः' 'धर्मज्ञानविरागभक्तिनिभृतं' એમપણ કહ્યું છે. આપણ એજ અર્થને સુદૃઢ કરેછે. કળિયુગમાં કલ્યાણમાટે ભગવાનના ગુણચરિત્રના વર્ણનને પ્રધાનપદ આપ્યું છે એ નિર્વિવાદ છે. ગ્રંથની ઇતિમાં 'नारायणचरित्रे धर्मशास्त्रे' એમ કહેછે એપણ એજ અર્થ પરિપૂર્ણ કરેછે. માહાત્મ્યગ્રંથમાં આ ગ્રંથનું લક્ષણ કર્યું છે તેમાંપણ આ બે બાબતોજ પ્રધાન વિષયપણે પ્રતિપાદન કરી છે. તો હવે આ ગ્રંથનું પરમ હાર્દ ભગવાનના દિવ્ય ગુણચરિત્રના વર્ણનમાં અને તે દ્વારા ધર્માદિકને જણાવામાં છે, એ અર્થ નિર્વિવાદ નિઃસંશય સિદ્ધ થયો. કોઈ એવી આશંકા કરે કે–ભગવાનના લીલાચરિત્રનું શ્રવણ મોક્ષમાટે થાય છે એટલે તેથી જુદા ધર્માદિ ઉપાયના નિરૂપણની જરૂર નથી ? તો આ શંકા અયોગ્ય છે, કારણ કે એકલું ચરિતશ્રવણમાત્રજ સાક્ષાત્ મોક્ષમાટે સમર્થ થતું નથી. એમ

જો માનીએ તો પછી કર્મ જ્ઞાન ધ્યાનાદિકના જે વિધિઓ છે તે નિરર્થક થઈ જાય. ભગવાનમાં જે પરા ભક્તિ છે એજ નિઃશ્રેયસ માટે છે, 'तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि । निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम् ॥ गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम् । कृष्णे भक्तिश्च' એમ શ્રીમુખે કહ્યું છે. આવી ભક્તિ સિદ્ધ કરવામાં કર્માદિક ઉપાયસામગ્રી બહુ છે, તેમાં ભગવચ્ચરિત્ર શ્રવણનું પ્રધાનપણુ છે એટલે પ્રબળ સાધન છે, એમ કહેવાથી ભગવાનના ગુણમહિમામાં કાંઈપણ ન્યૂનતા આવતી નથી, એટલે ભક્તિ સામગ્રી કોટીમાં કર્મ જ્ઞાનાદિક કરતાં ઉચ્ચ સ્થિતિમાં ભગવચ્ચરિત્રશ્રવણને મુકવાથી અનાદર થવાનો પ્રસંગ નથી. ભગવાનનો જે સાક્ષાત્ અનુભવ છે એજ મોક્ષમાં મુખ્ય સાધન છે એમ 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे' આ શ્રુતિ કહેછે. તેવું દર્શન તો ભક્તિપરિપાકના અતિશયથીજ થાય. તે ગીતામાં કહ્યું છે 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन! । ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परन्तप! ॥' પરા ભક્તિમાં કર્મ જ્ઞાન અને વૈરાગ્યનું અનુક્રમે ઉપકાર કરવાપણું તો છેજ. ભગવત્કથાશ્રવણનોતો કર્મયોગમાં સમાવેશ થવો સમુચિત છે. અથવા ભગવાનના મહિમાને જણાવનાર હોવાથી ભક્તિના અંગપણે પણ ઉપયોગ થવો ઉચિત છે. અતિશય પ્રીતિ ગર્ભિત એવુંપણ હરિલીલાશ્રવણ નવ પ્રકારની ભક્તિનો એક પ્રકારવિશેષ હોવાથી તેને બીજા કીર્તનાદિ ભક્તિની અપેક્ષાજ નથી એમ નથી, એમાં બીજા અંગોની અપેક્ષા છે. બીજા અંગોની અપેક્ષા સીવાય કથાશ્રવણમાત્ર મોક્ષનું સાક્ષાત્ સાધન થઈ શકે નહિ. ભક્તિનું સ્વરૂપ અને તેનાં સાધનોને નહિ જાણનારા કેટલાક આળસુઓ કર્મ જ્ઞાનાદિકનો પરિત્યાગ કરી ભગવત્કથાશ્રવણમાત્રથી પરમ શ્રેય હસ્તતળમાં આવી ગયું એમ અભિમાની બેસે છે પણ તેઓ ફળ નહિ પામતાં ઉલટા જ્ઞાન વૈરાગ્ય વિના નીચે પડી જાય છે. આવા ભક્તાભાસોના મહાસમાજે પ્રલુપ્ત કરેલા મોક્ષમાર્ગના સમુદ્ધાર માટેજ ભગવાનનો આ કલિયુગમાં પ્રાદુર્ભાવ છે તે આ ભગવાનને 'પ્રતિદિન શ્રવણ કરેલું કેવળ ચરિત્રજ જ્ઞાન વૈરાગ્ય વિના નિઃશ્રેયસમાટે સમર્થ છે' એમ કેમ અભિમત હોય? નજ હોય. કિંતુ

દિવ્ય ચરિતનું પ્રેમપૂર્વક કરેલું શ્રવણ જ્ઞાન વૈરાગ્યને ઉત્પન્ન કરી ભક્તિની અભિવૃદ્ધિ કરનારૂં થાય; એમ તો ભગવાનને અભિમત હોય. આ અર્થ 'भक्त्या सञ्जातया भक्त्या' 'इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः । भवन्ति वै 'भागवतस्य राजन् ततः परां शान्तिमुपैति साक्षात्' ઇત્યાદિ ભાગવત વચનો સ્પષ્ટ કહેછે. ભગવાનનું દિવ્ય ચરિત્રજ ભગવાનના વનવિચરણાદિ તપશ્ચરણાદિ આચરણનો અને ગામો ગામ કરેલી ઉપદેશ પ્રવૃત્તિનો વિચાર કરતાં ધર્મ જ્ઞાન વૈરાગ્યના સંબન્ધવાળુંજ છે એટલેજ ચરિત્રમાં ધર્માદિકપણ આવી જાય છે. તો ભગવાનના દિવ્ય લીલાચરિત્રનો પ્રધાનપણે પ્રબોધ આપનારા આ પ્રબન્ધમાં પ્રધાનપણે તેમના ઉપદેશરૂપ કર્મ જ્ઞાન વૈરાગ્યના વાદોપણ બહુ છેજ, માટે તે, કર્મ જ્ઞાનાદિકનો પ્રધાનપ્રતિપાદ્ય ભગવચ્ચરિત્રમાં અંતર્ભાવ કહેવો યુક્તજ છે. તો હવે સિદ્ધ થયું કે-પરમપ્રાપ્ય પરમાનંદમય શ્રીસ્વામિનારાયણ ભગવાનનું પ્રાદુર્ભાવાદિ દિવ્ય લીલાચરિત્ર તથા તેમની પ્રાપ્તિના ઉપાયભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનું સ્વરૂપ આ બે પ્રધાન પ્રતિપાદ્ય વિષયો છે. તેમાં ભગવત્પ્રાદુર્ભાવાદિ દિવ્ય લીલાચરિત્રનો સાર સંગ્રહથી પ્રથમ કહ્યો. હવે ઉપાયપણે પ્રધાનપ્રતિપાદ્ય જે ધર્માદિક છે તેનો સાર નિરૂપણ કરવામાં આવશે.

તેમાં જે વેદવિધિબોધિત અને જે અર્થ (અનર્થકર નહિ) હોય તે ધર્મ જાણવો, 'चोदनालक्षणोऽर्थो धर्मः' એમ પૂર્વમીમાંસામાં લક્ષણ કર્યું છે. આ ધર્મ કામદોષથી નહિ લેપાએલોજ (નિષ્કામ) મુમુક્ષુઓએ સેવવા યોગ્ય છે. સર્વ કોઇ ધર્મ સ્વરૂપથીજ પરદેવતાની પ્રસન્નતા સ્વભાવવાળો છે(સર્વ ધર્મોથી એક પરમાત્માજ પ્રસન્ન કરાય છે) 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' એમ ગીતામાં કહ્યું છે. આજ ધર્મ કર્તાપણાનું અભિમાન, ફળકામના અને મમત્વ આદિક દોષના ઉપલેપને લીધે તો વિકાર પામતાં જન્મ મરણાદિ દુઃખને માટે થાય છે. માટે શ્રુતિસ્મૃતિમાં કહેલા ધર્મો ફળસંગ–કર્તૃત્વસંગ–મમત્વસંગનો ત્યાગ કરવાપૂર્વક યથાધિકાર પાળે તો અંતઃકરણની નિર્મળતા કરવાદ્વારા જ્ઞાનોદય માટે થાય છે. વર્ણભેદથી આશ્રમભેદથી અને દેવતાભેદથી કર્મોમાં

उत्साहेनैव कर्तव्या तद्भक्तिः श्रद्धयान्वितैः ।...यावद्देहस्मृतिर्वः स्या-त्स्वस्वधर्मा मयोदिताः । तावन्नैते क्वचित्त्याज्या इत्याज्ञा मेऽस्ति सत्तमाः' (प्र० २ अ० ७) 'यावद्देहस्मृतिर्नृणां भवेत्तावदतन्द्रितैः । स्वस्वधर्मः पालनीयः सर्ववर्णाश्रमोचितः । मच्छ्रितो नैव कर्माणि बुद्धिपूर्वं त्यजे-त्सुधीः । तान्येवैनं महान्सन्ति समाधिविवर्दं यतः । मुक्तैरपि न हेयानि धर्मकार्याणि सर्वथा । कुतो मुमुक्षुभिस्तर्हि तानि हेयानि मूढवत्' (प्र० २ अ० ४४) આમાં 'तस्मात्त्वद्भिः' આ વચનથી 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह' આ ઉપનિષદનો અર્થ અનુસ્મરણ કરાવ્યો છે. 'यावद्देहस्मृतिर्वः स्यात्' ઇત્યાદિ વચનોથી 'कुर्वन्नेवेह कर्माणि जिजी-विषेच्छतं समाः' આ ઉપનિષદ વચનનો અર્થ અનુસ્મરણ કરાવ્યો છે. વચનાંતર છે, 'वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।...श्रुति-स्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम्' (प्र० ५ अ० १) આ વચનોમાં 'वेदप्रणिहितो धर्मः' આ વચ-નથી જે વેદવિધિબોધિતછે તે ધર્મ અને 'प्रेत्य चानुत्तमं सुखं' આ વચનથી ધર્મ નિઃશ્રેયસનું સાધન છે એમ જણાય છે. (ધર્મની જે નિઃશ્રેયસસાધ-નતા છે તે જ્ઞાનદ્વારા છે એ અર્થ પ્રસિદ્ધજ છે) તથા પ્રથમ દ્વિતીય પ્રકરણમાં 'सतां सङ्गेन बुद्ध्वाऽऽदौ तन्माहात्म्यं तदाशया । स्वधर्मज्ञान-वैराग्ययुजा भक्त्या स सेव्यताम् ॥ युक्ताङ्गैस्तु स्वधर्माद्यैस्त्रिभिर्भक्तिर्म-हामते । क्वापि केनापि विघ्नेन नेवेह प्रतिहन्यते । एतेष्वेकतमेनापि सा हीनाङ्गेन चेत् भवेत् । देशकालादिवैषम्ये तस्या विघ्नो भवेद्ध्रुवम्' 'धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेद्यानि तत्त्वतः । अङ्गानि त्रीण्युक्तमाहात्म्यपादाद्यथाम्य-नुक्रमात्' ઇત્યાદિકથી ધર્માદિક ભક્તિનાં અંગ છે એમ સ્પષ્ટપણે કહ્યું છે. તથા શિક્ષાપત્રીમાં 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः ।...धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा' આ વચનથી ધર્મ ભક્તિનું અંગ છે એમ સ્પષ્ટ કહ્યું છે. જેને કર્મયોગ કહે છે એવા ધર્માનુષ્ઠાનથી 'कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रजायते' એમાં કહ્યા પ્રમાણે મનના રાગાદિ મળો વિનાશ પામતાં મનમાં થતું આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન જે ભ્રમ સંશય વિપર્યાસ-

ભેદ પડેછે અથાપિ જુદા જુદા તેતે બ્રહ્માદિ શરીરદ્વારા જુદા જુદા પ્રકારથી એક પરદેવતા પરમાત્માના આરાધનપણેજ ( સર્વ કર્મો ભગવત્પ્રસન્નતા માટે) માનવામાં આવે તો એજ બધાં કર્મો એક રૂપજ થતાં તુલ્યપણે તેની જ્ઞાનૈકફળતા ઘટે છે, ફળભેદને લીધે બહુ શાખાવાળી અવ્યવસાયાત્મિકા બુદ્ધિએ કરીને સકામ ધર્મોની અનેક શાખાઓ થાય છે, વ્યવસાયાત્મિકા બુદ્ધિની સાથે યોગ થતાં તો સર્વ કર્મોની એક રૂપતાજ રહેછે. સર્વ કર્મોમાં મુમુક્ષુની બુદ્ધિ મોક્ષરૂપ એકજ ફળ માનેલું હોવાથી એક રૂપજ છે, એટલે મુમુક્ષુએ ફળસંગ કર્તૃત્વસંગાદિકનો પરિત્યાગ કરી એક મોક્ષરૂપ ફળના અનુસધાનથી કર્મ કરવું. આ સર્વ અર્થ 'व्यवसायात्मिका बुद्धिः' ઇત્યાદિ વચનથી ગીતામાં સ્પષ્ટપણે વર્ણવ્યો છે. આવા નિષ્કામ ધર્મના અનુષ્ઠાન વિના જ્ઞાન વૈરાગ્યનો ઉદય કોઇ પણ પ્રકારે નજ થાય. તે બેના ઉદય વિના ભક્તિનો ઉદય ન થાય. ભક્તિયોગ વિના કલ્યાણનો લાભ ન થાય. માટેજ ભક્તિપ્રધાન એવા પણ આ શાસ્ત્રમાં વિશેષપણે તે તે સ્થળે વર્ણધર્મો આશ્રમધર્મો અને વ્રતવિશેષોનું નિરૂપણ કરેલું છે. 'કર્મમાર્ગમાં બહુ પ્રવૃત્તિ છે અને વિવિધ સમારંભોની અપેક્ષા છે' એમ આશંકા કરી કોઇ પુરૂષો પોતાનો જ્ઞાન ભક્તિમાં અધિકાર મેળવ્યા વિના ભક્તિકથાના શ્રવણમાત્રથી તેના આસ્વાદમાં રૂચિવાળા થતાં તે ઉભયથા ભ્રષ્ટ થઇ જાય માટે તેમાંથી તેની નિવૃત્તિમાટે નાના ધર્મોનું નિરૂપણ આ પ્રબન્ધમાં પ્રસંગે પ્રસંગે કર્યુ છે. માટેજ આ ગ્રન્થની ધર્મશાસ્ત્રપણે પણ પ્રસિદ્ધિ છે. અધ્યાયની ઇતિમાં 'धर्मशास्त्रे' એવું ગ્રંથને વિશેષણ આપ્યું છે. 'सकलधर्मविनिर्णयमञ्जसा' 'सद्धर्मशास्त्रं परं' એવાં પણ અનુગુણ વિશેષણો આપ્યાં છે. માટે જન્મ મરણાદિ દુઃખના એક સ્થાનભૂત એવા સંસારરૂપ મહાવનમાં પરિભ્રમણનાજ એક મૂળ કારણભૂત એવા પુણ્યપુંજને સંપાદન કરવાનું જણાવામાટે આ શાસ્ત્રમાં વિવિધ ધર્મોનો ઉપદેશ કર્યો છે એમ માનવું નહિ. તેમાં વચનો છે—'धर्मादीनां लक्षणानि भवत्यङ्गानामथाम्ब ! ते । कथयामि विविच्यैव त्रयाणामपि तत्त्वतः...स चापि वर्तते नृणां वर्णाश्रमविभागतः । श्रुतिस्मृतिसदाचारैः प्रमितो हि पृथक् पृथक्' (પ્ર૦ ૧ અ૦ ૨૩) 'तस्माद्भवद्भिः सततं स्वधर्मनियतस्थितैः ।

उत्साहेनैव वर्तव्या तद्भक्तिः श्रद्धयान्वितैः ।...यावद्देहस्मृतिर्वः स्या-त्स्वस्वधर्मो मयोदिताः । तावत्तेते क्वचित्याज्या इत्याज्ञा मेऽस्ति सत्तमाः' (प्र० २ अ० ७) 'यावद्देहस्मृतिर्नॄणां भवेत्तावदतन्द्रितैः । स्वस्वधर्मः पालनीयः सर्वैर्वर्णाश्रमोचितः । मद्भिक्तो नैव कर्माणि बुद्धिपूर्वं त्यजे-त्सुधीः । तान्येवैनं महास्यन्ति समाधिविवशं यतः । मुक्तैरपि न हेयानि धर्मकार्याणि सर्वथा । कुतो मुमुक्षुभिस्तर्हि तानि हेयानि मूढवत्' (प्र० २ अ० ४४) આમાં 'तस्माद्वर्तद्भिः' આ વચનથી 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह' આ ઉપનિષદનો અર્થ અનુસ્મરણ કરાવ્યો છે. 'यावद्देहस्मृतिर्वः स्यात्' ઇત્યાદિ વચનોથી 'कुर्वन्नेवेह कर्माणि जिजी-विषेच्छतं समाः' આ ઉપનિષદ વચનનો અર્થ અનુસ્મરણ કરાવ્યો છે. વચનાંતર છે, 'वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।...श्रुति स्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम्' (प्र० ५ अ० १) આ વચનોમાં 'वेदप्रणिहितो धर्मः' આ વચ-નથી જે વેદવિધિબોધિતછે તે ધર્મ અને 'प्रेत्य चानुत्तमं सुखं' આ વચનથી ધર્મ નિઃશ્રેયસનું સાધન છે એમ જણાય છે. (ધર્મની જે નિ શ્રેયસસાધ-નતા છે તે જ્ઞાનદ્વારા છે એ અર્થ પ્રસિદ્ધજ છે) તથા પ્રથમ દ્વિતીય પ્રકરણમાં 'सतां सङ्गेन कुर्वाऽऽदौ तन्माहात्म्यं तदाश्रया । स्वधर्मज्ञान-वैराग्ययुता भक्त्या स सेव्यताम् ॥ युक्ताङ्गैस्तु स्वधर्माद्यैस्त्रिभिर्भक्तिर्मे-ह्यमते ! । क्वापि केनापि विघ्नेन नैवेह प्रतिहन्यते । एतेष्वेकतमेनापि सा हीनाङ्गेन चेत् भवेत् । देशकालादिवैषम्ये तस्यां विघ्नो भवेद्ध्रुवम्' 'धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेद्यानि तत्त्वतः । अङ्गानि त्रीण्युत्तमाङ्गहृत्पादारयान्य-नुक्रमात्' ઇત્યાદિકથી ધર્માદિક ભક્તિનાં અંગ છે એમ સ્પષ્ટપણે કહ્યું છે. તથા શિક્ષાપત્રીમાં 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः ।...धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा' આ વચનથી ધર્મ ભક્તિનું અંગ છે એમ સ્પષ્ટ કહ્યું છે. જેને કર્મયોગ કહે છે એવા ધર્માનુષ્ઠાનથી 'कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रजायते' એમાં કહ્યા પ્રમાણે મનના રાગાદિ મળો વિનાશ પામતાં મનમાં થતું આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન જે ભ્રમ સંશય વિપર્યાસ-

રૂપ કલકે રહિત, નિરંતર ભાવનાપ્રકર્ષથી થતું, પ્રકૃતિવિલક્ષણ શુદ્ધ આત્મસ્વરૂપના સાક્ષાત્કારરૂપ છે. આવા આત્મસ્વરૂપના વિજ્ઞાને રહિત જે કેટલાક જનો છે તે દેહનેજ આત્માપણે માને છે કેટલાક દેહથી આત્માને જુદો માનીને પણ આગતુક જ્ઞાનસુખાદિ ગુણવાળો અને વસ્તુતાએતો જ્ઞાનસુખાદિગુણે રહિત (જડ જેવો) માને છે, બીજા વળી સ્વત જ્ઞાનમય સ્વત કર્તા ભોક્તા માને છે (પરમાત્માને પરતંત્ર નહિ) આત્માના સ્વરૂપને તત્ત્વથી જાણનારાઓતો વિજ્ઞાનઘન અને નિત્ય આવિર્ભૂત જ્ઞાન સ્વભાવવાળો (જ્ઞાતા) બ્રહ્માત્મક (પરમાત્મપરતંત્ર) માને છે એજ આ જ્ઞાન આત્મા અનાત્મા અને પરમાત્માના સ્વરૂપ સ્વભાવ વિવેચનપૂર્વક આ ગ્રંથમા પ્રતિપાદન કર્યુ છે. તેમાં વચનો-'यद्वस्तु यादृशं तस्य तादृक्त्वेन प्रमाणतः। वेदनं यत्तदुदितं भासज्ञानस्य लक्षणम्॥ तच्च ज्ञानं द्विधा प्रोक्तं तत्रैकं ज्ञानमात्मनः। परमात्मस्वरूपस्य ज्ञानं चेत्यपरं मतम्॥ आत्मा जीव इह प्रोक्तो व्याप्य सर्वं वपुः स्थितः। वाह्यान्त.करणानां तद्देवानां च प्रकाशक.॥...नवे निवृत्ते देहे विकारान्प्राप्नुवत्यपि। तथा नश्यति देहेऽपि नासौ नश्यति कर्हिचित्॥ सच्चिद्रूपोऽक्षरः सूक्ष्मो दुर्ज्ञेयश्च स वर्तते॥...श्रीकृष्णो यः परं ब्रह्म परमात्मा स कीर्तितः। अप्राकृतगुणो निष्गुणिर्गुणश्चेश्वरेश्वरः॥ नारायणश्च भगवान् वासुदेवो य उच्यते।...स्वतन्त्रः स्वप्रकाशश्च सर्वकारणकारणम्। ब्रह्मभूतैरप्युपास्यः कोटिसूर्यादिभास्वरः। ...दिव्यरूपोऽक्षरात्मा च श्रुतो यश्चाक्षरात्परः। अन्तर्यामी च सर्वेषामात्मनां योऽच्युतो हरिः।...श्रेयसे भुवि लोकानां योऽवतारान् बिभर्ति च। अनेककल्याणगुण. स ज्ञेयः पुरुषोत्तम.॥' આ પ્રકારે (પ્ર० १ અ० ३४) તથા 'स्थूलादिदेहत्रितयमानखाग्रशिरं च यः। व्याप्येन्द्रियान्त करणैः करोति विविधा. क्रियाः। अजो नित्यः शाश्वतश्च निरंशश्च प्रकाशकः। सोऽच्छेद्यादिगुणो ज्ञेयो जीवात्मा वर्णिसत्तम!...तमोमयी हरेः शक्तिः कार्यकारणरूपिणी। गुणत्रयात्मिका याजा या चोक्ताऽज्ञानसंज्ञिता। सा मायेति त्वया ज्ञेया...नारायणो वासुदेव. स्वतन्त्रः स्वप्रकाशकः। आनन्ददिव्यमूर्तिश्च निर्गुणः कृष्णोऽच्युतोऽव्ययः। सर्वज्ञः सत्यसङ्कल्पः सर्वदः सर्वफलप्रदः।

अन्तर्यामी सर्वशक्तिसेवितः परमेश्वरः। सर्वत्रैवान्वितः शक्त्या व्यतिरिक्तः स्वतःस्थितः। नियन्ता कालमायादेः सर्वकारणकारणम्। परमात्मेति यत्प्राहुस्तत्परं ब्रह्म कथ्यते' આપ્રમાણે (प्र० १ अ० ५१) તથા 'श्रीकृष्णो यः परंब्रह्म स्वयंज्योतिः परात्परः। ज्ञेयो नारायणो विष्णुर्भगवान् पुरुषोत्तमः। महेश्वरो वासुदेवो भूमा च परमेश्वरः। आत्माऽऽत्मनां चेतनानां चेतनश्च श्रुतीरितः। कालस्य प्रकृतेश्चापि नियन्ता पुरुषस्य च। प्रकाशकश्च सर्वेषां स्वतन्त्रो दिव्यविग्रहः॥' આ પ્રકારે (प्र० ३ अ० २९) કહ્યું છે. આ વચનોથી આત્મા પ્રકૃતિથકી વિલક્ષણ, સર્વાન્તર્યામી પરમાત્માએ વ્યાપ્ય હોવાથી પરમાત્માત્મક, જ્ઞાનમય અને સ્વતઃ શુદ્ધ છે એમ કહ્યું. આવા આત્માની અખંડ ભાવના કરનારાને એવા બ્રહ્માત્મક સ્વાત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે એમ જણાવ્યું છે.

ધર્મમાં નિષ્ઠા હોય અને આત્મા અનાત્માનો વિવેક હોય પરતુ જો વૈરાગ્ય ન હોય તો આત્મામાં નિષ્ઠા અને પરમાત્મામાં ભક્તિ ઉદય પામતી નથી, માટે આત્મનિષ્ઠા અને ભગવદ્ભક્તિનિષ્ઠામાં વૈરાગ્ય મુખ્ય અગ છે. આત્મા પરમાત્માથકી વ્યતિરિક્ત એવા શબ્દાદિ બાહ્ય વિષયોમાં તેમાં રહેલા દુરંત દોષોના દર્શનથી જે અત્યત અરૂચિ ઉત્પન્ન થાયછે તે વૈરાગ્યનું સ્વરૂપ છે. જેમ વિષાદિકમાં 'આતો અત્યત પ્રતિકૂળ છે' એવો નિશ્ચય થવાથી તેમાં વિદ્વેષ વર્તે છે તેમ વિષયોમાં વિદ્વેષ એજ વૈરાગ્ય છે. આ અર્થમાં આ ગ્રથનાં વચનો છે–'वैराग्यस्य स्वरूपं च कथयाम्यद्य मानदे!। भगवन्तं विनाऽन्यत्र रागाभावस्तदुच्यते। देहे च दैहिकेष्वस्य! स्त्रीपुत्रधननवेश्मसु। पशुयानोपकरणक्षेत्रादिष्वरुचिस्तथा। शब्दादिपञ्चविषयभोगेषु विविधेषु च। अनर्घ्यवस्त्रभूषादौ राज्यभोगेषु चारुचिः। स्वर्गादौ पुण्यलोके च सद्भोगेष्वखिलेष्वपि। अनासक्तिः सर्वथेति वैराग्यं स्पष्टमीरितम्।...तत्र प्रकृतिकार्यस्य ब्रह्माण्डस्याखिलस्य च। ब्रह्मादेः स्थावरान्तस्य भोगानां चापि सर्वशः। विनाशो जायते नूनं कालेनैव बलीयसा। एवं क्षयं लोकयतां वैराग्यं तेषु सम्भवेत्। तथैव दुःखदृष्ट्यापि देहिनां तत्समुद्भवः।...देहेऽहंता च तेनैव ममता दैहिकेषु च। विवर्धते

ततस्तेषु ममासक्तिर्जायते भृशम्। देहस्त्रीपुत्रवित्ताद्यैः तेऽहन्ताममतावशात्। आसक्तास्तत्कृते नानापापकर्माणि कुर्वते।...एवंविधास्ते बहुशो यातनाः प्राप्नुवन्त्यथ। गर्भवासमहादुःखं जन्मदुःखं ततो महत्। व्याधिदुःखं जरादुःखं मृत्युदुःखं पुनः पुनः। आध्यात्मिकाद्यैस्त्रिविधं दुःखं मातश्च ते जनाः। यथाकर्म लभन्ते वै स्वर्गं भुञ्जते च तत्।... एवं संसृतिदुःखं ये पश्यन्त्यत्र मुहुर्नृणाम्। तेषामुदेति वैराग्यं सत्सङ्गाच्च वर्धते। ततो विरक्ताः कुर्वन्ति दुःखक्षयमयोज्झितम्। कृष्णाश्रयं सदानन्दं गीता दुःखदतः सति!। वैराग्यहीनस्य सुखं नास्ति दुःखविवर्जितम्। भक्तिर्न वर्धते पुंसो वैराग्येण विना ध्रुवम्। मायिकेषु विरक्तानां पदार्थेषु विवर्धते। कृष्णेऽनुरागो जननि! तेन यान्ति परां गतिम्'। આ પ્રકારે કહ્યુ છે (પ્ર० १ અ० ३५) તથા વચનાંતર છે કે-'बहुजनो...विषयतो विरतिश्च हरौ रतिः' (प्र० २ अ० ५१) આ વચનથી વિષયથકી વિરતિ અને શ્રીહરિમાં રતિને પરસ્પર હેતુહેતુમદ્ભાવ જણાયછે એટલે વિષયથકી જો વૈરાગ્ય પામે તો ભગવાનમાં પ્રીતિ થાય, ન થાય તો નહિ. 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' એવી સ્મૃતિ છે.

પૂર્વોક્ત લક્ષણવાળા ધર્મ જ્ઞાન અને વૈરાગ્યના અતિશયથી સંપાદન કરવા યોગ્ય જે ભક્તિ છે તે પરમેશ્વરમાં પરાનુરાગરૂપ કહેછે, 'सा परानुरक्तिरीश्वरे' એવું સૂત્ર છે. 'निदिध्यासितव्यः' 'उपासीत' ઇત્યાદિ જે વેદવિધિવિહિત ધ્યાન ઉપાસન છે તેપણ પરાનુરાગગર્ભિત છે, માટે વેદાંતમાં પણ નિઃશ્રેયસના સાધનપણે ભક્તિમાંજ વિધિ છે. આના વિચારનો અત્ર અવસર નથી માટે પ્રકૃત જે વિષયવિમર્શ છે એમાંજ દૃષ્ટિ દીધી છે. આ ભક્તિ સકામ નિષ્કામ એવા ભેદથી બે પ્રકારની છે. તેમાં પુત્ર પશુ અન્ન સ્વર્ગ આદિક ક્ષુદ્ર સ્વાર્થની સ્પૃહાથી જે કરાય તે સકામ કહેવાય તથા કૈવલ્યની કામનાથી કરાય તેપણ સકામ કહેવાય અને પરમાત્માના ચરણકમળની સેવારૂપ જે પરમ નિઃશ્રેયસ તેની કામનાથી જે કરાય તે નિષ્કામ કહેવાય. સ્વામિના ચરણારવિંદના સેવારસથકી અને તેમાં પરમ પ્રેમરસથકી બીજામાં કામના નથી, માટે નિષ્કામજ કહેવાય. આ અર્થમાં ગ્રંથનાં

વચનો–'भजधातोस्तु सेवार्थः । प्रेम क्तिन् प्रत्ययस्य च । स्नेहेन भगवत्सेवा भक्तिरित्युच्यते बुधैः । पतिव्रता यथा नारी सेवेत स्वपतिं तथा । अनन्यभावेन हरिं मुमुक्षुः सर्वदा भजेत् ।... एवं भजन्ति ये कृष्णं श्रुत्यादिनवलक्षया । भक्त्या ते कथिता भक्ता द्विविधास्तेऽपि कीर्तिताः । तत्राद्यास्तु सकामास्ते धर्ममर्थं च विस्तृतम् । कामं च स्वेप्सितं मोक्षं कृष्णादेवाप्नुवन्ति हि । देहान्ते ते च कृष्णस्य गोलोकादिषु धामसु । लभन्ते स्वेष्टसौख्यानि तस्मादेवाक्षयाणि हि । निष्कामा इतरे ते तु कृष्णसेवनमन्तरा । मुक्तीश्चतुर्विधाः सिद्धीश्चाष्टौ नेच्छन्ति कर्हिचित् । दीयमानं भगवताऽप्यैश्वर्यमिदमूर्जितम् । तस्य सेवान्तरायत्वात् न गृह्णन्ति हृदापि ते । निष्कामभावेनेत्थं यो मातः ! कृष्णं भजेन्नरः । भक्तोत्तमः स विज्ञेयः पूर्णो ह्वयमस्य हि ।' ઈત્યાદિ. (प्र० १ अ० ३६) 'ब्रह्मभूतैरपि प्राज्ञैः कृष्णस्य श्रवणादिका । भक्तिरेव विधातव्या नित्यदाऽत्र शुकादिवत् ।' (प्र० २ अ० ७) આ વચનથી આત્મકૈવલ્ય ફળ જેનું છે એવી જ્ઞાનનિષ્ઠાની અપેક્ષાએ પરમાનંદમય પરમાત્માના ચરણની સેવારૂપ, પરમ નિઃશ્રેયસ જેનું ફળ છે એવી પરમ પ્રેમલક્ષણા ભક્તિનું શ્રેષ્ઠપણું જણાય છે. તેમાં બીજાંપણ વચનો છે–'तदीयमाहात्म्यनिबोधपूर्वं स्वभावतो वृत्तिरविच्युता या । सप्रेम तस्मिन् सकलेन्द्रियाणां सा भक्तिरुक्ता नवधास्ति सापि ।... नराः सकामा निजवाञ्छितार्थांस्तेनाप्नुवन्ति ह्यपरे च मुक्तिम् । निष्कामभक्तिस्तु हरौ प्रवृद्धा दिने दिने सिद्धिगणाद्गरिष्ठा । जीवस्य कोशं अयत्नवदन्नं यथानलो भुक्तमिवोदरेऽन्नम् । अनन्यभक्तास्तु रमापतेर्ये नेच्छन्ति कैवल्यमपीह ते [illegible] । सेवारतास्तस्य तदर्थचेष्टास्तेनैव पूर्णाः संततं प्रसन्नाः ।' (प्र० २ अ० ५१) ઈત્યાદિક છે.

ભક્તિમાં વૈરાગ્ય જેમ અંતરંગ ઉપાય છે તેમ ભગવાનનું માહાત્મ્યજ્ઞાનપણ છે. વિષયોમાં રહેલા દોષોના વિચારથી જેમ વિષયોથકી વૈરાગ્ય થાયછે તેમ ભગવાનના ગુણ વિભૂતિ વિગેરેનો મહિમા વિચારવાથી ભગવાનમાં ભક્તિ ઉત્પન્ન થાયછે. આ અર્થ 'एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः । सोऽविकम्प्येन योगेन युज्यते नात्र संशयः ।' આ ગીતાવચનમાં સ્પષ્ટ છે. આ ગ્રંથમાં–'श्रीकृष्णो भगवान् साक्षात् यो विष्णुः पुरु-

पोत्तमः । स एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभिः ।... सतां सङ्गेन तु- ष्ट्याद्दौ तन्माहात्म्यं तदासया । स्वधर्मज्ञानवैराग्ययुजा भक्त्या स सेव्य- ताम् ।' (प्र० १ अ० ३२) એમ કહ્યું છે. તથા 'माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे ।' એમ શિક્ષાપત્રીમાં કહ્યું છે. ભગવાનનું માહાત્મ્ય જ્ઞાનતો સંતોથકી થાય. તેપણ કહ્યું છે કે 'दयालवः क्षमाशीलाः सर्वजीव- हितेच्छवः' ઇત્યાદિકથી સતોનાં લક્ષણ કહીને 'एतेषामेव सङ्गेन साक्षा भ- क्तिर्मुमुक्षुभिः । कृष्णस्य प्राप्यते नूनं माहात्म्यज्ञानपूर्विका । पुण्यः कृष्णा- वताराणां चरित्रश्रवणं भवेत् । भक्तानां चरित्राणां कृष्णस्य च भवेच्छ्रुतिः । गोलोकाक्षरवैकुण्ठादिषु धामसु यत्प्रभोः । अनन्तमस्ति चैश्वर्यं तदप्येभ्यो- ऽवगम्यते ।...सद्य एतच्छ्रुतेः कृष्णमाहात्म्यं सम्यगीयते । तेनैव कृष्णे भक्तिः स्यात् स्वधर्मादिभिरन्विता । (प्र० १ अ० ३२) તથા 'गोलोके चाथ वैकुण्ठे श्वेतद्वीपे मनोहरे । यदैश्वर्यं ब्रह्मपुरे श्रव्यं श्राव्यं च तद्गु- हाम् । सपार्षदा ईश्वरा ये तत्तद्धामसु संस्थिताः । राधिकाद्याः शक्तयश्च तेषु मुक्ताश्च ये स्थिताः । एतत्सर्वं स्वहृदये चिन्तनीयं निरन्तरम् । येना- न्तकालेऽपि भवेत्तत्स्मृतिर्मुक्तिदायिनी' (प्र० २ अ० ७) ઇત્યાદિ. આ સર્વ ભગવન્માહાત્મ્યજ્ઞાનનું ફળ છે.

એવી રીતે આ પ્રબન્ધમાં પ્રતિપાદન કરવા ઇચ્છેલા, પરમ મોક્ષના ઉપા- યભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિરૂપ ચાર વિષયો છે. તેના અંગપણેજ બીજો બધોય અર્થવિસ્તાર શ્રીસ્વામિનારાયણ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા સદુપદેશરૂપ મકરંદરસરૂપ આ ગ્રંથમાં વહે છે. પ્રથમપ્રકરણમાં સાધારણ ધર્મો, બ્રાહ્મણાદિ ચાર વર્ણના ધર્મો, બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમોના ધર્મો, આશૌચનો ભેદ, રાજધર્મ, ઋણાદાનાદિ વ્યવહારપદ ( દાવા ) ના નિર્ણયભેદો, પ્રાયશ્ચિત્તના ભેદો, આ સર્વેનો અડતાળીશ અધ્યાયથી જે સવિસ્તર ઉપદેશ કર્યો છે તે સર્વેપણ નિઃશ્રેયસના સાધનભૂત ધર્મ- નિરૂપણમાંજ એક શેષભૂત છે એટલે ઉપયોગના છે. પ્રથમ પ્રકરણાદિકમાં પણ સામાન્યપણે કે વિશેષપણે જે વિધિનિષેધરૂપ સદુપદેશ છે તે તમામ ધર્મનિરૂપણમાંજ ઉપયોગી છે. દુશ્ચરિતથકી નિવૃત્તિ પામેલા અને સુચ-

રિતને આચરનારાને જ્ઞાનસિદ્ધિ થાય છે એમ 'नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्' આ० શ્રુતિમાં કહ્યું છે. માટે તે તે પ્રકરણમાં જે વ્રતવિશેષનું નિરૂપણ છે તેપણ કલ્યાણનાજ એક ઉપાયભૂત ધર્મનિરૂપણના અંગપણેજ અન્વય પામે છે. મુમુક્ષુઓના પ્રત્યે અંતઃકરણની નિર્મળતા સંપાદન કરાવાદ્વારા જ્ઞાનસિદ્ધિ માટેજ વ્રતવિશેષનો આ પ્રબન્ધમાં ઉપદેશ આપ્યો છે.

પ્રથમ પ્રકરણના ચોત્રીશમા અધ્યાયમાં જે બ્રહ્માંડનું સ્વરૂપ અને તેની ઉત્પત્તિના પ્રકારનું નિરૂપણ છે તથા એકાવનમા અધ્યાયમાં જે જીવેશ્વરાદિકના સ્વરૂપનું વિવેચન છે તથા ત્રીજા પ્રકરણના એકતાળીશમા અધ્યાયમાં જે બ્રહ્મધામનું વર્ણન છે તથા ઓગણત્રીશમા અધ્યાયમાં જે પરબ્રહ્મનું સાકારત્વનિરાકારત્વ-સગુણત્વનિર્ગુણત્વ-કર્તૃત્વઅકર્તૃત્વ-ઇત્યાદિ વિરૂદ્ધ ધર્મોને પ્રતિપાદન કરતી શ્રુતિસ્મૃતિઓનો વિરોધ ન આવે એરીતે સમર્થન કર્યું છે તથા ચોથા પ્રકરણના એકવીશમા અધ્યાયમાં દ્વૈતાદ્વૈત શ્રુતિઓનું જે તાત્પર્ય નિરૂપણ કર્યું છે તથા અડતાળીશમા અધ્યાયમાં દીક્ષાપ્રકરણમાં જે આત્મપરમાત્મસ્વરૂપનું વિવેચન છે, આ સર્વ બાબતો મુમુક્ષુ મનુષ્યોએ ગ્રહણ કરવા લાયક જે જ્ઞાન છે તેના શેષપણે સંબન્ધ ધરાવે છે એટલે જ્ઞાનસિદ્ધિમાં ઉપયોગની હોવાથી તેમાંજ સમાવેશ થાય છે.

कर्माणि यानि च । तेषां दिव्यतया ज्ञानं तद्वत्तेऽद्य सौहृदम् । तथाऽऽत्मस्वरूपविज्ञानं सम्यङ्नृणां भवेदिति । एतान्येवात्र निश्चार्य बहुधाऽवर्णयन्मुनि ॥' इत्यादि (प्र० ४ अ० २-३)

દ્ધિમાટે અવશ્યપણે અધર્મસર્ગનો ત્યાગ અને ધર્મસર્ગનો સંગ્રહ કરવોજ જોઇએ. તો આ સર્વ નિરૂપણ જ્ઞાનનિરૂપણમાં પ્રધાનપણે સંબન્ધ પામે છે

પ્રથમ પ્રકરણના પાત્રીશમા અધ્યાયમાં વિસ્તારથી જે નરકયાતનાનું નિરૂપણ છે, દ્વિતીયપ્રકરણના એકવીશમા અધ્યાયમાં કામાદિ દોષોની અપેક્ષાએ દોષાધિક્યને લીધે લોભનુ પ્રાબલ્ય નિરૂપણ છે, ચતુર્થપ્રકરણના ચૌદમા અધ્યાયમા જે પાપપુણ્યના ભેદોનું નિરૂપણ છે, તૃતીયપ્રકરણના સાઠમા એકસઠમા અધ્યાયમા જે નારદપર્વતનુ આખ્યાન નિરૂપણપૂર્વક મુમુક્ષુને સ્ત્રીપ્રસગના પરિત્યાગનુ નિરૂપણ છે, તે આ સર્વ મોક્ષના સાધનભૂત વૈરાગ્યના નિરૂપણના શેષપણે સબન્ધ પામેછે એટલે આ સર્વ વૈરાગ્યમાં ઉપયોગી છે.

ચતુર્થપ્રકરણના બીજા અધ્યાયને આરંભીને આઠમા અધ્યાયપર્યંત જે શ્રીમદ્ભાગવતનો પ્રાદુર્ભાવ અને તેના મહિમા આદિકનું અનુવર્ણન છે તેપણ શ્રીમદ્ભાગવતના પઠન શ્રવણાદિકમાં પ્રવર્તાવીને મુમુક્ષુને ભક્તિની અભિવૃદ્ધિ માટે છે. કેમકે શ્રીમદ્ભાગવત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિરસની અભિવૃદ્ધિ કરનારૂં છે આ અર્થ આ વચનોથી સ્પષ્ટ જણાય છે—'तस्य हेतुश्च सद्धर्मो ज्ञानं वैराग्यमेव च । माहात्म्यज्ञानयुग्भक्तिर्भूयश्चेति चतुष्टयम् । स [ ] तेनाल्पको ह्येव वर्णितोऽप्यतिविस्तृतः । मिश्रत्वाद्धर्मयोर्नामार्थयोर्वेत्तुं शक्यो न तत्त्वतः । स्वर्गादिफलदेष्वेव ततः स्वर्गेषु मानवाः । सक्ता आसन् बहुविधैर्वाक्यैस्तत्प्रतिपादकैः । तदा [ ] तस्य श्रेयोर्थी पुराणादिकृन्मुनिः । आसीदेवाकृतप्रायः तत्फलानुदयात्किल ।... शोचन्तं तमुपेयाय नारदः सर्ववित्तदा ।...संपृष्टः स मुनिः प्रोचे सर्वज्ञो भगवत्प्रियः । आत्यन्तिकश्रेयसे त्वं जनानां रचयानघ ! ।...यशः श्रीवासुदेवस्य तज्ज्ञानां च तत्त्वतः । तत्र वर्णयतः शान्तिर्भविष्यति तवान्तरे । श्रीमद्भागवतं नाम पुराणं रचयाधुना ।... सोऽथ तद्भावितस्तत्समाधिना... सारेऽस्मिन् सर्वशास्त्राणां श्रीमद्भागवताभिधे । ..विस्ताराद्वर्णितोऽस्त्येव भगवद्भक्तिवृद्धये ।... तस्य स्वरूपविज्ञानं तस्मिन् भक्तिश्च नैष्ठिकी । नैष्कर्म्यं कर्म तत्प्रीत्यै वैराग्यमितरत्र च । तथा तस्यावताराणां जन्म-

લક્ષણો તૃતીયપ્રકરણના ઓગણસાઠમા અધ્યાયમા તથા દ્વિતીય પ્રકરણના સત્તરમામા વિસ્તારથી નિરૂપણ કર્યા છે તથા તૃતીય પ્રકરણના છવીશમા અધ્યાયમા-'देश काल क्रिया ध्यान शास्त्र दीक्षा तथा मनु । सद्भिरिष्ट धर्मस्य हेतवो हीतरस्य च । लक्षणानि सतां तेषां देशादीनां तथा सताम् । कथयामि समासेन हितायैव नृणामहम्' ઇત્યાદિ ગ્રથથી કરાતા સત્ દેશ સત્ કાળ આદિકના લક્ષણનિરૂપણના પ્રસગમા 'अष्टाङ्ग ब्रह्मचर्यं ये पालयेयुर्दृढव्रता । धनमात्रत्यागिनश्च लिं स्वादा जिह्ववर्जिता । निर्मांना नि स्पृहा शुद्धा क्रोधेर्ष्याद्वेषवर्जिता । निर्मत्सराश्च निर्लोभा आत्मनिष्ठा जितेन्द्रिया । भक्ति हर्यवतारेषु माहात्म्यज्ञानपूर्विकाम् । कुर्युरेकान्तिका भक्तास्तेषा सङ्गो हि सन्मत ।' ઇત્યાદિ વચનોવડે સતોનુ લક્ષણ નિરૂપણ કર્યુ છે તે આ સર્વે કલ્યાણના સાધનભૂત જે ધર્માદિ ચાર છે તેના શેષપણે તેનુ નિરૂપણ થતા એક વાક્યતાને પામે છે એટલે શ્રદ્ધા નિયમ અને સત્સગાદિકનો ધર્માદિ ચારમા ઉપયોગ થાય છે

સત્સગની પેઠે સચ્છાસ્ત્રની પણ પ્રધાનપણે મોક્ષના સાધનભૂત ધર્માદિકના જણાવામા હેતુ હોવાથી આદરણીયતા અને સચ્છાસ્ત્રનુ લક્ષણ દ્વિતીય પ્રકરણના પ્રથમ અધ્યાયમા 'अवश्यमेव कर्तव्य सच्छास्त्राभ्यास आदरात् । नैर्गुण्यस्थितिमाप्यापि न सच्छास्त्राणि सत्यजेद् । स्थापिते येषु कृष्णस्य साकारत्वविशुद्धते । सच्छास्त्राणि तु तान्येव वेदार्थानुसृतानि हि' ઇત્યાદિકથી નિરૂપણ કર્યુ છે આપણુ નિ શ્રેયસના સાધનોના ઉપકરણ નિરૂપણમા અતર્ગત થાય છે પચમ પ્રકરણના છપ્પન અધ્યાયને આરભીને દશ અધ્યાયોવડે સાગ યોગનુ નિરૂપણ કર્યુ છે યોગની આત્મા પરમાત્માના ધ્યાનમા અત્યત અપેક્ષા હોવાથી મોક્ષોપાયના ઉપકરણના નિરૂપણરૂપ હોવાથી આનુ નિરૂપણ નિ શ્રેયસના ઉપકરણ નિરૂપણની સાથે એક વાક્યતાને પામેછે એવી રીતે આ સત્સગિજીવન નામનુ સચ્છાસ્ત્ર ભગવાનના પ્રધાનપ્રતિપાદ્ય ભગવદ્દિવ્ય ચરિતામૃતથી અને નિ શ્રેયસના ઉપાયભૂત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિરૂપ ચાર પ્રધાન વિષયોથી ભરેલ હોવાથી આત્યતિક કલ્યાણની ઇચ્છાવાળાઓએ અત્યત આદરણીય છે

## शरणागतिरूप सारतम विषय—

હવે આ સત્સંગિજીવનનો કોઈ સારતમ વિષય જે અતિ ગૂઢ હોવાથી શુદ્ધ સંપ્રદાયથીજ સમજી શકાય એવો છે તેનું નિરૂપણ હવે કરીએ—આ સચ્છાસ્ત્રમાં પરબ્રહ્મ ભગવાન્ પુરૂષોત્તમ શ્રીસ્વામીનારાયણે કલિયુગમાં અભિવૃદ્ધિ પામેલા અધર્મનો સંહાર કરવા અને લીન થએલા ધર્મનો ઉદ્ધાર કરવા પૃથ્વીઉપર પ્રકટ થઈને શ્રીમાન્ ઉદ્ધવાવતારભૂત રામાનન્દસ્વામીએ સંરક્ષણ કરેલા પરમ એકાંતિક ધર્મની સર્વત્ર પ્રવૃત્તિ કરીને અધર્મનો વિનાશ કર્યો એટલુંજ સારથી ભગવાનનું ચરિત્ર જણાય છે. તો ભગવાનનુ પરમ હાર્દ સારતમ ( જેની અપેક્ષાએ બીજું કોઇ શ્રેષ્ઠ ન હોય તે ) ધર્મનો બોધ આપવામા છે એમ સ્પષ્ટ સમજાય છે. સારતમ ધર્મતો ઉદ્ધવસંપ્રદાયસિદ્ધ છે ( જેને એકાંતિક ધર્મ કહેછે ) એમ કેમ? તો હવે તેનં ઉપપાદન થાય છે—વેદાદિ વિધિએ બોધ કરેલા ધર્મો

ઇત્યાદિ સ્મૃતિએ આપ્યો છે. આ શરણાગતિને સાધનાંતરની અપેક્ષા નથી, ઉપાયાતરે જે રહિત હોય તેનેતો આમાં અધિકાર છે આવી સારતમભૂત શરણાગતિ પારમૈકાંતિક ધર્મપ્રવૃત્તિ માટે પ્રવર્તેલા ભગવાને પારમૈકાતિક દીક્ષાનુ નિરૂપણ કરવાપૂર્વક ઉપદેશ આપવાયોગ્ય મન્ત્રાદિકનુ નિરૂપણ કરતા ઉદ્ધવસપ્રદાયથી પ્રાપ્ત થએલી હોવાથી સારતમ ધર્મપણે મુમુક્ષુઓએ ગ્રહણ કરવી એમ જણાવ્યું છે. તેવા દીક્ષાપ્રકરણમા 'आचार्यैरुद्धवाध्वस्थैर्दीक्षा भागवती यथा । सामान्या सविशेषा च मुम्भ्यो देयोच्यते तथा । दीप्तं ज्ञानं प्रदद्याच्च क्षयं कुर्याच्चयैनसाम् । तस्माद्दीक्षेति सम्प्रोक्ता देशिकैस्तत्त्ववेदिभिः । श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ।... सामान्यायां हि दीक्षायां न जातिनियमोऽपि च । न तिथिर्न व्रतं नार्चा नोपवासादिका क्रिया ।... आस्तिको धर्मनिष्ठश्च यस्माद्भीतश्च संसृतेः ।... कालमायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' (प्र० ४ अ० ४६) ઇત્યાદિ વચનો છે. આમાં સસ્રૃતિ થકી જે ભય પામે તે સર્વ કોઈ અધિકારી થાય અને ભગવાનની શરણાગતિજ નિ શ્રેયસનુ સાધન છે એમ જણાવ્યું છે 'कालमायापापकर्म' આ શ્લોકના વ્યાખ્યાનમા ભાવપ્રબોધિની ટીકામાં આ વચનની શરણાગતિપરતા અને તેનુ સ્વરૂપ સારી રીતે ઉપપાદન કર્યું છે. તથા દીક્ષામાં ઉપદેશ

યોગાભ્યાસની જેમાં અપેક્ષા છે, પગ્બ્રહ્મની પ્રાપ્તિ જેનું ફળ છે એવો તે ભક્તિયોગ સારતર છે તથાપિ તે સારતમ નથી, કેમકે તેનુ સામર્થ્ય પ્રારબ્ધથકી બીજા કર્મોનેજ નાશ કરવામા છે પરતુ પ્રારબ્ધના પણ પ્રણાશમાં નથી પ્રારબ્ધનો પ્રણાશતો ભોગવીનેજ કરી શકાય છે એમ શ્રુતિમા કહ્યુ છે તે પ્રારબ્ધના પ્રક્ષયમાટે તો ફરીથી જન્મમરણનો કલેશ બ્રહ્મચારીઓને પણ ભરતજીની પેઠે સહન કરવો પડે છે વળી મોક્ષની ઇચ્છા હોય અને તેવું સામર્થ્ય હોય તથાપિ ત્રણ વર્ણ થકી બહારનાને ( શૂદ્રાદિકને ) ફક્ત યોનિદોષને લીધે તે ભક્તિયોગ માર્ગ થકી દૂરજ રહેવાનુ છે, ( એમા એનો અધિકાર નથી ) માટે આ ભક્તિયોગ સર્વાધિકારી પણ નથી સારતમ ધર્મતો શરણાગતિ નામનો છે આ શરણાગતિ 'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै । त ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमह प्रपद्ये ॥' 'न्यासमेषां तपसामतिरिक्तमाहु' ઇત્યાદિ શ્રુતિવાક્યમાં શ્રવણ થતી 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥' ઇત્યાદિ સ્મૃતિવાક્યથી સ્મરણ થતી, આજ વચનોના પ્રમાણથી આ ગ્રથમાં નિરૂપણ કરેલી, 'अहमस्म्यपराधानामालयोऽकिञ्चनोऽगति' । त्वमेवोपायभूतो मे भवेति प्रार्थनामतिः । शरणागतिरित्युक्ता सा देवेऽस्मिन् प्रयुज्यताम् ।' 'अनन्यसाध्ये स्वाभीष्टे महाविश्वासपूर्वकम् । तदेकोपायतायाच्ञा प्रपत्ति' शरणागति. ।' 'आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम् । रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा । आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागति ।' ઇત્યાદિવડે જેનુ નિરૂપણ કર્યું છે તે સારતમભૂત છે આ શરણાગતિથીતો પ્રારબ્ધનો પણ પ્રણાશ થાય છે. તેમાં 'साध्यभक्तिस्तु सा हन्त्री प्रारब्धस्यापि भूयसी' આ વચન છે આમા સર્વ કોઇને અધિકાર 'प्राप्तुमिच्छन् परां सिद्धिं जन. सर्वोऽप्यकिञ्चन । श्रद्धया परया युक्तो हरिं शरणमाश्रयेत् । ब्रह्मक्षत्रविशः शूद्राः स्त्रियश्चान्तरजास्तथा' 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्यु' पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्'

ઇત્યાદિ સ્મૃતિએ આપ્યો છે. આ શરણાગતિને સાધનાંતરની અપેક્ષા નથી, ઉપાયાંતરે જે રહિત હોય તેનેતો આમાં અધિકાર છે. આવી સારતમભૂત શરણાગતિ પારમૈકાંતિક ધર્મપ્રવૃત્તિ માટે પ્રવર્તેલા ભગવાને પારમૈકાંતિક દીક્ષાનું નિરૂપણ કરવાપૂર્વક ઉપદેશ આપવાયોગ્ય મંત્રાદિકનું નિરૂપણ કરતાં ઉદ્ધવસંપ્રદાયથી પ્રાપ્ત થએલી હોવાથી સારતમ ધર્મપણે મુમુક્ષુઓએ ગ્રહણ કરવી એમ જણાવ્યું છે. તેવા દીક્ષાપ્રકરણમાં 'आचार्यैरुद्धवाध्वस्थैर्दीक्षा भागवती यथा । सामान्या सविशेषा च पुम्भ्यो देयोच्यते तथा । दीप्तं ज्ञानं प्रदद्याच्च क्षयं कुर्यात्तथैनसाम् । तस्माद्दीक्षेति सम्प्रोक्ता देशिकैस्तत्त्ववेदिभिः । श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ।... सामान्यायां हि दीक्षायां न जातिनियमोऽपि च । न तिथिर्न व्रतं नार्चा नोपवासादिका क्रिया ।... आस्तिको धर्मनिष्ठश्च यस्माद्भीतश्च संसृतेः ।... कालमायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' ( प्र० ४ अ० ४६ ) ઇત્યાદિ વચનો છે. આમાં સસૃતિ થકી જે ભય પામે તે સર્વ કોઈ અધિકારી થાય અને ભગવાનની શરણાગતિજ નિઃશ્રેયસનું સાધન છે એમ જણાવ્યું છે. 'कालमायापापकर्म' આ શ્લોકના વ્યાખ્યાનમાં ભાવપ્રબોધિની ટીકામાં આ વચનની શરણાગતિપરતા અને તેનું સ્વરૂપ સારી રીતે ઉપપાદન કર્યું છે. તથા દીક્ષામાં ઉપદેશ કરવાના અષ્ટાક્ષરમત્રની પણ શરણાગતિપરતા સંપ્રદાયથી સુખેથી જાણી શકાય છે. શરણાગતિનું સ્વરૂપ, તેના અંગભૂત આનુકૂલ્યાદિક પંચકનું સ્વરૂપ અને સાધનાંતરની અપેક્ષાએ આનો વિશેષ, આ સર્વ અર્થ શિક્ષાપત્રીભાષ્યાદિકમાં સ્પષ્ટ છે. વચનામૃતમાંતો આ અર્થની 'ભગવાનનો દૃઢ આશરો એજ એક સર્વ સાધનમાં મોટું સાધન છે' 'કલ્યાણતો એક ભગવાનના આશ્રયે કરીનેજ છે' 'અતિદૃઢ ભગવાનનો આશરો કરવો એજ ગત અતિસારમાં સાર છે' ઇત્યાદિકથી વિશેષ સ્પષ્ટતા કરી છે. આ ભૂમિકામાં શાસ્ત્રનો આશય નિરૂપણ કરવાનો પ્રસંગ હોવાથી વિષયમાત્રની સૂચના કરવી સમુચિત છે પણ તેનું સ્વરૂપ, તેનાં અંગ આદિકનું

યોગાભ્યાસની જેમાં અપેક્ષા છે, પરંબ્રહ્મની પ્રાપ્તિ જેનું ફળ છે એવો તે ભક્તિયોગ સારતર છે. તથાપિ તે સારતમ નથી, કેમકે તેનું સામર્થ્ય પ્રારબ્ધથકી બીજાં કર્મોનેજ નાશ કરવામાં છે પરંતુ પ્રારબ્ધના પણ પ્રણાશમાં નથી. પ્રારબ્ધનો પ્રણાશતો ભોગવીનેજ કરી શકાય છે એમ શ્રુતિમાં કહ્યું છે. તે પ્રારબ્ધના પ્રક્ષયમાટે તો ફરીથી જન્મમરણનો કલેશ બ્રહ્મદર્શીઓને પણ ભરતજીની પેંઠ સહન કરવો પડે છે. વળી મોક્ષની ઇચ્છા હોય અને તેનું સામર્થ્ય હોય તથાપિ ત્રણ વર્ણ થકી બહારનાને (શૂદ્રાદિકને) ફક્ત યોનિદોષને લીધે તે ભક્તિયોગ માર્ગ થકી દૂરજ રહેવાનું છે, (એમાં એનો અધિકાર નથી) માટે આ ભક્તિયોગ સર્વાધિકારી પણ નથી. સારતમ ધર્મતો શરણાગતિ નામનો છે. આ શરણાગતિ 'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै । तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥' 'न्यासमेषां तपसामतिरिक्तमाहुः' ઇત્યાદિ શ્રુતિવાક્યમાં શ્રવણ થતી 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥' ઇત્યાદિ સ્મૃતિવાક્યથી સ્મરણ થતી, આજ વચનોના પ્રમાણથી આ ગ્રંથમાં નિરૂપણ કરેલી, 'अहमस्म्यपराधानामालयोऽकिञ्चनोऽगतिः । त्वमेवोपायभूतो मे भवेति प्रार्थनामतिः । शरणागतिरित्युक्ता सा देवेऽस्मिन् प्रयुज्यताम् ।' 'अनन्यसाध्ये स्वाभीष्टे महाविश्वासपूर्वकम् । तदेकोपायतायाच्ञा प्रपत्तिः शरणागतिः ।' 'आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम् । रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा । आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः ।' ઇત્યાદિવડે જેનું નિરૂપણ કર્યું છે તે સારતમભૂત છે. આ શરણાગતિથીતો પ્રારબ્ધનો પણ પ્રણાશ થાય છે. તેમાં 'साध्यभक्तिस्तु सा हन्त्री प्रारब्धस्यापि भूयसी' આ વચન છે. આમાં સર્વ કોઇને અધિકાર 'प्राप्तुमिच्छन् परां सिद्धिं जनः सर्वोऽप्यकिञ्चनः । श्रद्धया परया युक्तो हरिं शरणमाश्रयेत् । मद्यक्षत्रविशः शूद्राः स्त्रियश्चान्तरजास्तथा' 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्'

ઇત્યાદિ સ્મૃતિએ આપ્યો છે. આ શરણાગતિને સાધનાંતરની અપેક્ષા નથી, ઉપાયાંતરે જે રહિત હોય તેનેતો આમાં અધિકાર છે. આવી સારતમભૂત શરણાગતિ પારમૈકાંતિક ધર્મપ્રવૃત્તિ માટે પ્રવર્તેલા ભગવાને પારમૈકાંતિક દીક્ષાનું નિરૂપણ કરવાપૂર્વક ઉપદેશ આપવાયોગ્ય મંત્રાદિકનું નિરૂપણ કરતાં ઉદ્ધવસંપ્રદાયથી પ્રાપ્ત થએલી હોવાથી સારતમ ધર્મપણે મુમુક્ષુઓએ ગ્રહણ કરવી એમ જણાવ્યું છે. તેવા દીક્ષાપ્રકરણમાં 'आचार्यैरुद्धवाध्वस्थैर्दीक्षा भागवती यथा । सामान्या सविशेषा च पुम्भ्यो देयोच्यते तथा । दीप्तं ज्ञानं प्रदद्याच्च क्षयं कुर्यात्तथैनसाम् । तस्माद्दीक्षेति सम्प्रोक्ता देशिकैस्तत्त्ववेदिभिः । श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ।... सामान्यायां हि दीक्षायां न जातिनियमोऽपि च । न तिथिर्न व्रतं नार्चा नोपवासादिका क्रिया ।... आस्तिको धर्मनिष्ठश्च यस्माद्भीतश्च संसृतेः ।... कालमायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' ( प्र० ४ अ० ४६ ) ઇત્યાદિ વચનો છે. આમાં સંસૃતિ થકી જે ભય પામે તે સર્વ કોઈ અધિકારી થાય અને ભગવાનની શરણાગતિજ નિઃશ્રેયસનું સાધન છે એમ જણાવ્યું છે. 'कालमायापापकर्म' આ શ્લોકના વ્યાખ્યાનમાં ભાવપ્રબોધિની ટીકામાં આ વચનની શરણાગતિપરતા અને તેનું સ્વરૂપ સારી રીતે ઉપપાદન કર્યું છે. તથા દીક્ષામાં ઉપદેશ

વ્યવહાર થાયછે. તે આ નિષ્કામભક્તિ દ્વિતીય પ્રકરણમાં સારીરીતે વર્ણન કરી છે-'निष्कामभक्तिस्तु हरौ प्रवृद्धा दिने दिने सिद्धिगणाद्गरिष्ठा। जीवस्य कोशं जरयत्यवश्यं वैश्वानरो भुक्तमिवोदरेऽन्नम्। अनन्यभक्तास्तु रमापतेर्ये नेच्छन्ति कैवल्यमपीह ते तु। सेवारतास्तस्य तदर्थचेष्टास्तेनैव पूर्णाः सततं प्रसन्नाः।... किमिह बहु वदामि पारमेष्ठ्यं पदमणिमादिकसिद्धिजातमासम्। प्रसभमपि च तेन दीयमानाः स्पृहयति भक्तवरः क्वचिन्न मुक्तीः।... प्रियसुतसहृदिष्टदैवमात्मा सकलमपीह हरिर्हि यस्य पुंसः। क्वचिदपि नहि तस्य कालमायाभयमभवाय यतो नृणां वपुस्तत्।... हृदि विधृततदीयपादपद्मानखविधुमण्डलकान्तिशैत्यभाजि। तदितरसुरसर्धनोत्थतापो न भवति तस्य यथाग्निजोऽम्बुपूरे। विधिमुखसुरचिन्तनीयपादः स्थिरचरदेहिनियामकोऽपि कृष्णः। दृढरतिरशनानिबद्धपादो हृदयमहो! न विहातुमस्य शक्तः। प्रियतमा न रमा न च राधिका प्रियतमो न विधिर्न च भोगिराट्। भगवतो न निजाऽपि तनुस्तथा भुवि यथा दृढभक्तिपरो नरः। साङ्ख्येन योगेन मखैस्तपोभिः सन्न्यासवेदव्रतभूरिदानैः। प्रीत्यै हरेः प्राग्विहितैर्लभन्ते भक्तिं तदीयां नवधा प्रसिद्धाम्।... जाते तद्विरहे विचित्तवदसौ भक्तस्तदाकारकं विश्वं पश्यति भाषते च तरसा स्वम्नेन कृत्स्नेन वा। देहं क्वापि तदाकृतिं हरि दधच्चेष्टितं चेष्टते रौति क्वापि हसत्यथोन्मद इवानन्देन संनृत्यति। हृदि तं स्ववलोक्य कर्हिचिच्च प्रसरत्प्रेमभराश्रुरुद्धकण्ठः। अननुस्मृतदेह एव तस्मिन् स विलीनो बहिरेत्यथेच्छयाऽस्य। न हि केवलमीदृशाः पुमांसो भुवि भक्ताः श्रुतवेदिनो भवेयुः। अबला अपि चात्मधर्मसंस्था भगवत्स्नेहभरेण देववन्द्याः। अविदः सुविदोऽपि विप्रराजोरुजशूद्रा अपि नीचजातयोऽपि। सकलाः कमलाधवस्य तुल्या इह सप्रेम भजन्ति ये जनाः स्वम्। (प्र० २ अ० ५१) ઇત્યાદિ વચનો શરણાગત જનની જે નિષ્ઠા છે તે સાધ્યભક્તિનેજ પ્રતિપાદન કરેછે. આ ભક્તિ ભક્તિયોગમાં નિષ્ઠાવાળાઓને નથી, તેમાંતો ત્રણ વર્ણનાનેજ અધિકાર છે. અહીં તો વૈશ્ય શૂદ્ર નીચ જાતિનાનેપણ અધિકાર આપ્યો છે. આવી આ સાધ્યભક્તિ સ્વયં અમૃતવત્ આસ્વાદ લેવાલાયક, આ સાધન છે

એવા નિશ્ચયરૂપ કલંકે રહિત, (શરણાગતિમાં પાત્રુ ઉપાયબુદ્ધિ ન જોઇએ ભગવાનજ એક મુખ્ય ઉપાય છે) ભગવાનને અત્યંત પ્રિયતમા આ શાસ્ત્રમાં તેને સ્થળમાં પ્રતિપાદન કરી છે આ રીતે બધી બાબતો નિર્દોષ છે.

એજ રીતે કર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ અને પ્રપત્તિને પ્રતિપાદન કરનારૂં આ શાસ્ત્ર સર્વ કોઇના ઉપજીવનરૂપ પણ છે, જેમ વિવિધ ધર્મોને બોધ આપનારા, તત્ત્વ હિત પુરૂષાર્થપર એવા વેદમા વેદનું તાત્પર્ય નહિ જાણનારા કેટલાક સ્વર્ગાદિ ફળવાદમાં પ્રીતિવાળા થઈ યથેષ્ટ યથાધિકાર કોઈ કોઈપણ ધર્મને પોતાને હિતકર સમઝીને તેમાં પ્રવર્તે છે, તેમ કર્મ જ્ઞાનાદિકને બોધ કરનારા, તત્ત્વ હિત પુરૂષાર્થને બોધ આપનારા આ શાસ્ત્રમાં પણ પરમતાત્પર્યને નહિ જાણનારાઓ સુકૃતના તારતમ્યને અનુસારે થતા રૂચિભેદોને પામીને વ્રતોપવાસાદિરૂપ કેવલ કર્મ કે કેવળ જ્ઞાનને કામનાથી કે વિના કામનાથી સમાશ્રય કરી શકે છે અને સાધનને અનુસારે ફળનેપણ પામેછે માટે આ શાસ્ત્ર સર્વોપજીવ્ય પણ છે—સર્વના ઉપયોગનું છે, માટે મુમુક્ષુ કે બુભુક્ષુ પુરૂષે ધર્મમાર્ગમાં રહીને આ સુખેથી સેવન થાય એવું આ સત્સગિજીવન શાસ્ત્રનું સારીરીતે સેવન કરો. આ શાસ્ત્ર અવાંતર અનેક ધર્માદિ વિષયોથી ભરપુર છે તથાપિ આરંભથી અંતસુધી ભગવચ્ચરિતામૃત રસમય છે તો ફળ કામનાથી કે કામના વિના ઉપસેવન કરતાં ઇચ્છિતું ફલપણ સંપાદન કરી ત્રણ તાપને ટાળનારૂં પરામૃત પરમ નિઃશ્રેયસને પમાડેજ. આ ગંભીર સત્સંગિજીવનરૂપ અમૃતસમુદ્રમાંથી અવધાન આપી વિશુદ્ધ દૃષ્ટિથી પ્રવેશ કરી એનો આ સાર સંગ્રહથી સમુદ્ધાર કર્યો છે તેને ગુણપક્ષપાતી પાન કરશે એવી આશા છે.

એરીતે આ ભૂમિકામાં ભગવાન શ્રીહરિનું પ્રધાનપ્રતિપાદ્ય દિવ્ય ગુણચરિતામૃત અને વિષયસારાંશ સંગ્રહમાં પ્રદર્શાવ્યો. આ ભૂમિકામાં આ ગ્રંથને રચનારા તેમજ તેને ટીકા આદિકવડે અલંકૃત કરનારાઓને આ સમયે સંભારવા સમુચિત છે. ગ્રંથની ગૌરવતા જણાવનારાં તેમનાં જીવનચરિત્રો ગ્રંથમાં તેમજ વૃદ્ધ પુરૂષોની પરંપરાથી શ્રવણ થાય છે તેમાંથી સંક્ષેપમાં સારસાર આપવો જરૂર જાણી આ સ્થળે આપ્યો છે.

# शतानन्द महामुनिनुं जीवनचरित्र ।

यस्यापं चक्षुरासीदपि गतिरभितः सिद्धदेहस्य योगात्
येन प्राप्ता समाधिस्थितिरपि सहजानन्ददिव्यप्रसादात् ।
शिक्षापत्र्याः सुटीकां भगवदभिमतां तच्चरित्रामृतैक-
व्याप्तं ग्रन्थं च चक्रे [illegible] जयति हि शतानन्दनामा मुनीन्द्रः ॥ १ ॥

આ સર્વાર્થપરિપૂર્ણ સર્વોત્તમ સદ્ગ્રંથ ત્રિકાળજ્ઞ શતાનંદ મહામુનિએ રચ્યો છે. તેમનું ચરિત્ર આ ગ્રંથમાંજ આદિ અંત ભાગમાં છે, તેમાંથી આ સંક્ષિપ્ત સારાંશ સમુદ્ધાર કર્યો છે–ભુતળમાં બ્રહ્મવિદોમાં અગ્રગણ્ય જનક રાજર્ષિએ પૂર્વે નિવાસ કરેલી મિથિલા નામની એક પવિત્ર પુરી છે. તેમાં ભૂદેવકુળના ભૂષણભૂત, વેદ વેદાંગ વેદાંતના વેત્તા, ધાર્મિક, વિષ્ણુદત્ત નામના એક પવિત્ર વિપ્ર હતા. તેમના પુત્ર શતાનંદ નામના, બાલ્યથીજ સમસ્ત સચ્છાસ્ત્રોનો અભ્યાસ કરેલા, સત્ અસતના વિવેકવાળા, આબાલ્યથીજ વિષય થકી વિમુખ, આત્મસ્વરૂપના ચિંતનમાં સંમુખ, વિમળ વિજ્ઞાન વિલોચનવાળા, નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતધારી, સત્ય અહિંસાદિ પરમ ધર્મતત્પર, અને સત્સમાગમમાંજ એક સંતુષ્ટ હતા. આ શતાનંદ પ્રતિદિન સર્વ કર્મોવડે પરમાત્માનું આરાધન કરતાથકા તેમના સ્વરૂપ ગુણના શ્રવણ મનનાદિકમાં પ્રવર્તતાં, 'કેવળ શ્રવણમનનાદિવડે મોક્ષપ્રાપ્તિ ન થાય, તેમના પ્રત્યક્ષ અનુભવથીજ મોક્ષપ્રાપ્તિ થાય' એવો નિશ્ચય કરી, તેમની પ્રત્યક્ષપ્રાપ્તિની આકાંક્ષાથી તેના ઉપાયોની શોધપરાયણ થયા. પ્રતિદિન શ્રીમદ્ભાગવતના દશમસ્કંધનો પાઠ અને તેના અર્થનું અનુચિંતન કરવાથી પરમાત્મામાં તેમને પરમ અનુરાગ ઉત્પન્ન થયો. તે પછી કોઈ દિવસે શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધના અધ્યયનમાં પ્રવર્તતાં એમને 'સર્વ કારણના કારણ પરંબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન્ સર્વ જનોના હિતમાટે પોતાના દિવ્ય સ્વરૂપને સર્વજનોના લોચનગોચર કરીને ભારતદેશમાં બદરિકાશ્રમમાં નિરંતર વિરાજે છે, તેમના ચરણની પરિચર્યામાં પ્રવર્તેલાઓને તેમનો સાક્ષાત્ અનુ-

ભવ અતિસુગમ છે' એવી અનુસ્મૃતિ થઈ આવી આવો શુભ નિશ્ચય થતા તીર્થયાત્રાળુ જનો સાથે બદરિકાશ્રમ જવા ચાલી નીકળ્યા મિથિલાથી નીકળેલા આ મુનિ અક્ષય તૃતીયાને દિવસે નારદકુડાદિ અનેક તીર્થોથી વિંટાએલા, વિષ્ણુના ચરણમાથી નીકળેલી, ત્રિલોકીને પવિત્ર કરતી ગગાથી સમલકૃત એવા બદરિકાશ્રમને પામ્યા સમસ્ત સુરસમૂહોએ સેવેલા તે દિવ્ય દેશને પામીને ત્યા પ્રતિમારૂપે વિરાજમાન નારાયણને પ્રણામ કરી પરમાનદ પરિપૂર્ણ થઈ ગયા પછી તીર્થયાત્રાળુ જનો સાથે યથાવિધિ તીર્થ કર્તવ્ય વિધિ કરીને પોતે ત્યાજ કેટલાક માસ રહેવાનો સકલ્પ કર્યો યાત્રાળુ લોકો ગયાપછી પોતે એકાકી મનને સાવધાન કરી બદરીપતિ નારાયણની પ્રસન્નતા મેળવવાનો પ્રારભ કર્યો પ્રતિદિન ગગામા સ્નાન કરી નિત્યકર્મ પરિપૂર્ણ કરી ભગવાનની આગળ શ્રીમદ્ભાગવતના દશમસ્કધનો અર્થાનુ સધાન સાથે પાઠ કરતાથકા કેવળ કદ મૂળાદિવડે દેહયાત્રા કરતાથકા તે અર્ચારૂપ બદરીપતિના ચરણની પરિચર્યાપરાયણ થયા એવી રીતે તેમની આરાધના આચરતા છ માસ વીતિ ગયા તેપછી પ્રબોધની એકાદશીએ યથાપૂર્વ પ્રાત સ્નાન સધ્યાદિ કર્મ કરી પાઠ પૂજનાદિ કરી, તેમના આરાધનપરતાથી દિવસ નિર્ગમન કરી, રાત્રિએ જાગરણવ્રત તેમના ચરણારવિંદમા મનને જોડી દઈને કર્યું તે સમયે દયાનિધિ ભગવાન્ નારાયણ તીવ્ર તપ શ્ચર્યાથી પ્રસન્ન થઈ સર્વેયોગિજનોએ ધ્યાન કરેલુ, પોતામા અનન્યમનવાળા સનકાદિકોએ સદા સેવેલુ, દિવ્ય અદ્ભુત પોતાનુ સ્વરૂપ મુનિના નયનગોચર કરાવતાથકા પ્રાદુર્ભાવ પામ્યા આ મુનિએ પોતાપાસે પ્રત્યક્ષ પ્રકટ થએલા, શ્યામસુદર શરીર, પોતાની દિવ્ય કાતિથી સર્વને પ્રકાશ કરતા તે શ્રીનારાયણને સાક્ષાત્કાર કરતા પરમાનદ પામી, પ્રેમાશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ, રોમાચિત ગાત્ર થઈ પ્રણામ કરી બે હાથ જોડી સ્તુતિ કરી તેમના સ્તુતિ વચનથી પરમ પ્રસન્ન થએલા ભગવાન્ નારાયણે તેમનો આશય જાણીને 'હું તપશ્ચર્યાથી તમારી ઉપર પ્રસન્ન થયોછુ તો યથેષ્ટ વર માગો' એમ કહેતા તે મુનિએ એમ કહ્યું કે-'હે ભગવન્! મારે જગતમાં કોઈપણ બીજો વરણીય વર નથી મારોતો આજ મનોરથ છે કે-ત

મારા આ દિવ્ય અદ્‌ભુત પરમાનંદમય રૂપને સદાય આ લોચનવડે સાક્ષાત્ કરતોથકો તમારા ચરણુની પરિચર્યાથી થએલા મહા આનંદના અનુભવથી સર્વ કાળને કાઢતો થકો જીવિતપર્યંત આ ઇન્દ્રિયસમૂહને સફળ કરનારો થઉં" એમ કહ્યું. આવું મુનિનું વચન સાંભળીને ભગવાન્ નારાયણે એમ કહ્યું કે-'હે મુને ! 'તમારો આ નિશ્ચય બહુ સારો છે, મુમુક્ષુને આથી બીજું અપેક્ષિત નજ હોય, તમારા જેવા મુમુક્ષુજનોના મનોરથો પૂરવા કોંસલ દેશમાં ધર્મના નંદનપણે મારા પોતાનાજ દિવ્ય પરરૂપથી પ્રકટ થઈ હમણાં પાંચાળ દેશમાં દુર્ગપુરમાં કલિબળે ગ્લાનિ પમાડેલા ધર્મની સંવૃદ્ધિ કરવા આબાળગોપાળ સર્વના નયનગોચર થઈ અનન્ય મનવાળા પરમ ભક્તોને અસાધારણ ઐશ્વર્યો પ્રકાશ કરતો થકો વર્તુંછું, તો તમો તે મારા ચરણુની પરિચર્યાપરાયણુ થાવ. તેજ રૂપથી તમારો મનોરથ પરિપૂર્ણ કરીશ અને તે મારા દિવ્ય લીલાચરિતામૃતગર્ભિત મહાગ્રંથના કર્તા થશો' એમ કહીને ભગવાન તત્ક્ષણુ અંતર્ધાન થઈ ગયા.

તે પછી મુનિ મનમાં પ્રહર્ષ પામી દ્વાદશીએ પારણું કરી પંચાળ દેશના અભિમુખ ચાલ્યા. ત્યાંથી ચાલી નીકળેલા મુનિ બે માસે અમદાવાદ આવ્યા. ત્યાં ભોજન દક્ષિણાપ્રિય વિપ્રોનું એવું વચન સાંભળ્યું કે-'જે ભગવાન નારાયણાવતાર હરિનામથી વિખ્યાત સહજાનંદ સ્વામી છે તે હમણાં દુર્ગપુર થકી દર્શાવતી નગરમાં આવી સર્વ સમાશ્રિતોને સદુપદેશાદિકથી સમુજ્જીવન કરતા થકા વર્તે છે, પોતે ધર્માચરણથી ધર્મની ભૂમિ ઉપર રક્ષા કરવા કોઈ મોટો યાગ કરશે. માટે ત્યાં હમણાં જઇએ. આપણે ત્યાં ષડ્રસ પરિપૂર્ણ ઉત્તમ ભોજન પામીશું તથા પૂર્ણ દક્ષિણા પામીશું અને તેમનાં દર્શન થશે' આવું વિપ્રોનું વચન સાંભળતાં મુનિ અત્યંત સંતુષ્ટ થઇ તે વિપ્રોની સાથે ડભાણમાં આવ્યા. તેને પામીને કોઈ રમણીય પ્રદેશમાં કરેલા અતિવિશાળ યજ્ઞમંડપની સમીપે સિંહાસનમાં બિરાજેલા, ચારે બાજુ પરમહંસોથી વીંટાએલા, ચામર વીંઝણો જેમના હાથમાં છે એવા પરિજનોએ પરિચર્યા કરાતા, જેમના હાથમાં ભેટ સામગ્રી છે એવા દેશદેશમાંથી આવેલા અનેક ભક્તજનોએ સેવેલા, સુરભિ સુગ-

નોહર ચંદન પુષ્પાદિકવડે ભક્તોએ પૂજા કરાતા, સર્વ જનોના મન નેત્રને હરનારા દિવ્ય પરમ અદ્ભુત રૂપવાળા, મંદહાસથી સુંદર મુખારવિંદ જેમનું છે એવા તે દિવ્ય આનંદમયમૂર્તિ શ્રીસ્વામિનારાયણને પ્રત્યક્ષ જોયા. દર્શન કરી તત્ક્ષણ પરમાનંદ પામી સાષ્ટાંગ પ્રણામ કરી 'હે હરે ભગવન્! જય' એમ ભક્તિપૂર્વક ગદ્ગદ સ્વરથી બોલ્યા. તેપછી ભગવાને શરણને પામેલા મુનિને પ્રેમપૂર્વક બહુ માનથી જોઈને મંદહાસ અને મધુર ભાષણપૂર્વક સ્વાગત વચનથી તેમનું અભિનંદન કરી, પૂર્વના તેમના મનોરથને અનુસારે પોતાની પાસે રાખીને વૈષ્ણવી ઉદ્ધવસંપ્રદાયની દીક્ષા આપીને પોતાના ચરણની સેવા રસના એક પરમ પાત્રભૂત કરી દીધા. તેપછી સ્વલ્પ સમયમાંજ અષ્ટાંગ યોગના અભ્યાસ વિનાજ ભગવાનની કૃપાથી એમને સમાધિની સિદ્ધિ થઈ. કોઈ સમયમાં આ મુનિએ સમગ્ર ઇન્દ્રિયોનો વિષયોથકી પ્રત્યાહાર કરી એજ ભગવાનનું ધ્યાન ધરતાં એમનાજ પ્રસાદથી એમનેજ બદરીપતિ શ્રીનારાયણ ઋષિરૂપે જોયા. વળી ક્ષણાંતરમાં તેજોમય અક્ષરધામમાં રહેલા દિવ્ય અદ્ભુત રૂપથી જોયા. વળી ક્ષણાંતરમાં વૈકુંઠ વિગેરે તે તે વિષ્ણુલોકમાં રહેલા દિવ્ય અદ્ભુત તે તે પરમેશ્વર રૂપથી જોયા અને સમાધિમાં થઈ ગએલું અને થવાનું સર્વપણ જોયું. ભગવાનના આવિર્ભાવનો સમગ્ર પ્રકાર તેમજ બીજો બધો પરમેશ્વરનો સ્વભાવપણ જોયો. એરીતે ભગવાનના પ્રસાદથી પરમેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર પામેલા, ત્રિકાળનું જ્ઞાન પામેલા શતાનંદમુનિએ પોતાને પ્રાપ્ત થએલા વિજ્ઞાનને સફળ કરવા કોઈ સમયે ભગવાનને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે—'હે ભગવન્! આપનું પ્રાદુર્ભાવાદિ દિવ્ય ચરિત્ર જે શ્રવણમાત્રથી મંગળ કરનારૂં, સમગ્ર જનોના કલ્યાણને કરનારૂં, ભવમાર્ગમાં જવા આવવાના શ્રમને હરનારૂં છે; તેને ભાવિજનોના નિઃશ્રેયસમાટે ગ્રંથરૂપે ગુંથવાનો મારો મોટો મનોરથ છે, જેથી મારી વાણી અને વિજ્ઞાનની સફળતા થાય, તો આમાં મને આજ્ઞા આપવાને આપ યોગ્ય છો. આ પ્રકારે નિષ્કપટપણે મુનિએ ભક્તિથી પ્રાર્થના કરેલા ભગવાને કહ્યું કે—'તમારો મનોરથ સફળ થશે. તમો મારી સાથે ઉત્તમ દુર્ગપુરમાં

આવો. ત્યાં હું શ્રીગોપીનાથજીનું મંદિર કરાવીશ. તે અતિ પવિત્ર ક્ષેત્રમાં સ્થિર મનથી રહીને થએલા અનુભવને અનુસારે મારા સંબન્ધિ શાસ્ત્ર રચશો' આ પ્રકારે ભગવાને આજ્ઞા કરતાં મનમાં પ્રહર્ષ પામેલા મુનિ ત્યાં ભગવાનની પાસે રહીને તેમની સાથેજ દુર્ગપુર આવ્યા.

તેપછી દુર્ગપુરમાં ભગવાનની પરિચર્યાપરાયણ થઈ રહેતાં, ભગવાનના અનુગ્રહથી સમાધિસિદ્ધિ પ્રાપ્ત થઈ છે તથાપિ કોઈ સમયે અષ્ટાંગ યોગનું સ્વરૂપ યથાશાસ્ત્ર જાણવા ઈચ્છતા મુનિએ પ્રણામ કરી ભગવાનને વિજ્ઞાપના કરી કે-'યથાશાસ્ત્ર અષ્ટાંગ યોગનું સ્વરૂપ જાણવા ઇચ્છતા મને કહેવાને યોગ્ય છો' તેપછી ભગવાને યથાશાસ્ત્ર અષ્ટાંગ યોગનું સર્વાંશે નિરૂપણ કર્યું. તેપછી યોગનું સ્વરૂપ સાંભળી પ્રહર્ષ પામેલા મુનિએ પરા ભક્તિથી સ્તુતિ કરી. તેમના સ્તુતિ વચનથી પ્રસન્ન થએલા ભગવાને કહ્યું કે-'હે મહર્ષે! તમારા મનને જે અભીષ્ટ હોય તે આજ મારા થકી માગો. હું તમારી ઉપર પ્રસન્ન થયોછું તો માગેલું આપીશ એમાં સંશય નથી.' આ પ્રકારે ભગવાને કહ્યુ એટલે મુનિ બોલ્યા કે 'હે સ્વામિન્ તમો જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો કૃપા કરી મારો બહુ દિવસનો મનોરથ પરિપૂર્ણ કરો. તમારા ચરિત્રનો ગ્રંથ કરવા હું ઇચ્છુંછું. તેની આજ્ઞા મને આપો. આપે પ્રથમ પ્રતિજ્ઞા કરેલી છે. ગ્રંથ કરવાથી મારો વિદ્યાભ્યાસનો પરિશ્રમ સફળ થશે. આ મારે અભીષ્ટ છે તે આપો' આ પ્રકારે મુનિએ પ્રાર્થના કરેલા ભગવાને કહ્યુ કે-હે મુને! 'મારાં ચરિત્ર જેવાં સાંભળ્યાં છે અને દેખ્યાં છે તેરીતે વર્ણન કરો. તમારી બુદ્ધિમાં ત્રણ કાળનું વિજ્ઞાન વર્તે છે. સર્વના મનના અભિપ્રાયોને પણ જાણોછે. તમારે અવિદિત કાંઈપણ નથી, કેમકે તમો મને અત્યંત પ્રિય છો. હું પૃથ્વી ઉપરથી અંતર્ધાન થઇ જઇશ ત્યારે મારા આશ્રિત મનુષ્યોને તમોએ કરેલો ગ્રંથજ મહા આશ્રયરૂપ થશે. એકાંત સ્થળમાં બુદ્ધિ સ્થિર રહે છે માટે આ શ્રીગોપીનાથજીના મંદિરમાં એક તમારે રહેવાલાયક ઓરડી છે તેમાં નિવાસ કરો' એ રીતે ભગવાન થકી વરદાન પામેલા શતાનંદ મહામુનિએ ભગવાનના દિવ્ય ચરિત્રામૃતગર્ભિત, ધર્મજ્ઞાનાદિ ઉપદેશથી પરિપૂર્ણ, સર્વ સજ્જનોએ

સેવવા યોગ્ય, ભવરોગને શમાવનારૂ, સર્વાર્થની સિદ્ધિ આપનારૂં, સત્સંગિજીવન નામનું સચ્છાસ્ત્ર રચ્યું. એક એક પ્રકરણ સંપૂર્ણ કરી પોતાના નિવાસસ્થાનમાં રહેલા શ્રીહરિને વાંચી સંભળાવ્યું, શ્રીહરિએ પોતાની પાસે નિરંતર રહેનારા શુકાનંદાદિ મુનિઓ સાથે આદરથી સાંભળ્યું અને તેથી બહુ પ્રસન્ન થયા. તેપછી મુનિએ સુવ્રતમુનિ વિગેરે કેટલાક શિષ્યોને ભણાવ્યુ. તેપછી ભગવાન ધર્મપ્રવૃત્તિરૂપ પોતાના અવતારનું પ્રયોજન પરિસમાપ્ત કરી સર્વત્ર ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃત્તિ કરી સ્વસ્વરૂપમાંજ પોતાના પ્રાદુર્ભાવવિશેષને ઉપસહાર કરી સ્વેચ્છાથી અંતર્ધાન થઇ જતાં તેમના વિરહને નહિ સહન કરી શકતા શતાનંદમુનિ કોઈ પ્રકારે ધૈર્યનું અવલંબન કરી, સત્સંગિઓના અત્યંત ઉપયોગના બીજા પણ બહુ પ્રબન્ધો કરીને કૃતકૃત્ય થઈ શ્રીહરિનું સ્મરણ કરતાં સિદ્ધ દેહ થઈ મુમુક્ષુંઓને ધર્મનો અવબોધ આપતા થકા લોકોના અનુગ્રહ અર્થે તે તે સ્થળમાં વિચર્યા હતા. તેમણે રચેલા ગ્રથો—શિક્ષાપત્રીની **અર્થદીપિકા** નામની મોટી ટીકા. (૧) બીજી સરલ **અન્વયદીપિકા** નામની ટીકા (૨) આ **સત્સંગિજીવનનામનું** મહાશાસ્ત્ર (૩) **સર્વમંગળ** નામનું શ્રીહરિનામસહસ્રસ્તોત્ર (૪) **જનમંગળ** નામનું અષ્ટોત્તરશતનામસ્તોત્ર (૫) **હરિવાકયસુધાસિંધુ** વચનામૃત (૬) **ઉદ્ધવસિદ્ધાંત** (૭) **ધર્મદેવસ્તોત્ર** અષ્ટોત્તરશતનામાત્મક (૮) **ભક્તિદેવીસ્તોત્ર** અષ્ટોત્તરશતનામાત્મક (૯) **શ્રીહરિજયંતીવ્રતવિધિ** (૧૦) **વાસુદેવનામમાળા** અષ્ટોત્તરશતનામાવલિરૂપા (૧૧) ઇત્યાદિ. ઉદ્ધવસંપ્રદાયમાં નિબન્ધકારોમાં આ મુનિજ પ્રથમ થયા છે. ભગવાન શ્રીહરિની કૃપાથી ત્રૈકાલિક જ્ઞાન અને સમાધિ સિદ્ધિને પામેલા, સમસ્ત વિજ્ઞાનના નિધિરૂપ શ્રીશતાનંદ મહામુનિનું આ ચરિત્ર સંગ્રહમાં કહ્યું. જેના વચનામૃતનો પ્રવાહ સત્સંગિજીવન નામથી પ્રખ્યાત થયો છે તેમનું આ ચરિતામૃત કયા સત્સંગિજનને ન રૂચે? રૂચેજ.

---

# शुकानन्दमुनिनुं जीवनचरित्र ।

कार्ये लेखादिके यो भवति भगवतो हस्ततुल्यः सदा यः
छायेवाहर्निशं च श्रयति भगवतः पार्श्वमेव प्रणम्रः ।
यं भूयश्चावतीर्णं शुकमिह जगदुर्यो गुणेभ्यो व्यतीतो
येन ग्रन्थाः प्रणीता बुधजनमहितास्तं शुकानन्दमीडे ॥ १ ॥

( આ મહાગ્રંથની અર્થગંભીર હેતુનામની ટીકા આ મુનિએ કરી છે ) પવિત્ર વૃત્તાલયપુરની પાસેજ દર્ભાવતી ( ડભાણ ) નામનું એક ગામ છે જે ગામમાં પૂર્વે ભગવાન સ્વામિનારાયણે સર્વાશ્ચર્યકારી મહાવિષ્ણુયાગ કર્યો હતો. તે ગામમાં ઔદીચ્ય વિપ્રકુળમાં જન્મેલા કોઈ જગન્નાથ ભટ્ટ નામે હતા. આ બ્રાહ્મણ એજ ગામમાં વિદ્યાભ્યાસ કરતાં સંસ્કૃતભાષામાં તથા પ્રાકૃતભાષામાપણ પૂર્ણ પાંડિત્ય પામીને, બાલ્યથકીજ વિષયથી વિમુખ થઈ નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં પ્રીતિવાળા થઈ, પ્રાચીન પુણ્યપરવશાત્ સાધુઓનો સમાગમ થતાં તેમના ઉપદેશથી વૈરાગ્યાતિશય વૃદ્ધિ પામતાં થએલી ભગવાનના ચરણકમળના સમાશ્રયની ત્વરાને લીધે તે મુનિજનો સાથે દુર્ગપુર પ્રત્યે ગયા. આ જગન્નાથ વિપ્રનું પોતાનાં ચરણારવિંદના સમાશ્રયની ત્વરાથી આવવું સાંભળીને ભગવાન્ વિષયવિમુખ અને આત્માભિમુખ જનો ઉપર પોતાનું સહજ અભિમુખપણું જાણે જણાવતા હોય ને શું ? એમ મુનિમંડળને સાથે લઈ પોતાના નિવાસસ્થાનથકી તેમના આવવાના માર્ગમાં સન્મુખ ગયા. તે પછી ભગવાને કૃપાકટાક્ષવડે જોએલા આ વિપ્ર તેમના ચરણારવિંદની સમીપે પરા ભક્તિથી સાષ્ટાંગ પ્રણામ કરી ભગવાને અભિનંદન કર્યા થકા મુનિમંડળથી વિંટાએલા ભગવાનની પાછળ પાછળ ચાલતાં દુર્ગપુરની અંદર ગયા. ત્યાં ભગવદ્દર્શન અને સત્સમાગમ કરતાં કોઈ દિવસે ભગવાને તેમની પ્રાર્થનાને અનુસારે શ્રીમાન્ ઉદ્ધવ સંપ્રદાયથી પ્રાપ્ત થતી પરમહંસદીક્ષા મુક્તાનંદ મહામુનિને આગળ રાખી આપીને મુક્તાનંદમુનિએ જેમનું 'શુકાનંદ' એવું નામ પાડ્યું છે એવા તે મુનિને પોતાની પાસેજ સદાય રાખ્યા. તે સમયે મુક્તાનંદમુનિને મહાપ્રભુએ કહ્યું કે 'હે મુને! તમોએ આમનું 'શુકાનંદ' એવું નામ પાડ્યું તે ઉપરથી તમો એમનું પૂર્વજન્મ જરૂર જાણતાજ હશો. 'આતો શુક-

રસનાએ આસ્વાદ લેવા યોગ્ય મધુર રસથી ભોગ્ય છે. આ મુનિ તો જ્ઞાન-વૈરાગ્યાદિરૂપ રસવિશેષથી ભોગ્ય છે. તે રસતો રસનાનેજ પ્રિય હોઇને પ્રાકૃત છે. આ જ્ઞાનવૈરાગ્યાદિકતો આત્માને પ્રિય છે. બળદીયો તો અજ્ઞાનિજન સાધારણ ભારવાહી છે, આતો જ્ઞાનિજનોએજ એક ભોગ્ય એવા ભગવદાદેશ તથા સાંપ્રદાયિક ગ્રંથાદિ લખવાના ભારને વહન કરનારા છે, માટે તે બન્નેનાથી આ અતિશ્રેષ્ઠ છે. એવો આશય સમજાય છે.

વળી કોઈ સમયે દુર્ગપુરમાં રાત્રિએ ભગવાને કહેલા ઉપદેશગર્ભિત આજ્ઞાપત્રો લખતાં દીવામાં તેલ ખુટી જતાં દીવો નિસ્તેજ થઈ ગયો. પછી સ્વયંપ્રકાશ દિવ્ય તેજ:સ્વરૂપ ભગવાને વારે વારે આજ્ઞા કરતાંપણ અંધકારથી જેની દૃષ્ટિ રોકાઈ ગઈ છે એવા આ મુનિ લખવામાટે નહિ સમર્થ થઈને ભગવાનને વિજ્ઞપ્તિ કરી કે–પ્રદીપ પ્રશાંત થઈ ગયો છે. અંધકાર સર્વત્ર વ્યાપી ગયો છે. માટે હું શી રીતે લખી શકું ?' એમ કહ્યુ. તે પછી તેમની ઉપર પ્રસન્ન થએલા ભગવાને 'આ મિષથી આ મુનિને મારૂં પારમેશ્વર રૂપ પ્રદર્શાવું' એમ નિશ્ચય કરી પોતાના ચરણતળના અંગુઠાથકી દિવ્ય તેજ પ્રકટ કર્યું. સૂર્યાદિકના સમસ્ત તેજોનેપણ તિરસ્કાર કરનારા અતિ પ્રકાશમાન સર્વત્ર પ્રસરેલા તે તેજથી નેત્રની ગતિ રોકાઈ જતાં વિસ્મય પામેલા આ મુનિએ ભગવાનને પ્રણામ કરી 'હે ભગવન્! અતિ ઉગ્ર અતિ અદ્ભુત તેજનો ઉપસંહાર કરી, મારા જેવા જનના નેત્રની ગતિ આ તેજથી રોકાય છે. તો તમારૂં કલ્યાણતમ રૂપ જે પ્રકારે જોઈ શકુ તેવું સૌમ્ય તેજ પ્રકટ કરો' એમ પ્રાર્થના કરી. પ્રાર્થનાને અનુસારેજ ભગવાને ચરણના અંગુઠામાંથી સૌમ્ય તેજ પ્રકટ કરતાં ભગવાનને પ્રણામ કરી પછી તેજ તેજના સહાયથી ભગવાને કહેલા આજ્ઞાપત્રો બાકીની રાત્રિમાં મુનિએ લખ્યા.

વળી કોઈ સમયે ભગવાને કાંઈક લખવામાટે આ મુનિને બોલાવતાં તેમને જ્વર આવેલો હોવાથી પગલુંપણ ચાલવા અસમર્થ થતાં પોતાનું ચાલવામાં અસામર્થ્ય ભગવાનને જણાવ્યું. ભગવાને પોતાનો પારમેશ્વર પ્રતાપ પ્રકટ કરવા કોઈ પાસે બે હાથ ઝાલીને પોતાની પાસે લવરાવીને 'હે શુકાનદમુને ! મેં નિવેદન કરેલો આ અંશ હમણાંજ કોઈપણ પ્રકારે લખી આપો' એમ આજ્ઞા કરી. 'જ્વરથી પીડા પામેલા અને સર્વે અવયવો જેમના શિથિલ થઈ ગયા છે એવા મને તમો કેમ આવી આજ્ઞા કરોછો' ?

એમ કહેતા અને પોતાના દિવ્ય રૂપ સન્મુખ દૃષ્ટિ જેમની છે એવા એ મુનિને ભગવાને પ્રેમામૃતગર્ભિત નેત્રથી નિશ્ચળપણે ક્ષણમાત્ર જોયા. તે પછી ભગવાનની દિવ્ય અમૃતદૃષ્ટિથી જ્વરવેગે રહિત થઈ જતાં તેમને પ્રણામ કરી આજ્ઞામુજબ લખવાની બાબત લખી તે દિવસને આરંભીને જ્વરાદિ વ્યાધિપીડા ક્યારેયપણ આ મુનિને આવતી નહિ તે પછી ભગવાન અંતર્ધાન થતા તેમનો વિરહ નહિ સહન થવાથી શરીરમા પ્રતિદિન અનાસ્થા પ્રવૃદ્ધિ પામતી ગઈ પૂર્વોક્ત ભગવદનુગ્રહથી જે નિરોગિપણું પ્રાપ્ત થયું હતુ તેતો એમને ખેદને માટેજ થયુ તે પછી આ મુનિ મનમા ખેદ કરી સાવધ મનથી 'હે ભગવન્! આપના અનુગ્રહથી થએલું નિરોગીપણુંપણ હવે તમારા વિરહને લીધે રોગ જેવુજ થાયછે માટે મને થોડી થોડી પ્રતિદિન જ્વર પીડાજ આપો' એવી પ્રાર્થના કરી. પછી યથાપ્રાર્થના જ્વર પામી બાર વર્ષપર્યંત પ્રતિદિન જ્વરથી પીડા પામતા થકાપણ ઉદ્વેગને નજ પામ્યા. આ મુનિએ ઉમરેઠ આદિક ઘણા ગામોમાં સત્સગની સમભિવૃદ્ધિ કરી હતી વચનામૃતના સંગ્રહકર્મમાં આ મુનિનુંજ પ્રાધાન્ય હતું.

આ મુનિએ રચેલા નિબન્ધો—આ સત્સગિજીવન મહાગ્રંથની હેતુ નામની ટીકા (૧) જ્ઞાનદીપ ઓગણચાળીસ શ્લોકપરિમિત (૨) વિઘ્નમંગળસ્તોત્ર (૩) ભાગવત દશમસ્કંધનો ગુર્જરાનુવાદ (૪) સત્સગિજીવનમા રહેલી હરિગીતાનો ગુર્જરાનુવાદ (૫) સત્સગિજીવનના દ્વિતીય પ્રકરણમા રહેલા ભક્તિના અધ્યાયનો ગુર્જરાનુવાદ (૬) ધર્મામૃતનો ગુર્જરાનુવાદ (૭) બુદ્ધિપ્રદીપ ગુર્જરાનુવાદે સહિત (૮) પ્રાર્થનામાલા ગુર્જરાનુવાદે સહિત (૯) ઇત્યાદિ.

એવી રીતે શ્રીમાન્ ઉદ્ધવસંપ્રદાયમાં 'શુકદેવજ ફરીથી અવતર્યા છે' એવી પ્રખ્યાતિને પામેલા, ભગવાનના જમણા હાથરૂપ, ભગવાનના દિવ્યનામસહસ્રમાં 'शुकरक्षितपुस्तकः' એરીતે ભગવાનને અભિમત પુસ્તકોના સંરક્ષકપણે પ્રખ્યાતિને પામેલા આ શુકાનંદમુનિ નાનાવિધ પ્રબન્ધો રચીને સત્સગની સમૃદ્ધિ કરી, સ્વંવ ૧૯૨૫ ના માર્ગશીર્ષ માસની અમાવાસ્યાએ વૃત્તાલયમાં દિવ્ય અદ્ભુત સ્વરૂપવાળા સપાર્ષદ ભગવાનનું પ્રત્યક્ષ દર્શન પામી પરમાનંદથી પરિપૂર્ણ થઈ ભૌતિક દેહનો ત્યાગ કરી ભગવાનના દિવ્ય અક્ષર ધામને પામી ગયા

# ध. धु. आ. श्रीविहारिलालमहाराजनुं चरित्र.

येनाचार्यपदं निजं प्रथयता ज्ञानादिभिः स्वैर्गुणै-
र्भूयानुद्धवसम्प्रदायमहिमा प्रख्यापितो भूतले ।
विद्याधर्मपथप्रवर्तनरतं चेतो यदीयं सदा
जीयादेष विहारिलालगुरराडाचार्यचूडामणिः ॥ १ ॥

( આ ગ્રંથની ભાવપ્રબોધિની ટીકા આ આચાર્યશ્રીએ રચેલીછે )

શ્રીમત્ વૃત્તાલયપુરમાં શ્રીમાન્ સ્વામિનારાયણ ભગવાને પ્રતિષ્ઠા કરેલું, શ્રીમાન્ ઉદ્ધવસંપ્રદાયની રક્ષા કરનારૂં શ્રીમત્ આચાર્યપદ સુપ્રસિદ્ધ છે જે પદને ભગવાનને આરભીને 'આ પછી આ આ પછી આ' એમ પ્રવર્તતી આચાર્યપરંપરાએ અદ્યાપિ અલંકાર કરાય છે. આ શ્રીમાન્ ઉદ્ધવસંપ્રદાયના પ્રવર્તક શ્રીમાન્ આચાર્યપરંપરારૂપ મણિહાર જે મુમુક્ષુજનોએ હૃદયમાં સદા ધારવા યોગ્ય છે, તે નાયકહીરામણિરૂપ જેમનાવડેજ અતિશય શોભેછે. સમસ્ત તમને ટાળનારા સહસ્રકિરણોવાળા સૂર્યને લીધે કમલિની જેમ પ્રફુલિત થાય તેમ જે આચાર્યવર્યને લીધે સત્સંગકમલિની પ્રફુલ્લિતપણાને પામી છે. તેમજ પરમહંસમંડળી જે આચાર્ય ચરણકમળના સમાશ્રયથી મનમાં અનવધિ આહ્લાદ પામીને અતિશય શોભેછે આચાર્યપદની શ્રીપણ જેમણેજ ધર્મપ્રવર્તનનાજ એક ઉપયોગમાં લેવાવડે સત્તા મળતાં સદાય ન કરમાતાં સવૃદ્ધિ પામતી જાય છે. જેમણે પાંડિત્ય અને અમાનિત્વને પોતામાં પ્રવેશ અવકાશ આપી 'तस्मात्पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत्' આ શ્રુતિની પોતામાં સંગતિ કરી આપી. ( પંડિત હોવા છતાં નિર્માની ) જેમને બુધજનોના સમાગમમાંજ સમધિક આદર હતો. જેમની ધર્મકાર્યમાંજ ઉપયોગ થાય એવા અર્થમાં પ્રવૃત્તિ હતી. જેમની તાજા મહાપરાધોમાંપણ ક્ષમા હતી. જેમની દુર્જન વચનોના પ્રહારમાંપણ ઉપશાંતિ હતી. જેમની ભોગમાં અનાસક્તિ, રજતમથી નહિ પરાભવ પામતી પ્રવૃત્તિ, વિજ્ઞાન વૈરાગ્યમય ધર્મ પ્રવર્તનમાં આસક્તિ હતી અને જેમનો સદ્વિદ્યામાં અત્યાદાર હતો.

આ શ્રીવિહારિલાલજીમહારાજ સંવત ૧૯૩૫ થી ૧૯૫૫ મા વર્ષ પર્યંત વીશ વર્ષસુધી આચાર્યપદને અલંકાર કરતાથકા વિરાજ્યા હતા. આ આચાર્યવર્યનો જન્મ સરવાર દેશમાં આવેલા દુબૌલી નામના ગામમાં મામાને ઘેર સંવત ૧૯૦૮ ના ચૈત્ર અમાવાસ્યાએ થયો હતો. એમના પિતા ધર્મવંશના કૃષ્ણપ્રસાદ નામે હતા. માતા ચતુરાશી નામની હતી. તે સમયે ભૂત ભવિષ્યને જાણનારા શ્રીરઘુવીરાચાર્ય અને ગોપાલાનંદમુનિ આ આચાર્યનો જન્મ થયો સાંભળી શ્રીમાન્ ઉદ્ધવસંપ્રદાયની સંવૃદ્ધિમાં સમુચિત આચાર્યપદને આ લાયક ભાગ્યશાલી થશે, એમ મનમાં માનીને બહુ પ્રસન્ન થયા હતા. પિતાએ જાતકર્માદિ સંસ્કારોવડે સંસ્કાર કરેલા આ વિહારીલાલજી બાલ્ય વયમાંજ વૃત્તાલય આવી શ્રીરઘુવીરજી મહારાજના શુભ દર્શન પદને પામી અને સદ્ગુરૂ જનોના પ્રસાદપાત્રતાને પામી, ઉપવીત સંસ્કાર પ્રાપ્ત થતાં વેદ વેદાંગ ભણી સચ્છાસ્ત્રનો અભ્યાસ કરી, સૌજન્ય સૌશીલ્ય વિજ્ઞાન વિનય વિગેરે સદ્ગુણોએ કરીને શ્રીરઘુવીરાચાર્યવર્ય, સર્વ સદ્ગુરૂવર્યો અને સર્વ હરિજનવર્યોના મનને આકર્ષણ કરવામાં સમર્થ થયા.

વિવાહમંગળ થયાપછી શ્રીભગવત્પ્રસાદાચાર્યના ચરણ સમીપેજ રહીને પોતાના આશ્રમોચિત સત્કર્મને અનુષ્ઠાન કરવા લાગ્યા. કેટલોક સમયપછી તેમની આચાર્યપદને સમુચિત સમસ્ત સદ્ગુણસમૃદ્ધિને વિચારીને શ્રીભગવત્પ્રસાદજી મહારાજે પોતાના દત્તપુત્રપણે સ્વીકાર કરી મહોત્સવપૂર્વક પોતાના આચાર્યપદમાં તે આ શ્રીવિહારિલાલજીનો અભિષેક કરી પોતે દિવ્ય અક્ષર તેજમાં રહેલા પરમપુરૂષ શ્રીહરિને પામીને નિરવધિક સુખાનુભાવ્ય બ્રહ્માનંદમાં વિલીન થઈ ગયા. તેપછી આ સનાતનધર્મધુરંધરાચાર્યશ્રી વિહારિલાલમહારાજ 'संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्य च । प्रवर्तनीया सद्विद्या भुवि यत् सुकृतं महत्' આ શિક્ષાપત્રીના વચનને સ્મરણ કરી પૂર્વાચાર્યોએ ચલાવેલી પાઠશાલાની વેદવેદાંગ વેદાંત વિદ્યાના પ્રવચનમાં અનુકૂળ એવા પંડિતજનો રાખીને સારી વૃદ્ધિ કરી. સાધુ બ્રહ્મચારીઓને પોતે સદુપદેશાદિવડે ધર્મમાર્ગ પ્રદર્શાવતાથકા તેતે સુપ્રસિદ્ધ

બુધજનો પાસે તેઓને ન્યાય વ્યાકરણ વેદાંતમાં પાંડિત્ય સપાદન કરાવતા થકા પોતાના અસાધારણ આચાર્યપદને ભૂતળઉપર વિશેષપણે શોભાડતા હતા. તેમણે આ પ્રબન્ધો રચેલા છે—संप्रदायशुद्धि (૧) दीक्षापद्धति (૨) उन्मत्तगङ्गामाहात्म्य (૩) श्रीभगवत्प्रसादाचार्यविरचित हरिलीलाप्रदीपनी टीका (૪) અને આ સત્સંગિજીવનની भावप्रबोधिनी टीका (૫) આટલા પ્રબન્ધો સંસ્કૃતભાષામય છે. श्रीभगवद्गीता गुजराती टीका (૧) कीर्तन-कौस्तुभमाळा (૨) आचार्योदय (૩) श्रीहरिलीलामृत (૪) આટલા ગ્રંથો ગુર્જરભાષામય છે. પોતાના સંપ્રદાયના પ્રચારતત્પર આ આચાર્યશ્રીએ સંપ્રદાયના ગ્રંથોને છપાવી પ્રસિદ્ધ કરવાનો પણ પ્રયત્ન કર્યો છે. શ્રીભાગવતની શ્રીભગવત્પ્રસાદાચાર્યવિરચિત भक्तरञ्जनी ટીકા આ આચાર્યશ્રીએજ છપાવી પ્રકાશ કરી છે.

તેપછી કોઈ સમયે આ આચાર્યશ્રીએ દુર્ગપુરમાં શ્રીસ્વામિનારાયણના ઔર્ધ્વદૈહિક સંસ્કારના સ્થાનભૂત પવિત્ર લક્ષ્મીબાગમાં ભગવાનનો અંતર્ધાન મહોત્સવ જણાવામાટે રમણીય મંદિર કરાવી તેમાં શ્રીસ્વામિનારાયણ તથા ઈચ્છારામ રઘુવીરજીની મૂર્તિઓ પ્રતિષ્ઠાપન કરી, દેવપ્રતિષ્ઠોત્સવ ક્યારેયપણ કોઇએપણ પૂર્વે નહિ દેખેલો, અસંખ્યાત બ્રાહ્મણોને મળતા ભોજનદક્ષિણા વાળો, અતિવિસ્તૃત, સર્વજનોના મનને અત્યંત આહ્લાદ કરનારો કર્યો હતો. તથા વૃત્તાલયમાં શ્રીરઘુવીરાચાર્ય—શ્રીભગવત્પ્રસાદાચાર્યના ઔર્ધ્વદૈહિક સંસ્કારસ્થાનમાં તેમના અતર્ધાનને જણાવામાટે સુશોભિત મહામંદિર કરાવ્યું તથા વૃત્તાલયમાં પ્રથમ ભગવાનેજ પોતાને હાથે એકવાર ખોદાવેલું, તેમના ચરણકમળના સ્નાનથી અને મુનિજનોના સ્નાનથી સર્વને પાવન કરનાર પાનીય જેમાં છે, એવા ગોમતી નામના વિશાળ સરોવરને ચોમેર સુખેથી ઉતરી શકાય એવાં વિશાળ, સુંદર, સુદૃઢ સુંવાળી શામ શિલાઓથી કરેલાં પગથીયોની પરંપરાવાળું લક્ષાધિક રૂપીયાનો વ્યય કરી કરાવી તીર્થની સારી પ્રતિષ્ઠા કરી.

આ આચાર્યવર્યનું બીજુ એક આ મોટામાં મોટુ પ્રશંસનીય કાર્ય છે કે-જે પૂર્વે ભગવાને પોતાના અંગસંગથી દિવ્ય પણાને પમાડેલું (પ્રસાદી)

વસ્ત્ર વિભૂષણ વિગેરે હતું તે સર્વે ત્યાં ત્યાં હરિભક્તો પાસે કે બીજાઓ પાસે હતું તેને સામાદિક ઉપાયથી લાવીને ભેગુ કરીને વૃત્તાલયમા એક દિવ્ય સ્થાનમા પધરાવી સર્વ કોઇ પશ્ચાતનોને ભગવાનનુ બીજુ રૂપ જ પધરાવ્યુ હોય એમ સર્વને દૃષ્ટિગોચર કરવાનો તીવ્ર પ્રયત્ન કર્યો હતો જે પ્રયત્નનુ મૂર્તિમાન ફળ હાલમા અક્ષરભુવનમા સર્વની દૃષ્ટિગોચર થઇને ભગવાનની પ્રસાદીનો મહિમા જાણનારા ભક્તજનોને અધિક આહ્લાદ આપેછે

આ આચાર્યશ્રીએ સદુપદેશ અને સદાચરણથી નાના દેશવાસી પોતાના આશ્રિતજનોને સારા શુભ અર્થની શિક્ષા આપી પોતાના આચાર્યપદને સફળ કરવા પડિતજનો મુનિમડળ વર્ણિમડળથી વિંટાઇને પાર્ષદગણે પરિચર્યા કર્યા થકા ગ્રામ નગરાદિકમા ગુજરાત લાલ સૌવીર સૌરાષ્ટ્ર આદિક તે તે દેશોમા વિચરીને ત્યા ત્યા રહેલા હરિભક્તોને સદુપદેશાદિવડે રજન રજન કરતા થકા, અનેક વૈષ્ણવ યાગાદિકના આચરણવડે તે તે ગામોમા તે તે ભક્તોને સન્માર્ગમા સ્થાપતા થકા અને મદિરો કરાવી દેવપ્રતિમા પ્રતિષ્ઠા કરાવવી વિગેરેવડે સપ્રદાય ઉપર જનોની શ્રદ્ધાને અત્યત દૃઢ કરતા થકા શ્રીમાન્ ઉદ્ધવસપ્રદાયની સર્વત્ર પ્રસિદ્ધિ કરાવી હતી એગીતે સદુપદેશામૃતવડે ભવદાવાનળથી તપેલા સર્વ જીવોને સમુજ્જીવન આપી, સદ્વિદ્યાની પ્રવૃત્તિમા ઉપયોગી પાઠશાળા કરાવી, પોતે અનેક નિબન્ધો કરી બીજાદ્વારાપણ સપ્રદાયમા ઉપયોગી અનેક સસ્કૃત પ્રાકૃત નિબન્ધો કરાવી, બહુ ભગવન્મદિરો કરાવી તેમા મૂર્તિપ્રતિષ્ઠા કરી, સત્સગમા ઉપયોગી અનેક ઇષ્ટાપૂર્ત ( તલાવ કુવા યજ્ઞ આદિક ) કર્મ કરાવી, પોતાના આચાર્ય પદને સ્વાભાવિક આવા ગુણચરિત્રથી સમલકૃત કરી, સવત ૧૯૫૫ મા દુષ્કાળથી પીડા પામેલા જનોને અન્નદાનથી તે ક્લેશમાથી મુક્ત કરી, એજ વર્ષમા દેવે પ્રેરેલા રોગથી પીડા પામતા, રોગનિવૃત્તિનો ઉત્તમ ઉપાય શ્રીનારાયણનુ સ્મરણ છે એમ માની, દેહ દેહાનુબન્ધિમાથી સ્નેહનો ત્યાગ કરી, ભગવાનમા પ્રેમ રસની પ્રવૃદ્ધિ પામી સત્સગિઓ અને સદ્ગુરૂઓને યથાયોગ્ય ઉપયોગી ઉપદેશ આપી, ભાદ્રપદ માસની શુકલ અષ્ટમીએ ભૌતિક દેહનો ત્યાગ કરી ભાગવતી તનુ પામી અક્ષરધામને પામ્યા

અદ્યાપિ આ આચાર્યવર્યનું શ્રવણમંગળ નામ સભારતાં સર્વના હૃદયને આહ્લાદ આપેછે. આ આચાર્યશ્રી ઉદાર ચરિતવાળા, સર્વ ભૂત ઉપર સૌહાર્દ રાખનારા, આચાર્યપદને સર્વોત્તમપણે શોભાવનારા, વિદ્યા ધર્મને પ્રવર્તાવનારા થયા હતા એમનું આ સજ્જનપ્રિય ચરિત્ર સંપ્રદાયનિષ્ઠજનો થકી સાંભળ્યા મુજબ પ્રકાશ કર્યું છે.

એરીતે આ ભૂમિકામાં ભગવાનનાં દિવ્ય ગુણચરિત્રનો સંક્ષેપ તથા વિષયસારાંશ તથા કર્તા વિગેરેનાં ચરિત્રો વિગેરે ગ્રંથગૌરવોપયોગી અર્થો વર્ણવ્યા. આ શુભ સત્સંગિજીવન ગ્રંથરૂપ શોભાયમાન વૈજયતી માળા પાંચ વર્ણનાં રત્નોવડે રચેલી છે, રત્નોના પાંચ વર્ણો તો પાંચ પ્રકરણો જાણવાં, આ રત્નો ભગવાન શ્રીહરિરૂપ ખાંણમાંથી ઉત્પન્ન થયાં છે, આ રત્નો આ ગ્રંથરૂપ વૈજયતીમાળામાં શતાનંદ મહર્ષિએ ગુંથેલાં છે, એજ રત્નોને સુવ્રતમુનિએ ઉત્તેજીત કર્યાં છે, આ ગ્રંથના ત્રણસો ઓગણીશ જે અધ્યાયો છે તે ગુણરૂપ ( દોરારૂપ ) છે, તેમાં તે પાંચ વર્ણનાં રત્નો પરોવેલાં છે, આ ગ્રંથના જે વૃત્તમાં જેમ ગુંથ્યા છે તેને અનુસારે સોળ હજાર પાંચસો ઍંતાળીશ અને અનુષ્ટપ્વૃત્ત સખ્યાથી સત્તર હજાર છસો સત્તાવીશ શ્લોકો છે, તેઓ તે માળાના શુભ મણિકા છે. આવી આ માળાની શ્રીહરિના રૂપ ગુણ ચરિત્રરૂપ અલૌકિક પરમ કાંતિ છે તે સર્વના કલ્યાણને કરનારી છે, આવી આ ગ્રંથરૂપ વૈજયંતીમાળા રચીને શતાનંદ મહામુનિએ શ્રીહરિ ભગવાનના કંઠમાં પ્રેમથી પહેરાવી હતી, તેથી શ્રીહરિ અતિ પ્રહર્ષિત થયા હતા, તેપછી આ પ્રસાદિની મનોહર માળા સુવ્રતાદિક મુનિઓએ ધારી હતી. આ માળા અત્યારે સર્વને દૃષ્ટિગોચર વર્તે છે, તે સર્વે કોઇ સત્સગિઓએ સદા ધારણ કરવા યોગ્ય છે.

सत्सङ्गिजीवनग्रन्थः सर्वग्रन्थशिरोमणिः ।
भूतले जयतादेष यावच्चन्द्रदिवाकरौ ॥१॥

लि० हरिजीवनदास शास्त्री–वडताल.

# मुक्तानन्दस्वामिनुं जीवनचरित्र ।

व्याचख्यौ व्याससूत्रं व्यतनुत भगवत्स्वामिनारायणस्य
स्तोत्रं छन्दोमयं यो ह्यकुरुत भगवद्भावसुधासङ्ग्रहं च ।
आत्मज्ञानादिपूर्णं गुरुरिति भगवान् मन्यते यं मुनीन्द्रं
तं मुक्तानन्दमीडे शमदमनिलयं साधुगोष्ठीगरिष्ठम् ॥ १ ॥

આ સત્સંગિજીવન મહાનિબન્ધનો માહાત્મ્યગ્રંથ મહામુક્ત મુક્તાનંદ મહામુનિએ રચેલો છે. આ મુક્તાનંદ મહામુનિનું પૂર્વાશ્રમમાં **મુકુંદદાસ** એવું નામ હતુ. એમના પિતાનું **આનંદરામ** નામ હતું અને માતાનુ **રાધા** નામ હતું એમનો જન્મ અમરેલી ગામમા થયો હતો જન્મ સમય સંવત્ ૧૮૧૪ હતો. આ મુકુંદદાસ સર્વજનોના મનનેત્રને આકર્ષણ કરનારી રૂપસંપત્તિ અને સર્વને આકર્ષણ કરનારી બાળઅવસ્થાથી માતાપિતાને પરમાનંદ આપનારા થયા હતા. એમણે કુમાર અવસ્થામાંજ સમસ્ત વિદ્યાનો અભ્યાસ કરી સદ્વિદ્યા મેળવી હતી એમનું ગાયનકળામાં અપૂર્વ અતિપાંડિત્ય હતુ અને ગુજરાતીભાષા વ્રજભાષા આદિકમાં કવિતા કરવાની શક્તિ વિશેષપણે હતી આ મુકુંદદાસની નિ શ્રેયસમાં મૂળભૂત વિષયવિમુખતા કુમારવયમાંથીજ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી હતી, પરંતુ માતાપિતાને પુત્રમા એવો આરૂઢ સ્નેહાબન્ધ હતો કે જેથી તેમને પુત્રના વિવાહમંગળનો મહોત્સવ જોવામાં મહાઉત્સાહ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતો ગયો એજ ઉત્સાહાતિશયના તીવ્ર પરિપાકને લીધે આ મુકુંદદાસની નહિ ઈચ્છા છતાં પણ તેમનો ગૃહસ્થાશ્રમમાં અંત.પાત થયો તે પછી માતાપિતાને સંકલ્પને અનુસારે વિવાહમહોત્સવ સંપન્ન થવાથી અધિક આનંદ અભિવૃદ્ધિ પામતો ગયો અને આ મુકુંદદાસને તો અંતરમાં શોકવેગ અભિવૃદ્ધિ પામતો ગયો.

તે પછી ગૃહસ્થાશ્રમમાથી નીકળવાની પ્રવૃત્તિ કરતાં માતાપિતાના અત્યાગ્રહથી રોકાઈ જતા, કોઈપણ ઉચિત ઉપાય નહિ મળતાં પિતા આદિક સર્વ બન્ધુજનો પોતાની મેળેજ પરિત્યાગ કરે એવા ઉપાયનો વિચાર કરી પોતાની ઉન્મત્તદશા અસંબદ્ધ બોલવું અસંબદ્ધ આચરણ કરવું ઇત્યાદિકવડે જગતમાં પ્રસિદ્ધ કરી તે પછી પિતા આદિકે મુકુંદદાસની ઉન્મત્તતા કોઈપણ પ્રકારે ન નિવૃત્ત થાય એવી છે એમ નિશ્ચય કરી એમનો વાસનાસહિત ત્યાગ કરી દીધો. મુકુંદદાસપણ અવસર મળતાં તત્કાળ ગૃહથકી નીકળી, નૈષ્ઠિક નિષ્કામવ્રત દૃઢ કરવાની ઈચ્છાથી તેવા વ્રતની સિદ્ધિ કરી આપે એવા ગુરૂની ગોત કરવા પ્રવર્તતાં ધાગધ્રા નગરમાં વર્તતા કોઈ દ્વારકાદાસ નામના વેરાગી સાધુની પાસે જઈ તેમના શિષ્ય થઈ, તેની સેવા કરતા થકા પોતાનો નિષ્કામવ્રત સુદૃઢ કરવાનો સંકલ્પ તેને નિવેદન કર્યો તેણે

પોતાપાસે નિષ્કામવ્રતની દુષ્કરતા વિચારી પોતાથી અધિક ગુણવાળા કલ્યાણદાસ નામના મોટા વૈરાગી સાધુના અનુગ્રહથી નૈષ્ઠિકવ્રત સિદ્ધ થવાનું કહેતાં તેની આજ્ઞા લઈ વાંકાનેરનિવાસી તે કલ્યાણદાસની પાસે ગયા. ત્યાં રહી તેની સારી સેવા કરી તેને રાજી કરી પોતાનો મનોરથ નિવેદન કરતાં તેણેપણ પોતાનું અસામર્થ્ય નક્કી કરી પોતાથકી અધિક જ્ઞાનવૈરાગ્યે સંપન્ન તુલસીદાસ સાધુની સમીપે જવાથી નૈષ્ઠિકવ્રતની સિદ્ધિ થવાનો બોધ આપતાં ત્યાંથી નીકળી શરધાર ગામમાં રહેતા તે તુલસીદાસની સમીપે જઈ તેની સેવાપરાયણ થયા. તુલસીદાસને પોતાની પરિચર્યામાં તત્પર મુકુંદદાસ ઉપર રૂપસંપત્તિ અને ગુણસંપત્તિને લીધે પરમ પ્રીતિ પ્રકટ થઈ. મુકુંદદાસનેપણ તુલસીદાસવિષે તેમના પવિત્ર આચરણથી ભક્તિભાવ થયો. કેટલાક દિવસો વ્યતીત થતાં તુલસીદાસે મુકુંદદાસની પોતાના શિષ્યોમાં પ્રમુખપદે સ્થાપના કરી (મોટેરા કર્યા) આવા અવસરમાં શ્રીરામાનંદસ્વામી શિષ્યજનો ઉપર અનુગ્રહ કરવા એજ શરધારપુરમાં આવીને સદુપદેશાદિકથી સુજનોના મનને અધિક આહ્લાદ આપતા થકા રહ્યા હતા. આ મુકુંદદાસ કોઈ કોઈ સમયે તેમની સમીપે જઈ તેમના ઉપદેશામૃતનું પાન કરતાં તે શ્રીસ્વામીવિષે ભક્તિભાવ થતાં તેમના તેજથી તેમનું ચિત્ત આકર્ષિત થઈ ગયું. તુલસીદાસ આ મુકુંદદાસનો રામાનંદસ્વામીવિષે બંધાઈ ગયેલો પ્રેમ જાણીને દ્વેષદુષિત ચિત્તવાળો થઈ આ મુકુંદદાસને અટકાવ અધિકપણે કરવા લાગ્યો. તથાપિ આતો કોઈ કોઈ પણ પ્રકારે અવસર મેળવીને શ્રીસ્વામિની પાસે આવી તેમની સમક્ષ તેમની સેવામાં રહેવાનો અત્યાદર નિવેદન કર્યો પારકા શિષ્યને પડાવી લેછે એવા અપવાદથી ભય પામીને શ્રીસ્વામિએ પોતાપાસે રહેવાનો નિષેધ કરતાં પાછા જઈ અંતરમાં અતિ ખેદ પામી, શ્રીસ્વામિના ચરણની સેવાની સમુત્કંઠા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી હતી પરંતુ તેનો અવસર નજ પામ્યા. તે પછી શ્રીસ્વામી તો બીજે ગામે ગયા. તે પછી આ મુકુંદદાસ રામાનંદસ્વામિના સમાશ્રયની તીવ્ર ત્વરા વૃદ્ધિ પામતાં તુલસીદાસથકી છુટા થવાનો કોઈ ઉપાય વિચારતાં, પ્રતિદિન યાત્રાળુ સાધુ વિગેરેને અપાતા સદાવ્રતમાં પોતાની ઉદારતા વધારવા લાગ્યા. તે પછી લોભિષ્ઠ તુલસીદાસ એમની ઉદારતા રોકવા માટે નહિ સમર્થ થવાથી પોતાને 'ધનધાન્યાદિક ખુટી જશે તો શાથી નિર્વાહ કરીશું' એવી તીવ્ર ચિંતા થતાં મુકુંદદાસને પોતાના શિષ્યપદમાંથી દૂર કર્યા.

આ પ્રકારે થવાથી મનમાં મહા આનંદ પામેલા મુકુંદદાસે અવસર મળતાં ત્યાંથી નીકળી શ્રીરામાનંદસ્વામી સમીપે જઈ તેમના ચરણકમળની સેવાપરાયણ થઈ તેમના શિષ્ય થવાની પ્રાર્થના કરી. શ્રીસ્વામીએ તો 'પરીક્ષા કર્યા વિના

ન કરવો' એવા નિયમ સંભારીને તેમની સાધુતાની પરીક્ષા કરવા કોઈ સાધારણ ભક્તના હળ જોડવાના ( ખેતીના ) કામમાં તેમનો નિયોગ કર્યો. સ્વામીએ નિયોગ કરેલા મુકુંદદાસતો શ્રીસ્વામિની સેવામાજ જેમ એમ અંતરમાં અત્યંત આનંદ પામી તેમણે આજ્ઞા કરેલું કર્મ કરવા લાગ્યા તે પછી શ્રીસ્વામીએ આ મુકુંદદાસના અનુપમ સાધુભાવથી પ્રસન્ન થઈ પોતાના ચરણની સેવામાં તેમને સ્વીકારી બંધીયા ગામે તેમને પારમૈકાંતિક પરમહંસ દીક્ષા આપી અને દીક્ષાના અંગભૂત 'મુક્તાનંદ' એવું સાર્થક નામ પાડ્યું એવી રીતે ગુરૂકૃપાથી દીક્ષા પામેલા મુક્તાનંદ મુનિ અલ્પકાળમાં નિષ્કામવ્રતની દૃઢ નિષ્ઠા પામી મહાસાધુગુણે સંપન્ન થઈ શ્રીસ્વામિના સમાશ્રિત સાધુઓમાં પ્રમુખ પદવીનેપણ પામ્યા

આ મુક્તાનંદ મહામુનિ નિષ્કામ વ્રતમાં પરા કાષ્ઠાને પામી, જ્ઞાનિઓના અગ્રેસર થઈ, ભગવાનમાં અનવધિ ભક્તિનિષ્ઠાવાળા થઈ, ક્ષમા દયા સરલતા ઉદારતા સુજનતા આદિક સમસ્ત શુભ ગુણના એક નિધિરૂપ થઈ, શ્રીરામાનંદસ્વામિના ચરણનીજ એક સેવાપરાયણ થઈ, તેમના પ્રસાદના પ્રથમ પાત્ર થઈ પરમહંસોમાં પરમ પ્રખ્યાતિ પામ્યા સોરાષ્ટ્ર દેશમાં આવેલા લોજ ગામમાં જે મહામુનિનાજ પ્રાથમિક સમાગમમાત્રથી તીર્થયાત્રાના ક્રમથી ત્યાં આવેલા ધર્મનંદન ભગવાન શ્રીનીલકંઠવર્ણીને શ્રીરામાનંદસ્વામિનાં દર્શનની તીવ્ર ઇચ્છા થઈ હતી ભગવાને પ્રથમ તત્વજ્ઞાન પુછતાં શુદ્ધ સંપ્રદાયથી પ્રાપ્ત થએલા વિજ્ઞાનવાળા જે મુનિરાજેજ જીવાત્મા પરમાત્માદિકનું સ્વરૂપ સંક્ષેપમાં સ્પષ્ટ ઉપપાદન કર્યું હતું. જે મહામુક્ત મુનિનાજ નિષ્કામ વ્રતના અતિશયથી અને શાંતિ શમ દમાદિ સાધુગુણના અતિશયથી વિરક્ત વર્ણિરાજ ધર્મનંદન શ્રીહરિ ભગવાનને શ્રીરામાનંદસ્વામીના સમાશ્રિત પરમહંસમંડળમાં રહેવાની રૂચિ ઉત્પન્ન થઈ હતી. જે નિર્માની મુનિરાજેજ ગુરૂ શ્રીરામાનંદસ્વામી સ્વધામ પધાર્યા પછી અભિમાને રહિત થઈ શ્રીસ્વામિના ચરણમાંજ જેમ એમ ભગવાનના અદ્ભુત ઐશ્વર્યના વિજ્ઞાનપૂર્વક શ્રીસ્વામિનારાયણના ચરણારવિંદની અપૂર્વ અસાધારણ દાસવત્ સેવા કરી હતી. જે વિદ્વદ્વર્ય મુક્તાનંદ મહામુનિએ વડપત્તનમાં 'કલિયુગમાં પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિ એ શ્રેયનું સાધન નથી એમ નિષેધ કરી નામસ્મરણમાત્રજ શ્રેયનું સાધન છે' એમ વિવાદ કરતા વાદિઓના નામસ્મરણમાત્રનુંજ શ્રેયમાં સાધનપણું ખંડન કરવાપૂર્વક પ્રત્યક્ષ ભગવદુપાસનનુંજ મોક્ષમાં મુખ્ય સાધનપણું સચ્છાસ્ત્રવાક્યથી સમર્થન કરવાવડે વાદિઓને જિતીને, કલિયુગમાપણ ભગવાનના અવતારનું સોએ સો સ્મૃતિન્યાયથી સમર્થન કર્યું હતું તથા વાદિઓના પક્ષનું ખંડન કરી ત્રિયુગશબ્દના અર્થનું નિરૂપણ કર્યું હતું તથા સભામાંજ ભગવાનના અવતારનું અસંખ્યાતપણુ સમર્થન

કર્યું હતું તથા સભામાં શ્રીસ્વામિનારાયણવિષે ભગવાનપણાનાં અસાધારણ અદ્ભુત ઐશ્વર્યો નિરૂપણ કર્યાં હતાં. તે પછી પરાજય પામેલા વાદિઓએ જે મુનીન્દ્રનાજ ચરણનો સમાશ્રય નિઃશ્રેયસ માટે કર્યો હતો. જે મુનિનોજ મહામહિમા સાંભળી તેમની સમીપે આવતાં તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન થતાં વટપત્તનના અધીશ્વર સયાજીરાવ મહારાજાએ શ્રીસ્વામિનારાયણ ભગવાનના ચરણારવિંદની સેવામાં પરમ આદર તેમને પોતાના પુરમાં પધરાવી પ્રકટ કર્યો હતો. જે મુનિમૂળથીજ વટપત્તનમાં સત્સંગવૃક્ષની વૃદ્ધિ થઈ હતી. આ બધી બાબતો સત્સંગિજીવનના ચતુર્થપ્રકરણમાં સ્પષ્ટ છે. આ મુનિવર્યનું બીજું શું ઐશ્વર્ય બહુ નિરૂપણ કરવું ? કેમકે ભગવાન શ્રીસ્વામિનારાયણેજ આ મુનિવરની વારંવાર મુક્તકંઠે શ્લાઘા સભામાંજ કરી છે. તેનો પ્રકાર વચનામૃતમાંજ છે-'જેમ મુક્તાનંદસ્વામીને અમે પ્રથમ લોજપુરમાં દીઠા હતા અને જેવી શ્રદ્ધા ને ભગવાનનું માહાત્મ્ય હતું તેવું ને તેવુંજ આજદિવસ સુધી નવું ને નવુંજ છે પણ ગૌણ પડયું નથી' 'અમે સ્વામીનાં દર્શન થયા મોર નવ મહિનાસુધી મુક્તાનંદસ્વામિની આજ્ઞામાં રહ્યા હતા' 'તથા ભગવાનના સંત જે મુક્તાનંદસ્વામી જેવા મોટા હોય તેમનાં નામ લઇને પ્રાર્થના કરવી તો ઘાટ સર્વે ટળી જાય...મુક્તાનંદસ્વામી જેવા હોય તે સર્વેથી સરસ વર્તમાન પાળતા હોય' 'મુક્તાનંદસ્વામી જેવા વાર્તા કરતા હોય તથા કથા વાંચતા હોય' 'અને હમણાં આ મુક્તાનંદસ્વામી જેવા સંતને વિષે એ નારાયણને લઇએ તો એમનેપણ ભગવાન કહેવાય' 'એવું તમારે વિચારનું બળ રહેછે તે શાને યોગે રહેછે...કામ-ક્રોધાદિકના જેરને હઠાવે એવો જે વિચાર તેતો ગુણથકી પર છે તે તમારા જીવમાં રહ્યો છે' 'એવા દાસત્વભક્તિવાળાતો આજ મુક્તાનંદસ્વામી છે' 'અને મુક્તાનંદ-સ્વામીઉપર અમને ઘણું હેત છે' 'એવાતો આ મુક્તાનંદસ્વામી...છે તે એમને કોઈ બીજો ગમે તેવો ચમત્કાર દેખાડે તોપણ તેનો કોઈ રીતે ભાર આવેજ નહિ' ઇત્યાદિ. કિં બહુના-ભગવાન શ્રીસ્વામિનારાયણ ગુરુભાઈ એવાપણ આ મુનિવરમાં ગુરુભાવ રાખતા હતા.

ભગવાને સંપ્રદાયની પરિપુષ્ટિનો હેતુ કહેતાં મુક્તાનંદસ્વામિને એવી આજ્ઞા કરેલી કે-'તમે પણ પોતાના સંપ્રદાયસંબન્ધી ને ઇષ્ટદેવસંબન્ધી જે વાણી તથા શાસ્ત્ર તેજ દેહપર્યંત કર્યા કરજ્યો. તે તમારો દેહ રહે ત્યાંસુધી તમને એજ આજ્ઞા છે' આવી ભગવાનની આજ્ઞાને અનુસરીને આ સ્વામિએ બહુ નિબન્ધો રચ્યા છે. તેમાં સંસ્કૃત ભાષામય-**महासूत्रभाष्य.** (૧) આ **सत्सङ्गिजीवनमाहात्म्य.** (૨) **निर्णयपंचक.** (જેમાં જીવેશ્વરાદિ તથા ધર્માદિકનું નિરૂપણ) છે (૩) **श्रीहनुमत्कवच-मन्त्र-पुरश्चरणविधि-स्तोत्र.** (૪) **हनुमदष्टोत्तरशतनामावलिः** (૫)

આટલા છે. પ્રાકૃતભાષા પદ્યમય પ્રબન્ધો—કૃષ્ણપ્રસાદ (જેમાં શ્રીદ્વારકાધીશ વૃત્તાલયમાં આવ્યાની કથા છે) (૧) સતીગીતા (પતિવ્રતાના ધર્મને નિરૂપણ કરનારી) (૨) શ્રીનારાયણ જન્માદિચરિત્ર (૩) મુકુંદબાવની (બ્રહ્મવિદ્યાનિરૂપણરૂપ) (૪) ગુણવિભાગ (ભાગવતના એકાદશસ્કંધમાં રહેલા ગુણવિભાગ અધ્યાયના અનુવાદરૂપ) (૫) પંચરત્ન (વિવેક-જ્ઞાન-વૈરાગ્ય-ધ્યાન-વિજ્ઞાનને પ્રતિપાદક) (૬) ધામવર્ણનચાતુરી (૭) શ્રીભાગવતના દશમસ્કંધનો અનુવાદ (૮) ભગવદ્ગીતા અનુવાદ (૯) શિક્ષાપત્રી (૧૦) વાસુદેવાવતારચરિત (૧૧) કપિલગીતા (ભાગવતના તૃતીયસ્કંધમાં રહેલા કપિલોપદેશના અનુવાદરૂપ) (૧૨) અવધૂતગીતા (ભાગવતના એકાદશસ્કંધમાં રહેલા અવધૂતોપદેશના અનુવાદરૂપ) (૧૩) ઉદ્ધવગીતા (ભાગવતના દશમસ્કંધમાં રહેલા ઉદ્ધવગોપિકાસંવાદરૂપ) (૧૪) વિવેકચિંતામણી (બ્રહ્મવિદ્યાનિરૂપણરૂપ) (૧૫) નારાયણકવચ (ભાગવતના ષષ્ઠસ્કંધમાં રહેલા તેના અનુવાદરૂપ) (૧૬) ધર્માખ્યાન (શ્રીનારાયણના મહિમા પ્રકાશનરૂપ) (૧૭) સત્સંગશિરોમણિ (૧૮) વૈકુંઠધામદર્શન (૧૯) ઇત્યાદિ આ ઉપરાંત બીજાં ગુજરાતી તથા વ્રજભાષામાં ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિઆદિક વિષયોના અવલંબનવાળાં હજારથી અધિક રસિક શ્રવણીય કીર્તનીય સ્મરણીય કીર્તનો કરેલા છે.

૬ એ રીતે અનુપમ અત્યાદરણીય જ્ઞાન વૈરાગ્ય ભક્તિના નિધિરૂપ, સર્વાધિક સાધુતા લક્ષણે સંપન્ન, શ્રીરામાનંદસ્વામિના પરમ કૃપાપાત્રભૂત અને શ્રીસ્વામિનારાયણ ભગવાનની કૃપા તથા પ્રેમના ઉદ્ગારભૂત શ્લાઘા વચનોના પાત્રભૂત, ક્ષમા શાંતિ દયા દાક્ષિણ્ય આદિક દિવ્ય ગુણમયમૂર્તિ જ્ઞાનવિજ્ઞાને સંપન્ન, વીણાવાદન કળામાં નારદજીને સમાન, સમગ્ર મુમુક્ષુ મનુષ્યોએ સમાદરણીય એવા મહામહિમાએ સંપન્ન, વિવિધ કવિતામાં પરમ પ્રવીણ એવા મુનિવર મુક્તાનંદસ્વામી એ રીતે શ્રીસ્વામિનારાયણ ભગવાનનું સર્વ પ્રકારે સમારાધન કરતાં તેમના અંતર્ધાન પછી તેમનો વિયોગશોક નહિ સહન થતા એકજ મારો સંવત્ ૧૮૮૬ ના આષાઢ કૃષ્ણ એકાદશીએ શ્રીસ્વામિનારાયણના ચરણારવિંદમાં મન જોડી દઇને તેમના પરમ ધામને પામ્યા. એરીતે આ સ્વામિના જીવનચરિત્રનો સંક્ષેપમાં સાર છે.



श्रीस्वामिनारायणो जयति ।

# सत्सङ्गिजीवनमाहात्म्यम् ।

## गुर्जरानुवादसहितम् ।

जुष्टो मुक्तगणैर्निजाक्षरपदे दिव्याकृतिः सादरं यो भक्तौ प्रकटीबभूव दयया धर्मांजनश्रेयसे । अधर्मोन्मूलयितुं स्वधर्ममवितुं साधूंश्च धर्मं शुभं ध्याये तं हरिमीश्वरेश्वरमहं सद्बुद्धिदं सर्वदा ॥१॥ योऽकारयच्छतानन्दमुनिना जनमुक्तये । सत्सङ्गिजीवनग्रन्थं तं हरिं नौमि धर्मजम् ॥२॥ सत्सङ्गिजीवनग्रन्थमाहात्म्यं तस्य तुष्टये । कुर्वे चैकान्तभक्तानां मुक्तानन्दोऽहमादरात्

---

જે સર્વ ઈશ્વરોના ઈશ્વર પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ નારાયણ પોતાનાં અક્ષર નામના ધામમાં અપ્રાકૃત આનંદમય આકારથી મુક્તોનાં મંડળોએ સર્વદા સાદર સેવ્યાથકા અખંડ વિરાજેછે, એજ અક્ષરાધિપતિ પુરૂષોત્તમ ભગવાન્ દયાએ કરીને આ પૃથ્વી ઉપર વિશેષ વૃદ્ધિ પામેલા અધર્મનો નિર્મૂળ નાશ કરવા અને સાધુ તથા શુભ ધર્મનું સંરક્ષણ કરવા અને જનોનું કલ્યાણ કરવા ધર્મદેવથકી તેમની ભાર્યા ભક્તિદેવીમાં પ્રકટ થયા છે (પ્રકટ થવામાં પ્રધાન કારણ તો કૃપાજ છે અને પરમ પ્રયોજન તો સાધુજનોનું સંરક્ષણ છે. અધર્મનાશ ધર્મસ્થાપનતો અવાંતર છે. જો એમ ન હોય તો જે અક્ષરપદમાં નિત્ય રહેલા છે તે આ માનુષ લોકમાં શા માટે અવતરે? અને મુક્તસેવ્ય છે તો શા પ્રયોજન માટે અવતરે? નજ અવતરે) ઈશ્વરના ઇશ્વર અને સન્નિધિમાત્રથી સદ્બુદ્ધિને આપનારા એવા શ્રીહરિનું હું (મુક્તાનંદમુનિ) સદાય ધ્યાન ધરૂંછું ॥૧॥ જેમણે ભાવિ જનોના મોક્ષ માટે સત્સંગિજીવન નામનો પોતાના પરમાદ્ભુત ચરિત્રામૃતથી પરિપૂર્ણ એવો ગ્રંથ શતાનંદમુનિપાસે કરાવ્યો છે, તે ધર્મનંદન શ્રીહરિને હું નમસ્કાર કરૂંછું ॥૨॥ તે આ સત્સંગિજીવન નામના નિબન્ધનું માહાત્મ્ય (માહાત્મ્યને બોધ દેનારો ગ્રંથ) તે ભગવાન્ શ્રીહરિ તથા તેમના એકાંતિક ભક્તોની

॥३॥ श्रीमद्दुर्गपुरे दुर्गे भूपतेरुत्तमस्य च । रमणीयेऽतिविस्तीर्णे श्रीगोपीना-
थमन्दिरे ॥४॥ श्रीमद्धरितिरोधानलीलानन्तरमेकदा । आसीत्कतिपुचिन्मा-
स्सु यातेषु महती सभा ॥५॥ तत्रायोध्याप्रसादाख्यो रघुवीराभिध सुधी. ।
आचार्यं साधवस्तस्थुर्मन्मुखा. सर्वशश्च ये ॥६॥ मुकुन्दानन्दमुख्या ये
नैष्ठिका ब्रह्मचारिण । मयारामादयश्चान्ये गृहिणो हरिसंश्रिताः ॥७॥ इति
स्थितां सभां श्रुत्वा शतानन्दो महामुनि । हरिध्यानकृतैकाग्रमनास्तत्रागम-
न्मुदा ॥८॥ त दृष्ट्वोत्थाय सभ्यास्ते स्वायान्तं रुचिरासने । मुदोपवेशयामा-
सुर्वेदशास्त्रविशारदम् ॥९॥ तत मोचतुराचार्यौ त्वं हरेराज्ञया मुने! । सत्स-
ङ्गिजीवनग्रन्थो मोक्षहेतुस्त्वया कृत ॥१०॥ तं वयं श्रोतुमिच्छामो भवत:

---

માટે મુક્તાનદ નામે હું આદરથી-ભગવચ્ચરિત્રરૂપ સત્સગિજીવનમા પરમા
દરથી કરૂધુ ॥૩॥ **શ્રીમત**-ભગવાનના નિયત નિવાસને લીધેજ થએલી અપૂર્વ
શોભાએ સપન્ન એવા દુર્ગપુરમા ઉત્તમ ભૂપતિના દરબારમા અતિશય વિશાળ ર
મણીય શ્રીગોપીનાથજીના દિવ્ય મદિરમા ભગવાન્ શ્રીહરિની અતર્ધાનલીલા પ્રવ
ર્ત્યાં પછી કેટલાક માસ વ્યતીત થતા એક સમયે કોઈ મોટી સભા થઈ હતી ॥૪-
૫॥ તે સભામા આચાર્યપદ (ગાદી)ને શોભાડે એવી શોભન બુદ્ધિએ સપન્ન
એવા શ્રીઅયોધ્યાપ્રસાદજી અને શ્રીરઘુવીરજી નામના આચાર્યો, હુ પ્રમુખ જેમા
છુ એવા સર્વે સાધુઓ, મુકુદાનદ મુખ્ય જેમા છે એવા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ અને
બીજા મયારામ આદિક ગૃહસ્થ હરિજનો આવીને યથાયોગ્ય બેઠા ॥૬-૭॥ શ્રી
હરિના ધ્યાનમા એકાગ્ર (તે થકી બીજા વિષયની વ્યાસક્તિએ રહિત) મન જે
મણે કર્યું છે એવા મહામુનિ શતાનદસ્વામી આવી સર્વોત્તમ મહાસભા થએલી
સાભળીને પ્રહર્ષ પામીને ત્યા આવ્યા ભગવાનના ચરણારવિંદના ધ્યાનથીજ તૃપ્ત
અંત કરણવાળાઓને તેમના એકાતિક ભક્તજનોની સભામા આવવામા મહા
હર્ષ થાયજ ॥૮॥ વેદો અને તેના અર્થોનો અવબોધ આપનારા શાસ્ત્રોમા પ્રવીણ
એવા તે શતાનદમુનિને આવતા જોઇને સભામા બેઠેલા તે સર્વે જંનોએ સન્મુખ
ઉઠીને રમણીય આસનમા તેમના આવવાથી હર્ષાતિશય પામીને બેસાર્યા ॥૯॥ તે
પછી સભામા સુખેથી બેડેલા શતાનદમુનિ પ્રતિ આચાર્યો એમ બોલ્યા કે—હે
મુને! તમોએ શ્રીહરિની આજ્ઞાથી સત્સગિજીવન નામનો નિબન્ધ શ્રોતાઓના શ્રે
યના કારણભૂત (સસારભયને શમાવનારો) કર્યો છે ॥૧૦॥ તે ગ્રથ મહામતિ
માન્ તમારા મુખથકી અમો સાભળવા ઈચ્છીએ છીએ (કેમકે અમો ભગવાનના

पुरुमेधसः । यदत्र जन्मसाफल्यं कथानां श्रवणाद्धरेः ॥११॥ इत्थं तद्वचनं श्रुत्वा शतानन्दः प्रहर्षितः । श्रावयामास तं प्रीत्या स तानेकाग्रचेतसः ॥१२॥ नृपतेरुत्तमस्यैव दुर्गे संशोभिते वरे । मण्डपे शुश्रुवुः पुण्यां तत्कथां ते तदाननात् ॥१३॥ तत्समाप्तौ च जातायामेकदा सदसि स्थितम् । हेमन्तसिंहस्तं राजा पप्रच्छैकान्तिको हरेः ॥१४॥ सत्सङ्गिजीवनाख्यस्य त्वत्कृतस्य महामुने ! । ग्रन्थवर्यस्य माहात्म्यं मह्यं शुश्रूषवे वद ॥१५॥ अधिकारः श्रुतौ तस्य कस्य वा तत्र किं फलम् । देशे च कीदृशे काले कार्यं तच्छ्रवणं मुने ! ॥१६॥ कीदृशोऽस्य भवेद्वक्ता श्रोतारः स्युश्च कीदृशाः । तं श्रुत्वा तत्समाप्तौ च किं देयं वद तन्मुने ! ॥१७॥ इत्थं जिज्ञासुना राज्ञा पृष्टस्तेन महाव्रतात् । प्रस-

---

દિવ્ય ચરિત્રો સાંભળવામાંજ અતિશય પ્રીતિવાળા છીએ અને તમો તો તેના પ્રવક્તા મહામતિમાન્ છો. તો આપનો સમાગમ અમો શ્રોતા જનોના પરમ લાભ માટે છે ) આ–જન્મ જરા મરણાદિ અનેક ભયના સ્થાનભૂત આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપાતિશય જેમાં છે એવા માનુષ લોકમાં શ્રીહરિની જે દિવ્ય કથા સાંભળવી એજ એક જન્મનું સાફલ્ય છે, બીજું નથી ॥૧૧॥ આવું આચાર્યોનું વચન સાંભળીને શતાનંદસ્વામીએ તેમની અતિશય શુશ્રૂષાથી પ્રહર્ષ પામીને, શ્રવણોપયોગી મનની એકાગ્રતાવાળા સર્વ ભક્તોને પ્રીતિથી સત્સંગિજીવન નામનો દિવ્ય ગ્રંથ વાંચી સંભળાવ્યો ॥૧૨॥ ઉત્તમ ( દાદાખાચર ) નૃપતિના દરબારમાંજ કહેલા સુશોભિત શ્રેષ્ઠ મંડપમાં પુણ્યા–શ્રોતા જનોનું પરમ શ્રેય કરનારી, શ્રવણમાત્રથી મંગળ કરનારી, સમસ્ત પાપને હરનારી સત્સંગિજીવનની કથા જે સ્વયં ગ્રંથકર્તા મુનિવર શતાનંદસ્વામી છે એમનાજ મુખ થકી સર્વેએ સાંભળી ॥૧૩॥ તે પછી સત્સંગિજીવનની કથાસમાપ્તિ થયા બાદ એક અવસરમાં સભામાં સુખે થી બેઠેલા શતાનંદમુનિ પ્રતિ ભગવાન્ શ્રીહરિના એકાંતિક ભક્ત હેમંતસિંહ (જીણાભાઈ) રાજાએ વિનયથી પુછ્યું ॥૧૪॥ હે મહામુને ! આપે ભગવાનની આજ્ઞાથી રચેલા સર્વોત્તમ સત્સંગિજીવન નામના નિબન્ધનું માહાત્મ્ય સાંભળવા ઈચ્છુ છું તો શુશ્રૂષુ મને તમો કહેવાને યોગ્ય છો ॥૧૫॥ હે મુને ! આ ગ્રંથના શ્રવણમાં કેનો અધિકાર છે ? અને ફળ શું છે ? ( સર્વને એકજ.સરખું ફળ છે કે અધિકાર ભેદથી ફળમાં ભેદ છે ? ) અને આનું શ્રવણ કયા કાળમાં અને કયા દેશમાં કરતાં તે શ્રેષ્ઠ થાય ? ॥૧૬॥ હે મુને ! આનો વક્તા કેવા લક્ષણવાળો જોઇએ ? અને આના શ્રોતાઓ કેવા લક્ષણવાળા હોવા જોઇએ ? આ ગ્રંથ સાંભળીને તેની સમાપ્તિમાં વા-

ह्यस्तमुवाचेदं शतानन्दो महामुनिः ॥१८॥ शतानन्दमुनिरुवाच—साधु पृष्टं त्वया राजन्! सर्वप्राणिहितावहम्। तदुत्तरमहं कुर्वे भवत्प्रश्नानुसारतः ॥१९॥ इतिहासपुराणानां वेदानां साङ्ख्ययोगयोः। स्मृतीनामपि सर्वासां वेदान्तस्य च भूपते! ॥२०॥ अस्ति रामायणादीनां सच्छास्त्राणामिदं श्रुतम्। साररूपमतिश्रेष्ठं भवभीतिनिवर्तनम् ॥२१॥ यत्रात्यन्तिकनिःश्रेयोहेतुरैकान्तिकाभिधः। अतिस्पष्टतया धर्मो वर्णितः पापनाशनः ॥२२॥ श्रीमद्धरितिरोधा-

---

ચનારા પૌરાણિકને શું આપવું પડે? તે સર્વ મને યથાર્થપણે કહો? ॥૧૭॥ આ પ્રકારે જીજ્ઞાસુ હેમંતસિંહ રાજાએ મહા આદરપૂર્વક પુછેલા શતાનંદ મહામુનિ તેમની ઉપર પ્રસન્ન થઇને બોલ્યા (પુછનારા પરમ ભક્ત જીજ્ઞાસુ છે અને પ્રવક્તા પોતે ભગવત્કથાશ્રવણપરાયણમાં પરમ પ્રીતિમાન્ છે માટે આ બન્નેનો આદર અને પ્રસાદ અનુરૂપજ (યોગ્ય) છે ॥૧૮॥

**શતાનંદઋષિ** કહેછે—હે રાજન્! તમોએ બહુ સારૂ પુછ્યું, કારણ કે આતો સર્વ કોઈ પ્રાણીઓનું હિત કરનારૂં છે. માટે (આ પ્રશ્ન બહુ સાધુ છે) તમારા પ્રશ્નને અનુસારે તેનો ઉત્તર (સર્વ પ્રાણીઓનું હિત કરનારો) આપું છું ॥૧૯॥ હે ભૂપતે! આ સત્સંગિજીવન નામનું શાસ્ત્ર વિવિધ ધર્મોનો બોધ કરનારા વેદો, તેના ઉપબૃંહણભૂત (તેનો અર્થ બોધ કરનારા) ઇતિહાસ પુરાણાદિક, વેદમૂળક સમસ્ત સ્મૃતિઓ, આત્મા અને તેની પ્રાપ્તિના ઉપાયોને ઉપપાદન કરનારા સાંખ્ય તથા યોગ અને પરમાત્મતત્ત્વનો અવબોધ આપનારા વેદાંતના સર્વોત્તમ સારરૂપ છે તથા સચ્છાસ્ત્રો-વેદવિરૂદ્ધ અસચ્છાસ્ત્રોથકી ધર્મૈકાંત ભગવચ્ચરિત્રનો બોધ આપનારાં હોવાથી વિલક્ષણ જે રામાયણાદિક, તેના સાર રૂપ છે, સારતમ ધર્મનો અવબોધ આપનાર હોવાથી સારરૂપ છે, માટેજ અતિશય શ્રેષ્ઠ છે, કેવળ ત્રૈવર્ગિક (ધર્મ અર્થ કામ) ફળનું સાધન નહિ કિંતુ ભવભીતિને પણ ભાગનારૂં છે, આનો આટલો બધો અતિશય શાથી? તો જે આ ગ્રંથમાં **આત્યંતિક નિઃશ્રેયસ**—દેશથી કાળથી અને વસ્તુથી જે પરમાનંદનો પરિચ્છેદ (માપ) નથી, માટેજ જેની અપેક્ષાએ અન્ય અધિક શ્રેય નથી, એવા આત્યંતિક નિઃશ્રેયસરૂપ પરબ્રહ્માનુભવાનંદના હેતુભૂત એવો 'એકાંતિક' એવા નામથી પ્રસિદ્ધ ધર્મ અતિસ્પષ્ટપણે વર્ણન કર્યો છે, જે ધર્મ શ્રવણમાત્રમાંજ સમસ્ત પાપપુંજને પ્રલય કરનારો છે ॥૨૦-૨૨॥ પૃથ્વી ઉપર ધર્મનંદનરૂપે પ્રાદુર્ભાવ પામી દિવ્ય સ્વરૂપ જેમણે પ્રકટ કર્યું છે એવા શ્રીહરિકૃષ્ણની અંતર્ધાનલીલા થયા પછી તો સમસ્ત શરીરિઓને સંસારસાગરના સંતરણના સાધનભૂત આજ તેમના ચરિત્રામૃત-

गानन्तरं त्वियमेव हि । वर्तते नौर्भवाम्भोधेस्तरणाय शरीरिणाम् ॥२३॥ ईशाक्षरपरब्रह्ममायाजीवात्मनामिदम् । अस्त्येवाज्ञानतिमिरध्वंसभास्करसन्निभम् ॥२४॥ श्रवणेनास्य शास्त्रस्य बुध्यते श्रोतृभिर्जनैः । रहस्यं सर्वशास्त्राणां याथार्थ्येनातिदुर्गमम् ॥२५॥ अनुग्रहाद्धरेः शास्त्रं शुभमेतत्तदाज्ञया । तत्समीपनिवासेन कृतं क्षोणिपते ! मया ॥२६॥ एतन्मत्तो हरिः श्रुत्वा श्रीमुखेनेत्थमब्रवीत् । रमणीयमिदं शास्त्रं सर्वशास्त्रशिरोमणिः ॥२७॥ तस्मादेतस्य माहात्म्यं श्रुतजातवरीयसः । सर्वोत्तमं जनैर्ज्ञेयं भवरोगविनाशिनः ॥२८॥ एतत्पुण्यमलं पवित्रममलं सद्धर्मशास्त्रं परं धर्मज्ञानविरागभक्तिनिभृतं

---

गणित पारमैकांतिक धर्मप्रधानभूत सत्संगिजीवनज महा नौका वर्ते छे ॥२३॥ ईश-सूर्यादिकने निर्वाह करनारी ब्रह्मादि त्रण मूर्तिओ तथा प्रधानपति प्रमुख, अक्षर-अक्षरब्रह्म, परब्रह्म परमात्मा, त्रिगुणात्मक माया अने मायानिमग्न बद्ध जीवो, आ सर्व विषयनुं जे अज्ञान-तेना स्वरूपनो अविवेक तेरूपी जे अंधकार ( अप्रकाशक होवाथी) तेनो नाश करवामां सूर्यसमान जेवुं छे, तेवुं समस्त तत्त्वने बोध करनारुं आ सत्संगिजीवनज शास्त्र छे ॥२४॥ आ शुभ शास्त्रना श्रवणथी सर्व शास्त्रोनुं रहस्य (तात्पर्यविषयीभूत ) यथार्थपणे श्रोता जनो जाणी शके छे, जे रहस्य अतिदुर्गम-बीजामांथी जाणी शकाय नहि ते आमांथी स्पष्ट जाणी शकाय छे ॥२५॥ हे पृथ्वीपते ! मे श्रीहरिना परम प्रसादथी आ शुभ शास्त्र रच्युं छे, मारा केवळ बुद्धिबळना उल्लासवाळुं आ नथी, किंतु परमात्माना परम प्रसादना परिपाकरूप छे. तेमज आ शास्त्र भगवानना परोक्षपणामां रच्युं नथी परंतु मे पूर्वे तेमना चरणसमीपे रहीनेज रच्युं छे. तेमज स्वेच्छाथी रच्युं नथी, किंतु तेमनी आज्ञाथी रच्युं छे. ए रीते भगवानने अनुग्रह, भगवाननी आज्ञा अने भगवाननुं सान्निध्य छे तो आ ग्रंथना कारणनी बहु विलक्षणता लक्षमां लेवी ॥२६॥ आवा सर्वांशथी संपूर्ण आ शास्त्र माराथकी श्रीहरि सांभळीने स्वयं श्रीमुखे एम बोल्या के-आ रमणीय शास्त्र सर्व शास्त्रोना शिरोमणिभूत छे. भगवाने साक्षात् सांभळ्युं अने प्रशंसा करी आ बीजो एनो अतिशय जाणवो ॥२७॥ आवो एनो अतिशय छे तो स्वभावसिद्ध जननमरणादि भव रोगनो विनाश करनारुं अने शास्त्र समूहमां श्रेष्ठ एवा आ शास्त्रनुं माहात्म्य सर्वोत्तम छे, तो आवुं आ शास्त्रनुं सर्वातिशायी माहात्म्य सर्व कोइए समजवुं ॥२८॥ आ शास्त्र अलं पुण्य-उत्तम पुण्य छे, कारण के आना श्रवणथी महा सुकृत उत्पन्न थाय छे, जेना फळनी अपेक्षाए स्वर्गादि पद मात्र अति अल्प

सेव्यं सतां नित्यदा । पापौघप्रशमं नृणां कलिमलप्रक्षालनं सर्वथा जाड्यध्वान्तनिवारणं सुकृतिभिः सम्प्राप्यते नेतरैः ॥२९॥ सकलधर्मविनिर्णयमञ्जसा सकलशास्त्रमतभ्रमवारणम् । सकलवाञ्छितपूरणमुत्तमं सकललोकमनःश्रुतिरञ्जनम् ॥३०॥ विविधसंशयशल्यसमुद्धरं श्रवणमात्रत एव कुबुद्धिहृत् । मदनकोपमुखारिभयापहं जयति शास्त्रमिदं कविभूषणम् ॥३१॥ बहुविधद्रवि-

---

**અલં પવિત્ર**—ઉત્તમ પવિત્ર છે, કેમકે સમસ્ત પાપનો પ્રણાશ આનાથી થાય છે **અમલ**—આ પ્રબન્ધમાં પ્રતિપાદ્ય શ્રીહરિ સમસ્ત હેયના વિરોધી (નિર્દોષ) હોવાથી પોતે પણ નિર્મળ છે **પરં સદ્ધર્મશાસ્ત્ર**—સદ્ધર્મ-ભગવદેકાંતી ધર્મનું સારપણે આમાં શાસન કરેલું છે, માટે પર સદ્ધર્મશાસ્ત્ર છે મોક્ષના અર્થિઓને અત્યંત અપેક્ષિત એવા ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિથી (પ્રતિપાદન કરવા યોગ્ય) ભરપુર છે (ધર્મ વર્ણાશ્રમ સબન્ધી જાણવા, જ્ઞાન આત્મા પરમાત્માનું જાણવું, વૈરાગ્ય આત્મવ્યતિરિક્ત સર્વ પ્રાકૃત પદાર્થમાં અપ્રીતિ જાણવો, ભક્તિ પરમાત્મામાં પરાનુરાગમૂળ શ્રવણ કીર્તનાદિ જાણવી) માટેજ સંતોએ સદા સેવવા યોગ્ય અનાદિ કાળસંચિત પાપસંચયનો પ્રતિપાદ્ય ભગવાનના ચરિત શ્રવણથી પ્રણાશ કરનારૂ છે અને કળિમળને પ્રક્ષાલન કરનારૂ છે, સર્વ પ્રકારે (ફરીથી અંકુર ઉદય ન થાય એ રીતે) અજ્ઞાન અંધકારને વિનાશ કરનારૂ છે આવું સર્વોત્તમ શાસ્ત્ર સુકૃત વિશેષ શાલીઓનેજ પ્રાપ્ત થાય છે બીજાઓને તો મળતુંજ નથી ॥૨૯॥ આ શાસ્ત્ર ત્રિવર્ગપરાયણ કે મોક્ષપરાયણ સર્વ કોઇને અપેક્ષિત એવા ધર્મો જે વર્ણભેદથી કે આશ્રમભેદથી પ્રવર્તેલા છે તે સર્વેનો તત્ત્વથી વિનિર્ણય કરી આપનારૂ, સમસ્ત શાસ્ત્રોનો જે મત તેમાં જે ભ્રમ થાય તેને વિનિવારણ કરનારૂ, (કારણ કે સમગ્ર શાસ્ત્રોના સારાર્થને બોધ કરનારૂ છે) સર્વનું સર્વ પ્રકારનું વાછિત પૂરણ કરનારૂ, શ્રોતા સમસ્ત લોકોના શ્રવણ અને મનને સર્વ પ્રકારે સમ્યક્ રંજન કરનારૂ (પ્રતિપાદ્ય ભગવદ્ગુણોત્કર્ષવડે) એવું ઉત્તમ છે ॥૩૦॥ આ શાસ્ત્ર અનેક અર્થોનો અવબોધ આપનાર હોવાથી વિવિધ સંશયરૂપ શલ્યનો સમુદ્ધાર કરનારૂ, શ્રવણમાત્રથીજ કુબુદ્ધિ-દેહાદિકમાં આત્માપણાના ભ્રમને લીધે થતી વિષયોપભોગબુદ્ધિને હરનારૂ, કામ ક્રોધાદિ આભ્યંતર અરિઓના ભયને નાશ કરનારૂ, આવું આ શાસ્ત્ર કવિભૂષણ-કવિ-ક્રાન્તદર્શી (ભવિષ્યદર્શી)ઓએ સદા હૃદયમાં ધારણ કરવા યોગ્ય કોઈ પણ અપૂર્વ ભૂષણ છે ભૂમિમાં રે આ શાસ્ત્ર **જયતિ**—સર્વોત્કર્ષપણે વર્તે છે ॥૩૧॥ જેમ મહાવસ્ત્ર સુવર્ણ રત્ન આદિક બહુવિધ દ્રવ્યમાં નિધિ ઉત્તમ

णेष्विव शेवधिः क्षितिरुहेष्विव कल्पतरुर्वरः । सकलगोष्विव कामदुघा वरा श्रुतगणेषु वरिष्ठमिदं मतम् ॥३२॥ श्रवणवर्णनतापनिवारणं हरिचरित्रसुधारससम्भृतम् । हरिपदाम्बुजभक्तिरतिप्रदं त्विदमिहास्ति हि भागवतप्रियम् ॥३३॥ विधिभवादिसुरेश्वरवाञ्छितं श्रुतमिदं कलिदूषणभेदनम् । असुभृतामिह पुण्यविवर्धनं भवति संसृतिरोगरसायनम् ॥३४॥ अतिकरालकृतान्तमहोरगप्रचुरदष्टजनामृतसन्निभम् । स्मरदवानलशान्तिघनोपमं हरिपदोपगताधिरोहणी ॥३५॥ ग्रन्थस्यास्य मुखे तुभ्यं श्रवणेऽस्याधिकारिणम् । शुश्रूषवेऽनुरक्ताय शृणुष्वैकाग्रचेतसा ॥३६॥ पुंसां लब्धनृदेहानां योषितां च मही-

तले । अधिकारः श्रुतावस्य ग्रन्थस्यास्ति क्षमापते ! ॥३७॥ आश्रमाणां च वर्णानां चतुर्णामधिकारिता । श्रवणेऽस्यास्ति तत्कार्यं सर्वैस्तैरादरेण तत् ॥३८॥ शास्त्रस्याथ ब्रुवे तुभ्यं श्रवणेनास्ति यत्फलम् । सादरं श्रवणीयस्य पावनस्यास्य भूपते ! ॥३९॥ यज्ञानां सर्वदानानां सर्वतीर्थाप्लवस्य यत् । फलमस्ति च तत्सर्वमेतच्छ्रुत्वाऽऽप्यते जनैः ॥४०॥ अस्य श्रवणमात्रेण प्रसन्नः श्रीहरिर्नृ-णाम् । श्रोतॄणां पूरयत्येव सर्वानाशु मनोरथान् ॥४१॥ जनः कर्तुं तपोऽदभ्रं

---

ગ્રંથના શ્રવણમાં અધિકારી કહુંછું, તેને એકાગ્ર ચિત્તથી સાંભળો ॥૩૬॥ હે ભૂપતે ! જેને નરદેહનો યોગમાત્ર છે તે સર્વને શ્રવણમાં અધિકાર છે, પછી તે ભલે સ્ત્રી હોય કે પુરૂષ હોય; ગૃહસ્થ હોય કે ઊર્ધ્વરેતા હોય; બ્રાહ્મણ હોય કે શુદ્ર હોય; સર્વ કોઈ આશ્રમો અને વર્ણોને આના શ્રવણમાં અધિકાર છે, કારણ કે–અધિકારમાં પ્રયોજકતો અર્થિત્વ અને સામર્થ્યમાત્ર છે ( જે અર્થી હોય અને સમર્થ હોય એ અધિકારી હોઈ શકે, એમાં બીજા કશાની અપેક્ષા નથી ) તેતો નરદેહના યોગવાળા સર્વને સમાનજ છે. તાપત્રયથી પરાભવ પામેલા કયા જનને તેની નિવૃત્તિ કરવાની ઈચ્છા ન થાય ? થાયજ. ( સર્વ કોઈ અર્થી છેજ ) પશુ પક્ષ્યાદિ અને સ્થાવર થકી બીજા ( તે વિનાના ) કયા જનને આના અર્થના શ્રવણ મનનાદિકમાં સામર્થ્ય નથી ? છેજ. જેમ વેદોમાં ત્રણ વર્ણનેજ અધિકાર છે તેમ આમાં નથી. આના શ્રવણમાં બીજા કશા અંગની અપેક્ષા પણ નથી, ફક્ત આદર શ્રદ્ધા જોઇએ. માટે જેને નરદેહનો યોગ હોય તેમણે સર્વેએ આ શાસ્ત્રનું શ્રવણ આદરથી કરવું ॥૩૭–૩૮॥ હે ભૂપતે ! હવે આદરપૂર્વક શ્રવણ કરવા યોગ્ય અને શ્રવણમાત્રથી સર્વ પાપને હરનારા આ શાસ્ત્રના શ્રવણથી જે ફળ થાય છે તે હું તમોને કહું છું ॥૩૯॥ સર્વ યજ્ઞો, સર્વ પ્રકારનાં દાનો અને સર્વ ગંગાદિ તીર્થો કરવાથી જે નાનાવિધ ફળ થાય તે સર્વ ફળ આ શાસ્ત્રના કેવળ શ્રવણથીજ જનોને પ્રાપ્ત થાય છે ॥૪૦॥ આ શાસ્ત્રની આટલી બધી શક્તિ શાથી ? તો આ પ્રબન્ધમાં પ્રતિપાદ્ય, સર્વકર્મસમારાધ્ય, સર્વફળપ્રદાતા, ભગવાન્ શ્રીહરિ આના શ્રવણમાત્રથી બહુ પ્રસન્ન થઇને શ્રોતાઓના સમગ્ર મનોરથો જલદી પરિપૂરણ કરેજ છે, માટે સમસ્ત ફળને આપવાપણું સુઘટિતજ છે ॥૪૧॥ વળી આ કળિકાળમાં તપ કરવા માટે કોઈ પણ સમર્થ નથી, કેમકે તેતો અદભ્ર–અનલ્પ એટલે અલ્પ દિવસોએ સાધ્ય નથી પરંતુ અનેક વર્ષસાધ્ય અને દુરંત દુઃસહ કાયકલેશસાધ્ય છે, તો અત્યલ્પ આયુષવાળો, અલ્પ બળવાળો અને અનેક વ્યાધિથી પીડા પામેલો જન તપ કરવા કયાંથી શક્તિમાન્ થાય ? નજ થાય. તથા એક

न शक्नोति कलौ युगे । क्वचिद्यज्ञांश्च दानानि हरितोषणहेतवे ॥४२॥ तस्मादेतज्जनैः श्रव्यं श्रद्धयैव विचक्षणैः । श्रीहरिः श्रवणेनास्य प्रीयतेऽतितरां नृप ! ॥४३॥ अत्यादरेण यैः पीतं सत्सङ्गिजीवनामृतम् । कालव्यालमहात्रासमुक्तास्ते यान्ति तत्पदम् ॥४४॥ देवैरपि सुधापानैर्युगानां हि सहस्रतः । पश्चादिदं कालभीत्या भक्तेभ्यः प्राप्तुमिष्यते ॥४५॥ देवदुर्लभमपि क्षितौ नृणां श्रीहरेः करुणयैव भूपते ! । एतदस्ति सुलभं ततो नृभिः पीयतां च तदिदं यथेप्सितम् ॥४६॥ अप्यमादरयुतैकचेतसा मानवैरिदमतोऽस्ति किञ्चन । नैव दुर्लभतरं च यद्धारयज्यते त्विदमशेषसिद्धिदम् ॥४७॥ विविधपातकजालविनाशने जगति यस्य भवेदिह वाञ्छितम् । सपदि तेन मुनिप्रजशीलितं

---

ભગવાનનીજ પ્રસન્નતા પ્રયોજનવાળાં દાને। કે યજ્ઞો કરવા ક્યારેય પણુ સમર્થ થવાતું નથી, કારણુ કે તેમાં ઉચિત ધનાદિ સંપત્તિ હોતી નથી. માટે હે નૃપ ! સર્વમાં સુકર ઉપાય તો આ શાસ્રનું શ્રવણુજ છે. તો કરવા યોગ્ય ઉપાયમાં વિચક્ષણુ એવા પુરૂષોએ આ શાસ્રનું શ્રદ્ધાથી શ્રવણુ કરવું. આના શ્રવણુથી શ્રીહરિ અતિશય પ્રસન્ન થાય છે ॥૪૨-૪૩॥ આ સત્સંગિજીવન નામનું અમૃત જે જનોએ અતિ આદરથી પાન કર્યું છે તેઓ કાળરૂપ કૃષ્ણુસર્પે કરેલા મહાત્રાસ (જન્મ જરામરણાદિ વિવિધ વિષમ પરિણામરૂપ)માંથી મુક્ત થઇને શ્રીહરિના પરમ પદને પામે છે ॥૪૪॥ આ અમૃત ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલા અમૃતથકી અત્યંત વિલક્ષણુ અત્યુત્તમ છે, કેમકે દેવતાઓ પણુ તે સુધાનું પાન કરીને પણુ તેનાથી યુગસહસ્ર પરિમિતજ આયુષ પામીને, તે પછી તો ભાવિ જનનમરણુના વિત્રાસને। વિચાર કરીને વિકરાળ કાળભયથી કાળભયને ટાળનારૂં આ અમૃત ભગવદ્ભક્તોથકી પામવાને ઈચ્છે છે ॥૪૫॥ હે ભૂપતે ! એ રીતે દેવદુર્લભ એવું પણુ આ અમૃત પૃથ્વી ઉપર શ્રીહરિકૃષ્ણુની કેવળ કૃપાથીજ પ્રવર્તતાં નરોને સુલભ થઇને સર્વથી શ્રેષ્ઠપણે વિરાજે છે, માટે જેને માનવ દેહ મળ્યો છે એવાએ આ અમૃતનું યથેષ્ટ પાન કરવું ॥૪૬॥ આ સત્સંગિજીવનના સેવનથી ન મળે એવું દુર્લભતર કાંઈ પણુ નથી કે જેના લાભ માટે આને। ત્યાગ કરી દે. કારણુ કે આ તો સમગ્ર ફળની સિદ્ધિ આપનારૂં છે, માટે આ શાસ્ર સર્વ મનુષ્યોએ આદરયુક્ત મન રાખીને સદા સાંભળવું ॥૪૭॥ આ જગતમાં જે જનને અનાદિ સંસાર પ્રવાહથી વહેતા આવતાં વિવિધ પાપ જાળોના વિનિવારણુની વાંછા હોય તેણે તુરત સમસ્ત મહામુનિજનોએ સદા સેવેલું, સમગ્ર પાપને પ્રણાશ કરનારૂ, આ શાસ્ર શ્રદ્ધાથી સાંભ

श्रुतमिदं श्रवणीयमघापहम् ॥४८॥ सकृदपि श्रुतमत्र न यैरिदं नरवपुर्वररत्नसमं च तैः । असुलभं किल कूप उपोज्झितं सुरवरैरपि यन्मनसेप्सितम् ॥४९॥ शिवकरं श्रुतसुश्रवणादृते पशुसमः कथितो मनुजो बुधैः । निजहितार्थिभिरत्र ततो जनैः श्रवणमस्य विधेयमनाकुलम् ॥५०॥ नहि गृहास्तनुजाश्च परिच्छदा जनमवन्ति वपुर्मरणक्षणे । प्रचुरराज्यमिहाखिलसम्पदो भवति रक्षकमेतदभीष्टदम् ॥५१॥ ग्रन्थस्याथ महाबुद्धे ! श्रवणस्य यथोचितम् । तुभ्यं श्रद्धावते स्थानं वदाम्यवहितः शृणु ॥५२॥ सरित्तटे श्रीमति कृष्णम-

ળવુ ॥૪૮॥ જે જનોએ આ શાસ્ત્રનું શ્રવણ એક વાર પણ નથી કર્યું તેઓએ પોતાનુ નરવપુ વરરત્નતુલ્ય હોવાથી અત્યત આદરણીય છે પણ રત્નનુ ગૌરવ નહિ જાણનારા જનો જેમ તે દુર્લભ રત્નને કુવામા નાખી દે, તેમ કોઈ અધ કૂપમા નિક્ષે નાખી દીધુ છે એમ જાણવુ, કેમકે આ નરવપુ તો સુરવરોએ પણ ભાવપૂર્વક મનથી પ્રાર્થના કરેલુ છે ॥૪૯॥ આ શાસ્ત્ર સમગ્ર મગળને કરનારૂ છે, આનુ જે શ્રવણ છે એજ સુશ્રવણ છે, કારણ કે—અશિવની નિવૃત્તિ થાય અને શિવનો ઉદય થાય તે આ શાસ્ત્રના સુશ્રવણ વિના તો પુરૂષ બુધજનોએ પશુજ માન્યો. એને ચાર પાદ નથી તો પશુજ છે' એમ કેમ કહી શકાય ? પશુને તો ચાર પાદ હોય છે ? એમ કહેતા હોતો 'પશુને ચાર અને પુરૂષને બે પાદ' એમ પાદની ન્યૂનાધિકતામાત્રથી આ પશુથકી વિલક્ષણ નથી કિંતુ પશુસમ-પશુ જાતીયજ છે અથવા પાદની ન્યૂનતાથી લગાર વિકાર પામેલો પશુ પશુસમશબ્દથી કહેવાય, માટે આ લોકમા પોતાનુ હિત ઈચ્છતા જનોએ આ શુભ શાસ્ત્રનુ શ્રવણ સાવધાન મનથી કરવુ ॥૫૦॥ બહુધાપણે બધાય લોકો સદાય ગૃહો પુત્રો અને પરિચ્છદો (બીજા ઉપકરણો)ના પરિરક્ષણમા પ્રયત્ન કર્યા કરે છે તથા અધિક રાજ્ય લક્ષ્મી માટે કે વિવિધ અનેક સપદાઓ માટે પ્રયત્ન કર્યા કરે છે પરતુ તે ગૃહાદિકો શરીરના મરણ ક્ષણમા આ જનને રક્ષણ કરી શકતા નથી અને તેઓ પોતપોતાના સ્થાનમાજ નિવાસ કરી રહે છે શરીર જ્યારે પડે છે ત્યારે તેને માસભક્ષક ગીધ પક્ષી વિગેરે ખેંચાતાણ કરે છે અને આ જીવ તેના તેના અભિમાનથી વ્યાકુળ થઈ કર્મને લીધે ગઈ ગહન માર્ગમા આકર્ષાય છે માટે આજ શાસ્ત્ર તેવા સમયમા તેવા ભયથી રક્ષણ કરેછે અને ઇપ્સિત સુખ આપેછે ॥૫૧॥ હે મહાબુદ્ધે ! હવે આ ગ્રથના શ્રવણને લાયક એવુ ઉત્તમ સ્થાન શ્રદ્ધાવાળા તમોને હુ કહુ છુ તેને સાવધ મનથી સાભળો ॥૫૨॥ ગગાદિ નદીઓના તટમા, શ્રીમત્-શોભાયમાન શ્રીકૃષ્ણમદિરમા, (સર્વની અપેક્ષાએ શ્રેષ્ઠ હોવાથી કૃષ્ણમદિરનુ શ્રીમત્ત્વ અસા

न्दिरे निजालये मार्जितलिप्त उत्तमे । शुचौ वितानादिविराजितेऽपि वा विधेयमस्य श्रवणं महादरात् ॥५३॥ तुभ्यमेतच्छ्रुतेः कालं यथाशास्त्रं वदाम्यहम् । हरिभक्तवरिष्ठाय जिघांसातिबुभुत्सवे ॥५४॥ शास्त्रमेतत्सदा श्रव्यं जनैरत्यादरादिह । तत्राप्यननुकूलत्वे चातुर्मास्ये त्ववश्यतः ॥५५॥ भवेदननुकूलत्वं चातुर्मास्ये श्रुतौ यदा । तदावश्यं नभोमासे श्रव्यमेतज्जनैर्नृप ! ॥५६॥ तत्राप्यननुकूलत्वे मधौ मासे तु सर्वथा । मार्गशीर्षेऽथवा मासे कार्यं तच्छ्रवणं शुभम् ॥५७॥ मलमासे तथाऽवश्यं कार्यं तन्मनुजैरिह । यतोऽस्त्यखिलमासानां वरोऽयं हरिदैवतः ॥५८॥ एतद्वक्तुर्ब्रुवे तुभ्यं लक्ष्माण्यथ महीपते ! । यस्माननोद्गता वाणी श्रोतृसंसृतिमोचनी ॥५९॥ सरसं सुस्वरं धीरं तत्तद्भावसमन्वितम् । स्पष्टाक्षरविभेदं च सोत्साहं नातिविस्तृतम् ॥६०॥

---

धारण छे ) अथवा पोतानाज गृहमां वाळीने लीपेला, उल्लोच आदिकथी अलंकार करेला शुद्ध श्रेष्ठ स्थळमां पण आ ग्रंथनुं श्रवण महादर पूर्वक करवुं ॥५३॥ हवे आना श्रवणनो समय तमोने यथाशास्त्र कहुंछुं. तमो महा जिज्ञासु अने हरिभक्तोमां अग्रगण्य छो वळी भगवानना चरित्रनो महिमा सांभळवामां स्नेही छो माटे कहुं छुं ॥५४॥ आ लोकमां आ शास्त्र सदाकाळ अत्यादरथी जनोए सांभळवुं. काळविशेषना नियमनी एमां अपेक्षा नथी. जेने प्रतिदिन श्रवणनी अनुकूळता न होय तेणे आषाढ आदिक चातुर्मास्यमां तो अवश्यपणे सांभळवुं ॥५५॥ हे नृप ! ज्यारे चातुर्मास्यमां श्रवणनी सानुकूळता न होय त्यारे तो श्रावण मासमां जनोए अवश्य सांभळवुं ॥५६॥ ज्यारे श्रावण मासमां पण सानुकूळता न होय त्यारे तो चैत्र मासमां अथवा मागशर मासमां सर्वथा श्रवण करवुं ते शुभ छे ॥५७॥ तथा मळमास (अधिक मास)मां तो मनुष्योए अवश्यपणे आ शास्त्रनुं श्रवण करवुं, कारण के आ मासना देवता पुरुषोत्तम स्वयं श्रीहरि होवाथी समस्त मासोने मध्ये आ मास उत्तम छे ॥५८॥

हे महीपते ! हवे जे वक्ताना वदनथकी नीकळेली वाणी ( आ शास्त्रना अर्थनो बोध आपनारी ) श्रोताओने संसृतिमांथी मुकावनारी छे ते वक्ताना लक्षण तमोने हुं कहुं छुं ॥५९॥ सरस-श्रवणमात्रथीज श्रोता जनोने रस (आनंद) उपजावनारुं, सुस्वर-मधुर स्वरपूर्वक, धीर-गंभीर, ते ते स्थळमां प्रतिपाद्य अर्थोनी साथे बंधाएला भक्ति आदिक भावथी युक्त, स्पष्ट अक्षर विभाग वाळु, उत्साहे युक्त, रागादि आलापने लीधे थता अति विस्तारे विरहित, शांत-

शान्तं च वाचयेद्यस्तु श्रद्धालुर्दृढनिश्चयः । सम्प्रदायाध्ययनवान् ग्रन्थार्थं कृत्स्नशो विदन् ॥६१॥ जितेन्द्रियः सुशीलश्च दुराग्रहविवर्जितः । यथार्थवादी वाग्मी च श्रोतृबोधननैपुणः ॥६२॥ यदृच्छालाभसन्तुष्टः करुणो निरहंकृतिः । मृदुस्वभावः शान्तश्च भगवद्भक्तिसंयुतः ॥६३॥ लोकापवादरहितः प्रतिग्रहपराङ्मुखः । जितकामो जितक्रोधो जितलोभश्च निःस्पृहः ॥६४॥ मैत्रो धीरः साधुवृत्तिर्निर्दम्भोऽकिञ्चनस्तथा । जात्या विप्रश्चोपकारी वाचकोऽस्य प्रकीर्तितः ॥६५॥ द्विजातिरन्यो यः प्राप्तो दीक्षां भागवतीं स तु । अष्टाङ्गब्रह्मचर्याढ्यो निर्लोभश्चेद्वदेत्कथाम् ॥६६॥ अथास्य शास्त्रवर्यस्य श्रोतृणां लक्षणान्यहम् । कथयामि महीपाल ! तुभ्यं तानि बुभुत्सवे ॥६७॥ श्रद्धाभक्तिस-

---

સાંભળવામાં કર્ણકઠોર લાગે એવો ઉચ્ચ ધ્વનિ કર્યા વિના મધુર અને ક્રોધવેગ ત્વરાદિકે રહિત, આ રીતે જે વાંચે તે આ વાંચવામાં ઉપયોગી ગુણોએ સંપન્ન વક્તા અધિકારી થાય છે. (આ તો વાચનના ગુણો કહ્યા હવે વક્તાને અવશ્ય અપેક્ષિત આત્મગુણો કહે છે–) શાસ્ત્રાર્થમાં શ્રદ્ધાવાળો, પ્રતિપાદ્ય પરદેવતામાં દૃઢ નિશ્ચયવાળો, વિશુદ્ધ ગુરુપરંપરાપ્રાપ્ત વિદ્યાભ્યાસે સંપન્ન, ગ્રંથમાં પ્રતિપાદ્ય અર્થને સર્વાંશે જાણનારો, નિષિદ્ધ વિષયોથકી ઇન્દ્રિયો જેણે પાછા વાળ્યા છે, સુશીલ, દુરાગ્રહે વર્જીત, (અસ્થાનમાં અને અનુચિત વિષયમાં કરેલો જે આગ્રહ તે દુરાગ્રહ કહેવાય તેણે રહિત) સત્યવાદી, સારી પ્રગલ્ભવાણીવાળો, શ્રોતાઓને ગ્રંથના અર્થનો અવબોધ આપવામાં સમર્થ, દૈવેચ્છાથી જે મળી આવે તેમાં સંતોષે સંપન્ન, સર્વ ભૂતની ઉપર કરૂણાવાળો, અહંકારે રહિત, મૃદુ સ્વભાવ (ક્રોધ નહિ કરવાના સ્વભાવવાળો) **શાંત**–બીજાઓ અપમાન આદિક કરે તથાપિ તેની ઉપર સ્વયં ચિત્તમાં વિકાર નહિ થવા દેનારો, ભગવદ્‌ભક્તિથી પરિપૂર્ણ, લોકાપવાદે રહિત, પ્રતિગ્રહથી વિમુખ (કેવળ પ્રતિગ્રહ કરીનેજ જીવન નહિ કરનારો) કામ ક્રોધ લોભે રહિત, નિઃસ્પૃહ, સર્વ ભૂતોની ઉપર મૈત્રી રાખનારો, આપત્તિમાં પણ ધૈર્યને ધારી રહેનારો, સાધુવૃત્તિ (બીજાનો દ્રોહ નહિ કરવાનીજ એક વૃત્તિવાળો) દંભે રહિત, અકિંચન–ધનમદે રહિત, બ્રાહ્મણ જાતિનો, પરોપકાર પરાયણ, આવા ગુણવાળો જે હોય તે આ ગ્રંથનો વક્તા થાય ॥૬૦-૬૫॥ બ્રાહ્મણથકી બીજો જે દ્વિજાતિ (ક્ષત્રિય વૈશ્ય) ભાગવતી દીક્ષાને પામ્યો હોય અને અષ્ટાંગ બ્રહ્મચર્યે સંપન્ન તથા નિર્લોભી હોય તોપણ આ પ્રબન્ધના પ્રવચનમાં અધિકારી થાય ॥૬૬॥ હે મહીપાળ ! હવે આ શાસ્ત્રવર્યના શ્રોતાઓનાં લક્ષણો તેને જા-

मायुक्ता नान्यकार्येषु लालसाः । वाग्यताः शुचयोऽव्यग्राः श्रोतारः पुण्यभागिनः ॥६८॥ विनयेनान्विता दान्ता मत्सरेण विवर्जिताः । स्वधर्मस्था भगवति प्रेमवृद्धीप्सवो नृप ! ॥६९॥ समाप्तावस्य शास्त्रस्य यत्कर्तव्यं महीपते ! । वक्रे च देयं यत्तच्चे कथयाम्यथ तच्छृणु ॥७०॥ समाप्तावस्य शास्त्रस्य कर्तव्यं पूजनं महत् । रम्यं वेष्टनवस्त्रं च देयं स्वर्णादि शक्तितः ॥७१॥ वक्रे देयानि वासांसि नूलानि विविधानि च । भूषणानि स्वशक्त्या च ततः स्वर्णादिदक्षिणा ॥७२॥ वस्त्रं पात्रं धनं यानं भूषणं च पदानि वा । निजशक्त्यनुसारेण दद्युः श्रोतृजनाः पृथक् ॥७३॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तन्माहात्म्यादिप्रश्नोत्तरनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

श्रुत्वेत्थं तद्वचश्चित्रं नातितृप्तमना नृपः । सुधायमानं जिज्ञासुस्तं पप्रच्छ

---

ણવા ઈચ્છતા તમોને હું કહું છું તેને સાવધ મનથી સાંભળો ॥૬૭॥ શાસ્ત્રપ્રતિપાદ્ય અર્થમાં શ્રદ્ધાએ યુક્ત, શાસ્ત્રપ્રતિપાદ્ય પરદેવતામાં પરાભક્તિએ સંપન્ન, કથાશ્રવણથકી અન્ય કાર્યમાં લોલુપતાએ રહિત, વાગિન્દ્રિયને નિયમમાં રાખનારા, અંતર બહાર શુદ્ધિવાળા, વ્યગ્રતાએ રહિત, (સાવધાન) પુણ્યશીલ, વિનયે સંપન્ન, દાંત-મનઆદિ ઇન્દ્રિયોના નિગ્રહ કરનારા, માત્સર્યાદિ દોષે રહિત, સ્વધર્મમાં દૃઢ નિષ્ઠાવાળા, પરમાત્મામાં પ્રેમરસની અભિવૃદ્ધિ કરવામાજ એક તત્પર, આવા લક્ષણોવાળા હોય તે આ શાસ્ત્રના શ્રવણમાં અધિકારી થાય ॥૬૮-૬૯॥ હે મહીપતે ! હવે આ શાસ્ત્રના શ્રવણની સમાપ્તિમાં જે કરવા યોગ્ય છે અને કથાવક્તાને જે આપવા યોગ્ય છે તે તમોને કહુ છુ તેને સાંભળો ॥૭૦॥ આ ગ્રંથના શ્રવણની સમાપ્તિમાં મહાપૂજા કરવી રમણીય વેષ્ટન વસ્ત્ર (બાંધણું) અને સુવર્ણાદિ યથાશક્તિ આપવું ॥૭૧॥ વક્તાને નવીન નાનાવિધ વસ્ત્રો વિભૂષણો યથાશક્તિ આપવાં અને અંતે સુવર્ણાદિ દક્ષિણા આપવી ॥૭૨॥ બીજા જે શ્રોતાજનો હોય તેમણે પૃથક્ પૃથક્ પોતપોતાની ધનાદિ શક્તિને અનુસારે ધન વસ્ત્ર વાહન વિભૂષણ પાત્ર અને પદો (તેર પદો કહે છે તે) વિગેરે આપવું ॥૭૩॥ ઇતિ **શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે શતાનન્દહેમંતસિંહસંવાદે તન્માહાત્મ્યાદિપ્રશ્નોત્તરનિરૂપણનામા પ્રથમોઽધ્યાયઃ ॥૧॥**

## અધ્યાય ૨ જો.

હેમંતસિંહ રાજા શતાનંદમુનિનું આવું આશ્ચર્યકારી સુધાસમાન વચન સાંભળીને સાંભળવાનું બહુ બાકી રહેલુ હોવાથી મનમા અત્યંત તૃપ્ત નહિ થઇને (સાં-

श्रवणं विना । भवेन्नृणां विना तं च कथं स्यात्संसृतिक्षयः ॥६॥ अज्ञानतिमिरान्धानां दीपोऽयं ज्ञानसिद्धिदः । हरेः कथायाः श्रवणमौषधं भवरोगिणाम् ॥७॥ सर्वथैवात्मनः श्रेयो येऽभिवाञ्छन्ति देहिनः । ते श्रृण्वन्तु सदा भक्त्या कथामेतस्य शोभनाम् ॥८॥ अशक्तो यः सदा श्रोतुं कथां भगवतः स तु । मुहूर्तं वापि श्रृणुयान्नियतात्मा दिने दिने ॥९॥ यस्तु प्रतिदिनं श्रोतुमशक्तः सोऽपि मानवः । पुण्यमासेषु श्रृणुयात्पुण्यासु च तिथिष्वपि ॥१०॥ मुहूर्तं वा तदर्धं वा क्षणं वाऽस्य शुभां कथाम् । ये श्रृण्वन्ति नरा भक्त्या न तेषामस्ति दुर्गतिः ॥११॥ यत्फलं सर्वयज्ञेषु सर्वदानेषु यत्फलम् । भक्त्यास्य श्रवणेनैव तत्फलं विन्दते नरः ॥१२॥ विनास्य श्रवणं राजन्नरः पशुसमो

---

તેમના સ્વરૂપ ગુણનો બોધ તેમને વિષે પરાભક્તિને ઉપજાવનારો ઉત્પન્ન થાય છે. તેમના સ્વરૂપનો બોધતો આજ છે જે પરાભક્તિરૂપે પરિણામ પામે. માટે ભગવાનની દિવ્યકથાના શ્રવણ વિના મનુષ્યને સંસૃતિનો સંક્ષય શી રીતે થાય ॥૬॥ આ શ્રીહરિની કથાનું શ્રવણ અજ્ઞાનરૂપ અંધકારથી અંધ થએલાઓને જ્ઞાનસિદ્ધિ આપનારો વિલક્ષણ દીપ છે અને સંસારરૂપ રોગથી ગ્રસ્ત થએલાઓને તેને ટાળનારૂં મહાઔષધ છે ॥૭॥ જે પુરૂષો સર્વ પ્રકારે પોતાનું શ્રેયજ ઈચ્છતા હોય તેઓ શોભન–સમગ્ર મંગળ કરનારી આ ગ્રંથની કથા ભક્તિથી સદાકાળ શ્રવણ કરો ॥૮॥ જે કોઇ વ્યવહારિક અનેક કાર્યના વ્યાસંગને લીધે અનન્ય મનથી સદાય ભગવત્કથા શ્રવણમાટે અશક્ત હોય તેતો સાવધાન મનવાળો થઇ પ્રતિદિન મુહૂર્તપર્યંતપણ ભક્તિથી કથા સાંભળે ॥૯॥ જે કોઇ મનુષ્ય પ્રતિદિન કથા સુણવા અસમર્થ હોય તેપણ પુણ્ય માસો (શ્રાવણાદિ) અને પુણ્ય તીથિ (એકાદશ્યાદિ) એોમાંપણ શ્રવણ કરે ॥૧૦॥ કિંબહુના–મુહૂર્તપર્યંત કે તેનો અર્ધ કે ક્ષણપર્યંત આ શાસ્ત્રની શુભ–સર્વને મંગળ કરનારી કથા જે નરો ભક્તિથી સાંભળે તેમને દુર્ગતિ છેજ નહિ, કારણ કે સમસ્ત મંગળમયમૂર્તિ આનંદમય પુરૂષોત્તમ ભગવાન્ શ્રવણકર્તાઓની ભક્તિથી પ્રસન્ન થઇને તેનું નિઃશ્રેયસ કરેછે ॥૧૧॥ યજ્ઞ દાન તપ હોમ આદિક નાનાવિધ સાધનો સાધવાથી જે ફળ મળેછે તે સમસ્ત ફળ આ ગ્રન્થની કથાના પ્રીતિપૂર્વક શ્રવણથીજ નરોને સિદ્ધ થાયછે યજ્ઞદાનાદિકથી જે સમારાધ્ય છે તે આ પરમાત્માનાજ અસાધારણ સ્વરૂપ સ્વભાવ વિગેરેનું નિરૂપણ આ નિબન્ધમાં તત્ત્વથી કરેલું છે, માટે આના શ્રવણથી કેને કયું ફળ ન થાય ? થાયજ ॥૧૨॥ હે રાજન્! આ શાસ્ત્રના શ્રવણ-

पुनर्मुदा ॥१॥ राजोवाच—बुभुत्साम्यस्य शास्त्रस्य त्वत्तः श्रुतिविधिं मुने ! । विधिज्ञ ! त्वं महाबुद्धे ! वक्तुमर्हसि मेऽञ्जसा ॥२॥ इत्थं पृष्टः स मुनिराट् तेन राज्ञा बुभुत्सता । अब्रवीत्सुप्रसन्नस्तं प्रश्रयप्रणयान्वितम् ॥३॥ शतानन्दमुनिरुवाच—चतुर्णामपि वर्णानां तथैवाश्रमिणामपि । कथितोऽस्त्यधिकारोऽस्य श्रवणे नृपसत्तम ! ॥४॥ एष साधारणः पन्थाः साक्षात्सर्वार्थसिद्धिदः । महामुनिजनैः प्रोक्तो देवैरपि सुपूजितः ॥५॥ स्वरूपबोधो न हरेः कथायाः

---

ભળવાનો જે અર્થ છે તે સુધારૂપ હોવાથી ભોગ્યાતિશયને લીધે ફરીથી સુધાપાનમાં રૂચિનો સંભવ છે માટેજ અત્યંત તૃપ્ત ન થઇને) ફરીથી અર્થવિશેષની જીજ્ઞાસાથી તેમના પ્રતિ આનંદથી પુછવા લાગ્યા ॥૧॥ **રાજા પુછેછે**—હે મુને! આ શાસ્ત્રના શ્રવણમાં **વિધિ**-અંગ (જે પ્રકારથી શ્રવણુ કરવું જોઇએ તેવો પ્રકાર) તમારાથકી જાણવા ઈચ્છું છું. તમો વિધિજ્ઞ અને સમસ્ત શાસ્ત્રના સારજ્ઞ હોવાથી મહાબુદ્ધિમાન્ છો, માટે સાંભળવા ઈચ્છતા મને તત્વથી કહેવાને યોગ્ય છો ॥૨॥ આ પ્રકારે શુશ્રૂષાતિશયે સંપન્ન એવા નૃપતિએ પુછેલા મુનિરાટ્ અતિશય પ્રસન્ન થઇને વિનય અને સાંભળવાના અર્થમાં પ્રેમે યુક્ત એવા હેમંતસિંહ રાજા પ્રત્યે બોલ્યા ॥૩॥ **શતાનંદમુનિ કહેછે**—હે નૃપોત્તમ! આ ગ્રંથના શ્રવણમાં ચાર વર્ણુ તથા ચાર આશ્રમોને અધિકાર છે, આ વાત તમોને પ્રથમ કહી છે. જેમ આ પંથા ચાર વર્ણુ આશ્રમને સાધારણુ છે તેમ ધર્મ અર્થ કામ અને મોક્ષની આકાંક્ષાવાળા સર્વેને સાધારણુ છે. એટલે પ્રાપ્યમાં ભેદ છે (જાુદું જાુદું છે) તથાપિ પ્રાપક પંથાતો એકજ છે. આ માર્ગ સાક્ષાત્ સર્વ અર્થની સિદ્ધિ આપનારો છે—આ શાસ્ત્રમાં ચાર પ્રકારનો પુરૂષાર્થ અને તેને સિદ્ધ કરનારા ઉપાયો સર્વે નિરૂપણ કર્યા છે તથા સમગ્ર પુરૂષાર્થનું મુખ્ય સાધન ભગવચ્ચરિત્ર પ્રતિપાદન કરેલું છે માટે અન્ય શાસ્ત્રાર્થના શ્રવણુની અપેક્ષા વિના સમસ્ત પુરૂષાર્થનું પ્રયોજક આ શાસ્ત્ર છે, તો આ માર્ગ આ રીતે સાક્ષાત્ સર્વાર્થની સિદ્ધિ આપનારો થયો. આ શાસ્ત્રનો આવો અદ્ભુત મહિમા મહામુનિજનાએ વર્ણવ્યો છે અને આ માર્ગ દેવોએપણુ સારી રીતે સત્કાર કરેલો છે ॥૪-૫॥ મોક્ષને માટે તો આ મુખ્ય માર્ગ છે. શ્રીહરિસ્વરૂપનો યથાર્થ બોધ વિના મોક્ષની સિદ્ધિ થતી નથી. તેનો બોધતો પૃથ્વીઉપર પ્રકટપણાને પામેલા પરમાત્માની દિવ્યકથાના શ્રવણુ વિના નજ સિદ્ધ થાય, પોતાનું દિવ્યસ્વરૂપ અને દિવ્યગુણો પ્રકટપણામાંજ પરમાત્મા પોતે પ્રકાશ કરેછે. પ્રકાશ કરેલા સ્વરૂપ તથા ગુણોને તેમના એકાંતિક ભક્તો અનુભવીને તેમના કથાપ્રબન્ધો જગતના ઉપકાર અર્થે રચેછે, તેના શ્રવણથી

श्रवणं विना । भवेन्नृणां विना तं च कथं स्यात्संसृतिक्षयः ॥६॥ अज्ञानतिमिरान्धानां दीपोऽयं ज्ञानसिद्धिदः । हरेः कथायाः श्रवणमौषधं भवरोगिणाम् ॥७॥ सर्वथैवात्मनः श्रेयो येऽभिवाञ्छन्ति देहिनः । ते शृण्वन्तु सदा भक्त्या कथामेतस्य शोभनाम् ॥८॥ अशक्तो यः सदा श्रोतुं कथां भगवतः स तु । मुहूर्तं वापि शृणुयान्नियतात्मा दिने दिने ॥९॥ यस्तु प्रतिदिनं श्रोतुमशक्तः सोऽपि मानवः । पुण्यमासेषु शृणुयात्पुण्यासु च तिथिष्वपि ॥१०॥ मुहूर्तं वा तदर्धं वा क्षणं वाऽस्य शुभां कथाम् । ये शृण्वन्ति नरा भक्त्या न तेषामस्ति दुर्गतिः ॥११॥ यत्फलं सर्वयज्ञेषु सर्वदानेषु यत्फलम् । भक्त्यास्य श्रवणेनैव तत्फलं विन्दते नरः ॥१२॥ विनास्य श्रवणं राजन्नरः पशुसमो

---

તેમના સ્વરૂપ ગુણનો બોધ તેમને વિષે પરાભક્તિને ઉપજાવનારો ઉત્પન્ન થાય છે. તેમના સ્વરૂપનો બોધતો આજ છે જે પરાભક્તિરૂપે પરિણામ પામે. માટે ભગવાનની દિવ્યકથાના શ્રવણ વિના મનુષ્યને સંસૃતિનો સંક્ષય શી રીતે થાય ॥૬॥ આ શ્રીહરિની કથાનું શ્રવણ અજ્ઞાનરૂપ અંધકારથી અંધ થએલાઓને જ્ઞાનસિદ્ધિ આપનારો વિલક્ષણ દીપ છે અને સંસારરૂપ રોગથી ગ્રસ્ત થએલાઓને તેને ટાળનારૂં મહાઔષધ છે ॥૭॥ જે પુરૂષો સર્વ પ્રકારે પોતાનું શ્રેયજ ઈચ્છતા હોય તેઓ શોભન-સમગ્ર મંગળ કરનારી આ ગ્રંથની કથા ભક્તિથી સદાકાળ શ્રવણ કરો ॥૮॥ જે કોઇ વ્યવહારિક અનેક કાર્યના વ્યાસંગને લીધે અનન્યમનથી સદાય ભગવત્કથા શ્રવણમાટે અશક્ત હોય તેતો સાવધાન મનવાળો થઇ પ્રતિદિન મુહૂર્તપર્યંતપણ ભક્તિથી કથા સાંભળે ॥૯॥ જે કોઇ મનુષ્ય પ્રતિદિન કથા સુંણવા અસમર્થ હોય તેપણ પુણ્ય માસો (શ્રાવણાદિ) અને પુણ્ય તીથિ (એકાદશ્યાદિ) એોમાંપણ શ્રવણ કરે ॥૧૦॥ કિંબહુના-મુહૂર્તપર્યંત કે તેનો અર્ધ કે ક્ષણપર્યંત આ શાસ્ત્રની શુભ-સર્વને મંગળ કરનારી કથા જે નરો ભક્તિથી સાંભળે તેમને દુર્ગતિ છેજ નહિ, કારણ કે સમસ્ત મંગળમયમૂર્તિ આનંદમય પુરૂષોત્તમ ભગવાન્ શ્રવણકર્તાઓની ભક્તિથી પ્રસન્ન થઇને તેનું નિઃશ્રેયસ કરેછે ॥૧૧॥ યજ્ઞ દાન તપ હોમ આદિક નાનાવિધ સાધનો સાધવાથી જે ફળ મળેછે તે સમસ્ત ફળ આ ગ્રન્થની કથાના પ્રીતિપૂર્વક શ્રવણથીજ નરોને સિદ્ધ થાયછે. યજ્ઞદાનાદિકથી જે સમારાધ્ય છે તે આ પરમાત્માનાજ અસાધારણ સ્વરૂપ સ્વભાવ વિગેરેનું નિરૂપણ આ નિબન્ધમાં તત્વથી કરેલું છે, માટે આના શ્રવણથી કેને કયું ફળ ન થાય? થાયજ ॥૧૨॥ હે રાજન્! આ શાસ્ત્રના શ્રવણ-

मतः । तस्मादवश्यं तत्कार्यं विधिना स्वहितार्थिभिः ॥१३॥ आनुकूल्यं न चेन्नित्यं तदावश्यं पुमान्नृप ! । एतस्य श्रवणं कुर्याच्चातुर्मास्ये च पर्वसु ॥१४॥ कृताह्निकः समाहूय वक्तारं शास्त्रकोविदम् । सम्भाव्यासनदानेन नमस्कुर्यात्समादरात् ॥१५॥ उच्चासने पुस्तकं च संस्थाप्यैव ततोऽपरे । व्यासासनेऽतिमृदुले वक्तारमुपवेशयेत् ॥१६॥ सम्पूज्य पुस्तकं त्वादौ ततो वक्तारमर्चयेत् । चन्दनेनाक्षतैः पौष्पैर्हाराद्यैर्धूपदीपकैः ॥१७॥ नैवेद्यफलताम्बूलदक्षिणाभिश्च भक्तितः । सम्पूज्यारार्तिकं कृत्वा नमस्कुर्वीत सादरम् ॥१८॥ नमः सुमतरूपाय वेदशास्त्रार्थकोविद ! । हर्यैकान्तिकभक्ताय तुभ्यं तज्ज्ञानदायिने

વિના તો નર-જાતિથી મનુષ્ય છે તથાપિ તે પશુસમ-પશુધર્મીજ માન્યો છે, કેમકે પુરૂષોત્તમના સ્વરૂપ સ્વભાવ અને વિભૂતિ વિગેરેનું વિજ્ઞાન તત્ત્વથી તેને નથી. માટે (કથા શ્રવણ કરે તો અભિષ્ટ ફળની સિદ્ધિ થાય અને ન કરે તો પશુધર્મી ગણાય) અવશ્યપણે આ શાસ્ત્રનું શ્રવણ યથાવિધિ પોતાનું હિત ઈચ્છનારાઓએ કરવું ॥૧૩॥ 'પ્રતિદિન શ્રવણ કરવાનો અવકાશ ન મળે તો પુણ્યમાસમાં પુણ્યતીથિમાં શ્રવણ કરે' એમ જે પ્રથમ કહ્યું તેને હાલ સ્પષ્ટપણે કહેછે—હે નૃપ ! પ્રતિદિન શ્રવણની સાનુકૂળતા ન હોય ત્યારેતો આષાઢાદિ ચાર માસમાં અને પૂર્ણિમાદિ પર્વમાં અવશ્ય આનું શ્રવણ કરે ॥૧૪॥

હવે શ્રવણનો પ્રકાર નિરૂપણ કરેછે—પ્રભાતમાં ઉઠીને નિત્યકર્મ કરી પરવારીને, સચ્છાસ્ત્રાર્થમાં નિપુણ અને પ્રવચનમાં પ્રવીણ એવા વક્તાને બોલાવીને, તેને સન્મુખ ઉઠવું આદિકથી અને આસન આપવાથી સંભાવના કરીને, તેને આદરપૂર્વક નમસ્કાર કરે ॥૧૫॥ પછી પુસ્તકને ઉંચા આસનમાં (બાજઠ) પધરાવીને, તેનાથી કિંચિત્ નીચા, અતિકોમળ, માટેજ સુખેથી બેસી શકાય એવા વ્યાસાસનમાં વક્તાને બેસાડે ॥૧૬॥ પ્રવચનના પ્રારંભ પહેલાં પ્રથમ પુસ્તકની પુષ્પાદિવડે પૂજા કરીને, પછી પ્રવક્તાની પૂજા કરે. (તેમાં પૂજાના પદાર્થો કહેછે) ચંદન, અક્ષત, પુષ્પહારાદિક, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા આદિકવડે ભક્તિથી પૂજા કરી આરતી ઉતારી આદરપૂર્વક નમસ્કાર કરે ॥૧૭-૧૮॥ 'નમઃ સુમતરૂપાય' આ મંત્રથી કથા કરનારને નમસ્કાર કરે, મંત્રનો અર્થ આ છે-હે વેદશાસ્ત્રાર્થકોવિદ-વેદ અને તેના અંગભૂત શાસ્ત્રોનો જે અર્થ તેમાં કોવિદ-ચતુર। (વેદરૂપી શાસ્ત્ર તેમાં ચતુર એવોપણ 'અર્થ થાય) જે સુમતમુનિ પ્રથમ પ્રવક્તા છે તેરૂપ તમને નમસ્કાર છે (સુમંતઋષિરૂપથી તમારી અમો ભાવના કરીએ છીએ) તથા શ્રીહરિના પરમ એકાંતિક ભક્ત એવા તમને નમસ્કાર છે (કલિબળના

॥१९॥ मन्त्रेणानेन वक्तारं नमस्कृत्य ततो नृप !। श्रोतॄन्विप्रान्सतश्चार्चेन्मुख्यः श्रोता यथोचितम् ॥२०॥ आसनादवरे वक्तुरुपविश्यासने ततः। एतत्संशृणुयुः सर्वे नत्वा तं स्वस्थमानसाः ॥२१॥ उपवेश्यं ब्राह्मणानां पृष्ठतस्तत्र बाहुजैः। तेषां च पृष्ठतो वैश्यैस्तेषां शूद्रैश्च संसदि ॥२२॥ ये च सङ्करजातीयाः शूद्राणां पृष्ठतस्तु तैः। मर्यादयैवोपविश्य श्रोतव्या भगवत्कथाः ॥२३॥ ज्ञानवृद्धास्तपोवृद्धा ब्रह्मनिष्ठाश्च ये द्विजाः। उपवेश्याः श्रोतृभिस्ते सर्वेषामग्रतो नरैः ॥२४॥ धनुर्मात्रान्तरे पुम्भ्यः स्त्रीभिश्चापि महीपते !। मर्यादयैवोपवेश्यं तत्र श्रोतुं हरेः कथाः ॥२५॥ पत्रं पुष्पं फलं चापि रौप्यकं ताम्रटङ्कुकम्। निवेद्य वा धान्यमुष्टिं वक्रे तु शृणुयात्कथाम् ॥२६॥ बालो युवाथवा वृद्धो

---

વિનાશમાટે અવતાર ધારણ કરનારા સાક્ષાત્ નારાયણ શ્રીહરિકૃષ્ણ વિષે તમો એકાંતિક ભક્તિ નિષ્ઠાવાળા છો) તથા તેમના સ્વરૂપનું વિજ્ઞાન આપનારા છો (તમો પ્રવક્તાથકીજ અમોને તે શ્રીહરિના સ્વરૂપ સ્વભાવ વિગેરેનું યથાર્થ વિજ્ઞાન થાય) તેવા તમોને મારા નમસ્કાર છે ॥૧૯॥ હે નૃપ ! આ મંત્રથી વક્તાને પ્રણામ કરીને મુખ્ય શ્રોતા તેપછી શ્રોતા વિપ્રો તથા સાધુઓની યથાયોગ્ય પૂજા કરે ॥૨૦॥ તેપછી પ્રવક્તા પૌરાણિકના આસનથકી નીચા આસનમાં બેસીને મુખ્ય શ્રોતા સાવધાન ચિત્તથી કથા સાંભળે. બીજા સર્વે શ્રોતાઓપણ પ્રવક્તાને પ્રણામ કરીને સ્વસ્થ મનવાળા થઇ આ સત્સંગિજીવન નામનું શુભ શાસ્ત્ર સાંભળે ॥૨૧॥ તે સભામાં વિપ્રોએ પ્રથમ પંક્તિમાં બેસવું, તેમની પાછળ ક્ષત્રિઓએ બેસવું, તેમની પાછળ વૈશ્યોએ બેસવું, તેમની પછવાડે શૂદ્રોએ બેસવું, તેમની પછવાડે વર્ણસંકર જાતિનાઓએ બેસવું. એ રીતે પોતપોતાની મર્યાદાને અનુસારે સભામાં બેસીને આદરભાવથી ભગવત્કથા સાંભળવી ॥૨૨-૨૩॥ જ્ઞાનવૃદ્ધ કે તપોવૃદ્ધ કે બ્રહ્મનિષ્ઠ જે દ્વિજો ઉત્તરોત્તર ઉત્તમ હોય તેમને તો પૂર્વોક્ત સર્વેની આગળ શ્રોતા નરોએ બેસારવા ॥૨૪॥ હે મહીપતે ! પુરૂષથકી ધનુષમાત્ર વ્યવધાનથી દૂર દેશમાં (ચાર હાથ છેટે) સ્રીયોએપણ પોતપોતાની મર્યાદાને અનુસારેજ સભામાં ભગવત્કથા સાંભળવા બેસવું. ભગવત્કથા શ્રવણમાટે પણ પુરૂષોની પાસે સ્રીયોએ બેસવું નહિ કિંતુ દૂરજ બેસવું ॥૨૫॥ સમસ્ત શ્રોતાઓએ યથાશક્તિ પ્રવચન કર્તા પૌરાણિકને પ્રીતિથી યત્કિંચિત્ અર્પણ કરીનેજ કૃષ્ણકથા સાંભળવી. તેમાં જો ધનસંપત્તિ હોય તો રૂપ્યમુદ્રા (રૂપીયો) અર્પણ કરી કથા સાંભળે. તેમાં અશક્ત હોય તો તામ્રટઙ્કુ (પૈસો) આપીને કથા સાંભળે. તેમાં પણ અસમર્થ હોય તે પત્ર પુષ્પ ફળાદિ કે મુષ્ટિ ધાન્ય આપીનેજ કથા શ્રવણ કરે

दरिद्रो दुर्बलोऽपि वा । अस्य वक्ता सदा वन्द्यः पूज्यश्च सुकृतार्थिभिः ॥२७॥ न प्राकृतमतिः कार्या वक्तर्येतस्य कर्हिचित् । यस्य वक्त्रोद्गता वाणी कामधेनुः शरीरिणाम् ॥२८॥ गुरवः सन्ति लोकस्य जन्मतो गुणतश्च ये । तेषामपि च सर्वेषां वक्तैतस्य परो गुरुः ॥२९॥ भवकोटिसहस्रेषु भूत्वा भूत्वावसीदते । यो ददाति हरेर्ज्ञानं कोऽन्यस्तस्मात्परो गुरुः ॥३०॥ ये धूर्ता ये च दुर्वृत्ता ये चान्यविजिगीषवः । तेषां कुटिलवृत्तीनामग्रे नैव वदेत्कथाम् ॥३१॥ न दुर्जनसमाकीर्णे न शूद्रश्वापदाकुले । देशे न द्यूतसदने वदेत्पुण्यकथां सुधीः

॥२૬॥ આ પ્રબન્ધનો પ્રવક્તા પુણ્યાર્થિ પુરૂષોએ સદા વંદનીય અને પૂજનીય છે 'આ તો બાળ છે આ તો યુવા છે આતો વૃદ્ધ છે આતો દરિદ્ર છે આતો દુર્બળ છે' એવી એમાં તારતમ્યબુદ્ધિ કરવી નહિ. સર્વ પ્રકારે તે પૂજ્ય છે. પૂજામાં પ્રયોજક વૃદ્ધત્વાદિક નથી પરંતુ પુરાણ પ્રવચનનું કર્તાપણુંજ છે, માટે આ વક્તા સુવ્રતમુનિની માફક પૂજનીય છે ॥૨૭॥ આ સત્સંગિજીવનના પ્રવક્તાવિષે પ્રાકૃત પુરૂષબુદ્ધિ ક્યારેયપણ કરવી નહિ જેના મુખમાંથી નીકળતી ભગવત્કથામૃતરસપરિપૂર્ણ વાણી શરીરિઓને કામધેનુની પેઠે અભિલષિત અખિલ અર્થને આપનારી થાયછે ॥૨૮॥ આ લોકમાં જે કેટલાક જન્મથી ગુરૂઓ છે (જેમ ક્ષત્રિયાદિકને બ્રાહ્મણો ગુરૂ છે. કનિષ્ઠોને જ્યેષ્ઠ હોય તે ગુરૂઓ છે) તથા જે કોઈ ગુણથી ગુરૂઓ છે (જેમ સદાચારરહિત બ્રાહ્મણોથકી સદાચારાદિસંપન્ન હોય તે ગુરૂઓ છે અથવા સત્ય આર્જવ વિગેરે ગુણથી ગુરૂઓ છે) તે સર્વેનેપણ આ પ્રબન્ધનો પ્રવક્તાજ મુખ્ય શ્રેષ્ઠ ગુરૂ છે, કારણ કે-ભગવાનના દિવ્યકથામૃતના પાનથી સમુજ્જીવનમાં પરમ હેતુ છે ॥૨૯॥ સંસારચક્રમાં દેવ મનુષ્ય પશુ પક્ષી આદિક અનેક કોટિ યોનિઓમાં જન્મીજન્મીને, ગર્ભ જન્મ જરા મરણાદિ દુરવસ્થાએ કરીને દુરંત દુઃસહ દુઃખને પામતા જનને તે દુઃખના નિવારણમા અતિસમર્થ એવું શ્રીહરિના સ્વરૂપ, સ્વભાવ, પ્રાદુર્ભાવનુ યથાર્થપણું ઇત્યાદિક તત્ત્વથી વિજ્ઞાન આપેછે, તેનાથકી બીજો ગુરૂ કોણ પર (શ્રેષ્ઠ) છે ? કોઇપણ નથી. એજ એક સર્વોત્તમ સદ્ગુરૂ છે ॥૩૦॥ જે કોઇ કથાશ્રવણમાં અધિકારી ન હોય તેની આગળ કથા નજ કરવી. તે અનધિકારી કહ્યુંછુ-જે ધૂર્ત હોય, દુર્વૃત્ત-દુરાચારી હોય અને જે બીજાઓને કથા સાંભળી જીતવાનીજ એક રૂચિવાળા હોય, આવાને કુટિલ વૃત્તિવાળા જાણવા, તેમની આગળ ભગવત્કથા નજ કહેવી ॥૩૧॥ હવે ભગવત્કથા વાચનમાં વર્જ્ય દેશ કહ્યુંછું-જે દેશ દુર્જનો-પરાનર્થપરાયણોએ વ્યાપ્ત હોય તથા જે તમોગુણપ્રધાન અસચ્છૂદ્રો અને વ્યાઘ્રાદિ હિંસક મૃગોએ વ્યાકુળ

॥३२॥ सद्ग्रामे सद्भिराकीर्णे सुक्षेत्रे देवतालये । नदीतटे शुचौ गेहे कथा वाच्याशनालये ॥३३॥ ये त्वत्रैतदसम्पूज्य गन्धाद्यैर्नमनेन वा । शृण्वन्त्यनादरेणैतद्दरिद्राः स्युर्नरास्तु ते ॥३४॥ सोष्णीषैर्न कथा श्रव्या पूगताम्बूलभक्षणम् । श्रोतृभिर्नैव कर्तव्यं न तमालादिसेवनम् ॥३५॥ तुङ्गासने नोपवेश्यं नच वक्तृसमासने । प्रौढपादैर्नोपवेश्यं नैव वीरासनेन च ॥३६॥ वस्त्रवेष्टितपादैश्च नोपवेश्यं तथा क्वचित् । न शयानैः कथा श्रव्या दैहिकापदमन्तरा ॥३७॥ स्त्रीणां मुखानि पश्यन्तो ये शृण्वन्ति कथां हरेः । कामिनस्ते तु पुरुषा भवन्ति ग्रामशूकराः ॥३८॥ कथायां वर्तमानायामन्या वाचो

---

હોય તેવા દેશમાં પવિત્ર ભગવત્કથા કહેવી નહિ. તથા દ્યૂતસદન–જુગટુ આદિક પરદ્રવ્યના આહરણના ઉપાયો આચરવાના સ્થાનભૂત એવા ગૃહમાં બુદ્ધિશાળી પૌરાણિક પુણ્ય કથા કહે નહિ. પ્રવક્તાએ પ્રવચનને યોગ્ય એવા દેશનો અવશ્ય વિચાર કરવો ॥૩૨॥ પ્રવચનમાં પ્રકૃષ્ટ પ્રદેશ કહેછે–જેમાં સત્પુરૂષો રહેતા હોય, જળ તરૂ ધાન્ય આદિકની સમૃદ્ધિ હોય એવા સારા ગામમાં, પુણ્યતીર્થ ભગવન્મંદિરાદિકથી સમલંકૃત એવા સારા ક્ષેત્રમાં, વિષ્ણુ વિગેરે દેવોના મંદિરોમાં, નદીના તટમાં, સત્પુરૂષોએ સમધિષ્ઠિત, વાળવું લીપવું વિગેરેથી સુસંસ્કૃત એવા ઘરમાં અને ધર્માર્થે જ્યાં બ્રાહ્મણોને ભોજન અપાય એવી પાકશાળામાં પવિત્ર કથા વાંચવી ॥૩૩॥ જે જનો તો આ સત્સંગિજીવનને ચંદનાદિ પૂજાપદાર્થોવડે પૂજા કર્યા વિના અને પ્રણામપણ કર્યા વિના અનાદરથી શ્રવણ કરે તેઓ આજ જન્મમાં દરિદ્ર થાય છે ॥૩૪॥ ભગવત્કથા શ્રવણ સમયમાં શ્રોતાઓએ ઉષ્ણીષ (પાઘડી) મસ્તકે રાખવી નહિ, સોપારી તાંબૂળ આદિક ચાવવું નહિ, તમાકું આદિકનું સેવનતો નજ કરવું ॥૩૫॥ શ્રોતાઓએ વક્તાના આસન કરતાં ઉંચા આસનમાં અથવા

वदन्ति ये । ते गर्दभाः प्रजायन्ते तथा वादुराग्रहाः ॥३९॥ कथायां श्रूयमाणायां विघ्नं कुर्वन्ति ये शठाः । पिशाचत्वं प्रपद्यन्ते ते नूनं नृपसत्तम ! ॥४०॥ निन्दन्ति येऽस्य वक्तारं कथां वा पापनाशिनीम् । ते तु जन्मशतं मर्त्याः शुनकाः सम्भवन्ति हि ॥४१॥ तस्मात्सविनयं राजन्सादरं च हरेः कथा । श्रोतव्या नियमेनैव यथा वक्तुः सुखं तथा ॥४२॥ तैलेन गात्रं सम्मर्द्य स्नापनीयोऽस्य वाचकः । अन्नैः सुमृष्टैः सरसैर्भोजनीयस्तथान्वहम् ॥४३॥ देयं तस्मै च पूर्वाह्णे प्रत्यहं स्वरशुद्धये । सशर्करं तु गोक्षीरं गालितं क्वथितं तथा ॥४४॥ पूर्णे पूर्णे प्रकरणे व्रताहेषु च पर्वसु । विशिष्टपूजा कर्तव्या देया शक्त्या च दक्षिणा ॥४५॥ पुस्तकथासमाप्तौ तु कर्तव्यं पूजनं महत् । यथाशक्त्यखिलैर्देया श्रोतृभिर्हेमदक्षिणा ॥४६॥ रौप्यं वा ताम्रमुद्रां वा वस्त्रं वान्नं च वाहनम् । काष्ठं दरिद्रोऽपि मृदं तस्मै दद्यात्स्वशक्तितः ॥४७॥ आरो-

---

ખર યોનિને પામેછે ॥૩૯॥ હે નૃપસત્તમ! કથા ચાલતી હોય તેમાં જેઓ વિઘ્ન કરેછે, તે શઠો મરીને નિશ્ચે પિશાચયોનિને પામેછે ॥૪૦॥ જે મનુષ્યો સમસ્ત પાપને પ્રણાશ કરનારી આ કથા અને એવી કથાના પ્રવક્તા પૌરાણિકની નિંદા કરેછે તેઓતો સો જન્મસુધી નિશ્ચે શ્વાનયોનિને પામેછે ॥૪૧॥ હે રાજન્! માટે કથા કરનારા પુરાણીને જેરીતે સુખ થાય એરીતે (તેની અનુકૂળતા સાચવીને) બ્રહ્મચર્યાદિ નિયમો પાળવાપૂર્વકજ સાદર સવિનય ભગવાનની કથા સાંભળવી ॥૪૨॥

હવે આ સત્સંગિજીવનના પ્રવક્તા પૌરાણિકની શ્રોતાઓએ સેવા કરવાની કહે છે-આ પ્રબન્ધના પ્રવક્તાને તૈલથી શરીરને ચોળીને સ્નાન કરાવવું તથા અત્યંત મિષ્ટ સરસ અન્નવડે પ્રતિદિન તૃપ્ત કરવો ॥૪૩॥ કથા કરનાર પૌરાણિકને પ્રતિદિન પૂર્વાહ્ણમાં કંઠસ્વરની વિશુદ્ધિ વાસ્તે વસ્ત્રથી ગાળીને ઉકાળેલુ સાકરે સહિત ગાયનું શુદ્ધ દુધ આપવું ॥૪૪॥ સત્સંગિજીવનનું એકએક પ્રકરણ પરિપૂર્ણ થાય તે દિવસે વિશિષ્ટ (પ્રતિદિન કરાતી પૂજાથી અધિક) પૂજા પ્રવક્તાની કરવી અને યથાશક્તિ દક્ષિણા દેવી તથા એકાદશ્યાદિ વ્રતદિવસે અને પૂર્ણિમાદિ પર્વદિવસે અધિક પૂજા કરવી અને યથાશક્તિ દક્ષિણા દેવી ॥૪૫॥ આ પ્રબન્ધની પરિસમાપ્તિમાતો પ્રવચન કરનારા પૌરાણિકની મોટિ પૂજા કરવી અને સુવર્ણદક્ષિણા આપવી તથા સર્વેકોઇ શ્રોતાઓએ પુરાણીની પૂજા કરવી અને શક્તિને અનુસારે દક્ષિણા આપવી ॥૪૬॥ રજતમુદ્રા (રૂપીયો) કે તામ્રમુદ્રા (ઢબ્બુ) વસ્ત્ર કે વાહન કે અન્ન યથાસામર્થ્ય આપે. દરિદ્ર હોય તેપણ કાષ્ઠ અથવા મૃત્તિકા વક્તાને પ્રીતિથી આપે ॥૪૭॥

प्य वाहनं रम्यं वस्त्रालङ्कारपूजितम् । गीतवाद्यैर्नयेयुस्तं श्रोतारस्तद्गृहं ततः ॥४८॥ इति सामान्यतः प्रोक्तः श्रवणस्य विधिर्मया । सत्सङ्गिजीवनाख्यस्य शास्त्रस्यैतस्य भूपते ! ॥४९॥ विधिनानेन शृणुयुर्ये तु शास्त्रमिदं जनाः । सम्पूर्णं स्यात्फलं तेषां मया प्रोक्तं न संशयः ॥५०॥ आदौ विधिमिमं श्रुत्वा श्रयेतस्य श्रवणं ततः । कर्तव्यं विधिनानेन ततः सिध्यति वाञ्छितम् ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये...श्रवणविधिनिरूपणे द्वितीयोऽध्यायः ॥२॥

शतानन्दमुनिरुवाच—अथ शास्त्रस्य चैतस्य श्रवणस्य विधिं ब्रुवे । विशेषतो भवान् राजन्! श्रोतुमर्हति सादरम् ॥१॥ रुदन्ति सर्वपापानि श्येतस्य श्रवणक्षणे । अस्माकं प्रलयं सद्यः कथेयं हा! करिष्यति ॥२॥ आर्द्रं शुष्कं लघु स्थूलं वाङ्मनःकायसम्भवम् । श्रवणं प्रदहेत्पापं पावकः समिधो यथा ॥३॥ अस्मिन्वै भारते वर्षे सूरिभिर्देवसंसदि । अकथाश्राविणां पुंसां निष्फलं

---

તેપછી વસ્ત્ર અલંકારથી પૂજા કરેલા તે પૌરાણિકને રમણીય વાહનમાં બેસારીને ગીત ગવરાવાપૂર્વક વાજતે ગાજતે શ્રોતાઓએ તેને ઘેર પહોંચાડવા ॥૪૮॥ હે ભૂપતે! સત્સંગિજીવન નામના આ શાસ્ત્રના શ્રવણનો વિધિ મેં યથાવિધિ સામાન્યપણે કહ્યો ॥૪૯॥ આ કહેલા વિધિને અનુસારે જે જનો આ સત્સંગિજીવન શાસ્ત્રને સાંભળે તેમને મેં કહેલું આ ફળ પરિપૂર્ણ થાય એમાં લેશ સંશય નથી ॥૫૦॥ માટે પ્રથમ આ શ્રવણવિધિ સુણીને પછીથી આ સત્સંગિજીવનનું શ્રવણ કરવું. યથાવિધિ શ્રવણ કરવાથી સમસ્ત વાંછિત જલદી સિદ્ધ થાયજ ॥૫૧॥ **ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે...શ્રવણવિધિનિરૂપણે દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥**

## અધ્યાય ૩ જો.

**શતાનંદમુનિ કહેછે**—હે રાજન્! તમો પરમ ભક્ત પાત્ર છો, માટે આ સત્સંગિજીવનના શ્રવણમાં જે વિશેષ વિધિ છે તે કહુંછું તેને તમો આદરપૂર્વક સાંભળવાને યોગ્ય છો ॥૧॥ બહુ કાળથી આશ્રય જેને મળ્યોછે, માટેજ પ્રવૃદ્ધિ પામેલાં એવાં સમસ્ત પાપો આ ગ્રંથના શ્રવણસમયમાં 'હાય હાય!! આ કથા આપણો તત્કાળ પ્રલય કરી નાંખશે' એવો પોતાનો ભવિષ્યમાં થનારો વિનાશ વિચારીને બહુ રૂદન કરેછે ॥૨॥ જેમ દેદીપ્યમાન અગ્નિ કાષ્ઠ લીલું હોય કે સુકું હોય મોટું હોય કે નાનું હોય પણ તે સમસ્તને બાળી દેછે, તેમ આ સત્સંગિજીવનનું શ્રવણ આર્દ્ર શુષ્ક નવીન હોય કે પ્રાચીન હોય નાનું હોય કે મોટું હોય પણ કાય વાણી મનથી થએલ

जन्म कीर्तितम् ॥४॥ किं मोहतो रक्षितेन सुपुष्टेन बलीयसा । अध्रुवेण शरीरेण स्वेतच्छास्त्रकथा विना ॥५॥ अस्थिस्तम्भं स्नायुबद्धं मांसशोणितलेपितम् । चर्मावनद्धं दुर्गन्धं पात्रं मूत्रपुरीषयोः ॥६॥ जराशोकविपाकार्तं

સમસ્ત પાપ બાળીજ દેછે ॥૩॥ આ ગ્રન્થની કથાના શ્રવણે રહિત (નહિ કરના ।) જનોનુ આ ભરતખંડમા જે જન્મ છે તે નિષ્ફળ છે એમ દેવસભામા બૃહસ્પતિઆદિક સૂરિ જ્ઞાનિઓએ કહ્યુછે અથવા આ ભરતખંડમા વર્તતા સૂરિ-બુદ્ધિશાળી પુરૂષોએ અને દેવસભામા દેવોએ આ ગ્રંથની કથા નહિ સાંભળનારાઓનુ જન્મ વ્યર્થ છે એવો અર્થ કરવો, અથવા આ ભરતખંડમા અને દેવસભા-દેવલોકમા આ ગ્રંથની કથા શ્રવણે રહિત નરોનુ જન્મ વ્યર્થ છે એમ સૂરિ-બુદ્ધિશાળીઓએ કહ્યુછે ॥૪॥ આ સચ્છાસ્ત્રની કથા સાંભળ્યા વિના દેહમા આત્માપણાના મોહને લીધે અન્નપાનાદિકવડે સારીરીતે સંરક્ષણ કરેના, મલ્લિપશરીરની માફક પરિપુષ્ટ કરેના, બહુ બળવાળા, અનેતો અવશ્ય વિનાશ પામનારા એવા આ શરીરથી પુરૂષને શો અર્થ છે? કશું પણ પ્રયોજન નથી ॥૫॥ જેને વિષે 'આ હુંજ છુ' એવો પ્રાણિમાત્રને મોહ થાયછે એવા દેહનુ સ્વરૂપ જો કોઈ નિરૂપક પુરૂષ વિમર્શ કરે તો તેજ ક્ષણમા તેમા તેને જુગુપ્સા (નિંદા કે ધિક્કાર) થાય તેનુ હવે ઉપપાદન કરેછે-અનેક વસ્તુઓના સમૂહરૂપ આ શરીર તેમા રહેલા તેતે વસ્તુઓને જો નિરૂપણ કરીએ તો પ્રત્યેક સર્વપ્રકારે અશુચિ અને હેય-ત્યાજ્ય છે આ શરીર અસ્થિસ્તંભ-જે શરીરમા અતિશય પ્રધાન ગણાતા અસ્થિ દૃઢતાને લીધે શરીરના ધારક હોવાથી સ્તંભને ઠેકાણે છે તે અત્યંત અપવિત્ર વસ્તુ છે, કારણકે રસ્તામા પડેલા અસ્થિને કોઈપણ પાદથીપણ સ્પર્શ પણ કરે નહિ સ્નાયુબદ્ધ-જેમ સ્તંભ રજ્જુ (દોર) થી વીંટેલો હોય તેમ અસ્થિ સ્નાયુઓથી વિંટાયેલા છે, સ્તંભને વીંટેલી રજ્જુને ઠેકાણે રહેલા સ્નાયુઓતો અસ્થિની અપેક્ષાએપણ અત્યંત અપવિત્ર છે માંસશોણિતલેપિત-જેમ રજ્જુથી વિંટાએલો સ્તંભ મૃત્તિકાથી લીંપેલો હોય તેમ સ્નાયુઓથી વીંટાએલા અસ્થિ માંસ અને રૂધિરથી લીંપેલા છે, માટે લેપને ઠેકાણે રહેલુ માંસ અને રૂધિર સ્નાયુ કરતાપણ અત્યંત નિન્દિત અશુચિ છે ચર્માવનદ્ધ-અત્યંત ચિકણા વસ્ત્રથી ચારે બાજુ ઢાંકેલો મૃદાદિકથી લેપ કરેલો સ્તંભ જેમ હોય તેમ માંસ રુધિરના લેપે યુક્ત આ અસ્થિસ્તંભ ચર્મથી ચારે બાજુ ઢાંકેલોછે-આચ્છાદન કરેલોછે દુર્ગન્ધ પ્રત્યેક દુર્ગન્ધી દ્રવ્ય અધિક છે માટે સ્વત દુર્ગન્ધજ છે એરીતે અશુચિ અસ્થિ આદિકના સંઘાતરૂપ આ શરીર કેવળ મૂત્ર વિષ્ઠાના પાત્રરૂપ છે આવીરીતે કેવળ મળમય આ શરીરમા મોહ-'હું ઈશ્વરછુ હું ભોગી છું હુ સિદ્ધ છું હુ બળવાન્ છુ'

रोगाणां मन्दिरं परम् । दुष्पूरं च कृतघ्नं च सदोषं क्षणभङ्गुरम् ॥७॥ कृमिविड्भस्मसंज्ञान्तं शरीरमिति वर्णितम् । तेन संसाधयेद्धीमान्स्वकार्यं यः स पण्डितः ॥८॥ यस्मात्तः संस्कृतं चान्नं सायं तत्तु विनश्यति । तदीयरससम्पुष्टे

---

ઇત્યાદિ થાયછે. આ દેહનો જેમ જેમ પરિપાક થતો જાય તેમ તેમ જરા શોકજ થાયછે માટે આ દેહ જરા શોકના પરિણામથી દુઃખી છે. જન્મને આરંભીને મરણ-પર્યંત રોગમાત્રનું મુખ્ય મંદિર છે. આ શરીર કદાપિ ન પુરાય એવા પેટરૂપી ખાડાએ યુક્ત હોવાથી અનુદિન અન્નથી પુષ્કળ પુર્યા કરે તથાપિ પુરાતુંજ નથી માટે દુષ્પૂર છે તથા ચક્ષુરાદિ ઇન્દ્રિયો કે જે ક્ષણક્ષણે રૂપાદિ વિવિધ વિષયો જ્યાં ત્યાંથી લાવીલાવીને આપે તથાપિ જેની તૃષ્ણા લેશપણ પ્રશાંત થતી નથી અને વારે વારે વિશેષ વ્યાકુળ કરનારાં અને રૂપાદિ વિષયોમાંજ જેનો વ્યાસંગ છે એવાં ઇન્દ્રિયોથી જે વ્યાપૃત છે એવું આ શરીર આ રીતે પણ દુષ્પૂર છે. પ્રતિદિન અન્ન આદિક ભોગ્ય પદાર્થો આપ્યા કરે તથાપિ જો એક મુહૂર્ત એકજ દિવસ અન્નાદિ ભોગ્ય પદાર્થ લાવવામાં વિલંબ થાય તો જીવને પીડવા તૈયાર થાયછે માટે આ શરીર આ રીતે કૃતઘ્ની છે અને જન્મ જરા મરણાદિ બહુ દોષોથી દૂષિત છે. અને જેમ જેમ અન્નથી ઉપચય-વૃદ્ધિ પમાડાય તેમ તેમ ક્ષણે ક્ષણે સ્વભાવથીજ અપચય-હ્રાસ પામેછે માટે ક્ષણભંગુર છે. અંતે પ્રાણવિયોગ થતાં વિશીર્ણ થયેલું આ શરીર એવીજ રીતે પડી રહેતાં કૃમિરૂપે પરિણામ પામતાં કૃમિસંજ્ઞાને પામેછે અને જો ન્હાર વાઘ વિગેરે ભક્ષણ કરી જાય તો વિટ્ (વિષ્ઠા) સંજ્ઞાને પામેછે અને જો અગ્નિમાં નાંખ્યું હોય તો ભસ્મસંજ્ઞાને પામેછે, માટે આ શરીર આદિભાગમાં તથા

काये का नाम नित्यता ॥९॥ बुद्बुदा इव तोयेषु मशका इव जन्तुषु । जायन्ते मरणायैव कथाश्रवणवर्जिता ॥१०॥ मासेपूक्तेषु यत्र स्यात्स्वस्थता स्वस्य चेतस । तस्मिन् श्रव्यमिदं शास्त्रं पापसङ्घनिवारकम् ॥११॥ सप्ताहेनास्य श्रवणे प्रारभेद्द्वितीयातिथे । नवाह्नेनापि श्रवणेऽप्येवमेव समाचरेत् ॥१२॥ पक्षेण श्रवणेऽप्येव मासेनाप्येवमेव हि । ऋतुना श्रवणे त्वस्य तृतीयात समारमेत् ॥१३॥ आद्या चतुर्थ्यष्टमी च तथा वर्ज्या चतुर्दशी । अस्यारम्भे शुभा प्रोक्तास्तिथयोऽप्यखिला नृप ! ॥१४॥ अश्विनी रेवती हस्त पुष्यो मृगपुनर्वसू । अनुराधाभिजित्स्वाती रोहिणी श्रवणत्रयम् ॥१५॥

---

મ્રીકે એજ પડિત કહોછે ॥૬-૮॥ એવીરીતે શરીર નિ શ્રેયસના સાધનો સપાદન કરવામા ઉપાય હોવાથી તેટલામાનમાજ તેનો ઉપયોગ મ્રવો પણ તેમા ભોક્તૃતા બુદ્ધિ કે ભોગોપમ્રણતા બુદ્ધિ નજ કરવી કિતુ 'દોષાસ્પદ છે અસ્થિર છે' ઈત્યાદિ બુદ્ધિજ કરવી યદ્યપિ જે જનો અભિજ્ઞ નહિ હોવાથી ભ્રાત છે તેમને શરીરમા અવિકૃતપણાનો કે રમણીયપણાનો કે સ્થિરપણાનો ભ્રમ થાય પણ વિચાર કરનારાને તો નજ થાય જેનાથી આ દેહ વૃદ્ધિ પામેછે તેના સ્વરૂપનો વિચાર કરી જુવો શરીરની વૃદ્ધિ કરનાર જે અન્ન પ્રાત કાળે રાધ્યુ હોય તે સાય સમય સુધી રાખી મુકે તો દુર્ગન્ધિ અને વિકાર પામી જાય છે એવી સ્થિતિ છે તો તેના રસથી સપુષ્ટ થએલા શરીરમા અવિકૃતતા શી છે? કાઈપણ નથી અનિત્યજ છે ॥૯॥ માટે મનુષ્યનો મોઘો દેહ મળ્યોછે પણ હરિકથાના શ્રવણે વર્જીત એવા પુરૂષો જળમા થતા પરપોટાની પેઠે અને જતુઓમા મચ્છરીયાની માફક કેવળ વિનાશ માટેજ નિશ્ચે જન્મ્યા છે ('जायस्व म्रियस्व' 'જન્મો અને મરો' એવા ઈશ્વર સકલ્પના વિષયભૂત સૃષ્ટિને ગોચર થાયછે) ॥૧૦॥ માટે કહેલા અષાઢ આદિક માસમા જ્યારે પોતાના ચિત્તની આ ગ્રથના શ્રવણમા સ્વસ્થતા વર્તે ત્યારે સમસ્ત પાપપુંજને પ્રણાશ કરનારૂ આ શાસ્ત્ર શ્રદ્ધાથી સાભળવુ ॥૧૧॥ સપ્તાહથી અથવા નવાહ્નથી અથવા પક્ષથી અથવા માસથી આ સત્સગિજીવનનુ શ્રવણ કરવુ હોય તો શુક્લપક્ષની દ્વિતીયા તિથિએ પ્રારભ કરવો અને એક ઋતુ (બે માસ)થી આનુ શ્રવણ કરવુ હોય તો તૃતીયા તિથિએ સમારભ કરવો ॥૧૨-૧૩॥ હે નૃપ! આનો આરભ કરવામા પડવો, ચોથ આઠમ અને ચૌદશ આટલી તિથિઓ વર્જ્ય છે બીજી બધી તિથિઓ આરભમા શુભ કહેલી છે અશ્વિની રેવતી હસ્ત પુષ્ય મૃગશીર્ષ પુનર્વસુ અનુરાધા અભિજીત સ્વાતી રોહિણી શ્રવણ ધનિષ્ઠા શતભિષા આટલા નક્ષત્રો શુભ હોવાથી આના

ऋक्षाण्येतानि पुण्यानि ग्राह्याण्यत्रोदितानि वै । तस्मादस्य समारम्भः कर्तव्यस्तेषु भूपते! ॥१६॥ देशान्तरान्निजान् ज्ञातीनाह्वयेच्च सुहृज्जनान् । येषां तच्छ्रवणे श्रद्धा तांश्चारम्भदिनात्पुरा ॥१७॥ देशे देशे विरक्ता ये वैष्णवा दम्भवर्जिताः । पत्रं तेभ्योऽपि संलेख्यमागतांस्तांश्च मानयेत् ॥१८॥ अर्वाक् पञ्चाहतो यत्नादासनादीनि मेलयेत् । विशाला वसुधा यत्र कुर्यात्तत्र कथास्थलम् ॥१९॥ कुर्वीत मण्डपं तत्र शुचौ स्थाने मनःप्रियम् । रम्भास्तम्भैश्च सद्वस्त्रैः फलैः पुष्पैश्च शोभनम् ॥२०॥ तत्रोपवेशस्थानानि स्त्रीणां पुंसां यथोचितम् । व्यासासनं च रुचिरं रचयेच्चतुरो नरः ॥२१॥ श्रोतॄणामासनादुच्चं मृदुलास्तरणान्वितम् । पार्श्विकादिसमायुक्तं रमणीयं विशेषतः ॥२२॥ तदासनात्पृथगुच्चे मृदुले चासनोत्तमे । सुबन्धनं सत्फलकं पुस्तकं सन्निधारयेत् ॥२३॥ पूर्वोक्तलक्षणैर्युक्तो ग्रन्थस्यास्य तु वाचकः ।

આરંભમાં ગ્રહણ કરવાનાં કહ્યાં છે માટે હે ભૂપતે! કહેલી તિથિઓમાથી હરકોઈ તિથિમાં અને નક્ષત્રોમાંથી હરકોઈ નક્ષત્રમાં આનો આરંભ કરવો ॥૧૪-૧૬॥ દેશાંતરમાં જે બન્ધુજનો જ્ઞાતિજનો અને સુહૃદ્જનો હોય તેમને અને આ કથાના શ્રવણમાં જેને શ્રદ્ધા હોય તે સર્વેને સમારંભ દિવસથકી પ્રથમજ ( જે રીતે આવવાની સુગમતા થાય એરીતે ) બોલાવવા ॥૧૭॥ અને દેશદેશમાં જે વિરક્ત-ત્યાગિઓ દંભવર્જીત વૈષ્ણવો હોય તેમની ઉપરપણ બોલાવવાના પત્રો લખવા અને તેઓ આવે ત્યારે યથાયોગ્ય સન્માન કરવું ॥૧૮॥ કથારંભથકી પાંચ દિવસ પહેલાંજ આસનાદિ ઉપકરણો પ્રયત્નથી ભેગાં કરી રાખે અને જેમાં બહુ જનસમાજ સુખેથી બેસી શકે એવો સમુચિત વિશાળ પૃથ્વી પ્રદેશ હોય તેમાં ભગવત્કથા શ્રવણનું સ્થળ તૈયાર કરી રાખે ॥૧૯॥ તેવા વિશુદ્ધ વિશાળ સ્થળમાં સર્વેના મનને પ્રિય લાગે એવો કેળના થાંભલા પુષ્પો ફળો અને શ્રેષ્ઠ વસ્ત્રોવડે અલંકાર કરેલો મંડપ કરે ॥૨૦॥ તે રમણીય મંડપમાં નરનારીઓને બેસવાનાં સ્થાનો યથાવિભાગ ( પૃથક્ પૃથક્ ) યથાયોગ્ય ચતુર નર કરે અને વ્યાસાસન સુંદર રચે ॥૨૧॥ તે વ્યાસાસન શ્રોતાઓના આસન થકી ઉચું, કોમળ આસ્તરણ ( ગાદલું ઓછાડ ) આદિકે યુક્ત અને પાર્શ્વિકા ( પડખે મુકેલાં ઓશીંગણ વિગેરે ) એ યુક્ત વિશેષ રમણીય કરે ॥૨૨॥ વ્યાસાસનથકી ઉંચા કોમળ ઉત્તમ આસનમાં ( બાજટ આદિક ) સારા પાટીયાવાળું રેશમી વસ્ત્રથી સારીરીતે બાંધેલું કથાપુસ્તક સ્થાપન કરે ॥૨૩॥ હે ભૂપતે! પૂર્વોક્ત શુભ લક્ષણોએ યુક્ત પ્રવક્તા

प्रत्यहं स्वाह्निकं कुर्यादुपस्युत्थाय भूपते! ॥२४॥ ततः श्रोतृभिराहूतः स कथामण्डपं व्रजेत्। प्रक्षाल्य पाणिपादास्यं कुर्यादाचमनत्रयम् ॥२५॥ धौतश्वेताम्बरधरः सद्गुरुं हृदये स्मरन्। विप्रान्साधूनमस्कृत्य सत्सङ्गिजीवनं नमेत् ॥२६॥ ततः स्वपूज्यगुर्वादेराज्ञया विनयान्वितः। उदङ्मुखः प्राङ्मुखो वा व्यासासनमुपाविशेत् ॥२७॥ तत एतस्याधिदेवमेतच्छास्त्राकृतिं हरिम्। मन्त्रैः समर्चयेदेतैर्मुख्यः श्रोता कृताह्निकः ॥२८॥ प्रथमादिपञ्चमान्तप्रकरणानि [illegible]। आस्यहृत्तुन्दजान्वङ्घ्रिरूपाण्यङ्गानि यस्य वै ॥२९॥ प्रोक्तानि सन्ति दिव्यानि श्रीहरिं करुणाम्बुधिम्। तं भक्तिधर्मतनयं हृदये चिन्तयाम्यहम् ॥३०॥ निजाश्रितजनानन्दं मुनिवर्णिनिषेवितम्। अतिरम्यनराकारं तारुण्ये वयसि स्थितम् ॥३१॥ रूपानुरूपावयवं नवपद्मदलेक्षणम्। अतीव

પૌરાણિક પ્રતિદિન પ્રભાતમા ઉઠીને સ્નાન સંધ્યાદિ નિત્ય આહ્નિક સમાપ્ત કરી શ્રોતાઓના આમંત્રણથી કથામંડપમા પ્રવેશ કરે. તેપછી હસ્ત પાદ મુખને પ્રક્ષાલન કરી ત્રણ આચમન કરે ॥૨૪-૨૫॥ આ પૌરાણિક ધોએલાં શ્વેત વસ્ત્ર ધારણ કરીને સદ્ગુરૂઓનું હૃદયમાં સ્મરણ કરતો થકો સાધુ તથા વિપ્રોને નમસ્કાર કરી સત્સંગિજીવન પ્રબન્ધને પ્રથમ પ્રણામ કરે ॥૨૬॥ તેપછી સભામાં બેઠેલા પોતાના પૂજ્ય ગુરૂઓની આજ્ઞા ગ્રહણ કરીને વિનયયુક્ત થઈ ઉત્તરાભિમુખે અથવા પૂર્વાભિમુખે વ્યાસાસનમા બેસે ॥૨૭॥ તેપછી મુખ્ય શ્રોતા આહ્નિક કર્મ કરીને આ સત્સંગિજીવનના અધિદેવ, સર્વેશ્વરેશ્વર, અક્ષરાધિપતિ, આ શાસ્ત્ર આકૃતિ જેમની છે એવા શ્રીહરિનું ધ્યાન ધરીને તેની આ (આગળ કહીશ એવા) મંત્રોવડે પૂજા કરે ॥૨૮॥ જે આ શાસ્ત્રરૂપધારી ભગવાનનાં, આ પ્રબન્ધનાં પ્રથમ આદિ જેમાં છે અને પંચમ અંતે જેમાં છે એવાં પાંચ પ્રકરણો અનુક્રમે દિવ્ય મુખ હૃદય ઉદર જાનુ અને ચરણ આ અંગો છે, એટલે પ્રથમપ્રકરણ શાસ્ત્રરૂપધારી શ્રીહરિનું મુખ છે, દ્વિતીયપ્રકરણ હૃદય છે, તૃતીયપ્રકરણ ઉદર છે, ચતુર્થપ્રકરણ જાનુ છે, પંચમપ્રકરણ ચરણ છે. તે આ સત્સંગિજીવન શાસ્ત્રાકૃતિ કરુણાનિધિ ભક્તિધર્મતનય શ્રીહરિનું હું હૃદયમાં ધ્યાન ધરૂંછું ॥૨૯-૩૦॥ હવે ધર્મના પુત્રપણે પૃથ્વીઉપર જનસમાજના લોચનગોચર થઈને વિરાજતા દિવ્યરૂપથી ધ્યાનક્રમ કહેછે—પોતાના ચરણારવિંદના સમાશ્રિતોને અનવધિક આનંદ આપનારા દિવ્યરૂપથી વિરાજમાન, ભક્તિધર્મના તનયપણે અવતરેલા, નિજચરણોના સમાશ્રિત સમગ્ર જનોના મનોનેત્રને આનંદ દેનારા, પોતાના ચરણાશ્રિત મુનિ-પરમહંસો તથા વર્ણિઓએ સદા સમ્યક્ સેવેલા, દિવ્ય સુંદર નરાકાર જેમણે

दर्शनीयं च शान्तं कोमलभाषणम् ॥३२॥ नूलरक्तारविन्दाभहस्ताङ्घ्रितलशोभितम् । चञ्चत्तुङ्गारुणनखचन्द्रावलिविराजितम् ॥३३॥ मितस्मितस्फुरत्तुल्यदन्तमुक्तावलिप्रभम् । प्रलम्बपीवरभुजं विशालहृदयस्थलम् ॥३४॥ पृथुतुङ्गललाटं च सुकपोलारुणाधरम् । दधतं कैसरे पुण्ड्रे भाले कुङ्कुमचन्द्रकम् ॥३५॥ घनश्यामं च तुलसीमालिकां दक्षिणे करे । दधतं च द्वितीयेन ददतं पाणिनाऽभयम् ॥३६॥ बिभ्रतं तुलसीकाष्ठसूक्ष्ममालाद्वयं गले । शुभ्रं यज्ञोपवीतं च वामस्कन्धे सुशोभनम् ॥३७॥ वासः शुभ्रं मृदु परिदधतं दृढकच्छकम् । वसानमुत्तरपटं हंसपक्षसितं तथा ॥३८॥ सूक्ष्मं सितं च पटकं बध्नन्तं शीर्ष्णि मञ्जुलम् । उत्सवे भक्तसम्प्रीत्यै दधानं भूरिभूषणम् ॥३९॥ नानाविधैः पुष्पहारैश्चन्दनेनार्चितं निजैः । लम्बद्भिः शेखरै रम्यं मन्दस्मि-

સ્વીકાર્યો છે, નિરંતર યુવા વયમાં વર્તતા, (સદા સોળ વર્ષની વયે સંપન્ન) રૂપને અનુરૂપ દિવ્ય અવયવો જેમના છે, તત્કાળ પ્રફુલ્લિત થએલા કમળદળને સદૃશ દૃષ્ટિ જેમની છે, દર્શનીય શાંત દિવ્ય આકૃતિ જેમની છે, મંદહાસપૂર્વક મધુર મૃદુલ ભાષણ જેમનું છે, નવીન રક્ત કમળને તુલ્ય હસ્તતળ અને ચરણતળથી શોભાયમાન, કાંતિથી ચળકતા કિંચિત્ ઉન્નત રક્ત એવા નખરૂપી ચંદ્રની પંક્તિથી વિરાજમાન, મંદહાસથી સ્ફુરણાયમાન (ચળકતા) સરખી બંધાએલી દંતમુક્તાવળીની પ્રભાએ યુક્ત, (મંદહાસને લીધે દંતપક્તિની પ્રભા પ્રસરે છે) જાનુપર્યંત લાંબા જાડા ભુજયુગલ જેમના છે, વિશાળ વક્ષસ્થળ જેમનું છે, ઉન્નત વિશાળ લક્ષિત લલાટ જેમનું છે, શ્રેષ્ઠ કપોળ અને રક્ત અધરોષ્ઠ જેમના છે, લાલમાં કેસરથી કરેલા ઊર્ધ્વપુંડ્રના મધ્યમાં કુંકુમચંદ્રકને ધારી રહેલા, નવીન નીલ મેઘને સમાન શ્યામ શરીરવર્ણવાળા, જમણા કરમાં તુલસીમાળાને ધારી રહેલા અને ડાબા કરથી અભયદાન આપતા, તુલસીકાષ્ઠની સૂક્ષ્મ બેવડી માળા (કંઠી) ને ગળામાં ધારી રહેલા, ડાબા ખભાઉપર શ્વેત સુશોભિત યજ્ઞોપવીતને ધારી રહેલા, શ્વેત સૂક્ષ્મ મૃદુળ વસ્ત્રને દૃઢ કચ્છથી પહેરી રહેલા, હંસની પાખો જેવું ધોળું મૃદુળ ઉત્તરીય (ઓઢવાનું) વસ્ત્રને ધારી રહેલા, અતિમૃદુળ અતિસુંદર શ્વેત પટકો મસ્તકે ધારી રહેલા, ભક્તોની પ્રાર્થનાથી તેમના મનની પ્રસન્નતા માટે ઉત્સવાદિ દિવસોમાં દિવ્ય વિવિધ વિભૂષણ ધારણ કરનારા, નિજજનોએ નાનાવિધ પુષ્પહારો અને ચંદનથી પૂજા કરેલા, લાંબા લટકતા તોરાઓથી સમલંકૃત, મંદહાસે સહિત મનોહર મુખારવિંદ જેમનું છે, તારામંડળના મધ્યમાં રહેલા ચંદ્રમાની પેઠે ભક્ત-

तमनोहरम् ॥४०॥ तारामण्डलमध्यस्थं पूर्णचन्द्रमिवोदितम् । भक्तमण्डलमध्यस्थं सर्वलोकनमस्कृतम् ॥४१॥ हृदयानि हरन्तं च निजानां करचेष्टया । करुणामृतया दृष्ट्या वीक्षमाणं च चिन्तये ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवनाकृतये श्रीहरिकृष्णपरमात्मने नमो ध्यायामि । आवाहनम्—कलिकल्मषनाशाय प्रादुर्भूत कृपाभराव् । सत्सङ्गिजीवनाकार हरिमावाहयाम्यहम् ॥४३॥ आसनम्—हरे ! सिंहासनमिदं स्वर्णरत्नविनिर्मितम् । तव प्रीतिकरं दत्तं गृहाण कृपया प्रभो ! ॥४४॥ पाद्यम्—अनन्यभावाश्रयिणां संसारार्णवतारक ! । पाद्यं गृहाण देवेश ! श्रीहरे ! कृपया मयि ॥४५॥ अर्घ्यम्—नानावतारचरितैः साधुसङ्कटनाशन ! । श्रीहरे ! त्वं गृहाणार्घ्यं गन्धाद्यष्टाङ्गसंयुतम् ॥४६॥ आचमनीयम्—श्रीदुर्गपूर्जनानन्द ! नृपासुरमदापह ! । स्वभक्तकुमु-

જનોના મંડળમધ્યમાં વિરાજમાન, સર્વ લોકોએ નમસ્કાર કરેલા, દિવ્ય હસ્તચેષ્ટા (લટકા) વડે નિજજનોના મનને પોતાવિષે આકર્ષણ કરનારા, કરૂણામૃતપરિપૂર્ણ દૃષ્ટિથી નિજજનોને જોયા કરતા, એવા ભગવાન્ શ્રીહરિનું હું ચિંતન કરૂંછું 'चिन्तयेत्' એવો પાઠ હોય તો ચિંતનપ્રકારના અનુવાદમાંજ વિધિનું પર્યવસાન સમજવું ॥૩૧-૪૨॥ પૂર્વોક્ત પ્રકારે ઉચ્ચારણ કરીને 'ध्यायामि' આ પદપર્યંત ઉચ્ચારણ કરે અથવા इति—આ પ્રકારે ध्यायामि—ધ્યાન કરૂંછું એમ આગળ પરમાત્માની સાથે સંબન્ધ લેવો એટલે હું પરમાત્માનું ધ્યાન કરૂંછું 'श्रीसत्सङ्गिजीवनाकृतये श्रीहरिकृष्णपरमात्मने नमः' આ પ્રકારનો સંક્ષિપ્ત પ્રધાન ધ્યાનમંત્ર જાણવો **આવાહન**—આ પૃથ્વીમાં અપાર કૃપાથી કળિકિલ્બિષના વિનાશમાટે પ્રકટ થયેલા એવા સત્સંગિજીવનાકાર શ્રીહરિને હું આવાહન કરૂંછું આ મંત્રથી આવાહન કરે ॥૪૩॥ **આસન**—હે હરે ! સુવર્ણનિર્મિત, રત્નજડિત, આપને પ્રીતિ કરનારૂં આ સિંહાસન મેં અર્પણ કરેલું છે પ્રભો ! કૃપા કરી સ્વીકાર કરો આ મંત્રથી આસન અર્પણ કરે ॥૪૪॥ **પાદ્ય**—હે દેવેશ હરે ! અનન્યભાવથી આપને ભજતા જનોને સંસારસાગરના પાર ઉતારનારા આપજ છો આવા આપ આ પાદ્યને મારી ઉપર કૃપા કરી અંગીકાર કરો આ મંત્રથી પાદ્ય અર્પણ કરે ॥૪૫॥ **અર્ઘ્ય**—જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાયછે ત્યારે ત્યારે તેના રક્ષણ માટે પૃથ્વીઉપર પ્રગટ થઈને કરેલા દિવ્ય અવતારચરિત્રોના પઠન સ્મરણથી સર્વ સાધુઓના સર્વ સંકટને નાશ કરોછો એવા હે શ્રીહરે ! તમો આજ મેં અર્પેલું ચંદનાદિ અષ્ટઅંગ દ્રવ્યે યુક્ત આ

देन्दो ! त्वं गृहाणाचमनीयकम् ॥४७॥ स्नानम्—अच्छोदोन्मत्तगङ्गावार्जलक्रीडारते ! हरे ! । तत्पानीयप्रशंसाकृत्स्नानीयं प्रतिगृह्यताम् ॥४८॥ वस्त्रम्—पीताम्बरमिदं कृष्ण ! नवीनं स्वर्णवर्णकम् । तवैव परिधानार्हं गृह्यतां धर्मनन्दन ! ॥४९॥ यज्ञोपवीतम्—सावित्रीग्रन्थिसंयुक्तं स्वर्णतन्तुविनिर्मितम् । गृह्यतां देवदेवेश ! ब्रह्मसूत्रमिदं शुभम् ॥५०॥ आभूषणानि—आभूषणानि दिव्यानि कुण्डलादीनि सत्पते ! । गृहाण कृपया कृष्ण ! दत्तानीमानि भक्तितः ॥५१॥ चन्दनम्—घनसाररसोपेतं कुङ्कुमेन सुशोभितम् । गृहाण चन्दनं दिव्यं भक्तिधर्मात्मज ! प्रभो ! ॥५२॥ पुष्पाणि—नानासुगन्धिपुष्पाणां हारापीडौ तथैव च । तुलसीवनमालां च श्रीकृष्ण ! स्वीकुरु प्रभो ! ॥५३॥ सुगन्धतैलम्—सुगन्धिद्रव्यवासाढ्यं विष्णुतैलं मनोहरम् । वाञ्छितं सर्व-

---

અર્ધ્યં અંગીકાર કરો. આ મંત્રથી અર્ઘ્ય અર્પણ કરે ॥૪૬॥ **આચમનીય**-શ્રીમદ્દુર્ગપૂરમાં વર્તતા જનોને આનંદ આપનારા, અસુર રાજાઓના મદને હરનારા અને નિજભક્તોને પોયણાને ચંદ્રમાજ જેમ એમ સન્નિધિમાત્રથી આહ્લાદ આપનારા છો, એવા હે હરે ! મેં અર્પેલા આ આચમનીયને અંગીકાર કરો. આ મંત્રથી આચમન અર્પણ કરે ॥૪૭॥ **સ્નાન**-અતિસ્વચ્છ જળ જેમાં છે એવી ઉન્મત્તગંગામાં પોતાના ચરણાશ્રિત પરમહંસોની સાથે જળક્રીડા કરવામાં તમો અતિશય ઉત્સાહવાળા છો અને તેના પાનીયની પ્રશંસાપણ આપ કરોછો એવા આપને શુદ્ધ બુદ્ધિથી સમર્પણ કરેલું આ સ્નાનીય ગ્રહણ કરો. આ મંત્રથી સ્નાનીય (સ્નાનજળ) સમર્પણ કરે ॥૪૮॥ **વસ્ત્ર**-હે ધર્મનંદન હરિકૃષ્ણ ! આપનેજ પહેરવા લાયક, નવીન, સુવર્ણના વર્ણ જેવું (પીળું) આ પીતાંબર મેં અર્પણ કરેલું અંગીકાર કરો. આ મંત્રથી વસ્ત્ર અર્પણ કરે ॥૪૯॥ **યજ્ઞોપવીત**-હે દેવદેવ ! બ્રહ્માદિદેવોના પણ ઈશ તમો દેવ છો એવા તમો સાવિત્રીએ અધિષ્ઠિત એવી ગ્રન્થિએ યુક્ત, સુવર્ણના તંતુથી નિર્માણ કરેલું આ શુભ બ્રહ્મસૂત્ર મેં અર્પણ કરેલું ગ્રહણ કરો. આ મંત્રથી ઉપવીત અર્પણ કરે ॥૫૦॥ **આભૂષણો**-હે સત્પતે શ્રીકૃષ્ણ ! કટક મુકુટ કુંડળ આદિક આભૂષણો મેં ભક્તિથી અર્પણ કરેલાં કૃપા કરી અંગીકાર કરો. આ મંત્રથી આભૂષણ અર્પણ કરે ॥૫૧॥ **ચંદન**-હે ભક્તિધર્માત્મજ-ભક્તિધર્મના પુત્રપણે પ્રકટેલા પુરૂષોત્તમ પ્રભો ! કર્પુરરસથી સંમિશ્રિત, કુંકુમથી સુશોભિત આ અર્પણ કરેલું દિવ્ય ચંદન પ્રતિગ્રહ કરો. આ મંત્રથી ચંદન અર્પણ કરે ॥૫૨॥ **પુષ્પો**-હે શ્રીકૃષ્ણ પ્રભો ! નાનાપ્રકારનાં સુગંધિમાન પુષ્પોના હાર તોરા અને તુલસીમય વનમાળા અર્પણ કરેલી અંગીકાર કરો. આ મંત્રથી પુષ્પો

लोकानां भगवन्प्रतिगृह्यताम् ॥५४॥ धूपः—बालक्रीडाविनोदेन कालिदत्तासुरान्तकृत् । दृष्ट्या कृत्यागणध्राव ! धूपः स्वीक्रियतां त्वया ॥५५॥ दीपः—स्वयंप्रकाशमानेश ! नैकभास्करभास्वर ! । गृहाण कृपया दीपमन्धकारनिवारकम् ॥५६॥ नैवेद्यम्—नानापक्वान्ननैवेद्यं रसैः षड्भिर्मनोहरम् । विश्वंभर ! गृहाणेदं प्रीत्या मे वरदो भव ॥५७॥ मध्येपानीयम्—पवित्रं निर्मलं तोयमुशीरैलादिवासितम् । जीवनं सर्वजीवानां पानार्थं गृह्यतां हरे ! ॥५८॥ पुनराचमनीयम्—निर्मलं गाङ्गमुदकं सुपवित्रं सुवासितम् । पुनरा-

---

અર્પણ કરે ॥૫૩॥ સુગન્ધિતૈલ-હે ભગવન્ ! સુગન્ધિ નાનાવિધ પદાર્થોના વાસ (ગંધ)થી અધિવાસિત મનોહર આ વિષ્ણુતૈલ જે સર્વ લોકોએ અતિશય સ્પૃહા કરેલું છે તે મેં પ્રીતિથી અર્પણ કરેલું પ્રતિગ્રહ કરો. આ મંત્રથી તેલ અર્પણ કરે ॥૫૪॥ **ધૂપ**-જનસમાજને ભારે ભય કરનારો જે કાલીદત્ત નામનો અસુરરાજ હતો, તેનો બાળલીલાતત્પર તમોએ વિનોદવ્યાપારમાત્રથીજ વિનાશ કરી નાંખ્યો. અને બાળ વયમાંજ કૃત્યાગણ દૃષ્ટિમાત્રથી દૂર કરી દીધો. આવા આપ આ ધૂપ ગ્રહણ કરો. આ મંત્રથી ધૂપ અર્પણ કરે ॥૫૫॥ **દીપ**-હે સ્વયંપ્રકાશ ! (અન્યને આધીન પ્રકાશ નહિ) હે માનેશ ! (ચક્ષુરાદિ માન-પ્રમાણના ઈશ) ચક્ષુરાદિકનું જે પ્રમિતિ (જ્ઞાન)માં કરણપણું છે તે તમારે આધીન છે, તેમાં શ્રુતિ છે **'यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति, यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम्'** ઇત્યાદિ યદ્વા-હે સ્વયંપ્રકાશમાન ! હે ઈશ ! એવો પદવિભાગ કરવો. બીજા સર્વે પરાધીન પ્રકાશવાળા છે. તમો તો સ્વાયત્ત પ્રકાશવાળા સર્વેશ્વર છો. હે નૈકભાસ્કરભાસ્વર !-તમારી દિવ્ય તનુની પ્રભાતો અનેક ભાસ્કર (સૂર્ય)ને સમાન ભાસ્વર-પ્રકાશમાન છે, આવા આપ આ અન્ધકારને નિવારણ કરનારા દીપને દયા કરી ગ્રહણ કરો. આ મંત્રથી દીપ અર્પણ કરે ॥૫૬॥ **નૈવેદ્ય**-હે વિશ્વંભર !-તમો વિશ્વના ભર્તા છો અથાપિ પ્રીતિથી ષટ્ રસો સહિત મનોહર વિવિધ પકવાન્નમય નૈવેદ્ય નિવેદન કરેલું તેને પ્રીતિથી સ્વીકાર કરી મને વરદાન આપનારા થાવ. આ મંત્રથી નૈવેદ્ય અર્પણ કરે ॥૫૭॥ **મધ્યેપાનીય**-હે હરે ! એલચી વીરણના વાળા વિગેરે સુગન્ધિ શીતળ પદાર્થોથી અધિવાસિત, સર્વ જીવોના જીવનભૂત પાવન, નિર્મળ એવું પાનીય પાનમાટે પ્રતિગ્રહ કરો. આ મંત્રથી પાનીય અર્પણ કરે ॥૫૮॥ **પુનરાચમનીય**-હે ભક્તિનંદન ! અત્યંત પવિત્ર, અતિનિર્મળ, સુવાસિત, આ ગંગાજળ પુનરાચમનીય માટે પ્રતિગ્રહ કરો. આ મંત્રથી પુનરાચ-

चमनीयं च गृह्यतां भक्तिनन्दन! ॥५९॥ ताम्बूलम्—ताम्बूलं पूगसंयुक्तं लवङ्गैलाविमिश्रितम्। जातीफलादिसंयुक्तं श्रीकृष्ण! प्रतिगृह्यताम् ॥६०॥ फलम्—दिव्यं फलानां सर्वेषां सर्वदेवप्रियङ्करम्। नालिकेरीफलमिदं गृह्यतां धर्मधूर्धर! ॥६१॥ दक्षिणा—यथाशक्ति मया दत्ताः स्वर्णरूप्यादिमुद्रिकाः। धृत्तालयपुरावास! दक्षिणा गृह्यतां त्वया ॥६२॥ नीराजनम्—नीराजयामि देवेश! नमस्ते! ज्योतिषां पते!। आरार्त्रिकं मया दत्तं गृहाण मुनिवल्लभ! ॥६३॥ प्रदक्षिणा—नमस्ते देवदेवेश! वराभयकर! प्रभो!। त्वत्प्रदक्षिणया कृष्ण! सर्वदेवप्रदक्षिणा ॥६४॥ नमस्कारः—उद्धारणाय सर्वेषां प्रादुर्भूतं धरातले। सत्सञ्जिजीवनाकारं त्वां हरिं प्रणमाम्यहम् ॥६५॥ प्रार्थना—निजकर्मविपाकेन भवाब्धौ पतितोऽस्म्यहम्। तं मामुद्धर

મનીય સમર્પણ કરે ॥૫૯॥ **તાંબૂળ**–હે શ્રીકૃષ્ણ! લવીંગ એલચી જાયફળ આદિકથી મિશ્રિત, સોપારીએ સહિત એવું આ તાંબૂળ અંગીકાર કરો. આ મંત્રથી તાંબૂળ અર્પણ કરે ॥૬૦॥ **ફળ**–હે ધર્મધુરંધર! સકલ ફળોમાં શ્રેષ્ઠ, સર્વ દેવોને પ્રિય એવું આ નાળીકેર ફળ મેં અર્પણ કરેલું અંગીકાર કરો. આ મંત્રથી ફળ અર્પણ કરે ॥૬૧॥ **દક્ષિણા**–વૃત્તાલયમા નિરંતર નિવાસ જેનો છે એવા હે ભગવન્! મેં યથાશક્તિ દક્ષિણાપણે સમર્પણ કરેલી આ રૂપ્યમુદ્રાઓ તથા સુવર્ણમુદ્રાઓ સ્વીકાર કરો. આ મંત્રથી દક્ષિણા અર્પણ કરે ॥૬૨॥ **નીરાજન**—હે જ્યોતિષાં પતે! તમો જ્યોતિષના જ્યોતિષ છો, 'तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति' એવી શ્રુતિ છે જગતના ઉપકાર અર્થે મનુષ્યાકાર અંગીકાર કરનારા, મુનિજનોના મનને નિરતિશય પ્રિય એવા આપની આરતી ઉતારૂછું. તમોને નમસ્કાર છે. આ મેં અર્પણ કરેલી આરતી અંગીકાર કરો આ મંત્રથી નીરાજન અર્પણ કરે ॥૬૩॥ **પ્રદક્ષિણા**—હે વરાભયકર! પ્રભો! –એક કરથી વરદાનમુદ્રા અને બીજા કરથી અભયમુદ્રાને ધારણ કરીને સમસ્ત આશ્રિતોને રંજન કરનારા અને આશ્રિતોને અખિલ અર્થો આપવામાં સમર્થ છો. એવા આપને નમસ્કાર છે. સર્વ ઈશ્વરોના ઈશ્વર, સર્વ દેવોના દેવ, સર્વાત્મા એવા આપની પ્રદક્ષિણા કરવાથી સર્વ દેવોની પ્રદક્ષિણા કરી થાય છે આ મંત્રથી પ્રદક્ષિણા અર્પણ કરે ॥૬૪॥ **નમસ્કાર**–સંસારસાગરમાં સંમગ્ન થએલા સમસ્ત ચેતનોના સમુદ્ધાર માટે પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેલા, સત્સંગિજીવનાકાર તમો શ્રીહરિને હું પ્રણામ કરૂછું. આ મંત્રથી નમસ્કાર કરે ॥૬૫॥ **પ્રાર્થના**-પોતાના

देवेश ! कृपया ! करुणानिधे ! ॥६६॥ सत्सङ्गिजीवनाख्यस्त्वं प्रत्यक्षः पुरुषोत्तमः । मयि त्वच्चरणायाते कृपां कुरु जगत्पते ! ॥६७॥ सम्पूज्य श्रीहरिमित्थं सत्सङ्गिजीवनात्मकम् । वक्तारं पूजयेद्भक्त्या गन्धपुष्पस्रगादिभिः ॥६८॥ नवीनवस्त्राभरणैर्दत्त्वा सम्पूज्य दक्षिणाम् । ततः पूर्वोक्तमन्त्रेण नत्वा तं प्रार्थयेत्पुमान् ॥६९॥ सुव्रताकार ! बोधज्ञ ! सर्वशास्त्रविशारद ! । एतत्कथाप्रकाशेन मदज्ञानं विनाशय ॥७०॥ सम्प्रार्थ्य तद्वाचकमित्थमन्यान् श्रोतॄंश्च विप्रान्स यथार्हमर्चेत् । श्रोता स्वकीयैर्नियमैरुपेतः शृणोतु भूपालक ! शास्त्रमेतत् ॥७१॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तच्छ्रवणविशेषविध्युक्तौ तत्पूजाविधिनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

शतानन्दमुनिरुवाच—श्रोत्राय पूजितो वक्ता कुर्यान्मङ्गलमादितः । मुदा

---

અનાદિ કાળસંચિત કર્મસંચયને લીધે ભવસાગરમાં પડેલા એવા મને કૃપા કરી તેમાંથી ઉદ્ધાર કરો. તમો કરૂણાનિધિ દેવદેવ છો. પ્રત્યક્ષ પુરૂષોત્તમ આપજ સત્સંગિજીવન નામના શાસ્ત્રરૂપથી પણ સદાય પ્રત્યક્ષગોચર છો. હે જગત્પતે ! આપના શરણને પામેલા મારી ઉપર કૃપા કરો. આ મંત્રથી પ્રાર્થના કરે ॥૬૬-૬૭॥ આ પ્રકારે સત્સંગિજીવનરૂપે રહેલા ભગવાન્ શ્રીહરિની પ્રથમ પૂજા કરીને, પછી પ્રવક્તા પૌરાણિકની ચંદન પુષ્પહારાદિવડે પ્રીતિથી પૂજા કરે ॥૬૮॥ તેપછી નવીન વસ્ત્ર વિભૂષણથી પૂજા કરી દક્ષિણા આપી, પૂર્વોક્ત મંત્રથી તેમને પ્રણામ કરી પ્રાર્થના કરે ॥૬૯॥ પ્રાર્થનાનો પ્રકાર કહેછે—હે સુવ્રતાકાર ! જે પ્રથમ પ્રવક્તા, સાક્ષાત્ શતાનંદમુનિના હાર્દને જાણનારા સુવ્રતઋષિ છે એજ તમો છો. હે બોધજ્ઞ !—જે જાણવા જેવા અર્થો છે તે સર્વને જાણનારા છો અને સર્વ શાસ્ત્રનો સાર જાણનારા છો. આ સત્સંગિજીવન કથાના પ્રકાશથી મારા અજ્ઞાન અંધકારને વિનાશ કરો ॥૭૦॥ હે ભૂપાળક ! આ પ્રકારે તે પૌરાણિક પ્રવક્તાની પૂજા કરી પ્રાર્થના કરી, બીજા શ્રોતા વિપ્રોની યથાયોગ્ય પૂજા કરે. તેપછી શ્રોતા પુરૂષ શ્રવણના અંગભૂત જે બ્રહ્મચર્યાદિ નિયમો કહ્યા તેણે યુક્ત થઇને આ સચ્છાસ્ત્રનું શ્રદ્ધાથી શ્રવણ કરે ॥૭૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે...તચ્છ્રવણવિશેષવિધ્યુક્તૌ તત્પૂજાવિધિનિરૂપણનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

## અધ્યાય ૪ થો.

શતાનંદઋષિ કહેછે—હે નૃપ ! તે પછી શ્રોતાએ પૂજા કરેલો પ્રવક્તા પૌરાણિક પ્રથમ મંગલાચરણ કરતાં 'સદાનન્દામ્ભોધિઃ' ઇત્યાદિ ત્રણ શ્લોકો

वदे'रसदानन्दे'त्यादिश्लोकत्रयं नृप! ॥१॥ स्वामिनारायणो नीलकण्ठो नारायणो हरिः । हरिकृष्णश्च सहजानन्दः कृष्णोऽस्तु मे हृदि ॥२॥ ततो 'वैराग्यवेगे'ति श्लोकद्वयमुदीरयेत् । स वक्ता पुस्तकं नत्वा ततः पद्ये इमे पठेत् ॥३॥ श्रूयतां देवदेवेश! स्वामिनारायण! प्रभो! । त्वदीयेनावधानेन कथयिष्ये शुभाः कथाः ॥४॥ नत्वा श्रीसहजानन्दस्वामिनं भक्तिधर्मजम् । तद्वाणीं च शतानन्दं ततो जयमुदीरयेत् ॥५॥ इति पद्ये पठित्वैव वाचयेत्स

(પ્રથમ પ્રકરણના પ્રથમ અધ્યાયમાં રહેલા) ભગવાનના દિવ્ય ગુણોના સ્મરણથી થએલા પ્રહર્ષપૂર્વક બોલે ॥૧॥ તેપછી દિવ્ય અનંત કલ્યાણ ગુણભૂળક એવાં સ્વામિનારાયણ નીલકંઠ નારાયણ હરિ હરિકૃષ્ણ સહજાનંદ અને કૃષ્ણ ઈત્યાદિ નામભેદોવડે તે ભગવાનનું અનુસ્મરણ કરીને તેમના હૃદયતળમાં સાન્નિધ્યની પ્રાર્થના 'स्वामिनारायणो नीलकण्ठो नारायणो हरिः । हरिकृष्णश्च सहजानन्दः कृष्णोऽस्तु मे हृदि' આ પ્રકારે કરે ॥૨॥ તેપછી વક્તા 'वैराग्यवेग' ઈત્યાદિ બે શ્લોકો (પ્રથમ પ્રકરણના દ્વિતીય અધ્યાયમાં રહેલા) બોલીને, પુસ્તકને પ્રણામ કરીને તેપછી આગળ કહીશ એવા બે પદ્ય (શ્લોક) નો પાઠ કરે ॥૩॥ હે દેવદેવેશ! દેવ-ચક્ષુરાદિ ઇન્દ્રિયોના દેવ-ચક્ષુરાદિ ઇન્દ્રિયભૂત! એટલે ભગવાનજ ચક્ષુના ચક્ષુ શ્રોત્રના શ્રોત્ર મનના મન વાકના વાક્ છે, કેમકે જ્યોતિના જ્યોતિ એવા આપના બળથીજ ચક્ષુરાદિ ઇન્દ્રિયો રૂપાદિ વિષયોને દ્યોતેછે-પ્રકાશ કરેછે, તે ઇન્દ્રિયોના તમો ઈશ છો. ચક્ષુમાં અંતરાત્માપણે રહીને ચક્ષુને નિયમમાં કરોછો, 'श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणश्चक्षुषः चक्षुः' 'यश्चक्षुषि तिष्ठन्...चक्षुषोऽन्तरो यमयति' ઈત્યાદિ શ્રુતિઓ છે. આવા આપે આપેલા ઇન્દ્રિયોના અવધાનથી કથા કહીશ. અસાવધાન ઇન્દ્રિયથી કથાપ્રવચન કરી શકાય નહિ તો સર્વ ઇન્દ્રિયોમાં પ્રકાશશક્તિનો પ્રવેશ કરાવનારા, તેના નિયામક એવા આપનાજ પ્રસાદથી મારી ઇન્દ્રિયોનું અવધાન થાય. કહીશ એવી કથાપણ શુભ-મંગળકારી છે, કેમકે આ કથા ત્વદીય-આપનીજ છે ('त्वदीयाः' એવો લિંગવિભક્તિના વિપરિણામથી અન્વય કરી અર્થ કરવો) આપ સર્વના સ્વામી નારાયણ પ્રભુ-સર્વત્ર સમર્થ થાઓછો, માટે સત્યસંકલ્પ છો. એવા આપની શુભકથા દેવદેવ એવા આપેજ આપેલા અવધાનથી કહીશ તેને તમો સાંભળો ॥૪॥ 'શ્રીસહજાનંદસ્વામી' એવી અનન્યસાધારણ યોગરૂઢ (સાર્થક) સંજ્ઞાથી સુપ્રસિદ્ધ, ભક્તિધર્મના નંદનપણે પ્રકટ થએલા ભગવાન્ શ્રીહરિને પ્રણામ કરી તથા તેમની દિવ્ય ઉપદેશરૂપ વાણીને પ્રણામ કરી તથા તેમનાં દિવ્ય ચરિત્રોના પ્રવક્તા શતાનંદમુનિને પ્રણામ કરીને (અથવા શતાનંદમુનિ અને તેમની સત્સંગિજીવનરૂપ વાણીને પ્રણામ કરીને) પછી

कथां बुधः । साधून्विप्रान्विलोक्यैव कुर्यादर्थं न योषितः ॥६॥ समाप्तिर्यस्य यस्यान्ते नाध्यायस्याथ सम्मताः । न तत्र तत्र विरमेदध्यायांस्तान्वदाम्यहम् ॥७॥ तत्र प्रकरणे त्वाद्ये द्वितीयः प्रथमस्तथा । तृतीयोऽष्टादशः षष्ठो निषिद्धा विरताविमे ॥८॥ एकत्रिंशस्त्रयस्त्रिंशः पञ्चत्रिंशत्तमस्तथा । अष्टत्रिंशो मताश्चैते निषिद्धा विरताविह ॥९॥ एकोनचत्वारिंशश्च चत्वारिंशत्तमस्तथा । द्विचत्वारिंश इत्येते निषिद्धा विरतौ मताः ॥१०॥ अध्यायः सप्तपञ्चाशत्त्रिपञ्चाशत्तमस्तथा । अध्यायौ विरतावेतौ द्वावप्यत्र निषेधितौ ॥११॥ द्वितीये च प्रकरणे प्रथमो नवमस्तथा । षष्ठो निषेधिताश्चैते विरतौ सम्मता नृप! ॥१२॥ एकादशस्तथाध्यायः षोडशश्च त्रयोदशः । त्रयोविंशश्चतुर्विंशो न मता विरताविमे ॥१३॥ अष्टत्रिंशत्तमः पञ्चचत्वारिंशत्तमस्तथा । त्रिंशत्तमस्तथाध्यायो निषिद्धा विरताविमे ॥१४॥ तृतीये च प्रकरणे नवमो दशमस्तथा । विरतौ षोडशः सप्तदशश्चैते न सम्मताः ॥१५॥ एकोनविंशतितमस्त्रयोविंशो न सम्मतः । एकत्रिंशत्तमोऽध्यायो द्वात्रिंशो विरताविमे ॥१६॥ चत्वारिंशस्त्रयस्त्रिंशो द्विचत्वारिंश ईरिताः । त्रिचत्वारिंश इत्येते निषिद्धा विरताविह ॥१७॥ षट्चत्वारिंशकः सप्तचत्वारिंशत्तमस्तथा । द्विपञ्चाशत्तमश्चैते विरतौ नहि सम्मताः ॥१८॥ अध्यायश्चाष्टपञ्चाशो द्विषष्टितम ईरिताः ।

---

વક્તાનો તથા શ્રોતાનો જય ઉચ્ચારણ કરે ॥૫॥ આ બે શ્લોકોનો ઉચ્ચાર કરીનેજ પછી બુધ વક્તા કથા વાંચે. તેના અર્થનું વિવેચન સભામાં બેઠેલા સાધુ તથા વિપ્રોને જોઇને કરે પણ સ્ત્રીયોને જોઇને ન કરે એટલે સ્ત્રીને ઉદ્દેશીને અર્થ ન કરે ॥૬॥

હવે જે જે અધ્યાયને અંતે કથાવિરામ ન કરવો જોઇએ તે તે અધ્યાયો હું કહું છું ॥૭॥ પ્રતિદિન પ્રકાંત કથાની સમાપ્તિ જે અધ્યાયને અંતે પ્રતિષેધ કરેલી છે તેને કહેછે–તેમાં **પ્રથમ પ્રકરણમાં**–પહેલો, બીજો, ત્રીજો, છઠ્ઠો, અઢારમો એકત્રિશમો, તેત્રિશમો, પાંત્રિશમો, આડત્રિશમો, ઓગણચાળીશમો, ચાળીશમો, બેંતાળીશમો, ત્રેપનમો, સત્તાવનમો, હે નૃપ ! આટલા અધ્યાયો કથાવિરામમાં વર્જ્યં છે ॥૮–૧૧॥ **દ્વિતીય પ્રકરણમાં**—પહેલો, છઠ્ઠો, નવમો, અગીયારમો, તેરમો, સોળમો, ત્રેવિશમો, ચોવિશમો, ત્રિશમો, આડત્રિશમો, પીસ્તાળીશમો, હે નૃપ ! આટલા અધ્યાયો કથાવિરતિમાં નિષેધ કહેલા છે ॥૧૨–૧૪॥ **તૃતીય પ્રકરણમાં**—નવમો, દશમો, સોળમો, સત્તરમો, ઓગણીશમો, ત્રેવિશમો, એકત્રિશમો, બત્રિશમો, તેત્રિશમો, ચાળીશમો, બેંતાળીશમો, ત્રેંતાળીશમો, છેંતાળીશમો, સુડતાળીશમો, બાવનમો,

त्रिषष्टितम इत्येते निषिद्धा विरतौ नृप! ॥१९॥ आद्यः प्रकरणे तुर्ये पञ्चमो नवमोऽष्टमः । द्वाविंशो दशमो विंशो निषिद्धा विरताविमे ॥२०॥ चतुस्त्रिंशत्तमस्त्रिंशः षट्त्रिंशो विरताविमे । त्रिचत्वारिंशकश्चैकचत्वारिंशो न सम्मताः ॥२१॥ षट्चत्वारिंशकचतुश्चत्वारिंशत्तमौ तथा । चतुःपञ्चाश इत्येते निषिद्धा विरतौ मताः ॥२२॥ षट्पञ्चाशत्तमोऽध्यायः सप्तपञ्चाश इत्यमी । अध्यायश्चाष्टपञ्चाशो विरतौ नहि सम्मताः ॥२३॥ एकोनषष्टितमको द्विषष्टितम इत्यमी । षष्टितमश्च विरतावध्यायाः प्रतिषेधिताः ॥२४॥ चतु.षष्टितमश्चाथ त्रिषष्टितमको नृप! । निषिद्धौ विरतावेतावध्यायौ सम्मताविह ॥२५॥ पञ्चषष्टितमोऽध्यायो विरताविह भूपते! । षट्षष्टितम इत्येतौ प्रतिषिद्धौ मताबुभौ ॥२६॥ अष्टषष्टितमोऽध्यायो नृपते! विरताविह । अध्यायः सप्ततितम इत्युभौ सन्निषेधितौ ॥२७॥ द्वितीयः पञ्चमेऽध्यायः षष्ठः प्रकरणे तथा । तृतीयः सप्तमश्चैते विरतौ प्रतिषेधिताः ॥२८॥ त्रयोदशस्तथा विंशो विरतौ चैकविंशकः । प्रतिषिद्धास्तथा त्रिंशो द्वात्रिंश उदिता इमे ॥२९॥ अष्टत्रिंशस्तथाध्यायः पञ्चत्रिंशत्तमो मताः । निषिद्धा विरतावेव द्विचत्वारिंश इत्यमी ॥३०॥ त्रिचत्वारिंश एकोनषष्टितम उदीरिताः । निषिद्धा सप्तपञ्चाशो विरतावित्यमी नृप! ॥३१॥ षष्टितमस्तथाध्यायश्चतुःषष्टितमो मताः । षट्षष्टितम इत्येते विरतौ प्रतिषेधिताः ॥३२॥ एषामन्ते न विरतिः कार्यैतद्वाचकैः क्वचित् । नित्यैकाध्यायपाठानामप्येष विधिरिष्यते ॥३३॥ मुहूर्तं घटिकां

---

अठ्ठावनमो, बासठमो, त्रेसठमो, हे राजन्! आटला अध्यायो कथासमाप्तिमां प्रतिषिद्ध छे ॥१५-१९॥ **चतुर्थ प्रकरणमां**—पहेलो, पांचमो, आठमो, नवमो, दशमो, वीशमो, बावीशमो, त्रिशमो, चोत्रिशमो, छत्रिशमो, एकताळीशमो, तेताळीशमो, चुंवाळीशमो, छेताळीशमो, चोपनमो, छप्पनमो, सत्तावनमो, अठ्ठावनमो, ओगणसाठमो, साठमो, बासठमो, त्रेसठमो, चोसठमो, पांसठमो, छासठमो, अडसठमो, सीत्तेरमो, हे नृप! आटला अध्यायो कथाविरतिमां वर्ज्य जाणवा ॥२०-२७॥ **पंचम प्रकरणमां**—बीजो, त्रीजो, छठ्ठो, सातमो, तेरमो, विशमो, एकविशमो, त्रिशमो, बत्रिशमो, पांत्रिशमो, आडत्रिशमो, बेंताळीशमो, त्रेताळीशमो, सत्तावनमो, ओगणसाठमो, साठमो, चोसठमो, छासठमो, हे राजन्! आटला अध्यायो कथासमाप्तिमां प्रतिषेध करेला जाणवा ॥२८-३२॥ आ अध्यायोने अंते आना वक्ताओए कयारेपण कथाविराम करवो नहि प्रतिदिन एक एक अध्यायना पाठनियममांपण आज विधि जाणवो ॥३३॥ प्रतिदिन

चापि कथान्ते नामकीर्तनम् । कुर्यात्प्रतिदिनं विष्णोरुत्तरेदासनात्ततः ॥३४॥ पुनर्नत्वा स्वगुर्वादीन् गच्छेद्विद्वान्निजं गृहम् । कथासमाप्तिपर्यन्तं नित्यमेव समाचरेत् ॥३५॥ कथारम्भदिनाद्यावत्समाप्त्यन्यस्य नाहरेत् । अन्नं प्रतिगृहं चापि पापभीरुः स पण्डितः ॥३६॥ न दद्युः स्वस्य पर्याप्तं श्रोतारः प्रत्यहं यदि । अन्नं तदा त्वन्यदत्तं गृह्णीयान्नात्र पातकम् ॥३७॥ सप्ताहे वा नवाहे वा पक्षपारायणे तथा । पारायणे च मासस्यर्तोस्त्वेष विधिरीरितः ॥३८॥ वातुलं नैव भुञ्जीत न कुर्याच्चातिभोजनम् । न रोगकृच्च शाकादि तैलं कटु च वर्जयेत् ॥३९॥ ब्रह्मचर्यमहिंसा च सत्यास्तेये च पालयेत् । कथाविघ्नकरं यत्तत्कर्म कुर्यान्न कर्हिचित् ॥४०॥ पूर्वोक्तलक्षणैर्युक्तः श्रोता पुस्तकवाचकौ । पूर्वोक्तेन विधानेन सम्पूज्य शृणुयात्कथाम् ॥४१॥ अनुष्णी-

કથા વાચનને અંતે વિષ્ણુનામકીર્તન ભક્તિથી મુહૂર્તપર્યંત કે ઘટિકાપર્યંતપણ કરે તે પછી વ્યાસાસન થકી ઉતરે ॥૩૪॥ તે પછી વિદ્વાન્ વક્તા પોતાના પૂજ્ય ગુરૂ આદિકને પ્રણામ કરીને પોતાને ઘેર જાય કથાની પરિસમાપ્તિપર્યંત પ્રતિદિન આ પ્રકારેજ પૌરાણિકે કરવું ॥૩૫॥ પૌરાણિકે કથારંભ દિવસને આરંભીને તેની સમાપ્તિપર્યંત બીજાનું અન્ન કે બીજો પ્રતિગ્રહ કરવો નહિ–ભિક્ષાવૃત્તિથીપણ આહરણ કરવું નહિ શ્રોતાનુંજ અન્ન એણે જમવું પણ લોભને લીધે બીજા થકી બીજું અન્નાદિ ગ્રહણ કરવું નહિ, કારણ કે પ્રત્યવાયની પ્રાપ્તિ થાય માટે પાપભીરૂ પંડિતે એમજ કરવું ॥૩૬॥ જો શ્રોતાઓ પ્રતિદિન પર્યાપ્ત અન્ન આપવામાં અસમર્થ હોય તો પોતાના કુટુંબના પોષણમાં અપેક્ષિત અન્ન અન્યથકીપણ ગ્રહણ કરવું તેમાં પ્રત્યવાયનો પ્રસંગ નથી ॥૩૭॥ આ પૂર્વોક્ત નિયમ સપ્તાહથી અથવા નવાહથી અથવા પક્ષથી અથવા માસથી અથવા ઋતુ (બે માસ)થી જ્યારે પારાયણ પરિપૂર્ણ કરવું હોય ત્યારે કહ્યો છે (પ્રતિદિન એક એક અધ્યાયના પારાયણમાં તો આ નિયમ નથી) ॥૩૮॥ વક્તાએ જે વિશેષ વાતુળ વસ્તુ હોય અને રોગ કરનાર હોય તે નજ ભક્ષણ કરવું રોગને કરનાર શાકાદિ તથા અતિભોજન ન કરવું રોગને કરનાર શાકાદિ તેલ તથા કટુ પદાર્થનો પરિત્યાગ કરવો ॥૩૯॥ બ્રહ્મચર્ય અહિંસા સત્ય અસ્તેય આ વ્રતો નિયમથી પ્રતિપાલન કરવા અને કથા વાચનમાં વિઘ્ન કરનારૂં જે કર્મ હોય તે ક્યારેયપણ કરવું નહિ ॥૪૦॥

હવે શ્રોતાના નિયમો કહેછે–પૂર્વોક્તલક્ષણે યુક્ત એવો શ્રોતા પુસ્તક અને તેના પ્રવક્તાની પૂર્વોક્ત વિધિથી પ્રતિદિન પૂજા કરીને કથા સાંભળે ॥૪૧॥ માથે પાઘડી મુકીને કે પગ ઉપર પગ ચઢાવીને કથા સાંભળે નહિ મધ્યે મધ્યે બીજા સ્થળ પ્રત્યે જતા જતા કથા સાંભળે નહિ સોપારી આદિકને ચાવતો થકો કથા

पोऽप्रौढपादो न गच्छंश्च स्थलान्तरम् । पूगाद्यनश्नंश्च शुचिर्नियतः शृणुयात्कथाम् ॥४२॥ वीरासनेनोपविशेन्न च पश्येदितस्ततः । वार्तां कुर्याच्च नान्योन्यं तदेकाग्रमना भवेत् ॥४३॥ संशये सति वक्तारं पृच्छेच्च शनकैर्नमन् । करपादादिचापल्यं श्रोता कुर्यान्न संसदि ॥४४॥ पालयेद्ब्रह्मचर्यादीन्नियमानुत्सवाह्निके । तथा प्रकरणस्यान्ते शक्त्या दद्याच्च दक्षिणाम् ॥४५॥ एकैकस्मिन्प्रकरणे समाप्ते भोजयेद्द्विजान् । शक्तः श्रोता तु पञ्चाशदवरान् श्रद्धया नृप! ॥४६॥ अशक्तोऽस्य समाप्तौ तु भोजयेत शतावरान् । तदिष्टभोजनैर्विप्रान् दक्षिणाभिश्च तोषयेत् ॥४७॥ कथाप्रारम्भदिवसे सम्पूज्यादौ गणाधिपम् । ब्राह्मणान्वरयेन्मुख्यः श्रोता त्रीन् जपहेतवे ॥४८॥ सहस्रपञ्चकं नित्यं समाप्त्यवधि तैर्नृप! । अष्टाक्षरो मनुर्जप्यो हरिप्रीत्यै दृढव्रतैः ॥४९॥ अन्नवस्त्राणि तेभ्योऽपि दद्यादन्ते च दक्षिणाम् । श्रोतृभ्यश्चापि विप्रेभ्यः शक्त्या दद्याच्च दक्षिणाम् ॥५०॥ मलमूत्रजयार्थं च स्वल्पाहारः

न સાંભળે. ઉક્ત દુષ્ટ લક્ષણ અને દુષ્ટ ક્રિયાએ વર્જીત થઈ વાણીને નિયમમાં રાખીને કથા સાંભળે ॥૪૨॥ શ્રોતાએ સભામાં વીરાસન વાળીને બેસવું નહિ તથા ચારે બાજુ જોયા કરવું નહિ કથા શ્રવણ સમયે પરસ્પર વાર્તા કરવી નહિ કિંતુ એકાગ્ર મન કરી કથા સાંભળવી ॥૪૩॥ શ્રોતાએ સભામાં હસ્ત પાદાદિકની ચપળતા-વૃથા ચેષ્ટા કરવી નહિ સંભળાતી કથાના કોઈ અંશમાં સંશય થાય તો વિનયથી બે હાથ જોડીને વક્તાને પુછવું ॥૪૪॥ શ્રોતાએ બ્રહ્મચર્યાદિ નિયમો પાળવા. કથા પ્રસંગમાં જે દિવસે જન્માષ્ટમી આદિક ઉત્સવો આવે તે દિવસે તથા એક એક પ્રકરણની કથાના અંતમાં વક્તાને યથાશક્તિ દક્ષિણા આપવી ॥૪૫॥ હે નૃપ! તથા એક એક પ્રકરણની કથાસમાપ્તિમાં સમર્થ શ્રોતાએ પચાસથી ઓછા નહિ એટલા બ્રાહ્મણો શ્રદ્ધાથી જમાડવા. અશક્ત શ્રોતાએતો આ સત્સંગિજીવનની સમગ્ર કથાના શ્રવણને અંતે સોમા ઓછા નહિ એટલા બ્રાહ્મણો તેમને ઈષ્ટ એવા મિષ્ટ ભોજનોવડે તૃપ્ત કરવા અને યથાશક્તિ દક્ષિણાદાનથી પ્રસન્ન કરવા ॥૪૬-૪૭॥ કથાના પ્રારંભદિવસે પ્રધાન શ્રોતા પ્રથમ ગણપતિની પૂજા કરી જપ કરવા ત્રણ વિપ્રોને વરે ॥૪૮॥ હે નૃપ! વરેલા વિપ્રોએ દૃઢ મનનિષ્ઠ થઈને પ્રતિદિન અષ્ટાક્ષરમંત્રનો જપ પાંચ હજારવાર શ્રીહરિની પ્રસન્નતા માટે કરવો ॥૪૯॥ કથાસમાપ્તિમાં જપ કરનારા તે વિપ્રોનેપણ યથાશક્તિ અન્ન વસ્ત્ર અને દક્ષિણા આપવી. બીજા શ્રોતા વિપ્રોનેપણ યથાશક્તિ દક્ષિણા દેવી ॥૫૦॥ હે નૃપ! મળમૂત્રના જયમાટે સ્વલ્પ આહાર કરવો, એજ સુખને કરનારો થાય એમ ન

सुखावहः । हविष्यान्नेनैकभक्तं श्रोता कुर्यात्ततो नृप! ॥५१॥ उपवासाः प्रकर्तव्याः सप्ताहे सप्तवासरान् । फलाहारमशक्तस्तु कुर्याद्वापि पयः पिबेत् ॥५२॥ अथान्निर्लवणं वान्नमेकभक्तं च वा चरेत् । सुखसाध्यं भवेद्यत्तत्कर्तव्यं श्रवणार्थिना ॥५३॥ भोजनं तु वरं मन्ये कथाश्रवणकारकम् । नोपवासो मतः श्रेष्ठः कथाविघ्नकरो यदि ॥५४॥ समाप्तिदिवसे कार्या महापूजा यथाधनम् । सर्वेऽपि श्रावकाः कुर्युर्वक्तुः पूजां यथोचितम् ॥५५॥ नूत्नकौशेयवस्त्राणि कुण्डले कटकादि च । दद्याच्छ्रोताग्रिमो वक्त्रे स्वर्णमुद्राः स्वशक्तितः ॥५६॥ सत्यां ॥ धनसम्पत्तौ वित्तशाठ्यं न कर्हिचित् । स कुर्वीत यथाप्रोक्तफलावाप्तीप्सुरत्र हि ॥५७॥ अन्येऽपि शक्तितो दद्युर्वस्त्रालङ्कारदक्षिणाः । गृहस्थधर्मौपयिकं देयं यत्त् किञ्चिदेव वा ॥५८॥ स्वर्णमाषो रौप्यको वा दक्षिणोक्ता स्वशक्तितः । श्रोतृणामल्पवित्तानां वक्त्रे देया पृथक्

---

કરે તો મળાદિકની પીડાથી શ્રવણમાં વિઘ્ન આવે, માટે શ્રોતાએ હવિષ્યાન્નથી એકવાર ભોજન કરવું ॥૫૧॥ સપ્તાહમાંતો શ્રોતાએ સાત દિવસ સુધી ઉપવાસ કરવા. આટલા ઉપવાસ કરવામાં અશક્ત હોય તેણે તો ફળાહાર કરવો. અથવા પયપાન કરવું અથવા લવણ વિનાનું એક અન્ન ખાવું અથવા એકવાર ભોજન કરવું. એમાંથી જે સુખેથી થાય એવું હોય તે શ્રવણાર્થિએ કરવું. એટલે શક્તિના તારતમ્યથી વ્યવસ્થા યથાનુકૂળ કરવી ॥૫૨-૫૩॥ વસ્તુતાએતો ઉપવાસ વિગેરે વિકલ્પોમાં લવણ વિનાનું એક અન્ન ખાવું અથવા એકવાર ભોજન કરવાનું જે કહ્યુ તેનેજ હું શ્રેષ્ઠ માનું છું હું ઉપવાસને અધિક માનતો નથી, કેમકે ઉપવાસતો ઇન્દ્રિયોની દુર્બળતા કરીને કથાશ્રવણમાં આયાસ કરાવે છે માટે વિઘ્ન થાય. ઉક્ત ભોજનપક્ષતો કથા શ્રવણમાં ઉપકારક થાય છે માટે તેને હું શ્રેષ્ઠ માનું છું ॥૫૪॥ કથાસમાપ્તિ દિવસે તો વક્તાની યથાધન પૂજા કરવી. બીજા બધા શ્રોતાઓએ પણ પ્રવક્તાની પૂજા યથોચિત કરવી ॥૫૫॥ તેમાં પ્રધાન શ્રોતાએ વક્તાને નવીન રેશમી વસ્ત્રો, કુંડળ કડાં આદિક આભૂષણો અને સુવર્ણમુદ્રા યથાશક્તિ આપવી. યથોક્ત ફળ પ્રાપ્તિની ઈચ્છાવાળાએ ધનસંપત્તિ હોય તો વિત્તલોભ ક્યારેય પણ ન કરવો. દ્રવ્યલોભ કરે તો કથાશ્રવણનું સંપૂર્ણ ફળ સિદ્ધ થાય નહિ ॥૫૬-૫૭॥ બીજા શ્રોતાઓએ શક્તિ હોય તો વસ્ત્ર વિભૂષણ અને દક્ષિણા આપવી અને ગૃહસ્થધર્મમાં ઉપયોગી જે કોઈ પદાર્થ હોય તેપણ આપવું ॥૫૮॥ તેમાં માષપરિમિત સુવર્ણ અથવા રૂપું સ્વલ્પ શક્તિવાળા શ્રોતાઓને યોગ્ય દક્ષિણા છે. તે થકીપણ સ્વલ્પ શક્તિવાળા બીજા શ્રોતાઓએ પૃથક્ પૃથક્ પોતાની

पृथक् ॥५९॥ धेनुं प्रयत्नतो दद्यात्ततो वक्त्रे पयस्विनीम् । दशांशेनोक्तमन्त्रस्य होमं कुर्यात्ततः परम् ॥६०॥ द्रव्येण पायसाज्येन ततो व्याहृतिभिर्नरः । तिलव्रीहिद्रव्यहोमं कुर्वीत च यथाविधि ॥६१॥ होमानुकूल्यं न स्याचेत्तत्रिष्क्रयधनं पुमान् । दद्यात्तेनापि सम्पूर्णं फलं स्यान्नात्र संशयः ॥६२॥ विशेष इति ते प्रोक्तः सत्सङ्गिजीवनश्रुतौ । प्रागुक्तोऽन्योऽपि च विधिर्ज्ञातव्योऽत्र त्वया नृप! ॥६३॥ इत्थं विधानेन च शास्त्रमेतच्छृण्वन्ति ये भूमिपते! नरास्ते । फलं पुरोक्तं सकलं लभन्ते स्वामीष्टमत्रापि परत्र नूनम् ॥६४॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तच्छ्रवणविशेषविध्युक्तौ विरतिनिषेधाध्यायसङ्ख्यानिरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

राजोवाच—सप्ताहे च नवाहे च पक्षपारायणे तथा । मासपारायणे चापि ऋतुपारायणे मुने! ॥१॥ ये त्वयाभिहिताः पूर्वमध्याया विरतौ मुने! । निषेधस्य विहायैतान्कार्यं पारायणं कथम् ॥२॥ वाच्याः कियन्तः

શક્તિને અનુસારે વક્તાને દક્ષિણા દેવી ॥૫૯॥ મુખ્ય શ્રોતાએ વક્તાને પ્રયત્નથી દુધવાળી ગાય દક્ષિણામાં દેવી. તેપછી જપેલા ઉક્તમંત્રના દશાંશથી હોમ કરવો ॥૬૦॥ તેપછી શ્રોતા પુરૂષે પાયસ (દુધપાક) ઘૃત દ્રવ્યવડે વ્યાહૃતિ મંત્રથી હોમ કરવો. તેપછી યથાવિધિ તલ વ્રીહી દ્રવ્યથી હોમ કરવો ॥૬૧॥ જો હોમ કરવામાં જોઈતી ઋત્વિગ્ આચાર્ય આદિકની સંપત્તિ ન હોય તો તેના મૂલ્ય જેટલું ધન આપે, તેનાથી પણ હોમકૃતની સિદ્ધિ થાય એમાં સંશય નથી ॥૬૨॥ હે નૃપ! સત્સંગિજીવનના શ્રવણમાં આ વિશેષવિધિ મેં આ પ્રકારે કહ્યો. પ્રથમ બીજો જે વિધિ કહ્યો છે તેપણ આ કથાશ્રવણમાં તમારે જાણી લેવો ॥૬૩॥ હે ભૂમિપતે! જે નરો આ વિધિથી ભક્તિપૂર્વક આ સત્સંગિજીવને સાંભળે તેઓ આ લોક પરલોકમાં પૂર્વોક્ત સકળ સ્વાભીષ્ટ ફળને પામે એમાં સંશય નથી ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે...તચ્છ્રવણવિશેષવિધ્યુક્તૌ વિરતિનિષેધાધ્યાયસંખ્યાનિરૂપણનામા ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

## અધ્યાય ૫ મો.

હેમંતસિંહરાજા કહેછે-હે મુને! સપ્તાહ, નવાહ, પક્ષ, માસ અને બે માસના પારાયણમાં પ્રતિદિન કથાવિરામમાં જે અધ્યાયો પ્રથમ વર્જ્ય કહેલાછે તેનો ત્યાગ કરીને પારાયણ કેવી રીતે કરવું? ॥૧-૨॥ હે મહામુને! સપ્તાહ પારાયણમાં પ્રતિદિન કેટલા અધ્યાયો વાંચવા તથા નવાહ પારાયણમાં કેટલા, પક્ષપારાયણમાં કેટલા, માસ પારાયણમાં કેટલા અને ઋતુ (બેમાસ) પારાયણમાં કેટલા અધ્યાયો

सप्ताहे स्वध्यायाः प्रत्यहं मुने!। पारायणे नवाहे च पक्षपारायणे तथा ॥३॥ मासपारायणे चापि ऋतुपारायणे तथा । वाचनीयाः कियन्तश्च कियन्तश्च महामुने ! ॥४॥ एतद्वेदितुमिच्छामि त्वत्तः सर्वं यथार्थतः । यतस्त्वदन्यो नो वेत्ति ततस्त्वं ब्रूहि मे मुने ! ॥५॥ शतानन्दमुनिरुवाच—सप्ताहेन यदा कुर्यादेतत्पारायणं तदा । नरेन्द्र ! तुभ्यमध्यायनियमं कथयाम्यहम् ॥६॥ प्रथमे दिवसेऽध्यायाः षट्चत्वारिंशदीरिताः । वाचनीया दिने पञ्चचत्वारिंशद्द्वितीयके ॥७॥ तृतीयेऽह्नि च ते वाच्याः षट्चत्वारिंशदीरिताः । अध्यायाश्च दिने पञ्चचत्वारिंशत्तुरीयके ॥८॥ पञ्चमे च दिने पञ्चचत्वारिंशदुदीरिताः । वाच्याः षष्ठेऽह्नि तावन्तः पारायणविधायिभिः ॥९॥ सप्तचत्वारिंशदुक्ता दिने वाच्याश्च सप्तमे । प्रोक्तो मयेति सप्ताहेऽध्यायानां वाचनक्रमः ॥१०॥ कुर्वीतास्य नवाहेन यदा पारायणं तदा । अध्यायनियमं राजंस्तुभ्यं शुश्रूषवे ब्रुवे ॥११॥ षट्त्रिंशत्प्रथमेऽध्याया दिने वाच्याः समीरिताः । द्वितीयेऽह्नि च तावन्तः पञ्चत्रिंशत्तृतीयके ॥१२॥ पञ्चत्रिंशद्दिने तुर्ये चतुस्त्रिंशच्च पञ्चमे । पञ्चत्रिंशच्च षट्त्रिंशद्वाच्याः षष्ठे च सप्तमे ॥१३॥ वाचनीयतयाऽध्यायाः पञ्चत्रिंशद्दिनेऽष्टमे । नवमे दिवसे सप्तत्रिंशदेव समीरिताः ॥१४॥ पक्षेण विदधीतास्य यदा पारायणं तदा । नियमं वाचनीयानामध्या-

---

પ્રતિદિન વાચવા તેને હું તમારા થકી જાણવા ઈચ્છુંછું આનું તમામ તત્ત્વ તમારા થકી બીજો કોઈ જાણતો નથી તો હે મુને ! તમોજ યથાર્થપણે કહેવાને યોગ્ય છે। ॥૩-૫॥ આ પ્રકારે ભૂપતિએ પુછેલા શતાનંદમુનિ હવે કહેછે– હે નરેન્દ્ર ! જ્યારે સપ્તાહથી આ પ્રબન્ધનું પારાયણ કરવું હોય ત્યારે પ્રતિદિવસ વાચવાના અધ્યાયોનો નિયમ હું તમોને પ્રથમ કહુંછું ॥૬॥ પ્રથમ દિવસે છેતાળીશ, બીજે દિવસે પીસ્તાળીશ, ત્રીજે દિવસે છેતાળીશ, ચોથે દિવસે પીસ્તાળીશ, પાચમે દિવસે પીસ્તાળીશ, છઠ્ઠે દિવસે પણ પીસ્તાળીશ, સાતમે દિવસે સુડતાળીશ અધ્યાયો પારાયણ કરનાઓએ વાચવા આવો સપ્તાહપારાયણમાં અધ્યાયવાચનનો અનુક્રમ છે ॥૭-૧૦॥ હે રાજન્ ! જ્યારે નવાહ પારાયણ કરવું હોય ત્યારે વાચવાના અધ્યાયોનો નિયમ સાભળવા ઈચ્છતા તમોને હું કહુંછું-પહેલે દિને છત્રીસ, બીજે દિને છત્રીસ, ત્રીજે દિને પાત્રીસ, ચોથે દિનેપણ પાત્રીસ, પાચમે દિને ચોત્રીસ, છઠ્ઠે દિને પાત્રીસ, સાતમે દિને છત્રીસ, આઠમે દિને પાત્રીસ, નવમે દિને સાડત્રીસ અધ્યાયો પારાયણ કરનારા પૌરાણિકોએ વાચવા ॥૧૧-૧૪॥ હે ભૂપ ! હવે આ પ્રબન્ધનું પારાયણ

यानामहं ब्रुवे ॥१५॥ एकविंशतिरध्याया वाच्याः प्रथमवासरे । द्वाविंशतिर्द्वितीयेऽह्नि तृतीये चैकविंशतिः ॥१६॥ तुर्ये द्वाविंशतिः प्रोक्ताः पञ्चमे चैकविंशतिः । षष्ठेऽह्नि विंशतिर्वाच्याः सप्तमे द्वौ च विंशतिः ॥१७॥ अष्टमे दिवसेऽध्याया द्वाविंशतिरुदीरिताः । नवमे वासरेऽध्याया वाचनीयाश्च विंशतिः ॥१८॥ दशमे विंशतिः प्रोक्ता वाच्यास्त्वेकादशे दिने । अध्याया विंशतिर्भूप! पारायणविधानकैः ॥१९॥ द्वाविंशतिर्द्वादशेऽह्नि संप्रोक्ताश्च त्रयोदशे । एकविंशतिरध्याया वाचनीयास्तु वासरे ॥२०॥ चतुर्दशे दिनेऽध्याया द्वाविंशतिरुदीरिताः । त्रयोविंशतिरेवोक्ता वाच्याः पञ्चदशे दिने ॥२१॥ विदधीतास्य मासेन पारायणमनुत्तमम् । यदा तदा ब्रुवेऽध्यायनियमं च यथाक्रमम् ॥२२॥ आद्येऽह्न्येकादश प्रोक्तास्तावन्तश्च द्वितीयके । तृतीये च दिनेऽध्याया वाचनीयास्तथा दश ॥२३॥ तुर्येऽह्न्येकादश प्रोक्ता वाचनीयाश्च पञ्चमे । तावन्तश्च तथा षष्ठे वाच्यास्तावन्त एव हि ॥२४॥ सप्तमे द्वादश प्रोक्ता दश चाष्टमवासरे । द्वादशैव दिने वाच्या नवमे दशमे दश ॥२५॥ एकादशे दिनेऽध्याया वाच्याश्चैकादश स्मृताः । द्वादश द्वादशे प्रोक्ता दश चाह्नि त्रयोदशे ॥२६॥ एकादश दिनेऽध्याया वाचनीयाश्चतुर्दशे । दश पञ्चदशे वाच्यास्तावन्तः षोडशे दिने ॥२७॥ दश सप्तदशे प्रोक्ता वाच्याश्चाष्टादशे

विंशके दश कीर्तिताः । द्वाविंशे च त्रयोविंशे द्वादश द्वादश स्मृताः ॥२९॥ चतुर्विंशे दश प्रोक्ताः पञ्चविंशे दिने नव । अध्याया वाचनीयास्तु पारायणविधायिभिः ॥३०॥ षड्विंशके दश प्रोक्ताः सप्तविंशे च वासरे । एकादश ततो वाच्या दशाष्टाविंशके दिने ॥३१॥ एकोनत्रिंशकेऽध्याया वाच्यास्त्वेकादशोदिताः । नवैव दिवसे त्रिंशे पारायणपरायणैः ॥३२॥ ऋतुना विदधीतास्य यदा पारायणं तदा । नियमं वाचनीयानामध्यायानामहं ब्रुवे ॥३३॥ आद्यद्वितीययोः पञ्च तृतीये पञ्च तुर्यके । पञ्चमे च षडध्याया वाच्याः षष्ठे च षट् दिने ॥३४॥ सप्तमे दिवसे पञ्च षडेवोक्ता दिनेऽष्टमे । दिवसे नवमेऽध्यायाः पञ्चैव दशमे च षट् ॥३५॥ एकादशेऽह्नि पञ्चोक्ता वाच्याश्च द्वादशे तथा । त्रयोदशे षडध्याया दिने पञ्च चतुर्दशे ॥३६॥ पञ्च पञ्चदशेऽध्याया वाच्याः षट् चाह्नि षोडशे । पञ्च सप्तदशे प्रोक्तास्तावन्तोऽष्टादशे दिने ॥३७॥ एकोनविंशके विंशे दिवसे च षडीरिताः । एकविंशे दिने पञ्च प्रोक्ता द्वाविंशके च षट् ॥३८॥ त्रयोविंशे षडेवोक्ताश्चतुर्विंशे च वासरे । पञ्च वाच्यास्तथाऽध्याया अह्नि षट् पञ्चविंशके ॥३९॥ पञ्च षड्विंशके प्रोक्तास्तावन्तः सप्तविंशके । अष्टाविंशे दिनेऽध्याया वाच्यास्तावन्त ईरिताः ॥४०॥ एकोनत्रिंशकेऽध्याया वाचनीयाः षडीरिताः । त्रिंशे च दिवसे पञ्च प्रोक्ताः

દિને દશ, એકવીશમે દિને દશ, બાવીશમે તથા તેવીશમે દિને બારબાર, ચોવીશમે દિને દશ, પચીશમે દિને નવ, છવીશમે દિને દશ, સત્તાવીશમે દિને અગીયાર, અઠ્ઠાવીશમે દિને દશ, ઓગણત્રીશમે દિને અગીયાર, ત્રીશમે દિને નવ અધ્યાયો પારાયણપરાયણોએ વાંચવા ॥૨૨-૩૨॥ બે માસથી આ ગ્રંથનું પારાયણ જ્યારે કરવું હોય ત્યારે પ્રતિદિન વાંચવાના અધ્યાયોનો નિયમ હું કહુંછું-પહેલે બીજે ત્રીજે ચોથે દિવસે પાંચ પાંચ, પાંચમે છઠ્ઠે દિવસે ૭ ૭, સાતમે પાંચ, આઠમે ૭, નવમે પાંચ, દશમે ૭, અગીયારમે બારમે પાંચ પાંચ, તેરમે ૭, ચૌદમે પાંચ, પંનરમે પાંચ, સોળમે ૭, સત્તરમે તથા અઢારમે પાંચ પાંચ, ઓગણીશમે તથા વિશમે ૭ ૭, એકવીશમે પાંચ, બાવીશમે તથા તેવીશમે ૭ ૭, ચોવીશમે પાંચ, પચીશમે ૭, છવીશમે સત્તાવીશમે અઠ્ઠાવીશમે પાંચ પાંચ, ઓગણત્રીશમે ૭, ત્રીશમે એકત્રીશમે બત્રીશમે પાંચ પાંચ, તેત્રીશમે ૭, ચોત્રીશમે પાંત્રીશમે છત્રીશમે પાંચ પાંચ, સાડત્રીશમે ૭, આડત્રીશમે ઓગણચાળીશમે ચાળીશમે પાંચ પાંચ, એકતાળીશમે ચાર, બેતાળીશમે ૭, તેંતાળીશમે પાંચ, ચુંવાળીશમે આઠ, પીસ્તાળીશમે ૭, છેતાળીશમે સુડતાળીશમે અડતાળીશમે ઓગણપચાશમે પચાશમે

पारायणे नृप! ॥४१॥ एकत्रिंशेऽह्नि पञ्चोक्ताः पञ्च द्वात्रिंशके तथा । त्रयस्त्रिंशे षडध्यायाश्चतुस्त्रिंशे च पञ्च वै ॥४२॥ पञ्चत्रिंशे च पञ्चोक्ताः पञ्च षट्त्रिंशके तथा । सप्तत्रिंशे च पञ्चाच्याः पञ्चाष्टत्रिंशके दिने ॥४३॥ अध्यायाः पञ्च चैकोनचत्वारिंशत्तमे दिने । चत्वारिंशत्तमे वाच्यास्तथा पञ्च प्रकीर्तिताः ॥४४॥ चत्वारो दिवसे चैकचत्वारिंशत्तमे मताः । द्विचत्वारिंशके वाच्याः षडध्यायाः समीरिताः ॥४५॥ त्रिचत्वारिंशकेऽध्यायाः पञ्च एव हि वासरे । चतुश्चत्वारिंशकेऽष्टौ वाचनीयाः प्रकीर्तिताः ॥४६॥ षडेव दिवसे पञ्चचत्वारिंशत्तमे मताः । षट्चत्वारिंशकेऽध्याया वाच्याः पञ्च समीरिताः ॥४७॥ पञ्चाध्याया दिने सप्तचत्वारिंशत्तमे मताः । वाच्याः पञ्च तथा चाष्टचत्वारिंशत्तमे दिने ॥४८॥ वाच्यास्त्वेकोनपञ्चाशे पञ्चाध्याया दिने तथा । पञ्चाशे च तथा चैकपञ्चाशे पञ्च पञ्च च ॥४९॥ वाचनीया द्विपञ्चाशे त्रिपञ्चाशत्तमे तथा । चतुःपञ्चाशकेऽध्यायाः पञ्च पञ्च च पञ्च च ॥५०॥ पञ्चपञ्चाशकेऽध्याया वाच्याः पञ्च समीरिताः । षट्पञ्चाशत्तमे पञ्च सप्तपञ्चाशके च षट् ॥५१॥ वाचनीया दिने चाष्टपञ्चाशत्तम ईरिताः । षडध्याया महीपाल! पारायणपरैर्द्विजैः ॥५२॥ दिने चत्वार एकोनषष्टितम उदीरिताः । वाचनीयाः किलाध्यायाः पञ्च षष्टितमे दिने ॥५३॥ पारायणेषु सप्ताहप्रमुखेष्वित्थमादितः । वाचनीयाध्यायसङ्ख्या कथिता ते नृपोत्तम! ॥५४॥ अध्याया विरतौ ये तु निषिद्धा अवसानकम् । तेषां विहाय सङ्ख्येपा ज्ञेया राजंस्त्वया स्फुटम् ॥५५॥ पक्षपारायणे पक्षो ज्ञेयः पञ्चदशाहिकः ।

---

એકાવનમે બાવનમે તેપનમે ચોપનમે પંચાવનમે છપ્પનમે પાંચ પાંચ, સત્તાવનમે અઠ્ઠાવનમે છ છ, ઓગણસાઠમે ચાર, સાઠમે દિવસે પાંચ અધ્યાયો પારાયણ કરનારા દ્વિજોએ વાંચવા ॥૩૩-૫૩॥ હે નૃપોત્તમ! આ પ્રકારે સપ્તાહ આદિક પારાયણોમાં વાંચવાના અધ્યાયોની સંખ્યાનો નિયમ પ્રથમ તમોને નિરૂપણ કરી બતાવ્યો ॥૫૪॥ હે રાજન્! જે અધ્યાયો કથાવિરામમાં નિષેધ કરેલાછે તેમનું અવસાન-તે અધ્યાયે વિરતિ વિના આ સંખ્યા તમારે સ્પષ્ટપણે જાણવી ॥૫૫॥ પક્ષપારાયણમાં પૂર્ણ પનરદિવસોએ કરીને પક્ષ જાણવો પણ તિથિલોપથી કે તિથિવૃદ્ધિથી પક્ષપૂર્તિ જાણવી નહિ (પનર દિવસ પુરા ગણવા) તથા માસપારાયણમાં ત્રિશ દિવસનો સમુદાયાત્મક માસ જાણવો પણ તિથિલોપથી કે તિથિવૃદ્ધિથી

मासपारायणे मासखिलत्ता दिवसैस्त्रया ॥५६॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे पारायणविधिनिरूपणे पञ्चमोऽध्यायः ॥५॥

शतानन्द उवाच—सत्सङ्गिजीवनस्यात्र पुरश्चर्यां तु ये नराः । कुर्वन्ति ते लभन्ते वै चतुर्वर्गफलं नृप ! ॥१॥ राजोवाच—पुरश्चर्याविधिं त्वस्य श्रोतुमिच्छाम्यहं मुने ! । त्वत्तस्तं कृपया ब्रूहि मह्यं शुश्रूषवेऽनघ ! ॥२॥ शतानन्द उवाच—पूर्वं तुभ्यं मयोक्ता ये काला शुभफलप्रदाः । पुरश्चर्यासमारम्भः कर्तव्यस्तेषु भूपते ! ॥३॥ शुभे मुहूर्ते वरयेत्पूर्वोक्तैर्युक्तलक्षणैः । सम्पन्नान्ब्राह्मणान् राजन् ! षट् नव द्वादशापि वा ॥४॥ श्वेतानि नित्यधार्याणि तेभ्यो वस्त्राणि चोर्मिकाः । हेमीर्दद्यादासनानि जलपात्राणि कम्बलान् ॥५॥ शुश्रूषाया नियुञ्जीत तेषामन्यान्द्विजास्तत । उष्णोदकं च पाकादि कुर्युस्ते चाङ्गमर्दनम् ॥६॥ देवालये प्रसिद्धे वा पुण्यक्षेत्रे पुरातने । पुरश्चरणस्यारम्भः कर्तव्यो हरिमन्दिरे ॥७॥ स्थापयित्वा वाथ हैमीं श्रीकृ-

માસપૂર્તિ જાણવી નહિ (પુરેપુરા ત્રીશ દિવસે ગણવા) ॥૫૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે પારાયણવિધિનિરૂપણે પંચમોઽધ્યાય ॥૫॥

અધ્યાય ૬ ઠો.

**શતાનંદમુનિ કહેછે**—હે નૃપ ! આ ધરાતળમા જે નરો આ શુભ સત્સંગિજીવન ગ્રથની પુરશ્ચર્યા કરેછે તેઓ ધર્મ અર્થ કામ અને મોક્ષ નામના ચાર પુરૂષાર્થોને નિશ્ચે પામેછે (જેને જેની ઈચ્છા હોય તે તેને પ્રાપ્ત થાય છે) ॥૧॥ આ પ્રકારે શતાનદમુનિએ કહેલા રાજા હવે કહેછે—હે નિર્દોષ મુને ! આ ગ્રથનો તે પુરશ્ચર્યાવિધિ તમારા થકી સાભળવા ઈચ્છુ છુ તો સાભળવા વાછતા મને અવશ્ય પણે તેનો પ્રકાર કૃપા કરીને કહો ॥૨॥ આ પ્રકારે પુછેલા શતાનદમુનિ હવે કહેછે—હે ભૂપતે ! શુભ ફળને આપનારા જે કાળો મ પ્રથમ તમોને કહ્યા તેમાથી હરકોઈ કાળમા પુરશ્ચર્યાનો પ્રારભ કરવો ॥૩॥ હે રાજન્ ! તેમા પ્રથમતો શુભ મુહૂર્તમા વર્ણના પૂર્વોક્ત લક્ષણોએ સપન્ન એવા બ્રાહ્મણો બાર અથવા નવ અથવા છ વરે ॥૪॥ વરેલા વિપ્રોને નિત્ય ધારણમા ઉપયોગી એવા શ્વેત વસ્ત્રો સુવર્ણની વીંટીઓ આસનો, જળપાત્રો અને કબળાઓ આપે ॥૫॥ તે વરેલા વિપ્રોની પરિચર્યામા બીજા દ્વિજોની યોજના કરે, યોજેલા તે દ્વિજોએ ઉષ્ણ જળ, રસોઈ આદિક તેતે કાળમા તૈયાર કરવુ અને તેવાદિકવડે અગમર્દન (શરીર ચોળવુ) આદિક પરિચર્યા આચરવી ॥૬॥ પુણ્ય ક્ષેત્રમા અથવા પ્રસિદ્ધ દેવાલયમા અથવા પુરાતન મદિરમા પુરશ્ચરણનો પ્રારભ કરવો ॥૭॥ અથવા યજમા

ण्णप्रतिमां गृहे । कुर्युः पारायणं विप्रा यथानियतमन्वहम् ॥८॥ अष्टाधिकशतेनैव पुरश्चरणमीरितम् । पारायणानां नृपते! सत्सङ्गिजीवनस्य हि ॥९॥ सप्ताहेनात्र कर्तव्यं नृप! पारायणं वृतैः । द्विजैरेकैकमेवं हि कुर्युः सर्वाण्यनुक्रमात् ॥१०॥ पूर्वोक्ताध्यायपूर्तौ च कार्यैव विरतिश्च तैः । स्पष्टाक्षरं वाचनीयं भाषणीयं न केनचित् ॥११॥ न वृतैर्ब्राह्मणैर्ग्राह्या दक्षिणा यस्य कस्यचित् । न चान्यवस्त्राद्यपि वा ग्रहीतव्यं कदाचन ॥१२॥ एकैकस्मिंश्च सप्ताहे समाप्ते सति दक्षिणाम् । स्वर्णमुद्रात्रयं दद्यादेकैकस्मै पृथक् पृथक् ॥१३॥ नियतानां संहितानां पाठान्ते वाऽखिला अपि । एकीकृत्यैव दद्यात्ता दक्षिणास्तु पृथक् पृथक् ॥१४॥ स्वर्णमुद्रात्रयं दातुमसमर्थस्तु पूरुषः । दद्यात्तदर्धं विप्रेभ्यस्तदर्धं चाल्पवित्तवान् ॥१५॥ कनिष्ठां दक्षिणां दातुमपि शक्तो न यो भवेत् । स विप्रान् श्रमयेन्नैव कुर्यादन्यत्स्वशक्तितः ॥१६॥ पुरश्चरणकर्ताथ दिने यस्मिन् द्विजोत्तमान् । वृणुयात्तद्दिने चासावष्टाक्षरजपाय च ॥१७॥ पूर्ववद्वृणुयाद्विप्रान् जपस्य च दशांशतः । होमं कुर्याद्ब्राह्मणांश्च

નના ઘરમાંજ સુવર્ણમયી શ્રીકૃષ્ણપ્રતિમા યથાવિધિ સ્થાપન કરી તેની સમીપે પ્રતિદિન પૂર્વોક્ત નિયમાનુસારે વિપ્રોએ પારાયણ કરવું ॥૮॥ હે નૃપ! આ સત્સંગિજીવનનાં એકસો આઠ પારાયણ કરવાથી એક પુરશ્ચર્યાની પરિપૂર્તિ થાય છે ॥૯॥ હે નૃપ! વરેલા વિપ્રોએ એક સપ્તાહથી એક એક પારાયણ કરવું (સાત દિવસે એક પારાયણ પૂર્ણ કરવું) એ રીતના અનુક્રમથી કરવાનાં સમસ્ત પારાયણો કરવાં ॥૧૦॥ તે પારાયણપરાયણ વિપ્રોએ અધ્યાયવિરતિ વિગેરે પૂર્વોક્ત પ્રકારેજ કરવું. સ્પષ્ટ અક્ષરથી વાંચવું. કોઈની સાથે બોલવું નહિ ॥૧૧॥ વરેલા દ્વિજોએ બીજા જેની તેની દક્ષિણા ગ્રહણ કરવી નહિ તથા અન્ન વસ્ત્રાદિપણ ક્યારેક પણ ગ્રહણ કરવું નહિ (બીજા થકી પ્રતિગ્રહ ન કરવો) ॥૧૨॥ એક એક સપ્તાહ સમાપ્ત થાય તે દિવસે પ્રત્યેક પારાયણકર્તા વિપ્રને પૃથક્ પૃથક્ ત્રણ સુવર્ણમુદ્રા દક્ષિણા દેવી અથવા અષ્ટોત્તર શતપારાયણમાં જેટલા સંહિતાપાઠોની અપેક્ષા હોય તેટલા પાઠોને અંતે તે સમગ્ર દક્ષિણાપણ ભેગી (એક સાથે) પૃથક્ પૃથક્ આપવી ॥૧૩-૧૪॥ વિપ્રોને ત્રણ સુવર્ણમુદ્રા આપવા માટે અસમર્થ પુરૂષેતો તેનો અર્ધ (દોઢ) દક્ષિણા આપવી તેમાંપણ અલ્પ વિત્તવાળા (અસમર્થ) પુરૂષે તેનો અર્ધ (પોણો) દક્ષિણા આપવી ॥૧૫॥ જે કોઈતો કનિષ્ઠ એવીપણ દક્ષિણા દેવા અશક્ત હોય તેણે વિપ્રોને વૃથા શ્રમ નજ કરાવવો કિંતુ આના પુરશ્ચરણ થકી બીજાું કોઈ ધાર્મિક કાર્ય યથાશક્તિ કરવું ॥૧૬॥ પુરશ્ચરણ કર્તા યજમાન જે દિવસે પારાયણાર્થે વિપ્રોને વરે તેજ દિવસે અષ્ટાક્ષરમંત્રના જપાર્થે પ્રથમની પેઠે બાર

भोजयेत्तद्दशांशतः ॥१८॥ शक्तो ग्रन्थस्य चैतस्य पुरश्चरणकारकः । ग्रन्थे-
नानेन जुहुयात्पायसाज्यघृतादिभिः ॥१९॥ प्रतिश्लोकं प्रत्युवाचं प्रतीतिश्रि
तदा नृप ! । मृग्याऽसौ मुद्रया होमं कारयेत्क्रमतः सुधीः ॥२०॥ अशक्तो
नामभिः सर्वमङ्गलस्तोत्रकीर्तितैः । श्रीहरेः कारयेन्मन्त्रैर्होमद्रव्यैः पुरोदितैः
॥२१॥ होमं कर्तुमशक्तस्तु द्वादशैव विधापयेत् । पारायणानि होमार्थं
तैरेव ब्राह्मणैर्वृतः ॥२२॥ पुरश्चर्यारम्भदिनात्समाप्तिदिवसावधि । पालनीयं
ब्रह्मचर्यं विप्रैः सयजमानकैः ॥२३॥ यथोक्तं तु फलं न स्यादन्यथेत्यत्नि
निश्चयः । तस्मिंस्तु पालिते सर्वे सिध्यन्त्येव मनोरथाः ॥२४॥ अस्य
प्रसङ्गतः शिक्षापत्र्या अष्टाक्षरस्य च । सर्वमङ्गलकस्तोत्रजनमङ्गलयोरपि
॥२५॥ विष्णोर्नामसहस्रस्य श्रीनारायणवर्मणः । षोडशाक्षरमन्त्रस्य हरि-
प्रियहनूमतः ॥२६॥ तथा स्कन्दपुराणस्य श्रीविष्णुखण्डगामिनः । ग्रन्थस्य
श्रीवासुदेवमाहात्म्याख्यस्य भूपते ! ॥२७॥ पुरश्चर्याविधिं तुभ्यं समासेन

---

અથવા નવ અથવા છ વિપ્રોને વરે અને જપના દશાંશથી હોમ કરે અને તે હોમના દશાંશથી બ્રાહ્મણોને જમાડે ॥૧૭-૧૮॥ તેમાં આ પ્રબન્ધનું પુરશ્ચરણ કરનારો યજમાન શક્ત સુધી પુરશ્ચે તો ॥ સત્સંગિજીવન ગ્રંથે કરીને પાય સાન ઘૃતાદિ દ્રવ્યથી હોમ કરે. હે નૃપ ! તેમાં પ્રથમાં પ્રતિશ્લોક હોમ કરે એટલે એક એક શ્લોકે કરીને એક એક હોમ કરે. તથા 'શતાનન્દ ઉવાચ' આદિ જેમાં છે અને 'પ્રત્યુવાચ' અંતે જેમાં છે એવા વાક્યે કરીને હોમ કરે તથા અધ્યાયને અંતે જે 'इतिश्री' ઈત્યાદિ વાક્ય આવે છે તેણે કરીને પણ હોમ કરે. આ હોમ મૃગીમુદ્રાથી ગ્રહણ કરેલા અન્નાદિકથી અનુક્રમે કરે ॥૧૯-૨૦॥ ઉપર પ્રમાણે કરવામાં અશક્ત યજમાનતો સર્વમંગળસ્તોત્રમાં કહેલા, શ્રીહરિના નામાત્મક મંત્રોવડે પૂર્વોક્ત હોમદ્રવ્યથી હોમ કરે ॥૨૧॥ જે કોઈ હોમ કરવાને અશક્ત હોય તેણેતો હોમાર્થે-હોમ ફળની સિદ્ધિમાટે બાર પારાયણ અધિક એજ વરેલા વિપ્રોપાસે કરાવે ॥૨૨॥ પુરશ્ચર્યાના પ્રારંભ દિવસને પ્રારંભીને સમાપ્તિપર્યંત યજમાન અને વરેલા વિપ્રોએ બ્રહ્મચર્યવ્રત પાળવું ॥૨૩॥ આ વ્રતનો વિભંગ થાય તો કહેલું ફળ સિદ્ધ થાય નહિ એવો નિશ્ચયજ છે. બ્રહ્મચર્યાદિ નિયમો યથાર્થ પાળે તો સર્વે મનોરથો સિદ્ધ થાયજ ॥૨૪॥ હે ભૂપતે ! સત્સંગિજીવન પુરશ્ચરણના વિધિનિરૂપણપ્રસંગથી અષ્ટાક્ષરમંત્ર, શિક્ષાપત્રી, સર્વમંગળસ્તોત્ર, જનમંગળ-સ્તોત્ર, વિષ્ણુનામસહસ્ર, શ્રીનારાયણકવચ, શ્રીહરિપ્રિય હનુમાનજીનો ષોડશા-ક્ષરમંત્ર અને સ્કંદપુરાણના વિષ્ણુખંડમાં અંતર્ગત શ્રીવાસુદેવમાહાત્મ્યનો પુરશ્-

श्रुवे नृप ! । चतुर्वर्गस्य सिद्ध्यर्थं हरिभक्तनृणां द्रुतम् ॥२८॥ तत्र पाठसहस्रेण शिक्षापत्र्या उदीरिता । पुरश्चर्या महीपाल ! सर्वेष्टफलदायिका ॥२९॥ तद्दशांशेन जुहुयात्प्रतिश्लोकं यथाविधि । आहुतीनां शते द्वे च सहस्राण्येकविंशतिम् ॥३०॥ होमानुकूल्याभावे तु पाठा ज्ञेया दशांशतः । सर्वत्रैप विधिर्ज्ञेयः पुरश्चरणकर्मणि ॥३१॥ श्रीकृष्णाष्टाक्षरमनोः पुरश्चरणमीरितम् । अष्टलक्षजपेनैव होमस्तु तद्दशांशतः ॥३२॥ पुरश्चर्या भवेत्सर्वमङ्गलस्तोत्रकस्य तु । साशीत्येकसहस्रेण पाठानामिष्टदायिनी ॥३३॥ एकलक्षाधिकेनाष्टसहस्रेण दशांशतः । हरेर्नाम्नां तदुक्तानां होमो ज्ञेयो यथाविधि ॥३४॥ जनमङ्गलकस्य स्यात्पाठानामयुतेन [illegible] । पुरश्चरणमिष्टार्थदायकं नृपसत्तम ! ॥३५॥ तदुक्तानां हरेर्नाम्नामेकलक्षेण भूपते ! । होमस्त्वष्टसहस्रेण विज्ञेयस्तद्दशांशतः ॥३६॥ विष्णोर्नामसहस्रस्य पुरश्चरण-

रणप्रकार જે ચાર પુરૂષાર્થની સિદ્ધિ જલદી આપનારો છે તે સક્ષેપમાં સાભળવા વાંછતા તમારે માટે તથા હરિભક્ત નરોમાટે હવે કહુંછું ॥૨૫-૨૮॥ તેમાં શિક્ષાપત્રીના પુરશ્ચરણમાં આ વિધિ છે—હે મહીપાળ! શિક્ષાપત્રીના સહસ્ર પાઠ કરવા. આ સહસ્ર પાઠ પરિમિત પુરશ્ચર્યા સર્વ વાંછિત ફળને આપનારી છે ॥૨૯॥ તેના દશાંશથી પ્રતિશ્લોક યથાવિધિ હોમ કરવો. પ્રતિશ્લોક હોમ કરતાં બસોએ અધિક એકવીશ હજાર આહુતિઓ થાય ॥૩૦॥ હોમની અનુકૂળતા ન હોયતો પુરશ્ચર્યામાં જેટલા પાઠો કરવાના કહ્યાછે તેના દશાશથી પાઠો હોમને સ્થાને કરવા. આજ વિધિ બીજા બધા પુરશ્ચરણકર્મમાં જાણવો ॥૩૧॥ શ્રીકૃષ્ણના અષ્ટાક્ષર મંત્રના પુરશ્ચરણમાં આઠ લાખ મંત્રજપ કહ્યોછે, તેના દશાંશથી હોમ કરવો ॥૩૨॥ સર્વમંગળસ્તોત્રની પુરશ્ચર્યાતો એંશીએ અધિક એક સહસ્ર પાઠથી પરિપૂર્ણ થાય, આ પુરશ્ચર્યા ઈષ્ટ ફળને આપનારી છે ॥૩૩॥ આમાં હોમ દશાંશથી કરતાં સર્વમંગળમાં કહેલાં એક લાખ આઠ હજાર નામોથી પરિપૂર્ણ સિદ્ધ થાય (સર્વ મંગળસ્તોત્રમાં ભગવાનનાં એક હજાર નામો છે તેનો એંશીએ અધિક એક સહસ્ર વાર પાઠ કરતાં તેટલાં (દશ લાખ એંશી હજાર) નામની આવૃત્તિ થાય. તેનો દશમો અંશ એક લાખ આઠ હજાર થાય, આટલાં નામોથી યથાવિધિ હોમ કરવો) ॥૩૪॥ હે નૃપસત્તમ ! જનમંગળસ્તોત્રની પુરશ્ચર્યા તેના દશ હજાર પાઠ કરવાથી પરિપૂર્ણ થતાં અભીષ્ટ અર્થ આપનારી થાય. હે ભૂપતે ! તેના દશાંશથીજ એટલે તેમાં કહેલાં હરિનાં એક લાખ આઠ હજાર નામથી હોમ કરવાનો જાણવો, આ સ્થળેપણ આવૃત્તિને અનુસારે સિદ્ધ થતાં નામોનો દશાંશ આ અનુક્રમ જાણવો, અ-

मीरितम् । सर्वमङ्गलरीत्यैव होमं तन्नाममिश्चरेत् ॥३७॥ श्रीमद्भागवतोक्तस्य श्रीनारायणवर्मणः । सहस्रेण तु पाठानां पुरश्चरणमीरितम् ॥३८॥ हरिर्विदध्यादित्याद्या विदिक्ष्वन्तास्तु तस्य ये । श्लोका विंशतिसङ्ख्याकाः सम्यग्रक्षाविधायकाः ॥३९॥ तैरेवैकैकयाहुत्या प्रतिश्लोकं दशांशतः । होमं कुर्याद्विधानेन सहस्रद्वयसङ्ख्यया ॥४०॥ सत्सङ्गिजीवनप्रोक्तस्तोत्रादुद्धारितस्य तु । षोडशाक्षरमन्त्रस्य भयभञ्जनमारुतेः ॥४१॥ चतुर्लक्षजपेनैव पुरश्चरणमीरितम् । मन्त्रेणानेन राजेन्द्र ! होमं कुर्याद्दशांशतः ॥४२॥ श्रीवासुदेवमाहात्म्यपुरश्चर्या शतेन तु । सार्धेनोक्ता च पाठानां होमोऽपि तद्दशांशतः ॥४३॥ इति सङ्क्षेपतः प्रोक्तः पुरश्चर्याविधिर्मया । सत्सङ्गिजीवनादेस्तु भुक्तिमुक्तिफलप्रदः ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे पुरश्चर्याविधिनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

---

र्थात् आ स्तोत्रमां एकसो आठ हरिनामो छे तेनी दश हजार आवृत्ति (गुणतां) करतां दश लाख एंशी हजार नामो थाय, तेनो दशांश गणतां एक लाख आठ हजार थाय, एटलां नामोना पाठथी होम करवो ॥३५-३६॥ विष्णुसहस्रनामनो पुरश्चरणप्रकार अने तेमां करवानो होम सर्वमंगळस्तोत्रना पुरश्चरणविधिप्रकार जेवो जाणवो, कारण के तेमा पण हजार नामो छे ॥३७॥ श्रीमद्भागवतमां अंतर्गत श्रीनारायणकवचनी पुरश्चर्या तेना हजार पाठथी परिपूर्ण थाय. तेमां 'हरिर्विदध्यात्' आ श्लोक आदि जेमां छे अने 'विदिक्षु' आ श्लोक अंते जेमां छे एवा वीश श्लोको रक्षा करनारा जाणवा. तेज श्लोकोवडे एक एक श्लोकप्रत्ये एक एक आहुतिना अनुक्रमथी बे हजार संख्याथी यथाविधि होम करवो. आ स्थळेपण वीश श्लोकोनो एक हजार वार पाठ करतां वीश हजार थाय, तेनो दशांश बे हजार थाय एटला पाठथी होम करवो ॥३८-४०॥ हे राजेन्द्र ! सत्संगिजीवनमां (प्रथम प्रकरणना सत्तरमा अध्यायमां) कहेला स्तोत्रमांथी समुध्धार करेला षोडशाक्षर भयभंजन मारुतिमंत्रना चार लाख जपथी तेनुं पुरश्चरण जाणवुं, तेमां तेना दशांशथी आ मंत्रवडे होम करवो ॥४१-४२॥ श्रीवासुदेवमाहात्म्यनी पुरश्चर्या तेना दोढसो पाठथी परिपूर्ण थाय. तेमां तेना दशांशथी होमपण जाणवो ॥४३॥ हे राजन् ! आ प्रकारे सत्संगिजीवन विगेरेनी पुरश्चर्यानो प्रकार जे भुक्ति मुक्तिने आपनारो छे ते में सांभळवा वांछता तमोने संक्षेपथी यथार्थ कह्यो ॥४४॥ **इति श्रीसत्संगिजीवनमाहात्म्ये...पुरश्चर्याविधिनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥**

शतानन्द उवाच—सत्सङ्गिजीवनग्रन्थदानं कुर्वन्ति ये जनाः । लभन्ते ते सुखं राजन्निहामुत्र च वाञ्छितम् ॥१॥ राजोवाच—ग्रन्थस्यास्य मुने ! त्वत्तः श्रोतुं दानविधिं त्वहम् । इच्छामि ब्रूहि मह्यं त्वं सर्वज्ञस्त्व यतोऽस्यतः ॥२॥ शतानन्दमुनिरुवाच—सत्सङ्गिजीवनस्यास्य विधिं दानस्य वच्मि ते । सम्पूर्णं स्यात्फलं येन भुवि तद्दानकारिणाम् ॥३॥ मधोस्तु शुक्लनवमी शुक्लैकादशिका तथा । पूर्णिमा कार्तिकी मुख्यः कालो दानस्य कीर्तितः ॥४॥ पौर्णमास्योऽथवा सर्वा एकादश्योऽखिला अपि । कालाः सङ्कीर्तितास्त्वस्य महोत्सवदिनान्यपि ॥५॥ पुस्तकं लेखयेदादौ सत्सङ्गिजीवनस्य तु । दृढपत्रं स्पष्टवर्णमसम्मिश्रितपङ्क्ति च ॥६॥ नवीनं शोधयित्वा तत्सूत्रैः फलकवेष्टनैः । नियम्य स्थापनीयं च लक्षणं तस्य ते ब्रुवे ॥७॥ पञ्च प्रकरणान्येव सन्ति यस्य शतत्रयम् । एकोनविंशत्यधिकमध्यायाः सन्ति यस्य च ॥८॥ सहस्राणि सप्तदश श्लोकास्तु षट्शतानि च । अनुष्टुप्सङ्ख्यया

---

## અધ્યાય ૭ મો.

શુશ્રુષુ રાજાના આદરાતિશયથી સંતુષ્ટ થએલા શતાનંદમુનિ ફરીથી પણ કહે છે–હે રાજન્ ! જે જનો આ સત્સંગિજીવન નિબન્ધનું દાન કરેછે તેઓ આ લોક પરલોકમાં ઇચ્છિત સુખને પામેછે ॥૧॥ આવું વચન સાંભળીને રાજા કહેછે–હે મુને ! જો આ ગ્રંથનું દાન અભીષ્ટ અર્થને આપનારૂ છે તો એનો દાનવિધિ તમારાથકી હું સાભળવા ઈચ્છુંછું. તમો સર્વજ્ઞ છો તો સાંભળવાની વાછાવાળા મને તેનો વિધિ કહો ॥૨॥ શતાનંદમુનિ કહેછે–હે રાજન્ ! જે વિધિથી કરેલા સત્સંગિજીવનના દાનથી દાતાઓને આ લોકમાં સંપૂર્ણ ફળ સિદ્ધ થાય તે વિધિ તમોને હું કહુંછુ ॥૩॥ ચૈત્ર શુક્લ નવમી, ચૈત્ર શુક્લ એકાદશી અને કાર્તિકી પૂર્ણિમા આ તિથિઓ સત્સંગિજીવન ગ્રંથના દાનમાં મુખ્ય શ્રેષ્ઠ કાળ કહ્યો છે ॥૪॥ અથવા સર્વ પૌર્ણમાસીઓ, સર્વ એકાદશીઓ અને મહોત્સવ દિવસો શ્રેષ્ઠ કાળ કહેલોછે, આમાં શ્રેષ્ઠ તથા અતિશ્રેષ્ઠ એનો ભેદ જાણવો ॥૫॥ તેમાં દાનમાં પ્રવર્તેલો પુરૂષ પ્રથમ સ્પષ્ટ વર્ણવિન્યાસ જેમા છે, જુદી જુદી પંક્તિઓ જેમાં છે, દૃઢ પત્ર–કાગળો જેના છે એવુ સત્સંગિજીવનનું પુસ્તક લખાવે ॥૬॥ તે નવીન પુસ્તકને અર્થને જાણનારાઓ પાસે શોધાવીને એટલે લેખકપ્રમાદદોષે રહિત કરાવીને નવીન પાટીયાથી તથા વીંટવાના વસ્ત્રથી (બાંધણાથી) બાંધીને સ્થાપન કરવું આ સત્સંગિજીવનનું લક્ષણ (અધ્યાયસંખ્યાદિ) તમોને કહુંછુ ॥૭॥ જે સત્સંગિજીવનનાં પાચ પ્રકરણો છે, ત્રણસો ઓગણીશ અધ્યાયો છે. અનુષ્ટુપ્ સંખ્યાથી ગણતાં જેના સત્તર હજાર છસો

सप्तविंशतिर्यस्य सन्ति हि ॥९॥ आदिमध्यावसानेषु धर्मवैराग्ययोस्तथा । ज्ञानभक्त्योरुपाख्यानैः सम्भृतं यच्च सर्वथा ॥१०॥ हरिलीलाकथामाता मृतानन्दितसत्सुरम् । हरिकृष्णपरं यद्धि सत्सङ्गिजीवनं हि तत् ॥११॥ चतुरङ्गे महावस्त्रे सौवर्णाष्टदलाम्बुजे । स्थापयेद्दानदिवसे सत्सङ्गिजीवनं नृप ! ॥१२॥ पलत्रयोन्मितं कुर्यात्सौवर्णाष्टदलाम्बुजम् । धुमानल्पवित्तस्तु पलार्धप्रमितं तु तत् ॥१३॥ ततः पूर्वोदितैर्मन्त्रैर्गीतवाद्यपुरःसरम् । उपचारैर्यथालब्धैः पूजयेत्तदुदारधीः ॥१४॥ ततः प्रतिग्रहीतारं पूजयेद्ब्राह्मणं नरः । सत्सङ्गिजीवनस्निग्धं हरेर्भक्तं जितेन्द्रियम् ॥१५॥ वस्त्रैर्नवीनैः कौशेयैः स्वर्णमुक्तादिभूषणैः । गन्धपुष्पोपहारैश्च सम्पूज्य प्रणमेत्पुमान् ॥१६॥ निषीदेत्प्राङ्मुखो दाता ग्रहीतोदङ्मुखस्तथा । सङ्कल्प्य दद्यात्तद्यो मन्त्रानेतानुदीरयन् ॥१७॥ अनेककोटिजन्मोत्थ कृष्णभक्त्यन्तरायकृत् । दुरितं नाशमायातु दानेनानेन मेऽखिलम् ॥१८॥ सत्सङ्गिजीवनं दिव्य

સત્તાવીશ શ્લોકો થાયછે ॥૮ ૯॥ વળી જે આદિ મધ્ય અને અંતમાં (સર્વત્ર) ધર્મ વૈરાગ્ય જ્ઞાન અને ભક્તિ પ્રધાન જેમાં છે એવા અનેક સરસ ઉપાખ્યાનોથી સર્વ પ્રકારે ભરપૂર છે, જે શ્રીસહજાનંદ ભગવાન્ પુરૂષોત્તમ શ્રીહરિની દિવ્ય લીલાકથા સુધાથી સત્પુરૂષરૂપ સુરોને આનંદ આપેછે અને જે હરિકૃષ્ણ ભગવત્પર છે તે આ સત્સંગિજીવન જાણવું ॥૧૦ ૧૧॥ હે નૃપ ! તે પુસ્તક ચતુરંગ-ચાર પાયાવાળા આસન (બાજઠ આદિક) માં મહાવસ્ત્રની ઉપર રચેલા આઠ દળ કમળના ચિત્રવાળા સુવર્ણપત્ર (સોનાના પતરા) ની ઉપર દાન દેવાને દિવસે સ્થાપન કરે ॥૧૨॥ ત્રણ પળ પરિમિત સુવર્ણનું આઠ દળનું કમળ કરે, અલ્પ વિત્તવાળો તો અર્ધા પળપરિમિત સુવર્ણથી કમળ કરે ॥૧૩॥ તે પછી ઉદારબુદ્ધિવાળો દાતા પુસ્તકની પૂર્વોક્ત મંત્રોથી ગીત ગવરાવા અને વાજીત્ર વજડાવવા પૂર્વક જેવા મળી આવે એવા વિવિધ ચંદનાદિ ઉપચારોવડે પૂજા કરે ॥૧૪॥ તે પછી દાતા નર જીતેન્દ્રિય, સત્સંગિજીવનરૂપ ભગવદ્દિવ્યચરિતમાં અતિશય સ્નેહવાળા, ભગવાનના અનન્યભક્ત એવા પ્રતિગૃહીતા બ્રાહ્મણની નવીન રેશમી વસ્ત્રો સુવર્ણ મણિ મુક્તા આદિકના આભૂષણો અને ચંદન પુષ્પાદિ ઉપચારોએ કરીને પૂજા કરીને પ્રણામ કરે ॥૧૫-૧૬॥ ત્યારપછી પ્રદાતા પુરૂષ પૂર્વાભિમુખે બેસે અને પ્રતિગૃહીતા ઉત્તરાભિમુખે બેસે પછીથી સંકલ્પ કરવા પૂર્વક આગળ કહીશું એવા 'અનેકકોટિ' ઇત્યાદિ 'મદીપ્સિતમ્' ઈત્યંત ત્રણ મંત્રોને ઉચ્ચારણ કરતો દાતા દાન આપે ॥૧૭॥ સત્સંગિજીવનના આ દાનથી મારા અનેક કોટિ જન્મપરંપરાથી ચાલી આવેલા, કૃષ્ણભક્તિની ઉત્પત્તિમાં વિરોધિ, સમસ્ત પાપો પ્રણાશ પામો ॥૧૮॥ અપૌરૂષેય,

शास्त्रं निगमसम्मितम् । ददामि विप्रवर्याय श्रीहरिस्तेन तुष्यतु ॥१९॥ मास्तु कृष्णवियोगो मे मा वियोगोऽस्तु तत्सताम् । दानेनानेन सुप्रीतो हरिर्दत्तां मदीप्सितम् ॥२०॥ इत्युच्चार्य स तद्दत्त्वा ततो दद्याच्च दक्षिणाम् । शक्तस्तु श्रद्धया युक्तो रौप्यमुद्राः शतावराः ॥२१॥ अशक्तस्तु यथाशक्ति दद्याच्छाठ्यविवर्जितः । दक्षिणायाश्चानुरूपं भोजयेद्ब्राह्मणांस्ततः ॥२२॥ यो दद्याद्विधिनैतेन सत्सङ्गिजीवनं पुमान् । स भास्वता विमानेन गोलोकं प्रतिपद्यते ॥२३॥ मनोभिवाञ्छितांस्तत्र भोगान् प्राप्नोति सर्वशः । नाप्राप्यं विद्यते किञ्चित्तस्य कृष्णप्रसादतः ॥२४॥ अपुत्रः प्राप्नुयात्पुत्रं निर्धनो धनमाप्नुयात् । शास्त्रस्यैतस्य दानेन विद्यां विद्यार्थ्यवाप्नुयात् ॥२५॥ इति दानविधिर्मयोद्दिष्टोऽस्य नृपते! शास्त्रवरस्य शास्त्रदृष्टः । यमिहाचरतां न कापि वाञ्छा भुवि चामुत्र च शिष्यते दुरापा ॥२६॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तद्दानविधिनिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

---

(જેનો કોઈ પુરૂષ પ્રણેતા નથી) નિત્યનિર્દોષ એવા વેદને સમાન એવું આ સત્સંગિજીવન નામનું દિવ્ય શાસ્ત્ર વિપ્રવર્યને દાનતરીકે હું આપુછું, તેનાથી શ્રીહરિ ભગવાન્ મારી ઉપર પ્રસન્ન થાઓ ॥૧૯॥ મારે આ જન્મમાં તથા જન્માંતરમાં કૃષ્ણનો વિયોગ તથા તેમના ચરણાશ્રિત સંતોનો વિયોગ કદાપિ ન થાઓ. આ મેં કરેલા દાનથી સુપ્રસન્ન થએલા ભગવાન્ શ્રીહરિ મને અભીષ્ટ અખિલ અર્થ આપનારા થાઓ ॥૨૦॥ આ પ્રકારના મન્ત્રોને ઉચ્ચારીને તે પુસ્તકનું દાન આપીને પછીથી દક્ષિણા આપે દાતા શક્ત હોય તો શ્રદ્ધાએ સંપન્ન થઈ સો રૂપ્યમુદ્રા (રૂપીયા)થી ઓછી નહિ એવી દક્ષિણા આપે અશક્તતો વિત્તશાઠ્યે વર્જીત થઈ યથાશક્તિ દક્ષિણા આપે. તેપછી દક્ષિણાને અનુસારે બ્રાહ્મણભોજન કરાવે ॥૨૧-૨૨॥ જે પુરૂષ આ વિધિથી સત્સંગિજીવન પુસ્તકનુ દાન આપે તે પ્રકાશમાન વિમાનમાં બેસીને ગોલોકને પામેછે ત્યાં પરમાત્માનો અનુભવ તથા તેમના પરિચર્યાદિરૂપ મનોવાંછિત ભોગોને પામેછે. તેને આ લોક પરલોકમાં કૃષ્ણપ્રસાદબળથી કાંઈપણ અપ્રાપ્ય બાકી રહેતું નથી, સમસ્ત મળેછે ॥૨૩-૨૪॥ આ શુભ શાસ્ત્રના દાનથી આ લોકમાં અપુત્ર હોય તે પુત્રને પામે, નિર્ધન હોય તે ધનને પામે, વિદ્યાર્થી વિદ્યાને પામે ॥૨૫॥ હે નૃપતે! જે દાનવિધિનું આચરણ કર્તાઓને આ લોકમાં કે પરલોકમાં ન મળે એવી વાંછા કાંઈપણ બાકી રહેતી નથી, બધી વાંછા પૂર્ણ થાયછે એવો આ સર્વોત્તમ શાસ્ત્રનો દાનવિધિ યથાશાસ્ત્ર મેં તમારી સમક્ષ નિરૂપણ કર્યો ॥૨૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે... તદ્દાનવિધિનિરૂપણનામા સપ્તમોઽધ્યાયઃ ॥૭॥

शतानन्दमुनेरर्घ्यं वचः पीयूषसन्निभम्। इति श्रुत्वा महानन्दो विनीतस्तं जगाद सः ॥१॥ राजोवाच—मुने! मयि त्वयोदारो दययाऽनुग्रहः कृतः। एतद्ग्रन्थस्य माहात्म्यं ज्ञातं मेऽञ्जस्त्वदुक्तिभिः ॥२॥ प्रतिभातीति मच्चित्ते श्रवणादस्य निश्चितम्। धर्मार्थकाममोक्षाणां प्राप्तिः स्यान्मुनिसत्तम! ॥३॥ श्रुत्वैनं योऽभवत्सिद्धिं पुरुषार्थस्य सर्वशः। आपन्नोऽद्य तु तद्वार्तां श्रोतुमिच्छाम्यहं मुने! ॥४॥ स तस्येत्थं मनोहारि प्राणिश्रेयस्करं वचः। श्रुत्वा तदुत्तरं प्रीतः प्रवक्तुमुपचक्रमे ॥५॥ तस्मिन् क्षणे महाश्चर्यमित्यासीत्सदसि ध्रुवम्। यदालोक्याखिलाः सभ्या लेभिरे परमां मुदम् ॥६॥ आसीद्देशान्तरायातस्तत्र कश्चन वाडवः। सभायामास्थितः शान्तो विनीतोऽविदिताभिधः ॥७॥ स प्रणम्य शतानन्दं प्राप्तानन्दभरान्तरः। पुलकाञ्चितदेहस्तं प्राह गद्गदया गिरा ॥८॥ कृतार्थोऽहं कृतो नूनं त्वया करुणया मुने!। कालव्यालमहाग्रासत्राससंसारमोचितः ॥९॥ दुर्धर्षैर्मरुद्भिः पूर्वं यत्नतं यथैव

## અધ્યાય ૮ મો.

શતાનંદમુનિનું આવું અર્ઘ્ય-પુરૂષાર્થ પમાડવામા સમર્થ, અમૃતવત્ આસ્વાદ લેવા લાયક વચન સાભળીને હેમતસિહરાજા પરમાનદથી પરિપૂર્ણ થઈ વિનયથી એમ કહેવા લાગ્યા ॥૧॥ રાજા કહેછે—હે મુને! મારી ઉપર આપે મહા અનુગ્રહ કૃપાથી કર્યો તમારા વચનોથી આ સત્સંગિજીવનનું માહાત્મ્ય મે તત્ત્વથી જાણ્યુ ॥૨॥ હે મુનિસત્તમ! આ શાસ્ત્રના શ્રવણથી ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ થાયજ; એમ મારા મનમા નિશ્ચિત જણાય છે, એમા મને લેશ સંશય નથી ॥૩॥ હે મુને! આ સદ્ગ્રથને સાભળીને જે કોઈ સર્વ પુરૂષાર્થની સિદ્ધિને પામ્યો હોય એવા મહાપ્રતાપી કોઈની વાર્તા (ચરિત્ર) હવે સાભળવા ઇચ્છું છુ ॥૪॥ રાજાનું આ પ્રકારનુ સર્વ પ્રાણીઓનુ પરમ શ્રેય કરનારૂ મનોહારિ વચન સાભળીને શતાનંદમુનિએ પ્રસન્ન થઈ તેનો પ્રત્યુત્તર આપવાનો પ્રારભ કર્યો ॥૫॥ એટલાકમાં એજ ક્ષણમા મહાસભાવિષે એક અપૂર્વ આશ્ચર્ય થયુ, જેને જોઇને સર્વ સભ્ય જનો પરમ પ્રહર્ષને પામી ગયા ॥૬॥ તે સમયમા કોઈ બ્રાહ્મણ દેશાતરમાથી આવીને તે સભામા બેઠો સભામાં બેઠેલા જનો જેનુ નામ ઠામ જાણતા નથી એવો એ શાત વિનીત વિપ્ર તુરત ઉઠીને શતાનંદમુનિને પ્રણામ કરી આનદથી પરિપૂર્ણ મનવાળો થઈ રોમાચિતગાત્ર થઈ ને ગદ્ગદ વાણીથી એમ કહેવા લાગ્યો કે-॥૭-૮॥ હે ભગવન્મુને! આપે કરૂણા કરીને મને આજ નિશ્ચે કૃતાર્થ કર્યો, કારણ કે જે કાળવ્યાળ (કૃષ્ણસર્પ) છે તે પહોળું મુખ ફાડીને મને ગળી જવા તૈયાર હતો

साधनैः । तन्मे दुःखं त्वया ग्रन्थं संश्राव्यैव क्षतं मुने ! ॥१०॥ एतच्छ्रुत्वा मुने ! भक्तौ जातं धर्मात्स्वजेच्छया । पश्यामि श्रीहरिं साक्षात्प्राकृतैर्वर्जितं गुणैः ॥११॥ उदारौदार्यसौन्दर्यसौकुमार्यमहोदधिम् । मन्दहासविलासास्यं रमणीयगुणार्णवम् ॥१२॥ सत्सङ्गिभिश्च मुनिभिः पूजितं पूर्णभावतः । सद्गन्धपुष्पमालाद्यैरुपहारैर्मनोहरैः ॥१३॥ प्रफुल्लेन्दीवरश्रेणिश्यामकोमलविग्रहम् । मनोहरं शरत्ताराश्वेतसारतराम्बरम् ॥१४॥ रम्यहास्यामृतसाविशारदेन्दुवराननम् । प्रफुल्लनवपाथोजच्छदशालिविलोचनम् ॥१५॥ करुणामृतसम्पूर्णपारिप्लवनिरीक्षणम् । आजानुलम्बिसद्बाहुं समविस्तीर्णवक्षसम् ॥१६॥ चन्द्रस्वच्छमणिश्रेणिमृदुलाङ्गुलिमण्डितम् । वितर्जितस्थलाम्भोजद्युतिहस्ततल-

---

તેને। ત્રાસત્રાસ જેમાં છે એવા સંસારથકી મને મુકાવ્યો ॥૯॥ હે મુને ! તે તે શાસ્ત્રોમાં કહેલાં દુષ્કર સાધનો મેં અનેક અનુષ્ઠાન કર્યાં અથાપિ પૂર્વે મેં કરેલાં તે સાધનોએ કરીને જે દુઃખનો નાશ થયો નહિ હતો તે અનાદિ કર્મે આરંભેલું તમામ દુઃખ આ શુભ શાસ્ત્ર મને સંભળાવીને વિનાશ કર્યું ॥૧૦॥ અને આ ગ્રંથના શ્રવણપ્રતાપથી સ્વેચ્છાથી ધર્મથકી ભક્તિમાં પ્રાદુર્ભાવ પામેલા, પ્રાકૃત ગુણોએ વર્જીત, અનંત કલ્યાણગુણના નિધિરૂપ, પુરૂષોત્તમ શ્રીહરિનો મને સાક્ષાત્કાર થયો. જે પરાવર પરમાત્માનો સાક્ષાત્કાર થતાં હૃદયગ્રંથિઓ ભેદાઈ ગઈ અને સર્વ સંશયો છેદાઈ ગયા ॥૧૧॥ સાક્ષાત્ કરેલા તેમના દિવ્ય સ્વરૂપનું અનુસ્મરણ કરીને હવે તેનો અનુવાદ 'उदार' ઈત્યાદિ શ્લોકથી કરેછે-ઉદાર-મહાન્ (અસંકુચિત) ઔદાર્ય સૌન્દર્ય સૌકુમાર્યના મહાસમુદ્રરૂપ (એવા શ્રીહરિને હું સાક્ષાત્ જોઉંછું, એમ પૂર્વે સંબન્ધ લેવો) એવા તે શ્રીહરિ મંદહાસના વિલાસે કરીને મનોહર એવી મુખશોભાથી જોનારા જનસમાજના મનને આનંદ કરેછે અને સમસ્ત સંતાપને સંહરનારા અતિરમણીય ગુણના સમુદ્ર છે. પરિપૂર્ણ ભક્તિભાવથી મુનિઓ તથા સત્સંગિઓએ શ્રેષ્ઠ ગંધ પુષ્પમાળા આદિક મનોહર ઉપચારોવડે નિરંતર પૂજેલા છે આવા તે શ્રીહરિને હું સાક્ષાત્ જોઉંછું પ્રફુલ્લિત શ્યામ કમળના જેવું શ્યામ સુંદર સુકુમાર શરીર જેમનું છે, માટેજ મનોહર દિવ્યાકૃતિવાળા, શરદૃઋતુના નિર્મળ તારા જેવું સ્વચ્છ શ્વેત દિવ્ય વસ્ત્રને ધારી રહેલા, જેમના રમણીય મુખચન્દ્ર થકી સુંદર મંદહાસામૃત સ્ત્રવેછે આવા અમૃતસ્ત્રવનારા મુખચંદ્રથી સર્વ સંતાપને શમાવે છે એવા તે શ્રીહરિને હું પ્રત્યક્ષ નિરીક્ષણ કરૂંછું. નવીન પ્રફુલ્લિત કમળદળ જેવાં દિવ્ય વિલોચન જેમનાં છે, કરૂણામૃતથી પરિપૂર્ણ કટાક્ષ જેમના છે, (કૃપાદૃષ્ટિથી સર્વને જોતાએ

द्वयम् ॥१७॥ चित्रवर्णमणिस्वर्णकाञ्चीभूषणसत्कटिम् । चट्चटध्वानसंराज-द्रूप्यपादुकपत्कजम् ॥१८॥ कर्णमण्डलविभ्राजन्मकराकृतिकुण्डलम् । सुवर्णरत्नकेयूरं विस्फुरद्वलयोर्मिकम् ॥१९॥ तापनीयसुमञ्जीरसञ्जिताङ्घ्रिसरोरुहम् । कम्बुकण्ठलसन्मुक्तासारहारविराजितम् ॥२०॥ चाम्पेयकुन्दमन्दारस्थलपद्मादिहारिणम् । सुमनःशेखरं माल्यकर्णपूरमनोहरम् ॥२१॥ उदारामोदलोलालिप्रगीतललितस्रजम् । दधानं रुचिरे पाणौ स्वर्णयष्टिं मनोहराम् ॥२२॥ विचलत्कुण्डलोल्लासिकपोलयुगलश्रियम् । वक्रभ्रुवं सुबिम्बोष्ठं तिलप्रसवनासिकम् ॥२३॥ ईदृशश्रीहरिप्रेक्षापूरनिर्वृतमानसः । अद्यापं जन्मसाफल्यं कृतार्थोऽस्मि ध्रुवं मुने ! ॥२४॥ कृत्वा त्वय्यचलां भक्तिं देहान्ते धाम चाक्ष-

---

વડે શોભાયમાન, જેમના હસ્તતળયુગળ સ્થળકમળ (ગુલાબ) ની કાંતિને તિરસ્કાર કરેછે એવા દિવ્ય હસ્તતળયુગળ જેમના [illegible] એવા શ્રીહરિને હું સાક્ષાત્કાર કરેછું ॥૧૨-૧૭॥ એ રીતે દિવ્ય અવયવ શોભાનું અનુવર્ણન કર્યું, હવે દિવ્ય આભરણ આદિકની શોભાનું અનુવર્ણન કરેછે-જડેલા વિવિધ વર્ણના માણિક્ય મરકત મૌક્તિક હીરાદિ મણિઓએ કરીને શોભાયમાન એવી સુવર્ણમય દિવ્ય કટિમેખળાથી શોભાયમાન કટિતટ જેમના છે, આશ્રિત જનોના મનને હરનારા અને ભક્તજનોના સંગમનમાં ત્વરાતિશયને સૂચવનારા એવા ચટચટધ્વનિથી વિરાજમાન એવી જે રૂપામય પાદુકા તેનાથી સમલંકૃત પાદકમળ જેના છે, જેમના કર્ણમંડળમાં પ્રકાશમાન મકરાકાર દિવ્ય કુંડળ છે, રત્નજડિત સુવર્ણમય બાજુબંધને ધારી રહેલા, દિવ્ય વલય (કડાં) અને વેઢથી સમલંકૃત, કાંચનમય સુંદર નૂપુરના શબ્દથી સમલંકૃત [illegible] ચરણકમળનું યુગળ જેમનું, શંખસદૃશ દિવ્ય કંઠમાં લાંબા ઉત્તમ મુક્તાહારોથી વિરાજમાન, ચંપા મોગરા ગુલાબ આદિકનાં સુગન્ધિ સુકુમાર પુષ્પોના હારોથી સમલંકૃત, સુગન્ધિ સુંદર પુષ્પોના તોરાથી અલંકૃત, માળામય કર્ણપૂર (કાનમાં ઘાલવાના ગુચ્છો)થી વિરાજીત, મહા સુગન્ધમાં લુબ્ધ એવા ભ્રમરાઓના મધુર ગીત (ગુંજારવ)થી સુશોભમાન દિવ્ય પુષ્પમાળાઓને ધારી રહેલા, સમગ્રના મનને હરનારી સોનાની સોટી સુંદર કરતળમાં ધારી રહેલા, ચળકતાં કુંડળોએ કરીને પ્રકાશમાન કપોળયુગળની શોભાએ સંપન્ન, વક્ર ભ્રુકુટિયુગળ જેમનું છે, શોભમાન બિંબ (પાકુ ઘીલોડું) સમાન રક્ત ઓષ્ઠ જેમના છે, તલના પુષ્પને સમાન દિવ્ય નાસિકા જેમની છે, એવા શ્રીહરિને પ્રત્યક્ષ દેખું છું ॥૧૮-૨૩॥ હે મુને ! આવા દિવ્યાકાર શ્રીહરિના સાક્ષાત્કારથી મનમાં અત્યંત આનંદ પામ્યોછું અને આજ મનુષ્યજન્મનું સાફલ્ય પામ્યો અને હે મુને !

रम् । तस्यानन्दमयं दिव्यं लप्स्ये मेऽस्तीति निश्चयः ॥२५॥ इत्थमुक्त्वा शतानन्दं पूजयामास सादरम् । स गन्धाक्षतपुष्पाद्यैर्मूर्ध्नि तत्पद्रजो दधौ ॥२६॥ आचार्यौ स ततः प्रीत्या ववन्दे विनयान्वितः । मुनींस्तथाखिलान् भक्तान् प्रत्येकं च सद:स्थितान् ॥२७॥ स प्राप्तानन्दसन्दोहप्रविलीनमनास्ततः । अनुज्ञाप्य शतानन्दं प्रययौ स्वनिकेतनम् ॥२८॥ अथालोक्यैतदाश्चर्यं तं पप्रच्छेति भूपतिः । कस्मिन् देशे वसत्येष वाडवो मुनिसत्तम ! ॥२९॥ किं तस्यासीन्महद्दुःखं तन्नाशाय महामुने ! । किं किं च साधनं तेन विहितं दीर्घदर्शिना ॥३०॥ एतच्छुश्रूषवे मह्यं वक्तुमर्हसि सत्तम ! । यद्वचनादस्मदिष्याणां ज्ञातव्यं नावशिष्यते ॥३१॥ इत्याकर्ण्य वचस्तस्य ज्ञानं त्रैकालिकं गतः । श्रीहरेः कृपया भूपं स प्राहेङ्गितविन्मुनिः ॥३२॥ इति श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तदितिहासकथने द्विजदृष्टश्रीहरिस्वरूपनिरूपणनामाष्टमोऽध्यायः ॥ ८ ॥

---

कृतार्थ थई गयो. એજ પુરૂષોત્તમ શ્રીહરિવિષે નિશ્ચળ ભક્તિ કરીને પ્રારબ્ધને અંતે તેમના આનંદમય દિવ્ય અક્ષર ધામને નિશ્ચે પામીશ, એમાં મને હવે લેશ સંશય રહ્યો નથી ॥૨૪-૨૫॥ આ પ્રકારે કહીને તે વિપ્રે શતાનંદમુનિની ગંધ અક્ષત પુષ્પાદિવડે આદરપૂર્વક પૂજા કરીને તે મુનિનું ચરણરજ મસ્તકે ધારણ કર્યું ॥૨૬॥ તેપછી તે સભામાં બિરાજેલા અયોધ્યાપ્રસાદ તથા રઘુવીર નામના આચાર્યોની પ્રીતિથી વિનયપૂર્વક વંદના કરી. તે પછી સભામાં બેઠેલા સમગ્ર મુનિઓ અને હરિજનો પ્રત્યેકની વિનયથી વંદના કરી ॥૨૭॥ તેપછી તે વિપ્ર શ્રીહરિના તથા તેમના એકાંતિક ભક્તોના દર્શનથી પ્રાપ્ત થએલા મહાઆનંદમાં નિમગ્ન મનવાળો થઈ શતાનંદમુનિની અનુજ્ઞા ગ્રહણ કરીને પોતાને ઘેર ગયો ॥૨૮॥ ત્યારપછી હેમંતસિંહરાજા આવું આશ્ચર્ય જોઇને એમ પુછવા લાગ્યા કે-હે મુનિસત્તમ ! આ વિપ્ર કયા દેશમાં વસેછે ? એને મહાદુઃખ શું હતું ? દુઃખ વિનાશમાટે દીર્ઘદર્શી એણે શું શું સાધન કર્યું હતું ? આ સર્વ સાંભળવા ઇચ્છતા મને તમો કહેવાને યોગ્ય છો, જેના કહેવાથી તમારા જેવાઓના શિષ્ય થએલાઓને જાણવાનું કશું બાકી રહે નહિ ॥૨૯-૩૧॥ આવું રાજાનું વચન સુંણીને શ્રીહરિની કૃપાથી ત્રૈકાલિક વિજ્ઞાને સંપન્ન એવા શતાનંદમુનિ રાજાનો હૃદ્ગત અભિપ્રાય જાણીને તેને કહેવા લાગ્યા ॥૩૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે...તદિતિહાસકથને દ્વિજદૃષ્ટશ્રીહરિસ્વરૂપનિરૂપણનામાષ્ટમોઽધ્યાયઃ ॥૮॥

ण्डितम् ॥५॥ विराजमानमारामै रुचिराट्टालगोपुरैः । समाट्टपङ्क्तिभिः कोष्ठैर्लसद्भिर्देवमन्दिरैः ॥६॥ कमनीयसमास्थानैः प्राकारेण समन्ततः । विलसद्गुल्मकक्षाभिस्तोरणैः समलङ्कृतम् ॥७॥ चातुर्वर्ण्यजनैर्जुष्टं स्वस्वधर्मानुवर्तिभिः । वेदविद्भिः कृतैर्विप्रैर्वेदनादैर्विराजितम् ॥८॥ सरोभिर्मण्डितं रम्यैर्द्विजालिकुलसङ्कुलैः । कुमुदोत्पलकह्लारशतपत्रादिराजितैः ॥९॥ उपशल्ये परे यस्य स्वर्गङ्गा पाविनी नदी । वहत्येव जना यस्यां स्नान्तो भान्ति यथामराः ॥१०॥ कान्यकुब्जाभिधज्ञातेर्विप्रस्य तत्र तत्पुरः । आसीन्माधवरामस्य पुत्रः कल्याणजिन्नृप ! ॥११॥ गर्गगोत्री यजुर्वेदी वेदवेदाङ्गपारगः । पारोक्ष्येणाकरोद्भक्तिं श्रीकृष्णस्य स नित्यदा ॥१२॥ तस्य प्राक्तनसंस्काराद्विविधानां स्वजन्मनाम् । भूतानां च भविष्याणां ज्ञानं साक्षादजायत ॥१३॥ यद्यत्कष्टमभूत्तीव्रं स्वेदजादिषु जातिषु । भविष्यच्च तथा सर्वं दृश्यं तस्याभवन्नृप ! ॥१४॥ अस-

सुरसमूहोએ સેવનીય એવા આરામો, (બગીચાઓ) અતિસુંદર અટ્ટાલ, (અટારી જરૂખાઓ) ગોપુર, (દરવાજા) સમ—આગળપાછળ નહિ એક લાઈનમાં કરેલા અટ્ટ, (મહેલ હવેલીઓ) ની પંક્તિઓ, કોષ્ઠ (ઘરનો અંદરનો ભાગ) અને રમણીય દેવમંદિરોથી સમલંકૃત છે. તથા જે પુર શોભાયમાન સભાસ્થાનો, ચારેબાજુ કિલ્લાથી શોભાયમાન ગુલ્મ, (સેનાસંનિવેશસ્થાન) કક્ષા, (રાજાનું અંતઃપુર જનાનખાનું) અને તોરણોથી સમલંકૃત છે ॥૬-૭॥ વળી જે પુર પોતપોતાના ધર્મપરાયણ વિપ્ર ક્ષત્રિયાદિ ચાર વર્ણના જનોએ વ્યાપ્ત અને વેદવેત્તા વિપ્રવૃંદોએ પ્રતિદિન કરેલા વેદઘોષથી વિરાજીત છે ॥૮॥ વળી જે નગર કુમુદ (પોયણાં) ઉત્પળ કહ્લાર કમળ (કમળ જાતિના ભેદો) આદિથી વિરાજીત માટેજ ભ્રમરકુળ અને હંસાદિ પક્ષીકુળથી વ્યાપ્ત અતિરમણીય એવાં સરોવરોથી સમલંકૃત છે ॥૯॥ વળી જે પુરના રમ્ય પ્રાંત ભાગમાં પાવિની સ્વર્ગ ગંગા નદી વહેછે. જે દિવ્ય નદીમાં સ્નાન કર્તા જનો અમરો જેવા જણાય છે ॥૧૦॥ હે નૃપ ! આવા ભવ્ય નગરમાં ગર્ગગોત્રમાં ઉત્પન્ન થએલો, યજુર્વેદાધ્યાયી, વેદવેદાંગનો પારંગત અને કાન્યકુબ્જ નામના બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થએલા એજ નગરમાં કુળપરંપરાથી નિવાસ કરી રહેલા કોઈ માધવરામનો પુત્ર, કલ્યાણદત્ત નામનો કોઈ વિપ્ર હતો. આ વિપ્ર શ્રીકૃષ્ણની નિત્ય પરોક્ષપણે ભક્તિ કરતો હતો ॥૧૧-૧૨॥ તે આ વિપ્રને પ્રાક્તન સંસ્કારના પરિપાકબળથી ભૂત અને ભવિષ્ય વિવિધ જન્મોનું સાક્ષાત્ જ્ઞાન થયું ॥૧૩॥ હે નૃપ ! સ્વેદજ અંડજ આદિક અનંત અતીત યોનિવિશેષોમાં પોતે જે જે તીવ્ર દુઃખ અનુભવ્યું હતું તથા ભાવિ યોનિઓમાં જે જે અનુભવ કરવાનું છે તે સર્વ દુઃખ સાક્ષાત્કાર જેવુંજ તેને થયું

तप्ततैले क्षिपन्ति च । निःसारयन्ति चान्त्राणि तेषां ते जीवतामपि ॥२३॥ दाहयन्ति ज्वलद्वह्नौ तान् रुन्धन्त्यतिदुःसहे । विषानलस्य ते धूमे छित्वा सीव्यन्ति तत्त्वचः ॥२४॥ आश्लेषयन्ति तांस्तप्ता- प्रतिमाश्चायसीर्मुहुः । तीव्राः सोऽपश्यदित्याद्या ह्यनन्ता यमयातनाः ॥२५॥ तेन तस्याभवच्चित्ते परितापो महान्नृप ! । निशासु नाभवन्निद्रा त्रासव्याकुलचेतसः ॥२६॥ नासीत्पुत्रकलत्रादौ भोजनादौ च कर्हिचित् । व्यथातस्य सुखं तस्य विभवेष्वपि सर्वदा ॥२७॥ ततस्तत्प्रशमनोपायान् सोऽपृच्छत्सर्वपण्डितान् । तत्प्रोक्तानपि तान् कृत्वा तच्छान्तिं नाभ्यपद्यत ॥२८॥ कुटुम्बं स ततः स्वीयं भवनं सपरिच्छदम् । हित्वा जगाम निर्विण्णस्तीर्थयात्राविधित्सया ॥२९॥ प्रयागं स द्विजः काशीं जगन्नाथपुरीं शुभाम् । अयोध्यां चित्रकूटं च पुण्यं वृन्दावनं ययौ ॥३०॥ रामनाथं हरिद्वारं कुरुक्षेत्रं च पावनम् । स प्रायात्पुष्करं तीर्थं पुण्यं च पुलहाश्रमम् ॥३१॥ अगात्सिद्धपुरं तीर्थं प्रभासं द्वारिकां तथा । इत्यादी-

---

બનાવેલી તપાવેલી સ્ત્રીપુરૂષરૂપ પ્રતિમાને વારેવારે આલિંગન કરાવે છે, એરીતે તે તે નરકસ્થાનોમાં યમદૂતોએ અપાતી ઈત્યાદિ અનંત તીવ્ર યાતનાઓ તેના જોવામાં પ્રત્યક્ષવત્ આવી ॥૨૦–૨૫॥ હે નૃપ ! ભૂતભાવિ દુરંત દુઃસહ દુઃખદર્શનથી તથા નાનાવિધ નરકોનાં દારૂણ દુઃખદર્શનથી તે વિપ્રના મનમાં મહાન્ પરિતાપ થયો. ભાવિદુઃખત્રાસથી વ્યાકુળ હૃદયવાળા તેને રાત્રિએ લેશપણ નિદ્રા નજ આવી ॥૨૬॥ જન્મમરણ અને ગર્ભવાસના તીવ્ર ત્રાસથી થયેલી વ્યથાથી પીડા પામેલા તે વિપ્રને પુત્ર કળત્ર મિત્રાદિકમાં તથા પશુ અન્ન વાહન ધનાદિ સમૃદ્ધિમાં સર્વત્ર ક્યારેયપણ સુખસંપત્તિ નજ રહી, કિંતુ ચોગરદમ સર્પોથી વિંટાએલાની પેઠે મહાદુઃખજ થયું ॥૨૭॥ તે પછી તે વિપ્ર ભાવિભયના શમનના ઉપાયો તે તે પ્રસિદ્ધ પંડિતમંડળોને પુછવા લાગ્યો. પુછેલા પંડિતોએ કહેલા તેતે ઉપાયો તેણે કર્યા, પણ તેનાથી તેને તેની શાન્તિ થઈ નહિ. વાતપિત્તની વિકૃતિથી ઉત્પન્ન થતો આ કોઈ વ્યાધિવિશેષ ન હતો કે જે તેતે પંડિત પુરૂષોએ પ્રદર્શાવેલા ઉપાયોના અનુષ્ઠાનથી પ્રશાંત થઈ જાય પરંતુ રજતમની વિકૃતિથી થએલો આતો આધિવિશેષ (માનસી પીડા) હતો ॥૨૮॥ ત્યારપછી 'नास्त्यकृतः कृतेन' એ રીતે વૈરાગ્યવેગને પામેલો તે વિપ્ર પુત્ર કલત્રાદિ કુટુંબનો અને ઉપકરણોએ સહિત ભવનનો પરિત્યાગ કરી, તીર્થયાત્રાની ઈચ્છાથી (તીર્થયાત્રાના મિષથી સત્પુરૂષના સમાગમની સમાકાંક્ષાથી) ચાલી નીકળ્યો ॥૨૯॥ આ વિપ્ર પ્રયાગ કાશી જગન્નાથપુરી અયોધ્યા ચિત્રકૂટ પુણ્ય વૃંદાવન રામનાથ હરિદ્વાર પવિત્ર કુરૂક્ષેત્ર પુષ્કર પુણ્ય પુલહાશ્રમ સિદ્ધપુર પ્રભાસ

न्यर्तिनाशाय बहुक्षेत्राण्यगाद्धि सः ॥३२॥ गङ्गां च यमुनां रेवां सरयूं तपतीं नदीम् । गोदावरीप्रमुख्याणि प्रागात्तीर्थानि स द्विजः ॥३३॥ जगत्प्रसिद्धवा प्रासास्तीर्थक्षेत्रेषु पण्डिताः । गुरवो ये तथाचार्यास्तेषां सङ्गं चकार सः ॥३४॥ स्वक्लेशनाशोपायांस्तान्विनीतः सोऽन्वपृच्छत । विदधे च तदुक्तांस्तान्नाप शान्तिं तथापि सः ॥३५॥ निराशः स ततो गच्छन्नतिचिन्ताकुलान्तरः । देशान् पश्चिमपाञ्चालानाजगाम यदृच्छया ॥३६॥ जनेभ्यश्चाशृणोत्स्वामिनारायणविधापितम् । सोऽथ दुर्गपुरे रम्यं श्रीगोपीनाथमन्दिरम् ॥३७॥ श्रुत्वात्रत्यान्महासाधूंस्तेभ्यो हर्षपरिप्लुतः । सोऽत्रागादभवच्छान्तिस्तस्यैव गमनक्षणे ॥३८॥ अत्र कश्चिन्महान् साधुर्भवतीत्यवबुध्य सः । संस्नायोन्मत्तगङ्गायां श्रीगोपीनाथमैक्षत ॥३९॥ श्रीगोपीनाथसंवीक्षाप्राप्तशान्तिर्मुदान्वितः । अत्रास्तीति महान् साधुर्भक्तं कश्चिदपृच्छ सः ॥४०॥ अमयीरस्त

---

દ્વારિકા અને બીજાંપણુ બહુ ક્ષેત્રોમાં પીડાપ્રદ પાપના પ્રક્ષય માટે ફર્યો તથા ગંગા યમુના રેવા સરયૂ તાપી ગોદાવરી પ્રમુખ તીર્થોમાં ફર્યો ॥૩૦-૩૩॥ જગતમા તે તે તીર્થક્ષેત્રોમાં પ્રસિદ્ધિને પામેલા જે પંડિતો હતા (પણુ તત્વદર્શી નહિ) તથા જે બહુજનોને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરાવનારા ગુરૂઓ હતા તથા અનેક શિષ્યમંડળો જેના ચરણુની પરિચર્યા કરે છે, આચાર્યપદ ઉપર ચઢી બેઠેલા જેઓ હતા તેમનો તમામનો તેણુે સમાગમ કર્યો. તેમને પામીને તેણુે પોતાના કલેશનાશના ઉપાયો વિનયથી પુછ્યા. તેમણુે બતાવેલા બધા ઉપાયોપણુ તેણુે કર્યા તથાપિ તેનાથી તેને લેશ કલેશશાંતિ થઈ નહિ ॥૩૪-૩૫॥ તેપછી તે વિપ્ર નિરાશ થઈ અતિચિંતાથી અંતરમાં અત્યંત આકુળ થઈ દૈવેચ્છાથી ફરતો ફરતો પવિત્ર પશ્ચિમ પંચાળદેશમાં આવ્યો ॥૩૬॥ તે દેશમાં ભગવાન્ સ્વામિનારાયણે દુર્ગપુરમાં કરાવેલું રમણીય શ્રીગોપીનાથમંદિર અને તેમાં રહેતા, સાક્ષાત્ શ્રીકૃષ્ણુના સાક્ષાત્કારને પામેલા મહાસાધુઓને કોઈ જનના મુખથી સાંભળીને પ્રહર્ષપરિપૂર્ણ થઈ ત્વરાથી ત્યાં ગયો. તે પવિત્ર પુરને પામ્યો એજ ક્ષણુમાં તેના મનમાં કોઈપણુ અપૂર્વ શાંતિ થઈ ગઈ ॥૩૭-૩૮॥ એજ મનઃપ્રસાદથી 'અહીં કોઈ મોટા સાધુ હોવાજ જોઇએ' એમ નિશ્ચય કરીને તે પુરની પાસે વહેતી પ્રસન્ન પાવન પાનીય જેમાં છે એવી ઉન્મત્તગંગા નદીમાં સ્નાન કરી શ્રીગોપીનાથજીના ચરણારવિંદનાં દર્શન કર્યાં ॥૩૯॥ તેમના ચરણુકમળના સમ્યક્ દર્શનથીજ તત્ક્ષણુ પ્રશાંતિને પામીને પરમાનંદે યુક્ત થઈ પોતાની સન્મુખ આવતા કોઇપણુ ભક્તને 'અહીં કોઈ મોટા સાધુ છે?' એમ પુછવા લાગ્યો ॥૪૦॥ એરીતે કલ્યાણુજીત વિપ્રે પુછેલા તે ભક્તે તેની પ્રેમપ્રસન્ન વચનશૈલીથી 'કોઈપણુ આ મહાત્-

मुदा पृष्टो भक्तस्तेनेति तं द्विजम् । सत्कथावाचनारम्भो जातोऽस्मिन् दिवसे द्विज ! ॥४१॥ श्रोतुं सन्तः कथां पुण्यां सत्सङ्गिजीवनस्य च । सभायामास्थिताः सन्ति सर्वे सत्सङ्गिनस्तथा ॥४२॥ श्रुत्वेत्यत्रागतः प्रीत्या सभामनुप्रविश्य सः । सत्सङ्गिजीवनग्रन्थकथां शुश्राव मत्कृताम् ॥४३॥ अशृणोच्च भवत्पृष्टं श्रद्धया स द्विजोत्तमः । सत्सङ्गिजीवनग्रन्थमाहात्म्यं परमाद्भुतम् ॥४४॥ एतस्येतिश्रुतेरासीन्महाकष्टात्पुरोदितात् । स निर्मुक्तः कृतार्थश्च प्रत्यक्षश्रीहरीक्षणात् ॥४५॥ इत्येतद्विजमनलब्धसर्वसिद्धेर्वृत्तान्तं गदितमिदं मया द्विजस्य । प्रीत्या ते श्रवणरताय शुद्धबुद्धे ! त्वत्प्रश्नोत्तरमपि जातमेतदुक्त्या ॥४६॥ सत्सङ्गिजीवनशुभश्रवणेन तूर्णं मोक्षार्थमेति परधर्मकरं मनुष्यः । यत्प्राप्तये क्षितिभुजोऽप्यगमन्नरण्यं गच्छेत्त्रिवर्गमवनीश ! किमत्र चित्रम् ॥४७॥ यो यश्चेच्छेत्ततो यं यं पुरुषार्थचतुष्टये । तत्तत्सिद्धिमियात् श्रुत्वा

---

રાખુ છે એમ જાણીને મહોત્સાહથી કહ્યું કે-હે દ્વિજ ! આજ દિવસે સત્સંગિજીવન નામની શુભ કથાના પ્રવચનનો પ્રારંભ થયો છે. આ પ્રબન્ધના પ્રવક્તા મોટા સાધુ છે. આ સત્સંગિજીવનની પુણ્યકથા સાંભળવા સારૂ બહુ સંતો તથા સત્સંગિઓ સભામાં બેઠેલા છે એમ કહ્યું ॥૪૧-૪૨॥ આવું પરમ પ્રિય વચન સાંભળીને ત્યાં આવીને સભામાં બેસી મેં (શતાનંદમુનિ) કહેલી સત્સંગિજીવનની કથા પરમ પ્રીતિથી તેણે સમગ્રપણે સાંભળી ॥૪૩॥ હે રાજન્ ! તમોએ પુછેલું આ પરમ અદ્ભુત સત્સંગિજીવનગ્રંથનું માહાત્મ્યપણ તે દ્વિજોત્તમે શ્રદ્ધાથી સાંભળ્યું ॥૪૪॥ આના શ્રદ્ધાથી અને પરા પ્રીતિથી કરેલા શ્રવણથી પ્રત્યક્ષગોચર થએલા શ્રીહરિકૃષ્ણના સાક્ષાત્ સંદર્શનથી તે કલ્યાણજિત્ દ્વિજ સંસારના બીજભૂત પૂર્વોક્ત સર્વ કર્મોથકી નિર્મુક્ત થઈ કૃતાર્થ અને શોકરહિત થઈ ગયો ॥૪૫॥ હે હેમંતસિંહરાજન્ ! આ પ્રકારે આ માહાત્મ્યે સહિત સત્સંગિજીવનના શ્રવણથી સમગ્ર સિદ્ધિને પામેલા આ વિપ્રનું સમસ્ત વૃત્તાંત સાંભળવા ઇચ્છતા શુદ્ધ બુદ્ધિવાળા તમોને મેં પ્રીતિથી કહ્યું. તમોએ સત્સંગિજીવનકથાશ્રવણમાં નિષ્ઠાવાળા સિદ્ધિ પામેલા કોઈ પરમ ભાગવતનું ચરિત્ર શ્રવણનો જે પ્રશ્ન પુછ્યો હતો તેનો પણ પ્રત્યુત્તર આનાથીજ થઈ ગએલો જાણશો ॥૪૬॥ આ સર્વશુભ સત્સંગિજીવન શાસ્ત્રના શ્રવણથી સર્વોત્તમ શ્રીકૃષ્ણસેવારૂપ સુખ સંપાદન કરનારો મોક્ષ નામનો જે પરમપુરૂષાર્થ છે તેને પુરૂષ તત્કાળ પામે છે, જેને પામવામાટે મોટા મોટા રાજાઓપણ રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી ગહન વનમાં તપ કરવા જાય છે. તે આ ગ્રંથના શ્રવણથી ત્રિવર્ગ ફળસિદ્ધિ થાય એમાં કહેવુંજ શું ? થાયજ ॥૪૭॥ માટે હે રાજન્ ! ધર્માદિ ચાર પુરૂષાર્થમાંથી જેજે જન જેજે પુરૂષાર્થને પામવા

सत्सङ्गिजीवनं स सः ॥४८॥ स्वधर्मज्ञानवैराग्यभगवद्भक्तिसंयुजा । यश्चैकान्तिकधर्मेण प्रसाद्य पुरुषोत्तमम् ॥४९॥ इच्छेत्तदीयसेवायां स्थातुं तत्सिद्धिमाप्नुयात् । सत्सङ्गिजीवनग्रन्थश्रुतेरेव स भूपते ! ॥५०॥ इत्थं हेमन्तसिंहस्तद्वाचं श्रुत्वा सुधोपमाम् । प्रमोदं प्राप सभ्याश्च प्रापुरेव परां मुदम् ॥५१॥ धर्मार्थकाममोक्षाणामिच्छन्ति स्म शरीरिणः । ये ये यं यमिह प्राप्तुं पुरुषार्थं स्वचेतसि ॥५२॥ सत्सङ्गिजीवनग्रन्थं तस्य तस्याशये शुभम् । ते तेऽशृण्वन्मुदा युक्ताः स्वावकाशानुसारतः ॥५३॥ तत्र धर्मस्य संसिद्धिं धर्मार्थी प्राप निश्चितम् । योऽर्थार्थी तस्य संसिद्धिं स प्रपेदेऽञ्जसा द्रुतम् ॥५४॥ कामसिद्धिं च कामार्थी मोक्षार्थी यश्च मानवः । मोक्षस्य पुरुषार्थस्य प्राप सिद्धिं स सत्वरम् ॥५५॥ इच्छेदेकान्तधर्मेण प्रसाद्य श्रीहरिं च यः । स्थातुं तदीयसेवायां प्राप तत्सिद्धमेव सः ॥५६॥ हेमन्तसिंहो मोक्षार्थमिममिच्छन् परं नृपः । यथाविधि स्वके गेहे वाचयित्वैनमाशृणोत् ॥५७॥ मोक्षार्थस्य स संसिद्धिं

---

ઇચ્છે તેતે જન તેતે પુરૂષાર્થની સિદ્ધિને આ સત્સંગિજીવનના શ્રવણથી પામે એમાં સંશય નથી ॥૪૮॥ હે ભૂપતે ! જે જન સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભગવદ્ભક્તિએ યુક્ત એવા એકાંતિક ધર્મથી પરબ્રહ્મ પુરૂષોત્તમને પ્રસન્ન કરી તેમના ચરણની પરિચર્યામાં નિરંતર નિવાસને વાંછતો હોય તેવી તેની સિદ્ધિ આ શાસ્ત્રના શ્રવણથીજ થાય ॥૪૯-૫૦॥ હેમંતસિંહ રાજા શતાનંદસ્વામીનું આવું સત્સંગિજીવનમાહાત્મ્યનો બોધ આપનારૂ અમૃતતુલ્ય વચન સાંભળીને પરમ પ્રમોદને પામ્યા અને સભામા બેઠેલા બીજા બધા જનોપણ પરમ પ્રહર્ષને પામ્યા ॥૫૧॥ આ જગતમાં જાતિથી ઉચ્ચ કે નીચ જેજે જનો ધર્માદિ પુરૂષાર્થમાથી જેજે પુરૂષાર્થની પ્રાપ્તિની મનમા વાંછા કરતા હતા તેતે તમામ જનો તેની તેની પ્રાપ્તિમાટે આ સત્સંગિજીવન શુભ શાસ્ત્રને યથાવકાશ ઉત્સાહાતિશયથી સાભળવા લાગ્યા ધર્માર્થી ધર્મની સિદ્ધિને નિશ્ચે પામ્યો. અર્થાર્થી અર્થસિદ્ધિને અનાયાસથી જલદી પામ્યો. કામાર્થી કામસિદ્ધિને પામ્યો મોક્ષાર્થી માનવ મોક્ષ પરમપુરૂષાર્થને સત્વર પામ્યો. જરામરણ મોક્ષ જેનું લક્ષણ છે એવા અક્ષરસારૂપ્યની પ્રાપ્તિ કે જેમાં આત્માનો અનુભવ કરવો એજ એક ફળ છે અને જેની કૈવલ્ય સંજ્ઞા છે તેનાથીપણ અત્યંત અધિક એવો શ્રીકૃષ્ણસેવામા નિરતર નિવાસ કે જે શ્રીહરિના પ્રસાદથીજ એક પ્રાપ્ય છે તેને પારમૈકાંતિક ધર્માચરણથી પરમાત્માને પ્રસન્ન કરી જેઓ પામવા વાંછતા હતા તેઓપણ આ સત્સંગિજીવનના શ્રવણમાત્રથી તેની સિદ્ધિને જલદી પામ્યા છે ॥૫૨-૫૬॥ શતાનંદમુનિના મુખરૂપી ચંદ્રમાયકી નીકળેલા કથારૂપ અમૃતના શ્રવણરૂપ પાનથી અત્યત આનંદને પામેલા હેમંતસિંહરાજાએ એક શ્રીકૃષ્ણસેવારૂપ

प्राप स्वस्य महीपतिः । शतानन्दास्यचन्द्रच्युत्कथामृतसुनिर्वृतः ॥५८॥ सत्सङ्गिजीवनग्रन्थमाहात्म्यं सदसि श्रुतम् । शतानन्दमुनेर्वक्त्राद्यथैवेदं मया स्फुटम् ॥५९॥ सत्सङ्गिजीवनमाहात्म्याख्यो ग्रन्थस्तथा मया । अयं विरचितः सम्यगात्मबुद्ध्यनुसारतः ॥६०॥ आदौ ग्रन्थमिमं श्रुत्वा पश्चात्सत्सङ्गिजीवनम् । श्रोतव्यमिति मामाह शतानन्दमुनिर्वचः ॥६१॥ इमं श्रोष्यन्ति ये भक्त्या पठिष्यन्त्यत्र मानवाः । लप्स्यन्ति ते तु सत्सङ्गिजीवनश्रुतिजं फलम् ॥६२॥ श्रीहरेश्च प्रसादात्ते प्राप्स्यन्ति स्वेप्सितं सुखम् । इति सत्यं पुनः सत्यं मुक्तानन्दो ब्रवीम्यहम् ॥६३॥ यो दिव्याकृतिरक्षरे वरतरे मायापरे राजते दिव्यानन्तमहागुणैकनिलयः सर्वातिरिक्तश्रवाः । प्रादुर्भूय सधर्मभक्तिमतनोद्भूमौ दयावारिधिर्वन्दे धर्मजनिं सदैव सहजानन्दं हरिं तं मुदा ॥६४॥

---

મુક્તિમાટે આવા એકાંતિક ધર્મની સિદ્ધિની સ્પૃહાથી પોતાને ઘેર યથાવિધિ યોગ્ય પૌરાણિક પાસે સત્સંગિજીવન વંચાવીને શ્રદ્ધાથી શ્રવણ કર્યું તે શ્રવણથી શ્રીકૃષ્ણરૂપે-વાસ્થ મોક્ષના સાધનભૂત આ પારમૈકાંતિક ધર્મની સિદ્ધિને પામ્યા ॥૫૭-૫૮॥ આ સત્સંગિજીવન માહાત્મ્ય સભામાં શતાનંદ મહામુનિના મુખથકી જે રીતે સ્પષ્ટપણે સાંભળ્યું છે તેજ રીતે મેં (મુક્તાનંદે) સત્સંગિજીવનમાહાત્મ્ય નામનો આ ગ્રંથ મારી મતિને અનુસારે સારી રીતે રચ્યો છે ॥૫૯-૬૦॥ તે ભગવાન્ શતાનંદમુનિએ 'પ્રથમ સત્સંગિજીવનમાહાત્મ્ય સાંભળીને પછીથી સત્સંગિજીવનનું શ્રવણ કરવું' એમ મને વચન કહ્યું હતું ॥૬૧॥ આ જગતમાં જે જનો આ સત્સંગિજીવનમાહાત્મ્ય ગ્રંથને પ્રીતિથી પાઠ કરશે કે શ્રવણ કરશે તેઓપણ સત્સંગિજીવનગ્રંથના શ્રવણપઠનનું ફળ પામશે અને શ્રીહરિના પ્રસાદથી ઇપ્સિત સુખને પામશે એમાં સંશય નથી ભગવાન્ શ્રીહરિના પ્રથમ પ્રસાદના પાત્રભૂત હું મુક્તાનંદમુનિ આ અર્થ સત્યજ કહુંછું સત્યજ કહુંછું (દૃઢતામાટે બે વાર કહ્યું છે) ॥૬૨-૬૩॥

પોતાના પ્રબન્ધની શિષ્યપ્રશિષ્ય પરંપરાએ સર્વત્ર સંપ્રવૃત્તિ કરવાની કામનાથી અને પોતે કરેલા ગ્રંથની ભગવત્સ્મરણથી સાર્થકતાને સંપાદન કરવાની વાંછાથી મુક્તાનંદમુનિ ગ્રંથને અંતે સ્વેષ્ટદેવરૂપ શ્રીસ્વામિનારાયણ ભગવાનના વંદનધ્યાનાત્મક મંગળને 'યો દિવ્યાકૃતિ' ઇત્યાદિ શ્લોકથી કરેછે–માયાપરે–પ્રકૃતિમંડળથકી પર વર્તતા, માટેજ વરતરે–અત્યંત શ્રેષ્ઠ, અક્ષર–અક્ષરનામ જેનું છે, એવા ધામમાં જે દિવ્યાકૃતિ–મુક્તજનોએ સેવનીય આનંદમય આકૃતિવાળા અને દિવ્ય અનવધિકાતિશય કલ્યાણ ગુણગણોના નિધિ ભગવાન્ વિરાજે છે, એજ પોતે પરમ દયાનિધિ ભગવાન્ ધર્મનંદનરૂપે પૃથ્વીઉપર પ્રાદુર્ભાવ પામીને અસાધારણ ઐશ્વર્યથી સર્વાધિક કીર્તિ પ્રખ્યાપન કરી ધર્મભક્તિનો માર્ગ નિષ્કંટક સર્વત્ર અતિ વિસ્તારવાળો જેમણે કર્યો તે આ ધર્મનંદન શ્રીસહજાનંદ શ્રીહરિને હું આનંદપૂર્વક અનન્યભાવથી નિરંતર વંદન કરુંછું ॥૬૪॥ જેની દિવ્યમૂર્તિ સ્વતઃ હેયવિરોધિ (નિર્દોષ)

श्रीमन्मङ्गलमूर्तिमार्तिशमनं मालां करे तौलसीं दक्षे सूक्ष्मंचलक्षसान्द्रवसनान्यायिभ्रतं सर्वदा । चारुस्मेरमुखाम्बुजं लसदुरःश्रीवत्सलक्ष्माङ्कितं ध्याये भूषणभूषणाङ्गमनिशं श्रीस्वामिनारायणम् ॥६५॥ योऽक्षरे परतरेऽक्षरमुक्तैः सेव्यमानचरणो रमणीयः । स प्रभुर्विधिमुखेशनियन्ता मानसे वसतु मे हरिकृष्णः ॥६६॥ योऽत्र पूर्णदययाऽऽकृतिधारी चिन्त्यचारुतरचित्रचरित्रः । स्वाश्रिताखिलभयक्षयकारी धार्मिरेतु स हरिर्मयि तोषम् ॥६७॥ तत्पदाब्जरतचित्तमिलिन्दा निर्जितेन्द्रियहयाखिलवेगाः । साधवः परहितानुरता ये सन्तु ते हि सततं मयि तुष्टाः ॥६८॥ इति श्रीहरिपदारविन्दपरमानुग्रहभाजनमुक्तानन्दमुनिविरचिते श्रीसत्सङ्गिजीवनमाहात्म्ये शतानन्दहेमन्तसिंहसंवादे तदितिहासकथने द्विजवृत्तान्तनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

---

અને કલ્યાણગુણાકર હોવાથી સ્વયં મંગળસ્વરૂપા છે, માટેજ તે મૂર્તિ શ્રીમતી છે, આવા શ્રીમન્મંગળમૂર્તિમાન્, માટેજ સર્વની આર્તિ-પીડાને શમાવનારા, એકાંતિક ધર્મપ્રવૃત્તિમાટે અવતરેલા, સ્વયં એકાંતિકધર્મના આચરણથી તેને પૃથ્વીઉપર પ્રર્તાવવા જપપરાયણ થઈ જમણા કરકમળતળમાં સતત તુલસીમાલાને ધારણ કરતા, સૂક્ષ્મ શ્વેત દિવ્ય વસ્ત્રોને ધારણ કરતા, આશ્રિતોની સમગ્ર પીડાને હરનારા સુંદર મંદહાસથી મનોહર મુખારવિંદ જેમનું છે, વક્ષસ્થળમાં વિરાજમાન શ્રીવત્સચિહ્નથી ચિહ્નિત, કટક કેયૂર કુંડળ હાર આદિક આભૂષણોના પણ આભૂષણભૂત (આભૂષણોનેપણ શોભાડનારું) દિવ્ય અંગ જેમનું છે, આવા શ્રીસ્વામિનારાયણ ભગવાનનું હું અહર્નિશ ધ્યાન ધરૂંછું ॥૬૫॥ જે પરંબ્રહ્મ ભગવાન્ પ્રકૃતિથી પરતર એવા અક્ષરધામમાં નિરંતર અક્ષર-નિત્ય મુક્તોએ સેવ્યમાન ચરણકમળ અને મનોહર દિવ્યાકૃતિ વિરાજે છે, તે આ બ્રહ્માદિ સમસ્ત દેવવર્ગના નિયંતા પ્રભુ શ્રીહરિકૃષ્ણ મારા મનમાં નિરંતર નિવાસ કરી રહો ॥૬૬॥ જે ભગવાન્ પૃથ્વીઉપર અપાર કૃપાથી એજ દિવ્યાકૃતિને ધારીને અવતર્યા છે તે આ દિવ્યાકૃતિધારી, કલ્યાણની કામનાવાળા સર્વ કોઇએ જેમનું દિવ્ય રમણીય ચિત્ર ચરિત્ર ચિંતન કરવા યોગ્ય છે, પોતાના આશ્રિતોના સમગ્ર ભયનો ક્ષય કરનારા એવા ધર્મનંદન શ્રીહરિ મારીઉપર પ્રસન્ન થાઓ ॥૬૭॥ ધર્મનંદન તે શ્રીહરિના ચરણારવિંદમાં જેમના ચિત્તરૂપ ભ્રમરાઓ અતિશય આસક્ત વર્તેછે, ઇન્દ્રિયરૂપ દુષ્ટ અશ્વોનો તીવ્રવેગ જેમણે રોકી રાખ્યો છે, અને પરહિતનાજ એક આચરણપરાયણ એવા જે સાધુઓ છે તેઓ મારી ઉપર આ યથામતિ રચેલા શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યગ્રંથથી સંતુષ્ટ થાઓ ॥૬૮॥ **ઇતિ શ્રીહરિપદારવિંદપરમાનુગ્રહભાજનમુક્તાનંદમુનિવિરચિતે શ્રીસત્સંગિજીવનમાહાત્મ્યે શતાનંદહેમંતસિંહસંવાદે તદિતિહાસકથને દ્વિજવૃત્તાંતનિરૂપણનામા નવમોઽધ્યાયઃ ॥૯॥**

॥ श्रीसत्सङ्गिजीवनमाहात्म्यं सम्पूर्णम् ॥-

श्रीस्वामिनारायणो जयति ।

# विषयानुक्रमणिका ।

## प्रथमप्रकरणम् ।

અ. ૧ ત્રણ અધ્યાયથી સત્સંગિજીવન સચ્છાસ્ત્રનુ અવતરણ (મંગળ, ગ્રંથગૌરવ, વક્તા શ્રોતા કર્તાની સશુદ્ધિ, તેમનો સમાગમ સવાદાદિ ઉપો દ્ઘાત) કહેતા આ અધ્યાયમા-પ્રથમ ગ્રંથકર્તા શતાનન્દમુનિએ કરેલુ ઇષ્ટદેવનમસ્કારાત્મક તેમના સ્વરૂપ રૂપ ગુણ ચરિત્ર વિભૂતિ વિગેરેના વર્ણનપૂર્વક સવિસ્તર મંગળ, પોતે કરેલા ગ્રંથનું ગૌરવવર્ણન, વક્તા (સુવ્રતઋષિ) અને શ્રોતા (પ્રતાપસિંહ રાજર્ષિ)ની સશુદ્ધિ અને તેમનો સમાગમ-સવાદાદિ આખ્યાયિકા કહેતા-પ્રથમ જેમણે પ્રકટ પુરૂષોત્તમ શ્રીહરિના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો છે, ત્રૈકાલિક વિજ્ઞાને સપન્ન, વક્તા બ્રહ્મર્ષિ સુવ્રતમુનિનુ શ્રીહરિના અંતર્ધાન થયા પછી ગુરૂ શતાનંદમુનિની આજ્ઞાથી વિવિધ તીર્થયાત્રાના મિષથી શ્રીહરિકૃષ્ણની ભક્તિનો પ્રચાર પૃથ્વી ઉપર કરાવતા કરાવતા જગન્નાથપુરીમા જઇને, ત્યા જ્ઞાનભક્તિ વૈરાગ્યનો પ્રચાર કરાવતા તેમના કલ્યાણકારી ઉચ્ચ ગુણો સાભળીને, ત્યા પ્રથમથી આવેલા મહામુમુક્ષુ પ્રત્યક્ષ પ્રભુના દર્શનાતુર શ્રોતા પ્રતાપસિંહ રાજર્ષિએ ગ્રહેલુ શરણ, પ્રકટ પુરૂષોત્તમ શ્રીહરિના સમગ્ર દિવ્ય ચરિત્રો સાભળવાની તીવ્ર ઇચ્છાથી રાજાએ કરેલી મુનિની પ્રાર્થના વિગેરે ॥૧॥

૨ ગ્રંથકર્તા શતાનદમુનિની સશુદ્ધિ સવિસ્તર કહેવામાટે તેમનુ આશ્ચર્યકારી ચરિત્ર વર્ણન કરતા પ્રથમ તેમના શિષ્ય સુવ્રતમુનિએ કરેલુ ઇષ્ટદેવ નમસ્કારાત્મક મંગળ, પોતાના ગુરૂને પ્રેમથી પ્રણામ તથા તેમની પ્રસન્નતાની પ્રાર્થના, રાજર્ષિના પ્રશ્નનુ તેમણે કરેલુ અભિનંદન, રાજાની પ્રાર્થનાને અનુસારે પોતાના ગુરૂ શતાનદમુનિએ ગુથેલુ શ્રીહરિનુ સમગ્ર ચરિત્ર કહેવાની કામનાવાળા સુવ્રતમુનિએ પ્રથમ કરવા ધારેલા ગુરૂ શતાનદમુનિના ચરિત્રના વર્ણનમા-પ્રથમ પુણ્યપુરી મથુરાના નિવાસી વિષ્ણુદત્ત નામના વિપ્રના પુત્રપણે પ્રકટેલા મહાવિરક્ત મુમુક્ષુ પ્રત્યક્ષ

કૃષ્ણ દર્શનાતુર શતાનંદ ઋષિએ સાક્ષાત્ શ્રીકૃષ્ણ સાક્ષાત્કારની કામનાથી ગૃહનો ત્યાગ કરી બદરીકાશ્રમમાં આવીને કરેલું શ્રીબદરીનાથનું સમારાધન, સમારાધનથી સંતુષ્ટ થયેલા શ્રીબદરીનારાયણે તેમને આપેલું સાક્ષાત્ પોતાના દિવ્યસ્વરૂપનું સદર્શન વિગેરે ॥૨॥

૩ બદરીપતિ નારાયણના દિવ્ય સ્વરૂપના સાક્ષાત્કારથી અતિશય સંતુષ્ટ થએલા શતાનંદમહર્ષિએ કરેલી તેમની સ્તુતિ, સ્તુતિથી નિરતિશય પ્રસન્ન થએલા તે નારાયણે મુનિને કરેલું વરવરણનું અભિનંદન, શતાનંદમુનિએ નારાયણપાસે નિરંતર નિવાસ અને ગુણગાનની કરેલી પ્રાર્થના, વરદાન દેતાં ભગવાને બદરીવનમાં નારાયણરૂપે પ્રકટ થએલા સ્વયં શ્રીકૃષ્ણનું પોતાનાજ રૂપથી માનુષ્યનાટ્યનું અવલંબન કરીને કરેલી ગુર્જરદેશમાં (ડભાણ) સ્થિતિ, 'તેમની સમીપે જવાથી તમારા મનોરથની સિદ્ધિ થશે' એમ કહેલા શતાનંદમુનિનું નારાયણની આજ્ઞાને અનુસારે તેમની સમીપે જઇને પરાભક્તિથી કરેલું તેમનું સંસેવન, સેવનથી સુપ્રસન્ન થએલા પ્રકટ પુરૂષોત્તમ સાક્ષાત્ શ્રીહરિકૃષ્ણે વરદાનને અનુસારે ભાગવતી દીક્ષા આપી આપેલું સમાધિસિદ્ધિ, ત્રૈકાલિક જ્ઞાન, પોતાનું મૈત્રેય ઋષિસ્વરૂપનું પૂર્વ વિજ્ઞાન, શ્રીહરિના સ્વરૂપ ગુણચરિત્રનું યથાર્થ વિજ્ઞાન વિગેરે પામીને, તેને તેમના યશોવર્ણનથી સફળ કરવા ભગવાનના આદેશને અનુસારે શતાનંદમુનિએ દુર્ગપુરમાં શ્રીગોપીનાથજીના મંદિરમાં રહીને કરેલું તેમના દિવ્યચરિત્રામૃતગર્ભિત સત્સંગિજીવન નામના દિવ્ય નિબન્ધનું નિર્માણ અને તેની સુવ્રતાદિ શિષ્યોમાં કરેલી પ્રવૃત્તિ વિગેરે. (એ રીતે ત્રણ અધ્યાયથી વક્તા શ્રોતા કર્તાની સવિસ્તર સંશુદ્ધિ અને તેમનો સમાગમ સવાદાદિરૂપ ઉપોદ્ઘાત કહ્યો છે) ॥૩॥

૪ ત્રણ અધ્યાયથી ગ્રંથનો ઉપોદ્ઘાત કહીને, ઓગણીશ અધ્યાયથી સપ્રસંગ શ્રીહરિનો સર્વજનસુખાકારી પ્રાદુર્ભાવ નિરૂપણ કરતાં પ્રથમ આ અધ્યાયમાં શતાનંદમુનિએ શ્રીહરિનાં કેટલાંક દિવ્ય અદ્‌ભુત અસાધારણ ગુણચરિત્રોનો સંગ્રહ કરવાપૂર્વક કરેલા સવિસ્તર ત્રિવિધ મગળનો અઢાર શ્લોકથી સુવ્રતમુનિએ કરેલો અનુવાદ તથા શ્રીહરિના પ્રાદુ-

ભાવનું નિમિત્ત કહેવાનો ઉપક્રમ કરતાં અગીયાર શ્લોકથી કરેલું નગરાજ હિમાલયનું અદ્ભુત વર્ણન તથા તેમાં રહેલા દિવ્ય બદરીથી ઉપલક્ષિત થતા આશ્રમ (બદરિકાશ્રમ)નું વિસ્તૃત મહિમાનુવર્ણન વિગેરે ॥૪॥

૫ કોઈ સમયે તે આશ્રમમાં નરનારાયણનાં દર્શનથીજ તીર્થયાત્રાનું પરિપૂર્ણ ફળ પામવાની ઈચ્છાથી સશિષ્ય મરીચ્યાદિ બહુ મુનિઓનું આવવું, તે આશ્રમની સમીપે વહેતી દિવ્ય ગંગાનું સાત શ્લોકથી મહિમાનુવર્ણન, તેમાં યથાવિધિ સ્નાન કરી નારાયણાશ્રમમાં આવતા મુનિઓને બદરીતળે વિરાજમાન મુનિવેષધારી ભગવદંશભૂત નર ભગવાનના દર્શનની પ્રાપ્તિ, નરમુનિનું વર્ણન, નર ભગવાને સત્સમાગમની સુદુર્લભતા કહેવાપૂર્વક અગીયાર શ્લોકથી કરેલી સંતોની અનુપમ પ્રશંસા, પ્રેમમધુર વચનથી અભિનંદન કરેલા, તેમના પ્રભાવને જાણનારા મરીચ્યાદિ મુનિઓએ કરેલી નરમુનિની સ્તુતિ, નારાયણનાં દર્શનસમયની વાટ જોતાથકા તેમની ત્યાં સ્થિતિ વિગેરે ॥૫॥

૬ નારાયણનું મુનિઓને દર્શન દેવા પોતાની પર્ણશાળામાંથી બહાર નર મુનિ સમીપે આવવું, સાત શ્લોકથી તેમના દિવ્ય શરીરના સૌન્દર્યાદિકનું વર્ણન, તેમના દિવ્ય ચરણારવિંદના પ્રદર્શનથી હૃદયમાં પ્રહર્ષ પામેલા મહર્ષિઓએ તેમની યથાવિધિ કરેલી પૂજા તથા નમસ્કારાદિમહોત્સવ વિગેરે ॥૬॥

૭ તેમના સાક્ષાત્ અનુભવવિશેષથી પ્રકટેલા હર્ષપ્રકર્ષથી મહર્ષિઓએ કરેલી નારાયણની દિવ્યગુણૈશ્વર્ય વિગેરેના વર્ણન કરવાપૂર્વક દિવ્ય સ્તુતિ ॥૭॥

૮ સ્તુતિથી સંતુષ્ટ થએલા પ્રભુ શ્રીનારાયણે કરેલું મહર્ષિમંડળનું અભિનંદન, મહર્ષિઓએ ભગવાન્ નારાયણની સમીપે તેમના પુછવા ઉપરથી કરેલું અધર્માન્વય અને અસુરાંશભૂત નૃપતિઓ તથા ગુરૂઓના સઘથકી પૃથ્વીને થએલા અસહ્ય ભારનું નિવેદન તથા તેના ઉપશમનની કરેલી તેમણે પ્રાર્થના, આવા અવસરમાં ભગવાને અવતાર ધારણ કરી ભારતપ્રજાની અધર્મસર્ગથકી રક્ષા કરવાના કરેલા શુભ સકલ્પબળથી માતાપિતા મૂર્તિ ધર્મનું ત્યાં આવવું, તેમની સાથે નારાયણનો સમાગમ વિગેરે ॥૮॥

૯ ભૂભાર ઉતારવાનો શુભ સંકલ્પ જેમણે કર્યો છે, સર્વની હૃદય ગુહામાં ગૂઢપણે સદા રહેલા, અંતર્યામી ભગવાન્ નારાયણની પ્રેરણાથી ત્યાં ક્રોપમૂર્તિ દુર્વાસાનું અતર્કિત આવવું, ભગવાનના વચનામૃતશ્રવણમાં એકાગ્ર ચિત્તવાળા હોવાથી મુનિ ધર્માદિકે જેમનું આવવું નહિ જાણતાં નહિ સત્કાર કરેલા તે દુર્વાસાએ મુનિધર્માદિક પ્રત્યે આપેલો ભગવત્સંકલ્પમૂલક, લોકદષ્ટિથી ભગવદવતારમાં નિમિત્તભૂત શાપ, ધર્મે વિનયમધુર વચનોથી કરેલી દુર્વાસાની સત્વર સાંત્વના, પ્રાર્થનાથી પ્રસન્ન થએલા દુર્વાસાએ કરેલો ધર્માદિક ઉપર અનુગ્રહ, 'આ શાપ ભૂભારહરણ માટે પ્રકટ થઇશ એવો હું તે મારા સંકલ્પમૂલક છે' એમ નિવેદન કરવાથી ભગવાન્ નારાયણે કરેલું ધર્માદિ સમસ્ત મહર્ષિમંડળનું સાંત્વન, શાપાનુસારે ધર્મ ઉદ્ધવ મુનિઓએ દ્વિજાતિમાં જન્મ ધરવાની કરેલી ઇચ્છા ઇત્યાદિ ॥૯॥

૧૦ આવા અવસરમાં–પૂર્વે યદુકુલતિલક શ્રીકૃષ્ણ ભગવાને જે અસુરો હણ્યા હતા અથવા હણતાં બાકી રહ્યા તેમાં જેમનો આસુરભાવ નિવૃત્ત નહિ થતાં ભગવાન સાથે તીવ્ર વૈરભાવવાળા હતા એવા હજારોહજાર અસુરોનું ધર્મની પ્રાદુર્ભાવપ્રવૃત્તિ જાણી જતાં ફરીથી તેમને પીડા પમાડવા નૃપ ગુર્વાદિરૂપે પૃથ્વી ઉપર ઉત્પન્ન થવું અને તેમણે કરેલી પૃથ્વી ઉપર અધર્મની અભિવૃદ્ધિ વિગેરે ॥૧૦॥

૧૧ ઉત્તર કોસલદેશમાં સરયૂ સરિતાના ઉત્તર તીરમાં ઇટ્ટાર નામના પવિત્ર પુરમાં નિવાસ કરી રહેલા, સાવર્ણિગોત્રના, સામશાખાધ્યાયી, ધર્મરુચિ, સત્યનિષ્ઠ એવા બાળશર્મા નામના વિપ્રથકી તેમની ભાગ્યવતી નામની ભાર્યામાં ધર્મનો પ્રાદુર્ભાવમહોત્સવ, પ્રાદુર્ભાવ પામેલા ધર્મદેવના તેમના પિતાએ કરેલા જાતકર્માદિ સમાવર્તન સુધીના સંસ્કારો, એજ કોસલદેશમાં છપૈયા નામના ગ્રામમાં નિવાસ કરી રહેલા કૃષ્ણશર્મા વિપ્રથકી તેમની ભવાની નામની ભાર્યામાં મૂર્તિદેવીનો પ્રાદુર્ભાવમહોત્સવ વિગેરે ॥૧૧॥

૧૨ બાળભાવથીજ ભગવદ્ભક્તિપરાયણ હોવાથી મૂર્તિદેવી લોકમાં ભક્તિનામથી પ્રખ્યાતિ પામીને વિવાહલાયક વય પ્રાપ્ત થતાં તે દેવશર્મા

(ધર્મદેવ) વિપ્રકુમાર વરને આપીને પિતા કૃષ્ણશર્માએ કરાવેલું ભક્તિદેવીનું વિવાહમંગળ, શ્વસુર કૃષ્ણશર્માની પ્રાર્થનાથી વિવાહમગળ થઈ રહ્યા પછી એજ કૃષ્ણશર્મા શ્વસુરના ઘરમાં ભાર્યાસહિત તે દેવશર્માની પિતાની સાથેજ કેટલોક કાળ સ્થિતિ, તે પછી બાળશર્માએ પોતાને ઘેર જવાની ઈચ્છા કરતાં પુત્રવધુને આપેલો પાતિવ્રત્ય વિગેરે સદ્ધર્મોપદેશ તથા પુત્રને આપેલો ગૃહસ્થધર્મોપદેશ, તે પછી પોતાને ઘેર ગએલા તે બાળશર્માનો કાળે કરીને થએલો લૌકિક દેહનો ત્યાગ ઈત્યાદિ ॥૧૨॥

૧૩ સાસુ સાસરાની પ્રસન્નતા માટે તેમનીજ પ્રાર્થનાથી તે છપૈયા પુરમાં ઘરજમાઈ થઇને રહેલા, સદા સદ્ધર્મપરાયણ હોવાથી **ધર્મદેવ** નામથી પ્રખ્યાતિ પામેલા તે દેવશર્માને પતિપરિચર્યાપરાયણ, કૃષ્ણભક્તિમાંજ એક નિષ્ઠાવાળાં ભક્તિદેવી ભાર્યામાં **રામપ્રતાપ** નામના પુત્રની પ્રાપ્તિ, ધર્મદેવનું સદ્વર્તન, અસુરાંશભૂત અનેક દુર્જનોએ દીધેલા દુરંત દુઃસહ દુઃખને લીધે છપૈયા પુરનો પરિત્યાગ કરી પત્ની પુત્ર સાથે ધર્મદેવનું કાશીપુરી પ્રતિ પ્રયાણ, તેમાં પણ તે આસુરોએ પીડા પમાડતાં ત્યાંથી ધર્મદેવનું પ્રયાગક્ષેત્રમાં પ્રયાણ, ત્યાં આવી રહેલા રામાનંદમુનિ નામના ઉદ્ધવાવતાર વૈષ્ણવાચાર્યનો તેમને થએલો સમાગમ વિગેરે ॥૧૩॥

૧૪ રાજાના પુછવાથી રામાનંદમુનિના જન્માદિ ચરિત્રના વર્ણનમાં–પ્રથમ પવિત્ર અયોધ્યાપુરમાં **અજય** નામના વિપ્રવર્યથકી તેમની **સુમતિ** નામની પત્નીમાં ઉદ્ધવજીનો પ્રાદુર્ભાવ, પિતાએ **રામ** એવું અન્વર્થ નામ જેનું પાડ્યું છે એવા તેમને ઉપવીત સસ્કાર થયા પછી, તીવ્ર વૈરાગ્યને પામીને શ્રીકૃષ્ણના સાક્ષાત્કારમાં સમુત્કંઠાથી સમૃદ્ધિસંપન્ન ઘરથકી નીકળીને, વિવિધ તીર્થયાત્રાના પ્રસંગથી ભૂમડળમાં ભમતાં ભમતાં, તે રામશર્માને રૈવતાચળની તળેટીમાં ગોપનાથમદિરમાં રહેલા, સમગ્ર યોગકલાના નિધિરૂપ ગોપાળાનંદ નામના યોગિના શિષ્ય આત્માનંદમુનિનો થએલો સમાગમ, પછી આત્માનંદમુનિએ દીક્ષા આપી **રામાનંદ** જેમનું નામ પાડ્યું છે એવા આ રામશર્માને ગુરૂએ બતાવેલા માર્ગને અનુસારે યોગાભ્યાસ કરતાં સમાધિમાં દિવ્ય સ્વરૂપ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર નહિ

થતાં અંતે નિર્વેદ પામીને શ્રીકૃષ્ણનું સાકારત્વ ખંડન કરનારા ગુરૂનો પરિત્યાગ કરી, ત્યાંથી નીકળી દિવ્યાકાર ભગવત્સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની કામનાથી શ્રીરામાનુચાર્યનો પ્રસાદ પામવા દિવ્ય શ્રીરંગ ક્ષેત્રમાં જઇને ત્યાં દેવમંદિર પાસે કરેલી સ્થિતિ, ત્યાં રહીને કરેલા શ્રીરામાનુજાચાર્યની સ્તુતિ પાઠ પૂજનાદિકથી પ્રસન્ન થએલા શ્રીરામાનુજાચાર્યે સમાધિમાં સ્વદિવ્ય સ્વરૂપથી શ્રીરામાનંદસ્વામીને કરેલો પ્રત્યક્ષ દર્શનરૂપ પ્રસાદ અને તે પ્રસાદથી શ્રીલક્ષ્મીનારાયણનો થએલો સાક્ષાત્કાર વિગેરે ॥૧૪॥

૧૫ તે શ્રીરંગક્ષેત્રમાં તે સમયે રામાનંદસ્વામીને થએલો આસુરાંશભૂત વૈષ્ણવાભાસ જનોથકી અતિશય ઉપદ્રવ, તેમનો ઉપદ્રવ નહિ સહન થતાં તેમનો ત્યાગ કરી વૃંદાવનમાં તેમનું આવવું, ત્યાં સમાધિમાં થએલો દિવ્ય શ્રીકૃષ્ણ સ્વરૂપનો સાક્ષાત્કાર, તે પછી રામાનંદસ્વામીનું શ્રીકૃષ્ણના ભક્તિમાર્ગ (ઉદ્ધવસંપ્રદાય)ની પ્રતિષ્ઠા માટે તેતે દેશમાં વિચરતાં પ્રયાગક્ષેત્રમાં આવવું, ત્યાં આવી રહેલા ધર્મદેવને રામાનંદ સ્વામીનો સમાગમ વિગેરે ॥૧૫॥

૧૬ ઉદ્ધવાવતારભૂત શ્રીરામાનંદમુનિથકી ધર્મદેવને બે મંત્રાર્થના વિવેચન સાથે આપેલી કૃષ્ણદીક્ષાની પ્રાપ્તિ, દીક્ષા પામેલા ધર્મદેવને રામાનંદમુનિએ આપેલો કૃષ્ણદીક્ષાને પામેલા પુરૂષોએ અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય સદ્ધર્મોનો ઉપદેશ, ઉદ્ધવસંપ્રદાયમાં સર્વે શિષ્યોમાં ધર્મદેવની પ્રમુખપણે કરેલી પ્રતિષ્ઠા, રામાનંદમુનિથકી દીક્ષા પામેલા ધર્મદેવે સર્વત્ર કરેલી ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃત્તિ, તેમનું છપૈયામાં પાછું આવવું અને રામાનંદમુનિનું દ્વારકાપ્રત્યે આવવું વિગેરે ॥૧૬॥

૧૭ ધર્મદેવની સાત્વિક સંપત્તિને નહિ સહન કરી શકતા અસુરોએ કરેલું તેમના ધનધાન્યનું હરણ અને જીવિકાવૃત્તિનો કરેલો ઉચ્છેદ તે રૂપ અનેક ઉપદ્રવો, સ્ત્રીસ્વભાવને લીધે શત્રુકૃત અસહ્ય કલેશને નહિ સહન કરી શકતાં ભક્તિ ભાર્યાએ એકાંત સ્થળમાં સવિનય કરેલી દુઃખ નિવારણના ઉપાયની પ્રાર્થના, ધર્મદેવે લોકગતિના દૃષ્ટાંતોથી તથા દુઃખાંતના ઉપાયના અનુષ્ઠાનની પ્રતિજ્ઞાથી કરેલી પત્નીની સાંત્વના, પુણ્ય

અયોધ્યાપુરીમાં આવીને શત્રુસંકષ્ટના ભજનમાટે ધર્મદેવે કરેલું કુળદેવ હનુમાનજીનું ષોડશાક્ષર મંત્રજપ અને મારૂતિસ્તોત્રના પાઠ આદિકથી કરેલું ઉપાસન, વ્રતોપાસનથી પ્રસન્ન થએલા મારૂતિએ ધર્મદેવને સ્વપ્નામાં આવીને આપેલું અભયદાન તથા વૃંદાવનમાં જવાની આપેલી આજ્ઞા, મારૂતિની આજ્ઞાને અનુસારે ધર્મભક્તિનું વૃંદાવનમાં આવવું વિગેરે ॥૧૭॥

૧૮ દુર્વાસાના શાપથી ફરી પૃથ્વીઉપર માનવયોનિમાં ઉત્પન્ન થએલા, તેતે સ્થળમાં અસુરોએ કરેલા અસહ્ય ઉપદ્રવથકી ભયભીત થતાં ફરતા ફરતા વૃંદાવનમાં આવેલા મરીચ્યાદિ મહર્ષિઓને ધર્મદેવનો ત્યાં થએલો સમાગમ, ભગવાનના સંકલ્પથી એક બીજાના પૂર્વજન્મની સ્મૃતિ પામેલા તેઓનો થએલો પરસ્પર સલાપ, મુનિઓ સાથે મળીને અસુરોપદ્રવની શાંતિ માટે ધર્મદેવે કરેલું શ્રીકૃષ્ણનું મંત્રાદિજપાત્મક ઉપાસન, ઉપાસનથી પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે કૃપા કરી તે ધર્મ મરીચ્યાદિકને સાક્ષાત્ આપેલું પોતાના દિવ્ય અદ્ભુત સ્વરૂપનું દર્શન વિગેરે ॥૧૮॥

૧૯ ઋષિઓ સાથે ધર્મભક્તિએ અતિ હર્ષથી શ્રીકૃષ્ણની કરેલી ગુણચરિત્રના વર્ણનપૂર્વક પૃથક્ પૃથક્ સ્તુતિ પ્રાર્થના, પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે 'તમારા પુત્રપણે પ્રકટીને હુંજ અસુરોનો ભય હરીશ' એમ પોતાના પ્રાદુર્ભાવનો સંકલ્પ નિવેદન કરવાપૂર્વક કરેલો મુનિસાથે તેમની ઉપર મહાન્ અનુગ્રહ, શ્રીકૃષ્ણનુ અંતર્ધાન અને ધર્મદેવે કરેલી વ્રતવિધિની સમાપ્તિ વિગેરે ॥૧૯॥

૨૦ આ વૃત્તાંત કોઇને નહિ વિદિત કરવાનો સંકેત કરી ધર્મમુનિઓનું સ્વસ્વસ્થાનમાં જવું, પોતાને ગામે જતા વૃંદાવનમાંથી નીકળી નૈમિષારણ્યમાં આવેલા સભાર્ય ધર્મદેવને મહામાર્ગથકી સ્મૃતિ ભ્રષ્ટ થતાં મહાવન મધ્યમાં મળેલા પૂર્વવૈરી અશ્વત્થામાનો મેળાપ, શ્રીકૃષ્ણે પોતાને પ્રસન્ન થઈ આપેલા વરદાનના વિનિવેદનથી કોપ પામેલા અશ્વત્થામાએ પોતાનું ઓળખાણ આપવાપૂર્વક પ્રકટ થશે એવા શ્રીહરિકૃષ્ણને આપેલો શાપ, શાપના ભયથી દુ ખી થએલા ધર્મદેવના સ્મરણમાત્રથી દિવ્ય રૂપથી સમીપે આવેલા કુળદેવ હનુમાનજીએ શાપભય નિવારણપૂર્વક

કરેલું તેમનું અરણ્યમાં સંરક્ષણ, તે પ્રસંગથી ભક્તિદેવીએ હનુમાનજીના ચિરંજીવિત્વ પ્રાપ્તિના પ્રકાર પ્રત્યે પુછેલા પતિ ધર્મદેવે તેમના પ્રત્યે તેમનું કરેલું વિસ્તૃત વિચિત્ર નિરૂપણ, ધર્મદેવનું છપૈયા પુરમાં પાછું પરવરવું, ઉક્ત રીતે શ્રીહરિનો પ્રસાદ પામતાં ધર્મની હરિપ્રસાદ નામથી સાર્થક પ્રસિદ્ધિ, ભગવાન્ શ્રીકૃષ્ણે અવતાર ધરવાનો કરેલો સંકલ્પ વિગેરે ॥૨૦॥

૨૧ આવા અવસરમાં સુરામાંસાદિકથી પોતાના અનભિમત આરાધનમાં પ્રવર્તેલા, કેવળ દુરાચારી, કાળીદત્તપ્રમુખ અસુરોના પ્રત્યે વિંધ્યવાસિની સાત્વિક દેવીએ આસુરકુળના સમૂહના સમુચ્છેદ માટે ધર્મદેવથકી ભક્તિદેવીમાં પ્રકટ થશે એવા શ્રીહરિના પ્રાદુર્ભાવનું નિવેદનપૂર્વક આપેલો ઉગ્ર શાપ અને તે શાપથકી અત્યંત ભયભીત થએલા તેઓએ કરેલો શાપનિવારણના ઉપાયનો વિચાર વિગેરે ॥૨૧॥

૨૨ સાક્ષાત્ અક્ષરધામાધિપતિ ભગવાન્ શ્રીકૃષ્ણનો ધર્મદેવથકી ભક્તિદેવીમાં પોતાના દિવ્ય રૂપથી શુભ સમયમાં થએલો પ્રાદુર્ભાવ, ધ્યાનબળથી પ્રભુનું પ્રાકટ્ય જાણીને ત્યાં દર્શન માટે આવેલા સપત્નીક ભવબ્રહ્માદિ દેવોએ તેવા અપ્રાકૃત અતિ મનોહર દિવ્ય ભગવાનને ભાળીને કરેલી સ્તુતિ પ્રાર્થના, સભાર્ય ધર્મદેવે કરેલી ભગવત્સ્તુતિ, સ્તુતિ કરતા ધર્મદેવને તેમના પૂર્વભવ વિગેરેનું વૃત્તાંત કહેવાપૂર્વક પોતાના પુત્રભાવથી પ્રાદુર્ભાવમાં કારણનિરૂપણ કરવાપૂર્વક પોતાના દિવ્ય સ્વરૂપનો કરેલો ઉપસંહાર, જેમણે સમગ્રના મન નયનને હરનારી અતિ સુંદર દિવ્ય બાળાકૃતિ સ્વીકારી છે એવા ભગવાનને પ્રણામ કરીને ભવબ્રહ્માદિ દેવોનું સ્વસ્વધામ પ્રત્યે પ્રયાણ, ભગવાનના શુભ જન્મકાળનું કથન, ધર્મદેવે કરેલો પુત્રપણે પ્રકટેલા ભગવાનનો જાતકર્મસંસ્કાર, ભગવન્માયાથી ધર્મભક્તિને તેમને વિષે સર્વેશ્વરપણાનું થએલું વિસ્મરણ અને પુત્રભાવથી થએલું સ્નેહાનુબન્ધન, એ રીતે ભગવાનનો પ્રાદુર્ભાવમહોત્સવ વર્ણવ્યો છે ॥૨૨॥

૨૩ ભગવાનના પ્રાદુર્ભાવ દિવસથકી છઠ્ઠે દિવસે મધ્યરાત્રિએ કાલીદત્ત મહાસુરે શ્રીહરિના મારણમાટે મોકલેલી સગણ ભયંકર કોટરા કૃત્યાએ સૂતિકાગૃહમાં પ્રવેશ કરીને તુરત કરેલું બાળકૃષ્ણનું હરણ, બાળા-

કૃતિ શ્રીહરિના ક્રોપપ્રજ્વલિત નેત્રતેજથી અતિશય બળતી કોટરાએ માર્ગમાં કરી દીધેલો બાળકૃષ્ણનો પરિત્યાગ, આવા વિષમ અવસરમાં એકદમ હનુમાનજીએ આવીને કરાવેલું કૃત્યાગણનું પલાયન અને બાળકૃષ્ણનું સૂતિકાગૃહ પ્રતિ પાછું લાવીને માતાને આપવું વિગેરે ॥૨૩॥

૨૪ ધર્મપિતાએ કરેલો પુત્રનો નિષ્ક્રમણસંસ્કાર, યદૃચ્છાથી આવી ચઢેલા વિદ્યાનિધિ માર્કંડેય મહર્ષિએ ધર્મદેવને ઘેર એકાંતસ્થળમાં આવીને બાળલીલાનું નાટક કરતા શ્રીહરિનું ગુણાનુગુણ કરેલું હરિ–કૃષ્ણ-હરિકૃષ્ણ આદિક નામકરણ અને ત્રિકાલજ્ઞ મહામુનિએ ધર્મદેવ સમક્ષ પુત્રનું ભવિષ્યત્ દિવ્ય ગુણચરિત્રોનું અનુવર્ણન, અન્વર્થ નામ તથા ગુણના શ્રવણથી થએલો ધર્મભક્તિને મહા આનંદ વિગેરે ॥૨૪॥

૨૫ ધર્મદેવે બાળલીલાનું અનુકરણ કરતા શ્રીહરિના યથાવિધિ કરેલા ભૂમિઉપવેશન કર્ણવેધાદિ ચૌળપર્યંતના સંસ્કારો, બાળકૃષ્ણવિષે માતા-પિતા તથા બીજા બધા સ્ત્રીપુરૂષોને સર્વસાધારણપણે થએલા પ્રેમાતિશયનું વર્ણન, જ્યેષ્ઠપુત્ર રામપ્રતાપનું બળદેવની પુત્રી **સુવાસિની** સાથે કરાવેલું વિવાહમંગળ, ક્રીડા કરવા બાળરૂપ શ્રીહરિને તેડીને સખા બાળકોનું છપૈયાથકી પૂર્વદિશામાં વર્તતી વાટિકામાં જવું વિગેરે ॥૨૫॥

૨૬ ત્યાં મહામાયાવી અસુરરાજ કાલીદત્તનું શ્રીહરિના હનનમાટે અકસ્માત્ આવવું, તે અસુરે વિસ્તારેલી વાયુ વૃષ્ટિ વિગેરે મહામાયા, માયાથી ભયભીત થએલા બધા બાળકોની દુઃખદ સ્થિતિ તથા અનુશોક, બાળ શ્રીહરિએ અસુરકૃત માયા જાણીને તેનો ઉપસંહાર કરી કાળીદત્તનો કરેલો સંહાર, પોતપોતાના પુત્રના અદર્શનથી ધર્મ ભક્તિ આદિક સબન્ધી વિગેરેએ કરેલી શોધ, તે સર્વેનું વાટિકામાં સત્વર આવવું, ત્યાં પોતપોતાના પુત્રની પ્રાપ્તિ, બાળકોએ નિવેદન કરેલું અસુરવિનાશાદિ વૃત્તાંત જાણીને થએલું મહાશ્ચર્ય, સર્વેનું ગામમાં પાછું આવવું વિગેરે ॥૨૬॥

૨૭ અસુરોના અનેક અસહ્ય ઉપદ્રવથી ભયભીત થએલા સભાર્ય સસુત ધર્મદેવનું સરયૂસરિતાથી સમલંકૃત રમણીય પવિત્ર અયોધ્યાપુરમાં આવવું, ત્યાં પિતાની સાથે વર્તતા બાળકૃષ્ણની પાંચમાજ વર્ષમાં ઉત્પન્ન

થએલી બાળભાવને સમુચિત એવાં ક્રીડોપકરણમાં તથા સમૃદ્ધિમાન્ ગૃહમાં તથા સ્વજન વિગેરેમાં અત્યંત અરૂચિ, શ્રીકૃષ્ણમાં પ્રકટેલી પરમભક્તિ અને અયોધ્યાનાથ શ્રીરામની પરિચર્યાપરાયણ પ્રવૃત્તિ વિગેરે ॥૨૭॥

૨૮ અયોધ્યામાં રહેલા કુશાગ્ર બુદ્ધિવાળા બાળકૃષ્ણને પિતાએ કરાવેલું સાંગ વેદાદિ વિદ્યાનું અધ્યાપન, ધર્મદેવને ઈચ્છારામ નામના ગુણી ત્રીજા પુત્રની પ્રાપ્તિ, શ્રીહરિનો પ્રતિદિન સરયૂસ્નાનાદિવિધિ, રામાયણના શ્રવણથી શ્રીરામનો મહિમા જાણીને તેમના પ્રતિદિન દર્શનની પરાયણતા, પરમપાવન, સર્વજીવહિતાવહ, પરમકૃપાળુ, નિષ્કારણ ઉપકાર કરનારા, શ્રીરામચન્દ્રની શ્રીહરિએ સૌશીલ્ય સારલ્ય વાત્સલ્ય ઔદાર્યાદિ ગુણોના પ્રકાશપૂર્વક કરેલી ભાવભરપૂર સ્તુતિ, માર્કંડેયમુનિએ કહેલા યોગિસ્પૃહણીય દિવ્ય ગુણોનો ધર્મદેવને થએલો અનુભવ અને તેથી સર્વ લોકમાં ધર્મથકીપણ શ્રીહરિની વિશેષપણે થએલી પ્રસિદ્ધિ, બાળ પ્રહ્લાદની પેઠે શ્રીહરિએ આપેલા સદુપદેશવેગથી બાળકોની સનકાદિકના જેવી થએલી ઉચ્ચ સ્થિતિ, ગૃહમાં જળ કમળવત્ શ્રીહરિની નિર્લેપ સ્થિતિ વિગેરે ॥૨૮॥

૨૯ અયોધ્યાનગરમાં નિવાસ કરી રહેલા, સર્વસદ્‌ગુણસંપન્ન શ્રીધર્મદેવના સમાશ્રયથી તે નગરના નિવાસી જનોની ધર્મૈકનિષ્ઠતા, ઉદ્ધવસમ્પ્રદાયની પ્રવૃત્તિ કરતાં તેમાં પ્રવેશ કરવા ઇચ્છતી મુમુક્ષુ સ્ત્રીયોને ધર્મદેવે દીર્ઘદૃષ્ટિથી સુવિચાર કરી પોતાની પત્ની પ્રેમવતીદ્વારા કરાવેલા સદ્ધર્મોપદેશ દીક્ષા પ્રદાનાદિ પ્રકારથી કરેલી સ્ત્રીપુરૂષ ગુરૂમર્યાદાનું દૃઢ નિરૂપણ, ભક્તિના સમાશ્રયથી સ્ત્રીયોની ધર્મપરાયણતા, ધર્મદેવની ભક્તિપરાયણતા વિગેરે ॥૨૯॥

૩૦ ધર્મદેવે અત્યંત ઉત્સાહથી બહુ સામગ્રી સંપાદન કરી, મંગળપત્રિકાઓ લખી પોતાના સબન્ધી મિત્રાદિ જનોને બોલાવી, વિધિજ્ઞ વિપ્રો મારફત વર્ણિધર્મના ઉપદેશપૂર્વક કરેલો શ્રીહરિકૃષ્ણ વર્ણિનો યથાવિધિ ઉપનયનસંસ્કારમહોત્સવ ॥૩૦॥

૩૧ ઉપવીત પામેલા શ્રીહરિકૃષ્ણે કરેલો તીવ્ર વૈરાગ્યથી ગૃહ ત્યાગનો

સંકલ્પ તથા અવતારપ્રયોજનનો વિચાર, વિદ્યાનિધિ પિતાથકીજ શ્રીહરિએ કરેલુ વેદ વેદાંગ સમગ્ર શાસ્ત્રનું અધ્યયન, શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્રોમાંથી દશમ-પંચમ સ્કંધાદિ ચાર સારનો સમુદ્ધાર કરી તેનું અહર્નિશ શ્રીહરિએ કરેલુ પઠન તથા તેના અર્થનું મનનાદિ, ચાર સારનો ગુટકો લખી પોતાની પાસે રાખવો, પિતાથકી સામાન્ય શ્રીકૃષ્ણદીક્ષાની શ્રીહરિને પ્રાપ્તિ, એ રીતે સચ્છાસ્ત્રનો અભ્યાસ અને શ્રીકૃષ્ણની ભક્તિ કરતાં શ્રીહરિને અગીયારમા વર્ષની પ્રાપ્તિ, દંભથી વૈષ્ણવનાં ચિહ્ન ધારી રહેલા, કપટથી પોતાના પ્રહાર માટે ભેગા થએલા, હાથમાં શસ્ત્ર ધારી રહેલા અનેક અસુરોનો સંકલ્પમાત્રથી શ્રીહરિએ પરસ્પર કરાવેલો વિનાશ, જ્વરાતુર, સમીપમાં જેમનો દેહપાત આવ્યો છે એવાં ભક્તિમાતાને, પાસે બેસીને શ્રીહરિએ આપેલો સાંગ સર્વશાસ્ત્રસંમત ભક્તિરસાયનના સેવનની કર્તવ્યતાનો સમુપદેશ, માતાએ પુત્ર પ્રત્યે પુછેલું આત્યંતિક શ્રેયનું સુકર સાધન વિગેરે ॥૩૧॥

**૩૨ આ બત્રીશમા અધ્યાયને આરંભીને છત્રીશપર્યંત પંચાધ્યાયી શ્રીહરિગીતા છે.** મહામુમુક્ષુ પ્રેમવતી માતાએ પુત્ર શ્રીહરિનું પ્રત્યક્ષ પુરૂષોત્તમપણું જાણીને પુછેલો મોક્ષોપાયનો પ્રશ્ન, માતાએ પુછેલા શ્રીહરિએ સત્સમાગમથી પ્રાપ્ત થતા એવા ભગવન્માહાત્મ્યજ્ઞાનપૂર્વક ધર્મ જ્ઞાન વૈરાગ્યથી પ્રાપ્ત થતા ભક્તિપ્રકર્ષનું નિઃશ્રેયસમાં મુખ્ય હેતુત્વ કથન, માહાત્મ્યજ્ઞાનપૂર્વક સાંગ ભક્તિની પ્રાપ્તિ જેનાથી થાય છે એવા સત્પુરૂષોનાં લક્ષણ જાણવાની ઇચ્છાવાળાં માતાને સર્વજ્ઞ શ્રીહરિએ કરેલો સત્પુરૂષના લક્ષણનો ઉપદેશ તથા સતોનો કહેલો સર્વાતિશાયી મહિમા ॥૩૨॥

૩૩ મોક્ષના મુખ્ય ઉપાયભૂત ભક્તિમાં ઉપાય થાય એવા નિષ્કામ ધર્મનું સ્વરૂપ, તેનો મહિમા, તેના અધિકારીઓ અને વર્ણાશ્રમવિભેદથી ભિન્ન ભિન્ન સામાન્ય વિશેષ ધર્મો તથા ત્યાગીઓના સંક્ષેપમાં ધર્મો વિગેરે ॥૩૩॥

૩૪ આત્મા પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સ્વભાવાદિકનું નિરૂપણ, તેના પ્રસંગથી બ્રહ્માંડનું સ્વરૂપ અને તેની ઉત્પત્તિ આદિક પ્રકારનું નિરૂપણ વિગેરે ॥૩૪॥

મનું પારમૈશ્વર્ય યથાર્થ જાણ્યું છે એવા ગોપાળયોગિને ભગવાનના દિવ્ય સ્વરૂપનું ધ્યાન ધરતા તેમને ભગવાને આપેલો ગોલોકપ્રાપ્તિરૂપ મોક્ષ, ગુરૂ ગોપાળયોગિની ઉત્તરક્રિયા કરી નીલકંઠ વર્ણિનું પૂર્વાભિમુખે આગળ ચાલતાં આદિવારાહ તીર્થમા આવવું વિગેરે ॥૪૫॥

૪૩ તે મહાવનમાં મહાનિશામાં રખડતા કોઈ સગણ ભયંકર ભૂતરાટ ભૈરવનું ભગવાનના દ્રોહમાં પ્રવર્તતાં ત્યાં તત્કાળ બાળરૂપથી આવેલા મારૂતિએ પુષ્કળ માર મારવાથી તેનું ત્યાંથી ભયને લીધે કરેલું દૂર પલાયન, પ્રભાત થતાં સમાધિમાંથી ઉઠીને નિત્યકર્મ કરી પરવારી ત્યાંથી આગળ ચાલતાં ફરીથી જવાનો માર્ગ ભુલી જતાં અવળે માર્ગે ચઢી જતાં રોકાઈ રહેલા ભગવાનને પુરૂષના રૂપથી પ્રાદુર્ભાવ પામેલા હિમાચળે જવાના માર્ગનો બોધ આપતાં તેમનું મહાવનમાં દુર્ગમ સ્થાનોમાં ચાલતાં ચાલતાં હિમાલયની શોભા જોતા જોતા ત્રીજે દિવસે પુલહાશ્રમમાં પધારવું ॥૪૩॥

૪૪ ગંડકી નદીથી સમલંકૃત પવિત્ર પુલહાશ્રમમાં તપ કરતાં, ભરતજીને થએલા વિઘ્નનો વિચાર કરી નિર્લેપપણે રહેલા નીલકંઠ ભગવાને કરેલી જનવિસ્મયનીય ભારે ચાતુર્માસ્યમાં તીવ્ર તપશ્ચર્યા, તપથી પ્રસન્ન થએલા સૂર્યનારાયણે આપેલાં પોતાના દિવ્ય મનુષ્યાકર રૂપનાં પ્રત્યક્ષ દર્શન, વર્ણીએ કરેલી તેમની પરમેશ્વરપણે સ્તુતિ-પ્રાર્થના, પ્રસન્ન થએલા સૂર્યદેવે શ્રીહરિને આપેલું અભીષ્ટ વરદાન વિગેરે ॥૪૪॥

૪૫ અયોધ્યામાં ભગવાનના રામપ્રતાપાદિ સ્નેહાતુર બન્ધુજનોએ, ભગવાન્ ઘરથકી પુછ્યા વિના એકાકી ચાલી નીકળ્યા પછી તેમની સર્વત્ર શોધ કરતાં પણ તે નહિ મળતાં તેમના વિયોગ દુઃખથી દુરંત વ્યાકુળ થઇને, તેમના દિવ્ય ગુણચરિત્રના અનુસ્મરણપૂર્વક મહાકષ્ટથી કરેલું કાળનિર્ગમન, હિમાલયના મહાવનમાં વિચરતા તપશ્ચર્યાતત્પર ભગવાનને, મુક્તસ્થાનથકી નીકળી માર્ગમાં બુટોલપત્તનને પામીને, તેના અધિપતિ પર્વતીય મહાદત્ત નામના રાજા તથા તેની માયા નામની ભગિનીએ પ્રેમપૂર્વક પરિચર્યા કર્યાથકા તેમની પરિચર્યાથી પ્રસન્ન થઈ તેમને સ્વસ્વરૂપનું દિવ્ય યથાર્થ વિજ્ઞાન આપીને, ત્યાંથી આગળ ચાલતાં કોઈ મહાવનમાં વટવૃક્ષતળે રહેલા કોઈ ગોપાળયોગિનો થએલો સમાગમ, તેમનાથકી વર્ણીન્દ્રે કરેલો સાંગ યોગનો અનુક્રમે અભ્યાસ, કોઈ સમયે કોઇનાથી પણ ન નિવૃત્ત થાય એવો ગોપાળોને આવી પડેલો વ્યાઘ્રાદિકનો ભય સ્વયં શમાવીને પોતાનું પ્રસિદ્ધ કરેલું પારમૈશ્વર્ય, કેટલાક કાળે જે-

મનું પારમૈશ્વર્ય યથાર્થ જાણ્યું છે એવા ગોપાળયોગિને ભગવાનના દિવ્ય સ્વરૂપનું ધ્યાન ધરતાં તેમને ભગવાને આપેલો ગોલોકપ્રાપ્તિરૂપ મોક્ષ, ગુરૂ ગોપાળયોગિની ઉત્તરક્રિયા કરી નીલકંઠ વર્ણિનું પૂર્વાભિમુખે આગળ ચાલતાં આદિવારાહ તીર્થમાં આવવું વિગેરે ॥૪૫॥

૪૬ ત્યાંથી વંગદેશમાં પ્રસિદ્ધ સીરપુરમાં ધાર્મિષ્ઠ સિદ્ધવલ્લભ રાજાની પ્રાર્થનાથી ત્યાં ચાતુર્માસ્ય રહેલા વર્ણીન્દ્ર ભગવાને, રાજાએ સાચા સિદ્ધપણાના ભ્રમથી પૂજા સત્કાર કરેલા, ગુપ્તપણે દુરાચાર માર્ગમાં પ્રવર્તતા, સિદ્ધાભિમાની, મંત્રવિદ્યામાં કુશળ, પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા, પાપાચારી ગુરૂઓનું કરેલું ગર્વહરણ, તે સિદ્ધોએ સ્વસેવક ગોપાળદાસ સાધુ ઉપર કરેલા અભિચારનું શ્રીહરિએ કરેલું તત્ક્ષણ નિવારણ, આવું અદ્ભુત ભગવાનનું ઐશ્વર્ય જાણીને સપરિવાર રાજાએ કરેલો શ્રીહરિના ચરણારવિંદનો સમાશ્રય, કોઈ દુઃખી શરણાગત તૈલંગી વિપ્રની દુષ્પ્રતિગ્રહપ્રકર્ષે કરેલા પાપપરિપાકરૂપ કુરૂપથી ભગવાને કૃપા કરી કરેલી મુક્તિ ॥૪૬॥

૪૭ ચાતુર્માસ્ય વ્યતીત થતાં તીર્થયાત્રામાં પ્રવર્તેલા નીલકંઠવર્ણિનું સિદ્ધો સાથે કામાક્ષી દેવીના સમીપમાં કોઈ ગામમાં આવવું, તે ગામના કોઈ દુઃસંગદોષથી શાક્તસમયમાં સંપ્રવિષ્ટ થએલા, સિદ્ધાગ્રેસરપણાના અભિમાનગ્રસ્ત, અભિચારિક તંત્ર મંત્ર યંત્રાદિકમાં નિપુણ, ગર્વાવેશથી ભગવાનના પરિદ્રોહમાં પ્રવર્તેલા, બહુવિધ ઉપાયોના આચરણથીપણ પોતાના મનોરથની સિદ્ધિને નહિ પામેલા, દુરાચારમૂર્તિ, પિબેક નામના વિપ્રે અંતે ભગવાનના પ્રતિ મારવા માટે કરેલું કાળભૈરવનું પ્રેરણ, ભગવાનના નેત્રાગ્નિથી અત્યંત બળતા, ભગવાનમાં પોતાનું લેશપણ સામર્થ્ય નહિ ચાલવાથી પોતાને પ્રેરનારા પિબેકનેજ મારવામાટે ઉદ્યમી થએલા તે કાળભૈરવથકી કૃપાળુ ભગવાને કરેલું કૃતઘ્ની પિબેકનું પરિરક્ષણ, તે પછી દુરાચારમાત્રનો જેણે પરિત્યાગ કર્યો છે એવા ગર્વવિહીન તે વિપ્રે નિર્વેદ પામવાપૂર્વક કરેલો ભગવાનના ચરણારવિંદનો સમાશ્રય, ત્યાંથી એકાકી શ્રીહરિનું દિવ્ય નવલખા પર્વતમાં પધારવું ॥૪૭॥

૪૮ અદ્ભુત નવલખા નગમાં અદૃશ્ય રૂપથી વર્તતા બહુ સિદ્ધયોગિ-

૪૩ તે મહાવનમાં મહાનિશામાં રખડતા કોઈ સગણુ ભયંકર ભૂતરાટ્ ભૈરવનું ભગવાનના દ્રોહમાં પ્રવર્તતાં ત્યાં તત્કાળ બાળરૂપથી આવેલા મારૂતિએ પુષ્કળ માર મારવાથી તેનું ત્યાંથી ભયને લીધે કરેલું દૂર પલાયન, પ્રભાત થતાં સમાધિમાંથી ઉઠીને નિત્યકર્મ કરી પરવારી ત્યાંથી આગળ ચાલતાં ફરીથી જવાનો માર્ગ ભુલી જતાં અવળે માર્ગે ચઢી જતાં રોકાઈ રહેલા ભગવાનને પુરૂષના રૂપથી પ્રાદુર્ભાવ પામેલા હિમાચળે જવાના માર્ગનો બોધ આપતાં તેમનું મહાવનમાં દુર્ગમ સ્થાનોમાં ચાલતાં ચાલતાં હિમાલયની શોભા જોતા જોતા ત્રીજે દિવસે પુલહાશ્રમમાં પધારવું ॥૪૩॥

૪૪ ગંડકી નદીથી સમલકૃત પવિત્ર પુલહાશ્રમમાં તપ કરતાં, ભરતજીને થએલા વિઘ્નનો વિચાર કરી નિર્લેપપણે રહેલા નીલકંઠ ભગવાને કરેલી જનવિસ્મયનીય ભારે ચાતુર્માસ્યમાં તીવ્ર તપશ્ચર્યા, તપથી પ્રસન્ન થએલા સૂર્યનારાયણે આપેલાં પોતાના દિવ્ય મનુષ્યાકર રૂપનાં પ્રત્યક્ષ દર્શન, વર્ણિએ કરેલી તેમની પરમેશ્વરપણે સ્તુતિ–પ્રાર્થના, પ્રસન્ન થએલા સૂર્યદેવે શ્રીહરિને આપેલું અભીષ્ટ વરદાન વિગેરે ॥૪૪॥

૪૫ અયોધ્યામાં ભગવાનના રામપ્રતાપાદિ સ્નેહાતુર બન્ધુજનોએ, ભગવાન્ ઘરથકી પુછયા વિના એકાકી ચાલી નીકળ્યા પછી તેમની સર્વત્ર શોધ કરતાં પણ તે નહિ મળતાં તેમના વિયોગ દુઃખથી દુરંત વ્યાકુળ થઈને, તેમના દિવ્ય ગુણચરિત્રના અનુસ્મરણપૂર્વક મહાકષ્ટથી કરેલું કાળનિર્ગમન, હિમાલયના મહાવનમાં વિચરતા તપશ્ચર્યાતત્પર ભગવાનને, મુક્તસ્થાનથકી નીકળી માર્ગમાં બુટોલપત્તનને પામીને, તેના અધિપતિ પર્વતીય મહાદત્ત નામના રાજા તથા તેની માયા નામની ભગિનીએ પ્રેમપૂર્વક પરિચર્યા કર્યાથકા તેમની પરિચર્યાથી પ્રસન્ન થઈ તેમને સ્વસ્વરૂપનું દિવ્ય યથાર્થ વિજ્ઞાન આપીને, ત્યાંથી આગળ ચાલતાં કોઈ મહાવનમાં વટવૃક્ષતળે રહેલા કોઈ ગોપાળયોગિનો થએલો સમાગમ, તેમનાથકી વર્ણીન્દ્રે કરેલો સાંગ યોગનો અનુક્રમે અભ્યાસ, કોઈ સમયે કોઈનાથી પણ ન નિવૃત્ત થાય એવો ગોપાળોને આવી પડેલો વ્યાઘ્રાદિકનો ભય સ્વયં શમાવીને પોતાનું પ્રસિદ્ધ કરેલું પારમૈશ્વર્ય, કેટલાક કાળે જે-

મનું પારમૈશ્વર્ય યથાર્થ જાણ્યું છે એવા ગોપાળયોગિને ભગવાનના દિવ્ય સ્વરૂપનું ધ્યાન ધરતાં તેમને ભગવાને આપેલો ગોલોકપ્રાપ્તિરૂપ મોક્ષ, ગુરૂ ગોપાળયોગિની ઉત્તરક્રિયા કરી નીલકંઠ વર્ણિનું પૂર્વાભિમુખે આગળ ચાલતાં આદિવારાહ તીર્થમાં આવવું વિગેરે ॥૪૫॥

૪૬ ત્યાંથી વંગદેશમાં પ્રસિદ્ધ સીરપુરમાં ધાર્મિષ્ઠ સિદ્ધવલ્લભ રાજાની પ્રાર્થનાથી ત્યાં ચાતુર્માસ્ય રહેલા વર્ણીન્દ્ર ભગવાને, રાજાએ સાચા સિદ્ધપણાના ભ્રમથી પૂજા સત્કાર કરેલા, ગુપ્તપણે દુરાચાર માર્ગમાં પ્રવર્તતા, સિદ્ધાભિમાની, મંત્રવિદ્યામાં કુશળ, પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા, પાપાચારી ગુરૂઓનું કરેલું ગર્વહરણ, તે સિદ્ધોએ સ્વસેવક ગોપાળદાસ સાધુ ઉપર કરેલા અભિચારનું શ્રીહરિએ કરેલું તત્ક્ષણ નિવારણ, આવું અદ્‌ભુત ભગવાનનું ઐશ્વર્ય જાણીને સપરિવાર રાજાએ કરેલો શ્રીહરિના ચરણારવિંદનો સમાશ્રય, કોઈ દુઃખી શરણાગત તૈલંગી વિપ્રની દુષ્પ્રતિગ્રહપ્રકર્ષે કરેલા પાપપરિપાકરૂપ કુરૂપથી ભગવાને કૃપા કરી કરેલી મુક્તિ ॥૪૬॥

૪૭ ચાતુર્માસ્ય વ્યતીત થતાં તીર્થયાત્રામાં પ્રવર્તેલા નીલકંઠવર્ણિનું સિદ્ધો સાથે કામાક્ષી દેવીના સમીપમાં કોઈ ગામમાં આવવું, તે ગામના કોઈ દુઃસંગદોષથી શાક્તસમયમાં સંપ્રવિષ્ટ થએલા, સિદ્ધાગ્રેસરપણાના અભિમાનગ્રસ્ત, અભિચારિક તંત્ર મંત્ર યંત્રાદિકમાં નિપુણ, ગર્વવિશથી ભગવાનના પરિદ્રોહમાં પ્રવર્તેલા, બહુવિધ ઉપાયોના આચરણથીપણ પોતાના મનોરથની સિદ્ધિને નહિ પામેલા, દુરાચારમૂર્તિ, પિબૈક નામના વિપ્રે અંતે ભગવાનના પ્રતિ મારવા માટે કરેલું કાળભૈરવનું પ્રેરણ, ભગવાનના નેત્રાગ્નિથી અત્યંત બળેતા, ભગવાનમાં પોતાનું લેશપણ સામર્થ્ય નહિ ચાલવાથી પોતાને પ્રેરનારા પિબૈકનેજ મારવામાટે ઉદ્યમી થએલા તે કાળભૈરવથકી કૃપાળુ ભગવાને કરેલું કૃતઘ્ની પિબૈકનું પરિરક્ષણ, તે પછી દુરાચારમાત્રનો જેણે પરિત્યાગ કર્યો છે એવા ગર્વવિહીન તે વિપ્રે નિર્વેદ પામવાપૂર્વક કરેલો ભગવાનના ચરણારવિંદનો સમાશ્રય, ત્યાંથી એકાકી શ્રીહરિનું દિવ્ય નવલખા પર્વતમાં પધારવું ॥૪૭॥

૪૮ અદ્‌ભુત નવલખા નગમાં અદૃશ્ય રૂપથી વર્તતા બહુ સિદ્ધયોગિ-

ભક્તોને પોતાના દિવ્ય સ્વરૂપનાં દર્શન આપીને યોગિરાજ ભગવાને કરાવેલો મહાન્ આનંદ, ત્યાંથી નીચે ઉતરી વડવાકુંડ થઈ ગંગાસાગરસંગમમાં સ્નાન કરી, સમુદ્રની ખાડી ઉતરી કપિલાશ્રમમાં આવેલા નીલકંઠવર્ણીને કપિલમહર્ષિનો સમાગમ, તેમણે નીલકંઠને દિવ્ય નરાકાર પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ જાણવાપૂર્વક કરેલું અતિશય સન્માન, ત્યાંથી વર્ણીનું જગન્નાથ પુરીમાં પધારવું, તે પુરીમાં ભગવાને ત્યાં વર્તતા અસુરસંઘના સંહાર અર્થે પોતાનો પ્રભાવ નહિ પ્રકટ કરીનેજ કરેલો ઇન્દ્રદ્યુમ્ન સરોવરને તીરે નિવાસ, અનુક્રમે ભગવાનનો તીવ્ર વૈરાગ્ય અને જ્ઞાનાતિશય ભાળીને અને તેમનો સદુપદેશ સાંભળીને દૈવી પ્રકૃતિને પામેલા પુરૂષોએ કરેલો સમાશ્રય, તે પછી શસ્ત્રધારણે રહિત એવા પણ ભગવાનના સંકલ્પથીજ ત્યાં રહેલા, દંભમૂર્તિ, તપસ્વી સિદ્ધ ભક્ત શૈવ શાક્ત વિગેરે વિવિધ વિચિત્ર વેષમાં રહેલા અસુરસંઘનો પરસ્પર કોપાગ્નિ પ્રદીપ્ત કરી પરસ્પર પ્રહારથી થએલો અતિશય વિનાશ વિગેરે ॥૪૮॥

૪૯ જગન્નાથપુરીથકી નીકળીને દક્ષિણ દિશા તરફ ચાલતાં સેતુબંધ જતાં આદિકૂર્મને પામીને, ત્યાંથી મહાવનમાં વિચરતા ભગવાને માર્ગમાં સત્રધર્મા નામના ધાર્મિક રાજાની પ્રાર્થનાથી તેના માનસપત્તનમાં કરેલો કેટલાક દિવસ નિવાસ, ત્યાંપણ પોતાનું પારમૈશ્વર્ય પ્રદર્શાવ્યું તથાપિ પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા અસુરસમાજનો રાજાદ્વારા ભગવાને કરાવેલો પરાભવપ્રકાર, રાજાએ પૂર્ણભક્તિથી શ્રીહરિનો કરેલો સમાશ્રય, તે પછી વેંકટાદ્રિ શિવવિષ્ણુકાંચી શ્રીરંગ વિગેરે પુણ્ય ક્ષેત્રોમાં પધારવાપૂર્વક ભગવાનનું સેતુબંધ રામેશ્વર પ્રત્યે પધારવું, ત્યાંથી પાછા વળતાં સુંદરરાજ ક્ષેત્ર થઈ ભૂતપુરી જતાં કોઈ ગહન વનમાં વિચરતાં નિર્જળ પ્રદેશમાં પાંચ દિવસના ઉપવાસી પોતાને નિત્યપૂજ્ય શાળગ્રામ શિલાની સવિધિ

દર્શન આપવું વિગેરેવડે પરમ પ્રસાદ, ભગવાને કરેલી ભવભવાનીની સ્તુતિ, સ્તુતિથી પ્રસન્ન થએલાં તેમણે આપેલું વાંછિત વરદાન વિગેરે ॥૪૯॥

૫૦ પાર્વતીપરમેશ્વર અંતર્ધાન થયા પછી નીલકંઠવર્ણિનું ભૂતપુરીમાં શ્રીરામાનુજાચાર્યનાં દર્શન પૂજન કરી, કન્યાકુમારી થઈ પદ્મનાભ જનાર્દનનાં દર્શન કરી આદિકેશવમાં આવવું, ત્યાં મદોદ્ધત, પોતાના ચરિદ્રોહમાં પ્રવર્તેલા બે હજાર અસુરોનો સંકલ્પમાત્રથી ત્યાંના રાજાદ્વારા વિનાશ કરાવી, ત્યાંથી મલયાચળમાં સાક્ષીગોપાળનાં દર્શન કરી, ત્યાંથી પંઢરપુરમાં શ્રીવિટ્ઠલ ભગવાનનાં દર્શન નમસ્કાર કરી, ત્યાંથી દંડકારણ્યની પ્રદક્ષિણા કરી, નાસિક ત્ર્યંબક થઈ, તાપી નર્મદા મહી સાભ્રમતી નદી ઉતરી, ભાલભૂમિમાં ભીમનાથ મહાદેવનાં દર્શન કરી, ગોપનાથ થઈ પંચતીર્થી કરતાં માંગરોળપત્તનમાં ભગવાનનું પધારવું. એ રીતે તીવ્ર વિરક્ત વર્ણિવેષધારી શ્રીહરિ ભગવાન્ ગહન વનમાં તીર્થયાત્રાના મિષથી સાત વર્ષ એક માસ વિચરીને તેતે તીર્થોમાં વૃદ્ધિ પામેલા અધર્મનો નાશ કરી સદ્ધર્મની અભિવૃદ્ધિ કરી તેતે તીર્થ ક્ષેત્રમાં પર્યટનક્રમથી ભગવાનનું સંવત્ ૧૮૫૬ ના શ્રાવણ માસના શુક્લપક્ષની ષષ્ઠી તિથિએ સંગવસમયે (સૂર્યોદયથકી ૭ ઘટિકાત્મક પ્રાતઃકાળ પછી) માંગરોળથકી લોજપુરમાં પધારવું ॥૫૦॥

૫૧ તે પુરથકી બહાર વાવ્યપાસે બેઠેલા નીલકંઠવર્ણિને સુખાનંદમુનિનો સમાગમ, તેમનો સમુચિત સ્નેહાળ સંવાદ, સુખાનંદમુનિનું વિનયમધુર વચન સાંભળીને મુક્તાનંદ મહામુનિનાં દર્શનની ઇચ્છાથી તેમની સમીપે તેમના મઠમાં વર્ણિનું પધારવું, ત્યાં વર્ણીન્દ્ર મુનીન્દ્રનો સમાગમ, વર્ણીન્દ્ર ભગવાને કરેલી જીવેશ્વરાદિ તત્વજીજ્ઞાસા, જીજ્ઞાસાનો પ્રત્યુત્તર આપતા મુક્તાનંદમુનિએ કરેલું જીવેશ્વરાદિકના સ્વરૂપનું સ્પષ્ટ વિવેચન, તે પછી શાંતમૂર્તિ નિષ્કપટ મુક્તાનંદમુનિના પ્રણયમધુર પ્રતિવચનથી પ્રહર્ષ પામેલા અને ત્યાં અહર્નિશ થતી શ્રીકૃષ્ણકથાના શ્રવણમાં સમુત્સુક થએલા નીલકંઠ ભગવાને ત્યાંજ મુનિમંડળમાં કરેલી સ્થિતિ વિગેરે ॥૫૧॥

૫૨ નીલકંઠ ભગવાનની શ્રીકૃષ્ણધ્યાનૈકરસિકતા જાણીને મુક્તાનંદ મુનિએ કરેલું પોતાના ગુરૂ શ્રીરામાનંદસ્વામિના મહિમાનું અનુવર્ણન,

તેમના માહાત્મ્યશ્રવણથી ઉત્પન્ન થએલી તેમના સમાશ્રયની અભિરૂચિ અને દર્શનની આકાંક્ષાથી ભગવાને મુક્તાનંદમુનિના વચનને અનુસારે ત્યાં યોગતપશ્ચર્યાદિ કરવાપૂર્વક કરેલી સ્થિતિ અને સાધુઓને મધ્યે મધ્યે પ્રદર્શાવેલુ પોતાનું પારમૈશ્વર્ય વિગેરે ॥૫૨॥

૫૩ મુનિમંડળમાં સ્થિર મનથી રહેલા, આવવાનો કહેલો વખત વીતિ જતાં પણ સ્વામીશ્રી નહિ આવવાથી અંતરમાં અત્યંત ખેદ કરતા, શ્રીસ્વામિસમધિષ્ઠિત ભુજનગર પ્રત્યે જવાની તીવ્ર ત્વરા કરતા નીલકંઠ ભગવાનના મનની પ્રશાંતિ માટે મુક્તાનંદમુનિએ સ્વામી પ્રત્યે વર્ણિ ભગવાનના દિવ્ય ગુણચરિત્રાદિ વૃત્તાંતના અનુવર્ણનપૂર્વક લખેલી વિસ્તૃત પત્રિકા ॥ ૫૩ ॥

૫૪ નીલકંઠભગવાને શ્રીરામાનંદસ્વામી પ્રત્યે તેમના ગુણવર્ણનપૂર્વક તેમના ચરણારવિંદના સેવનની જોઈ રહેલી વાટને જણાવતાં એકાંતિક ભક્તોએ જે કર્તવ્ય અને જ્ઞાતવ્ય છે તેને પોતાના આચરણથી જણાવામાટે તપશ્ચર્યાદિ પોતાના ભાવગર્ભિત સાક્ષાત્ લખેલી પત્રિકાનો પ્રકાર, તે પછી તે બન્ને પત્રિકાઓનું મયારામ વિપ્રદ્વારા ભુજનગર મોકલવું વિગેરે ॥૫૪॥

૫૫ બન્ને પત્રો પામીને રામાનંદસ્વામીએ વર્ણીન્દ્રને આવેલા જાણી તેમનો પોતાવિષે ભક્તિભાવ અને દુષ્કર તપશ્ચર્યા જાણીને મનમાં બહુ પ્રસન્ન થઈ પત્રનું તમામ વૃત્તાંત સભામાં ભક્તસમાજને કહીને વર્ણિની બહુ પ્રશંસા કરી, તેમની આશ્વાસના માટે બન્ને પત્રનો ભેગોજ લખેલો આશીવ આપવાપૂર્વક કર્તવ્યપ્રકારને જણાવનારો મુક્તાનંદમુનિપ્રત્યે પ્રત્યુત્તરનો લેખપ્રકાર, પ્રત્યુત્તર પત્ર લઇને મયારામ વિપ્રનું લોજપુરમાં પાછું આવવું, સ્વામિના આજ્ઞાવચનને માન આપી વર્ણિવરનું ત્યાંજ રહેવું વિગેરે ॥૫૫॥

૫૬ રામાનંદસ્વામીનુ વર્ણીન્દ્રના દર્શનની આતુરતાથી ભુજગરથકી નિકળી પિપળાણા પુરમાં પધારવું, સ્વામિએ મોકલેલા દૂતમુખથી સ્વામીના આવવાના સમાચાર સાંભળીને મનમાં પ્રહર્ષ પામેલા મુનિમંડળનું અને શ્રીસ્વામીના સમાગમની ત્વરાએ યુક્ત મનવાળા વર્ણીન્દ્રનું

સત્વર પિપળાણા ગામ પ્રત્યે આવવું, તે ગામમાં થએલો વર્ણિરાજ અને મુનિરાજનો જનદર્શનીય સમાગમ વિગેરે ॥૫૬॥

૫૭ શ્રીસ્વામીએ જન્મ કુળ વૃત્તાદિક પ્રત્યે પ્રેમથી પુછેલા ભગવાને કરેલુ પોતાનું કુળ અને તપશ્ચર્યા તીર્થયાત્રાદિકનું નિવેદન, વર્ણિના વચન-શ્રવણથી પ્રહર્ષ પામેલા શ્રીસ્વામીએ વર્ણિના પિતા ધર્મદેવને પોતે પ્રયાગમાં આપેલી કૃષ્ણદીક્ષા આદિક પૂર્વ વૃત્તાંતનું નિવેદન, તેના શ્રવણથી સતુષ્ટ થએલા ભગવાને કૃષ્ણતુલ્ય શ્રીસ્વામીવિષે કરેલી ગુરૂપ્રતિપત્તિ, તે પછી ભગવાને કરેલી સ્વામીની પરિચર્યા, પરિચર્યાથી પ્રસન્ન થઈ વશ થઈ ગએલા શ્રીસ્વામીની કૃપાથી ભગવાનને થએલો પૂજાસમયમાં શ્રીસ્વામીએ અર્પણ કરેલા તેતે પુષ્પાદિ પૂજાપદાર્થોને સાક્ષાત્ સ્વીકારતા શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર, તે પછી ભગવાનની પ્રાર્થનાથી સ્વામીએ તેમને પ્રત્યક્ષ દર્શનમાં સાધનભૂત શ્રીકૃષ્ણદીક્ષા આપવાનો કરેલો સકલ્પ વિગેરે ॥૫૭॥

૫૮ શ્રીસ્વામીએ સવત્ ૧૮૫૭ માં પ્રબોધની એકાદશીએ વર્ણિવરને યથાવિધિ આપેલી કૃષ્ણદીક્ષાનો પ્રકાર તથા કરેલો મન્ત્રાર્થનો ઉપદેશ તથા તેના અગભૂત સદર્થનો ઉપદેશ તથા અન્વર્થ **સહજાનંદ નારાયણમુનિ** નામનુ કરણ વિગેરે, તે પછી વર્ણિની પ્રાર્થનાથી સ્વામીએ આપેલુ તેમને અભીષ્ટ ( પ્રત્યક્ષ કૃષ્ણદર્શનાદિ ) વરદાન વિગેરે ॥૫૮॥

હથી ભગવાને કરેલું તેમના વચનનું અંગીકરણ, તે પછી અતિશય પ્રસન્ન થએલા રામાનંદસ્વામીએ યથાવિધિ કરેલો નારાયણમુનિ ભગવાનનો ગુરુપદાભિષેકમહોત્સવ, તે પછી સ્વામીશ્રીની પ્રેરણાથી સર્વજીવદયાનિધિ ભગવાને ગુરુસન્નિધિમાં કરેલી (સર્વ કોઇનું સર્વ દુઃખ મને આવે અને તેઓ સદા સુખી રહે ઇત્યાદિ) વરપ્રાર્થના ઉપરથી ગુરુએ આપેલું તે વરદાન, વર્ણિએ સ્વામીને આપેલું સ્વસ્વરૂપનું યથાર્થ વિજ્ઞાન, તેથી સ્વામીને થએલી નિશ્ચિતતા અને પૂર્ણકામતા વિગેરે ॥૫૯॥

૬૦ નારાયણમુનિ વિગેરે શિષ્યો સાથે સ્વામીનું ત્યાંથી ફણેણી ગામમાં આવવું, કૃતકૃત્ય થએલા શ્રીરામાનંદસ્વામીનું અંતર્ધાન, ગુરુનું અંતર્ધાન સાંભળીને દેશદેશમાંથી સર્વ શિષ્યોનું ફણેણીમાં આવવું, ભગવાને કરેલું ગુરુશ્રીનું યથાવિધિ ઔર્ધ્વદૈહિક સમગ્ર કર્મ, ચૌદમાને દિવસે સમગ્ર ગુરુભાઈઓનું વિશાળ સભામાં બોલાવવું વિગેરે ॥૬૦॥

विषयानुक्रमणिका समाप्ता ।



श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# सत्सङ्गिजीवनम् ।

## गुर्जरानुवादसहितम् ।

## प्रथमप्रकरणम् ।

**श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षाद्धर्मनन्दनः ।**
**भुवि भूत्वा हरत्यन्तस्तमस्तम इवांशुमान् ॥१॥**

---

આ ગ્રંથના આરંભમાં શાસ્ત્રકર્તા **શતાનંદમુનિ** કરવા ધારેલા ગ્રંથની વિના વિઘ્ને સમાપ્તિ અને સર્વત્ર પ્રચાર થવાની ઇચ્છાથી શિષ્ટાચારથી કર્તવ્યપણે પ્રાપ્ત થતું અને સ્વેષ્ટદેવને નમસ્કાર કરવારૂપ જેનું લક્ષણ છે એવું મંગળ કરવાપૂર્વક, આ શાસ્ત્રમાં જેના દિવ્ય ચરિત્રો વર્ણન કરવા ધાર્યાંછે એજ પૃથ્વી ઉપર પ્રકટ થએલા પરમાત્મા **શ્રીહરિને** નમસ્કાર કરેછે—

જે સર્વ અવતારના કારણ અક્ષરધામના અધિપતિ પરબ્રહ્મ પુરૂષોત્તમ છે એજ સાક્ષાત્ પૃથ્વી ઉપર ઉત્તર કોસલ દેશમાં ધર્મદેવના પુત્રરૂપે પ્રકટ થઇને જેમ સૂર્ય ઉદય પામીને સર્વની નેત્રવૃત્તિને આવરણ કરનારા અંધકારને નાશ કરે છે, તેમ સર્વ જનોના અંતરના અનાદિ અજ્ઞાનરૂપ અંધકારને સમગ્રપણે નાશ કરેછે, તે શ્રીકૃષ્ણ ( નિરતિશય આનંદમય દિવ્ય મૂર્તિ ) શ્રીહરિને હું (શતાનંદમુનિ) નમસ્કાર કરૂંછું 'साक्षात्' પદથી બીજા આવેશાદિ અવતારોની અપેક્ષાએ આ અવતારની વિલક્ષણતા સૂચવી છે **સૂર્યદૃષ્ટાંતથી** જેમ સૂર્ય પોતાનાજ રૂપથી તેતે પ્રદેશમાં સંનિધિ પામે છે,

**नराकृति परंब्रह्म स्थितो योऽक्षरधामनि। निर्गुणो निर्विकारश्च**

તેમ ભગવાન્ પણ તેતે દેશ વિશેષમાં પોતાનાજ રૂપથી સન્નિધિ પામે છે, એવુંજ પરમેશ્વરનું પૃથ્વીઉપર પ્રકટ થવાપણું છે પણ પ્રાકૃત પ્રાણીઓની પેઠે અપૂર્વ દેહનો સંબન્ધ નથી, એવો તાત્પર્યાર્થ સૂચવ્યો છે. વળી જેમ સૂર્ય પોતાના સન્નિધિમાં આવતા પશુ પક્ષી કે મનુષ્ય સર્વ કોઇના દૃષ્ટિમાં આવરણ કરનારા અંધકારને પક્ષપાત વિના વિનાશ કરેછે, તેમ ભગવાન્ પણ બાળ ગોપાળ પશુ કે પક્ષી જે કોઈ પોતાના સન્નિધિ શરણને પામે તે સર્વના અંતરના અજ્ઞાનરૂપ અંધકારને ભેદદૃષ્ટિ વિના વિનાશ કરેછે, આ તાત્પર્યાર્થ પણ **સૂર્યદૃષ્ટાંત**થી સૂચવ્યોછે. તમને 'अंतः' એવું વિશેષણ આપવાથી જે તમને સૂર્ય ટાળેછે તેથી જે તમને ભગવાન્ ટાળેછે તેની વિલક્ષણતા સૂચવી છે. અર્થાત્ સૂર્ય તો બહારના તમને ટાળેછે અને ભગવાનતો અંતરના તમને ટાળેછે, સામાન્યપણે તમપણું કહેવાની ઇચ્છાથી લૌકિક દૃષ્ટાંત આપ્યું છે પણ તમમાં અત્યંત ભેદ છે. ॥૧॥ જે શ્રીકૃષ્ણ 'अस्ति जायते वर्धते विपरिणमते अपक्षीयते नश्यति' આ છો ભાવ વિકારોએ રહિત હોવાથી **નિર્વિકાર** કહ્યાછે. અને સત્વાદિ ત્રણ ગુણોથી થતા રાગ દ્વેષાદિરૂપ જે હેય ગુણો તેણે રહિત હોવાથી **નિર્ગુણ** કહ્યા છે. જે શ્રીકૃષ્ણનું લક્ષણ એટલે સ્વરૂપ, સત્ ચિત્ અને આનંદ છે. સત્ એટલે સદા **અસ્તિ**શબ્દથી વાચ્ય પણ ક્યારેય **નાસ્તિ**શબ્દથી વાચ્ય નહિ, અર્થાત્ ત્રણેય કાળમાં સર્વથા એકરૂપે વર્તનારૂં, ચિત્ એટલે જ્ઞાનસ્વરૂપ હોવાથી સ્વયંપ્રકાશ, આનંદ એટલે દુઃખવિરોધિ અનેસુખ આપનારૂં હોવાથી આનંદરૂપ છે. અથવા-લક્ષણશબ્દથી સ્વરૂપને નિરૂપણ કરનારો ધર્મ જાણવો. સતપણું ચિતપણું અને આનંદપણું જેનું લક્ષણ એટલે સ્વરૂપને નિરૂપણ કરનારા ધર્મો (ગુણો) છે. કેટલાએક ધર્મો સ્વરૂપને નિરૂપણ કરનારા છે એટલે જેનાથી સ્વરૂપનું નિરૂપણ થઈ શકેછે. કેટલાએક ધર્મો મુખ્ય ધર્મોથી નિરૂપણ કરેલા સ્વરૂપને પછીથી નિરૂપણ કરનારા છે. જેમ ગંધ ગુણ પૃથ્વીનો અસાધારણ હોઇનેતેના સ્વરૂપને નિરૂપણ કરનારો છે અને બીજા સ્પર્શાદિ ગુણો નિરૂપિત પૃથ્વી સ્વરૂપને નિરૂપણ કરનારા થાય છે, તેમ પરમાત્માના

सच्चिदानन्दलक्षणः ॥२॥ अनेककोटिब्रह्माण्डाधारोऽनन्तोऽपि यः स्वयम् । नृणां निःश्रेयसायैव दिव्यमानुषविग्रहः ॥३॥ जगत्सर्ग-

સ્વરૂપને નિરૂપણ કરનારા અસાધારણ ધર્મો ( ગુણો ) સત્ ચિત્ અને આનંદ છે. 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' 'आनन्दं ब्रह्मणो विद्वान्' ઇત્યાદિ શ્રુતિઓ છે. આવા હોઇને જે અક્ષરધામ નામના સ્થાન વિશેષમાં સદા વિરાજે છે. 'यतो वा इमानि भूतानि जायन्ते' ઇત્યાદિ શ્રુતિઓએ જગતની ઉત્પત્ત્યાદિકના કારણપણે જેનું લક્ષણ કર્યું છે એવું **પરંબ્રહ્મ** પણ તે શ્રીકૃષ્ણજ છે. **પરં** એટલે અક્ષરાદિકની અપેક્ષાએ સ્વરૂપ સ્વભાવ ગુણ વિભૂતિ વિગેરેથી અતિ ઉત્કૃષ્ટ. **પરંબ્રહ્મ** કહ્યું એટલા માત્રથી તે નિરાકાર છે એમ ભરમાવું નહિ, તે તો સદા સાકારજ છે. આકારપણ સ્વાભાવિક દિવ્ય નરના જેવો દ્વિભુજત્વાદિરૂપ છે. સર્વ શ્લોકોમાં રહેલા यत् શબ્દનો આ રમા શ્લોકમાં રહેલા तत् શબ્દની સાથે સંબન્ધ છે ॥૨॥ જે શ્રીકૃષ્ણ અનેક કોટિ બ્રહ્માંડોના આધાર અને જેના સ્વરૂપ સ્વભાવ ગુણ વિભૂતિ વિગેરેનો અંત-માપ નથી એવા છે. તથાપિ મનુષ્યોના આત્યંતિક કલ્યાણ કરવા માટેજ પોતેજ દિવ્ય મનુષ્યરૂપે થઇને સ્વામિનારાયણ નામથી પૃથ્વી ઉપર પ્રકટ થયા છે. 'स्वयं दिव्यमानुषविग्रहः' આ પદથી પોતાનો અસાધારણ દિવ્ય આકાર કે જે મનુષ્યને સજાતીય અવયવ રચના માત્રથી સમાનપણું જણાવનારો છે; તેનાથી અવતરેલા હોવાથી ઐન્દ્રજાલિકની પેઠે માયિક રૂપ નથી, એવો તાત્પર્યાર્થ સિદ્ધ થાય છે. 'नृणां निःश्रेयसायैव' આ પદથી અવતાર ધારણનું પ્રયોજન કહ્યું છે. જેનો નિશ્ચયરૂપ અર્થ છે એવા **એવ**-કારથી બીજાઓની પેઠે કર્મનિમિત્તકૃત અવતરણ નથી એમ જણાવ્યું છે. આ સર્વ અર્થ ગીતામાં 'अजोऽपि सन्नव्ययात्मा' આ શ્લોકને આરંભીને 'जन्म कर्म च मे दिव्यं' આ ચાર શ્લોકથી વર્ણવ્યો છે. ॥૩॥ પ્રથમ 'परंब्रह्म' 'अक्षरधामनि स्थितः' આ પદથી અક્ષરની અપેક્ષાએ પરંબ્રહ્મનું વિલક્ષણ ( જુદા ) પણું કહ્યું. હવે ઈશ્વર કોટિથકી વિલક્ષણપણું કહેછે– જે પ્રશાસિતા પરમાત્માની પ્રેરણાને અનુસારેજ પ્રત્યેક બ્રહ્માંડના અધિપતિ પ્રત્યેક બ્રહ્માઓ, વિષ્ણુઓ અને શંકરો તેનો તેનો સમય આધતાં

स्थितिहृतीर्यस्यैव हि निदेशतः । काले काले विदधते विधातृह-
रिशम्भवः ॥४॥ वासुदेवादयो यस्माद्व्यूहाः प्रादुर्भवन्ति च । च-
त्वारः केशवाद्याश्च चतुर्विंशतिरीशितुः ॥५॥ यः क्रोडाद्यवता-
राणां धर्ता वैराजपूरुषः । सहस्रशीर्षा च यतो ह्यस्ति नारायणा
ह्वयः ॥६॥ नित्यासङ्ख्येयकल्याणदिव्यसद्गुणमण्डितः । सेवितश्च भगैः

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયરૂપ વ્યષ્ટિકાર્યો કરેછે સમષ્ટિકાર્યના કર્તા તો પરમાત્મા છે બ્રહ્મા સુધીની સૃષ્ટિને સમષ્ટિ કહેછે ॥૪॥ સર્વના પ્રશાસિતા, પરાત્પર, અક્ષરાધિપતિ, જે શ્રીકૃષ્ણ થકી વાસુદેવાદિક ચાર અને કેશવાદિક ચોવીશ વ્યૂહ મૂર્તિયો પ્રકટ થાય છે ॥૫॥ જે પરમાત્મા યુગોયુગમા સ્વેચ્છાથી સદ્ધર્મ સરક્ષણ માટે થતા વરાહાદિક અવતારોના ધારણ કરનારા (મૂળભૂત) છે જેના થકી 'सहस्रशीर्षा पुरुष' આ પુરૂષ સૂક્તમા વર્ણવેલા, જેનુ નારાયણ નામ છે એવા વૈરાજપુરૂષ પ્રકટ થાય છે 'प्रादुर्भवन्ति' આ પદથી વ્યૂહ અને અવતારોનો જે જન્મ છે તે જીવોની પેઠ કર્મમૂળક નથી પરતુ આવિર્ભાવમાત્ર છે, એમ સૂચવ્યુ છે આ ૫-૬ શ્લોકથી વ્યૂહ વિભવાદિકના કારણપણારૂપ સર્વોપરીપણુ કહ્યુ ॥૬॥ જે શ્રીકૃષ્ણ, નિત્ય અસખ્યાત કલ્યાણ દિવ્ય અને સત્-શ્રેષ્ઠ ગુણો વડે મંડિત-શોભાયમાન છે ભગવાન્ મડનથી મડિત નહિ પણ ગુણોથીજ મડિત છે ગુણો પણ પ્રાકૃત હેય નહિ પણ દિવ્ય એટલે હેયવિરોધિ સ્વભાવવાળા, એટલુજ નહિ પણ કલ્યાણ એટલે પોતે મગળરૂપ હોઇને આશ્રિતોને મગળ (આનદ) કરનારા, માટેજ સત્-શ્રેષ્ઠ છે આ ગુણો પરિમિત નહિ પણ અપરિમિત છે તેમજ બીજાઓની માફક આગતુક નહિ પરતુ નિત્ય-સ્વત સિદ્ધ અર્થાત્ સ્વાભાવિક છે 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' 'समस्तक ल्याणगुणात्मकोऽसौ'. આ ગુણો અપહતપાપ્મત્વાદિક તથા સત્યશૌચાદિક જાણવા જે ■ ભગોએ સેવેલા છે (જ્ઞાન-શક્તિ-બલ-ઐશ્વર્ય-વીર્ય અને તેજ અથવા-ઐશ્વર્ય-વીર્ય યશ-શ્રી-જ્ઞાન અને વૈરાગ્ય આ છ ભગો કહ્યા છે) તથા જે આઠ અણિમા આદિક સિદ્ધિઓએ (તેના તેના અભિમાની દિવ્યાકાર નિત્ય મુક્તોએ) સેવેલા છે અણિમા મહિમા પ્રાપ્તિ પ્રાકામ્ય વ

षड्भिः सिद्धिभिश्चाणिमादिभिः ॥७॥ यदाज्ञया तपत्यर्को विचरत्यनिलोऽपि च । न निमज्जति भूश्चाप्सु भीतश्चरति चान्तकः ॥८॥ देवानामपि यो देव ईश्वराणां तथेश्वरः । कालस्यापि हि यः कालः कारणानां च कारणम् ॥९॥ चतुर्विंशतितत्त्वैश्च शक्तिभिश्च

શિતા ઇશિતા લઘિમા અને કામપૂર્તિ આ આઠ સિદ્ધિઓ જાણવી 'सेवितः' આ નિર્દેશથી ભગો અને સિદ્ધિઓનું ઉપજીવન પરમાત્માના પરતંત્રપણે છે એમ સૂચવ્યું છે. પ્રાકૃત પુરૂષો તો સિદ્ધિઓના યોગથી ઉત્કર્ષને પામે છે, પરમાત્મા તો પોતાના સંબન્ધથી સિદ્ધિઓની સત્તાને પોષણ કરે છે, માટેજ 'सेवितः' એમ કહ્યું છે ॥૭॥ જે અંતર્યામી શ્રીકૃષ્ણની આજ્ઞાથી (ઉગામેલા ભયંકર વજ્રની પેઠે) ભય પામીને **સૂર્ય** તપે છે-બ્રહ્માંડને પ્રકાશે છે, **વાયુ** સર્વના અંદર બહાર વાય છે અને **અંતક**-મૃત્યુ પ્રાણીઓની આયુષ મર્યાદાને નહિ ઉલ્લઘન કરીનેજ તેને તેને નાશ કરે છે. તે શ્રુતિએ કહ્યું છે કે-'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः ॥' જેના ભયથી **પૃથ્વી** જળમાં ડુબી જતી નથી. આ ઉપરથી 'સર્વ લોકો પણ જેના ભયથી સ્થિર રહ્યા છે' એવો અર્થ જાણી લેવો. ॥૮॥ જે શ્રીકૃષ્ણ, બ્રહ્મા રૂદ્ર ઇન્દ્રાદિ દેવોના પણ **દેવ**-ઉપાસ્ય છે. તથા બ્રહ્માદિ ઇશ્વિરોના પણ **ઇશ્વિર**-નિયતા છે. તે શ્રુતિએ કહ્યું છે-'तमीश्वराणां परमं महेश्वरं तं दैवतानां परमं च दैवतम् ॥' તથા **કાળના** ( મૃત્યુના ) પણ **કાળ** છે, અર્થાત્ વ્યષ્ટિકાર્યના સહારમાં દ્વારભૂત જે મૃત્યુ છે તેના પણ સહર્તા છે. તે શ્રુતિએ કહ્યું છે-'ज्ञः कालकालः' 'मृत्युर्यस्योपसेचनम्'. અથવા-ચાર પ્રકારના પ્રલયને કરનારા કાળના પણ કાળ એટલે વશ કર્તા છે. તથા **કારણોના કારણ** છે, અર્થાત્ વ્યષ્ટિ સૃષ્ટિમાં દ્વારભૂત બ્રહ્માદિકના પણ સ્રષ્ટા છે. તે શ્રુતિએ કહ્યું છે-'नारायणाद्ब्रह्मा जायते नारायणाद्रुद्रो जायते ।' આ શ્લોકથી ભગવાનનું સર્વોપાસ્યપણું સર્વેશ્વરપણું સર્વસહર્તાપણું અને સર્વ કારણપણું કહ્યું છે. ॥૯॥ બ્રહ્માંડના કારણભૂત પ્રકૃતિ આદિક **ચોવીશ તત્ત્વો** ( આ તત્ત્વો જડ હોવાથી સ્તુતિ કરી શકે નહિ માટે તેના અભિમાની દેવતાઓ જાણવા ) તથા અનંત બ્રહ્માં-

सहस्रशः। अनन्तब्रह्मरुद्राद्यैरर्च्यमानपदाम्बुजः॥१०॥संस्तूयते यो निगमैः सहस्रवदनादिभिः। वाङ्मनोऽगोचरो यश्च परमात्मा परात्परः ॥११॥ स एव साक्षाद्भगवान् स्वामिनारायणाख्यया । प्रसिद्धोऽस्ति स मां पायाद्धरिः सर्वान्तरायतः ॥१२॥ सदानन्दाम्भोधिः स्मितरुचिरपूर्णेन्दुवदनः प्रफुल्लाम्भोजन्मच्छदसदृशशोभाक्षियु-

ઙના અનત બ્રહ્મા રૂદ્ર ઈન્દ્રાદિક દેવતાઓ તથા તેમની અસંખ્યાત સાવિત્રી સતી શચી વિગેરે શક્તિઓ, જેના ચરણ કમળને મહોપચારવડે પૂજે છે. આ શ્લોકથી લીલાવિભૂતિનું ઐશ્વર્ય કહ્યું ॥૧૦॥ જેના સ્વરૂપ સ્વભાવનો માપ નહિ હોવાથી જે મન વાણીને અગોચર છે. તેમાં શ્રુતિ છે–'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' અથવા–અભક્તોના મન વાણીને અગોચર છે. જેની મૂર્તિમાન્ ચાર વેદો અને સહસ્રવદન (શેષજી) વિગેરે સમગ્રપણે સ્તુતિ કરવાને અશક્ત હોવાથી યથાશક્તિ કરે છે. જે પરમાત્મા (આત્માના આત્મા) અને પરાત્પર છે. 'अक्षरात्परतः परः' એમ શ્રુતિ કહે છે. આ શ્લોકથી ભગવાનનો મન વાણીથી અમાપરૂપ મહિમા કહ્યો છે. ॥૧૧॥ જે પૂર્વ શ્લોકોમાં વર્ણવેલા પરાત્પર પરમાત્મા છે એજ કેવળ કૃપા કરીને સાક્ષાત્–પોતાનાજ રૂપથી પ્રસિદ્ધ–સમગ્ર મનુષ્યોના નયનગોચર થઈને સાર્થક સ્વામિનારાયણ નામથી આ કળિયુગમાં પણ પૃથ્વી ઉપર પ્રકટ થયા છે. તે શ્રીહરિ ભગવાન્ મારી આ લોકમાં સત્સંગ કરવામાં અને પરલોકમાં કલ્યાણ પ્રાપ્તિમાં વિરોધ કરનારા સર્વ અંતરાયો થકી રક્ષા કરો. અથવા–આ ગ્રંથ રચવામાં અંદર જે કોઈ વિઘ્નો આવે તે સર્વને દૂર કરો ॥૧૨॥ એ રીતે અગ્યાર શ્લોકથી આ ગ્રંથમાં વર્ણનીય ભગવાન્ શ્રીહરિનો દિવ્યભાવ વર્ણન કરીને, હવે 'અધિક મંગળ કરે તો અધિક ફળ થાય' એવા ન્યાયને અનુસરીને અધિક ફળની ઈચ્છાથી અધિક મંગળ માટે ફરીથી પણ વર્ણનીય ભગવાનને ત્રણ શ્લોકથી વર્ણન કરે છે—'आनन्दमयोऽभ्यासात्' એ સૂત્રમાં 'ते ये शतं मानुषा आनन्दाः' ઇત્યાદિ શ્રુતિને અનુસારે ઉત્તરોત્તર સો સો અધિકપણે ગણેલો જે નિરવધિકાતિશય આનંદ; તેના નિરંતર નિધિરૂપ. અથવા–સાધુઓને આનંદનો નિધિ જેનાથકી મળે

गलः। कृपापारावारः श्रितसकलजीवातिसुखदो महाश्रेयोमूर्तिर्ज-

છે 'एष ह्येव आनन्दयाति ।' આનદના નિધિ હોવાથીજ જેનુ મુખ સ્મિત (મદહાસ) વડે સુદર અને પૂર્ણચદ્રની પેઠે આહ્લાદ કરનારૂં છે અને જેના નેત્રયુગ્મ પ્રફુલ્લિત કમળના પત્રને સદશ શોભાવાળાં (સૌમ્ય નિર્મળ વિશાળ) છે સ્મિત અને નેત્રવિકાસ આ બે આનદનાજ પ્રવાહરૂપ છે એટલે આનદનો પ્રવાહ સ્મિત અને વિકસિત નેત્રદ્વારા બહાર પ્રસરે છે. પૂર્ણ ચંદ્રથી મુખનુ અધિકપણુ એટલું છે કે-પૂર્ણ ચદ્ર તો કલકથી સુદર જેવો લાગે છે અને મુખ તો સ્મિત વડે સુદરજ છે જેમ મદહાસ, મુખની મનોહર શોભાને આપે છે, તેમ પ્રફુલ્લિત કમળને સદશ નેત્ર પણ મુખને શોભા આપે છે અર્થાત્ બન્ને મુખને શોભાડનારાં છે નેત્રને કમળપત્રની ઉપમા આપી છે તેથી સુખસ્પર્શની અતિશયતા સૂચવી છે જે કોમળ હોય તેનો સુખેથી સ્પર્શ થાય છે આ બે વિશેષણોથી સુખાલિગમ્યપણું, અનુગ્રહશીલપણું અને પરિપૂર્ણપણું જણાવ્યું છે જેનુ સ્મિત સુંદર મુખ હોય અને કમળની પેઠે નેત્ર પ્રફુલ્લિત હોય તેનો મેળાપ સુખેથી થઈ શકે છે જે અનુગ્રહશીલ અને પરિપૂર્ણ હોય તેનાં નેત્ર અને મુખ વિકસિત હોય છે. ભગવાન્ સિવાય બીજાઓ તો અપૂર્ણ હોવાથી સાધક અવસ્થામાં હોઇને કામક્રોધાદિકથી વ્યાપ્ત છે માટે તેમના નેત્ર વિરૂપ થાય છે જેનું મુખ વિકરાળ અને દૃષ્ટિ કરડી હોય તેનું સુખેથી સેવન ન થાય ભગવાન્ તો વિકસિતવદન નયનવાળા છે આ સર્વ અર્થ શ્રુતિ સ્મૃતિએ સૂચવ્યો છે-'तस्य यथा कप्यासं पुण्डरीकमिवमक्षिणी' 'जितं ते पुण्डरीकाक्ष' 'अरोपणो ह्यसौ देवः' ઇત્યાદિ સર્વ આશ્રિતોને નિરવધિકાતિશય સુખ આપનારા 'આશ્રય માત્રથી ભગવાન્ નિરવધિ સુખ કેમ આપે? અને આશ્રિતોએ શું સાધન સાધ્યું છે?' એવી શકા કરવી નહિ કેમકે ભગવાન્ તો કૃપાના પારાવાર (સમુદ્ર) છે તેમા બીજા સાધનની અપેક્ષા નથી. આશ્રિતોમાં જે દુઃખની અધિકતા છે એજ સાધન સપત્તિ છે. પોતાનું પ્રયોજન નહિ ઉદ્દેશીને પરની પીડા નહિ સહન કરીને તેનું નિરાકરણ કરવાની ઇચ્છાવાળાને કૃપાળુ કહેવાય છે. માટે આશ્રિતોને કેવળ નિરૂપાધિક કૃપાથીજ નિરવધિ સુખ આપનારા

यति स हि नारायणमुनिः ॥१३॥ सुदुर्जेयं नित्यं विविधनियमाचारनिरतैरपि ब्रह्मेशानप्रमुखसुरसङ्घैः समहसा । मनस्तत्तूर्णं

ભલે કૃપાના પારાવાર હોય તથાપિ અસમર્થ હોય તો અનવધિ સુખ ક્યાંથી આપી શકે ? એવી શંકા કરવી નહિ ભગવાન્ મહા ( અપરિચ્છિન્ન ) આત્યંતિક શ્રેયોરૂપ મૂર્તિવાળા છે પોતાને બીજા કોઈ પાસેથી સંપાદન કરીને આપવાનું નથી પોતેજ નિરવધિક આનંદમય મૂર્તિ છે એવા **નારાયણમુનિ** જયકારી ( સર્વોત્કર્ષપણે ) પ્રવર્તો આ શ્લોકથી ઈષ્ટદેવ ભગવાન્ સ્વામિનારાયણનો દિવ્યશોભા વર્ણન કરવા પૂર્વક જયોદ્‌ઘોષ કર્યો છે, 'મારો આત્મા પરમાત્માનો દાસ છે' એવું અનુસંધાન કરનારો પુરૂષ પોતાના સ્વામિના જયનો ઉદ્‌ઘોષ કરેજ. સ્વામિનો જયોદ્‌ઘોષ કરવો એજ દાસના સ્વાભાવિક સ્વરૂપને અનુરૂપ છે 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'आत्मदास्यं हरेः स्वाम्य स्वभावं च सदा स्मर'. યદ્યપિ સેવક સ્વામિનો જય સંપાદન કરી શકતો નથી તથાપિ સેવકનું સ્વરૂપ સૂચવવા માટે છે સ્વામીનો જય કહેવો એજ સેવકનું કર્તવ્ય છે હનુમાનજીએ 'जयत्यतिबलो रामो लक्ष्मणश्च महाबलः.' એમ રામલક્ષ્મણનો જયોદ્‌ઘોષ કર્યો છે ॥૧૩॥

ફરીથી પણ એજ શ્રીહરિને બીજા અસાધારણ મહિમાથી વિશેષણ આપવા પૂર્વક તેમની પાસે પોતાને જ્ઞાનની અભિવૃદ્ધિ થવા માટે પ્રાર્થના કરે છે—

**મન** નિરંતર સ્વભાવથીજ અતિ ચંચળ હોવાથી દુર્જેય છે 'चञ्चलं हि मनः कृष्ण......तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्' વળી ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ રહેલા હોવાથી મન અત્યંત દુર્જેય થાય છે 'મનુષ્યોથી મન અત્યંત દુર્જેય છે પણ દેવતાઓથી તો સુજેય છે' એમ પણ નથી બ્રહ્મા શિવ આદિક સુરસંઘોથી પણ પોતાના સામર્થ્યવડે અત્યંત દુર્જેય છે 'વિવિધ નિયમના આચરણથી મન જીતી શકાય છે' એમ પણ નથી, નાના પ્રકારના શૌચ તપાદિ નિયમો અને અહિંસા બ્રહ્મચર્ય વિગેરે યમોના આચરણમાં તત્પર એવા પણ દેવતાઓથી મન સુખેથી જીતી શકાતું નથી એવું અતિ ચંચળ સુદુર્જેય મન પણ ભગવાનના આશ્રિતોને દુર્જેય નથી, કેમકે આ શ્રીહરિ ભગવાન્ સહજ સ્વભાવથી કે વાસના વેગથી વિષ-

यः प्रसभमपि कुर्वञ्श्रितवशे नरो भात्यज्ञानां दिशतु स मतिं मे हरिरसौ ॥१४॥ अतिक्षान्त्या दान्त्या मृदुलवचनैश्छादितनिजभुवा-

યોમાં જ્યાં ત્યાં વળગતા મનને પોતાના પ્રભાવ વડેજ બળાત્કારથી ખેંચી લાવીને ઝટ પોતાના આશ્રિતોને વશવર્તિ કરી આપે છે. અર્થાત્ ભગવાનના પ્રભાવથીજ આશ્રિતો સમાધિને યોગ્ય શુદ્ધ મનવાળા થાય છે. એ રીતે કરનારા શ્રીહરિ મને મતિ-તેમનાં દિવ્ય ચરિત્ર વર્ણન કરવામાં ઉપયોગી બુદ્ધિ. અથવા-આત્યંતિક મોક્ષમાં ઉપયોગી બુદ્ધિને આપો. આશ્રિતોના સુ-દુર્જય મનને પણ સુજય કરી આપનારા શ્રીહરિ ભગવાનને પોતાનાં દિવ્ય ચરિત્રો વર્ણન કરવા પ્રવર્ત્તેલાને તેમાં ઉપયોગી બુદ્ધિ આપવી તે લેશ પણ દુષ્કર નથી. એવા ઐશ્વર્યનિધિ ભગવાન્ અજ્ઞાનિઓને ( ભગવાનના સ્વરૂ-પને યથાર્થ નહિ જાણનારા ) તો મનુષ્યને સમાન અનીશ્વર જણાય છે. તેમને તો દુષ્કૃતિ જાણવા 'अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम्' ॥१४॥ ભગવાન સર્વને દૃષ્ટિગોચર થયા છે તથાપિ મનુષ્યો તેમનાં દિવ્ય ઐશ્વર્યને કેમ જાણતા નથી ? તેનું કારણ આ શ્લોકથી બતાવે છે-પ્રત્યક્ષ ભગવાન્ મહા અપરાધિઓ ઉપર પણ અતિશય ક્ષમા ( પરાપરાધસહનરૂપ ) રાખે છે. નિગ્રહ કરવાની અ-તિશય શક્તિ હોવા છતાં પણ તત્કાળ નિગ્રહ કરતા નથી અને પોતાની શ-ક્તિને દમે છે એટલે પ્રકાશ કરતા નથી. તેમજ અતિશય સુશીલતા ગુણ વડે ક્ષુદ્ર મૂઢ મનુષ્યો સાથે પણ લેશ પણ અંતરાય રાખ્યા વિના સંબન્ધ રા-ખવાની ઇચ્છાથી 'અમે તો રાંક સાધુઓ છીએ' ઇત્યાદિ કોમળ વચનો બોલે છે. એવી રીતે ક્ષમા, દમન અને મૃદુળ વચનોથી પોતાનું નિત્ય અતર્ક્ય અમાપ અસાધારણ ઐશ્વર્યને આચ્છાદન કરીને મનુષ્યનાટ્યને વિસ્તારે છે. અર્થાત્ મનુષ્ય ભાવને શોભાડવા ક્ષમા દમ અને મૃદુળ વચન બોલીને ભક્તોના સમાસ માટે પોતાનું ઐશ્વર્ય ઢાંકી રાખે છે, તેથી ભગવાન્ સમીપમાં રહ્યા હોય તથાપિ સર્વ કોઈ મનુષ્યો તેમનાં ઐશ્વર્ય જાણી શકતા નથી. ગુરૂ-પોતાના જનનું નિરંતર અપ્રેરિત હિત કરવા તત્પર થએલા અને એક શ્વેત વસ્ત્રને પહેરનારા અને એક ઓઢનારા. અને જેની સત્કીર્તિ સમુદ્રપર્યન

तस्यैश्वर्याद्विलसितनृनाट्याय गुरवे । वसानाय श्वेताम्बरयुगलमाचार्धियशसे नमस्तस्मै नित्यं हृदि भगवते ध्येयवपुषे ॥१५॥ वाञ्छितार्थप्रदः श्रीमान्विघ्नौघदलनक्षमः । श्रीगणेशः सदा मेऽस्तु श्रीकृष्णावतरः श्रिये ॥१६॥ श्रीमच्छतानन्दकृतेऽत्र रम्ये सन्दर्भ-

પ્રસરી છે. અને ભક્તોએ હૃદયમાં નિરતર ધ્યાન કરવા યોગ્ય જેની દિવ્ય મૂર્તિ છે. એવા ભગવાન્ **શ્રીહરિને** હું નમસ્કાર કરું છું ॥૧૫॥ યદ્યપિ મહામંગળમૂર્તિ ભગવાનના સ્મરણથી વિઘ્ન માત્રનો વિનાશ થઈ જાય છે, તથાપિ વિઘ્ન સમૂહને શમાવા માટેજ શ્રીકૃષ્ણનો જેમાં અંશથી અનુપ્રવેશ છે એવા વિઘ્નવિનાયક ગણપતિની લોક મર્યાદાને પાલન કરવા પ્રાર્થના કરે છે—**ગણપતિ** મારી નિરંતર **શ્રી** ( આરંભેલા ગ્રંથની નિર્વિઘ્ન પરિસમાપ્તિરૂપ શ્રેય ) ને માટે થાઓ. કેમકે, તે વિઘ્ન સમૂહને વિનાશ કરવામાં અને વાંછિત વસ્તુઓને આપવામાં સમર્થ છે. એવું ઐશ્વર્ય ગણપતિમાં શાથી? તો તેમાં શ્રીકૃષ્ણનો અંશથી અનુપ્રવેશ હોવાથી તેમના અવતારરૂપ છે. માટેજ વૈષ્ણવોએ સેવવા યોગ્ય ભગવદંશરૂપ શ્રીએ યુક્ત ગણેશ છે. ઇચ્છિત પદાર્થો આપવારૂપ **શ્રી** બીજા આવેશ અવતારાની પેઠે કેટલાક દિવસ રહેનારી નહિ પરંતુ નિત્ય રહેનારી હોવાથી **શ્રીમાન્**. અથવા સિદ્ધિ-બુદ્ધિરૂપ પત્નીએ યુક્ત હોવાથી **શ્રીમાન્** એવા ગણપતિ આ આરંભની પેઠે બીજા તમામ કાર્યારંભમાં શ્રેયને માટે થાઓ. ॥૧૬॥ હવે છ શ્લોકથી ગ્રંથકર્તા પોતે કરેલા ગ્રંથનું ગૌરવ વર્ણન કરે છે—**શ્રીમાન્**—એકાંતિક ધર્મના દર્શનથી થએલી ઇષ્ટદેવની પ્રસન્નતાથી,ત્રિકાલદર્શિત્વરૂપ સંપત્તિને પામેલા શતાનંદમુનિએ શ્રીહરિની આજ્ઞાથી કરેલા, શબ્દથી અને અર્થથી રમણીય, અથવા-પોતે પ્રત્યક્ષપણે જોએલા પુરૂષોત્તમ ભગવાનનાં દિવ્ય ચરિત્રોના વર્ણનરૂપ હોવાથી રમણીય. અને સ્વેષ્ટદેવ શ્રીહરિએ અભીષ્ટપણે માનેલા આઠ ગ્રંથો અને તેને અનુસરેલા બીજા પણ ગ્રંથમાત્રના સારરૂપ ( પ્રતિપાદ્ય એકાંતિક ધર્મનું સારપણું હોવાથી પ્રતિપાદક ગ્રંથનું પણ સાર પણું સમજવું ) આ **સત્સંગિજીવન** નામના ગ્રંથમાં સમગ્ર વેદોના સારરૂપ એકાંતિક ધર્મ ( સ્વધર્મે જ્ઞાન વૈરાગ્યે સહિત ભક્તિ નામનો ભાગવતધર્મ )

सारेऽखिलवेदसारः । सुस्पष्टमैकान्तिकधर्म उक्त स्याद्येन सद्यो भवपाशमुक्तिः ॥१७॥ साक्षाद्धरौ सकललोकगुरौ रसाया अन्तर्हिते ननु मुमुक्षुजनैकबन्धौ । निस्तारणाय लघु संसृतिसागरस्य नौकेदमेव भुवि मानवदेहभाजाम् ॥१८॥ लीलारसो हि सकलो

અતિસ્પષ્ટપણે વર્ણન કર્યો છે, જે ધર્મથી સસાર પાશમાથી આત્યતિક મુક્તિ તત્કાળ થાય તત્કાળ એટલે બીજા જન્મનુ વ્યવધાન નહિ, અર્થાત્ પ્રારબ્ધ શરીરનો નાશ થતા મુક્તિ થાય આ શ્લોકથી ગ્રથકર્તાનુ વિલક્ષણપણુ, ગ્રથનો એકાતિક ધર્મરૂપ ઉત્તમ વિષય અને મુક્તિરૂપી પ્રયોજન કહ્યુ છે સત્સગીઓ અધિકારી છે સબધ તો સ્પષ્ટ છે એવી રીતે ગ્રથના અધિકારી, પ્રયોજન વિષય અને સબધ આ ચાર અનુબધનુ નિરૂપણ જાણી લેવુ ॥૧૭॥ સમગ્ર લોકોના હિતોપદેષ્ટા ગુરૂ, મુમુક્ષુ મનુષ્યોના મુખ્ય બધુરૂપ સાક્ષાત્ શ્રીહરિ પૃથ્વી ઉપરથી સ્વેચ્છાથી અતર્ધાન થયા પછી ભારત ભૂમિમા માનવ દેહધારીઓને સસારસાગર તત્કાળ તરવા માટે આ સત્સગિજીવન જ નિશ્ચે નૌકા તુલ્ય છે યદ્યપિ મુક્તિ માટે બીજા અનેક ગ્રથો છે અને એકાતિકધર્મ પણ બીજા ગ્રથોથી જાણી શકાય છે, પરતુ કળિબળ વડે વૃદ્ધિ પામેલા રજ તમ દોષથી જ્ઞાનદૃષ્ટિનો પરાભવ થતા કેવળ વિપરીત માર્ગ માજ પ્રવર્તેલા પ્રાણીઓનો સસારસાગરમાથી ઉદ્ધાર કરવાના ઇરાદાથી પોતેજ અક્ષરાધિપતિ ભગવાન પુરૂષોત્તમે પ્રકટ થઇને પોતાની સન્નિધિ, સદાલાપ અને સદુપદેશાદિવડે અદરનુ અજ્ઞાન અધકાર ટાળીને ભવબધનમાથી અનેક મનુષ્યોનો મોક્ષ કર્યો તે ભગવાન્ અતર્ધાન થયા પછી તેમના દિવ્ય ચરિત્રોનુ અને તેમણે કરેલા ઉપદેશાદિકનુ પ્રધાનપણે વર્ણન કરનારો આજ પ્રબધ આત્યતિક મુક્તિ માટે થશે એમ ધારીને આ આરભ કર્યો છે, આ શ્લોકનુ એવુ તાત્પર્ય છે **અમૃત**–આનદમય દિવ્યમૂર્તિ જેની છે, ધર્મદેવના પુત્રપણે સ્વેચ્છાથી પ્રકટ થએલા, અકર્મવશ્ય એવા શ્રીહરિનો ભૂમિ ઉપર જે આ લીલારસ છે તે સત્સગિઓના પરમ (ઉત્તમ) જીવનરૂપ છે પ્રાણનો લાભ થાય તે જીવન કહેવાય પ્રધાન પ્રાણ તો પ્રત્યક્ષ પરમાત્મા છે તેમનો લાભ થાય એજ પરમ જીવન છે આ પ્રબધ

ऽमृतदिव्यमूर्तेः स्वेच्छानराकृतिधृतो भुवि धर्मसूनोः। सत्सङ्गिनां परमजीवनमस्त्यतोऽसौ सम्यङ्निरूपित इहेति स पीयतां तैः ॥१९॥ एतत्पुण्यमलं पवित्रममलं सद्धर्मशास्त्रं परं धर्मज्ञानविरागभक्तिनिभृतं सेव्यं सतां नित्यदा। पापौघप्रदमं नृणां कलिमलप्रक्षालनं सर्वथा जाड्यध्वान्तनिवारणं सुकृतिभिः सम्प्राप्यते नेतरैः ॥२०॥ सकलधर्मविनिर्णयमञ्जसा सकलशास्त्रमतभ्रमवारणम्। सकलवाञ्छितपूरणमुत्तमं सकललोकमनःश्रुतिरञ्जनम् ॥२१॥ वि-

અમૃતમૂર્તિ પ્રકટ પુરૂષોત્તમના ચરિત્રામૃત ગર્ભિત હોવાથી પ્રાણરૂપ પરમાત્માના સંશ્લેષરૂપ છે. પરલોકમાં પરમપુરૂષની પ્રાપ્તિમાં કારણ થઇને સાક્ષાત્ પ્રાણનો લાભ કરી આપનાર છે, માટે પરમ જીવનરૂપ છે. આ ગ્રંથમાં શ્રીહરિનો લીલારસ સારી રીતે નિરૂપણ કરેલો હોવાથી સત્સંગિઓએ પરમાદરથી પાન કરવો. આ બે શ્લોકથી પ્રતિપાદ્ય વિષયનું વિલક્ષણપણું કહ્યું ॥૧૮॥૧૯॥ પ્રબંધનો પ્રકર્ષ કહે છે—આ શાસ્ત્ર અત્યંત પુણ્ય કરનારૂં, શ્રોતા વક્તાને અત્યંત પવિત્ર કરનારૂં, ભગવાનનાંજ એક ચરિત્ર હોવાથી દોષે રહિત, બીજા ધર્મો પ્રસંગાત્ પ્રતિપાદન કર્યા છે અને એકાંતિક ધર્મ પ્રધાનપણે પ્રતિપાદન કર્યો છે માટે સદ્ધર્મશાસ્ત્ર, માટેજ બીજા શાસ્ત્રોની અપેક્ષાએ પરં-ઉત્કૃષ્ટ, નિઃશ્રેયસની નિસરણીના પગથીયાંરૂપ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિને પ્રતિપાદન કરનારૂં, માટેજ સત્પુરૂષોએ સદા શ્રવણ પઠનવડે સેવવા યોગ્ય, કળિમળ કામક્રોધાદિકને શુદ્ધ કરનારૂં, મનુષ્યોના શ્રેયમાં વિરોધ કરનારા પાપપુંજને હરનારૂં અને અજ્ઞાનરૂપ અંધકારને અત્યંત નિવારણ કરનારૂં છે. એવા મહા મહિમાશાળી શાસ્ત્રનું શ્રવણ અનેક જન્મના પુણ્યશાળી પુરૂષોને પ્રાપ્ત થાય છે, બીજાઓને મળતું નથી ॥૨૦॥ વર્ણના તથા આશ્રમના નિમિત્તથી પ્રવર્તેલા અને અભ્યુદય ફળ આપનારા તથા મોક્ષિક ફળ આપનારા સર્વ ધર્મોનો યથાર્થપણે જેમાં નિર્ણય કર્યો છે, વેદ અને તેના ઉપબૃંહણરૂપ સમગ્ર શાસ્ત્રના સિદ્ધાંતમાં થતા જે અનેક ભ્રમ ( વિપરીતપણે ગ્રહણ અથવા પરસ્પર વિરૂદ્ધપણું) તેને નિવારણ કરનાર, અર્થાત્ તત્ત્વથી તેનો અર્થ પ્રતિપાદન કરનારૂં,

विघ्नसंशयशल्यसमुद्धरं श्रवणमात्रत एव कुबुद्धिहृत् । मदनकोपमुखारिभयापहं जयति शास्त्रमिदं कविभूषणम् ॥२२॥ पुण्यं भुवि कुरुक्षेत्रं धर्मवृद्धिमभीप्सुभिः । सेव्यमानं सुमतिभिर्वर्ष

સમગ્ર પુરૂષાર્થને આપનારાં ભગવાનનાં દિવ્ય ચરિત્રોનું અવલંબન હોવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ આ સર્વ પુરૂષાર્થને પૂરણ કરનારૂં, બાળથી લઇને વૃદ્ધપર્યંત અને પંડિતથી લઇને પામરપર્યંત સર્વના. અથવા–મનુષ્ય કે દેવ સર્વ કોઇના મન શ્રવણને રંજન કરનારૂં, તત્ત્વ ઉપાય અને પુરૂષાર્થની બાબતમાં અનેક પ્રકારના એવા સંશયો થાય છે કે, જે તત્ત્વનિર્ણયમાં વિરોધી થઇને પ્રવૃત્તિમાં પણ ઉપરોધ કરનારા થઇને હૃદયમાં શલ્યની માફક ખુંચ્યા કરે છે; તેને કાઢવામાં અતિ સમર્થ. અર્થાત્ સર્વ સંશયોને શમાવનારૂં, ભગવાનનાં દિવ્ય ચરિત્રરૂપ હોવાથી શ્રવણમાત્રથીજ કુબુદ્ધિને હરનારૂં, ભગવાનનું એક વાર પણ જે શ્રવણ કર્યું હોય તો સુકૃતને વધારીને કુમતિને હરે છે. કેવળ તત્ત્વજ્ઞાનમાં તો મનન નિદિધ્યાસની જરૂર છે. એટલે પ્રથમ શ્રવણ કર્યાં પછી મનન નિદિધ્યાસ કરે તોજ કુબુદ્ધિને હરે, અને આતો મનન નિદિધ્યાસ વિનાજ કેવળ શ્રવણ માત્રથીજ કુબુદ્ધિને હરે છે, માટેજ કામ ક્રોધ આદિક અંતઃશત્રુઓના ભયને ટાળવામાં સમર્થ, પૂર્વોક્ત સકળ ધર્મ વિનિર્ણય વિગેરે અતિશયોથી ઉત્તમ, કવિઓને ભૂષણની પેઠે શોભા આપનારૂં અથવા કવિ એટલે ઇન્દ્રિયોને અગોચર અર્થનો સાક્ષાત્કાર કરવામાં સમર્થ; એવાઓને પણ ઉત્તમ ભૂષણરૂપ, તેઓ પણ આના શ્રવણ મનનથી ભૂષિત થાય છે એટલે અતિશયતાવાળા થાય છે. તે કહ્યું છે કે– **'नैर्गुण्यस्था रमन्ते स्म गुणानुकथने हरेः' 'परिनिष्ठितोऽपि नैर्गुण्य उत्तमश्लोकलीलया । गृहीतचेता राजर्षे! आख्यानं यदधीतवान्'** આવા મહામહિમાવાળું આ **સત્સંગિજીવન** શાસ્ત્ર જયકારી પ્રવર્તે છે. ॥૨૧॥૨૨॥ એ રીતે પોતે ગુંથેલા ગ્રંથનું ગૌરવ વર્ણવીને, હવે બાકીના આખા અધ્યાયથી આ પ્રબંધની સંવાદદ્વારા પ્રવૃત્તિનો પ્રારંભ પ્રકાશ કરવા પૂર્વક પ્રબંધના શ્રોતા વક્તાની વિશુદ્ધિ અને તેમનો સમાગમ સંવાદ જેમાં છે; એવી એક આખ્યાયિકા કહે છે. તેમાં પ્રથમ **વક્તાનું** વિશુદ્ધ ચરિત્ર વર્ણવે છે–ભરત

भवति भारते ॥२३॥ ब्रह्मर्षिः सुव्रतस्तत्र भक्त आसीद्धरेर्महान् । स्वधर्मज्ञानवैराग्यशान्त्यादिगुणमण्डितः ॥२४॥ भक्त्या वशीकृतो येन गृह्णाति भगवान्स्वयम् । पूजोपहारान् सकलान् प्रत्यक्षं प्रतिवासरम् ॥२५॥ ज्ञानं त्रैकालिकं प्राप्तः प्रसादादेव तस्य यः । वे-

ખંડમા દેહ ઇન્દ્રિયો આદિકથી વિલક્ષણ આત્માના યથાર્થ જ્ઞાનરૂપ શુભ મતિએ સંપન્ન અને સંસારસાગર તરવામાંજ એક ઉપયોગી કર્મયોગાદિરૂપ ધર્મની અભિવૃદ્ધિની આકાંક્ષાવાળા પુરૂષોએ વિશેષપણે સેવેલું, માટેજ પૃથ્વી ઉપર પુણ્ય-પોતે સ્વરૂપથી પવિત્ર અને મહાપુરૂષના સેવનથી પવિત્ર કરનારૂં કુરૂક્ષેત્ર નામનું પ્રખ્યાત એક તીર્થ છે ॥૨૩॥ એવા પુણ્ય ક્ષેત્રમાં સ્વધર્મ અને તેના કાર્યભૂત જ્ઞાન વૈરાગ્ય અને તેના કાર્યભૂત શાંતિ વિગેરે સદ્‌ગુણોએ સંપન્ન, માટેજ આવી સાધનસંપત્તિથી શ્રીહરિના મહાન્ ભક્ત-એકાંતિક ભક્તિમાં રસિક સુવ્રત નામના બ્રહ્મર્ષિ ઉત્પન્ન થયા હતા ॥૨૪॥ જે સુવ્રત મુનિએ, જેની આજ્ઞામાં સૂર્ય ચંદ્ર વાયુ વિગેરે વશ વર્તે છે, એવા પણ ભગવાન શ્રીહરિને પરાભક્તિથી વશ કર્યા હતા. અને વશ થએલા ભગવાન પ્રતિદિન અર્પણ કરેલા પત્ર પુષ્પ ફળાદિક સમગ્ર પૂજા સામગ્રીને પ્રત્યક્ષ-સાક્ષાત્ પોતાનાજ દિવ્યરૂપથી સન્નિધિ પામીને સ્વીકાર કરે છે. આ અર્થ 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति' આ ગીતા શ્લોકમાં સ્પષ્ટ કર્યો છે. આ શ્લોકથી સુવ્રતમુનિની ભક્તિનો ઉત્કર્ષ કહ્યો. ॥૨૫॥ હવે જ્ઞાનનો ઉત્કર્ષ કહે છે-જે સુવ્રતમુનિ શ્રીહરિના પ્રસાદથીજ ભૂત ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળનું જ્ઞાન પામ્યા હતા. ( એટલુંજ નહિ પણ સમગ્ર તત્ત્વ જ્ઞાનને પણ પામ્યા હતા ) 'प्रसादादेव' આ પદથી જે જ્ઞાન પોતાના પ્રયત્નરૂપ અભ્યાસથી મેળવ્યું હોય તેની અપેક્ષાએ જે જ્ઞાન પ્રભુપ્રસાદથી મળ્યું હોય તેની વિલક્ષણતા જણાવી છે. એટલે જ્ઞાનની અતિશય શુદ્ધિ સૂચવી છે. પ્રભુપ્રસન્નતાથી મળેલું જ્ઞાન શુદ્ધ હોય છે અને સ્વસાધનથી મેળવેલું જ્ઞાન તેવું વિશુદ્ધ હોતું નથી. એ રીતે નિરતિશય જ્ઞાને સંપન્ન છે. તથાપિ જેમ અરણીમાં ગૂઢપણે રહેલો અગ્નિ સર્વ કોઈ જાણી શકતા નથી, તેમ જેનો જ્ઞાનાતિશય સર્વ કોઈ જાણી

**यस्य भगवद्भक्तैर्विशुद्धधिषणैर्नृभिः ॥२६॥ सोऽन्तर्हिते भगवति हरौ गुर्वाज्ञया मुनिः । तीर्थानि व्यचरद्भूमावजानान् सद्धर्मं दर्शयन् ॥२७॥ वृन्दावनं स काशीं च गत्वा तीर्थविधौ रतः । प्राप-**

શકતા નથી, પરંતુ વિશુદ્ધ બુદ્ધિવાળા ભગવદ્ભક્ત મનુષ્યોજ 'આ આવા છે' એમ જાણી શકે છે આ સ્થળે 'पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत्' આ શ્રુતિનો અર્થ સ્મરણ કરી આપ્યો છે અથવા-વિશુદ્ધ બુદ્ધિવાળા અને ભગવાનમા ભક્તિવાળા મનુષ્યોએ જે ભગવાન તત્ત્વથી જાણી શકાય છે આ અર્થ 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन । ज्ञातुं' આ વચનથી ભગવાનેજ ગીતામા કહ્યો છે માટે જે ભગવાન છે તે તો એક ભક્તિથીજ વેદ્ય છે, તેમનાજ પ્રસાદથી ત્રિકાળ જ્ઞાનને પામ્યા હતા એવો એક અન્વય કરીને અર્થ કરવો ॥૨૬॥ ભગવાન શ્રીહરિ સ્વેચ્છાથી અતર્ધાન થયા પછી સુવ્રતમુનિ પોતાના ગુરૂ શતાનંદમુનિની આજ્ઞાથી પૃથ્વી ઉપર અજ્ઞ-સાક્ષાત્ ભગવાનના સ્વરૂપને નહિ જાણનારા જનોને સદ્ધર્મ-જેનાથી ભવાટવીમાથી નિકળીને પોતાના નિવાસસ્થાનભૂત પરમાત્માને પામે એવો સન્માર્ગ બતાવા માટે તીર્થોમા સમડળ વિચરતા હતા તાત્પર્ય એ છે કે-સર્વ કોઈ મનુષ્યો ભવાટવીમા પડેલા, વિષયરૂપ વિષવૃક્ષની છાયામા રમણ કરતા, તેના વિષમય ફળોનેજ આસ્વાદ લઇને મૂર્છાને પામેલા અને વારંવાર જન્મમરણરૂપ શ્વાસ ઉચ્છ્વાસમાત્ર ચેષ્ટાવાળા હોઇને 'અમે કોણ છીએ, ક્યા પડ્યા છીએ, અમારૂં નિવાસ સ્થાન કોણ છે અને તેને પામવાનો માર્ગ કયો છે' એવો વિચાર કરવાનેપણ અસમર્થ છે કોઈ વિરલો સુકૃતશાલી પુરૂષ તીર્થમા નિવાસ પામીને તીર્થના માહાત્મ્યથી અતિશય સુકૃતને વધારીને પોતાના આત્માને ભવાટવીમા પડેલો જાણીને સારો માર્ગ ગોતવામા તત્પર હોય છે માટે સન્માર્ગને નહિ જાણતા હોવાથી તેને ગોતવા માટે તત્પર થએલાઓને સદ્ધર્મનો ઉપદેશ કરવા કૃપાથી તીર્થમાં વિચરતા હતા કોઈ એક પણ મુમુક્ષુ અત્ર મળી આવે તો તેને સદ્ધર્મનો સદ્બોધ આપી તેનો ભવાટવીમાથી મોક્ષ કરીને અમે કૃતાર્થ થઇએ એવા શુભ અભિપ્રાયથી તીર્થવિચરણ હતું ॥૨૭॥ સુવ્રતમુનિ કાશી વૃદાવન

जगन्नाथपुरीमुपकण्ठे महोदधेः ॥२८॥ दत्ते यत्र स्वभक्तेभ्यः कृष्णः साक्षात्स्वदर्शनम् । पृथिव्यां नोपमा यस्याः प्रतापातिशयाद्धरेः ॥२९॥ यत्र पञ्चसु कालेषु प्रातरादिषु चान्वहम् । जायते वासुदेवस्य महानेवार्चनोत्सवः ॥३०॥ तत्क्षेत्रदर्शनप्राप्तपरमानन्द आत्मनः । आवासमकरोत्तत्र चक्रतीर्थेऽतिपावने ॥३१॥ प्रत्यहं पञ्चकालं च श्रीजगन्नाथदर्शनम् । चकार पालयन् धर्मं भक्तिं च

विगेरे तीर्थोने पामीने तेमां करवापणे कहेला उपवासादिक विधिमां तत्पर थया. यद्यपि पोताने तीर्थे विधिनी कशी अपेक्षा नथी परन्तु 'जोषयेत्सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन्' आमां कह्या प्रमाणे बीजाओने ग्रहण कराववा तीर्थ विधिमां तत्पर थया अथवा-तीर्थे-परिशुद्ध एवा विधिमां तत्पर एवो अर्थ करवो परिशुद्ध विधितो जपयज्ञ जाणवो बीजा विधिओमा तो बीजुं कशुं नहि तो छेवटे बीलेपमर्दरूप प्राणिपीडा पण अपरिहार्य होवाथी अशुद्ध छे. जपयज्ञमां तो कशी तेवी प्राणिपीडा लेशपण नथी माटेज भगवाने 'यज्ञाना जपयज्ञोऽस्मि' एम जपयज्ञनुं श्रेष्ठपणुं कह्युं छे एवा तीर्थविधिमा तत्पर थएला सुव्रतमुनि पूर्वसागरना समीपमा रहेली जगन्नाथ नामनी प्रसिद्ध पुरीने पाम्या ॥२८॥ बे श्लोकथी पुरीने वर्णवे छे-जे पुरीमां प्रतिमारूपे रहेला श्रीकृष्ण भगवान् पोताना एकांतिक भक्तोने साक्षात्-पोतानाज दिव्य रूपथी दर्शन दे छे जे पुरीने श्रीहरिना अतिशय प्रतापने लीधे पृथ्वी उपर बीजा कोइनी उपमाज नथी जे पुरीमां प्रतिदिन प्रातः-संगव-मध्याह्न-अपराह्न अने सायं आ पांच समयमां जगन्नाथ नामना अर्चावताररूप वासुदेव भगवाननी पूजानो मोटो उत्सव थाय छे ॥२९-३०॥ एवा पवित्र क्षेत्रना दर्शन मात्रथी परमानंदने पामेला सुव्रतमुनि ते पुरीमांज वर्तता अत्यंत पवित्र चक्रतीर्थ नामना स्थानमां पोते निवास करीने रह्या ॥३१॥ प्रतिदिन पांचेय समयमां श्रीजगन्नाथ भगवानना दर्शन करता अने स्वोचित धर्मे सहित भगवाननी श्रवणादि नवधा भक्तिमां तत्पर अने पोतानी पासे आवता मुमुक्षु मनुष्योने अहिंसादि स्वधर्म अने प्रत्यक्ष भगवाननी भ-

नवधा हरेः ॥३२॥ प्राप्तेभ्यः स्वान्तिकं नृभ्यो मुमुक्षुभ्य उपादिशत् । कृष्णभक्तिं स्वधर्मं च निर्मानो विजितेन्द्रियः ॥३३॥ तत्रागतोऽभूद्राजर्षिर्गुर्जराणामधीश्वरः । नाम्ना प्रतापसिंहश्च त्यक्तराज्यो विरागवान् ॥३४॥ धर्मी कृष्णस्य भक्तश्च तत्प्रत्यक्षेक्षणोत्सुकः । अवसत्सोऽपि तत्रैव तीर्थे सत्सङ्गलालसः ॥३५॥ स एकदा तमद्राक्षीदासीनं कौश आसने । बोधयन्तं मुमुक्षून् नृन् कृष्णमाहात्म्यमादरात् ॥३६॥ तपस्विनं प्रशान्तं च स्वधर्मस्थं शुचिं

क्तिनो ઉપદેશ કરતા સુવ્રતમુનિએ નિર્માન અને જીતેન્દ્રિય થઇને ત્યાંજ નિવાસ કર્યો ॥૩૨-૩૩॥ હવે **શ્રોતાની** શુદ્ધિ કહેવા પૂર્વક વક્તા શ્રોતાના સંવાદનો પ્રસ્તાવ કરે છે-નામથી **પ્રતાપસિંહ** તેમજ અર્થથી પણ પ્રતાપસિંહ. ( સિંહ જેવા મહા પ્રતાપી ) માટેજ શત્રુના ભયથી નહિ પણ વૈરાગ્યના વેગથી પ્રત્યક્ષ પ્રભુની પ્રાપ્તિ સારૂ જેણે રાજ્યનો ત્યાગ કર્યો છે માટેજ **રાજર્ષિ**-રાજા હોવા છતા પણ રૂષિ ધર્મમાં વર્તતા, ગુજરાત દેશ વિશેષના અધિપતિ એજ જગન્નાથપુરીમાં આવ્યા ॥૩૪॥ પ્રતાપસિંહ રાજા વર્ણાશ્રમોચિત સ્વધર્મના પ્રતિદિન પાલનથી નિર્મળ અંત કરણવાળા થઇને, એથીજ ભગવાનમાં ભક્તિનિષ્ઠાને પામીને, માટેજ ભગવાનનો સાક્ષાત્કાર કરવામા અતિશય ઉત્સાહવાળા અને તેવાજ ઉત્સાહ વડે 'સત્સંગથી ભગવાનનો સાક્ષાત્કાર લાભ થાય છે' એવી લાલસાથી જ્યા સુવ્રતમુનિ આવીને રહ્યા હતા એજ ચક્રતીર્થમા આવીને રહ્યા ॥૩૫॥ રાજર્ષિએ એક સમયમાં ત્યા રહેલા સુવ્રતમુનિને દર્ભની સાદડી ઉપર બેસીને મુમુક્ષુ મનુષ્યોને પરમ આદરથી સાક્ષાત્ શ્રીહરિકૃષ્ણના અતિશય મહિમાનો બોધ આપતા જોયા મુનિને મુમુક્ષુ ઉપર **અતિ આદર** હતો, કેમકે માયાથી મોહિત થએલા આ જગતમા મુમુક્ષુ શ્રોતા મળવો દુર્લભ છે તેમજ શ્રીકૃષ્ણના બોધ કરાતા મહિમામા પણ અતિ આદર હતો આ ઉપરથી જીજ્ઞાસુ રાજાને પ્રશ્ન પુછવાનો અવસર પ્રાપ્ત થએલો જણાવ્યો છે ॥૩૬॥ સુવ્રતઋષિનું બ્રહ્મદર્શિપણું જણાવનારા વિશેષો નિરૂપણ કરવા પૂર્વક રાજર્ષિનું મુનિ સન્મુખ આવવુ ત્રણ શ્લોકથી કહેછે—**શુચિ**-સાત્વિક આહારનુ સેવનાદિ

मृदुम् । पालयन्तं ब्रह्मचर्यं तितिक्षुं सिद्धयोगिनम् ॥३७॥ विवेकवैराग्ययुतं जितान्तर्वैरिणं स्थिरम् । आत्मनिष्ठं वैष्णवेन्द्रं पटुं मद्धर्मबोधने ॥३८॥ साधुलक्षणसम्पन्नं पूर्णकाममवेत्य तम् । विन-

---

રૂપ બાહ્ય શૌચે યુક્ત, **સ્વધર્મસ્થ**-વર્ણાશ્રમ વિહિત કર્માનુષ્ઠાનમાં તત્પર, **તપસ્વી**-શીતોષ્ણાદિ દ્વંદ્વનું સહન અને કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપે યુક્ત, શાસ્ત્રજન્ય સદસદ્વિવેક અને તેથી થએલા વૈરાગ્યે યુક્ત, પૂર્વોક્ત શૌચાદિ અને વૈરાગ્યાદિ સાધનો વડે રાગદ્વેષાદિ અંતઃશત્રુઓ જેણે જીત્યા છે, માટેજ **પ્રશાંત**-અતિશય શાંત એટલે બાહ્ય આંતર ઇન્દ્રિયો જેણે જીતી છે, બ્રહ્મચર્યને પાળન કરનારા (જેની સર્વ ઇષિણાઓ નિવૃત્તિ પામી છે) અર્થાત્ ઉપરત, (આ સ્થળે 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' આ શ્રુતિનો અર્થ સ્મરણ કરાવ્યો છે.) **તિતિક્ષુ**-માન અપમાન નિંદા સ્તુતિ આદિકને સહન કરવાના સ્વભાવવાળા, **સ્થિર**-સમાહિત, ('प्रशांत' ઇત્યાદિક પદથી 'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा' આ શ્રુતિનો અર્થ સ્મરણ કરાવ્યો છે.) શમદમાદિ સાધન સંપત્તિના બળથી **આત્મનિષ્ઠ**-પરમાત્માવિષે નિષ્ઠાવાળા, અથવા-પરમાત્માત્મક સ્વાત્મસ્વરૂપમાં દર્શનરૂપ નિષ્ઠાવાળા, (આ પદથી 'आत्मन्येवात्मानं पश्येत्' આ શ્રુતિનો અર્થ સ્મરણ કરાવ્યો છે.) **વૈષ્ણવેન્દ્ર**-અંતર્યામી પરબ્રહ્મ સર્વસ્વામી પરમાત્માનું સ્વામિપણે અનુસંધાન કરવા પૂર્વક પોતાના આત્માને તેમના સહજ દાસ સ્વરૂપે જોનારા અર્થાત્ પરમાત્માને સ્વામીપણે અને પોતાને સેવકપણે અનુસંધાન કરનારા, (આ પદથી આત્મનિષ્ઠામાં વિશેષ બતાવ્યો છે.) **સિદ્ધયોગી**-નિષ્પન્નયોગી, (આટલાં પદથી બ્રહ્મદર્શિપણું કહ્યું. હવે ગુરુના શિષ્યોએ સુખેથી સન્મુખ ગમન કરવામાં ઉપયોગી ગુણો બે પદથી કહેછે) **મૃદુ**-મૃદુભાષી એટલે ઉપદેશ કરવા યોગ્ય અર્થો દુર્ગ્રહ હોવાથી શિષ્યો વારે વારે પ્રશ્ન પુછે તથાપિ ક્રોધ નહિ કરવાના સ્વભાવવાળા અને **સદ્ધર્મ**-પારમૈકાંતિક ધર્મ-ઉપાસન-ભજન-શરણાગતિરૂપ ધર્મનો બોધ આપવામાં સમર્થ. એ રીતે **સાધુ**-બ્રહ્મદર્શિનાં લક્ષણોએ સંપન્ન સુવ્રતમુનિને પૂર્વોક્ત ચિહ્નોવડે **પૂર્ણકામ**-આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરેલો હોવાથી અવાપ્ત સમસ્ત

येनोपसाद्याथ प्रणम्योवाच भूपतिः ॥३९॥ मुनिवर्य ! प्रपन्नोऽस्मि त्वामहं साधुलक्षणम् । मुच्येय संसृतेर्येन तन्मे त्वं वक्तुमर्हसि ॥४०॥ इति पृष्टः स विप्रर्षिर्मानयित्वा तमादरात् । उवाच नृपतिं प्रीतो मुमुक्षुजनवल्लभः ॥४१॥ साधु पृष्टं त्वया भूप ! यतोऽस्ति

કામવાળા જાણીને પ્રતાપસિંહ રાજર્ષિ વિનય પૂર્વક શરણે જઇને (આ પદથી 'स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं' આ શ્રુતિનો અર્થ સ્મરણ કરાવ્યો છે ) પ્રણામ કરીને એવી રીતે બોલ્યા કે-॥૩૭-૩૮-૩૯॥ હે મુનિવર્ય! સાધુ-ભગવાનના એકાંતિક ભક્ત બ્રહ્મદર્શીનાં લક્ષણવાળા તમારા શરણને હું પામ્યો છું. જે ઉપાય યોજવાથી જન્મ મૃત્યુના પ્રવાહરૂપ સંસૃતિમાંથી મુક્ત થઉં એવો ઉપાય શરણાગત મને કહેવાને તમો યોગ્ય છો. અર્થાત્ મુમુક્ષુ જીવોનું ઉજ્જીવન કરવાનીજ એક પ્રવૃત્તિવાળા અને પરમાત્માના સાક્ષાત્કારવાળા તમો છો માટે તમોજ કહેવાને યોગ્ય છો બીજો કોઈ નથી ॥૪૦॥ એ રીતે પુછેલા, મુમુક્ષુજનો જેને વહાલા છે એવા વિપ્રર્ષિ ( સુવ્રતમુનિ ) પ્રશ્ન પુછવાથી, મનોરથની સિદ્ધિ મળતાં જેમ પ્રસન્ન થાય તેમ પ્રસન્ન થઇને મુમુક્ષુ જીજ્ઞાસુ રાજાને 'સંસૃતિમાં આવો જીજ્ઞાસુ ક્યાંથી મળે' એમ બહુ માન પૂર્વક જોઇને આદરથી બોલ્યા. 'आदरात्' આ પદથી શિષ્યના શિષ્યલક્ષણની પરિપૂર્તિ અને આચાર્યની અતિશય કૃપા સૂચવી છે. જેમાં સપૂર્ણ શિષ્યલક્ષણ હોય તેની ઉપર ગુરૂનો આદર અને કૃપા થાય છે. ગુરૂઓ શરણાગતિ માત્રથી એકદમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા નથી. પ્રજાપતિએ પરવિદ્યા પ્રાપ્તિ માટે પોતાની પાસે આવેલા ઇન્દ્રની બત્રીશ વર્ષસુધી બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા કરીને પરીક્ષા કરી હતી, આ રાજર્ષિનીતો બીજી પરીક્ષાની અપેક્ષા વિના શરણાગતિ નિષ્ઠા 'मुनिवर्य ! प्रपन्नोऽस्मि' આ પદથી પ્રકટ કરી છે, માટે શિષ્યલક્ષણની પરિપૂર્તિ સિદ્ધ થાય છે. અને ગુરૂ સુવ્રતમુનિ પણ બીજાના ત્રિવિધ તાપ નહિ સહન કરી શકતા હોવાથી તેમનો કૃપાતિશય સ્પષ્ટ થાય છે, માટેજ આ સ્થળે 'आदरादुवाच' એમ કહે છે. ॥૪૧॥ હે રાજન્! તમોએ જે આ મુક્તિનું સાધન પુછયું તેજ સાધુ-અતિશય યુક્ત છે, કારણકે આ તો આત્માના હિ-

द्धितमात्मनः । कार्यं नृदेहेनैतद्धि यद्विमुच्येत संसृतेः ॥४२॥ कृष्णस्यास्य जगन्नाथनाम्नो नवविधां नृप ! । कुरु भक्तिं तयैव त्वं प्राप्स्यसे श्रेय ईप्सितम् ॥४३॥ इत्युक्तः शिरसाऽऽदाय तद्वाक्यं स तथाऽकरोत् । समागमं च निश्छद्म मुनेस्तस्यानुवासरम् ॥४४॥ इत्थं हि भजतः कृष्णं तस्यासीन्निर्मला मतिः । ततो मुनिमवे-

---

તને કરનારૂં છે. તે શ્રુતિમાં કહ્યું છે—'श्रेयश्च प्रेयश्च मनुष्यमेतः तौ सम्परीत्य विविनक्ति धीरः । श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥ तयोः श्रेय आददानस्य साधु भवति' ( શ્રેય-મોક્ષ અને પ્રેય-આ લોકના કામો મનુષ્યને પામે છે. તે બન્નેને હંસ જેમ ક્ષીરનીરનો વિવેક કરી જુદા કરે છે તેમ ધીર પુરૂષ સારો વિચાર કરીને જુદા કરે છે એટલે ગુણદોષના જ્ઞાનથી ત્યાજ્ય ઉપાદેય ભેદને જાણે છે. તેમાં ધીર પુરૂષ પ્રેયનો પરિત્યાગ કરીને તેની અપેક્ષાએ શ્રેષ્ઠ શ્રેય-આત્મહિતને વરે છે અને મંદતો યોગક્ષેમ નિમિત્તે પ્રેયને વરે છે. તેમાં શ્રેય-મોક્ષ માટે પ્રયત્ન કરનારાનું સાધુ-ભદ્ર થાય છે) સંસૃતિમાંથી મુક્તિ મેળવવી તેજ મનુષ્ય દેહથી કર્તવ્ય છે. એટલે પરમ પ્રયોજન છે. યદ્યપિ પશુયોનિથકી મનુષ્યયોનિનો પારલૌકિક સ્વર્ગાદિ અભ્યુદયસાધનના અનુષ્ઠાનરૂપ વિશેષ છે. તથાપિ જો પારલૌકિક અભ્યુદયનું બરાબર નિરૂપણ કરીએ તો ઇન્દ્રિયોને લાડ લડાવવા સીવાય કશો તેમાં વિશેષ નથી, માટે મૈથુનાદિ આનંદવાળા પશુઓથકી મનુષ્યયોનીની કશી અધિકતા નથી, માટે જ આ સ્થળે મનુષ્ય દેહનું પરમ પ્રયોજન જે મુક્તિ મેળવવી એજ છે એમ नृदेहेनैतद्धि" આ પદથી સ્પષ્ટ કહે છે. ॥૪૨॥ હે રાજન્ ! આ પુરીમાં અર્ચાવતારથી રહેલા જગન્નાથ નામના ભગવાન્ શ્રીકૃષ્ણની શ્રવણાદિ નવ લક્ષણવાળી ભક્તિ કરો. ભક્તિ કરવાથીજ ઇચ્છિત મુક્તિરૂપી શ્રેય અથવા મુક્તિના સાધનની સંપત્તિરૂપ શ્રેયને પામશો ॥૪૩॥ એ રીતે મુનિએ ઉપદેશ આપેલા રાજા મુનિનું વચન અતિ આદરથી માથે ચઢાવીને, પ્રતિદિન તેમનો નિષ્કપટ ભાવથી સમાગમ કરવા પૂર્વક તેમના ઉપદેશો શ્રવણ કરીને, મુનિના કહેવા મુજબ શ્રીકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. ॥૪૪॥ પૂર્વોક્ત

द्राजा साक्षाच्छ्रीकृष्णसेविनम् ॥४५॥ अथ प्रणम्य तं भूयः प्रोवाच प्राञ्जलिर्नृपः । त्वं साक्षात्कृष्णसेवीति विप्रर्षे ! प्रतिभाति मे ॥४६॥ भाषते हि त्वया कृष्णो भुङ्क्ते चान्नं त्वयार्पितम् । इत्थं हि भाति मे चिह्नैस्तव लोकविलक्षणैः ॥४७॥ समर्थोऽसि ततो ब्रह्मन्मय्यपि त्वमनुग्रहम् । कर्तुमर्हसि येनाहं साक्षाद्वीक्षेय तं प्रभुम् ॥४८॥ एवमुक्तो नृपेणोचे सुव्रतः प्रीतिमान्स तम् । अतीव

પ્રકારે ભગવાનને ભજતા રાજા પ્રતાપસિંહની મતિ-મન જ્યારે શ્રવણાદિ ભક્તિ કરીને કામક્રોધાદિ કલુષતાથી રહિત થવાથી નિર્મળ થઈ ત્યારે સુવ્રતમુનિને અર્ચાના વ્યવધાન વિના પ્રત્યક્ષ પોતાનાજ રૂપથી સમીપમાં વર્તતા સાક્ષાત્ શ્રીકૃષ્ણની આસન-અર્ઘ્ય-પાદ્ય-આચમન આદિ ઉપચારો અર્પણ કરવારૂપ સેવાને કરતા તે તે ચિહ્નોવડે જાણ્યા ॥૪૫॥ મુનિનો અસાધારણ મહિમા જાણ્યા પછી તત્કાળ આશ્ચર્ય પામીને, અત્યધિક ભક્તિભાવથી મુનિને વારંવાર પ્રણામ કરીને, બે હાથ જોડીને રાજા બોલ્યા કે-હે બ્રહ્મર્ષિ ! તમારે વિષે લોક વિલક્ષણ લક્ષણો દેખાય છે. ભગવાનની પૂજા કરતા સર્વ કોઈ જનોમાં તમારા જેવાં લક્ષણો લક્ષિત થતાં નથી. પૂજાસમયમાં તમારો જે સભાષણાદિ વ્યાપાર છે તે પૂજાસ્વીકાર કરવા માટે સન્મુખ સન્નિધિ પામેલા ભગવાનને જણાવે છે, માટે આવાં લોક વિલક્ષણ ચિહ્નોવડે તમારી સાથે ભગવાન્ સ્વયં બોલે છે અને તમોએ અર્પેલા અન્નાદિ આહારને આરોગે છે એમ મને જણાય છે, માટે બીજાઓની પેઠે તમો ભગવાનને સેવતા નથી પરંતુ સાક્ષાત્ સેવો છો એમ હું નિશ્ચયથી માનું છું. ॥૪૬-૪૭॥ હે બ્રહ્મન્ ! તમો પ્રત્યક્ષ શ્રીકૃષ્ણના ઉપાસક છો, માટે જેણે કરીને હું તમારી પેઠેજ સપર્યાસમયમાં પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન પામુ એવો અનુગ્રહ આપના આશ્રિત મારી ઉપર કરવાને યોગ્ય છો. 'આનું ફળ તો ભગવાનનીજ કૃપાથી મળે છે તે મારાથી કેમ બની શકે?' એમ કહેશો નહિ; કેમકે તમો સમર્થ છો એટલે ભગવાનની કૃપા મેળવી આપવામાં પણ તમોજ સમર્થ છો. ॥૪૮॥ એ રીતે રાજાએ પુછેલા સુવ્રતમુનિ, રાજા ઉપર તેમનો અતિશય આદર જોઇને બહુ રાજી થઇને બોલ્યા કે-હે રાજન્ ! પરમાત્માનાં પ્र-

दुर्लभं नृणां साक्षात्कृष्णेक्षणं नृप ! ॥४९॥ एतदर्थं जहू राज्यं महान्तश्चक्रवर्तिनः । उग्रं तपश्च कुर्वन्ति त्यक्तगेहा विवेकिनः ॥५०॥ धर्मज्ञानविरागादिसाधनानां च सत्फलम् । एतदेवोदितं सद्भिर्यत्साक्षाद्विष्णुतोषणम् ॥५१॥ तथापि स्वेच्छया यर्हि स धर्म

ત્યક્ષ દર્શન આજ મનુષ્ય શરીરથી અને આજ નેત્રથી થવાં તો અત્યંત દુ-ર્લભ છે. ચક્રવર્તી મોટા મોટા રાજાઓ પણ સત્ અસતના વિવેકવાળા થ-ઇને પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન માટે રાજ્યનો ત્યાગ કરીને અને ગૃહ ( સ્ત્રી )નો પણ ત્યાગ કરીને અતીત અનેક વર્ષો સુધી કેવળ જળપાન-વાયુભક્ષણ અને પત્રાદિ ભક્ષણથી સિદ્ધ કરવા યોગ્ય ઉગ્ર તપશ્ચર્યા અદ્યાપિ કરે છે પણ ફળ ( પ્રત્યક્ષદર્શનરૂપ ) પામ્યા નથી, માટે ઉગ્ર તપથી પણ પ્રત્યક્ષ દર્શન દુર્લભ છે. આગળ જે પ્રત્યક્ષ દર્શનનો ઉપાય કહેશે તેમાં અતિશય આદર ઉત્પન્ન કરવા બીજા ઉપાયોથી પ્રત્યક્ષ દર્શનનું દુષ્કરપણું આ શ્લો-કથી કહ્યું છે. ॥૪૯-૫૦॥ પ્રત્યક્ષ દર્શન દુર્લભ હોય તો તેનાથી શું નિવૃત્તિ પામવું ? નહિ નિવૃત્તિ પામવું, સ્વધર્મ આત્મજ્ઞાન અને વિષય વિરક્તિ વિ-ગેરે સાધનોનું ઉત્કૃષ્ટ ફળ નારદાદિ સત્પુરૂષોએ આજ કહ્યું છે. શું ? તો જે પ્રત્યક્ષ વિષ્ણુની પ્રસન્નતા, એટલે પ્રસન્ન થઇને પોતાનાં પ્રત્યક્ષ દર્શન આપે અને તેમની પરિચર્યા પ્રાપ્ત થાય. પરમેશ્વરનું પ્રત્યક્ષપણું નહિ સિદ્ધ કરી શકનારા કેવળ ધર્મ જ્ઞાન વૈરાગ્યવડે જે ફળ સિદ્ધ થાય છે તે ઉત્કૃષ્ટ

च सतोऽवितुम् । हन्तुं च तद्द्रुहो भूमौ जायते तर्हि दृश्यते ॥५२॥ साक्षाद्दृश्योऽपि सर्वेषामेष वै भगवान् स्वयम् । इति तु ज्ञायते कैश्चिन्न तु सर्वैर्नराकृतिः ॥५३॥ जातोऽभूत् साम्प्रतं भूमौ कोसलेषूत्तरेषु सः । भक्तौ धर्माद्धरिरिति प्रसिद्धः सारवो द्विजः ॥५४॥ साक्षात्स मां हि मिलितोऽनुग्रहं कृतवान्मयि । तेन तं सर्वदा राजन्! वीक्षे निजदृशोऽग्रतः ॥५५॥ जनमङ्गलमूर्तिः स

ક્ષણ માટેજ. એ રીતે અવતરણમાં નિમિત્ત અને પ્રયોજન કહ્યું ॥૫૨॥ અવતરણ સમયમાં પરમાત્મા પોતાનાજ રૂપથી સર્વ મનુષ્યોને પ્રત્યક્ષ નયનગોચર વર્તે છે તથાપિ 'આ નિશ્ચે ભગવાન્ છે' એમ તો સર્વ કોઈ જાણતા નથી, કેમકે પાપદૂષિત ચિત્તવાળા હોવાથી નરાકૃતિત્વ માત્રથી ભગવાનને પોતાને સજાતીય સમઝે છે. 'નરાકૃતિ છતાં પણ આ સાક્ષાત્ ભગવાન્ છે', એમ તો કોઈ સુકૃતાતિશયશાળી વિરલા ( એકાંતિકના સમાગમથી જેને ભગવાનનું માહાત્મ્ય જ્ઞાન દૃઢ થયું હોય એવા) જનો જાણે છે. તે ગીતામાં કહ્યું છે 'न मां दुष्कृतिनो मूढा' 'अवजानन्ति मां मूढा' 'अव्यक्तं व्यक्तिमापन्नं' 'महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः । भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्' ઇત્યાદિ ॥૫૩॥ પૂર્વોક્ત અવતારો તો દેશ કાળથી વિદૂર રહેલા હોવાથી અપરોક્ષ અનુભવની આકાંક્ષાવાળા અમોને તે ક્યાંથી ઉપકાર કરનારા થાય? એવી અપેક્ષામાં કહે છે—હમણાંજ સમીપ સમયમાં પૃથ્વી ઉપર ઉત્તર કોસલ દેશમાં સરવરીયા વિપ્રના વંશમાં ધર્મદેવથકી તેમની પત્ની ભક્તિદેવીમાં તેજ શ્રીકૃષ્ણ હરિનામથી પ્રસિદ્ધ પ્રકટ થયા હતા ॥૫૪॥ હે રાજન્! તે પ્રત્યક્ષ શ્રીહરિ મને મળ્યા હતા અને તેમના ચરણ કમળની પરિચર્યા પણ બહુ દિવસ કરી છે. તેમણે મારી ઉપર 'જ્યારે દેશ કાળથી વિદૂર રહેલા પણ મારે વિષે પરમ પ્રેમથી મારી સેવાની આકાંક્ષા કરશો ત્યારે હું આજ દિવ્યરૂપથી સન્નિધિ પામીને સપર્યા સ્વીકાર કરીશ' એવો અનુગ્રહ કર્યો છે. એવા અનુગ્રહને લીધે ભક્તાધીન ભગવાનનું પરમ પ્રેમથી સ્મરણ કરતાં તેજ ક્ષણમાં ભગવાનને મારી દૃષ્ટિ આગળ સર્વદા સાક્ષાત્ જોઉં છું. ॥૫૫॥ મનુ-

दुर्लभं नृणां साक्षात्कृष्णेक्षणं नृप ! ॥४९॥ एतदर्थं जहू राज्यं महान्तश्चक्रवर्तिनः । उग्रं तपश्च कुर्वन्ति त्यक्तगेहा विवेकिनः ॥५०॥ धर्मज्ञानविरागादिसाधनानां च सत्फलम् । एतदेवोदितं सद्भिर्यत्साक्षाद्विष्णुतोषणम् ॥५१॥ तथापि स्वेच्छया यर्हि स धर्म

ત્યક્ષ દર્શન આજ મનુષ્ય શરીરથી અને આજ નેત્રથી થવાં તો અત્યંત દુર્લભ છે. ચક્રવર્તી મોટા મોટા રાજાઓ પણ સત્ અસતના વિવેકવાળા થઇને પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન માટે રાજ્યનો ત્યાગ કરીને અને ગૃહ ( સ્ત્રી )નો પણ ત્યાગ કરીને અતીત અનેક વર્ષો સુધી કેવળ જળપાન-વાયુભક્ષણ અને પત્રાદિ ભક્ષણથી સિદ્ધ કરવા યોગ્ય ઉગ્ર તપશ્ચર્યા અદ્યાપિ કરે છે પણ ફળ ( પ્રત્યક્ષદર્શનરૂપ ) પામ્યા નથી, માટે ઉગ્ર તપથી પણ પ્રત્યક્ષ દર્શન દુર્લભ છે. આગળ જે પ્રત્યક્ષ દર્શનનો ઉપાય કહેશે તેમાં અતિશય આદર ઉત્પન્ન કરવા બીજા ઉપાયોથી પ્રત્યક્ષ દર્શનનું દુષ્કરપણું આ શ્લોકથી કહ્યું છે. ॥૪૯-૫૦॥ પ્રત્યક્ષ દર્શન દુર્લભ હોય તો તેનાથી શું નિવૃત્તિ પામવું ? નહિ નિવૃત્તિ પામવું, સ્વધર્મ આત્મજ્ઞાન અને વિષય વિરક્તિ વિગેરે સાધનોનું ઉત્કૃષ્ટ ફળ નારદાદિ સત્પુરૂષોએ આજ કહ્યું છે. શું ? તો જે પ્રત્યક્ષ વિષ્ણુની પ્રસન્નતા, એટલે પ્રસન્ન થઇને પોતાનાં પ્રત્યક્ષ દર્શન આપે અને તેમની પરિચર્યા પ્રાપ્ત થાય. પરમેશ્વરનું પ્રત્યક્ષપણું નહિ સિદ્ધ કરી શકનારા કેવળ ધર્મ જ્ઞાન વૈરાગ્યવડે જે ફળ સિદ્ધ થાય છે તે ઉત્કૃષ્ટ નથીઃ પૂર્વોક્ત પ્રત્યક્ષજ ઉત્કૃષ્ટ ફળ છે. માટે ધર્મ જ્ઞાન વૈરાગ્યે સંપન્ન એવો કયો પુરૂષ તેની સ્પૃહા ન કરે ? સર્વ કોઈ કરે. અને સાધનની દુર્લભતા વિચારીને કયો પુરૂષ નિવૃત્તિ પામે? કોઈપણ નજ પામે. ફક્ત સુકર ઉપાયને ગોતે છે. ॥૫૧॥ હવે સુકર ઉપાય કહેવાનો ઉપક્રમ કરે છે—યદ્યપિ ભગવાન્ દૃષ્ટિને અગોચર છે તથાપિ જ્યારે સદ્ધર્મ અને સદ્ધર્મનિષ્ઠ સાધુઓની રક્ષા કરવા અને તે એના દ્રોહી દુર્જનોનો નાશ કરવા ભૂમિ ઉપર સ્વેચ્છાથી અવતરે છે ત્યારે તો સર્વજનોને દૃષ્ટિગોચર થાય છે. ભગવાન્ અજન્મા હોવા છતાં જન્મ ધારે છે, તેમાં જીવોની પેઠે કર્મે કરીને નહિ પરંતુ સ્વેચ્છાથીજ, તેમજ કર્મ ફળ ભોગવવા નહિ પણ સદ્ધર્માદિક સંર-

च सतोऽवितुम् । हन्तुं च तद्गुहो भूमौ जायते तर्हि दृश्यते ॥५२॥ साक्षाद्दृश्योऽपि सर्वेषामेष वै भगवान् स्वयम् । इति तु ज्ञायते कैश्चिन्न तु सर्वैर्नराकृतिः ॥५३॥ जातोऽभूत् साम्प्रतं भूमौ कोसलेषूत्तरेषु सः । भक्तौ धर्माद्धरिरिति प्रसिद्धः सारवो द्विजः ॥५४॥ साक्षात्स मां हि मिलितोऽनुग्रहं कृतवान्मयि । तेन तं सर्वदा राजन्! वीक्षे निजदृशोऽग्रतः ॥५५॥ जनमङ्गलमूर्तिः स

---

क्षणु माटेज. એ રીતે અવતરણમાં નિમિત્ત અને પ્રયોજન કહ્યું ॥૫૨॥ અવતરણ સમયમાં પરમાત્મા પોતાનાજ રૂપથી સર્વ મનુષ્યોને પ્રત્યક્ષ નયનગોચર વર્તે છે તથાપિ 'આ નિશ્ચે ભગવાન્ છે' એમ તો સર્વ કોઈ જાણતા નથી, કેમકે પાપદૂષિત ચિત્તવાળા હોવાથી નરાકૃતિત્વ માત્રથી ભગવાનને પોતાને સજાતીય સમજે છે. 'નરાકૃતિ છતાં પણ આ સાક્ષાત્ ભગવાન્ છે'. એમ તો કોઈ સુકૃતાતિશયશાળી વિરલા ( એકાંતિકના સમાગમથી જેને ભગવાનનું માહાત્મ્ય જ્ઞાન દૃઢ થયું હોય એવા) જનો જાણે છે. તે ગીતામાં કહ્યું છે 'न मां दुष्कृतिनो मूढा' 'अवजानन्ति मां मूढा' 'अव्यक्तं व्यक्तिमापन्नं' 'महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः । भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्' ઇત્યાદિ ॥૫૩॥ પૂર્વોક્ત અવતારો તો દેશ કાળથી વિદૂર રહેલા હોવાથી અપરોક્ષ અનુભવની આકાંક્ષાવાળા અમોને તે ક્યાંથી ઉપકાર કરનારા થાય? એવી અપેક્ષામાં કહે છે—હમણાંજ સમીપ સમયમાં પૃથ્વી ઉપર ઉત્તર કોસલ દેશમાં સરવરીયા વિપ્રના વંશમાં ધર્મદેવથકી તેમની પત્ની ભક્તિદેવીમાં તેજ શ્રીકૃષ્ણ હરિનામથી પ્રસિદ્ધ પ્રકટ થયા હતા ॥૫૪॥ હે રાજન્! તે પ્રત્યક્ષ શ્રીહરિ મને મળ્યા હતા અને તેમના ચરણ કમળની પરિચર્યા પણ બહુ દિવસ કરી છે. તેમણે મારી ઉપર 'જ્યારે દેશ કાળથી વિદૂર રહેલા પણ મારે વિષે પરમ પ્રેમથી મારી સેવાની આકાંક્ષા કરશો ત્યારે હું આજ દિવ્યરૂપથી સંનિધિ પામીને સપર્યા સ્વીકાર કરીશ' એવો અનુગ્રહ કર્યો છે. એવા અનુગ્રહને લીધે ભક્તાધીન ભગવાનનું પરમ પ્રેમથી સ્મરણ કરતાં તેજ ક્ષણમાં ભગવાનને મારી દૃષ્ટિ આગળ સર્વદા સાક્ષાત્ જોઉં છું. ॥૫૫॥ મનુ-

प्रभुः साम्प्रतमेव हि । अन्तर्हितोऽभवत्स्वानां मनांस्याकृष्य चात्मनि ॥५६॥ गुर्वाज्ञया चराम्यत्र तीर्थोद्देशेन भूतले । मुमुक्षून्प्रति तद्वार्ताः कुर्वेन्नार्षभवर्तनः ॥५७॥ मुनिवाक्यमिति श्रुत्वा सोऽतिहृष्टमना नृपः । प्रणम्योवाच तं भूयो बद्धाञ्जलिपुटः सुधीः ॥५८॥ राजोवाच—अहो ! भाग्यं मम ब्रह्मन्नद्य मे सफलं जनुः । यत्त्वत्समागमं प्राप्तः सुराणामपि दुर्लभम् ॥५९॥ करुणा भगवद्भक्ताः पूर्णकामा अपि क्षितौ । अनुग्रहाय जीवानां विचरन्ति मुमुक्ष-

ષ્યોને મંગળ કરનારી મૂર્તિ જેની છે એવા તે પ્રભુ શ્રીહરિ હમણાંજ (બહુ કાળ વ્યતીત થયો નથી) પોતાના અવતરણનું કાર્ય પરિસમાપ્ત કરી સ્વચરણ કમળ પરાયણ ભક્તોનાં મન ઇન્દ્રિયોની વૃત્તિને પોતાની મૂર્તિમાં આકર્ષણ કરી અંતર્ધાન થઈ ગયા છે ॥૫૬॥ હું તો ગુરુ શતાનંદમુનિની આજ્ઞાથી પ્રથમ ઋષભદેવના પુત્રરૂપે અને પછીથી જડ વિપ્રપણે પ્રસિદ્ધ થએલા ભરતજીના જેવા નિર્માનાદિ લક્ષણવાળા વર્તનવાળો થઇને શરણે આવતા મુમુક્ષુઓને તે ભગવાન્ શ્રીહરિની વાર્તા ( મહિમા પૂર્વક ચરિત્ર ગાવારૂપ )નો બોધ કરવા પૂર્વક આ ભૂતળમાં તીર્થયાત્રાના મિષથી વિચરૂં છું. ॥૫૭॥ એવું સુવ્રતમુનિનું વચન સાંભળીને મતિમાન્ પ્રતાપસિંહ રાજર્ષિ મનમાં બહુ પ્રસન્ન થઇને બે હાથ જોડીને ફરીથી પ્રણામ કરીને મુનિ પ્રત્યે એમ બોલ્યા કે-॥૫૮॥ હે બ્રહ્મન્ સુવ્રતમુને ! મારૂં ભાગ્ય અહો-આશ્ચર્યરૂપ છે. અને આજ મારૂં જન્મ સફળ થયું છે. કેમકે પ્રત્યક્ષ પણાને પામેલા પરમાત્મા શ્રીહરિના ચરણકમળની સેવાને સાક્ષાત્ સજતા એવા તમારો દેવતાઓને પણ દુર્લભ એવો સમાગમ મને મળ્યો ॥૫૯॥ પ્રકટ પુરૂષોત્તમના ચરણની પરિચર્યાથી જેમનાં પ્રારબ્ધ કર્મ પ્રક્ષીણ થયાં છે એવા પૂર્ણકામ તમારા જેવા દયાળુ ભગવદ્દ્ભક્તોનું ભૂમિ ઉપર જે વિચરણ છે તે મુમુક્ષુ મનુષ્યોના સંરક્ષણ સિવાય બીજા પ્રયોજનવાળું નથી. હે બ્રહ્મન્ ! જેઓના અનુગ્રહ માટે તમારૂં ભૂમિ ઉપર વિચરણ છે તેમની અંદરનો હું પણ એક છું તો મારી ઉપર કૃપા કરીને તે શ્રીહરિનું સમગ્ર ચરિત્ર જે રીતે જોયું હોય અને ગુરુમુખથી જે રીતે સાંભળ્યું હોય તે રીતે

ताम् ॥६०॥ अतस्त्वं कृपया ब्रह्मंश्चरित्रं सकलं हरेः । वक्तुमर्हसि मे तस्य यथादृष्टं यथाश्रुतम् ॥६१॥ आविरासीद्यथा भूमौ यद्यच्च कृतवान्प्रभुः । तत्तच्छुश्रूषवे मह्यमव्यग्रमनसे वद ॥६२॥ इति क्षितीशेन हरेश्चरित्रं श्रद्धावता तेन हिताय पृष्टः । यथाश्रुतं स्वेन तथा स सर्वं प्रवक्तुमारेभ ऋषिः प्रसद्य ॥६३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे सुव्रतप्रतापसिंहसमागमनामा प्रथमोऽध्याय ॥ १ ॥

सुव्रत उवाच—सततं निजमूर्तिचिन्तकानामधिकश्वेतमनोहरप्रकाशे । हृदि दर्शितरम्यदिव्यरूपं भगवन्तं तमहं हरिं नमामि

કહેવાને યોગ્ય છો ॥૬૦-૬૧॥ સમર્થ શ્રીહરિ પૃથ્વી ઉપર જે પ્રકારે પ્રકટ થયા હોય અને જે જે ચરિત્રો કર્યાં હોય તે સર્વ સાભળવાને ઇચ્છતા અવ્યગ્ર મનવાળા મને કહો ॥૬૨॥ આ પ્રકારે શ્રદ્ધાળુ-ભગવાનના દિવ્ય ચરિત્રામૃતનુ પાન કરવામા ઉત્સાહવાળા પાત્રભૂત રાજર્ષિએ પોતાનુ હિત કરવા માટે પ્રત્યક્ષ શ્રીહરિના ચરિત્ર પ્રત્યે પુછેલા સુવ્રતઋષિએ પ્રસન્ન થઇને પોતે જે પ્રકારે ગુરુમુખથી સાભળ્યુ છે અને જોયુ છે તે પ્રકારે સમગ્ર ચરિત્ર કહેવાનો સમારમ્ભ કર્યો ॥૬૩॥ **ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે સુવ્રત-પ્રતાપસિંહસમાગમનામા પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥**

## અધ્યાય ૨ જો.

એ રીતે પ્રથમ અધ્યાયમા શ્રોતા વક્તાનો સમાગમ નિરૂપણ કરીને, હવે સુવ્રતમુનિ શ્રીહરિનુ દિવ્યચરિત્ર કે જે પોતાના ગુરૂ શતાનદમુનિએ ભણાવેલુ પ્રબધના રૂપમા છે, તેનો રાજર્ષિને ઉપદેશ કરવા ચરિત્રવર્ણનના આરભમા ભગવાન્ શ્રીહરિનુ સ્મરણ કરી પરમાનદથી પરિપૂર્ણ થઇને આનદના ઉદ્ગારરૂપ તેમની સ્તુતિ કરે છે-નિરતર નિજમૂર્તિનુ ચિંતન કરનારા એકાતિક ભક્તોના હૃદય કમળમા જણાતા અધિક શ્વેત મનોહર પ્રકાશમા સુદર દિવ્ય મૂર્તિના દર્શન કરાવનારા ભગવાન્ શ્રીહરિને હુ નમસ્કાર કરૂ છુ

॥१॥ शरणागतदेहिनां च मायां त्रिगुणां यश्च कठोरकर्मबन्धान् । करुणार्द्रदृशैव नाशयित्वा नयति ब्रह्मपुरं सुदुर्लभं तान् ॥२॥ निजनेत्रचकोरचन्द्रमीशं विलसन्तं हृदये बहिश्च रम्यम् । कमलाभ-

આ સ્થળે જે પ્રકાશ કહ્યો છે તે બાહ્ય પ્રકાશની પેઠે જડ નથી પરતુ 'अक्षरे परमे व्योमन्' ઇત્યાદિ શ્રુતિમાં કહેલો અજડ સ્વયંપ્રકાશકરસ છે ॥૧॥ જે શ્રીહરિ શરણાગત–આકિંચનપણાનું અને અગતિપણાનું અનુસધાન કરીને પોતાના શરણને પામેલા બ્રાહ્મણ કે શૂદ્ર નર કે નારી પુરૂષ કે પશુ પક્ષી સર્વ કોઈ દેહધારિઓની ત્રિગુણાત્મક **માયા** અને કઠોર–અભેદ્ય કર્મરૂપ બંધનોને અત્યંત દયાર્દ્ર દૃષ્ટિથીજ નાશ કરીને, બીજા સાધનોમાં નિષ્ઠાવાળાને તો અત્યંત દુર્લભ એવા બ્રહ્મપુર નામના ધામમાં ભાગવતીતનુ આપવા પૂર્વક લઈ જાય છે, તે શ્રીહરિની હું સ્તુતિ કરૂં છું. ત્રિગુણ પ્રકૃતિ નિત્ય હોવાથી તેનો સ્વરૂપથી નાશ સંભવતો નહિ હોવાથી આ સ્થળે **માયા** શબ્દથી તેના કાર્યભૂત વાસના જાણવી. વાસના અને કર્મ અનાદિનાં હોવાથી બીજાંકુરન્યાયથી સર્વદા અનુવર્તે છે. તેના વિનાશમાં આશ્રિતના ઉપાયના અનુષ્ઠાનની અપેક્ષા નથી; કેમકે આ તો શરણાગત છે. અને ભગવાન્ નિરૂપાધિક દયાર્દ્રદૃષ્ટિ છે તે સ્વયં શરણાગતને સુદુર્લભ પદ આપે છે. આ સર્વ અર્થ 'दैवी ह्येषा...मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' 'सर्वधर्मान्......अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः' આ ગીતાવચનથી સ્પષ્ટ છે ॥૨॥ દિવ્યાકારની શોભા વર્ણવે છે–એક (ડાબા) છતા ઉંચા કરેલા કરતળવડે સર્વ ભૂતોને અભય આપવા રૂપ પોતાના બીરૂદને જણાવતા અને એક ( જમણા ) કરમાં લીળાકમળ કે જે પોતાના અનાયાસથી જગદ્ધારણરૂપ કાર્યને જણાવનારૂં છે; તેને ધારણ કરનારા. મેઘના જેવી શ્યામ મૂર્તિ જેની છે. એટલે જેમ મેઘ વૃષ્ટિથી સર્વના સંતાપને હરે છે, તેમ પોતાના દિવ્યરૂપની પ્રભાથી સર્વના સંતાપને હરનારા. સર્વે શ્વેત વસ્ત્રોને ધારણ કરનારા. ( અર્થાત્ સત્ત્વપ્રકૃતિવાળા પુરૂષોથી ચારે તરફ વિંટાએલા ) નિજજનોના નેત્રરૂપ ચકોર પક્ષીઓને ચંદ્રમાની પેઠ આનંદ આપનારા. ( એકલા નેત્રને આનંદ આપનારા એમ નહિ પણ સર્વ ઇ-

यदानपाणिमीडे जलदश्यामतनुं सिताशुकं तम् ॥३॥ अशेषब्रह्माण्डप्रभुरपि निजेच्छात्तनृतनुर्जयत्येकः स्वामी स च सुरनरेन्द्रार्चितपदः । तमीशामीशानं क्षरपरमहं चाक्षरपरं हरिं वन्दे वाचं

ન્દ્રિયોને આનંદ આપનારા) જેવા આ રમણીય રૂપથી નેત્ર આગળ પ્રકાશો છો એના એજ દિવ્યરૂપથી નેત્ર મીંચીને ચિંતન કરનારા જનોને હૃદય કમળમાં પણ તત્કાળ પોતાનું પરમેશ્વરપણું પ્રકાશ કરવા પૂર્વક પ્રકાશો છો. એવા ઇશિ-અતિ સમર્થ શ્રીહરિ આપની હું સ્તુતિ કરૂં છું. મેઘદૃષ્ટાંતથી આશ્રિત અનાશ્રિતની સાધારણતા સૂચવવા પૂર્વક ઉદારતા સૂચવી છે એટલે જેમ મેઘ પક્ષપાત વિના ઉદારતાથી જળ વર્ષે છે, તેમ ભગવાન પણ આ આશ્રિત છે આ અનાશ્રિત છે એવો પક્ષપાત કર્યા વિના સન્નિધિમાત્રથી ઉદારપણે સર્વના સર્વ અર્થો સંપૂર્ણ કરે છે. 'निजनेत्रचकोरचन्द्र' આ પદથી જેમ ચદ્રમા સ્વાશ્રિત ચકોરપક્ષીનેજ આહ્લાદ આપે છે, તેમ ભગવાન્ પણ આશ્રિતોને વિશેષપણે આહ્લાદ આપે છે, એવો વિશેષ અર્થ સૂચવ્યો છે ॥૩॥ એ રીતે શ્રીહરિનું નિરવધિ ઐશ્વર્ય અનુસ્મરણ કરી, તેમની પાસે પ્રકૃત ઉપદેશમાં ઉપયોગી વાણીની વિશુદ્ધિની પ્રાર્થના કરે છે-આ શ્રીહરિ નરતનુથી પ્રકટ થયા છે; એટલા માત્રથી એમની અનીશ્વરતાની આશંકા કરવી નહિ. કેમકે આતો અનેક કોટિ બ્રહ્માંડોના **પ્રભુ**-રાજાધિરાજ હોઇને કેવળ પોતાની ઇચ્છાથીજ નરતનુ સ્વીકારે છે. જે સ્વેચ્છાથી અવતર્યા હોય તેનાં ઐશ્વર્ય જતાં રહેતાં નથી. અર્થાત્ 'अजोऽपि सन्नव्ययात्मा' આ વચનમાં કહ્યા પ્રમાણે સ્વસ્વભાવને નહિ ત્યાગ કરીનેજ અવતરેલા છે. અને જેને સમાન બીજો કોઈ નહિ હોવાથી **એકજ સ્વામી** છે એટલે સર્વના સ્વામી. 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' એમ વિષ્ણુપુરાણમાં કહ્યું છે. સર્વના સ્વામી હોવાથી નરેન્દ્રો જેમ દાસભૂત છે તેમ સુરેન્દ્રો પણ દાસભૂત છે, માટે પ્રતિદિન તુલ્યપણે સુરેન્દ્રો અને નરેન્દ્રોએ જેના ચરણકમળો ભક્તિપૂર્વક મહોપચારથી પૂજ્યા છે, એવા શ્રીહરિ જયકારી પ્રવર્તે છે. સર્વના સ્વામી હોવાથી કોઈ પણ તેમનો ઇશ નથી પરંતુ બ્રહ્માદિ ઈશોના પણ સ્વયં ઇશ છે 'तमीश्वराणां परमं महे-

**मम स हि करोत्वद्य विमलाम् ॥४॥ वैराग्यवेगपरिहातसमेन्द्रियार्थं विष्णुप्रसादसमिताखिलयोगसिद्धिम् । कृष्णाङ्घ्र्युपासनबलात्तदृढात्मनिष्ठं तं विष्णुदत्ततनयं स्वगुरुं नमामि ॥५॥ सर्वज्ञतां प्राप्य हरेः प्रसादात्तच्चित्रचारित्रमिदं रचित्वा । योऽपाठयद्व्याससुताकृतिर्नः प्रीतः शतानन्दमुनिः स भूयात् ॥६॥ प्रश्नस्त्वयैष**

**रं.**' તથા ગીતામાં કહેલા જે ક્ષરાક્ષર પુરૂષ; તે થકી પર-વિલક્ષણ હોવાથી પુરૂષોત્તમ એવા શ્રીહરિની હું વંદના કરૂં છું. તે શ્રીહરિ હમણાં મારી વાણીને **વિમળ**-ભગવચ્ચરિત્ર કહેવામાં પ્રતિભાવાળી કરો. ॥૪॥ એ રીતે મંગળ માટે ચાર શ્લોકથી ઇષ્ટદેવની સ્તુતિ કરીને, હવે બે શ્લોકથી પોતાના ગુરૂને પ્રણામ અને પ્રીતિની પ્રાર્થના કરે છે-જેમણે વૈરાગ્યવેગથી સમસ્ત શબ્દાદિ વિષયોનો નિઃશેષપણે પરિત્યાગ કર્યો છે. (આથી કર્મયોગનું ફળ કહ્યું ) અને શ્રીકૃષ્ણના ચરણ કમળની ઉપાસનાના બળથી દઢ આત્મનિષ્ઠાને પામેલા (આથી જ્ઞાનયોગ કહ્યો) અને વિષ્ણુ-સર્વાન્તર્યામી શ્રીહરિના પ્રસાદથી સમગ્ર અણિમાદિ યોગસિદ્ધિને પામેલા અથવા ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગની પરમાત્માના સાક્ષાત્કાર સુધીની સંપૂર્ણ સિદ્ધિને પામેલા ( આથી ભક્તિયોગની સિદ્ધિ કહી ) એ રીતે કર્મયોગ જ્ઞાનયોગ અને ભક્તિયોગની સિદ્ધિને પામેલા અને વિષ્ણુદત્ત નામના મૈથિલ બ્રાહ્મણના પુત્રપણે ઉત્પન્ન થએલા, મારા ગુરૂ શતાનંદમુનિને હું નમસ્કાર કરૂં છું ॥૫॥ જે મુનિએ શ્રીહરિના પ્રસાદથી ત્રિકાળદર્શિપણું પામીને, તેમનીજ આજ્ઞાથી તેમનાં અત્યંત આશ્ચર્યકારી દિવ્ય ચરિત્રનું જેમાં વર્ણન છે એવું આ સત્સંગિજીવન શાસ્ત્ર રચીને, હું વિગેરે શિષ્યોને ભણાવ્યું. તે આ વ્યાસસુત શુકદેવજીના જેવી આકૃતિવાળા ( જાણે શુકજીજ ફરીથી પ્રકટ થયા હોય એવા ) **શતાનંદ** ( સો એ સો ભગવદ્ભક્તોને ભગવાનના ગુણકીર્તનાદિવડે આનંદ પમાડનારા ) મુનિ મારી ઉપર અતિ પ્રસન્ન થાઓ ॥૬॥ એવી રીતે પ્રવચન માટે સ્વેષ્ટદેવ શ્રીહરિ અને સ્વગુરૂને નમસ્કાર કરીને, હવે રાજર્ષિની મુમુક્ષાને વખાણે છે—હે રાજર્ષે ! તમો મુમુક્ષુ છો. મુમુક્ષા સર્વસુલભ નથી. તેમાં પણ તમો તો ભૂપાળ છો. તથાપિ રૂષિ જેવા

राजर्षे ! कृतः सम्यङ्मुमुक्षुणा । यत्पृच्छसि कथां विष्णोर्जनसंसृतिमोचनीम् ॥७॥ जन्मान्तरसहस्रोत्थो येषां स्यात्पुण्यसञ्चयः। कथाया श्रवणे बुद्धिस्तेषामेव हरेर्भवेत् ॥८॥ श्रीहरेश्चरितं वर्णी

હોઇને વિત્તમય કુત્સિત ગતિને પામ્યા નહિ તેમજ પ્રિય-પુત્રાદિક અને પ્રિય રૂપ-બીજા સ્પૃહણીય કામોનો પણ દોષદૃષ્ટિથી વિચાર કરીને તત્કાળ ત્યાગ કરી દીધો, માટે તમો ઉત્તમ મુમુક્ષુ છો વળી મુમુક્ષુ હોવા છતા પણ અને ગુરૂની પાસે જઇને પણ તમારી માફક કોઈ પુછતા નથી તમોએ તો આ બહુ સારો પ્રશ્ન પુછયો છે, કારણકે, જનમસૃતિમોચની વિષ્ણુની કથાને પુછો છો ભગવાનની કથા જન્મમરણરૂપ સસારને નિવારણ કરનારી છે જન-જન્મધારી સર્વ કોઇનિ હિતને કરનારી છે કેટલાક મુમુક્ષુઓ આ ત્મતત્ત્વના દર્શનના સાધનરૂપ યમનિયમાદિ અષ્ટાગયોગનો પ્રશ્ન પુછે છે તો કેટલાક 'येय प्रेते विचिकित्सा मनुष्ये अस्तीत्येके नायमस्तीति चैके । एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं' એ રીતે અતિગહન તત્ત્વાવધારણનો પ્રશ્ન કરે છે, પરતુ આ અશતો અતિ દુર્ગમ હોવાથી સાભળે અને ધારે તોપણ ત ત્કાળ શ્રેયને માટે થતો નથી આ ભગવાનના દિવ્ય ચરિત્રના અવલબન વાળી કથા તો સુધાની માફક અતિશય સ્વાદુ હોઇને, શ્રવણ સમયમાજ અમૃતના પૂરની પેઠે આનદના પૂરથી સર્વ સતાપને શમાવા પૂર્વક વર્ણાશ્ર માદિ અધિકારી વિશેષની અપેક્ષા રાખ્યા વિના, સર્વ કોઈ જન્મધારીઓના આ શરીરના અવસાનમાજ સસાર ભયને શમાવનારી છે ॥૭॥ ભગવાનની આવી કથા સાભળવામા રૂચિ ઉત્પન્ન થવી તે અલ્પ પુણ્યથી પ્રાપ્ય નથી પરતુ જે પુરૂષોને પૂર્વના હજાર જન્મના પુણ્યપુજ પ્રકટ થાય તેવા પુરૂ ષોનેજ કથાશ્રવણ કરવાના નિશ્ચયવાળી બુદ્ધિ ઉત્પન્ન થાય છે ॥૮॥ તે આ શ્રીહરિનુ ચરિત્ર તેમનીજ કૃપાથી જેમને દિવ્યચક્ષુ પ્રાપ્ત થયુ છે અને કૃપાથીજ જેમને યોગ સિદ્ધ થયો છે અને જે સ્વય ગ્રથ નિર્માણમા ઉપ યોગી કુશાગ્ર બુદ્ધિએ યુક્ત છે એવા નૈષ્ઠિકવર્ણી શતાનદમુનિએ પદ્યરૂપે ગુથ્યુ છે 'ગુથ્યું છે' એમ કહેવા ઉપરથી આ પ્રબધમા પ્રતિપાદન કરવા ધારેલા ભગવાનના દિવ્યચરિત્રોમા એક પણ ચરિત્ર કવિઓના કલ્પના કર

शतानन्दो जुगुम्फ ह । तत्कृपालब्धसार्वज्ञ्यः सिद्धयोगः कुशाग्रधीः ॥९॥ तदहं परमं पुण्यं नृप ! सत्सङ्गिजीवनम् । तस्मादेव ह्यधिगतमशेषं कथयामि ते ॥१०॥ राजोवाच—कोऽसौ शतानन्दमुनिः क्व जातः कस्य वा सुतः । कथं चाप्रीणयद्विष्णुं क्वेदं व्यरचयत्स च ॥११॥ एतन्मे मुनिवर्य ! त्वं ब्रूहि सर्वं बुभुत्सते । सर्वज्ञस्य न ते किञ्चिदविज्ञातं महामुने ! ॥१२॥ अहमव्यग्रचित्तोऽस्मि त्यक्तग्राम्यसुखैषणः । ततः श्रावय तच्छास्त्रं शुश्रूषुं मामशेषतः

વાના સહજ સ્વભાવવાળી બુદ્ધિથી કલ્પેલું નથી પરંતુ ગુથેલું છે એટલે ફક્ત વિદ્યમાન ચરિત્રનું ગ્રથન કર્યું છે પણ કલ્પના કલ્પિત નથી, આ અર્થ સૂચવ્યો છે. ॥૯॥ તે આ પરમ-સર્વોત્કૃષ્ટ, પુણ્ય-જીવોને શ્રવણપાઠાદિકથી અંતઃકરણની શુદ્ધિ કરનારું સત્સંગિજીવન શાસ્ત્ર, જે શતાનંદ ગુરૂથકી જાણેલું છે; તે શ્રદ્ધાળુ તમોને સમગ્રપણે કહું છું. ॥૧૦॥ એ રીતે મહાપ્રતાપી સુવ્રતમુનિએ પોતાના ગુરૂનો પ્રસંગ પ્રસ્તુત કર્યો એટલે ભગવાનના અનુગ્રહથી દિવ્યદૃષ્ટિને પામેલા અને દિવ્યચરિત્રોનો પ્રબંધ રચનારા શતાનંદમુનિનો લોકવિલક્ષણ મહિમા સાંભળીને, તેમનું વિસ્તારથી ચરિત્ર સાંભળવામાં ઉત્સાહવાળા રાજર્ષિ પુછે છે-હે મુને ! તમો જેને શતાનંદ નામથી કહો છો તે કઈ જાતિના અને કેવા ગુણવાળા હતા. અને ક્યા દેશમાં જન્મ્યા હતા. અને કેના પુત્ર હતા એટલે એમના પિતા વિષ્ણુદત્ત નામથી તમોએ કહ્યા છે તેમનો આચાર અને સ્વભાવ કેવા પ્રકારનો હતો. (ઇત્યાદિ વિશેષ જાણવાની ઈચ્છાથી આ પ્રશ્ન છે.) અને વિષ્ણુ-જગતના રક્ષણ માટે અવતરેલા સ્વામિનારાયણને કયા પ્રકારથી પ્રસન્ન કર્યા હતા એટલે પ્રસન્નતાનું શું સાધન સાધ્યું હતું. અને આ શાસ્ત્ર કયા સ્થળમાં રહીને રચ્યું હતું ॥૧૧॥ હે મહામુને ! તમો સર્વજ્ઞ છો એટલે દૃષ્ટ અદૃષ્ટ, શ્રુત અશ્રુત, સર્વને યથાર્થપણે જાણો છો, માટે તમારે કાંઈ પણ અવિદિત નથી. તો હે મુનિવર્ય ! જાણવાને ઇચ્છતા મને તમો આ સર્વ વાત કહો ॥૧૨॥ પોતાની શ્રવણાધિકારમાં પરિપૂર્તિ જણાવાપૂર્વક રાજર્ષિ કહે છે-હું અવ્યગ્ર ચિત્તવાળો છું એટલે શ્રવણમાં ઉપયોગી સાવધતાવાળો છું. કેવળ શ્રવણો-

॥१३॥ इति भूपतिना तेन पृष्टो भागवतो द्विजः । यथानुभूतं त
त्सर्वं कथयामास तं मुदा ॥१४॥ सुव्रत उवाच— अस्ति भूमितले
पुण्या नगरी मिथिला नृप ! । तस्यामभूद्द्विजवरो विष्णुदत्तोऽ-
तिधार्मिकः ॥१५॥ तस्य पुत्रः शतानन्दो नैष्ठिकं व्रतमास्थितः ।
ख्यातो गुणगणैः सद्भिर्गुरुशुश्रूषकोऽभवत् ॥१६॥ वेदशास्त्रपुरा
णज्ञः पञ्चरात्रार्थकोविदः । विषयेषु विरक्तश्च स्वधर्माचलसं-

---

પયોગી મનની અવધાનતાવાળો છુ એટલુજ નહિ પણ પુત્ર કળત્રાદિ રૂપ ગ્રામ્ય સુખમા છપણાલેશે પણ રહિત છુ એટલે ભગવત્કથા શ્રવણના અધિકારની પરિપૂર્તિ કરી આપનારો વૈરાગ્ય પણ મારે વિષે છે તો સાભળવાને ઇચ્છતા મને ભગવાનના દિવ્યચરિત્રરૂપ આ શાસ્ત્ર, શાસ્ત્રકર્તા મહર્ષિનુ ચરિત્ર કહેવાપૂર્વક સમગ્રપણે કહી સભળાવો ॥૧૩॥ એ રીતે પ્રતાપસિંહ રાજાએ પુછ્યુ એટલે ભાગવતોત્તમ સુવ્રતમુનિએ જે રીતે પોતે અનુભવ્યુ છે (જોયુ સાભળ્યુ છે) તે સર્વ જાણવા ઇચ્છેલો અર્થ હર્ષથી રાજાને કહેવા માડ્યો ॥૧૪॥ હવે સુવ્રતઋષિ રાજર્ષિએ પુછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરો આપે છે—હે રાજન્ ! ભૂતળ ઉપર પુણ્યા–બ્રહ્મજ્ઞાનિઓમા અગ્રેસર ગણાતા જનક રાજાના નિવાસથી પવિત્રકારી મિથિલા નામની એક નગરી વર્તે છે તે નગરીમા ધાર્મિકોમા શ્રેષ્ઠ વિષ્ણુદત્ત નામના એક શ્રેષ્ઠ બ્રાહ્મણ હતા ॥૧૫॥ તેમના પુત્ર શતાનદ નામના હતા કેવા શતાનદમુનિ તો–નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતને દૃઢ અનુસરેલા, માટે જ ગુરૂ શુશ્રૂષામા તત્પર, 'अहिंसासत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् । दया भूतेष्वलोलुत्व मार्दव ह्रीरचापलम्' ઇત્યાદિ સદ્ગુણગણવડે પ્રખ્યાતિ પામેલા ॥૧૬॥ ઋગાદિ ચાર વેદ, તેના અગભૂત છો શિક્ષાદિ શાસ્ત્ર અને વેદના ઉપબૃહણરૂપ વિષ્ણુપુરાણ વિગેરે પુરાણોને જાણનારા, વેદની પેઠે સર્વાંશે પ્રમાણભૂત પચરાત્ર ( પાચ રાત્રથી ભગવાન્ નારાયણે સ્વય પ્રવર્તાવેલ ) ના અર્થમા પ્રવીણ, 'वेदशास्त्रपुराणपाञ्चरात्रार्थकोविद ' એમ સમસ્ત ભેગુ પદ નહિ કહેતા 'पञ्चरात्रार्थकोविद ' એવો જુદો નિર્દેશ કર્યો છે, તે ઉપરથી સાગ સપુરાણ વેદથી ગમ્ય જે અર્થ છે તે પાચરાત્રથી પણ ગમ્ય છે એમ વેદ અને પચરાત્રની પ્રામાણ્યતામા સમાન

स्थितिः ॥१७॥ शास्त्रेण चक्षुषा चासौ दैवमानुषलक्ष्मवित् । सदसद्व्यक्तिविच्छान्त उदारो मृदुभाषणः ॥१८॥ अहिंस्रवृत्तिः करुणः सत्समागमनिर्वृतिः । पारोक्ष्येण भजन्विष्णुं तत्प्रत्यक्षेक्षणैषणः ॥१९॥ पश्यन्ति हि हरिं साक्षाद्दृढभक्ता मुमुक्षवः ।

બળતા સૂચવી છે વિષયમા વિરક્તિ કે જે વેદાર્થ વિજ્ઞાનના વિપાકરૂપ છે, તેમા નિષ્ઠાવાળા, વર્ણાશ્રમોચિત સ્વધર્મમા વિષમદેશકાળાદિકમા પણ નિશ્ચળ નિષ્ઠાવાળા ॥૧૭॥ વળી દૈવ માનુષ લક્ષણને જાણનારા એટલે મનુષ્યનો જન્મ કે જે મસ્તક હસ્તાદિ આકૃતિ વિશેષરૂપ છે, તેને તો જાત માત્ર સર્વ કોઈ પશુઓની પેઠેજ ચક્ષુથી જાણે છે એવી રીતે જાણવાથી કશો અર્થ નથી પરતુ પશુઓની પેઠે કેવળ અનર્થજ છે મનુષ્ય યોનિમા પ્રવિષ્ટ થએલાનુ તો પશુથકી વિલક્ષણ અસાધારણ લક્ષણ તો ધર્મ અર્થ અને કામમા ( ત્રિવર્ગમા ) અભિરૂચિ અને તેના શાસ્ત્રીય ઉપાયોમા પ્રવૃત્તિ, આ ટનુંજ છે તેને શાસ્ત્ર ચક્ષુથી જાણનારા એવીજ રીતે દૈવ લક્ષણને જાણનારા એટલે ઇન્દ્રાદિ દેવતાઓનુ તેતે કર્મથી આરાધ્યતા રૂપ અસાધારણ લક્ષણને શાસ્ત્રદૃષ્ટિથી જાણનારા અથવા-'अभयं सत्त्वसंशुद्धि' ઇત્યાદિ વચનથી કહેલુ દૈવીસપત્તિના મનુષ્યનુ લક્ષણ જાણનારા ( આ ઉપરથી 'असत्यमप्रतिष्ठं ते' ઇત્યાદિકથી કહેલી આસુરી સપત્તિને પણ જાણનારા એનો અર્થ પણ સમજી લેવો ) એટલે શાસ્ત્રોક્ત દૈવાસુર ભૂતસર્ગના વિભાગને જાણનારા, તેમજ શાસ્ત્રદૃષ્ટિથી સદસત્-આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે એવા વિભાગને જાણનારા, માટેજ શાંત-જેણે પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠુ મન જીત્યુ છે, ઉદાર-સ્વાર્થની અપેક્ષા વિના પરોપકારાર્થે પ્રવૃત્તિ સ્વભાવવાળા, કોમળ અને કોઇને ઉદ્વેગ ન થાય એવુ સ્મિતપૂર્વક ભાષણ કરનારા ॥૧૮॥ પરને પીડા ન થાય એવીજ એક પ્રવૃત્તિવાળા, કરૂણ-પરપીડાને નહિ સહન કરવાના સ્વભાવવાળા, સત્સમાગમમાજ સુખ સમજનારા, પ્રતિદિન નિરતર પરોક્ષપણે ભગવાનને ભજતા તથાપિ તેમનો પ્રત્યક્ષ લાભ નહિ થવાથી અસતોષ પામીને પરમાત્માના પ્રત્યક્ષ દર્શનની અતિશય આકાંક્ષાવાળા થયા હતા ॥૧૯॥ એવા શતાનદમુનિ 'જે

इति निश्चितवान् शास्त्रदृष्ट्या स च तथाविधः ॥२०॥ भक्त्या श्रीमद्भागवतं पठति स्म स नित्यदा । तदर्थं चापि मनसा व्यचिचिन्तद्रहः स्थितः ॥२१॥ एकदा पञ्चमस्यासौ स्कन्धस्यार्थं विचिन्तयन् । उपास्यं भारते वर्षे नरनारायणं ह्यवैत् ॥२२॥ स च प्रत्यक्ष एवास्ते विशालायां तपश्चरन् । आकल्पान्तं स्वयं जुष्टो नारदेनोद्धवेन च ॥२३॥ अथोत्कस्तद्दिदृक्षार्थे करिष्यन्सफलां नृताम् । तैर्थिकैः सह स प्रायाज्जनैर्बदरिकाश्रमम् ॥२४॥ यत्र साक्षाद्विष्णुपदी गङ्गाऽस्ति भवमोचनी । पुण्यं नारदकुण्डं च तप्त-

મનુષ્યો મુમુક્ષુ થઇને દૃઢપણે ભગવાનને ભજે છે તેમને નિશ્ચે ભગવાનનું પ્રત્યક્ષ દર્શન થાય છે' એવો શાસ્ત્રદૃષ્ટિથી નિશ્ચય કરીને, પોતે પણ તેવા મુમુક્ષુ દૃઢ ભક્ત અને પ્રત્યક્ષ દર્શનના નિશ્ચયવાળા થયા ॥૨૦॥ એ રીતે પ્રત્યક્ષ દર્શનની લાલસાવાળા, પ્રતિદિન પરાભક્તિથી શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા અને તેના અર્થોનું પણ એકાંત સ્થળમાં બેસીને ચિત્તવડે વારંવાર ચિંતન કરતા શતાનંદમુનિને કોઈ સમયમાં પંચમસ્કંધના અર્થનું અનુસંધાન કરતાં એવો નિશ્ચય થયો કે-'ભરતખંડમાંજ ભગવાન્ સ્વયં નરનારાયણરૂપે સર્વોપાસ્ય સાક્ષાત્ રહે છે, તેમનો આજ દૃષ્ટિથી સાક્ષાત્કાર કરી શકાય છે અને બદરિકાશ્રમમાં અદ્યાપિ નારદજી ઉદ્ધવજીએ સેવ્યા થકા લોકોના અનુગ્રહ માટે તપ કરવા પૂર્વક અંતર્ધાનના સંકલ્પે રહિત થઇને કલ્પપર્યંત રહે છે એમના ઉપાસનથી ભગવાનનું સાક્ષાત્ દર્શન થશે.' એવા નિશ્ચયવાળા થયા ॥૨૧-૨૨-૨૩॥ એવો નિશ્ચય કર્યા પછી **શતાનંદમુનિ** નરનારાયણ ભગવાનનાં દર્શન માટે તીવ્ર ઉત્કંઠાવાળા થઇને પોતાને પુણ્ય વિશેષથી પ્રાપ્ત થએલા મનુષ્ય જન્મને સફળ કરવા સારૂ તીર્થયાત્રાળુ લોકોની સાથે બદરિકાશ્રમમાં આવ્યા ॥૨૪॥ બે શ્લોકથી બદરિકાશ્રમનું વર્ણન કરે છે—જે આશ્રમમાં વિષ્ણુના ચરણ કમળમાંથી સાક્ષાત્ ઉત્પન્ન થએલી, માટેજ સંસાર પાશને નિવૃત્ત કરનારી ગંગા વહે છે. તથા જેમાં પવિત્ર નારદકુંડ નામનું અને સમગ્ર પાપને હરનારૂં તપ્તકુંડ નામનું તેમજ પવિત્ર ઉર્વશી નામનું તીર્થ વર્તે છે. તથા

कुण्डमघापहम् ॥२५॥ उर्वशीसङ्गमं तीर्थं यत्र पञ्चशिलास्तथा। पुण्याः सन्ति च तीर्थानि यत्रान्यान्यपि भूरिशः ॥२६॥ अक्षयाख्यतृतीयायां प्राप्य तं तत्र स द्विजः। नारायणर्षेरकरोदर्चारूपस्य दर्शनम् ॥२७॥ धर्मशास्त्रानुसारेण तीर्थिकं विधिमाचरन्। तत्रैवावासमकरोद्वर्णीन्द्रोऽनाकुलान्तरः ॥२८॥ सहागतेषु लोकेषु कृत्वा यात्रां गतेष्वथ। प्रसादयितुमारेभे नारायणमृषिं नृप! ॥२९॥ विधाय नैत्यकं कर्म प्रत्यहं पुरतो हरेः। पपाठ दशमस्कन्धं सम्पूर्णं विधिवत्सुधीः ॥३०॥ एवं तमाराधयतः कन्दमूलफलाशिनः। व्यतीयुस्तस्य षण्मासा दीर्घदृष्टेरखिद्यतः

જેમાં પુણ્યા-સ્પર્શ કરનારા જનોને પવિત્ર કરનારી નારસિંહી વગેરે પાંચ શિલાઓ રહી છે. એટલુંજ નહિ પણ બીજાં બહુ તીર્થો જેમાં રહ્યાં છે. ॥૨૫-૨૬॥ શતાનંદમુનિએ અક્ષયતૃતીયાને દિવસે આવા અતિ પવિત્ર બદરિકાશ્રમને પામીને ત્યાં રહેલા અર્ચાવતારરૂપ ભગવાન્ શ્રીનરનારાયણ ઋષિનાં દર્શન કર્યાં. ॥૨૭॥ ધર્મશાસ્ત્રને અનુસારે તીર્થમાં કરવાપણે કહેલા ઉપવાસાદિરૂપ વિધિને યથાવિધિ કરતા વર્ણીન્દ્ર શતાનંદમુનિ અવ્યગ્ર અંતઃકરણવાળા થઈને ત્યાંજ નિવાસ કરીને રહ્યા ॥૨૮॥ હે રાજન્! તે પછી પોતાની સાથે આવેલા યાત્રાળુ લોકો તીર્થયાત્રા કરીને જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. પછી શતાનંદઋષિએ તે ક્ષેત્રના અધિદેવ નરનારાયણ ઋષિને પ્રસન્ન કરવાનો પ્રારંભ કર્યો ॥૨૯॥ સુધી-પ્રભુને પ્રસન્ન કરવાના અધ્યવસાયરૂપ શુભ બુદ્ધિએ સંપન્ન શતાનંદમુનિ, પ્રતિદિન સંધ્યાવંદનાદિ નિત્યકર્મ કરીને, પ્રતિમારૂપ પ્રભુની આગળ બેસીને, શ્રીમદ્ભાગવતના સંપૂર્ણ દશમસ્કંધનું તેના અર્થનું અનુસંધાન કરવા પૂર્વક પ્રતિદિન કંદ મૂળ અને ફળનોજ આહાર કરીને યથાવિધિ પારાયણ કરવા લાગ્યા. ॥૩૦॥ એ રીતે ભગવાનનું આરાધન કરતા, કેવળ કંદ મૂળ અને ફળનોજ આહાર કરતા, તપશ્ચર્યાની વ્યથાને નહિ ગણતા અને દીર્ઘદૃષ્ટિ-અત્યંત દીર્ઘ કાળે કરીને પણ ભગવાનને પ્રસન્ન કરવાની આકાંક્ષાવાળા શતાનંદમુનિને છ માસ વીતી ગયા. ॥૩૧॥ છ માસ વીતી ગયા પછી પ્રાપ્ત થએલી પ્રબોધની એ

॥३१॥ एकादश्यां प्रबोधन्यां दिवा पाठार्चनादि सः। विधाय जागरं चक्रे निराहारो निशि द्विजः ॥३२॥ अथ प्रसन्नो भगवान्दयानिधिस्तस्मै स आत्मीयवपुस्तदैव हि। अदीदृशद्दिव्यमनन्यमानसैर्दृश्यं निजैरद्भुतमात्मसंस्मृतैः ॥३३॥ सहोद्यतानेकदिवाकराभं तं वर्णिवेषं द्विभुजं वयःस्थम्। तपस्विनं श्याममतिप्रशान्तं दृष्ट्वेष्टदेवं सहसा स विस्मितः ॥३४॥ अथेत्य सद्यो बदरी-

---

કાદશીને દિવસે શતાનંદમુનિએ નિરાહાર થઇને દિવસે દશમસ્કંધનો પાઠ ભગવત્પૂજન અને ગુણકીર્તનાદિક કરીને, રાત્રિએ વ્રતનું સંપૂર્ણ ફળ આપનારૂં જાગરણ વ્રત ભગવાનનુંજ એક ભજન કરવા પૂર્વક કર્યું. ॥૩૨॥ વ્રતને અંતે (બ્રાહ્મ મુહૂર્તમાં) દયાનિધિ ઋષિવેષધારી નરનારાયણ ભગવાને પ્રસન્ન થઇને અનન્ય પ્રેમથી પરિપૂર્ણ અને પોતાના પ્રત્યક્ષ દર્શનથીજ એક અભિલાષાવાળા શતાનંદમુનિને પોતાની પ્રતિમારૂપ મૂર્તિનાંજ અદ્ભુત દિવ્યરૂપે ( સાક્ષાત્ ધર્મપ્રજાપતિના પુત્રરૂપે વર્તતા નરાકૃતિ રૂપે ) દર્શન આપ્યાં, આવા અદ્ભુત વપુનાં દર્શન સર્વ કોઇને સુલભ નથી. પરંતુ 'આ ભક્ત મારા દિવ્ય રૂપનાં દર્શન પામો' એવા સ્વયં ભગવાનના શુભ સંકલ્પના વિષયભૂત જે થાય તેનાથીજ સાક્ષાત્ દૃશ્ય થાય છે. આવો સંકલ્પ કેની ઉપર કરે તો જેમનું મન ભગવાન્ સીવાય બીજા ફળમાં કે સાધનમાં આસક્ત ન હોય એટલે 'ફળ અને સાધન ભગવાનજ છે' એમ માનીને એક ભગવાનમાંજ અનુરક્ત મનવાળા જે એકાંતિક ભક્તો હોય તેમની ઉપરજ એવો સંકલ્પ કરે છે. તે શ્રુતિમાં કહ્યું છે-'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' ઇત્યાદિ. ॥૩૩॥ એકજ કાળમાં ઉદય પામેલા અનેક સૂર્યને સમાન કાંતિવાળા, અત્યંત શાંત સ્વભાવવાળા, (એટલે સુખેથી સેવવા યોગ્ય) નવીન નીલ મેઘની માફક શ્યામ સુંદર વર્ણવાળા, બે બાહુ જેના છે, ( આથી મનુષ્યને સજાતીય સંસ્થાનની સંપત્તિથી દૃષ્ટિપ્રિયતા જણાવી છે ) સદા યુવા અવસ્થામાં રહેલા, વર્ણીના જેવા દંડ કમંડળુ જટા મૃગચર્માદિ ધારણરૂપ વેષવાળા, તપસ્વી, ઇષ્ટદેવ એવા શ્રીનરનારાયણનાં દર્શન કરીને

पतिं तमुत्थाय नत्वा धरणौ निपत्य । प्रेमाश्रुनेत्रः पुलकावृताङ्गो बद्धाञ्जलिर्द्रुत इतीशमैट्ट ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे शतानन्दकृतबदरीपतिसमाराधननामा द्वितीयोऽध्यायः ॥२॥

शतानन्द उवाच—श्रीवासुदेव इह सर्वमुमुक्षुलोकक्षेमाय निर्जरक्षपिः करुणानिधिस्त्वम् । आकल्पमाचरसि तीव्रतपांसि तं त्वां नारायणं मुनिवरं बदरीशमीडे ॥१॥ श्रीनारदादिमुनिमण्ड-

---

શતાનંદમુનિ અકસ્માત્ અતિ આશ્ચર્યને પામ્યા ॥૩૪॥ શતાનંદમુનિ પોતે જોએલા ભગવાનને બદરીનાથ નરનારાયણ સાક્ષાત્ પોતાનાજ રૂપથી રહેલા નિશ્ચય કરીને, તેજ ક્ષણમાં આસનમાંથી ઉઠીને દંડની પેઠે પૃથ્વી ઉપર પડીને સાષ્ટાંગ પ્રણામ કરીને, ભક્તિ ભારથી સર્વ અવયવોને અવનમ્ર કરીને, પ્રેમનાં આંસુથી વ્યાપ્ત નેત્રવાળા અને રોમાંચિત અંગવાળા થઇને, બે હાથ જોડીને, ઈશ–મહૈશ્વર્યે યુક્ત શ્રીનરનારાયણની આગળ કહેવા મુજબ સ્તુતિ કરવા લાગ્યા. ॥૩૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને પ્રથમપ્રકરણે શતાનંદકૃતબદરીપતિસમારાધનનામા દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥

## અધ્યાય ત્રીજો.

**શતાનંદમુનિ આઠ શ્લોકથી સ્તુતિ કરે છે**—જે તમારે વિષે આ સર્વ જગત્ 'सूत्रे मणिगणा इव' સૂત્રમાં મણિગણની પેઠે વસે છે અને જે તમો સર્વ જગતમાં 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આ શ્રુતિમાં કહ્યા મુજબ વસો છો, એવા તમો વાસુદેવ છો, તે વિષ્ણુપુરાણમાં કહ્યું છે—'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥' એજ તમો કેવળ કરૂણાએ કરીનેજ ભરતખંડના ત્રિવિધ તાપથી તપી ગએલા સર્વ મુમુક્ષુ મનુષ્યોના ત્રિવિધ તાપની નિવૃત્તિ કરવા પૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ આત્યંતિક ક્ષેમ માટે દેવર્ષિરૂપે અવતરીને, પોતાના આચરણથી બીજાઓને મોક્ષોપાય બતાવા પૂર્વક કલ્પપર્યંત તીવ્ર તપશ્ચર્યાને આચરો છો. આવા અપાર કરૂણાનિધિ, મુનિવરરૂપે વિરાજમાન, બદરીનાથ આપ **નારાયણની** હું સ્તુતિ કરૂંછું ॥૧॥ શ્રી–

लसेविताङ्घ्रिं निर्नीडगाढदलसङ्कुलितां विशालाम् । अध्यास्य वेद-

ભગવાનના ગુણગાનરૂપ અમૃતના આસ્વાદમાં આતુરતારૂપ શોભાએ યુક્ત નારદ આદિ મુનિમંડળોએ નિરંતર જેનાં ચરણકમળ સેવ્યાં છે. અને જેમાં **નીડ**-પક્ષિઓના સ્થાનરૂપ માળાઓ નથી એવાં ઘાટાં સજ્જડ પાંનડાંથી વ્યાપ્ત, વિશાળા નામથી પ્રસિદ્ધ, વિશાળ બોરડીના વૃક્ષતળે બેસીને, વેદના રહસ્યાર્થનો મુનિઓની સમક્ષ પ્રકાશ કરનારા આપ નારાયણની હું સ્તુતિ કરૂંછું. વેદોનું રહસ્ય આટલુંજ છે-પ્રાપ્ય પરબ્રહ્મ છે, તેમની પ્રાપ્તિનો ઉપાય સાક્ષાત્કાર જ્ઞાન છે, તેમનો દાસભૂત પ્રત્યગાત્મા પ્રાપ્તા છે. આ સર્વ અર્થ અષ્ટાક્ષરનો ઉપદેશ કરતા શ્રીહરિએ પ્રકાશ કર્યો છે-'प्राप्यस्य ब्रह्मणो रूपं प्राप्तुश्च प्रत्यगात्मनः । प्राप्त्युपायं फलं प्राप्तेस्तथा प्राप्तिविरोधि च ॥ वदन्ति सकला वेदाः सेतिहासपुराणगाः । मुनयश्च महात्मानो वेदवेदान्तवेदिनः' इति. 'निर्नीड' પદથી નિર્જન વનોપણ પક્ષિઓના અતિશય શબ્દવાળાં હોય તો ચિત્તસમાધાનમાં ઉપરોધ કરનારાં થાય છે. આ બદરીમાં તો પક્ષીઓના માળાઓ નહિ હોવાથી ચિત્ત સમાધાનમાં કશો ઉપરોધ થતો નથી; જેથી તપશ્ચર્યાને ઉચિત પ્રદેશ છે એમ જણાવ્યું છે. 'गाढदल' આ પદથી છાયાની બહુળતા હોવાથી આતપની ઉગ્રતાએ રહિતતારૂપ અનુકૂળતા જણાવી છે. **આ સ્થળે એવો ધ્વન્યર્થ નીકળે છે**-ઋગ્યજુસામાદિરૂપ શ્રુતિ અનંત હોવાથી વિશાળ છે. અને તેની શાખાઓ પણ અસંખ્યાત છે. તથાપિ એક પણ શાખામાં નીડ (માળો) જ નથી કે જેમાં જીવરૂપી પક્ષી નિર્ભય થઇને સુખેથી સુઈ રહે, પ્રત્યેક શાખામાં કેવળ આ લોકમાંથી સ્વર્ગલોકમાં ગતિ અને ત્યાંથી આ લોકમાં પ્રત્યાગતિનેજ વારંવાર કરાવનારા વિવિધ કર્મવિધિઓ વિશેષપણે મળી આવે છે. વેદવાદમાં વળગેલા અને કર્મવિધિઓની પાછળ દોડાદોડ કરનારને એક ક્ષણ પણ વિશ્રાંતિ મળતી નથી. વિવિધ યોનિમાં જવું આવવું પણ કેવળ ભય કરનારૂં છે. આમાં કશા ફળના સ્વાદનું સુખ નથી. ફળ વિનાનાં કેવળ પાંનડાંથીજ ઘાટી શાખાઓ છે, જેથી કશો સાર નથી. આવા વિશાળ વેદમાં સ્વયં ભગવાન્ તેના પરમતાત્પર્ય વિષયપણે રહીને વેદનું ગૂઢ રહસ્ય પ્રકાશ કરે છે.

हृदयस्य निरूपकं त्वां नारायणं ० ॥२॥ देवाङ्गनागणवसन्तसुगन्धिवातैर्युक्तः सुराधिपतिमोहकगायकौघैः । कामोऽपि येन स-

એજ નારાયણ છે 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'नारायणपरा वेदाः' વેદનું આવું ગૂઢ રહસ્ય નહિ જાણનારાઓને તો વેદ માળા વિનાના ફળ વિનાના પાંનડાં માત્રથી રમણીય સોએસો શાખાઓથી વિસ્તાર પામેલો જણાય છે. અને જે વેદનું આવું રહસ્ય જાણનારા છે તેઓને તો જીવ પક્ષીને રહેવાના માળાએ સહિત અને ફળ સાથેની સોએ સો શાખાઓથી વિસ્તાર પામેલો જણાય છે. 'જીવરૂપ પક્ષીઓને નિર્ભય નીડરૂપ અને ફળરૂપ તો સ્વયં નારાયણ છે' એવું વિશાળ વેદનું રહસ્ય ઉપદેશ કરનારા તમો નારાયણ છો. ॥૨॥ કોઈ સમયમાં તમારો મહિમા નહિ જાણનારા ઇન્દ્રે 'મારૂં સ્થાન લઈ લેશે' એવી શંકાથી આપને તપશ્ચર્યામાંથી પાડવા માટે મૂર્તિમાન્ કામદેવને અપ્સરાઓનો સમૂહ, વસંતરૂતુનો સુગંધિમાન્ વાયુ અને મધુર ગાનથી શ્રોતા જનોને મોહ પમાડનારો ગંધર્વવર્ગ, આ સર્વ કામોદ્દીપક સામગ્રીની સાથે બદરીકાશ્રમમાં મોકલ્યો. પોતે ઇન્દ્રિ વિષયાભિપક્ષ હોવાથી અપ્સરા આદિકથી મોહિત થઇને 'અપ્સરા આદિક સર્વ કોઇને મોહ પમાડી શકે છે' એમ માનીને મોકલેલો કામદેવ પણ તમારો મહિમા નહિ જાણતો હોવાથી વિચાર કર્યા વિના એકદમ તમારા સન્નિધિને પામ્યો. તેને તમોએ તુરત અનાયાસથી જીતી લીધો. જીતવામાં કોઈ તીવ્ર શાપાદિરૂપ ઉપાયનો ઉપયોગ કર્યો ન હતો, પરંતુ તેના નિગ્રહનું સામર્થ્ય હોવા છતાં તેમજ તેઓ અપરાધી હોવા છતાં પણ નહિ ક્ષોભ પામેલા નિર્મળ ચિત્તથી ભયભીત થએલા અપ્સરા આદિકનો સાંત્વના કરવા પૂર્વક અતિથિના જેવો સત્કાર કર્યો. અને અતિશય રૂપસંપત્તિએ સંપન્ન, સ્વર્ગના ભૂષણરૂપ ઉર્વશી વિગેરે અનેક અપ્સરાઓ સંકલ્પમાત્રથી સર્જી આપી. એ રીતે કેવળ ક્ષમાથીજ કામને જીત્યો હતો. આ અર્થ 'यन्मानसं' આ શ્લોકથી કહે છે-ઋષિઓ કામનો નિગ્રહ કરી શકે છે પણ ક્રોધનો કરી શક્તા નથી, કામનો નિગ્રહ કરવા પ્રવર્તેલા તપસ્વિઓ રોષનેજ ઉત્તમ ઉપાયપણે આશરે છે. જે રોષને લીધે બીજાઓને શાપ આપે છે. મહાદેવે પણ પોતાના તપમાં અંત-

हत्वा विजितश्च तं त्वां नारायणं ० ॥३॥ यन्मानसं जिततपस्विगणोऽपि रोषः स्प्रष्टुं कथञ्चन कदाचन नाऽऽप शक्तिम्। तं त्वां च बिभ्यति यतोऽन्तरवैरिणोऽन्ये नारायणं ० ॥४॥ त्वं पूर्वकामपतिरप्यनुवासरं स्वं दैवं च पित्र्यमपि कर्म करोपि काले। सङ्ग्राहयन्नखिलनैष्ठिकवर्णिनस्त्वां नारायणं ० ॥५॥ यस्मात्प्रवर्तत इहाखिलसौख्यहेतुः सच्छास्त्रवृन्दमखिलं खलु नैष्ठिकेन्द्रात्।

રાય કરવા આવેલા કામદેવનો રોષથીજ વિનાશ કર્યો હતો, માટે કામને જીતીને પછીથી નિષ્ફળ રોષને વશ વર્તનારામાં કશો વિશેષ નથી મહા સમુદ્રને તરી જઇને ગાયના પગલામાં ડુબી ગયા જેવી આ વાત છે તમો તો તેવા નથી, જે તમારા મનને શિવાદિતપસ્વિગણોને જીતનારો પણ ક્રોધ કદાચિત્-દેશકાળાદિકની વિષમતામાં પણ મહાકષ્ટથી પણ કિંચિત્ માત્ર સ્પર્શ કરવાને પણ સમર્થ થયો નહિ, તો બીજા લોભાદિ અતશત્રુઓ સમર્થ ન થાય એમાં કહેવુંજ શું ? તે તો તમારા થકી ભય પામે છે, એવા આપ નારાયણની સ્તુતિ કરૂંછું. ( આ બે શ્લોકમાં કહેલો અર્થ ભાગવતના એકાદશસ્કંધમાં પ્રસિદ્ધ છે, ) ॥૩-૪॥ તમો સર્વ ધર્મના સેતુ છો, કારણ કે સર્વ લોકના સ્રષ્ટા, સર્વ ધર્મના પ્રવર્તક અને પતિ છો, માટેજ આપ પૂર્ણકામ છો તથાપિ નૈષ્ઠિકવર્ણિ વર્ગને તથા બીજા લૌકિક જનોને પોતાના આચરણથી શિખવાડવા સારૂ દેવસબન્ધિ તેમજ પિતૃસબન્ધિ જે કોઈ વિધિપ્રાપ્ત કર્મ છે તે સર્વનુ તે તે સમયમા પ્રતિદિન આચરણ કરો છો, એ રીતે ધર્મપ્રવર્તક આપ નારાયણની હું સ્તુતિ કરૂંછુ ॥૫॥ સ્વાચરણથી ધર્મપ્રવર્તકપણું કહ્યું, હવે સચ્છાસ્ત્રપ્રવર્તનથી ધર્મપ્રવર્તકરૂપ વિશેષ કહે છે-આ લોક પરલોકના શ્રેયના સાધનભૂત સર્વ ધર્મનો અવબોધ આપનારાં હોવાથી સર્વ જનોને પરમસુખની પ્રાપ્તિમાં કારણભૂત વેદ વિગેરે સર્વ સચ્છાસ્ત્રો નૈષ્ઠિકવર્ણિરાજ આપના થકીજ આ લોકમાં પ્રવર્તે છે, પ્રવર્તાવેલા ધર્મનું સરક્ષણરૂપ તમારૂં જે કર્મ છે તે બ્રહ્માદિ દેવવૃંદોએ દુષ્કર છે, અર્થાત્-આપે બ્રહ્માને પ્રથમ વેદરૂપ પ્રમાણ આપ્યું, પછીથી મધુકૈટભ નામના દૈત્યોએ તેનું હરણ કર્યું એટલે બ્રહ્મા નષ્ટદૃષ્ટિ થઇને

यत्कर्म दुष्करममर्त्यगणैश्च तं त्वां नारायणं ० ॥६॥ ये ये निवृत्तिमुपयन्ति विरागवेगात्संसारभीतिजनितादधिभूमि ते ते । यस्याश्रयेण सुखिनोऽत्र भवन्ति तं त्वां नारायणं ० ॥७॥ यत्पादपद्ममकरन्दरसैकलुब्धो ब्रह्माण्डसौख्यमखिलं हि कदाचिदेव । रङ्कोऽपि नेच्छति सुखाम्बुधिमेव तं त्वां नारायणं मुनिवरं बदरीशमीडे ॥८॥ मनोरथो मे बहुकालजातस्त्वदीक्षयैवाद्य फलेन

સૃષ્ટિરૂપ સ્વકાર્ય કરવા સમર્થ થયા નહિ, પછીથી તમો સ્વયં ભગવાન્ અવતરીને અસુરનો નાશ કરીને વેદ લાવી આપ્યા, ત્યારે બ્રહ્મા લબ્ધદષ્ટિ થયા. એ રીતે ધર્મરક્ષણ માટે તમોજ તે તે સમયમાં અવતરો છો, માટે આવું આપનું કર્મ અમરવર્ગથી દુષ્કર છે. એવા સર્વેશ્વર આપ નારાયણની હું સ્તુતિ કરૂંછું, ॥૬॥ હવે મોક્ષ આપવારૂપ વિશેષ વર્ણવેછે–આ ભુવનમાં રહેલા જે જે દેવો અથવા મનુષ્યો કેવળ જન્મ મરણના પ્રવાહરૂપ સંસારથી અત્યંત ભય પામવાથી વૈરાગ્યના વેગને પામીને, તેવાજ વેગવડે ત્રિવર્ગમાંથી ( ધર્મ અર્થ કામ ) નિવૃત્તિ પામે છે. તેતે સર્વે જનો સંસાર બંધનના વિચ્છેદ માટે મુખ્ય ઉપાયપણે આ બદરિકાશ્રમમાં રહેલા આપનોજ આશ્રય કરે છે. તેઓ આપના આશ્રયના બળવડે આ લોકમાં ત્રિવિધ તાપે રહિત થઇને આત્યંતિક સુખીયા થાય છે. એવા આપ નારાયણની હું સ્તુતિ કરૂંછું. ॥૭॥ આપના પાદપદ્મના પરાગ રાગમાંજ એક અનુરાગવાળો ( પણ પોતાના આત્માના અનુભવરૂપ કૈવલ્યમાં પણ લુબ્ધ નહિ ) દીન જન પણ બ્રહ્માંડમાં અનુભવાતા બ્રહ્માસુધીના સમગ્ર સાંસારિક સુખને પણ એક ક્ષણ પણ ઇચ્છતો નથી. જે કૈવલ્યની પણ કામના નહિ કરીને એક ભગવાનના ચરણકમળના મકરંદરસમાં લુબ્ધ થાય તે બ્રહ્માંડ સુખની સ્પૃહા ન કરે એમાં કહેવુંજ શું? એમ શાથી ? તો આપ સુખસાગર–અનવધિકાતિશય આનંદના નિધિ છો 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह.' એવા આનંદમૂર્તિ, મુનિવર, બદરીનાથ આપ નારાયણની હું સ્તુતિ કરૂંછું. ॥૮॥ એ રીતે સ્તુતિ કરીને કેવળ કૃપાવડે સાધ્ય સ્વમનોરથની પરિપૂર્તિ પ્રકાશ કરવા પૂર્વક કૃપાની પ્રાર્થના કરે છે–હે ભગવન્ ! બહુ

पूर्णः । कृपा विधेया मयि भक्तिभाजि तवाङ्घ्रिपद्मे करुणारसार्द्र ॥९॥ सुव्रत उवाच—इति स्तुवन्तं तमुवाच भक्तं नारायणः स्वाश्रितकल्पवृक्षः । प्रीतोऽस्मि ते मद्वरमीप्सितं त्वं वृणीष्व वर्णिन् ! सकलार्थसिद्धेः ॥१०॥ एवमुक्तो भगवता तं प्रणम्य मुदा पुनः । स ब्रह्मचारी प्रोवाच तत्सेवोत्सुकमानसः ॥११॥ यदि प्रसन्नोऽसि विभो ! वरो देयश्च मे तदा । रक्ष मां स्वान्तिके नित्यं देहि सेवां

---

કાળથી રૂઢ થએલો મારો મનોરથ ( સાક્ષાત્ આપના દર્શનની પ્રાપ્તિ રૂપ ) આજ આપના ચરણ કમળના સાક્ષાત્ સદર્શનરૂપ ફળથીજ સપૂર્ણ થયો પરતુ બીજો એક નિગૂઢ મનોરથ છે કે—આપના કરૂણારસથી આર્દ્ર (ભીના) પાદપદ્મમાંજ પ્રધાનપણે પ્રીતિવાળા મારી ઉપર એવી કૃપા કરો કે જે કૃપાથી મારો આપના ચરણ સમીપમાં નિરંતર નિવાસ થાય ॥૯॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! એ રીતે સ્તુતિ કરતા, એકાંતિક ભક્ત શતાનદમુનિ પ્રત્યે સ્વાશ્રિતોના કલ્પ વૃક્ષની પેઠે સર્વ સકલ્પોને સપૂર્ણ કરનારા ભગવાન નારાયણ મુનિનો નિગૂઢ મનોરથ જાણી લઇને, તેમનીજ વાણીથી બહાર પ્રકાશ કરાવા પૂર્વક બોલ્યા કે—હે શતાનદ વર્ણિન્ ! તમારી ઉપર હું બહુ પ્રસન્ન થયો છુ, માટે સમગ્ર પુરૂષાર્થની સિદ્ધિને આપનારા મારા થકી જે તમારે ઇપ્સિત વર હોય તે માગો ॥૧૦॥ હે રાજન્ ! એ રીતે નારાયણે કહ્યું એટલે શતાનદવર્ણી ભગવાનને પ્રણામ કરીને તેમની સેવામાં ઉત્સાહિત મનવાળા થઇને હર્ષથી ફરીથી બોલ્યા. ॥૧૧॥ હે વિભો ! જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હોય અને મને વર આપવો હોય તો નિરતર મને આપની પાસે રાખો અને આપની સેવા આપો હે પ્રભો ! હું બ્રહ્માસુધીના સર્વ સુખમાં દોષદર્શનથી નિશ્ચે વિરક્ત થયો છું તે સર્વ સુખ માયામય—ગુણનુંજ એક કાર્ય છે પણ તાત્વિક નથી. અને સાંસારિક—સસાર સર્જવાનાજ એક સ્વભાવવાળુ છે અર્થાત્ ક્ષણમાં વિનશ્વર છે. 'જો તેમ હોય તો અપ્રાકૃત અપુનરાવૃત્તિ કાંઇક ફળ માગો ?' એમ આપ કહેતા હો તો હું સિદ્ધિ ઐશ્વર્યાદિ કાંઈ પણ ઇચ્છતો નથી સિદ્ધિ—પ્રકૃતિવિલક્ષણ સ્વાત્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થાત્ કૈવલ્યલાભ, ઐશ્વર્ય—'स एकधा भवति द्विधा

त्वमात्मनः ॥१२॥ गुणगानं तवैवेह कर्तुमिच्छामि पार्श्वगः । साफल्यं येन वचसः शुद्धिः स्याच्चान्तरात्मनः ॥१३॥ सिद्ध्यैश्वर्यादि नेच्छामि त्वत्तोऽहं किमपि प्रभो । सांसारिके विरक्तोऽस्मि सुखे मायामये ध्रुवम् ॥१४॥ इत्युक्तवन्तं भगवांस्तमुवाच महामतिम् । ब्रह्मंस्त्वया व्यवसितं सम्यगेतन्मुमुक्षुणा ॥१५॥ किन्त्वहं सा-

---

भवति त्रिधा भवति' ઇત્યાદિ શ્રુતિમાં કહેલું મુક્તૈશ્વર્ય. (આદિ પદથી અપ્રાકૃત ભગવદ્દેશવિશેષની પ્રાપ્તિ ) એની અંદરનું એક પણ આપની પાસેથી ઇચ્છતો નથી. 'ત્યારે તારે કાંઈ આકાંક્ષાજ નથી ?' એમ કહેશો નહિ મારે એટલી આકાંક્ષા છે કે-આવા દિવ્ય પ્રત્યક્ષ રૂપથી જ્યાં આપ વિરાજમાન રહો ત્યાંજ તમારી પાસેજ મને જીવનપર્યંત રાખો. નિરંતર આપની પાસે રહીને આપના ગુણોનું અનુસ્મરણ કરવા પૂર્વક આજ વાણીથી ગુણગાન કરવા ઇચ્છું છું. તેનાથી શો લાભ છે ? તો તેનાથી વાણીની અને મનની શુદ્ધિ અને સફળતા થાય છે. કૈવલ્યની કામનાવાળાઓ કરણ (ઇન્દ્રિયો) નો વિલય કરવા ઇચ્છે છે. ભગવદ્ભક્તિનો રસ જાણનારાઓ તો ગુણમય કરણનો વિલય થાય તેમાં ભક્તિરસથકી કશો વિશેષ જોતા નથી. ભક્તિરસની અપેક્ષાએ મોક્ષ પણ મોટો નથી. માટે હું ભક્તિરસમાંજ એક તત્પર થઇને ભક્તિરસના પ્રવાહરૂપ ગુણકીર્તનપરાયણ વાણી થાય અને ભક્તિરસામૃતના આસ્વાદમાં નિત્ય તૃપ્ત મન થાય એમ ઇચ્છું છું. જે ભક્તિરસના પ્રવાહરૂપ અનુસ્મરણ અને કીર્તનવડે મન વચનની વિશુદ્ધિ અને સફળતા થાય. ભગવાનના ગુણો પાપપુંજના પ્રક્ષયમાં કારણ અને સ્વયં અમૃતમય છે. માટે અતિશય પ્રેમપૂર્વક કરવા માંડેલું અનુસ્મરણ અને કીર્તન સિદ્ધિ સફળતામાં કારણ છે એમ જે કહ્યું છે તે યોગ્યજ છે અર્થાત્ હું આપનેવિષે અનન્ય ભક્તિની પ્રાર્થના કરૂં છું, એટલું તાત્પર્ય છે. ॥૧૨-૧૩-૧૪॥ એવી રીતે પ્રાર્થના કરતા અને પોતાનાજ એક સંશ્લેષની અભિલાષાવાળા મહામતિ શતાનંદમુનિના પ્રત્યે સ્વયં ભગવાન્ બોલ્યા કે-હે બ્રહ્મન્! મુમુક્ષુ-ભગવાનના વિયોગરૂપ અતિશય દુઃખમાંથી મુક્તિની ઇચ્છાવાળા તમોએ મારી સમીપસેવા કરવારૂપ આ સારો વ્યવસાય કર્યો

स्प्रतं भूमौ कोसलेपूत्तरेष्विह । जातोऽसि धर्मतो भक्तौ हरि-
नाम्ना हि विश्रुतः ॥१६॥ वर्ते पश्चिमपञ्चालदेशे दुर्गपुरेऽधुना ।
सोऽहं त्वामन्तिके स्वस्य रक्षिष्यामि न संशयः ॥१७॥ मदीयगु-
णगानेच्छा वर्तते तव हृद्यतः । तस्य मे त्वं चरित्राणां ग्रन्थकर्ता
भविष्यसि ॥१८॥ सोऽहं पूर्णं करिष्यामि त्वद्वाञ्छितमतस्त्वया ।
सोऽन्वेष्य प्राप्य इत्युक्त्वा भगवान् स तिरोदधे ॥१९॥ ततः
सोऽतिप्रहृष्टात्मा तद्वीक्षासमनोरथः । विधाय पारणां प्रातः
पञ्चालाभिमुखं ययौ ॥२०॥ नारायणेक्षणानन्दो द्विजो मासद्वयेन
सः । ख्यातं गुर्जरदेशेषु प्राप श्रीनगरं पुरम् ॥२१॥ तत्र शुश्राव

છે ॥૧૫॥ પરતુ હુંજ હમણાં ભૂમિ ઉપર ઉત્તર કોસળ દેશમા ધર્મ ભ-
ક્તિના પુત્રરૂપે પ્રકટ થઇને 'હરિ' નામથી નિશ્ચે પ્રખ્યાતિ પામ્યો છુ
તેજ હું હમણાં પશ્ચિમ પચાળ દેશમાં આવેલા દુર્ગપુરમાં (ગઢડા) એકા-
તિક ભક્તોના હિત માટે રહ્યો છુ તો તમોને તે રૂપથી ત્યા રહેલા મારી
પાસે રાખીશ એમાં સશય નથી ॥૧૬-૧૭॥ તમારા મનમાં મારા ગુણોનું
ગાન કરવાની ઇચ્છા છે તો તેને સફળ કરો તમો દુર્ગપુરમા વિરાજમાન
મારા ગુણચરિત્રોનો ગ્રથરૂપે પ્રકાશ કરશો તે હું મારી સેવામાં રહેવારૂપ
તમારો મનોરથ સપૂર્ણ કરીશ માટે તમારે હરિનામથી સર્વત્ર પ્રસિદ્ધિ
પામેલા મને ગોતીને મળવું, એવી રીતે મુનિને કહીને શ્રીનરનારાયણ ભગ-
વાન્ અતર્ધાન થઈગયા ॥૧૮-૧૯॥ ભગવાન્ અતર્ધાન થયા પછી શતા-
નદમુનિ નારાયણનાં પ્રત્યક્ષ દર્શનથી મનોરથની સિદ્ધિ પામીને મનમા
બહુ પ્રસન્ન થઇને દ્વાદશીના પ્રાત કાળમાં નિત્યવિધિ પરવારી, વ્રતની સ-
માપ્તિરૂપ પારણાં પણ કરીને પશ્ચિમ પચાળ દેશોને લક્ષ કરીને બદરીકાશ્ર-
મમાંથી ચાલ્યા બદરીપતિ નારાયણનાં પ્રત્યક્ષ દર્શન થવાથી પરમાનદને
પામેલા અને તેમની આજ્ઞાને માર્ગમાં વારવાર અનુસ્મરણ કરતા શતાનદ
વર્ણી બે માસે ગુજરાત દેશમાં પ્રસિદ્ધ શ્રીનગર (અમદાવાદ) પુરને પામ્યા
॥૨૦-૨૧॥ તે પુરમાં શતાનદમુનિએ દર્ભાવતી પુરી પ્રત્યે જતા અમદા-
વાદના વિપ્રવરોની એવી વાણી સાંભળી કે-'હરિનામથી પ્રખ્યાતિ પામેલા

पश्चालाद्धरिर्दर्भावतीं पुरम् । आगत्य सहजानन्दो वर्णी यज्ञं करोति हि ॥२२॥ नारायणावतारं तं द्रक्ष्यामो मिष्टभोजनम् । कृत्वा धनं च प्राप्स्याम इति विप्रगिरोऽशृणोत् ॥२३॥ महामखोत्सवं द्रष्टुं गच्छद्भिर्ब्राह्मणव्रजैः । सह सोऽपि समागच्छद्द्वितीयेऽहनि तां पुरीम् ॥२४॥ नानादेशसमायातैः करात्तवलिभिर्जनैः । वृतायां तद्दिदृक्षोत्कैस्तस्यामैक्षत तं प्रभुम् ॥२५॥ उच्चसिंहासनारूढं श्यामं चन्द्रसमद्युतिम् । भक्तहृन्नयनानन्दं वर्णिवेषं च बिभ्रतम् ॥२६॥ हैमै रत्नमयैः पौष्पैर्भूषणैर्बहुधांशुकैः । अभ्यर्च्यमानं भक्तौघैश्चन्दनेन सुगन्धिना ॥२७॥ करात्तयष्ट्या गृह्णन्तं हारान्

---

वर्णीन्द्र श्रीसहजानंदस्वामी भगवान् पश्चिम पंचाળ દેશમાં આવેલા દુર્ગપુરથી નીકળીને, સૌવીરાદિ દેશોમાં ફરતા ફરતા હાલમાં દર્ભાવતી (ડભાણ) પુરીમાં પધારીને, વિષ્ણુયાગ કરે છે, ત્યાં જઈને નારાયણના અવતારરૂપ તે શ્રીહરિનાં દર્શનરૂપ પરમ લાભ પામીશું અને અવાંતર ફળરૂપ મિષ્ટાન્નભોજન અને દક્ષિણાદ્રવ્ય પણ પામીશું' એવી વાણી સાંભળીને શતાનંદમુનિ પણ વિષ્ણુયાગનો મહોત્સવ જોવા જતા વિપ્રવૃંદોની સાથે નીકળ્યા તે બીજે દિવસે દર્ભાવતી પુરીએ પહોચ્યા. ॥૨૨-૨૩-૨૪॥ દેશ દેશમાંથી આવેલા, હસ્ત સંપૂટમાં વિવિધ પુષ્પહારોને ધારી રહેલા, અને અંતરમાં શ્રીહરિનાં દર્શન કરવાની અતિશય ઉત્કંઠાવાળા ભક્તજનોથી અત્યંત ભીડ્યવાળી દર્ભાવતી પુરીમાં વિરાજમાન પ્રભુ શ્રીહરિનાં શતાનંદમુનિએ દર્શન કર્યાં ॥૨૫॥ હવે શતાનંદમુનિએ જોએલા શ્રીહરિને ચાર શ્લોકથી વર્ણવે છે-ઉંચા સિંહાસનમાં વિરાજમાન, નવીન મેઘ સરખા શ્યામસુંદર, ચંદ્રની પેઠે અતિ આહ્લાદ આપનારા દિવ્ય અવયવોની લાવણ્યતાવાળા, માટેજ ભક્તજનોના મન આદિ આંતર અને નેત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોને આનંદ આપનારા, નૈષ્ઠિક વર્ણિના વેષને ધારી રહેલા, રત્નજડિત સુવર્ણમય કડાં કુંડળ વિગેરે ભૂષણો તથા મોગરો આદિક પુષ્પોથી રચેલા હારો તથા અનેક પ્રકારનાં અમૂલ્ય વસ્ત્રો તથા કેસરાદિમિશ્રિત સુગન્ધિમાન્ ચંદન ઇત્યાદિ ઉપચારો વડે ભક્તસમાજે પુજેલા. ॥૨૬-૨૭॥ હું પહેલો હું પહેલો એવી

पौष्पान्सहस्रशः । नैकदेशसमायातैर्दीयमानांश्चरस्रजैः ॥२८॥ हैमी रौप्या मुद्रिकाश्च चासांस्याभरणानि च । विप्रेभ्यो ददतं प्रीत्या सहासमुखपङ्कजम् ॥२९॥ तं दृष्ट्वा दण्डवद्भूमौ पतित्वा प्रणनाम सः । बद्धाञ्जलिपुटं प्रोचे नारायण ! हरे ! जय ॥३०॥ हरिस्तं मानयामास सम्प्रीतः स्वागतादिभिः । वरदानं सफलयन्स्वकृतं

---

ઉતાવળથી આવતા ભક્તજનોની અતિશય ભીડ્યને લીધે પોતાની પાસે આવવાને અસમર્થ, પૂજા કરવામાં અતિ ઉત્સાહવાળા, હાથમાં હારાદિ ઉપહારોને ધારી રહેલા, અનેક દેશમાંથી આવેલા ભક્ત સમાજને જોઇને કૃપાથી કરમાં ધારેલી સોટીને લાંબી કરીને; તેનાવડે ભક્તોએ પોતાને અર્પેલા હજારો હજાર પુષ્પહારોને સ્વીકારીને, તેમના મનોરથોને પરિપૂર્ણ કરતા ॥૨૮॥ બહુ પ્રકારનાં વસ્ત્રો, અનેક પ્રકારનાં આભૂષણો, હજારો હજાર સુવર્ણમુદ્રિકાઓ (સોનામહોરો) તથા રૂપ્યમુદ્રિકાઓ (રૂપીયા) તે તે સત્પાત્ર વિપ્રોને પ્રીતિથી આપતા, મંદહાસ્યવડે શોભાયમાન મુખકમળ જેનું છે એવા શ્રીહરિને જોયા. દાન આપનારાઓને મુખકમળના વિકાસરૂપ શોભા અને પ્રીતિ હોવી જોઇએ. દાતા હોઇને પણ યાચક ઉપર પ્રીતિ કરવી અને મુખ પ્રફુલ્લિત રાખવું એ તો એક ઇશ્વરનો અસાધારણ સ્વભાવ છે, ભગવાનજ પરમોદાર છે, એમ પોતેજ 'उदाराः सर्व एवैते' આ વાક્યથી કહ્યું છે ॥૨૯॥ એવા ભગવાન્ શ્રીહરિને જોઇને શતાનંદમુનિએ તત્કાળ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને સાષ્ટાંગ પ્રણામ કર્યો, પછીથી ઉઠીને બે હાથ જોડીને હે હરે ! હે નારાયણ ! તમો જય પામો એમ બોલ્યા. ॥૩૦॥ શ્રીહરિએ હાથ જોડીને ઉભા રહેલા શતાનંદમુનિની ઉપર અતિ પ્રસન્ન થઇને સ્વયં સર્વજ્ઞ છે તથાપિ જાણે જાણતા ન હોય એમ લોકમર્યાદાને પાલન કરવા 'તમો સુખેથી આવ્યા ? ક્યાંથી આવ્યા ? ગોત્ર શું ? નામ શું'? ઇત્યાદિ પ્રિયવચનથી સત્કાર કરીને પોતાના અવતારરૂપ નારાયણરૂષિરૂપે આપેલું વરદાન (પોતાની પાસે રાખવા પૂર્વક સ્વસેવા આપવારૂપ) સફળ કરવા સારૂ મુનિને પોતાના ઉદ્ધવસંપ્રદાયને અનુસારે ભાગવતી દીક્ષા આપીને પોતાની પાસે વાસ કરાવ્યો. આ ભગવાન્ ભક્તવત્સળ, કરૂણાસાગર, પ્રપન્નાભયપ્રદ અને સર્વ-

भक्तवत्सलः ॥३१॥ स्वान्तिके वासयामास दत्त्वा दीक्षां च तं द्विजम् । प्रपन्नाभयदः स्वामी करुणावरुणालयः ॥३२॥ मनोरथफलं प्राप्य स च हृष्टमनाः प्रभुम् । सेवमानोऽवसन्नित्यं तद्यशोवर्णनोत्सुकः ॥३३॥ कालेनाल्पेन च हरेः कृपया तस्य सद्धियः । समाधिसिद्धिरष्टाङ्गयोगाभ्यासं विनाऽभवत् ॥३४॥ ध्यायंस्तं हृदि सोऽद्राक्षीत्प्राग्दृष्टं बदरीश्वरम् । क्षणान्तेऽन्त-

**સ્વામી** છે. જેમ ગાયો પોતાના વત્સ ઉપર વત્સળતા રાખે છે, તેમ ભગવાન્ ભક્તો ઉપર હર્ષપ્રકર્ષ રાખે છે. હર્ષઉત્કર્ષને વત્સળતા કહે છે. જેમ ગાયો પોતાના વત્સોને સન્મુખ દોડ્યા આવતા જોઇને તત્કાળ સ્નેહથી દુધને ઝરતા આંચળવાળી થાય છે, તેમ ભગવાન્ ભક્તોને સ્વસન્મુખ આવતા જોઇને પોતે આનંદામૃતને પ્રસવવા પૂર્વક ભક્તોનો સંશ્લેષ કરવામાં તત્પર થાય છે. વળી કરૂણાસાગર હોવાથી ભક્તોના સંતાપને ક્ષણપણ સહન કરી શકે નહિ, વળી શરણાગતને અભયદાન આપવાના એક બીરૂદવાળા હોવાથી પોતાના સંકલ્પના ભંગભયથી પણ શરણાગતસંરક્ષણપરાયણ થાયજ, વળી સર્વના સ્વામી હોવાથી સ્વસેવકનું સંરક્ષણ સ્વયં પ્રાપ્તજ છે, આ વિશેષણોથી શતાનંદમુનિને એકદમ દીક્ષા આપવા પૂર્વક પોતાની સમીપે સ્વીકાર કરી લીધા તેમાં પ્રબળ નિમિત્ત વિશેષપણે પ્રકાશ કર્યું છે. ॥૩૧-૩૨॥ પ્રસન્ન મન જેનું છે એવા શતાનંદમુનિ પૂર્વોક્ત મનોરથનો લાભ પામીને, પ્રભુ શ્રીહરિની પ્રતિદિન પરિચર્યા કરવા પૂર્વક તેમનાં યશયુક્ત ચરિત્રોનું પ્રબંધ રચનાથી વર્ણન કરવામાં અતિ ઉત્સાહવાળા થઇને, નિરંતર પ્રભુપાસે વાસ કરીને રહ્યા. ॥૩૩॥ સદ્બુદ્ધિએ સંપન્ન શતાનંદમુનિને યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાનવડે સિદ્ધ કરવા યોગ્ય જે સમાધિ છે તે અષ્ટાંગયોગના અભ્યાસ વિના પણ શ્રીહરિની નિરવધિ કૃપાવડે સ્વલ્પ સમયમાંજ સંપન્ન થઈ હતી. ॥૩૪॥ કોઈ સમયમાં ભગવાન્ શ્રીહરિ હૃદયકમળમાં પોતાના સ્વરૂપનું ધ્યાન કરતા શતાનંદમુનિને પ્રથમ બદરિકાશ્રમમાં જોએલા બદરીપતિ નારાયણરૂપે પ્રાદુર્ભાવ પામી એજ રૂપથી હૃદયમાં સ્વદર્શન આપીને તત્કાળ આકાશમાં

हिंतः सोऽथ यथा सौदामनी दिवि ॥३५॥ ज्योतिर्मयेऽक्षरे धाम्नि स्थितं तं कृष्णमैक्षत । समग्रैश्वर्यसम्पन्नं सपार्षदपरिग्रहम् ॥३६॥ गोलोकमथ वैकुण्ठं श्वेतद्वीपादि धाम यत् । तदैक्षयत्सहैश्वर्यं हरिस्तस्मा अलौकिकम् ॥३७॥ यथा स्वयं चाविरासीद्धर्मो भक्तिस्तथर्षयः । तेषां रूपं यथा पूर्वमत्रत्यं चाप्यबूबुधत् ॥३८॥ स्वस्य भक्ताश्च ये भूमौ पुरुषा योषितस्तथा । अपि तेषामुभे रूपे तस्मै हरिरजिज्ञपत् ॥३९॥ जन्मकर्मादि तेषां च स्वस्यैश्वर्यं च सर्वशः । भूतं भवद्भविष्यं यत्तज्ज्ञानं प्रददौ प्रभुः ॥४०॥ ततोऽभू-

વિજળીની પેઠે એક ક્ષણમાં અંતર્ધાન થઈ ગયા ॥૩૫॥ વળી ક્ષણવારમાં જ્યોતિર્મય અક્ષરધામમાં સદા વિરાજમાન સ્વયં શ્રીકૃષ્ણરૂપે પ્રકટ થઇને, મુનિના હૃદયકમળમાં પોતાનું સ્વરૂપ સમગ્ર ઐશ્વર્યે સંપન્ન અને નંદસુનંદ શ્રીદામાદિ પાર્ષદો તથા રાધા રમા આદિક શક્તિઓએ સહિત સાક્ષાત્કાર કરાવ્યું. અર્થાત્ મુનિએ શ્રીહરિને સર્વે અવતારોને ધારણ કરનારા, બ્રહ્મપુરધામમાં રહેલા, પુરૂષોત્તમ શ્રીકૃષ્ણરૂપે જોયા ॥૩૬॥ ત્યાર પછી શ્રીહરિએ અલૌકિક-ઐશ્વર્યોએ સહિત, અલૌકિક ગોલોક વૈકુંઠ શ્વેતદ્વીપાદિ સર્વ ધામો સમાધિમાં મુનિને બતાવ્યાં ॥૩૭॥ વળી અક્ષરાધિપતિ પુરૂષોત્તમ પોતે પૃથ્વી ઉપર ધર્મ ભક્તિના તનય રૂપે જે રીતે પ્રકટ્યા છે તથા ધર્મદેવ, ભક્તિદેવી અને મરીચ્યાદિ મહર્ષિઓ મનુષ્યયોનિમાં જે રીતે અવતર્યા છે; તેમનાં પૂર્વનાં તેમજ અત્યારનાં જે રૂપ છે તે સર્વનો સમાધિસમયમાં શતાનંદને શ્રીહરિએ સાક્ષાત્કાર કરાવ્યો ॥૩૮॥ તથા જે જે મુક્તો પોતાના પ્રાદુર્ભાવ સમયમાં સ્વચરણકમળમાં એકાંતિક ભક્તિએ યુક્ત હોઇને પૃથ્વી ઉપર નરનારીરૂપે ઉત્પન્ન થયા છે તે સર્વેનાં બન્ને રૂપ (પૂર્વનાં મુક્તરૂપ તથા વર્તમાન કાળનાં મનુષ્યરૂપ) મુનિને શ્રીહરિએ જણાવ્યાં. કિં બહુના–ધર્માદિ સર્વનાં જન્મ કર્મ અને ઐશ્વર્યાદિ તથા પોતાનું ઐશ્વર્ય (દર્શનમાત્રથી હજારો જનોને સમાધિ કરાવવી વિગેરે) આ સર્વનો સર્વ પ્રકારે અનુભવ કરાવ્યો, તથા ભૂત ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળનું જ્ઞાન પણ પ્રભુ શ્રીહરિએ આપ્યું. ॥૩૯-૪૦॥ એ રીતે મહામતિ શતાનંદમુનિ પણ ભગ-

त्सोऽपि सर्वज्ञः शतानन्दो महामतिः । यथावत्तत्सर्वमवैन्मैत्रेयं सम्मृषिं तथा ॥४१॥ सोऽथ प्रीतमना वर्णी तदीयगुणवर्णनैः । स्वीयं ज्ञानं तथा विद्याः सफलीकर्तुमाह तम् ॥४२॥ त्वद्यशोगुम्फनेनैव प्रबन्धैर्विविधैः प्रभो ! । स्वज्ञानं सफलीकर्तुमुत्काया-ऽऽज्ञां तु देहि मे ॥४३॥ इति निष्कपटं तेन याचितो हरिराह तम् । मनोरथोऽयं सफलो भविष्यति तव द्विज ! ॥४४॥ आयाहि त्वं मया सार्कं दुर्गपत्तनमुत्तमम् । तत्राहं कारयिष्यामि राधाकृष्णस्य मन्दिरम् ॥४५॥ तत्रातिपावने क्षेत्रे वसंस्त्वं स्थिरमानसः । शास्त्रं विरचयेर्वर्णिन् ! यथात्मानुभवं मम ॥४६॥ इत्यनु-

વત્કૃપાથી સર્વજ્ઞ થયા એટલે પૂર્વોક્ત સર્વ યથાર્થ પણે જાણ્યું. તેમજ 'હું પૂર્વે મૈત્રેય ઋષિ હતો' એમ પણ જાણ્યું. ॥૪૧॥ એવી રીતે બીજા અધ્યાયના સોળમા શ્લોકને આરંભીને આ અધ્યાયના આટલા સુધીના શ્લોકથી 'શતાનંદમુનિએ શ્રીહરિને કેવી રીતે પ્રસન્ન કર્યા' એ પ્રશ્નનો ઉત્તર કરીને, હવે છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપવા તેનો પ્રથમ પ્રસ્તાવ કરે છે–એ રીતે ભગવાનના અનુગ્રહથી ત્રિકાળદર્શિપણું પામવાથી મનમાં બહુ પ્રસન્ન થએલા શતાનંદવર્ણી પૂર્વોક્ત જ્ઞાન તથા વિદ્યા ( પૂર્વે અભ્યાસ કરેલી સાંગ વેદાદિ ચૌદ વિદ્યા )ને પણ શ્રીહરિનું સ્વરૂપ સ્વભાવ ગુણ ચરિત્ર વિભૂતિ વિગેરેનું વર્ણન કરીને સફળ કરવા સારૂ શ્રીહરિ પ્રત્યે બોલ્યા. ॥૪૨॥ હે પ્રભો ! આપની કૃપાથી મળેલા મારા વિજ્ઞાનને વિવિધ વૃત્તમાં આપના દિવ્ય યશોનું વર્ણન કરીનેજ સફળ કરવા ઉત્કંઠાવાળો છું; તો મને આપ આ આરંભમાં આજ્ઞા આપવાને યોગ્ય છો ॥૪૩॥ હે રાજન્ ! એ રીતે શતાનંદમુનિને નિષ્કપટપણે પરમ પ્રેમથી પ્રાર્થના કરેલા શ્રીહરિએ કહ્યું કે– હે દ્વિજવર! તમારો આ મનોરથ સફળ થશે ॥૪૪॥ હે મુને! અહિંથી મારી સાથે તમો ઉત્તમ દુર્ગપત્તન પ્રત્યે આવો, દુર્ગપુરમાં હું શ્રીગોપીનાથજીનું દિવ્ય મંદિર કરાવીશ ॥૪૫॥ એવા અતિ પવિત્ર ક્ષેત્રમાં રહીને ક્ષેત્રમહિમાથી સ્થિર મન થઇને તમો હે વર્ણિન્! તમારા અનુભવ અને સંકલ્પને અનુસારે મારા સંબંધવાળું શાસ્ત્ર રચશો ॥૪૬॥ હે રાજન્ ! એ

ज्ञात ईशेन हृष्टः स कृतवांस्तथा । साकं भगवता दुर्गपुरमेत्याव-
सच्चिरम् ॥४७॥ सत्सङ्गिजीवनं नाम धर्मशास्त्रमिदं हि सः । हरि-
लीलामयं चक्रे श्रीगोपीनाथमन्दिरे ॥४८॥ शोधयित्वाऽथ तद्भ-
क्तान् हरेर्मत्प्रमुखान् विदः । कतिचित् पाठयामास विप्रानन्तर्हिते
हरौ ॥४९॥ इति ते कथितं भूप ! जन्मकर्मादि मे गुरोः । सत्स-
ङ्गिजीवनमथो सच्छास्त्रं वच्मि तत्कृतम् ॥५०॥ सकलधर्मभृतं हरि-
लीलया समुपबृंहितमेतदिहाद्भुतम् । रसविदां भुवि मानसरञ्जनं

---

પ્રકારે સર્વનિયંતા શ્રીહરિએ અનુજ્ઞા આપી એટલે મનમાં પ્રસન્ન થએલા મુનિ શ્રીહરિના કહેવા મુજબ તેમની સાથે દુર્ગપુરમાં આવીને કેટલાએક વર્ષપર્યંત રહ્યા ॥૪૭॥ ભગવાનની આજ્ઞાને અનુસારે શતાનંદમુનિએ શ્રીહરિની દિવ્ય લીલા જેમાં પ્રધાનપણે વર્ણવી છે અને સર્વ ધર્મનો બોધ આપનારૂં હોવાથી ધર્મશાસ્ત્રરૂપ સત્સંગિજીવન નામનું આ શાસ્ત્ર શ્રીગોપીનાથજીના મંદિરમાં રહીને રચ્યું. (આથી 'કયા સ્થળમાં રહીને આ શાસ્ત્ર રચ્યું હતું' એ પ્રશ્નનો ઉત્તર આપ્યો) ॥૪૮॥ તે પછી મુનિએ પોતે કરેલું શાસ્ત્ર શોધીને શ્રીહરિ અંતર્ધાન થયા પછી તેમના ભક્ત, અવધારણ કરી શકે એવા હું વિગેરે વિદ્વાન્ વિપ્રોને ભણાવ્યું ॥૪૯॥ હે રાજન્! એ રીતે મારા ગુરૂ શતાનંદમુનિનું જન્મકર્માદિ તમોને કહ્યું. હવે તેમણે રચેલું, ભગવાનના ગુણોનું અવલંબન હોવાથી સત્–શ્રેષ્ઠ અને સત્સગિજીવન નામ જેનું સાર્થક છે એવું શાસ્ત્ર, સાંભળવા ઇચ્છતા તમોને કહુંછું. ॥૫૦॥ આ સત્સંગિજીવન શાસ્ત્ર, સર્વ ધર્મ કે જે વર્ણનિમિત્તથી કે આશ્રમનિમિત્તથી પ્રવર્તેલા છે તથા જે ત્રિવર્ગપ્રતિપાદક કામ્ય છે તથા જે મોક્ષનિરૂપક કર્મયોગાદિક છે તે સર્વથી સંપૂર્ણ ભરેલું, પુરૂષોત્તમ શ્રીહરિની દિવ્યલીલાથી વૃદ્ધિ પામેલું, માટેજ અદ્ભુત–પ્રતિપાદ્ય ચરિત્રો અદ્ભુત હોવાથી શ્રોતાઓને અતિ આશ્ચર્ય કરનારૂં, ભૂમિ ઉપર જે રસિક જનો છે તેઓના હૃદયને આહ્લાદ આપનારૂં, અથવા–'રસો વૈ સઃ' એ શ્રુતિમાં રસશબ્દથી ભગવાનને કહ્યા છે તો તેમના સ્વરૂપને જાણનારાઓના મનને રંજન કરનારૂં અને કળિમય કામ ક્રોધાદિ દોષોને નાશ કરનારૂં છે. એવા

कलिमलोपशमं शृणु सादरम् ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे शतानन्दमनोरथसिद्धिनामा तृतीयोऽध्यायः ॥३॥

सुव्रत उवाच—**पातुं धर्ममधर्ममुत्खनयितुं श्रीभक्तिधर्माङ्गतो जातायोत्तरकोसलेषु विबुधानन्दाय सद्धर्मिणे। श्रीमच्चन्दनपुष्पहाररुचये शुभ्रांशुके बिभ्रते तस्मै श्रीगुरवे नमोऽस्तु हरये नाराय-**

---

શાસ્ત્રને આદર રાખીને એકાગ્ર મનથી તમો સાંભળો. ॥૫૧॥ **ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે શતાનન્દમનોરથસિદ્ધિનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥**

## અધ્યાય ૪ થો.

ઉપર પ્રમાણે ગ્રંથના શ્રોતા વક્તાની વિશુદ્ધિ વદતાં વચ્ચે રાજાએ પુછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરો આપવાદ્વારા સપ્રસંગ ઉપોદ્‌ઘાત નિરૂપણ કરીને, હવે શતાનંદમુનિએ રચેલા, શ્રીહરિના લીલામૃતરૂપ પ્રબંધના પ્રારંભમાં ઇષ્ટદેવ શ્રીહરિના સ્મરણરૂપ કરેલા મંગળનો **સુવ્રતમુનિ** અનુવાદ કરી બતાવે છે—અધર્મને મૂળમાંથી ખોદી નાંખવા અને એકાંતિક ધર્મનું રક્ષણ કરવા માટે ઉત્તરકોસલ દેશમાં શ્રીભક્તિધર્મના પુત્રરૂપે પ્રકટ થએલા, ( આથી અધર્મનાશ અને ધર્મરક્ષણરૂપ અવતાર ધારણનું નિમિત્ત કહ્યું ) **વિબુધ**—સત્ત્વ પ્રકૃતિવાળા જ્ઞાનિઓને આનંદ આપનારા, ( ભગવાન સ્વરૂપથી નયનને અગોચર છે તથાપિ પોતાવિષે પરમ પ્રેમરસથી પરિપૂર્ણ એવા જ્ઞાનિઓના નયનને આનંદ આપવા અવતરે છે. એટલે અવતરણથી વિબુધોને આનંદ થાય છે ) અથવા—યજ્ઞાદિપ્રવૃત્તિદ્વારા **વિબુધ**—દેવતાઓને આનંદ આપનારા, જન્મ ધારણમાત્રથી કર્મપરવશ પ્રાણિઓની પેઠે હેયનો સ્પર્શ નથી પરંતુ **સદ્ધર્મી**—એટલે જેના અસાધારણ ધર્મો સત્—ઉપાદેય ( કલ્યાણ ) છે. અર્થાત્ કલ્યાણ ગુણોએ યુક્ત અથવા—એકાંતિક ધર્મના ધર્તા રક્ષક પ્રવર્તક હોવાથી સદ્ધર્મી, પોતે પીતાંબર છે તથાપિ અવતરણસમય અને વર્ણિઆશ્રમને અનુગુણ હોવાથી શ્વેતાંબરથી અનુભવાતા, પૂજનના ઉપકરણભૂત ચંદન પુષ્પહારોની સાહજીક કાંતિ કે જે તેના સ્વીકારવડે

णायर्पये ॥१॥ यो बाल्येऽप्यखिलर्द्धिवैभवभृतेऽनासक्त एवात्मनो गेहे स्वेष्टवृहद्व्रतोचितमवाप्याऽऽद्यूपनायं पितुः। हित्वा तीव्रविरक्तितः सह निजैः सम्बन्धिभिस्तद्दृढं कर्तुं तीव्रतपांस्यरण्यमगम-

---

થએલા પોતાના અંગસંગથી નિરતિશય શોભાવિશેષને પામે છે એવી કાંતિને ધારણ કરનારા, (આ પદથી નિરંતર આશ્રિતોએ પૂજેલા શ્રીહરિના અવયવોની શોભા વર્ણવી છે) શરણાગતોના અધ્યાત્માદિ તાપ હરવા પૂર્વક અપરોક્ષ આત્મસાક્ષાત્કાર કરાવવારૂપ શ્રીએ યુક્ત એવા ગુરૂ અને બદરીપતિ નારાયણઋષિની પેઠે નૈષ્ઠિક વ્રત તથા કૃપાળુતા વિગેરે ધર્મોમાં દૃઢ સ્થિતિ જોઇને ગુરૂ શ્રીરામાનંદસ્વામીએ દીક્ષાદાન સમયે જેમનું સાર્થક 'નારાયણમુનિ' એવું નામ આપ્યું છે એવા શ્રીહરિને (આશ્રિતોની અખિલ આપત્તિને હરનારા અથવા-પોતાવિષે જોનારા જનોના મનને હરનારા) હું નમસ્કાર કરૂં છું. ॥૨॥ એ રીતે અવતરણપ્રકારનું સ્મરણ કરીને, હવે દિવ્યચરિત્રોના કેટલાક પ્રકારો મંગળ માટે સ્મરણ કરે છે— જે શ્રીહરિ બાલ્યાવસ્થા કે જેમાં સદસદ્વિવેક કરવાનું સામર્થ્ય નથી, તેમાં પણ સમગ્ર સમૃદ્ધિના અતિશયથી સંપૂર્ણ એવા પણ પોતાના ગૃહમાં અલ્પ પણ આસક્તિએ રહિત હોઇને કેવળ ગુરૂજનના આગ્રહથી રહ્યા હતા. જ્યારે તેમજ હોય તો તત્કાળ ગૃહનો ત્યાગ કેમ ન કર્યો? એવી અપેક્ષામાં કહે છે કે- દ્વિજકુળમાં પ્રકટ થએલાએ દ્વિજમર્યાદા લોકસંગ્રહ માટે પણ પાળવી જોઇએ. ધર્મરક્ષા માટે પ્રવર્તેલાને આટલાની અવશ્ય અપેક્ષા છે. દ્વિજત્વ પણ યજ્ઞોપવીત સંસ્કારની અપેક્ષાવાળું છે. વળી ઉપનયનસંસ્કાર સ્વાભીષ્ટ નૈષ્ઠિક બૃહદ્વ્રતને સમુચિત છે. માટે જ્યાંસુધી ઉપનયનસંસ્કાર ન થયો ત્યાંસુધી પિતાની પરિચર્યાપરાયણ હોઇને ગૃહમાંજ અનાસક્ત થઇને રહ્યા. પિતાથકી યજ્ઞોપવીત પામ્યા પછી બહુ

योगेश्वरात्मप्रियः ॥२॥ स्वाभाविक्यमवच्च यस्य सततं ब्रह्मस्वरूपस्थितिर्धर्मो भक्तिरपि स्वकैः सह च यद्धृत्पद्ममध्यूषतुः । शब्दाद्या नृपदुर्लभाश्च विषयाः पञ्चापि यन्मानसं नाक्रष्टुं क्वचनापि

આત્મપ્રિય-સ્વસ્વરૂપજ જેને અતિશય પ્રિય છે અર્થાત્ આત્મારામ છે. જે યોગેશ્વર અને આત્મપ્રિય હોય તેને તપશ્ચર્યાથી સાધ્ય કશુ ન હોય કેવળ લોકોને શીખવવા અનુકરણમાત્ર છે. ચાર શ્લોકમાં રહેલા 'यत्' શબ્દનો 'स प्रभु.' આ પદની સાથે સબન્ધ છે ॥૨॥ પ્રકૃતિમડળમાં માનુષમસ્થાનથી અવતરેલા શ્રીહરિનુ પોતાના અસાધારણ સ્વભાવની અચ્યુતતારૂપ પરિપૂર્ણપણુ કહે છે—જે અવતરેલા શ્રીહરિની મનુષ્યના જેવી અવયવરચનામાત્રથી સર્વની સાથે સર્વાંશે સામ્યતા જણાય છે તથાપિ બ્રહ્મસ્વરૂપસ્થિતિ ( અખિલહેયવિરોધિત્વ અને કલ્યાણગુણાકરત્વરૂપ ) સ્વાભાવિક હોવાથી તેનો ક્યારેય પણ અચ્યુતભાવ નથી પરતુ પોતાવિષે અનન્યમનવાળાને નિરતર તેવીજ રીતે પ્રત્યક્ષ થાય છે. વળી પ્રાકૃત પ્રદેશમા રહ્યા છે તથાપિ મહારાજાઓને પણ દુર્લભ અને જેનાથી વનવાસી ત્યાગીઓનાપણુ શુદ્ધ હૃદયમા ક્ષોભ થાય છે એવા બ્રહ્માસુધીના સુંદર શબ્દાદિ પાચેય વિષયો પણ જેના નિર્મળ મનને સ્વસ્વરૂપથી બહાર આકર્ષણ કરવા માટે કોઈ પણ સમયમા સમર્થ થતા નથી. ધર્મ કે જે વેદવેદ્ય હોઇને અનેક અભ્યુદયના સાધનભૂત છે, ભક્તિ કે જે વેદાંતવેદ્ય હોઇને નિ શ્રેયસના સાધનભૂત ઉપાસનરૂપ છે, તે બન્ને પોત પોતાના શ્રદ્ધાદિ પરિવાર સાથે જેના ચરણકમળનો આશ્રય કરીને રહે છે. એટલે વેદવેદાતના અર્થરૂપ કર્મ તથા ઉપાસનાના સ્થાનભૂત જેના ચરણારવિંદ છે. અર્થાત્ જે વેદવેદાતતાત્પર્યના વિષયભૂત છે. 'यद्धृत्पद्ममध्यूषतु.' એવો પાઠ હોય તો એવો અભિપ્રાય છે-મનુષ્યલીલાને જણાવતા શ્રીહરિનો બીજા મનુષ્યોને દુર્લભ એવો મહિમાતિશય પ્રસિદ્ધપણે પ્રકાશે છે. કયો મહિમા તો બાલ્યાવસ્થામાજ ગૃહ અને ગુરૂજનનો વૈરાગ્યવેગથી ત્યાગ કરીને તીવ્ર તપ કરવા વનમા પધાર્યું, તથા બાલ્ય વયમાંજ

१ 'यत्पादाब्ज'मिति पाठान्तरम् ।

शेकुरमलं येभ्योऽस्ति भीस्त्यागिनाम् ॥३॥ भक्तान्स्वान्नरनाटनेन बहुधा यः प्रीणयन्भूतले रामानन्दगुरोरवाप महतीं दीक्षामुदारश्रवाः । विख्यातश्च ततो बभूव सहजानन्दाह्वया सद्गुरुः शुष्कज्ञानिकुलार्यनास्तिकमतध्वान्तैकचण्डांशुमान् ॥४॥ यश्चाधर्मकुलान्निजाश्रितजनांस्तूर्णं विमोच्याखिलांल्लोभेर्ष्यामदमानमत्सर-

નિરંતર પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકઘન બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ અયત્નસાધ્ય થઈ તથા હૃદયનું સદાય ધર્મ ભક્તિ વિગેરે સમગ્ર શ્રેયનાં સાધનોએ સંપન્ન થવું અને તપસ્વિઓને પણ દુર્લભ એવો મનોજય સહજ સુલભ થવો વિગેરે. મૂર્તિમાન્ અધિદેવરૂપ ધર્મ ભક્તિતો શ્રીહરિના સદા પાર્શ્વમાંજ છે. ॥૩॥ જેનું યશોગાન અખિલ અર્થને આપનારૂં હોવાથી ઉદાર યશવાળા જે શ્રીહરિ ભુતળમાં માનુષ લીલાવડે પોતાના પરમ ભક્તોને અતિશય પ્રસન્ન કરવા માટે તે તે સ્થળમાં તીર્થાટનના મિષથી વિચરતા વિચરતા જગતમાં ઉદ્ધવાવતારથી પ્રખ્યાત થએલા લોકગુરૂ શ્રીરામાનંદમુનિને પિપળાણામાં પામીને નૃનાટ્યના અનુકરણ માટે તેમના થકી વૈષ્ણવી પંચસંસ્કારી મહાદીક્ષા પામીને તે દિવસથી 'સહજાનંદ' સાર્થક સંજ્ઞાથી વિખ્યાત થયા. અને આશ્રિતોના યથોચિત ઉપદેષ્ટા સદ્ગુરૂ થઈને જેમ પ્રચંડ કિરણોવાળો સૂર્ય ગાઢાંધકારને નાશ કરેછે તેમ વેદ વૈદિક વર્મના વિરોધિ ચાર્વાક જૈન બૌદ્ધાદિ નાસ્તિકોના દુર્મતોને તથા વેદમાં પ્રવેશ કરીને પણ માયાશબલિત ઈશ્વર કે જેમાં ઉપાસ્ય ઉપાસક ભેદનું અવલંબન છે, તેનાથી આત્મદર્શી અમોને શું પ્રયોજન છે ? અર્થાત્ અહં બ્રહ્માસ્મિ એમ માનીને પરમેશ્વરમાં પ્રેમરસે રહિત કેવળ શુષ્કજ્ઞાનમાં જે પ્રવર્તે છે એવા શુષ્કજ્ઞાનિકુલાર્ય એટલે શુષ્કજ્ઞાનિકુળને પ્રવર્તાવનારા જે આચાર્યાભાસો છે તેમના પણ શુષ્ક મતને ખંડન કરનારા થયા, અથવા કુળાર્યશબ્દથી કૌલ ( વામ ) માર્ગના આચાર્યનું ખંડન કરનારા એવો અર્થ જાણવો ॥૪॥ જે શ્રીહરિ પ્રકૃતિસંસર્ગથી થએલો, પ્રતિદિન વૃદ્ધિ પામતો હોવાથી નહિ પરાભવ થાય એવા શત્રુરૂપ મહામોહના મુખ્ય સૈન્યરૂપ લોભ, ઈર્ષ્યા, (બીજાની સમૃદ્ધિ ન સહન થાય તે) મત્સર, (ઈર્ષ્યા-

**कलिक्रोधात्मभूसैन्यतः । स्वीयं धाम तमःपरं नयति तान्देहावसानेऽक्षरं ब्रह्माधिक्षिति स प्रभुर्विजयते भूरिप्रतापो हरिः ॥५॥ क्वचन निजमुखारविन्ददृष्ट्यै निजमुटजं परिवेष्ट्य मण्डलेन । स्थितमृषिगणमाकलय्य तूर्णं बहिरुपगच्छति मे मनोऽस्तु तस्मिन् ॥६॥ क्वचन मुनिगणागमं निशम्य द्रुतमभिसञ्चलनास्मृतोत्तरीये । न-**

---

નીજ ઉત્કટ (ન રહી શકાય તે) બીજાના ઉત્કર્ષનો ઉપરોધ કરવાની પ્રવૃત્તિ સુધીની અવસ્થા) માન, (વિદ્યા અભિજન ધનાદિકવડે ઉત્કૃષ્ટપણાનું અભિમાન) મદ, (માનનીજ ઉત્કટ બીજાનું અપમાન કરનારૂં સ્વચ્છંદચેષ્ટિત રૂપ ઉદ્ધતપણા સુધીની અવસ્થા) ક્રોધ, કલિ, (ક્રોધનો ઉત્કટ પરિપાક કલહરૂપ) અને કામ આ સર્વે કે જે અધર્મના કુળરૂપ છે; તેવડે પરાભવ પામેલા પોતાના આશ્રિત જનોને તત્કાળ તેથકી મુકાવીને પ્રારબ્ધ દેહના અવસાન સમયમાંજ તમથકી પર વર્તતા અક્ષરબ્રહ્મ ધામમાં પહોંચાડે છે. એવા પ્રબળપ્રતાપી પ્રભુ શ્રીહરિ પૃથ્વી ઉપર વિજય પામેછે ॥૫॥ હવે ભગવાનનું ભક્તાધીનપણું અનુસ્મરણ કરીને સ્તુતિ કરે છે— જે શ્રીહરિ કોઈ સમયમાં પોતાના મુખારવિંદનાં દર્શન કરવા માટે પોતાના નિવાસસ્થાનભૂત પર્ણશાળાની ચારે તરફ ગોળાકાર વીંટાઈને ઉભા રહેલા મુનિમંડળને જાણીને, તુરત તેમનો મનોરથ પૂરવા બહાર આવે છે. એક ક્ષણ પણ વિલંબ કરતા નથી, એવા ભક્તાધીન ભગવાનમાં મારૂં મન નિરંતર રહો. (આ વાત પંચાળા વિગેરે સ્થળે પ્રસિદ્ધ છે) ઋષિશબ્દથી આત્મદર્શી કહ્યા છે, આત્મદર્શીઓપણ આત્મદર્શનથકી ભગવન્મુખારવિંદનાં દર્શન માટે અધિક ઉત્સુક થાય છે માટે આત્મદર્શનની અપેક્ષાએ ભગવાનના દિવ્ય આકારનું દર્શન અમૃતના આસ્વાદની પેઠે અતિશય પ્રિય છે એમ જણાવ્યું છે. ॥૬॥ આવતા મુનિમંડળને સન્મુખ જવાની ત્વરા ઉપરથી સુચવેલો સુલભતાનો અતિશય કહે છે–કોઈ સમયમાં પોતાનાં દર્શન કરવા પોતા પાસે દેશાંતરમાંથી આવતાં મુનિમંડળોનું કોઈ આગળ આવેલા જનના મુખથી આવવું સાંભળીને તેજ ક્ષણમાં મુનિસન્મુખ ત્વરાથી જતાં ઉત્તરીયવસ્ત્ર (ઓઢવાનું ખેસ વિગેરે) પણ ભુલી જાય છે માટેજ એક પહેરેલા વસ્ત્રથી

वनलिनदृशाऽभितो निजांस्तान्सुखयति मेऽत्र मनोऽस्तु चैकचैले ॥७॥ क्वच सदसि महासनोपविष्टे करविलसत्तुलसीन्धनस्रजीशम् । स्मरति भगणमध्यगेन्दुशोभे मुनिनयनैकपदे मनोऽस्तु तस्मिन् ॥८॥ क्वच मुनिजनमाननात्तशुक्लाम्बरतिलकाक्षतचित्रपुष्पमाले । स्थितवति धृतपादुकेऽस्तु चेतो भगवति मे कटिदत्त-

રહે છે. વસ્ત્ર ભુલી જવામાં નિમિત્ત તો ત્વરાની તીવ્રતા છે. અતિશય પ્રેમ આવી જવાથી ત્વરા થઈ જાય છે. ભક્તો ઉપર ભગવાનનો પ્રેમ દ્વિગુણ છે. વળી સન્મુખ જઇને નવીન કમળ સરખી પ્રેમગર્ભિત દૃષ્ટિથી ચારે બાજુ ઉભા રહેલા મુનિમંડળોને આનંદ આપે છે. એવા શ્રીહરિવિષે મારૂં મન નિરંતર રહો. (આ વાત દુર્ગપુર વિગેરે સ્થળે પ્રસિદ્ધ છે) ॥૭॥ કોઈ સમયે સભામાં મહા અમૂલ્ય ઉંચા મંચ કે પાટ કે ઢોલીયા ઉપર મુનિમંડળથી વિંટાઇને વિરાજમાન થયેલા, માટેજ તારામંડળથી વિંટાએલા પ્રકાશમાન પરમાહ્લાદ ચંદ્રમાની પેઠે શોભતા અને જમણા કરકમળની મધ્યમા આંગળીના મધ્ય પર્વ ઉપર તુલસીકાષ્ઠની શોભાયમાન જપમાળાને ફેરવવાપૂર્વક નૃનાટ્યના અનુકરણથી ઇષ્ટદેવપણે માનેલા શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારા અને તે સમયની દિવ્ય શોભાનાં દર્શન કરવામાં અત્યાસક્ત મુનિજનોના નેત્રોના એક (પ્રધાન બીજું સ્થાન નહિ) સ્થાનભૂત એવા ભગવાન્ શ્રીહરિનેવિષે મારૂં મન નિરતર રહો ॥૮॥ એ રીતે સભામાં વિરાજેલા શ્રીહરિની દિવ્ય શોભા સ્મરણ કરીને, હવે ચાલીને ઉભા રહેલા શ્રીહરિની દિવ્ય શોભા સ્મરણ કરે છે—કોઇ સમયમાં જ્યારે આ શ્રીહરિ સભામાં સદ્‌ઉપદેશની સમાપ્તિ કરીને ચાલે છે ત્યારે પદેપદે પૂજા માટે મુનિઓ પ્રેમઆદરથી પ્રવર્તે છે. પૂજા કરવાની ઇચ્છાવાળા તો બહુ છે. સભામાં પૂજા કરવાનો અવસર નહિ મળવાથી તેની વાટ જોયા કરતા તે મુનિઓ પાદપદ્મમાં પાદુકા પહેરીને પધારતા પ્રભુની શ્વેત વસ્ત્રો, કુંકુમના ચંદ્રકે સહિત ઉર્ધ્વપુંડ્ર તિલક, તિળકના અલંકાર માટે આખા અક્ષત અને વિચિત્ર વર્ણના પુષ્પોના હાર વિગેરેથી પૂજા કરવા પ્રવર્તે છે. ત્યારે જે શ્રીહરિ મુનિનો અભિપ્રાય જાણી જઇને કટિ ઉપર ડાબો

पाणिपद्मे ॥९॥ अजनजनिमुखोत्सवेषु नानाजनपदसङ्गतभूरिभक्तसङ्घैः। विविधवसनभूषणैः सुगन्धैरपचित एष मुदेऽस्तु पुष्पहारैः ॥१०॥ क्वचन मुनिजनातिथिक्रियायां दृढकटिबन्धपिनद्धपीतवासाः। स्वयमपि परिवेषयन्मुहुस्तानतिमुदितान् विदधत्स मेऽस्तु सिद्ध्यै ॥११॥ ध्वजयवकमलाङ्कुशोर्ध्वरेखारुचिरपदक्रमणैरिमां धरित्रीम्। विदधदतिदिवं स धर्मसूनुर्निजसेविनर्मकरो

કરકમળ મુદ્રીને ત્યાંજ ઉભા રહીને મુનિઓએ અર્પણ કરેલા શુક્લાંબર, તિલક, અક્ષત, પુષ્પહાર વિગેરે પૂજાપદાર્થો પ્રેમથી સ્વીકારે છે એ રીતે મુનિજનોએ કરેલી પૂજામાં પૂજોપહારને સ્વીકાર કરનારા, પાદુકા પહેરીને સ્વજનરંજક લીળાથી ઉભા રહેલા ભગવાન્ શ્રીહરિવિષે મારૂં મન નિરંતર રહો ॥૯॥ કોઈ સમયમાં અજન્મા ભગવાન્ શ્રીકૃષ્ણના જન્માષ્ટમી રામનવમી પ્રબોધની વિગેરે ઉત્સવો ઉપર દેશદેશમાથી આવેલા અસખ્ય ભક્તસઘોએ શાલ દુશાલા વિગેરે વિવિધ વસ્ત્રો, કડા વિગેરે આભૂષણો, સુગધિમાન ચદન અને પુષ્પહારોવડે પૂજેલા, માટેજ અતિ શોભાયમાન એવા શ્રીહરિ મને ગ્રથ રચવામા ઉત્સાહ સાથેનો હર્ષ આપો ॥૧૦॥ આ શ્લોકથી સૌશીલ્યનો અતિશય કહે છે—જે શ્રીહરિ સ્વય પરથકી પણ પર છે તથાપિ પોતાનુ સર્વોપરીપણુ નહિ ગણીને કોઈ સમયમાં પોતાના પરમ ભક્ત મુનિમંડળ ઉપર પરમાદર રાખી તેમને અતિથિભાવથી સન્માન આપવા અતિથિસત્કિયામાં પ્રવર્તતા ડાબા ખભા ઉપર પછવાડે લાંબા કરેલા પીતાબરથી દૃઢપણે કટિ બાંધીને બીજા અનેક મુનિઓ પીરસનારા તૈયાર છે તથાપિ પોતેજ મુનિજનોને વારવાર જલેબી વિગેરે પકવાન્ન પીરસીને અત્યત તૃપ્ત કરે છે (આ વાત લોયા ગઢડા વડતાલ વિગેરે સ્થળે પ્રસિદ્ધ છે) તે શ્રીહરિ મારી ગ્રથસમાપ્તિરૂપ સિદ્ધિ માટે થાઓ ॥૧૧॥ આ ભગવાન્ શ્રીહરિએ ધ્વજ, જવ, કમળ, અકુશ અને ઉર્ધ્વરેખા વિગેરે ચિહ્નોવડે સુદર એવા પોતાનાં પગલાવડે જેવી રીતે પૃથ્વીને અલકૃત કરી

१ 'निजनतशर्मकर' इति पाठान्तरम्।

ददातु बुद्धिम् ॥१२॥ क्वचन निजसुतद्वयाय देशान् सदसि समं हि विभज्य दत्तवन्तम् । भुवि वृषपरिरक्षणैकभावं वृषतनयं तमहं धियै स्मरामि ॥१३॥ इह जडमतयश्च पापिजीवा अपि यदुदारसदाश्रयेण नैके । द्रुततरपरिहातदु:स्वभावाः सुकृतिवराः स्युरसौ स मेऽस्तु तुष्टः ॥१४॥ क्वचन निजजनान् यथाधिकारं ननु निगमस्मृतिसम्मतं स्वधर्मम् । यदुपतिभजनाढ्यमादिशंस्तं

છે તેવી તો પૂર્વે કોઈએ પણ કરી નથી જેમણે કરેલા અલંકરણથી અલંકૃત થએલી પૃથ્વી સ્વર્ગને પણ અતિક્રમણ કરે છે એટલે તેની અપેક્ષાએ અધિક સૌભાગ્યશાળી થાય છે. એવા અને પોતાના આશ્રિતોને આનંદ આપનારા એવા ધર્મનંદન શ્રીહરિ મને સારી બુદ્ધિ આપો 'निजसखिनर्मकर.' એવો પાઠ હોય ત્યારે તો કોઈ વખતે પરિહાસલીળામાં 'પોતાના સખાઓની સાથે પરિહાસ કરનારા' એવો અર્થ કરવો ॥૧૨॥ કોઈ સમયે સમગ્ર ભક્તજનોથી ભરપુર એવી સભામાં મુમુક્ષુ મનુષ્યોના મોક્ષ માટે ધરા ઉપર ધર્મની પરિરક્ષા કરવાનાજ એક અભિપ્રાયથી પોતાના મોટા નાના ભાઈઓના પુત્ર અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજીને દત્તવિધિથી પોતાના પુત્રપણે સ્વીકારી તેમને ભરતખંડના સરખા ઉત્તર દક્ષિણ વિભાગ કરીને આપનારા એવા ધર્મતનય શ્રીહરિનું નિબંધનિર્માણમાં ઉપયોગી બુદ્ધિની અભિવૃદ્ધિ માટે પ્રેમપરિપૂર્ણ મનવડે હું સ્મરણ કરૂછું. ॥૧૩॥ આ લોકમાં મંદમતિના અનેક મનુષ્યો તથા અપાર પાપી પુરૂષોપણ જે શ્રીહરિના સાક્ષાત્ સંબંધવાળા મોટા સાધુઓના સમાશ્રયમાત્રથી તત્કાળ સમસ્ત દુસ્ત્યજ દુ:સ્વભાવોનો પણ એકદમ પરિત્યાગ કરીને સુકૃતશાળીઓમાં પણ શ્રેષ્ઠ થઈ જાય છે. (આ વાત કાઠી કોળી કિરાત વિગેરેમા પ્રસિદ્ધ છે) એવા સમર્થ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ ॥૧૪॥ કોઈ સમયે અધિકારને અનુસારે નિજજનોને શ્રુતિસ્મૃતિસંમત સ્વધર્મનો ભગવદ્ભક્તિએ સહિતજ નિશ્ચયથી સદ્બોધ આપીને તેવીજ રીતે અનુષ્ઠાન કરાવતા અને પોતે પરમેશ્વર હોવાથી વિધિવશ્ય નથી તથાપિ ભક્તલોકોને શીખવવા સારૂ સ્વોચિત સ્વધર્મનું અનુષ્ઠાન કરનારા એવા શ્રીહરિ મારી

विदधदथ स्वयमीश एष तुष्यात् ॥१५॥ क्वचन विदधदिष्टकर्म शुद्धं क्वच विदधद्भुवि पूर्तकर्म चेशः । अगणितमुग्रजान् यथेष्टभोज्यैरतितुहितान् विदधे स मेऽस्तु तुष्टः॥१६॥ क्वच निशि मुनिवृन्दमध्यसंस्थः स्वयमुरुसंशयपृच्छयमुद्विभाव्य । प्रतिपदमुरुधोत्तरप्रदाता हरिरिह साधु तनोतु मङ्गलं मे ॥१७॥ अकृतविविधयोगसाधनोऽपि भुवमणुवीक्षणमात्रतोऽपि यस्य । [illegible] सकलसमाधिसिद्धिमेति प्रभुरखिलं मम मङ्गलं क्रियात्सः ॥१८॥ भवतीह भुवस्तले महान्नगराजो हिमवानुदग्दिशि । विततोच्चगृहा-

ઉપર પ્રસન્ન થાઓ ॥૧૫॥ કોઈ સમયમાં ધર્મપ્રવર્તન માટે જે પોતાનું અવતરણ છે તેને પ્રત્યક્ષ કરાવા પૃથ્વી ઉપર શુદ્ધ-પ્રાણીપીડાએ રહિત વિષ્ણુયાગ અન્નસત્ર આદિક ઈષ્ટકર્મ કરનારા અને કોઈ સમયે વાવ્ય કુવા તલાવ ધર્મશાળા દેવમદિર વિગેરે પૂર્તકર્મ કરનારા અને તેના અંગપણે તેમજ સ્વતંત્રપણે પણ અગણિત બ્રાહ્મણોને યથેષ્ટ ચાર પ્રકારનાં ભોજન જમાડીને અતિ તૃપ્ત કરનારા. એ રીતે એક ધર્માનુષ્ઠાનમાંજ તત્પર પરમેશ્વર એવા શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાઓ. (આ વાત ડભાણ જેતલપુર અમદાવાદ મેઘપર માંગરોળ દુર્ગપુર વડતાલ વિગેરે સ્થળે પ્રસિદ્ધ છે) ॥૧૬॥ કોઈ સમયમાં રાત્રિએ સભામાં મુનિમંડળના મધ્યમાં વિરાજમાન થઈને અત્યંત ગૂઢ અર્થો કરણાથી આશ્રિતોને જણાવા માટે પોતેજ અતિશય સંશયવાળા કેટલાક કઠિન પ્રશ્નો પુછીને તેનો કોઈથી પણ પ્રત્યુત્તર ન થાય ત્યારે પ્રશ્નના પ્રત્યેક પદોને લઈલઈને અનુક્રમથી જીજ્ઞાસુઓને સુબોધ થાય એવી રીતે ઉત્તર આપીને આશ્રિતો ઉપર અનુગ્રહ કરનારા એવા શ્રીહરિ આ ગ્રંથ રચવામાં મારૂં સારૂ મંગળ કરો. (આ અર્થ વચનામૃતમાં પ્રસિદ્ધ છે) ॥૧૭॥ આ ભૂમિ ઉપર યોગના યમનિયમાદિ નાનાવિધ ઉપાયોના અનુષ્ઠાનને નહિ કરનારો પામર પુરૂષ પણ જેના જરા જોવામાત્રથીજ નિશ્ચે સંપૂર્ણ અષ્ટાંગયોગના ફળરૂપ સંપ્રજ્ઞાતસમાધિની સિદ્ધિ (સ્વતંત્રતા)ને પામે છે (આ અર્થ કાળવાણી માંગરોળ વિગેરે સ્થળે પ્રસિદ્ધ છે) એવા પ્રભુ-મહા સામર્થ્યવાળા શ્રીહરિ મારૂં સમગ્ર મંગળ કરો ॥૧૮॥ એવી રીતે અઢાર

मकन्दरः पृथुरूप्योच्चयशुभ्रकान्तिमान् ॥१९॥ क्वचिदञ्जनपुञ्जसन्निभः क्वचिदष्टापदसानुशोभनः । क्वचिदेष च रौप्यशृङ्गभृद्बहुधा वर्णविचित्रदर्शनः ॥२०॥ विमलाः पुरुनिर्झरोद्भवाः परितः सारस-

શ્લોકથી ઈષ્ટદેવ શ્રીહરિનાં કેટલાંક ચરિત્રોનો સંગ્રહ કરવા પૂર્વક સવિસ્તર મંગળ કરીને, હવે શ્રીહરિના પ્રાદુર્ભાવનું નિમિત્ત કહેવાનો ઉપક્રમ કરતાં પ્રથમ અગીયાર શ્લોકથી હિમાલયનું વર્ણન કરે છે—ભૂતળ ઉપર ભારત ભૂમિમાં ઉત્તર દિશા તરફ હિમાલયનામથી પ્રસિદ્ધ **નગરાજ**-સર્વ પર્વતોની અપેક્ષાએ શ્રેષ્ઠ હોવાથી પર્વતમાત્રનો રાજા અને **મહાન્**-આકૃતિયોગ અને ગુણયોગથી મોટો પર્વત છે. હિમાદ્રિની શ્રેષ્ઠતા પ્રસિદ્ધ છે. ભગવાન્ શંકર જેવા તો જેના જમાઈ છે અને જેના શિખર કૈલાસાચળમાં શંકર નિરંતર નિવાસ કરીને રહે છે. જેનાં પુત્રી પાર્વતી છે. સંક્ષેપમાં ગુણયોગ કહે છે-જે પર્વતમાં રહેલી અનેક ગુફાઓ વિશાળ ઉન્નત ભવન (હવેલીયો) જેવી જણાય છે તથા જે પર્વત વિશાળ ઉન્નત રજતરાશિ જેવી અત્યધિક શ્વેતકાંતિથી શોભે છે ॥૧૯॥ બીજા વિશેષ ગુણો વિસ્તારથી વર્ણવે છે-આ નગરાજ જોનારા જનોના નયનને રંજન કરનારા રૂપાતિશયને ધારણ કરે છે. કેમકે—નાના પ્રકારના રંગવાના પદાર્થોથી રંગેલો હોય ને શું? એમ નાનાવિધ વર્ણવાળો પ્રકાશે છે. કોઈ ભાગમાં અંજનપુંજ જેવા અતિશય નીલવર્ણવાળો છે. કોઈભાગમાં સુવર્ણમય શિખરોને લીધે પીત વર્ણવાળો છે. કોઈ ભાગમાં રજતમય શિખરો વડે અતિ શ્વેત વર્ણવાળો છે. (આ ઉપરથી બીજા બાકીના રક્તાદિ વર્ણો પણ જાણી લેવા) એવી રીતે વિવિધ વર્ણવડે વિચિત્ર રૂપવાળો જણાય છે. (દર્શન શબ્દનો રૂપ એવો અર્થ કરવો) ॥૨૦॥ અનેક ગંગાદિ પાવન નદીઓના નીકળવારૂપ અતિશય કરે છે-જે નગરાજમાંથી નીકળેલાં અનેક નિઝરણોમાંથી ઉત્પન્ન થએલી, **વિમળ**-પોતે મળે રહિત હોઈને સ્નાનપાનાદિ કરનારા જનોના અંતરના મળને ધોનારી, (પ્રસન્નપાવન) અને કાંઠા ઉપર રહેલા સારસ હંસ પક્ષીઓથી શોભાયમાન અને પવનવડે ચંચળ થએલા તરંગોના જેમાં શબ્દો થાય છે એવી ગંગા યમુના વિગેરે સો એ સો સરિતાઓ ચારે

हंसमण्डिताः । सरितः प्रसरन्ति या यतः शतशो लोलतरङ्गशब्दिताः ॥२१॥ धवकेतककुम्भपाटलाभिः ककुभैः कुन्दकदम्बनालिकेरैः । वटबिल्वकपित्थदाडिमैर्यो रुचिरस्तालतमालसालजालैः ॥२२॥ सरलैर्वरणैरशोकवृन्दैर्बकुलाम्रातकचम्पकै रसालैः । कदलीप्रमुखैः फलद्रुमैर्यो रमणीयः कुसुमद्रुमैः समन्तात् ॥२३॥ विकचैः कुसुमैरिवेक्षमाणश्चलशाखद्रुमिराह्वयन्निवार्यान् । मधुरैः पिककूजितैश्च दर्भैः फलमूलादिभिरप्ययातिथेयः ॥२४॥ रुरुभि-

તરફ નીકળીને વહે છે 'सारसहंसमण्डिता' આ પદથી દષ્ટિપ્રિયપણુ અને સારસ હંસના નિવાસથી કમળનો સદ્ભાવ સિદ્ધ થતા સુરભિપણુ સૂચવ્યુ છે 'निर्झरोद्भवा' આ પદથી શીતળતા સૂચવી છે 'विमला.' આ પદથી પાવનતા પ્રકાશ થાય છે 'लोलतरङ्गशब्दिता' આ પદથી શ્રોત્રને આનંદ આપવાપણુ તથા મંદવાયુએ સહિતપણું જણાવ્યુ છે ઇત્યાદિ અતિશય આ સ્થળે જણાય છે ॥૨૧॥ હવે વૃક્ષવૃંદથી રમણીયતા કહે છે—ધાવડો, કેવડો, કુંભ, (ગુગ્ગુલ) રાતો રોહિડો, અર્જુન, કુંદ (કુન્દરૂ વૃક્ષ) કદંબ, નાલીયેરી, વડ, બિલી, કોઠી, દાડિમ, તાડ, તમાલ, સાલ, જાલ (નીપ-મહાકદંબ) આ વૃક્ષોએ કરીને જે હિમાદ્રિ સુંદર છે સરલ (એક જાતનો દેવદારૂ) વરણ (તિક્તશાક નામનો) આસોપાલવના વૃંદો, બોરસડી, આંબા, ચંપા, રસાલ (એક જાતના આંબા) અને કેળો વિગેરે ફળપ્રધાન તથા પુષ્પપ્રધાન વૃક્ષો વડે જે હિમાદ્રિ ચારે તરફ અતિ રમણીય છે ॥૨૨-૨૩॥ વળી વૃક્ષવૃંદથી રમણીય જે હિમાલય ચારે તરફ પોતાની પાસે થઇને પ્રયાણ કરનારા પુરુષોને પ્રફુલિત પુષ્પો રૂપી ચક્ષુથી જોતો હોયને શુ ? અને જનોને જોતા તેમાં જે પૂજ્ય લાયક જણાય તેમને વાયુવેગથી ચચળ થતી શાખાવાળા વૃક્ષોરૂપી હસ્તમુદ્રાથી તથા કોયલીના મધુર શબ્દરૂપી કંઠશબ્દથી બોલાવતો હોયને શુ ? અને પોતાપાસે આવેલા પૂજ્યોને દર્ભરૂપી આસન તથા ફળ મૂળ કંદાદિરૂપ ભોજનવડે તૃપ્ત કરતો હોયને શુ ? એવી રીતે દર્ભ ફળ ફુલ મૂળ કંદાદિવડે અતિથિઓને હિત કરનારો છે ॥૨૪॥ જે પર્વતમાં રૂરૂનામના મૃગો,

महिषैर्वलीमुखैः किटिशल्यैः श्रित ऋक्षगण्डकैः । कृकवाकुमयूरचातकैरितरैः पक्षिगणैश्च सेवितः ॥२५॥ गजबृंहितनिर्झरस्वनैरुपदेवाद्युपवीणनैस्तथा । निगमध्वनिभिर्धुनीरवैर्निनदैः पक्षिगणस्य लक्षितः ॥२६॥ विदधे विधिनैव योऽधिप. सकलानामपि भूभृतां पुरा । निखिलोत्तमरत्नसम्भवः श्रित एवास्ति शिवादिभिश्च यः ॥२७॥ यत्र दिव्या त्रिपथगा प्रथमं सुप्रतिष्ठिता । ब्रह्मलोकादपाक्रान्ता वर्तते सप्तधा किल ॥२८॥ वस्वौकसारा नलिनी पावनी च सरस्वती । जम्बूनदी च सीता च गङ्गा सिन्धुश्च सप्तमी ॥२९॥

પાડાઓ, વાનરો, વરાહો, શાહુડીયો, રીંછો, ગેંડાઓ વિગેરે રહ્યા છે (આ પૂર્વાર્ધથી સામાન્ય મનુષ્યોએ દુર્ગમતા સૂચવી છે) તથા કુકુટ મયૂર અને ચાતક તેમજ તે સીવાયના બીજાપણ પક્ષિગણો રહે છે (આ ઉત્તરાર્ધથી દ્વિજગણોએ ઉપસેવ્યતા સૂચવી છે) ॥૨૫॥ જે હિમાદ્રિ હાથીઓના શબ્દો, નિઝરણોના નાદો, ગંધર્વોના વીણાદિવાદ્યસ્વરે સહિત ગાનો, મુનિઓના વેદાધ્યયનના ધ્વનિઓ અને પક્ષિસમૂહોના શબ્દોવડે અત્યત શોભે છે ॥૨૬॥ જે પર્વતને પૂર્વે બ્રહ્માએ સર્વ પર્વતનો અધિપતિ કર્યો છે તે બ્રહ્માડપુરાણમાં કહ્યુ છે—'शैलानां हिमवन्त च नदीनामथ सागरम् । गन्धर्वाणामधिपतिं चक्रे चित्ररथ विभु ॥' વળી જે પર્વત સમસ્ત ઉત્તમ રત્ન (પ્રત્યેક જાતિમા ઉત્તમ વસ્તુઓ અથવા મણીઓ)ની ઉત્પત્તિના સ્થાનભૂત હોઇને ભગવાન્ મહાદેવ અને બીજા દેવવરોએ આશરેલો શોભે છે ॥૨૭॥ ગગાદિ મહાનદીઓની ઉત્પત્તિરૂપ વિશેષ કહે છે—બ્રહ્મલોકથકી નીચે નીકળેલી, વામન ભગવાનના ચરણકમળનો સબધ થવાથી તેમજ સુરસરિતા હોવાથી દિવ્યા, એવા ગગાજી ભગીરથ રાજાની પ્રાર્થનાથી સત્યલોકમાથી નીચે ઉતરતા શિવજીએ શિવ થવા સારૂ પોતાના શિર ઉપર ધારણ કરીને જે હિમાદ્રિમા પ્રથમ પ્રતિષ્ઠા પમાડી છે તેજ ગગાજી ત્યાથી સાત પ્રવાહથી વહે છે. આ ગગા સ્વર્ગ પૃથ્વી અને પાતાળમાં વહેતી હોવાથી ત્રિપથગા થતા પ્રથમ હિમાલયમા પ્રતિષ્ઠિત થઈ છે તેના સાત નામ– વસ્વૌકસારા, નલિની, પાવની, સરસ્વતી, જમ્બુનદી, સીતા, ગગા

तत्र क्षोणिधराधिपे भगवतो नारायणस्याश्रमः साक्षाच्छ्रीपुरुषोत्तमस्य कृपया ऋष्याकृतिं बिभ्रतः। स्वप्रेष्ठप्रभुसेवनात्तवदरीदावाकृतिच्छादितस्वानन्ताक्षरधामतोऽस्त्यतिसुखं यो दत्त एवेक्षणात् ॥३०॥ बदरीतरुमण्डलोल्लसद्रसवत्कोलगुलुञ्छकाश्च यत्। दधते हि कमण्डलुभ्रमं प्रभुवीक्षागतमुक्तहृत्स्वपि ॥३१॥ परितस्तरुमूलसंश्रिता निगमार्थं भगवन्मुखाच्छ्रुतम्। हृदये विजने पुनः पुनर्मुनयो यत्र विभावयन्ति च ॥३२॥ शशकाः खनकाः

---

અને સિંધુ. આ સાત ગંગાઓ છે ॥૨૮-૨૯॥ એ રીતે હિમાદ્રિનું વર્ણન કરીને હવે તેમાં રહેલા બદરિકાશ્રમનું વર્ણન કરે છે—પૂર્વે વર્ણવેલા પર્વતરાજ હિમાદ્રિમાં ભગવાન્ નારાયણનો બદરિકાશ્રમ નામથી પ્રસિદ્ધ આશ્રમ છે. જેમાં સાક્ષાત્ પુરુષોત્તમ લોકોના અનુગ્રહ માટે કૃપાથી ઋષિરૂપે અવતરીને તીવ્રતપ કરે છે. જે આશ્રમ પૃથ્વી ઉપર પ્રકટ થએલા પોતાના પ્રિયતમ પ્રભુની પરિચર્યા માટે જેનો અંત-માપ નથી એવું અક્ષર ધામજ પોતે બદરીવનની આકૃતિ સ્વીકારી તેના મિષથી પોતાનું સ્વરૂપ આચ્છાદન કરીને નારાયણના આશ્રમરૂપે સમીપે રહ્યું હોય એમ જણાય છે. ( આથી આશ્રમનું દિવ્ય અદ્ભુત મહત્ત્વ કહ્યું ) જે આશ્રમ ત્યાં આવેલા જનોને દર્શનમાત્રથી સમસ્ત દુષ્કૃતોને શમાવાપૂર્વક અતિ આનંદ આપે છે. ॥૩૦॥ અધ્યાયની સમાપ્તિસુધી બદરિકાશ્રમનું વર્ણન કરે છે-જે આશ્રમમાં બદરીવૃક્ષોના વૃંદોમાં લટકતાં રસવાળાં રમણીય ફળોના મોટા મોટા ગુચ્છો (જુમખાં લેરખાં) પ્રભુનાં દર્શન કરવા આવેલા મુક્તોના મનમાં પણ 'આ તે કમંડળાં હશે કે શું?' એવી ભ્રાંતિ કરે છે. ભ્રાંતિએ રહિત એવા પણ મુક્તોને ભ્રાંતિ થાય છે આતો અતિશયોક્તિ છે. કમંડળાંનો ભ્રમ થાય છે આતો મોટાપણાની અતિશયોક્તિ માટે છે ॥૩૧॥ જે આશ્રમમાં મનની એકાગ્રતા થાય એવા એકાંતસ્થળમાં ચારે તરફ વૃક્ષમૂળનો આશ્રય કરીને મુનિઓ ભગવાનના વદનારવિંદથી સાંભળેલા વેદાર્થનો વારવાર હૃદયમાં વિચાર (મનન) કરે છે ॥૩૨॥ જે આશ્રમમાં શશલાં, ઉંદર, પક્ષીઓ અને મૃગ વિગેરે પણ સારૂ શિક્ષણ આપેલા મુનિ-

खगा मृगाः सदयं मुक्तजनैरुदीक्षिताः । अचलाः खलु चिन्तयन्ति यन्मुनिबाला इव शिक्षिता हरिम् ॥३३॥ जनतापरिपीडनोद्यता हरिभीता मदनाद्यरिद्विपाः । प्रभवन्ति न मुक्तधाम यं हृदये नाप्यभिगन्तुमञ्जसा ॥३४॥ निजमानसतापशान्तये परितो मुक्तजना यदागताः । हरिवागमृतेन निर्वृता बृहदानन्दसुखाश्चरन्ति

બાળકો હોયને શું? એમ નારાયણનું નિશ્ચળપણે ચિંતન કરે છે. આ શી રીતે સંભવે ? તો ભગવાનની સાથે આ લોકમાં અવતરેલા મુક્તજનો અથવા બ્રહ્મદર્શિ હોવાથી મુક્ત જેવા જનોએ 'આ પશુપક્ષીની યોનિમાં પ્રવિષ્ટ થએલાઓ કલ્યાણના ભાગી ક્યારે થશે ) એમ ધારીને અધિક કરૂણાયુક્ત કટાક્ષ કરવાથી તત્કાળ જ્ઞાનશક્તિને પામીને ભગવાનનું ચિંતન કરે છે. બ્રહ્મદર્શિનો પ્રસાદ થાય તો કશું અઘટિત નથી એવો અભિપ્રાય છે. જ્યારે ભગવાનના એકાંતિક સાધુજનના અનુગ્રહથી પશુ પક્ષ્યાદિકનું શ્રેય થાય છે તો મનુષ્યોનું થાય એમાં કહેવું જ શું? એવો પણ અભિપ્રાય છે. ॥૩૩॥ જેમ સિંહથકી ભય પામેલા હાથીઓ જ્યાં સિંહ રહેતા હોય ત્યાં રહેવાનો સંકલ્પ પણ ન કરે, તેમ કામ ક્રોધાદિક અંતઃશત્રુઓ કે જે જનસમાજને ક્ષણમાં સર્વ પ્રકારે પીડા પમાડવામાં સમર્થ છે તથાપિ હરિ નારાયણ થકી ભય પામીને મુક્તો અથવા નિત્યમુક્ત નારાયણના ધામરૂપ જે આશ્રમને મનવડે પણ પામવાને સમર્થ થતા નથી તો સાક્ષાત્ ક્યાંથી સમર્થ થાય? નજ થાય. કામાદિકને જેમાં જવાનો સંકલ્પ પણ ઉદય ન પામે તો સાક્ષાત્ જવાની વાતતો દૂરજ છે એવો અભિપ્રાય છે ॥૩૪॥ યોગમાં પ્રવર્તેલા જે કોઇ જનો પણ પોતાના મનના ત્રિવિધ તાપનો ઉપશમ નહિ પામીને તેના ઉપશમ સારૂ બીજા આશ્રમમાંથી આ આશ્રમમાં આવીને શ્રીનારાયણના વચનામૃતનું પાન કરીને તાપે રહિત થઇને બ્રહ્માનંદને પામીને કર્મબંધને રહિત થઇને સુખેથી વિચરે છે. જે આશ્રમમાં રહેલાઓને બ્રહ્માનંદની પ્રાપ્તિ સાહજીક છે એવો અભિપ્રાય છે. 'मुक्तजनाः' એવો પાઠ હોય તો મુક્તજનો થઇને વિચરે છે એવો અન્વય કરવો.

---

१ 'युक्तजनाः' इति पाठान्तरम् ।

च ॥३५॥ मृगराजमृगाश्च यत्र वै गतनैसर्गिकदुष्टवृत्तयः । परा-
चोऽपि यथा यनिद्विजा ऋषिवृत्तिं दधते हि निःस्मराः ॥३६॥ उर-
गा नकुलैर्द्विपाश्च सिंहैर्वृषदंशैः ग्वनका वृकैः शृगालाः । हरि-
णाश्च तरक्षुभिश्चरन्ति सह यत्रापि दिवादाया अरिष्टैः ॥३७॥ वि-
लसत्यतिनिर्मलोदका निखिलाघौघविशोधनेक्षणा । हिमरश्मिरु-

॥૩૫॥ જે આશ્રમમાં હિંસક સિંહાદિક પશુઓ પણ આશ્રમમહિમાથીજ પોતાની સાહજીક પરસ્પર પીડા કરવારૂપ દુષ્ટ વૃત્તિનો તત્કાળ ત્યાગ કરીને માત્સર્યાદિદોષે રહિત, જેમણે ગૃહનો ત્યાગ કર્યો છે, તપમાં તત્પર એવા વાનપ્રસ્થ મુનિઓની પેઠે સર્વભૂતોની ઉપર સૌહાર્દ રાખવારૂપ મુનિવૃત્તિને ધારણ કરે છે. 'નિઃસ્મરાઃ' એવો પાઠ હોય તો સ્મરશબ્દનો ઉપલક્ષણથી 'કામમાત્ર' એવો અર્થ કરવો. એટલે સમસ્ત વિષયોની વાસનાનો જેમણે ત્યાગ કર્યો છે, માટે જ ક્રોધાદિકલંકે રહિત, પ્રશાંત અને તપપરાયણ દ્વિજોની પેઠે, એવો અર્થ કરવો. ॥૩૬॥ પ્રકૃતિથી પરસ્પર વૈરવાળા પણ પશુઓ નિર્વૈરપણે વર્તે છે, તેરૂપ પૂર્વોક્ત આશ્રમનો પ્રભાવ સ્પષ્ટપણે વર્ણવે છે—જે આશ્રમમાં સર્પો નોળીયાની સાથે, હાથીઓ કેસરી સિંહોની સાથે, ઉંદરો બિડાલોની સાથે, શીયાળીયાઓ ન્હારની સાથે, મૃગો વાઘ સાથે અને ઘુવેડો કાગડાઓ સાથે નિર્ભયપણે વિચરે છે. ॥૩૭॥ જે આશ્રમમાં અત્યંત નિર્મળ જળ જેનું છે, દર્શનમાત્રથી સમગ્ર પાપપુંજને હરનારી, ચંદ્રમાના જેવી શ્વેત કાંતિવાળી, જેમાં ઉંચા તરંગો ઉછળે છે, વિશેષ વિસ્તારવાળી અને વિષ્ણુના ચરણારવિંદનું અવલંબન કરીને પ્રવર્તેલી હોવાથી વિષ્ણુપદી નામથી પ્રસિદ્ધ એવાં ગંગાજી વિરાજે છે, ( આ ઉપરથી મુનિઓની ચિત્તવૃત્તિનો ધ્વનિ થાય છે—તેમની ચિત્તવૃત્તિ રાગદ્વેષાદિ દોષોથી નહિ દૂષિત થએલી નિર્મળ છે. તે ચિત્તવૃત્તિનો નિરંતર અભ્યાસ કરવાથી સાક્ષાત્કારરૂપ દર્શનદશાને પામીને અનાદિ કાળનાં અનંત પાપસંચયને નાશ કરનારી, અમૃતપ્રભાની પેઠે આહ્લાદ આપ-નારી અને ધ્યાનના ઉત્કર્ષના સહજ સ્વભાવથી પ્રતિદિન તરંગવાળી તથા

१ 'विमत्सराः' इति पाठान्तरम् ।

**चिस्तरङ्गिता वितता विष्णुपदी च यत्र वै ॥३८॥ कौपीनकन्थांशुकवल्कलानि धृतानि शाखासु च यत्तरूणाम्। साशङ्कमेव स्पृशति द्विजानां वातोऽपि गङ्गोदकशोधितानि ॥ ३९ ॥ सूर्यवद्विसदृशप्रभैश्च यो ब्रह्मभूतयतिभिर्जितेन्द्रियैः। तापसै रुरुमृगाजिना-**

---

વિસ્તૃત થતી જાય છે.) ॥૩૮॥ જે આશ્રમમાં ગંગોદકમાં ધોઇને વૃક્ષોની શાખાએ લાંબાં સુકવેલા ત્યાંના વાસી મુનિઓનાં અનેક કથાઓ (જીર્ણ વસ્ત્રના કટકા)વડે સીવીને કરેલાં વસ્ત્રો અને વલ્કલોને વાયુપણ શંકા સાથેજ સ્પર્શ કરે છે. અર્થાત્ વાયુ શોધક સ્વભાવવાળો છે તથાપિ મહર્ષિના અને ગંગાજળના સબન્ધથી વસ્ત્રોની અતિશય શુદ્ધિ સમઝીને પોતાનો શુભાશુભ સ્થળમાં વિચરણસ્વભાવ હોવાથી સ્વસ્પર્શથી અશુદ્ધિની આશંકા કરીને સાશંકજ સ્પર્શ કરતો હોય ને શું ? એમ વર્તે છે 'अनेककन्थांशुक' એમ કહેવાથી અશુક-વસ્ત્રોને આરભનારી કથાઓ અનેક જાતની જાણી લેવી. 'कौपीनकन्थांशुक' એવો પાઠ હોય તો કૌપીન, કથા અને અંશુક (વસ્ત્રો) એવો અર્થ કરવો ॥૩૯॥ જે આશ્રમ સર્વ ઇન્દ્રિયોનું નિયમન કરીને પ્રકૃતિથકી વિલક્ષણ, જાગ્રતાદિ અવસ્થાએ અતીત, જ્ઞાનૈકઘન, માટેજ બ્રહ્મભાવથી સ્ફુરણાયમાન થતા શુદ્ધ આત્મસ્વરૂપનું નિરંતર અનુસ્મરણ કરનારા, માટેજ અચળ એવી બ્રહ્મનિષ્ઠાએ કરીને બ્રહ્મભૂત થએલા અને સૂર્ય જેમ સ્વસંનિધિમાં આવતા સર્વ કોઇના નેત્રમાં પ્રતિરોધ કરનારા અંધકારને નાશ કરે છે, તેમ બ્રહ્મનિષ્ઠાના તેજથી પોતાની સંનિધિમાં આવતા જનોના અંતરના અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનારા. અર્થાત્ જેમ અગ્નિમાં નાંખેલુ આકડાનું તુરતુરત બળી જાય છે તેમ બ્રહ્મનિષ્ઠાની પ્રભાથી જનોના સમગ્ર પાપપુંજને બાળી નાંખનારા એવા જીતેન્દ્રિય યતિઓએ સેવેલો છે તથા રૂરૂનામના મૃગના ચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનારા ( આથી બાહ્ય ચિહ્ન કહ્યું ) વાયુ જળ પર્ણ ભક્ષણરૂપ તપમાં નિષ્ઠાવાળા ત્રિકાળદર્શીઓએ સેવેલો છે એટલે જેમા તેઓ રહે છે અથવા

---

१ 'अनेककन्थांशुक' इति पाठान्तरम् ।

स्वरैः सर्वविद्भिरभिसेव्यतेऽनिशम् ॥४०॥ भूरिपुण्यचयहीनदुर्गमो ब्राह्मलक्ष्म्यनुगतश्च कामदः । शिक्यलम्बिकठिनैः पयोघटैर्मण्डितः श्रमहरश्च पश्यताम् ॥४१॥ दिव्यपुष्पनिचहा इतस्ततः सन्ति यत्र हरिपूजकैः कृताः । भूरितेजसि न यत्र बाधते रात्रिजं च तिमिरं महात्मनः ॥४२॥ भूरिभस्मनिचयानि शुचीनां यत्र चाग्निशरणानि मुनीनाम् । साङ्गवेदविदुषां जटिलानां सन्ति संयम-

---

યતિ ( પરમહસ )નાં સમગ્ર વિશેષણ કરીને વ્યાખ્યાન કરવું ॥૪૦॥ વળી જે આશ્રમ દર્શનમાત્રથીજ સમગ્ર માર્ગશ્રમને તુરત નાશ કરે છે. એટલુંજ નહિ પણ ભગવાનનો નિવાસ હોવાથી અભીષ્ટ અર્થને આપનારો છે, જેની પ્રાપ્તિ અલ્પ પુણ્યવાળાને થતી નથી પરતુ પુષ્કળ પુણ્યપુંજ ભેગાં થયાં હોય તેનેજ થાય છે. જેમાં બ્રાહ્મલક્ષ્મી ( બ્રહ્મસ્થિતિ )ને પામેલાઓ રહે છે. અને શીકાઓમાં લબડતી પાકસ્થાલીયો તથા જળથી ભરેલા ઘડાઓથી તે તે પ્રદેશમાં શોભાયમાન છે ( આતો આશ્રમની શોભા છે ) ॥૪૧॥ જે આશ્રમમાં અનેક મહાત્માઓ પોતાના તપોબળથી પ્રકટપણેજ નારાયણઋષિનો સાક્ષાત્કાર કરે છે. અને સાક્ષાત્કાર કરીને પુષ્પોપહાર વિગેરેથી પૂજા કરે છે. પૂજનસમયે મુનિઓએ અર્પેલા દિવ્ય પુષ્પપુંજો નિર્માલ્ય થએલા જ્યાં ત્યાં પડેલા દેખાય છે. નિત્ય સન્નિહિત રહેલા નારાયણના અતિ અધિક તેજે યુક્ત એવા આશ્રમમાં રાત્રિનું ગાઢાંધકાર મુનિઓને બાધ કરી શકતું નથી એટલે રાત્રિએપણ ત્યાં ત્યાં રહેલા મુનીઓને ભગવાન્ નયનગોચર થાય છે. ॥૪૨॥ જે આશ્રમમાં શિક્ષાદિ છો અગે સહિત ચાર વેદને જાણનારા એટલે સમગ્ર વેદાર્થના વિજ્ઞાનરૂપ પરોક્ષભૂત જે અપરાવિદ્યા તેણે સપન્ન, ( પણ સાક્ષાત્કારરૂપ પરાવિદ્યાએ સપન્ન નહિ ) વાનપ્રસ્થાશ્રમ સ્વીકારી પરાવિદ્યા માટે પ્રયત્ન કરતા, શરીરશુદ્ધિ સારૂ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ સયમવડે શરીરલતા જેની કૃશ થયેલી છે અને બાહ્ય આભ્યતર શૌચે યુક્ત એવા જટિલ–વાનપ્રસ્થ મુનિઓના બહુ ભસ્મના સમૂહો જેમાં છે એવી અગ્નિહોત્રશાળાઓ છે ( આથી અગ્નિહોત્રનો નહિ ત્યાગ કરનારા વાનપ્રસ્થો કહ્યા. વાનપ્રસ્થોએ અગ્નિનો ત્યાગ

कृशाङ्गलतानाम् ॥४३॥ यत्र केचन सकृन्मरुद्भुजो नीरपाः कतिचनोष्मपास्तथा । फेनपा विधुमरीचिपास्तपो धूमपाश्च वनिनः प्रकुर्वते ॥४४॥ चीरचर्मदलवल्कलवस्त्राः केचनापि तृणतन्तुजवस्त्राः । अश्मकुट्टमथवा रदकुट्टं यत्र केचिदपयोऽद्यमदन्ति ॥४५॥ भक्षयन्ति चलपत्रफलानि केचिदम्बुनिलया जपनिष्ठाः । त्यक्तसर्वविषया व्रतमेकेऽभ्रावकाशमपि यत्र चरन्ति ॥४६॥ प्रेमवृद्धिमधिकां नरबन्धौ लब्धुमुज्झितरसाः कृशदेहाः । नैष्ठिकव्रतधराः सकला

---

કરવો અથવા ન કરવો એમ વિકલ્પ સ્મૃતિમાં કહ્યો છે) ॥૪૩॥ ત્રણ શ્લોકથી તપસ્વિઓના ભેદોની સમૃદ્ધિ કહે છે—જે આશ્રમમાં વનનિવાસી કેટલાક મુનિઓ એકવાર વાયુભક્ષણ કરીને રહે છે. કેટલાએક જળમાત્રનું પાન કરીને રહે છે કેટલાક બાષ્પ (વરાળ)માત્રને પાન કરીને રહે છે, કેટલાક કેવળ ફીણનોજ આહાર કરીને રહે છે. કેટલાક ચકોર પક્ષીની પેઠે કેવળ ચંદ્રચંદ્રિકાનું પાન કરીને વર્તે છે. કેટલાક કેવળ ધૂમપાન કરીને રહે છે એ રીતે રહીને તપ કરે છે. ॥૪૪॥ કેટલાક મુનિઓ ચીર, (માર્ગમાં પડેલા વસ્ત્રખડોથી સીવીને બનાવેલાં વસ્ત્રો) મૃગચર્મ, દળ. (શાકાદિવૃક્ષનાં પત્ર) અને વલ્કળરૂપ પહેરવા ઓઢવાનાં વસ્ત્રો ધારણ કરનારા છે. કેટલાક તો ગાંઠયો વિનાના ઘાસના તંતુઓથી બનાવેલાં વસ્ત્રોને ધારણ કરે છે. કેટલાક ઋષિઓ અલ્પ પથ્થરથી કુટેલા અન્ન ફળાદિકને ખાય છે અથવા દાંતની દૃઢતા હોય તો તેનાથી ચાવીને ભક્ષણ કરે છે ॥૪૫॥ જે આશ્રમમાં કેટલાક મુનિઓ પિપળાનાં ફળ (પિંપરો) ખાઇને રહે છે. કેટલાક જળમાં સ્થિતિ કરીને ભગવન્મંત્રનો જપ કરે છે. કેટલાક મુનિઓ શબ્દાદિ સર્વ માયિક વિષયોનો ત્યાગ કરીને અભ્રાવકાશ નામનું વ્રત કરે છે. "વૃક્ષનો પણ આશ્રય છોડી દઇને વનમાં રાત્રિ દિવસ વૃષ્ટિ તથા વાયુનું સહન કરવું તેને અભ્રાવકાશ વ્રત કહે છે" ॥૪૬॥ જે આશ્રમમાં અનેક મુનિઓ નરના મોટા બંધુ ભગવાન્ નારાયણમાં સ્વયં સ્વાદુતમ અધિક પ્રેમવૃદ્ધિ પામવા માટે દોષદર્શનથી વિષયરાગનો ત્યાગ કરીને, માટેજ યાવજ્જીવિત નૈષ્ઠિક વ્રતમાં નિષ્ઠાવાળા થઇને, માટેજ

यच्चिन्तयन्ति हृदि तं विलसन्तम् ॥४७॥ यत्रत्या ऋषयो व्रजन्त्यनुदिनं श्रीवासुदेवं स्थितं श्वेतद्वीप ऋतेऽमृतेऽतिमहसि द्रष्टुं निजे धामनि । चापोन्मुक्तशरातिगाः सहनरं नारायणं चोच्चकैर्गायन्तो गगनाध्वनोत्सुकहृदः क्रौञ्चा यथा यूथशः ॥४८॥ श्वेतद्वीपपदाम्बरेण सहितं नारायणं वीक्षितुं यत्रायान्त्यनुवासरं च मुनयः श्रीवासुदेवेति खे । कुर्वन्तो ध्वनिमुच्चकैः सितरुचः क्रुञ्चयूथवद्वाध्वनि प्रासांश्चानमतो नमन्त उरुधा नारायणीयान्मुनीन् ॥४९॥

પ્રાણુધારણમાં ઉપયોગી આહારના સેવનથી દેહને દુર્બળ કરીને, હૃદયમાં સદા વિરાજમાન નારાયણનું નિરંતર ચિંતવન કરે છે. (આ શ્લોકથી ધ્યાનપ્રકર્ષથી ભક્તિવિશેષની લબ્ધિ થાય છે એમ કહ્યું. અને ધ્યાનસિદ્ધિમાં સામગ્રીસંપત્તિ નૈષ્ઠિક વ્રત, રાગત્યાગ, દુર્બળદેહ વિગેરે કહી છે.) ॥૪૭॥ અણિમાદિ અષ્ટ સિદ્ધિઓને પામેલા અને બ્રહ્મસ્વરૂપનો જેમને સાક્ષાત્કાર થયો છે એવા કેટલાક બદરિકાશ્રમવાસી મહર્ષિઓ જે આશ્રમમાંથી સત્ય, અમૃત, અતિતેજસ્વી પોતાના ધામરૂપ શ્વેતદ્વીપમાં વિરાજમાન શ્રીવાસુદેવ ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરવા માટે અતિશય ઉત્સાહથી ગગનતળમાં ચઢીને આકાશમાર્ગે કરીને ભેગા થઈને વિચરતા ક્રૌંચ પક્ષિઓની પેઠે ધનુષમાંથી નીકળેલા બાણ થકી પણ અધિકવેગથી માર્ગમાં 'હે શ્રીનરનારાયણ !' એમ ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરવાપૂર્વક પ્રતિદિન જાય છે. જે રીતે બદરિકાશ્રમવાસી મુનિઓ શ્વેતદ્વીપમાં શ્રીવાસુદેવનાં દર્શન કરવા જાય છે તે રીતે શ્વેતદ્વીપવાસી મુનિઓ પણ શ્રીનરનારાયણનાં દર્શન કરવા બદરિકાશ્રમમાં આવે છે, એમ કહે છે—'હે શ્રીવાસુદેવ !' એમ ગગનમાર્ગમાં ઉચ્ચારણ કરતા, જેમના શરીરની શ્વેત કાંતિ છે, માર્ગમાં પોતાની સન્મુખ આવતા અને સર્વભાવથી પ્રણામ કરતા નરનારાયણના ભક્ત મુનિઓને બહુ આદરથી પ્રણામ કુશળપ્રશ્ન કરતા એવા શ્વેતમુક્તો ક્રૌંચ પક્ષિમંડળની પેઠે વર્તતા થકા નરનારાયણનાં દર્શન કરવા શ્વેતદ્વીપમાંથી પ્રતિદિન જે બદરિકાશ્રમમાં આવે છે. (આ શ્લોકથી વૈષ્ણવોનો પરસ્પર સમાગમ થાય ત્યારે પ્રણામ કરવારૂપ તેમના સ્વરૂપનું શિક્ષણ

स्नातुं यास्यत ईशितुस्त्रिपथगां सन्दर्शनाय द्रुतं यत्र प्रातरुपेत्य चाध्वनि सदा तिष्ठन्ति वै पङ्क्तिशः । अथासद्धरिरेष्यतीत्यतितरामुत्कण्ठिताश्चोन्मुखा आरण्याः पशुपक्षिनागमनुजास्त्यक्तान्यसर्वक्रियाः ॥५०॥ यत्र शाद्वलमये समीकृते हीनदंशमशके मृदु-

આપેલું જણાવ્યું છે ) ॥૪૮-૪૯॥ વળી જે આશ્રમમાં વનવાસી મૃગાદિ પશુઓ, હંસાદિ પક્ષીઓ, સર્પો અને ભિલ્લાદિ મનુષ્યો મુનિઓની માફકજ 'હમણાં અમારા હરિ ( દુયોનિજન્મના કારણભૂત પાપકર્મને હરનારા ) શ્રીનારાયણ પધારશે' એમ ધારીને અત્યંત ઉત્સાહ પામીને દર્શન સારૂ ઉંચાં મુખ કરીને બીજી સર્વે ખાનપાનાદિ ક્રિયાઓનો ત્યાગ કરીને સ્નાન કરવા ગંગાજી પ્રત્યે પધારતા પ્રભુ શ્રીનારાયણનાં દર્શન કરવા તુરત પ્રાતઃકાળમાં આવીને જવાના માર્ગમાં બે બાજુ પંક્તિબંધ નિરંતર ઉભા રહે છે. પછીથી પધારેલા પ્રભુનાં દર્શન કરીને મહાસુખીયા થાય છે. યદ્યપિ તેઓ જાતિથી અનધિકારી છે તથાપિ ભગવાનની સન્નિધિના અતિશય મહિમાથી અથવા મહર્ષિઓના સન્નિધિવિશેષથી તે આશ્રમના વાસી પશુપક્ષ્યાદિકને પણ વિજ્ઞાનશક્તિ પ્રાપ્ત થઈ છે. ॥૫૦॥ જેનાથી આશ્રમ ઓળખી શકાય એવી બદરીનું વર્ણન કરે છે– જે આશ્રમમાં લીલા તૃણમય, ઉંચાનીચાપણાએ રહિત, ( આ પદથી તરૂમૂળતળમાં સુખેથી બેસી શકાય આ અર્થ જણાવ્યો છે ) અને ડાંસ મચ્છરે રહિત એવા કોમળ સ્થળમાં ચિક્કણાં કોમળ ઘાટાં પાનડાં અને પક્વ મિષ્ટ ફળસમૂહે વડે સુશોભિત ( આ પદથી તાપ ટાળવામાં સમર્થતા કહી છે) બદરી ( બોરડી ) ઉગેલી છે. જે બદરી નિરંતર ફળ પુષ્પવડે શોભાયમાન દિવ્ય રમણીય વૃક્ષોથી ચારે તરફ વીંટાએલી છે, જેની નીચે નિવાસ કરનારાઓને ક્ષુધા તૃષા શીત ઉષ્ણ ઇત્યાદિ દોષો લાગુ થતા નથી, જે બદરી શ્રીનારાયણના નિવાસસ્થાનરૂપ હોવાથી તેમની મૂર્તિની માફક પુષ્પોપહાર અને હોમક્રિયાથી સદા પૂજા કરેલી છે ॥ જે બદરી અતિ વિમળ કાંતિવાળી શાખાઓવડે વિશાળ, પોતે કંટકવૃક્ષ છે તથાપિ કાંટાએ રહિત, માટેજ અતિશય સુંદર મધુ જેવો મિષ્ટ રસ જેમાંથી નિકળે છે અને પ્રાકૃત બદરી જેવી જણાય

स्थले । उद्गताऽस्ति बदरी सुशोभिता स्निग्धकोमलदलैः फलव्रजैः ॥५१॥ नित्यपुष्पफलशालिभिश्च या दिव्यपादपवरैः परिश्रिता । क्षुत्तृडुष्णहिमदोषवर्जिता पूजिता च बलिहोमकर्मभिः ॥५२॥ विस्तृतातिविमलद्युतिशाखा कण्टकैः परिहृता च मनोज्ञा । निःसरन्मधुरसा ननु दिव्या वीक्षणादखिलपापनिहन्त्री ॥५३॥ नादिता मधुरवैश्च विहङ्गैः सेविता सुरगणैरनुवेलम् । छायया निविडया

---

પણ દિવ્ય–અપ્રાકૃત, એમ શાથી ? તો દર્શનમાત્રથી સમગ્ર પાપને હરનારી છે ॥ મધુરનાદવાળા હંસાદિ પક્ષીઓનો નાદ જેમાં થયા કરે છે, પ્રત્યેક સમયમાં સુરસંઘોએ સેવેલી, ઘાટી છાયાને લીધે આશ્રય કરવા યોગ્ય અને નારદાદિ મુનિઓ જેને વિશાલા નામથી કહે છે ॥ ( આ ચાર શ્લોકથી વર્ણન કરેલી, ભગવાનનું સન્નિધિપણું જેમાં છે એવી બદરીના વર્ણનથી શ્રુતિરૂપ ધ્વન્યર્થ નીકળે છે—આ શ્રુતિ ભારતાદિ પુરાણોનીપેઠે કોઇએ કરેલી નહિ પરંતુ उद्गता પોતે અનાદિસિદ્ધ હોવાથી ક્યારેક તિરોધાન પામેલી તે ક્યારેક વ્યક્તપણાને પામે છે. ક્યાંથી ઉદ્ગતા ? તો મહર્ષિમંડળથકી આવિર્ભાવ પામેલી છે.' આ મહર્ષિમંડળ 'हीनदंशमशके मृदुस्थले' આ પદથી શિષ્યસમાજે સુખોપસેવ્ય છે' એમ ધ્વનિ નિકળે છે, આ શ્રુતિ આ લોક પરલોકના ફળસમૂહથી સુશોભિત છે; કેમકે તેનાં સાધનોનો બોધ આપનારી છે. અને વિવિધ ફળને બોધ કરનારા સ્મૃતિ ઇતિહાસ પુરાણરૂપ ઉપબૃંહણથી ચારે તરફ વીંટાઇને રહેલી છે. તથા જન્મમરણરૂપ સંસારને નિવૃત્ત કરનારા પરમાત્માનો બોધ આપનારી હોવાથી ક્ષુધા તૃષા શીતોષ્ણાદિ દોષને નાશ કરવામાં સમર્થ છે. વળી અભીષ્ટ અર્થના અવબોધનું સાધન હોવાથી તેતે ફળાર્થીઓએ બલિહોમકર્માદિવડે પૂજેલી છે. વળી અનેક શાખાભેદવડે વિસ્તાર પામેલી, લેશપણ અનર્થ નહિ આપનારી પરંતુ અર્થનેજ વહન કરનારી, અધ્યયનમાત્રથી પણ અખિલ અઘને હરનારી, વિવિધ ફળની ઇચ્છાવાળા અર્થવાદપરાયણોએ પણ ઉપસેવન કરાએલી, કેવળ સત્ત્વપ્રકૃતિવાળા મુમુક્ષુઓએતો યથાવસર અનુસેવન કરાએલી અને ભવતાપથી પીડા પામેલાઓએ આશ્રય

श्रयणीया यां वदन्ति मुनयश्च विशालाम् ॥५४॥ ज्ञानविज्ञानसम्पन्नः श्रीकृष्णस्य निदेशतः । निवसत्युद्धवो यत्र सिद्धो भागवताग्रणीः ॥५५॥ वैहायसो ह्रदो यत्र सन्ति राजर्षयश्च यत् । यत्र चाश्वशिरा नित्यं वेदान् पठति शाश्वतान् ॥५६॥ यत्र शक्रः पुरा हत्वा वृत्रं वेदार्थपारगम् । ब्रह्महत्यापनोदार्थं चक्रे वर्षायुतं तपः ॥५७॥ सावर्णिः सूर्यतनयो नारदेन सुशिक्षितः । सद्धर्मानभ्यसन् यत्र तपस्यति हरिं भजन् ॥५८॥ श्रेयसे भुवि भक्तानां यत्रैव भगवान्स्वयम् । नरनारायणो नित्यं तपश्चरति दुष्करम् ॥५९॥

---

કરવા યોગ્ય છે. આ શ્રુતિ અનંત હોવાથી વિશાલા નામથી કહેવાય છે ॥૫૧-૫૨-૫૩-૫૪॥ એ રીતે બદરીને વર્ણવીને તેનાથી ઓળખાતા આશ્રમને ફરીથી વર્ણવેછે-જે આશ્રમમાં 'द्वे विद्ये वेदितव्ये' આ શ્રુતિમાં કહેલી ઋગ્વેદાદિરૂપ જે અપરાવિદ્યા તેરૂપ જ્ઞાન તથા બ્રહ્મસાક્ષાત્કારરૂપ જે પરાવિદ્યા તેરૂપ વિજ્ઞાને સપન્ન, સિદ્ધ-જેને યોગ સિદ્ધ થયો છે, કેવળ સિદ્ધ નહિ પણ શ્રીકૃષ્ણના ચરણારવિંદમાંજ એક અનુરક્ત જીવિત હોવાથી ભાગવતોમાં અગ્રણી એવા ઉદ્ધવજી શ્રીકૃષ્ણની આજ્ઞાથી વસે છે ॥૫૫॥ જે આશ્રમમાં વૈહાયસનામનો અગાધ ધરો છે, જેમાં વાતાપિ મરૂત્ વિગેરે રાજર્ષિઓ રહેછે જેમાં અશ્વશિરા નામના કોઈ ઋષિ અનાદિસિદ્ધ વેદોનું પારાયણ કરેછે ॥૫૬॥ જે આશ્રમમાં પૂર્વે ઇન્દ્રે વેદાર્થના પારને પામેલા વૃત્રાસુરને હણીને બ્રહ્મહત્યાના પાપની નિવૃત્તિ માટે દશહજાર વર્ષપર્યંત તપ કર્યું છે ॥૫૭॥ જે આશ્રમમાં સૂર્યસૂનુ સાવર્ણીસંજ્ઞાના ભવિષ્યના મનુ નારદમુનિના ઉપદેશને અનુસારે ભાગવતધર્મોનું પરિશીલન કરીને સાક્ષાત્ શ્રીનારાયણનું પ્રેમપૂર્વક આરાધન કરવાપૂર્વક તપ કરે છે ॥૫૮॥ જે આશ્રમમાં ભક્તોના કલ્યાણ માટે સ્વયં ભગવાન્ ભૂમિ ઉપર ભરત ખંડમાં નરનારાયણરૂપે આવિર્ભાવ પામીને આચાર્યશિષ્યલક્ષણનું જણાવવું, અષ્ટાક્ષરનો પ્રકાશ કરવો, તેનું ધ્યાન કરવું તેરૂપી તપશ્ચર્યા કરવી વિગેરે પોતાના આચરણથી ભક્તોને શ્રેય પમાડવા માટે નિરંતર દુષ્કર તપ કરે

प्रवर्तते नैव कलिः कर्हिचिद्यत्र चाश्रमे । श्रेयोमूर्तेर्भगवतः साक्षाद्वासाज्जगत्पतेः ॥६०॥ अखण्डभगवद्ध्यानानन्दनिर्वृतमानसः । नित्यं सेवापरो यत्र नारदो वर्तते मुनिः ॥६१॥ यत्रत्यसुखलेशेन पारमेष्ठ्यादिधामजम् । सुखं समं नैव बुधैर्मीयते रसवेदिभिः ॥६२॥ मुक्तैरनेकैश्च मुमुक्षुवृन्दैः समाश्रितो यो विबुधै रसज्ञैः । स आश्रमो दर्शनमात्रतोऽपि हरन्नघं शोभयतीह भूमिम् ॥ ६३ ॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे बदरिकाश्रमवर्णननामा चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

॥६०॥ જેની દિવ્ય મૂર્તિનો અનુભવ કરવાથી અનુસરિતાને શ્રેય માટે થાય છે, પોતે પણ આનંદમય છે માટે શ્રેયોમૂર્તિરૂપ, જગત્પતિ સાક્ષાત્ ભગવાનના નિવાસને લીધે જે આશ્રમમાં દોષમાત્રના નિધિરૂપ કલિયુગ ક્યારેયપણ કિંચિત્પણ સ્વસામર્થ્ય પ્રકટ કરવા સમર્થ થતો નથી અર્થાત્ જે પ્રદેશમાં શ્રેયોમૂર્તિ જગત્પતિ ભગવાન નિરંતર રહ્યા છે તેમાં કળિનો પ્રવેશઅવકાશ ક્યાથી હોય ॥૬૦॥ જે આશ્રમમાં અખંડિત ભગવદ્ધ્યાનના આનંદથી મનમાં પરમ સુખ પામેલા, માટેજ નારાયણની નિત્ય સેવામાં પરાયણ એવા નારદમુનિ વર્તે છે ॥૬૧॥ 'रसो वै सः' આ શ્રુતિમાં કહેલો આનંદમયરસથી બીજો કોઈ પર રસ નથી, તેને જાણનારા વિવેકી પુરૂષો પારમેષ્ઠ્યાદિ (બ્રહ્મપદ) ધામના સુખને બદરીકાશ્રમના સુખ લેશની સાથે પણ તુલ્ય માનતા નથી. જે પુરૂષો પારમેષ્ઠ્યાદિ સુખને ભગવદનુભવ રસના એક દેશની સાથે પણ સમાન માને છે તો તે અબુધ ॥૬૨॥ જે આશ્રમ ભગવાનના ભજનાનંદનો રસ જાણનારા અનેક મુક્તભાવને પામેલા મુનિઓ, મુક્તભાવની લાલસાવાળા મુનિસમૂહો અને દેવતાઓએ આશ્રય કરેલો છે. દર્શનમાત્રથી પણ પાપને હરનારો પૂર્વોક્ત આશ્રમ ભૂલોકની ભૂમિને શોભાડેછે અર્થાત્ જેના સબંધથી ભૂમિ પોતાને કૃતાર્થ માને છે. ॥૬૩॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે બદરિકાશ્રમવર્ણનનામા ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

सुव्रत उवाच—तत्रैकदा भगवतो नरनारायणस्य हि । दर्शनार्थमुपाजग्मुर्मुनयस्तत्स्मृता नृप ! ॥१॥ तीर्थयात्रां बहुविधां विधाय जगतीतले । इच्छन्तस्तत्फलं प्राप्तुं दर्शनेन जगद्गुरोः ॥२॥ मरीचिश्च वसिष्ठोऽत्रिरेकतश्च द्वितस्त्रितः । कश्यपश्च भरद्वाजः शाकल्यो भृगुरङ्गिराः ॥३॥ हारीतो गौतमः कण्वो याज्ञवल्क्यपराशरौ । शिंशपायन और्वश्च विश्वामित्रस्तथाऽऽसुरिः ॥४॥ संवर्तो वभ्रुमैत्रेयौ बृहदश्वोऽथ लोमशः । उतथ्य इन्द्रप्रमितिर्वैशंपायनदेवलौ ॥५॥ पुलस्त्यः पुलहो गर्गः शक्तिर्वोढुर्बृहस्पतिः । वामदेवः

## અધ્યાય ૫ મો.

એવી રીતે બદરીકાશ્રમને વર્ણવીને હવે ત્યાં શ્રીનારાયણનાં દર્શનસારૂ આવેલા મરીચ્યાદિ મુનિઓને પ્રથમ શ્રીનરમુનિનાં થએલાં દર્શન કહેવા માટે સુવ્રતમુનિ પ્રસંગ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્ ! એક સમયે પૂર્વાધ્યાયમાં વર્ણવેલા આશ્રમમાં વિરાજમાન નરનારાયણ ભગવાનનાં દર્શન કરવા તે નરનારાયણેજ 'આ મુનિઓ મારાં દર્શન કરવા અત્ર આવો' એમ હૃદયમાં સ્મરણ કરેલા મરીચ્યાદિમુનિઓ ત્યાં આવ્યા. સર્વે દિશામાંથી સર્વેનું એકદમ આગમનમાં નિમિત્તતો નારાયણનો સંકલ્પજ છે ॥ આવવાનું કારણ કહેછે—ભૂતળ ઉપર બહુ પ્રકારની તીર્થયાત્રા કરીને જગદ્ગુરૂ શ્રીનારાયણનાં સાક્ષાત્ દર્શનથી તેનું ફળ પામવા માટે એટલે ભગવદ્દર્શનજ તીર્થયાત્રાનું પરમ ફળ છે એમ ઇચ્છા કરીને આવ્યા. જગતમાં તીર્થયાત્રાદિ સર્વે સાધનોનું પરમ ફળ ભગવદ્દર્શનજ છે. ॥૧-૨॥ પનર શ્લોકથી મુનિઓનાં નામનિર્દેશ કરેછે—મરીચિ, વસિષ્ઠ, અત્રિ, એકત, દ્વિત, ત્રિત, કશ્યપ, ભરદ્વાજ, શાકલ્ય, ભૃગુ, અંગિરા ॥૩॥ હારીત, ગૌતમ, કણ્વ, યાજ્ઞવલ્ક્ય, પરાશર, શિંશપાયન, ઔર્વ, વિશ્વામિત્ર, આસુરી ॥૪॥ સંવર્ત, બભ્રુ, મૈત્રેય, બૃહદશ્વ, લોમશ, ઉતથ્ય, ઇન્દ્રપ્રમિતિ, વૈશંપાયન, દેવલ ॥૫॥ પુલસ્ત્ય, પુલહ, ગર્ગ, શક્તિ, વોઢુ, બૃહસ્પતિ, વામદેવ, પંચશિખ,

पञ्चशिखः प्रचेताः कर्दमः क्रतुः ॥६॥ जैगीषव्यः सुमन्तुश्च वाल्मीकिश्च्यवनोऽरुणिः । कात्यायनो जरत्कारुरास्तीकश्च विभाण्डकः ॥७॥ ऋष्यश्रृङ्गः शरद्वांश्च शमीको जैमिनिर्यतिः । अष्टावक्रः पाणिनिश्च माण्डव्यः शाकटायनः ॥८॥ कृष्णात्रेयः स्थूलशिराः शुनको गार्ग्यतित्तिरी । कालवृक्षीय उत्तङ्को नाचिकेतश्च माठरः ॥९॥ मौञ्जायनश्च पर्णादो बृहदग्निश्च पर्वतः । जातूकर्ण्य ऋचीकश्च हरिश्मश्रुस्तथांशुमान् ॥१०॥ वैतण्डी क्षारपाणिश्च कठस्ताण्ड्यश्च गालवः । अग्निवेश्यश्च कौण्डिन्यः शाण्डिल्यो भालुकिस्तथा ॥११॥ श्वेतकेतुश्च विपुलो मङ्किर्गौरशिरास्तथा । भाण्डायनिर्जयन्तश्च माण्डूकेयश्च शार्करः ॥१२॥ कणादः कवषः पैलः पिप्पलायनभागुरी । कक्षीवानिध्मवाहश्च वत्सो गौरमुखस्तथा ॥१३॥ जाबालिरुपमन्युश्च शुक्रो वेदशिरा मुनिः । मेधातिथिश्चार्ष्टिषेणोऽथर्वेन्द्रप्रमदस्तथा ॥१४॥ कुशिको नरदः शङ्खो लिखितः सुतपाः शुकः । आणो दाल्भ्यो वीतहव्यः सावर्ण्योद्दालकौ तथा ॥१५॥ सावेतसो वैतहव्यः सावर्णिर्भार्गवस्तथा । गोभिलो

---

પ્રચેતા, કર્દમ, ક્રતુ ॥૬॥ જૈગીષવ્ય, સુમંતુ, વાલ્મીકિ, ચ્યવન, અરૂણી, કાત્યાયન, જરત્કારૂ, આસ્તીક, વિભાંડક ॥૭॥ ઋષ્યશૃંગ, શરદ્વાન્, શમીક, જૈમિનિ, યતિ, અષ્ટાવક્ર, પાણિની, માંડવ્ય, શાકટાયન ॥૮॥ કૃષ્ણાત્રેય, સ્થૂલશિરા, શુનક, ગાર્ગ્ય, તિત્તરિ, કાલવૃક્ષીય, ઉત્તંક, નાચિકેત, માઠર ॥૯॥ મૌંજાયન, પર્ણાદ, બૃહદગ્નિ, પર્વત, જાતુકર્ણ્ય, ઋચીક, હરિશ્મશ્રુ, અંશુમાન ॥૧૦॥ વૈતંડી, ક્ષારપાણી, કઠ, તાંડ્ય, ગાલવ, અગ્નિવેશ્ય, કૌંડિન્ય, શાંડિલ્ય, ભાલુકી ॥૧૧॥ શ્વેતકેતુ, વિપુલ, મંકિ, ગૌરશિરા, ભાંડાયનિ, જયંત, માંડૂકેય, શાર્કર ॥૧૨॥ કણાદ, કવષ, પૈલ, પિપ્પલાયન, ભાગુરિ, કક્ષીવાન્, ઇધ્મવાહ, વત્સ, ગૌરમુખ ॥૧૩॥ જાબાલિ, ઉપમન્યુ, શુક્ર, વેદશિરા, મેધાતિથિ, આર્ષ્ટિષેણ, અથર્વા, ઈન્દ્રપ્રમદ ॥૧૪॥ કુશિક, નરદ, શંખ, લિખિત, સુતપા, શુક, આણ, દાલ્ભ્ય, વીતહવ્ય, સાવર્ણ્ય, ઉદ્દાલક ॥૧૫॥ સાવેતસ, વૈતહવ્ય, સાવર્ણિ, ભાર્ગવ, ગોભિલ,

**जाजलिर्यास्कः काश्यपो वात्स्यनैध्रुवौ ॥१६॥ सौभरिः शौनकोऽगस्त्यो मुद्गलः सैन्धवायनः । सारस्वतो भूरिषेणो देवरातोऽकृतव्रणः ॥१७॥ एते सशिष्याश्चान्येऽपि पिप्पलादादयो नृप! । नारायणाश्रमं प्रापुः कैलासाचलसन्निधौ ॥१८॥ गङ्गामचक्षत च तत्र सितोदकां ते प्रातस्तनार्ककरतेजितलोलभङ्गीम् । उत्तुङ्गदीर्घतरलध्वनिनादिताशां भस्मावशेषसगरात्मजमुक्तिदात्रीम् ॥१९॥ या नित्यदा भगवदाप्लवनातिपूता दृष्टा स्मृताऽपि निखिलाघचयापहर्त्री । स्पर्शेन पातकहरेति तु किन्तु वाच्यं नास्त्येव दूरगनृणामपि पातकघ्नी ॥२०॥ यत्सङ्गतो जनपदा अपि कीकटाद्याः सत्सेव्यपु-**

---

જાજલિ, યાસ્ક, કાશ્યપ, વાત્સ્ય, નૈધ્રુવ ॥૧૬॥ સૌભરિ, શૌનક, અગસ્ત્ય, મુદ્ગલ, સૈંધવાયન, સારસ્વત, ભૂરિષેણ, દેવરાત, અકૃતવ્રણ ॥૧૭॥ હે રાજન્! શિષ્યોએ સહવર્તમાન આ મરીચ્યાદિ (૧૩૯) મુનિઓ તથા પિપ્પલાદ વિગેરે બીજા પણ મુનિઓ કૈલાસાચળની સમીપે રહેલા પૂર્વોક્ત બદરિકાશ્રમમાં આવ્યા ॥૧૮॥ આવેલા મુનિઓએ આશ્રમની સમીપે વહેતી, શ્વેત જળ જેનું છે, પ્રાત કાળના અરૂણ સૂર્યના કિરણોનાં પ્રતિબિંબ પડવાથી પ્રકાશિત થએલા ચચળ તરંગોની વિચિત્ર રચના જેમા થાય છે, ઉન્નત દીર્ઘ એવા તરંગોના ઘોષવડે શબ્દાયમાન કરી મુકી છે દિશાઓ જેણીએ અને કપિલમુનિના ક્રોપાનળે ભસ્મસાત્ કરેલા સગરરાજાના આત્મજોને પોતાનું જળ સિંચન કરીને મુક્તિને આપનારી એવી ભાગીરથી ગગા જોઇ ॥૧૯॥ ગગાજીનુ સાત શ્લોકથી ઉપવર્ણન કરે છે—જે ગગા ભગવાન નારાયણના નિત્ય સ્નાનવડે અત્યત પવિત્ર કરનારી, માટેજ દૂરદેશમા રહેલા મનુષ્યોનાં પણ તેમણે ઉચ્ચાર કરેલા નામમાત્રથીજ સમસ્ત પાતકને વિનાશ કરનારી, મનમાં સ્મરણ કરવાથી પણ અખિલ અઘને હરનારી અને સમીપમાં રહેલાઓને દર્શનમાત્રથી પાપને હરનારી છે, તો પોતાના જળ સ્પર્શથી પાપપુંજને હરે એમા કહેવુંજ શુ? માટે આ અત્યત પાવન છે ॥૨૦॥ સ્વરૂપથીજ નિંદિત એવા કીકટઆદિ અશુભ દેશો પણ જે ગગાજીનો સબધ થવાથી તેજ ક્ષણમા સજ્જનોએ સેવવા યોગ્ય

ण्यपदतामुपयान्ति सद्यः । यामन्तरा ननु महर्द्धिभृतोऽपि देशा निस्तोयनद्य इव यान्ति विगीततां वै ॥२१॥ यत्सेवनाद्गतिमिहाप्नुच यां लभन्ते लोका न तां तु तपसा न मखैर्व्रतैर्वा । चान्द्रायणव्रतपुरश्चरणादिभिर्या स्यात्कायशुद्धिरिह साम्बुकणेन चास्याः ॥२२॥ नानामखादिकरणश्रममन्तराऽपि पापात्मनामपि नृणां सकृदम्बुसङ्गात् । अर्कप्रभोज्ज्वलविमानवरेण सद्यः स्वर्गप्रदाननिपुणा न पराऽस्ति यस्याः ॥२३॥ या श्रीमहेश्वरजटामुकुटैकभूषा सेन्द्रैः सुरैः सुरगणैश्च निषेव्यमाणा । मुक्तैर्मुमुक्षुभिरथाखिलसि-

---

પુણ્યક્ષેત્રપણાને પામેછે. અર્થાત્ યાત્રાદિકમાં વર્જ્યપણે ગણેલા દેશો ગંગાસંબંધથી પુણ્યક્ષેત્રરૂપ થઇને યાત્રાદિકને લાયક થાયછે. અને જેના સંબંધ વિનાના, ધનધાન્યાદિક સમૃદ્ધિએ સંપન્ન એવા પણ દેશો જળ વિનાની નદીઓની પેઠે નિંદિતપણાને નિશ્ચે પામેછે ॥૨૧॥ આ પૃથ્વી ઉપર રહેલા લોકો જે ગતિ ( અભ્યુદય )ને તપ, યજ્ઞ અને કૃચ્છ્રાદિ વ્રતો કરવાથી પામતા નથી. તેવી ગતિને પણ જે ગંગાજીના જળકણિકાના ઉપસેવનથી તેજ ક્ષણમાં પામેછે. આ લોકમાં ચાંદ્રાયણવ્રત મંત્રજપાદિ પુરશ્ચરણ વિગેરે પ્રાયશ્ચિત્તથી કરવા યોગ્ય જે શરીરશુદ્ધિ છે તેતો આ ગંગાજીના જળના કણથીજ થાય છે. અર્થાત્ ચાંદ્રાયણાદિ ગુરૂતર પ્રાયશ્ચિત્તોથી ટાળવા યોગ્ય પાપો પણ ગંગાજળકણના ઉપસેવનથી નાશ થાય છે ॥૨૨॥ નાનાપ્રકારના યજ્ઞયાગાદિક પુણ્ય કર્મ કરવાના પ્રયાસ વિના પણ પાપાત્મા પુરૂષોપણ એકવાર જેના જળકણના સંબંધથી સૂર્યપ્રભા જેવું ઉજ્જ્વળ સુંદર વિમાનમાં બેસીને તત્કાળ સુકૃતિઓને સુદુર્લભ એવા સ્વર્ગલોકને પામે છે. જે ગંગા થકી બીજી કોઈ નદીનો આવો મહિમા નથી એવી તો આ એકજ છે ॥૨૩॥ સર્વે પુરૂષાર્થના સાધનરૂપ હોવાથી સર્વ કોઇએ ઉપસેવવા યોગ્ય છે એમ કહેછે—જે ગંગાજી શ્રી–પાર્વતીએ યુક્ત મહાદેવને ચંદ્રકળા આદિક અન્ય અનેક આભૂષણો છે તથાપિ તેમના જટામુકુટના મુખ્ય આભૂષણરૂપ થઇછે. અર્થાત્ પોતે શિવજી પણ શિવ થવા સારૂ જેને સદા શિર ઉપર ધારણ કરેછે, એવી મહા મહિમાવાળી

द्धिकामैः सर्वार्थदेति सततं भुवि सेवनीया ॥२४॥ यत्र क्व वाऽपि पुरुषस्य मृतस्य चास्थि यस्याः पतेत् पललभक्षकपक्षिचञ्च्वाः । यद्यम्भसि ध्रुवमसावपि देवलोकं सद्यो लभेत किमु तर्हि तदम्बुसेवी ॥२५॥ युक्तो महामुनिगणैः पुरुषोत्तमः श्रीनारायणः प्रतिदिनं सलिले यदीये । स्नाति स्वयं सकलपुण्यनिधिः सलीलं माहात्म्यवर्णनपटुर्भुवि को नु तस्याः ॥२६॥ तस्यां यथाविधि स्नात्वा प्रातःकृत्यं विधाय ते । भगवद्दर्शनं कर्तुं बदरीं तामुपाययुः

છે. 'શિવઃ શિવોઽભૂત' એમ ભાગવતમાં કહ્યું છે. વળી ઈન્દ્રે સહિત દેવતાઓ, ગંધર્વાદિ દેવગણો, શુક્ર જેવા મુનિઓ, મુમુક્ષુઓ અને અખિલ અર્થની અપેક્ષાવાળા વિષયી જનોએ સર્વ પુરૂષાર્થને આપનારી હોવાથી ભૂમિ ઉપર પોતપોતાને અભીષ્ટ અર્થની સિદ્ધિસારૂ સદા સેવવા યોગ્ય છે. ॥૨૪॥ ગંગાજીનો બીજો અસાધારણ મહિમા કહેછે—કાંઠા ઉપર અથવા જે કોઈ પણ બીજા સ્થળમાં મરણ પામેલા પુરૂષનું અસ્થિ મરેલાની શ્રેય પ્રાપ્તિના ઉદ્દેશથી તેના કોઈ સંબંધિએ નહિ નાંખેલું પરંતુ સ્વય અશુચિ માંસભક્ષક પક્ષીની અશુચિ ચાંચમાંથી જો આ ગંગાના જળમાં પડી જાય તો ( જેનું અસ્થિ હોય એવો ) મૃત મનુષ્ય પણ તેજ ક્ષણમાં દેવલોકને નિશ્ચે પામેછે. તો તેના જળનું સ્નાન પાનાદિકથી સેવન કરનારો દેવલોકને પામે એમાં કહેવુંજ શું ? ॥૨૫॥ મનવાણીને અગોચર મહિમાવાળા, સમગ્ર સુકૃતના નિધિરૂપ, (આમનાથકી ન મળે એવું કોઈ પણ સુકૃત લોકમાં નથી ) અનન્યસાધારણ શ્રીએ યુક્ત એવા નારાયણ પુરૂષોત્તમ ભગવાન તન્વાદિ મહામુનિગણો ( આત્મમનનશીલ હોય તે મુનિ કહેવાય, તે મહાંત—એટલે કેવળ આત્મમનનમાં નહિ વિશ્રાંતિ પામીને પરમાત્મમનનપર્યંત પ્રવર્તેલા તે )ની સાથે પ્રતિદિન જેના જળમાં લીલાપૂર્વક સ્નાન કરીને મહિમા વધારેછે. તે ગંગાજીના મહિમાને સમગ્રપણે વર્ણન કરવામાં નિપુણ પૃથ્વી ઉપર કોણ પુરૂષ છે ? કોઈ પણ નથી ॥૨૬॥ આવેલા મરીચ્યાદિ મુનિઓ પૂર્વોક્ત મહામહિમાવાળી ગંગાનદીમાં શાસ્ત્રોક્ત વિધિને અનુસારે સ્નાન કરીને, સંધ્યાવંદનાદિ પ્રાતઃકૃત્ય કરીને, ભગવાન શ્રીનારા-

॥२७॥ अथ ते ददृशुर्विप्रा भगवन्तं नरं मुनिम् । अधःस्थितं विशालाया बदर्या गगनस्पृशः ॥२८॥ जटाकिरीटे स्वर्णाभे मुनिधारितशेखरम् । सितोर्ध्वपुण्ड्रं तुलसीमालिनं श्वेतवाससम् ॥२९॥ कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः । आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः ॥३०॥ इत्येतैर्नवभिर्मुख्यैर्महायोगेश्वरैस्तथा । वृतं तन्वादिभिर्विप्रैः कलापग्रामवासिभिः ॥३१॥ द्विभुजं जलदश्यामं वर्णिवेषधरं कृशम् । सुप्रसन्नमुखाम्भोजं तं दृष्ट्वा जहृषुर्द्विजाः ॥३२॥ मुनीन्विलोक्याथ स चात्मनः प्रियान् ब्रह्मण्यदेवोऽपि जगद्गुरुर्मुदा । अभ्येत्य सद्यः प्रणनाम मानितस्तैः सोऽ-

---

ચણનાં દર્શન કરવા માટે પૂર્વે વર્ણવેલી બદરી સમીપે આવ્યા. ॥૨૭॥ ત્યાર પછી મુનિઓએ ગગનને સ્પર્શ કરનારી અર્થાત્ અતિશય ઉન્નત વિશાળ એવી બદરીની નીચે મુનિમંડળથી વિંટાઇને વિરાજેલા ભગવાન નરમુનિ ( નારાયણના નાના ભાઈ)ને જોયા ॥૨૮॥ હવે નરમુનિને ચાર શ્લોકથી વર્ણવેછે—સુવર્ણના જેવા પીળા વર્ણવાળી મુકુટના આકારથી બાંધેલી જટામાં પૂજામાં પ્રવર્તેલા ત્યાંના મુનિઓએ તોરા વિગેરે શિરોભૂષણ જેમને ધરાવ્યાં છે, શ્વેત ઉર્ધ્વપુંડ્ર તિલક, તુલસીમાળા અને શ્વેતવસ્ત્રોને ધારણ કરનારા ॥૨૯॥ કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન આ નવ મુખ્ય મહાયોગેશ્વરોથી તથા કલાપગ્રામનાવાસી તનુ વિગેરે મુનિઓથી વિંટાએલા ( બદરીકાશ્રમમાંજ કોઈ સ્થાન વિશેષને કલાપગ્રામ કહેછે ) ॥૩૦-૩૧॥ દ્વિભુજ, મેઘ સરખા શ્યામસુંદર, નૈષ્ઠિક વર્ણીનો દંડ કમંડળુ આદિક ધારણ કરવારૂપ વેષને ધરનારા, તપથી કૃશ શરીરવાળા અને અત્યંત પ્રસન્ન મુખારવિંદવાળા એવા શ્રીનરમુનિનાં દર્શન કરીને મુનિઓ મહા આનંદને પામ્યા ॥૩૨॥ ત્યાર પછી નરમુનિ પોતે જગદ્દગુરૂ છે તથાપિ આવતા મુનિઓને જોઇને સન્મુખ પધાર્યા, પોતાને મુનિઓ બહુ પ્રિય છે, જ્યારે પ્રિયનું આગમન થાય ત્યારે સન્મુખ ગમન સહજપણે થાયજ. પ્રીતિપ્રકર્ષ એવોજ હોય છે. જગદ્દગુરૂપણું પ્રીતિતરંગને રોકી શકતું નથી. વળી પોતે બ્રહ્મણ્યદેવ-

पि गाढं परिरभ्य मुद्भरैः ॥३३॥ ततो निषेदुर्मुनयो नरेण कुशेषु दत्तेषु वृषीषु चाथ । स पूजयामास यथोचितं तान् पाद्यादिभिः पूज्यतमान्सदर्घ्यैः ॥३४॥ कृत्वातिथ्यमृषीणां स देशकालोचितं नरः । विनयेनोपसङ्गम्य वचनं चेदमब्रवीत् ॥३५॥ नर उवाच-अद्यानन्दो महाञ्जातो भवतां दर्शनान्मम । सर्वं सुलभमेवास्ति दुर्लभः सत्समागमः ॥३६॥ तत्रापि सत्तमा यूयं येषा दृढतरा म-

---

બ્રાહ્મણમાં અનુકૂળ દેવ છે એટલે કેવળ તેમને પ્રિય છે એટલુજ નહિ પણ તેમને અનુકૂળ છે પોતાનો સૌલભ્ય ગુણ પ્રકાશ કરીને મુનિઓને પોતાવિષે પ્રેમાતિશય ઉત્પન્ન કરીને તેમનુ હિત કરવા હર્ષથી સન્મુખ પધાર્યા અને મુનિઓને તેજ ક્ષણમા નૃનાટ્યના અનુકરણ માટે પ્રણામ પણ કર્યો (આતો પોતાના આચરણથી લોકોને સદા ચાર શિક્ષણ સારૂ છે) મુનિઓએ અતિશય આનંદથી નરમુનિનો પણ ગાઢપણે આલિંગન કરીને સત્કાર કર્યો ॥૩૩॥ તે પછી મુનિઓ નરમુનિએ આપેલાં દર્ભાસન તથા તૃણાદિકથી નિર્માણ કરેલાં મુનિઓને યોગ્ય એવાં આસનો ઉપર બેઠા ત્યાર પછી સન્ત-બ્રહ્મજ્ઞાનિઓએ પૂજ્ય એવા પણ નર-ભગવાને લોકમાં અતિશય પૂજ્ય એવા મુનિઓની પાદ્ય અર્ઘ્ય આદિક ઉપચારોવડે યથાયોગ્ય પૂજા કરી (લોકોના અનુગ્રહ માટે માનુષલીળાને અનુસરેલા ભગવાનને આજ સમુચિત છે તો અવતરણને જે રીતે ઉચિત થાય તે રીતે મુનિઓની પૂજા કરી મુનિઓ પણ લોકમા અતિશય પૂજ્ય છે) ॥૩૪॥ તે પછી નર ભગવાન મુનિઓનો દેશકાળને અનુસારે અતિથિને ઉચિત સત્કાર કરીને વિનયથી તેમની સમીપે જઇને આવું વચન બોલ્યા ॥૩૫॥ હવે અગીયાર શ્લોકથી નર ભગવાનના પ્રેમ મધુર આભાષણનો અનુવાદ કરે છે-હે મુનિઓ! તમારા દર્શન થવાથી મને આજ મહાન્ આનદ થયો છે કારણ કે-સસારમાં વર્તતા બ્રહ્મપદસુધીના સર્વ વસ્તુઓ સુલભજ છે પણ સત્સમાગમ નથી, સત-બ્રહ્મદર્શિનો સમાગમ તો સુદુર્લભ છે ॥૩૬॥ તેવા સતોમા પણ તમો તો બહુ મોટા સતો છો કારણ કે-તમ શ્ચર્યાને કરતા અને ઋષિરૂપથી પોતાના અસાધારણ અદ્દ્ભુત ઐશ્વર્ય

तिः । कृष्याकृतौ भगवति वर्ततेऽपि तपस्यति ॥३७॥ येषां हृदि सदा श्रीमान्वदरीवनवल्लभः । हरिः स्फुरति साक्षात्ताल्वयं विद्मो महत्तमान् ॥३८॥ यूयं मुक्तजनाः सर्वे दृष्ट्यैव जनपावनाः । तेषां वः सङ्गमं मन्ये जीवानामतिदुर्लभम् ॥३९॥ यस्यासन्ना भवान्मुक्तिस्तस्य वः सङ्गमो भवेत् । येनैव जायते प्रीतिः श्रीमन्नारायणे प्रभौ ॥४०॥ तयैव देहगेहादौ त्यक्तसङ्गः प्रशान्तधीः । परं पदमवाप्नोति पुमान् ब्रह्मादिदुर्लभम् ॥४१॥ केनोपमा भवेत्तेषां सतां

આચ્છાદન કરીને વર્તતા એવા પણ શ્રીનારાયણમાં તમારે 'આ કોઈ તપસ્વી છે અથવા અમારા જેવો કોઈ મુનિ છે એવી મતિ નહિ પણ આતો સાક્ષાત્ ભગવાનજ છે' એવી અતિ દૃઢ મતિ નિરતર અનુવર્તે છે. આવી બુદ્ધિ બધામાં વર્તતી નથી આત્મદર્શીઓને પણ આવી બુદ્ધિ સુલભ નથી ॥૩૭॥ જેના હૃદયમાં જેને બદરીવન વહાલું છે એવા શ્રીમાન્ હરિ નારાયણ સદા સાક્ષાત્ સ્ફુરેછે તેમનેજ અમે અતિ મોટા થકી પણ અતિશય મોટા માનીએ છીએ પણ કેવળ આત્મસાક્ષાત્કારસપન્નને પણ મહત્તમ માનતા નથી ॥૩૮॥ તમો સર્વે મુનિઓ મુક્તજનો ( ભક્તિથી કર્મબીજ જેનાં ક્ષીણ થયાં છે ) છો. માટેજ દર્શનમાત્રથી જનો ( જનનમરણરૂપ ચક્રથી આક્રાંત થએલા ) ને જન્મ મરણને આપનારાં પુણ્ય પાપરૂપ પાપમાંથી પાવન કરનારા છો. એવા મુક્તો તમારો સમાગમ કર્મવશ જીવોને અતિ દુર્લભ છે એમ હું માનું છું ॥૩૯॥ જે જનને ભવપાશમાંથી મુક્તિ થવાની નજીકમાં હોય એટલે મુક્તિને અભિમુખ કરનારી સુકૃતસંપત્તિ હોય તેનેજ તમારો સમાગમ મળે જે સમાગમથીજ પ્રભુ શ્રીમન્નારાયણમા પ્રીતિ થાય છે ॥૪૦॥ જે પ્રીતિથી દેહ ગેહાદિકમાં આસક્તિએ રહિત થએલો, અને વિષયોમાંથી પ્રશાંત બુદ્ધિવાળો પુરુષ ભવ બ્રહ્માદિકને દુર્લભ એવા પરમ પદને પામેછે—પ્રીતિથી વૈરાગ્ય થાયછે અને વૈરાગ્યથી સિદ્ધ થએલી પરાભક્તિ જે વિજ્ઞાનના પરિપાકરૂપ કહેવાય છે તેનાથી પરમ પદની પ્રાપ્તિ થાયછે. એવો અભિપ્રાય જાણવો ॥૪૧॥ નારાયણમાં મન જેનું છે, ( માટેજ પૂર્ણકામ હોવાથી બીજા પ્રાકૃત સુખની આસ-

नारायणात्मनाम्। भूमौ परोपकाराय तीर्थव्याजविचारिणाम्॥४२॥ परोपकारशीला हि सन्ति सन्तो दयालवः । नितरामेव भगवद्भक्ता वै युष्मदादयः ॥४३॥ यूयमुत्तमवेलायामागता भगवत्प्रियाः!। अद्य नारायणः स्वामी दास्यते दर्शनं प्रभुः ॥४४॥ स्वदर्शनायानुदिनं मुनीनां च दिवौकसाम् । आगच्छतां वर्ततेऽद्य तस्य स्वेक्षार्पणक्षणः ॥४५॥ अस्यामेव हि वेलायां विधिं पौर्वाह्णिकं प्रभुः। समाप्यात्र समायाति नैष्ठिकोचितमन्वहम् ॥४६॥ सुव्रत उवाच—इत्थं मधुरया वाचा कुर्वन्तं सत्क्रियां नरम्। मुनयस्तत्प्रभावज्ञास्त ऊचुर्हृष्टमानसाः ॥४७॥ मुनय ऊचु —जानीमस्त्वां वयं

क्तिએ રહિત ) પૃથ્વી ઉપર પરોપકાર ( બીજા જીવોનો સદ્ધર્મોપદેશથી કલ્યાણ પ્રાપ્તિરૂપ ) માટે તીર્થયાત્રાના મિષથી વિચરવાના સ્વભાવવાળા તમારા જેવા સાધુઓને લોકમાં કેની સાથે ઉપમા ઘટે ? કોઇની સાથે પણ નહિ, અર્થાત્ તમો કોઇની સાથે પણ સદૃશ નથી ॥૪૨॥ સામાન્યપણે લૌકિક એવા પણ સાધુઓની દયાળુતા અને પરોપકારશીલતા તો સ્વાભાવિક ધર્મ પ્રસિદ્ધ છે સાક્ષાત્ ભગવાનના પરમ ભક્ત એવા તમો દયાળુ અને પરોપકારશીલ હો એમા કહેવુજ શુ ? તમો તો અત્યત છો ॥૪૩॥ હે ભગવાનને પ્રિય એવા મુનિઓ! તમો ઉત્તમ અવસરમા આવ્યા છો કારણ કે—જેના દર્શનની આકાક્ષા કરો છો એ પ્રભુ સ્વામી નારાયણ હમણાજ તમોને પોતાનુ દર્શન દેવા પધારશે ॥૪૪॥ હમણા દર્શનદાનમા કારણ કહે છે—હે મુનિઓ! પ્રતિદિન પોતાનાં દર્શન કરવા આવતા મુનિઓ અને દેવતાઓને નારાયણને સ્વદર્શન દેવાનો અવસર હમણાજ વર્તે છે ॥૪૫॥ પ્રભુ શ્રીનારાયણ નૈષ્ઠિકવર્ણીને ઉચિત એવો પૌર્વાહ્ણિક દૈવ પિત્ર્ય કર્મવિધિ સમાપ્ત કરીને આજ વેળામા પ્રતિદિન આ સ્થાનમા પધારે છે, તો તમારો મનોરથ વિના વિલબેજ સફળ થશે ॥૪૬॥ સુવ્રતમુનિ કહે છે—હે રાજન્! પૂર્વોક્ત પ્રકારે પ્રેમ મધુર વચનથી સત્કાર કરેલા મરીચ્યાદિ મુનિઓ 'આ સાક્ષાત્ ભગવાન્ છે પણ લોકસગ્રહ માટે એમ કહે છે' એમ નરમુનિનો મહિમા જાણીને અત કરણમા અતિ આનદ પામીને નરમુનિ પ્રત્યે

सर्वे ऋषयो जगदीश्वरम् । ब्रह्माण्डानामनेकानामीश्वरं हि नरोत्तम ! ॥४८॥ तपश्चर्यां प्रकुर्वन्तं सेवमानं सदा प्रभुम् । अपि त्वामीश्वरं विद्मः साक्षान्नारायणं यथा ॥४९॥ सर्वेषां माननीयोऽसि पूज्यो वन्द्यस्त्वमीश्वरः । एका मूर्तिर्द्विधा भाति नरनारायणाविति ॥५०॥ धन्या भारतभूरियं भगवतो नारायणस्याङ्किता पद्भिर्मत्स्ययवाङ्कुशाशनिघटाम्भोजोर्ध्वरेखाङ्कितैः । धन्येयं तरुसन्ततिश्च हरिणा संवीक्षिता प्रत्यहं धन्याश्चाश्रमदर्शनादपि वयं भक्तप्रियस्येशितुः ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे मुन्यागमननरदर्शननिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

---

સ્તુતિ કરવા પૂર્વક બોલ્યા ॥૪૭॥ મુનિઓ કહેછે—હે નરોત્તમ ! અમે સર્વે ઋષિઓ જગદીશ્વર તમોને અનેક બ્રહ્માંડના નિયંતા નિશ્ચે જાણીએ છીએ ॥૪૮॥ અમારી માફક તપશ્ચર્યાને કરતા અને પ્રભુ શ્રીનારાયણની સદા સેવા સજતા એવા પણ તમોને સાક્ષાત્ નારાયણની પેઠેજ પરમેશ્વર જાણીએ છીએ ॥૪૯॥ સર્વેશ્વર તમો સર્વ મુનિઓ તથા દેવાદિકોએ માનનીય, પૂજનીય અને વંદનીય છો. કારણ કે-સમગ્ર જગતના ઇશ્વર ભગવાન્ શ્રીપુરૂષોત્તમ નારાયણજ નર અને નારાયણ એવી સંજ્ઞાથી બે પ્રકારે જણાય છે એટલે સ્વયં ભગવાન્ સ્વેચ્છાથી બે રૂપે પ્રાદુર્ભાવ પામેલા છે (તમો એકજ છો) ॥૫૦॥ હે ભગવન્ ! સમસ્ત ભૂતોને ધરનારી આ ભારતભૂમિ ભગવાન્ બદરીપતિ નારાયણનાં મત્સ્ય, યવ, અંકુશ, વજ, કળશ, કમળ, ઉર્ધ્વરેખા ઇત્યાદિ સોળ ચિહ્નોવડે ચિહ્નિત પગલાંવડે અલંકૃત થવાથી ધન્યભાગી થઇ છે. તથા પ્રતિદિન નારાયણના નયનગોચર થતી આ વૃક્ષોની પંક્તિ ધન્યભાગી છે. તથા ભક્તપ્રિય ઇશ્વર શ્રીનારાયણના આ બદરિકાશ્રમનાં દર્શન થવાથી અમે મુનિઓ પણ ધન્યભાગી થયા છીએ (પોતાનો તરૂસંતતિ સાથે પાઠ કર્યો છે તે ઉપરથી ભગવદ્દર્શનના સંબંધ વિનાના જડ તરૂનો જન્મ જેમ વ્યર્થ છે તેમ પોતાનો જન્મ પણ વ્યર્થ છે એમ જણાવ્યું છે) ॥૫૧॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે મુન્યાગમન-નરદર્શનનિરૂપણનામા પંચમોઽધ્યાયઃ ॥૫॥

सुव्रत उवाच—एवं ब्रुवत्सु मुनिषु नरे स्मितमुखे प्रभुः । समाप्तदैवपित्र्योऽसावायात्तत्र निजोटजात् ॥१॥ योगसिद्धतनुभिः पथि मुक्तैः सानुगामरगणैश्च खसंस्थैः । वन्द्यमान उरुधाऽतिविनीतैः स्वानुगोद्धवसमीक्षितपादः ॥२॥ देहिदुष्करतपोद्धिरुक्तया नैकभास्करमहःसमानया । शोभनाखिलनिजाङ्गजन्यया भ्राजमान उरुपाण्डुरत्विषा ॥३॥ दीर्घबाहुयुगलोऽसितवर्णो नूत्नपङ्कजदलाय-

## અધ્યાય ૬ ઠો.

હવે નરમુનિનાં દર્શનથી પ્રહર્ષ પામેલા મુનિઓને શ્રીનારાયણના દર્શનનો આનંદ અને પૂજાનો ઉત્સવ કહેવાનો આરંભ કરેછે—સુવ્રતમુનિ કહે છે—હે રાજન્! મુનિઓ પૂર્વોક્ત પ્રકારે સ્તુતિ વચન બોલી રહ્યા પછી, નરમુનિ તેમના વચનશ્રવણથી ઉપજેલા પ્રેમથી મુખમાં મંદમંદ હસેછે એવા અવસરમાં પ્રભુ શ્રીનારાયણ પ્રાતર્હોમાદિ દેવકર્મ અને નિત્યશ્રાદ્ધાદિ પિતૃકર્મ સમાપ્ત કરીને, પોતાની પર્ણશાળામાંથી જ્યાં નરમુનિ તથા મુનિઓ રહ્યાછે એવા પ્રદેશમાં પધાર્યા ॥૧॥ હવે સાત શ્લોકથી શ્રીનારાયણને વર્ણવેછે—સત્યસંકલ્પરૂપ યોગ અથવા ભગવત્સંકલ્પરૂપ યોગથી જેમણે મનુષ્યને સજાતીય રચનાવાળી તનુ સંપાદન કરીછે (ભગવાનની સાથે મુક્તોપણ યોગસિદ્ધ તનુથી અવતરે છે) એવા મુક્તો, આકાશ માર્ગે આવેલા ગંધર્વાદિ અનુયાયિઓએ સહિત ઇન્દ્રાદિ દેવવર્ગો અને બીજા અતિવિનીત, તપસ્વીઓએ બહુ પ્રકારે માર્ગમાં પ્રણામ કરેલા, પોતાના ચરણકમળમાંજ એક દત્તદષ્ટિવાળા એકાંતિક ભક્ત ઉદ્ધવજીએ પાછળ ગતિ કરેલા ॥૨॥ દેવ મનુષ્યાદિકથી ન થઈ શકે એવી તીવ્ર તપશ્ચર્યાથી અમણી વૃદ્ધિ પામેલી, એકદમ ઉદય પામેલા અનેક સૂર્યની પ્રભાને સદૃશ, સ્વયં મંગળમય સર્વ દિવ્ય અવયવોમાંથી પ્રસરતી, આવી કોઈ અનન્યસામાન્ય અપૂર્વ પ્રભાસ્વર શુકલ પ્રભાથી પ્રકાશમાન (ભગવાનનું રૂપ શ્યામસુંદર છે તથાપિ તેમની પ્રભા પ્રભાસ્વરશુકલજ છે) ॥૩॥ દીર્ઘ (જાનુપર્યંત લાંબા) સ્થૂળ બાહુયુગલવાળા, શ્યામ-

तनेश्चः । पूर्णचन्द्रवदनः सितराजद्दन्तराजिरुचिरो मृदुपादः ॥४॥ सूक्ष्मरम्यकपिलानृजुकेशो वद्धसुन्दरजटः पृथुवक्षाः । कुञ्जरारातदलोदरराजत्सद्वलिश्च नतसभ्रमनाभिः ॥५॥ पाण्डुरोर्ध्वेतिलकस्तुलसीस्रग्ब्रह्मसूत्रधर ईक्ष्यशिराङ्गः । मृत्कमण्डलुपलाशजदण्डो वर्णिराडिति दधच्च कराभ्याम् ॥६॥ अंशुकं परिदधच्छुचि शुक्लं स्कन्धलम्बितसितोत्तरवासाः । सर्वदैव तरुणोऽमृतवृष्ट्या प्रीणयन्निजदृशा मुनिवृन्दम् ॥७॥ स्वातिवल्लभमुनीक्षणजातं भूरिहर्षमुदरे न निधातुम् । शक्नुवन्विकसदास्यदृगब्जात्स्त्रावयन्निव

સુંદર રૂપવાળા, નવીન પ્રફુલ્લિત કમળદળ સરખાં કર્ણપર્યંત દીર્ઘ નેત્રવાળા, પૂર્ણચંદ્રની પેઠે સમગ્ર મનુષ્યોના નયનને આહ્લાદ આપનાર વદનવાળા, મંદહાસવડે પ્રકાશમાન સુંદર દંતપંક્તિવાળા, કમળ સરખા કોમળ રક્ત ચરણવાળા ॥૪॥ સૂક્ષ્મ સુંદર કપિલ (પિળાવર્ણના) કુટિલ કેશવાળા, બાંધેલી સુંદર જટાવાળા, વિશાળ વક્ષસ્થળવાળા, પિંપળાના સુંદર પત્ર સરખુ ઉપરથી વિસ્તૃત અને નીચેથી સંકુચિત એવા ઉદરમાં પ્રકાશમાન સુંદર ત્રિવળિવાળા, ઊંડી ગોળ ગંભીર નાભિવાળા ॥૫॥ શ્વેત ઉર્ધ્વપુંડ્ર તિલક, તુલસીની કંઠમાં પહેરાય એવી બેવડી માળા અને યજ્ઞોપવીતને ધારણ કરનારા, સ્પષ્ટ નાડિયો જેમા દેખાય છે એવા અવયવોવાળા, પોતે નૈષ્ઠિકરાજ હોવાથી હાથમા મૃત્તિકાનુ કમંડળુ તથા ખાખરાના વૃક્ષના દંડને ધારણ કરનારા (એ રીતે દિવ્ય અવયવોની લાવણ્યતાવડે અને વર્ણાશ્રમના ચિહ્નોવડે શોભાયમાન) ॥૬॥ શુદ્ધ શુક્લ અધોવસ્ત્રને ધરનારા, ખભા ઉપર પહોળુ લાંબુ કરીને શ્વેત ઉત્તરીયવસ્ત્રને ધરનારા, સર્વ સમયમાં યુવા અવસ્થામા રહેલા, (સદા સોળ વર્ષની અવસ્થાવાળા) સમીપમાં રહેલા સમગ્ર મુનિમંડળને પોતાની અમૃતવૃષ્ટિ જેવી દૃષ્ટિથી પ્રસન્ન કરતા ॥૭॥ પોતાના અતિપ્રિય મુનિજનોના દર્શનથી ઉત્પન્ન થયેલા અપાર આનંદ પ્રવાહને ઉદરમા મર્યાદા મુકીને પ્રસરતો હોવાથી નહિ રોકી શકવાથી પ્રફુલ્લિત નેત્રકમળ અને મુખકમળ થકી હર્ષના અશ્રુમિષથી બહાર પ્રવાહ ચલાવતા હોય ને શુ ? એમ વર્તતા અને મનોહર મૂર્તિવાળા એવા ભગવાન્ શ્રીનારાયણ

मनोहरमूर्तिः ॥८॥ तं विलोक्य मुनयो भगवन्तं भूरिहर्षविवशा नमनादौ । प्रेमसम्भवजलावृतनेत्राः प्रोत्थिता भुवि निपत्य च नेमुः ॥९॥ दर्शनक्षण इमे नरवन्धोर्भूरिवासरवियोगजतापम् । सद्य एव विजहुर्हृदि हृष्टाः कैरविण्य इव पूर्णहिमांशोः ॥१०॥ तं पिबन्त इव लोचनैर्मुखैस्ते लिहन्त इव बाहुभिः प्रभुम् । सम्मिलन्त इव सादरं तदा सर्वशो ददृशिरे नरमुख्यैः ॥११॥ तान् यथावदुरुधाऽथ मानयन्मानदः स्वपरिरम्भणादिभिः । आससाद यद्रीतरोरधो वेदिकां स्तृतकुशासनां हरिः ॥१२॥ पीठे तत्र मनो-

ते प्रदेशमां पधार्या ॥८॥ ઉપર વર્ણવેલા ભગવાનને આવતા જોઇને મુનિઓ તત્કાળ આસનમાંથી સામા ઉઠ્યા અને સમધિક હર્ષને પરવશ થઇને, તથા પ્રેમને લીધે પ્રકટ થએલા હર્ષાશ્રુથી આવૃત નેત્રવાળા થઇને, માટેજ નમસ્કારાદિ કરવામાં કાંટા કાંકરા કાદવ વિગેરે દોષોનું નહિ અનુસધાન કરીને, તુરત પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા ॥૯॥ હૃદયમાં હર્ષિત થએલા ઋષિઓએ નરના મોટા બંધુ શ્રીનારાયણનાં દર્શન થયાં તેજ ક્ષણમાં બહુ દિવસના વિયોગથી થએલા તાપનો તત્કાળ ત્યાગ કરી દીધો. (ઋષિઓને અધ્યાત્માદિ ત્રિવિધ તાપનો પ્રસંગ ન હતો પરંતુ વિયોગજન્ય હતો. આવા તાપની શાંતિમાં સંશ્લેષ સીવાય બીજા સાધનની અપેક્ષા નથી ) જેમ કુમુદિની ( પોયણીઓ ) પૂર્ણ ચદ્રના દર્શનથી ચંદ્ર વિયોગના તાપને ત્યાગ કરેછે, કુમુદિનીને પૂર્ણ ચંદ્રના દર્શન સીવાય બીજું વિકાસનું કારણ નથી અર્થાત્ જોઇનેજ તૃપ્ત થાય છે તેમ મુનિઓ જોઇનેજ તૃપ્ત થયા ॥૧૦॥ તે સમયમાં સર્વે મુનિઓ પ્રભુ શ્રીનારાયણને લોચનવડે આદરથી પાન કરી જતા હોય ને શું? મુખવડે ચાટતા હોય ને શું? અને બાહુવડે આલિંગન કરતા હોય ને શું? એમ તે અવસરમાં નરમુનિ મુખ્ય જેમાં છે એવા તત્વાદિ મુનિઓએ જોયા, અર્થાત્ સર્વ અંગથી અનુભવ કરવા લાગ્યા ॥૧૧॥ તે પછી માન આપનારા ભગવાન્ શ્રીનારાયણ પ્રણામ કરતા મુનિઓને પોતાનું આલિંગન, કરસ્પર્શ, સંભાષણ, મંદહાસ, દર્શનાદિકવડે યથાયોગ્ય સન્માન કરીને, એજ બદરી વૃક્ષની નીચે

द्दरे मुनिपतिर्भक्तप्रियः सोऽच्युतः सम्प्रीत्यै निषसाद वेदविदुषां तेषामथोदङ्मुखः । तस्मै ते च निपेतुर्वे चपलया दृष्ट्याऽभितः पश्यते विप्रा नैष्ठिकवर्णिने भगवते प्रीत्या नमश्चक्रिरे ॥१३॥ ततः पुपूजुर्निजमिष्टदेवं नारायणं तं विधिना नरं च। पूजोपहारैर्विविधैर्मुनीन्द्राः सस्नेहमव्यग्रधियो विशुद्धैः ॥१४॥ कस्तूरिकाकुङ्कुमकेसराद्यैर्युक्तेन सत्सौरभचन्दनेन । सन्मल्लिकाचम्पककेतकाद्यैः

---

રહેલી, પાથરેલા દર્ભાસનવાળી વેદિકા ઉપર વિરાજમાન થયા ॥૧૨॥ તેનો પ્રકાર કહેછે—મુનિઓના પતિ, ભક્તો ઉપર અતિ પ્રીતિવાળા, અચ્યુત તે ભગવાન્ પૂર્વોક્ત અતિસુંદર આસન ઉપર પોતાનીજ એક આરાધનાની અભિલાષાવાળા વેદવેત્તા મુનિઓને તેમનો પૂજા વિધિ સ્વીકારી પ્રસન્ન કરવા માટે ઉત્તર દિશા તરફ મુખારવિંદ રાખીને વિરાજમાન થયા. તે પછી મુનિઓએ આસનમાં વિરાજેલા, ચપળ ચક્ષુથી ચારે તરફ મુનિમંડળને નિહાળતા, નૈષ્ઠિકવર્ણીના જેવા વેષવાળા ભગવાન્ શ્રીનારાયણને ફરીથી પ્રીત્યુત્કર્ષથી પ્રણામ કર્યો. (આ ઉપરથી જ્યારે મહાત્માઓ આવે ત્યારે તેમના બેઠા પછી ફરી નમસ્કાર કરવાનો સૂચવ્યો છે) ॥૧૩॥ તે પછી મહામુનિઓએ અવ્યગ્ર મનવાળા થઇને પોતાના ઇષ્ટદેવ શ્રીનારાયણ અને નરમુનિની વિશુદ્ધ વિવિધ ચંદનપુષ્પાદિ પૂજોપહારવડે યથાવિધિ પ્રેમપૂર્વક પૂજા કરવાની પ્રારંભી ( પૂજોપચારની વિશુદ્ધિ પ્રેમ પ્રકર્ષને લીધે છે, માટેજ 'सस्नेहं' એમ કહેછે. 'अव्यग्रधियः' આ પદથી પૂજામાં પ્રમાદ ન જોઇએ એમ જણાવ્યું છે ) ॥૧૪॥ ત્રણ શ્લોકથી પૂજાનો પ્રકાર કહેછે—કસ્તુરી કુંકુમ કેસર અને કર્પૂરાદિકથી મિશ્રિત કરેલું શ્રેષ્ઠ સુગન્ધિમાન ચંદન, સૌરભથી શોભાયમાન મોગરા ચંપા કેવડા આદિક નાના પ્રકારનાં પુષ્પો, માંજરોએ સહિત કોમળ તુળસીપત્રો ॥ વિચિત્ર વર્ણવાળાં ઉત્તમ પુષ્પોના રમણીય હારો, પુષ્પરચિત રમણીય અવતંસો, ( કર્ણાભરણરૂપ ગુચ્છ કલગી વિગેરે ) પુષ્પનિર્મિત શોભાયમાન શેખરો, ( શિરોભૂષણરૂપ તોરા વિગેરે ) બહુવિધ સુગંધમય ધૂપો, ઘૃતનિર્મિત દીપો, સુસ્વાદુ નૈવેદ્યો, અનેક પ્રકારનાં દાડિમાદિ ફળો ॥ અતિ મનોહર આરતિઓ, શ્રેષ્ઠ મંત્રપુષ્પાં-

पुष्पैरनेकैस्तुलसीदलैश्च ॥१५॥ विचित्रपुष्पोत्तमचारहारै रम्यावतंसैः शुभशेखरैश्च । सुगन्धिधूपैर्बहुभिश्च दीपैः सद्भिर्निवेद्यैश्च फलैरनेकैः ॥१६॥ नीराजनेनातिमनोहरेण सन्मन्त्रपुष्पाञ्जलिभिः प्रणामैः । आनर्चुरीशं मुनयो विधिज्ञा वेदोक्तमन्त्रैः पठितैस्तमुच्चैः ॥१७॥ इत्यर्चितं निजजनागमभूरिहर्षं व्यालम्बिचित्रकुसुमोत्तमशेखरालिम् । कण्ठात्पदावधिलसत्सुमहारराजिं ध्यानास्पदं तमचलैर्नयनैर्निदध्युः ॥१८॥ तं तादृशं स्वहृदयेष्वतिभासुराङ्गं धाम्न्यक्षरेऽपि ददृशुः कृपयैव तस्य । आनन्दपूर्णसकलावयवाः पुनस्ते दृष्ट्वा बहिश्च मुदिता अथ तुष्टुवुस्तम् ॥१९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे भगवद्दर्शनपूजनमहोत्सवनामा षष्ठोऽध्यायः ॥६॥

---

જળીઓ, સાષ્ટાંગ પ્રણામો, ઉચ્ચ સ્વરથી ઉચ્ચારેલા સ્તુતિ માટે વેદોક્ત-મન્ત્રો, ઇત્યાદિ ઉપચારોવડે પૂજા વિધિને જાણનારા મુનિઓએ શ્રીનારાયણની પૂજા કરી ॥૧૫-૧૬-૧૭॥ એવી રીતે પૂજેલા, નિજજન મુનિઓના આવવાથી બહુ હર્ષ પામેલા, વિચિત્ર વર્ણના ઉત્તમ પુષ્પોના તોરાઓની લટકતી પક્તિથી શોભાયમાન, કંઠને આરંભીને પાદપર્યંત લાંબા લટકતા પુષ્પહારોની પક્તિવડે શોભાયમાન અને ધ્યાનના શુભાશ્રયભૂત એવા શ્રીનારાયણનું નિશ્ચળ ( મટકાએ રહિત ) નેત્રોવડે (જેમાં મનની વૃત્તિ અનુવર્તે છે એવા) મુનિઓ અંગઅંગનું નિરીક્ષણ કરવા પૂર્વક ધ્યાન કરવા લાગ્યા ॥૧૮॥ વિવિધ ઉપચારોવડે પૂજેલા, ઋષિવેષધારી, અત્યંત પ્રકાશમાન અંગવાળા શ્રીનારાયણને નેત્ર મીંચીને જ્યારે હૃદય કમળમાં ધારીને અનુભવ કરવા લાગ્યા તે સમયમાં તેમની કૃપાથીજ અક્ષરધામમાં પોતાનાજ આ રૂપથી રહેલા ભગવાન્ મુનિઓના હૃદયમાં પ્રાદુર્ભાવ પામ્યા ત્યાર પછી આવા ભગવાનના દિવ્ય દર્શનના આનંદથી સંપૂર્ણ સર્વ અવયવોવાળા મુનિઓ ફરીથી નેત્ર ઉઘાડીને હૃદયથી બહાર પ્રથમની પેઠે ભગવાનનો સાક્ષાત્કાર કરીને હર્ષ પામીને 'આ સાક્ષાત્ અક્ષરાધિપતિ સમગ્ર જીવોના ઉજ્જીવન માટે આ લોકમાં અવતરેલા છે' એવો વિનિશ્ચય કરીને, નારાયણની સ્તુતિ કરવા લાગ્યા ॥૧૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે ભગવદ્દર્શનપૂજનમહોત્સવનામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥

ऋषय ऊचुः–जय जयाज ! कृपारसनिर्गतैर्विततमोहमहान्धतमोपहैः।त्वमचलैर्वचनैर्बहुजन्मजभ्रमहरो भवसीह जगद्गुरुः ॥१॥
नयसि नाथ ! निजाङ्घ्रिनिषेविणो धृतिमता तपसा क्षपितैनसः ।

## અધ્યાય ૭ મો.

ઋષિઓની સ્તુતિનો પ્રકાર અનુવદેછે— હે અજ ! તમો જય પામો જય પામો, અર્થાત્ આપ અજન્મા છો તથાપિ સંસારસાગરમાં ડુબકાં ખાતા ચેતનોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી મનુષ્યને સજાતીય સંસ્થાનથી અવતરેલા છો. આવો જે સમુજ્જીવન સંકલ્પવિશેષ છે એજ આપનો સર્વાતિશાયી સમુત્કર્ષ છે. આવા ઉત્કર્ષથી આપ નિરંતર વૃદ્ધિ પામો. અવતરણનું કાર્ય કહેછે–કૃપારસથી નિકળેલાં, અતિવિસ્તૃત અજ્ઞાન કે વિપરીત જ્ઞાનરૂપી મહાગાઢાંધકારને નાશ કરનારાં અને કોઇથી પણ નિષેધ –ખંડન થઈ શકે નહિ એવાં પોતાનાં વચનામૃતોવડે બહુ જન્મથી વર્તતી દેહાત્માના તથા આત્મપરમાત્માના અવિવેકરૂપી ભ્રાંતિને હરનારા, માટેજ ભૂમિ ઉપર સત્ય પ્રથમ જગદ્ગુરુ આપજ છો. અર્થાત્ સંસારાગ્નિના ઉદ્દીપનથી જેના પ્રાણ જતા રહ્યાછે એવાઓને પરમાત્મારૂપ પ્રાણનો સંશ્લેષ કરી આપવો એજ એમનું સમુજ્જીવન કહેવાય છે, માટે આપજ પ્રથમ સદ્ગુરુ છો. અજ્ઞાન કે અન્યથા જ્ઞાનની નિવૃત્તિ કરવી એજ ગુરુનું કૃત્ય છે. 'गुकारस्त्वन्धकारः स्यात् रुकारस्तन्निरोधकः । अन्धकारनिरोधित्वात् गुरुरित्यभिधीयते ॥' 'कृपारसनिर्गतैः' આપદથી બીજા ગુરુઓ થકી વિશેષ જણાવ્યો છે–આ ઉપદેશ બીજા ગુરુઓની માફક શિષ્યજનોએ કરેલી અધિક પરિચર્યાને લીધે નથી પરંતુ કૃપૈકમૂળ છે. ॥૧॥ અસાધારણ આચાર્યપણું કહ્યું, હવે મોક્ષનો મુખ્ય ઉપાયપણ આપજ છો એમ કહેછે— હે નાથ ! ધૃતિયુક્ત ( અચળ ) તપશ્ચર્યાવડે જેમણે ભક્તિની ઉત્પત્તિમાં વિરોધિ વિષયાભિલાષારૂપ પાપોનો નાશ કર્યો છે, માટેજ આપના ચરણારવિંદનેજ સેવવાના એક સ્વભાવવાળા મુનિઓએ હૃદયકમળમાં રહેલા આપ અધિકારને અનુસારે અંતકાળે સ્મૃતિ આપીને અથવા નહિ આપીને, શતા-

निजपदं परमं ह्यमृताभिधं बहुलभास्करभास्वरमक्षरम् ॥२॥ विशदधर्मपथं परिरक्षितुं भुवि युगान्तहतान्सुकृतप्रिय ! । सकलशा-

धिક મૂર્ધન્ય નાડી ( સુષુમ્ણા )થી અર્ચિમાર્ગે કરીને પોતાના અસાધારણ પદ (સ્થાનવિશેષને) પમાડો છો. જે પદ અક્ષર, (અપુનરાવૃત્તિ હોવાથી) અમૃત નામનું, ( આનંદાધિક્ય હોવાથી ) અને એક સાથે ઉદય પામેલા અનેક સૂર્યને સદૃશ પ્રકાશમાન સર્વોત્કૃષ્ટ છે ( ધામને સૂર્યપ્રકાશનું ઉદાહરણ આપ્યું છે તે કેવળ લોકદષ્ટિથી છે) ॥૨॥ તેતે સમયમાં અવતાર ધરવાથી અને વેદાદિશાસ્ત્રોના ઉદ્ધારથી ધર્મરક્ષકપણું આપનુંજ છે એમ કહેછે-હે સુકૃત પ્રિય જેમને છે એવા ભગવન્! પ્રભુ-ધર્મસ્થાપનમાં સમર્થ એવા તમો વિશદધર્મપથ-ધર્મરૂપી પથ (માર્ગ) તે ધર્મપથ કહેવાય. ઇષ્ટ અર્થને પમાડનારો છે માટે ધર્મને પથ કહેછે. એવો ધર્મપથ શ્રેય અને પ્રેય એવા બે પ્રકારનો છે. જે અભ્યુદયના સાધનભૂત જ્યોતિષ્ટોમાદિક છે તે પ્રેય કહેવાય. જે નિઃશ્રેયસના સાધનભૂત વિજ્ઞાન છે તે શ્રેય કહેવાય. તેમાં જે પ્રેયપથ છે તે વિશદ નથી એટલે તે માર્ગે ગતિ કરનારાને આત્મા પરમાત્મા વ્યક્ત જણાતા નથી, કારણ કે આતો ફક્ત આત્માને દેહથી ભિન્ન નિત્ય કર્તા ભોક્તા જાણેછે પણ પરમાત્માનોજ એક કિંકર છે એમ જાણતો નથી તેમ પોતાના સ્વામી પરમાત્માને પણ જાણતો નથી, માટે પ્રેયપથ વિશદ નથી. શ્રેયપથમાં પ્રવર્તેલાને તો પોતાનો આત્મા અને પરમાત્મા વ્યક્તપણે જણાય છે માટે ધર્મપથ ( શ્રેયોમાર્ગ ) વિશદ છે. એવો જે પોતાના આત્મા પરમાત્માના વિજ્ઞાનપૂર્વક વિશદ ધર્મપથ તેને સર્વથા રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર પોતાના રૂપથી તથા વ્યાસાદિરૂપથી પ્રકટ થઇને તેનો બોધ કરનારાં સમગ્ર શાસ્ત્ર, પુરાણ અને સદાગમો કે જે યુગાંત-પ્રલયકાળે વિલીન થઈ ગએલા અને યુગાંત-કલિયુગથી ઉપહત થએલા હતા તેને બહુધા સમ્યક્ પ્રવર્તાવો છો. આ સ્થળે શાસ્ત્રશબ્દથી સ્વતઃ શાસન કરનારો હોવાથી વેદ જાણવો. પુરાણાદિકની શાસનતા વેદમૂળક જાણવી. સદાગમશબ્દથી પાંચરાત્ર શાસ્ત્ર જાણવું, અર્થાત્ પ્રલયમાં વિલીન થએલા વેદો સ્વયં ભગવાને અવતરીને

स्वपुराणसदागमांस्त्वमुरुधैव समीरयसे प्रभुः ॥३॥ नहि विदन्ति भवन्तमिहेश्वरं निखिलजीवभवभ्रममोचनम् । भुवि सतां वचनैरपि ये नरास्त ऋषयोऽपि हृतास्तव मायया ॥४॥ नहि सुखं भवदाश्रयमन्तरा तनुभृतां दिवि वा भुवि वाम्बरे । तदधुनाऽब्द-

---

પૂર્વે જેવા હતા તેવાજ પ્રકાશ કર્યાં છે અને તેને સમયમાં વ્યાસાદિક રૂપે કરીને પુરાણાદિક પ્રવર્તાવ્યા છે ॥૩॥ આપ વિશદ ધર્મપથના પરિરક્ષણ માટેજ અવતરેલા છો તથાપિ આપના સ્વરૂપને આપનીજ માયાથી મોહિત મતિવાળા જાણતા નથી, આપની માયા આપના પ્રસાદ વિના દુરતિક્રમ છે એમ કહેછે–જે નરો આપની માયાથી મોહિત થયા છે તે સમગ્ર જીવોના ભવભ્રમણના મોચન માટેજ ભૂમિઉપર અવતરેલા પરમેશ્વર આપને જાણતા નથી. સર્વે નરો કેમ જાણી શકે ? તો તે વાત સત્ય છે નરપણાની સમતાથી નરો (ભગવાનનાં ચરિત્રો જેમણે નથી સાંભળ્યાં એવા પામરો) જાણતા નથી એતો યુક્તજ છે. પણ ઋષિઓ કે જે વાયુ, જળ અને પર્ણનું ભક્ષણ કરનારા, તપશ્ચર્યાના અભ્યાસવાળા, ભૂત ભવિષ્યને જાણનારા છે તેઓપણ ભગવત્સ્વરૂપને જાણનારા સતોએ સદુપદેશ વચનથી 'સાક્ષાત્ નારાયણ છે અને ભજનીય, સંસારનિવર્તક છે' એમ બોધ આપવા છતાં પણ જાણતા નથી ઋષિઓપણ જાણતા નથી આ તો આપની માયાનોજ મહિમા છે. 'આ દૈવી ગુણમયી આપની માયા દુરત્યય છે. જે પુરૂષો આપને પામેછે તે આપની માયાને તરેછે' ॥૪॥ હે ભગવન્! આપના ચરણનો શરણવરણ વિના ભૂરાદિ ત્રણ લોકમાં કોઈપણ પ્રાણીને આત્યંતિક સુખ મળતું નથી એ નિશ્ચિત છે. જે કર્મયોગાદિક સાધનસંપત્તિ છે તેપણ આપના પ્રસાદથીજ એક સાધ્ય છે અને આપનો જે પ્રસાદ છે તે શરણવરણથીજ એક સાધ્ય છે. આવી વ્યવસ્થા છે તો બીજાં સાધનોએ કરીને શું ? કાંઈ પણ નથી માટે હમણાં અથવા શતવર્ષને અંતે (આયુષના અવસાન સમયમાં) જે આપનું શરણ સ્વીકારે છે તેજ પ્રાણીઓ તેજ ક્ષણમાં (તે શરીરના પાતની સાથેજ) આત્યંતિક સુખીયા થઈ જાયછે. ધ્યાનની પેઠ શરણાગતિ વારંવાર આવર્તનીય નથી. તે

शतान्त उत्थितास्तव यदा स्युरिमे सुखिनस्तदा ॥५॥ अनधिगम्य समक्षमनुग्रहं प्रथमजा अपि नो महदादयः । निजकृतावशकन् हि कुतः पुनर्विषयिणो विमुखाः सुखमाप्नुयुः ॥६॥ वयमभूम हरे! कृतिनोऽद्य वै परतरं क्षरतोऽक्षरतोऽपि यत् । ऋपितनुं दधतं पुरुषोत्तमं हृदि विदाम भवन्तमहो भगम् ॥७॥ निगमशास्त्रपुराणसुदेशिकैरचलभावभरेण निषेवितैः । यदि भवेन्न

---

કહ્યું છે કે-'सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते । अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम' ॥૫॥ હે હરે! વિરાજથી પણ પ્રથમ થએલાં મહદાદિ તત્ત્વો (તેના અભિમાની ચેતનવિશેષો જાણવા) પણ આપનો પ્રત્યક્ષ પ્રસાદ નહિ પામીને વિરાજની ઉત્પત્તિરૂપ પોતપોતાનું કાર્ય કરવામાં સમર્થ થતાં નથી. એવા આપના પ્રસાદથીજ એક પામવા યોગ્ય આત્યંતિક સુખને વિષયમાંજ એક આસક્તિવાળા અને આપનાથી વિમુખ ક્ષુદ્ર એવા બીજા જીવો ક્યાંથી પામે? નજ પામે. અર્થાત્ સર્ગાદિ કાર્યમાં અધિકાર આપેલાઓને પણ આપના પ્રસાદની અપેક્ષા છે તો વિષયાસક્ત વિમુખોને વિમોક્ષમાં આપના પ્રસાદની અપેક્ષા પડે એમાં કહેવુંજ શું? ॥૬॥ હે હરે! અમે સર્વે ઋષિઓ આજ અત્યંત કૃતકૃત્ય થયા, કારણ કે-ઋષિઓ તથા દેવતાઓએ પણ અગમ્ય એવા આપને ક્ષરઅક્ષરથકી વિલક્ષણ પરતર પુરૂષોત્તમજ મુનિરૂપથી અવતરેલા હૃદયમાં ભાવભરપુર મનથી જાણીએ છીએ. આતો આપનીજ એક કૃપાનું ફળ છે. માટે અમો ધન્યભાગી થયા છીએ. અમારા ભાગ્યનું શું વર્ણન કરીએ એમ પોતાનું મસ્તક ધૂણાવાપૂર્વક કહેવા લાગ્યા ॥૭॥ વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ અને સદાચાર્યના ઉપાસનનું ફળ આપના ચરણકમળમાં એકાંતિક ભક્તિસંપત્તિ થવી એજ છે. જો તે ન થાય તો સર્વ વ્યર્થ છે એમ કહેછે- નિગમ, (વેદ) શાસ્ત્ર, (તેના અર્થના વિચારરૂપ મીમાંસા) પુરાણ, સુદેશિક (તેના અર્થને યથાર્થપણે જાણનારા આચાર્યો) આ સર્વેનું નિશ્ચળ ભાવભર (આસ્તા શ્રદ્ધા)થી સારી રીતે સેવન કરે પણ જો આપને વિષે મન નિશ્ચળ ન થાય તો તે શાસ્ત્રાભ્યાસ આચાર્યસેવનાદિક સર્વે નિષ્ફળ વાદરૂપ ફળ-

मनस्त्वयि निश्चलं वितथवादफलं खलु तत्तदा ॥८॥ साङ्ख्ययोग-
निगमागमवाचां पाञ्चरात्रवृषशास्त्रमतानाम् । अर्णवोऽत्र पय-

વાળુ અર્થાત્ કેવળ વાદમાટે હોઈને વ્યર્થ છે ॥૮॥ ઉપલક વિચાર કરતાં અનેક મુખપણે જણાતા સાંખ્યાદિ શાસ્ત્રોની નિષ્ઠા તો આપજ છો એમ કહેછે-સાંખ્યશાસ્ત્ર પ્રકૃતિપુરૂષના સ્વરૂપના વિવેચન માટે પ્રવર્તેલું પ્રસિદ્ધ છે. પ્રકૃતિપુરૂષના એકલા વિવેકમાત્રથી નિ શ્રેયસની નિષ્પત્તિ થતી નથી પરતુ તેનાથી વિલક્ષણ પરમાત્મા નારાયણ આપના ઉપાસનથીજ થાય છે પ્રકૃતિમાં આત્મપણાના ભ્રમવાળા પુરૂષને પ્રથમથીજ પરમાત્માનું જ્ઞાન થઈ શકતું નથી માટે પ્રકૃતિથી વિલક્ષણ પોતાના આત્માનુ જ્ઞાન પ્રથમ સપાદન કરીને પછીથી પરમાત્માનો ઉપદેશ સમુચિત છે, માટે સાંખ્યશાસ્ત્ર પ્રકૃતિમાં થએલા આત્મપણાના ભ્રમની નિવૃત્તિ કરીને પરમાત્માના જ્ઞાનમાં અનુગ્રહ કરનાર હોવાથી ઉપકારક થાયછે માટે તેની નિષ્ઠા પરપરાએ આપને વિષેજ છે. યોગશાસ્ત્ર અષ્ટાંગ યોગમાર્ગને જણાવીને આપની ઉપાસનારૂપ એકાંત ધ્યાનનિષ્ઠામાં ઉપકાર કરવાપણે ઉપયોગી થાય છે માટે તેની પણ આપને વિષેજ નિષ્ઠા છે, ઉપનિષદારૂપ વેદાની સાક્ષાત્ આપને વિષેજ નિષ્ઠા છે. કર્મપ્રતિપાદક વેદો તો આપના શરીરભૂત ઇન્દ્રાદિ દેવ-તાઓના આરાધનરૂપ હોવાથી તેની આપને વિષેજ નિષ્ઠા છે જે આગમો (આ-સર્વપ્રકારે વેદાર્થો જેનાથી જાણીએ તે આગમ કહેવાય એટલે વેદાર્થના વિચારરૂપ મીમાંસા અથવા વેદોના ઉપબૃહણરૂપ પુરાણાદિક) છે તેમની પણ આપને વિષેજ નિષ્ઠા છે, ધર્મશાસ્ત્રો વર્ણાશ્રમના ધર્મરૂપ જે આપનુ આરાધન તેના પ્રકારવિશેષને પ્રતિપાદન કરનાર હોવાથી તેની પણ તમોજ નિષ્ઠા છો. કિં બહુના-સર્વ એવી પણ વાણીઓની આપજ નિષ્ઠા છો તમોજ સર્વ શરીર જેનું છે અને સર્વ પ્રકારો જેના છે એવા છો માટે તેતે પ્રકારો અને તેતે શબ્દોવડે તમોજ કહેવાઓ છો. નિષ્ઠા એટલે પર્યવસાનભૂમિ કે વિશ્રાંતિભૂમિ જાણવી. જેમ જળમાત્રની છેવ-ટની વિશ્રાંતિભૂમિ સમુદ્ર છે તેમ સર્વ વાઙ્મય અને વેદોની આપજ નિષ્ઠા છો. 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'वचसां वाच्यमुत्त-

सामिव साक्षात्त्वं क्रमेण च भवस्यापि निष्ठा ॥९॥ अधिगम्य चाङ्मयमिदं त्वपीह ये न भजन्ति तद्गतिभवत्पदाम्बुजम्। त्रिगुणात्मकात्ममतिकल्पिताशयैरनवेत्य हार्दमिति ते व्रजन्त्यधः॥१०॥ तपस्विदृष्ट्याऽवगणय्य ये त्वामज्ञाततत्त्वा न भजन्ति मूढाः। क्लिश्यन्ति ते वै बहुधाऽऽसुरीषु योनिष्वभीक्ष्णं परितो भ्रमन्तः ॥११॥ ये त्वां विहाय स्वयमात्मतत्त्वं द्रष्टुं यतन्तेऽन्यमुपास्य वापि। भ्रष्टास्ततस्तेऽप्यनवाप्तकामाः स्वान्वञ्चयन्तो निरयं व्रजन्ति

---

मम्' 'सर्ववचसां प्रतिष्ठा यत्र शाश्वती' 'नारायणपरा वेदाः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિમાં આ અર્થ સ્પષ્ટ છે. સર્વ સત્શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાએ આપનુંજ પ્રતિપાદન કરેછે એટલો ગલિતાર્થ છે ॥૯॥ આ ભૂતળમાં જે પુરૂષો પૂર્વોક્ત વેદાદિરૂપ સર્વ વાઙ્મય (શબ્દસમૂહ)ને અધ્યયનાદિકથી સારી રીતે ભણીને પણ તેની નિષ્ઠા(વિશ્રાંતિભૂમિ)ભૂત આપના ચરણારવિંદની ઉપાસના કરતા નથી તેઓ ત્રિગુણાત્મક દેહમાં થએલી આત્માપણાની અભિમતિને લીધે આરોપિત થએલા આશય-ભાવભેદે કરીને વેદનો હાર્દ નહિ જાણતા હોવાથી સંસારમાં નીચી નીચી ગતિને પામેછે ॥૧૦॥ સદ્ધર્મ સંરક્ષણ માટે અવતરેલા આપના પરભાવને નહિ જાણનારાઓને અનર્થજ થાયછે એમ કહેછે-જે પુરૂષો આપના પરભાવને નહિ જાણીને આપને 'આ ભગવાન્ નથી પણ કોઈ તપસ્વી છે' એવી બુદ્ધિથી અવગણના કરેછે પણ ભજતા નથી તે મૂઢ મનુષ્યો વારવાર આસુરી યોનિમાં સર્વત્ર ભ્રમણ કરવાપૂર્વક નિશ્ચે અત્યંત ક્લેશને પામેછે ॥૧૧॥ હે ભગવન્! જે પુરૂષો પરમેશ્વર આપનો આશ્રય નહિ કરીને કેવળ પોતાના પ્રયત્નબળથી આત્મસ્વરૂપના દર્શન માટે પ્રયત્ન કરેછે અથવા બીજા કોઈ અનીશ્વરની ઉપાસના કરીને પ્રયત્ન કરેછે તે પુરૂષો આત્મદર્શનમાંથી ચલાયમાન થઈને, માટેજ આત્મદર્શનરૂપ મનોરથ નહિ પામીને પોતાના દેહાભિમાની શિષ્યોને પણ 'આ મારા ગુરૂ મહાન્ આત્મદર્શી છે' એવી ભ્રાંતિ ઉત્પન્ન કરવાદ્વારા ઠગનારા હોવાથી તેના પાપેકરીને નિરય-સંસાર અથવા નરકને પામેછે કારણ કે બહુજનોને કુમાર્ગે ચઢાવ્યા છે બહુજનો એમને અનુસ-

॥१२॥ बलिमर्पयन्ति सभयाश्च ननु बलिभुजोऽप्यजादयः । तुभ्यमखिलपतये शरणं भवदङ्घ्रिमेव तत आश्रिता वयम् ॥१३॥ अद्य धन्या वयं स्वामिंस्त्वत्पादाम्बुजदर्शनात् । बहुभिर्दिवसैः प्राप्तं मनोरथफलं त्विदम् ॥१४॥ त्वद्भक्तिमन्तरा जीवाः कामलोभदवाग्निना । दन्दह्यमाना नश्यन्ति तत्त्वां वयमुपागताः ॥१५॥ गोलो-

રીને ભગવાનનો આશ્રય ત્યાગ કરીને નિ શ્રેયસનો પ્રયત્ન કરતાંપણ નાશ પામેછે ॥૧૨॥ દેવનાપણ દેવ આપજ છો એમ કહેછે—જે બ્રહ્માદિકો હવિષ્યાન્નના ત્યાગના ઉદ્દેશથી તેતે યાગમાં પોતાનાથી નીચા દેવ મનુષ્યાદિકોએ અર્પેલા બલિ ( પૂજોપહાર )ને જમનારા છે તેઓપણ તમારા થકી ભય પામીને સર્વેશ્વર આપને બલિ ( પૂજોપહાર ) નિશ્ચે નિવેદન કરેછે, માટે દેવનાપણ દેવ એવા આપના ચરણારવિંદનાજ શરણને અમે પામ્યા છીએ ॥૧૩॥ આપના ચરણારવિંદનાં દર્શન સીવાય બીજું કાંઈપણ ફળ અમારે અભિલષિત નથી એમ કહેછે—હે સ્વામિન્ ! આપના ચરણારવિંદનાં સાક્ષાત્ દર્શન થવાથી આજ અમે ધન્યભાગી થયા છીએ. દાસને સ્વામિના ચરણકમળની સેવાથકી બીજું ફળ ઇચ્છવું ઘટે નહિ, આપના દર્શનરૂપ મનોરથ ફળ બહુ દિવસે પ્રાપ્ત થયું ( 'बहुभिर्दिवसैः' આ પદથી નિષ્ફળ મનોરથ દિવસોનો અનુશોક કર્યો છે ) દુર્લભ એવુંપણ આપનુ દર્શન અનાયાસથી અમો પામ્યા એવો અભિપ્રાય છે ॥૧૪॥ કામાદિ દોષથી અંતરની જે કલુષતા વર્તેછે તે આપની એક ભક્તિથીજ નાશ થાયછે એમ જણાવા માટે કહેછે—હે હરે ! આપની ભક્તિ વિના તપશ્ચર્યામાં પ્રવર્તેલા, વાયુભક્ષણ જળપાન અને પાનડાં ભક્ષણ કરીને સમગ્ર ઇન્દ્રિઓને નિયમમાં કરીને, તપશ્ચર્યા કરતા વિશ્વામિત્રાદિક ઋષિઓપણ કામક્રોધને પરવશ થઇને પરમપુરૂષાર્થરૂપ મોક્ષમાંથી ભ્રષ્ટ થયા તો બીજા જીવો આપની ભક્તિ વિના કામ લોભરૂપ દાવાનળથી અતિશય પ્રજ્વલિત અગવાળા થઇને મોક્ષમાર્ગમાંથી ભ્રષ્ટ થાય એમાં કહેવુંજ શું ? માટે અમો મુનિઓ તેના ( કામલોભાદિકના ) ઉપશમનીજ ઇચ્છાથી નિ શ્રેયસ સુખને આપનારા આપના શરણને પામ્યા છીએ ॥૧૫॥ આપ ભગ-

काधिपतिस्त्वमेव भगवान् श्रीवासुदेवः स्वयं मूर्तौ धर्मत आविरास जनतानिःश्रेयसाय ध्रुवम् । भक्तिज्ञानविरागधर्मसहितं कुर्वंस्तपो दुष्करं सिद्धां प्रापयसे दशामिह मुनीन्नैष्कर्म्यकर्मादरः ॥१६॥ तव गुणगणं शेषोऽहीशः सहस्रमुखैरपि प्रभवति यतः साकल्येनोदितुं न कदाप्यहो । कथमिह तदा शक्ता अन्ये भवेयुरजादयः स्ववचनफलप्राप्त्यै तत्त्वां यथामति चेड्महि ॥१७॥ सुव्रत उवाच—इति विधाय हरेः स्तवनं द्विजाः सकलकल्मषनाशनसंस्मृतेः । त उपविश्य तदग्रत एव तद्वदननीरजनिं विलुलोकिरे

વાન્ (છો ઐશ્વર્યે સપન્ન) વાસુદેવ છો અને અપ્રાકૃત ગોલોક નામના દેશવિશેષના અધિપતિ છો તેજ તમો સકળ લોકના નિ શ્રેયસ સારૂ ધર્મપ્રજાપતિ થકી તેમની પત્ની મૂર્તિનેવિષે પ્રકટ થયા છો અને ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિથી પરિપૂર્ણ એવુ તીવ્ર તપ કરીને આ આશ્રમમા વર્તતા મુનિઓને સિદ્ધ એકાતિક ધર્મયોગવાળા કરોછો અને તમો ભક્તિપ્રધાન નૈષ્કર્મ્યે જ્ઞાન કર્મમા બદ્ધ આદરવાળા છો ॥૧૬॥ અસખ્યાત કલ્યાણકારી ગુણગણના નિધિ હોવાથી સહસ્રવદનાદિકોથીપણ આપની સમગ્રપણે સ્તુતિ થઈ શકતી નથી માટે અમોએ આ આપની સ્તુતિ કેવળ અમારા વચનની સફળતા સારૂજ કરીછે એમ કહેછે—જ્યારે વાસુકિ વિગેરે નાગોના પતિ એવા સ્વય સકર્ષણ આપના ગુણગણને સહસ્રમુખેપણ સમગ્રપણે કહેવાને માટે ક્યારેયપણ સમર્થ થતા નથી તો તેમનાથી ઉતરતા ચતુર્મુખાદિક ગુણગણને સમગ્રપણે કહેવામા કેમ સમર્થ થાય ? નજ થાય એવુ અજેનુ અશક્તપણુ અવલોકીને અમોએ આપે આપેલી વાગિન્દ્રિયનુ સફળપણુ કરવા માટે આપની યથામતિ આ સ્તુતિ કરી છે ॥૧૭॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! તે આ મરીચ્યાદિક મુનિઓ શ્રીનારાયણની પૂર્વોક્ત રીતે સ્તુતિ કરીને સ્મરણમાત્રથી સકળ કલ્મષને નાશ કરનારા હરિ નારાયણના ચરણાર વિંદની સમીપમા વદનારવિંદ સામી એકાગ્ર દષ્ટિ કરીને બેઠા ( સ્મરણ માત્રથી સકળ કલ્મષનો નાશ થાયછે તો સાક્ષાત્ ભગવાનના મુખકમળના અવલોકવાના ભાગ્યવાળા, ચરણ સમીપમા બેઠેલાઓના સકળ કલ્મષ

॥१८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे श्रीनारायणस्तुतिनामा सप्तमोऽध्यायः ॥७॥

सुव्रत उवाच—**सुखोपविष्टानथ तान् भगवान्भक्तवत्सलः । प्रसन्नो मधुरं वाक्यमुवाच प्राञ्जलीन्मुनीन् ॥१॥** श्रीभगवानुवाच—**स्वागतं वो मुनिश्रेष्ठा ! यूयमद्य समागताः । तत्प्रसन्नोऽस्मि नितरां दर्शनं वो ममेप्सितम् ॥२॥ गोलोकादीनि धामानि तथा योगसम्पदः । ब्रह्मादयो बलिहरा यथा यूयं न ते प्रियाः ॥३॥ यूयमात्मप्रिया मे स्थ यन्मां चिन्तयथानिशम् । बोधयन्तोऽज्ञजीवांश्च**

નાશ પામે એમાં કહેવુંજ શું ? એવો ધ્વન્યર્થ નીકળેછે ) ॥૧૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે શ્રીનારાયણસ્તુતિનામા સપ્તમોઽધ્યાયઃ ॥૭॥

## અધ્યાય ૮ મો.

**સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ !** ત્યારપછી ભક્તવત્સળ ભગવાન્ શ્રીનારાયણ સ્તુતિવચનવડે અતિશય પ્રસન્ન થઇને, સુખેથી બેઠેલા, બે હાથ જેમણે જોડ્યા છે એવા મરીચ્યાદિક મુનિઓ પ્રત્યે મધુર વચન બોલ્યા ॥૧॥ **શ્રીભગવાન્ કહેછે—**હે શ્રેષ્ઠ મુનિઓ ! તમો અત્ર આવ્યા તે બહુ સારૂ થયું. તમારાં દર્શન થવાથી હું બહુ પ્રસન્ન થયોછું. જેમ તમોને મારૂં દર્શન અતિ પ્રિય છે તેમ મને તમારૂં દર્શન અતિ પ્રિય થાયછે ॥૨॥ હે મુનિઓ ! જેવા તમો મને અતિશય પ્રિય છો તેવાં લોકમાં પ્રસિદ્ધ અણિમાદિ ઐશ્વર્યો પ્રિય નથી તથા તેવાં ઐશ્વર્યે સંપન્ન એવા ભવ બ્રહ્માદિ દેવતાઓ પ્રિય નથી તથા બીજા અર્થાર્થી જે મને બલિ ( પૂજોપહાર ) અર્પણ કરનારા છે તે પ્રિય નથી. કિં બહુના–ગોલોકાદિક અસાધારણ અપ્રાકૃત ભોગસ્થાનો છે તેપણ મને તમારા જેવાં અતિ પ્રિય નથી ॥૩॥ તેમાં કારણ કહેછે—તમો મારૂ અહર્નિશ ચિંતવન કરોછો, માટે તમો મને મારા આત્મા–મનને પ્રિય છો અથવા આત્મા–મારા સ્વરૂપ જેવા પ્રિય છો. વળી તમો નિષ્કારણ કૃપાથી અજ્ઞાનિજનોને મુક્તિના સાધનરૂપ મારા

कृपया मुक्तिसाधनम् ॥४॥ महादानानि सर्वाणि तपोयज्ञव्रतानि च। जीवाभयप्रदानस्य कलयापि समानि नो ॥५॥ परोपकारिणो युष्मांस्ततोऽहं हृदये सदा। चिन्तयामि महाभागा! मन्निष्ठान्दृढचेतसः ॥६॥ निःश्रेयसाय जीवानां भुवनेष्वखिलेष्वपि। अस्ति सञ्चरणं नूनं युष्माकमिति वेद्म्यहम् ॥७॥ साम्प्रतं देवलोकात्किं भवद्भिर्वा रसातलात्। आगम्यते वा भूलोकात्तन्मे वदत सत्तमाः! ॥८॥ ऋषय ऊचुः—खण्डेऽस्मिन् भारते स्वामिंस्तीर्थयात्रामशेषतः। विधाय दर्शनं कर्तुं तवात्र वयमागताः ॥९॥ श्रीभगवानुवाच—पालयन्ति प्रजाः कच्चिद्धर्मसेतून्मया कृतान्। खण्डेऽस्मिन् भारते विप्रा! नृतां प्राप्ताः सुदुर्लभाम् ॥१०॥ ऋषय ऊचुः—भगवन्साम्प्रतं

સ્વરૂપના જ્ઞાનનો બોધ આપો છો ॥૪॥ મુક્તિસાધનના ઉપદેશનું માહાત્મ્ય કહેછે-સમગ્ર ગૌ-ભૂ-તિલાદિ મહાદાનો, સ્વધર્માચરણાદિ તપો, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો અને કૃચ્છ્રાદિ વ્રતો, આ સર્વે જીવોને મારા જ્ઞાનનો ઉપદેશ કરીને કાળમાયાદિકનો ભયનિવર્તનરૂપ અભયદાનના સોળમા અંશની સાથે પણ સમાન થતાં નથી ॥૫॥ હે મહાભાગ્યશાળી મુનિઓ! એ રીતે પરોપકાર કરવાનાજ એક સ્વભાવવાળા, નિર્મળ મનવાળા અને મારે વિષેજ એક દૃઢ નિષ્ઠાવાળા તમોને જેમ તમો મને ચિંતન કરોછો તેમ હું ચિત્તમાં નિરંતર ચિંતન કરૂંછું ॥૬॥ તમારૂં અખિલ લોકમાં જે વિચરણ છે તે તેતે લોકમાં રહેલા જીવસમૂહોના મારા તત્ત્વજ્ઞાનના ઉપદેશાદિકથી કલ્યાણ કરવા માટે છે એમ હું નિશ્ચયથી માનુંછું ॥૭॥ હે સર્વોત્તમ સંતો! તમો સર્વે મુનિઓ હમણાં દેવલોકમાંથી આવ્યા? કે પાતાળ લોકમાંથી આવ્યા? કે ભૂલોકમાંથી આવ્યા? અર્થાત્ હમણાં કયા લોક ઉપર અનુગ્રહ કરીને અત્ર આવ્યા છો તે મને કહો ॥૮॥ એ રીતે ભગવાને પુછેલા ઋષિઓ કહેછે-હે સ્વામિન્! અમો સર્વે આ ભરતખંડમાં સમગ્ર તીર્થયાત્રા કરીને તેના ફળરૂપ આપનાં દર્શન કરવા અત્ર આવ્યા છીએ ॥૯॥ એવું ઋષિઓનુ વચન સાંભળીને શ્રીનારાયણ કહેછે—હે મુનિઓ! આ ભરતખંડમાં સુદુર્લભ નરજન્મને પામેલી પ્રજાઓ મેં વેદદ્વારા બાંધેલી ધર્મમર્યાદાને અ-

भूमौ साहाय्यं प्राप्य वै कलेः। अधर्मः सान्वयः सर्वप्रजास्वभिविवर्धते ॥११॥ ये धर्मरक्षका भूपा गुरवस्तेष्वपि प्रभो!। स प्रवृत्तोऽस्त्यतः सर्वैर्भिन्नास्त्वत्कृतसेतवः ॥१२॥ महापापोपपापेषु प्रसक्ताः सन्ति मानवाः। विषयेष्वतिलुब्धाश्च सदाचारविवर्जिताः ॥१३॥ अतः संयमिनीवर्त्म जातं तैरतिसङ्कुलम्। कोऽपि कस्यापि न त्राता दृश्यते जगतीतले ॥१४॥ त्वं हि भारतलोकानां भजनीयोऽसि यत्कृते। चरस्युग्रं तपोऽतस्तानधर्मात् पातुमर्हसि ॥१५॥ सुव्रत उवाच—इत्यृषीणां वचः श्रुत्वा स जातकरुणः प्रभुः। पातु-

---

શિથિલપણે પાળે છે કે કેમ ? ॥૧૦॥ એ રીતે ભગવાને પુછેલા મુનિઓ કહેછે—હે ભગવન્ ! હમણા ભારતભૂમિ ઉપર દંભ લોભ કામ ક્રોધાદિ પરિવારે સહિત એવો અધર્મ મિત્ર કળિયુગની સહાયતા પામીને સર્વ પ્રજામાં પ્રતિદિન અતિશય વૃદ્ધિ પામે છે ॥૧૧॥ ધર્મરક્ષક રાજાઓ અને ગુરૂઓ વિગેરે હતા છતાં પણ અધર્મ સર્વત્ર કેમ પ્રવર્ત્યો ? એવી શકા કરશો નહિ હે પ્રભો ! ધર્મરક્ષામાં અધિકૃત કરેલા રાજાઓ અને ગુરૂઓ હતા તેમનામાં પણ અધર્મ પરિવારે સહિત નિરંકુશપણે પ્રવર્ત્યો છે, માટે રાજા ગુરૂ વિગેરે સર્વજનોએ તમોએ બાંધેલી ધર્મમર્યાદા ભેદી નાખી છે ॥૧૨॥ મર્યાદાનો ભેદ થવાથી સર્વ મનુષ્યો શબ્દાદિ વિષયોમાં વિશેષ લુબ્ધ થવાથી બ્રહ્મહત્યાદિ પાચ મહાપાપો અને ગોહત્યા પરદારપ્રસગ આદિક ઉપપાપો કરવામા અતિ આસક્ત થએલા, માટેજ યમ નિયમાદિરૂપ સદાચારે રહિત વર્તેછે ॥૧૩॥ એ રીતે સર્વ જનો પાપાચાર થયા છે માટે તેનાં ફળ ભોગવવા સારૂ જતા પ્રાણીઓએ કરીને યમરાજપુરીનો માર્ગ અતિશય સકુળ (ભીડવાળો) થઇ ગયો છે માટે ભૂતળ ઉપર કોઈ પણ કોઇનો પણ રક્ષક દેખાતો નથી ॥૧૪॥ હે ભગવન્ ! તમો ભરતખડના નિવાસી જનોને ભજનીય છો જે પોતાના ભક્તજનોના નિ શ્રેયસની અભિવૃદ્ધિ માટે તમો તીવ્ર તપ કરોછો તે ભારત ભક્તલોકોની અધર્મપ્રવૃત્તિથકી રક્ષા કરવાને આપજ યોગ્ય છો ॥૧૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એવુ મુનિઓનું વચન સાંભળીને તેજ ક્ષણમાં જેમને કરૂણા ઉત્પન્ન

मैच्छद्धर्मात्स्वाः प्रादुर्भूय भुवि प्रजाः ॥१६॥ एतस्मिन् समये तत्र धर्मो मूर्त्या सहायर्यौ। आगमं मुनिवृन्दानामवधार्य नराधिप! ॥१७॥ गौरस्तपःकृशतरश्च जटोत्तमाङ्गः पूर्णेन्दुरम्यवदनः सदयाक्षिपद्मः। यज्ञोपवीतरुचिरः शुचिशुक्लवासा नारायणं स तमवैक्षत दर्भपाणिः ॥१८॥ चारुप्रसन्नमुखपङ्कजशान्तमूर्तिं कारुण्यपूर्णनयनेक्षितभक्तवृन्दम्। भूरिक्षमानिलयमीश्वरमार्तबन्धुं स्वाङ्घ्रिश्रिताखिलमनोनयनाभिरामम् ॥१९॥ मुनिमण्डलमध्यस्थं तं विलोक्यैव सत्वरम्। उपागमत् स तेजस्वी भूरिहर्षभृतान्तरः ॥२०॥ धर्म

થઈ છે એવા પ્રભુ ( રક્ષણ કરવામાં સમર્થ ) શ્રીનારાયણે ભારત ભૂમિ ઉપર સ્વેચ્છાથી અવતરીને પોતાની પ્રજાનું સપરિવાર અધર્મ થકી રક્ષણ કરવાનો મનમાં શુભ સકલ્પ કર્યો ॥૧૬॥ હે રાજન્! જ્યારે સંકલ્પ કર્યો એવા સમયમાં સંકલ્પ બળને લીધે પિતા ધર્મપ્રજાપતિ મુનિઓનું દર્શન માટે શ્રીનારાયણ પાસે આવવું જાણીને, પોતાની પત્ની મૂર્તિદેવીને સાથે લઇને ત્યાં આવ્યા ॥૧૭॥ કેવા ધર્મ તો-શુદ્ધસત્ત્વથી પરિણામ પામેલા દેહથી ગૌરવર્ણવાળા, તપશ્ચર્યાથી અતિશય કૃશ શરીરવાળા, જટાથી મંડિત ઉત્તમાંગ ( મસ્તક )વાળા, એ રીતે તપને લીધે કૃશ છે તથાપિ પૂર્ણચન્દ્રની પેઠે રમણીય આહ્લાદકારી મુખારવિંદવાળા, અપાર કૃપાથી ભરપુર નેત્રકમળવાળા, યજ્ઞોપવીત તથા શુદ્ધ શુક્લ શુભ વસ્ત્રવડે શોભાયમાન અને હાથમાં દર્ભને ધારણ કરનારા એવા ધર્મપ્રજાપતિએ શ્રીનારાયણને દૂરથી જોયા ॥૧૮॥ કેવા નારાયણ તો-સુંદર પ્રસન્નતાયુક્ત વદનારવિંદવાળા, શાંત આકારવાળા, ભક્તસમાજને દયાર્દ્ર દૃષ્ટિથી જોઈ રહેલા, સ્વય સર્વેશ્વર છે પણ ક્ષમાના એક નિધિરૂપ, ઇશ્વર છે પણ ત્રિવિધ તાપથી પીડા પામેલાના બંધુરૂપ, કેવળ પોતાની અંગકાંતિથીજ સર્વ ભક્તોના મન નેત્રોને આહ્લાદ આપનારા એવા નારાયણને જોયા ॥૧૯॥ મહાપ્રતાપે યુક્ત અને બહુ હર્ષથી ભરપુર અંતરવાળા ધર્મપ્રજાપતિ મુનિમંડળના મધ્યમાં વિરાજમાન થએલા શ્રીનારાયણને પ્રથમ દૂરથી જોઇનેજ તીવ્રવેગથી તેમની પાસે આવ્યા ॥૨૦॥ ભગવાન્ શ્રીનારાયણે સ્વદર્શનાર્થે આવતા પિતા

विलोक्य भगवानायान्तं पितरं द्रुतम्। उत्थाय पीठादभ्येत्य परिरभ्यानमत् पदोः ॥२१॥ हर्षाश्रुनयनः सोऽपि तं नरं च तथाविधम्। मुदा सदाशीर्वचनैरभ्यनन्दत भूपते! ॥२२॥ प्रणेमतुस्ततो मूर्तिं नरनारायणो निजाम्। जननीं सा च तावाशीर्वादैः पुत्राव-यूयुजत् ॥२३॥ तदोत्थायर्षयः सर्वे तावभ्येत्यादरेण ते। सम्भ्रान्ता इव हर्षेण प्रणेमुर्दम्पती नृप! ॥२४॥ मानयामासतुस्तौ च तान् यथोचितमादरात्। निषीदतुस्ततो वृष्यां दत्तायां तौ नरेण च ॥२५॥ साकं भगवता सर्वे निषेदुस्ते यथोचितम्। पप्रच्छ स्वागतं प्रीतो धर्मं नारायणः प्रभुः ॥२६॥ ततः स मुनिभिः प्रोक्तमधर्मोपद्रवं

---

ધર્મને જોઇને આસનમાંથી એકદમ ઉઠીને સન્મુખ જઇને હર્ષથી તેમને મળીને તેમના ચરણમા મસ્તક મુકીને પ્રણામ કર્યો ॥૨૧॥ હે રાજન્! ધર્મ પણ હર્ષના અશ્રુથી વ્યાપ્ત નેત્રવાળા થઇને, પુત્ર નરનારાયણને 'તમો જય પામો. તમારે ધર્મની અભિવૃદ્ધિ થાઓ' ઇત્યાદિ પ્રેમપૂર્ણ શુભ આશીર્વચનથી અભિનંદન કરવા લાગ્યા ॥૨૨॥ ત્યાર પછી નરનારાયણે પોતાની માતા મૂર્તિને નમસ્કાર કર્યો માતા મૂર્તિએ પણ પુત્ર નરનારાયણને 'તમો સદા કુશળ રહો, બહુ વર્ષ જીવો, સ્વધર્મમા અચળ રહો' ઇત્યાદિ આશીર્વાદ આપ્યા ॥૨૩॥ હે નૃપ! નરનારાયણ ભગવાન્ આસનમાથી ઉઠ્યા એજ ક્ષણમા સર્વે મુનિઓ પણ આસનમાથી ઉઠીને, દંપતી-મૂર્તિ ધર્મની આદરભાવથી સન્મુખ જઇને, તેમના દર્શનથી થએલા હર્ષથી વ્યાકુળ હૃદયવાળા થઇને પ્રણામ કરવા લાગ્યા ॥૨૪॥ દંપતી મૂર્તિધર્મે પણ પ્રણામ કરતા મુનિઓનુ યથાયોગ્ય આદરથી સન્માન કર્યું તે પછી નરમુનિએ આપેલા દર્ભાસન ઉપર દંપતી ધર્મ મૂર્તિ બેઠા ॥૨૫॥ તે પછી સર્વે ઋષિઓ ભગવાન્ શ્રીનરનારાયણની સાથે યથાયોગ્ય (પોતપોતાને બેસવાના સ્થાનમાં) બેઠા એટલે પ્રથમ નરનારાયણ બેઠા અને પછી મુનિઓ બેઠા. પ્રભુ નારાયણ પ્રસન્ન થઇને સુખેથી બેઠેલા માતા પિતા મૂર્તિધર્મને સ્વાગતાદિ પુછવા લાગ્યા ॥૨૬॥ તે પછી શ્રીનારાયણે ધર્મપ્રજાપતિના આવતા પહેલાં પોતાને મુનિઓએ નિવેદન કરેલી પૃથ્વી ઉપરની અધર્માભિવૃદ્ધિ

भुवि । यथावत्कथयामास तेषां प्रीत्योपश्रृण्वताम् ॥२७॥ नारायणस्याननपद्मनिःसृतां वार्तां तदानीमुपश्रृण्वतां सताम् । तेषां मनोवृत्तय एकसंश्रया आसन्समाधाविव भूप ! सर्वशः ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे अधर्मोपद्रवनिवेदननामाऽष्टमोऽध्याय ॥८॥

सुमत उवाच—इत्थं मुनिषु धर्मे च श्रृण्वत्सु भगवद्वचः । तदाननाब्जैकपदस्थिरदृक्चित्तवृत्तिषु ॥१॥ नारायणे च तद्वार्ताकथनैकाग्रचेतसि । तेनान्तःप्रेरितस्तत्र दुर्वासा मुनिराययौ ॥२॥ कैला-

---

અને ધર્મગ્લાનિ ઋષિઓને પ્રીતિથી સાભળતાંજ મૂર્તિધર્મની આગળ યથાર્થપણે નિવેદન કરી ॥૨૭॥ સુવ્રતઋષિ કહેછે—હે ભૂપ ! ભગવાન્ નારાયણના મુખકમળમાથી નિકળતી વાર્તાસુધાનું એકાગ્રમનથી શ્રવણ કરતા મુનિઓ, ધર્મમૂર્તિ, ઉદ્ધવાદિ સર્વ કોઇની મનોવૃત્તિઓ તે અવસરમા સમાધિમાજ જેમ ? એમ વાર્તા સાભળવામાજ એક નિમગ્ન થઈ હતી ॥૨૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે અધર્મોપદ્રવનિવેદનનામાઽષ્ટમોઽધ્યાયઃ ॥૮॥

## અધ્યાય ૯ મો.

હવે ભગવાનનાજ એક સકલ્પથી થએલો, લોકદૃષ્ટિથી ભગવાનના અવતરણના નિમિત્તભૂત, દૂર્વાસાઋષિના શાપનો પ્રસ્તાવ કરેછે-સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! મરીચ્યાદિ મુનિઓ ધર્મપ્રજાપતિ અને ઉદ્ધવાદિ સર્વે ભગવાન્ શ્રીનારાયણનું પૂર્વોક્ત વચન એકાગ્ર મનથી સાભળેછે અને શ્રીનારાયણના વદનારવિંદરૂપ એક લક્ષ્યમાંજ નિમગ્ન મનોનયનવૃત્તિવાળા થઈ ગયાછે અને નારાયણ પોતે ભારતભૂભારની વાર્તા વદવામા એકાગ્ર ચિત્તવાળા વર્તેછે એ રીતે શાપપ્રસગના મૂળભૂત એવી સમીપમા રહેલા કે ન રહેલાનું વિવેચન કરવામાં અસમર્થ સ્થિતિવાળા સર્વે થઈગયા છે એવા અવસરમાં અતર્યામી નારાયણેજ પ્રેરેલા દુર્વાસાઋષિ તે દેશમા આવ્યા ॥૧-૨॥ આવવાનો પ્રકાર કહેછે—તપોનિધિ દુર્વાસાઋ-

सादागतो गङ्गां तत्र पौर्वाह्णिकं विधिम् । विधायादौ ततः प्राप्तो बदरीं तां तपोनिधिः ॥३॥ नरनारायणं तत्र मुनिमण्डलमध्यगम् । ददर्श मूर्तिधर्मौ च सिद्धदेहं तथोद्धवम् ॥४॥ नापश्यत्तत्र तं कोऽपि वार्तासक्तमनस्तया । आदरं नाकृत ततो मान्यस्याप्यस्य किञ्चन ॥५॥ तिष्ठन्नासीत्स घटिकां पश्यन्नेव सभासदः । अवज्ञातमिवात्मानमात्रेयो ह्यमन्यत ॥६॥ चुकोप सद्यः सर्वेभ्यः क्रुधा रक्तविलोचनः । वेपमानाङ्ग उद्बाहुः शप्स्यंस्तानाह निर्भयः ॥७॥ अहो !

પછી કૈલાસથકી પ્રથમ બદરિકાશ્રમની સમીપે વહેતી ગંગાને પામીને, તેમાં સ્નાન કરી પૂર્વાહ્નમાં કરવાનો પ્રાતઃ સંધ્યાદિ વિધિ સમાપ્ત કરીને, ત્યાંથી નારાયણના આવાસભૂત પ્રસિદ્ધ બદરીને પામીને, તેની નીચે વેદી ઉપર મુનિમંડળના મધ્યમાં વિરાજમાન નરનારાયણ તથા મૂર્તિધર્મ તથા સિદ્ધદેહવાળા ઉદ્ધવજીને જોયા ॥૩-૪॥ શ્રીનારાયણ વાર્તા કહેવામાંજ એક આસક્ત થએલા હોવાથી અને બીજા ધર્માદિ સર્વે વાર્તા સાંભળવામાંજ એક આસક્ત થએલા હોવાથી તેમાંથી કોઇએપણ આવેલા દુર્વાસાને જોયાજ નહિ, માટેજ માન આપવા લાયક એવા પણ મુનિનો કિંચિત્માત્ર પણ સત્કાર કોઇએ કર્યો નહિ ॥૫॥ અત્રિમુનિના પુત્ર દુર્વાસામુનિ સભામાં બેઠેલા નરનારાયણાદિ સર્વને જોવાપૂર્વક એક ઘટિકાપર્યંત ઉભાજ રહ્યા અને 'આ સર્વેએ મારૂં અપમાન કર્યું' એમ મનમાં માનવા લાગ્યા ॥૬॥ અને એજ ક્ષણમાં સુલભ કોપવાળા, નારાયણની સ્મૃતિ જેમને નષ્ટ થઈ છે અને સર્વથી પોતાને સમર્થ માનતા મુનિ, ધર્માદિ સર્વની ઉપર કોપાયમાન થઈ ગયા ( કોપના ચિહ્ન કહેછે- ) ક્રોધને લીધે રૂધિરનીપેઠે ચારે તરફ રક્ત વર્ણવાળાં વિલોચન જેનાં છે, થરથર કંપતાં અંગ (શરીરના અવયવો) જેનાં છે અને ઉંચા બાહુ જેણે કર્યા છે એવા મુનિ ( કોપનું ફળ કહેછે- ) શાપરૂપે પરિણામ પામેલા કોપાગ્નિને સાગરની પેઠે નહિ ક્ષોભ પામે એવા અને ભગવાનનોજ એક આશ્રય જેમને છે એવા ધર્મપ્રજાપતિ તથા મુનિમંડળ ઉપર નિર્ભય થઇને નાખશે એવા થકા એમને ઉદ્દેશીને ઉચ્ચ સ્વરથી એમ બોલ્યા ॥૭॥ અહો ! આ શું આશ્ચર્ય છે ? કે-કાળની ગતિનો એકદમ

कालविपर्यासो येन सन्मार्गवर्तनाः । प्रवृत्ताः कापथे सन्ति भग्नसेतव उन्मदाः ॥८॥ विद्यादिमदमत्तत्वादवजानन्तु मां द्विजाः । किन्तु धर्मोऽप्यधर्मोऽभूदवजानाति मां यतः ॥९॥ दर्पापनोदमेतेषां कुर्वे तदहमद्य वै । यथा नैवं पुनः कुर्युरित्युक्त्वोच्चैः शशाप तान् ॥१०॥ सर्वेऽपि यूयं मानुष्यं लभन्तां भो वृषादयः ! । कल्यधर्माद्यासुरेभ्यस्तत्र कष्टं च भूरिशः ॥११॥ मदवज्ञाकृतो यूयमवज्ञां तेभ्य एव हि । ताडनं चाप्यथ ग्रामात् पुरान्निष्कासनादि च ॥१२॥ सुव्रत उवाच—सदःस्थानिति तान् सर्वान् शप्त्वा तूर्णीं बभूव सः । धक्ष्यमाण इवाकस्माद्ब्रह्माण्डमखिलं स्थितः ॥१३॥

विपर्यय थई गयोछे जे विपर्ययने लीधे सत्पुरुषोए सेवेला मार्गमां निरंतर वर्तनारा एवा पण पुरुषो महापुरुषोए बांधेली धर्ममर्यादाने भेदी नांखीने उत्कट मदवाळा थईने अतिथिने सन्मान न करवारूप कुमार्गमां प्रवर्त्या छे ॥८॥ आ मरीच्यादि मुनिओ विद्या विभूति तप सत्कुळ विगेरेना मदथी मत्त थएला होवाथी भले मारूं अपमान करो परंतु जेमां विद्यादिमदनी शंकानो लेशपण नथी एवा धर्मपण अधर्म जेवा थई गया छे, केमके दुर्वासा मारी अतिथिनी अवज्ञा करे छे-कोइपण मने गणतुं नथी ( आ काळनो विपर्यय साधारण नथी ) ॥९॥ ए कारणने लीधे हुं हमणां धर्मादिकनो शाप आपीने गर्व नाश करूंछुं जेणे करीने आवी रीते फरीथी काम करे नहि एम कहीने धर्मादिक प्रत्ये उच्च स्वरथी शाप आप्यो ॥१०॥ बे श्लोकथी शापनो प्रकार कहेछे—हे धर्मादिको ! तमो सर्वे देवभावमांथी भ्रष्ट थईने मनुष्यभावने पामीने, तेमां कळियुग तथा अधर्म सपक्ष एवा असुरजनो थकी अधिक कष्टने पामो ॥११॥ मारी अवज्ञा करनारा तमो सर्वे ते असुरोथकी निश्चे अवज्ञाने पामशो अने तेमणे करेलुं ताडन, ग्रामनगरमांथी काढी मेलवुं, अधन, लुंट विगेरेने पण पामशो ॥१२॥ सुव्रतमुनि कहेछे—हे राजन् ! दुर्वासाऋषि सभामां बेठेला धर्मादि सर्वने पूर्वोक्त प्रकारे शाप आपीने जाणे अकस्मात् अखिल ब्रह्मांडने भस्मसात् करी देशे के शुं ? एवा क्रोधाग्निथी पोते अतिशय सळगता

ततो नारायणो धर्मो मुनयश्चोद्धवो नृप ! । तदुच्चाक्रोशमाकर्ण्य तमैक्षन्ताग्निसन्निभम् ॥१४॥ अतिक्रोधानलज्वालादह्यमानाङ्गवेपथुम् । सशब्ददन्तनिष्पिष्टाधरं दुष्प्रेक्ष्यलोचनम् ॥१५॥ सर्वेऽप्युत्थाय सहसा तं प्रणम्यादरेण ते । विनीताः सान्त्वयामासुरुपवेश्यासने शुभे ॥१६॥ युक्त्याऽनुनीयमानोऽसौ हविषाग्निरिवार्चिभिः । भृशं दिदीपे भूयोऽपि नत्वशाम्यत भूमिप ! ॥१७॥ तं शपन्तमखिलानथ धर्मदेवो निष्कारणं सविनयं धरणौ निपत्य । बद्धाञ्जलिर्द्वय उदारमतिः प्रणम्य प्रोवाच सान्त्वनपटुः प्रियभू-

---

શરીરવાળા હોઇને મૌન થઈ ગયા ॥૧૩॥ હે નૃપ ! શાપ આપ્યા પછી નર-નારાયણ, ધર્મ, મુનિઓ અને ઉદ્ધવાદિ આ સર્વે અતર્કિત ઉત્પન્ન થએલા વજ્રધ્વનિ જેવો અતિ અધિક ઉંચો આક્રોશશબ્દ સાંભળીને, ક્યાંથી આવો ધ્વનિ નિકળેછે એમ તત્કાળ જ્યારે જોવા લાગ્યા ત્યારે જાજ્વલ્યમાન અગ્નિને તુલ્ય, અતિ ક્રોપાગ્નિની જબરી જ્વાળાથી અતિશય સળગતા શરીરવાળા, ક્રોપવેગથી થરથર કંપતાં સર્વ ગાત્ર જેનાં છે. કટકટાયમાન દાંત-

मिदेवः ॥१८॥ धर्म उवाच—पुंसु कृतापराधेपु तद्धितायैव सर्वथा। शिक्षादण्डो युज्यते वै महर्षे! त्वादृशां सताम् ॥१९॥ बुद्ध्याऽपराधो नास्माभिः कृतस्ते न च कैतवात्। हर्युक्तिसक्तचित्तत्वान्न बुद्धो युष्मदागमः ॥२०॥ सद्यो जह्याम सर्वस्वं स्वप्राणानपि यत्कृते। ब्रह्मर्षिमागतं तं त्वां नार्चयेमान्यथा कथम् ॥२१॥ अन्यासक्तमनस्त्वेन सन्मानं ते न कुर्वताम्। क्षान्त्वाऽपराधमस्माकं सर्वान् शापाद्विमोचय ॥२२॥ नवनीतसमत्वेन परानुग्रहजन्मनाम्।

આગળ પ્રાર્થના શી કરવી ? શું ધર્મ પોતે અસમર્થ છે ? એમ નહિ. પોતે ઉદાર–મોટી મતિવાળા અને પ્રિયભૂમિદેવ છે. ધર્મની મતિ અતિમોટી છે જેથી અપરાધિ આગળ પણ અનુકૂળ વર્તેછે. વળી ભૂમિદેવ (બ્રાહ્મણો) ઉપર પરમ પ્રીતિ છે. સર્વેશ્વર શ્રીનારાયણનાજ એક શરણને પામેલા ભક્તોનો આવોજ સ્વભાવ હોયછે ॥૧૮॥ પાંચ શ્લોકથી ધર્મ કહેછે—હે મહર્ષે ! અપરાધિ પુરૂષો ઉપર સર્વ પ્રકારે તેમના હિતમાટેજ તમારા જેવા સાધુઓનો શિક્ષારૂપ દંડ નિશ્ચે યોગ્યજ છે. અર્થાત્ શાપપણ અનુગ્રહરૂપ છે કેમકે–અપરાધિઓનું પાપ દંડથીજ નિવૃત્ત કરી શકાય છે ॥૧૯॥ હે મુને ! પરતુ હું એટલુ નિવેદન કરૂંછું કે–અમોએ આ આપનો અપરાધ બુદ્ધિપૂર્વક કર્યો નથી તેમ કોઈ કપટથી કર્યો નથી. પરતુ અમો ભગવાનના વચનામૃતમાં એકાગ્રમનવાળા થવાથી તમારૂં આવવું અમારા જાણવામાં આવ્યું નહિ જેથી અપરાધનો પ્રસંગ આવ્યોછે ॥૨૦॥ અમો સર્વે જે મુનિશ્રેષ્ઠ તમારે માટે તુરત સર્વસ્વ અને પ્રાણનોપણ પરિત્યાગ કરી દઈએ તો તે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, અમોને પાવન કરવા સ્વય પધારેલા, પ્રસિદ્ધ આપને જો જાણીએ તો કેમ પૂજન ન કરીએ ? કરીએજ ॥૨૧॥ અમારૂં મન નારાયણની વાર્તાસુધામાં અતિ આસક્ત થવાથી તમારૂં સન્માન અમારાથી થઈ શક્યું નથી તો અમારો આ અજ્ઞાનકૃત અપરાધ ક્ષમા કરીને અમો સર્વને શાપમાંથી મુક્ત કરો ॥૨૨॥ હે મુને ! બીજાઓ ઉપર હિત કરવારૂપ અનુગ્રહ કરવા માટેજ જન્મ જેમનો છે એવા બ્રાહ્મણોનું હૃદય સ્વભાવથીજ નવનીત (માખણ)ની પેઠે કોમળથકી પણ અતિશય કોમળ છે એમ મુનિઓ કહેછે, અપરા-

ततो नारायणो धर्मो मुनयश्चोद्धवो नृप ! । तदुच्चाक्रोशमाकर्ण्य तमैक्षन्ताग्निसन्निभम् ॥१४॥ अतिक्रोधानलज्वालादह्यमानाङ्गवेपथुम् । सशब्ददन्तनिष्पिष्टाधरं दुष्प्रेक्ष्यलोचनम् ॥१५॥ सर्वेऽभ्युत्थाय सहसा तं प्रणम्यादरेण ते । विनीताः सान्त्वयामासुरुपवेश्यासने शुभे ॥१६॥ युक्त्याऽनुनीयमानोऽसौ हविषाग्निरिवार्षिभिः । भृशं दिदीपे भूयोऽपि नत्वशाम्यत भूमिप ! ॥१७॥ तं शापवन्तमखिलानथ धर्मदेवो निष्कारणं सविनयं धरणौ निपत्य । बद्धाञ्जलिश्च उदारमतिः प्रणम्य प्रोवाच सान्त्वनपटुः प्रियभू-

શરીરવાળા હોઇને મૌન થઈ ગયા ॥૧૩॥ હે નૃપ ! શાપ આપ્યા પછી નરનારાયણ, ધર્મ, મુનિઓ અને ઉદ્ધવાદિ આ સર્વે અતર્કિત ઉત્પન્ન થએલા વજ્રધ્વનિ જેવો અતિ અધિક ઉંચો આક્રોશશબ્દ સાંભળીને, ક્યાંથી આવો ધ્વનિ નિકળેછે એમ તત્કાળ જ્યારે જોવા લાગ્યા ત્યારે જાજ્વલ્યમાન અગ્નિને તુલ્ય, અતિ ક્રોપાગ્નિની જબરી જ્વાળાથી અતિશય સળગતા શરીરવાળા, કોપવેગથી થરથર કંપતાં સર્વ ગાત્ર જેનાં છે, કટકટાયમાન દાંતવાળા, તેવા દાંતવડે અધરોષ્ઠને પિષતા, માટેજ ન જોઈ શકાય એવા લોચનવાળા એવા દુર્વાસા ઋષિ પોતાની પાસે જોવામાં આવ્યા ॥૧૪-૧૫॥ સર્વે મુનિઓ એકદમ પોતપોતાના આસનમાંથી ઉઠીને, આદરભાવથી દુર્વાસાને પ્રણામ કરીને, અતિ વિનયથી સમીચીન આસનમાં સારી રીતે બેસારીને, સામવાક્યોવડે સાંત્વના કરવા લાગ્યા ॥૧૬॥ હે રાજન્ ! ઋષિઓએ યુક્તિ (ન્યાય અથવા મનાવાના ઉપાય)થી દુર્વાસાઋષિને મનાવા માંડ્યા પણ તેતો ઘૃતાદિ હુતદ્રવ્ય હોમવાથી અગ્નિ જેમ વિશેષ જાજ્વલ્યમાન (ભડકો) થાય એમ સાંત્વનાથીતો ફરીથી પણ અત્યંત જાજ્વલ્યમાન થયા પણ શાંતિને તો પામ્યાજ નહિ ॥૧૭॥ તે પછી પ્રતિક્ષણ વિશેષ વૃદ્ધિ પામતો કોપ જેને છે અને કાંઈ પણ કારણ વિના અસ્થાનમાં શાપરૂપ કોપાગ્નિના તણખા નાંખતા એવા દુર્વાસા પ્રત્યે સાંત્વના કરવામાં પ્રવીણ એવા ધર્મપ્રજાપતિ પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને સાષ્ટાંગ પ્રણામ કરીને, બે હાથ જોડીને સાંત્વના કરવા વિનયપૂર્વક બોલ્યા. અપરાધિની

मिदेवः ॥१८॥ धर्म उवाच—पुंसु कृतापराधेषु तद्धितायैव सर्वथा। शिक्षादण्डो युज्यते वै महर्षे! त्वादृशां सताम् ॥१९॥ बुद्ध्याऽपराधो नास्माभिः कृतस्ते न च कैतवात्। हर्युक्तिसक्तचित्तत्वान्न बुद्धो युष्मदागमः ॥२०॥ सद्यो जह्याम सर्वस्वं सप्राणानपि यत्कृते। ब्रह्मर्षिमागतं तं त्वां नार्चयेमान्यथा कथम् ॥२१॥ अन्यासक्तमनस्त्वेन सन्मानं ते न कुर्वताम्। क्षान्त्वाऽपराधमस्माकं स र्वान् शापाद्विमोचय ॥२२॥ नवनीतसमत्वेन परानुग्रहजन्मनाम्।

---

આગળ પ્રાર્થના શી કરવી ? શુ ધર્મ પોતે અસમર્થ છે ? એમ નહિ પોતે ઉદાર–મોટી મતિવાળા અને પ્રિયભૂમિદેવ છે ધર્મની મતિ અતિમોટી છે જેથી અપરાધિ આગળ પણ અનુકૂળ વર્તેછે વળી ભૂમિદેવ (બ્રાહ્મણો) ઉપર પરમ પ્રીતિ છે સર્વેશ્વર શ્રીનારાયણનાજ એક શરણને પામેલા ભક્તોનો આવોજ સ્વભાવ હોયછે ॥૧૮॥ પાચ શ્લોકથી ધર્મ કહેછે—હે મહર્ષે ! અપરાધિ પુરૂષો ઉપર સર્વ પ્રકારે તેમના હિતમાટેજ તમારા જેવા સાધુઓનો શિક્ષારૂપ દંડ નિશ્ચે યોગ્યજ છે. અર્થાત્ શાપપણ અનુગ્રહરૂપ છે કેમકે–અપરાધિઓનુ પાપ દંડથીજ નિવૃત્ત કરી શકાય છે ॥૧૯॥ હે મુને ! પરતુ હું એટલુ નિવેદન કરૂછુ કે–અમોએ આ આપનો અપરાધ બુદ્ધિપૂર્વક કર્યો નથી તેમ કોઈ કપટથી કર્યો નથી પરતુ અમો ભગવાનના વચનામૃતમા એકાગ્રમનવાળા થવાથી તમારૂ આવવુ અમારા જાણવામા આવ્યું નહિ જેથી અપરાધનો પ્રસંગ આવ્યોછે ॥૨૦॥ અમો સર્વે જે મુનિશ્રેષ્ઠ તમારે માટે તુરત સર્વસ્વ અને પ્રાણનોપણ પરિત્યાગ કરી દઇએ તો તે બ્રાહ્મણોમા શ્રેષ્ઠ, અમોને પાવન કરવા સ્વય પધારેલા, પ્રસિદ્ધ આપને જો જાણીએ તો કેમ પૂજન ન કરીએ ? કરીએજ ॥૨૧॥ અમારૂં મન નારાયણની વાર્તાસુધામા અતિ આસક્ત થવાથી તમારૂ સન્માન અમારાથી થઈ શક્યું નથી તો અમારો આ અજ્ઞાનકૃત અપરાધ ક્ષમા કરીને અમો સર્વને શાપમાથી મુક્ત કરો ॥૨૨॥ હે મુને ! બીજાઓ ઉપર હિત કરવારૂપ અનુગ્રહ કરવા માટેજ જન્મ જેમનો છે એવા બ્રાહ્મણોનુ હૃદય સ્વભાવથીજ નવનીત (માખણ)ની પેઠે કોમળથકી પણ અતિશય કોમળ છે એમ મુનિઓ કહેછે, અપરા

हृदयं ब्राह्मणानां वै प्रोक्तं शिक्षारूपां क्षणम् ॥२३॥ सुव्रत उवाच— इत्थं नीतिविदा तेन निश्छद्म प्रार्थितो मुनिः । शान्तक्रोधरयः किञ्चित्तमुवाच कृताञ्जलिम् ॥२४॥ दुर्वासा उवाच—नैवाहं क्षणरुट् धर्म ! न स्वशापाच्च कञ्चन । विमोचयामि त्रैलोक्ये क्वापीति ख्यातिरस्ति मे ॥२५॥ तथाप्यनघ ! मच्चित्तं पुण्यमूर्तेस्तवान्तिके । अद्यैवेशेच्छया किञ्चिन्मृदु जातमिवेक्ष्यते ॥२६॥ मच्छापस्त्वन्यथा नैव भविष्यति कदाचन । तथाप्यनुग्रहं कुर्वे युष्माकं धर्म ! तच्छृणु ॥२७॥ मानुष्येऽपि तवैषैव मूर्तिः पत्नी भविष्यति । पुत्रश्च भगवानेष नारायण ऋषिः पुनः ॥२८॥ स युवां च मुनीन्सर्वान्-

थिઓને દંડ દેવા માટે ક્રોધમાં ઉદયતો નૈમિત્તિક ક્ષણિક છે. તમો તો બ્રાહ્મણોમાં પણ શ્રેષ્ઠ મહર્ષિ છો તો કોપનું ઉપશમન કરીને સુનિવચનને પ્રમાણરૂપ કરો ॥૨૩॥ સુવ્રતઋષિ કહેછે-હે નૃપ ! એ રીતે નીતિને જાણનારા ધર્મે પૂર્વોક્ત પ્રકારે નિષ્કપટપણે દુર્વાસાની પ્રાર્થના કરી ત્યારે કોપવેગને કિંચિત્માત્ર ઉપશાંત કરીને, બે હાથ જોડીને ઉભા રહેલા ધર્મ પ્રત્યે બોલ્યા ॥૨૪॥ સાડા આઠ શ્લોકથી દુર્વાસા કહેછે-હે ધર્મ ! હું દુર્વાસા અપરાધિ ઉપર કરેલો કોપ ક્ષણમાં ઉપશાંતિને પામે એવી પ્રકૃતિવાળો નથી હું તો દીર્ઘ ક્રોધી છું. દુર્વાસાઋષિ પોતે આપેલા શાપમાથી ત્રિલોકીમધ્યે કોઈ પણ સ્થળમાં કોઈ પણ નાના કે મોટા જનને મુક્ત નજ કરે એવી મારી સર્વત્ર ખ્યાતિ છે ॥૨૫॥ હે નિષ્પાપ ધર્મ ! યદ્યપિ શાપમાથી કોઈનેપણ મુક્ત ન કરૂં તથાપિ પુણ્યમૂર્તિ તમારા સમાગમને લીધે તથા પરમેશ્વરની ઇચ્છાથી મારૂં અંતઃકરણ કિંચિત્માત્ર કોમળ થયું હોય એમ દેખાય છે. અર્થાત્ મારા ચિત્તમા આજજ કિંચિત્માત્ર મૃદુતાનો પ્રથમ અવતાર થયોછે ॥૨૬॥ હે ધર્મ ! મારો શાપ ક્યારેયપણ વ્યર્થતો થશેજ નહિ, તથાપિ તમારી ઉપર હું અનુગ્રહ કરૂંછું તે તમો સર્વે સાંભળો ॥૨૭॥ હે ધર્મ ! મારા શાપને અનુસારે મનુષ્યયોનિમાં તમો અવતરશો ત્યારે આજ મૂર્તિ તમારી પત્ની થશે અને આ ભગવાન્ નારાયણઋષિ ફરીથીપણ તમારા પુત્ર થશે ॥૨૮॥ તમારા પુત્રપણે પ્રકટેલા ભગવાન દંપતી તમારી

धर्मासुरकष्टतः । रक्षिष्यत्यवनौ नूनं पोक्ष्यति त्वां च सर्वथा ॥२९॥ पुत्रीभूते भगवति स्नेहातिशयतो युवाम् । निरुद्धचित्तौ मच्छापान्मोक्ष्येथे अल्पकालतः ॥३०॥ ततो दिव्यगतिं धर्म ! प्राप्स्यथो वां स्ववाञ्छिताम् । भविष्यत्येतदेवं हि नान्यथा मद्वचः क्वचित् ॥३१॥ मुनयः ! सोद्धवा यूयं द्विजातित्वं नृषु क्षितौ । प्राप्स्यथाथैप युष्मासु हरिः सख्यं करिष्यति ॥३२॥ ततो मच्छापनिर्मुक्ता गतिं दिव्यां प्रयास्यथ । एवमुक्त्वा स तान्नत्वा कैलासं प्रययौ पुनः ॥३३॥ मुनयस्ते तु तत्रोपुर्देहान्तरजिघृक्षवः । शप्तुं

તથા સર્વે મુનિઓની અધર્મ તથા અસુરોએ કરેલી પીડાઓ થકી રક્ષા કરશે અને પૃથ્વી ઉપર તમારૂં સર્વે પ્રકારે નિશ્ચે પોષણ કરશે ॥૨૯॥ અને તમારા પુત્રરૂપે પ્રાદુર્ભાવ પામેલા ભગવાન્ શ્રીનારાયણમાં અતિશય સ્નેહને લીધે સમાધિથી સંલગ્ન મનવાળા તમો દંપતી સ્વલ્પ સમયમાંજ મારા શાપમાંથી મુક્ત થશો ॥૩૦॥ હે ધર્મ ! તેપછી તમો દંપતી સ્વાભીષ્ટ દિવ્યગતિને પામશો, આ એમજ થશે. મેં કહેલુ વચન ક્યારેયપણ અન્યથા થશે નહિ ॥૩૧॥ હે ઉદ્ધવજીએ સહિત મુનિઓ ! તમો પૃથ્વી ઉપર વર્તતા મનુષ્યોને મધ્યે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, આ ત્રણ વર્ણમાં જન્મ પામશો, તેપછી મૂર્તિધર્મના પુત્રરૂપે પ્રકટ થએલા શ્રીહરિ તમારી સાથે સખાપણું કરશે અને તમારે પણ સખાભાવથી શ્રીહરિમાં અતિશય સ્નેહ થશે ॥૩૨॥ ભગવાનમાં સખાભાવથી થએલા અતિશય સ્નેહથી તમો સર્વે મારા શાપમાંથી મુક્ત થઇને દિવ્યગતિને પામશો. હે રાજન્ ! દુર્વાસાઋષિ પૂર્વોક્ત પ્રકારે કહીને ધર્માદિકને પ્રણામ કરીને, ફરીથી જેમ આવ્યા હતા તેમ કૈલાસમાં ચાલ્યા ગયા ॥૩૩॥ હે રાજન્ ! તે મુનિઓતો બીજા દેહો ધરવાની વાટ જોતા થકા તે આશ્રમમાં કેટલાક દિવસ રહ્યા. દુર્વાસાને સામો શાપ આપવામાં સ્વયં સમર્થ હતા તથાપિ શાપ નજ આપ્યો. કેમકે ઋષિઓ સતી-ક્ષમાદિસાધુગુણયુક્ત બુદ્ધિવાળા હતા. જેથી બુદ્ધિમાં કશો વિકાર થયો નહિ અને ક્ષમા રાખી રહ્યા 'પોતે ઇશ્વિર-સમર્થ હોઇને બીજા અલ્પનો અપરાધ સહન કરે એટલોજ સાધુવાદ છે' એમ ભાગવતમાં કહ્યું

दुर्वाससं शक्ता अपि शेपुर्न सद्धियः ॥३४॥ धर्मस्यात्र ऋषीणां च शापे हेतुर्निरागसाम् । इच्छा भगवतो ज्ञेया धर्मद्रोग्घ्नन् हरिष्यतः ॥३५॥ अतो दुर्वाससं क्रोधाच्छपन्तं स्वानकारणम् । नोपालभत किञ्चिद्वै शापं चाकृत नान्यथा ॥३६॥ अथोवाच हरिं धर्मो नारायण ! मम त्वया । ऋषीणां चावनं कार्यमधर्मासुरकृच्छ्रतः ॥३७॥ तमाह भगवांस्तात ! चिन्तां मा कुरु चेतसि । मदिच्छयैव शापोऽयं जात इत्यवधार्यताम् ॥३८॥ प्रवृत्तोऽस्त्यधुना भूयानधर्मो भुवि सर्वतः । कलेर्बलं समासाद्य पीड्यन्ते तेन मानवाः ॥३९॥ अतस्त्वत्पुत्रतां भूयो हरिनामाऽहमाप्य तम् । सर्वतो ना-

---

છે ॥૩૪॥ ધર્માદિકને શાપ આપવામાં દુર્વાસાની લેશ શક્તિ ન હતી પરંતુ શ્રીનારાયણનીજ ઇચ્છા હતી એમ કહેછે-નિરપરાધિ મુનિઓ તથા ધર્માદિકને શાપ આપ્યો એમાં હેતુ તો ધર્મવિરોધિ અસુરોના વિનાશ માટે ફરીથી અવતરશે એવા ભગવાનનો સંકલ્પજ જાણવો. બીજો કોઈ પણ હેતુ નથી ॥૩૫॥ શાપમાં સ્વેચ્છાજ હેતુ હોવાથી ભગવાને પોતાને અતિપ્રિય એવા ધર્માદિકને કાંઈપણ કારણ વિના કોપવેગથી શાપ આપતા એવાપણ દુર્વાસાને કિંચિત્માત્રપણ ઠબકો આપ્યો નહિ તેમ શાપને પણ અન્યથા (નહિ કાર્ય કરી શકે એવો)ન કર્યો, શાપને અન્યથા કરવામાં સ્વયં સમર્થ હતા પણ તેને મિથ્યા ન કર્યો એજ ભગવાનની ઇચ્છામાં ચિહ્ન છે એવો અભિપ્રાય છે ॥૩૬॥ શાપ આપીને દુર્વાસા ગયા પછી ધર્મદેવ 'આ સર્વ પ્રસંગ ભગવાનના એક સંકલ્પમૂળ છે' એમ સમજીને પ્રાર્થના કરવા લાગ્યા કે-હે નારાયણ ! તમારે મારી તથા ઋષિઓની હમણાં વૃદ્ધિ પામેલા અધર્મથકી તથા તે મૂળ જેમાં છે એવા આસુરી કષ્ટથકી રક્ષા કરવી ॥૩૭॥ પૂર્વોક્ત પ્રકારે પ્રાર્થના કરતા ધર્મ પ્રત્યે ભગવાન્ બોલ્યા કે-હે તાત ! તમો ચિત્તમાં ચિંતા કરશો નહિ, કારણ કે-ધર્મના રક્ષણ માટેજ આ શાપનો પ્રસંગ નિમિત્તમાત્ર મેંજ ઉભો કર્યોછે, એમ તમારે જાણવું ॥૩૮॥ હમણાં અધર્મ કળિયુગનું બળ પામીને અતિશય વૃદ્ધિ પામીને ધરા ઉપર સર્વ દેશોમાં સારીરીતે પ્રવર્ત્યોછે. તેવા અધર્મે મારા ભક્ત મનુષ્યોને પીડા

शयिष्यामि पालयन्साधुपूरुपान् ॥४०॥ धर्मज्ञानविरागाढ्यां भक्तिं भुवि यथा पुरा। प्रवर्तयिष्ये युष्माभिः सहैव विचरन्नहम् ॥४१॥ त्यक्त्वा चिन्तां ततः सर्वेऽप्युत्पद्यध्वं नृपु क्षितौ। यस्येच्छा यत्र तत्रासौ जायतां वो द्विजातिपु ॥४२॥ इत्युक्तास्ते तमानम्य जग्मुः सर्वे निजाश्रमान्। स्मरन्त एव हृदये नरनारायणं हितम् ॥४३॥ कोसलेपु ततो धर्मः सह पत्न्या जनिं नृपु। जिघृक्षुः पितरौ स्वस्य व्यचिचिन्तत्तथोद्धवः ॥४४॥ जिघृक्षवो जन्म मनुष्यजातौ देशाननेकांस्तु महर्पयस्ते। गतास्ततो भूमिपते! द्विजेपु कालेन सर्वे जगृहुर्जनूंपि ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मादिशापानुग्रहनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

પમાડી છે ॥૩૯॥ માટે ફરીથી પણ તમારા પુત્રપણાને પામીને હું હરિનામથી પ્રસિદ્ધ થઇને મારા સાધુજનોનું પાલન કરવાપૂર્વક અધર્મનું બળ સર્વથા મૂળમાંથી નાશ કરીશ ॥૪૦॥ તમારી સાથેજ ભૂમિ ઉપર વિચરીને હું ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યે સહિત એવી એકાંતિકી ભક્તિ પૃથ્વી ઉપર કૃષ્ણાવતારની પેઠે પ્રવર્તાવીશ ॥૪૧॥ માટે ચિંતાનો ત્યાગ કરીને તમો અધાય ભૂમિ ઉપર મનુષ્યયોનિમાં જન્મ ગ્રહણ કરો-તમારે મધ્યે જેને જે ત્રણ વર્ણમાં ઇચ્છા થાય તેમાં જન્મ ધારણ કરો ॥૪૨॥ હે રાજન્! એવી રીતે ભગવાને સામવાક્યોવડે સાંત્વના કરેલા ધર્માદિક સર્વે શ્રીનારાયણને સાષ્ટાંગ પ્રણામ કરીને, પોતાનું હિત કરનારા નરસહિત નારાયણને હૃદયમાં સંભારતા સંભારતાજ પોતપોતાના આશ્રમમાં ગયા ॥૪૩॥ ત્યારપછી પત્નીમૂર્તિની સાથે ધર્મપ્રજાપતિ ઉત્તરકોસલ દેશમાં રહેલા મનુષ્યોમાં જન્મ ધરવાની ઇચ્છાથી પોતાને યોગ્ય માતાપિતાનો મનમાં વિચાર કરવા લાગ્યા, તેમજ ઉદ્ધવજી પણ ધર્મની પેઠે વિચાર કરવા લાગ્યા ॥૪૪॥ હે ભૂમિપતે! મરીચ્યાદિ મહર્ષિઓ પણ મનુષ્યજાતિમાં જન્મ લેવાની ઇચ્છાથી જુદા જુદા દેશોમાં ગયા. પછીથી સર્વ મુનિઓએ કેટલેક કાળે ત્રણ વર્ણમાં જન્મ ધારણ કર્યાં ॥૪૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે ધર્માદિશાપાનુગ્રહનિરૂપણનામા નવમોઽધ્યાયઃ ॥૯॥

सुव्रत उवाच—राजन्नत्रान्तरे जाता नरेष्वासन्सहस्रशः। अदेवा दानवा दैत्या यक्षा रक्षांसि च क्षितौ ॥१॥ पुरा देवासुरमृधे सहायेन हरेः सुरैः। ये हता असुरास्ते हि चक्रुर्वैरमच्युते ॥२॥ अतिप्रियं भगवतो बुध्वा धर्मं सनातनम्। तन्नाशेनैव तन्नाशं निश्चिक्युस्ते त्वधार्मिकाः ॥३॥ कलिद्वापरयोः सन्धौ भुव्यजायन्त ते ततः। नृषु केचिच्च पशुषु पक्ष्यादिष्वपि केचन ॥४॥ वेददेवर्षिविप्राणां चक्रुर्द्रोहं च ते सताम्। तेषां भगवदीयत्वं जानन्तश्चो-

## અધ્યાય ૧૦ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! આવા અવસરમાં હજારોહજાર અદેવો, (બ્રહ્માના જઘનમાંથી થએલા અતિકામી અસુરો. 'સ જઘનાદસુરાનસૃજત' એમ શ્રુતિમાં કહ્યું છે. 'દેવોઽદેવાન્ જઘનતઃ સૃજતિ સ્માતિલોલુપાન્' એમ ભાગવતમાં પણ કહ્યું છે) દાનવો, (કશ્યપ પ્રજાપતિ થકી દનુમાં થએલા) દૈત્યો, (કશ્યપથકીજ દિતિમાં ઉત્પન્ન થએલા) યક્ષો, રાક્ષસો (અવિદ્યામય બ્રહ્મતનુથી થએલા અને બ્રહ્માનેજ ખાઇજવા સામા દોડી આવેલા) આ સર્વે પૃથ્વી ઉપર મનુષ્યયોનિમાં ઉત્પન્ન થયા ॥૧॥ આ વાત સંક્ષેપમાં કહી, હવે તેને વિસ્તારથી કહેવા માટે તેમનો પૂર્વજન્મ કહેવાપૂર્વક પ્રસ્તાવ છે શ્લોકથી કહે છે—પૂર્વે કોઈ સમયે સુર અસુરને સંગ્રામ થયો હતો. તેમાં દેવતાઓએ ભગવાનની સહાયતાથી જે અસુરોનો સંહાર કર્યો હતો તેઓએ દેવનો પક્ષપાત કરી પોતાનો પરાભવ કરનારા ભગવાન્ સાથે વૈરભાવ બાંધ્યો. ॥૨॥ અધર્મી એવા અસુરો 'સનાતન અહિંસાદિરૂપ ધર્મ ભગવાનને પ્રિયતમ છે' એમ જાણીને 'ધર્મના નાશથીજ ભગવાનનો નાશ થશે' એવો મનમાં નિશ્ચય કરીને એજ કામ કરવા લાગ્યા ॥૩॥ તે પછી તે અસુરો કલિદ્વાપરયુગના સંધિમાં (દ્વાપરના અંતમાં અને કલિના પ્રારંભમાં) ભૂમિ ઉપર ઉત્પન્ન થયા. તેમાં કેટલાક અસુરો કંસાદિ મનુષ્યોમાં, કેટલાક ગવાદિ પશુઓમાં અને કેટલાક બકાદિ પક્ષીઓમાં પણ ઉત્પન્ન થયા ॥૪॥ અત્યંત મદોદ્ધત થએલા તે અસુરો 'વેદા-

न्मदा भृशम् ॥५॥ भूभारभूतांस्तान्हन्तुं ततः श्रीवदरीपतिः । नारायणः स्वयं जज्ञे कृष्णाख्यो यदुषु क्षितौ ॥६॥ स्वयं जघान कतिचित्सोऽसुरानद्भुतेहितः । कतिचिद्घातयामास वलदेवार्जुनादिभिः ॥७॥ तत्र स्वयं हतास्तेन ये ये चान्यहता अपि । तच्चित्ता मरणं प्रापुर्ये चान्ते तेन वीक्षिताः ॥८॥ असुरास्ते तु भूपाल ! लेभिरे

દિક તથા ધર્મને ભગવાનની સાથે સદા સબંધ છે' એમ જાણીને એટલે 'તેઓ ભગવાનને પ્રિયતમ હોવાથી તેમના નાશથી ભગવાનનો નાશ થશે' એમ મનમાં માનીને વેદો, દેવો, ઋષિઓ, વિપ્રો, સત્પુરૂષો અને ધર્મ આ સર્વેનો પરિદ્રોહ કરવા મંડ્યા. (વેદાદિક ધર્મમાં હેતુ છે અને ધર્મ સાક્ષાત્ ભગવાનને પ્રિયતમ છે એવો વિવેક સમજવો) ॥૫॥ તેપછી ભૂમિના ભારભૂત તે અસુરોનો વિનાશ કરવા શ્રીબદરીપતિ સ્વયં નારાયણ ભૂમિ ઉપર યાદવોમાં કૃષ્ણનામથી પ્રકટ થયા ॥૬॥ અદ્ભુત ચેષ્ટિત જેનું છે એવા શ્રીકૃષ્ણભગવાને પોતે કેટલાક અસુરો માર્યા અને કેટલાકને બળદેવજી તથા અર્જુનાદિક પાસે મરાવ્યા ॥૭॥ તેમાં જે અસુરો સ્વયં શ્રીકૃષ્ણના હણવાથીજ મરણ પામ્યા હતા તથા જે અસુરો બળદેવજી વિગેરેએ હણેલા પણ વૈરાતિશયને લીધે શ્રીકૃષ્ણનુ સતત સ્મરણવાળા હોઇને મરણ પામ્યા હતા તથા જે અસુરો અંતિમ સમયે શ્રીકૃષ્ણનું દર્શન કરવા પૂર્વક મરણ પામ્યા હતા, હે ભૂપાળ ! આ ત્રણ પ્રકારના અસુરો તો વૈરાતિશયથી થએલા અખંડિત ભગવત્સ્મરણ પ્રભાવથી અને મરણ સમયે થએલા ભગવદ્દર્શનના પ્રભાવથી કર્મબંધને રહિત થઇને ઇપ્સિતા–તત્ત્વદર્શિઓએ પામવાને ઇચ્છેલી અથવા–પ્રાણવિયોગ સમયે ભગવાનમાંજ એક ચિત્ત હોવાને લીધે આસુર ભાવ નષ્ટ થવાથી તે અસુરોએ સ્વયં ઇચ્છેલી મુક્તિ (પરપદ)ને પામ્યા. અસુરોને મુક્તિનો સંભવજ કેમ હોય ? એવી શંકા કરવી નહિ. કારણ કે-નિરતિશય દયાનિધિ શ્રીકૃષ્ણે તેમની પોતા સાથેની વૈરબુદ્ધિ પણ ભક્તિરૂપ માની (જેમ ભક્તોએ પ્રીતિથી કરેલું પોતાનું ચિંતવન ભક્તિ છે તેમ વૈરભાવેપણ અસુરોએ કરેલું પોતાનું ચિંતન પોને દયાળુસ્વભાવ હોવાથી ભક્તિપણે ભગવાન્ સ્વીકાર કરેછે, એવો અભિપ્રાય છે. વૈરબુદ્ધિથી

मुक्तिमीप्सिताम् । वैरधीरपि यन्मेने भक्तिस्तेन कृपालुना ॥९॥
तथाभूता न चै ये तु मृतास्तांसिंश्च वैरिणः । मनःस्थपञ्चविषयभो-
गतीक्ष्णतृषश्च ये ॥१०॥ हता युधीद्दग्मलिनवासनास्ते कलाविह ।
जाता विदित्वा दुर्वास शापधर्माजनिं प्रभोः ॥११॥ सपत्नीकस्य ध
र्मस्य मुनीनां पीडनेन च । इच्छन्तो भुवि ते कृष्णवैरनिर्यातन
पुनः ॥१२॥ धर्मादेर्जन्मतः सर्वे ते प्रागेवासुरव्रजाः । जाता नृप !
नरेष्वेव शतशश्च सहस्रशः ॥१३॥ तत्र दैत्या दानवा ये जाता

---

ચિંતન કરનારા પણ પરપદને પામ્યા તો ભક્તિ કરવાથી પામે એમાં ક
હેવુજ શુ ? એવો પણ અભિપ્રાય છે ) ॥૮-૯॥ જે અસુરો પૂર્વોક્ત ત્રિવિધ
અસુરોને સદૃશ ન હતા અને શ્રીકૃષ્ણની ઉપર કેવળ વૈરભાવે યુક્ત હોઇને
મરણ પામ્યા હતા, તથા જે અસુરો શ્રીકૃષ્ણસાથે વૈરભાવવાળા હોઇનેપણ
મનમા રહેલી શબ્દાદિ પાચ વિષય સભોગની તીક્ષ્ણ તૃષ્ણાવાળા હોઇને
ભગવાન્ સાથે થએલા સગ્રામમાં જે કોઇનાપણ હણવાથી મરણ પામ્યા
હતા તે બન્ને પ્રકારના અસુરો ભગવાનની સાથે દુષ્ટ વૈરભાવનો વેગ અને
મલિન વિષય વાસનાના વેગને લીધે, દુર્વાસાએ શાપ આપેલા ધર્મથકી
પ્રભુ નારાયણનો પ્રાદુર્ભાવ થવાનો જાણીને, આ અઠાવિશમા કલિયુગમાં
ગુરૂ તથા રાજાદિરૂપથી ઉત્પન્ન થયા ( અસુરોને એવુ જાણવામા આવે
અને જન્મ ધારણ કરે એતો કર્મના ફળ આપવા પ્રવર્તેલા પરમેશ્વરની
પ્રેરણાથી છે એમ જાણવુ ) ॥૧૦-૧૧॥ અસુરોના જન્મમા હેતુ કહેવા
પૂર્વક તેનુ બે શ્લોકથી વિવરણ કરેછે-ધર્મૈકપ્રિય ભગવાનનુ વિપ્રિય કર
વાની ઇચ્છાથી પત્નીએ સહિત ધર્મપ્રજાપતિ તથા મુનિઓને પીડા પમાડીને,
ફરીથી શ્રીકૃષ્ણની સાથે બધાએલા વૈરને પાછુ વાળવાના દૃઢ સકલ્પથી હે
રાજન્ ! તે સર્વે સોએ સો અને હજારોહજાર અસુરસમૂહો ધર્માદિકના
જન્મથી પહેલાજ પૃથ્વી ઉપર મનુષ્યજાતિમાજ જન્મ્યા ॥૧૨-૧૩॥ પૂ
ર્વોક્ત અદેવાદિકને મધ્યે જે દૈત્યો તથા દાનવો હતા તે રાજકુળમા જન્મ્યા
એટલે રાજાઓ થઇને ધર્મવિનાશ માટે પ્રવર્ત્યા અને જે યક્ષ રાક્ષસો હતા
તથા બ્રહ્માના જઘન ( ગુહ્યાગ )થી થએલા અદેવો હતા તે બ્રાહ્મણાદિ ત્રણ

राजकुलेषु ते। यक्षरक्षांसि च ब्रह्मगुह्यजा ब्राह्मणादिषु ॥१४॥ एते तु स्वीयासुरतां गोप्तुं विष्णोः शिवस्य च। काल्याश्च दीक्षामादाय गुरुतां भेजिरे नृणाम् ॥१५॥ सर्वेऽपि कृष्णवैरेण तदात्माधिकवल्लभम्। वर्णाश्रमात्मकं धर्मं तद्भक्तिं चार्दयन्मुहुः ॥१६॥ देशिकास्तत्र वैन्यस्य यज्ञभङ्गाय वज्रिणा। धृतहातानौपधर्म्यानाकल्पान्बहुधाऽऽश्रयन् ॥१७॥ तथा बलासुरास्योत्थत्रिविधस्त्रीगणेश्वराः। देवार्पितान्नमांसेरामाहात्म्यं बहुधोचिरे ॥१८॥ प्रलोभयित्वा दम्भेन

વર્ણમાં જન્મ્યા ॥૧૪॥ બ્રાહ્મણાદિકમાં જન્મેલા ત્રણ પ્રકારના અસુરો તો પોતાનો આસુરભાવ ઢાંકવામાટે શૈવી વૈષ્ણવી અને મહાકાલીદેવી વિગેરેની દીક્ષા સ્વીકારીને મનુષ્યોના ગુરૂઓ થયા તે ગુરૂઓના જે રાજવશમાં જન્મેલા દૈત્યો તથા દાનવો હતા તે શિષ્યો થયા ॥૧૫॥ રાજાદિરૂપ તથા વિપ્રાદિરૂપ સર્વે અસુરો ધર્મના અપદેશથી વર્ણાશ્રમાદિકને વિનાશ કરનારા અધર્મનો ઉપદેશ આપીને, શ્રીકૃષ્ણની સાથે તીવ્ર વૈર હોવાથી વર્ણાશ્રમની વ્યવસ્થાથી રહેલો શ્રીકૃષ્ણને સ્વસ્વરૂપથી પણ અધિક પ્રિય એવો ધર્મ તથા કૃષ્ણભક્તિને વારંવાર પીડા (ખંડન) કરવા લાગ્યા ॥૧૬॥ હવે આ અધ્યાયની સમાપ્તિ સુધી ધર્મભક્તિને અસુરોએ કરેલી પીડાના પ્રકારો કહેછે–રાજારૂપ તથા ગુરૂરૂપ અસુરો મધ્યે આચાર્યના અપદેશથી પ્રચ્છન્ન રહેલા યક્ષરાક્ષસ વિગેરે અસુરો હતા તેઓએ વેનરાજાના પુત્ર પૃથુ ભગવાનના છેલા સોમા યજ્ઞનો ભંગ કરવા ઇન્દ્રે પ્રથમ ધારણ કરીને પછીથી ત્યાગ કરેલા પાખંડી નગ્ન રક્તવસ્ત્રાદિ આણ વેષો બહુપ્રકારે ધારણ કર્યા ॥૧૭॥ તથા કેટલાક ગુરૂરૂપ અસુરો બળનામના અસુરના મુખમાંથી ઉત્પન્ન થએલી સ્વૈરિણી કામિની અને પુંશ્ચલી આ ત્રણ પ્રકારની સ્ત્રીઓના ગણના એક નાયક થઇને, માંસમદ્યાદિકથી દેવોનું અર્ચન કરતાં બાકી રહેલુ અન્ન માંસ મદિરાદિકનું ભક્ષણ કરવું એજ યજ્ઞશિષ્ટાશન છે એવું બહુ માહાત્મ્ય જ્યાં ત્યાં કહેવા લાગ્યા ॥૧૮॥ દંભી અસુરો પૂર્વોક્ત પાખંડવેષ, સ્વૈરિણી વિગેરે સ્ત્રિયો, અને દેવનિવેદિત માંસમદિરાદિમાહાત્મ્ય, આ ત્રણ પ્રકારવડે દૈવીસંપત્તિના જીવોને વિપરીત માર્ગમાં બહુવિધ ફળ બતાવી પ્રલોભ પમા-

ह्येतैर्व्यापादिभिस्त्रिभिः। दैवानभ्रंशयन्नीवान्स्वधर्मद्धरिभक्तितः॥१९॥ मद्यमांसपरस्त्रीषु सक्तास्ते च रसे धने। मन्त्रयन्त्रादिभिर्लोकान्वशीचक्रुः कलेर्बलात्॥२०॥ आत्मानं धार्मिकं मत्त्वा विश्वस्य च यथा जनाः। दद्युः स्त्रीधनमन्नादि कुर्वन्ति स्म तथा क्रियाः॥२१॥ ब्रह्मज्ञानस्य भक्तेश्च स्वधर्मस्यापि बोधनम्। स्वार्थसिद्ध्यनुकूलं ते चक्रुः शास्त्रार्थनिर्णयैः॥२२॥ जगदुश्चाखिलं वेदं हिंस्रयज्ञपरं च ते। यज्ञोद्देशेन च बहूंश्रिजघ्नुः पशुपक्षिणः॥२३॥ शब्दभेदैः श्रुतीनां च स्मृतीनामप्यकुर्वत। विपरीतानेव चार्थान्स्वस्वरुच्यनुसारतः॥२४॥ ब्रह्मात्मनः स्वरूपस्य साक्षात्कारे च साधनम्। मुख्यं

દીને સ્વધર્મ તથા હરિભક્તિથકી ભ્રષ્ટ કરવા લાગ્યા ॥૧૯॥ મદ્ય, માંસ, પરદારા, પરધન અને રસાસ્વાદમાં અતિ આસક્ત થએલા તે અસુરો કળિયુગનુ માયા અનૃત દંભાદિરૂપ બળ પામીને, વશીકરણમન્ત્રો, તેના જેવાં રતિરહસ્ય તથા મન્ત્રમહોદધિ આદિકમાં કહેલાં યન્ત્રો અને ઓષધિ વિગેરેવડે લોકોને સ્વવશ કરીને અનર્થમાં જોડવા લાગ્યા ॥૨૦॥ પરધન, પરદારા અને પરાન્નનુંજ એક હરણ કરવામાં તત્પર એવા એટલાક અસુરો જે પ્રકારે લોકો પોતાને ધર્મશીલ સમઝીને તથા સારો વિશ્વાસ લાવીને સ્ત્રિયો, ધન, અન્ન, વસ્ત્ર, અલંકારાદિક પોતાને આપે એ પ્રકારની દાંભિક ક્રિયાઓ કરવા લાગ્યા ॥૨૧॥ કિં બહુના-તે અસુરો સ્વાભિમત બ્રહ્મજ્ઞાન, ભક્તિ અને સ્વધર્મનોપણ ઉપદેશ સ્વાર્થનો ત્યાગ કરી બીજાના ઉજ્જીવનમાટે નહિ પરંતુ શાસ્ત્રાર્થોના સ્વબુદ્ધિથી કલ્પેલા નિર્ણયોવડે જે રીતે પોતાને સ્ત્રી ધનાદિ અર્થની પ્રાપ્તિ થાય તેને અનુકૂળપણેજ કરવા લાગ્યા ॥૨૨॥ તે અસુરો 'સમગ્ર વેદ હિંસામય યજ્ઞ પ્રતિપાદક છે' એવું વેદનુ તાત્પર્ય જ્યાં ત્યાં કહેવા લાગ્યા અને યજ્ઞછળથી બહુ પશુપક્ષીઓને હણવા લાગ્યા ॥૨૩॥ વળી તે અસુરો વેદો સ્મૃતિઓ વિગેરેના સત્ય અર્થોપણ શબ્દોનાં અન્યથા વ્યાખ્યાન કરીને પોતપોતાની રૂચિને અનુસારે વિપરીતજ કરવા લાગ્યા ॥૨૪॥ વળી પોતાની બુદ્ધિકલ્પનાથી બ્રહ્મરૂપપણે માનેલા આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવામા મુખ્ય સાધન સુરાપાન છે તથા તે સાધન

प्राहुः सुरापानं वैराग्याद्यधिकं तथा ॥२५॥ प्रसादने च प्रत्यक्षदर्शने मुख्यसाधनम् । विदुर्विष्णवीशकालीनां मद्यं मांसं च मैथुनम् ॥२६॥ दैवे पित्र्ये च देवादिप्रीत्यै मांसबलिं विदुः । सात्त्विकानपि मांसाद्यैर्यजन्तिस्म सुरान्मुहुः ॥२७॥ चक्रुः सङ्गं परस्त्रीणां स्वेष्टदेवालयेष्वपि । महापापान्यपि प्रायः स्वार्थसिद्ध्य आचरन् ॥२८॥ प्रायोऽवात्सुः पुण्यतीर्थदेवालयपुरेषु ते । केचित्तपस्विवेषाश्च केचिच्छस्त्राण्यधारयन् ॥२९॥ यत्र स्वशिष्यशाखाया बलं स्यात्तत्र ते त्विमम् । आचेरुश्चक्रुर्दुराचारं गुप्तमन्यत्र चाचरन् ॥३०॥ ईदृक्स्वमतपुष्ट्यै च ग्रन्थान् नूत्नानचीक्लृपन् । अर्थं तदनुसारेण

વૈરાગ્યાદિકથી પણ અધિક છે એમ સર્વત્ર કહેવા લાગ્યા ॥૨૫॥ તથા તે અસુરો 'વિષ્ણુ શિવ તથા મહાકાલી વિગેરે ઇષ્ટદેવોની પ્રસન્નતામાં તથા તેમનાં પ્રત્યક્ષદર્શનમાં મુખ્ય સાધન મદ્યપાન, માંસભક્ષણ અને મૈથુન છે' એમ જાણીને બીજાઓને કહેવા લાગ્યા ॥૨૬॥ તથા તે અસુરો અગ્નિહોત્રાદિ દેવકર્મમાં તથા શ્રાદ્ધાદિ પિતૃકર્મમાં તે દેવાદિકની પ્રસન્નતામાટે માંસનુંજ નૈવેદ્ય છે એમ સ્વયં સમઝીને વિષ્ણુ વિગેરે સાત્વિક એવાપણ દેવોનું તથા પિત્રિઓનું વારંવાર માંસમદિરાવડે મહાયજ્ઞના છળથી યજન કરવા લાગ્યા ॥૨૭॥ વિષ્ણુ શિવ મહાકાલી આદિક સ્વેષ્ટદેવોનાં મંદિરોમાંપણ પરદારાનો પ્રસંગ કરવા લાગ્યા તથા સ્વાર્થસિદ્ધિસારૂ બહુધાપણે બ્રહ્મહત્યાદિ પાંચ મહાપાપો પણ કરવા લાગ્યા એ રીતે ધર્મમાર્ગના છળથી નરકનો માર્ગ ચારેતરફ પ્રવર્તાવવા તત્પર થયા ॥૨૮॥ તે આ અસુરો બહુધાપણે પુણ્યતીર્થ, પુણ્યક્ષેત્ર, તથા પુર-નગરમાં તપસ્વિ વિગેરેના વિવિધ વેષથી (કેટલાક શસ્ત્ર નહિ ધારીને તો કેટલાક શસ્ત્ર ધારીને) નિવાસ કરીને રહ્યા ॥૨૯॥ તે અસુરો એરીતે રહીને જે સ્થળમાં પોતાની શિષ્યશાખાનું બળ હોય ત્યાંતો પૂર્વોક્ત પાપાચાર પ્રત્યક્ષપણે પ્રવર્તાવવા લાગ્યા અને જ્યાં બળ ન હોય એવા સ્થળમાં પ્રચ્છન્નપણે પ્રવર્તાવવા લાગ્યા ॥૩૦॥ વળી તે અસુરો પૂર્વોક્ત પ્રકારવાળા પોતાના દુષ્ટ મતની પુષ્ટિમાટે બેનારા જનોને જરૂર મોહ ઉત્પન્ન થાય એવા નવીન ગ્રંથો સ્વબુદ્ધિકલ્પનામય પદ્યબંધથી

वेदादेरपि चक्रिरे ॥३१॥ एतानेवाश्रयन्भूपा गुरुत्वेनासुरांशजाः। वर्तमानैस्तदाज्ञायां तैरभिद्यन्त सेतवः ॥३२॥ तदा त्वधर्माचरणे तत्तद्भूपप्रजा नृप!। अभवन्निर्भया भूमौ यथा राजा तथा प्रजाः ॥३३॥ यज्ञमार्गः समुच्छिन्नः सर्वतोऽभूच्च वैदिकः। तेन कार्श्यं परं प्रापुर्देवा ब्रह्मादयोऽखिलाः ॥३४॥ दुष्टैः प्रवर्त्यमाने तैः कलिराजबलैधितैः। असुरांशैरधर्मेऽत्र मुहुर्भूमिरकम्पत ॥३५॥ न भारं चक्षमे तेषां क्षमा सोढुमसद्धियाम्। सद्धर्मतीर्थदेवाश्च सज्जना

રચવા લાગ્યા. અને વેદ, શાસ્ત્ર, પુરાણ તથા ધર્મશાસ્ત્રાદિકનો પણ અર્થ પોતાના કલ્પિત ગ્રંથોને અનુસારે કરવા લાગ્યા ॥૩૧॥ દૈત્યદાનવના અંશથી થએલા રાજારૂપ અસુરોએ યક્ષો રાક્ષસો અને અદેવોના અંશથી થએલા ગુરૂરૂપ અસુરોનોજ ગુરૂપણે આશ્રય કર્યો એટલે ગુરૂઓ કર્યાં અસુર ગુરૂઓની આજ્ઞાને અનુસારે વર્તનારા રાજારૂપ કેટલાક અસુરોએ અધર્મપથ પ્રવર્તાવીને વર્ણાશ્રમની ધર્મમર્યાદા ભેદી નાંખી ॥૩૨॥ એરીતે જ્યારે રાજાઓએ અધર્મપથની પ્રબળ પ્રવૃત્તિ કરી ત્યારે તો તેતે અસુર રાજાઓને વશ વર્તનારી પ્રજાઓ નિર્ભય (ભય શંકાએ રહિત) થઈને અધર્માચરણમાં પ્રબળપ્રવૃત્તિવાળી થઈ, કેમકે-જ્યાં જેવો રાજા હોય ત્યાં તેવીજ પ્રજાઓ થાયછે. 'राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः। प्रजाः समनुवर्तन्ते यथा राजा तथा प्रजाः' એમ વૃદ્ધચાણક્યે કહ્યુંછે ॥૩૩॥ એરીતે કેવળ અધર્મની પ્રવૃત્તિ થઈ ત્યારે શું થયું? તે હવે કહેછે-વૈદિક સાત્વિક સનાતન એવો યજ્ઞમાર્ગ બધામ દેશમાં સમુચ્છિન્ન થઈ ગયો. યજ્ઞમાર્ગનો ઉચ્છેદ થતાં બ્રહ્માદિ સર્વ દેવતાઓ ધર્મબળે અત્યંત રહિત થઈ ગયા (બ્રાહ્મણોપણ ધર્મબળે રહિત થઈગયા) ॥૩૪॥ કળિરૂપ રાજાના લોભ અનૃત દંભ હિંસાદિરૂપ બળને લીધે વિશેષ વૃદ્ધિ પામેલા પૂર્વોક્ત દુષ્ટ ગુરૂરૂપ તથા રાજારૂપ અસુરોએ ભરતખંડમાં અધર્મની પ્રવૃત્તિ કરવા કરાવવાથી તેના અધિક ભારથી આક્રાંત થએલી ભૂમિ વારવાર કંપવા લાગી ॥૩૫॥ ભૂમિ કુબુદ્ધિ અસુરોનો ભાર સહન કરવા સમર્થ થઈ નહિ અને સદ્ધર્મ, ગંગાદિતીર્થો, દેવો તથા સાધુજનો કોઈ શરણ નહિ પામીને અતિ-

ययुरार्ततान् ॥३६॥ मुहुर्दुर्भिक्षमभवद्विद्युत्पाताश्च भूतले । वातेन महता पेतुर्बहुशश्च महाद्रुमाः ॥३७॥ इत्थं भुवि क्षोणिपते ! प्रवृत्ते जनेष्वधर्मे सहदुर्निमित्ते । जग्राह धर्मः स्वजनुर्नृजातौ सह स्त्रियाऽथर्षय उद्धवश्च ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे असुरदुराचारप्रवृत्तिनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

सुव्रत उवाच—अस्ति कोसलदेशेषु पुरमिट्टारसंज्ञकम् । सरय्वा उत्तरे तीरे चातुर्वर्ण्यजनावृतम् ॥१॥ तत्र सावर्णिगोत्रोऽभूद्विप्रो यत्प्रवराख्यः । भार्गवो चैतहव्यश्च सावेतस इति श्रुताः ॥२॥ वेदः सामाभिधः शाखा कौथुमी यस्य च श्रुता । नाम्ना लक्ष्मणशर्मेति

શય દુઃખીયા થયા ॥૩૬॥ ભૂતળમાં ઉપરાઉપરી દુકાળ પડવા લાગ્યા તથા અસ્થાનમાં વિજળીપાતો થવા લાગ્યા તથા પ્રચંડ વાયુવેગને લીધે અકસ્માત્ બહુ મોટામોટા વૃક્ષો પડવા લાગ્યા ॥૩૭॥ હે રાજન્! પૃથ્વીઉપર રહેલી પ્રજાઓમાં ભૂકંપાદિ અપશકુનો સાથે અધર્મની પૂર્વોક્ત પ્રકારે પ્રબળ પ્રવૃત્તિ થઈ એટલે ધર્મપ્રજાપતિએ જગતના ક્ષેમમાટે ધરાઉપર નરજાતિમાં જન્મ ધારણ કર્યો. તેપછી તેમની પત્ની મૂર્તિ તથા મરીચ્યાદિ મુનિઓ તથા ઉદ્ધવજી આ બધાએપણ નરજાતિમાં જન્મ ધારણ કર્યો ॥૩૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે અસુરદુરાચારપ્રવૃત્તિનિરૂપણનામા દશમોઽધ્યાયઃ ॥૧૦॥

## અધ્યાય ૧૧ મો.

હવે ધર્મદેવનો જન્મ વિસ્તારથી વર્ણવેછે-સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્! ઉત્તરકોસળ દેશમાં સરયુસરિતાના ઉત્તર તીર ઉપર ચાર વર્ણના જનોથી ભરપૂર ઇટ્ટાર નામનું એક પુર છે ॥૧॥ તે પુરમાં સાવર્ણિ નામના ઋષિ જેના ગોત્ર પ્રવર્તક હતા એવા એક વિપ્ર હતા. જે વિપ્રના ભાર્ગવ ચૈતહવ્ય અને સાવેતસ એ નામથી વિખ્યાત ત્રણ મુનિઓ પ્રવર (પ્રવરના ઋષિઓ) હતા ॥૨॥ જે વિપ્રનો વેદ સામ નામનો હતો. અને કૌથુમી નામની શાખા વિખ્યાત હતી. તે વિપ્ર લક્ષ્મણશર્મા ના-

विख्यातोऽभूत्स भूतले ॥३॥ वंशीधरोऽभूत्तत्पुत्रो वेदमानश्च तत्सुतः । पुत्रस्तस्याभवद्धीमान्कनीयानिति विश्रुतः ॥४॥ कदाचिद्वसत्कञ्चिन्मेहदावे पुरेऽथ सः । सुरनेतृनराधीशकुलपूज्यश्च पण्डितः ॥५॥ तत्सुतो बालशर्माऽभूद्वेदशास्त्रविशारदः । धर्मप्रियो विशुद्धात्मा सत्यवादी जितेन्द्रियः ॥६॥ ब्रह्मांशः शुद्धकुलजो याज्ञिकश्च महामतिः । विद्याशान्तिदयालज्जासौशील्यादिगुणान्वितः ॥७॥ तस्य भार्या भाग्यवतीसंज्ञाऽभूद्गुणमण्डिता । तया सह त्रा-

મથી પૃથ્વીમાં પ્રખ્યાત હતા ॥૩॥ લક્ષ્મણશર્માનો પુત્ર **વંશીધર** નામનો હતો. વંશીધરનો પુત્ર **વેદમાન** નામનો હતો. વેદમાનનો પુત્ર બુદ્ધિશાળી **કનીયાન્** ( કનહિરામ ) નામથી વિખ્યાત હતો ॥૪॥ તે કનહિરામ વિપ્ર કોઈ સમયમાં કેટલોક કાળ પોતાના પુરાતન પુરના અધિપતિના આમન્ત્રણથી **મેહદાવ** નામના પોતાના પુરાતન પુરમાં આવીને રહ્યા હતા. કેવા કનહિરામ તો-સુરનેતા નામના રાજાના વંશને પૂજનીય અને પંડિત (પાંડે) અટક જેની હતી ॥૫॥ એવા કનહિરામના પુત્ર **બાળશર્મા** નામના હતા. કેવા બાળશર્મા તો-ઋગાદિ ચાર વેદો તથા તેના ઉપબૃંહણરૂપ મીમાંસાદિ શાસ્ત્રોમાં પ્રવીણ, તેમાં કહેલા ધર્મોમાં અતિ પ્રીતિમાન્, માટેજ ધર્માનુષ્ઠાનથી વિશુદ્ધ ( કામાદિ દોષે રહિત ) અંતઃકરણવાળા, જીતેન્દ્રિય, સત્યવાદી, સામ્યાદિ ગુણવડે બ્રહ્માને સમાન, અથવા ગુણવડે બ્રહ્મના અંશભૂત હોય ને શું ? એવા, ('બ્રહ્માત્મા' એવો પાઠ હોય તો 'બ્રહ્મમૂર્તિ' એવો અર્થ કરવો ) પિતાપિતામહ-માતામાતામહાદિ પરંપરાથી વિશુદ્ધ એવા વંશમાં જન્મેલા, યાજ્ઞિક-મહાયજ્ઞને કરનારા, ઉદાર હૃદયવાળા, વિદ્યા અને તેને અનુગુણ એવી શાંતિએ સપન્ન, શાસ્ત્રગર્હિત આચરણમાંજ જેમ એમ લોકગર્હિત આચરણમાં પણ લજ્જાવાળા અને પરનુંજ હિત કરનારા કારૂણ્ય, સૌશીલ્ય, વાત્સલ્ય, ઔદાર્ય, આદિક ગુણોએ સપન્ન હતા ॥૬-૭॥ આવા બાળશર્માને પતિવ્રતોચિત ગુણોથી શોભાયમાન **ભાગ્યવતી** નામની ભાર્યા હતી, બાળશર્મા વિપ્ર તે ધર્મપત્ની સાથે સદા સ્વધર્મનેજ આચરતા

१ ब्रह्मात्मा इति पाठान्तरम् ।

ह्मणोऽसौ धर्ममेव सदाऽऽचरत् ॥८॥ विधातुं स्वस्य पितरौ धर्मः स्तावेच दम्पती । निश्चयं चेतसा चक्रे शुद्धान्तःकरणौ नृप! ॥९॥ आविर्भूय ततस्तस्मिन्धर्मः कालेन चाडवे । भाग्यवत्युदरे गर्भो भूत्वा मर्त्यवदावसत् ॥१०॥ दशमे मासि सम्प्राप्ते मानुष्यं नाटयन्नृप ! प्रादुरासीत्स्वतन्त्रोऽसौ सुखयिष्यन्सतो जनान् ॥११॥ सोत्कण्ठं विबुधेषु नन्दनवनादानीय पुष्पाणि खे ह्युत्प्रेक्षां निजजन्मनः सविनयं कुर्वत्सु बद्धाञ्जलीन् । साकं तत्करपुष्पवर्षणजयध्वाने-

પણ ધર્મ વિરૂદ્ધ કાંઈ પણ કરતા નહિ ॥૮॥ હે નૃપ ! દુર્વાસાના શાપથી મનુષ્યયોનિમા જન્મ ધરવા ઈચ્છતા ધર્મપ્રજાપતિએ નિરંતર ધર્માનુષ્ઠાનથી નિર્મળ મનવાળા થએલા તે દંપતીનેજ પોતાના માતા પિતા કરવાનો ચિત્તમા નિશ્ચય કર્યો ॥૯॥ એવો નિશ્ચય કર્યા પછી ધર્મપ્રજાપતિ અલ્પ કાળમાજ બાળશર્મામા અનુપ્રવેશ કરીને તેમના હૃદયમા રહીને, પછીથી અલ્પ કાળમા તેમની ભાગ્યવતી ભાર્યાના ઉદરમા અનુપ્રવેશ કરી ગર્ભરૂપ થઈને, મર્ત્યવત્–મર્ત્યમૂર્તિથી નિવાસ કરીને રહ્યા અથવા–પ્રાકૃત મનુષ્યની પેઠે રહ્યા ॥૧૦॥ તે પછી સ્વતંત્ર (ગર્ભવાસમા પણ પ્રાકૃત પુરૂષની પેઠે કર્મવશ્ય નહિ ) અને મનુષ્યભાવને અનુકરણ કરતા એવા ધર્મ સાધુ પુરૂષોને સુખ આપવા સારૂ દશમો માસ આવતા પ્રકટ થયા ॥૧૧॥ જગતને ધારણ કરનારા ધર્મના અધિષ્ઠાતા ધર્મદેવ પ્રકટ થયા જ્યારે ધર્મ પ્રકટ્યા ત્યારે એમની સાથેજ ધર્મદ્રોહી અસુરોના અંતરમા અતિશય ત્રાસ પણ પોતાનો વિનાશ સૂચવનારો પ્રકટ થયો અસુરોના અંતરમા કેવળ ત્રાસ પ્રકટ્યો એટલુંજ નહિ પણ ધર્મપક્ષપાતી અમરોના અંતરમા અતિહર્ષ પણ પ્રકટ્યો, તથા હર્ષને સૂચવનારી અમરોએ પોતાના કરતળથી મુકેલી પુષ્પવૃષ્ટિ તથા તેમણે કરેલો જયજય હર્ષ ધ્વનિ પણ પ્રકટ્યો તે દેવતાઓ 'ધર્મ રક્ષણ માટે અવતરશે એવા પુરૂષોત્તમની આજ્ઞાથી આ ધર્મદેવ અવનિ ઉપર અવતરે છે' એમ જાણીને અતિ ઉત્કંઠાથી નંદન વનમાથી પુષ્પો લાવીને સવિનય બે હાથ જોડીને ધર્મના અવતારની વાટ જોઈ રહ્યા થકા ગગનમાર્ગમા ચારેતરફ રહ્યા હતા એવા દેવતાઓના હર્ષાતિશયને જણા

स्तथात्मद्रुहामन्तस्त्रासभरैः स्वनाशपिशुनैर्जज्ञे जगदुद्धारकः ॥१२॥ विक्रमार्कशकस्याब्दे रसाङ्कागेन्दुसम्मिते । प्रमोदाख्ये वत्सरे च दक्षिणायनगे रवौ ॥१३॥ शरदृतौ कार्तिकस्य शुक्लैकादशिकातिथौ । सौम्येऽहिर्बुध्न्यभे वज्रे कल्याणीकरणे तथा ॥१४॥ कुम्भलग्ने च भौमादिचतुष्के केन्द्रसंस्थिते । भाग्यवत्या सूयते स धर्मो मनुजरूपधृत् ॥१५॥ साक्षाद्धर्मे क्षितौ जाते किरन्तः सुमनांसि

---

વનારી તેમણે કરેલી પુષ્પવૃષ્ટિ તથા જયજય ઘોષ અને અસુરોના અંતરમાં સ્વનાશસૂચક અતિશય ત્રાસની સાથે ધર્મદેવનો ધરણી ઉપર પ્રાદુર્ભાવ થયો ॥૧૨॥ હવે ત્રણ શ્લોકથી શુભ જન્મકાળ કહેછે—રસ-અંક-અગ-ઇન્દુ-સંમિતે—રસાદિપદો નિરૂઢલક્ષણાથી ષટ્ આદિક સંખ્યાનો બોધ કરેછે તો રસશબ્દથી ૬ અંકશબ્દથી ૯ અગ (પર્વત)શબ્દથી ૭ અને ઇન્દુ(ચંદ્ર)શબ્દથી ૧ જાણવો અંકોની ડાબી ગતિ પ્રસિદ્ધ છે તો પ્રથમ ૧ પછી ૭ પછી ૯ પછી ૬ એમ કરતાં ૧૭૯૬ થાય એ રીતે ૧૭૯૬ થી માપ કરેલા, શકપ્રવર્તક વિક્રમાર્ક રાજાના શક(ધર્મમર્યાદાનિબંધકાળ)ના વર્ષમાં એટલે સંવત્ ૧૭૯૬ માં, પ્રમોદ નામના સંવત્સરમાં, સૂર્ય દક્ષિણાયનમાં વર્તતાં, શરદ્ઋતુમાં, કાર્તિક માસના શુક્લપક્ષની પ્રબોધની નામની એકાદશી તિથિએ, બુધવારે, ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં, સત્તાવિશ યોગના મધ્યે વજ્ર નામનો યોગ આવતાં, કલ્યાણી નામના કરણમાં, કુંભ લગ્નમાં, ભૌમ, બુધ, ગુરૂ અને શુક્ર, આ ચાર ગ્રહો પ્રથમ, ચતુર્થ, સપ્તમ અને દશમ ભાવમાં વર્તતાં, આવા સકળ શુભ ગુણવાળા કાળમાં બાળશર્માની ભાગ્યવતી ભાર્યાએ મનુષ્યના જેવા રૂપને ધરનારા ધર્મદેવને જન્મ આપ્યો ॥૧૩-૧૪-૧૫॥ ધર્મદેવનો અવતાર થવાથી સ્વર્ગલોક અને ભૂલોકમાં થએલાં પ્રહર્ષનાં ચિહ્નો વિસ્તારથી કહેછે—જ્યારે **સાક્ષાત્ ધર્મે**-જે પોતે અમર્ત્ય હોઇને સર્વ ધર્મના અધિષ્ઠાતા છે તે **ક્ષિતૌ જાતે**-એટલે કર્મફળના ભોગમાટે બીજા પ્રાકૃત નરની પેઠે મનુષ્ય યોનિને પામેલા એમ નહિ કિંતુ કેવળ પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામ્યા ત્યારે દેવતાઓ સ્વર્ગલોકમાંથી ઉતરીને ગગનતળમાં રહીને હર્ષાતિશયથી પુ-

खे । वाद्यान्यवादयन्देवा दुन्दुभिप्रमुखानि च ॥१६॥ देवैस्तैर्वाद्यमानानां हर्षेण महता भृशम् । वाद्यानां सुमहान्नादस्त्रिलोकीं व्यानशे तदा ॥१७॥ गीतप्रबन्धैर्गन्धर्वाः सुस्वरं च जगुस्तदा । नृत्यमप्सरसश्चक्रुः संहृतास्त्रिदशालये ॥१८॥ उत्सवोऽभून्महांस्तेषां त्रिदशानां महात्मनाम् । कुर्वतां पुष्पवर्षाणि धर्माविर्भाववेश्मनि ॥१९॥ भूमौ च मङ्गलान्यासन् पुरग्रामव्रजादिषु । वह्नयो याज्ञिकानां च निर्धूमा हि दिदीपिरे ॥२०॥ सद्यो बभूवुश्चेतांसि निर्मलानि सतां तदा । प्रफुल्लाम्भोरुहाण्यासन्निर्मलानि सरांसि च ॥२१॥ ववुः सुखकरा वाता निर्मलं चाभवन्नभः । सिद्धा जयध्वनिं

ष्पोनी वृष्टि करवापूर्वक दुंदुभि (भेरी) विगेरे वाजींत्रो पण वगाडवा लाग्या ॥१६॥ ते समयमां देवताओए अतिशय आनंदथी अत्यंत वगाडवा मांडेलां वाजींत्रोनो अति अधिक नाद आखी त्रिलोकी( सत्यलोक स्वर्गलोक अने मानुषलोक )मां व्यापी गयो ॥१७॥ धर्मना जन्म समयमां स्वर्गलोकमां तुंबुरु विगेरे गंधर्वो भेगा मळीने गीतप्रबंधोथी मधुर स्वरे गान करवा लाग्या. उर्वशी विगेरे अप्सराओ नृत्य करवा लागी. ॥१८॥ धर्मदेवनो आविर्भाव जेमां थयो छे एवा गृह उपर पुष्पवृष्टिने करता, उदार मनवाळा, पूर्वोक्त इन्द्रादि देवताओने आवो अति उत्कृष्ट उत्सव थयो हतो ॥१९॥ तेमज भूमि उपर तेते पुर, ग्राम अने व्रज आदिकमां मंगळो (अलौकिक तथा लौकिक शुभ चिह्नो) थयां हतां. (ते कहेछे) याज्ञिको तथा अग्निहोत्रिओना अग्निओ धूमरहित प्रदीप्त थया हता. ते समयमां सत्पुरुषोनां चित्त तत्काळ प्रसादनिर्मळ थई गयां. सरोवरो प्रफुलित कमळवाळां अने निर्मळजळवाळां थयां. वायुतो मंद, शीतळ अने सुगंध होवाथी सर्वने सुखाकारी वावा लाग्या, आकाश निर्मळ ( दुर्दिनादि दोषे रहित ) थई गयो. ( इत्यादि अलौकिक शुभचिह्नो थयां ) ते समयमां सिद्ध नामना उपदेवो 'जयजय' एवो नाद करवा लाग्या अने सप्तर्षिओ आशीर्वादो आपवा लाग्या. ( इत्यादि लौकिक शुभ चिह्नो थयां ) धर्मवृद्धिनो समय होवाथी एकला धर्ममाटेज नहि पण सर्वना प्रत्ये तुल्यपणे जय-

चक्रुर्नयपयश्चाशिषो ददुः ॥२२॥ ततः सम्भ्रान्तो वा सुतजननहर्षेण महता द्विजः स्नानं चक्रे सपदि स तु धर्मागमपटुः । द्विजान् सम्पूज्यादौ तदुदितविधं जातकमथो द्विजातिभ्यो दानं निजविभवतुल्यं च विधिना ॥२३॥ सुकोमलाङ्गो मशकैश्च दंशैः स तुद्यमानोऽपि रुजं विपेहे । क्षान्तिं विलोक्येति च तस्य सुभ्राः प्राग्यो·

ધ્વનિ અને આશીર્વાદનો અન્વય કરવો, એટલે સર્વનો જયધ્વનિ કર્યો અને સર્વને આશીર્વાદ આપ્યો ॥૨૦-૨૧-૨૨॥ પુત્રનો પ્રાદુર્ભાવ થયા પછી ધર્મશાસ્ત્રમાં પ્રવીણ, ધાર્મિક એવા બાળશર્મા વિપ્રે પુત્રજન્મના અતિશય આનંદથી સંભ્રાંત થઈ ગયા હોય ને શું ? એવા થઇને અથવા સંભ્રાંત-આદરયુક્ત થઇને, પુત્રનો જન્મ થયો સાંભળ્યો એજ ક્ષણમાં તે વખતે પહેરેલા વસ્ત્રસહિત સ્નાન કર્યું 'जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते' એવું કૃત્યચિંતામણિપ્રબન્ધમા સવર્તમુનિનું વચન છે સ્નાન કર્યા પછી પ્રથમ વિપ્રોની પૂજા કરીને તેમના કહેવા મુજબ યથાવિધિ જાતકર્મસંસ્કાર કર્યો 'श्रुत्वा जातं पिता पुत्रं सचैलं स्नानमाचरेत् । प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते' એમ વસિષ્ઠે કહ્યુછે તેપછી પોતાના વૈભવને અનુસારે બ્રાહ્મણોને ગૌ-હિરણ્ય-અન્નાદિ દાનો યથાવિધિ આપ્યાં. આતો નૈમિત્તિક શ્રાદ્ધ કર્યા પછી જાણવું 'अच्छिन्ननाभि कर्तव्यं श्राद्धं वै पुत्रजन्मनि' એમ વિષ્ણુધર્મોત્તરમા કહ્યુછે. 'देवाश्च पितरश्चैव पुत्रे जाते द्विजन्मनाम् । आयान्ति हि द्विजश्रेष्ठ ! पुण्याहमिति चाब्रुवन्' એમપણ પુરાણાંતરમાં કહ્યુ છે 'पुत्रे जाते व्यतीपाते दत्तं भवति चाक्षयं' એવી પણ સ્મૃતિ છે. માટે તે મુજબ સર્વ વિધિ કર્યો ॥૨૩॥ હવે બાળકના કેટલાક અલૌકિક લક્ષણો કહેછે-અતિકોમળ અવયવોવાળો આ બાળક ડાંસ મચ્છર વિગેરે પીડા પમાડેછે પણ પ્રાકૃત બાળકનીપેઠે પીડા નહિ સહન થતાં ક્યારેયપણ રૂદન કરતો નથી પરતુ તેની વ્યથાને સહન કરેછે. આવી બાળકની સહનશક્તિ જોઇને સ્ત્રિયોપણ આ કોઈ પ્રાગ્યોગી ( યોગમાંથી ભ્રષ્ટ થએલો તથાપિ પૂર્વસંસ્કારમાંથી નહિ પતિત થએલો)છે એમ માનવા લાગી તો પ્રાજ્ઞ પુરૂષો એમ માને એમાં તો કહેવુજ શું ? અર્થાત્ પ્રાજ્ઞનીપેઠે પામરોએપણ આ

गिनं तं विविदुः स्त्रियोऽपि ॥२४॥ तं नूतनाम्बुधरसुन्दरभासुराङ्गमाजानुबाहुयुगलं रुचिरस्मितास्यम्। बालं नृनाट्यमुग्धा विद्धानमीशं मत्वात्मजं च पितरावतिहर्षमासौ ॥२५॥ तस्याभिधानं जनकः सुतस्य स द्वादशाहे विधिना चकार। एषोऽङ्गकान्त्या रुचिरो यतोऽतः ख्यातोऽस्तु नाम्ना भुवि देवशर्मा ॥२६॥ एवं स

---

चिह्नोवडे पूर्वयोगी જાણ્યા ॥२४॥ માતાપિતા–ભાગ્યવતીબાળશર્મા આ બાળકના જાનુપર્યંત લાંબા બાહુયુગળ, સુંદર મંદહાસસહિત મુખકમળ, નૂતન મેઘને સદૃશ શ્યામસુંદર પ્રકાશમાન અવયવો તથા માનુષબાળ લીળાને જોઇને, ઇશ્વર એવાપણ ધર્મદેવમાં 'આ આત્મજ અમારા અસાધારણ ભાગ્યવિશેષથી થયોછે' એવી થએલી પરમપ્રેમાળ પુત્રદૃષ્ટિથી પરમાનંદને પામ્યાં, અથવા–એવી રીતની અંગપ્રત્યંગની કાંતિએ યુક્ત એવા બાળપુત્રને 'આ કોઈ ઇશ્વરજ બહુધા મનુષ્યભાવનું અનુકરણ કરીને આપણી ઉપર અનુગ્રહ કરવા પુત્રભાવથી અવતર્યાં છે એવો નિશ્ચય કરીને પરમ હર્ષને પામ્યાં ॥२५॥ તેપછી પિતા બાળશર્માએ જન્મથી બારમે દિવસે પુત્રનો યથાવિધિ નામકરણ નામનો સંસ્કાર કર્યો, 'આ પુત્ર અંગકાંતિથી સુંદર દેદીપ્યમાન છે માટે ભૂમિમાં દેવશર્મા એવા અન્વર્થ નામથી વિખ્યાત હો' એમ પોતાના સંબંધિજનોને કહ્યું. કૃત્યચિંતામણિમાં 'जननाद्दशरात्रे व्युष्टे शतरात्रे संवत्सरे वा नामधेयकरणम्। व्युष्टे अतिक्रान्ते एकादशेऽहनि। व्युष्टे इति शतरात्रसंवत्सराभ्यामप्यन्वेतव्यं' એમ કહેછે. માટે અગ્યારમે દિવસે નામકરણ કરવું યોગ્ય છે તો આ સ્થળે 'બારમે દિવસે નામસંસ્કાર કર્યો' એમ કેમ કહ્યું ? એવી કોઈ આશંકા કરે તો તે સત્ય છે. 'नामधेयं दशम्यां तु द्वादश्यां वापि कारयेत्। पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते' આ મનુવચનથી 'અગ્યારમે દિવસે વિઘ્નાદિનો સંભવ હોય તો બારમે દિવસેપણ નામકરણ કરવું' એમ પણ તેમાંજ કહ્યુંછે. માટે બારમે દિવસે કરવામાં દોષ નથી. મનુવચનમાં 'दशम्यां द्वादश्यां वा' આ પદથી 'અગ્યારમે દિવસે બારમે દિવસે નામ કરવું' એમપણ તેમાંજ કહ્યુંછે ॥२६॥ પૂર્વોક્તપ્રકારે પિતાએ નામકરણ સંસ્કાર જેનો કર્યો

पित्रा कृतनामधेयो जहार चित्तं च दिने दिनेऽस्य। ज्ञातेः स्वकीयस्य परस्य चासौ मुहुः सुतोऽभूदतिदर्शनीयः ॥२७॥ स श्रीमान्प्रतिदिनमाशुवर्धमानः श्यामाङ्गो हिमरुचिकान्त आसदन्तः। यामूचे प्रथमगिरं कलां तु बाल्ये जाताऽसीत्सकलमनःप्रहर्षणी सा ॥२८॥ संस्कारान्प्राप्य सर्वान्स निगमविधिनाऽन्नाशनादीन् क्रमेण बध्वा मौञ्जीं व्रतस्थो गलविचलदसूञ्जीवयन्ब्रह्मचर्यम्। वेदानध्यैत साङ्गान् गुरुकुलवसतिर्द्वादशाब्दांस्ततस्तं सन्तोप्याभीष्टदानैः क्रमग-

---

છે એવા બાળપુત્ર અહર્નિશ વિશેષ વૃદ્ધિ પામતી અંગલાવણ્યતાથી બાળશર્મા પિતાનું હૃદય આકર્ષણ કરવા લાગ્યા. એટલે પિતાને એની ઉપર પુત્રસ્નેહ પ્રતિદિન વધવા લાગ્યો, એકલા પિતાના હૃદયને આકર્ષણ કર્યું એમ નહિ પરંતુ પોતાનો સંબંધિવર્ગ કે અસંબંધિવર્ગ સર્વનાપણ હૃદયને તુલ્યપણે આકર્ષણ કર્યું. વળી આ બાળક સર્વકોઇને વારંવાર અતિદર્શનીય થયો. એટલે પ્રતિક્ષણ જોનારા જનોનેપણ જાણે નિત્ય નવો નવો હોય ને શું? એમ અતિ આહ્લાદ આપનારો થયો ॥૨૭॥ શ્રીમાન્—અપૂર્વ શોભાએ સંપન્ન, પ્રતિદિન આશુ—શીઘ્રની પેઠે વૃદ્ધિ પામતા શરીરના અવયવો જેના છે, શ્યામસુંદર શરીર જેનું છે, ચંદ્રમાની માફક જનસમાજના મનનયનને આનંદ આપનારા, કેટલીક દાંતરૂપી કળિયો જેની અંકુરિત થઇછે એવા દેવશર્મા બાલ્યવયમાં કલા—અવ્યક્તમધુર એવી જે પ્રથમ વાણી બોલ્યા તે સમગ્ર જનોના શ્રવણમનને અતિ આનંદ આપનારી થઇ ॥૨૮॥ દેવશર્માએ અન્નપ્રાશનાદિ યજ્ઞોપવીત પહેલાંના સર્વ સંસ્કારો વેદવિધિ-વેદોને અનુસરેલા પોતાના ગૃહ્યમાં કહેલા પ્રકારને અનુસારે તેમાં કહેલા ક્રમથી પામીને, મૌંજીબંધન નામના ઉપનયનસંસ્કારને પામીને, વિદ્યાગ્રહણમાં અંગભુત બાર વર્ષનું બ્રહ્મચર્યવ્રત પ્રથમ હતું, કળિબળને લીધે તેના પ્રાણ ગળામાં આવી ગયા હતા એટલે વિનષ્ટપ્રાય થઇ ગયું હતું, એવા બ્રહ્મચર્યને પોતે તેવા વ્રતમાં રહીને ઉજ્જીવન કરતા થકા (પોતે પાળવા પૂર્વક) ગુરૂકુળમાં નિવાસ સ્વીકારીને, શિક્ષાકલ્પાદિ છો અંગે સહિત સામાદિ ચાર વેદોને બાર વર્ષપર્યંત ગુરૂથકી ભણીને, વેદાધ્યાપક

तमकरोत्तत्समावर्तनं च ॥२९॥ स्नातकव्रतनिष्ठोऽसौ भार्यामात्मसमां ततः। उद्वोढुमैच्छन्नृपते! कुलीनां चोचितां गुणैः ॥३०॥ देशे तत्र भवत्येका नदी नाम्ना मनोरमा। तस्यां तीर्थे मखोढाख्यं वर्ततेऽघचयापहम् ॥३१॥ तदुत्तरदिशि ग्रामश्छुप्पया इति विश्रुतः। चातुर्वर्ण्यजनाकीर्णो याज्ञिकानामतिप्रियः ॥३२॥ तडागेनातिमहता शोभितो निर्मलाम्भसा। परितो महतीभिश्च वह्वीभिर्द्रुमजातिभिः ॥३३॥ तत्राभूद्ब्राह्मणो विद्वान् कृष्णशर्मा जितेन्द्रियः। यस्य भार्याऽभवत्साध्वी भवानीत्यभिविश्रुता ॥३४॥ तावुभौ दम्पती नित्यं वासुदेवे परात्परे। चक्रतुः परमां भक्तिं नि-

---

ગુરૂને અભીષ્ટ દક્ષિણા આપી સંતુષ્ટ કરીને, વિદ્યા પામીને અને વ્રતને સમાપ્ત કરીને, સંસ્કાર ક્રમથી આવેલા વ્રતસમાપ્તિના અંગભૂત સમાવર્તન નામનો સંસ્કારપણ કર્યો ॥૨૯॥ હે રાજન્! ત્યારપછી સ્નાતકવ્રતમાં રહેલા આ દેવશર્મા શ્રૌતસ્માર્તધર્મમાટે દારસંગ્રહ ઇચ્છતાં તેને માટે ધર્મરતિમાં પોતાને તુલ્ય, શીલાદિગુણોવડે પોતાને ઉચિત, કુલીન એવી ભાર્યા પરણવાને ઇચ્છયા ॥૩૦॥ એવી રીતે શ્રીધર્મદેવનો જન્મોત્સવાદિ કહીને, હવે તેમનો મૂર્તિ પૂર્વપત્નીની સાથે વિવાહ કહેવા શ્રીમૂર્તિના જન્મોત્સવાદિકનો પ્રસ્તાવ આટીના અધ્યાયથી કહેછે—એજ કોસળદેશમાં મનોરમા નામથી વિખ્યાત કોઈ નદી છે. તે નદીમાં પાપપુંજને નાશ કરનારૂં મખોડા નામથી પ્રસિદ્ધ તીર્થ છે. તે તીર્થની ઉત્તરાદિ દિશામાં છપૈયા નામથી વિખ્યાત એક ગ્રામ છે. કેવું ગ્રામ તો-જેમાં પોતપોતાના ધર્મમાં તત્પર ચારેય વર્ણના જનો ભરપુર વસેછે, જેમાં યાજ્ઞિકો 'યજ્ઞાનુષ્ઠાનને સમુચિત આ પ્રદેશ છે' એવી પરમપ્રીતિ પામીને વસેછે. નિર્મળ જળવાળા અતિવિશાળ સરોવરવડે શોભાયમાન છે. અતિશય ઊંચા છાયાફળપુષ્પપ્રધાન, આંબા આદિક વિવિધ વૃક્ષવૃંદોવડે ચારેબાજુ શોભાયમાન છે ॥૩૧-૩૨-૩૩॥ એવા ગ્રામમાં વિદ્વાન્, જીતેન્દ્રિય, કૃષ્ણશર્મા નામના સરવરીયા બ્રાહ્મણ હતા, તેમને ભવાની નામની ભાર્યા સાધ્વી-પતિવ્રતા માટેજ અસાધારણ પાતિવ્રત્યથી સર્વત્ર વિખ્યાત હતી ॥૩૪॥ તે દંપતી ભવાની

स्वच्छहृदयौ शुची ॥३५॥ तयोः पुत्र्यभवत्साक्षान्मूर्तिर्धर्मसधर्मिणी । शीललक्षणसम्पन्ना नानासद्गुणमण्डिता ॥३६॥ शकाब्दे विक्रमार्कस्य गजाङ्काश्वेन्दुसम्मिते । ऊर्जे शुक्ले पौर्णमास्यां सौम्ये साऽजनि वह्निभे ॥३७॥ पूर्णेन्दुनैन्द्रीवदने करकुङ्कुमलिम्पिते । प्रादुर्बभूव सहसा सा द्योतद्दिव्यविग्रहा ॥३८॥ यदा मूर्तिर्भूमावजनि मुनिशापेन तु तदा श्रुतौ कीर्त्यादौ चोत्सुकतरमभूदन्तरमपि । नृणां श्रीकृष्णस्य प्रतिगृहममूदुत्सवभरो भरो भूमेश्चैवा-

કૃષ્ણશર્મા શુચિ-ત્રણ કરણ ( મન વચન કાય)ની શુદ્ધિએ સંપન્ન, માટેજ નિષ્કપટ હૃદયવાળાં થઇને પરાત્પર વાસુદેવ ભગવાનમાં એકાંતિકી ભક્તિ પ્રતિદિન કરવા લાગ્યાં ॥૩૫॥ જે ધર્મદેવની સાક્ષાત્ પત્ની મૂર્તિ છે તેપણ પોતાના ભર્તા ધર્મદેવની પાછળ પૃથ્વી ઉપર પ્રકટ થવાનો સંકલ્પ કરી, ભવાની કૃષ્ણશર્મા માતાપિતાની પુત્રીરૂપે, શીલ-પતિવ્રતાને ઉચિત સદ્વ્રતો, લક્ષણ-સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સૌભાગ્યાદિ સૂચવનારાં ચિહ્નોએ સંપન્ન, અને મંડનથી મંડિત નહિ પણ સત્ય, સૌશીલ્ય, કારૂણ્ય, ઔદાર્ય અહિંસાદિ ગુણોએ મંડિત હોઇને પ્રકટ થયાં ॥૩૬॥ તેમના અવતરણનેજ સમયવિવેચન કરવા પૂર્વક વિસ્તારથી કહેછે-ગજ-૮ અંક-૯ અશ્વ-૭ ઇન્દુ-૧ થી વામગતિ કરીને આપેલા, શકપ્રવર્તક વિક્રમરાજાના શકનું વર્ષ સંવત્ ૧૭૯૮ માં કાર્તિકમાસના શુક્લપક્ષની પૂર્ણિમાતિથિએ બુધવારે કૃત્તિકાનક્ષત્રમાં પૂર્ણચંદ્રમાએ પ્રાચીદિશાનું મુખ પોતાના કિરણોરૂપ કુંકુમથી લીંપીને અરૂણ કર્યું ત્યારે અર્થાત્ પૂર્ણિમાએ ચંદ્રોદયસમયે મૂર્તિદેવી દ્યોતમાન દિવ્યદેહથી એકદમ પ્રકટ થયાં ॥૩૭-૩૮॥ જન્મકાળનો ઉત્સવ કહેછે-જે કાળમાં દુર્વાસાના શાપના મિષથી ધર્મપત્ની મૂર્તિ ભૂમિઉપર અવતર્યાં એજ કાળમાં શ્રીકૃષ્ણની શ્રવણકીર્તનાદિ ભક્તિવિશેષમાં મનુષ્યોનુંપણ મન ( અપિ શબ્દથી દેવતાઓનું પણ મન ) અતિઉત્સાહવાળું થયું. તથા શ્રીકૃષ્ણના પ્રત્યેક મંદિરોમાં અત્યધિક મહોત્સવો થવા લાગ્યા, અથવા પ્રત્યેક મંદિરોમાં શ્રીકૃષ્ણના મહોત્સવો થવા લાગ્યા. અને ભૂમિનો પાપરૂપ જે ભાર હતો તથા પાપને પ્રવર્તાવનારો જે અસુરસમૂહ

सुरनिकर आपोत्तरवयः ॥३९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मभक्तिजन्मोत्सवनामैकादशोऽध्यायः ॥११॥

सुव्रत उवाच—संस्कारान्विदधे तस्याः कृष्णशर्मा यथाविधि । बालेति नाम कन्यायाश्चकारातिमुदा नृप ! ॥१॥ तज्जन्मदिनतस्तस्य विप्रस्य गृहमन्वहम् । विवृद्धधनधान्यादिसम्पदासीन्निरामयम् ॥२॥ नन्दयन्ती स्वपितरौ बाला शैशवलीलया । ववृधे चन्द्रलेखेव प्राक्पक्षे प्रतिवासरम् ॥३॥ देवहूतीसमैवासीत्सा रूपगुणलक्षणैः । कृष्णभक्तिस्वभावा च बाल्यादासीच्च सत्यवाक् ॥४॥ सर्वदा कुर्वतीं भक्तिं मुदा कृष्णस्य वीक्ष्य ताम् । जनः सर्वोऽप्या

---

હતો તે તે સમયમા ઉત્તરવય-અવસાન અવસ્થાને પામ્યો અર્થાત તેના કઠમા પ્રાણ આવી ગયા ॥૩૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને. પ્રથમપ્રકરણે ધર્મભક્તિજન્મોત્સવનામૈકાદશોઽધ્યાય ॥૧૧॥

## અધ્યાય ૧૨ મો.

હવે મૂર્તિનો ધર્મદેવની સાથે વિવાહ કહેતા પ્રથમ ધર્મને ઉચિત એવા મૂર્તિના કેટલાક ગુણો કહેછે સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! કૃષ્ણશર્મા વિપ્રે પોતાના ઘરમા અવતરેલી તે કન્યાના 'મારે ત્યા આ અનુપમ પુત્રી પ્રકટી' એવા આનદથી યથાવિધિ જાતકર્માદિ સસ્કારો કર્યા તથા અત્યત હર્ષથી કન્યાનુ બાળા એવું નામ પાડ્યુ ॥૧॥ કૃષ્ણશર્માનુ ઘર બાળાના જન્મ દિવસને આરભીને પ્રતિદિન વિવૃદ્ધ ધનધાન્યાદિ સમૃદ્ધિવાળુ અને વ્યાધિ વિગેરે ઉપદ્રવોએ વર્જીત થઈ ગયુ ॥૨॥ તે બાળા બાળલીલાથી પોતાના માતાપિતાને આનદ ઉપજાવવાપૂર્વક શુક્લપક્ષમા ચદ્રમાની કળા જેમ પ્રતિદિન વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યા ॥૩॥ તે બાળા શરીર સૌન્દર્યનો અતિશય, સૌશીલ્યાદિગુણો, અને સૌભાગ્યાદિ સૂચક લક્ષણોવડે શ્રીકપિલદેવ ભગવાનની માતા દેવહૂતીને તુલ્યજ થયા તથા બાલ્યવયમાજ શ્રીકૃષ્ણની ભક્તિ કરવાના સહજ સ્વભાવવાળા અને સત્યપૂત વાણીવાળા થયા ॥૪॥ હે ભૂપતે ! નિરતર આનદથી શ્રીકૃષ્ણની શ્રવણાદિ ભક્તિને ક-

जुहाव भक्तिनाम्नैव भूपते ! ॥५॥ कन्यां तां कृष्णशर्माऽदाद्योग्याय गुणशालिने । तस्मै देवाय विप्राय स्वगृहे विधिपूर्वकम् ॥६॥ तत्रागतो बालशर्मा जन्यैः स्वैर्बन्धुभिः सह । पुत्रमुद्वाहयामास मानितः कृष्णशर्मणा ॥७॥ परस्परोचितौ दृष्ट्वा तावुभौ दम्पती जनाः । प्रशशंसुर्मुहुः प्रेम्णा पार्वतीशङ्कराविव ॥८॥ जामातरं सुशीलं तं कृष्णशर्मा गुणान्वितम् । प्रेम्णा निवासयामास संप्रार्थ्य स्वस्य वेश्मनि ॥९॥ न्युवास तत्र तत्प्रीत्यै पण्डितः स द्विजोत्तमः । आज्ञयैव पितुः स्वस्य पत्न्या अनुमतेन च ॥१०॥ दिनानि कतिचित्तत्र स्थित्वा निजपुरं व्रजन् । विप्रवर्यो बालशर्मा

રતાં જોઇને બધાય લોકો ભક્તિનામથીજ બોલાવા લાગ્યા. અર્થાત્ બાળામાં ભગવદ્ભક્તિનો અતિશય જોઇને સર્વજનોએ ભક્તિ એવા નામથી બોલાવવા માંડ્યાં એટલે લોકમાં ભક્તિનામથીજ પ્રખ્યાત થયાં ॥૫॥ ભક્તિના પિતા કૃષ્ણશર્માએ યોગ્ય-વરોચિત લક્ષણવાળા, વિદ્યા વિનય વિગેરે ગુણોવડે શોભાયમાન, પૂર્વોક્ત દેવશર્મા વિપ્રને ઇટાર ગામથી પોતાને ઘેર લાવીને ભક્તિનામનાં પોતાનાં બાળા પુત્રીને વિધિપૂર્વક વાગ્દાન કરવાપૂર્વક આપ્યાં ॥૬॥ વરના પિતા બાળશર્માએ જાનૈયા પોતાના બાંધવ વર્ગને સાથે લઇને છપૈયામાં આવીને કૃષ્ણશર્માએ સન્માન કર્યાં થકા પુત્ર દેવશર્માને યથાવિધિ પરણાવ્યા ॥૭॥ વિવાહ મંડપમાં આવેલા સર્વે કોઈ જનો દંપતી ( ભક્તિ દેવશર્મા )ને જોઇને 'પાર્વતી શંકરની પેઠે આ એક બીજાને યોગ્ય છે અને અખિલ લોકના કલ્યાણના કારણભૂત છે' એમ પરમ પ્રેમથી વારંવાર વખાણ કરવા લાગ્યા ॥૮॥ ભક્તિના પિતા કૃષ્ણશર્મા પોતાને પુત્ર નહિ હોવાથી 'મારે તો સકળ લોકના શ્રેયનાં મૂળ આ દંપતીજ છે' એવો નિશ્ચય કરીને, સુશીલ, સમગ્ર શુભગુણના નિધિરૂપ જામાતા દેવશર્માને પ્રાર્થનાપૂર્વક પ્રેમથી પોતાનેજ ઘેર રાખ્યા ॥૯॥ પંડિત-વિદ્વાન્ અથવા પાંડે અટકવાળા, દ્વિજશ્રેષ્ઠ દેવશર્મા પ્રથમ પિતા બાળશર્માની આજ્ઞાથીજ પત્નીની પણ અનુમતિથી પોતાના સાસરા કૃષ્ણશર્માની પ્રસન્નતા માટે છપૈયામાં ઘરજમાઈ થઇને રહ્યા ॥૧૦॥ દેવશર્માના પિતા વિપ્રવર્ય બાળશર્મા

ह्यशिपरस्तु स्नुषां निजाम् ॥११॥ श्रीबालशर्मोवाच—शृणु कल्याणि ! भद्रं ते वचनं हितकृन्मम । सुशीला पापभीरुस्त्वं भव नित्यं पतिव्रता ॥१२॥ यावत्स्वलोमसङ्ख्याऽस्ति तावत्कोट्ययुतानि च । भर्त्रा

છપૈયામાં કૃષ્ણશર્માના ઘરમાં કેટલાક દિવસ રહીને, પોતાના ઇટાર પુર પ્રત્યે પ્રયાણ કરતાં પોતાની સ્નુષા ( પુત્રવધુ ભક્તિદેવી )ને આગળ કહેશે એ મુજબ શિખામણ આપવા લાગ્યા. યદ્યપિ આ બાળા સ્વયં ધર્મરહસ્યને જાણેછે. તથાપિ ગુરૂજનનું આ કર્તવ્ય છે. શું ? તો સમય આવતાં સત્ય અર્થનો ઉપદેશ આપવો ॥૧૧॥ શ્રીબાળશર્મા દશ શ્લોકથી તે શિક્ષા કહેછે—શૃણુ–સાવધાન મનથી મારૂં આ વચન સાંભળો. હે કલ્યાણિ ! તમારૂં ભદ્ર–કલ્યાણ થાઓ ( ઉત્સાહથી આશીર્વાદ આપ્યો ) તમો સ્વયં કલ્યાણસ્વરૂપ છો. જે સહધર્મચારિણી તમારા મળવાથી અમારો આ પુત્ર પણ અમારા કુળનું કલ્યાણ કરનારો થશે, માટે તમો અમારા કુળનાં કલ્યાણ કરનારાં છો. કેવળ કુળનુંજ કલ્યાણ કરનારાં છો એટલુંજ નહિ પણ અખિલ લોકનું પણ કલ્યાણ કરનારાં છો, કેમકે–જે તમારે વિષે ભગવાન્ પ્રકટ થઇને કળિમળને ટાળશે. માટે તમો સર્વ લોકનાં પણ કલ્યાણ કરનારાં છો. એવાં સકળ કલ્યાણરૂપ તમારૂં ભદ્ર ( કલ્યાણ ) થાઓ. એવા ગુરૂજનભાવને અનુગુણ આચાર પાળનારા અમો આશીર્વાદ આપીએ છીએ. તમોને નિમિત્ત કરીને જે આ મારૂં વચન પ્રવર્તે છે તે નારીજનમાત્રના હિત–કલ્યાણને કરનારૂં છે. તમો જન્મથીજ સુશીલ અને પાપભીરૂ ( પાપાચરણમાં ભયયુક્ત પ્રકૃતિવાળાં ) છો. એવાં તમો નિત્ય પતિવ્રતા થાવ. એટલે 'यस्त्वया सह स स्वर्गो निरयो यस्त्वया विना' એમાં કહ્યા મુજબ પતિને જે પ્રિય હોય તેજ એક પ્રિય જેને હોય તેરૂપ અર્થાત્ સર્વાંશે પણ પતિને અનુકૂળ વર્તવારૂપ જે પાતિવ્રત્ય છે તે તમારે વિષે નિરંતર હો ॥૧૨॥ પતિવ્રતાપણામાં ફળ કહેવાપૂર્વક તેનું માહાત્મ્ય કહેછે—જે નારી યાવજ્જીવિત પાતિવ્રત્યમાંથી નહિ પતિત થએલી છે તે પતિવ્રતા નારી પતિને પણ સ્વર્ગલોકમાં લઈ જઇને, તેની સાથે ક્રીડા કરતી થકી જેટલી પોતાના શરીરના રોમની સંખ્યા છે (સાઢા ત્રણ કરોડ)

स्वर्गसुखं भुङ्क्ते रममाणा पतिव्रता ॥१३॥ धन्या सा जननी लोके धन्योऽसौ जनकः पुनः । धन्यः स च पतिः श्रीमान् यस्य गेहे पतिव्रता ॥१४॥ पुण्यं यस्य भवेत्पुंसः शतजन्मसमर्जितम् । गृहे तस्य भवेन्नारी धर्मनिष्ठा पतिव्रता ॥१५॥ पितृवंश्या मातृवंश्याः पतिवंश्यास्त्रयस्त्रयः । पतिव्रतायाः पुण्येन स्वर्गसौख्यानि भुञ्जते ॥१६॥ बिभ्यत्पतिव्रतास्पर्शं कुरुते भानुमानपि । सोमो गन्धवहश्चापि स्वपावित्र्याय नान्यथा ॥१७॥ पृथिव्यां यानि तीर्थानि तानि सन्ति सतीपदे ।

---

તેને દશ હજારે ગુણતાં જેટલાં વર્ષ થાય એટલાં વર્ષપર્યંત સ્વર્ગસુખને ભોગવે છે ॥૧૩॥ જે જનનીએ પતિવ્રતા પુત્રીને જન્મ આપ્યો છે તે જનની ધન્ય-પુણ્યવતી છે જે જનકે પતિવ્રતા પુત્રીને જન્મ આપ્યો છે તે જનક ધન્યભાગી છે. જે પતિને પત્ની પતિવ્રતા પ્રાપ્ત થઈ છે તે પતિ પુણ્યશાળી અને શ્રીમાન્-સારી કીર્તિવાળો છે. જેના ઘરમાં પતિવ્રતા વસે છે તે ઘરનો ધણી પણ ધન્યશાળી છે. ॥૧૪॥ પતિવ્રતા પત્ની પ્રાપ્ત થવી તે સ્વલ્પ સુકૃતનું ફળ નથી પરતુ જે પુરૂષને સો જન્મનાં સુકૃત સામટાં ઉદય થાય તે પુરૂષના ઘરમાંજ પતિવ્રતાના ધર્મમાં નિષ્ઠાવાળી પતિવ્રતા પત્ની હોય. તેટલાં જન્માંતર સુકૃતથી પતિવ્રતાનો પતિ ધર્મનિષ્ઠ અને ભગવદ્ભક્તજ હોય એમ સૂચવ્યું છે ॥૧૫॥ પતિવ્રતાના પુણ્યથી પિતાના વંશના ત્રણ ( પિતાનો પિતા, તેનો પિતા અને તેનો પિતા ) તથા માતાના વંશના ત્રણ ( માતાનો પિતા, તેનો પિતા અને તેનો પિતા ) તથા પતિના વશના ત્રણ ( પતિનો પિતા, તેનો પિતા અને તેનો પિતા ) આ સર્વે પૂર્વના (તથા પછીના પણ ત્રણ ત્રણ ) પુરૂષો સ્વર્ગનાં ભોગસુખને ભોગવે છે ॥૧૬॥ સૂર્ય સોમ અને પવન આ દેવતાઓ સર્વનો સ્પર્શ કરનારા છે પણ પતિવ્રતાના સ્પર્શથી અતિશય ભય પામીને પોતે પવિત્ર થવા માટેજ સ્પર્શ કરેછે પણ બીજા દુષ્ટભાવથી સ્પર્શ કરી શકતા નથી. આથી દેવતાઓ પણ પતિવ્રતાનો સ્પર્શ કરવા સમર્થ થતા નથી એમ જણાવ્યું છે ॥૧૭॥ પૃથ્વી ઉપર પાવન તીર્થો ગંગાદિ છે તે સર્વે પતિવ્રતાના ચરણતળમાં રહ્યાં છે (આથી

तेजश्च सर्वदेवानां तनौ तस्यास्तपस्विनाम् ॥१८॥ साध्वीपादरजोभिर्भू पूता सद्यो हि जायते । नमस्कृत्य च तां पापी पापेभ्यो मुच्यते किल ॥१९॥ पतिव्रता त्वरुन्धत्या सावित्र्या चानसूयया । शाण्डिल्याऽहल्यया सत्या द्रौपद्या शतरूपया ॥२०॥ मेनया च सुनीत्या च संज्ञया स्वाहया तथा । तुल्या लोपामुद्रयाऽस्ति ततस्त्व तादृशी भव ॥२१॥ सुव्रत उवाच—तस्यै पतिव्रताधर्मान् सोऽ-

---

પાવનપણાનો અતિશય પાદતળમા કહ્યો ) સૂર્ય ચદ્ર ઈન્દ્રાદિ સર્વ દેવતાઓનુ જે તેજ છે તથા તપસ્વી વસિષ્ઠ વિશ્વામિત્ર વિગેરે ઋષિઓનુ જે તેજ છે તે સર્વે પતિવ્રતાની તનુમા વર્તેછે ( આથી અસત્પુરૂષોથી પતિવ્રતાનો પરાભવ ન થઈ શકે એમ કહ્યુ ) ॥૧૮॥ પતિવ્રતાના પાદરજના સબન્ધમાત્રથી આ જડ એવી પણ પૃથ્વી તત્કાળ પવિત્ર થાય છે તો ચેતનો પવિત્ર થાય એમા કહેવુજ શુ ? એવી પતિવ્રતાને પ્રણામ કરીને તો પાપી પુરૂષ પણ પાપમાથી તત્કાળ મુક્ત થાય છે અર્થાત્ પ્રબળ પ્રાયશ્ચિત્તોએ પરિહાર્ય એવાપણ પાપો પતિવ્રતાને પ્રણામમાત્રથી પલાયન થાયછે આ વાત આગમમા પ્રસિદ્ધ છે ॥૧૯॥ પતિવ્રતા પત્ની તો વસિષ્ઠમુનિની પત્ની અરૂન્ધતી, બ્રહ્માની પત્ની સાવિત્રી, અત્રિમુનિની પત્ની અનસૂયા, શાંડિલી, ( તે નામની કોઈ નૈષ્ઠિકવ્રતમા નિષ્ઠાવાળી તપસ્વિની ઋષિકુમારિકા ભારતમા પ્રસિદ્ધ ) ગૌતમમુનિની પત્ની અહલ્યા, દક્ષની પુત્રી શભુપત્ની સતી, પાડવોની પત્ની દ્રૌપદી, સ્વાયભુવમનુની પત્ની શતરૂપા, હિમાલયની પત્ની મેના, ઉત્તાનપાદરાજાની પત્ની સુનીતિ, સૂર્યની પત્ની સજ્ઞા, અગ્નિની પત્ની સ્વાહા, અગસ્ત્યમુનિની પત્ની લોપામુદ્રા, આ સર્વેને તુલ્ય છે માટે તમો તેવા પતિવ્રતા થાઓ અર્થાત્ અરૂન્ધતી વિગેરે પતિવ્રતાઓના ઉદાહરણના સ્થાન છે તો તમોપણ અરૂન્ધતી આદિકની પેઠે પૃથ્વી ઉપર પતિવ્રતાઓના ઉદાહરણના સ્થાન થાઓ ॥૨૦–૨૧॥ સુવ્રતઋષિ કહે છે —હે રાજન્ ! બાળશર્મા વિપ્રે પતિવ્રતામાહાત્મ્ય કહ્યા પછી ક્ષક્તિ નામની સ્નુષાને કાશીખડાદિકમા કહેલા સર્વ પતિવ્રતાધર્મો ઉપદેશ કરીને, તેમનો અસાધારણ પ્રેમાતિશય પોતાના પતિમા વિશેષ વૃદ્ધિ પામતો

नुशास्याखिलानथ । नाम्ना प्रेमवतीत्याह दृष्ट्वा तत्प्रेम भर्तरि ॥२२॥ ततः स्ववंशद्युमणिं बाल्यादेव सुशिक्षितम् । पुत्रं सर्वगुणोपेतमु- वाच वदतां वरः ॥२३॥ बालशर्मोवाच—पुत्र ! त्वं ननु सुज्ञोऽसि वे- दशास्त्रार्थपारगः । तथापि शास्मि भद्रं ते वृद्धत्वात्पितृभावतः ॥२४॥ स्नानं सन्ध्यां जपं होमं स्वाध्यायं पितृतर्पणम् । देवार्चनं

જોઇને 'તમો લોકમાં 'પ્રેમવતી' એવા નામથી પ્રખ્યાત થશો' એમ કહ્યું ॥૨૨॥ તેપછી અવસરોચિત હિતના એક વક્તા હોવાથી વદતાંવર ( ધર્મ- શાસ્ત્રાર્થોના વક્તાઓને મધ્યે શ્રેષ્ઠ ) એવા બાળશર્મા પુત્રના પ્રત્યે બોલ્યા. કેવો પુત્ર તો-'धर्मश्च सत्यं च दमस्तपश्च' ઈત્યાદિ સનત્સુજાતમુનિએ કહેલા વિપ્રગુણોએ યુક્ત, (ગુણવાનનેજ કરેલો ઉપદેશ કાર્ય કરનારો થાય) બાળ- પણાથીજ સારી શીખામણ આપેલો, ( શીખામણ નહિ આપેલો તો વશ- વર્તિ ન થાય-આથી શુશ્રૂષાને અનુગુણ વિનયાદિકની સંપત્તિ સૂચવી છે ) માટેજ પોતાના વંશને દ્યુમણિ ( સૂર્ય )ની પેઠે પ્રકાશ કરનારો અર્થાત્ જેને ઉદ્દેશીને સ્વવંશની 'ધર્મવંશ' એવી પ્રસિદ્ધિ થઈ છે. એવો પુત્ર હતો ॥૨૩॥ ગૃહસ્થધર્માદિકનો ઉપદેશ સત્તાવિશ શ્લોકથી પિતા બાળશર્મા આપેછે—હે પુત્ર ! મારે તમોને ઉપદેશ કરવા જેવું કશું નથી, કેમકે તમો વેદો, તેનાં અંગો અને તેનાં ઉપબૃંહણરૂપ શાસ્ત્રો આ સર્વેના અર્થોને સમગ્રપણે જાણોછો. વળી તે વેદશાસ્ત્રાર્થનું વિજ્ઞાન કુતર્કથી ઉપમર્દિત થએલું નથી પણ સત્તર્કવડે પ્રતિષ્ઠિત કરેલું છે. માટે તમો નિશ્ચે સુજ્ઞ છો. તથાપિ હું વૃદ્ધ હોવાથી અને પિતૃભાવ હોવાથી એટલે 'વૃદ્ધ હોય તે શીખામણ આપે અને પિતા હોય તે પુત્રને શિખામણ આપે' એવા વિધિને અનુસરીને ગૃહસ્થધર્માદિકનું શિક્ષણ આપુંછું-તમારૂં ભદ્ર-કલ્યાણ થાઓ ( એમ ઉત્સાહથી આશીર્વાદ આપ્યો ) એટલે વેદશાસ્ત્રાર્થના પારને પામેલા અને સુજ્ઞ છો તથાપિ વિનયાવનત મસ્તકથી અને લક્ષ્યવહિત ચિત્તથી મારૂં વચન સાંભળો છો માટે તમારૂં ભદ્ર થાઓ ॥૨૪॥ યથાસમય સ્નાન, યથાકાળ કરવાની પ્રાતરાદિ સંધ્યા, તેના અંગભૂત ગાયત્રીમંત્રજપ, અગ્નિમાં પ્રાતરાદિ હોમ, વેદાદિકના પારાયણરૂપ સ્વાધ્યાય, નિત્યતર્પણાદિ

वैश्वदेवं चातिथ्यं नित्यमाचरेः ॥२५॥ यस्य स्त्री स्याद्गुणवती गृहिधर्मान्स आचरेत् । पत्नी तवैषा बालापि साध्वीति प्रतिभाति मे ॥२६॥ तस्मादस्याः प्रियं कार्यं त्वया गार्हस्थ्यमिच्छता । नावमान्या गुणवती भार्येयं धर्मवल्लभा ॥२७॥ आसन्नसम्बन्धवर्तीं विना क्वापि परस्त्रियम् । विधवां तु विशेषेण न स्पृशेस्त्वममङ्गलाम् ॥२८॥ जीवहीनो यथा देहः क्षणादशुचितां व्रजेत् । भर्तृहीना

પિતૃયજ્ઞ, દેવયજ્ઞનામનો વૈશ્વદેવ, યથાશક્તિ અતિથિસત્કારરૂપ આતિથ્ય અને ઉક્ત સર્વ કર્મનું સાદ્ગુણ્ય કરનારૂં વિષ્ણુદેવનું અર્ચન, આ નવ આવશ્યક કર્મો તમારે પ્રતિદિન કરવાં. તેનું આચરણ ન કરે તો ધર્મશાસ્ત્રમા દોષ બતાવ્યોછે ॥૨૫॥ જે પુરૂષને ભાર્યા ગુણવતી મળે તેણે ગૃહસ્થધર્મોનું આચરણ કરવું. ધર્માનુષ્ઠાનમાટેજ દારસંગ્રહ છે પણ વિષય સુખસારૂ નથી. ભાર્યાએપણ ગુણવતી–ધર્માનુષ્ઠાનમાં પર્યવસાન થાય એવી એક પતિશેષતા તેરૂપ નિશ્ચય ગુણવાળી થવું. તમારી આ પત્ની બાલ્યાવસ્થામાં વર્તે છે પણ તેવા ગુણવાળી પતિવ્રતા છે એમ મને જણાય છે, માટે તમો આ ગુણવતી સહધર્મચારિણી સાથે વિહિત ધર્મોનું અનુષ્ઠાન કરો ॥૨૬॥ આ પતિવ્રતા છે માટે એને જે પ્રિય હોય તે ગૃહસ્થધર્મનું અનુસેવન કરવા ઇચ્છતા તમારે અવશ્ય કરવું. જે પ્રિય ધર્મવિરોધિ હોય તે શી રીતે કરાય? એવી શંકા કરશો નહિ. એને ધર્મવિરોધિ કાંઈપણ પ્રિય છેજ નહિ કેમકે આતો ધર્મવલ્લભા છે ( એને ધર્મજ પ્રિય છે ) તો આ જે પ્રિય ઇચ્છે તે ધર્માનુસારીજ હોય, માટે આ ગુણવતી ભાર્યાની અવજ્ઞા ન કરવી. એટલે 'સૂર્યચંદ્રાદિગ્રહણાદિ નિમિત્તમાં બાર બ્રાહ્મણો જમાડવા' ઇત્યાદિ અભ્યુદયનું કાર્ય કરવાનું કહે ત્યારે 'આપણે એવું અભ્યુદય કર્મ કરવાની શી જરૂર છે?' એમ કહીને તેના પ્રિયનો પ્રતિઘાત કરીને અપમાન ન કરવું. ॥૨૭॥ તમારે કોઈપણ પરસ્ત્રીનો સ્પર્શ કરવો નહિ, સમીપ .સંબધવાળી ભગિની વિગેરે સધવા કે વિધવા સ્ત્રીનો તો સ્પર્શ કરવામાં દોષ નથી. સમીપ સંબધ વિનાની અમંગળરૂપ વિધવાનો સ્પર્શ તો વિશેષપણે વર્જવો ॥૨૮॥ અમંગળપણું ઉપ-

तथा योषित्सुस्नाताऽप्यशुचि सदा ॥२९॥ अमङ्गलेभ्य. सर्वेभ्यो विधवा ह्यत्यमङ्गला। विधवादर्शनात्सिद्धि क्वापि पुंसो न जायते ॥३०॥ अज्ञानाद्विधवास्पर्शे कर्तव्य स्नानमात्रकम्। ज्ञात्वा कृते तु तत्स्पर्शे दिनमेकमुपोषणम् ॥३१॥ तस्मान्न विधवां नारीं श्रेय स्काम स्पृशेत्पुमान्। आशिषोऽपि न वै ग्राह्यास्तस्या आशीनि षोपमा ॥३२॥ विहायेका निजा भार्यामेकान्ते त्वन्यया सह। माता स्वस्रा दुहित्राऽपि नोपवेश्य कदाचन ॥३३॥ मद्यं मासं पा

---

પાદન કરેછે-જેમ જીવ વિનાનો દેહ તેજ ક્ષણમા અપવિત્રપણાને પામેછે, તેમ ભર્તા વિનાની ભાર્યા સારી રીતે સ્નાન કરેલી હોય તથાપિ સદા અ પવિત્ર છે ॥૨૯॥ સર્વ અમગળમાત્રની અપેક્ષાએ વિધવા નિશ્ચે અતિશય અમગળરૂપ છે પ્રયાણાદિ સમયમા વિધવાનુ સન્મુખ દર્શન થાય તો પ્રયા ણાદિ કરનારા પુરૂષને કોઈપણ કાર્યમા કાઈપણ અર્થસિદ્ધિ થતી નથી ॥૩૦॥ અજાણથી વિધવાનો સ્પર્શ થયો હોય નો એકલુ સચૈલ સ્નાન કરવુ જાણીજોઈને તેનો સ્પર્શ કર્યો હોયતો વિશેષમા એક ઉપવાસ કરવો ॥૩૧॥ એરીતે વિધવાવનિતાના સ્પર્શમા મહાદોષ રહ્યો છે, માટે શ્રેયની ઇચ્છાવાળા પુરૂષે વિધવાનારીનો સ્પર્શ ન કરવો તથા વિધવાના 'ચિર જીવ કુશલી ભવ' ઇત્યાદિ આશીર્વાદો પણ શ્રેયની ઇચ્છાવાળાએ લેવા નહિ ( આ નિ પેધ માતાવિગેરે સબધિ વિધવા સ્રીયો થકી બીજી સ્રીયો માટે જાણવો એમ આરભમાજ કહ્યુ છે ) કારણ કે-તે આશીષો કાળા સર્પના ફુફવાડાની ઉપમા જેવા અનર્થદાયી છે એ રીતે જ્યારે સ્પર્શમાત્રનો નિપેધ કર્યો તો ક્ષોભ કરનારો બીજો તેનો પ્રસગ તો દૂરથીજ નિષેધ કરેલો જાણી લેવો અર્થાત્ સ્પર્શ પણ ન થાય તો બીજો પ્રસગ તો થાયજ કેમ ? ॥૩૨॥ હવે સમીપ સબધ ધરાવનારી સ્રીયોમા પણ પરિત્યાગ કરવા યોગ્ય પ્રસગ વિશેષને કહેછે-એક પોતાની પત્નીનો પરિત્યાગ કરીને ( તેના વિના ) પો તાની યુવા અવસ્થામા વર્તતી માતા, બેન અને પુત્રીની સાથેપણ એકાંત સ્થળમા ક્યારેયપણ બેસવુ નહિ તો બીજી સ્રીયો સાથે એકાતમા ન બેસાય એમા તો કહેવુજ શુ ? ॥૩૩॥ એરીતે સામાન્યપણે સ્રીપ્રસગનો

रदार्यं स्तैन्यं स्वपरहिंसनम् । जातिभ्रंशकरं कर्म सर्वथा दूरतस्त्यजेः ॥३४॥ परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित् । इष्टापूर्तायुषां हन्त्री परदारगतिर्नृणाम् ॥३५॥ यादृशं पुरुषस्येह परदारोपसेवनम् । न तादृशमनायुष्यं लोके किञ्चन विद्यते ॥३६॥ मनसा च प्रदुष्टेन ये पश्यन्ति परस्त्रियम् । ते जन्मरोगिणो भूमौ जायन्ते पुरुषाः सुत ! ॥३७॥ परदारेषु ये मूढाश्चक्षुर्दुष्टं प्रयुञ्जते । तेन दुष्टस्वभावेन जात्यन्धास्ते भवन्ति हि ॥३८॥ ये च मूढा दुरा-

---

નિષેધ કરીને હવે મહાપાપાદિરૂપ અધર્મનો નિષેધ કરેછે– ત્રણ પ્રકારની સુરાએ સહિત અગીયાર પ્રકારનું મદ્ય, યજ્ઞશિષ્ટ એવુંપણ માંસ, પોતાના અંગસંગને પોતે પ્રાર્થના કરતી એવીપણ પરાંગનાનો સંગ, જે કોઈના પણ જે કોઈ પદાર્થની પ્રત્યક્ષ કે પરોક્ષ ચોરી, પોતાનો તથા બીજા પ્રાણીનો ઘાત, શૂદ્રાન્નભોજન, તેની નોકરી વિગેરે જાતિમાંથી ભ્રષ્ટ કરનારૂં વર્ણસંકર કર્મ, આ સર્વનો સર્વપ્રકારે દૂરથીજ તમારે ત્યાગ કરવો ॥૩૪॥ તેમાં પારદાર્ય તો સમગ્ર અનર્થમાં હેતુ હોવાથી તેનો વિશેષપણે ત્યાગ કરવાનો કહેછે–સર્વ વર્ણમાં વર્તતા કોઈપણ પુરૂષે ક્યારેયપણ પરદારાની સાથે મૈથુનાચરણ ન કરવું. કારણકે–સર્વ કોઈ પુરૂષોને પરદારાનું ગમન કેવળ પ્રત્યવાયને આપેછે એટલુંજ નહિ પરંતુ પૂર્વે સંપાદન કરેલાં ઈષ્ટાપૂર્ત (યજ્ઞાદિ ઈષ્ટકર્મ તથા વાવ્ય કુવા તલાવનિર્માણાદિ પૂર્તકર્મ) પુણ્યો અને આયુષ–પોતાની આયુષનાં વર્ષોને વિનાશ કરેછે. આ એક અનર્થ અધિક આપેછે. આ લોકમાં બહુકાળ જીવનનેપણ ખેંચી લેછે–આ લોકમાં પુરૂષમાત્રને પરદારાનું ઉપસેવન જેવું અનાયુષ્ય (આયુષને અહિત કરનારૂં) છે એવું બીજુ વિષભક્ષણાદિ કોઈપણ અનાયુષ્ય નથી. કેમકે એનાથીતો વંશે સહિત પોતાની આયુષનો નાશ થાયછે ॥૩૫–૩૬॥ હે પુત્ર ! જે પુરૂષો પરસ્ત્રીને પ્રદુષ્ટ મનથીપણ જુવેછે તે પુરૂષો પૃથ્વી ઉપર જન્મને આરંભીનેજ અતિ દીર્ઘરોગી થાયછે ॥૩૭॥ જે પુરૂષો મૂઢ–મોહથી વ્યાકુળ થઇને પરદારાને દુષ્ટ ચક્ષુથી (કામભાવથી) જુવેછે તે પુરૂષો તે દુષ્ટ સ્વભાવને લીધે જન્મભાવને આરંભીને નિશ્ચે આંધળા થાય છે ॥૩૮॥ હવે

चारा वियोनौ मैथुने रताः। पुरुषेषु च दुष्पक्षा जायन्ते तेऽत्र पण्डकाः ॥३९॥ स्त्रैणसङ्गात्पारदार्ये प्रवृत्तिर्जायते नृणाम्। न कार्यः कर्हिचित्सङ्गः शिश्नोदरतृपां ततः ॥४०॥ सतामेव सदा सङ्गः कार्यो नारायणात्मनाम्। धर्माधर्मौ विनिश्चित्य,धर्मः सेव्यो मनीषिणा ॥४१॥ धर्म एव सहायी स्यात्परलोके न चापरः। अतः सर्वप्रकारेण धर्मनिष्ठः सदा भवेः ॥४२॥ एकादशीव्रतं यच्च पक्ष-

---

પરદારાના પ્રસંગથી કામકાલુષ્યને લીધે વિપરીતપણે પરિણામ પામતા દુરાચરણવિશેષનો નિષેધ કરેછે-વળી જે પુરૂષો મૂઢ-કામાકુળ, માટેજ દુરાચાર તત્પર થઇને ગર્દભી વિગેરે પશ્વાદિ યોનિમાં મૈથુન કરવા આસક્ત થાય તથા પુરૂષમાં મૈથુન કરવા આસક્ત થાય, દુર્મતિ તે પુરૂષો નરકો ભોગવ્યા પછી આ લોકમાં નપુંસક થાય છે ॥૩૯॥ સ્ત્રિયોનો પ્રસંગ પ્રતિષેધ કરીને હવે સ્ત્રૈણપ્રસંગનો પ્રતિષેધ કરેછે-ધર્મને જાણનારા પુરૂષોનીપણ સ્ત્રૈણ-કેવળ શિશ્નોદરને તૃપ્ત કરનારા કામિપુરૂષોના પ્રસંગથી પારદાર્યમાં પ્રવૃત્તિ થાયછે, માટે તેવા સ્ત્રીલંપટ પુરૂષોનો પ્રસંગ ક્યારેયપણ કોઇપણ સ્થળમાં ન કરવો ॥૪૦॥ પરંતુ સત્પુરૂષોનોજ સંગ કરવો એમ કહેછે-હે પુત્ર! નારાયણમાં મન જેમનું છે એટલે એક નારાયણપરાયણ એવા સંતોનોજ સંગ સદાકાળ કરવો. એક નારાયણપરાયણ હોય એજ સંતો જાણવા. પરમાત્માપરાયણતાથીજ સ્વાત્મસત્તા સિદ્ધ થાયછે. સંતોના સંગથી વૃદ્ધિ પામતા સત્ત્વગુણથી ધર્માધર્મનો તત્વનિશ્ચય નિશ્ચળ અને અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થાય એવો થાયછે. એવો નિશ્ચય પામીને મનીષિ (વિદ્વાન્) પુરૂષે ધર્મનું સેવન કરવું, (અધર્મનો ત્યાગ કરવો એમપણ જાણી લેવું) મનીષાનું ફળપણ એજ છે. 'एषा बुद्धिमतां बुद्धिर्मनीषा च मनीषिणां' એમ કહ્યુંછે. ॥૪૧॥ પરલોકને પામતા પુરૂષને ભયમાર્ગમાંથી પાછો વાળીને અભયમાર્ગને પમાડનારો સહાયભૂત એક ધર્મજ છે. પોતે પોષેલા સહાયપણે માનેલા પુત્રાદિકમાંથી કોઇપણ સહાયભૂત થતો નથી માટે તમો સર્વપ્રકારે સદાકાળ ધર્માચરણ તત્પર થાવ ॥૪૨॥ શુકલ તથા કૃષ્ણપક્ષનું જે નિત્ય એકાદશીવ્રત છે તે માસેમાસે તમો દંપતીએ એક

योः शुक्लकृष्णयोः । प्रतिमासं भवति तद्व्रताभ्यां कार्यमादरात् ॥४३॥ सर्वव्रतेभ्यो ह्यधिकं ज्ञेयमेकादशीव्रतम् । यत्कृत्वा स्त्री च पुरुषो भुक्तिं मुक्तिं च विन्दति ॥४४॥ विष्णोर्व्रतानि चान्यानि तथा जन्ममहोत्सवाः । निजशक्त्यनुसारेण कर्तव्याः प्रतिवत्सरम् ॥४५॥ भाद्रशुक्लचतुर्थ्यां च कुर्या गणपतिव्रतम् । शिवरात्रिव्रतं माघे कुर्याः श्रीकृष्णतुष्टये ॥४६॥ अस्माकं कुलदेवोऽस्ति हनूमान् रामभक्तराट् । इषकृष्णचतुर्दश्यां कर्तव्यं तस्य पूजनम् ॥४७॥ स्नानं तैलेनाङ्गरागः सिन्दूरेण च पूजनम् । करवीरार्ककुसुमैः कार्यं त-

---

नारायणपरायण थईने आदरभावथी अवश्य करवुं, केमके-बीजा बधांय व्रतोनी अपेक्षाए एकादशीव्रत अधिक उत्तम छे एम जाणवुं. जे व्रत करवाथी भुक्ति ( ऐहिक पारलौकिक भोगसुख ) तथा मुक्तिनी सिद्धि थायछे जे व्रतमां स्त्रीयोनेपण अधिकार छे ॥४३-४४॥ जे बीजा विष्णु-श्रीकृष्णनां व्रतो जन्माष्टमी रामनवमी विगेरे छे तथा जे भगवानना जन्म महोत्सवो-जन्मने जणावनारी रामनवमी जन्माष्टमी आदिक तिथिमां तेमनी महापूजा विगेरे उत्सवो छे, आ सर्वे वर्षोवर्ष पोतानी धनादि शक्तिने अनुसारे तमारे करवा. अर्थात् व्रतोत्सवो करवा ॥४५॥ भाद्रपदमासना शुक्लपक्षनी चतुर्थीए विहित गणपतिनुं व्रत तथा माघमासना कृष्णप-क्षनी चतुर्दशीए विहित शिवरात्रिव्रत श्रीकृष्णनी तुष्टिमाटे तमारे करवुं. आ बे व्रतनो वैष्णवोए पण त्याग न करवो कारणके आ व्रत करवाथी श्रीकृष्ण सतुष्ट थाय छे. शिव गणपति श्रीकृष्णना अनन्यभक्तो छे 'शिवं महाभागवतं' एम कह्युं छे. भक्तनुं पूजन करवाथी भगवान् प्रसन्न थाय छे. अथवा-'आ व्रतरूप कर्मथी सर्वांतर्यामी श्रीकृष्ण प्रसन्न थाओ' ए रीते कृष्णनी प्रसन्नतानेज इच्छीने पुरुषे आ व्रत करवुं पण फळांतरनी लालसाथी न करवुं एवो अभिप्राय जाणवो ॥४६॥ आसो मासना कृष्ण-पक्षनी चतुर्दशीए श्रीरामभक्ताग्रेसर हनुमानजीनुं पूजन करवुं. आ ह-नुमानजी आपणा वंशपरंपराना कुळदेव छे माटे पण पूजवा ॥४७॥ ते-मनी पूजानो प्रकार कहेछे—हे पुत्र! ऊर्ध्वरेता ( नैष्ठिक ) एवा हनुमान-

स्योर्ध्वरेतसः ॥४८॥ नैवेद्यं मापवटकैर्लड्डुकैश्चणकैरपि । कर्तव्यं गुडधानाभिस्तस्य पुत्र ! स्वशक्तितः ॥४९॥ यथाशक्त्यर्चितो भक्त्या मारुतिः स्मृत एव हि । नाशयिष्यति सङ्कष्टं सर्वमत्र न संशयः ॥५०॥ सुव्रत उवाच—इत्थं सुशिक्षितौ तेन दम्पती बालशर्मणा । एवमेवाचरिष्याव इत्युक्त्वा तं प्रणेमतुः ॥५१॥ कृतप्रणामं तनयं वधूं च शुभाशिषा योजयति स्म तुष्टः । तद्धर्मनिष्ठादरदर्शनेन धर्मोपदेष्टा स ततोऽग्रजन्मा ॥५२॥ ततः पुरं प्राप्य निजं सजन्यः सत्पुत्रलब्धात्मसमस्तकामः । कालेन हित्वा वपुराप विष्णोः परं

જીની ષોડશોપચારપૂજાના પ્રકરણમાં જે સ્નાન કહ્યું છે તે તૈલથી કરાવવું. જે અંગરાગ ( અનુલેપ ) કહ્યો છે તે સિંદૂરથી કરવો. જે પૂજન કહ્યું છે તે કણેર તથા આકડાનાં પુષ્પોવડે કરવું. જે નૈવેદ્ય કહ્યું છે તે અડદનાં વડાં-લાડુ-ચણા-ગોળયુક્ત ધાનાથી યથાશક્તિ કરવું ॥૪૮-૪૯॥ હે પુત્ર ! એ રીતે યથાશક્તિ શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજેલા મારૂતિ કોઇ સંકટ પ્રાપ્ત થતાં સ્મરણમાત્ર કરવાથીજ સર્વ સંકટનો નાશ કરશે એમાં સંશય-નથી. આ પ્રસિદ્ધ વાત છે ॥૫૦॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! પૂર્વોક્ત પ્રકારે બાળશર્મા પિતાએ ધર્મોપદેશ આપેલાં તે દંપતી ભક્તિ-દેવશર્મા પિતાનો હિતતમ ઉપદેશ અવધારણ કરીને 'જેમ તમો કહોછો એમજ અમો કરીશું' એમ કહીને બાળશર્માને પ્રણામ કરવા લાગ્યાં ॥૫૧॥ તે પછી ધર્મોપદેષ્ટા બાળશર્મા વિપ્રે પુત્રવધૂ તથા પુત્રનો તેવો ધર્મનિષ્ઠામાં

पदं धर्मकृतप्रसादात् ॥५३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे भक्तिधर्मानुशासननामा द्वादशोऽध्यायः ॥१२॥

सुव्रत उवाच—गते पितरि विप्रेन्द्रस्तदुक्तानाचचार सः । गृहस्थधर्मान्विधिना श्वशुरावनुरञ्जयन् ॥१॥ मानयन्तीश्वरमिव प्रेमवत्यात्मनः पतिम् । विनयेनानुवृत्त्या च सिषेवे दम्भवर्जिता ॥२॥ एकादशीव्रतं तूभौ दम्पती नियमेन चै । प्रतिपक्षं निराहारौ चक्रतुः परमादरात् ॥३॥ श्रौतान्स्मार्तांश्च विधिना धर्मानाचरतो-

---

સાદથી અથવા-પોતાના પુત્રપણે પ્રકટેલા ધર્મદેવના પ્રસાદથી વિષ્ણુનું પરંપદ અક્ષરધામ નામનું પામ્યા ॥૫૩॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને··· પ્રથમપ્રકરણે ભક્તિધર્માનુશાસનનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

## અધ્યાય ૧૩ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! પિતા બાળશર્મા એરીતે ધર્મોપદેશ આપી પોતાને ઘેર વિદાય થયા પછી, સ્વભાવથીજ સ્વધર્મમાં પ્રીતિવાળા વિપ્રવર્ય દેવશર્મા પિતાએ ઉપદેશેલા ગૃહસ્થધર્મોને, ગુણવડે સાસુસસરા (ભવાની-કૃષ્ણશર્મા)ને રાજી રાખવા પૂર્વક યથાવિધિ આચરવા લાગ્યા. અથવા રાજી રાખવા માટેજ ધર્મોને આચરવા લાગ્યા (આથી સાસુસસરાનો રાજીપો ધર્માચરણથીજ છે એમ જણાય છે. ધર્મદેવ પોતે ધર્મકર્તિ છે. પિતા ધર્મોપદેષ્ટા છે. સાસુસસરાને ધર્માચરણમાંજ પ્રીતિ છે તો આ સર્વ ધર્માન્વયનોજ સમવાય છે એવો ધ્વન્યર્થ નીકળે છે) ॥૧॥ તે પ્રેમવતી પોતાના પતિને પરમેશ્વરનીપેઠે એટલે 'સર્વ ફળને આપનારા સર્વ પ્રકારે સેવવા યોગ્ય આ પતિજ છે' એમ પ્રેમપૂર્વક સત્કાર કરતાં થકાં, માટેજ વિનય અને અનુવૃત્તિથી પતિની પરિચર્યા કરવા લાગ્યાં પણ દંભથી (પતિવ્રતાપણાની પ્રખ્યાતિ માટે) નહિ ॥૨॥ બન્ને દંપતી 'આ વ્રતો અવશ્ય કરવાં' એવો નિશ્ચય કરી પરમ આદરથી પ્રત્યેક પક્ષની એકાદશી વિગેરે જે વ્રતો છે તે સર્વે નિરાહાર થઇને પિતાની આજ્ઞા નહિ ઉલ્લંઘન કરીને તેનો તેનો સમય આવતાં કરવા લાગ્યાં ॥૩॥ હે રાજન્! એ

स्तयो । दिने दिनेऽधिकेवासीद्विशुद्धिश्चेतसो नृप ! ॥४॥ सङ्कटेऽप्यात्मनो धर्मं देवस्तत्याज न कर्हिचित् । सङ्गं च धर्मिणां चक्रे नेतरेषां स कर्हिचित् ॥५॥ धर्मनिष्ठां परां तस्य पश्यन्तः सकला जनाः । धर्मेत्येवाह्वयस्तेन धर्मनामा स विश्रुतः ॥६॥ तस्य श्रद्धादयः पत्न्यो द्वादशाथ सहात्मजाः । प्राकृतादृश्यदिव्याङ्गास्तम सेवन्त नित्यदा ॥७॥ नित्यं त्रिषवणस्नानं त्रिः सन्ध्यावन्दनं तथा । सायं प्रातर्होमकर्म जपं स्वाध्यायकर्म च ॥८॥ पितॄणां तर्पणं विष्णोः पूजनं वैश्वदेविकम् । आतिथ्यं चान्वहं चक्रे स धर्मो निय

રીતે તેતે સમયમા શ્રૌતસ્માર્ત ગૃહસ્થધર્મોના યથાવિધિ આચરણથી તે બન્ને દંપતીના ચિત્તની વિશુદ્ધિ દિવસેદિવસે અધિક અધિક વધવા લાગી ॥૪॥ તે આ દેવશર્મા મહાસકટ સમયમા પણ પોતાના વર્ણાશ્રમધર્મોનો ક્યારેય પણ ત્યાગ કરતા નહિ અને અધર્મિઓનો સગતો ક્યારેય પણ કરતાજ નહિ પરતુ ધાર્મિક પુરૂષોનોજ પ્રસગ કરતા અર્થાત્ આપત્તિમા પણ ધાર્મિકનોજ સગ રાખતા પણ બીજાઓનો નહિ ॥૫॥ દેવશર્માની એવી ઉત્કૃષ્ટ ધર્મનિષ્ઠાને જોનારા સર્વે કોઈ જનો 'તમો ધર્મ છો' એમ ધર્મનામથીજ આમત્રણાદિ કરવા લાગ્યા તે કારણથી તે દિવસને આરભીને લોકમા દેવશર્મા ધર્મનામથીજ વિખ્યાત થયા ॥૬॥ હે રાજન્ ! બીજો એક વિશેષ સાભળો—આ ધર્મપ્રજાપતિની પત્નીયો શ્રદ્ધા વિગેરે બાર મૂર્તિથકી બીજી દુર્વાસાના શાપના સબધને નહિ પામેલી હતી તે સર્વે શુભાદિ સ્વસુત સાથે મૂર્તિની સાથે અવતરેલા સાક્ષાત્ ધર્મપ્રજાપતિ આ ધર્મદેવની બીજા પ્રાકૃત પુરૂષો ન જોઈ શકે એવા દિવ્ય રૂપોથી સદા સન્નિધિમા રહીને સેવા સજતી હતી ॥૭॥ પ્રતિદિન ત્રિકાળ ( પ્રાત મધ્યાહ્ન સાય ) સ્નાન, ત્રિકાળ

मेन वै ॥९॥ स्वधर्मज्ञानवैराग्यभक्तिदार्ढ्याय चाकरोत्। वेदशास्त्रपुराणेतिहासानां परिशीलनम् ॥१०॥ स्वस्वधर्मं पालयन्तौ दम्पती तावुभावपि। प्रेम्णा भजन्तौ श्रीविष्णुं तद्व्रतानि च चक्रतुः ॥११॥ स्वधर्मे विष्णुभक्तौ च तयोरत्याग्रहस्थितिः। इत्थमासीत्तथर्षीणां जातानां भुवि सर्वशः ॥१२॥ कालेन तनयो जज्ञे तयोरेकः स धर्मधीः। रामप्रतापसंज्ञोऽभूत्सङ्कर्षणसमो गुणैः ॥१३॥ असुरा भुवि ये जाताः पूर्वं तेऽथ सहस्रशः। धार्मिकान्भगवद्भ-

---

સ્કાર, આ નવ કર્મો ધર્મદેવ નિત્ય નિયમથી કરતા હતા ( આથી ધર્મદેવની પંચમહાયજ્ઞાદિકર્મની અનુષ્ઠાનપરાયણતા કહી ) ॥૮-૯॥ વર્ણાશ્રમધર્માનુષ્ઠાનના સમય થકી બીજા બાકીના સમયમાં સામાદિ વેદો, વેદાર્થવિચારરૂપ શાસ્ત્રો, વેદોના ઉપબૃહણરૂપ વિષ્ણુપુરાણ વિગેરે પુરાણો અને ભારતાદિ ઇતિહાસો આ સર્વેનું ધર્મદેવ પરિશીલન ( પઠનપાઠનાદિવડે વારવાર અભ્યાસ ) કરતા હતા શા સારૂ પરિશીલન કરતા ? તો વાદિઓના વિજય માટે નહિ પરંતુ સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની દૃઢતા માટે પરિશીલન કરતા ॥૧૦॥ એ રીતે બન્ને દંપતી ( ભક્તિ ધર્મદેવ ) પોતપોતાના ધર્મને પાળતાં, માટેજ નિર્મળ મનવાળાં થઇને કલિકલ્મષ નાશ થવાથી ભગવાન્ વિષ્ણુમાં પરમ પ્રેમ પામીને, તેવા પ્રેમથી શ્રીકૃષ્ણનું ભજન કરતાંથકા ભક્તિના પ્રવાહરૂપ તેમનાં રામનવમી જન્માષ્ટમી આદિક વ્રતો પૂજા વિગેરે યથાવિધિ કરવા લાગ્યાં ॥૧૧॥ અવતરશે એવા ભગવાનના સંકલ્પને અનુસારે ભૂમિઉપર અવતરેલા ધર્મભક્તિની તથા તેતે દેશોમાં ત્રણ વર્ણમાં અવતરેલા મરીચ્યાદિક સર્વે મુનિઓની પણ ધર્મમાં તથા વિષ્ણુભક્તિમાં દૃઢ મતિ પૂર્વોક્ત પ્રકારે થઇ હતી ॥૧૨॥ ભક્તિધર્મને પ્રજોત્પત્તિને યોગ્ય અવસર આવતાં એક પુત્ર થયો તે પુત્ર ધર્મનિષ્ઠાવાળો, ગુણેકરીને સંકર્ષણ ( શ્રીકૃષ્ણના મોટા ભાઇ બળદેવજી અથવા ચાર વ્યૂહમાં ગણાતા )ને સમાન, રામપ્રતાપ નામનો થયો ॥૧૩॥ હવે અસુરોએ ધર્માદિકને કરેલો દુર્વાસાના શાપના ફળરૂપ ઉપદ્રવ અગીયાર શ્લોકથી કહે છે—એવા અવસરમાં જે વિષ્ણુના દ્વેષી હજારો હજાર અસુરો હતા

स्तयोः । दिने दिनेऽधिकैवासीद्विशुद्धिश्चेतसो नृप ! ॥४॥ सङ्कटे-ऽप्यात्मनो धर्मं देवस्तत्याज न कर्हिचित् । सङ्गं च धर्मिणां चक्रे नेतरेषां स कर्हिचित् ॥५॥ धर्मनिष्ठां परां तस्य पश्यन्तः सकला जनाः । धर्मेत्येवाह्वयंस्तेन धर्मनामा स विश्रुतः ॥६॥ तस्य श्रद्धादयः पत्न्यो द्वादशाथ सहात्मजाः । प्राकृतादृश्यदिव्याङ्गास्तमसेवन्त नित्यदा ॥७॥ नित्यं त्रिषवणस्नानं त्रिः सन्ध्यावन्दनं तथा । सायं प्रातर्होमकर्म जपं स्वाध्यायकर्म च ॥८॥ पितॄणां तर्पणं विष्णोः पूजनं वैश्वदेविकम् । आतिथ्यं चान्वहं चक्रे स धर्मो निय-

રીતે તેતે સમયમાં શ્રૌતસ્માર્ત ગૃહસ્થધર્મોના યથાવિધિ આચરણથી તે બન્ને દંપતીના ચિત્તની વિશુદ્ધિ દિવસેદિવસે અધિક અધિક વધવા લાગી ॥૪॥ તે આ દેવશર્મા મહાસંકટ સમયમાં પણ પોતાના વર્ણાશ્રમધર્મોનો ક્યારેય પણ ત્યાગ કરતા નહિ અને અધર્મિઓનો સંગતો ક્યારેય પણ કરતાજ નહિ પરંતુ ધાર્મિક પુરૂષોનોજ પ્રસંગ કરતા. અર્થાત્ આપત્તિમાં પણ ધાર્મિકનોજ સંગ રાખતા પણ બીજાઓનો નહિ ॥૫॥ દેવશર્માની એવી ઉત્કૃષ્ટ ધર્મનિષ્ઠાને જોનારા સર્વે કોઈ જનો 'તમો ધર્મ છો' એમ ધર્મનામથીજ આમંત્રણાદિ કરવા લાગ્યા. તે કારણથી તે દિવસને આરંભીને લોકમાં દેવશર્મા ધર્મનામથીજ વિખ્યાત થયા ॥૬॥ હે રાજન્ ! બીજો એક વિશેષ સાંભળો—આ ધર્મપ્રજાપતિની પત્નીયો શ્રદ્ધા વિગેરે બાર મૂર્તિથકી બીજી દુર્વાસાના શાપના સંબંધને નહિ પામેલી હતી તે સર્વે શુભાદિ સ્વસુત સાથે મૂર્તિની સાથે અવતરેલા સાક્ષાત્ ધર્મપ્રજાપતિ આ ધર્મદેવની બીજા પ્રાકૃત પુરૂષો ન જોઈ શકે એવાં દિવ્ય રૂપોથી સદા સન્નિધિમાં રહીને સેવા સજતી હતી ॥૭॥ પ્રતિદિન ત્રિકાળ ( પ્રાત મધ્યાહ્ન સાય ) સ્નાન, ત્રિકાળ સંધ્યાવંદન, ગાયત્રીમંત્રજપ, સાયં પ્રાત હોમકર્મ, વેદાદિપારાયણરૂપ સ્વાધ્યાયકર્મ, નિત્ય પિતૃતર્પણ, વિષ્ણુપૂજન, વૈશ્વદેવિકકર્મ, ('વિષ્ણોઃ પૂજનં વૈશ્વદેવિકં' એવો સાથે નિર્દેશ હોવાથી વિષ્ણુપૂજનવિશિષ્ટથી વૈશ્વદેવિક કર્મ કરવું, આ અર્થ સૂચવ્યો છે કેટલાકતો એને બહુ માનતા નથી. વૈષ્ણવોચિત માર્ગતો વિષ્ણુપૂજન છે એમ માને છે ) અને અતિથિસ-

क्रिया । कुर्वंस्तत्रापि तै राजन्मुहुः स उपद्रुद्रुवे ॥१९॥ पतिव्रतां सुशीलां च सर्वदोषविवर्जिताम् । अपि प्रेमवतीं दुष्टाः मार्दयंस्ते मुहुर्नृप ! ॥२०॥ यथा पुरा धर्मराजः सबन्धुः शात्रवं महत् । प्राप कृच्छ्रं तथा धर्मो भक्तिश्च द्रौपदी यथा ॥२१॥ ततो दु:खप्रतीकारं चिकीर्षन् स यथामति । काशीं शिवपुरीमेत्य मासः कतिचनावसत् ॥२२॥ तत्रापि धार्मिके तस्मिंस्तत्रत्यैश्चापरैरपि । महानुपद्रव

તામા સ્નાન કરી નિત્ય નૈમિત્તિકી ક્રિયાઓને કરતા, અસગપણે વર્તતા એવા પણ ધર્મદેવને ત્યા આવેલા અથવા ત્યાજ પ્રથમથી ઉત્પન્ન થએલા અસુરો અયોધ્યાપુરીમા પણ વારવાર ઉપદ્રવ કરવા લાગ્યા ॥૧૯॥ હે નૃપ ! દુષ્ટ અસુરો એકલા ધર્મદેવને પીડા કરતા એમ નહિ, પરતુ એમના ભાર્યા, પતિવ્રતાધર્મમા નિષ્ઠાવાળા, સુશીલ અને ક્રોધદ્વેષાદિ સમગ્ર દોષે રહિત એવા પણ પ્રેમવતીને વારવાર પીડા કરવા લાગ્યા કેમકે આ તો દુષ્ટ છે દુષ્ટોને દ્વેષપ્રવૃત્તિનુ કાઇ પણ અસ્થાન નથી સર્વ કોઇ સ્થાન છે ॥૨૦॥ પૂર્વે ભીમાર્જુનાદિ બધુઓએ સહિત ધર્મરાજા જેમ દુર્યોધનાદિ શત્રુઓએ કરેલા અવિષહ્ય કષ્ટને પામ્યા હતા, તેમ ધર્મદેવ અસુરોએ કરેલા મહાકષ્ટને પામ્યા જેમ દ્રૌપદીજી દુર્યોધન દુ શાસનાદિ શત્રુઓએ કરેલા અવિષહ્ય મહાકષ્ટને પામ્યા હતા તેમ ભક્તિપણ અસુરકૃત અવિષહ્ય મહાકષ્ટને પામ્યા ॥૨૧॥ ધર્મદેવ જેમજેમ અસુરોના ઉપદ્રવથી ભય પામીને ખસી નીકળે તેમતેમ અસુરોનો ઉપદ્રવ અધિક અધિક થતો જાય એમ કહેછે- તે પછી ધર્મદેવે દુ ખનિવારણનો ઉપાય યથાબળ નહિ પણ યથામતિ કરવાનો સકલ્પ કર્યો એટલે પોતે ધર્મબળથી તે અસુરોનો નાશ કરવા સમર્થ છે પણ પોતે સર્વ ભૂતોની ઉપર અનુકપાવાળા હોવાથી પરપીડા થકી સર્વ પ્રકારે નિવૃત્તિ પામીને પરપીડા કર્યા વિનાજ 'દેશસ્ત્યાજ્યો હિ દુર્જનાત્' એવા ન્યાયથી 'અહિંથી ચાલી નીકળવુ એજ ઉચિત દુ ખનિવારણનો ઉપાય છે' એમ માનીને પોતે ત્યાથી ચાલી નીકળ્યા આ અર્થ 'યથામતિ' પદથી જણાય છે તે અયોધ્યાનો ત્યાગ કરી શિવપુરી કાશીમા આવીને કેટલાક માસ રહ્યા ॥૨૨॥ કાશીપુરીમા પણ ધાર્મિક ધર્મદેવને

त्तान् समकुर्वन्बहुधा जनान् ॥१४॥ तान्नृपांस्तु विशेषेण जानन्तो निजवैरिणः। प्रार्दयंस्ते च धर्मं तु तेभ्योऽप्यधिकमुन्मदाः ॥१५॥ अतिशत्रुं तमेवैकं निश्चित्य च सयोषितम्। यथा यथा स दुःखी स्यात्कुर्वन्तिस्म तथा तथा ॥१६॥ गुणेष्वारोपयन्तस्ते दोषांस्तस्याखिलेष्वपि। निनिन्दुश्च तिरश्चक्रुरपवादान्मुहुर्ददुः ॥१७॥ गृहे स्थातुमुदासीनो दुर्जनोपद्रुतस्ततः। अयोध्यामेत्य न्यवसद्धर्मो भार्यासुतान्वितः ॥१८॥ सरय्वामन्वहं स्नात्वा नित्यनैमित्तिकीः

---

તે પણ ધર્મદેવાદિકના પ્રાદુર્ભાવ પહેલાં ધર્મના ઉપઘાત માટે પૃથ્વી ઉપર મનુષ્યયોનિમાં અંશથી ઉત્પન્ન થઇને ધર્મધ્વંસ કરવાનોજ એક સંકલ્પ કરીને ધાર્મિક ભગવદ્ભક્તજનોને 'આ અમારા શત્રુ છે' એમ નિશ્ચય કરીને બહુધા—તિરસ્કાર તાડનાદિ બહુ પ્રકારે પીડા કરવા લાગ્યા. અધિક મદમત્ત તે અસુરો દુર્વાસાના શાપથી માનવ દેહને પામેલા મુનિઓને તો ધર્મભક્તિ આદિકના અધિક આચરણથી પોતાના પૂર્વ વૈરી જાણીને વિશેષપણે પીડા કરવા લાગ્યા. તેમાં ધર્મદેવને તો અધિક વૈષ્ણવતેજે યુક્ત જાણીને મુનિઓ કરતાં પણ અતિ અધિક પીડા કરવા લાગ્યા. તે અસુરો સપત્નીક આ એકલા ધર્મદેવજ 'અમારા કુળનો ક્ષય કરનારા કોઈ તેજવિશેષને ઉત્પન્ન કરનારા છે' એમ જાણીને તેમનેજ એક પોતાના ખરા વૈરી નિશ્ચય. કરીને જેજે પ્રકારે સદાર ધર્મદેવ દુઃખી થાય તેતે પ્રકારો કરવા લાગ્યા ॥૧૪-૧૫-૧૬॥ અસુરોનો ઉપદ્રવપ્રકાર સંક્ષેપમાં કહેછે—તે મહોદ્ધત અસુરો ધર્મદેવના દયા દાન દાક્ષિણ્ય આદિક બધાય ગુણોમાં દોષોનું આ-

क्रियाः । कुर्वंस्तत्रापि ते राजन्मुहुः स उपदुद्रुवे ॥१९॥ पतिव्रतां सुशीलां च सर्वदोषविवर्जिताम् । अपि प्रेमवतीं दुष्टाः प्रार्दयंस्ते मुहुर्नृप ! ॥२०॥ यथा पुरा धर्मराजः सबन्धुः शात्रवं महत् । प्राप कृच्छ्रं तथा धर्मो भक्तिश्च द्रौपदी यथा ॥२१॥ ततो दुःखप्रतीकारं चिकीर्षन् स यथामति । काशीं शिवपुरीमेत्य मासः कतिचनावसत् ॥२२॥ तत्रापि धार्मिके तस्मिंस्तत्रत्यैश्चापरैरपि । महानुपद्रव-

---

તામાં સ્નાન કરી નિત્ય નૈમિત્તિકી ક્રિયાઓને કરતા, અસંગપણે વર્તતા એવા પણ ધર્મદેવને ત્યાં આવેલા અથવા ત્યાંજ પ્રથમથી ઉત્પન્ન થએલા અસુરો અયોધ્યાપુરીમાં [illegible] વારવાર ઉપદ્રવ કરવા લાગ્યા ॥૧૯॥ હે નૃપ ! દુષ્ટ અસુરો એકલા ધર્[illegible]ને પીડા કરતા એમ નહિ, પરંતુ એમનાં ભાર્યા, પતિવ્રતાધર્મમાં નિષ્ઠાવાળાં, સુશીલ અને ક્રોધદ્વેષાદિ સમગ્ર દોષે રહિત એવાં પણ પ્રેમવતીને વારંવાર પીડા કરવા લાગ્યા કેમકે આ તો દુષ્ટ છે. દુષ્ટોને દ્વેષપ્રવૃત્તિનું કાંઇ પણ અસ્થાન નથી સર્વ કોઇ સ્થાન છે ॥૨૦॥ પૂર્વે ભીમાર્જુનાદિ બંધુઓએ સહિત ધર્મરાજા જેમ દુર્યોધનાદિ શત્રુઓએ કરેલા અવિષહ્ય કષ્ટને પામ્યા હતા, તેમ ધર્મદેવ અસુરોએ કરેલા મહાકષ્ટને પામ્યા. જેમ દ્રૌપદીજી દુર્યોધન દુઃશાસનાદિ શત્રુઓએ કરેલા અવિષહ્ય મહાકષ્ટને પામ્યાં હતાં તેમ ભક્તિપણ અસુરકૃત અવિષહ્ય મહાકષ્ટને પામ્યાં ॥૨૧॥ ધર્મદેવ જેમજેમ અસુરોના ઉપદ્રવથી ભય પામીને ખસી નીકળે તેમતેમ અસુરોનો ઉપદ્રવ અધિક અધિક થતો જાય એમ કહેછે- તે પછી ધર્મદેવે દુઃખનિવારણનો ઉપાય યથાબળ નહિ પણ યથામતિ કરવાનો સંકલ્પ કર્યો. એટલે પોતે ધર્મબળથી તે અસુરોનો નાશ કરવા સમર્થ છે પણ પોતે સર્વ ભૂતોની ઉપર અનુકંપાવાળા હોવાથી પરપીડા થકી સર્વ પ્રકારે નિવૃત્તિ પામીને પરપીડા કર્યા વિનાજ 'देशस्त्याज्यो हि दुर्जनात्' એવા ન્યાયથી 'અહિંથી ચાલી નીકળવું એજ ઉચિત દુઃખનિવારણનો ઉપાય છે' એમ માનીને પોતે ત્યાંથી ચાલી નીકળ્યા. આ અર્થ 'यथामति' પદથી જણાય છે. તે અયોધ્યાનો ત્યાગ કરી શિવપુરી કાશીમાં આવીને કેટલાક માસ રહ્યા ॥૨૨॥ કાશીપુરીમાં પણ ધાર્મિષ્ઠ ધર્મદેવને

स्तान् रुरुजुर्बहुधा जनान् ॥१४॥ तानृषींस्तु विशेषेण जानन्तो निजवैरिणः । प्रार्दयंस्ते च धर्मं तु तेभ्योऽप्यधिकमुन्मदाः ॥१५॥ अतिशत्रुं तमेवैकं निश्चित्य च सयोपितम् । यथा यथा स दुःखी स्यात्कुर्वन्तिस्म तथा तथा ॥१६॥ गुणेष्वारोपयन्तस्ते दोषांस्तस्याखिलेष्वपि । निनिन्दुश्च तिरश्चक्रुरपवादान्मुहुर्ददुः ॥१७॥ गृहे स्यातुमुदासीनो दुर्जनोपद्रुतस्ततः । अयोध्यामेत्य न्यवसद्धर्मो भार्यासुतान्वितः ॥१८॥ सरय्वामन्वहं स्नात्वा नित्यनैमित्तिकीः

તે પણ ધર્મદેવાદિકના પ્રાદુર્ભાવ પહેલાં ધર્મના ઉપઘાત માટે પૃથ્વી ઉપર મનુષ્યયોનિમાં અંશથી ઉત્પન્ન થઈને ધર્મધ્વંસ કરવાનોજ એક સંકલ્પ કરીને ધાર્મિક ભગવદ્ભક્તજનોને 'આ અમારા શત્રુ છે' એમ નિશ્ચય કરીને બહુધા—તિરસ્કાર તાડનાદિ બહુ પ્રકારે પીડા કરવા લાગ્યા. અધિક મદમત્ત તે અસુરો દુર્વાસાના શાપથી માનવ દેહને પામેલા મુનિઓને તો ધર્મભક્તિ આદિકના અધિક આચરણથી પોતાના પૂર્વ વૈરી જાણીને વિશેષપણે પીડા કરવા લાગ્યા. તેમાં ધર્મદેવને તો અધિક વૈષ્ણવતેજે યુક્ત જાણીને મુનિઓ કરતાં પણ અતિ અધિક પીડા કરવા લાગ્યા. તે અસુરો સપત્નીક આ એકલા ધર્મદેવજ 'અમારા કુળનો ક્ષય કરનારા કોઈ તેજવિશેષને ઉત્પન્ન કરનારા છે' એમ જાણીને તેમનેજ એક પોતાના ખરા વૈરી નિશ્ચય કરીને જેજે પ્રકારે સદાર ધર્મદેવ દુઃખી થાય તેતે પ્રકારો કરવા લાગ્યા ॥૧૪-૧૫-૧૬॥ અસુરોનો ઉપદ્રવપ્રકાર સંક્ષેપમાં કહેછે—તે મદોદ્ધત અસુરો ધર્મદેવના દયા દાન દાક્ષિણ્ય આદિક બધાય ગુણોમાં દોષોનું આરોપણ કરવાપૂર્વક ધર્મની નિંદા કરવા લાગ્યા. તિરસ્કાર કરવા લાગ્યા અને વારંવાર મીથ્યા અપવાદો આરોપવા લાગ્યા ॥૧૭॥ દુષ્ટ અસુરોએ પૂર્વોક્ત પ્રકારે પીડા પમાડેલા, માટેજ ધર્મદ્રોહી અસુરોનો પ્રસંગ પરિત્યાગ કરવાની ઇચ્છાથી છપૈયામાં નિવાસ માટે ઉદાસીન થએલા ધર્મદેવ તત્કાળ છપૈયા ગામનો ત્યાગ કરીને, ભાર્યા ભક્તિ અને પુત્ર રામપ્રતાપને સાંથે લઈને, જેમાં સજ્જનો વિશેષ રહેછે એવી અયોધ્યાપુરીને પામીને ત્યાં કેટલોક કાળ નિવાસ કરીને રહ્યા ॥૧૮॥ હે રાજન્! નિત્ય સરયૂ સરિ-

निष्णातं साधुलक्षणम्। ज्ञात्वा तं सिद्धयोगीन्द्रं सिषेवे परमादरात् ॥२९॥ निषेवमाणः स तमात्मनिष्ठं भक्तं वरिष्ठं च जनार्दनस्य। विचक्षणं लौकिकवैदिकेषु कार्येषु बुद्ध्योद्धवतुल्यमूहे ॥३०॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे असुरोपद्रुतधर्मस्य श्रीरामानन्दस्वामिदर्शननामा त्रयोदशोऽध्याय ॥१३॥

राजोवाच—रामानन्दमुनिः कोऽसौ कस्य शिष्यश्च सुव्रत ! । क

---

હેવે કોઇ સમયમા જોયા ॥૨૬-૨૭-૨૮॥ રામાનદમુનિને અમાનિત્વાદિ સાધુલક્ષણોએ સપન્ન જોઇને, આ કેવળ શબ્દબ્રહ્મ (વેદાદિ સચ્છાસ્ત્ર) મા નિષ્ણાત (પારગત) છે એમ નહિ પરતુ શબ્દબ્રહ્મમાજ જેમ એમ શબ્દબ્રહ્મથીજ એક જાણવા યોગ્ય પરબ્રહ્મમાં નિષ્ણાત (પરબ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારવાળા) છે અર્થાત્ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ છે તે શ્રુતિમા 'શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ' એમ કહ્યુ છે તથા 'તસ્માદ્ગુરુ પ્રપદ્યેત જિજ્ઞાસુ શ્રેય ઉત્તમમ્। શાબ્દે પરે ચ નિષ્ણાત બ્રહ્મણ્યુપશમાશ્રયમ્' એમ ભાગવતમાં કહ્યુ છે માટેજ સિદ્ધયોગિઓ (આત્મદર્શીઓ)ના રાજા એટલે 'આ કેવળ પ્રત્યક્ષ આત્મદર્શી નહિ પરતુ પરમાત્મદર્શી છે' એમ નિશ્ચય કરીને, તે આ રામાનદમુનિની પરમ આદરભાવથી ધર્મદેવ પરિચર્યા કરવા લાગ્યા ॥૨૯॥ એ રીતે પરિચર્યાને આચરતા ધર્મદેવ કેટલેક કાળે કરીને આ રામાનદસ્વામીને તેમની આત્મારામતારૂપ આત્મનિષ્ઠા, પરમ ભગવદ્ભક્તિ અને ધર્માવિરૂદ્ધ લૌકિકકર્મ તથા અભ્યુદયના સાધનભૂત વૈદિક કર્મ તથા નિશ્રેયસના સાધનભૂત ઉપાસનાપ્રભેદોમા વિચક્ષણતાવડે તે આ ઉદ્ધવજીજ ફરીથી અવતરેલા છે એમ બુદ્ધિથી તર્ક કરવા લાગ્યા ॥૩૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને ··પ્રથમપ્રકરણેઽસુરોપદ્રુતધર્મસ્ય શ્રીરામાનંદસ્વામિદર્શનનામા ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥

## અધ્યાય ૧૪ મો.

પૂર્વ અધ્યાયના અતમા ધર્મદેવે સેવેલા મહામહિમાશાળી રામાનદમુનિને સાભળીને 'અપૂર્વ ગુણશાળી એ કોણ હતા ?' એવો સશય થવાથી

श्चके तदतिद्वेषणासुरैः ॥२३॥ अनिष्टलब्धिसन्त्रस्तस्ततः सस्त्री-सुतो नृपः । अविज्ञातोऽसुरैर्धीरः प्रयागक्षेत्रमाययौ ॥२४॥ विधाय तत्रत्यविधिं नियमान् पालयन्स च । उवास कतिचित्तत्र दिनानि व्रतकर्शितः ॥२५॥ अपश्यद्वैष्णवाचार्यं तत्रायातं तपोनिधिम् । रामानन्दमुनिं नाम्ना तीर्थयात्राचिकीर्षया ॥२६॥ स्वशिष्यबोधनपटुं शिष्यैः कतिपयैर्वृतम् । बोधयन्तं मुमुक्षूंश्च वर्णिवेषं दयाकरम् ॥२७॥ ऊर्ध्वपुण्ड्रं ललाटे च बिभ्रतं केसरं शुभम् । काश्मीरचन्द्रकोपेतं कण्ठे च तुलसीस्रजौ ॥२८॥ शब्दब्रह्मपरब्रह्म-

---

કાશીમાં પ્રથમથી રહેલા અસુરાંશો તથા અયોધ્યા થકી પાછળ આવેલા અસુરાંશો મહાઉપદ્રવ કરવા લાગ્યા. આ અસુરો તો ધર્મ ઉપર કેવળ અધિક દ્વેષ સ્વભાવવાળાજ હતા ॥૨૩॥ એ રીતે ધર્મદેવ તેતે સ્થળમાં અસુરોએ કરેલા દુઃખોપદ્રવની પ્રાપ્તિથી અતિશય ત્રાસ પામીને તે અસુરો પોતાનું નિર્ગમન ન જાણે એવી રીતે સ્ત્રી–સુતને સાથે લઇને મહોપદ્રવની પ્રાપ્તિમાં પણ ચિત્તમાં નહિ વિકાર પામીને, તુરત કાશીપુરીમાંથી નીકળીને **પ્રયાગક્ષેત્રમાં આવ્યા** ॥૨૪॥ ધર્મદેવ તીર્થમાં વિશેષપણે પાળવાના અહિંસાદિ નિયમોને પાળવા પૂર્વક તીર્થમાં કરવાપણે કહેલો તીર્થોપવાસાદિ વિધિ કરીને, ત્યાં આરંભેલાં ચાંદ્રાયણ–ધારણાપારણાદિ વ્રતોવડે શરીરને કૃશ કરીને કેટલાક દિવસો ત્યાંજ રહ્યા ॥ એ રીતે સાધુવૃત્ત અને તપશ્ચર્યાથી પ્રયાગક્ષેત્રમાં કાળક્ષેપ કરતા ધર્મદેવને કોઈ સમયમાં શ્રીરામાનંદસ્વામિનો સમાગમ થયો એમ કહે છે—તીર્થયાત્રા કરવાની લાલસાથી પ્રયાગક્ષેત્રમાં આવેલા, વૈષ્ણવોના આચાર્ય, મહાતપસ્વી, 'રામાનંદમુનિ' એવા નામથી વિખ્યાત, શિષ્યજનોને સદ્બોધ આપવામાં સમર્થ, કેટલાક શિષ્યોથી વિંટાએલા, મુમુક્ષુ શ્રોતાઓને તત્ત્વ–હિત–પુરૂષાર્થનો બોધ આપી ભગવાનને સન્મુખ કરતા, નૈષ્ઠિકવર્ણિના જેવા વેષવાળા, દયાના સાગરરૂપ, ભગવાનની પ્રસાદીભૂત કેસર ચદનથી કરેલું સૌમ્ય કુંકુમના ચંદ્રકે સહિત એવા ઉર્ધ્વપુંડ્ર તિલકને લલાટમાં ધારી રહેલા, કંઠમાં લાંબી સૂક્ષ્મ મંજિની એવડી તુળસીમાળાવડે શોભાયમાન એવા **રામાનંદમુનિને** ધર્મ-

ण्णभक्तिकुमुदशशाङ्कः प्रादुरास सः ॥५॥ विक्रमार्कशकस्याब्दे बाणाङ्कनगभूमिते । अष्टम्यां श्रावणे मासि कृष्णायां सोऽजनि प्रगे ॥६॥ गौराङ्गः स्मितसुन्दरास्यरुचिरः प्रौढाकृतिर्दीर्घदोर्दण्डः कोमलपादपल्लवयुगो गम्भीरनाभिः स च । शोणापाङ्गरुचिर्विशालहृदयश्चारक्तबिम्बाधरो वक्रश्यामशिरोरुहः सुनयनो विस्तीर्णगोधिर्बभौ ॥७॥ अथाजयो द्विजश्रेष्ठः पुत्रजन्ममहोत्सवः । स्ना-

---

કરવામાં ચંદ્રસમાન થયા. અર્થાત્ જેમ ચંદ્રોદય થતાં કુમુદો વિકાસ પામે છે તેમ ઉદ્ધવજીનો આવિર્ભાવ થતાં પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણની ભક્તિ વિકાસને પામી ॥૫॥ તેમનો આવિર્ભાવ સમય કહેછે—તે ઉદ્ધવજી બાણ-૫ અંક-૯ નગ-૭ અને ભૂમિ-૧ થી વામ ગતિ કરીને માપેલા, શકપ્રવર્તક વિક્રમરાજાના શકના વર્ષમાં એટલે સંવત્ ૧૭૯૫ માં શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીએ પ્રભાતમાં પ્રકટ થયા હતા ॥૬॥ તેમની અંગશોભા વર્ણવે છે—ગૌર વર્ણવાળું શરીર જેમનું છે, સ્મિતસુંદરાસ્યરુચિર—સ્મિત (મંદહાસ)વડે સુંદર આસ્ય-મુખથી રૂચિર (સુંદર) છે. મુખ સ્વભાવથી સુંદર છે પણ સ્મિતવડે તેના સૌન્દર્યની અભિવ્યક્તિ થાય છે, માટે સ્મિતસુંદરમુખ. એવા મુખવડે સુંદર એટલે તેતે અવયવોમાં સૌન્દર્ય છે પણ તે સુંદર મુખથી વિશેષપણે પ્રકાશે છે, માટે સ્મિતસુંદરાસ્યરૂચિર છે. અથવા સ્મિતવડે સુદર મુખવાળા અને બીજા અવયવોમાં રૂચિર-સુંદર, પ્રૌઢ આકૃતિ જેમની છે એટલે ગંભીરપણાને જણાવનારી આકૃતિવિશેષે સંપન્ન, જાનુપર્યંત લાંબા ભુજદંડ જેમના છે, પલ્લવ જેવા કોમળ પાદયુગળ જેમના છે, ગંભીર નાભિ જેમની છે, રક્ત વર્ણવાળી નેત્રપ્રાંતની કાંતિ જેમની છે, વિશાળ વક્ષઃસ્થળ જેમનું છે, ચારે તરફથી રક્તબિંબફળ (પાકુ ઘીલોડુ)ને સદશ અધરોષ્ઠ જેમના છે, વક્ર શ્યામ કેશ જેમના છે, કમળદળ જેવાં શોભાયમાન નેત્ર જેમનાં છે, વિશાળ લલાટ જેમનું છે, એવા ઉદ્ધવજી શોભતા હતા ॥૭॥ ત્યારપછી વિપ્રવર્ય અજયવિપ્રે પુત્રનો જન્મ થવાથી અતિ અધિક આનંદ પામીને, તેજ ક્ષણમાં સચૈલ સ્નાન કરીને, તત્કાળ જાતકર્મ વિધિને જાણનારા વિપ્રોને

वासस्तस्य चैतन्मे वक्तुमर्हसि तत्त्वतः ॥१॥ सुव्रत उवाच—शृणु ते भूप ! वक्ष्यामि चरित्रं तस्य सद्गुरोः । भुव्युद्धवावतारस्य वद्धसद्धर्मवर्त्मनः ॥२॥ अयोध्यानगरे रम्ये द्विजः काश्यपगोत्रजः । आश्वलायनशाखेन ऋग्वेदी चाभवन्नृप ! ॥३॥ अजयाख्यः पुण्यमतिः पूर्वमाराधितेश्वरः । विद्याविनयसम्पन्नः सत्यवादी जितेन्द्रियः ॥४॥ सुमतौ तस्य भार्यायां शप्तो दुर्वाससोद्धवः । श्रीकृ-

---

પ્રતાપસિંહ રાજા પુછેછે—હે સુવ્રતમુને ! તમોએ જે રામાનંદમુનિ હમણાં પ્રસ્તુત કર્યા તેમનાં ચરિત્ર સાંભળવાને ઇચ્છતા મને યથાર્થપણે કહેવાને યોગ્ય છો. એ રામાનંદમુનિ કઈ જાતિના એટલે કેના વંશમાં થયા હતા ? તેમનો વાસ ક્યાં ? એટલે કયા દેશમાં જન્મ્યા હતા ? કેના શિષ્ય હતા ? એટલે એમના મંત્રોપદેશ ગુરૂ કોણ હતા ? ચકારથી આ વૈષ્ણવાચાર્ય શી રીતે થયા ? એવો પણ પ્રશ્ન જાણી લેવો. કારણ કે-ઉત્તર અધ્યાયમાં તેનો ઉત્તર આપ્યો છે. આ ચાર પ્રશ્નોના પ્રત્યુત્તરો આપો ॥૧॥ એ રીતે રામાનંદમુનિની જાતિ–ગુરૂ–દેશ અને આચાર્યપણા પ્રત્યે રાજાએ પુછેલા સુવ્રતમુનિ તેમાંથી ત્રણ પ્રશ્નોના ઉત્તર યથાસંભવ આ અધ્યાયથી આપે છે—હે ભૂપ ! સાંભળવાને ઇચ્છતા પાત્રભૂત એવા તમોને જે ભગવાન્ ઉદ્ધવજી સદ્ધર્મ માર્ગના સંરક્ષણ માટે ભૂમિ ઉપર રામાનંદમુનિ નામથી અવતર્યા છે તે સદ્ગુરૂનાં ચરિત્ર તમોને કહુંછું, તે સાવધાન મન રાખીને સાંભળો ॥૨॥ પ્રથમ દેશ અને જાતિ કહે છે—હે નૃપ ! રમણીય અયોધ્યા નગરમાં કાશ્યપ ગોત્રમાં જન્મેલા, ઋગ્વેદી, આશ્વલાયન શાખાધ્યાયિઓમાં શ્રેષ્ઠ, અજય નામના એક બ્રાહ્મણ હતા. આ બ્રાહ્મણ પુણ્યમાંજ મતિવાળા હતા, કારણ કે-પૂર્વજન્મમાં પરમેશ્વરની આરાધના કરી હતી. પુણ્યમાં મતિ થાય એજ પરમેશ્વરની આરાધનાનું ફળ છે. માટેજ વિદ્યાવિનયે સંપન્ન, સત્યવાદી અને જીતેન્દ્રિય હતા ॥૩–૪॥ તેમની ભાર્યા અર્થથી જેમ સુમતિ છે એમ નામથી પણ સુમતિ હતી. આ ભાર્યામાં દુર્વાસાના શાપને અનુસરીને એજ ઉદ્ધવજી આવિર્ભાવ પામ્યા હતા. આવિર્ભાવ પામ્યા તેની સાથેજ શ્રીકૃષ્ણની ભક્તિરૂપ કુમુદ (પોયણું) પ્રફુલિત-

गृहात्तूर्णं वेदाध्ययनकैतवात् ॥१५॥ तीर्थयात्रां चरन्नानादेशेषु विगतस्पृहः । श्रीहरिं हृदये ध्यायन्प्राप रैवतकं गिरिम् ॥१६॥ गोपनाथालयस्यातुर्गोपालानन्दयोगिनः । शिष्यमात्मानन्दसंज्ञं मुनिं तत्र समैक्षत ॥१७॥ अष्टाङ्गयोगकलनानैपुण्ये योगिसम्मतम् । समाधिनिष्ठं सम्प्राप्तमेकत्वं ब्रह्मणात्मनः ॥१८॥ चिरकालं स्वदेहस्य रक्षणे सद्य एव वा । त्यागे स्वातन्त्र्यमापन्नं प्रसादादेव सद्गुरोः ॥१९॥ कृपया स्वोपदेशेन योगसिद्धिमुपागतैः । वृतं शिष्यैः स बहुभिः प्रणनाम तमादरात् ॥२०॥ सादरं मानिनस्तेन प्रताप

કરવાની અધિક રૂચિ થઈ એવી તીવ્ર ઈચ્છાથી ગૃહ કુટુમ્બાદિકમા આસક્તિએ રહિત થઇને, વેદાધ્યયનના મિષથી પોતાના ઘરથકી તત્કાળ ચાલી નીકળ્યા ॥૧૪-૧૫॥ રામશર્મા ઘેરથી નીકળીને વિષયસ્પૃહાએ રહિત થઇને, નાના દેશોમા રહેલાં ગગા યમુના આદિક તીર્થોમા વિચરતા વિચરતા શ્રીહરિનુ હૃદયમા નિરતર ધ્યાન કરતા થકા, રૈવતાચળને પામ્યા ॥૧૬॥ રૈવતાચળમા ગોપનાથ નામથી વિખ્યાત મહાદેવના મદિરમા રહેતા ગોપાળાનંદ નામના યોગી બ્રહ્મચારીના શિષ્ય આત્માનંદ નામના મુનિને રામશર્માએ જોયા ॥૧૭॥ કેવા આત્માનદમુનિ તો-અષ્ટાગ યોગના અનુષ્ઠાનમા યોગિજનોએ પ્રશસનીય એવા સામર્થ્યને પામેલા, સમાધિમા સદા સ્થિતિવાળા, માટેજ પોતાના આત્માનુ બ્રહ્મની સાથે એકત્વ એટલે પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકાકાર અપહતપાપ્મત્વાદિગુણવિશિષ્ટ અક્ષરસ્વરૂપની સાથે અવિષમતારૂપ એકત્વને પામેલા આ સ્થળે પ્રાપ્તિ તો સાક્ષાત્કારરૂપ જાણવી, અર્થાત્ સમાધિમા જેમણે અક્ષરાત્મક સ્વસ્વરૂપ સાક્ષાત્ કર્યુ છે ॥ ગોપાળાનદ સદ્ગુરુના અનુગ્રહથીજ પોતાના દેહમા બહુ કાળપર્યંત પ્રાણનુ પરિરક્ષણ કરવુ અથવા તત્ક્ષણ પરિત્યાગ કરી દેવો, એમા સ્વતત્રતાને પામેલા, અર્થાત્ જેમને સ્વજીવિત સ્વાયત્ત છે કૃપાપૂર્વક પોતે ઉપદેશ કરેલા યોગમાર્ગે કરીને યોગસિદ્ધિને પામેલા બહુ શિષ્યોથી વિંટાએલા એવા આત્માનદમુનિને જોઇને રામશર્માએ બહુ આદરભાવથી સાષ્ટાગ પ્રણામ કર્યો ॥૧૮-૧૯-૨૦॥ પોતાના પ્રતાપથી પ્ર

त्वा विप्रान्समाहूय जातकर्म समाचरत् ॥८॥ रमणाद्राम इत्याख्यां द्वादशेऽह्नि च तस्य सः । चकार सम्प्रहृष्टात्मा स्वस्तिवाचनपूर्वकम् ॥९॥ ववृधे सोऽल्पकालेन पितृभ्यामुपलालितः । जनयन्नयनानन्दं बालचन्द्र इवोदितः ॥१०॥ कृतोपनयनश्चासावष्टमेऽब्दे यथाविधि । पालयामास धर्मात्मा ब्रह्मचर्यव्रतं दृढम् ॥११॥ गृहाश्रममनिच्छन्वै नैष्ठिकव्रतवल्लभः । सङ्गं निवृत्तधर्माणां चकार प्रायशः सताम् ॥१२॥ निजपित्रा वाच्यमानं श्रीमद्भागवतं नृप ! । शुश्रावानुदिनं प्रीत्या स पौगण्डवया अपि ॥१३॥ दृढं भक्तिस्ततो विष्णौ बभूवास्य च मानसे । प्रतिमापूजनं तस्य नियमेन चकार सः ॥१४॥ विष्णुं दिदृक्षुः प्रत्यक्षमनासक्तो गृहादिषु । निर्जगाम

---

બોલાવીને યથાવિધિ જાતકર્મ સંસ્કાર કર્યો ॥૮॥ મનમાં બહુ હર્ષ પામેલા અજય વિપ્રે જન્મથી બારમે દિવસે સ્વસ્તિવાચનપૂર્વક પુત્રનું રમણાત્- જોનારા સર્વજનોના મનોનયનને આનંદ કરનાર છે માટે રામ એવું ગુણાનુગુણ નામ પાડ્યું ॥૯॥ માતાપિતાએ પોષણાદિકથી લાલ લડાવેલા રામ, જોનારા જનોના નેત્રોને આનંદ ઉપજાવતા થકા ઉદય પામેલા બાળચંદ્ર ( દ્વિતીયા ચંદ્ર )ની પેઠે અલ્પ કાળમાં વૃદ્ધિ પામ્યા ॥૧૦॥ આઠમા વર્ષમાં યથાવિધિ પિતાએ યજ્ઞોપવીત આપેલા ધર્માત્મા રામશર્મા બ્રહ્મચર્ય વ્રતને દૃઢપણે પાળવા લાગ્યા ॥૧૧॥ પોતાને નૈષ્ઠિકવ્રત વિશેષ વહાલું હોવાથી ગૃહસ્થાશ્રમની નહિ ઇચ્છા કરતા વિરક્ત રામશર્મા ધર્મ-પુણ્યરૂપ વિધિઓમાંથી નિવૃત્ત પામેલા અર્થાત્ મુમુક્ષુ એવા સંતોનો સમાગમ વિશેષપણે કરવા લાગ્યા ॥૧૨॥ હે નૃપ ! તે આ રામશર્મા દશવર્ષની અંદરની પૌગંડ અવસ્થામાં રહ્યા છે પણ પરમ પ્રીતિથી પોતાના પિતાએ વાંચવા માંડેલું શ્રીમદ્ભાગવત પુરાણ પ્રતિદિન સાંભળવા લાગ્યા ॥૧૩॥ એરીતે ભાગવતને સાંભળતા રામશર્માના હૃદયમાં વિષ્ણુવિષે દૃઢ ભક્તિરૂચિ ઉત્પન્ન થઈ ભક્તિએ પ્રેરેલા રામશર્મા પ્રતિમારૂપે રહેલા વિષ્ણુનું પૂજન નિયમથી કરવા લાગ્યા. આ રામશર્માને પ્રતિમામાં પ્રત્યક્ષપણે રહેલા ભગવાનનું સાક્ષાત્ દિવ્ય રૂપ જે યોગિઓનેપણ અદૃશ્ય છે તેનો સાક્ષાત્કાર

गृहात्तूर्णं वेदाध्ययनकैतवात् ॥१५॥ तीर्थयात्रां चरन्नानादेशेषु विगतस्पृहः । श्रीहरिं हृदये ध्यायन्प्राप रैवतकं गिरिम् ॥१६॥ गोपनाथालयस्थातुर्गोपालानन्दयोगिनः । शिष्यमात्मानन्दसंज्ञं मुनिं तत्र समैक्षत ॥१७॥ अष्टाङ्गयोगकलनानैपुण्ये योगिसम्मतम् । समाधिनिष्ठं सम्प्राप्तमेकत्वं ब्रह्मणात्मनः ॥१८॥ चिरकालं स्वदेहस्य रक्षणे सद्य एव वा । त्यागे स्वातन्त्र्यमापन्नं प्रसादादेव सद्गुरोः ॥१९॥ कृपया स्वोपदेशेन योगसिद्धिमुपागतैः । वृतं शिष्यैः स बहुभिः प्रणनाम तमादरात् ॥२०॥ सादरं मानिनस्तेन प्रताप-

કરવાની અધિક રૂચિ થઈ. એવી તીવ્ર ઇચ્છાથી ગૃહ કુટુંબાદિકમાં આસક્તિએ રહિત થઇને, વેદાધ્યયનના મિષથી પોતાના ઘરથકી તત્કાળ ચાલી નીકળ્યા ॥૧૪-૧૫॥ રામશર્મા ઘેરથી નીકળીને વિષયસ્પૃહાએ રહિત થઇને, નાના દેશોમાં રહેલાં ગંગા યમુના આદિક તીર્થોમાં વિચરતા વિચરતા શ્રીહરિનું હૃદયમાં નિરંતર ધ્યાન કરતા થકા, રૈવતાચળને પામ્યા ॥૧૬॥ રૈવતાચળમાં ગોપનાથ નામથી વિખ્યાત મહાદેવના મંદિરમાં રહેતા ગોપાળાનંદ નામના યોગી બ્રહ્મચારીના શિષ્ય આત્માનંદ નામના મુનિને રામશર્માએ જોયા ॥૧૭॥ કેવા આત્માનંદમુનિ તો-અષ્ટાંગયોગના અનુષ્ઠાનમાં યોગિજનોએ પ્રશસનીય એવા સામર્થ્યને પામેલા, સમાધિમાં સદા સ્થિતિવાળા, માટેજ પોતાના આત્માનું બ્રહ્મની સાથે એકત્વ એટલે પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકાકાર અપહતપાપ્મત્વાદિગુણવિશિષ્ટ અક્ષરસ્વરૂપની સાથે અવિષમતારૂપ એકત્વને પામેલા. આ સ્થળે પ્રાપ્તિ તો સાક્ષાત્કારરૂપ જાણવી, અર્થાત્ સમાધિમાં જેમણે અક્ષરાત્મક સ્વસ્વરૂપ સાક્ષાત્ કર્યુંછે ॥ ગોપાળાનંદ સદ્ગુરૂના અનુગ્રહથીજ પોતાના દેહમાં બહુકાળપર્યંત પ્રાણનું પરિરક્ષણ કરવું અથવા તત્ક્ષણ પરિત્યાગ કરી દેવો, એમાં સ્વતંત્રતાને પામેલા, અર્થાત્ જેમને સ્વજીવિત સ્વાયત્ત છે, કૃપાપૂર્વક પોતે ઉપદેશ કરેલા યોગમાર્ગે કરીને યોગસિદ્ધિને પામેલા બહુ શિષ્યોથી વિંટાએલા એવા આત્માનંદમુનિને જોઇને - રામશર્માએ બહુ આદરભાવથી સાષ્ટાંગ પ્રણામ કર્યો ॥૧૮-૧૯-૨૦॥ પોતાના પ્રતાપથી મ-

प्रथितेन सः । तत्रावसन्मासमेकं वर्णिधर्मदृढस्थितिः ॥२१॥ समाधौ विष्णुवीक्षाऽस्य भवेदित्यवधार्य तम् । सम्प्रार्थयद्रामशर्मा प्रणम्य प्राञ्जलिर्नृप ! ॥२२॥ स्वामिन्साक्षाद्धरिमहं दिदृक्षामि ततो भवान् । तत्सिद्धिकृत्साधनं मे कृपया वक्तुमर्हति ॥२३॥ इत्युक्तः स मुनीन्द्रस्तं प्राह योगं सुसाधय । तेन सेत्स्यत्यभीष्टं त इत्युक्तः सोऽहृष्यन्नृप ! ॥२४॥ ततः स सिद्धयोगं तं ज्ञात्वा योगोपलब्धये । शिष्यतां तस्य सम्प्राप मानयन्विनयेन तम् ॥२५॥ नाम रामानन्द इति तस्य स प्रीतमानसः । मुनिश्चकाराथ योगं सहाङ्गैस्तम-

---

ખ્યાતિ પામેલા આત્માનંદમુનિએ બહુ આદરપૂર્વક સત્કાર કરેલા રામશર્મા નૈષ્ઠિકવર્ણિધર્મમાં અચળ સ્થિતિવાળા થઇને તેમની સમીપે એકમાસસુધી રહ્યા ॥૨૧॥ હે નૃપ ! તેપછી રામશર્મા કદાચિત્ અવસર પામીને 'આ મુનિ સમાધિમાં પરમાત્માના દિવ્ય રૂપના સાક્ષાત્કારવાળા છે, તો એમના અનુગ્રહથી મને ભગવાનના દિવ્ય રૂપનો સાક્ષાત્કાર થાય' એવા આશયથી તેમને બે હાથ જોડી પ્રણામ કરીને, પ્રાર્થના કરવા લાગ્યા ॥૨૨॥ હે સ્વામિન્ ! મને સકળમુનિજન માનસહંસ વિષ્ણુની દિવ્યાકૃતિનાં સાક્ષાત્ દર્શન કરવાની મોટી લાલસા બહુકાળથી અનુવર્તે છે, માટે તેની સિદ્ધિ કરનારૂં જે સાધન હોય તે મને કૃપા કરીને કહેવાને યોગ્ય છો ॥૨૩॥ હે રાજન્ ! એરીતે રામશર્માએ પુછ્યું એટલે મુનીન્દ્ર આત્માનંદ તેમને કહેવા લાગ્યા કે–તેમાં અષ્ટાંગયોગજ સાધન છે બીજુ કોઈ સાધન નથી, તો મેં ઉપદેશેલા માર્ગને અનુસારે યોગને સાધો એનાથી અલ્પ કાળમાંજ તમારો મનોરથ સિદ્ધ થશે એમ કહ્યું એટલે રામશર્મા મનમાં બહુ હર્ષ પામ્યા ॥૨૪॥ હે રાજન્ ! ત્યારપછી રામશર્મા 'આ આત્માનંદસ્વામી પરમાત્મસાક્ષાત્કારના સાધનભૂત યોગસિદ્ધિએ સંપન્ન છે' એવો નિશ્ચય કરીને, એવા અષ્ટાંગયોગની પ્રાપ્તિમાટે શિષ્યભાવને સમુચિત વિનયે યુક્ત થઇને તેમને માન આપતા થકા, તેમના શિષ્યભાવને પામ્યા એટલે ગુરૂભાવથી તેમના શરણને પામ્યા ॥૨૫॥ આત્માનંદમુનિપણ મનમાં પ્રસન્ન થઇને, રામશર્માનું રામાનંદ એવું અન્વર્થ નામ પાડીને શિષ્યભાવથી સ્વીકારી,

शिक्षयत् ॥२६॥ सिद्धयोगोऽभवत्सोऽपि कालेनाल्पेन वर्णिराट् । ब्रह्मणैक्यं च सम्प्राप गुरुवत्स्वात्मनस्तथा ॥२७॥ समाधौ ब्रह्मतेजश्च व्याप्नुवत्ककुभो दश । सोऽपश्यन्नित्यदा वर्णी तत्र नारायणं न तु ॥२८॥ असन्तुष्टो व्याकुलश्च तदाऽसौ गुरुमाह तम् । समाधिसिद्धिं प्राप्तोऽहं स्वामिन्करुणया तव ॥२९॥ ब्रह्मतेजो निराकारं तत्र पश्यामि केवलम् । साकारं ब्रह्म कृष्णं तु नैव पश्याम्यभीप्सितम् ॥३०॥ अत्युद्विग्नमना अस्मि विनेक्षां कमलापतेः । अपूर्णकामं स्वं मन्ये तेन चात्मानमञ्जसा ॥३१॥ तदा गुरुः प्राह विष्णुस्तेजोरूपो निराकृतिः । एष एवास्ति वै वर्णिन्नाकारस्त्वस्ति

---

પછીથી રામાનંદને સાંગ યોગમાર્ગ યથાવિધિ યથોપદેશ શીખવવા લાગ્યા ॥૨૬॥ એરીતે અલ્પકાળમા સાંગ યોગનો અભ્યાસ જેમણે કર્યોછે એવા વર્ણીન્દ્ર રામાનંદપણ સિદ્ધસમાધિ થયા અને ગુરૂ આત્માનંદમુનિની માફક પોતાના આત્માનુ બ્રહ્મની સાથે એકપણુ પામ્યા, એટલે સમાધિમા અપહતપાપ્મત્વાદિગુણવિશિષ્ટ જ્ઞાનૈકાકાર અક્ષરસ્વરૂપ પોતાના આત્માનો સાક્ષાત્કાર પામ્યા ॥૨૭॥ રામાનંદવર્ણી જ્યારે સમાધિમા જાય ત્યારે તેમને અક્ષરબ્રહ્મ નામનુ જ્ઞાનમય તેજ દશ દિશામા પ્રસરતું કેવળ દેખાય પણ તેમા સર્વના પ્રશાસક પરમાત્મા દિવ્યરૂપ ભગવાન્ નારાયણ તો દેખાયજ નહિ ॥૨૮॥ ત્યારે અસંતુષ્ટ થએલા રામાનંદવર્ણીએ મનમા વ્યાકુળ થઈને એમ કહ્યુ કે-હે સ્વામિન્! આપે કૃપા કરી ઉપદેશ કરેલા યોગમાંથી હુ સમાધિની સિદ્ધિને પામ્યોછુ પણ મને સર્વના મનો-નયનને આહ્લાદ આપનારા દિવ્યરૂપ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ નારાયણનો સાક્ષાત્કારતો થતોજ નથી પરંતુ નિરાકાર જ્ઞાનમય તેજરૂપ કાંઇક પ્રકાશક સ્વભાવવાળુ દેખાય છે મને બહુકાળથી જે મનોરથવાર્તા શ્રેષ્ઠ અભીષ્ટ હતું તેતો સિદ્ધ થયુ નહિ, માટે હુ કમળાપતિ શ્રીકૃષ્ણના પ્રત્યક્ષ દર્શન વિના અત્યંત ઉદ્વિગ્ન મનવાળો છુ અને એજ કારણથી મારા આત્માને નિશ્ચયથી અકૃતાર્થ માનુછુ ॥૨૯-૩૦-૩૧॥ ત્યારે ગુરૂએ કહ્યુ કે-હે વર્ણિન્! વિષ્ણુ સાકાર નથી આકારમાત્ર માયિક-અવિદ્યાકલ્પિત છે સર્વમા વ્યાપીને વર્તેછે માટે વિષ્ણુ

मायिकः ॥३२॥ आकारस्य विनाशोऽस्ति निराकारस्य नास्ति सः । इत्युक्त उद्धवस्तेन सद्योऽमूर्छन्नराधिप ! ॥३३॥ प्राप्योच्छ्वासं मुहूर्तान्ते रुरोद स ततो भृशम् । हर्याकृत्यसदुक्तिं तं हित्वा द्राग्निर्ययौ ततः ॥३४॥ गुरुणा वार्यमाणोऽपि नास्थात्तत्र स सन्मतिः । साकारब्रह्मसिद्धान्तस्थापकं मृगयन् गुरुम् ॥३५॥ रामानुजाचार्यपदे स स्यादित्यवधार्य सः । हरेरतिप्रियं स्थानं श्रीरङ्गाख्यं ययौ ततः ॥३६॥ तत्र श्रीरङ्गदेवस्य मन्दिरान्तिक एव सः । स्वावासमक-

---

કહેવાય છે તે વિષ્ણુ જ્ઞાનરૂપ તેજોરાશિથકી બીજા નથી પણ તેજરૂપ છે પ્રકાશૈકરસ છે માટે તેજોમય કહેવાય છે જે કોઈ સાકાર પદાર્થો છે તે સર્વેનો અવશ્ય વિનાશ થતો દેખાય છે નિરાકારનો તો વિનાશ નથી. માટે અવિનાશી જ્ઞાનૈકસ્વરૂપ વિષ્ણુ શ્રીકૃષ્ણને આકારનો સંભવજ કેમ કહેવાય! અર્થાત્ નિરાકાર છે. હે નરાધિપ ! આવું ગુરૂનુ વિષ્ણુના દિવ્યાકારનું નિષેધ કરનારૂં વચન સાંભળીને ભગવાનમાં પ્રેમાર્દ્ર હૃદયવાળા ઉદ્ધવાવતાર રામાનંદવર્ણી તે નહિ સહન થવાથી તેજ ક્ષણમા મૂર્છાને પામી ગયા ॥૩૨-૩૩॥ તે પછી રામાનંદમુનિ મુહૂર્તને અંતે ઉચ્છ્વાસ (પ્રાણચેષ્ટા) પામીને, પછીથી ભગવાનના દિવ્ય આકારનો નિષેધ સાંભળવાથી થએલા શોકવેગને લીધે અતિશય રૂદન કરવા લાગ્યા. અને શ્રીહરિના આકારની અસત્યતા કહેનારા ગુરૂ આત્માનંદમુનિનો પરિત્યાગ કરીને ત્યાંથી તત્કાળ ચાલી નીકળ્યા ગુરૂએ 'અહિંથી તમો જશો નહિ' એમ બહુ વાર્યા તોપણ આ રામાનંદમુનિ પોતે ભગવાનના દિવ્યાકારની નિત્યસત્યતાયુક્ત બુદ્ધિવાળા હોવાથી ત્યાં એક ક્ષણપણ રહ્યા નહિ પરંતુ 'પરબ્રહ્મ સદા સાકારજ છે' એવો સિદ્ધાંત સ્થાપન કરનારા ગુરૂવર્યને ગોતવામાટે સૌરાષ્ટ્રદેશમાથી ચાલી નીકળ્યા ॥૩૪-૩૫॥ એરીતે તેતે સ્થળમાં ગુરૂને ગોતતાં 'એવા ગુરૂ ભગવાન્ રામાનુજાચાર્યે સ્થાપેલા સ્થાનમા ( ગાદિએ) હોવા જોઈએ' એવો નિશ્ચય કરીને, ત્યાંથી પૂર્વે ભગવાન્ રામાનુજાચાર્યે સદાચાર્યપદની જ્યા સ્થાપના કરી છે અને શ્રીરંગદેવ ભગવાનને અતિશય પ્રિય એવા શ્રીરંગ નામના ક્ષેત્રપ્રત્યે ફરતા ફરતા આવ્યા ॥૩૬॥ રામાનંદવર્ણી ભગવાનનુ હૃદયમાં સદા ચિંત-

रोद्धर्णी भगवन्तं स्मरन् हृदि ॥३७॥ कावेर्यां प्रत्यहं स्नात्वा नित्यकर्म विधाय च। चकार नियमेन श्रीरङ्गनाथस्य दर्शनम् ॥३८॥ साकारतास्थापकानि परस्य ब्रह्मणो हरेः । सच्छास्त्राणि श्रोतुमनाः स आसीन्नेतराणि तु ॥३९॥ प्रत्यक्षभगवद्दीक्षासाधनस्य च देशिकम् । गवेषमाणो व्यदधाद्वैष्णवानां समागमम् ॥४०॥ अथ रामानुजाचार्यचरित्रेणोपबृंहितम् । प्रपन्नामृतनामानं ग्रन्थं तत्राशृणोन्नृप! ॥४१॥ ततः श्रीवैष्णवाचार्यं श्रीरामानुजमेव सः । इयेष देशिकं

वन करता थका ते श्रीरंगक्षेत्रमां श्रीरंगदेव भगवानना मंदिर समीपमांज निवास करीने रह्या॥३७॥ अने ते क्षेत्रनी बन्ने तरफ वहेती कावेरी नदीना निर्मळ जळ प्रवाहमां प्रतिदिन यथाविधि स्नान करी, संध्यावंदनादि नित्यकर्म करवा पूर्वक श्रीरंगनाथनां नियमथी दर्शन करवा लाग्या ॥३८॥ ते वर्णी परंब्रह्म भगवानना दिव्याकारतारूप ऐश्वर्यने प्रतिपादन करनारां श्रीरामानुजाचार्ये करेलां भाष्ये सहित श्रीभगवद्गीता विगेरे सच्छास्त्रो सांभळवानी मनमां इच्छावाळा थया पण बीजां शास्त्र नहि. अर्थात् एवां सच्छास्त्र सांभळवानी वांछा प्रतिदिन वृद्धि पामी ॥३९॥ दिव्याकार भगवाननां प्रत्यक्ष दर्शन करावे एवा गुरुने गोतता रामानंदमुनि त्यांना वैष्णवोनो समागम करवा लाग्या ॥४०॥ हे नृप ! ते पछी श्रीवैष्णवोना समाजमां रामानुजाचार्यनां दिव्य चरित्रोथी भरपुर एवो प्रपन्नामृत नामनो प्रबंध वंचातो हतो तेने रामानंदमुनि पोते सांभळवा लाग्या ॥४१॥ प्रपन्नामृत प्रबंध सांभळीने जेमने तीव्र श्रद्धा उत्पन्न थई छे एवा रामानंदमुनिए 'श्रीसंप्रदायमां रहेला समग्र वैष्णवोए आशरेला चरणकमळ जेमना छे एवा श्रीरामानुजजी मारो मनोरथ परिपूर्ण करनारा आचार्यवर्य छे' एवो निश्चय करीने, तेमनो अवतरणसमयतो व्यतीत थइ गयो छे तथापि पोताना आश्रित जनोना अनुग्रह माटे दिव्य रूपथी त्यांज भगवान् श्रीरंगनाथना मंदिरनी अति समीपमांज सुप्रसिद्ध स्थानविशेषमां, ( ज्यां हमणां भाष्यकारनी अर्चामूर्ति छे ) नित्य सन्निधि करीने रहेला श्रीरामानुजाचार्यनी गुरुभावथी आराधना करवानी दृढ इच्छा करी

कर्तुं सिद्धदेहस्थितं सदा ॥४२॥ ग्रन्थांश्च तत्कृतान्प्रीत्या साकारब्रह्मनिश्चयान् । शुश्रावानुदिनं वर्णी श्रीभाष्यादीन्स्ववल्लभान् ॥४३॥ श्रीमद्रामानुजस्यासौ नाम्नामष्टोत्तरं शतम् । पपाठानुदिनं भक्त्या दध्यौ तं च यथाश्रुतम् ॥४४॥ इत्थं विदधतस्तस्य मासत्रयमगा-

॥४२॥ તે પછી રામાનંદવર્ણી ભગવાનના સદા દિવ્યાકાર-દિવ્યગુણ-દિવ્ય વિભૂતિ યોગને પ્રતિપાદન કરનારા અને રામાનુજાચાર્યે રચેલા શ્રીભાષ્ય-ગીતાભાષ્ય-ગદ્યત્રય આદિક પોતાને અતિ પ્રિય એવા ગ્રંથો પ્રતિદિન પરમ પ્રીતિથી શ્રીવૈષ્ણવો થકી સાંભળવા લાગ્યા ॥૪૩॥ અને શ્રીમાન્ રામાનુજાચાર્યનું અષ્ટોત્તરશતનામસ્તોત્ર જે 'રામાનુજ પુષ્કરાક્ષઃ' ઈત્યાદિકથી પ્રપન્નામૃતમાં પ્રસિદ્ધ છે તેનો પ્રતિદિન પરા પ્રીતિથી પાઠ કરવા લાગ્યા અને પ્રપન્નામૃતમાં જેવું તેમનું રૂપ વર્ણવેલું સાંભળ્યું છે એવા દિવ્યરૂપનું હૃદયમાં ધ્યાન કરવા લાગ્યા અર્થાત્ તેમના ધ્યાન-સ્તુતિ-પાઠપરાયણ થયા ॥૪૪॥ આ પ્રકારે પ્રતિદિન પરમ પ્રીતિથી શ્રીરામાનુજાચાર્યનું ચિંતવન કરતા રામાનંદમુનિને ત્રણ માસ વીતિ ગયા પછી, ચૈત્રમાસના શુકલ પક્ષની પંચમી તિથિએ પ્રાતઃકાળે ( આ પંચમી ભગવાન્ શ્રીરામાનુજાચાર્યની અવતરણ તિથિ છે ) કાંઇક સ્વપ્ન થયું સ્વપ્નના જેવો આ પ્રકાર છે માટે સ્વપ્ન કહેવાય સમગ્ર બાહ્ય ઇન્દ્રિયોનો ઉપરમ થઈ જાય છે અને કેવળ મનથી થતા પ્રત્યક્ષરૂપ છે માટે સ્વપ્નને સમાન હોવાથી સ્વપ્ન કહેછે શ્રીરામાનુજાચાર્ય પ્રસન્ન થઇને પોતાનું સ્વરૂપ સાક્ષાત્કાર કરવા સારૂ પ્રસિદ્ધ જાગ્રત દશાથકી જુદી મનોમાત્ર જાગ્રત દશા બનાવીને જે તિથિએ પોતે અવતર્યા હતા તેજ તિથિએ પ્રભાતમાં તેમની આગળ પ્રાદુર્ભાવ પામ્યા શ્રીરંગનિવાસ શ્રીમન્નારાયણ ભગવાનેજ એમની સેવાથી સંતુષ્ટ થઇને યતિરાજનું દર્શન કરાવા માટે સ્વપ્નમાં રામાનુજનો પ્રાદુર્ભાવ કરાવ્યો ( અથવા-'એવા સ્વપ્નમાં યતિરાજ રામાનુજાચાર્યને રામાનંદમુનિએ જોયા' એવો અર્થ કરવો ) સ્વપ્નમાત્રને તે તે પુરૂષોને તેના કર્મફળ ભોગવાવવા માટે પરમપુરૂષજ સર્જે છે માટે તે આ સ્વાપ્નિક રામાનુજાચાર્યના પ્રાદુર્ભાવ વિગેરેના મિથ્યાપણાનો પ્રસંગ નથી પ્રસિદ્ધ સ્વપ્નથકી આમાં વિશેષ એટલો છે કે-સ્વા-

नृप ! । पञ्चम्यां मधुमासेऽथ तस्य स्वप्नोऽभवत्प्रगे ॥४५॥ साक्षाद्रामानुजाचार्यं तत्रापश्यत्त्रिदण्डिनम् । कान्त्या सूर्यप्रतीकाशं दिव्यदेहं सुलोचनम् ॥४६॥ पुण्ड्राणि द्वादशोर्ध्वानि बिभ्रतं सस्मिताननम् । प्राणमत्तमवेत्याशु श्रीमन्नाथं स लक्षणैः ॥४७॥ ततोऽ-

પ્રિક અર્થની અનુવૃત્તિ જાગરણમાં રહેતી નથી. આમાં તો ભગવાનનો સંકલ્પજ મૂળ જેમાં છે એવા શ્રીવૈષ્ણવદીક્ષારૂપ અર્થની અનુવૃત્તિ જાગરણમાં પણ રહી છે. તે 'प्रबुद्धः स वपुः स्वीयं' એમ આગળ પણ કહેશે. 'समाधिः समभूत्प्रगे' એવો પાઠ હોય તો અર્થ સ્પષ્ટ છે. આ પાઠમાં 'प्रबुद्धः स वपुः स्वीयं' આ ઉત્તર શ્લોકમાં प्रबुद्धः 'સમાધિમાંથી જાગેલા' એવો અર્થ કરવો. સમાધિમાં જાગ્યા એટલે તે વૃત્તાંત સત્ય માન્યું પણ મિથ્યા નહિ એટલે 'આ દર્શન સમાધિસંપન્ન છે' એમ નિશ્ચય કર્યો. અથવા–स्वपन्ति–બહિર્વ્યાપારથકી ઉપરત ઇન્દ્રિયો જેમાં થાય છે તે સ્વપ્ન કહેવાય. સમાધિમાં તેમજ થાય છે માટે स्वप्न શબ્દનો 'સમાધિ' એવો અર્થ કરવો. 'तस्य ध्यानमभूत्प्रगे' એવો પાઠ હોય તો ધ્યાન શબ્દનો 'સમાધિ' એવો અર્થ કરવો. જે પંચમી તિથિએ પોતાનો પ્રાદુર્ભાવ થયો હતો તેજ તિથિએ દર્શન આપ્યાં છે તો–જેમ પોતાના જન્મસમયમાં પોતાના માતાપિતા વિગેરે જનોને સાક્ષાત્ સ્વદર્શન આપ્યું હતું તેમ આ ઉદ્ધવજીને પણ પોતાનું દર્શન સાક્ષાતજ આપ્યું છે એવો ધ્વનિ નિકળે છે ॥૪૫॥ તે સ્વપ્નમાં રામાનંદમુનિએ સૂર્યને સમાન અંગકાંતિવાળા, અપ્રાકૃત અતિમનોહર દિવ્ય રૂપવાળા, કરૂણારસથી શોભાયમાન લોચનવાળા, હાથમાં ધારેલા ત્રણ દંડથી શોભાયમાન, લલાટાદિ સ્થાનમાં બાર ઉર્ધ્વપુંડ્ર તિલકને ધારી રહેલા, મંદહાસે સહિત સુંદર વદનારવિંદવાળા, એવા સાક્ષાત્ શ્રીરામાનુજાચાર્યને જોયા. તેમને તેવા પ્રકારથી જોઇને પ્રપન્નામૃતમાં કહેલાં લક્ષણોવડે 'એજ આ શ્રીમન્નાથ છે' એવો નિશ્ચય કરીને, તત્કાળ ભક્તિભારથી અવનમ્ર ગાત્રવાળા થઇને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. 'मन्नाथ' એવું શ્રીરામાનુજાચાર્યનું બીજું નામ તેમના ગુરૂ ગોષ્ઠીપૂર્ણે કર્યું છે ॥૪૬-૪૭॥ તે

૧ (૧) 'समाधिः समभूत्प्रगे' इति पाठः। (२) 'तस्य ध्यानमभूत्प्रगे' इति पाठः।

वदद्यतीन्द्रस्तं बद्धाञ्जलिपुटं स्थितम् । वरं वरय मद्वर्णिन्! रामानुजमवेहि माम् ॥४८॥ इत्युक्तः सोऽतिहृष्टात्मा तमुवाच यतीश्वर ! । मनोरथोऽद्य मे पूर्णस्त्वद्दृष्ट्या बहुकालजः ॥४९॥ श्रीमन्नारायणस्याहं साक्षादिच्छामि दर्शनम् । तन्मे यथा भवेच्छीघ्रं तमुपायं वद प्रभो ! ॥५०॥ ततः प्रसन्नः प्रददौ तस्मै दीक्षां स वैष्णवीम् । मनू द्वौ च प्रपन्नाय ततश्चेदमुवाच ह ॥५१॥ श्रीमन्नारायणं भक्त्या भजेस्त्वं वर्णिसत्तम ! । ग्रन्थांश्च मत्कृतान्नित्यमभ्यसेस्तन्द्रिवर्जितः ॥५२॥ स्वधर्मं विष्णुभक्तिं च वैष्णवानां समा-

પછી યતિરાજ રામાનુજાચાર્યે બે હાથ જોડીને ઉભા રહેલા રામાનંદમુનિને મંદહાસ સાથે કહ્યું કે–હે વર્ણિન્! આટલા કાળથી જેની આરાધના તમો કરતા હતા તે હું રામાનુજ છું એમ મને જાણો. જે વરણીય અર્થ હોય તો મારા થકી વરો. (માગો) હું તમારી ઉપર પ્રસન્ન થયો છું ॥૪૮॥ હે રાજન્! એ રીતે રામાનુજાચાર્યે કહ્યું એટલે રામાનંદ મનમાં અત્યંત આનંદ પામીને એમ બોલ્યા કે–હે યતીશ્વર ! બહુકાળનો મારો મનોરથ આજ આપના દર્શનથીજ પરિપૂર્ણ થયો, હે પ્રભો ! હવે સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ લીલા જેમની છે એવા સર્વેશ્વર શ્રીમન્નારાયણનાં સ્વરૂપ સમયમાં સાક્ષાત્ સંદર્શન જે રીતે થાય તે રીતનો મારી ઉપર અનુગ્રહ કરો અને તેમાં જે સુગમ ઉપાય હોય તેનો મને ઉપદેશ કરો, તમો પ્રભુ છો ॥૪૯–૫૦॥ તે પછી પ્રાર્થના કરેલા રામાનુજાચાર્યે પ્રસન્ન થઇને વૈષ્ણવી દીક્ષા ( લક્ષ્મીનાથથી સમારંભવાળી શ્રીપરાંકુશાદિ ગુરૂપરંપરાથી પ્રાપ્ત થએલી ) તથા બે મંત્ર ( श्रीमन्नारायणचरणौ शरणं प्रपद्ये, श्रीमते नारायणाय नमः, એવા પૂર્વોત્તર ખંડભેદથી બે પ્રકારને પામેલા મંત્રરત્ન દ્વયસંજ્ઞાના ) શરણાગત રામાનંદમુનિને આપ્યા. તે પછી એમ બોલ્યા કે– ॥૫૧॥ હે વર્ણિવર્ય ! તમો હવે પછી પ્રતિદિન પરમ પ્રીતિથી શ્રીમન્નારાયણને ભજો અને મેં રચેલા જ્ઞાન ભક્તિ વૈરાગ્યની અભિવૃદ્ધિ કરનારા શ્રીભાષ્યાદિ ગ્રંથોનો નિરંતર આળસે રહિત થઇને પઠન–પાઠનાદિકથી અં-

गमम् । प्रत्याहारं चेन्द्रियाणां न त्यजेस्त्वं चतुष्टयम् ॥५३॥ इत्थं
ट्टि वर्तमानस्य कालेनाल्पेन तेऽनघ ! । श्रीमन्नारायणस्येक्षा साक्षा-
द्देव भविष्यति ॥५४॥ दीक्षां त्वं वैष्णवीं दद्याः प्रपन्नेभ्यो ममा-
ज्ञया । सिद्धिस्तवेच तेषां च भविष्यति न संशयः ॥५५॥ विक्षेपो
भगवद्भक्तौ पुण्यक्षेत्रेषु यत्र ते । न स्यात्तत्र वसेत्युक्त्वा लक्ष्म-
णार्यस्तिरोदधे ॥५६॥ प्रबुद्धः स वपुः स्वीयमपश्यच्चक्रलाञ्छितम् ।

ओचित स्वधर्मनो त्याग नज करो परतु 'आ भगवाननीज किंकरता छे' એવી બુદ્ધિથી નિયમપૂર્વક પાળો વિષ્ણુભક્તિ અને વૈષ્ણવોનો સમાગમ વૃદ્ધિ પમાડો તથા ઇન્દ્રિયોના વિષયો થકી પ્રત્યાહારનો ત્યાગ ન કરો અ ર્થાત્ ઇન્દ્રિયનિગ્રહતત્પર થાઓ ॥૫૩॥ હે નિષ્પાપ મુને ! આ ચાર પ્ર- કારના કહેલા સદાચારમા વર્તતા તમોને અલ્પ કાળમા શ્રીમન્નારાયણના સાક્ષાત્ સદ્દર્શન થશેજ ॥૫૪॥ મુમુક્ષુ હોવાથી તમારે શરણે આવેલા જ નોને મારીજ આજ્ઞાથી આવી વૈષ્ણવી દીક્ષા તમારે આપવી, તમોએ દીક્ષા આપેલા જનોને પણ તમારી માફક સાક્ષાત્ ભગવદ્દર્શનરૂપ ફળસિદ્ધિ થશે એમાં સશય લેશ નથી ॥૫૫॥ યદ્યપિ ભગવદ્દભક્તિની અભિવૃદ્ધિ કરનારા પુણ્યક્ષેત્રો છે તથાપિ કાળની કુટિલતાથી વિક્ષેપ કરનારા જનો જેમા વિશેષ હોય એવા પણ બહુધાપણે ક્યારેક થાય, માટે જે પુણ્યક્ષેત્રમા ભગવદ્- ભક્તિ કરવામા તમોને વિક્ષેપ ન થાય એવામા તમો નિવાસ કરીને રહો એમ કહીને લક્ષ્મણાર્ય (રામાનુજાચાર્યનુ બીજુ નામ છે) અતર્ધાન થઇ ગયા (આથી 'કેના શિષ્ય હતા ?' આ પ્રશ્નનો ઉત્તર આપ્યો) ॥૫૬॥ લ ક્ષ્મણાર્ય અતર્ધાન થયા પછી તે આ રામાનદવર્ણી સમાધિમાથી જાગ્યા ત્યાતો પોતાના વપુને તપાવેલા સુદર્શન ચક્રથી ચિહ્નિત અને ઉર્ધ્વપુડ્રથી શોભાયમાન જોયુ જોઇને બહુ હર્ષ પામીને સ્વપ્ના જેવુ જણાતું સર્વ વૃત્તાત સત્યપણે જાણ્યુ પણ સ્વપ્નની પેઠે મિથ્યા નહિ, સ્વપ્નમા થએલા તપ્તમુદ્રા (છાપો) ઉર્ધ્વપુડ્રધારણ વિગેરે ચિહ્નોનુ જાગ્રતમા સાક્ષાત્ સદર્શન સભ- વતુ નથી માટે આ સ્થળે સ્વપ્ના જેવુ વર્ણવ્યુ છે પણ આ સર્વે જાગ્રત- માજ સમાધિ જેવુજ જાણવુ કારણ કે-સમાધિનિષ્ઠને સમાધિમા પ્રાપ્ત

शोभमानं चोर्ध्वपुण्ड्रैर्दृष्टः सत्यमवैच तत् ॥५७॥ स्वधर्मस्थो भजन्भक्त्या सोऽल्पकालेन भूपते ! । ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि ॥५८॥ पूर्णकामस्ततो भूमौ तीर्थानि विचचार सः । तत्र तत्र प्रपन्नेभ्यो दीक्षां प्रादाच्च वैष्णवीम् ॥५९॥ दीक्षितास्तेन ये येऽत्र जनास्ते ते तु भूमिप ! । स्वधर्मस्थाश्च निर्दम्भा दृढभक्तियुजोऽभवन् ॥६०॥ साक्षाद्भगवदीक्षां च प्रापद्यन्ताचिरेण वै । ततस्ते तत्र तत्रास्य माहात्म्यं बहुधोचिरे ॥६१॥ तुष्टस्य साक्षाद्यतिभूमि-

---

થતાં ભગવત્પ્રસાદભૂત પુષ્પફળાદિક તે જાગે ત્યારે પણ સાક્ષાત્ પ્રાપ્ત થએલા જણાય છે અથવા **સ્વપ્ન** શબ્દનું 'સમાધિ' એવું વ્યાખ્યાન કરીએ તો 'પ્રબુદ્ધ'–સમાધિમાંથી જાગેલા એવો યથાર્થ અર્થ થાય છે ॥૫૭॥ હે ભૂપતે ! સ્વધર્મમાં રહીને ભક્તિથી ભજતા એટલે સ્વધર્મરૂપ કર્મયોગ જેમા અંગભૂત છે એવા ભક્તિયોગમાં પ્રવર્તેલા રામાનંદમુનિ અલ્પ કાળમાંજ સિદ્ધભક્તિયોગવાળા થઇને યોગફળાથી ઉઘાડેલા પોતાના હૃદયારવિંદમાં પ્રાદુર્ભાવ પામેલા અને બ્રહ્મતેજમા (તેજોમય અક્ષરધામમાં અથવા–દેશકાળના પરિચ્છેદે રહિત જ્ઞાનમય અક્ષરાખ્ય તેજોમંડળના મધ્યમા) વિરાજમાન એવા શ્રીલક્ષ્મીનારાયણનાં પ્રત્યક્ષ દર્શન પામ્યા ॥૫૮॥ પ્રત્યક્ષ દર્શન પામ્યા પછી પૂર્ણકામ થએલા રામાનંદમુનિ તે શ્રીરંગક્ષેત્રમાથી નિકળીને ભૂમિ ઉપર વિચરવા લાગ્યા અને તેતે તીર્થોમાં પોતાને શરણે આવેલા મુમુક્ષુઓને વૈષ્ણવી દીક્ષા આપવા લાગ્યા ॥૫૯॥ હે ભૂમિપતે ! રામાનંદમુનિએ ભૂમિમા જેને જેને દીક્ષા આપી તેતે સર્વે જનો સ્વધર્મમા દૃઢ નિષ્ઠાવાળા, દંભાદિ દોષે રહિત અને ભગવાનમા દૃઢ ભક્તિનિષ્ઠાવાળા થયા ॥૬૦॥ અને તે જનો સ્વલ્પ સમયમાં ભગવાનના સ્વરૂપરૂપ–વિભૂતિના સાક્ષાત્કારવાળા થયા ત્યાર પછી તેમના આશ્રિતજનો તેતે સ્થળમા રામાનંદ ગુરૂનો પૂર્વોક્ત પ્રકારે પ્રતિદિન વિશેષ વૃદ્ધિ પામતો મહિમા બહુ પ્રકારે ગાવા લાગ્યા ॥૬૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એવા રામાનંદ વર્ણીન્દ્ર પ્રસન્ન થએલા યતિરાજ રામાનુજાચાર્યના અનુગ્રહથી ભગવાન્ લક્ષ્મીનારાયણના પ્રસાદપાત્ર થઇને, તેમના દિવ્ય રૂપના સાક્ષા-

पस्य सोऽनुग्रहेणाथ हरेः प्रसादात् । आसीच्च निर्दम्भसधर्मभक्ते-र्भूरिप्रतापप्रथितः पृथिव्याम् ॥६२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे श्रीरामानन्दस्वामिजन्मादिचरित्रनिरूपणनामा चतुर्दशोऽध्याय ॥१४॥

सुव्रत उवाच—प्रतिष्ठां महतीं तस्य वीक्ष्यान्ये वैष्णवा जनाः । न सेहिरे मत्सरिणो दाम्भिका विषयैषिणः ॥१॥ यथा यथापमानः स्याल्लोके तस्य तथा तथा । मिथ्याभिशंसनादीनि विदधुश्च व्यधापयन् ॥२॥ प्रतापातिशयं तस्य तथाप्यक्षीणमेव ते । दृष्ट्वा चक्रुः

---

ત્કારવાળા અને નિર્દંભ ધર્મે સહિત નિર્દંભ ભક્તિએ યુક્ત માટેજ પૃથ્વી ઉપર પ્રખ્યાત પ્રબળ પ્રતાપવાળા થયા અથવા–યતિરાજનો અનુગ્રહ થયો તથા શ્રીહરિનો પ્રસાદ થયો તથા નિષ્કપટ ધર્મસહિત ભક્તિ થઈ એવાં કારણથી પૃથ્વી ઉપર પ્રચુર પ્રતાપથી પ્રખ્યાત થયા એવો અર્થ કરવો ॥૬૨॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને.. પ્રથમપ્રકરણે શ્રીરામાનંદસ્વામિજન્માદિચરિત્રનિરૂપણનામા ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

## અધ્યાય ૧૫ મો.

એરીતે પૂર્વાધ્યાયમાં રાજાએ પુછેલા ત્રણ પ્રશ્નોના ઉત્તરો કરીને, હવે રામાનદમુનિનું વૈષ્ણવાચાર્યપણુ કહેવાનો પ્રક્રમ સુવ્રતમુનિ કરે છે— હે રાજન્ ! ભગવત્કૃપાથી પ્રાપ્ત થએલી રામાનદમુનિની પ્રકૃષ્ટ પૂર્વોક્ત પ્રતિષ્ઠા (સર્વે કોઈ મુમુક્ષુજનોએ સમાશ્રય કર્યો તેરૂપ) વધતી જતી જોઇને, જે બીજા વૈષ્ણવાભાસો કેવળ પરોત્કર્ષના અસહનરૂપ મત્સરસ્વભાવવાળા, દાંભિક–પોતાની પ્રખ્યાતિ માટેજ ધર્માચરણ બતાવનારા, ( ધર્મધ્વજી ) કેવળ શિશ્નોદર તર્પણપરાયણ હતા તેઓ સહન કરી શક્યા નહિ ॥૧॥ નહિ સહન કરી શકનારા તે દુર્જનો કેવળ ઈર્ષ્યાથી રામાનદમુનિનુ લોકમાં જેજે પ્રકારે અપમાન થાય તેતે પ્રકારે મિથ્યાપવાદ આરોપણાદિક પોતે કરવા લાગ્યા અને બીજા પોતાના શિષ્યો પાસે કરાવા લાગ્યા ॥૨॥ તથાપિ તેમનો પ્રતાપાતિશય (યશ) લેશપણ નહિ ન્યૂન થએલો જોઇને તેમનો શાસ્ત્રવાદથી

शास्त्रवादांस्तत्र प्रापुः पराजयम् ॥३॥ ततोऽतिक्रोधमापन्नास्ता-ड्नं भर्त्सनादि च । चक्रुस्ते स तु तत्सेहे बुद्ध्याऽऽवन्त्यकृदर्यवत् ॥४॥ केचिन्नग्नाश्च जटिला अयश्चिपिटपाणयः । तस्योर्ध्वपुण्ड्राण्यामृज्यात्रोटयंस्तुलसीस्रजम् ॥५॥ यमस्नुर्वासुदेवस्य सिंहासनमपि क्रुधा । अहरन्प्रतिमां केचिन्नित्यार्च्यां तस्य चोद्धताः ॥६॥ इत्थं स दुर्जनकृतमुपद्रवमकारणम् । प्रारब्धभोगं मन्वानोऽलक्ष्यलिङ्गोऽचरद्भुवि ॥७॥ त्यक्त्वा रामानुजाचार्यवर्त्म सोपद्रवं

---

પરાભવ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા તેમાપણ પોતાનો મનોરથ નહિ પામીને ઉલટા પોતેજ પરાભવ પામ્યા ॥૩॥ પરાભવ પામવાથી ક્રોપવેગના વશપણાને પામીને તેમને તેઓ તાડન તિરસ્કાર આદિક કરવા મડ્યા ક્ષમાના એક નિધિરૂપ મહાત્મા રામાનદમુનિએ તો 'આ સર્વે અત્યાચાર પ્રારબ્ધકાર્ય છે' એવી વિવેકસસ્કૃત બુદ્ધિથી 'પૂર્વે અવતી નગરીમા જન્મેલા ભિક્ષુક બ્રાહ્મણે પોતાનો મહિમા નહિ જાણનારા અજ્ઞાનિઓએ કરેલો અત્યાચાર ક્ષમા તથા વિવેકથી જેમ સહન કર્યો હતો' તેમ સહન કર્યો (આ આખ્યાયિકા ભાગવતમા સુપ્રસિદ્ધ છે) ॥૪॥ તે પછી નગ્ન, (દિગબર) જટિલ, (મસ્તકે મોટી કૃત્રિમ જટાવાળા) લોઢાના ચીપિયા જેમના હાથમાં છે એવા કેટલાક દુર્જનોએ અવકાશ મળતાં રામાનદમુનિના ઉર્ધ્વ પુડ્ તિલક જળાદિકથી ભુશી નાખીને કઠમા ધારેલી તથા જપ કરવાની તુળસીમાળા તોડી નાખી ॥૫॥ મદોદ્ધત કેટલાક દુર્જનોએ પૂજામા પ્રવર્તેલા રામાનદમુનિનુ ભગવાનને પધારાવાનુ સિંહાસનપણ ભાગી નાખ્યું કેટલાક તો મુનિને પ્રતિદિન પૂજવાની પ્રતિમા લઈ ગયા ॥૬॥ આ પ્રકારે કાઈ પણ કારણ વિના દુર્જનોએ કરેલો ઉપદ્રવ પ્રારબ્ધના ભોગરૂપ છે એમ માનતા રામાનદમુનિ બીજાઓને ઉપદ્રવ દેવા થકી પોતાનુ રક્ષણ કરતા એ ટલે બીજાઓને ઉપદ્રવ નહિ કરીને, આશ્રમાદિકના ચિહ્નો કોઈપણ ન જાણે એવા થઇને ભૂતળમાં વિચરવા લાગ્યા ॥૭॥ એરીતે રામાનુજાચાર્યના ઉર્ધ્વપુંડ્ધારણરૂપ બ્રાહ્મમાર્ગમા પ્રાપ્ત થએલો ઉપદ્રવ વિચારીને, તત્કાળ સ્વાત્મસરક્ષણ સારૂ તેમનો બહારનો સર્વ જનો જુવે એવો દ્વાદશ ઉર્ધ્વ-

वहिः । भजन्नारायणं चित्ते वृन्दावनमुपाययौ ॥८॥ प्रत्यहं यमुनायां स स्नात्वा कृत्वा च नैत्यकम् । मन्दिरेषु समग्रेषु चक्रे श्रीकृष्णदर्शनम् ॥९॥ अपराह्णे च शुश्राव श्रीमद्भागवतं नृप! । वाच्यमानं तत्र तत्र पुराणं वैष्णवैर्द्विजैः ॥१०॥ एवं निवसतस्तस्यालक्ष्यलिङ्गस्य सन्मतेः । भक्तिः कृष्णे विवृद्धाऽभूद्ध्यौ तं चानुवासरम् ॥११॥ तस्मै प्रसन्नो भगवान्समाधौ निजदर्शनम् । ददौ रासेश्वरीकान्तो वृन्दावनविहारकृत् ॥१२॥ एकाग्रेणैव मनसा श्रीकृष्णेति जपन् हृदि । स्फुरितं सहसाऽपश्यद्ब्रह्मज्योतिरनन्त-

---

पुंड्राદિ ધારણરૂપ માર્ગ ત્યાગ કરીને, (પણ અંતરનો શ્રીવેશ્વરસ્વરૂપ નિર્ણયાદિકનો નહિ ) ચિત્તમાં તો નારાયણને ભજતા એટલે નારાયણના પારમ્યરૂપ તેમનો સિદ્ધાંત નહિ ત્યાગ કરીને, ઉપદ્રવવાળા તે દેશને ત્યાગ કરીને, વિચરતા વિચરતા વૃંદાવનમાં આવ્યા ॥૮॥ રામાનંદમુનિ પ્રતિદિન યમુનાનદીમાં સ્નાન કરી નિત્યપ્રાપ્ત સંધ્યાવંદનાદિ કર્મ કરીને, ( નિમિત્ત આવતાં નૈમિત્તિક કર્મપણ કરીને) યમુનાતટ ઉપર જે ભગવન્મંદિરો છે તે સમગ્રમાં વિરાજમાન અર્ચારૂપ શ્રીકૃષ્ણભગવાનનાં દર્શન કરવા લાગ્યા ॥૯॥ હે નૃપ ! અપરાહ્ન ( બપોર પછી ) સમયમાં વૈષ્ણવ વિપ્રોએ તેતે ભગવન્મંદિરોમાં વાંચવા માંડેલ શ્રીમદ્‌ભાગવત પુરાણ અતિ પ્રેમથી સાંભળવા લાગ્યા ॥૧૦॥ એવા નિયમથી વૃંદાવનમાં નિવાસ કરી રહેલા, અલક્ષ્ય લિંગવાળા, માટેજ કોઈ વિક્ષેપ પ્રસંગ નહિ પામેલા, સદ્‌બુદ્ધિવાળા રામાનંદને ભગવાન્ શ્રીકૃષ્ણમાં ભક્તિ દિવસેદિવસે વૃદ્ધિ પામવા લાગી. અને મુનિ અહર્નિશ વૃદ્ધિ પામતી ભક્તિથી નિરંતર પોતાના હૃદયમાં એજ શ્રીકૃષ્ણનું એક ધ્યાનપરાયણ થયા ॥૧૧॥ એરીતે પરમ પ્રેમથી હૃદયમાં પોતાના સ્વરૂપનું અખંડ ધ્યાન કરતા રામાનંદમુનિને વૃંદાવનવિહારૈકરસિક ભગવાન્ રાધારમણે સમાધિમાં પોતાનું દિવ્ય રૂપ પોતાના પ્રસાદનું ફળ પ્રકાશ કરવા પ્રદર્શાવ્યું ॥૧૨॥ સમાધિમાં દર્શનપ્રકાર કહેછે—એકાગ્ર મનથી એટલે બીજી વૃત્તિએ રહિત એક શ્રીકૃષ્ણમાંજ મનને લીન કરીને શુભાલંબનભૂત 'શ્રીકૃષ્ણ' એવા દિવ્ય નામનો અર્થાનુસંધાનપૂર્વક જપ કરતા રામાનંદમુનિએ અકસ્માત્

कम् ॥१३॥ श्रीराधासहितं कृष्णं तत्राद्राक्षीन्मनोहरम् । मुरलीं वादयन्तं च द्विभुजं श्यामसुन्दरम् ॥१४॥ नटवर्यसमाकल्पं नानाभूषणभूषितम् । किरीटिनं वैजयन्तीं बिभ्रतं मालिकां गले ॥१५॥ तं दृष्ट्वा परमानन्दं प्राप मन्त्रद्वयं ततः । पुरुषोत्तमसम्प्राप्त्या स्वं च पूर्णममन्यत ॥१६॥ एवं यदा यदाऽध्यायत्तं ददर्श तदा तदा । अर्चायां स्फुरितं तं च पूजाकालेऽप्यवैक्षत ॥१७॥ पूजोपहारान्म-

હૃદયારવિંદમાં સ્ફુરણાયમાન થએલું અનંત-અપરિચ્છિન્ન કોઈ બ્રહ્મતેજ જોયું ॥૧૩॥ તે તેજોમંડળમાં વિરાજમાન, મનોહર દિવ્ય રૂપ જેમનું છે, શ્યામસુંદર, કટક કેયૂર કાંચી વિગેરે વિવિધ આભૂષણોથી અલંકૃત, સર્વે શ્વરપણાને જણાવનારા મુકુટને ધારી રહેલા, કંઠમાં વૈજયંતી માળાથી શોભાયમાન, નટવર વેષને ધારી રહેલા, દિવ્ય વંશી વાદનમાં રસિક, જાનુ-પર્યંત લાંબા બે બાહુથી શોભાયમાન, રાધાથી સમલંકૃત પાર્શ્વભાગ જેમનો છે એવા શ્રીકૃષ્ણને રામાનંદમુનિએ જોયા ॥૧૪-૧૫॥ સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ લીળા જેમની છે, સર્વકર્મસમારાધ્ય, સકળફળપ્રદ, સર્વાવિર્ભાવમૂળભૂત, ક્ષરાક્ષરાતીત એવા ભગવાન્ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર કરીને, રામાનંદમુનિ કોઈ અપૂર્વ પરમાનંદને પામ્યા અને એજ કરૂણાનિધિ શ્રીકૃષ્ણથકી સમગ્ર જીવોનો સમુદ્ધાર કરવામાં સમર્થ અને સંસારસંતાપને શમાવવામાં સમર્થ એવા બે મંત્ર પામ્યા એટલે ભગવાને બે મંત્રનો ઉપદેશ કર્યો અને એવા પૂર્ણ પુરૂષોત્તમની પ્રત્યક્ષ પ્રાપ્તિથી પોતાને પૂર્ણકામ માનવા લાગ્યા ॥૧૬॥ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર જેમને પ્રાપ્ત થયોછે એવા રામાનંદમુનિ એવી રીતે જ્યારેજ્યારે હૃદયકમળમાં ધ્યાન કરે ત્યારે ત્યારે ( સમાધિ સમયમાં ) અનવધિકાતિશય આનંદરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ સ્વયં આવિર્ભાવ પામતા હતા સમાધિ સમયમાં કેવળ પ્રાદુર્ભાવ પામતા એમ નહિ કિંતુ ભગવાન્ શ્રીકૃષ્ણની જ્યારે બાહ્ય પૂજામાં પ્રવર્તે ત્યારેપણ તેમની આગળ પ્રતિદિન સ્વયં અર્ચામાં સાક્ષાત્ આવિર્ભાવ પામતા આવિ-ર્ભાવ પામતા એટલુંજ નહિ પણ મુનિએ પૂજનસમયે પ્રીતિથી અર્પેલા ચંદન પુષ્પ નૈવેદ્ય વિગેરે ઉપહારોને સાક્ષાત્ સ્વીકાર પણ કરતા હતા

त्यक्षं स ददावनुवासरम् ।प्रीत्या भगवते तस्मै तत आप स निर्वृतिम् ॥१८॥ साक्षात्कृष्णेक्षणानन्दो निराधिश्च स वर्णिराट् । तदिच्छयैव स्मवैत्तदैकान्तिकमुद्धवम् ॥१९॥ दुर्जनोपद्रवं तं च दुर्वासःशापसम्भवम् । विवेदाथ मुदा भेजे श्रीकृष्णं स्वेष्टदेवताम् ॥२०॥ ततो हिताय जीवानां कृष्णेन स्थापनं भुवि । कृतं स्वस्येति संस्मृत्य तदेव स समाचरत् ॥२१॥ सच्छास्त्रभगवद्वाक्यसार-

ભગવાન્ શ્રીકૃષ્ણના આવા અપૂર્વ પ્રસાદથી રામાનદમુનિ પરમાનદને પામ્યા ॥૧૭-૧૮॥ એવી રીતે અતર બહાર ભગવાન્ શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન થવાથી પરમાનદને પામેલા, માટેજ આધ્યાત્મિકાદિ આધિ ( માનસી વ્યથા )એ રહિત થઈ ગએલા વર્ણિરાજ રામાનદમુનિ એજ શ્રીકૃષ્ણના સંકલ્પથીજ પોતાના પૂર્વ વૃત્તાંતની સ્મૃતિ પામતાં 'હું શ્રીકૃષ્ણનો એકાંતિક ભક્ત ઉદ્ધવજી છું મને શ્રીકૃષ્ણે પોતાના અતર્ધાન સમયે સ્વજ્ઞાનનો ઉપદેશ કરી તેના રક્ષણ માટે બદરિકાશ્રમમાં મોકલ્યો હતો' એવું વિજ્ઞાન પામ્યા ॥૧૯॥ દુર્જનોના ઉપદ્રવમાં મૂળભૂત દુર્વાસાશાપ વિગેરેનું પણ વિજ્ઞાન પામ્યા તેપછી તે દિવસને પ્રારભીને પરમાનદથી સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણની સર્વપ્રકારે ભક્તિ કરવા લાગ્યા ॥૨૦॥ ત્યાર પછી રામાનદમુનિ 'જીવોનુ જ્ઞાનોપદેશ આપી હિત કરવા માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ મારી પૃથ્વી ઉપર સ્થાપના કરી છે' એમ સ્મૃતિ કરીને, તે જગતનું હિતજ કરવા મડ્યા ॥૨૧॥ હે નૃપ ! રામાનંદમુનિએ સચ્છાસ્ત્ર ( પરબ્રહ્મસ્વરૂપના નિરૂપણમાટેજ પ્રવર્તેલાં ઉપનિષદાદિ) અને ભગવદ્‌વાક્યો (તેના ઉપબૃહણરૂપ ગીતાવાક્યો તથા ભાગવતના એકાદશ સ્કધમાં પોતાને શ્રીકૃષ્ણે કહેલાં વાક્યો વિગેરે )નો સાર યથાર્થપણે ગ્રહણ કરીને, નિર્ભય (સસારભય દૂર કરવામાં સમર્થ અથવા-સચ્છાસ્ત્રમૂળ છે અને શ્રીકૃષ્ણે સાક્ષાત્ પોતાને ઉપદેશ કરેલો છે માટે પ્રતિવાદિના ભયે રહિત ) નવીન ( શ્રીકૃષ્ણે ઉપદેશેલા મત્રનું પ્રધાનપણુ હોવાથી બીજા સપ્રદાયોથકી વિલક્ષણ અથવા બીજા સપ્રદાયથકી જુદો પણ વસ્તુતાએ નવીન નહિ, કેમકે-સર્વ સપ્રદાયની ઉત્પત્તિ પહેલાં પોતાને શ્રીકૃષ્ણે સ્વયં ઉપદેશ કરેલો છે ) એવો સ-

मादाय तत्त्वतः। नवीनं सम्प्रदायं स्वं वयन्ध नृप! निर्भयम् ॥२२॥ जीवेशमायारूपाणां निर्णयं प्रायशः स तु। रामानुजाचार्यकृतग्रन्थोक्तं प्रत्यपादयत् ॥२३॥ स्ववर्णाश्रमधर्मेण युक्ता श्रीराधिकापतेः। भक्तिः कार्या दृढेत्येतल्लक्षणं ह्युद्धवाध्वनः ॥२४॥ मुमुक्षूञ्छरणापन्नांस्तदेवोपदिशन्स्वयम्। प्राक् स्वानुभूते तत्स्थाने प्रीत्यैकं मासमावसत् ॥२५॥ स तैर्थिको वर्णिवरो मुमुक्षून् श्रीकृष्णभक्तिं गमयन्स्वधर्माम्। प्राप्तोऽभवत्तनृप! तीर्थराजं धर्मः सिषेवे तमिति ह्यवेहि ॥२६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे उद्धवसम्प्रदायप्रवृत्तिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

---

પ્રદાય (ગુરૂપરંપરાગત મંત્રાદિ સદુપદેશરૂપ) પૃથ્વી ઉપર પ્રવર્તાવ્યો ॥૨૨॥ એટલામાત્રથી શ્રીરામાનુજાચાર્યના સંપ્રદાયથકી અત્યંત બહિર્ભૂતતા નથી. કેમકે-રામાનંદમુનિએ જીવો, સર્વેશ્વર અને પ્રકૃતિના સ્વરૂપ સ્વભાવનો વિવેકરૂપ નિર્ણય તો શ્રીરામાનુજાચાર્યે રચેલા શ્રીભાષ્યાદિ ગ્રંથોમાં કહેલોજ બહુધાપણે પ્રતિપાદન કર્યો છે ॥૨૩॥ 'રમાપતિ રાધિકાપતિ શ્રીકૃષ્ણની ભક્તિ સ્વવર્ણાશ્રમધર્મે સહિત ( અંગવાળી ) દૃઢપણે કરવી' એટલુંજ ઉદ્ધવસંપ્રદાયનું પ્રધાન (અસાધારણ) લક્ષણ છે. હિ શબ્દથી સકળ સચ્છાસ્ત્રમાં આ અર્થની પ્રસિદ્ધિ જણાવી છે ॥૨૪॥ રામાનંદમુનિ મુમુક્ષુ શરણાગતોને 'વર્ણાશ્રમધર્મનો નહિ ત્યાગ કરીને શ્રીકૃષ્ણની સ્વયંપ્રયોજનભૂત ( ફળેચ્છા વિના ) ભક્તિજ કરવી' આટલુંજ સ્વસંપ્રદાયનું લક્ષણ ઉપદેશ કરવા પૂર્વક પોતે પૂર્વ જન્મમાં પરિચય કરેલા પ્રસિદ્ધ એજ વૃંદાવન સ્થાનમાં એક માસ વાસ કરીને રહ્યા ॥૨૫॥ હે રાજન્! તીર્થયાત્રામાં પ્રવર્તેલા તે આ વર્ણિવર્ય રામાનંદમુનિ તેતે તીર્થોમાં રહેલા મુમુક્ષુ મનુષ્યોને સ્વધર્મે સહિત શ્રીકૃષ્ણભક્તિનો ઉપદેશ આપતા થકા ફરતા ફરતા પ્રસિદ્ધ તીર્થરાજ પ્રયાગક્ષેત્રમાં આવ્યા. એવા રામાનંદમુનિની ધર્મદેવ જેમનું બીજું નામ છે એવા દેવશર્મા દ્વિજ સેવા કરવા લાગ્યા. એમ તમો જાણો-એટલે રામાનંદમુનિના દેશ-જાતિ-ગુરૂ અને આચાર્યપણાના પ્રશ્નોના ઉત્તરો આ પૂર્વોક્ત પ્રકારેજ જાણો ॥૨૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ઉદ્ધવસંપ્રદાયપ્રવૃત્તિનિરૂપણનામા પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥

सुव्रत उवाच—पादसंवाहनं कुर्वंस्तस्यासावेकदा निशि। स्वप्ने

## અધ્યાય ૧૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ધર્મદેવ કોઈ સમયમાં શ્રીરામાનંદસ્વામિનાં ચરણ ચાંપતાં ચાંપતાં તત્કાળ થએલા સ્વપ્નમાં દિવ્ય તેજોમંડળના મધ્યમાં વિરાજમાન સાક્ષાત્ શ્રીકૃષ્ણનાં દર્શન પામ્યા. આ સ્થળે સ્વપ્ન શબ્દ સ્વપ્નને સદૃશ મનોમાત્ર નયન જેમાં છે એવા કોઈ જાગરણવિશેષમાં લક્ષણાથી પ્રવર્તે છે. 'स्वमामं स्वमधीगम्यं' એનો બીજા સ્થળમાં પણ નિર્દેશ છે. તેનું વ્યાખ્યાન કર્યું છે કે—'જેમ સ્વપ્નધી ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો ઉપરમ થતાં મનોમાત્રથી થાય છે એમ આત્મધી પણ થાય છે.' સ્વપ્ન તો દુષ્ટ મનથી થાય છે અને આ સ્વપ્નસદૃશી ધી તો પ્રસન્ન મનથી થાય છે એટલો વિશેષ છે. રામાનંદમુનિના પાદસંવાહન કરતાંજ 'સમાધિમાં ગએલા પુરૂષની પેઠેજ' ધર્મદેવની બાહ્ય ઇન્દ્રિયો તત્કાળ ઉપરત વ્યાપારવાળી થઈ ગઈ અને એક પ્રસન્ન મનોરૂપ નયન તો વ્યાપારવાળું રહ્યું ત્યારે ધર્મદેવના મનોરૂપ નયનપથમાં સિદ્ધસમાધિવાળા પુરૂષની પેઠે શ્રીકૃષ્ણ સ્વયં પ્રાદુર્ભાવ પામ્યા. એવો અર્થ છે. આવો અર્થ કરવાથી 'નિદ્રા નામનો દોષ નહિ હોવા છતાં કેમ સ્વપ્નનો પ્રસંગ કહેવાય? અને વિશુદ્ધ મનથી ગ્રહણ કરવા યોગ્ય, અક્ષરમાં રહેલું સ્વરૂપ જેમનું છે, એવા ભગવત્સ્વરૂપનો દુષ્ટ મનોવ્યાપારની જેમાં અપેક્ષા છે એવા સ્વપ્નની ગોચરતા શી રીતે સંભવે? એવી શંકા પણ પરાસ્ત થઈ ગઈ. 'ददर्शान्तर्दृशा कृष्णं' એવો પાઠ હોય તો તુરત બાહ્ય ઇન્દ્રિયો ઉપરત વ્યાપારવાળાં થતાં સિદ્ધસમાધિવાળાની પેઠેજ એમની અંતઃકરણરૂપ અંતર્દષ્ટિ ઉઘડી ગઈ, તેણે કરીને શ્રીકૃષ્ણને જોયા એવો સ્પષ્ટ અર્થ છે. અથવા—જેમ સ્વપ્નમાં અનુભવાતા અર્થો સ્વપ્નવાળાનેજ જણાય છે પણ બીજાને જણાતા નથી, તેમ આ શ્રીકૃષ્ણનું દર્શન પોતાના એકનાજ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે પણ બીજાને નહિ માટે આવા-અનુભવને કહેવા માટે સ્વપ્નશબ્દનો નિર્દેશ કર્યો છે. અથવા સ્વપ્નશબ્દનો પ્રથમની પેઠે 'સમાધિ' એવો અર્થ કરવો એટલે

ददर्श श्रीकृष्णं तेजोमण्डलमध्यगम् ॥१॥ तं दृष्ट्वा परमाश्चर्यं प्रसादं तस्य तं विदन्। मुनेस्ततस्तमेवैकं सद्गुरुं निश्चिकाय सः ॥२॥ सर्वभावेन शरणं तमेव प्रतिपद्य च। तस्माद्भागवतीं दीक्षां सभार्यः सोऽग्रहीन्नृप ! ॥३॥ अष्टाक्षरौ कृष्णमन्त्रौ तस्मै सोऽपि मुमुक्षवे। उपादिशन्मुनिर्दत्त्वा तुलसीकाष्ठजे स्रजौ ॥४॥ श्रीकृष्णेति त्वमादिश्च गतिर्मध्यमन्ततः। मनुराद्य इति प्रोक्तो वैष्णवत्वविधापकः ॥५॥ ब्रह्माहमादि च पदं दान्तं कृष्णेति तत्परम्। सोऽस्मी-

---

કશી શંકાનો અવકાશ નથી ॥૧॥ સર્વથી વિલક્ષણ નિરવધિક આનંદમય હોવાથી પરમ આશ્ચર્યકારી એવા શ્રીકૃષ્ણને પરમાર્થથી પ્રત્યક્ષ જોઇને, ધર્મદેવે 'મને જે શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન થયાં તે રામાનંદસ્વામિનાજ પરમ પ્રસાદથી થયાં' એમ જાણીને, માટે 'તે રામાનંદસ્વામીજ લોકમાં એક—અદ્વિતીય સદ્ગુરૂ છે' એવો નિશ્ચય કર્યો ॥૨॥ હે નૃપ ! ધર્મદેવે એવો નિશ્ચય કરીને, ભાર્યા સાથે સર્વ ભાવથી ( કરણત્રયની એક રૂપતાથી ) રામાનંદમુનિના શરણને પામીને, તેમના થકી સંસારસાગર તરવામાં મુખ્ય સાધનભૂત ભાગવતી દીક્ષા ગ્રહણ કરી ॥૩॥ તેનો પ્રકાર કહેછે—રામાનંદમુનિએ પણ ઉત્તમ મુમુક્ષુ ધર્મદેવને તુલસીકાષ્ઠની બેવડી કંઠમાં પહેરવાની માળા આપીને, સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાને ઉપદેશ કરેલો અષ્ટાક્ષર શ્રીકૃષ્ણ મંત્રનો ઉપદેશ કર્યો ॥૪॥ બે મંત્રનું બે શ્લોકથી સ્વરૂપ કહેછે—જેમાં 'શ્રીકૃષ્ણ' અને 'त्वं' પદ અનુક્રમથી પ્રથમ આવે છે અને મધ્યમાં 'गति' પદ આવે છે અને અંતમાં 'मम' એવા બે મકાર આવે છે. 'श्रीकृष्ण त्वं गतिर्मम' એવો આ આદિ મંત્ર છે. આ મંત્ર વૈષ્ણવપણાને પમાડનારો છે એટલે એક શ્રીકૃષ્ણની શરણતા જણાવનારા જે મંત્રથી પોતાના સ્વરૂપને અનુરૂપ ઉપાયનિષ્ઠતાની સંપત્તિથી વૈષ્ણવપણું સિદ્ધ થાય છે એવો આ મંત્ર કહ્યો છે ॥૫॥ જેમાં 'ब्रह्माहं' પદ પ્રથમ છે. તે પછી 'दा' અક્ષર અંતમાં જેમાં છે એવું 'कृष्ण' પદ જેમાં છે. તે પછી 'सोऽस्मि' પદ જેમાં અંતે છે. 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' એવો આ બીજો મંત્ર છે. આ મંત્ર પણ સ્વસ્વરૂપના આવિર્ભાવરૂપ બ્રહ્મભાવને બોધ કર-

त्युक्तो द्वितीयोऽपि मनुरिष्टफलप्रदः ॥६॥ आद्यः शरणमन्त्रोऽत्र सामान्य इति कीर्तितः । द्वितीयस्तु महामन्त्रो विशेष इति विद्धि भो ! ॥७॥ ततस्तस्मै स सद्धर्मान् पालनीयान्मुमुक्षुभिः । उपादिदेश यैर्युक्तः पूज्योऽत्र स्यात् परत्र च ॥८॥ सम्प्रदायेऽस्मदीयेऽस्मिन्संस्थिता ये तु पूरुषाः । भवेयुश्च स्त्रियस्तेषां नियमाच्छृणु वच्मि ते ॥९॥ देवतापितृयागार्थमपि कस्यापि देहिनः । क्वापि हिंसा न

---

નારો હોવાથી તેમજ દાસ્યલક્ષણ સેવાત્મક મુક્તૈશ્વર્યને જણાવનાર હોવાથી મુમુક્ષુજનોને વાંછિત ફળ આપનારો કહ્યો છે. શાસ્ત્રમાં મંત્રો ગોપ્યપણે કહ્યા છે માટે આ સ્થળે આ બે મંત્રો સાક્ષાત્ નહિ કહેતાં યુક્ત્યંતરથી કહ્યા છે ॥૬॥ સાંપ્રદાયિક પરિભાષા કહે છે—આ બેમાં પ્રથમ મંત્ર શરણમંત્ર કહેવાય છે અને તે સામાન્ય ( ત્રૈવર્ણિક, સચ્છૂદ્રો અને તેમની તેમની સ્ત્રીયોને સામાન્ય દીક્ષામાં આપવાનો સાધારણ ) કહ્યો છે. બીજો મંત્ર તો મહામંત્ર ( મહાદીક્ષાના અધિકારીજનોને આપવાનો ) કહ્યો છે માટે તે વિશેષ ( અસાધારણ ) કહ્યો છે. હે રાજન્ ! એમ તમો જાણો. સામાન્યદીક્ષા અને મહાદીક્ષા એવા ભેદથી દીક્ષા બે પ્રકારની છે. તેમાં યથાધિકાર આ બે મંત્રોનો ઉપયોગ છે માટે એવી પરિભાષા કરી છે. આનું વિવેચન ચતુર્થપ્રકરણમાં દીક્ષાવિધિમાં સ્પષ્ટ થશે ॥૭॥ ઉપરના બે મંત્રનો ઉપદેશ કર્યા પછી રામાનંદમુનિએ ધર્મદેવને મુમુક્ષુઓએ અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય સદ્ધર્મોનો ઉપદેશ કર્યો. જે સદ્ધર્મોનું અનુષ્ઠાન કરવાથી અનુષ્ઠાતા આ લોક પરલોકમાં પૂજ્ય થાય છે એટલે શ્રેયને પામેછે ॥૮॥ હવે વિધિનિષેધરૂપ ધર્મવિશેષોનો ઉપદેશ આપતાં પ્રથમ તેના સર્વ અધિકારીઓનો નિર્દેશ કરેછે—હે ધર્મ ! મેં પ્રવર્તાવેલા આ ઉદ્ધવસંપ્રદાયમાં રહેલા જે પુરૂષો તથા સ્ત્રિયો હોય તેમના નિયમો-નિયમથી પાળવાના સદ્ધર્મો મેંજ મુમુક્ષુઓને ધર્મોપદેશ આપવાની આજ્ઞા આપેલા તમોને હું કહુંછું. જે ધર્માચાર્ય થાય તેણે તેતે અધિકારીઓના ધર્મો અવશ્ય જાણવાજ જોઇએ. તો તેને તમો સાંભળો ॥૯॥ વિધિ-નિષેધરૂપ ધર્મમધ્યે નિષેધધર્મ અધિક પ્રત્યવાય ( પાપ ) આપનારો હોવાથી પ્રથમ નિષિદ્ધના

कर्तव्या दीक्षां कार्ष्णीमुपाश्रितैः ॥१०॥ एकादशविधं मद्यं सुरा च त्रिविधा द्विज ! । आपद्यपि न वै पेया नाद्यं तत्स्पृष्टमौषधम् ॥११॥ भक्षणीयं न वै मांसं यज्ञशिष्टमपि क्वचित् । धर्मार्थमपि

પરિત્યાગનો ઉપદેશ કરેછે-कस्यापि देहिनो हिंसा न कार्या-કોઈ પણ દેહિની હિંસા ન કરવી, માંકણ હોય કે મક્ષિકા હોય કે ગજ હોય કે અશ્વ હોય 'આ ક્ષુદ્ર છે આ મહાન્ છે' એવી વિષમદષ્ટિનો ત્યાગ કરીને 'દેહિમાત્રને દેહનો ઉચ્છેદ થતાં દુઃખ તુલ્ય થાય છે' એવી અવિષમ દૃષ્ટિથી કોઈ પણ દેહિની હિંસા ન કરવી. અથવા-'कस्यापि' એટલે અનુકૂળ દેહિની જેમ હિંસા ન કરવી તેમ પ્રતિકૂળ સર્પ વીંછિ આદિક દેહિની પણ ન કરવી એવો અર્થ કરવો. क्वापि न कार्या-તાંત્રિક એવા પણ વિધિ દેવીપૂજનાદિ નિમિત્તમાં ન કરવી. किं बहुना-શ્રૌત એવા પણ દેવતાયાગ તથા પિતૃયાગમાં હિંસા ન કરવી. કોણે હિંસા ન કરવી ? તો કૃષ્ણસંબંધિ દીક્ષાને પામેલા-પારમૈકાંતિક સાત્વિક અધિકારીઓએ ન કરવી ॥૧૦॥ હે દ્વિજ ! 'पानसं द्राक्षमाधूकं' ઈત્યાદિ પુલસ્ત્યસ્મૃતિમાં કહેલું અગીયાર પ્રકારનું મદ્ય તથા 'गौडी माध्वी तथा पैष्टी' આ મનુએ કહેલી ત્રણ પ્રકારની સુરા આપત્કાળમાં પણ પીવી નહિ. તથા સુરામદ્યના સંસર્ગવાળું ઔષધમાત્ર આપત્કાળમાં પણ ભક્ષણ કરવું નહિ. ( આથી સૌત્રામણી યાગમાં સુરાગ્રહ કરવાનો કહ્યો છે પણ આ સ્થળે નિષેધ કરેલો છે તો અધિકારિવિશેષના પ્રત્યે સુરાગ્રહથી નિવૃત્તિ પામવું એજ ધર્મ કહેવાય છે ) ॥૧૧॥ હે વિપ્રેન્દ્ર ધર્મ ! માંસ ભક્ષણ નજ કરવું, કારણ કે-પરપીડા પ્રસંગથી પ્રત્યવાય લાગે છે. क्वचिदपि-આપત્કાળમાં પણ નજ ભક્ષણ કરવું. 'न भक्षयति यो मांसं न हन्याद्न घातयेत् । तन्मित्रं सर्वभूतानां मनुः स्वायंभुवोऽब्रवीत्' એમ સ્મૃતિમાં કહ્યું છે. यज्ञशिष्टमपि न भक्ष्यं-અમારા સંપ્રદાયમાં અહિંસાધર્મનું મુખ્યપણું હોવાથી હિંસામય યજ્ઞ કરવાનો તો સંભવ નથી. પરંતુ કોઈ બીજાએ કરેલા સોમયાગમાં કે શ્રાદ્ધમાં દેવપિત્રિનું યજન કરતાં બાકી રહેલું 'यज्ञाय जग्धिर्मांसस्येत्येषो दैवो विधिः स्मृतः । देवान्पितॄन् समभ्यर्च्य खादन्मांसं न दुष्यति' એમ અન્ય સ્થળમાં મંત્રોને અભ્યનુજ્ઞા-

विप्रेन्द्र ! न कार्यं स्तेनकर्म च ॥१२॥ परस्त्रीगमनं पुंसा स्त्रिया दानं च न क्वचित् । जारसङ्गस्तथा नार्या न कार्योऽपि महापदि ॥१३॥ गृहीतरा आश्रमिणो ये स्युस्तैस्त्वष्टधा द्विज ! । सङ्गः स्त्रिया न कर्तव्यो मर्यादैषा सनातनी ॥१४॥ पुंसाऽथ विधवास्पर्शः पुंसः स्पर्शस्तथा तया । बुद्ध्या न कार्यः स्पर्शश्च त्यागिनः सधवस्त्रिया ॥१५॥ आत्मघातस्तु तीर्थेऽपि बुद्ध्या कार्यो न कर्हि-

तपण मांसभक्षण अमारा सम्प्रदायना जनोए सर्वप्रकारे त्यागज करवुं. तथा धर्मने माटेपण चोरीनुं कर्म नज करवुं–जेम केटलाक मंदो 'पशुहननरूप अल्प अपकार करवाथी अमोने शी हानी छे ? केमके परोपकाररूप दक्षिणा आदिक बीजां बहु सुकृत यज्ञमां थाय छे' एवी मूर्खताथी पशुहननने प्रत्यवाय नहि गणीने जेमां पशुहनन थाय एवोपण याग करवामां प्रवर्ते छे, तेमज 'परधनहरणरूप अल्प प्रत्यवायथी अमोने शी हानि छे ? मोटो आ धनसाध्य धर्म छे, जेनाथी अमोने प्रबळ पुण्य थशे' एम समजीने चोरीना कर्ममां केटलाक मूर्खो प्रवर्ते छे तो तेवुंपण चोरीनुं कर्म न करवुं. कोईनी चोरी करवी ए अधर्मज छे ॥१२॥ पुंसा–पुरुषमात्रे ( चाडाळपर्यंत आ साधारण धर्म छे ) परदारानो प्रसग क्यारेयपण ( कल्पित मनथी पण )न करवो तथा पोतानी दारानुं दान क्यारेयपण बीजा कोई प्रार्थना करनाराने पण करवुं नहि तथा नारीमात्रे जारपुरुषनो सहवासादिरूप पण प्रसग देशकाळनी विषमताथी महाआपत्काळनी प्राप्तिमापण नज करवो ॥१३॥ हे द्विज ! गृहस्थोथकी भिन्न (बीजा) जे वर्णीविगेरे आश्रमिओ छे तेमणे तो 'श्रवणं कीर्तनं केलिः' इत्यादि अग्निपुराणमां कहेला आठ प्रकारथी स्त्रीमात्रनो प्रसग नज करवो. अर्थात् अष्टप्रकारनुं ब्रह्मचर्य व्रत पाळवुं. आ मर्यादा सनातनी छे एटले श्रुतिस्मृतिमां प्रसिद्ध छे ॥१४॥ अने गृहस्थाश्रमी पुरुषमात्रे समीपसबंधे वर्जित विधवानो स्पर्श बुद्धिपूर्वक न करवो तेमज विधवाए समीपसबंधे रहित पुरुषमात्रनो स्पर्श बुद्धिपूर्वक न करवो तथा सधवा स्त्रीए वर्णी, वानप्रस्थ, संन्यासी, साधु विगेरे त्यागी पुरुषनो स्पर्श बुद्धिपूर्वक न

चित् । भिन्नसन्मार्गमर्यादाद्छ्रव्या कृष्णकथा न च ॥१६॥ कृष्ण-प्रासादिकान्नादेर्माहात्म्येनापि कर्हिचित् । स्वजातिभ्रंशकरणं कर्तव्यं कर्म नैव च ॥१७॥ मिथ्यापवादो नारोप्योऽन्यस्मिन्स्वस्यापि वृत्तये । पापात्मनां न कर्तव्यः सङ्गो व्यसनिनां तथा ॥१८॥ तपस्वी क्रोधयुक्तो यः कृष्णभक्तश्च कामवान् । स्वधर्मस्थोऽप्यभक्तो

---

કરવો ॥૧૫॥ કેટલાક મૂર્ખો તીર્થોમાં તનુત્યાગ પ્રત્યવાય નહિ કરનારો અને શ્રેયને કરનારો માનેછે તેઓતો અત્યંત ભ્રાંત છે. આત્મઘાત તો મહા પ્રત્યવાય માટે કલ્પાયછે માટે પ્રયાગાદિ તીર્થોમાંપણ બુદ્ધિપૂર્વક ક્યારેયપણ ન કરવો. તથા જે પુરૂષો કેવળ વિષયમાંજ અતિ આસક્ત ચિત્તવાળા, માટેજ સદ્ધર્મ-ભગવદ્ભક્તિ કરવારૂપ સન્માર્ગની મર્યાદાને ભેદી નાંખનારા હોય તેમના મુખથકી કૃષ્ણની કથાવાર્તાપણ સાંભળવી નહિ ॥૧૬॥ જેનું અન્ન ન ખપતું હોય એવા શૂદ્રાદિકે રાંધેલું હોય, જેના જમવાથી પોતાની બ્રાહ્મણાદિ જાતિમાંથી ભ્રષ્ટ થવાય, એવું અન્નાદિ ભગવન્નિવેદિતાવશિષ્ટ (પ્રસાદીભૂત) હોય. એવા ભગવત્પ્રસાદ મહિમાથીપણ એટલે 'આતો ભગવાનને નિવેદન કરેલું છે માટે અતિપવિત્ર છે, આના ગ્રહણમાં દોષ નથી પણ બહુ પુણ્ય છે' એવી ભાવનાથીપણ ક્યારેયપણ એવું અન્નાદિ નજ જમવું ॥૧૭॥ બીજા કોઈ જનનીપણ ઉપર મિથ્યાપવાદ નજ આરોપવો. જીવનલાભરૂપ પોતાનું પ્રિય સિદ્ધ થતું હોય તોપણ ન આરોપવો. જ્યારે જીવનલાભમાટેપણ પરાપવાદ આપવામાં પ્રત્યવાય છે ત્યારે પ્રકૃતિથીજ પરાપવાદ આપનારા જે હોય તેમને પ્રત્યવાય લાગે એમાં કહેવુંજ શું?. પાપશીલ તથા વ્યસનશીલ પુરૂષોનો પ્રસંગ તો અત્યંત ન કરવો ॥૧૮॥ જે કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપશ્ચર્યાશીલ હોઇનેપણ કોપવેગથી પરિપૂર્ણ હોય, જે ભગવાનમાં પ્રેમાંકુરવાન્ હોઇનેપણ કામાતુર હોય, જે સ્વધર્મનિષ્ઠ હોઇનેપણ અભક્ત (ભક્તવિરોધી) હોય, જે ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરીનેપણ લોભયુક્ત હોય, જે ગુરૂ થઇને પણ શિષ્યસમાજને યથાશાસ્ત્ર અવબોધ આચારણાદિકથી ધર્મમર્યાદામાં વર્તાવે નહિ, જે અનેક શાસ્ત્રાધ્યયનજન્ય જ્ઞાનવાન્ હોઇનેપણ યુક્તિથી ભગવાનનું દિવ્યરૂપ દિવ્યવિભૂતિનું

यस्त्यागी लोभयुतश्च यः ॥१९॥ यो गुरुः शिष्यवर्गं स्वं यथाशास्त्रं न वर्तयेत् । यश्च ज्ञानी स्वयं भूत्वा मिन्याद्युक्त्याऽऽकृतिं हरेः ॥२०॥ एतेषामपि षण्णां वै सङ्गः सन्मतिखण्डनः । असत्सङ्ग इव त्याज्यः स्वक्षेमाय मुमुक्षुभिः ॥२१॥ देवतानां च तीर्थानां वेदानां च गवामपि । ब्राह्मणानां च साधूनां निन्दा कार्या न धर्मिणाम् ॥२२॥ यत्र श्रीकृष्णदेवस्य स्यात्साकारत्वखण्डनम् । तच्छास्त्रं नैव मन्तव्यं न श्रोतव्यं च कर्हिचित् ॥२३॥ आयुधं च विषं जालं पक्षिमत्स्यादिबन्धकृत् । कस्मैचिदपि नो देयं हिंसामूलं यतोऽस्ति तत् ॥२४॥ ब्राह्मणेनाश्रमवता धार्यं नैवायुधं क्वचित् । जीवहिंसा-

---

खडनपरायण होय, ते आ छो प्रकारना तपस्वी विगेरे पुरुषोनो पण जे प्रसंग छे ते सद्बुद्धिने नाश करनारो छे, माटे मुमुक्षु मनुष्योए पोताना क्षेममाटे असत्पुरुषना प्रसगनी पेठेज सर्वप्रकारे त्याग करवा योग्य छे, अर्थात् जेम असज्जनना संगथी आ लोक परलोकमां कल्याणनो विघात थायछे तेमज आ छो पुरुषोना सगथीपण कल्याणनो विघात थायछे माटे तेमना संगनो त्याग करवो ॥१९–२०–२१॥ कोइनीपण निंदा न करवी देवो, तीर्थो, वेदो, गायो, ब्राह्मणो, साधुओ अने धर्मनिष्ठोनी निंदा तो विशेषपणे नज करवी अने कोई करता होय तो न सांभळवी अर्थात् परनिंदामात्र प्रत्यवायने आपनारी छे. तेमांपण देवादिकनी निंदा तो विशेषपणे प्रत्यवाय आपनारी छे माटे ते तो अत्यंत नज करवी ॥२२॥ जे ग्रंथमां परमात्मा श्रीकृष्णनो नित्यसिद्ध दिव्याकार दिव्यविभूतियोगादिकनुं खंडन कर्युं होय तेने शास्त्रज न जाणवुं. केमके विपरीत बोध आपनार छे, माटे ते क्यारेयपण सांभळवुं नहि ॥२३॥ तरवार विगेरे आयुध, अफीण आदिक विष, पोपट आदिक पक्षिओ तथा मांछलाओने बंधन करनारी जाळ, आ पदार्थो कोई याचना करनारनेपण आपवा नहि कारण के–जो आयुधादिक मळे तो पुरुषो परपीडामाटे निश्चे प्रवर्तेछे माटे आवां पदार्थो आपवा लायक पदार्थोमां गणवां नहि ॥२४॥ ब्राह्मणमात्रे आयुध धारण आपत्काळमां पण नज करवुं. कारण के–ब्राह्मणपणामां अहिंसाधर्मनुं प्रधानपणुं

करं यत्तु तच्च क्वापि न किञ्चन ॥२५॥ प्रातः स्नात्वा चोर्ध्वपुण्ड्रं कर्तव्यं प्रतिवासरम् । कृष्णप्रसादिगन्धेन तद्गोपीचन्दनेन वा ॥२६॥ पुण्ड्रद्रव्येण तन्मध्ये पुंसा वर्तुलचन्द्रकः । राधालक्ष्मीप्रसादेन कर्तव्यः कुङ्कुमेन वा ॥२७॥ कृष्णपूजावशिष्टेन चन्दनेन सुवासिनी । नारी तु कुर्याद्धृदये चन्द्रकं प्रतिवासरम् ॥२८॥ राधापूजनशिष्टेन काश्मीरेण च सान्वहम् । मध्यदेशे ललाटस्य कुर्याद्वर्तुलचन्द्रकम् ॥२९॥ राधाकृष्णार्चावशिष्टं कुङ्कुमं चन्दनं तथा । मिश्रीकृत्याल्पकं कुर्याद्विधवा चन्द्रकं गले ॥३०॥ यथाधिकारं

---

છે. આયુધધારણથી કદાચિત્ હિંસા થવાનો પ્રસંગ આવી પડે. તેમાં પણ બ્રહ્મચર્યાદિ જ્ઞાનપ્રધાન આશ્રમિઓએતો તે આયુધ વિશેષપણે ન ધારણ કરવું. તથા આયુધથકી બીજું જેજે વસ્તુ જીવહિંસાનો પ્રસંગ લાવે એવું હોય તેતે કાંઈપણ વસ્તુ ક્યારેયપણ નજ ધારણ કરવું. જીવહિંસા સર્વપ્રકારે વર્જવી એટલુંજ આ બે શ્લોકનું તાત્પર્ય છે, કેમકે-અહિંસાધર્મ સર્વધર્મમાં મૂળ છે ॥૨૫॥ નિષેધરૂપ ધર્મનો ઉપદેશ કરીને હવે વિધિરૂપ ધર્મનો ઉપદેશ કરેછે-પ્રતિદિન પ્રાતઃકાળમાં સ્નાન કરીને ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું. ( સ્નાનતો સામાન્યપણે પ્રાપ્તજ છે માટે તેનો અનુવાદ કરીને પુંડ્રધારણનો વિધિ કર્યોછે ) તે તિલક કૃષ્ણપૂજા કરતાં બાકી રહેલા ( પ્રસાદિ ) ચંદનથી કરવું. ( 'कृष्णप्रसादिगन्धेन' આ પદથી દ્રવ્યવિશેષનો વિધિ કર્યોછે. કૃષ્ણપ્રસાદિ ચંદનથી ઊર્ધ્વપુંડ્ર કરવું આ વિશિષ્ટ વિધિ જાણવો ) અથવા ગોપીચંદનથી કરવું. ( આથી દ્રવ્યમાં વિકલ્પ કહ્યો ) ॥૨૬॥ ઊર્ધ્વપુંડ્રના મધ્યભાગમાં પુંડ્રદ્રવ્યથી ( જે ચંદન કે ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર કર્યું હોય તેજ દ્રવ્યથી ) પુરૂષે ગોળાકાર ચંદ્રક કરવો. અથવા-રાધાલક્ષ્મીના પ્રસાદરૂપ કુંકુમથી ચંદ્રક કરવો ॥૨૭॥ સુવાસિની નારીએ તો પ્રતિદિન કૃષ્ણપૂજાવશિષ્ટ ( પ્રસાદિ ) ચંદનવડે હૃદયમાં ચંદ્રક કરવો. અને પ્રતિદિન રાધાપૂજાવશિષ્ટ ( પ્રસાદિ ) કુંકુમથી લલાટના મધ્યભાગમાં ગોળાકાર ચંદ્રક કરવો ॥૨૮-૨૯॥ વિધવા નારીએ તો રાધાકૃષ્ણપૂજાવશિષ્ટ ( પ્રસાદિભૂત ) કુંકુમ તથા ચંદનને મિશ્રિત કરીને તેનાથી નાનો ચંદ્રક કંઠમાં કરવો ॥૩૦॥ સચંદ્રક

सन्ध्यादि ततः कृत्वैव नैत्यकम् । राधिकाकृष्णयोरर्चा सर्वैः कार्या यथाविधि ॥३१॥ पञ्चाध्यायी रासलीला श्रीमद्भागवतोदिता । पठनीया प्रतिदिनं राधाकृष्णं समर्च्य च ॥३२॥ समग्राया अशक्तस्तु पाठे तस्याः स एककम् । पठेत्तदन्तिमाध्यायं तावता तस्य तत्फलम् ॥३३॥ स्वस्वशक्त्यनुसारेण तन्मन्त्रस्य जपोऽन्वहम् । नियमेनैव कर्तव्यो दिवा निशि च भक्तितः ॥३४॥ श्रीकृष्णनाममन्त्रश्च त्र्यक्षरः सकलैरपि । कीर्त्यः स्मर्यः सर्वकालं दीक्षामेतां समाश्रितैः ॥३५॥ स्वकण्ठपरिवर्तिन्यौ तुलसीकाष्ठजे स्रजौ ।

---

ઊર્ધ્વપુંડ્ર ધારણ કર્યા પછી યથાધિકાર સંધ્યાવદન વિગેરે નિત્યકર્મ કરીનેજ કૃષ્ણની દીક્ષા પામેલા સર્વજનોએ રાધાકૃષ્ણની યથાવિધિ પૂજા કરવી 'यथाधिकारं सन्ध्यादि कृत्वा' આ સામાન્યપણે પ્રાપ્ત થતા સંધ્યાદિકનો આ સ્થળે અનુવાદ કરેલો જાણવો. 'सर्वैः राधाकृष्णयोरर्चा कार्या' એમ કહ્યું છે તો સર્વના કલ્યાણને કરનારી કૃષ્ણપૂજાતો સર્વાધિકાર વાળી છે માટે સંધ્યાદિકની અપેક્ષાએ પૂજાનો વિશેષ જણાવ્યોછે, અર્થાત્ સંધ્યાદિકમાં તો અમુકનેજ અધિકાર છે અને કૃષ્ણપૂજામાં તો સર્વને અધિકાર છે માટે પૂજાનો વિશેષ છે ॥૩૧॥ રાધાકૃષ્ણનું પૂજન કરીને સર્વ કોઇએપણ ભાગવતના દશમસ્કંધમાં રહેલી પચાધ્યાયી (પાંચ અધ્યાયમાં વર્ણવેલી) શ્રીકૃષ્ણે કરેલી રાસલીલા (રાસલીલાને પ્રતિપાદન કરનારી હોવાથી રાસ લીલા કહેવાય)નો પાઠ કરવો. કેમકે-નિ શ્રેયસના સાધનભૂત ભક્તિરસની અભિવૃદ્ધિ કરનારી છે ॥૩૨॥ પાંચેય અધ્યાયનો પ્રતિદિન પાઠ કરવામાં જે પુરૂષ કાર્યાન્તરની વ્યગ્રતાથી કે રોગાદિકથી અસમર્થ હોય તેણે તો તેના છેલા એક અધ્યાયનો અવશ્ય પાઠ કરવો. તેટલામાત્રથીપણ તેને ભક્તિરસાભિવૃદ્ધિરૂપ તેના ફળની સિદ્ધિ સંપૂર્ણ થાયજ ॥૩૩॥ પ્રતિદિન દિવસે તથા રાત્રિએ નિયમથીજ શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રીકૃષ્ણના અષ્ટાક્ષરમંત્રનો જપ પોતપોતાની શક્તિને અનુસારે કરવો ॥૩૪॥ શ્રીकृष्ण' એવા જે ત્રણ અક્ષરનો નામમંત્ર છે તેનું કૃષ્ણની દીક્ષાને પામેલા સર્વકોઈ જનોએ જપધ્યાતિરિક્ત પ્રાતરાદિ સર્વકાળમાંપણ ભક્તિથી કીર્તન સ્મરણ કરવું ॥૩૫॥ પોતાના

यज्ञोपवीतवन्नित्यं धार्ये सूक्ष्ममणी शुभे ॥३६॥ तुलस्यलाभे द्वे माले द्विजैश्चन्दनकाष्ठजे । धारणीयेऽथ शूद्रैस्तु नित्यं चन्दनकाष्ठजे ॥३७॥ कृष्णाङ्घ्रिस्पर्शनं पूर्वं कारयित्वैव मालिका । सर्वापि कण्ठे सन्धार्या पुम्भिः स्त्रीभिश्च सर्वदा ॥३८॥ धर्मानेतान् पालयद्भिः पुम्भिः स्त्रीभिश्च नित्यदा । भक्त्या नवाङ्गया कृष्णो भजनीय इति स्थितिः ॥३९॥ सुव्रत उवाच—एवं धर्मानहिंसादींस्तस्मै सर्वान्सयोपिते । उपादिश्य पुरश्चर्याविधिं चाह स मन्त्रयोः ॥४०॥ स्वधर्मज्ञानवैराग्योपेतां श्रीराधिकापतेः । अनन्यभक्तिं साङ्गां स

કંઠમાં વિંટાઇને સુખેથી ફરતી રહે, તુલસીકાષ્ઠથી બનાવેલી, નાના મણકાની, ભગવાનના ચરણારવિંદને સ્પર્શ કરાવેલી હોવાથી શુભ એવી બેવડી માળા (કંઠી) યજ્ઞોપવીતની પેઠે નિત્ય ધારવી. એટલે જેમ દ્વિજાતિને યજ્ઞોપવીત નિત્ય ધાર્ય છે, ન ધારે તો પ્રાયશ્ચિત્ત સ્મૃતિમાં કહ્યુંછે. તેમ આ કંઠીપણ નિત્ય ધારણ કરવી. તે વિના વૈષ્ણવધર્મનો ભંગ થાયછે. 'यज्ञोपवीतवद्धार्या तुलसीकाष्ठमालिका' એવી સ્મૃતિ છે. અર્થાત્ કંઠી વિના ક્ષણપણ ન રહેવું ॥૩૬॥ તુલસીમાળા ન મળે તો ચંદનકાષ્ઠથી કરેલી બેવડી કંઠી દ્વિજાતિઓએ ધારણ કરવી. શૂદ્રોએતો તુલસીમાળા ન ધારવી કિંતુ સદૈવ ચંદનકાષ્ઠની માળાજ ધારણ કરવી ॥૩૭॥ નરનારીઓએ પ્રથમ શ્રીકૃષ્ણચરણારવિંદનો સ્પર્શ કરાવીનેજ ( માટેજ પવિત્ર થએલી ) બન્ને પ્રકારની પણ કંઠી કંઠમાં સર્વદા ધારણ કરવી ॥૩૮॥ હે વિપ્રેન્દ્ર ! આ મેં કહેલા 'ધર્મોનું અનુદિન અનુષ્ઠાન કરવાથી અંતઃકરણની નિર્મળતા પામેલા સ્ત્રીપુરુષોએ શ્રીકૃષ્ણની સ્વધર્મ અંગ જેમાં છે એવી શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિ સર્વદા કરવી, એવીજ ઉદ્ધવસંપ્રદાયની સકળવેદાન્તતત્ત્વાનુસારી મર્યાદા છે ॥૩૯॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! રામાનંદમુનિએ સપત્નીક ધર્મદેવને પૂર્વોક્ત પ્રકારે અહિંસાદિ સર્વ ધર્મોનો ઉપદેશ આપીને, પૂર્વોક્ત બે શ્રીકૃષ્ણ મંત્રનો'પુરશ્ચર્યાવિધિ પણ કહ્યો ॥૪૦॥ એ રીતે રામાનંદમુનિએ શુશ્રુ ધર્મદેવને સ્વધર્મ જ્ઞાન અને વૈરાગ્યે યુક્ત, માટેજ સાંગ (સ્વધર્માદિ અંગે સહિત! અથવા શ્રવણાદિ નવ અંગે સહિત)

उपादिश्येदमूचिवान् ॥४१॥ धन्योऽसि द्विजवर्य ! त्वं श्रेयसे यत-
से यतः । त्वयि सन्ति गुणा ये ते देहिनामतिदुर्लभाः ॥४२॥ म-
च्छिष्याणां हि सर्वेषां मान्यो मुख्यश्च सन्मते ! । भविता त्वं यतो
ज्यैष्ठ्यं गुणैरेवास्ति नोऽध्वनि ॥४३॥ गृहं गत्वा सभार्यस्त्वं महा-
मन्त्रं जपेः सदा । उपादिशेश्चाश्रितेभ्यो यथायोग्यं मनुद्वयम् ॥४४॥
त्रैवर्णिकेभ्यः पुम्भ्यश्च सच्छूद्रेभ्यस्तथानघ ! । सम्यगुपादिशेस्त्वं
हि मनुमाद्यं यथाविधि ॥४५॥ उत्तमेभ्योऽधिकारिभ्यो जपद्भ्यो
मनुमादिमम् । पुरुषेभ्यो द्वितीयं तु विधिनोपादिशेर्मनुम् ॥४६॥
पुरश्चर्याऽस्य कर्तव्या सङ्कल्पादौ यथाविधि । यतोऽस्य देवता कृ-

માટેજ શ્રીરાધિકાપતિની અનન્યા-એકાંતિકી એવી ભક્તિનો ઉપદેશ કરીને, તેમણે એમ પણ કહ્યું કે-॥૪૧॥ હે વિપ્રવર્ય ! આ ભવમંડળમાં તમો ધન્યભાગી છો, કારણ કે-કલ્યાણ માટે પ્રયત્ન કરોછો. પ્રેયનો પરિત્યાગ કરીને શ્રેયમાં વળગનાર પુરૂષ તો દુર્લભ છે. દૈવીસંપત્તિના જે ગુણો કહ્યા છે તે સર્વે તમારે વિષે છે. આ ગુણો બીજા મનુષ્યોને અત્યત દુર્લભ છે ॥૪૨॥ માટે હે સન્મતે ! મારા સમસ્ત શિષ્યોને મધ્યે તમો ગુણવડેજ માન્ય અને મુખ્ય થશો. કેમકે-અમારા ( પારમૈકાંતિક ) ઉદ્ધવસપ્રદાયમાં ગુણોવડેજ મહત્ત્વ માન્યું છે ॥૪૩॥ એ રીતે ધર્મદેવને સ્વસપ્રદાયિ જનોમાં મુખ્યપણું કહીને, સ્વશરણાગત મુમુક્ષુજનોને ઉપદેશ આપવાનો અધિકાર પણ આપે છે—હે ધર્મ ! મારી આજ્ઞાથી ઘેર જઈને ભાર્યા સાથે તમારે મેં ઉપદેશ કરેલા અષ્ટાક્ષર મહામત્રનો સદા જપ કરવો અને આશ્રય કરવા ઉદ્યમી થએલા મુમુક્ષુ મનુષ્યોને અધિકારને અનુસારે તમારે મેં ઉપદેશેલા એ અષ્ટાક્ષર મત્રનો દીક્ષાવિધિથી ઉપદેશ આપવો ॥૪૪॥ હે નિષ્પાપ ધર્મ ! ત્રૈવર્ણિક તથા સચ્છૂદ્ર-પુરૂષોને પ્રથમના શરણમંત્રનો તમારે યથાવિધિ અવબોધ થાય એમ ઉપદેશ કરવો ( અહિંસાદિ ધર્મોનો પણ ઉપદેશ આપવો ) ॥૪૫॥ ઉપદેશેલા પ્રથમના શરણમંત્રનો તેતે સમયે ભક્તિથી જપ કરતા, માટેજ મહાદીક્ષાના અધિકારને પામેલા ઉત્તમ (દીક્ષાવિધિમાં કહેલા ગુણોથી ઉત્કૃષ્ટ ) પુરૂષોને બીજા મહામંત્રનો તો યથાવિધિ

ष्णः स प्रभुः स्वेष्टसिद्धिदः ॥४७॥ जीवमायापरेशानां स्वरूपं वोद्धुमञ्जसा । रामानुजाचार्यकृता ग्रन्थाः पाठ्यास्त्वयादरात् ॥४८॥ नैपुण्यं लक्ष्मणार्यस्य यतो ज्ञानांशनिर्णये । यथाऽस्ति न तथाऽन्येषामित्येते सम्मता मम ॥ ४९ ॥ इत्युक्त्वा सम्प्रदायस्य रहस्यमपि सोऽखिलम् । तस्मै स्वं कथयामास स्निग्धशिष्याय तत्त्वतः ॥५०॥ ततस्तं स्वगृहं गन्तुमादिश्य स्वयमुद्धवः । द्वारावतीमनुययौ धर्मश्चापि निजालयम् ॥५१॥ सद्गुरुप्राप्तिपरमानन्दः स-

ઉપદેશ આપવો ॥૪૬॥ આ લોક પરલોકના દુ:ખનો પ્રસગ આવે તો તેની નિવૃત્તિ માટે તથા આ લોક પરલોકના સુખની પ્રાપ્તિ માટે આ બીજ મંત્રની પુરશ્ચર્યા યથાવિધિ તમારે કરવી (કેમકે તમો ઉત્તમ અધિકારી છો) કારણ કે-આ મહામન્ત્રના દેવતા સર્વ ફળને આપનારા પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માજ છે (અથવા આ મન્ત્રના ઉપાસ્ય દેવ કૃષ્ણ છે. પ્રભુ-પોતાના ભક્તોનું વાંછિત આપવામાં સમર્થ તે શ્રીકૃષ્ણ યતઃ જે પુરશ્ચર્યા કરવાથી ઇચ્છિત ફળને આપનારા થાય છે) ॥૪૭॥ હવે આ બીજી એક બાબત અવધારણ કરો-જીવો, માયા અને તે બેના નિયતા સર્વેશ્વર પરમાત્માના સ્વરૂપાદિ જ્ઞાનની યથાર્થ સપત્તિ માટે તમારે ભગવાન્ રામાનુજાચાર્યે રચેલા શ્રીભાષ્યાદિ ગ્રંથો આદરભાવથી ભણવા અને ભણાવવા ॥૪૮॥ જ્ઞાનાંશ (તત્ત્વ) વિનિર્ણયમાં શ્રીરામાનુજાચાર્યની જેવી નિપુણતા છે તેવી બીજા શકરાચાર્ય આદિકની નથી. માટે રામાનુજાચાર્યે કરેલા ગ્રંથોજ મને અત્યત અભિમત છે ॥૪૯॥ હે રાજન્! આ પ્રકારે કહીને રામાનંદમુનિએ જે બીજું સંપ્રદાયનું પોતાનું રહસ્ય હતું તેપણ સમગ્ર સ્નેહી, સદ્‌ગુણ સપન્ન, શિષ્ય ધર્મદેવને યથાર્થ કહી દીધું 'બ્રૂયુઃ સ્નિગ્ધસ્ય શિષ્યસ્ય ગુરવો ગુહ્યમપ્યુત' એમ ભાગવતમાં કહ્યું છે ॥૫૦॥ એ રીતે ઉપદેશ આપીને ધર્મદેવને ઘેર જવાની આજ્ઞા આપીને સ્વયં ઉદ્ધવાવતારભૂત રામાનંદમુનિ દ્વારકા પ્રત્યે જવા ચાલી નીકળ્યા અને ધર્મદેવ પણ પોતાને ઘેર જવા ચાલી નીકળ્યા ॥૫૧॥ હે ભૂપતે! ધર્મદેવ શ્રીરામાનંદસ્વામી સદ્‌ગુરૂની પ્રાપ્તિ થવાથી પરમાનદ પામીને, સ્ત્રી-સુત સાથે પોતાના છપૈયા ગ્રામને

स्त्रीसुतो निजम् । ग्राममेत्याऽऽचरद्भक्तिं श्रीकृष्णस्य स भूपते ! ॥५२॥ स्थूलादिदेहत्रितयात्पृथक्चैतन्यमाततम् । अखण्डमात्मनो रूपं मेने कृष्णस्य सेवकम् ॥५३॥ जीवेशकालमायानां नियन्ता पुरुषस्य च । कृष्ण इत्येव निश्चित्य नश्वरं जगदित्यवैत् ॥५४॥ ग्रन्थान् रामानुजाचार्यकृतान् गुर्वाज्ञया स च । पपाठ गीताभाष्यादीन् पाठयामास चादरात् ॥५५॥ श्रीकृष्णं भजतस्तस्य धर्मनिष्ठादिभिर्गुणैः । साक्षाद्धर्मोऽयमिति तं दैवा जीवा विदुर्नृप ! ॥५६॥ ततस्तस्याश्रयं चक्रुस्ते स्वनिःश्रेयसाय हि । गुरुलक्षणहीना-

પામીને, સમસ્ત શ્રેયના સાધનભૂત શ્રીકૃષ્ણભક્તિને કરવા લાગ્યા ॥૫૨॥ ધર્મદેવે સ્થૂળાદિ ત્રણ દેહના સબંધવાળું છે પણ તેનાથી અત્યંત વિલક્ષણ એટલે કર્મને લીધે દેહનો સંબંધ હોવા છતાં પણ સ્વતઃ દેહના દોષના વળગાડે વર્જીત, ચૈતન્યઘન, અવયવે વર્જીત હોવાથી અખંડ, ( અભેદ્ય ) પરમાત્માનું શેષ ( પરપ્રયોજન માટેજ જેનું સ્વરૂપ હોય તે ) હોવાથી કૃષ્ણસેવકત્વરૂપ એક સ્વભાવવાળું, ( दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः ) આતતં-જ્ઞાનપ્રભાથી સર્વ દેહમાં વ્યાપીને રહેલું, સ્વરૂપથી તો અણુપરિમાણવાળું, એવું આત્મસ્વરૂપ માન્યું અર્થાત્ ધર્મદેવ પોતાના આત્માને ત્રણ દેહથી વિલક્ષણ, બ્રહ્મરૂપની ભાવના કરીને શ્રીકૃષ્ણની સેવા કરવા લાગ્યા ॥૫૩॥ વળી ધર્મદેવે સુર નર પશુ પક્ષ્યાદિ બદ્ધ જીવો, બ્રહ્માદિ ઈશ્વરો, કાળ, પ્રકૃતિ, તેનો અધિષ્ઠાતા પુરૂષ, આ સર્વેના સર્વ પ્રકારે નિયંતા સર્વેશ્વર સર્વાંતરાત્મા શ્રીકૃષ્ણ છે એવો શ્રુતિસ્મૃતિન્યાયથી નિશ્ચય કર્યો અને 'આ ચરાચરાત્મક સમસ્ત જગત્ નશ્વર સ્વભાવવાળું છે' એમ જાણ્યું ( પણ મીથ્યા નહિ ) ॥૫૪॥ ધર્મદેવ ગુરૂ શ્રીરામાનંદસ્વામિની આજ્ઞાએ કરીને પરમાદરથી રામાનુજાચાર્યે રચેલા ગીતાભાષ્યાદિ ગ્રંથોનો સ્વયં પાઠ કરવા લાગ્યા અને શિષ્યોને ભણાવવા લાગ્યા ॥૫૫॥ હે નૃપ ! શ્રીકૃષ્ણને ભજતા ધર્મદેવને તેમના ધર્મનિષ્ઠા વિગેરે ગુણવિશેષોને લીધે 'આ સાક્ષાત્ ધર્મજ છે' એમ દૈવીસંપત્તિના સાત્વિકાગ્રેસર જીવો જાણવા લાગ્યા ॥૫૬॥ એવું જ્ઞાન થયા પછી તે દૈવી જીવોએ મુમુક્ષા તથા પરમ

स्वान् हित्वैवासुरदेशिकान् ॥५७॥ हित्वा गुरूंस्वान् वृषमाश्रितानामपि प्रणष्टा गुरुधीर्न तेषु । यद्दम्भलब्धाधिरसोचितेषु साऽऽस्तास्पदाऽस्यात्किल तद्वपुष्षु ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने...प्रथमप्रकरणे धर्मकृतरामानन्दस्वामिसमाश्रयनिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

सुव्रत उवाच—देवा इव व्यराजन्त येऽत्र धर्मेण दीक्षिताः । त्यक्तासुरक्रिया भूप ! वर्षापायेन्दुसन्निभाः ॥१॥ वासोन्नधनया·

શ્રદ્ધાથી પોતાના કલ્યાણ માટે, ગુરૂનાં ભાગવતાદિકમાં કહેલાં ધર્મનિષ્ઠાદિ લક્ષણોએ રહિત, અસુરસ્વભાવવાળા તેતે પોતાના ગુરૂઓનો પરિત્યાગ કરીને આ ધર્મદેવનોજ સમાશ્રય કર્યો ॥૫૭॥ પોતાના નામમાત્ર (કહેવાતા) ગુણહીન ગુરૂનો પરિત્યાગ કરીને ધર્મદેવનો આશ્રય કરનારા પણ દૈવી જીવોને તે ગુરૂઓમાં ગુરૂબુદ્ધિની નિવૃત્તિ થઈ નહિ પરંતુ તેની અનુવૃત્તિ રહીજ. એમ શાથી ? તો તે અસુર ગુરૂઓમાં ગુરૂગુણયુક્ત ગુરૂત્વ તો નિવૃત્તજ પામી ગયું તથાપિ દંભવડે મેળવેલા અધિક નાનાવિધ રસના આસ્વાદથી થએલી માંસ મેદની અભિવૃદ્ધિથી થએલું, સર્વ જનોના પ્રત્યક્ષ અનુભવમાં આવતું ભારરૂપ ગૌરવ તો તેમના પુષ્ટ વપુમાં સ્થાન પામીને રહેલુંજ છે, માટે પ્રત્યક્ષગમ્ય શારીરગુરૂબુદ્ધિ કેમ દૂર થાય ? નજ થાય. અર્થાત્ દૈવી જીવોએ ત્યાગ કરેલા ગુરૂઓમાં શરીરગૌરવરૂપ ગુરૂબુદ્ધિ રહી પણ ગુરૂલક્ષણપ્રવૃત્તિરૂપતો રહીજ નહિ. ગુણહીન ગુરૂનો પરિત્યાગ કરી ગુણવાળા ગુરૂનો આશ્રય કરવો એટલો અભિપ્રાય છે ॥૫૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ધર્મકૃતરામાનંદસ્વામિસમાશ્રયનિરૂપણનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

## અધ્યાય ૧૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ લોકમાં જે જે જનોને ધર્મદેવે કૃષ્ણદીક્ષા દીધી તે સર્વ કોઈ હિંસાદિ આસુર વ્યાપારનો પરિત્યાગ કરીને, શરદ્ઋતુના ચંદ્રનીપેઠે જ્ઞાનરૂપ તેજનો પ્રતિરોધ કરનાર અજ્ઞાનરૂપ આવરણ દૂર થતાં અધિક આહ્લાદ આપનારા થઇને, સાત્વિક સ્વભાવના વિલક્ષણ કોઈ દેવો હોય ને શું ? એમ શોભવા લાગ્યા ॥૧॥ પોતાના ચરણાશ્રિત

नाद्यैः सन्मानं तस्य ते भृशम् । चक्रुर्मुहुस्तेन धर्मः समृद्धोऽभून्नृपेन्द्रवत् ॥२॥ संस्कारान् निजपुत्रस्य मौञ्जीबन्धावधि स्वयम् । चकार तेषु दानादि जनविस्मयकृच्च सः ॥३॥ आसुर्या सम्पदा मत्तास्तद्दृष्ट्वा मनुजासुराः । सुरारिनृपसाहाय्यास्तं तदीयांस्तथाऽऽर्दयन् ॥४॥ धर्मस्य जीविकावृत्तिं धनानि शतशश्च गाः । जह्रुर्यानादि चक्रुश्च बहुधा तेऽपमानम् ॥५॥ दारिद्र्यदुःखमतुलं प्राप्तः शत्रुकृतं महत् । धर्म इत्यपचक्रुस्तं ज्ञातयोऽपि समत्सराः ॥६॥ प्रा-

---

જનોએ વસ્ત્ર, અન્ન, ધન, વાહન વિગેરેવડે વારવાર બહુ સત્કાર કરેલા ધર્મદેવ નૃપેન્દ્રની પેઠે સમસ્ત સંપત્તિએ સંપૂર્ણ થયા ॥૨॥ સ્વય ધર્મદેવે પોતાના પુત્ર રામપ્રતાપના ઉપવીતપર્યંતના ( આપદ્વશાત્ તેતે સમયમા નહિ થઈ શકેલા ) સર્વ સસ્કારો ( તેનુ પ્રાયશ્ચિત્ત કરવા પૂર્વક ) કર્યા. આ બાબતમાં કૃત્યચિંતામણિમા ત્રિકાડમડને 'कालातीतेषु कार्येषु प्राप्तवत्स्वपरेषु च । कालातीतानि कृत्वैव विदध्यादुत्तराणि तु' એમ કહ્યુ છે. 'लुप्ते कर्मणि सर्वत्र प्रायश्चित्तं विधीयते । प्रायश्चित्ते कृते पश्चाल्लुप्तं कर्म समाचरेत्' એમ કાત્યાયને પણ કહ્યુ છે, માટે તે મુજબ કર્યું આ સસ્કાર સમયોમાં વિપ્રોને યથાવિધિ ગોદાનાદિ વિવિધ દાનો દીધા. એવા અનહદ દાનો દેવાથી જનો અતિ વિસ્મય પામ્યા ॥૩॥ તે આ ધર્મદેવનો વિદ્યા તથા વૃત્તનો વૈભવ હતો અને વળી ધનનો વૈભવ જોઇને તેને નહિ સહન કરનારા કેટલાક આસુરી સંપત્તિથી સમુદ્ધત થએલા અસુર મનુષ્યો આસુરી સ્વભાવના રાજાઓની સહાયતાને અવલબીને ધર્મદેવ અને તેમના સબધી વિગેરે આશ્રિત જનોને પીડા પમાડવા લાગ્યા ॥૪॥ પીડાનો પ્રકાર પ્રદર્શાવે છે–તે અસુરો ધર્મદેવની ક્ષેત્ર, વર્ષાસનાદિરૂપ જીવિકાવૃત્તિ, સુવર્ણાદિ ધન, સોએ સો ગાયો, રથાદિ વાહનો વિગેરે હરી ગયા અને તેતે સમયમા જ્યા ત્યાં બહુ પ્રકારે અપમાન કરવા લાગ્યા ॥૫॥ આ અવસરનો લાભ લઇને બહુકાળથી મત્સર જેમા અનુવર્તેછે એવા જ્ઞાતિજનોપણ 'આ ધર્મદેવ અરિકૃત અતુળ અવિષહ્ય અપાર દારિદ્ર્ય દુ ખને પામ્યા' એમ જાણીને તેમનો અતિ અપકાર કરવા મચ્યા ॥૬॥ હે નરાધિપ ! ધર્મદેવને

घूर्णिकाश्च बहुशो गृहे तस्य नराधिप ! । आगच्छन्ति स्म गच्छन्ति याचकाश्चान्नकाङ्क्षिणः ॥७॥ प्रक्षीणधनधान्यादिर्हृतवृत्तिपरिच्छदः । यथाकथञ्चित्तत्सेवां चक्रे स गृहिसम्मताम् ॥८॥ सहमानं द्विषद्दुःखं धैर्येण महता पतिम् । एकदा प्रेमवत्याह विनीता तमुदारधीः ॥९॥ अहो ! ! दैवगतिः स्वामिंस्तवापीदृग्दशा यतः ।

ઘેર પ્રાઘૂર્ણિક ( પરાંણા મેમાન ) અતિથિઓ તથા અન્નાર્થીઓ તથા બીજા વસ્ત્રવિગેરેના યાચકો આવવા મંડ્યા અને જવા મંડ્યા. એટલે જ્યાં એક અતિથીને અન્નાદિકથી સત્કાર કરીને વિદાય કરે ત્યાં બીજો અતિથિ ઘેર આવ્યોજ હોય. એજરીતે અન્નાર્થી અને યાચકપણ એકનો સત્કાર કરી વિદાય કરે ત્યાં બીજો આવીને આંગણે ઉભોજ હોય. એમ એકપણ તિથિ અતિથિ આદિકના ગણે શૂન્ય નજ જાય. અર્થાત્ અતિથિ, અન્નાર્થી અને યાચકો અવિચ્છિન્ન આવે ને જાય ॥૭॥ એરીતે અનુદિન આવતા અતિથી આદિકની સેવા જે ગૃહસ્થોને શાસ્ત્રે ધર્મપણે કરવાની કહીછે તેને ધનધાન્યાદિકનો વ્યય થઈ ગયોછે અને જીવિકાવૃત્તિ તથા ગૃહોપકરણો લુંટાઈ ગયાં છે તથાપિ આ ધર્મદેવ આદરભાવથી યથાકથંચિત્-પોતે અનશનાદિ ક્લેશ વેઠીને જે કોઈપણ ઉપાયથી કરતા હતા ॥૮॥ એરીતે દ્વેષિઓએ દીધેલા દારૂણ દુઃખને મહાધૈર્યથી સહન કરતા પતિ ધર્મદેવના પ્રત્યે એક સમયમાં તેમનાં ગંભીરમતિવાળાં પત્ની પ્રેમવતી વિનયપૂર્વક એમ બોલ્યાં કે-॥૯॥ હે સ્વામિન્ ! દૈવની ગતિ અહો ! !-આશ્ચર્યરૂપ અથવા ખેદરૂપ અચિંત્ય વિચિત્ર છે. જેને દુઃખનો પ્રસંગ બીલકુલ સંભાવિત ન હોય એવાનેપણ એકદમ દુઃખપ્રસંગ આવી પડેછે. કેમકે મહાધાર્મિષ્ઠ ભગવત્પ્રિય એવાપણ આપની આવી મહાદુઃખમય દશા વર્તેછે. અપકાર કરનારાનેપણ ક્યારેયપણ અલ્પપણ અપકાર નહિ કરતાં ઉલટો ઉપકાર કરનારા આપને પણ નિમિત્ત વિના અસુરકૃત મહાઉપદ્રવ ઉપસ્થિત થયોછે. જે ઉપદ્રવમાં દ્વેષીઓ કેવળ સમૃદ્ધિ હરી ગયા એમ નહિ કિંતુ જીવિકાવૃત્તિપણ હરી ગયા એટલે જીવન જેટલું પણ બાકી રહેવા દીધું નહિ તેપણ લઈ ગયા. જીવન જેટલુંપણ થાળી વાટકી વિગેરે સમગ્ર ગૃહોપકરણ સાથે હરી ગયા.

अपकारिण्यपि क्वापि ह्यपकारं न कुर्वतः ॥१०॥ उपद्रवो महान् जातः शात्रवो निर्निमित्तकः । जीविकापि हृता यत्र सह सर्वैः परिच्छदैः ॥११॥ आयान्त्यन्नार्थिनो भूयो वर्ततेऽन्नं त्वशेषकम् ।

અર્થાત્ કશુંપણ બાકી રહેવા દીધું નથી ॥૧૦-૧૧॥ અન્નાર્થિઓ અનુદિન અનેક આવેછે. અન્નતો આપણા અગારમાં અશેષક છે. એટલે પૂર્વ દિવસે સંપાદન કરેલા અન્નમાંથી લેશ પણ શેષ (બાકી) રહેતું નથી. સૂર્ય ઉદય પામતાં અન્નપાત્રતો ખાલીજ હોયછે. અથવા-બીજે દિવસે ઉપયોગમાટે કે ફરીથી રસોઈ કરવામાટે શેષ ન રહે એવું અતિ અલ્પ અન્ન અનુદિન આપણા આલયમાં આપાદન થાયછે. અતિથિયો તો અનુદિન અનેક વારંવાર આવેછે. સ્ત્રીએતો અન્નસંગ્રહપરાયણ થવું જોઇએ. તેમાંપણ અનશન કલેશને જાણનારી સ્ત્રીએતો વિશેષપણે અન્નસંગ્રહપર થવું જોઇએ. ચાક્રાયણઋષિના ચરિત્રમાં શ્રુતિ છે કે-ચાક્રાયણઋષિની આળ ભાર્યાએ ઉચ્છિષ્ટ કુલ્માષો (બાફેલા કુત્સિત અડદ) સંગ્રહ કરી રાખ્યા હતા, તો આ સંગ્રહ કરવાની વાત સ્ત્રીધર્મસંરક્ષણને સમુચિત છે એમ પ્રેમવતી સ્મરણ કરીને તેનોપણ અવકાશ નથી એમ 'અશેષક' પદથી જણાવેછે. એટલે અન્નતો અવશેષ રહેતુંજ નથી તો સ્ત્રીધર્મને ઉચિત અન્નસંગ્રહ ક્યાંથી થાય ? અથવા-અન્નતો 'અશેષક વર્તેછે' એટલે 'ઘરમાં અન્ન નથી' એમ કહેવું તે પતિવ્રતાધર્મમાં નિષેધ કરેલું છે માટે અશેષક વર્તેછે એનો વિપરીત લક્ષણાથી 'નથીજ' એવો અર્થ જાણવો. અર્થાત્ અન્નતો બહુ વર્તેછે ? એટલે નથીજ. અથવા-પ્રેમવતી અતિચતુર હોવાથી ધર્મશાસ્ત્રની મર્યાદા રક્ષણ કરવા પૂર્વક 'નથી' એવા અર્થનો અવબોધ થવામાટે બન્ને અર્થ થાય એવા અશેષક શબ્દનો પ્રયોગ કર્યોછે. એટલે અલ્પ શેષ તે શેષક કહેવાય, શેષપણ જેનો નથી તે અશેષક કહેવાય, અર્થાત્ કિંચિતપણ નથી. અશેષક શબ્દનો 'સમગ્ર' એવો અર્થ છે તે તો પ્રસિદ્ધ છે. હે નાથ ! આપણે તો ક્ષુધા સહન કરીશું પણ અતિથિઓને શું કહીશું ? એટલે 'અમારા ઘરમાં અન્ન નથી માટે બીજે જાઓ' એમ કહેવું તો ઉચિત નથી માટે તેમના પ્રત્યે હું કહેવાનું કશું જાણતી નથી. અર્થાત્ જે આપણે અનુદિન આરાધેલા અતિથિ આદિક

वयं क्षुधं विसोढारो वदिष्यामोऽतिथींस्तु किम् ॥१२॥ द्वितीये वा तृतीयेऽह्नि मिलत्यावामिहाशनम्। अन्नं कचित्फलं क्वापि शाकपत्रं तु कुत्रचित् ॥१३॥ त्वया धैर्येण तत्सर्वं सह्यते पुरुषेण हि। अधीरतयाः स्त्रिया मे तु भृशमुद्विजतेऽन्तरम् ॥१४॥ बिभेमि नाथ! दारिद्र्यात्सतीधर्मविरोधिनः। यत्सत्त्वेऽन्नादिकामा स्त्री धर्मभ्रष्टा विनश्यति ॥१५॥ अनेकशास्त्रनिष्णातः सर्वज्ञो वर्तते भवान्। अत एतत्कष्टमुक्त्यै साधनं किञ्चिदूह्यताम् ॥१६॥ विप-

છે એમનાજ પ્રત્યે એજ આપણાથી 'નહિ મળે' એવો નિષેધ અક્ષર કેમ કહી શકાય? ॥૧૨॥ હે નાથ! રોજરોજ જે કાંઈ મળેછે તેપણ નિયમિત કાળમાં (ટાંણે) નહિ તેમ નિયમિત વસ્તુ નહિ પરતુ બીજે દિવસે તો ક્યારેક ત્રિજે દિવસે આપણને આ ઉપદ્રવમાં ખાવાનું મળેછે તેપણ કોઈ દિવસે અન્ન તો કોઈ દિવસે યથાઋતુ ફળ તો કોઈ દિવસે શાકપત્ર (ભાજી) મળેછે ॥૧૩॥ હે સ્વામિન્! આવો સર્વ કલેશ તમો ધર્મ-તત્ત્વને જાણોછો તેથી તથા તમારામાં પુરૂષપ્રકૃતિને અનુગુણ ધૈર્યગુણ છે તેથી સહન કરોછો સ્ત્રી ગમેતેવી વિવેકી હોય તથાપિ અધીરતા સ્ત્રીસ્વ-ભાવને સહજ હોવાથી તે મને ક્ષોભ પમાડેછે તેથી મારૂં અતરતો અત્યત ઉદ્વેગ પામે છે ॥૧૪॥ હે નાથ! દારિદ્ર્યતો સતીધર્મમાં વિશેષપણે વિરોધી છે, કેમકે-પતિવ્રતા વનિતા પણ જે દરિદ્રતાને લીધે અનશનકર્શિત થતાં (ભૂખે મરતાં) અન્નાદિકની પ્રાપ્તિ માટે જ્યાં ત્યાં જેની તેની પરિચર્યા કરતાં પોતે કે બીજાથકી ધર્મભ્રષ્ટ થઇને નિશ્ચે નાશ પામેછે એટલે નરકના યોગથી અનર્થ પામેછે માટે હું આવા અનર્થદાયિ દારિદ્ર્યથકી અત્યત ભય પામુછુ ॥૧૫॥ માટે હું એવી વિજ્ઞાપના કરૂંછું કે-અધર્મમૂળ આ દારિદ્ર્યદુ ખની મુક્તિ માટે કોઇક ઉપાયનો તમો વિચાર કરો 'હું અજ્ઞ અને અસમર્થ છુ તે અચિંત્ય વિચિત્ર દૈવગતિનો નિવૃત્તિઉપાય શી રીતે કરી શકુ?' એમ જાણશો નહિ તમો તો અનેક શાસ્ત્રમાં નિષ્ણાત, માટે સર્વજ્ઞ છો માટે ધર્મમાં વિરોધ ન આવે એવા શાસ્ત્રોક્તજ કોઈ ઉપાયનો હાલ આદર કરો ॥૧૬॥ હે સ્વામિન્! આવા અતિમહાન્ આપત્તિ અવસરમાંપણ યથાપૂર્વ તમારૂં

त्कालेऽतिमहति प्राप्तेऽप्यसिन्यथा पुरा । स्थितिः स्वस्थतया स्वामिंस्त्वय्याश्चर्यावहास्ति नः ॥१७॥ इति पत्न्या मृदु प्रोक्तः स धर्मः सर्ववित्प्रभुः । प्रीणयंस्तामुवाचेदं क्लिश्यन्तीं बहुधाऽऽपदा ॥१८॥ कल्याणि ! शृणु मद्वाक्यं यद्ब्रुवे शास्त्रसम्मतम् । धैर्येण तीर्यते नूनमापदब्धिर्मनीषिभिः ॥१९॥ प्रारब्धकर्माधीनोऽस्ति देहो वै सर्वदेहिनः । प्राप्यते यत्सुखं दुःखं तद्धि तस्यानुसारतः ॥२०॥

જે આ અવિકૃત નિર્મળ મનપણું છે તે અમોને અતિશય આશ્ચર્ય કરેછે. 'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' એવા તમો ધીર છો ॥૧૭॥ હે રાજન્ ! એરીતે પત્ની પ્રેમવતીએ વિનયપૂર્વક મૃદુ વચન કહ્યું એટલે ધર્મદેવ સ્વયં 'આ ક્લેશ ક્યાંથી થયોછે ? અને એનો પરિણામ શો છે ? ઈત્યાદિ સર્વ જાણેછે, અને આ ક્લેશની શાંતિ કરવામાંપણ પ્રભુ-સમર્થ છે તથાપિ ધર્મદેવ 'દેશકાળની વિષમતા જે છે તે ભગવત્સંકલ્પમૂળ છે. તે તેમની આજ્ઞામાં અનુવર્તનારા સર્વ કોઇએ સહન કરવીજ જોઇએ.' એવો નિશ્ચય કરીને, આસુરી આપત્તિને લીધેજ અન્ન-ધનની અપ્રાપ્તિ આદિક અનેક પ્રકારથી ક્લેશ પામેલાં, ગુણે કરીને સર્વથી અધિક, અનુકૂળ વર્તનારાં, ધર્મપરાયણ એવાં પ્રેમવતી પત્નીને દુઃખનિવૃત્તિવડે મનઃસંતોષ પમાડતાથકા એ રીતે બોલ્યા કે-॥૧૮॥ હે કલ્યાણિ ! તમો કલ્યાણી છો. તમોને અમંગળનો પ્રસગ નથી તેમ ધર્મભંગ શંકાનો અવસર પણ નથી. હું શાસ્ત્રસંમત જે વચન કહુંછું તે સાંભળો. આપત્તિની શાંતિમાં ધૈર્યને સદશ બીજો કોઈ સુકર ઉપાય નથી. વિપત્તિરૂપી સમુદ્રને પ્રજ્ઞાશાળી પુરૂષો ધૈર્યરૂપી નાવથી નિશ્ચે ઉલ્લંઘન કરી શકે છે ॥૧૯॥ બ્રહ્માને આરંભીને સ્તંભપર્યંત સર્વ કોઈ દેહિઓ ( દેહયોગવાળા )ને જે આ દેહયોગ થાય છે તે પૂર્વપૂર્વ પ્રારબ્ધકર્મને આધીન છે. આ દેહ જે (સુખ કે દુઃખ )ના ઉપયોગ માટે છે તે દુઃખ કે સુખ તેના પ્રારબ્ધને અનુસારેજ થાય. આત્મા જ્ઞાનૈકઘન છે તે સ્વતઃ વૈષયિક સુખ દુઃખને પામતો નથી. તેમજ સુખ દુઃખનો ઉપભોગ એજ એક ફળ જેનું છે એવા દેહયોગને પણ પામતો નથી. કિંતુ અનાદિ વાસનાપ્રાપ્ત કર્મની -વિચિત્રતાને લીધે

प्रारब्धोपस्थितं दुःखमस्माभिः प्राप्तमस्ति हि। निमित्तमात्रता तत्र सपत्नादेस्तु कीर्त्यते ॥२१॥ भोगं विना न प्रारब्धं कर्मोपायैः स्वनुष्ठितैः। कस्यापि क्षीयते नूनमिति भद्रेऽस्ति निश्चयः ॥२२॥ दुष्टप्रारब्धजनितं कृच्छ्रं भूरितरं सति!। देवैर्नृपादिभिः पूर्वैः समर्थैरप्यभुज्यत ॥२३॥ त्रैलोक्यस्याप्यधिपतिः शच्या सह पुरन्दरः। प्राप कष्टं महद्भद्रे! वृत्राद्यरिकृतं पुरा ॥२४॥ पुण्यश्लोकस्तथा राजा निषधानामधीश्वरः। दमयन्त्या स्त्रिया साकं प्राप भूर्यरिपीडनम् ॥२५॥ वसिष्ठोऽपिरुन्धत्या सह ब्रह्मविदां वरः। शात्रवं

છે, માટે પ્રારબ્ધ પરિપાકને અનુગુણજ દેહયોગ અને તેનાથી ઉપભોગ્ય સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે. તો આવી કર્મગતિની વિચિત્રતાને કોણ રોકવાને સમર્થ છે? કોઈ પણ નથી. માટે પ્રારબ્ધાનુસારે આપણને આ ઉપદ્રવ ઉપસ્થિત થયો છે. એમાં શત્રુ, દેશકાળની વિષમતા વિગેરે તો નિમિત્તમાત્ર ( કહેવામાત્ર ) કહેવાયછે ॥૨૦-૨૧॥ હે ભદ્રે! યદ્યપિ સંચિત કર્મ તેતે ઉપાયો યોજવાથી નાશ કરી શકાય છે પણ કોઇનું પણ પ્રારબ્ધ કર્મ એવું નથી એટલે સારી રીતે ઉપાયોનું અનુષ્ઠાન કરે તથાપિ નાશ થતું નથી એતો ભોગવીનેજ નાશ કરાય છે એમાં સંશય નથી. કર્મગતિની વિચિત્રતાના વેત્તાઓનો વિનિશ્ચય એવોજ છે 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि। अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्' એવી સ્મૃતિ છે ॥૨૨॥ હે સતિ! શ્રુતિસ્મૃતિવેત્તાઓનો વિનિશ્ચય છે એટલુજ નહિ પણ આ બાબત પ્રત્યક્ષ પ્રમાણસિદ્ધ પણ છે. પ્રારબ્ધદુષ્કૃતના પરિપાકરૂપ અધિક દારૂણ દુઃખ દેવતાઓ તેમજ તેમના જેવા ઐશ્વર્યવાળા પુરાતન સમર્થ રાજા વિગેરેએ પણ ભોગવ્યું છે. તે હું બતાવું છું ॥ હે ભદ્રે! ત્રિલોકીનો અધિપતિ એવો પણ ઇન્દ્ર ઇન્દ્રાણી સાથે પૂર્વે વૃત્રાસુર વિગેરે વૈરિઓએ પમાડેલું મહા કષ્ટ પામ્યો હતો॥ તેમજ નિષધ દેશનો અધીશ્વર સુકૃતકીર્તિ નળ રાજાએ દારા દમયંતી સાથે શત્રુકૃત ઘણું દુઃખ ભોગવ્યું છે ॥ તથા બ્રહ્મનિષ્ઠોમાં વરિષ્ઠ વસિષ્ઠઋષિ બ્રહ્મા જેવા હતા પણ અરૂંધતી પત્નીની સાથે વિશ્વામિત્ર વૈરીથકી અનેક પ્રકારનું દુઃખ પામ્યા હતા ॥ જેના નંદનવનમાં

बहुधा दुःखं विधितुल्योऽपि लब्धवान् ॥२६॥ एवं समर्थैर्बहुमिरपि प्रारब्धलम्भितम् । कष्टं धैर्येणैव सोढमस्माभिः सह्यते तथा ॥२७॥ पत्युरित्थं वचो भक्तिः श्रुत्वा खिन्नान्तरा नृप ! । अपश्यन्ती स्वदुःखान्तं गतधैर्या रुरोद सा ॥२८॥ तां सान्त्वयन् पुनर्धर्मः प्रोवाच मधुरं वचः । खेदं मा कुरु भद्रे ! त्वं कस्याप्यापन्न सर्वदा ॥२९॥ कर्मणो दुर्निवार्यत्वात्प्रारब्धस्य पुनःपुनः । हतो-

---

કેવળ પ્રવેશમાત્રની ઈચ્છાથી લોકો તીવ્ર તપ કરેછે અને શતાધિક યજ્ઞો કરેછે એવો ઈન્દ્ર તથા પાપનો પ્રક્ષય થવાની ઈચ્છાથી જેના નામનું સ્મરણ કરેછે એવો નળરાજા તથા જે બ્રહ્મનિષ્ઠનું બ્રહ્મતેજ પામવાની ઈચ્છાથી વિશ્વામિત્ર તીવ્ર તપ કર્યું હતું એવા વસિષ્ઠઋષિ, એરીતે સામર્થ્યમાં, ઐશ્વર્યમાં, પાવનપણામાં અને બ્રહ્મજ્ઞાનિપણામાં પ્રખ્યાતિ પામેલા બહુ દેવ-ઋષિ-રાજાઓએ પણ જેમ પ્રબળ પ્રારબ્ધે પમાડેલી પીડા ધીરજતાથીજ સહન કરીછે તેમ આપણે પણ આ અપરિહાર્ય કષ્ટ સહનજ કરવું ॥૨૩-૨૭॥ હે નૃપ ! પ્રેમવતી પતિનું પૂર્વોક્ત પ્રકારનું વચન સાંભળીને, પોતાના દુઃખનો અંત નહિ જોઇને, અંતરમાં અતિશય ખેદ પામીને, ધીરજતાને છોડી દઇને, સ્ત્રીસ્વભાવને લીધે મુક્તકંઠથી રૂદન કરવા લાગ્યાં ॥૨૮॥ અધીરતાથી અંતરમાં ક્ષોભ પામી ગએલાં ભક્તિપત્નીને, સાંત્વવચનોવડે શાંતિ પમાડતા થકા ધર્મદેવ ફરીથી પણ એવું મધુર વચન બોલ્યા કે-હે ભદ્રે ! તમો ખેદ અતિ અધિક કરશો નહિ, કેમકે કોઇનેપણ આપદા સર્વદા રહેતીજ નથી. જીવતા નરને સો વર્ષે પણ દુઃખ દૂર થઇને સુખ મળી આવેછે. સર્વે કલેશો આગમાપાયિ હોવાથી અનિત્ય છે એટલે આવેછે અને પાછા જાયછે માટે નિત્ય રહેતા નથી. માટે તે અવર્જનીય સમઝીને સહનજ કરવાના છે. તથાપિ દુઃખનિવૃત્તિના ઉપાયમાં પ્રયત્ન તો કરવોજ જોઇએ. દુર્નિવાર્ય પ્રારબ્ધકર્મને લીધે દુઃખની નિવૃત્તિના ઉદ્યોગો વારંવાર વિફળ થાય તોપણ દુઃખપ્રતિરોધના ઉપાયોમાં ધીર પુરૂષો બહુધાપણે પ્રયત્ન કર્યાજ કરેછે પણ છોડી દેતા નથી. કેમકે ધીર પુરૂષો 'અનુભવ કરાતું જે દુઃખ છે તે પ્રારબ્ધનું ફળ છે' એમ જેમ જાણેછે તેમજ તે દુઃખનો કોઇ પ્રબળ પ્રારબ્ધથી પ્રણાશપણ થાયછે એવી સંશા-

द्यमा अपि प्रायो धीरा नोद्योगमुज्झ्हुः ॥३०॥ अहं तथैव त्वत्प्रीत्यै साधनं कष्टनाशनम् । यत्किञ्चिदपि कर्तास्मि चिन्तां मनसि मा कृथाः ॥३१॥ इत्याश्वास्य सतीं पत्नीं धर्मोऽरिभयनाशनम् । कमुपायं करोमीति चेतसाऽचिन्तयत्ततः ॥३२॥ शीघ्रसिद्धिप्रदं नृणां हृदि चिन्तयतोऽस्य तम् । स्वतातेनोपदिष्टस्य स्मृतिरासीद्धनूमतः ॥३३॥ हनुमान्कुलदेवोऽस्ति सर्वसङ्कष्टभञ्जनः । स एवाद्याऽऽराध्य इति निश्चिकाय नृपो नृप ! ॥३४॥ क्षेत्रं पुण्यमयोध्याख्यं जपसिद्धिप्रदं द्रुतम् । एत्य तत्र कृतावासस्तदाराधनमाचरत् ॥३५॥ अज्ञातेहोऽसुरगणैर्हनुमन्मन्दिरेऽन्वहम् । गत्वा सम्पूज्य तन्म-

---

वना करीने दुःखनिवृत्तिना उपायनी प्रवृत्तिपण प्रारब्धकृतज छे एम निश्चय करेछे, जेथी उद्यम निष्फळ थतांपण प्रयत्न छोडता नथी तेमज हुंपण हवे तमारी प्रसन्नता माटे क्लेश नाश थाय एवुं जे कांईपण साधन करवानो प्रयत्न करीश, माटे तमो चित्तमां चिंता करशो नहि ॥२९-३०-३१॥ हे राजन्! धर्मदेव पोतानी पतिव्रता पत्नीने ए रीते आश्वासना करीने पछीथी 'शत्रुनो भय नाश थाय एवो शो उपाय करुं' एम ए अवसरमां चित्तमां चिंतन करवा लाग्या ॥३२॥ मनुष्योने जेथी जलदी इच्छित फळनी प्राप्ति थाय एवा उपायनो विचार करतां, धर्मदेवना हृदयमां एकदम पोताना पिता बाळशर्माए पोताना विवाह प्रसग पछी 'अस्माकं कुलदेवोऽस्ति' इत्यादि चार श्लोकथी उपदेश करेला हनुमानजीनी स्मृति थई आवी ॥३३॥ हे नृप! 'अमारा वशपरंपरागत इष्टदेव हनुमानजी सर्वसंकटभजन छे माटे हवे हमणां एमनीज आराधना करवी' एवो धर्मदेवे निश्चय कर्यो ॥३४॥ एवो निश्चय करीने, जपफळनी जलदी सिद्धि आपनारा पवित्र अयोध्या नामना क्षेत्रने पामीने तेमां निवास करीने हनुमानजीनी आराधना आचरवा लाग्या ॥३५॥ आराधनानो प्रकार कहे छे— धर्मदेव असुरसमूहो पोतानी विपत्तिनिवृत्तिनी प्रवृत्ति न जाणे ए रीते प्रतिदिन हनुमानजीना मदिरमां जईने, तेमनुं यथाविधि पूजन करीने, तेमनो षोडश अक्षरनो मंत्र एज स्वरूप जेनुं छे एटले सोळ

त्रात्मकं स्तोत्रं पपाठ सः ॥३६॥ नमस्त आञ्जनेयाय वायुपुत्राय धीमते । रामदूताय महते सुग्रीवसचिवाय च ॥३७॥ नमोऽस्तु ते महावीर! महाबलपराक्रम ! । वैरिभीषणरूपाय रावणत्रासदायिने ॥३८॥ नमो हरावताराय शिलावृक्षायुधाय च । रक्षःसैन्यविमर्दाय नमस्तुभ्यं यशस्विने ॥३९॥ नमो हनुमते तुभ्यं लङ्का-

---

મન્ત્રાક્ષરો જેમાં છે એવા સ્તોત્રનો પ્રતિદિન પાઠ કરવા લાગ્યા અને પછીથી મન્ત્રનો જપ કરવા લાગ્યા ॥૩૬॥ ષોડશ શ્લોકના તે સ્તોત્રનો અનુવાદ કરેછે—આ ષોડશ શ્લોકને મધ્યે પ્રથમ શ્લોકમાં પ્રથમ અક્ષર, બીજા શ્લોકમાં બીજો અક્ષર, ત્રીજા શ્લોકમાં ત્રીજો અક્ષર, એવા અનુક્રમથી એક એક અક્ષરનો સમુદ્ધાર કરતાં 'नमो हनुमते भयभञ्जनाय सुखं कुरु' આવા મન્ત્રનો ઉદ્ધાર સભવે છે, માટે આ સ્તોત્રની મંત્રરૂપતા જાણવી તે આ મન્ત્રરૂપતા અંતે 'इति श्रीहनुमत्स्तोत्रप्रतिश्लोकैकवर्णकं' આ શ્લોકથી સ્પષ્ટ કરશે. હે હનુમન્! અંજનીના પુત્ર આપને નમસ્કાર હો. (હું નમસ્કાર કરું છું) પવનના પુત્ર, બહુ બુદ્ધિશાળી, શ્રીરામના દૂત, (કાર્યનિવેદન કરનારા) દેવાદિકોએ પણ પૂજ્ય, વાનરાધિપતિ સુગ્રીવના સચિવ-સહાય કરનારા એવા આપને નમસ્કાર છે. 'नमोऽस्तु' આ પદ પ્રત્યેક નામની સાથે જોડવું ॥૩૭॥ હે મહાવીર! હે મહા બળ (શરીરશક્તિ) પરાક્રમ (બુદ્ધિ આદિકની શક્તિ)વાળા! જેની આકૃતિ જોઇનેજ વૈરિઓ ભય પામી જાય છે, રાવણને ત્રાસ આપનારા એવા આપને નમસ્કાર છે ॥૩૮॥ હર-રુદ્રના અવતારરૂપ, (આ વાત સ્કંદપુરાણના કેદારખંડના નવમા અધ્યાયમાં 'य एकादशमो रुद्रो हनुमान् स महाकपिः । अवतीर्णः सहायार्थं विष्णोरमिततेजसः' આ ૧૧૪ શ્લોકથી હનુમાનજી રુદ્રના અવતારરૂપ છે એમ કહ્યું છે) મોટી શિલાઓ અને વૃક્ષો તેરૂપી આયુધો જેમને છે, એવા આપને નમસ્કાર છે. રાક્ષસોના સૈન્યને વિનાશ કરનારા, ઉત્તમ કીર્તિવાળા એવા આપને નમસ્કાર છે ॥૩૯॥ હનુમાન્ (શ્રેષ્ઠ કપોળનો અધોભાગ-જડબાવાળા) લંકાનગરને આગી દેનારા, રાવણના સુત અક્ષકુમારને હણનારા, સીતાજીને રામચંદ્રનો સંદેશો કહીને તથા અંગુઠી

नगरदाहिने । दशग्रीवसुतघ्नाय सीताशोकविनाशिने ॥४०॥ नमोऽस्तु ते महायोगिन्सदा शुद्धान्तरात्मने । सीतारामातिहृद्याय नमस्ते चिरजीविने ॥४१॥ नमः कपीन्द्र ! ते नित्यं सर्वरोगविनाशिने । भूतप्रेतपिशाचादिभयविद्रावणाभिध ! ॥४२॥ नमस्तुभ्यं रामभद्रपुरुप्रेष्ठाय भूयसे । नमोऽतिस्थूलरूपाय सूक्ष्मरूपधराय च ॥४३॥ नमोऽखिलभयघ्नाय निर्भयाय महात्मने । बालार्कद्युतिदेहाय मुष्टिप्रहरणाय च ॥४४॥ नमो लङ्केश्वरोद्यानभङ्गवित्रासितासुप ! । रामनामानुरक्ताय लक्ष्मणप्राणदाय ते ॥४५॥ नमस्ते विश्ववन्द्याय विजयाय वरीयसे । भक्तसङ्कष्टसंहर्त्रे धर्मनिष्ठाय

---

આપીને શોકને નાશ કરનારા આપને નમસ્કાર છે ॥૪૦॥ હે મહાયોગિન્ ! (રામરૂપ અતિશ્રેષ્ઠ અપૂર્વ અર્થની પ્રાપ્તિ જેમને થઈ છે) સદા શુદ્ધ અંતઃકરણવાળા આપને નમસ્કાર છે. સીતા–રામને અતિશય પ્રિય અથવા સીતા–રામ જેમને અતિશય પ્રિય છે, ચિરંજીવી (જ્યાંસુધી રામકથાની પ્રવૃત્તિ છે ત્યાંસુધી જીવનારા) એવા આપને નમસ્કાર છે ॥૪૧॥ હે કપીન્દ્ર ! જેના નામોચ્ચારણથી ભૂત, પ્રેત, પિશાચ, ડાકિની વિગેરેનો ભય નાશ થાય છે, જ્વરાદિ સમગ્ર રોગોને નાશ કરનારા આપને નિરંતર નમસ્કાર છે ॥૪૨॥ મંગળમૂર્તિ શ્રીરામચંદ્રજીને અત્યંત પ્રિય એવા આપને નમસ્કાર હો. અત્યંત સ્થૂળ રૂપ જેનું છે, સૂક્ષ્મ રૂપને ધરનારા, એ રીતે બહુ રૂપને ધરનારા આપને નમસ્કાર છે ॥૪૩॥ અખિલ ભયને નાશ કરનારા, સ્વયં નિર્ભય, મહાત્મા, (અતિ ઉદાર) ઉદય સમયના સૂર્યની કાંતિ જેવી કાંતિવાળો દેહ જેમનો છે (એટલે સિંદૂર જેવો અરૂણ દેહવર્ણ જેમનો છે) મુષ્ટિરૂપી આયુધ જેમને છે એવા આપને નમસ્કાર છે ॥૪૪॥ રાવણની અશોકવાટિકાનો ભગ કરીને રાક્ષસોને વિત્રાસ પમાડનારા, શ્રીરામના મંગળ નામમાં બહુ પ્રીતિવાળા, રાવણે શક્તિ નામના આયુધથી હણેલા મૂર્છા પામી ગએલા લક્ષ્મણજીના સંજીવિની ઔષધિ લાવી આપીને પ્રાણને રક્ષણ કરનારા આપને નમસ્કાર છે ॥૪૫॥ સર્વ જગતને વંદનીય, વિશિષ્ટ

जिष्णवे ॥४६॥ नमो नैष्ठिकवर्याय विजनारण्यवासिने । भक्ताभीष्टप्रदात्रे च पाण्डवप्रियकारिणे ॥४७॥ नमो धर्मारिनाशाय विमलाय च भास्वते । नित्य रामायणकथाश्रवणोत्सुकचेतसे ॥४८॥ नमो धार्मिकसेव्याय ब्रह्मण्याय सुरार्चित ! । तुभ्यं बृहद्व्रतप्रेष्ठ ! सर्वपापापहारिणे ॥४९॥ नमो दारिद्र्यदु खघ्न ! मारुते ! बन्धखण्डन ! । सुखदाय शरण्याय नमस्ते ऋपिवृत्तये ॥५०॥ नमो वरद ! ते नित्यं रामध्यानाधनाकुल ! । सुखाराध्य ! दुराराध्य ! नमस्ते दिव्यरूपिणे ॥५१॥ नमोऽर्कसूनहाराय[1] तुभ्य मामभयं कुरु । दर्शन देहि सा

જય જેમનો છે, સદ્‌ગુણથી પ્રખ્યાત, ભક્તોના સકટોને સહરનારા, ભાગવત ધર્મમા નિષ્ઠાવાળા, જીતવાના સ્વભાવવાળા એવા આપને નમસ્કાર છે ॥૪૬॥ નૈષ્ઠિકવર્ણિઓમા વરિષ્ઠ, જનવર્જીત વનમા વસવાના સ્વભાવવાળા, ભક્તોને અભીષ્ટ અર્થ આપનારા, ભારતયુદ્ધમા અર્જુનના રથધ્વજમા રહીને મહા કિલકિલ નાદથી શત્રુઓને ત્રાસ પમાડવારૂપ તેમનુ પ્રિય કરનારા એવા આપને નમસ્કાર છે ॥૪૭॥ ધર્મના શત્રુઓનો નાશ કરનારા, નિર્દોષ, તેજસ્વી, નિરતર રામાયણની કથા સાભળવામા ઉત્સાહિત ચિત્તવાળા એવા આપને નમસ્કાર છે ॥૪૮॥ ધાર્મિકોએ સેવવા યોગ્ય, બ્રાહ્મણોનુ હિત કરનારા, ઇન્દ્રાદિ સમસ્ત દેવોએ પૂજેલા, નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત જેમને અતિ પ્રિય છે, સર્વ પાપોને હરનારા એવા આપને નમસ્કાર છે ॥૪૯॥ દારિદ્ર્યદુ ખને દૂર કરનારા, ભક્તોના બધ-માનસીવ્યથા અથવા શત્રુકૃત બધનને નાશ કરનારા હે મારૂતે ! આપને નમસ્કાર છે ભક્તોને વાછિત સુખ આપનારા, શરણાગતનુ રક્ષણ કરનારા, ઋષિના જેવી ફળપત્રાદિ ભક્ષણરૂપ સાત્ત્વિક વૃત્તિ કરનારા એવા આપને નમસ્કાર છે ॥૫૦॥ હે વરદ ! હે સ્વેષ્ટદેવ શ્રીરામચદ્રના ધ્યાનમા સ્થિર મનવાળા ! આપને નિત્ય નમસ્કાર છે હે ધાર્મિકોએ સુખારાધ્ય ! હે અધાર્મિકોએ દુરારાધ્ય ! દિવ્યરૂપ આપને નમસ્કાર છે ॥૫૧॥ આકડાના પુષ્પોના હાર ધારણ કરનારા આપને નમસ્કાર હો સર્વદર્શી ( જે કોઈ પણ તીર્થાદિકમા રહીને પોતાનુ

१ 'अर्कपुष्पहाराय' इति पाठान्तरम् ।

क्षान्ते नमस्ते सर्वदर्शिने ॥५२॥ इति श्रीहनुमत्स्तोत्रमतिश्लोकैकवर्णकम् । स्वाहाफडन्तमजपन्मन्त्रं स तु यथाविधि ॥५३॥ जपान्ते प्रत्यहं स्तोत्रं बद्धाञ्जलिरिदं नृप ! । एककेन पदा तिष्ठन्पुरतस्तस्य सोऽपठत् ॥५४॥ नीतिप्रवीण ! निगमागमशास्त्रबुद्धे ! राजाधिराजरघुनायकमन्त्रिवर्य ! । सिन्दूरचर्चितकलेवर ! नैष्ठिकेन्द्र !

આરાધન કરનારા સર્વ સ્વભક્તોને જોનારા અથવા સર્વજ્ઞ ) આપને નમસ્કાર છે આપ અમોને નિર્ભય કરો અને આપનુ સાક્ષાત્ દર્શન મને આપો ॥૫૨॥ હે રાજન્ ! ધર્મદેવ આ પ્રકારે શ્રી-ભક્તસંકટ વિનાશરૂપ શ્રીએ યુક્ત હનુમાનજીના સ્તોત્રના એક એક શ્લોકમા એક એક અક્ષર જેના છે અને ફટ સ્વાહા અતે જેમા છે એવો સોળ અક્ષરનો જે મત્ર ( ॐ नमो हनुमते भयभञ्जनाय सुखं कुरु फट् स्वाहा ) તેનો શાસ્ત્રોક્ત વિધિને અનુસારે જપ કરવા લાગ્યા એટલે પ્રથમ સ્તોત્રનો પાઠ કરીને પછીથી મત્રનો જપ કરવા લાગ્યા બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના પુરૂષોએ આ મત્ર ઑંકાર પૂર્વમાં આવે એમ જપવો અને બીજાઓએ ઑંકાર વિનાનો જપવો ॥૫૩॥ હે નૃપ ! ધર્મદેવ પ્રતિદિન પૂર્વોક્ત મત્રજપને અતે હનુમાનજીની આગળ જમણા ચરણના અગ્રભાગને ડાબી સાથળના મૂળમા મુકીને એકલા ડાબા પગથી ઉભા રહીને બે હાથ જોડીને આગળ કહેશે એ સ્તોત્રનો પણ પાઠ કરવા લાગ્યા ॥૫૪॥ તે સ્તોત્ર આઠ શ્લોકથી બતાવે છે—રાજનીતિમા પ્રવીણ, ( જેથી વાનરમહારાજ સુગ્રીવના મુખ્ય મત્રીપદમા રહેલા ) વેદો, વેદાગો અને વેદના ઉપબૃહણરૂપ શાસ્ત્રોમા જેમની બુદ્ધિ રમી રહી છે, રાજાધિરાજ ( ચક્રવર્તિના કુળમા અવતરેલા ) રઘુકુળનાયક રામચદ્ર ભગવાનના પણ મત્રિવર્ય, સિંદૂર અગરાગથી ચરચ્યુ છે દિવ્ય કલેવર જેમનુ, નૈષ્ઠિકોમા શ્રેષ્ઠ, ( આવો સમુત્કર્ષ હોવા છતા પણ હનુમાનજીને પોતાનુ પ્રિયતમ વિશેષણ તો **શ્રીરામદૂત** છે આ અર્થ પ્રત્યેક શ્લોકમા રહેલા 'श्रीरामदूत ' हनुमन् ' આ વિશેષણની આવૃત્તિથી જણાય છે તેમજ પોતેપણ 'दासोऽहं कोसलेन्द्रस्य' એમ કહ્યુ છે ) એવા સમર્થ તમો હે શ્રીરામદૂત ! હે હનુમન્ ! મારા આ સકટને ટાળો આ સકટ બીજા

श्रीरामदूत ! हनुमन् ! हर संकटं मे ॥५५॥ सीतापहारजरभूत्तम-भूरिकष्टप्रोत्सारणैककसहाय ! हतास्रपौघ ! । निर्दग्धयातुपतिहाटकराजधाने ! श्री० ॥५६॥ दुर्वार्यरावणविसर्जितशक्तिघातकण्ठा-

ઐહિક સંબન્ધનું નથી પણ ધર્મમાં ઉપદ્રવ કરનારૂં છે માટે તેના પરિહારની પ્રાર્થના કરૂંછું. યદ્યપિ 'सङ्कटं ना ॥ सम्बाधः' એમ અમરકોષમાં કહ્યુંછે તો સંકટશબ્દનો 'જનાદિસમર્દયુક્ત દેશાદિ' એવો અર્થ થાયછે તથાપિ તેમાં પણ કષ્ટ દેખાય છે માટે લક્ષણાથી આ સ્થળે એકલા કષ્ટમાત્રપર અર્થ લેવો. અથવા 'हर मेऽतिकष्टं' એવો પાઠ સારો છે. ત્યારે 'અતિ કષ્ટને હરો' એવો અર્થ કરવો ॥૫૫॥ સીતાહરણને લીધે રામચન્દ્રજીને થએલા પ્રકૃષ્ટ કષ્ટ (હરી જનારનું સ્થાન બળ આદિકના અપરિજ્ઞાનરૂપ)ને નિવૃત્ત કરવામાં મુખ્યપણે અદ્વિતીય સહાય કરનારા, અર્થાત્ આપે સર્વ બળમાં મૂળભૂત સુગ્રીવમૈત્રી કરી આપી અને સીતાહરણ કરનારા દુરાત્મા રાવણની પદવી જાણવામાટે અંગદઆદિક અસમર્થ થતાં જ્યારે તેઓ પ્રાણત્યાગ કરવા તૈયાર થયા ત્યારે તમો સમુદ્રનું ઉલ્લંઘન કરીને સીતાને જોઇને તેની વાર્તા લાવીને તથા રિપુ રાવણનું સ્થાન બળાદિકનું નિરીક્ષણ કરી આવીને ભગવાનને અદ્વિતીય સહાય આપેજ કરીછે. રાક્ષસપતિ રાવણની સુવર્ણમયી રાજધાનીને સર્વ રાક્ષસોને જોતાંજ બાળી દેનારા, અક્ષાદિ રાક્ષસસમૂહોને વિનાશ કરનારા એવા હે શ્રીરામદૂત ! હે હનુમન્ ! આપ મારૂં સંકટ હરો ॥૫૬॥ રાવણે મારવા માટે મુકેલી દુર્નિવાર્ય શક્તિ ( કાસુનામે આયુધ )ના ઘાતથી કંઠમાં પ્રાણ જેના આવી ગયા છે એવા લક્ષ્મણજીના સંજીવનમાટે સજીવિની ઔષધિ લાવી આપનારા. અથવા–રાવણે મુકેલી શક્તિનો ઘાત જેનાથી દુર્નિવાર્ય છે. માટેજ કંઠમાં સંલગ્ન પ્રાણવાળા લક્ષ્મણજીને સુખીયા

सुलक्ष्मणसुसाहृतजीववल्ले! । द्रोणाचलानयननन्दितरामपक्ष! श्री० ॥५७॥ रामागमोक्तितरितारितवन्धुयोगदुःखाब्धिमग्नभरतार्पितपारिवर्ह!। रामाङ्घ्रिपद्ममधुपीभवदन्तरात्मन्! श्री० ॥५८॥ दान्तात्मकेसरिमहाकपिराट्तदीयभार्याञ्जनीपुरुतपःफलपुत्रभाव!। तार्क्ष्योपमोचितवपुर्बलतीव्रवेग! श्री० ॥५९॥ नानाभिचारिकविसृष्टसवीरकृत्याविद्रावणारणसमीक्षणदुःप्रधर्ष्य!। रोगघ्नसत्स्तुत-

એવી તેતે લતાઓ લીન થઇ ગઈ ત્યારે તેતે લતાના આશ્રયભૂત દ્રોણાચળનેજ ઉખાડી ઉપાડી લાવીને રામપક્ષની સર્વ વાનરસેનાને શલ્ય કાઢી નાંખવાથી અને ફરીથી જીવાડવાથી આનદિત કરનારા એવા હે શ્રીરામદૂત! હે હનુમન્! આપ મારૂં સકટ હરો ॥૫૭॥ પોતાના ભાઈ રામચંદ્રજીના વિયોગથી થએલા દુ ખરૂપી સમુદ્રમાં ડુબી ગએલા ભરતજીને, રાક્ષસકુળનો નાશ કરી, સીતાસશ્લેષથી વૃદ્ધિ પામી છે દિવ્ય કાંતિ જેમની એવા રામચદ્રજીની લકાપુરી થકી અયોધ્યાપુરીમાં પાછા આવવાની વાર્તા નિવેદન કરવારૂપ નૌકામા બેસાડીને, દુઃખસાગરમાંથી તત્કાળ ઉદ્ધાર કરનારા અને તે સમયમાં દુ.ખસમુદ્રના સતરણથી સતુષ્ટ થએલા ભરતજીએ રાજાને ઉચિત વસ્તુ અર્પણરૂપ પારિતોષિક ( પહેરામણી ) જેમને અર્પણ કર્યુંછે. અને જેમનું ચિત્ત રામચંદ્રના ચરણારવિંદમાજ ભ્રમરની પેઠે અતિશય આસક્ત વર્તેછે એવા હે શ્રીરામદૂત! હે હનુમન્! મારૂં સકટ હરો ॥૫૮॥ હે હનુમન્! તપશ્ચર્યાદિ વડે આત્મા-દેહ મનને દમન કરનારા મહાકપિરાજ કેસરી અને તેની ભાર્યા અંજનીએ કરેલી તીવ્ર તપશ્ચર્યાના ફળરૂપ પુત્રભાવને સ્વીકારનારા અર્થાત તેમની તપશ્ચર્યાને લીધેજ પુત્રભાવને પામેલા ગરૂડની સાથેપણ ઉપમા આપવા લાયક છે શરીર સામર્થ્ય અને તીવ્રવેગ જેમનો એવા હે શ્રીરામદૂત! હે હનુમન્! મારૂં સકટ તમો હરો ॥૫૯॥ અભિચારકર્મમાં પ્રવર્તેલા બહુપ્રકારના તેતે જનોએ પ્રેરેલી એવી પણ જે પોતાના પરિવાર વીરોએ સહિત કૃત્યાઓ, તેને પલાયન કરાવા માટે ક્રોધે કરીને રાતાચોળ થએલાં નેત્રોવડે કરીને પરાભવ ન થઈ શકો એવા. અર્થાત્ ક્રોધારૂણ દૃષ્ટિમાત્રથીજ અભિચારકોએ પ્રેરેલી સવીર કૃત્યા-

**दवित्तदमन्त्रजाप! श्री० ॥६०॥ यन्नामधेयपदकश्रुतिमात्रतोऽपि ये ब्रह्मराक्षसपिशाचगणाश्च भूताः । ते मारिकाश्च सभयं ह्यपयान्ति स त्वं श्री० ॥६१॥ त्वं भक्तमानससमीप्सितपूर्तिशक्तो रङ्कस्य दुर्मदसपत्नभयार्तिभाजः । इष्टं ममापि परिपूरय पूर्णकाम! श्री० ॥६२॥ इत्यनेन स तुष्टाव सर्वसङ्कष्टहारिणा । स्तोत्रेण मारुतिं धर्मः प्रत्यहं नियतव्रतः ॥६३॥ फलकन्ददलाहारः शाकमात्राशनः क्वचित् । जलाहारो निराहारः सोऽवर्तत सह स्त्रिया ॥६४॥ तस्मै द्वितीयमासान्ते स्वप्नमागत्य मारुतिः । साक्षात्स्वदर्शनं प्रादात्प्रीता-**

---

ઓને નસાડી મુકનારા અને જેનો મંત્ર જપવાથી રોગાર્ત રોગમાથી મુક્ત થાયછે સુતાર્થી શુભ સુતને પામેછે ધનાર્થી ધનને પામેછે. કિં બહુના-તેતે અભીષ્ટ અર્થને આપનારા છો એવા હે શ્રીરામદૂત! હે હનુમન્! મારૂં સંકટ તમો નિવારણ કરો ॥૬૦॥ જે આપના નામના એક દેશભૂત પદ (અક્ષર)ના શ્રવણમાત્રથીજ અતિશય ભય પામેલા બ્રહ્મરાક્ષસો, પિશાચગણો, ભૂતો, મારિકા (તત્કાળ પ્રાણ હરનારી મરકી) આ સર્વે પણ તુરત ભય પામીને પળાયન કરી જાયછે એવા આપ હે શ્રીરામદૂત! હે હનુમન્! મારૂં સંકટ ટાળો ॥૬૧॥ તમો ભક્તોના મનોરથો પરિપૂર્ણ કરવામાં સમર્થ છો, માટે રંક-દીન અને દુષ્ટ મદવાળા શત્રુઓ થકી થએલા ભયવડે પીડા પામેલો એવો હું તે મારૂંપણ ઇષ્ટ-શત્રુભય પીડાનિવૃત્તિરૂપ અભીષ્ટ જે ધર્મમાંજ એક મૂળભૂત છે તેને પરિપૂર્ણ કરો તમો પૂર્ણકામ છો માટે આપનો ભક્ત એવો જે હું તે મારી અપૂર્ણતાનો પરિહાર કરવાને યોગ્ય છો ॥૬૨॥

હે રાજન્! ધર્મદેવ સર્વ સંકટ સંહારવામાં સમર્થ એવા પૂર્વોક્ત સ્તોત્રવડે પ્રતિદિન નિયત નિયમવાળા થઇને મારૂતિની સ્તુતિ કરવા લાગ્યા ॥૬૩॥ વ્રતનિયમપરાયણ ધર્મદેવે પુરશ્ચર્યાના પ્રારંભ દિવસને આરંભીને કેટલાક દિવસો ફળ કંદ દળના આહારવડે, કેટલાક દિવસો કેવળ શાકના આહારવડે, કેટલાક દિવસો કેવળ જળવડે, કેટલાક દિવસો નિરાહારવડેજ નિર્ગમન કર્યા કેવળ પોતે એકલાએ એમ કર્યું એમ નહિ પણ એજ રીતે નિયમપરાયણ એવી પત્નીની સાથે નિર્ગમન કર્યા ॥૬૪॥ એરીતે બે માસ

त्मेत्थमुवाच च ॥६५॥ धर्म ! तुभ्यं प्रसन्नोऽस्मि कष्टात्त्वं मोक्ष्यसे द्रुतम् । याहि वृन्दावनं तत्र लब्धा प्राक्प्रिसङ्गमम् ॥६६॥ सखिभिः सह सङ्गत्य स्वसमानासुरार्दनैः । मरीचिप्रमुखैर्विप्र ! प्राप्स्यसे सुखमीप्सितम् ॥६७॥ इत्युक्त्वान्तर्धिमापेदे मारुतिः सोऽथ हर्षितः । जजागार च तत्स्वाप्नं वृत्तं तथ्यममन्यत ॥६८॥ समाप्य स्वव्रतं प्रातः पुत्रं मातुलवेश्मनि । विन्यस्य भार्यया साकं वनं वृन्दावनं ययौ ॥६९॥ असुरानुगतेर्भीतो प्रच्छन्नं निर्गतौ

---

પર્યંતના વ્રતનુ અનુષ્ઠાન કરતા ધર્મદેવને બીજા માસના અંતમા સ્વપ્નમા (ધ્યાનથી પ્રાપ્ત થએલી સમાધિમા) આવીને ભગવાન્ મારૂતિએ પોતાનુ પ્રત્યક્ષ દર્શન આપ્યુ અને પ્રસન્ન મનથી એમ બોલ્યા કે—॥૬૫॥ હે ધર્મ ! તમારી ઉપર હુ મારૂતિ પ્રસન્ન થયોછુ આ કષ્ટથકી તમો થોડા દિવસમાજ મુક્ત થશો અહિથી વૃંદાવનમા જાઓ ત્યા તમો પૂર્વના જે મિત્રો છે (જે પૂર્વજન્મમા મિત્રો હતા તે તમારી પેઠેજ બીજા રૂપને પામીને રહેલા છે) તેમના સમાગમને પામશો ॥૬૬॥ મિત્રોનો નામથી નિર્દેશ કરેછે—હે વિપ્ર ધર્મદેવ ! તમારા મરીચિમુનિપ્રમુખ પૂર્વના મિત્રો ત્યાજ નૃજન્મ ધારીને અસુરોએ પીડા પમાડ્યા થકા તમારે તુલ્ય દુ ખવાળા વર્તેછે તેમનો સમાગમ કરો, તે સર્વ સખાઓની સાથે તમો થોડા દિવસમાજ અસુરોપદ્રવે રહિત થઇને ઇપ્સિત સુખને પામશો ॥૬૭॥ હે રાજન્ ! મારૂતિ આ પ્રકારે કહીને અંતર્ધાન થઈ ગયા પછીથી પ્રહર્ષિત થએલા ધર્મદેવ પૂર્વોક્ત પ્રકારના સ્વપ્નનો અનુભવ કરીને તેમાથી જાગ્યા અને તે સ્વપ્નનુ વૃત્તાંત તપના ફળ ભૂત હોવાથી સત્યજ માનવા લાગ્યા આરાધના કરેલા દેવતાઓ સ્વપ્નમા પણ પ્રાદુર્ભાવ પામેછે અથવા સ્વપ્નનો 'સમાધિ' એવો અર્થ કરવો ॥૬૮॥ પ્રાત કાળમા ધર્મદેવ પૂર્વોક્ત હનુમત્પુરશ્ચરણરૂપ વ્રતની તેની મહાપૂજા કરવા પૂર્વક પરિસમાપ્તિ કરીને, પ્રસન્ન મનથી હનુમાનજીની આજ્ઞાને અનુસારે વૃંદાવનમા જવાનો વિચાર કરતા રામપ્રતાપ પુત્રને તેના મામાને ઘેર મુકીને, ભાર્યા ભક્તિને સાથે લઇને સ્વય વૃંદાવન જવા ત્યાથી ચાલી નીકળ્યા ॥૬૯॥ બન્ને દંપતી 'અહિથી આપણુ નિકળવુ પ્રસિદ્ધ થાય તો

गृहात् । असहायावपाथेयौ चेलतुः सभयं पथि ॥७०॥ स्थूलस्यूतजरद्वस्त्रौ कृशाङ्गौ मधुभाषिणौ । पितरौ तौ च जगतां नैमिषारण्यमीयतुः ॥७१॥ दशमेऽहनि सम्प्राप्तौ क्षेत्रं तत्तत्र तैर्थिकम् । विधिं विदधतुः शक्त्या दम्पती धैर्यशालिनौ ॥७२॥ स्मरन्तौ हृदये कृष्णं वृन्दावनविहारिणम् । अयाचितव्रतौ नित्यं ततो व्रजमुपेयतुः ॥७३॥ पुष्पदोलोत्सवं द्रष्टुं व्रजतां सङ्घशो नृणाम् । पथि सङ्गं न चक्राते तद्गतासुरशङ्कया ॥७४॥ मासेनैकेन शनकैर्व्रजन्

---

કદાચિત્ તેને જાણી જનારા અસુરો પાછળ આવે' એવો ભય પામીને, માટેજ છાંનાં માંનાં ઘેરથી નિકળ્યાં. વળી 'જો કોઈ સહાય કે ભાતું સંપાદન કરવા જાય તો અસુરો સ્પષ્ટ નિર્ગમન જાણી જતાં તેઓ પાછળ આવે' એવા ભયને લીધે કોઈને સહાય કે ભાતુંપણ લીધા વિના ઘેરથી નિકળીને માર્ગમાંપણ સભય ચાલવા લાગ્યાં. યદ્યપિ હનુમાનજીએ વરદાન આપ્યુંછે અથાપિ અસુરો અધિક હોવાથી શંકા થાયછે ॥૭૦॥ તપશ્ચર્યાથી કૃશ શરીર જેમનું છે, એકપણ અખંડ વસ્ત્ર નહિ પણ વસ્ત્રના જીર્ણ કટકા એક બીજા સાથે સાંધીને બનાવેલાં તેપણ સૂક્ષ્મ નહિ પણ જાડાં એવાં વસ્ત્રોને ધારણ કરી રહેલાં, (આથી દરિદ્રતાનો છેલો અવધિ જણાવ્યોછે. આથી પ્રયત્ન વિના પ્રાપ્ત થતાં ઉપકરણોથીજ નિર્વાહ કરનારાં, એવો ધ્વન્યર્થ નીકળે છે) મધુર વચનને બોલવાના સ્વભાવવાળાં, માતા પિતાની પેઠે જગતનું પ્રિય હિતપરાયણ એવાં બન્ને દંપતી ત્યાંથી નિકળીને નૈમિષારણ્ય ક્ષેત્રમાં આવ્યાં ॥૭૧॥ ધૈર્યગુણશાળી દંપતી ભક્તિધર્મે દશમે દિવસે નૈમિષારણ્ય ક્ષેત્રને પામીને, તેમાં તીર્થમાં શાસ્ત્રે કરવાપણે કહેલો ઉપવાસાદિરૂપ વિધિ યથાશક્તિ કર્યો ॥૭૨॥ નૈમિષારણ્યમાં પણ તે દંપતી વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણનુંજ હૃદયમાં ચિંતવન કરતાં થકાં નિત્ય યાચના કર્યા વિનાજ મળે તેનાથી શરીરધારણરૂપ વ્રતનો આશ્રય કરીને રહ્યાં. તેપછી ત્યાંથી વ્રજપ્રત્યે જવામાટે ચાલી નીકળ્યાં ॥૭૩॥ ત્યારે માર્ગમાં ભગવાનના પુષ્પદોલોત્સવનાં દર્શન કરવા માટે જતા મનુષ્યોના સંઘને જોઈને 'તેમાં કોઈ આસુરપણ સમાજ હશે' એવી આશંકાને લીધે તેમનો સાથે જવારૂપ સંગ માર્ગમાં

धर्मः सह स्त्रिया। पुण्यं वृन्दावनं प्राप दोलोत्सवदिने नृप ॥७५॥ देशान्तरीयजनसङ्घसमर्च्यमानं गोवर्धने कुसुमदोलगतं स कृष्णम्। सम्पूज्य वीक्ष्य च तदीयविचित्रशोभां चक्रे प्रदक्षिणममुं विधिनैव धर्मः ॥७६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे भक्तिधर्मयोर्वृन्दावनागमननामा सप्तदशोऽध्यायः ॥१७॥

सुव्रत उवाच—पुष्पदोलोत्सवं द्रष्टुं जनास्तत्र सहस्रशः। देशान्तरेभ्य आयाता आसन्भूप! सयोषितः॥१॥ शापाद्दुर्वाससो भूमौ ये जाता मुनयो नृप। भ्रमन्तस्तेऽपि तत्रायन्नसुरैर्बहुधार्दिताः ॥२॥ प्राप्ता जातिस्मृतिं कृष्णेच्छया ज्ञातपरस्पराः। जनैरज्ञाततत्त्वाश्च

---

નહિ કરીને ચાલ્યાં ॥૭૪॥ હે નૃપ! એરીતે માર્ગમાં અસહાયપણે ભાર્યા ભક્તિની સાથે મદમદ ચાલતા ધર્મદેવ નૈમિષારણ્યથકી એકમાસે પુષ્પદોલોત્સવને દિવસે પવિત્ર વૃંદાવનમાં આવ્યા ॥૭૫॥ ધર્મદેવે ગોવર્ધનપર્વતમાં પુષ્પોવડે શોભાડેલી દોલામાં વિરાજમાન, દેશદેશમાંથી આવેલા જનસમાજે પૂજા કરેલા અર્ચારૂપ શ્રીબાળકૃષ્ણનું પૂજન કરીને ગોવર્ધનગિરિની વિચિત્ર શોભાને જોતાજોતા તેની વિધિપ્રમાણેજ પ્રદક્ષિણા નમસ્કારાદિ કર્યું ॥૭૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ભક્તિધર્મયોર્વૃન્દાવનાગમનનામા સપ્તદશોઽધ્યાયઃ ॥૧૭॥

## અધ્યાય ૧૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે ભૂપ! તે વૃંદાવનમાં ભગવાનના ચાલતા પુષ્પદોલોત્સવને જોવા માટે હજારોહજાર જનો સ્ત્રીયોને સાથે લઇને દેશાંતરમાંથી આવ્યા હતા ॥૧॥ જે મરીચ્યાદિ મુનિઓ દુર્વાસાના શાપથી ભૂમિ ઉપર મનુષ્યયોનિમાં અવતર્યાં છે તેપણ તેતે સ્થળમાં ગુરુ રાજારૂપ અસુરોએ બહુ પ્રકારે પીડા પમાડ્યા થકા તેનાથી ભય પામીને જ્યાં ત્યાં ભમતા ભમતા તેજ વૃંદાવનમાં આવ્યા ॥૨॥ તે મુનિઓ ત્યાં કૃષ્ણ ભગવાનના સંકલ્પથી પોતપોતાની પૂર્વે જાતિની સ્મૃતિ પામતાં 'આ અમુક મુનિ છે. આ અમુક મુનિ છે' એવું એક બીજાના સ્વરૂપનું જ્ઞાન પામીને, બીજા

दैवादेकत्र सङ्गताः ॥३॥ गिरेः प्रदक्षिणां कुर्वंस्तान् परिक्रामतः पथि । लक्षणैर्बुबुधे धर्मस्ते च तं मानुषाकृतिम् ॥४॥ परस्परं मिलित्वा ते स्वस्ववृत्तान्तमादितः । कथयामासुरखिलं कष्टं चासुरयूथजम् ॥५॥ मुनिकृच्छ्रेक्षया धर्मो धर्मकृच्छ्रेक्षया द्विजाः । अव्यथन्ताथ मुनयो धर्मं प्राहुरिदं वचः ॥६॥ रौद्रं रौद्रस्य शापेन कृच्छ्रमाप्तसिहासुरम् । अस्माभिरथ तस्यान्तस्तदुक्तो द्रक्ष्यते कदा ॥७॥ धर्मस्तानाह तद्वाक्यं नान्यथा भविता द्विजाः ! । अतो

---

પ્રાકૃતો પોતાનું પરમાર્થ સ્વરૂપ ન જાણે એ રીતે ભગવાનની ઇચ્છાથીજ વૃંદાવનના એક પ્રદેશમાં ભેગા થઈ ગયા ॥૩॥ ગોવર્ધન ગિરિની પ્રદક્ષિણા કરતા ધર્મદેવે તેની પ્રદક્ષિણા કરતા મુનિઓને માર્ગમાં મળતાં 'તે આ મરીચ્યાદિ મુનિઓ છે' એમ એમના એમના અસાધારણ લક્ષણોવડે જાણ્યું. તેમજ મુનિઓએ પણ 'માનુષાકૃતિ તે આ ધર્મદેવ છે' એમ જાણ્યું. અર્થાત્ ધર્મદેવને મરીચ્યાદિ મુનિઓના સ્વરૂપનું જે જ્ઞાન અને મુનિઓને ધર્મદેવના સ્વરૂપનું જે જ્ઞાન તેપણ શ્રીકૃષ્ણની ઇચ્છાથીજ થયું એમ જાણવું ॥૪॥ મુનિઓ અને ધર્માદિકે પરસ્પર મળીને પોતપોતાના જન્મકાળને આરંભીને સમગ્ર સ્વસ્વવૃત્તાંત કહ્યું અને અસુર સમૂહો થકી થએલું કષ્ટ પણ કહ્યું ॥૫॥ શ્રીધર્મદેવ મુનિઓનાં દુઃખદર્શનથી અંતરમાં બહુ દુઃખીયા થઈ ગયા તેમજ ધર્મદેવના દુઃખદર્શનથી મુનિઓ પણ બહુ દુઃખીયા થઈ ગયા. એક બીજાના દુઃખ દર્શનથી દુઃખીયા થયા પછી મુનિઓ ધર્મપ્રત્યે એવું વચન બોલ્યા કે ॥૬॥ હે ધર્મ ! અહો ! ! મહાન્ આ અસુરકૃત ક્રુર કષ્ટ રુદ્રાંશભૂત દુર્વાસાના શાપથી આ જન્મમાં આપણે સર્વેએ અનુભવ્યું. આ દુઃખનો જે અંત એજ દુર્વાસાએ આપે પ્રાર્થના કર્યા પછી પ્રસન્ન થઇને કહ્યો હતો તેતો ક્યારે દેખાશે એટલે ક્યારે નયનગોચર થશે ? એમ અમો પુછીએ છીએ ॥૭॥ એ રીતે મુનિઓએ પુછ્યુ એટલે ધર્મદેવ તેમના પ્રત્યે બોલ્યા કે-હે મુનિઓ ! દુર્વાસા મહર્ષિનું વચન (મારે વિષે ભગવત્પ્રાદુર્ભાવ થવાદ્વારા આપણા રક્ષણરૂપ) બીજા પ્રકારને પામીને મિથ્યાભૂત નહિજ થશે. માટે કૃષ્ણ ભગવાનનાં સાક્ષાત્ દર્શન

धैर्येण सोढव्यं कृच्छ्रं कृष्णेक्षणावधि ॥८॥ कार्योऽस्माभिरुपायोऽत्र कृष्णाराधनलक्षणः । येन तुष्टः स्वयं कृष्णः साक्षाद्द्यात्स्वदर्शनम् ॥९॥ अहं कृष्णाष्टाक्षरस्य पुरश्चर्यां विधानतः । करिष्यामि तदङ्गानि यूयमप्यनुतिष्ठत ॥१०॥ निशम्येत्थं धर्मवचो मुनयस्ते प्रहर्षिताः । एतदेवं हि कर्तव्यमिति व्यवसिता नृप ! ॥११॥ तपस्यस्य द्वितीयायां कृष्णायामथ ते व्यधुः । प्रारम्भं विष्णुयागस्य गुरोर्वारे च हस्तभे ॥१२॥ यजमानस्तत्र पूर्वं समारेभे स्वयं वृषः । कृष्णमन्त्रपुरश्चर्यां यथाशक्ति यथाविधि ॥१३॥ श्रीमद्भागवतं केचित्पुराणं पेठुरादरात् । पुरश्चर्याविधानेन वासरैः सप्तसप्तभिः ॥१४॥ भारते भगवद्गीता याऽस्ति तां केचनापठन् । श्रीवासुदेव-

થાય ત્યાંસુધી આ મહાકષ્ટ ધૈર્યગુણથી આપણે સહનજ કરવું ॥૮॥ પરંતુ આ વૃંદાવનમાં રહીને કોઇક ઉપાય કૃષ્ણારાધનરૂપ આપણે કરવો, જે આરાધનરૂપ ઉપાયથી ભગવાન્ કૃષ્ણ પ્રસન્ન થઇને પોતે આપણને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર જરૂર કરાવે ॥૯॥ હું યથાવિધિ શ્રીકૃષ્ણના અષ્ટાક્ષર મંત્રનું પુરશ્ચરણ કરીશ. તમો સર્વે મુનિઓ પણ પુરશ્ચરણના અંગોનું અનુષ્ઠાન કરો ॥૧૦॥ હે નૃપ ! પૂર્વોક્ત પ્રકારનું ધર્મદેવનું વચન સાંભળીને, તે સર્વે મુનિઓએ પ્રહર્ષ પામીને 'આ એમજ કરવું' એવો દૃઢ નિશ્ચય કર્યો ॥૧૧॥ એવો નિશ્ચય કર્યા પછી ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની દ્વિતીયા તિથિએ હસ્તનક્ષત્રમાં ગુરુવારે વિષ્ણુયાગ (કૃષ્ણનું મંત્રપુરશ્ચરણાદિકથી આરાધન) યથાવિધિ કરવાનો તે ધર્માદિકે પ્રારંભ કર્યો ॥૧૨॥ તેમાં સ્વયં ધર્મદેવે યજમાન થઇને શ્રીકૃષ્ણાષ્ટાક્ષર મંત્રની પુરશ્ચર્યાનો યથાવિધિ યથાશક્તિ સર્વેથી પહેલો પ્રારંભ કર્યો ॥૧૩॥ બીજા મુનિઓ તો તેના અંગપણે શ્રીમદ્ભાગવતાદિકનો પાઠ કરવા લાગ્યા—તેમાં કેટલાક મુનિઓ આદરભાવથી વસિષ્ઠાદિમુનિપ્રણીત વિધિને અનુસારે શ્રીમદ્ભાગવત પુરાણનું એક એક પારાયણ સાત સાત દિવસે સંપૂર્ણ થાય એજ રીતે વારવાર કરવા લાગ્યા. કેટલાકો મહાભારતના ભીષ્મપર્વમાં રહેલી શ્રીમદ્ભગવદ્ગીતાનો યથાવિધિ પાઠ કરવા લાગ્યા. કેટલાકો શ્રીવાસુદેવમાહાત્મ્યનો પાઠ કરવા

माहात्म्यं पठन्ति स्म च केचन ॥१५॥ विष्णोर्नामसहस्राख्यं स्तोत्रं पेठुश्च केचन । कतिचिद्विष्णुगायत्रीं जपन्ति स्म यथाविधि ॥१६॥ श्रीनारायणवर्मैके पेठुर्विप्रा उदङ्मुखाः । नामस्मरणमात्रं च केचित्कृष्णस्य चक्रिरे ॥१७॥ श्रीमद्भागवतस्थां च रासलीलोपवर्णनाम् । पञ्चाध्यायीं दृढमतिर्नित्यं भक्तिः पपाठ च ॥१८॥ निशि सुप्तेऽखिलजने गीतगोविन्दगायनम् । वीणामृदङ्गादियुतं सर्वे संहत्य चक्रिरे ॥१९॥ एवं समाराधयतां कृष्णं तेषां यतात्मनाम् । वैशाखस्य सिता प्राप्ता मोहिन्येकादशी नृप ! ॥२०॥ तपःकृशतराङ्गेषु तेष्वापत्स्वथ प्रभुः । प्रीतः करुणया कृष्णो ददौ साक्षात्स्वदर्शनम् ॥२१॥ अखण्डरासलीलायां गोलोके यादृशः स्वयम् । तादृ-

---

લાગ્યા. કેટલાક વિષ્ણુસહસ્રનામસ્તોત્રનો પાઠ કરવા લાગ્યા. કેટલાક મુનિઓ 'શ્રીનારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ । તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્' આ શ્રુતિપ્રસિદ્ધ વિષ્ણુગાયત્રીનો યથાવિધિ જપ કરવા લાગ્યા. કેટલાક ઋષિઓ ઉત્તરમુખે બેસીને નારાયણકવચનો પાઠ કરવા લાગ્યા. કેટલાકતો કેવળ 'શ્રીકૃષ્ણ' એવા નામનું સ્મરણ કરવા લાગ્યા ॥૧૪-૧૫-૧૬-૧૭॥ ધર્મદેવની ભાર્યા ભક્તિદેવીતો દૃઢ નિશ્ચયપૂર્વક શ્રીમદ્ભાગવતમાં રહેલી શ્રીકૃષ્ણની રાસલીલાનું વર્ણન જેમાં પ્રધાનપણે છે એવી પંચાધ્યાયીનો પ્રતિદિન પ્રેમથી પાઠ કરવા લાગ્યાં ॥૧૮॥ ધર્મ મુનિઓ સર્વે ભેગા થઇને જ્યારે સર્વ જનો રાત્રિએ સુઈ જાય ત્યારે જયદેવ કવિપ્રણીત ગીતગોવિંદકાવ્યનું ગાયન વીણા મૃદંગ વિગેરે વાજીંત્ર વજાવાપૂર્વક પ્રતિદિન કરવા લાગ્યા ॥૧૯॥ હે નૃપ ! આવી રીતે નિયમિત મનથી પ્રતિદિન શ્રીકૃષ્ણનું સમારાધન કરતાં કરતાં ધર્માદિકને વૈશાખ માસની શુકલ પક્ષની મહોત્સવરૂપ મોહિનીનામની એકાદશી આવી ગઈ. તે એકાદશીને દિવસે ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રભુએ પ્રસન્ન થઇને પોતાનું આરાધન કરતા, તીવ્ર તપથી અતિશય કૃશ શરીર જેમનાં થઈ ગયાં છે અને પોતાના શરણને પામેલા અથવા અસુરથકી કષ્ટને પામેલા સર્વ ધર્માદિકને કરુણા કરીને પોતાનું પ્રત્યક્ષ દર્શન દીધું ॥૨૦-૨૧॥ દર્શનદાનનો પ્રકાર કહેછે—

सोऽदृश्यत तदा स वृन्दावनचन्द्रमाः ॥२२॥ श्रीकृष्णस्य महापूजां कृत्वा तन्निशि जाग्रतः । ब्राह्मे मुहूर्ते ददृशुः सहसा ते सितं महः ॥२३॥ कोटिकोटीन्दुसूर्याभे सच्चिदानन्दलक्षणे । तस्मिंस्ते ददृशुः कृष्णं सर्वे महसि भूयसि ॥२४॥ नूतनाम्बुधरसुन्दरमूर्तिं तेजसाऽतिमहता सितभासम् । कोटिमन्मथविमोहनरूपं वह्निधौतकनकप्रभवस्त्रम् ॥२५॥ पाणिपद्मयुगलेन च वेणुं सन्निधाय रुचिराधरबिम्बे । वादयन्तमुरुधा स्वरभेदैः शोभनं नटवरोचितवेषम्

સ્વયં શ્રીકૃષ્ણ ગોલોક ધામમાં અખંડ રાસલીલામાં ( નિરવધિ રાસમહારસમાં ) જેવા દિવ્ય સ્વરૂપ, રૂપ, ગુણ, વિભૂતિ, ઐશ્વર્યથી વિરાજમાન છે તેવાજ તે સમયમાં તેમણે જોયા. કેવા શ્રીકૃષ્ણ તો વૃંદાવનચંદ્રમા-જે દિવ્ય વૃંદાવનને આહ્લાદ આપનારા હતા એજ અથવા આ ભક્તોના અનુગ્રહ માટે ફરીથી પણ આ વૃંદાવનને ચંદ્રમાની પેઠે આહ્લાદ આપનારા થઇને તેવા દેખાયા ॥૨૨॥ તેના તેજ દર્શનપ્રકારને ફરીથી વિશેષ વિવરણ કરે છે—શ્રીકૃષ્ણની મહાપૂજા કરીને તે એકાદશીની રાત્રિએ વ્રતના અંગભૂત જાગરણને કરતા તે ધર્માદિકોએ બ્રાહ્મ મુહૂર્તમાં કાંઇક શ્વેત તેજોવિશેષ અકસ્માત્ પ્રથમ જોયું ॥૨૩॥ એક સાથેજ ઉદય પામેલા કોટાનકોટી શશિ સૂર્યની કાંતિને ઉલ્લંઘન કરીને વર્તનારી કાંતિવાળા, ( અનુકૂળના પ્રત્યે સુખોપસેવ્યતા અને પ્રતિકૂળના પ્રત્યે દુરધિગમ્યતા જણાવા માટે શશિસૂર્યાતિશાયિતા કહી છે ) સચ્ચિદાનંદરૂપ તે તેજ:પુંજમાં પરમાનંદમય દિવ્યમૂર્તિપણે મુક્તજનોને અનુભવાતા શ્રીકૃષ્ણને તે ધર્માદિક જોયા ॥૨૪॥ તે શ્રીકૃષ્ણને આઠ શ્લોકથી વર્ણવેછે—નવીન મેઘ સરખી સુંદર દિવ્ય મૂર્તિ જેમની છે. જ્યોત્સ્નાથીજ જેમ એમ સમસ્ત કરણને આહ્લાદ આપનારા અત્યધિક દિવ્ય શુક્લ તેજથી ભાસમાન, કોટિ કામદેવની લાવણ્યતાથકી અતિ અધિક લાવણ્યતાવાળા, તપાવેલા સુવર્ણને સદશ કાંતિવાળાં દિવ્ય વસ્ત્ર ( પીતાંબર )ને ધારી રહેલા ॥૨૫॥ બે હસ્તકમળવડે ધારેલી દિવ્ય વંશીને બિંબ ( પાકુ ઘીલોડું ) જેવા સુંદર રક્ત અધરોષ્ઠથી આચુંબન કરીને મધુર મધુર અનેક પડ્જાદિ સ્વરભેદવડે વ-

॥२६॥ नैकरत्नततिचित्रकिरीटं मीनराजसमकुण्डलशोभम् । स्थूलवृत्तसममौक्तिकमालं चारुगन्धकुसुमोत्तमहारम् ॥२७॥ भालकेसरविशेषककान्तं लम्बमानसुमशेखरराजिम् । हेमरत्नमयभूरिविभूषं पूर्णशारदसुधांशुसमास्यम् ॥२८॥ शारदाभिनवजन्मविनिद्राम्भोरुहच्छदसमायतनेत्रम् । सूक्ष्मवक्रमृदुमेचककेशं दर्शनीयनिखिलावयवाभम् ॥२९॥ भैष्मीराधालक्ष्मणासत्यभामासत्याभद्राजाम्बवत्यादिमिश्च । स्त्रीभिः प्रेम्णा पूज्यमानाङ्घ्रिपद्मं दृष्ट्या तासामाददानं मनांसि ॥३०॥ नन्देन रामेण यशोदया च पत्या समं देवककन्ययाऽपि । नन्दासुभद्रासुरभीमुखाभिर्गोभिश्च

---

જાવનારા, નટવરના જેવો દિવ્ય વેષ જેમનો છે ॥૨૬॥ વિવિધ અનેક રત્ન પંક્તિવડે વિચિત્રિત દિવ્ય મુકુટ મસ્તકે ધારી રહેલા, મકરાકાર કુંડળથી અલંકૃત છે કર્ણ જેમના, આમળા જેવાં સ્થૂળ ગોળ એકસરખા મોતિઓની દિવ્ય માળાઓ ધારી રહેલા સુરભિ સુકુમાર સુંદર દિવ્ય કુસુમના હાર ધારી રહેલા ॥૨૭॥ કેસર ચંદનથી કરેલા તિલકથી અલંકૃત ભાલતળ જેમનું છે, ગુલાબ વિગેરે પુષ્પોના નીચે લાંબા લટકતા તોરાઓની પંક્તિવડે શોભાયમાન, વિવિધ રત્ન જડિત સુવર્ણમય દિવ્ય બહુ વિભૂષણને ધારી રહેલા, શરદ્ઋતુના પૂર્ણ ચંદ્રને સમાન આહ્લાદકારી મુખકમળ જેમનું છે, ॥૨૮॥ શરદ્ઋતુમાં નવીન થએલા પ્રફુલ્લિત કમળના પત્ર સરખા કર્ણ પર્યંત દીર્ઘ નેત્ર જેમના છે, સૂક્ષ્મ કુટિલ કોમળ કાળા કેશ જેમના છે, દર્શનીય અખિલ પાદાદિ અવયવોવડે શોભાયમાન, અર્થાત્ વારંવાર અનુભવ કરવા છતાં પણ નિત્ય નવીન નવીન હોય ને શું ? એવું દર્શનીય દિવ્ય રૂપ જેમનું છે ॥૨૯॥ રુકિમણી જેનું બીજું નામ છે એવા લક્ષ્મીજી, રાધિકાજી, લક્ષ્મણા સત્યભામા, સત્યા, ભદ્રા, જાંબવતી વિગેરે દિવ્ય પટ્ટરાણીઓએ પ્રેમથી પૂજ્યા છે પાદપદ્મ જેમના, અને તે સ્ત્રીયોના પણ મનને દૃષ્ટિમાત્રથીજ તત્કાળ હરણ કરનારા ॥૩૦॥ નંદજી, બળદેવજી, યશોદા, વસુદેવ પતિની સાથે દેવકીજી અને નંદા સુભદ્રા સુરભી વિગેરે ગાયો

सस्नेहमुदीक्ष्यमाणम् ॥३१॥ शृङ्गारिकद्रव्यकरैरनेकैर्गोपाङ्गनानाम-भितश्च यूथैः । प्रीत्येक्ष्यमाणाननपद्मराजन्मितसितानन्दितभक्त-लोकम् ॥३२॥ तं दृष्ट्वा परमानन्दं प्राप्तास्ते तु सविस्मयम् । प्रणम्य दण्डवद्भूमौ बद्धाञ्जलिपुटाः स्थिताः ॥३३॥ मूर्तौ भगवतस्तेषामि-न्द्रियाणां तु वृत्तयः । कृष्टास्तस्थुस्ततो जातास्ते काष्ठप्रतिमा इव ॥३४॥ कृष्णेच्छयेत्थं तु मुहूर्तमेव ते तस्थुस्तथैवाथ पुनर्वपुःस्मृ-तिम् । प्रापुस्ततस्तस्य पुरःस्थितो वृषस्तुष्टाव साकं मुनिभिस्तमी-श्वरम् ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे विष्णुयागाराधितश्रीकृष्णदर्शनानन्दनिरूपणनामाऽष्टादशोऽध्याय ॥१८॥

---

એ રીતે સર્વેએ સસ્નેહ નિરખેલા ॥૩૧॥ શૃંગારરસમાં સમુચિત એવાં પુષ્પ ચદન તાંબૂળાદિક પદાર્થો જેમના હાથમા છે એવા અનેક ગોપાંગનાઓના સઘોએ ચારે તરફ રહીને અનુરાગપૂર્વક જોયું છે વદનારવિંદ જેમનું અને એવા વદનમાં શોભતા મદહાસવડે ભક્તસઘોને આનદ પમાડનારા એવા શ્રીકૃષ્ણને જોઇને, ધર્માદિક સર્વે પરમ આનદ પામીને, વિસ્મયવડે સ્તભિત ચેતોવૃત્તિવાળા થઇને, પૃથ્વી ઉપર દડની પેઠે પડીને ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરીને બે હાથ જોડીને ઉભા રહ્યા ॥૩૨-૩૩॥ તે ધર્માદિકો નિરતિ-શય ઔજ્જ્વલ્ય, સૌન્દર્ય, સૌગન્ધ્ય, સૌકુમાર્ય અને લાવણ્યામૃતના નિધિરૂપ અતિ રમણીય આનદમય દિવ્ય મૂર્તિમા આકર્ષિત સમગ્ર ઇન્દ્રિય-વૃત્તિવાળા થઇને, માટેજ કાષ્ઠની પ્રતિમા હોય ને શું ? એવા જડરૂપ થઇને ઉભા રહ્યા ॥૩૪॥ હે રાજન્ ! તે પછી ભગવાનેજ સ્વેચ્છાથી પોતામાં અસ્તપણાને પમાડી દીધી છે સર્વ ઇન્દ્રિયવૃત્તિઓ જેમની અને વળી મુહૂર્તમા તેનાથી જગાડેલા તે ધર્માદિકો ફરીથી દેહની સ્મૃતિ પામ્યા. તે સમયમા ધર્મદેવ મુનિઓ સાથે સકલલોકમહેશ્વર શ્રીકૃષ્ણની તેમની આગળ ઉભા રહીને સ્તુતિ કરવા લાગ્યા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને ...પ્રથમપ્રકરણે વિષ્ણુયાગારાધિતશ્રીકૃષ્ણદર્શનાનંદનિરૂપણના-માઽષ્ટાદશોઽધ્યાયઃ ॥૧૮॥

धर्म उवाच—भगवंस्तव दर्शनं नृणामखिलाघौघविनाशनक्षमम्। प्रतिलब्धमिहाद्य चापदामखिलानामपि वारणं लघु ॥१॥ त्वमसि प्रभविष्णुरीशिता जगतामादिरनादिबन्धहृत्। क्षरतोऽक्षरतस्तथा परो ननु कर्ता पुरुषोत्तमः प्रभो! ॥२॥ तव धाम मतं परात्परं बृहदेवाक्षरमव्ययं सदा। अतितेजसि तत्र राजसे सकलैश्व-

## અધ્યાય ૧૯ મો.

ધર્મદેવ ષોડશ શ્લોકથી શ્રીકૃષ્ણની સ્તુતિ કરેછે—હે ભગવન્! આપનું દર્શન નૃણાં-વર્ણના ઉચ્ચ નીચ ભેદ વિના સર્વકોઈ નરોના અનાદિકાળથી અનુવર્તતા મહાપાપાદિ અખિલ અઘઓઘના વિનાશમાં સમર્થ અને અખિલ આપદાઓનેપણ તત્કાળ નિવારણ કરનારૂં છે. પદેપદે પ્રાપ્ત થતી આપદાથી પરાભવ પામતા અમને આવું આપનું સુખરૂપ દુર્લભ દર્શન દૈવાત્ આ વૃંદાવનમાં આજ પ્રાપ્ત થયું (તે અહો!! શું હું એકમુખથી આપની કૃપા-વર્ણન કરી શકું) ॥૧॥ હે પ્રભો!-સ્વામિન્! આપ જગતના નિશ્ચે આદિ-બીજ અને નિમિત્ત છો. તથા ઇશિતા-નિયતા છો 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિ સર્વના આત્માપણે અનુપ્રવેશ કરીને ધારણ કરવાપણું કહેછે તો અસાધારણ ઇશિતાપણું આપનુંજ છે. અર્થાત્ સ્થિતિમાં હેતુ છો. તથા આપ પ્રભવિષ્ણુ-પ્રભવનશીલ છો પ્રભવ એટલે સામર્થ્ય. અર્થાત્ સૃષ્ટિસ્થિત્યાદિકનું સામર્થ્ય આપનું સાહજીક છે. 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' એમ શ્રુતિ કહેછે. તથા જીવોના કર્મપાશકૃત અનાદિ બંધનને હરનારા એટલે મોક્ષરૂપ આત્યંતિક લયના કારણ આપજ છો. (આ ઉપરથી પ્રલયનું પણ ઉપલક્ષણ કરી લેવું. એટલે જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ પરબ્રહ્મનું અસાધારણ લક્ષણ કહ્યું) તથા આ લોકમાં વર્તતા ક્ષર અક્ષર બે પુરૂષથકી આપ પર છો, માટે લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમપણે પ્રખ્યાતિ પામેલા છો. માટેજ પરકર્તા એટલે ક્ષરાક્ષરનું કર્તાપણું પણ આપનેજ આધીન છે. તે સૂત્રકારે 'परात्तु तच्छ्रुतेः' આ સૂત્રથી કહ્યું છે ॥૨॥ હે હરે! આપનું ધામ (સ્થાનવિશેષ) પરાત્પર, (બ્રહ્માદિકનાં સ્થાનોથકીપણ પર અથવા પ્રાકૃતથકી પર એવાં જે

र्यपुरोगशक्तिभिः ॥३॥ समकारण ! वासुदेवमुख्यप्रथितव्यूहवपुर्धरस्त्वमेव । सकलैरपि सात्त्वतैरभिज्ञैर्विधिना तन्त्रमयेन पूज्यसे वै ॥४॥ जगतो जननं च पालनं हरणं चापि करोषि हीश्वरः ।

---

અપ્રાકૃત સ્થાનો તેથકીપણ પર) બૃહત્-અપરિચ્છિન્ન, અક્ષર-ક્ષરભાવે રહિત, સદા અવ્યય-નિત્ય, (કાળપરિચ્છેદે રહિત) શ્રુતિસ્મૃતિઓએ માનેલું છે. શશિસૂર્યાદિકના તેજથી અતિ અધિક તેજસ્વી એવા અક્ષર નામના સ્થાનવિશેષમાં સકળ ઐશ્વર્યો, ( અણિમાદિ અષ્ટ અથવા જ્ઞાન શક્તિ બળ વિગેરે છો) શ્રીદામ નંદ સુનંદાદિ પાર્ષદો અને શક્તિઓ (રાધા રમાદિ અથવા દિવ્યમૂર્તિધારી સ્વશક્તિભૂત સુદર્શનાદિ આયુધો )ની સાથે સર્વોત્કૃષ્ટપણે સદા આપજ વિરાજમાન છો ॥૩॥ હે હરે! આપ સમકારણ છો એટલે દેવ મનુષ્ય પશુ પક્ષી આદિક વિષમ સૃષ્ટિના સૃષ્ટા છો તથાપિ તેતે પ્રાણીઓના પૂર્વપૂર્વ કર્મની પ્રધાન અપેક્ષા રાખીને કારણ છો માટે આપ સમ-અવિષમ કારણભૂત છો. અર્થાત્ આપને વિષે વિષમતા કે નિર્દયતા નથી 'वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्' આ સૂત્રમાં તથા 'चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मानुसारतः । तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम्' આ ગીતાવાક્યમાં આ અર્થ સ્પષ્ટ છે. અથવા હે સમ ! એવું સંબોધન લેવું. અર્થ એવો છે કે-આશ્રય કરવામાં સર્વને સમ-સમાન છો. આ અર્થ 'समः सर्वेषु भूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः' આ ગીતાવચનમાં સ્પષ્ટ છે. વાસુદેવ વિગેરે વિખ્યાત વ્યૂહ વપુને ધરનારા પણ આપજ છો. તથા સાત્વત-કેવળ સત્ત્વગુણી, માટેજ અભિજ્ઞ (પોતાના આત્મસ્વરૂપને પરમાત્મનુંજ એક શેષ ( દાસ ) સમજનારા ) સર્વકોઈ એકાંતિક ભક્તોએ પંચરાત્રતંત્રમાં કહેલા શુદ્ધ આરાધનરૂપ વિધિવડે આપજ પુજેલા છો. શ્રુતિપ્રોક્ત જે પૂજાપ્રકાર છે તે અંતરાત્મા તત્ત્વને નહિ જાણનારાઓને સૂર્ય ઈન્દ્રાદિ તેતે તનુમાત્રમાં વિશ્રાંતિ પામીને બહુધાપણે મિશ્રિત છે. પંચરાત્રપ્રોક્ત પૂજાપ્રકારતો શ્રુતિતાત્પર્યને જાણનારા તેમજ અંતરાત્મા તત્ત્વને જાણનારાઓને સાક્ષાત્ અંતરાત્માના આરાધનરૂપ શુદ્ધ છે, એવો વિશેષ છે. એવા અભિપ્રાયથી अभिज्ञैर्विधिना पूज्यसे' એવો આ સ્થળે નિર્દેશ કર્યોછે ॥૪॥ બ્રહ્મા વિષ્ણુ અને

विधिविष्णुहराकृतीर्दधन्निगमादिप्रतिपादितश्रवाः ॥५॥ तनुतां भुवि धर्मवर्त्मनि पृथुलाधर्मपथैरुपागते । अवितुं तदिह प्रजा यसे बहुधा साधुसुरांश्च भूतले॥६॥ तिमिररूपधृता समाहृता निगमाः प्राग्भवतादितैत्यतः। कमठाकृतिना तथा दधे निजपृष्ठे ननु मन्दराचलः ॥७॥ क्षितिरुद्धृदधेऽग्रदंष्ट्रया भवता सूकररूपिणाम्बुधेः। नरसिंहवपुर्धृता तथा निहतो दैत्यपतिर्जितान्तकः ॥८॥ छलितश्च बलिस्त्वया हरे! वपुषा वामनकेन कौतुकात्। धरणीं

---

શિવની આકૃતિ ધારીને જગતની સૃષ્ટિ સ્થિતિ અને સંહારનેપણ આપ ઇશ્વરજ કરોછો. તથા સર્વે શ્રુતિસ્મૃતિઓ આપનીજ એક કીર્તિકીર્તન-પરાયણ પ્રવર્તે છે ॥૫॥ પૃથ્વી ઉપર ચારે તરફ વિસ્તાર પામેલા અધર્મ-માર્ગથી ધર્મમાર્ગ ક્ષીણપણાને પામતાં ભૂતળ ઉપર તેના રક્ષણ માટે તથા ભગવદ્ભક્ત સાધુઓ અને ઇન્દ્રાદિ દેવોના રક્ષણમાટે અનેકવિધ અવતારોને આપજ ધારણ કરોછો. ભૂતળ ઉપરથી દેવાદિ લોકનુંપણ ઉપલક્ષણ કરી લેવું એટલે એ લોકમાંપણ અવતાર ધારોછો. 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्' એમ ગીતામાં કહ્યું છે. ॥૬॥ એ અવતારોમાંથી કેટલાકનો સચરિત્ર નામનિર્દેશ નવ શ્લોકથી કરેછે—હે ભગવન્! પૂર્વે અલૌકિક આલોકરૂપ વેદોનો અપહાર થયો અને અવિદ્યામય અંધકાર ચારે તરફ પ્રવર્ત્યો ત્યારે આપેજ મત્સ્યમૂર્તિથી પ્રકટ થઇને વેદાપહારી હયગ્રીવ અસુરને જીતીને તેનાથકી વેદો પાછા લાવી આપ્યા હતા. તથા અમૃતાર્થે ક્ષીરસાગરના મથનમાટે પ્રવર્તેલા દેવોનું હિત કરવા તત્પર થએલા આપે કચ્છપ આકૃતિ ધારીને મંદરાચળરૂપ મંથનદંડ પોતાના પૃષ્ઠભાગ (બરડા) ઉપર ધારણ કર્યો હતો ॥૭॥ વળી આપેજ વરાહવપુ ધારીને દાઢના અગ્રભાગથી પ્રલયપયોધિમાં ડુબી ગએલી આ પૃથ્વીનો ઉદ્ધાર કરી જળ ઉપર સ્થાપન કરી હતી. તથા ભક્તવત્સળ આપેજ નરસિંહરૂપ ધારીને મૃત્યુનેપણ જીતનારા દૈત્યપતિ હિરણ્યકશિપુને હણ્યો હતો ॥૮॥ હે હરે! દેવપક્ષપાતી આપેજ ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થએલા ઇન્દ્રને ઇન્દ્રાસન આપવા વામનવપુને ધારીને કૌતુકથી ત્રણ પગલાં પૃથ્વી

व्यधितानृपान्वयां जमदग्नेस्तनयो भवान् भवन् ॥९॥ हतवानसि राघवः पुरा बलिनं कौणपयूथपाधिपम् । जनरावणमीश ! रावणं विहिताम्भोनिधिसेतुबन्धनः॥१०॥मथोः पुरि प्राग्वसुदेवदेवकीसुतत्वमेत्य व्रजमागतोऽस्यथ। गोगोपगोपीव्रजभूरिदुर्व्यथां हरन्व्यहार्षीर्यमुनातटेऽत्र च ॥११॥ निहत्य कंसप्रहितानेकान् दैत्यांश्च गोपीजनवल्लभस्त्वम् । गत्वा पुनर्जन्मभुवं जघन्थ साधुद्रुहं मातुलमौग्रसेनिम् ॥१२॥ द्वारावतीमेत्य रमामुखाः स्त्रीरुदूह्य चाविष्कृतभूरिरूपः । भूभारभूतानसुरान् वृषद्रुहो हत्वाऽऽचधर्मे प्रथयाञ्चकर्थ ॥१३॥ नरेण साकं च गजाह्वयादौ क्रीडन् निजप्रेष्ठतमेन

---

માગવાના મિષથી બલિરાજાને છેતર્યો હતો. તથા આપેજ જમદગ્નિના તનય પરશુરામરૂપે પ્રકટ થઈને પૃથ્વીને નિઃક્ષત્રિયા કરી હતી ॥૯॥ હે ઈશ ! આપેજ પૂર્વે (ત્રેતાયુગમાં) રઘુકુળમાં રામચંદ્રજીરૂપે પ્રકટીને, સાગરમાં સેતુ બાંધીને, સર્વ જન્મધારીમાત્રને રડાવનારો હોવાથી લોકમાં 'રાવણ' એવી સાર્થક સંજ્ઞાથી પ્રખ્યાતિ પામેલા મહાબલિષ્ઠ રાક્ષસકુલાધિપતિને હણ્યો હતો ॥૧૦॥ હે હરે ! આપેજ પૂર્વે મથુરાપુરીમાં વસુદેવદેવકીના સુતપણે અવતરીને, કંસના ભયમિષથી વ્રજમાં પધારીને પછી ત્યાં રહેલા અનન્યમનવાળાં ગાયો ગોપો અને ગોપીઓના ગણનાં અગણિત દુરંત દુઃખોને નાશ કરતા થકા અને તેમને અનવધિકાતિશય આનંદ આપતા થકા આ યમુનાતટમાં વિહાર કર્યો હતો ॥૧૧॥ ગોપીજનવલ્લભ આપેજ કંસે મોકલેલા શકટ–તૃણાવર્ત–પૂતના આદિક રૂપને ધરનારા તેતે અનેક અસુરોનો નાશ કરીને, ફરીથી જન્મભૂમિ મથુરામાં પધારીને, ઉગ્રસેનનો પુત્ર સાધુદ્રોહી મામા કંસને માર્યો હતો ।૧૨॥ હે ભગવન્ ! એજ આપે દિવ્યનગરી દ્વારકામાં પધારીને રુક્મિણી વિગેરે દિવ્ય પત્નીઓને પરણીને, ત્યાં કદાચિત્ દર્શનાર્થે આવેલા નારદમુનિને અનેક દિવ્ય રૂપો બતાવીને, સાધુસંરક્ષણમાં પ્રવર્તતાં ભૂમિના ભારભૂત ધર્મદ્રોહી દૈત્યાંશોનો નાશ કરીને, સ્વપ્રસન્નતામાં કારણભૂત સનાતન ભાગવતધર્મની ભૂમિઉપર પ્રતિષ્ઠા કરી હતી ॥૧૩॥ હે ભૂમન્! (અનવધિકાતિશય) હે નાથ ! આપ સર્વેશ્વર

भूमन्! । पाण्डोः सुतानामपि सप्रियाणां चकर्थ नाथ! प्रियमीश्वरस्त्वम् ॥१४॥ कृतवानसि दैत्यमोहनं ननु बुद्धोऽथ विधास्यते त्वया । हननं च दुरात्मनां कलेरवसाने भुवि कल्किना प्रभो! ॥१५॥ त्वया ह्रियन्ते निजसेवकानामापद्गणा! नाथ! मुहुर्धरायाम् । ब्रह्मण्यदेवोऽसि सदा स्वतन्त्रः कारुण्यमस्मासु विधेहि तोऽद्य ॥१६॥ सुव्रत उवाच—इति संस्तूय मुनिभिः सह श्रीपुरुषोत्तमम् । देवशर्माऽभवत्तूष्णीमानन्दाश्रुस्रुतेक्षणः ॥१७॥ अथ कृष्णं

---

છો પરંતુ આત્મીય પ્રિયતમ નરાવતાર અર્જુન સાથે હસ્તિનાપુર (દિલ્લી) વિગેરે સ્થળમાં ક્રીડા કરતા થકા (આથી ભગવાન્ સર્વેશ્વર છે પણ પોતાના પ્રિયતમની સાથે સખાભાવ અને સુશીલતા રાખેછે આ અર્થ જણાવ્યોછે) પ્રિયા દ્રૌપદી અને તેમના પતિ પાંડવોનુંપણ પ્રિય કર્યું હતું (આથી પોતાનાજ એક શરણને પામેલાં પ્રિયા દ્રૌપદીના સંરક્ષણના શેષભૂત પાંડવોનું સંરક્ષણ છે. એટલે દ્રૌપદીના રક્ષણ ભેગે ભેગે પાંડવોનું રક્ષણ હતું અર્થાત્ મુખ્ય રક્ષણ તો દ્રૌપદીનું હતું અને તેમને લીધેજ અવાંતર રક્ષણ પાંડવોનું હતું. અથવા–પ્રિયતમ અર્જુનમૈત્રીના શેષભૂત દ્રૌપદીરક્ષણ અને તેના બીજા પતિ યુધિષ્ઠિરાદિકનું રક્ષણ હતું એટલે અર્જુનને લીધેજ બીજાઓનું રક્ષણ હતું એમ જણાવ્યું છે) ॥૧૪॥ હે પ્રભો! આપ બુદ્ધાવતાર ધારીને અસુરોને મોહ પમાડનારા છો. તેપછી કલિયુગના અંતમાં કલ્કી અવતાર ધારીને પૃથ્વી ઉપર રહેલા દુરાત્મા જનોનો નિશ્ચે નાશ કરશો ॥૧૫॥ હે નાથ! કિં બહુના–આપજ તેતે સમયમાં ધરાઉપર આવા અનેક અવતારો ધારીને, સ્વચરણશરણાગતના આપત્સમૂહોને વારવાર વિનાશ કરોછો તથા આપજ બ્રાહ્મણોનું હિત કરનારા દેવ અને કર્મવશ્ય નહિ હોવાથી તેમજ સર્વેશ્વર હોવાથી સદા સ્વતંત્ર છો. માટે અનન્ય શરણાગત અમારી ઉપર આપ પરમ કૃપા કરો. કેમકે આપની કૃપાજ સમસ્ત દુઃખ વિનાશમાં મૂળભૂત છે ॥૧૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! મુનિસહિત દેવશર્મા (ધર્મ) એવી રીતે પુરુષોત્તમ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને, પરમાનંદના અશ્રુથી વ્યાપ્ત નેત્રવાળા થઇને મૌન થઇ ગયા ॥૧૭॥ તે પછી દેવશર્માની ભાર્યા ભક્તિદેવીએ દિવ્ય

तमालोक्य प्रत्यक्षं दिव्यविग्रहम् । बद्धाञ्जलिपुटा भक्तिः प्रणनाम मुदा प्रभुम् ॥१८॥ स्मरन्ती भक्तवश्यत्वं तस्य वृन्दावने प्रभोः । गिरा गद्गदयाऽस्तौषीद्धृष्टरोमाऽश्रुपूर्णदृक् ॥१९॥ भक्तिरुवाच— आनन्दमानन्दकरं दयालुं वन्दारुमन्दारपदारविन्दम् । तं नन्दगोपस्य च नन्दनं त्वां वन्दे सदानन्दितभक्तवृन्दम् ॥२०॥

---

મંગળ દેહવાળા પૂર્વોક્ત શ્રીકૃષ્ણ ભગવાનને પ્રત્યક્ષ જોઇને, પરમાનંદથી પરિપૂર્ણ થઈ બે હાથ જોડી પ્રભુને પ્રણામ કરીને, વૃંદાવનમાં પ્રકટ કરેલું પ્રભુ શ્રીકૃષ્ણનું ભક્તવશ્યપણું સ્મરણ કરતાં થકાં, પ્રેમાશ્રુપરિપૂર્ણ નેત્રવાળાં અને રોમાંચિત ગાત્રવાળાં થઇને, હર્ષગદ્ગદ ગિરાથી સ્તુતિ કરવા લાગ્યાં. ( હૃષ્ટરોમ અને ગદ્ગદ અક્ષરત્વરૂપ સાત્વિકપણાના ઉદયથી ભગવત્સ્વરૂપમાં ભક્તિદેવીનો સ્નેહાતિશય જણાવ્યો છે. જેને સ્નેહાતિશય હોય તેનાંજ રોમ હર્ષિત થાય છે અને તેનીજ વાણી ગદ્ગદ અક્ષરવાળી થાય છે ) ॥૧૮-૧૯॥ હવે નવ શ્લોકથી ભગવાનની ભક્તિદેવી સ્તુતિ કરેછે —હે ભગવન્ ! આપ આનંદ–આનંદમય છો 'अन्योऽन्तर आत्मा आनन्दमयः' 'आनन्दं ब्रह्मणो विद्वान्' 'आनन्दमयोऽभ्यासात्' એમ શ્રુતિ તથા સૂત્ર કહે છે. અને આનંદસ્વરૂપ પણ છો 'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते' એમ પણ શ્રુતિ કહેછે. અર્થાત્ આનંદસ્વરૂપ અને આનંદગુણક છો. એટલુંજ નહિ પણ ભક્તોને આનંદ કરનારા છો. 'एष ह्येव आनन्दयाति' એમ શ્રુતિ કહે છે. નિષ્કારણ દયાશીલ, વંદનશીલ જનોના કલ્પવૃક્ષોની પેઠે સર્વ મનોરથો પરિપૂરણ કરનારાં ચરણારવિંદ જેમનાં છે, ( અર્થાત્ આશ્રિતોને અખિલ અભીષ્ટ અર્થ આપનારા ) ભક્તવૃંદોને આપત્તિ ટાળવાવડે નિરંતર આનંદિત કરનારા ( ભક્તોની આપત્તિને હરનારા અથવા સર્વ પ્રકારે સ્વયં ભક્તોને ભોગ્યભૂત હોવાથી સદા આનંદિત કર્યા છે ભક્તવૃંદો જેમણે એવા ) તં–વસુદેવસૂનુ અને નંદગોપના નંદન તે આપને હું વંદન કરૂંછું. અથવા તં–શ્રુતિપ્રસિદ્ધ. च શબ્દનો तु એવો અર્થ કરવો. વસુદેવને ઘેર અવતર્યા છે એ વાત સત્ય છે પરંતુ પુત્રસ્નેહરસાનંદતો નંદગોપનેજ આપ્યો છે માટે નંદગોપના નંદન છો, એટલે નંદન પદ

मुकुन्दमानन्दनिधिं वदन्तं नन्दालये काकलिकाममन्दम् । हैयङ्गवीनं गमयाम्ब ! मेति वन्दे यशोदाङ्कगतं बृहत्त्वाम् ॥२१॥ उलूखले यो नवनीतचौर्ये यशोदया कोपितया बबन्धे । दरत्रपानम्र-

સાર્થક છે ॥૨૦॥ મુકુંદ, (ભક્તોને મુક્તિ આપનારા) સ્વયં અનવધિકાતિશય આનંદમય હોવાથી આનંદના નિધિરૂપ, બૃહત્-નિરતિશય બૃહત્પણાના યોગથી ઉપનિષદોમાં બ્રહ્મશબ્દથી કહેલા, એ રીતે બૃહત્ત્વ-આનંદનિધિત્વ-મુક્તિપ્રદત્વપણાથી સર્વથી પરતર છો તથાપિ આશ્રિત જન ઉપર વાત્સલ્યાતિશયને લીધે નંદજીને ઘેર ગો-ગોપ-ગોપીજનો સુખેથી સેવા સજી શકે એવી રીતે અવતરેલા, બાળભાવમાં ઉચિત અવ્યક્ત મધુર અક્ષરવાળી વાણી વદીને નંદાદિકને આનંદ આપતા, સ્વયં સંપૂર્ણસમસ્તકામ છો તથાપિ જાણે અપૂર્ણ હોય ને શું ? એ રીતે 'હે માતઃ ! હૈયંગવીન (માખણ અથવા એક રાત્રિજ વાસી રહેલા દધિમાંથી બનાવેલુ તાજુ ઘૃત ) આપો' એમ પ્લુત સ્વરવાળી અવ્યક્ત મધુર વાણીથી યાચના કરતા, યશોદાજીના ઉત્સંગ ( ખોળા )માં રહેલા, કિશોરભાવનો આદર જેમણે કર્યો છે એવા આપને હું વંદન કરૂંછું અર્થાત્ આપ બ્રહ્મ-અપરિચ્છિન્નસ્વરૂપ છો તથાપિ યશોદાજીના ઉત્સંગમાત્રથી પરિચ્છિન્ન થયા. આપ આનંદનિધિ અને સંપૂર્ણસમસ્તકામ છો તથાપિ અપૂર્ણની પેઠે માંખણ માગો છો. આપ મુકુંદ-મુક્તિપ્રદ છો અથાપિ અનભિજ્ઞ અસમર્થ પ્રાકૃત શિશુની પેઠે અસ્પષ્ટ મિષ્ટ આલાપ કરો છો માટે અચિંત્ય વિચિત્ર અપાર મહિમાવાળા આપનું આવું સૌશીલ્ય ભક્તજનોના હૃદયને દ્રવિત કરી દેછે ॥૨૧॥ વળી આપનું સૌશીલ્ય નિરવધિ પ્રસિદ્ધ છે—કેવળ અપૂર્ણની પેઠે નવનીતની માતા વિગેરે પાસે યાચના કરો છો એટલુંજ નહિ પણ તે ન મળે તો તેની ચોરી કરવાપણ પ્રવર્તોછો, આપ અસમર્થ નથી તથાપિ પ્રાકૃત શિશુની પેઠે ચોરેલા પદાર્થની સાથે બીજાના હાથે પકડાઓ પણ છો, નવનીતની ચોરી નિમિત્તથી કોપ પામેલાં યશોદા માતાએ પકડીને ખાંડણીએ બાંધતાં પ્રેમથી બંધાયા પણ છો. ( આપ બંધનને યોગ્ય નથી કિંતુ બંધનને હરનારા છો) એટલુંજ નહિ પણ બંધન સમયમાં ભય

मुखोऽश्रुनेत्रस्तं त्वां भजे भीतदृगीक्षिताम्बम् ॥२२॥ यः स्तोभितोऽगायत गोपिकाभिर्ननर्त भूयो विभराम्बभूव । उन्मानकं पीठकपादुके तं वन्दे क्षिपन्तं च भुजौ तदग्रे ॥२३॥ गोपालबालैः कृतखेलनाय गोवत्ससञ्चारणतत्पराय । वंशीरवानन्दितगोकु-

અને લાજથી નમ્ર-નીચુ સુખ મુખ કરીને નેત્રમા અશ્રુ લાવીને ભયભીત નેત્રથી માતા સામુ ટગ ટગ જોઈ રહીને તેમના થકી ભયની પણ ભાવના (જાણે મને મારશે એવી) કરોછો તે આ સમગ્ર આપનુ બાળચરિત્ર નિત્ય મુક્તોપસેવ્ય કલ્યાણગુણ આનદથકી પણ પરતર ( સર્વોપરી ) પ્રણયિજનના હૃદયને આહ્લાદ કરનારૂ મારા હૃદયને અતિશય આનદ આપેછે એવા આપને હુ કાય વાણી મનથી ભજુ છુ ॥૨૨॥ વળી જે તમો બાળલીલાના લટકા કરતા ગોપીઓએ હસ્તતાળાદિકથી પ્રોત્સાહન આપતા ગાયન કરતા અને વારવાર નાચ કરતા હતા તથા ગોપીઓએ પ્રોત્સાહન પમાડતા 'હે કૃષ્ણ ! આ ઉન્માનક ( ધાન્ય માપવાનુ પાત્ર-માપીયુ ) કે પીઠ-આસન કે પાદુકા આદિક લાવી આપો' એમ ગોપીઓએ આજ્ઞા કરતા તેનીપાસે જઇને લાવવા માટે જાણે અસમર્થ હોય ને શુ ? એમ કેવળ તે ઉન્માનાદિકને હાથવડે ધારણ કરતા પણ લાવી આપતા નહિ તે પછી 'હુ નહિ લાવી આપીશ તમારે જરૂર હોય તો તમોજ લાવો' એમ કહીને ગોપીજનોની આગળ પોતાના હાથને ધુણાવતા, આવી દિવ્ય બાળલીલાને કરતા આપને હુ વદન કરૂછુ ॥૨૩॥ સર્વની અપેક્ષાએ અત્યધિક ઐશ્વર્યવાળા હોવા છતા પણ પૂર્વે નહિ અનુભવેલા બાળક્રીડારસની આકાક્ષાવાળા હોય ને શુ ? એમજ ગોકુળમા અવતરીને ગોપાળબાળકો (સમાન વયના સખાઓ ) સાથે ખેલ કરનારા છો ( કેવળ બાળકો નહિ કિંતુ આતો ગોપાળ બાળકો રાજકુમારના સશ્લેષમા આકાક્ષા નહિ કિંતુ ગોપાળ બાળકોમા આથી 'સશ્લેષની અપેક્ષામા પ્રણયાતિશયજ નિમિત્ત છે પણ જ્ઞાનશક્ત્યાદિક નહિ' એમ જણાવ્યુ છે ) ગોવત્સોને સચારવામા તત્પર ( તપન-પવન-તારા આદિક જેના સકલ્પના એક દેશથી અનુદિન અડમા અનુસચરે છે તે આ ભગવાનને સમધિક રુચિ તો ગોવત્સચાર

लाय नमोऽस्तु ते नर्तितमर्कटाय ॥२४॥ वृन्दावने गोधनचारणाय गोवर्धनेनावितगोकुलाय । कृष्णाय गोपीजनवल्लभाय नमोऽस्तु राधारमणाय तुभ्यम् ॥२५॥ स्वेक्षोद्धृतानेकचराचराय जिघांसुदैतेयविमुक्तिदाय । अघौघसद्यःक्षयकारिनाम्ने तुभ्यं नमः स्कन्धविलम्बिदाम्ने ॥२६॥ वृन्दावने पूर्णशशाङ्करम्ये निशासु सर्वास्वपि शारदीषु । योऽरीरमद्गोपवधूरनेकास्तावद्वपुस्तं प्रणमाम्यहं

વામાં છે. જેમણે અમરોને અમૃત પાન કરાવ્યું હતું તે આ ભગવાનને ગોવત્સોને તૃણ ચરાવા માટે સમધિક રૂચિ છે. આથી 'પોતાના પરિરક્ષણમાં પોતાનું જે અસામર્થ્ય એજ ભગવાનને પોતાના ભક્તરક્ષણની પ્રવૃત્તિમાં કારણ છે' એમ જણાવ્યું છે, અર્થાત્ પશુપ્રાય અસમર્થોને આશ્રય કરવા માત્રથી સર્વથકી રક્ષણ કરવા માટે ભગવાન્ પોતેજ પ્રયત્ન કરેછે ) વશીનાદથી ગોકુળને આનંદિત કરનારા, ( જેના વશીનાદથી ગોકુળ આનંદિત થાય છે. અર્થાત્ 'આ સ્થાવર છે આ જંગમ છે' એવી ભેદદૃષ્ટિ વિના ગોકુળમાત્રને આનંદ પમાડનારા ) દધ્યાદિ નાંખીને મર્કટોને નચાવનારા, ( કુદાડનારા ) એવા આપને હું નમસ્કાર કરૂછુ ॥૨૪॥ ગોપોની ગાયોના ધણને તેતે સમયમાં વૃંદાવનમાં સ્વયં ચારીને અને ગોવર્ધન ગિરિને ઉંચો ઉપાડી તેને છત્રરૂપ કરીને રક્ષણ કરનારા, ગોપીજનવલ્લભ, રાધારમણ, શ્રીકૃષ્ણ આપને નમસ્કાર છે ॥૨૫॥ અપરિમિત ચરાચર પ્રાણીઓને પોતાના કેવળ કૃપાકટાક્ષના સંપાતમાત્રથી સસારસાગરમાંથી સમુદ્ધાર કરનારા, પોતાને હણવા ઇચ્છિતા અસુરોને પણ વૈરાતિશયને લીધે થએલી અખંડિત સ્મૃતિ ભાવનાની સંપત્તિમાત્રથી પરમ મુક્તિને આપનારા, જેના નામોચ્ચારણમાત્રથી અખિલ અઘઓઘનો નાશ થઈ જાય છે એવા અને ગાયોને બાંધવાનું દામણું જેમના ખભા ઉપર લાંબુ નીચે લટકતું છે એવા આપને નમસ્કાર છે ॥૨૬॥ પૂર્ણચદ્રથી રમણીય એવા વૃંદાવનમાં પોતાના ચરણારવિંદનો સંશ્લેષ એજ એક જીવિત જેમને છે અને અનન્ય મન જેમનું છે એવી અપરિમિત ગોપાંગનાઓને શારદ પૂર્ણચંદ્રથી રમણીય તમામ રાત્રિઓમાં જે તમોએ એક સાથે જેટલી ગોપાંગનાઓ એટલાંજ રૂપ

त्वाम् ॥२७॥ ब्रह्मेशेन्द्रशशाङ्कगीष्पतिमुखब्रह्मर्षिजेतृत्वतः कामं वाममखर्वगर्वनिभृतं रासोत्सवे सङ्गतम्। क्रीडां वल्लववल्लभाभिरभितः शृङ्गारशास्त्रोदितां कुर्वन्नेव जिगेथ नाथ! शरणं प्राप्तोऽस्मि तं त्वामहम् ॥२८॥ सुव्रत उवाच—इति स्तुत्वा च तं नत्वा व्यरमत्प्रेमवत्यपि। तानाह भगवान् भक्तास्तुष्टान्मद्वृणुतेप्सितम् ॥२९॥ धर्मस्तमूचे भगवन्नसुरैर्मनुजच्छलैः। उपद्रुता भृशं सर्वे वयं त्वां शरणं गताः ॥३०॥ तेभ्यस्तत्कृतदारिद्र्याद्भीता-

---

ધારણ કરીને સ્વચરણસંશ્લેષનું નિરતિશય સુખ અનુભવ કરાવાપૂર્વક રમાડીને પરમાનંદ પમાડ્યો હતો; તે તમોને હું પ્રણામ કરૂંછું ॥૨૭॥ હે નાથ! ભવ બ્રહ્મા ઇન્દ્ર ચંદ્ર બૃહસ્પતિ વિગેરે બ્રહ્મર્ષિઓને જીતવાથી થએલા મહા ગર્વથી પરિપૂર્ણ, માટેજ વક્ર દૃષ્ટિથી જોતો અને રાસોત્સવમાં આપને જીતવાની ઇચ્છાથી આવેલો એવો પણ જે કામદેવ તેને તમો ગોપાંગનાઓથી ચારે તરફ વિંટાઇને, ગ્રામ્યસુખના પ્રસંગલેશે રહિત નિરવધિક આનંદપ્રવાહનેજ એક વૃદ્ધિ કરનારા શૃંગારરસથી ગોપીઓને આનંદમય સ્વસ્વરૂપમાં લીન ભાવવાળી કરીને, તેની સાથે શૃંગારશાસ્ત્રમાં કહેલી ક્રીડાને કરતા થકાજ જીતી લીધો. અર્થાત્ વીર્યનો વિસર્ગ નહિ કરતાંજ કામનો પરાજય કર્યો એવા અસાધારણ અચિંત્ય ઐશ્વર્યવાળા આપના શરણને હું પામીછું માટે મારી આપજ રક્ષા કરો ॥૨૮॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! પ્રેમવતી પણ આ પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ નમસ્કાર કરી તેમાંથી વિરામ પામી ગયાં. ત્યારે સ્વયં ભગવાન્ ધર્માદિકના પ્રત્યે બોલ્યા કે-હે ભક્તો! તમોએ કરેલા મહાપુરશ્ચરણ અને ધર્મે ભક્તિએ કરેલી સ્તુતિથી હું પ્રસન્ન થયોછું. મારાથકી તમો ઇપ્સિત વર માગો ॥૨૯॥ ત્યારે ધર્મદેવ એમ બોલ્યા કે-હે ભગવન્! અસુરો મનુષ્યના મિષથી આ લોકમાં જન્મીને અમોને અત્યંત પીડા પમાડે છે. તેમણે કરેલી પીડા નહિ સહન થવાથી અમે સર્વે મહાકારુણિક આપના શરણને પામ્યા છીએ ॥૩૦॥ હે કેશવ! (ભવ બ્રહ્માના અધિપતે! 'क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम्। आवां तवाङ्गसंभूते तस्मात्के-

नसांस्त्वमेव हि। पातुमेकः समर्थोऽसि ततः पालय केशव !॥३१॥ इति ब्रुवन्तं श्रीकृष्णो बद्धाञ्जलिपुटं वृषम्। उवाच धर्म ! मा भैष्ट यूयं दुष्टासुरौघतः ॥३२॥ असुराः सर्व एवैते सन्ति युष्मत्प्रपीडकाः। मयि पूर्वं बद्धवैरा मत्पराभवकामुकाः ॥३३॥ युष्मान्मदीयान्विज्ञाय पीडयन्ति विशेषतः। उपद्रवन्ति देवांश्च सुरामांसनिवेदनैः ॥३४॥ भारभूता भुवो ह्येते मदन्येन तु केनचित्। न विनाशयितुं शक्या दम्भच्छादितदुष्क्रियाः ॥३५॥ अतोऽहमेव पुत्रत्वं दम्पत्योर्युवयोर्नृप !। प्राप्य तन्निग्रहं सम्यक्करिष्यामि न संशयः ॥३६॥ साकं भवद्भिर्मुनिना शप्तोऽस्मि बदरीवने। दुर्वास

शवनामवान्' એમ કહ્યુ છે) તે અસુરો અને તેમણે કરેલા દારિદ્રયથકી ભય પામેલા અમોને પાલન કરવા માટે આપ એકજ સમર્થ છો, બીજો કોઈ નથી માટે શરણને પામેલા અમારૂ તેનાથકી પરિપાલન આપજ કરો ॥૩૧॥ હે રાજન્ ! આ પ્રકારે બોલતા, હાથ જોડીને ઉભા રહેલા ધર્મદેવ પ્રત્યે સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ બોલ્યા કે-હે ધર્મ ! તમો દુષ્ટ દૈત્યગણથી ભય પામશો નહિ તમોને પીડા કરનારા આ તમામ અસુરો પૂર્વે મેં વસુદેવ દેવકીના પુત્રપણે પ્રકટીને હણ્યા હતા તેથી મારી સાથે વૈર બાંધીને સદા મારો પરાભવ કરવાની ઇચ્છાથી પૂર્વ વાસનાવેગથી મનુષ્યભાવને પામીને, તમને સર્વેને મત્પરાયણ સમઝીને વિશેષપણે પીડા કરે છે તમોનેજ પીડે છે એટલુ નહિ કિંતુ સત્ત્વપ્રધાન દેવતાઓને પણ પૂજનમિષથી માંસમદિરાપ્રધાન પૂજાપ્રકારવડે પીડા કરે છે ॥૩૨-૩૪॥ દંભથી દુષ્ક્રિયાઓને આચ્છાદન કરનારા ભૂમિના ભારભૂત આ અસુરોતો મારા સીવાય બીજા કોઈથી પણ નાશ થઈ શકે એમ નથી એ નિશ્ચયની વાત છે ॥૩૫॥ માટે હે ધર્મ ! અક્ષરાધિપતિ પુરૂષોત્તમ હુંજ દંપતી તમારા પુત્રપણાને પામીને સારી રીતે તેમનો નિગ્રહ કરીશ એમાં સંશય નથી ॥૩૬॥ આ બીજું પણ નિમિત્તમાત્ર મારે પણ મનુષ્યસજાતીય રૂપથી પૃથ્વી ઉપર અવતરવામાં છે—બદરિકાશ્રમમાં તમારી સર્વેની સાથેજ નરનારાયણરૂપ મનેપણ દુર્વાસાઋષિએ શાપ આપ્યોછે, માટે હુંજ મનુષ્યરૂપે અવ

साहमपि तद्भविष्यामि नराकृतिः ॥३७॥ सपत्नीकस्य ते तेभ्यो मुनीनां चामृताशिनाम्। कर्तास्मि रक्षणं भद्र! हरिनाम्नाऽत्र विश्रुतः ॥३८॥ एतैः साकं यथा भक्तैर्विहराम्यत्र सर्वदा। तथैव सह युष्माभी रंस्ये सोऽहं चरन् भुवि ॥३९॥ नाशमेष्यति दारिद्र्यमद्यारभ्य तवानघ!। धनधान्यादिसम्पच्च भाव्या ते पूर्वतोऽधिका ॥४०॥ शापाद्दुर्वाससो युष्मान्मोचयिष्यामि च द्रुतम्। धर्ममैकान्तिकं क्षीणं प्रथयिष्यामि सर्वथा ॥४१॥ मन्मन्त्रस्य जपं येऽत्र करिष्यन्ति भवानिव। पाठं च श्रीभागवतपुराणादेर्विधानतः ॥४२॥ तेषां मनोरथः सर्वः सिद्धिं प्राप्स्यति निश्चितः। देहान्ते धाम परमं मम प्राप्स्यन्ति ते ध्रुवम् ॥४३॥ श्वेतद्वीपे च वैकुण्ठे गोलोके धाम्नि ये मम। ऐश्वर्यभोगास्तान्सर्वान्प्राप्स्यन्त्येव हि

---

તરીને હે ભદ્ર! પૃથ્વી ઉપર હરિ નામથી પ્રખ્યાત થઇને સપત્નીક તમારૂ તથા મરીચ્યાદિ મુનિઓ અને દેવતાઓનુ અસુરોથકી રક્ષણ કરીશ ॥૩૭-૩૮॥ જેમ હાલ આ ભક્તોની સાથે અત્ર-આ વૃંદાવનમા સર્વદા વિહાર કરૂછુ અથવા અત્ર-અક્ષરધામમા સર્વદા વસુદેવ-નદ-રામ-રાધા-રમાદિ એકાતિક ભક્તોની સાથે વિહાર કરૂછુ તેમજ તે હુ ભૂતળ ઉપર મનુષ્યાકૃતિથી અવતરીને તમારી સાથે ભૂમિમા વિચરતો થકો તમારી સાથે વિહાર કરીશ ॥૩૯॥ હે નિર્દોષમૂર્તે ધર્મ! આ દિવસને આરભીને તમારૂ દારિદ્ર્યદુ ખ દૂર થઈ જશે અને તમારે સ્વલ્પ સમયમાંજ ધનધાન્યાદિકની સમૃદ્ધિ પૂર્વના કરતાં પણ અધિક થશે ॥૪૦॥ તમો સર્વેને દુર્વાસાના શાપમાથી જલદી મુકાવીશ અને કળિકાળબળથી ક્ષીણ થએલા પારમૈકાતિક ધર્મનો સર્વત્ર સર્વથા વિસ્તાર કરીશ ॥૪૧॥ જે પુરૂષો અત્ર-આ લોકમા અથવા આ વૃદાવનમા તમારીપેઠે અષ્ટાક્ષર મત્રનો જપ પુરશ્ચરણ કરશે તથા શ્રીમદ્ભાગવત પુરાણાદિકનુ પારાયણ પ્રીતિથી યથાવિધિ કરશે તેમના ધારેલા સર્વ મનોરથો સિદ્ધિને પામશે અને તે પુરૂષો દેહને અતે મારા પરમ ધામને નિશ્ચે પામશે ॥૪૨-૪૩॥ વળી મારા શ્વેતદ્વીપ વૈકુઠ અને ગોલોક ધામમા જે મુક્તૈશ્વર્યપ્રાય ભોગો (સુખો) મારા

ते ध्रुवान् ॥४४॥ इति वृषमभिधाय सर्पिवृन्दं कृतकरुणोऽत्र तिरोदधे स कृष्णः । प्रमुदित ऋषिभिः सहाथ धर्मो व्रतविधिमाशु समापयांबभूव ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथम प्रकरणे धर्मादिकृतश्रीकृष्णस्तुतिवरप्रदाननिरूपणनामैकोनविंशोऽध्यायः ॥१९॥

सुव्रत उवाच—जपात्मकं विष्णुयागं यथाशक्ति समाप्य ते । विदधुः पारणां भूप ! कृष्णेक्षणमहामुदः ॥१॥ ततस्ते संविदं चक्रुः स्थित्वैकत्र परस्परम् । कस्याप्यग्रे कदाप्येतद्वृत्तं वाच्यं न नस्त्विति ॥२॥ प्रादुर्भूते तु कृष्णेऽत्र गोप्तुं शक्येत केन तत् । तदा तु

---

પ્રસાદપ્રાપ્ય છે તે અવિનાશી સર્વ ઐશ્વર્યભોગને તે પુરૂષો નિશ્ચે પામશે ॥૪૪॥ હે રાજન્! શ્રીકૃષ્ણ ભગવાન્ કરૂણા કરીને મુનિમંડળે સહિત ધર્મદેવને પૂર્વોક્ત પ્રકારે કહીને, અત્ર-ધર્મમાં અંતર્ધાન થઈ ગયા ( અતર્ધાન એટલે ધર્મથકી જલદી પ્રાદુર્ભાવ પામશે એવા શ્રીકૃષ્ણ પોતાના પ્રાદુર્ભાવનો અવિલંબ સૂચવતા થકા ધર્મના અંતઃકરણમાં ગુપ્તપણે પ્રવેશ કરી ગયા ) તે પછી મુનિઓએ સહિત ધર્મદેવે પ્રહર્ષ પામીને પ્રારંભેલો પુરશ્ચરણ વ્રતવિધિ જલદી સમાપ્ત કરી દીધો ॥૪૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ધર્માદિકૃતશ્રીકૃષ્ણસ્તુતિ-વરપ્રદાનનિરૂપણનામૈકોનવિંશોऽધ્યાયઃ ॥૧૯॥

## અધ્યાય ૨૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે ભૂપ ! તે ધર્માદિકોએ શ્રીકૃષ્ણ પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન થવાથી પરમાનંદ પામીને, જપાત્મક વિષ્ણુયાગની યથાશક્તિ સમાપ્તિ કરીને, વિષ્ણુયાગને અંતે વ્રતસમાપ્તિનિમિત્ત પારણાં કર્યાં ॥૧॥ તે પછી તે સર્વેએ એકાંત સ્થળમાં બેસીને અન્યોન્ય આ પ્રકારનો સંકેત કર્યો કે-આપણે આ વૃત્તાંત (પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા કરેલું સ્વાવતારધારણરૂપ ) આપણા સર્વની મધ્યેથી કોઇએપણ ક્યારેયપણ કોઈની પણ આગળ નહિજ કહેવું ॥૨॥ પૃથ્વી ઉપર પરમાત્મા શ્રીકૃષ્ણ પ્રાદુર્ભાવ પામશે ત્યારેતો આ વૃત્તાંત કેનાથી ગુપ્ત રાખી શકાશે ? કોઈથીપણ નહિ રખાય, ભગવાનનાં મનુષ્યમાં અસંભાવિત દિવ્ય ચેષ્ટિતથી સ્વયં પ્રકાશ થશેજ.

महता क्षुधितौ तृषितौ नृप ! ॥९॥ तौ तत्र दैवादुपयातमेकमपश्यतां कञ्चन मेघनीलम् । तपस्विनं रक्तविघूर्त्तनेत्रं जटाधरं रौद्रवपुःकरालम् ॥१०॥ खल्वाटशीर्षं घृतवर्णिवेषं तं सिद्ध एवायमिति प्रणम्य । बद्धाञ्जलिस्तत्पुरतः स तस्थौ धर्मस्तमूचे वचनं तपस्वी ॥११॥ कस्त्वं सभार्यो भ्रमसि प्रदोषे दुर्गेऽपि कान्तार इहासि धीरः । यथावदेतत्कथयाऽऽशु सर्वमितीरितस्तेन जगाद धर्मः ॥१२॥ विप्रोऽस्म्यहं कोसलदेशजन्मा देवाभिधो वैरिभयातिखिन्नः । भृशं दरिद्रश्च विहातगेहो वृन्दावनं क्षेत्रमगां हि वर्णिन्!

पीडा पामतां महाधैर्यगुणनुं अवलंबन करीने त्यांज कोई वृक्षना मूळमां बेठां ॥८-९॥ ते अवसरमां ते भक्तिधर्मे ते स्थळमां दैवेच्छाथी पोतानी पासे आवी चढेलो कोई अविदित नामगोत्रवाळो एकाएकी पुरुष दीठो. केवो पुरुषतो-देवताना तणखा जेवां चारे बाजु रातांचोळ पहोंळां फाडेलां नेत्रोवाळो, ताळुप्रदेशमां खल्वाट, ( टालीयो ) कोई कोई प्रदेशमां उगेला मुवाळाथी जटाने धरनारो, माटेज तपस्विना जेवा वेषवाळो, उन्नत भयंकर वपुवाळो, आषाढमासमां चढेला नवीन मेघ जेवां नील वर्णुवाळो, वर्णिना जेवा वेषवाळो, आवो कोई पुरुष जोइने 'आ कोइपिण साक्षात सिद्ध पुरुष छे' एम जाणीने, पछी तेने प्रणाम करीने तेनी आगळ बे हाथ जोडीने धर्मदेव उभा रह्या. त्यारे ते तपस्वी पुरुष धर्मदेवना प्रत्ये एवुं वचन बोल्यो के-॥१०-११॥ आ प्रदोष आसुर समयमां दुर्गम एवापणु वनमां भार्यासाथे भमो छो माटे महाधीर पुरुष हो एम जणाओ छो, तो एवा तमो कोण छो ? आ सर्व वृत्तांत यथार्थ-जेवुं होय तेवुं मने जलदी कहो. हे राजन् ! तपस्वीए आ प्रकारे कह्युं एटले धर्म बोल्या ॥१२॥ हे वर्णिन् ! हुं वर्णुथी विप्र छुं.-मारो कोसल देशमां जन्म छे. मारुं देवशर्मा नाम छे. आवो हुं वारंवार वैरीओए दीधेलां दुःखोथी अंतरमां अतिशय खेद पामीने, सर्वस्व हराई जतां अत्यंत दारिद्र्य दुःखने पामीने, घरनो त्याग करी वृंदावनक्षेत्रमां जइने, त्यां जपात्मक विष्णुयागथी कृष्णनुं आराधन करीने, तेनाथी प्रसन्न थएला कृष्णथकी वरदान मेळवीने,

॥१३॥ आराध्य कृष्णं जपविष्णुयागविधानतः प्राप्य वरं च तस्मा-
त् । व्रजन् गृहं दैववशाच्युताध्वा भ्रमन् भवन्तं मुदितोऽस्मि दृष्ट्वा
॥१४॥ कृष्णाभिधानश्रवणोत्थमन्युर्भूयः स वर्णी तमुवाच धर्मम् ।
कृष्णाद्वरः को भवताऽऽप्त इत्यब्रूहीत्यथोवाच तपस्विनं सः ॥१५॥
कृष्णं प्रसन्नं प्रति सर्वमुक्तं मयाऽऽत्मदुःखं विहितं सपत्नैः । तदा
स मामाह तवारयस्तु सन्ति क्षमायामसुरा हि सर्वे ॥१६॥ तिष्या-
वतारस्य सुयोधनस्य साहाय्यकर्तार इमे पुराऽऽसन् । भीमार्जु-
नाद्यैर्युधि तेषु केचिद्धता मया केऽपि बलेन चान्ये ॥१७॥ तत्रापि
ये वैरधिया मदीयं सम्बन्धमापुर्भुवि वीक्षणादिम् । प्रपेदिरे ते

ઘર પ્રત્યે જતાં દૈવવશાત્ માર્ગની વિસ્મૃતિ થતાં, ઘોર વનમાં ભમતાં ખેદ પામતો હું ભાગ્યવશાત્ મળી આવેલા તમોને જોઇને બહુ હર્ષ પામ્યોછું. હિ-આ વાત નિશ્ચિત છે, પણ અસત્ય કહેતો નથી ॥૧૩-૧૪॥ હે રાજન્! પોતાના પૂર્વ વૈરી શ્રીકૃષ્ણના નામશ્રવણમાત્રથી ઉત્પન્ન થએલા કોપવેગથી અતિશય સળગતું સર્વ શરીર જેનું છે એવો એ વર્ણી ફરીથી ધર્મ પ્રત્યે બોલ્યો કે-હે વિપ્ર! કૃષ્ણથકી કયો વર તમોએ મેળવ્યોછે એ વાત મને કહો, પછી પુછેલા ધર્મદેવ તપસ્વિના પ્રત્યે એમ બોલ્યા કે-॥૧૫॥ હે વર્ણિન્! જપાત્મક વિષ્ણુયાગથી શ્રીકૃષ્ણ મારી ઉપર પ્રસન્ન થયા અને વર વરવાનું કહ્યું ત્યારે તેમને અરિ અસુરોએ કરેલો મારો સર્વ પરાભવ અને નિરવધિ દુ:ખ નિવેદન કર્યું. ત્યારે શ્રીકૃષ્ણે પ્રસન્ન થઇને મને એમ કહ્યું કે-હે ધર્મ! ધરા ઉપર તમારા જે શત્રુઓ છે તેતો સર્વે અસુરોજ નિશ્ચે જન્મ્યા છે ॥૧૬॥ આ અસુરો પૂર્વે કળિના અવતારભૂત દુર્યોધનની સહાય કરનારા હતા. તે મધ્યે કેટલાક અસુરો પાંડવકૌરવના યુદ્ધમાં ભીમ અર્જુન આદિકે હણ્યા હતા, કેટલાક અસુરો મેં હણ્યા હતા અને બીજા કેટલાક બળદેવજીએ હણ્યા હતા ॥૧૭॥ હણેલા અસુરોમાં જે ભૂમિ ઉપર તીવ્ર વૈરબુદ્ધિથી મારો દર્શન -અખંડિત અનુસ્મરણાદિક સંબન્ધ પામ્યા હતા તે દૈત્યો, દાનવો અને રાક્ષસો તો મારા એકાંતિક ભક્તોએ સ્પૃહા કરેલી મુક્તિને પોતે ઇચ્છતા ન હતા તોપણ મારા સંબંધના મહિમાબળથી પામી

नु निर्जेष्मुक्तिं दैत्यास्तथा दानवराक्षसाश्च ॥१८॥ मृताश्च ये वैषयिके सुखेऽत्र निबद्धतर्षा दृढवासनाश्च । मद्वैरभाजः खलु तेऽद्य जाताः सन्ति क्षमायामसुराः पुनश्च ॥१९॥ त्वां धर्मनिष्ठं ननु धर्ममेव विदन्त एते च मदीयरूपम् । मद्वैरनिर्यातनभूरिकामा रुजन्ति चान्यानपि मामकीनान् ॥२०॥ तवैव पुत्रत्वमुपेत्य तसात्तान्नाशयिष्यामि किलामरारीन् । वरं प्रदायेत्थमभूत्तिरोऽसावहं व्रजन् स्वालयमागतोऽत्र ॥२१॥ सुव्रत उवाच—कृष्णोत्कर्षमयीमित्थं स्वापकर्षोपलक्षणाम् । श्रुत्वा धर्मगिरं सोऽभूदतिकोपाकुलो नृप ! ॥२२॥ दहन्निव दृशा धर्ममधरं च रदैर्दशन् । उवाच विप्र ! पुत्रस्ते स कृष्णो भविता ध्रुवम् ॥२३॥ तस्य सर्वान् गुणान्दोषानप्यहं वेद्मि

ગયા ॥૧૮॥ જે અસુરો માયિક પંચ વિષય સબન્ધી ઐહિક સુખમાં તીવ્ર તૃષ્ણાવાળા અને દૃઢ વિષયવાસનાવાળા અને મારેવિષે કેવળ તીવ્ર વૈરવાળા પણ વૈરાનુંબધથી થતા મારા સ્મરણાતિશયે રહિત અને મારા દર્શનાદિસબધે રહિત હોઇને મરણ પામ્યા હતા તે આ પાપીઓ હાલમાં ધરાઉપર ફરીથી નિશ્ચે ઉત્પન્ન થઇને, મારી સાથે બધાએલી વૈરવાસનાના અતિશયને લીધે ધર્મશીલ તમોને 'આ ભગવદ્રૂપ ધર્મજ છે' એમ જાણીને મારી સાથેનું પૂર્વવૈર પાછુ વાળવાની લિપ્સાથી વારંવાર પીડા કરેછે તથા તમારા જેવા ધર્મૈકશીલ બીજા મારા આશ્રિતોનેપણ પીડા કરેછે ॥૧૯-૨૦॥ માટે હુંજ તમારા પુત્રપણાને પામીને અમરોના અરિ અસુરોને નિશ્ચે નાશ કરીશ હે વર્ણિન્ ! એ શ્રીકૃષ્ણ પૂર્વોક્તપ્રકારે મને વરદાન આપીને અંતર્ધાન થઈગયા તેપછી મારા ભવન પ્રત્યે જતાં જતાં આ નૈમિષારણ્યમાં આવ્યોછું ॥૨૧॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! તે તપસ્વી પૂર્વોક્ત પ્રકારે કૃષ્ણનો અતિશય ઉત્કર્ષ સૂચવનારી અને પોતાના દુર્યોધનાદિકના અનુત્કર્ષને સૂચવનારી ધર્મની વાણી સાંભળીનેજ અધિક કોપવ્યાકુળ થઈ ગયો ॥૨૨॥ તે તપસ્વી અગ્નિકણને ઉડાડતી હોય ને શું ? એવી વિકરાળ દૃષ્ટિવડે ધર્મદેવને બાળી દેશે કે શું ? એમ જોતો અને કોપવેગથી પોતાના અધરોષ્ઠને પોતાના દાંતવડે ડસતો થકો ધર્મના પ્રત્યે એમ બોલ્યો કે-હે ધર્મ ! તે કૃષ્ણ તમારા

नापरः । अस्मत्प्रियस्याप्रियकृत्त्स दुर्योधनभूभुजः ॥२४॥ मह्यं तेन महद्दुःखं पार्थसारथिना ददे । दुर्योधनसखं मां तु विद्ध्यश्वत्थामसंज्ञितम् ॥२५॥ मत्प्रियासुरसङ्घस्य प्रीतयेऽतो मया द्विज ! । शाप उत्सृज्यते पूर्ववैरनिर्यातनाय वै ॥२६॥ स ते पुत्रो न शक्नोतु शस्त्रं धारयितुं क्वचित् । विना येन भवेन्नैव निजवैरिविनाशनम् ॥२७॥ शूरो महानपि पुमान्नीतिशास्त्रार्थवेद्यपि । विना शस्त्रं शत्रुवधे क्षमते न कदाचन ॥२८॥ उल्लङ्घ्य स तु मद्वाक्यं धारयिष्यति कर्हिचित् । शस्त्रं चेत् प्राप्स्यति तदा स्ववैरिभ्यः पराभवम् ॥२९॥

---

પુત્ર તો નિશ્ચે થશે ॥૨૩॥ તેના તમામ ગુણ દોષો આ વર્તમાન કાળમાં હું એકલોજ જાણુંછુ બીજો કોઈ પણ જાણતો નથી કેમકે મારી અપેક્ષાએ હાલ કાળમાં બીજો કોઈ પણ જ્ઞાની નથી તે શ્રીકૃષ્ણે અમોને અતિપ્રિય દુર્યોધન રાજાનું પ્રાણ હરવા પૂર્વક રાજ્યભ્રશાદિક અપ્રિય કર્યું છે ॥૨૪॥ વળી તેણે અર્જુનના સારથિ થઇને મને મારો ચૂડામણિ હરી લીધો વિગેરે અનિર્વચનીય મહા દુઃખ દીધુ છે તપસ્વી જેવા જણાતા મને દુર્યોધનનો સખા અશ્વત્થામા નામ જેનું છે એવાને તમો જાણો ॥૨૫॥ હે દ્વિજ ! માટે મને અતિપ્રિય એવા અસુર સઘની પ્રસન્નતા માટે પૂર્વે કૃષ્ણાવતારમાં કરેલા વૈરભાવને પાછો વાળવા માટે, તેનો પ્રમુખ વૈરી હું અશ્વત્થામા શાપ આપુછુ કે—॥૨૬॥ તમારા પુત્રભાવને પામનારા કૃષ્ણ શત્રુ વિનાશ માટે શસ્ત્ર ધારણ કરવામાં ક્યારેયપણ સમર્થ થશે નહિ, જે શસ્ત્ર વિના નિજવૈરિનો વિનાશ નહિજ થશે અર્થાત્ શસ્ત્ર હોય તોજ શત્રુવિનાશમાં સમર્થ થાય, તે શસ્ત્રોને ગ્રહણ કરવામાં સામર્થ્યજ રહેશે નહિ ॥૨૭। શસ્ત્રોને ધારણ ન કરે તો શત્રુવિનાશ ન થાય આ વાતને યુક્તિથી દૃઢ કરી આપે છે—પુરૂષ ગમે એટલો શૂરવીર પણ હોય અને શસ્ત્ર અસ્ત્રાદિકમાં અતિ કુશળ પણ હોય અને રાજનીતિ શાસ્ત્રાર્થમાં પ્રવીણ પણ હોય પરતુ શસ્ત્ર ધારણ વિના કોઇ પણ કાળમાં શત્રુસહારમાં સમર્થ શી રીતે થઈ શકે ? નજ થાય ॥૨૮॥ તમારા પુત્રરૂપ શ્રીકૃષ્ણ જો આ મારા શાપરૂપ વચનને ઉલ્લઘીને કદાચિત્ શસ્ત્ર ધારશે તો તેજ ક્ષણમાં પોતે પરાજય

शप्त्वेत्थमभवद्द्रौणिरदृश्योऽथ द्विजौ वने । तच्छापचिन्तया खेदं प्राप्तुत. स भृशं नृप ! ॥३०॥ अपारविपदम्भोधौ मग्नयोरसहाययो । कृष्णेच्छालब्धमेक हि धैर्यं तरणितां ययौ ॥३१॥ स्त्रीस्वभावात्खिद्यमानां धर्मं प्रेमवतीं तदा । उवाच भद्रे ! सिद्धं न कार्यं दैवेन विघ्नितम् ॥३२॥ सर्वविघ्ननिवृत्त्यर्थं व्रतं गणपतेः

માટે નિર્ધારેલા શત્રુઓથકી અવશ્ય પરાભવને પામશે ॥૨૯॥ હે રાજન્ ! દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા એવી રીતે શાપ આપીને અદૃશ્ય થઈ ગયો[1] તે પછી અરણ્યમા અથડાતા અને દપતી અશ્વત્થામાના શાપનો વારવાર વિચાર કરીને દુ ખસાગરમા નિમગ્ન થઈ ગયા ॥૩૦॥ એવી રીતે તે અપાર દુ ખ દરીયામા ડુબી ગએલા, જેમને કોઇ પણ સહાય કરનાર નથી એવા ભક્તિ ધર્મ દપતીને કૃષ્ણકૃપાથી પ્રાપ્ત થએલું ધૈર્યજ એક–અદ્વિતીય નૌકારૂપ થયુ અર્થાત્ ત્યા તે સમયમા કેવળ ધૈર્યનુ અવલબન કરીનેજ વિપત્તિનુ વિનિર્ગમન કર્યું ॥૩૧॥ આવા મહા આપત્કાળમા સ્ત્રીસ્વભાવને લીધે ભીરૂ પ્રકૃતિથી મહા ખેદ કરતા પ્રેમવતી પત્ની પ્રત્યે ધર્મદેવ બોલ્યા કે–હે ભદ્રે ! તમો અધિક ખેદ કરશો નહિ આપણુ કાર્ય તો સિદ્ધપ્રાયજ છે પરતુ દૈવે વિઘ્નવાળુ કર્યા જેવુ કર્યું છે આવેલા વિઘ્નનો વિનાશ તો આપણે અવશ્ય કરવોજ ॥૩૨॥ હે સતિ ! બ્રહ્મવૈવર્તાદિ તેતે પુરાણમા સર્વ વિઘ્નના વિનાશ માટે અને સ્વમનોરથની સિદ્ધિ માટે વિઘ્નરાજ ગણપતિનુ વ્રત ક-

૧ શ્રીકૃષ્ણના ઉત્કર્ષ શ્રવણથી મનમા ક્ષોભ પામેલા અશ્વત્થામાએ કૃષ્ણની ઉત્પત્તિના આશ્રયભૂત ધર્મનુ નિષ્કદન કર્યું હોત તો તેમની ઉત્પત્તિનું મૂળજ છેદાઇ જાત, તો ધર્મનો ઘાત કેમ ન કર્યો ? અને શાપમાત્ર કેમ આપ્યો? એવી સહજ શકા થાય સો તે વાત સત્ય છે આ બાબતમા તેનો અભિપ્રાય એવો હોવો જોઇએ કે–'જેના અનેક પરાક્રમો અનેકવાર પ્રત્યક્ષ નિરીક્ષણ કર્યાં છે એવા કુટિલ કૃષ્ણ જો ધર્મનુ હનન કરીશ તો તેનાથી અતિશય વ્યાકુળ થઇને ગમે ત્યા પણ પ્રકટીને મને જીવઘાત હણશે ચાપથી તો ધર્મથકી પ્રકટ થઇને પણ શસ્ત્ર ધારણે રહિત હોવાથી [illegible] વિગેરે તથા માતા મિત્રના પક્ષપાતી સર્વ માત્સહાયથી અસુરોને કશુ કરી શકશે નહિ એટલે મ્હારા ક્ષેમ થશે' એવો આપ ડહાપણથી વિચાર કરીને ધર્મને નહિ હણવા તેમને શાપ આપ્યો

सति ! । प्रोक्तमस्ति पुराणेषु स्वमनोरथसिद्धिदम् ॥३३॥ वैवाहिकोत्सवान्ते चाप्यावयोः स्वपुरं व्रजन् । एतद्व्रतं कार्यमिति मत्पिताप्यादिदेश माम् ॥३४॥ श्रीकृष्णस्यावतारो हि प्रोक्तोऽस्ति गणनायकः । अतस्तस्य व्रतं नृणां सर्वसङ्कष्टनाशनम् ॥३५॥ भाद्रशुक्लचतुर्थ्यां तत्करिष्यावोऽनुवत्सरम् । तेन तुष्टः स विघ्नेभ्यो रक्षणं नौ करिष्यति ॥३६॥ एवं तौ नियमं विप्रौ मनसा चक्रतुर्नृप ! । भक्तिमूचे पुनर्धर्मो दुःखशोकहरं वचः ॥३७॥ दुःखमेतादृशं भूमावावाभ्यामेव सुन्दरि ! । प्राप्तमित्येव मा मंस्था यतो दुःखमयं जगत् ॥३८॥ पुरा श्रीरामचन्द्रेण सह पत्न्या च बन्धुना । भुक्त-

---

રવાનું કહ્યું છે ॥૩૩॥ વળી આપણા વૈવાહિક ઉત્સવને અંતે પોતાના પુરપ્રત્યે પ્રયાણ કરતા બાળશર્મા મારા પિતાએ પણ 'કોઇ પણ અંતરાયની ઉપસ્થિતિ થાય તો ગણપતિનું વ્રત તમારે કરવું' એવી આજ્ઞા કરી હતી ॥૩૪॥ વિઘ્નકારક પ્રમથ ભૂત પ્રેતાદિ ગણના નાયક ગણપતિ તો શ્રીકૃષ્ણનાજ અવતારવિશેષ છે એમ પુરાણમાં પ્રસિદ્ધપણે કહ્યું છે માટે તેમનું વ્રત વ્રતકર્તા મનુષ્યોનાં સર્વ સંકટોને સંહાર કરનારૂં છે ॥૩૫॥ માટે એ-કતો શાસ્ત્રપ્રોક્ત વળી આપ્ત પિતાપ્રોક્ત તે વ્રત વર્ષોવર્ષ ભાદ્રપદ માસના શુકલપક્ષની ચતુર્થી તિથિએ આપણે અવશ્યપણે કરીશું. તેનાથી ગણપતિ સંતુષ્ટ થઇને આપણી વિવિધ વિઘ્નોથકી નિશ્ચે રક્ષા કરશે ॥૩૬॥ હે નૃપ ! વિપ્ર દંપતીએ તે સમયે મનથી પૂર્વોક્ત પ્રકારની વ્રતપ્રતિજ્ઞા કરી. તે પછી ધર્મદેવ દુઃખ તથા શોકને હરનારૂં વચન ભાર્યા ભક્તિ પ્રત્યે ફરીથી બોલ્યા કે-॥૩૭॥ હે સુંદરિ ! પૃથ્વી ઉપર આપણે એકલાએજ આવું અપૂર્વ દારૂણ દુઃખ અનુભવ્યું છે એમજ માનશો નહિ. કારણ કે આ જગતજ દુઃખમય છે. જેમ ચારે બાજુથી લાગેલી હવેલીના ઉપલા માળમાં રહેલાને દાહવ્યથા ન થાય એવો વિચાર કરવો વૃથા છે તેમજ દુઃખમય પ્રપંચની અંદર વર્તનારા આપણવિગેરે જનોને આ જગતમાં સુખની આશા વૃથા છે ॥૩૮॥ એ વાતને દષ્ટાંતથી દઢ કરે છે-પૂર્વે આ પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેલા સર્વેશ્વર એવા પણ શ્રીરામચંદ્રજીએ વનવાસ સમયમાં પત્ની સીતાજી

भीशेनापि दुःखं वनवासवता भृशम् ॥३९॥ इत्युक्त्वाऽकथयत्तस्यै श्रीरामचरितं नृप. । हनुमन्महिमोपेतं निशो यामास्त्रयो गताः ॥४०॥ शृण्वती सा तत्र तत्र साहाय्यं जानकीपते. । मुहुः कृतं हनुमता चिन्तयामास चेतसि ॥४१॥ अहो न कुलदेवोऽस्ति हनुमान् रामवल्लभ. । उपेक्षते सोऽपि कथं समर्थोऽस्मान्महापदि ॥४२॥ हनूमन् ! रक्ष रक्षेति यावद्वदति सा गिरम् । तावत्प्रत्यक्षतां प्राप मारुतिर्विप्ररूपधृत् ॥४३॥ स हि रामकथां रात्रौ कीर्त्यमानां स्त्रियं प्रति । धर्मेण श्रोतुमायातस्तत्रादृश्यो जनै. स्थितः ॥४४॥ प्रत्यक्षीभूय तौ प्राह भक्ते ! धर्म ! व्यथां त्यज । कुलदेवो.

---

અને ભ્રાતા લક્ષ્મણજી સાથે મહા દુ ખ ભોગવ્યુ છે ॥૩૯॥ હે રાજન્ ! ધર્મદેવ એ પ્રકારે કહીને ભાર્યા ભક્તિને આજ પ્રસગથી મારૂતિના મહિમાએ યુક્ત શ્રીરામચદ્રચરિત્ર કહેવા લાગ્યા એ રીતે શ્રીરામચરિત્ર કહેતા કહેતા રાત્રિના ત્રણ પ્રહર વીતિ ગયા ॥૪૦॥ પ્રેમવતીતો તેતે કથાપ્રસગમા હનુમાનજીએ અનેકવાર કરેલી સીતાપતિની સહાયતા સાભળીને, તેનુ ચિત્તમા ચિંતવન કરતા થકા અતિશય આતુર થઇને એવુ વચન બોલ્યા કે-તે આ હનુમાનજી આપણા કુળદેવ (વશપરપરાથી આરાધ્ય છે) વળી રામચદ્રજીને સમુદ્રસમુલ્લઘન કર્યું, સજીવિની ઔષધિ લાવી આપી વિગેરે અમાનુષ વીર્ય પરાક્રમથી અતિશય પ્રિય છે, તથા આપણી આપત્તિનો પ્રતીકાર કરવામા પણ પ્રભુ છે તથાપિ એજ એક સહાય જેમને છે એવા આપણી આવી મહા આપત્તિમા કેમ ઉપેક્ષા કરે છે-કેમ વિસ્મરણ કરે છે અહો !-આ અતિ આશ્ચર્ય છે ॥૪૧-૪૨॥ હે રાજન્ ! ભક્તિદેવી 'હે હનૂમન્ ! તમો રક્ષા કરો રક્ષા કરો' એવી વાણી જ્યારે બોલ્યા એજ ક્ષણમા મારૂતિ વિપ્રરૂપ ધારીને પ્રત્યક્ષપણાને પામ્યા એટલે તેમના નયનગોચર થયા ॥૪૩॥ પ્રત્યક્ષ થએલા આ મારૂતિ તે રાત્રિએ ધર્મદેવે પત્ની પ્રત્યે કહેવા માડેલી રામકથા સાભળવા સારૂ ત્યા આવ્યા હતા અને ભક્તિધર્મની સમીપે ત્યાના બીજા જનો ન જોઈ શકે એ રીતે અદરય થઇને રહ્યા હતા ॥૪૪॥ અદરયપણે રહેલા મારૂતિ પ્રેમવતીનુ આર્થનાવચન સાભળી

हनूमतोऽप्राक्षीच्चिरजीवित्वलक्षणम् ॥५१॥ निशाम्य च निशाम्यापि प्रभावं श्रीहनूमतः । आनन्दः परमो नाथ! जायते मम चेतसि ॥५२॥ चिरजीवी कथं जातः स्वामिन्! पवननन्दनः । दिवं विहाय भूलोके स्थितो नित्यं करोति किम् ॥५३॥ इति प्रीत्या प्रेमवत्याऽऽपृष्टो धर्म उवाच ताम् । हनूमांश्चिरजीव्यस्ति सीतारामप्रसादतः ॥५४॥ निहत्य रावणं युद्धे स्वसैन्यपरिवारितः । पत्यायोध्यां नृपपदमध्यतिष्ठत् स राघवः ॥५५॥ वानरा राक्षसा ऋक्षा दिव्यरूपधराः सति! । तद्वियोगासहास्तत्र न्यवसन्नेकहायनम्

ડીને આહ્લાદ આપતા થકા પ્રશ્ન પુછવાનો અવસર આવી જાય એવો પ તિને આહ્લાદ આવી જતા હનુમાનજીનુ ચિરજીવિત્વરૂપ વૃત્તાત પુછવા લાગ્યા કે-( અથવા પ્રીણયન્તી-'પ્રસન્ન કરવા માટેજ' એવો અર્થ કરવો એટલે ધર્મ પોતે ભગવાનના એકાતિક ભક્ત છે માટેજ વૃથાલાપથી વિમુખ છે-તે સદાલાપથીજ પ્રસન્ન થાયછે આવા પતિ ધર્મને પ્રસન્ન કરવામાટે હનુમાનજીનુ ચરિત્ર પુછ્યુ ) હે નાથ ! શ્રીહનુમાનજીનો પ્રભાવ આપના થકી સાભળી સાક્ષાત્ દેખીને અને હમણા અનુભવીને પણ તેનુ વારવાર ચિતવન કરતા મને મનમા પરમાનદ ઉપજેછે ॥૫૧-૫૨॥ હે સ્વામિન્! પવનપુત્ર હનુમાનજી ચિરજીવી શી રીતે રહ્યા ? અને ભગવાનના એકાતિક ભક્તરાજ હોવા છતા ભક્તોએજ પામવા યોગ્ય નિરતિશય સુખરૂપ વૈકુઠલોકમા નહિ જતા અજ્ઞજનોએજ ભોગ્ય એવા આ ભૂલોકમા રહીને સદાકાળ શુ કરે છે ? ॥૫૩॥ હે રાજન્! આ પ્રકારે પ્રેમવતીએ પ્રીતિથી પુછેલા પતિ ધર્મદેવ પત્ની પ્રત્યે બોલ્યા કે-હે ભદ્રે ! હનુમાનજી સીતારામના પ્રસાદથી ચિરજીવિપણાને પામ્યા છે તેનો પ્રકાર તમોને કહુંછુ ॥૫૪॥ પૂર્વે ભગવાન્ રામચદ્રજી રણમા રાવણને હણીને, સ્વસખા સુગ્રીવે સજી આણેલી વાનરસેનાથી વિંટાઇને, રાજધાની અયોધ્યાપુરીમા પધારીને રાજ્યાસનમા (ગાદીએ) વિરાજમાન થયા ત્યારે હે સતિ ! રઘુનાથજીનો વિયોગ ક્ષણપણ નહિ સહન કરી શકનારા સુગ્રીવ વિગેરે વાનરો, વિભીષણ વિગેરે રાક્ષસો, જાબુવાન વિગેરે રીંછો, આ સર્વે દિવ્ય રૂપ ધારીને એજ

ऽसि हनुमान् युष्माकं रक्षिताऽस्मि वः ॥४५॥ द्रौणेः शापेन वां पुत्रो धारयिष्यति नायुधम्। तथापि जेतुं त्रैलोक्यं शक्तो भाव्यः स वै धिया ॥४६॥ भविता स त्वशस्त्रोऽपि सदा वैरिभयोज्झितः। दारिद्र्यदुःखमपि ते नाशयिष्यति निश्चितम् ॥४७॥ इत्युक्त्वा तौ महामार्गं प्रापय्याश्चर्यमानसौ। तिरोबभूव हनुमांस्तौ ततो गन्तुमैच्छताम् ॥४८॥ तत आरभ्य तावास्तां गतसर्वव्यथौ नृप!। प्राप्यमाणान्नवस्त्राद्यौ निश्चिन्तौ स्वस्थमानसौ ॥४९॥ महामार्गेण चलितौ पूर्वदृष्टेन निर्भयौ। चिन्तयन्तौ च हृदये श्रीकृष्णं भक्तवत्सलम् ॥५०॥ प्रीणयन्ती पतिं वाक्यैः प्रेम्णा प्रेमवती पथि। वृत्तं

---

त्यांज त्यांज પ્રત્યક્ષરૂપ થઈને ધર્મભક્તિ પ્રત્યે એમ બોલ્યા કે-હે ભક્તે! ખેદનો ત્યાગ કરો. હે ધર્મ! ખેદનો ત્યાગ કરો. કેમકે હું તમારો કુળદેવ હનુમાનજી છું. માટે તમારી હું રક્ષા કરીશ ॥૪૫॥ રક્ષાનો પ્રકાર બે શ્લોકથી કહેછે—યદ્યપિ તમારા પુત્રરૂપે પ્રકટ થનારા ભગવાન્ શ્રીકૃષ્ણ અશ્વત્થામાનું શાપવચન યથાર્થ કરવા આયુધને ધારશે નહિ. તથાપિ તેતો સંકલ્પમાત્રથીજ ત્રિલોકીને જીતવામાટે સમર્થ થશે. એમાં લેશ સંશયને અવકાશ નથી. ॥૪૬॥ તે તમારા પુત્ર સદા વૈરિભયે વિવર્જીત થશે. એમને શસ્ત્રની કશી અપેક્ષા પડશે નહિ. અને તમારૂં દારિદ્રય દુઃખ પણ નિશ્ચે નાશ કરશે ॥૪૭॥ હે રાજન્! હનુમાનજી આ પ્રકારે કહીને, ભક્તિધર્મને પ્રથમ પોતે ભુલી ગએલો મહામાર્ગ ક્ષણમાં બતાવીને પોતે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. તે પછી તે સમયમાં અંતરમાં અતિશય આશ્ચર્ય પામેલાં ભક્તિ ધર્મે સ્વદેશમાં સીધાવાનો સંકલ્પ કર્યો ॥૪૮॥ હે નૃપ! હનુમાનજીના સાક્ષાત્ દર્શન દિનને આરભીને ભક્તિધર્મની સમસ્ત વ્યથા વિનિવૃત્ત થઈ ગઈ અને ચિંતાપણ વિદૂર થઇ ગઈ અને અન્ન ધન વસ્ત્ર વિગેરેની પ્રાપ્તિ થઈ અને મન સ્વસ્થ થઈ ગયું ॥૪૯॥ ત્યારપછી ભક્તિધર્મ વૃંદાવનમાં દીઠેલા ભક્તવત્સળ ભગવાન્ શ્રીકૃષ્ણનું ચિત્તમાં ચિંતવન કરતાં થકાં નિર્ભય થઇને પ્રથમ દેખેલા મહામાર્ગમાં ચાંપેથી ચાલવા લાગ્યાં ॥૫૦॥ પત્ની પ્રેમવતી પોતાના પતિને માર્ગમાં પ્રેમમધુર વાક્યવડે પ્રીણયન્તી—માર્ગશ્રમ મટા-

हनूमतोऽप्राक्षीच्चिरजीवित्वलक्षणम् ॥५१॥ निशम्य च निशान्यापि प्रभावं श्रीहनूमतः । आनन्दः परमो नाथ ! जायते मम चेतसि ॥५२॥ चिरजीवी कथं जातः स्वामिन् ! पवननन्दनः । दिवं विहाय भूलोके स्थितो नित्यं करोति किम् ॥५३॥ इति प्रीत्या प्रेमवत्याऽऽपृष्टो धर्म उवाच ताम् । हनूमांश्चिरजीव्यस्ति सीतारामप्रसादतः ॥५४॥ निहत्य रावणं युद्धे स्वसैन्यपरिवारितः । एत्यायोध्यां नृपपदमध्यतिष्ठत् स राघवः ॥५५॥ वानरा राक्षसा ऋक्षा दिव्यरूपधराः सति ! । तद्वियोगासहास्तत्र न्यवसन्नेकहायनम्

ઠીને આહ્લાદ આપતાં થકાં પ્રશ્ન પુછવાનો અવસર આવી જાય એવો પતિને આહ્લાદ આવી જતાં હનુમાનજીનું ચિરજીવિત્વરૂપ વૃત્તાંત પુછવા લાગ્યાં કે-( અથવા પ્રીણયન્તી-'પ્રસન્ન કરવા માટેજ' એવો અર્થ કરવો એટલે ધર્મ પોતે ભગવાનના એકાંતિક ભક્ત છે માટેજ વૃથાલાપથી વિમુખ છે. તે સદાલાપથીજ પ્રસન્ન થાયછે આવા પતિ ધર્મને પ્રસન્ન કરવામાટે હનુમાનજીનું ચરિત્ર પુછ્યું ) હે નાથ ! શ્રીહનુમાનજીનો પ્રભાવ આપના થકી સાંભળી સાક્ષાત્ દેખીને અને હમણાં અનુભવીને પણ તેનું વારંવાર ચિંતવન કરતાં મને મનમાં પરમાનંદ ઉપજેછે ॥૫૧-૫૨॥ હે સ્વામિન્! પવનપુત્ર હનુમાનજી ચિરજીવી શી રીતે રહ્યા ? અને ભગવાનના એકાંતિક ભક્તરાજ હોવા છતાં ભક્તોએજ પામવા યોગ્ય નિરતિશય સુખરૂપ વૈકુંઠલોકમાં નહિ જતાં બદ્ધજનોએજ ભોગ્ય એવા આ ભૂલોકમાં રહીને સદાકાળ શું કરે છે ? ॥૫૩॥ હે રાજન્ ! આ પ્રકારે પ્રેમવતીએ પ્રીતિથી પુછેલા પતિ ધર્મદેવ પત્ની પ્રત્યે બોલ્યા કે-હે ભદ્રે ! હનુમાનજી સીતારામના પ્રસાદથી ચિરજીવિપણાને પામ્યા છે. તેનો પ્રકાર તમોને કહુંછું ॥૫૪॥ પૂર્વે ભગવાન્ રામચંદ્રજી રણમાં રાવણને હણીને, સ્વસખા સુગ્રીવે સજી આણેલી વાનરસેનાથી વિંટાઇને, રાજધાની અયોધ્યાપુરીમાં પધારીને રાજ્યાસનમાં ( ગાદીએ ) વિરાજમાન થયા. ત્યારે હે સતિ ! રઘુનાથજીનો વિયોગ ક્ષણપણ નહિ સહન કરી શકનારા સુગ્રીવ વિગેરે વાનરો, બિભીષણ વિગેરે રાક્ષસો, જાંબુવાન વિગેરે રીંછો, આ સર્વે દિવ્ય રૂપ ધારીને એ-

॥५६॥ तं छत्रचामराद्यैस्ते सेवमाना दिने दिने । प्रेमवृद्धिं परां प्रापुर्विस्मृताखिललौकिकाः ॥५७॥ स्वस्वगृहान्प्रेषयिष्यन्नयातः स्वाग्रतोऽपि तान् । तत्सन्मानं प्रभुश्चक्रे वस्त्रभूषाधनादिभिः ॥५८॥ यथोचितं मानयित्वा सुग्रीवादीन्स वानरान् । किष्किन्धां प्रेषयामास साश्रुनेत्रान्बलाद्विभुः ॥५९॥ तदा गमिष्यन् हनुमान्स्रवत्प्रेमाश्रुलोचनः । परित्यक्तुमशक्तस्तं बद्धाञ्जलिपुटोऽब्रवीत् ॥६०॥ स्नेहो मे परमः स्वामिंस्त्वयि तिष्ठतु नित्यदा । भक्तिश्च नियता वीर! भावो नान्यत्र गच्छतु ॥६१॥ यावत्तव कथा राम ! प्रचरि-

અયોધ્યામાં રામચંદ્રજીની પાસે એક વર્ષપર્યંત રહ્યા ॥૫૫-૫૬॥ તે સર્વે શ્રીરામચંદ્રજીની છત્ર ચામર વિગેરેવડે પ્રતિદિન પરિચર્યા કરતા થકા તે પરિચર્યાથી પરમ હર્ષ પામતાં સકળ લૌકિક સુખમાત્ર ભુલીજ ગયા ॥૫૭॥ પ્રભુ રામચંદ્રજીએ પોતાની પાસેથી વિયોગભયથી પાછું નહિજ જવા ઈચ્છતા એવાપણ સુગ્રીવ વિગેરેને પોતપોતાને ઘેર મોકલશે એવા થકા વસ્ત્ર વિભૂષણ ધનાદિકવડે તેમનું સન્માન કર્યું ॥૫૮॥ અને વિભુ રામચંદ્રજીએ સુગ્રીવ વિગેરે વાનરોને યથાયોગ્ય સત્કાર કરીને, ભગવદ્વિયોગશોકનાં અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા તે સર્વેને બળાત્કારથી સુગ્રીવની રાજધાની કિષ્કિંધા પ્રત્યે મોકલ્યા ॥૫૯॥ તે સમયમાં હનુમાનજીતો જવાનું થતાંજ પ્રેમાશ્રુથી પરિપૂર્ણ લોચનવાળા થઇને, રામચંદ્રજીનો વિયોગ સહન કરવા અસમર્થ હોવાથી બે હાથ જોડીને, ભગવાન શ્રીરામ પ્રત્યે એમ બોલ્યા કે-॥૬૦॥ હે સ્વામિન્-હું આપનોજ એક દાસભૂત છું. આપ મારા નિરૂપાધિક સ્વામી છો એવા આપનેવિષે મારે સર્વોત્તમ સ્નેહ સર્વદા સ્થિર રહો. લોકમાં જે આ કલત્ર પુત્ર મિત્રાદિકમાં સ્નેહ છે તેતો સોપાધિક અને આગમાપાયી છે. નિરૂપાધિક સ્વામી આપને વિષે સ્નેહતો નિરૂપાધિક સર્વોત્તમ છે, કેમકે બીજા થકી જુદો છે. હે વીર ! સ્નેહાતિશયસાધ્ય પરાભક્તિ પણ આપને વિષેજ મારે અનન્યપણે નિશ્ચળ પ્રવર્તો. અને જે કૈવલ્ય કલ્યાણ કહેવાય છે તથા જે સાલોક્ય સાયુજ્ય સારૂપ્યાદિકરૂપ કહેવાય છે તેમાં પણ મારે લેશ ભાવ ન રહો. અર્થાત્ આપના સીવાય બીજા કશામાં ભાવ રહો નહિ ॥૬૧॥ સાં-

ष्यति भूतले । तावत्ताः सर्वदा शृण्वन् जीवाम्यत्रेति मे रुचिः ॥६२॥ स्थितं किम्पुरुषे खण्डे गन्धर्वा अपि मां सदा । श्रावयेयुः कथा राम ! तवेति मम याचितम् ॥६३॥ त्वत्कथामृतपानेच्छा यथा मे हृदि वर्तते । तथा न दिव्यलोकेच्छा नैश्वर्येच्छा च निश्चितम् ॥६४॥ एवं ब्रुवाणं रामस्तु हनुमन्तं वरासनात् । उत्थाय सस्वजे स्नेहाद्वाक्यमेतदुवाच च ॥६५॥ एवमेतत्कपिश्रेष्ठ ! भविष्यति न संशयः । वरदानेन मे सर्वं सेत्स्यत्येव त्वदीप्सितम् ॥६६॥ इति लब्धवरो रामाद्धनूमानिह सुव्रते ! । रघुनाथकथाप्राणश्चिरजीवी हि वर्तते ॥६७॥ यत्र यत्र कथा भूमौ रामचन्द्रस्य जा-

---

ભળેલું આપનું ચરિત્રામૃતજ મને નિઃશ્રેયસના આનંદથકી પણ અતિ અધિક આનંદ કરનારૂં થાય છે, માટે 'હે શ્રીરામ ! જ્યાંસુધી આપની પવિત્ર કથાનો ભૂતળ ઉપર પ્રચાર રહેશે ત્યાંસુધી તે કથાઓને સર્વદા આજ ભૂમંડળમાં સાંભળતો થકો હું જીવું' એવી મને રૂચિ–અભિલાષા છે ॥૬૨॥ વળી હે રામ ! 'મારો નિયતનિવાસ ભરતખંડ પછીના કિંપુરૂષ ખંડમાં રહો અને ત્યાં રહેલા મધુર કંઠવાળા ગંધર્વો પણ આપનું ચરિત્રામૃત નિરંતર મને સંભળાવે' એવી પણ હું યાચના કરૂંછું ॥૬૩॥ હે ભગવન્ ! આપની કથાસુધાના આસ્વાદમાં જેવી મારે સ્પૃહા વર્તેછે એવી સ્પૃહા તો આ લોકનાં પ્રાકૃત ઐશ્વર્યોમાં તેમજ પારલૌકિક અપ્રાકૃત ઐશ્વર્યોમાં પણ વર્તતી નથી. આ નિશ્ચિત વાત છે પણ કથનમાત્ર નથી ( આથી બ્રહ્માનંદાદિકથકી ભજનાનંદ અતિશય અધિક છે એમ સૂચવ્યુંછે ) ॥૬૪॥ હે ભદ્રે ! આ પ્રકારે પ્રાર્થના કરતા હનુમાનજીને શ્રીરામચંદ્રજીતો સ્વયં સર્વોત્તમ રાજસિંહાસનમાંથી એકદમ ઉઠીને સ્નેહાર્દ્રહૃદયથી આલિંગન કરીને એવું વચન બોલ્યા કે–॥૬૫॥ હે કપિશ્રેષ્ઠ ! આ તમારૂં યાચિત એમજ થશે એમાં સંશય નથી. મારા વરદાનથી તમારૂં સર્વ ઇપ્સિત સિદ્ધ થશેજ ॥૬૬॥ હે સુવ્રતે ! આ પ્રકારે શ્રીરામથકી પ્રાપ્ત થયો છે વર જેમને એવા હનુમાનજી શ્રીરઘુનાથજીની કથા એજ એક પ્રાણ–જીવનરૂપ જેને છે એવા થકા ચિરંજીવીપણાને પામીને આ ભૂલોકમાં અખંડ વર્તે છે ॥૬૭॥

यते । तत्र तत्राप्यसौ गत्वा शृणोति वरदानतः ॥६८॥ त्वत्समीपे मया रात्रौ कथ्यमानां कथामसौ । श्रोतुं नूनमुपायातो यातो दत्त्वा स्वदर्शनम् ॥६९॥ गणेशव्रतसङ्कल्पाद्विघ्ननाशे हनूमता । दत्तं स्वदर्शनं तेन कार्यसिद्धिरभूद्धि नः ॥७०॥ इति भर्तुर्वचः श्रुत्वा प्रीता भक्तिरभून्नृप ! । तया सह यथाशक्ति व्रजन् स्वग्राममाप सः ॥७१॥ सार्धमासेन सम्प्राप्तं स्वग्रामं तं समेत्य च । स्वजना ज्ञातयः सर्वे भृशं मुमुदिरे नृप ! ॥७२॥ श्रीकृष्णस्य प्रतापेन वैरिण सकला अपि । मित्राणीवाभवस्तस्य बिभ्यति स्म तदीक्षणात् ॥७३॥ धान्ययानपशुद्रव्यसमृद्धिस्तस्य वेश्मनि । ततः पूर्वाधिकेवासीद्धर्म-

ભૂમિ ઉપર જેજે સ્થળમા રામચદ્રજીની કથા થતી હોય તેતે સમગ્ર સ્થળમા આ હનુમાનજી શ્રીરામજીના વરદાનથી એક સાથે ઇપ્સિત અનેક-રૂપથી સન્નિધિ કરીને કથા શ્રવણ કરેછે ॥૬૮॥ રાત્રિએ તમારી આગળ કહેવા માડેલી રામકથા સાભળવા સારૂ આ હનુમાનજી અદૃશ્યપણે આહિ આવેલા હશે તમોએ સભાર્યા એટલામાત્રથી પ્રત્યક્ષ સ્વદર્શન દઇને ચાલ્યા ગયા એમા સશય નથી ॥૬૯॥ વિઘ્નેશ ગણપતિનુ વ્રત કરવાનો સકલ્પ કર્યો એટલામાત્રથીજ વિઘ્નનો વિનાશ થતા હનુમાનજીએ પોતાનુ દર્શન દીધુ અને તેથી આપણા કાર્યની સિદ્ધિ થઇ અર્થાત્ જે આ હનુમાનજીના દર્શન થયા અને જે આ આપણા કાર્યની સિદ્ધિ થઈ તે ગણેશવ્રતનો સકલ્પ કરવાથીજ અતરાયની નિવૃત્તિ થતા થઇ છે ॥૭૦॥ હે નૃપ ! આવુ ભર્તાનુ વચન સાભળીને ભાર્યા ભક્તિદેવી પ્રહર્ષ પામ્યા ત્યાર પછી ધર્મદેવ પત્નીની સાથે પ્રતિદિન યથાશક્તિ (પત્ની ચાલી શકે તેમ) રસ્તામા ચાલતા ચાલતા પોતાના છપૈયા ગામને પામ્યા ॥૭૧॥ હે નૃપ ! દોઢ માસે પોતાના ગામે આવી પહોચેલા ધર્મદેવને સર્વે સબધિજનો અને બીજા જ્ઞાનિજનો યથાયોગ્ય મળીને અત્યત આનદ પામ્યા ॥૭૨॥ ધર્મના જે પૂર્વ વૈરિઓ હતા તે સર્વેપણ શ્રીકૃષ્ણના પ્રબળ પ્રતાપથી મિત્રો હોય ને શુ ? એવા થઇ ગયા અને જેના થકી પ્રથમ આ ધર્મદેવ ભય પામતા હતા તેઓ ધર્મદેવના દર્શનથી ભય પામવા લાગ્યા ॥૭૩॥ ભગવાનના આવા પ્રતાપાતિશ

मानाऽनुवासरम् ॥७४॥ इत्थं हरेः प्रसादस्य जातत्वात्स द्विजोत्तमः। हरिप्रसादनाम्नैव विश्रुतोऽभूत्पुनः क्षितौ ॥७५॥ भगवानथ जीवानां श्रेयसे करुणानिधिः। नरनारायणोद्देशान्नृत्वं स्वीकर्तुमैहत ॥७६॥ एकमूर्तिं स्वेन कृत्वा द्विरूपं तं निजेच्छया। धर्मस्य हृदयाम्भोज आविरासीदसौ नृप! ॥७७॥ आविर्भावं भगवतः स्वस्मिञ्ज्ञातं विवेद सः। कान्त्यातिमर्त्यया राजन्नाकस्मिक्या च सम्पदा ॥७८॥ गर्भ ततोऽसावृतुपोडशेऽह्नि गुरौ च पुष्ये निद-

---

ચને લીધે ધર્મના ઘરમા ધન ધાન્ય વાહન પશુ આદિકની સમૃદ્ધિ પ્રથમના કરતા પણ અતિ અધિક પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી ॥૭૪॥ વિપ્રવર્ય તે આ ધર્મદેવ પૂર્વોક્ત પ્રકારે શ્રીહરિ ( કૃષ્ણ )નો પ્રસાદ પામવાથી તે દિવસને આરભીને 'હરિપ્રસાદ' એવી સાર્થક સજ્ઞાથીજ ફરીથી પૃથ્વી ઉપર પ્રખ્યાત થયા ફરીથી એટલે-પ્રથમ દેવશર્મા નામથી, પછી ધર્મનિષ્ઠ હોવાથી ધર્મદેવ નામથી અને પછીથી હરિનો પ્રસાદ પામતા હરિપ્રસાદ નામથી પ્રસિદ્ધ થયા પૂર્વ નામની અપેક્ષાએ 'ફરીથી' એમ કહ્યુ છે ॥૭૫॥ હવે અધ્યાયને અતે ભગવાનના પ્રાદુર્ભાવનો પ્રસ્તાવ કરે છે—ત્યાર પછી કળિબળથી પરાભવ પામેલા જીવોના શ્રેયસારૂ કરુણાનિધિ ભગવાન્ શ્રીવાસુદેવે નરનારાયણના ઉદ્દેશથી એટલે દુર્વાસા ઋષિના શાપને સ્વીકાર કરતા નરનારાયણનો સકલ્પ સત્ય કરવા સારૂ મનુષ્યભાવ સ્વીકારવાનો સકલ્પ કર્યો ॥૭૬॥ હે નૃપ ! એવો સકલ્પ કરીને સ્વય શ્રીવાસુદેવ ભગવાન્ નર અને નારાયણ એવા બે રૂપવાળા પોતાના અવતારને અવતારી પોતાના સ્વરૂપની સાથે એકતા કરીને, હરિપ્રસાદના હૃદયારવિંદમા સકલ્પમાત્રથી પ્રાદુર્ભાવ પામ્યા એટલે પ્રથમથીજ પ્રાદુર્ભાવતો પામેલાજ છે પણ હાલ તેના લક્ષણો સાક્ષાત્ પ્રદર્શાવવા લાગ્યા ॥૭૭॥ તે હરિપ્રસાદે તે સમયમા એકદમ થએલી અમાનુષી ( મનુષ્યોમા ન હોય એવી) સ્વાવયવલાવણ્યતાથી અને અકસ્માત્ વૃદ્ધિ પામી ગએલી ધન ધાન્યાદિકની સપદાથી 'મારે વિષે ભગવાનનો પ્રાદુર્ભાવ થયોછે' એમ જાણ્યું ॥૭૮॥ પોતામા ભગવાનના આવિર્ભાવનુ વિજ્ઞાન થયા પછી હરિપ્રસાદે ભક્તિને પ્રાપ્ત થ

धार भक्तौ । सा तेन भूमौ शुशुभे शुभाङ्गी श्रीदेवहूतीव विरोचमाना ॥७९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मस्याश्वत्थामशाप-स्वग्रामप्रत्यागमननिरूपणनामा विंशोऽध्यायः ॥२०॥

सुव्रत उवाच—एतस्मिन्नन्तरे राजंश्चातुर्वर्ण्यभवासुराः । संहत्य शतशो देवीमानर्चुर्विन्ध्यवासिनीम् ॥१॥ नवम्यामिषमासस्य शुक्लपक्षे महोत्सवः । तेषामभून्मन्दिरेऽपि देव्या दुष्कर्म कुर्वताम् ॥२॥ अजान्सहस्रशोऽवींश्च महिषादीन्नरांस्तथा । हत्वा निवेद्यामासुर्देव्यै ते च सुराघटान् ॥३॥ अत्त्वा मांसं सुरां पीत्वा देव्या-

એલા ઋતુકાળના સોળમે દિવસે ગુરૂવારે પુષ્ય નક્ષત્રમાં ભાર્યા ભક્તિમાં ગર્ભ આરોપણ કર્યો સર્વલોકનું સમુજ્જીવન કરનારા તે ગર્ભવડે અતિશય દેદીપ્યમાન અને નિર્દોષ હોવાથી શુભ સર્વ શરીરાવયવવાળાં ભક્તિદેવી શ્રીકપિલરૂપ ગર્ભધારણથી થએલી શોભાએ યુક્ત એવાં દેવહૂતીની પેઠે અત્યંત શોભવા લાગ્યાં ॥૭૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...ધર્મસ્યાશ્વત્થામશાપ-સ્વગ્રામપ્રત્યાગમનનિરૂપણનામા વિંશોઽધ્યાયઃ ॥૨૦॥

## અધ્યાય ૨૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ ભગવદવતરણસમયની અંદર ચાર વર્ણમાં જન્મેલા દુષ્ટ આશયવાળા અસુરો ભગવાનનો દ્રોહ કરવાના વિચારથી સોએ સો એક બીજા સાથે મળી ભેગા થઇને, વિંધ્યવાસિની નામની દેવીનું પૂજન કરવા લાગ્યા ॥૧॥ પૂજનનો પ્રકાર કહેછે—આશ્વિનમાસના શુક્લપક્ષની નવમીએ ( નવરાત્રની છેલી તિથિએ ) દેવીના હિંસાપ્રધાન સમારાધનના બાનાથી તે દુષ્કર્મી અસુરોનો મહોત્સવ દેવીનું મંદિર કે જે હિંસા-પરદાર પ્રસંગાદિ પાપકર્મ કરવાને અનર્હ છે, એવામાં પણ પ્રવર્ત્યો હતો ॥૨॥ તે અસુરોએ હજારોહજાર બકરાઓ, ઘેટાઓ અને પાડાઓ વિગેરે હણી તથા મનુષ્યોનેપણ મારીને, તેમનાં માંસો દેવીને નૈવેદ્યપણે નિવેદન કર્યાં અને હજારોહજાર સુરાથી ભરેલા ઘડાઓપણ નિવેદન કર્યા ॥૩॥ તે પછી તેજ દેવીના મંદિરમાંજ નિવેદિતાવશિષ્ટ માંસનું ભક્ષણ કરીને અને સુરાપાન કરીને તેના મદથી ઉન્મત્ત થઇને, તે અસુરો

गारे मदोद्धताः । स्वैरिणीः कामिनीश्च स्त्रीरुपजग्मुश्च पुंश्चलीः ॥४॥ अधर्ममित्थं चान्यायं दृष्ट्वा तेभ्यश्चुकोप सा । कालीदत्ताय तु भृशं तेषामाचार्यताधृते ॥५॥ निशि स्वप्नमुपेत्यामुं देव्युवाच भयङ्करा । त्रिशूलं करवालं च बिभ्रत्यारक्तलोचना ॥६॥ सर्वेऽपि स्थासुरा यूयं निर्मर्यादा मदोद्धताः । मदुद्देशेन कुरुथ सुरामांसाशनं द्विज ! ॥७॥ पशुहिंसां नृहिंसां च पारदार्यं मदालये । कुर्वतो निर्दयान् युष्मान्छपाम्यसुरवञ्चक ! ॥८॥ वंशोच्छेदो हि सर्वेषां युष्माकं तु भविष्यति । धनवृत्तिविनाशश्च नाशमेष्यथ च द्रुतम्

---

સ્વૈરિણી કામિની અને પુંશ્ચલી સ્ત્રીયોની સાથે સંભોગ દેવીના મંદિરમાંજ કરવા લાગ્યા–'આ સર્વે દેવીનું પ્રીણન છે' એવા દુરાગ્રહથી કરવા લાગ્યા ॥૪॥ દેવીતો આવો અધર્મ (પશુહિંસા–માંસભક્ષણ–સુરાપાનરૂપ) અને અન્યાય ( દેવીમંદિરમાં પરસ્ત્રીસંભોગરૂપ ) સાક્ષાત્ જોઇને, તે અસુરો ઉપર મહાકોપ પામીને, જાણે કોપાગ્નિથી તે સર્વેને બાળી દેશે કે શું ? એવી થઇને, તે અસુરોનો અગ્રેસર ગુરૂ કાળીદત્ત ઉપરતો અત્યંત કોપ પામીને, રાત્રિએ તેના સ્વપ્નામાં આવીને, ભયંકર રૂપ પ્રકટ કરીને ત્રિશૂળ અને તરવાર ધારણ કરી ક્રોધથી લાલચોળ લોચનવાળી થઇને એમ બોલી કે–॥૫–૬॥ હે દ્વિજ ! તમો સર્વેપણ અસુરાંશો હોઇને શાસ્ત્રોક્ત વિધિનિષેધરૂપ ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરીને મદોદ્ધત થઇને મારા મિથ્યા મિષથી મને અનિષ્ટ સુરાપાન અને માંસભક્ષણ કરોછો. અર્થાત્ ક્યારેયપણ સુરાદિકનું નહિ ભક્ષણ કરનારી અને તેને નહિ લાયક અને તેના દર્શનથીપણ બિભિત્સા પામનારી હું તે મારૂં નિમિત્ત કરીને કેવળ રસ લોલુપતાથીજ આ પાપ તમો કરોછો ॥ હે અસુરવંચક ! ( તું તો અસુરોને પણ ઠગનારો અસુરનોપણ અસુર છું અર્થાત્ અતિપાપિષ્ઠ છું ) વળી મને અનિષ્ટ અજાદિ પશુઓની હિંસા, મનુષ્યહિંસા અને પરાંગનાસંગ મારાજ મંદિરમાં કરોછો. માટે નિર્દય એવા તમો સર્વે અસુરોને હું શાપ આપુંછું ॥૭–૮॥ તમારા સર્વેનાપણ વંશનો વિનાશ થશે. તથા પોતપોતાના ઘરમાં વર્તતાં ધન અને વર્ષાસન–ક્ષેત્રાદિરૂપ જીવિકાવૃત્તિનો વિનાશ થશે તથા તમો સર્વેપણ સ્વલ્પ સમયમાં નાશ

खिलमेदिनीम् ॥१५॥ एवं शप्त्वा तु सा देवी रुष्टा तेभ्यस्तिरोदधे। कालीदत्तोऽतिसन्त्रस्तस्तच्छ्रुत्वाऽजागरीन्नृप ! ॥१६॥ सर्वेभ्यः कथयामास सोऽसुरेभ्योऽम्बिकावचः । श्रुत्वा तद्वेपमानास्ते जाताश्चिन्ताव्यथाकुलाः ॥१७॥ स्वकर्मोपस्थितं शापमनिवार्यं हि साधनैः । मत्वा क्षमापयामासुस्तां भूघ्राणघृषादिभिः ॥१८॥ ततः शापप्रतीकारं स्वस्वशक्त्या चिकीर्षवः । सर्वे विचारयाञ्चक्रुरन्तिकोपस्थितापदः ॥१९॥ उत्पाद्य कृत्यास्ताभिश्च शस्त्रैरस्त्रैश्च साधितैः । वीरैर्मन्त्रैश्च यन्त्रैर्वा हरिर्यात्यः स शैशवे ॥२०॥ विवृद्धव-

સ્માત્ હણતાં બાકી રહેલા અસુર ભૂપતિઓને સ્વશાસનવશવર્તી કરીને અખિલ પૃથ્વીને ભોગવશે (એને વશ વર્તાવાપણુ એજ એમનુ મરણ છે) ॥૧૫॥ હે નૃપ ! કોપ પામેલી તે વિધ્યવાસિની દેવી તો આ પ્રકારે શાપ આપીને અંતર્ધાન થઈગઈ કાળીદત્તતો દેવીનો દારૂણ શાપ સાભળીને અંતરમા અતિશય ત્રાસ પામીને સ્વપ્નામાથી એકદમ જાગી ગયો ॥૧૬॥ જાગેલો તે કાળીદત્ત કોપ પામેલી અંબિકાદેવીનુ પૂર્વોક્ત શાપવચન પોતાના અનુચર સર્વ અસુરોને કહેવા લાગ્યો સર્વ કોઈ તે અસુરો ગુરૂ કાળીદત્તનુ વચન સાભળીને ભયથી થરથર કંપવા લાગ્યા અને અંતરમા ચિંતા તથા વ્યથાથી વ્યાકુળ થઈગયા ॥૧૭॥ તેપછી તે તમામ અસુરો પોતાનાજ પાપકર્મોથી પ્રાપ્ત થએલા શાપને તપ વ્રત વિગેરે ઉપાયોથી અનિવાર્ય નિશ્ચય કરીને, એજ દેવીની પૃથ્વી ઉપર ઘ્રાણ (નાસિક) ઘર્ષણ, દાંતમા ઘાસ ગ્રહણ વિગેરે વ્યાપારોવડે ક્ષમા માગવા મડ્યા ॥૧૮॥ તેપછી પોતાના ક્ષમાના ઉપાયો નિષ્ફળ થતા જોઈને પૂર્વ વૈરવાસનાના વેગથી કોપવેગને પામીને, સ્વસ્વશાપના નિરાકરણનો ઉપાય સ્વસ્વબુદ્ધિશક્તિને અનુસારે કરવાને ઈચ્છતા, મૂઢ અને અતિસમીપમા ઉપસ્થિત થઈ છે આપદાઓ જેમને, એવા અસુરો એક બીજા ભેગા થઈને મન્ત્રવિચાર કરવા લાગ્યા ॥૧૯॥ વિચારનો પ્રકાર બે શ્લોકથી કહેછે-જે હરિ અવતરશે તેને બાળ વયમાજ આપણે ઉત્પન્ન કરેલી કૃત્યાઓ, સાધિત-તૈયાર કરેલા શસ્ત્રો, સાધિત-પ્રયોગની યોગ્યતા પમાડેલાં અસ્ત્રો, સાધિત-વશ કરેલા વૈતાળ વિગેરે

लोकय विस्मयं प्राप महान्तं हर्षमेव च ॥५॥ तां च तेजस्विनीं दृष्ट्वा स्त्रियोऽन्याः सस्मिताननाम् । क्वाप्यदृष्टचरीं तन्वीमन्योन्यं प्रोचुरादृताः ॥६॥ अहो !! बह्व्यः स्त्रियो दृष्टा अन्तर्वत्न्योऽत्र भूतले । एतादृशी तु न क्वापि दृष्टाऽस्माभिः श्रुतापि वा ॥७॥ ईदृग्रूपा सुरैर्वन्द्या सा मासि दशमे ततः । अरिष्टगेहे न्यवसन्मुहूर्ते ब्राह्मणोदिते ॥८॥ सोष्यन्तीकर्मसामग्रीं देवोऽपि समसाधयत् । सा-

---

ઘરથી બહાર નીકળ્યાંજ નહિ ॥૪॥ તે હરિપ્રસાદશર્મા વેદ જેના ગર્ભમાં છે એવી બ્રહ્મપત્ની સાવિત્રી હોય ને શું ? એમ રહેલાં પત્ની પ્રેમવતીને જોઇનેજ અતિશય આશ્ચર્ય અને આનંદને પામ્યા ॥૫॥ આહ્લાદક અપૂર્વ તેજે યુક્ત, મંદ સ્મિત ( હાસ )વડે મનોહર મુખવાળાં, કોઈપણ સ્થળમાં ક્યારેયપણ નહિ જોએલાં તન્વી–વિરલ ( નાજુક અથવા દુર્લભ ) એવાં ભક્તિદેવીને જોઇને, બીજી સ્રીયો અન્યોઅન્ય આદરભાવથી એમ કહેવા લાગી કે–અહો ! ! આવી વનિતા કોઈપણ સ્થળમાં પૂર્વે દેખી નથી. આ ભૂતળઉપર આપણે ગર્ભિણીઓતો ઘણી દેખી છે પણ અમાનુપી કાંતિવાળી આવી ક્યાંયપણ દેખવામાં આવી નથી. કિં બહુના સાંભળવામાંપણ આવી નથી. એટલે સ્વર્ગાદિકમાંપણ નથી. હોય તો સાંભળવામાં આવેજ, માટે આતો અહો–અતિ આશ્ચર્ય છે ॥૬–૭॥ હે રાજન્ ! આવું સર્વને આશ્ચર્ય કરનારૂં જે શરીરસૌન્દર્ય તેણે યુક્ત અને દેવતાઓએ ભગવાનનો પ્રસવ કરનારાં હોવાથી વંદના કરવા યોગ્ય ભક્તિદેવીએ ગર્ભસમયની નિરતિશય શોભા સંપત્તિ થયા પછી દશમો માસ આવતાં કાળવિશેષના વિજ્ઞાનવાળા વિપ્રોએ દર્શાવેલા શુભ મુહૂર્તમાં સૂતિકાગૃહમાં નિવાસ કર્યો. સૂતિકાગૃહ પ્રવેશમાં ગર્ગ–રोहिण्यैन्दवपौष्णेषु स्वातीवारुणयोरपि । पुनर्वसौ पुष्यहस्तधनिष्ठासूत्तरासु च । मैत्रे त्वाष्ट्रे तथाऽश्विन्यां सूतिकागारवेशनम्' એમ કહેછે. તે સૂતિકાગૃહ નૈઋત કોણમાં જાણવું 'वारुण्यां भोजनगृहं नैर्ऋत्यां सूतिकागृहं' એમ વસિષ્ઠે કહ્યું છે ॥૮॥ હે નૃપ! દેવશર્મા જેમનું બીજું નામ છે એવા હરિપ્રસાદવિપ્રેપણ સુખેથી પ્રસવ થવા સારૂ શાસ્ત્રમાં કહેલા સોષ્યન્તી નામના કર્મવિશેષમાં ( હોમપ્રયોગવિધિમાં ) ઉપયોગી ઘૃતાદિ સામગ્રી સંગ્રહ

विकाद्या योषितश्च सुज्ञास्तत्रावसन्नृप ! ॥९॥ अथातिशोभनः कालः सर्वमङ्गलकारणम् । अभवत्सहसा येन सर्वे आसन्सुविस्मिता ॥१०॥ आविर्भावस्य समये हरेः साक्षात्सुखाम्बुधेः । आनन्द एव त्रैलोक्ये प्रावर्तत ह सर्वतः ॥११॥ धर्मालयं विष्णुविरिञ्चरुद्रा इन्द्रादयो दिक्पतयश्च सर्वे । विज्ञाय सर्वज्ञतयैव भाव्यं प्राकट्यमानन्दनिधेः समीयुः ॥१२॥ देवाश्च ते स्वस्वविमानसंस्थाः प्राकट्यमात्माधिपतेः सयोषाः । प्रतीक्षमाणा गगने हि तस्थुस्तद्वेश्ममात्रार्पितदीर्घनेत्राः ॥१३॥ भक्तेरङ्गात्तदानीं सकलतनुभृता

---

करी राखी सुद्धी सोष्यन्तीहोम कृत्यचिंतामणिमा 'अथ सोष्यन्तीहोम' इत्यादिकथी कह्योछे तेनो निर्णय तथा प्रयोगविधि तेथकीज जाणवो अने ते सूतिकागृहमा सुज्ञा-सुखप्रसूति करनारा तात्कालिक क्रियाविशेषोमा कुशळ, साविका-प्रसव करावनारी विगेरे वनिताओ पण रही हती ॥९॥ अथ-सुखप्रसवसारु दृष्टादृष्ट उपकरणनी संपत्ति थया पछी सर्वकोईना मगळमा कारणभूत अने सर्वमगळमा कारणभूत, माटेज अतिशोभन, (अतिशुभ निमित्तने सूचवनारो) भगवदवतरणसमय एकदम अति समीपमा आवी गयो जे समय सर्वने निरतिशय विस्मय करनारो थयो ॥१०॥ सुखसागर श्रीकृष्णना साक्षात् आविर्भावनो समय आवता त्रिलोकीनी अदर रहेला सर्व स्थानोमापण आनद आनद प्रवर्ती रह्यो ॥११॥ ते समयमा सर्गादिकना कर्ता ब्रह्मा विष्णु अने शिव तथा सर्वे इन्द्रादिक दिग्पति देवताओ आनदनिधि कृष्णनु थनारु प्राकट्य प्रभुप्रसादथी प्राप्त थएली सर्वज्ञताथी जाणी जईने, तेमना दर्शन माटे धर्मदेवना घर प्रत्ये आव्या ॥१२॥ ते तमाम देवताओ पोतपोतानी पत्नीयो साथे पोतपोताना विमानमा रहीने सर्वान्तरात्मा श्रीहरिना प्राकट्यनी वाट जोता थका, धर्मदेवना भवन उपरज दर्शनसारु एक दत्त दीर्घ दृष्टिवाळा होइने गगन तळमा रह्या ॥१३॥ सर्व शरीरिओना जे अतरमा अनादिकाळथी जीव साथे एक थईने रहेला अतिगहन (वज्रसार) अज्ञानरुप अधकारो छे तथा गिरिगुहानी अदर वर्तनारा तेमज दिगन्तमा वर्तनारा जे रात्रि

मान्तराणां घनानां बाह्यानां चाप्यकस्मात्क्षयपटु तमसां तेज
आविर्बभूव । गेहं तद्व्याप्य सर्वं सिततरममलं गाढमानन्दरूपं
व्यापचाऽऽब्रह्मलोकात्सकलसुरनरान् भूरि विस्मापयत्तत् ॥१४॥
तत्कोटिकोट्यग्निरवीन्दुसङ्घतेजोधिकं तेज उरुप्रकाशम् । ततोऽ-
ण्डगोलावरणानि चाष्टौ व्यापत्समन्तादपि वर्धमानम् ॥१५॥
तत्सच्चिदानन्दमयं हि तेजः सर्वैः समन्ताद्ददृशे न चान्यत् ।
नोर्ध्वं न चाधो न तथान्तरालं स्वर्गो न भूमिर्न दिशश्च दृष्टाः
॥१६॥ तत्रागता ये निजशक्तियुक्ताः पुरैव तद्ध्यानबलेन बुद्ध्वा ।

---

વિગેરેનાં બાહ્ય ગાઢાંધકારો છે તે તમામનો તત્કાળ વિનાશ કરવામાં સમર્થ અપૂર્વ કોઈ તેજ તે સમયમાં ભક્તિદેવીના અગમાંથી અકસ્માત્ આવિર્ભાવ થયું. અતિશય શ્વેત, પ્રકાશમાન, સકળહેયવિરોધિ હોવાથી નિર્મળ, ગાઢ, આનદમય તે તેજ પ્રથમ ધર્મદેવના આખા ભવનમાં વ્યાપીને ત્યાંથી વૃદ્ધિ પામતું થકુ સકળ સુરનરોને વિશેષ વિસ્મિત કરવા પૂર્વક બ્રહ્મભુવનપર્યંત તેની અદર રહેલા અખિલ લોકમાં વ્યાપી ગયું ॥૧૪॥ કેવળ અખિલ લોકમાં વ્યાપી ગયું એટલુજ નહિ કિંતુ એકસાથે ઉદય પામેલા કોટીકોટી સૂર્ય ચદ્ર અગ્નિસમુદાયને પણ સર્વથા પરાભવ કરનારૂં, માટેજ સર્વાતિશાયી પ્રકાશમાન એવું તે તેજ ત્યાંથી વૃદ્ધિ પામતું થકું બ્રહ્મભુવનથકીપણ આગળ પ્રસરતાં અડગોલકનાં અવનિ આદિક અષ્ટ આવરણોમાંપણ ચારેતરફ વ્યાપી ગયું ॥૧૫॥ તે તેજ અગ્નિ આદિકના જેવું જડ નહિ પરતુ સચ્ચિદાનદમય છે. સત્-સકળ કાર્યમાં અનુગત જે સત્તા તે લક્ષણ જેનું છે એવું જે સૂક્ષ્મ રૂપ તેણે સંપન્ન ચિત્-ચિન્મય અને આનંદમય છે. આવું એકલુ તેજજ સર્વતોવ્યાપી તે સમયમાં દેવાદિક સર્વેએ દીઠુ પણ તે સીવાય બીજું કાંઈપણ દીઠું નહિ ( અન્ય શબ્દનું વિવરણ કરેછે ) ઊર્ધ્વલોક અધોલોક અને અંતરાળવર્તી જે કાંઈ છે તેપણ ન દીઠુ. સ્વર્ગલોક અને ભૂલોક ન દીઠા. તેમજ દશ દિશાઓપણ ન દીઠી કિંતુ કેવળ તેજજ જોવામાં આવ્યું ॥૧૬॥ શ્રીકૃષ્ણના ધ્યાનબળથી ( સર્વજ્ઞતાથી ) સર્વેશ્વર શ્રીહરિનું પ્રાકટ્ય પ્રથમથી જાણીને પોતાપોતાની પત્નીઓએ સહિત ભવબ્રહ્માદિ

प्राकट्यमीशस्य विधीश्वराद्या देवास्तदालोक्य विसिस्मिरे ते ॥१७॥ उत्पत्तिनाशस्थितिहेतवोऽपि ब्रह्मादयस्ते च समस्तदेव्यः। सर्वेऽपि तेजःप्रतिरुद्धनेत्रा ज्ञात्वाऽऽगतं तं प्रभुमीडते स्म ॥१८॥ देवा ऊचुः—नमस्तेजस्तेजः ! परममहसेऽस्पृष्टतमसे नमो मायामा-

---

જે દેવતાઓ ધર્મદેવના ભવન સમીપે આવી રહ્યા હતા તે સર્વે પૂર્વે વર્ણવેલું તેજ જોઇને અતિશય વિસ્મય પામ્યા ॥૧૭॥ સૃષ્ટિ, સ્થિતિ અને સંહારમાં સમર્થ એવાપણ ભવબ્રહ્માદિ દેવો તથા સર્વે ઇન્દ્રાદિદેવો અને તેમની સમસ્ત દેવીઓ પૂર્વોક્ત તેજઃપુંજથી આવરિત નેત્રવાળા થવાથી સર્વકારણના કારણ પ્રભુ પરમાત્માને પ્રકટપણાને પામેલા જાણીને સ્તુતિ કરવા લાગ્યા ॥૧૮॥

હે ભગવન્ ! તમો તેજના તેજ છો એટલે સર્વ પ્રકાશક સૂર્યાદિકનાપણ પ્રકાશક છો, 'यस्य भासा सर्वमिदं विभाति' એમ શ્રુતિ કહેછે. તમો પરમ મહસ્ (તેજ) છો, એટલે આપ સર્વપ્રકાશક હોવાથી અક્ષરાદિ અખિલ તેજસ્વીઓથકીપણ ઉત્કૃષ્ટ તેજવાળા છો અર્થાત્ તમારૂં તેજ બીજાં તેજોને પરાભવ કરનાર હોવાથી સર્વોત્તમ છે, 'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः' એમ શ્રુતિ કહેછે. આટેજ આપ સર્વને અભિભવ કરનારા માયાના ગુણથી નહિ સ્પર્શ પામેલા છો 'निर्गुणं निरञ्जनं' 'न यत्र श्रूयते माया लोकसृष्टिविकल्पना' 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' એવી શ્રુતિ સ્મૃતિ છે. એવા આપને નમસ્કાર કરીએ છીએ. વળી માયા—અવિદ્યા અને અમાયા—માયાવિરોધિની વિદ્યા, તેમાં પર—આસક્ત. એટલે અવિદ્યાનિષ્ઠ અને વિદ્યાનિષ્ઠ. અર્થાત્ બુભુક્ષુ મુમુક્ષુ એવા પુરૂષોએ પોતપોતાના અભીષ્ટની સિદ્ધિમાટે ધ્યાન કરવા યોગ્ય છે દિવ્ય મનોહર મૂર્તિ જેમની. અથવા—માયા—માયાની અધિષ્ઠાત્રી સ્વશક્તિ અને માયાથી પર અક્ષરસ્વરૂપ પુરૂષે ધ્યાન કરવા યોગ્ય મૂર્તિ જેમની છે એવા આપને નમસ્કાર છે. તથા ભૂતેભૂતે—પ્રત્યેક વસ્તુમાં વા પ્રત્યેક કાર્યમાં વા પ્રત્યેક પ્રાણીજાતમાં અંતઃપ્રવેશ કરીને સર્વને નિયમન કરો છો એવા આપને પ્રણામ છે, 'अन्तःप्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावापृथिवी विधृते तिष्ठतः' 'एतस्य वा अक्षरस्य प्रशा-

यापरपुरुषसञ्चिन्त्यचपुषे नमो भूतेभूते नियमनविधौ च स्थितवते। नमो भूयोभूयः परमपुरुषानन्तगुण ! ते ॥१९॥ यथैकस्याप्यस्ति प्रकटमिह कुर्या यदि तथा खरोम्णस्तेजस्त्वं तदपि परपुम्भिस्तदपरम्। न किञ्चिद्वीक्ष्येत प्रभव इह किं तर्हि विबुधास्ततो जाताज्जातास्त्रिगुणमतयस्त्वामवसितुम् ॥२०॥ वयं त्वेतत्तेजोमयजलधि-

सने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' ईत्यादि श्रुतिओ छे. तथा तमो अनंतगुण छो एटले तमारा गुणनो अंत नथी, माटेज अनंत नामथी कहेवाओछो 'अनन्तगुणःवाचमनन्तमाहु.' 'यदेकैकगुणप्रान्ते श्रान्ता निगमवन्दिन.' 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' एवी श्रुति स्मृति छे. तथा तमो क्षराक्षर पुरुषथकी विलक्षण होवाथी पुरुषोत्तम छो, 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः' ईत्यादि गीता कहेछे. एवा आपने वारंवार नमस्कार करीए छीए ॥१९॥ हे भगवन्! अनवधिक तेजोराशि तमोने तत्त्वथी निश्चय करवा माटे अमो शा लेखामां छीए? केमके आपना रोमोने मध्ये एकपण रोमनुं जेवुं तेज छे तेवुं जो आ स्थळमां तमो प्रकट करोतो ते तेजथी अभिभूत दृष्टिशक्तिवाळा मायाथकी पर अक्षरात्मा पुरुषोपण तेज सीवाय बीजुं (तेना आश्रयभूत तमारुं स्वरूप) किंचितपण जोवामाटे समर्थ थाय नहि, तो तेमां आपे आरोपित शक्तिवाळा अक्षरात्मा पुरुषथकी थएलो जे प्रधान पुरुष, तेथकी वैराजपुरुषद्वारा थएला, आ लोकमां वर्तता त्रिगुणवशवर्ती ब्रह्मादिक अमो देवताओ पुरुषोत्तम आपने स्वरूप-स्वभाव-गुण-विभूति विगेरेथी यथार्थपणे निश्चयपूर्वक जोवामाटे केम समर्थ थइए? नज थई शकीए ॥२०॥ आ आपना दिव्यतेजरूप समुद्रमां डुबी गएला अंड कटाहनी आभ्यंतर पडेला अर्थात् तमारा तेजरूप समुद्रना एक देशमां बुडी गएला ब्रह्मांडना एक देशमां पडी रहेला अमोतो ते तेजथकी बीजुं कांई पण जोता नथी-पर-दूर रहेलुं वस्तु के अपर-समीपे रहेलुं वस्तु देखता नथी. आत्मीय के अनात्मीय जननेपण जोता नथी. किं बहुना पोताना वपुने

मग्नाण्डपतिता न पश्यामः किञ्चित्परमपरमन्यं न च निजम्। स्वकीयं देहं वा कुत इह तदन्यच्च भुवनं परं तेजस्त्वेकं दृशि गतमिदं भात्यतिघनम् ॥२१॥ न तद्द्रष्टुं शक्ता वयमिदमपारं तव महः पिधाने च स्वेषां नयनयुगलानामपि कृते। तदन्तः पश्यामः प्रचुरतरतेजः खलु हरे! ततः सम्भ्रान्तानां त्वमसि गतिरेका दिविपदाम् ॥२२॥ न जानीमः स्तोतुं परममहसा भ्रान्तमनसस्त्वदीयेनातस्त्वां शरणमुपयाताः किल वयम्। ततस्तेजः स्वीयं सकलमुपसंहृत्य कृपया स्वकीयां मूर्तिं नः पृथुकरुण! सन्दर्शय विभो! ॥२३॥ सुव्रत उवाच—इत्थं स्तुतस्तैः स बभूव दृश्यः कृष्णः स्वयं धर्मवरप्रदाता। तत्रैव तेजस्यपि तेन दृष्ट्या प्रदत्तया भक्तहिताव-

---

પણ દેખતા નથી. આ લોકમાં વર્તતું પૂર્વોક્તથકી બીજું કાંઈપણ જોતા નથી તો જગતને ક્યાંથી દેખીએ? નજ દેખીએ. કેવળ આ અતિ ઘાટું નયનગોચર થએલું એક દિવ્ય તેજજ સર્વત્ર દેખાય છે ॥૨૧॥ હે હરે! આપનું અલૌકિક અનુપમ અપાર આ તેજ આ નેત્રથી જોવા માટે અસમર્થ હોવાથી વ્યથા પામતા અમો અમારાં બે નેત્રને મીંચી જઇએ છીએ. નેત્રને મીંચી જતાં પણ તે આ અતિબહુળ તેજજ અંતર્હૃદયમાં સ્ફુરે છે. માટે આ તેજની સ્ફૂર્તિ નહિ સહન થવાથી અમો ચિત્તમાં વિભ્રાંત થઈ ગયા છીએ. વિભ્રાંત ચિત્તવાળા અમો દેવોને આપ એકજ નિશ્ચે ગતિ-સંકટ નિવર્તનના ઉપાયરૂપ છો ॥૨૨॥ હે વિભો! આ આપના સર્વોત્તમ મહાતેજથી વિભ્રાંત ચિત્તવાળા અમો આપની સ્તુતિ કરવા પણ હમણાં સમર્થ નથી, માટે આપના શરણને પામ્યા છીએ. તો અમારાથી ન જોઇ શકાતું એવું આપનું સમગ્ર તેજ કૃપા કરી ઉપસંહાર કરી, આપની દિવ્ય મનોહર મૂર્તિ અમોને દર્શાવો. આપ કરૂણાનિધિ છો. આશ્રિતનું અર્થિત આપવું એજ કરૂણાનો પૂર્ણ પરિણામ છે ॥૨૩॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! દેવતાઓએ આવી રીતે સ્તુતિ કરેલા સાક્ષાત્ શ્રીકૃષ્ણ જે 'अतोऽहमेव पुत्रत्वं दम्पत्योर्युवयोर्नृप!। प्राप्य' એ રીતે વૃંદાવનમાં ધર્મદેવને વરદાન દેનારા હતા એજ ચોને તેજ તેજોમંડ-

हेन ॥२४॥ तत्त्वात्मतेजः स्वयमात्मनीशः स संहरन् ब्रह्महरादि-देवैः । दृश्यः सुखेनास च सङ्गताभिस्तदङ्गनाभिर्मुनिभिश्च सर्वैः ॥२५॥ गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च याहग्रमते स नित्यम् । तं तादृशं ते ददृशुर्द्विहस्तं निनादयन्तं मुरलीं मुकुन्दम् ॥२६॥ स देवशर्माऽपि सदा स्मरंस्तं भक्तिश्च तस्योपशमे विलोक्य । निजेष्टदेवं सुतभावभाजं सम्प्रापतुर्विस्मयमस्मयौ तौ ॥२७॥ वृन्दावने यादृश आत्मना प्रागाराध्य दृष्टः परिवारयुक्तः । तं तत्र

ળના મધ્યમાં પણ ભક્તોની ઉપર અનુકંપા કરીને સ્વસાક્ષાત્કારમાં સમુચિત દિવ્ય દૃષ્ટિ દેવતાઓને દઈને પછી તેવડે તેમને દશ્ય થયા ॥૨૪॥ દશ્ય થયાનો પ્રકાર કહેછે—તે આ સર્વેશ્વર સ્વયં શ્રીકૃષ્ણ પોતાના ન જોઈ શકાય એવા તેજઃપુંજને સ્વસ્વરૂપમાં ઉપસંહાર કરીને, ભવ બ્રહ્માદિ દેવો, સાથે આવેલી તેમની અંગનાઓ અને બ્રહ્માદિકની સાથે ત્યાં આવેલા સર્વ મુનિઓને મુખેથી દશ્ય થયા અર્થાત્ સર્વેને પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા ॥૨૫॥ અપ્રાકૃત દેશવિશેષ ગોલોકની અંદર વર્તનારા દિવ્ય અનંત—અપાર અક્ષર ધામમાં જેવા રૂપથી શ્રીકૃષ્ણ સદાકાળ નિત્યમુક્તોએ અનુસેવ્યા થકા આનંદથી નિત્યમુક્તોની સાથે ક્રીડા કરે છે તેવાજ રૂપવાળા, વંશીને મધુર સ્વરથી વજાડતા, દ્વિભુજ, મુકુંદ, શ્રીકૃષ્ણને બ્રહ્માદિકોએ જોયા ॥૨૬॥ હે રાજન્ ! શ્રીકૃષ્ણનું સદાકાળ સ્મરણ કર્યા કરતા દેવશર્મા (ધર્મ) અને એમની ભાર્યા ભક્તિ પણ દેવોની પ્રાર્થનાથી ભગવાને તેજનો ઉપસંહાર કર્યો એટલે એવા દિવ્યદેહવાળા, પોતાના પુત્રભાવથી પ્રાદુર્ભાવ પામેલા, એજ સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણને પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને બહુ આશ્ચર્યને પામ્યાં. તે વખતે તેમને ગર્વ આવ્યો નહિ, ઐશ્વર્યનો લાભ થતાં ગર્વનો પ્રસંગ છે. સર્વેશ્વર ભગવાનનો પોતાના પુત્રપણે લાભ થયો પણ એમને ગર્વ આવ્યો નહિ, અર્થાત્ બન્ને વિનયાવનતજ થયાં ॥૨૭॥ વળી વૃંદાવનમાં પોતે પૂર્વે કરેલા સમારાધનથી પ્રસન્ન થએલા પ્રત્યક્ષ ભગવાન્ જેવા સ્વરૂપથી અને જેવા રાધારમાદિ પરિવારથી જોયા હતા તેવાને તેવાજ રૂપ પરિવારવાળા શ્રીકૃષ્ણને તે સમયમાં સાક્ષાત્ જોઈને 'વૃંદાવનમાં પ્રત્યક્ષ નિરીક્ષણ કરેલા

तौ तादृशमेव दृष्ट्वा निश्चिक्यतु कृष्ण इति स्वचित्ते ॥२८॥ अथ देवा विदित्वा त साक्षाच्छ्रीपुरुषोत्तमम् । प्रादुर्भूतं सतः पातुं धर्मं चासुरसर्गत ॥२९॥ प्रणम्य दण्डवद्भक्त्या बद्धाञ्जलिपुटा नृप ! । विनयेनोपसङ्गम्य तुष्टुवुर्जगदीश्वरम् ॥३०॥ देवा ऊचु — स्वामिन् ! भक्त्या भक्तजनातिप्रियमाद्यं मायातीतं मङ्गलरूपं जगदीशम् । आविर्भूतं धर्मगृहे त्वां प्रणमाम कृष्णं साक्षादासुरसर्गक्षयहेतुम् ॥३१॥ सर्गस्यादौ शुद्धपुमांस्त्वं निजमायां पश्यस्येकश्चागणिताण्डोद्भवदृष्ट्या । उत्पद्यन्ते ह्याण्डसमूहाश्च सहेशास्त-

---

શ્રીકૃષ્ણજ આ ભગવાન્ છે' એવો ચિત્તમા દૃઢ નિશ્ચય કરીને અન્ને દપતી પરમાનદને પામ્યા ॥૨૮॥ હે નૃપ ! તે પછી સાધુ પુરૂષો અને સદ્ધર્મનુ આસુર સઘથી સરક્ષણ કરવા માટે પ્રાદુર્ભાવ પામેલા, ભક્તિધર્મના પુત્રને ભવ બ્રહ્માદિ દેવો 'આ પ્રત્યક્ષ જગદીશ્વર પુરૂષોત્તમ છે' એવો વિનિશ્ચય કરીને તત્કાળ દડવત્ પ્રણામ કરીને બે હાથ જોડીને વિનયથી નજીકમા આવીને ભક્તિથી સ્તુતિ કરવા લાગ્યા ॥૨૯-૩૦॥

દેવતાઓ બોલ્યા—હે સ્વામિન્ ! સ્વામિત્વ આપનુ અસાધારણ છે 'पतिं विश्वस्यात्मेश्वर' 'आत्मदास्य हरे स्वाम्य' 'स्वामित्व ब्रह्मणि स्थित' 'एक एव हरि स्वामिदान्द्वयाच्चोऽस्ति सर्वथा' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ કહે છે ચેતનાચેતનરૂપ સર્વ જગતના ઇશ્વર, સર્વના પણ આદ્ય, ( સર્વ કારણના કારણ ) માયાતીત અને મગળરૂપ, ( સકળ હેયવિરોધિ અને કલ્યાણૈકસ્વરૂપ ) ભક્તો અને તેના અનુબધી જનોને પ્રિય તથા ભક્તો અને તેના અનુબધી જનો જેમને અતિ પ્રિય છે, આસુરસર્ગના સહાર માટે ધર્મદેવના ભવનમા પ્રકટ થએલા, એવા આપ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણને અમે સર્વે દેવતાઓ કાય વાણી અને મનથી પ્રણામ કરીએ છીએ ॥૩૧॥ હે નાથ ! જગત્સૃષ્ટિના આદિભાગમા તમો એક-અવિભક્ત ચિદચિદ્રૂપ હોવાથી એક જ છો તેજ તમો 'एकोऽहं बहु स्या' એવો સકલ્પ કરીને શુદ્ધ પુમાન્- પ્રાકૃત ગુણક્ષોભે રહિત અક્ષરપુરૂષરૂપે થઇને, નિજમાયા-જગત્સૃષ્ટિમા પોતાના ઉપકરણભૂત વિચિત્ર કાર્ય કરનારી ત્રિગુણાત્મિકા શક્તિને જ્યારે

स्याः सर्वे नाथ ! ततस्त्वं जगदीशः ॥३२॥ त्वत्तो जाताश्चागणिताण्डाश्रयभूता नारासंज्ञामापुरिह्यापो ह्यत एव । स त्वं विश्वाधार इदानीं नरनाख्यं धर्तां नाथ ! स्वाश्रितजीवावनहेतोः ॥३३॥ नारास्वादौ तासु च शिष्ये पुरुषो यः ख्यातो वेदे तेन हि नारायणनामा । देवः सोऽङ्गं देव ! तवैवादिमपुंसो दृष्ट्वा साक्षात्सम्प्रति तं त्वां मुदिताः स्मः ॥३४॥ एकैकाण्डे त्वं खलु सङ्कर्षणसंज्ञः शेषो भूत्वा शीर्ष्णि दधास्येव यथाऽणुम् । नानासिद्धै-

જુવો છો એટલે 'દ્વારભૂત આ માયાથી પ્રધાનપુરૂષે સહિત અગણિત અંડસમુદાય ઉત્પન્ન થાઓ' એવો સંકલ્પ કરોછો, ત્યારે એવા સંકલ્પબળથી હજારોહજાર અડસમૂહો ઉત્પન્ન થાય છે. માટે આપ એકજ અખિલ જગતના ઈશ છો ॥૩૨॥ હે ઈશ! આપ અખિલ જગતના પ્રથમ આશ્રય છો. કેમકે અગણિત અંડના આશ્રય-કારણભૂત આપો ( જળો ) નરાત્મા અથવા નરસંજ્ઞિક આપના થકી ઉત્પન્ન થએલી છે, માટેજ તે-જળો નારા એવા નામને પામી છે. માટે વિશ્વના આધાર-પ્રથમ કારણભૂત એવાપણ પુરૂષોત્તમ તમો હાલમાં પોતાના આશ્રિત જનોના રક્ષણરૂપ એક પ્રયોજન માટે આ ભૂમિ ઉપર નૃનાખ્યને ધારણ કરોછો 'नराज्जातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः' એવી સ્મૃતિ છે. ॥૩૩॥ અંડસૃષ્ટિથકી પ્રથમ જે નારો ( નરથકી થએલાં જળો ) હતાં તેમાં જે પુરૂષ શયન કરેછે તે પુરૂષ તે કારણથી નારાયણ નામથી વેદમાં વિખ્યાત છે 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः' એવી સ્મૃતિ છે. હે દેવ! તે દેવપણ આદિપુરૂષ સર્વતનુ સર્વાન્તર્યામી આપનું અંગ-અવયવભૂત છે એટલે તમારા સંકલ્પના એક દેશને આધીન સ્થિતિવાળા છે. અથવા-અંતર્યામી આપજ એની અંદર અનુપ્રવેશ કરીને નિયમન કરોછો માટે આપનાજ અંગભૂત-શરીરભૂત છે, એવા આપનાં પ્રત્યક્ષ દર્શન પામીને આજ અમો સમધિક સુખસાગરમાં સંમગ્ન થયા છીએ ॥૩૪॥ હે ઈશ! તમોજ ચાર વ્યૂહની અંદરના સંકર્ષણરૂપે અવતરોછો. પછી સંકર્ષણ સંજ્ઞા પામેલા આપ અનંત શેષનાગરૂપે થઇને એક એક અંડ-

नागगणेन्द्रैश्च परीत. पातालस्थो बोधयसीशात्मगतिं च ॥३५॥ नित्यं भास्वन्मण्डलमध्येऽम्बुजसंस्थस्तेजोमूर्तिः कर्मकृता त्वं कृतिसाक्षी । अर्चिर्मार्गाधिष्ठितदेवैश्च नियन्ता मुक्तानां वै ब्रह्मगतिं प्रापयिताऽसि ॥३६॥ भक्त्या नित्यं संसृतिबन्धात्त्वविमुक्तये योगिध्यातं द्वादशपत्रे हृदयाब्जे । तेषामन्तर्ध्वान्तहरं यन्नखकान्त्या तत्पादाम्भोजं तव वन्दामह ईश ! ॥३७॥ सुव्रत उवाच—देवाद्य इति स्तुत्वा तं प्रणम्याथ दूरतः । स्थित्वा तद्दर्शनं चक्रु. प्रसन्न-

---

ગોલકને હજાર મસ્તકમાથી એકજ મસ્તકવડે અપુ સરસવનેજ જેમ એમ અનાયાસથી ધારણ કરોછો વળી સનકાદિક અનેક સિદ્ધો, (આત્મનિષ્ઠો) તથા વાસુકિ વિગેરે અનેક નાગેન્દ્રોએ પ્રેમથી સેવ્યા થકા પાતાળમા રહીને સ્વસ્વરૂપનુ તથા ઉપાયનુ યથાર્થ જ્ઞાન સનકાદિકને આપોછો ॥૩૫॥ સદૈવ સૂર્યમડળની મધ્યભાગમા રહેલા કમળાસન ઉપર નિરાજમાન, દિવ્ય તેજોમય મૂર્તિ જેની છે અર્થાત્ હિરણ્યમય પુરૂષ એવા તમો સર્વેના શુભાશુભ કર્મના સાક્ષી છો 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते' એવી શ્રુતિ છે તથા 'परो रजः सवितुर्जातवेदः' એમ ભાગવતમા છે વળી આતિવાહિક દેવતાઓના એક નિયામક એવા આપના જે અનન્ય ભક્તો છે તેમને અર્ચિરાદિ માર્ગવડે તેતે માર્ગના અવિષ્ઠાતા તેતે દેવો જે આપની આજ્ઞાને વશ વર્તનારા છે તેમની પાસે બ્રહ્મધામ પહોચાડાઓ છો આ અર્થ 'आतिवाहिकास्तल्लिङ्गात्' આ સૂત્રના રામાનુજભાષ્યમા સ્પષ્ટ છે ॥૩૬॥ હે ઈશ ! સસાર બધનની નિવૃત્તિ પૂર્વક આપના પદની પ્રાપ્તિ માટે જે આપનુ ચરણારવિંદ દ્વાદશ દળના પોતાના હૃદયારવિંદમા ધારીને નિરતર ભક્તિથી ધ્યાન કરતા મુમુક્ષુ યોગિઓના અતરમા રહેલુ અજ્ઞાનરૂપ અધકારને નખમણિની કાતિથી તત્કાળ નિરાકરણ કરેછે આપના આવા ચરણારવિંદને અમો વદના કરીએ છીએ ॥૩૭॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! સર્વે દેવતાઓ આ પ્રકારે ભગવાનની સ્તુતિ કરીને સાષ્ટાગ પ્રણામ કરીને, પછીથી ત્યાથી લગાર ખસીને અતિ દૂર નહિ રહીને ભગવાનનો સાક્ષાત્ અનુભવ થવાથી થએલા હર્ષાતિશયથી

वदनेक्षणा. ॥३८॥ सोऽथ विप्र: सभार्यस्तं वृन्दावनविहारिणम्। सत्यप्रतिज्ञं तुष्टाव बद्धाञ्जलिपुट: सुधी ॥३९॥ देवशर्मोवाच—जय मुरलीधराच्युत! मुकुन्द! दयाम्बुनिधे! निजशरणागताखिल समीप्सितदानपटो!। सकलगुणैकधाम सदयेक्षण! विश्वपते!

---

પ્રસન્ન વદન નયનવાળા થઈને ભગવાનના દર્શન કરવા લાગ્યા ॥૩૮॥ તે પછી સુધી–ભગવાનમા અનન્ય પ્રેમબંધનથી શોભન બુદ્ધિવાળા હરિપ્રસાદ વિપ્રપણ પત્ની પ્રેમવતી સાથે બે હાથ જોડીને, સત્યપ્રતિજ્ઞા (પોતાના પુત્રરૂપે પ્રકટવારૂપ)વાળા એટલે વરદાનને અનુસારે અવતાર ધારણ કરનારા વૃંદાવનવિહારરસિક શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા ॥૩૯॥

દેવશર્મા દશ શ્લોકથી સ્તુતિ કરે છે—હે વિશ્વપતે–આપ વિશ્વના પતિ–સ્વામી છો 'पतिं विश्वस्य' 'एष सर्वाधिपति' 'पतिं पतीना परम' 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश' એવી શ્રુતિ છે એવા આપ જય પામો આપનો જય તો સ્વત સિદ્ધ છે પણ દાસવૃત્તિને અનુરૂપ હોવાથી હુ આપનો જય ઇચ્છુછુ, માટેજ જયકથનપૂર્વક સ્તુતિનો ઉપક્રમ કર્યોછે હે મુરલીધર!–(વશીને વજાવનારા) આનદમય આપનુ આનદના પ્રવાહરૂપ જે વશીવાદન છે તે અનન્યસામાન્ય આનદ આપનારૂ હોઇને બીજા સર્વથકી વિલક્ષણ જે આનદમય સ્વસ્વરૂપ છે તેનેપણ સૂચવનારૂ છે માટેજ શખચક્રગદાધર વિગેરે વિશેષણોની અપેક્ષાએ આ વિશેષણ વિશેષ રસમય છે હે અચ્યુત!–આનદમય આત્મસ્વરૂપથી ક્યારેય પણ પ્રચ્યુતિ પામતા નથી તેમજ ભક્તોને એવા આનદથકી પ્રચ્યુતિ (ભ્રષ્ટ) કરતા નથી 'शाश्वत शिवमच्युत' 'यस्मात्र च्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा' 'सत्त्वात्र च्युतपूर्वोऽह सत्त्व वै विद्धि मत्कृत' એવી શ્રુતિ સ્મૃતિ છે, સત્ત્વ એટલે આશ્રિતસરક્ષણનો વ્યવસાય હે મુકુંદ–માટેજ તમોજ મોક્ષ આપનારા છો આનદમયની પ્રાપ્તિથકી બીજો મોક્ષ નથી 'एष ह्येव आनन्दयाति' એમ શ્રુતિ કહેછે હે દયાંબુનિધે!–આવો નિરવધિક આનદલક્ષણ મોક્ષ અનાદિ વિપરીત વાસનાથી વિમોહિત થએલા, અવળા આચરણ કરનારા, અસખ્યાત પુણ્યપાપના સચયવાળા, ત્રિવિધતાપથી તપી ગએલા એવા

तव पदपङ्कजद्वयमहं प्रणमामि हरे! ॥४०॥ भवभयमुक्तये हृदि विचिन्त्यमशेषजनैर्निजजनकष्टसंछिदमतीव पवित्रमिदम्। परिणुतमब्जजादिभिरमर्त्यगणैः सततं हृदि विदधे महापुरुष! तेऽङ्घ्रिसरोजयुगम् ॥४१॥ जितमरुदिन्द्रियैरमलहृत्कमलेऽर्कशतद्यु-

જનોને એકવાર શરણાગતિમાત્રથી કેવળ કૃપા કરીને પમાડો છો. હે **નિજશરણાગતાખિલસમીપ્સિતદાનપટો!**–નિજશરણાગતોને કેવળ મોક્ષ આપો છો એટલુંજ નહિ પણ જેને જે ઇચ્છે તેને તે આપો છો. જે તમોને કોઈ ગુણવાસનાવાસિત ચિત્ત હોવાથી પુત્રાદિ ભાવથી પામવાને ઇચ્છે અથવા બીજું કાંઈ ઇચ્છે તેને પણ પોતાનું પારમ્ય (સર્વોપરીપણું) નહિ ગણીને આપો છે 'यथा कल्पद्रुमात्सर्वं प्राप्यते मानसेप्सितम्। तथा संप्राप्यते विष्णोरपि स्यादुर्लभं द्विज' 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं' એમ સ્મૃતિ કહેછે. હે સકળગુણૈકધામ–તમારા ગુણોને વિવેચન કરીને કોણ કહેવા શક્ત થાય? તમારે વિષે જે ન હોય એવો એકપણ ગુણ ગણનામાં નથી આટલુંજ કહી શકાય 'समस्तकल्याणगुणात्मकोऽसौ' 'यथा रत्नानि जलधेरसङ्ख्येयानि पुत्रक!। तथा गुणा ह्यनन्तस्याप्यसङ्ख्येया महात्मनः' એવી સ્મૃતિ છે. હે સદયેક્ષણ–આશ્રિતોએ સમાશ્રયણ કરવામાં ઉપયોગી તમારૂં જે પ્રેમગર્ભિત દયાર્દ્રદૃષ્ટિથી અવલોકન છે તે અખિલ અપરાધિઓને પણ સ્નેહોન્મુખ કરાવે છે અર્થાત્ અપરાધિઓ પણ આશ્રય કરેછે–હે હરે!–સર્વનાં દુખ હરનારા 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः' એવી સ્મૃતિ છે. એવા આપના ચરણકમળયુગળને પૃથ્વી ઉપર પડીને આપનુંજ એક શરણ જેને છે અને આપજ એક જીવન જેને છે એવો હું ધર્મદેવ પ્રણામ કરૂંછું ॥૪૦॥ હે મહાપુરુષ! **અશેષજનૈઃ**–જન્મધારી સર્વ કોઇએ તથા બ્રહ્માદિકોએ પણ જનનમરણરૂપ સસારભયથકી વિમુક્તિ મેળવવા હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય, આશ્રિતોની અખિલ આપદાઓને અપહરનારૂં, અત્યંત પવિત્ર એટલે આશ્રિતોના પાપપુંજને નાશ કરવામાં સમર્થ, ભવ બ્રહ્માદિ અમરસમૂહોએ સદાય સ્તુતિ કરેલું એવું આપનું જે આ ચરણક-

तिनपमण्डलं दृशिधृतं निजयोगिजनैः । स्तुतमनिशं पदक्रमप-डङ्गयुतैर्निगमैः शरणमुपागतोऽस्मि तव तत्पदपद्ममिदम् ॥४२॥ विबुधवरैरपि प्रबलबुद्धिबलेन निजं दुरधिगमं स्वरूपमिति चा-त्तनरादितनुः । स्वयमथवाऽपरोक्षनिजवित्तिसदात्मतया ह्यवगम-

---

મળયુગળ છે તેને હું હૃદયમા નિરતર ચિંતવન કરૂછુ ॥૪૧॥ પ્રાણાયામ નિષ્ઠાથી પ્રાણુ જેમણે જીત્યો છે, માટેજ ઇન્દ્રિયોપણ જેમણે જીતી છે અને આપને વિષે ભક્તિયોગ કરનારા એવા જનોએ રાગદ્વેષાદિ મળે રહિત એવા હૃદયકમળમા ધ્યાન કરેલુ તથા દષ્ટિમા ધ્યાન કરેલુ (હૃદયકમળ જેમ ધ્યાનનુ સ્થાન છે તેમ નેત્રપણ છે એમ 'य एषोऽक्षिणि पुरुषो दृश्यते' આ શ્રુતિ કહે છે આથી ઉપાસકનો ભેદ જણાય છે દહરવિદ્યાદિભેદથી વિદ્યાભેદ શ્રુતિમા કહ્યો છે) અથવા હૃદયકમળમાં દૃષ્ટિ-અતર્દષ્ટિથી સાક્ષાત્ કરેલુ, તથા છો અગે સહિત તથા પદવિભાગ અને ક્રમવિભાગ જે અધ્યેતાના અધ્યયનક્રમમાં આવે છે, તેણે સહિત એવા વેદોએ અહર્નિશ સ્તુતિ કરેલુ, એકકાળે ઉદય પામેલા અનેક સૂર્યના કિરણોના જેવી કાતિવાળા દિવ્ય નખમડળે યુક્ત, સાક્ષાત્ લેએલા એવા તે ચરણારવિંદના શરણને હું પામ્યોછુ ॥૪૨॥ હે ઈશ ! અક્ષરધામાધિપતિ એવાપણ આપનો પૃથ્વી ઉપર આદુર્ભાવતો સ્વસ્વરૂપનો પ્રકાશ કરી સમગ્ર ચેતનોના સમુજ્જીવન સારૂજ છે-આપનુ સ્વરૂપ પ્રબળ બુદ્ધિબળવાળા વિબુધવર ભવબ્રહ્માદિકોએપણ દુરવબોધ છે માટે આપનુ સ્વરૂપ યથાર્થ જાણીને ઉપદેશ આપે એવો એકપણ નથી, માટે આપજ નરાદિતનુઓ ધારીને સુકૃતાતિશયે સપન્ન એવા કેટલાકને સ્વય 'હું આવો છુ' એરીતે સ્વસ્વરૂપનો અવબોધ આપો છો કેટલાકનેતો આપના પ્રત્યક્ષ જ્ઞાનવાળા સત્પુરૂષોમાં રહીને તે દ્વારાએ આપના સ્વરૂપનો અવબોધ આપો છો માટે આપ એકજ જગતના સદ્ગુરૂ છો એટલે સ્વ સ્વરૂપનો યથાર્થ બોધ આપીને સમુજ્જીવનમાં હેતુભૂત ગુરૂ છો અર્થાત્ આપ અને આપના સ્વરૂપના સાક્ષાત્ જ્ઞાનવાળા સાધુજનોના સમાગમ વિના બીજાના સગથી ક્યારેયપણ આપના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય નહિ ' 'चराचरगुरुं हरिं' 'पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरी-

यंस्तदीश ! जगतोऽसि सदेकगुरुः ॥४३॥ असुभृदनादिवन्धनभिदाप्रभुता तव वै प्रभुरसि तत्त्वमेव जनताश्रयणीयतरः । त्वदुपकृतिं न कोऽपि भवति प्रतिकर्तुमलं समुपगतोऽस्म्यतोऽत्र भवदङ्घ्रिमहं शरणम् ॥४४॥ देवास्तद्गुरवो नरास्तदधिपाश्चान्येऽपि येऽधीश्वराः सर्वे कोटितमांशतुल्यमपि ते देव ! प्रसादस्य वै । दातुं न प्रभवन्ति किञ्चन फलं तस्मादहं त्वीश ! ते प्राप्तः पादस-

---

ताn' એવી સ્મૃતિ છે ॥૪૩॥ પ્રાણધારીઓના જે આ અનાદિ કર્મબંધનો છે તેના ભેદનમા આપજ પ્રભુ-સમર્થ છો માટે જનનમરણના ભયથી ભીતભીત થયેલા જન્મધારીમાત્રે પ્રભુ આપ એકજ અત્યંત આશ્રય કરવાયોગ્ય છો તમો તેતે અર્થો અર્થિઓને આપીને તેતે અર્થિઓનો ઉપકાર કરો છો તે અર્થિઓએ પ્રાર્થનાથકી અધિક કાઇપિણ સાધન સાધેલુ નથી કેમકે તેઓતો અકિંચન છે જે કોઈ કર્માદિસાધન કોટીમા અભિમતિથી પ્રવર્તેછે તેઓપણ સાધનાશમા તો ભ્રાંતજ છે, ફળમા અમા સાધન તો તમોજ છો. 'यो विदधाति कामान्' 'फलमत उपपत्तेः' 'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्' એવી શ્રુતિ સ્મૃતિ સૂત્ર છે તમોતો કર્માદિકને સ્વપ્રસાદમા મિષ કરીને પ્રસન્ન થઇને ફળ આપોછો, માટે કર્માદિકમા નિષ્ઠાવાળાઓનેપણ આપજ ઉપકાર કરોછો આપે કરેલા ઉપકારનો બદલો વાળવા કોઇપિણ સમર્થ થતો નથી આપ પરિપૂર્ણ છો. એટલે આપનેવિષે કશો અતિશય કોઈ કરી શકતો નથી સાધનની અપેક્ષા વિના અર્થિઓને અપેક્ષિત અર્થો આપનારા મહાઉદારને કોઈની પણ અપેક્ષા નથી માટે આ લોકમા ઉદાર અને સર્વ સમાશ્રયણીય એવા આપના ચરણના શરણને હુ પામ્યોછુ અર્થાત્ શરણાગત થઈ કાય વાણી મનથી આપને યથાશક્તિ ભજુછુ, માટે મેં કરેલુ આપનુ ભજનજ મારા ઋણે રહિતપણામાટે (બદલામાટે) થાઓ ॥૪૪॥ હે દેવ ! હે ઇશ ! આપના પ્રસાદના કોટિમા ભાગથી જે ફળની લબ્ધિ થાય છે તેટલુ ફળપણ દેવતાઓ, તેમના ગુરૂઓ, તેમના અધિપતિ ઇન્દ્રાદિકો અને બીજા અધીશ્વર બ્રહ્માદિકો, આ સર્વેપણ આપવામાટે સમર્થ થતા

रोजसिद्गफलद नि शेषदु खापहम् ॥४५॥ यावन्नेव पदाम्बुजं श्रयति ते भक्त्या सुरेशोऽपि वा तावत्कालभयं न नश्यति हरे! कुत्रापि कस्यापि वा । ज्ञात्वेत्थं परिहृत्य दु खनिभृतामन्यां दुराशा धिया यस्त्वत्पादसरोजमेव सततं सेवेत धन्य. स हि ॥४६॥ ब्रह्माण्डकोटिप्रभवादिहेतुस्त्वं कारणानामपि कारणं

નથી, તો નરો, તેના ગુરૂઓ અને તેના અધિપતિઓ સમર્થ ન થાય એમા કહેવુજ શુ? માટે તે સર્વેનો પરિત્યાગ કરીને હુતો આપના સમગ્ર સંકટને સહરનારા અને અખિલ અભીષ્ટ અર્થને આપનારા પાદપદ્મને પામ્યોછુ આપે મહા અનુગ્રહપણુ કર્યો છે માટે મારા અહો! ભાગ્ય છે ॥૪૫॥ હે હરે! જે ઈન્દ્રપદાદિ સબન્ધિ ફળ છે તે નશ્વર છે, કેમકે ઈન્દ્રાદિ દેવોપણ કાળને વશ વર્તનારા છે આપની અનન્ય ભક્તિ વિના કાળનો ભય કોઈપણ સ્થળમા કોઈનેપણ નિવૃત્ત થતો નથી, (કિંતુ કેવળ આપના પદકમળના આશ્રય થીજ નિવૃત્ત થાય છે) માટે જે પુરૂષ વિવેકવાળી મતિથી બ્રહ્મલોકસુધીના પદની અલ્પાસ્થિરતા સારી રીતે નિશ્ચય કરીને દુ ખબહુળ તેતે બીજી દુરાશાનો ત્યાગ કરીને આપના પાદપદ્મને સદાય સેવે તેજ ધન્ય-કૃતાર્થ એટલે કાળભયનો ત્યાગ કરી આપનો પાર્ષદ થાય છે માટે કૃતાર્થથકીપણ અધિક કૃતાર્થ થાય છે 'नान्यत्र मद्भगवत प्रधानपुरुषेश्वरात् । आत्मन सर्वभूतानां भय तीव्र निवर्तते ॥' 'वर वृणीष्व भद्र ते ऋते कैवल्यमद्य न । एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्यय ॥' એમ ભાગવતમા કહ્યુ છે ॥૪૬॥ જે આ કાર્ય બ્રહ્માડ છે એવા અનેક કોટી બ્રહ્માડની ઉત્પત્ત્યાદિકના કારણ આપજ છો. પ્રકૃતિ મહદાદિ જે કારણો છે તેનાપણ કારણ આપજ છો. અર્થાત્ વ્યષ્ટિસૃષ્ટિ અને સમષ્ટિસૃષ્ટિના કારણ છો. 'स कारण करणाधिपाधिप' એવી શ્રુતિ છે આ સર્વ સૃજ્યના આશ્રય-આધાર એટલે આત્માપણે અનુપ્રવેશ કરીને આધારભૂત તમોજ છો. 'आत्माधारोऽखिलाश्रय' એમ શ્રીભાગવત કહેછે માટે આપજ સર્વના પતિ-સ્વામી છો. 'पति विश्वस्य' 'सर्वस्याधिपति सर्वमिद प्रशास्ति' 'एष भूतपति एष भूतपाल' એવી શ્રુતિ છે અને વૃદાવનમા દિવ્ય સ્વરૂપ પ્રકટ કરીને મને દર્શન દેનારા

हि । सर्वाश्रयः सर्वपतिस्त्वमेव वरप्रदाता मम कृष्ण एव ॥४७॥ धृत्वावतारान् बहुशस्त्वमेव युगे युगे पासि च धर्मसेतून् । रक्षन् सतो हंसि च धर्महन्तृन् ज्ञानं स्वरूपस्य तनोषि चेश ! ॥४८॥ स साम्प्रतं त्वं कलिना विवृद्धमधर्मसर्गं गुरुभूपसंस्थम् । निरस्य पातुं स्वपदोपसन्नान् गृहे मदीयेऽत्र बभूविथाविः ॥४९॥ सुव्रत उवाच—इति स्तुतो विप्रवरेण कृष्णो मानुष्यनाट्यं बहुधा विधित्सुः । उवाच तं प्रेमरसार्द्रभावं भक्तप्रियः सर्वहितावतारः ॥५०॥ श्रीभगवानुवाच—त्वं साक्षाद्धर्मदेवोऽभूः पूर्वसर्गे द्विजोत्तम ! । इयं च मूर्तिस्त्वत्पत्नी त्वामेवानुमता सदा

---

જે શ્રીકૃષ્ણ છે તે તમોજ છો ॥૪૭॥ હે ઈશ ! ધર્મનો અભિભવ થતાં અને અધર્મનો ઉદ્‌ભવ થતાં આપજ યુગયુગમાં તેતે અનેક અવતારોને ધારણ કરીને, સાધુઓના સંરક્ષણસારૂ ધર્મદ્રોહીઓનો નાશ કરીને, ધર્મમર્યાદાને દૃઢ કરોછો અને સ્વચરણસમાશ્રિતોને સ્વાત્મસ્વરૂપનું જ્ઞાન આપો છો ॥ તે તમો હાલમાં તો કળિબળથી વૃદ્ધિ પામતો અને અસુર ગુરૂરાજાઓમાં રહેલો વિશેષ વૃદ્ધિ પામતો એવો જે અધર્મસર્ગ છે તેનો વિનાશ કરીને ધર્મનુંજ એક અવલંબન જેમને છે અને સ્વચરણશરણને પામેલા એવાઓનું રક્ષણ કરવા આ મારા મંદિરમાં પ્રાદુર્ભાવ પામ્યા છો ॥૪૮-૪૯॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! વિપ્રવર્ય હરિપ્રસાદશર્માએ આ પ્રકારે સ્તુતિ કરેલા, ભક્તોને અતિપ્રિય અને ભક્તો જેમને અતિપ્રિય છે, સર્વેના હિત અર્થે અવતરેલા, અવતરણને અનુરૂપ મનુષ્યનાટ્યને બહુધા કરવા ઈચ્છતા તે ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રેમરસ પોતામાં પરમ ભક્તિથી ભીના ભાવવાળા ધર્મદેવપ્રત્યે એમ બોલ્યા. અથવા ભક્તોઉપર પ્રેમરસથી ભીના ભાવથી બોલ્યા એવો અન્વય કરવો, આશ્રિતો ઉપર ભગવાનને પ્રેમરસ અત્યધિક હોય છે 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः । ज्ञानी त्वात्मैव मे मतं' એમ ગીતામાં કહ્યુ છે ॥૫૦॥ પોતાના પ્રાદુર્ભાવનું નિમિત્ત સ્મરણ કરાવાપૂર્વક ભગવાન્ કહેછે—હે દ્વિજોત્તમ ! તમો પૂર્વ જન્મમાં સાક્ષાત્ ધર્મ એવા દેવ ( ધર્મપ્રજાપતિ ) હતા, આ પ્રેમવતી તમોનેજ નિર-

॥५१॥ दुर्वाससो मुनेः शापात्प्राप्तौ मानुष्यमत्र वै । उपद्रुतौ मुहु-
र्दुष्टैः कल्यधर्माश्रितैर्नृभिः ॥५२॥ स्वधर्मस्थावुभौ लोके भ्रमन्तौ
तीर्थभूमिषु । सम्प्राप्तौ वैष्णवीं दीक्षामुद्धवान्मदुपाश्रितात् ॥५३॥
वृन्दावनमुपेत्याथ विष्णुयागेन भूयसा । मदाराधनमव्यग्रौ कु-
र्वाते स्वैकचेतसौ ॥५४॥ वैरिदारिद्र्यातिपीडाविच्छेदं चात्मरक्ष
णम् । अभीप्सन्तौ मत्त एव निश्छद्मसकलक्रियौ ॥५५॥ जिताहारौ
मिताहारौ ब्रह्मचर्यदृढस्थिती । जितनिद्रावेकभावौ मामाराधयतं
युवाम् ॥५६॥ दृष्ट्वा वां तपसा कार्श्यं भावं च दृढमात्मनि । काले-
नाल्पेन तुष्टोऽहमीदृग्रूपमदर्शयम् ॥५७॥ ततः प्रसन्नेन मया वरो

---

तर अनुसरेली तमारी पत्नी मूर्ति हती ॥५१॥ तमो बन्ने दुर्वासाऋषिना
शापथी आ लोकमा मनुष्यभावने पाम्या छो कळिबळथी वृद्धि पामेला,
अधर्मनेज एक आश्रय करी रहेला, स्वभावथीज दुष्ट एवा असुरनरोए
वारवार पीडा पमाडेला तथापि स्वधर्मनो नहि त्याग करीने भूलोकमा
तीर्थक्षेत्रभूमिमा भमता भमता माराज एक आश्रयवाळा उद्धवावतार
श्रीरामानंदमुनिथकी वैष्णवी दीक्षा पामीने, पछीथी वृंदावनमा आवीने
अव्यग्र मनवाळा थई एक मारे विषेज चित्त चोटाडीने महाविष्णुयागथी
मारू आराधन करवा प्रवर्तता, निष्कपट निष्काम कर्म करवा पूर्वक आहार
जीतीने ( आहार न करे तोपण अतरमा नहि ग्लानि पामीने ) मिता-
हारी थइने गृहस्थोचित ब्रह्मचर्यमा दृढ स्थितिवाळा थइने निद्रा-तमो
गुणने जीतीने अथवा निद्राने स्वाधीन करीने एक मारे विषेज भाव रा
खीने, माराथकीज वैरीकृत दारिद्र्यनी अति व्यथा विगेरे समग्र विरोधिनो
विच्छेद अने पोताना रिपुओथकी परिरक्षण पामवाने इच्छता थका तमो
दपतीए मारू प्रेमथी आराधन कर्युं हतु ॥५२-५६॥ एरीते अनन्यभावथी
मारू आराधन करता तमो दपतीनु तपश्चर्याथी थएलु शरीरनु अतिकृश-
पणु अने परमात्मा मारेविषे दृढ भाव जोइने अल्पकाळमाज प्रसन्न थइने
हालमा जेवा जुओ छो एवाज रूपथी प्रकट थइने तमारा नयनगोचर
थयो हतो ॥५७॥ हे विप्र ! त्यार पछी प्रसन्न थएला में तमोने 'पुत्र-

दत्तस्त्वदीप्सितः । प्रोक्तं च विप्र! ते रक्षां कर्ता भूत्वा सुत-
स्त्विति ॥५८॥ अन्तर्हितस्ततोऽभूवं त्वं च स्वगृहमागतः । तत
आरभ्य ते वैरिभीतिर्नष्टा च दीनता ॥५९॥ एतत्स्मृत्यर्थमेवेदं रूपं
दिव्यं प्रदर्शितम् । प्राप्तोऽसि युष्मत्पुत्रत्वं भव स्वस्थो द्विजर्षभ !
॥६०॥ सुव्रत उवाच—एवं तमुक्त्वा जगदीश्वरोऽसौ सद्योऽभवन्मा-
तुर्पदिव्यबालः । भक्तेः स्वमातुः शयनेऽथ रेमे पूर्णेन्दुकान्तिश्च
मनोहराङ्गः ॥६१॥ कृष्णेच्छयैवाथ स विप्रवर्यो नष्टस्मृतिः सा च
बभूव भक्तिः । पुत्रं प्रजातं तमवेत्य हृद्यं हर्षं महान्तं हृदि चापतु-
स्तौ ॥६२॥ तं बालकृष्णं धृतमर्त्यभावं देवादयस्ते च स देवशर्मा ।

---

ભાવથી પ્રકટીને અસુરવૈરીઓથકી તમારી રક્ષા કરીશ' એવો વાંછિત વર આપીને પછી હું અંતર્ધાન થઈ ગયો. અને તમો તમારે ઘેર ગયા. તે દિવસને આરંભીને તમારે વૈરિભીતિ અને દરિદ્રતા દૂર થઈ છે. હે દ્વિજશ્રેષ્ઠ ! આ વૃત્તાંતની સ્મૃતિ કરાવા સારૂજ આવું દિવ્ય રૂપ તમોને મેં પ્રદર્શાવ્યું છે, માટે હવે પુત્રભાવથી સમીપમાં રહેલા મને પામીને સ્વસ્થ થાવ એટલે ચિંતાનો ત્યાગ કરી અવ્યગ્ર ચિત્તથી મારા ચિંતનપરાયણ થાવ ॥૫૮–૬૦॥

वेषान्तरं प्राप्तमिवात्मतन्त्रं नटोत्तमं सन्ददृशुः सहर्षं ॥६३॥ सत्स्वस्तिकादिनवलक्षणदक्षपादं मत्स्यादिसप्तकसुलक्षितवामपादम् । आरक्तपल्लवनिभाङ्गुलिराजिराजत्सुस्निग्धकोमलमनोहरपादपद्मम् ॥६४॥ उत्तुङ्गशोणनखनिर्गतसन्मयूखैर्मुष्णन्तमुष्णकिरणाटि-

મુનિઓ સર્વેએ જેમ નટવિદ્યાનિપુણ ઉત્તમ નટ વેષાંતરને પામે એની પેઠે સ્વતંત્રપણે સ્વેચ્છાથી મનુષ્યભાવને ધારી રહેલા બાળરૂપ શ્રીકૃષ્ણને આનંદથી નિરખવા લાગ્યા. જેમ નટ મોહ પમાડવા રૂપાંતરથી સમીપમાં રહેતા અપૂર્વ જેવો જણાય છે, એમ આ શ્રીકૃષ્ણ રૂપાંતર સ્વીકારવાથી અપૂર્વ જેવા જણાયા ॥૬૩॥

હવે બાળાકૃતિ ભગવાનના ચરણકમળને આરંભીને કેશપર્યંત દિવ્યાંગની શોભા સાત શ્લોકથી અનુવર્ણવે છે—ભગવાનના ચરણતળમાં જે આ સ્વસ્તિકાદિ સોળ ચિહ્નનો યોગ છે તે અસાધારણ છે, તેમાં જમણા ચરણતળમાં શોભાયમાન સ્વસ્તિકાદિ નવ અને ડાબા ચરણતળમાં મત્સ્યાદિ સાત ચિહ્નો છે, એરીતે સર્વેશ્વરપણાને સૂચવનારા દિવ્ય સોળ ચિહ્નો એ યુક્ત બે ચરણતળ જેમના છે તે પદ્મપુરાણમાં બ્રહ્માએ નારદ અત્યે કહ્યું છે—'षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदो । दक्षिणे नव चिह्नानि इतरे सप्तसङ्ख्यया ॥ ध्वज पद्म तथा वज्रमङ्कुशो यव एव च । स्वस्तिकश्चोर्ध्वरेखा च अष्टकोण च जाम्बवम् ॥ इन्द्रचापं त्रिकोण च कलशश्चार्धचन्द्रक । अम्बर मत्स्यचिह्न च गोष्पद चेति षोडश ॥ अङ्कान्येतानि भो विद्वन्! दृश्यन्ते यत्पदो स्फुटम् । कृष्णाख्य तत्परंब्रह्म भुवि जात न संशय ॥' આ ઉપરથી ચક્ર, શંખ અને છત્ર આ ત્રણ જાણી લેવા 'शङ्खध्वजातपत्रैश्च चिह्नित चरणद्वय' એમ ગોપાળોત્તરતાપન્યુપનિષદમાં કહ્યું છે 'चक्राङ्कितपदा तेन' એમ વારાહપુરાણમાં કહ્યું છે બધા મળીને ઓગણીશ ચિહ્નો જાણવા એરીતે ચરણતળની શોભા વર્ણવી, હવે ચરણકમળની શોભા વર્ણવે છે—ચારે બાજુ રક્ત અને પલ્લવ ( નવાંકુર ) જેવી કોમળ એવી આંગળીયોની પંક્તિવડે અતિશોભાયમાન, અત્યંત સ્નિગ્ધ, (ચિકણા–લુખા નહિ) કોમળ, માટેજ જોનારા જનોના મનોનયનને હરનારા

रुचः समग्राः । ईषत्समुन्नतसुवर्तुलगुल्फचारुजङ्घासुजानुकरभोरुयुगातिशोभम् ॥६५॥ राजद्बृहत्कटितटं पुरटाभचञ्चत्स्निग्धातिसूक्ष्मविरलोद्गतरोमरम्यम् । गम्भीरवर्तुलसुशोभितनाभिराजदश्वत्थपत्रसमतुन्दवलित्रयाङ्कम् ॥६६॥ हासावदातरुचिसङ्गघराऽरुणश्रीश्रीवत्सशोभितपृथून्नतवक्षसं च । आजानुलम्बिदृढपीवरबाहुदण्डं तुङ्गारुणोज्ज्वलमहःकरजश्रियं च ॥६७॥ सूक्ष्मायताङ्गु-

---

ચરણકમળ જેમના છે ॥૬૪॥ ( ચરણનખની શોભા વર્ણવેછે ) ઉન્નત રક્ત વર્ણવાળા પદનખોમાંથી નીકળતા શ્રેષ્ઠ કિરણોવડે સૂર્ય સોમાદિકની સમસ્ત કાંતિને (તેજ) તિરસ્કાર (ઝાંખી) કરનારા. ( એરીતે ચરણતળની શોભાને અનુભવ કરનારાઓની દૃષ્ટિને તેતે અવયવોની શોભા અનુક્રમથી ઘુંટીથકી ઉપર ઉપર લઈ જાયછે ) કિંચિત્ ઉન્નત અને ગોળ બે ઘુંટીઓ, અતિમનોહર બે જંઘાઓ, શોભાયમાન બે જાનુઓ ( ઢીંચણ ) અને કરભ જેવા સુંવાળા બે ઊરૂ (સાથળ) આ અવયવોવડે સમધિક શોભાએ સંપન્ન. ( મણિબંધને લઈને કનિષ્ઠિકા આંગળી સુધીના બહારના ભાગને કરભ કહેછે. કાંડુ અને કરના વચ્ચેનો સાંધો એટલે હાથના મૂળને મણિબંધ કહેછે ) ॥૬૫॥ વિપુળ કટિતટથી શોભાયમાન. સુવર્ણના જેવી કાંતિવાળાં ચળકતાં સ્નિગ્ધ ( ચિકણાં હોવાથી લુખાં નહિ ) અત્યંત સૂક્ષ્મ અને વિરલ વિરલ ઉગેલાં ( અતિ ઘાટાં નહિ ) એવાં ( શરીરનાં ) રોમવડે રમણીય. ગંભીર ( નિમ્ન ઉન્નત ) ગોળ નાભિવડે સમલંકૃત અને ત્રિવળિના ચિહ્નવડે શોભાયમાન અને પિંપળાના પત્રનીપેઠે ઉપરથી વિશાળ અને નીચેથી સંકુચિત એવા મનોહર ઉદરથી વિરાજમાન ॥૬૬॥ અધરોષ્ઠની રક્તશોભા સ્વાભાવિકી છે તેની ઉપર મંદહાસની શ્વેત કાંતિ પડવાથી તે શોભાવિશેષને આપેછે એવા અધરોષ્ઠથી શોભાયમાન. શ્રીવત્સ ચિહ્નવડે દિવ્યશોભાવિશેષને પામતું સમુન્નત વિશાળ વક્ષસ્થળ જેનું છે. જાનુપર્યંત લાંબા દૃઢ સ્થૂળ ( જાડા ) બાહુદંડ જેના છે. ઉજ્જવળ રક્ત કાંતિથી અધિક શોભતા ઉન્નત નખોવડે વિરાજમાન ॥૬૭॥ સૂક્ષ્મ ( અતિ સ્થૂળ નહિ ) લાંબી આંગળીયોવડે શોભાયમાન અને રક્ત કમળ જેવું સુંદર, સ્વભાવથી

लिविराजितशोणपद्मकान्तस्वभावकठिनोत्तमपाणियुग्मम् । संशोभितायतहनुद्युतिकम्बुकण्ठं नम्राग्रतुङ्गतिलपुष्पसमाननासम् ॥६८॥ नस्प्रान्तकर्णपुटकान्तरसूक्ष्मविन्दुं पूर्णेन्दुमण्डलनिभसस्मितवक्त्रम् । शोणान्तरम्यनवशारदपुण्डरीकपत्त्रायतातिचपलाक्षिनिरीक्षमाणम् ॥६९॥ तुङ्गायतोत्तमविशाललल्लाटशोभाराजत्कपोलकुटिलभ्रुकुटिश्रियं च । हासोल्लसन्मृदुलगण्डसमानकर्णं सुस्निग्धसूक्ष्मकुटिलासितमञ्जुकेशम् ॥७०॥ एवं महापुरुषलक्षणलक्षिताङ्गमुत्तानशायिनमचक्षत तं हि सर्वे । नत्वा तमादरभरेण

લલિત, માટેજ સર્વોત્તમ એવું કરકમળયુગળ જેનું છે. 'स्वभावकठिन' એવો પાઠ હોય તો સ્વાભાવિક સમુચિત કઠિનપણાનો યોગ કરમાં જાણવો શોભાયમાન દીર્ઘ ( લાંબી ) હનુ ( કપોળનો નીચેનો ભાગ-જડબું )માં કાંતિ જેમને છે. શંખની પેઠે ત્રણ રેખાથી અંકિત કંઠ જેમનો છે. કિંચિત્ ઉન્નત અગ્ર ભાગવાળી, કિંચિત્ ઉન્નતપુટવાળી, સ્વયં પણ ઉન્નત અને તલના પુષ્પને તુલ્ય એવી નાસિકા જેમની છે ॥૬૮॥ નાસિકાના પ્રાંત-જમણા સમીપ પ્રદેશમાં તથા વામ કર્ણપુટના અંદરના પ્રદેશમાં સૂક્ષ્મ શ્યામ તિલના ચિહ્નથી વિરાજમાન. પૂર્ણ ચંદ્રમંડળને તુલ્ય આહ્લાદકારી મંદહાસસહિત મુખકમળ જેનું છે. રક્ત પ્રાંત ભાગવાળાં શરદૃઋતુમાં થએલા નવીન કમળના પત્ર જેવાં અમળ અને કર્ણપર્યંત દીર્ઘ અતિચપળ ( ખંજન પક્ષીની પેઠે અસ્થિર ) રમણીય એવાં નેત્રોવડે નિજજનોને નિરીક્ષણ કરતા ॥૬૯॥ કિંચિત્ ઉન્નત વિસ્તૃત ઉત્તમ વિશાળ એવા લલાટથી શોભાયમાન. એવા લલાટની શોભાથી પ્રકાશમાન કપોળ અને કુટિલ ભ્રકુટિથી વિરાજમાન. મંદહાસવડે પ્રકાશમાન કોમળ કપોળથી સમલંકૃત. પરસ્પર સમાન પરિણામ ( માપ ) વાળા કર્ણ જેમના છે. અત્યંત ચિક્કણા સૂક્ષ્મ (પાતળા) કુટિલ કાળા માટે મંજુ-સુંદર કેશ (મસ્તકના) જેમના છે. ॥૭૦॥

હે રાજન્ ! આવાં મહાપુરુષ ( પુરુષોત્તમ )નાં ચરણતળાદિકમાં ધ્વજ વજ્રાદિ ચિહ્નોવડે શોભાયમાન દિવ્ય અવયવો જેમના છે. છતા સુતેલા. સ્તન-

१ 'स्वभावललितोत्तम' इति पाठान्तरम् ।

तदिच्छयाऽथो ब्रह्मादयस्तु निजधाम ययुस्त्रयस्ते ॥७१॥ एवं तस्य द्विजेन्द्रस्य गेहे स पुरुषोत्तमः । प्रादुर्बभूव विश्वात्मा काले जनमनोहरे ॥७२॥ विक्रमार्कशकस्याब्दे नगाग्निवसुभूमिते । वर्षे विरोधकृन्नाम्नि सौम्यायनगते रवौ ॥७३॥ वसन्ततौ मधौ शुक्लनवम्यामिन्दुवासरे । पुष्ये सुकर्मयोगे च करणे कौलवाह्वये ॥७४॥ लग्ने च वृश्चिके युक्ते गुरुणा शनिना सह । उच्चस्थानं गते शुक्रे स्वराशिं च निशाकरे ॥७५॥ रिपुस्थानं गते राहौ बुद्धिस्थानं गते बुधे । धनस्थानं कुजे याते भास्करे च सुतालयम् ॥७६॥

પાન કરતા બાળકૃષ્ણને સર્વે દેવતાઓ નિહાળવા લાગ્યા. તે પછી પૂર્વોક્ત તે ત્રણેય (બ્રહ્માદિ દેવો તેમની દેવીઓ અને મુનિઓ) મહા આદરભાવથી બાળકૃષ્ણને પ્રણામ કરીને તેમની અંત:પ્રેરણાથી પોતપોતાના ધામ પ્રત્યે ગયા ॥૭૧॥ હે રાજન્ ! એવી રીતે દ્વિજેન્દ્ર ધર્મદેવના ઘરમાં વિશ્વાત્મા (સર્વાંતર્યામી) પુરૂષોત્તમ શ્રીવાસુદેવ ભગવાન્ સકળ જનમનોહર સમયમાં પ્રકટ થયા હતા ॥૭૨॥ જન્મલગ્નની શુદ્ધિ કહેવાપૂર્વક વિશેષપણે અવતરણ સમયને નિર્ધારીને કહેછે—નગ-૭ અગ્નિ-૩ વસુ-૮ અને ભૂ-૧ આ અંકોથી ડાબી ગતિ કરીને માપેલા, શકપ્રવર્તક વિક્રમાર્ક મહારાજાના શકના વર્ષમાં એટલે સંવત્ ૧૮૩૭ માં, સાઠ વર્ષની અંતર્ગત વિરોધિકૃત્ નામના સંવત્સરમાં, સૂર્ય ઉત્તરાયણના થતાં, સ્વવિભૂતિભૂત વસંતઋતુમાં, ચૈત્ર માસના શુક્લ પક્ષની નવમી તિથિએ, સોમવારે, પુષ્ય નક્ષત્રમાં, વિષ્કુંભાદિ સત્તાવિશ યોગની અંતર્ગત સુકર્મ નામનો યોગ વર્તતાં, કૌલવનામના કરણમાં, વૃશ્ચિક નામના જન્મલગ્નમાં, બૃહસ્પતિએ સહિત શનૈશ્વર મળતાં એટલે એ બેનો યોગ થતાં, શુક્ર પોતાના ઉચ્ચ સ્થાન મીનરાશિને પામતાં, ચંદ્ર પોતાની કર્કટ રાશિને પામતાં, રાહુ તો જન્મ લગ્નથકી છઠ્ઠા રિપુસ્થાનને પામતાં, બુધ જન્મથી પાંચમા બુદ્ધિસ્થાનને પામતાં, ભૌમ જન્મથી બીજા ધનસ્થાનને પામતાં, સૂર્ય પાંચમા સુતસ્થાનને પામતા, એવા સર્વોત્તમ શુભ સમયમાં ( રાત્રિની દશ ઘડી વીત્યા પછી ) વિશ્વાત્મા પુરૂષોત્તમ ભગવાન્ પ્રાદુર્ભાવ પામ્યા ॥૭૩-૭૬॥

भूतले दिवि महोत्सवस्तदा सर्वतोऽभवदुदारचेतसाम् । हर्षसम्भ्रमवतां नृणां तथा योषितां च विमतान्यकर्मणाम् ॥७७॥ देवता शतमखादयो मुदा पुष्पवर्षणमकार्षुरुत्सुकाः । गायनं च सुरराजगायकाश्चारु नृत्यमकृताप्सरोगणः ॥७८॥ वह्नयो रुरुचिरेऽग्रजन्मनां सद्य एव भसितावृता अपि । मानसान्यपि तदान्तरारिभिर्विवर्जितानि च सतां समासत ॥७९॥ कौलनास्तिककुगुरुत्वशालिनां पापिना नृतनुदैत्यरक्षसाम् । त्रासमेव सहसा प्रपेदिरे भाविनाशगमकं मनांसि च ॥८०॥ भूभुजां निलयनेषु नैगडा बन्धमुक्तिमग-

હવે નવ શ્લોકથી ભગવાનના અવતરણનો મહોત્સવ વર્ણવે છે—ભગવાનના જન્મ સમયમા ભૂલોક તથા સ્વર્ગલોકમા મહોત્સવ પ્રવર્ત્યો હતો. ભૂમિના કોઈ એક ભાગમા કે સ્વર્ગના કોઈ એક ભાગમા નહિ કિંતુ સર્વ ભાગમા મહોત્સવ થયો હતો આ મહોત્સવ અલ્પ મનના જનોને નહિ પણ મોટા મનનાને થયો હતો ભગવત્સ્વરૂપ અને અવતાર પ્રયોજનને યથાર્થ જાણનારા હોય તેજ મોટા મનના જાણવા, બીજા તો નાના મનના જાણવા ભગવાનનો પ્રાદુર્ભાવ થવાથી થએલા હર્ષાતિશયથી સભ્રમ પામીને બીજા વ્યાવહારિક કાર્યોનો ત્યાગ કરી દઈને આ મહોત્સવમા તમામ નર નારીઓ પ્રવર્ત્યાં હતા ॥૭૭॥ ઇન્દ્રાદિ દેવતાઓ ઉત્સાહ પામીને પ્રહર્ષથી ભગવાન્ ઉપર નદનવનના પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ઇન્દ્રના ગાયક ચિત્રરથાદિ ગધર્વો બાળકૃષ્ણ ભગવાનના ગુણગાન કરવા લાગ્યા ઉર્વશી આદિક અપ્સરાસમૂહો નૃત્ય કરવા લાગ્યા એ રીતે દેવતાઓનો હર્ષ ન્યા પાર અતિ અધિક થયો હતો ॥૭૮॥ અગ્નિહોત્રી ભૂદેવોના આલયમા આ હવનીય આદિક અગ્નિઓ ભસ્મથી ઢાકેલા હતા પણ સ્વય પ્રજ્વલિત થયા હતા સત્પુરૂષોના મન પણ તે સમયમા કામ ક્રોધાદિ અતર અરિઓએ રહિત ( નિર્મળ ) થઇ ગયા હતા ॥૭૯॥ મનુષ્યયોનિમા જન્મેલા જે દૈત્યો તથા રાક્ષસો કૌલાદિનાસ્તિકાગ્રેસર પદને પામીને પાપકર્મમા તત્પર રહ્યા હતા તેમના મનમા કોઈ અપૂર્વ ભવિષ્યમા સ્વનાશ સૂચવનારો ત્રાસ તત્કાળ સ્વય પ્રવેશ કરી ગયો ॥૮૦॥ રાજાઓના બધીખાનામા સાકળ કે

मंक्ष तत्क्षणम् । तत्यजु. सहजवैरिणस्तदा दुस्त्यजामपि मिथो विरोधिताम् ॥८१॥ दुन्दुभिध्वनिरभूदहर्निशं बालशर्मसुतमन्दिरे नृप ! । देवदुन्दुभिनिनादमिश्रितस्तस्य जन्मसमये ह्यजन्मन. ॥८२॥ योषितोऽपि जनमङ्गलं जगु. सङ्घशोऽद्भुतकुमारमाशिषा । योज यन्त्य उरुधा परस्परं कुर्वते स्म पिशुनादिलेपनम् ॥८३॥ वायव. सुखकरा ववुस्तदा निर्मलं च खमभूत्सहोडुभि. । चक्रिरे जयरवं सुरानुगा कीर्तयन्ति ऋषय. स चाशिष. ॥८४॥ वाणी मङ्गलरू

---

બેડી વિગેરેથી બાંધેલા કેટલાક બંધીવાનો (કેદીઓ) તે બંધનમાંથી તે સમયમા મુક્તિ પામી ગયા સહજ વૈરી એવા પણ ગજસિંહાદિકોએ ન ત્યાગ થઈ શકે એવી પરસ્પર વિરોધ કરવારૂપ પ્રકૃતિનો તે ક્ષણમા તત્કાળ ત્યાગ કરી દીધો ॥૮૧॥ હે નૃપ ! પ્રાકૃત કર્માંધીન દેવમનુષ્યાદિકની માફક કર્મકૃત જન્મે રહિત એવા ભગવાનના લોકાનુગ્રહ માટેજ સ્વેચ્છાથી થએલા જન્મના સમયમા બાળશર્માના સુત હરિપ્રસાદશર્માના મદિરમા દેવોએ વગાડેલા દુન્દુભિના ધ્વનિ સાથે મિશ્રિત થએલો મનુષ્યોના દુન્દુભિનો ધ્વનિ બમણો અહર્નિશ ગાજી રહ્યો હતો ॥૮૨॥ જન્મેલા બાળકને જોવા માટે આવેલી અબળાઓ પણ (અથવા ઉત્સવાર્થે ભેગી થએલી) ટોળે મળીને, બીજા સકળ બાળકોથી વિલક્ષણ હોવાથી આશ્ચર્યકારી એવા કુમા રને 'તમો જીવતા રહો જય પામો માતાપિતાને પાવન કરો' ઈત્યાદિ આશીર્વાદો આપવા પૂર્વક જનમગળ-સાભળનારા જનોને જે રીતે મગળ થાય એ રીતે અથવા સકળ જનોનુ મગળ કરનારા કુમારને ઉદ્દેશીને બા ળકૃષ્ણના ગુણોનુ ગાન કરવા લાગી અને અન્યોન્ય બહુ પ્રકારે કુકુમાદિ કનો લેપ કરવા લાગી આદિશબ્દથી હળદર, દહી, તેલ, માખણ, જળ લેવુ આ ક્રિયા શુભસમયના પ્રહર્ષને સૂચવનારી છે ॥૮૩॥ તે વખતે વા યુઓ મદ શીતળ અને સુગધ સુખાકારી વાવા લાગ્યા આકાશ પ્રકાશમાન તારાગણની સાથે દુર્દિનાદિ મળે રહિત થઈ ગયો દેવોના જે અનુચર સિદ્ધ આદિક હતા તેઓ 'જયજય' ધ્વનિ કરવા લાગ્યા સપ્તર્ષિ વિગેરે ઋ ષિઓ આશીર્વાદો ઉચ્ચારવા લાગ્યા ॥૮૪॥ ઋષિકૃત આશી પ્રકાર કહેછે-

पिणी च हसितं यस्यास्ति वै मङ्गलं नेत्रे मङ्गलदे च दोर्विलसितं नृणां परं मङ्गलम् । वक्त्रं मङ्गलकृच्च पादचलितं यस्याखिलं मङ्गलं सोऽयं मङ्गलमूर्तिराशु जगतो नित्यं क्रियान्मङ्गलम् ॥८५॥ ऋषिभिः कृतमङ्गलं तमित्थं सुतमानन्दकरं निशाम्य हृष्टः । स चकार हरिप्रसादविप्रो निगमोक्तं त्वथ जातकर्म तस्य ॥८६॥ प्रथमं सहिरण्यवारिभिः स्नपनं सांशुकमेव सत्वरम् । स्वगृहे स विधाय चाचरत्पितृसन्तर्पणमत्र वैदिकैः ॥८७॥ अथ मङ्गलया

જેની પ્રિય સત્ય હિત વાણી તમામ મનુષ્યોને મગળરૂપ (કલ્યાણકારી) છે. જેનો મદહાસ મગળરૂપ છે જેના નેત્રકમળ મગળ આપનારા છે જેના કરકમળનો વિલાસ (લટકા) પરમ મગળરૂપ છે જેનુ મુખકમળ મગળ કરનારૂ છે જેના ચરણકમળનુ ચાલવુ મગળ કરનારૂ છે જેનુ વર્ણન કર્યા વિનાનુ બીજું અખિલ ચેષ્ટિત પણ મગળરૂપ છે એ રીતે સ્વય આનદમય હોવાથી અખિલ મગળમય મૂર્તિ જેની છે એવા આ ભક્તિધર્મના પુત્ર બાળકૃષ્ણ ભગવાન્ આ અવતરણથી સર્વ જગતનુ નિત્ય જલદી મગળ (પરમ કલ્યાણ) કરો ॥૮૫॥ હે રાજન્! પૂર્વોક્ત પ્રકારે ઋષિઓએ અખિલ મગળભાવથી નિરૂપણ કરેલા, અખિલને આનદ કરનારા, પોતાના પુત્રને નિહાળીને હરિપ્રસાદ વિપ્ર પ્રહર્ષ પામ્યા પછી પુત્રનો શાસ્રોક્ત જાતકર્મ નામનો સસ્કાર કર્યો ॥૮૬॥ તેનો પ્રકાર બે શ્લોકથી કહેછે—તે હરિપ્રસાદશર્માએ પ્રથમ–બાળકના જન્મ શ્રવણ ક્ષણમાત્ર પોતાના ઘરમાં સુવર્ણસહિત શીત જળવડે સચૈલ સ્નાન સત્વર કરીને, જાતકર્મમા વૈદિક–વેદોક્ત કર્મ સ્વરૂપને જાણનારા વિપ્રોએ સહિત અથવા વૈદિક મન્ત્રોથી પુત્રજન્મ નિમિત્તે પિતૃતર્પણ કર્યું તે આમ (કાચા અન્નથી કરવા યોગ્ય) શ્રાદ્ધ કે સુવર્ણથી જાણવું (તે ગોભિલપદ્ધતિમા કહ્યુ છે કે-પિતાએ પુત્રનુ જન્મ સુણીને જ્યાસુધી જાતકર્મ કરવામા આવે ત્યાસુધી નાભિનાળનુ છેદન તથા સ્તનદાન કરશો નહિ એમ કહીને, દિવસે આણી મુકેલા સુવર્ણસહિત શીત જળવડે ગૃહમા સચૈલ સ્નાન કરી આચમન કરીને, પુત્રજન્મનિમિત્તે આમશ્રાદ્ધ અથવા સુવર્ણથી પિતૃતર્પણ કરવું વિગેરે) ॥૮૭॥

चनं स सूनो रसनामार्जनमाचचार धर्मः । विदधे विधिनोचितं च मेधाजननं दानविधिं तथा तदङ्गम् ॥८८॥ समेता ज्ञातयस्तस्य विप्रवर्यस्य वेश्मनि । आनन्दं परमं प्राप्ताः कुमारायाऽऽशिषो ददुः ॥८९॥ गीतमङ्गलवाद्यानि तत्र ग्रामे गृहे गृहे । तदा बभूवुः सर्वेषामानन्दश्च महान् हृदि ॥९०॥ ददौ बहूनि दानानि पुत्रजन्मप्रहर्षितः । ब्राह्मणेभ्यो द्विजेन्द्रोऽसावन्येभ्यश्च यथोचितम् ॥९१॥ गजान् हयांस्तथा धेनुरसङ्ख्याताः सुलक्षणाः ।

---

તે પછી ધર્મદેવે બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન કરાવીને, પુત્રનો રસનામાર્જન સંસ્કાર કર્યો. (રસનામાર્જનનો પ્રકાર ગોભિલ કહે છે—વ્રીહિ અને યવને જળ સાથે વાટીને પાત્રમાં લઇને જમણો અંગુઠો અને અનામિકા આંગળીથી લઇને, મળ ધોઈ નાંખીને શુદ્ધ કરેલા બાળકની જીહ્વામાં મન્ત્રથી મુકવું તે) અને તે કાળમાં કરવાનું મેધાજનન નામનું કર્મ યથાવિધિ કર્યું (તેનો પ્રકારપણ ગોભિલે કહ્યો છે—પ્રગલ્ભ નામનો અગ્નિ કુમારના મુખમાં ધ્યાન કરીને જમણો અંગુઠો અને અનામિકા આંગળીવડે સુવર્ણ શલાકાથી ઘૃત લઇને પૃથક્ પૃથક્ મન્ત્રોથી કુમારના મુખમાં હોમ કરવો તે) તેમજ જાતકર્મના અંગભૂત ગૌ-ભૂ-તિલ-સુવર્ણાદિ દાનવિધિ કર્યો. (તે પણ ગોભિલે કહ્યો છે-જન્મ કાળે દુષ્ટ સ્થાનમાં રહેલા ગ્રહની પીડા નિવૃત્તિ માટે બ્રાહ્મણોને ગૌ-ભૂ-તિલ-હિરણ્યાદિ યથાશક્તિ આપે, ઇત્યાદિ) ॥૮૮॥ વિપ્રવર્ય ધર્મદેવના ભવને તે સમયે આવેલા સર્વે જ્ઞાતિજનો પરમાનંદથી પરિપૂર્ણ થઇને કુમાર કૃષ્ણને આશીષ આપવા લાગ્યા ॥૮૯॥ તે સમયમાં તે ગામમાં ગૃહે ગૃહે સ્ત્રીયો ગીતો ગાવા લાગી અને પુરૂષો મંગળ વાજીંત્રો વજાવવા લાગ્યા ભગવાનના જન્મજનિત આ મહા આનંદ એકલા ધર્મદેવનેજ થયો એમ નહિ પણ સર્વ કોઈ નરનારીઓના મનમાં થયો હતો ॥૯૦॥ તે આ ધર્મદેવે પુત્ર જન્મથી થએલા હર્ષાતિશયથી વિપ્રોને વિવિધ બહુ દાનો દીધાં. બીજા દૌહિત્ર-યાચક-દીન-અંધ-કૃપણ વિગેરેને પણ યથાયોગ્ય બહુ દાનો દીધા ॥૯૧॥ વિપ્રોને જે આપ્યું તેને વિવેચન કરી કહે છે—ધર્મદેવે ગજો તથા ઘોડાઓ તથા બહુ દુધાળ-તરૂણી-નહિ

ब्राह्मणेभ्यो ददौ देवः सोपस्करगृहांस्तथा ॥९२॥ तथा दाना-न्यसौ प्रादाद्यच्छ्रुत्वा भुवि भूमिपाः । विस्मयं लेभिरे भूरि निधीशं तं च मेनिरे ॥९३॥ मायया श्रीपतेस्तस्य विधित्सोर्नर-नाटनम् । भगवानेष एवेति तं विवेद न कश्चन ॥९४॥ आत्मजे पुत्रभावोऽभूच्छ्रीकृष्णे भक्तिधर्मयोः । चिकीर्षोः शैशवीं लीला मिच्छया तस्य च प्रभोः ॥९५॥ ईश्वरत्वेन मज्ज्ञानात्पुत्रभावेन लालनम् । मदीयं दुर्लभमिति प्रभुरेवं तथा व्यधात् ॥९६॥ तौ

મારકણી-રૂપાળી વિગેરે ગુણવાળી અગણિત ગાયો તથા અન્નપાકપાત્ર-ભોજનપાત્ર-જળપાત્ર-વસ્ત્ર-કાષ્ઠ-ઘટી-ખાંડણીયો-મુસળ વિગેરે ઉપ યોગી ઉપકરણોએ સહિત ઘરો બ્રાહ્મણોને દીધાં ॥૯૨॥ બહુ શું કહેવું ! ભૂમિ ઉપરના ભૂપતિઓ આવું દાન દેવાને અસમર્થ હોવાથી તેપણ ધર્મ-દેવના દાન પ્રકારને સાંભળીને વિશેષ વિસ્મય પામી ગયા અને ધર્મદેવને નિધિપતિ કુબેર માનવા લાગ્યા ॥૯૩॥ 'દશ્યમાન આ બાળક ભગવાન્ છે' એમતો કોઇએ પણ જાણ્યું નહિ, કિં બહુના આ ધર્મદેવેપણ વારવાર ભગ વાનનો સાક્ષાત્કાર કર્યો છે તથાપિ ભગવાનપણે ન જાણ્યા તો બીજો કોણ જાણી શકે એમ શાથી ? તો આ શ્રીપતિ ભગવાન્ નૃનાટ્ય કરવાની ઇચ્છાથી પોતાને વશ વર્તનારી જે માયા તેરૂપી પડદાથી બીજાઓની દૃષ્ટિને આવ-રણ કરે છે ॥૯૪॥ તે ભક્તિધર્મને પોતાના પુત્રપણે પ્રકટેલા પ્રભુ શ્રીકૃ-ષ્ણમાં 'અમારો આ પુત્ર છે' એવોજ ભાવ-સ્નેહ થયો પણ 'આ લીલા માનુષવિગ્રહધારી ભગવાન્ છે' એવો ભાવ થયો નહિ, કેમકે આ પ્રભુએ બાળભાવની લીલાઓનો તેમને અનુભવ કરાવાનો સંકલ્પ કરેલો છે પ્ર-ભુના સંકલ્પને અન્યથા કરવા કોણ સમર્થ થાય ? અધિક આનંદનો અનુ-ભવ કરાવારૂપ આવા સંકલ્પનો લાભ બીજાને મળે નહિ, કોઈ વિરલાનેજ મળે છે ॥૯૫॥ ભગવાનના એવા સંકલ્પમાં હેતુ કહે છે—જો અસાધારણ પરમેશ્વરપણાથી મારા સ્વરૂપનું જ્ઞાન થાય તો પુત્રભાવનાથી મારૂં લા લન બ્રહ્માદિકને પણ દુર્લભ છે એટલે થઈ શકે નહિ એવા હેતુથી પ્રભુએ પરમ કૃપા કરીને તેમને પોતાવિષે પુત્રભાવજ દૃઢ કર્યો ॥૯૬॥ તે દંપતી

दम्पती प्राप्य मनोरथस्य फलं प्रहृष्टौ नितरामभूताम् । ववन्धतुः स्नेहभरं तनूजे नराकृतिब्रह्मणि वासुदेवे ॥९७॥ प्रादुर्भावकथाऽद्भुतेयमुदिता तुभ्यं मया भूपते! गोत्रायां नरनाटनं वहुविधं प्रीत्या चिकीर्षोः प्रभोः । श्रीराधारमणस्य यः परमया भक्त्या पठेद्वा पुमान् नित्यं तां शृणुयात्पुमर्थमखिलं स प्राप्नुयान्निश्चितम् ॥९८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे नारायणप्रादुर्भावोत्सवनामा द्वाविंशोऽध्याय ॥२२॥

सुव्रत उवाच—अथावगत्योद्भवमात्मशत्रोराकस्मिकैर्लक्ष्मभिरासुरौघाः । हृत्कम्पवामाययवस्फुराद्यैरुत्पादयामासुरनेककृत्याः

પોતાના મનોરથનું પરિપૂર્ણ ફળ પામીને અત્યત પ્રસન્ન થયા અને પુત્રરૂપ નરાકૃતિ પરબ્રહ્મ શ્રીવાસુદેવ ભગવાનમાં પુત્રપ્રેમ વિશેષપણે બાંધ્યો ॥૯૭॥ હવે ભગવદવતારકથાના શ્રવણપઠનનુ ફળ કહેછે—હે ભૂપતે! આ ધરા ઉપર નૃનાટ્ય બહુપ્રકારે ભક્તિધર્માદિ સ્વભક્તો ઉપર પ્રીતિથી કરવા ઈચ્છતા પ્રભુ રમા-રાધારમણ શ્રીકૃષ્ણની આ અદ્ભુત ( ધર્મદેવના દિવ્યભવનમાં ) પ્રાદુર્ભાવ કથા મેં પાત્રભૂત તમોને કહી સભળાવી તે આ કથાને જે પુરૂષ પરમ પ્રેમથી પ્રતિદિન પાઠ કરે અથવા સાભળે તે પુરૂષ અખિલ પુરૂષાર્થ ( ધર્મ-અર્થ-કામ-મોક્ષ )ને પામે એમા સશય નથી ॥૯૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને.. પ્રથમપ્રકરણે નારાયણપ્રાદુર્ભાવોત્સવનામાં દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥

## અધ્યાય ૨૩ મો.

એકવિશમા અધ્યાયના અતમા 'प्रतीक्षमाणास्तज्जन्म कृत्योत्पादादिमानसा.' એમ કહ્યુ છે હાલ તેનો અવસર આવતા તેનુ સુવ્રતમુનિ વર્ણન કરેછે—હે રાજન્! ત્યાર પછી અસુરસમૂહોઓએ અકસ્માત્ ઉત્પન્ન થએલો સ્વહૃદયનો કપારો તથા ડાબા નેત્ર હસ્તાદિ અવયવોનુ ફરકવું તથા માથે કાગડાનુ બેસવુ વિગેરે અપશકુન સૂચવનારા ચિહ્નોથી પોતાના પૂર્વ રિપુ શ્રીકૃષ્ણનો જન્મ થએલો જાણીને, તેના પ્રહરણ માટે અનેક કોટરાદિ કૃત્યાઓ ઉત્પન્ન કરી એટલે કૃત્યાઓ વસ્તુતાએ વિદ્યમાન છે પરતુ જપ

॥१॥ तत्रादितस्तुष्पयसं स कालीदत्तस्तु कृत्यागणमात्मसृष्टम् । क्रुद्धोऽत्वढौकन्नृप ! कोटरादिं भयङ्कराकारमुदात्तशस्त्रम् ॥२॥ हरिप्रसादस्य गृहं समेत्य जनेस्तु षष्ठेऽहनि बालकस्य । निशीथकाले परिसुप्तलोके सूतीगृहं तन्न्यविशत्स तूर्णम् ॥३॥ व्यचष्ट सोऽनेकवपुर्द्विजस्त्रीस्तत्र प्रसुप्ताः कतिचित्पलिक्नीः । शय्योपविष्टां द्विजराजपत्नीं भक्तिं च बालाननदत्तदृष्टिम् ॥४॥ अभ्यर्च्य षष्ठीं महतीं सहाङ्गैः षट्कृत्तिकाषण्मुखविष्णुमुख्यैः । गजाननाभ्यर्चनपूर्वकं

બલિદાન અર્પણાદિકથી પોતાની આજ્ઞામાં વશ વર્તનારી કરી ॥૧॥ હે નૃપ! તેમાં અસુરગુરુ કાળીદત્તે તો પોતાને વશ વર્તનારો, ઉઘાડાં ખડ્ગાદિ વિવિધ આયુધો જેણે ઉંચાં ઉગામ્યાં છે, ભયંકર આકાર જેનો છે, કોટરા મુખ્ય જેમાં છે એવો બાળગ્રહરૂપ કૃત્યાગણ પ્રથમ છપૈયા પુરપ્રત્યે મહાકોપ પામીને મોકલ્યો ॥૨॥ તે કૃત્યાગણતો હરિપ્રસાદને ઘેર જઇને બાળકના જન્મદિનથકી છઠા દિવસે મધ્યરાત્રિએ તમામ લોકો ગાઢ નિદ્રાને પામી જતાં ઘરના નૈઋત કોણમાં કરેલા સૂતિકાગૃહમાં તત્કાળ પ્રવેશ કરી ગયો ॥૩॥ હે નૃપ ! વિવિધ વિકરાળ વપુઓને ધરનારો તે કૃત્યાગણ સૂતિકાગારમાં સુઈ રહેલી કેટલીક પલિક્ની–પળીયાં આવી ગએલી વૃદ્ધ વિપ્રવનિતાઓને જોવા લાગ્યો તેમજ વિપ્રવર્ય હરિપ્રસાદનાં પત્ની, શય્યાતળમાં સુખેથી બેઠેલાં, નિજતનયના મુખકમળ સામુંજ એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહેલાં અને ગણપતિનું પૂજન કરવાપૂર્વક છો કૃત્તિકાઓ ( શિવા–સંભૂતિ–પ્રીતિ–સન્નતિ–અનસૂયા–ક્ષમા ) કાર્તિકસ્વામી અને વિષ્ણુ મુખ્ય જેમાં છે એવાં અંગો ( પરિવાર )એ સહિત મહાષષ્ઠી નામની વૈષ્ણવી દેવીનું યથાવિધિ પૂજન કરીને જાગરણ કરતાં એવાં ભક્તિને પણ જોવા લાગ્યો. ભક્તિને મધ્યરાત્રિએપણ વૃદ્ધ વનિતાઓ ઉંઘી ગયા પછી પણ જાગરણ કરવામાં નિમિત્ત તો આ છે, શું ? તો વ્રતના અંગભૂત જાગરણ. વ્રતતો મહાષષ્ઠી દેવીનું છે. પ્રસૂતિથકી છઠે દિવસે બાળરક્ષા માટે આ વ્રત કરવાનું કહેલું છે. આ વ્રતમાં પ્રથમ ગણપતિનું પૂજન કરવાનું છે. સાંગ મહાષષ્ઠીપૂજન કૃત્યચિંતામણિમાં પ્રયોગમાં 'पुत्रस्य जन्मदिवसाद

वै यथाविधानं नृप ! जाग्रतीं च ॥५॥ बालं तदुत्सङ्गगतं च दृष्ट्वा प्रदीप्तवह्निद्युतिमुद्ग्रहीतुम् । तत्पार्श्वमागत्य जगाद वाक्यं भयानकास्या किल कोटरैका ॥६॥ दिगम्बराऽन्त्रस्रगुदात्तशूला करे कपालं दधती सरक्तम् । विकीर्णकेशाञ्जननीलवर्णा वृत्तारुणाक्षा विततोग्रदंष्ट्रा ॥७॥ बालग्रहाणामधिपाऽस्मि मूढे ! भक्षामि पुत्रं

षष्ठे दिवसे पूर्वरात्रे' ઇત્યાદિકથી કહ્યું છે, તે તેથકી જાણવું ॥૪-૫॥ પૂર્વોક્ત ગણની અંદરની કોઈ એક કોટરા નામની ભયાનક મુખવાળી કૃત્યા ભગવાનનો પ્રભાવ નહિ જાણતી હોવાથી ભક્તિના ખોળામાં રહેલા જોઇને, પોતાની પ્રદીપ્તિથી પ્રજ્જ્વલિત વહ્નિનેજ જેમ એક પોતાની પ્રદીપ્તિથી પ્રદીપ્ત કાંતિવાળા બાળકને કરવડે પકડવાની ઈચ્છાથી સામી દોડી આવી, પ્રેમવતીની પાસે આવીને આવું વાક્ય બોલી ॥૬॥ કેવી કોટરા તો-આકૃતિથી અને વેષરચનાથી ભયાનક હતી-દિગબર-નગ્ન, (ભયંકર સર્વ અવયવો જેના ઉઘાડા છે) બહુ બાળકોને મારીમારીને તેનાં આંતડાંનેજ માળા ધારવાના કંઠાદિ સ્થાનમાં ધારી રહેલી, એક કરવડે ત્રિશૂળને ઉંચું ભમાવતી અને બીજા કરવડે રૂધિરના લેપવાળુ કપાળ (મનુષ્યના માથાની ખોપરી)ને ધારી રહેલી, કઠિન અને ઢીંગણા કેશ જેને માથે છુટા વિખરાએલા છે, કાજળ જેવો કાળો કાયાનો વર્ણ જેનો છે, અને ગોળ ચારે બાજુ લાલચોળ લોચન જેનાં છે (માટેજ અંધકારમાં તખણાના ઝબકારાની પેઠે એની આંખ્યો ચકળવકળ ઝબકતી હોવાથી અને કાયા કાળી હોવાથી કાયા અને આંખ્યોના વર્ણનો યોગ કોઈ અપૂર્વ ભયાનક બ યો હતો) 'व्यात्तारुणाक्षा' એવો પાઠ હોય તો પહોળાં ફાડેલાં રક્ત નેત્રવાળી, લાંબી ઉગ્ર દાઢોવાળી (આંખ્યની અપેક્ષાએપણ દાઢોની અતિભયાનકતા જણાવી અથવા આંખ્યો અને દાઢોની પરસ્પર વિકરાળતા ઉત્તેજીત થાય છે એટલે નેત્રથી દાઢોની અને દાઢોથી નેત્રની વિકરાળતા ઉત્તેજીત થાય છે) એ રીતે ભયંકર આકારવાળી આ કોટરા કૃત્યા ભક્તિના પ્રત્યે બોલી કે-॥૭॥ હે મૂઢે ! તું મહામૂઢ છુ કેમકે-કેટલીક ઉંઘી ગએલી ઘરડી પ્રા-

१ 'व्यात्तारुणाक्षा' इति पाठान्तरम् ।

तव नूनमद्य । स्मरेष्टदेव निजरक्षितारं मदीयदंष्ट्रान्तरमुत्पिपत्सुम् ॥८॥ उक्त्वेति तस्या भयवर्जितायाः धैर्यस्थितायाः सहसाङ्कदेशात् । जग्राह बालं गल एव दुष्टा व्यात्ताननाः तिग्मकरालजिह्वा ॥९॥ ईयुश्च तावच्छतशः कराला बालग्रहा व्यात्तमुखाः कुरूपाः । ते छिन्द्धि भिन्द्ध्यानय मारयेति क्रोशन्त उच्चैश्च तिरोऽभूवु

ધણીયોના મધ્યમા એકવી જગુપ્સુ વળી અદષ્ટ ફળનુ પ્રખ્યાપન કરનારા પુરોહિત (ગોર)ના વચનવિશ્વાસથી ઠગાએલી વળી ફૂશતાજ એક ફળ જેનુ છે એવુ વ્રત આચરવાથી ગર્વિષ્ઠ બની ગએલી અને જાગરણમાત્રથી બાળકને સુરક્ષિત માનનારી ધુ હું બાળગ્રહોની ધણીયાણી ધુ હાલમા દૈવેજ મારા ભક્ષ્યપણે નિર્દેશ કરેલા આ તારા બાળકને નિશ્ચે હમણાજ ભક્ષણ કરી જઇશ જેને નિજ બાળકનો રક્ષક માનતી હોય તે ઇષ્ટદેવનુ સ્મરણ કરીલે તે દેવ હોય કે બીજો કોઈ હોય પણ તે મારી ઉગ્ર દાઢોની અદર પોતેજ પડવા ઇચ્છનારો છે મેં ગળેલા તારા બાળકને જે રક્ષણ કરવાની ચેષ્ટા કરેછે તે પોતેજ મારી દાઢોમા પ્રવેશ કરવાની ચેષ્ટા કરેછે અર્થાત્ તારા સ્મરણ કરવાથી તારા બાળકનો રક્ષક જો કોઈ પણ આ સ્થળે પુનનુ રક્ષણ કરવા આવશે તો તેનેપણ આ દાઢોવડે ચાવી નાખીને કટકે કટકા ભક્ષણ કરી જઇશ તો તારા પુત્રની શી ગણના ? ॥૮॥ દુષ્ટ કોટરા કૃત્યાએ કહેલુ આનુ ભયાનક વચન સાભળીનેપણ અને વિકરાળ રૂપને જોઇનેપણ સ્વેષ્ટદેવનો હૃદયમા મહાવિશ્વાસ હોવાથી ભયલેશે રહિત એવા ભક્તિતો ધીરજ રાખી રહ્યા એ રીતે દૃઢ ધૈર્ય રાખી રહેલા ભક્તિદેવીના ખોળામાથી કોટરાએ એકદમ બાળકને ગળામા ઝાલીને પકડ્યા પકડીને તત્કાળ ભક્ષણ કરવા તેણીએ પહોળા ફાડેલા વિકરાળ વદનમા તીક્ષ્ણ ઉગ્ર જીહ્વા લાબી કરી બાળકને પકડ્યા એટલામાત્રમા તો બીજા વિકરાળ, પહોળા ફાડ્યા છે મુખ જેમણે, કુત્સિત આકૃતિવાળા સોએ સો રેવતી વિગેરે બાળગ્રહો પાસે આવી પહોચ્યા તે બાળગ્રહો 'આને છેદી નાખો, ભેદી નાખો, અમારી પાસે લાવો, મારી નાખો' એવા ઉંચા ભયાનક નાદથી ભયજનક શબ્દોને બોલતા બોલતા એકદમ બાળકને પકડનારી કોટરા કૃત્યા

॥१०॥ गले गृहीत्वा शिशुकं गतेषु वालग्रहौघेषु रुरोद भक्तिः ।
तत्रायथौ यत्तु निशम्य कुर्वन्नारायणस्य स्मरणं स विप्रः ॥११॥
स्नेहेन गाढेन तदैव वाला हा ! पुत्र पुत्रेति रुदत्यमूर्च्छत् । नष्टं
सुतं सोऽप्यवगत्य विप्रो मुमूर्च्छ चान्येऽप्यरुदन् गृहस्थाः ॥१२॥
तौ नष्टसंज्ञाववगत्य ताभ्यामाराधितः प्राग्बहुधोपचारैः । मरुत्सु-
तस्तूर्णमुपेत्य तत्र प्रबोधयामास च दम्पती तौ ॥१३॥ सुप्ताऽसि
किं जागृहि देवि ! भक्ते ! हरिप्रसाद ! द्विज ! जागृहि त्वम् । आह्वा-
नमित्थं तु निशम्य तस्य तौ जागरांचक्रतुरश्रुनेत्रौ ॥१४॥ उत्थाय

સાથે અંતર્ધાન થઈ ગયા ॥૯-૧૦॥ કોટરાદિ બાળગ્રહનો ગણ અલ્પ બાળ-કને ગળામાં ગ્રહણ કરીને થોડે છેટે ગયા પછી ભક્તિદેવી શોકવ્યાકુળ થ-ઇને મુક્ત ( છુટા ) કંઠથી રડવા મંડ્યાં. ભાર્યા ભક્તિનું રૂદન સાંભળીને હ-રિપ્રસાદવિપ્ર અનિષ્ટનિવર્તક નારાયણનામ સ્મરણ કરતા કરતા ત્યાં જલદી આવ્યા ॥૧૧॥ તદા-ભર્તા આવ્યા તે સમયમાં તેમને સન્મુખગમન-અ-ભિભાષણાદિ સત્કાર નહિ કરીને ઉલટું ભર્તાના દર્શનથી બમણાં શોકવિહ્વળ થઇને, પુત્રવિષે ગાઢ સ્નેહને લીધે હાય હાય હે પુત્ર ! હે પુત્ર ! એમ અતિ-ખેદથી ઉચ્ચારણ કરીને રૂદન કરતાંજ મૂર્ચ્છા પામી ગયાં. હરિપ્રસાદવિપ્ર પણ પુત્રને વિનષ્ટ થએલો જાણીને તત્કાળ મૂર્છા પામી ગયા. ઘરમાં રહેલા બીજા બધા તેમના સંબંધિજનો પણ શોકવ્યાકુળ થઇને રૂદન કરવા લાગ્યા ॥૧૨॥ ભક્તિધર્મે પૂર્વે બહુ પ્રકારના પુષ્પાદિ ઉપચારોવડે આરાધેલા હનુ-માનજી તે સમયમાં તેમને મૂર્છિત થએલાં જાણીને, તેમનો શોક ટાળવા માટે તત્કાળ સૌમ્ય રૂપથી આવિર્ભાવ પામી તેમની પાસે આવીને 'હે દેવિ ભક્તે ! તમો કેમ સુઇ રહ્યાં છો ? જાગો જાગો. હે હરિપ્રસાદ ! તમો કેમ સુઇ રહ્યા છો ? જાગો જાગો' એવા અમૃતતુલ્ય મધુર વચનથી બોલાવીને બન્ને દંપતીને જગાડવા લાગ્યા. હે રાજન્ ! આવું મારૂતિનું સંજીવનરૂપ આહ્વાન વચનામૃત કર્ણરૂપ પુટથી પાન કરીને, આંખ્યોમાં આંસુઓ જે-મને ભરાઇ ગયાં છે એવાં થકાં બન્ને દંપતી તત્કાળ જાગ્રત થયાં ॥૧૩-૧૪॥ તે બન્ને દંપતી ગભરાઇ ગએલાની માફકજ જાગી ઉઠ્યાં. ત્યાંતો તેજ ક્ષણમાં

सम्भ्रान्तवदेव तौ तं तदैव दिव्यं कपिमैक्षतां च । सतैलसिन्दूर-सुचर्चिताङ्गमर्कप्रसूनस्रजमीक्षणीयम् ॥१५॥ कुतो भवन्तौ रुद-तोऽतिखिन्नाविति ब्रुवाणं तमुवाच भक्तिः । त्वं कीशबालः सुख-कारको मे पीयूषवाक्योऽसि पवित्रमूर्तिः ॥१६॥ बालग्रहैर्मेऽद्य सुतोऽपनीतो रोदिम्यतोऽहं बहुकृच्छ्रलब्धः । इत्थं वदन्तीमवदच्च बालां स मारुतिः स्वेक्षणलब्धधैर्याम् ॥१७॥ श्रीरामदासोऽस्मि हनूमदाख्यो भक्तौ युवां मे भवयो दृढं वै । तयोरिदं कष्टमवेत्य जातं तद्धर्तुमेवाहमिहागतोऽस्मि ॥१८॥ बालग्रहैर्वाप्यसुरैश्च

સતૈલ સિંદુરથી ચર્ચાએલા કલેવરવાળા, આકડાના કુસુમની માળાઓથી અલંકૃત વક્ષસ્થળ જેનું છે, રમણીય દર્શન જેનું છે એવા દિવ્ય કપીન્દ્ર તેમના દેખવામાં આવ્યા ॥૧૫॥ 'તમો દંપતીને શા માટે અંતરમાં આવો અત્યંત ખેદ વર્તે છે કે જેને લીધે મુક્તકંઠથી રૂદન કરો છો' આ પ્રકારે બોલતા મારૂતિપ્રત્યે ભક્તિ બોલ્યાં કે-તમો આકૃતિથી બાળ વાનર છો પણ પ્રાકૃત વાનર તો નથીજ એમ હું માનુંછું. કેમકે તમારૂં વચન અમૃતમય છે. આવી આપત્તિમાં સન્નિધિ પામી અમૃતમય વચનથી શોકનું મૂળ અ-મોને પુછો છો માટે અમોને સુખકારક છો એમ માનુંછું. તમારા દર્શન-માત્રથીજ અમારો શોક મોહ ચિત્તમાંથી દૂર થઈ જાય છે માટે તમો કોઈ પવિત્ર મૂર્તિ છો. આવા તમો કોણ છો ? તે અમોને જણાવો ॥૧૬॥ અમારે શોકનું મૂળ તો આ છે-તપશ્ચર્યા વિગેરે બહુ પરિશ્રમથી પ્રાપ્ત થએલા અ-મારા અનન્યસામાન્ય સુતને બાળગ્રહો હમણાંજ હરી ગયા છે માટે હું રોદન કરૂંછું. હે રાજન્ ! આ રીતે બોલતાં અને પોતાના દર્શનમાત્રથી ધૈર્યને પામેલાં બાળા ( ભક્તિ ) પ્રત્યે મારૂતિ બોલ્યા ॥૧૭॥ હું શ્રીરામનો દાસ ( દૂત ) છું. મારૂં નામ હનુમાન છે. મારે વિષે તમારે દૃઢ ભક્તિ છે. ભક્તથી વશ થએલો હું તમોને થએલું આ કષ્ટ જાણીને તેને ટાળવા માટે-જ હું અહિં આવ્યો છું ॥૧૮॥ આ બાળકનો મહિમા તમો જાણતાં નથી. આ બાળક બાળગ્રહોથી કે બીજા કોઇ સિંહાદિ હિંસકોથી કે તમારા વૈરી અસુરોથી કે અહિના બીજા કોઇનાથી પણ હણી શકાય એવો નથી. કારણ

हिंस्रैर्हन्तुं न शक्य खलु कैश्चिदत्र । वालस्तवासौ यदतोऽस्ति भीतिर्भयप्रदस्याप्यखिलस्य मृत्यो. ॥१९॥ आश्वास्य तामित्थ मथातितूर्णं स स्वेच्छया स्वीकृतमानवत्वम् । नारायणं भक्त मनोहरं तं वालग्रहान्मोचयितुं जगाम ॥२०॥ वालं गृहीत्वो त्पतिताऽथ कृत्या ग्रामाद्बहिस्तद्ग्रसनाभिलापा । तत्याज त तदङ्घलनाभदृष्ट्या दन्दह्यमानाखिलदीर्घदेहा ॥२१॥ क्षिप्तो धरायां तरसा पिशाच्या सोऽनिर्दशाह शिशुकस्तदैव । सुष्वाप

---

કે આ બાળક સમસ્ત પ્રાણીઓને પણ ભય કરનારા મૃત્યુ ( કાળ )ને પણ ભય કરનારા છે 'स कालकाल' 'भीषाऽस्माद्वात पवते . मृत्युर्धावति पञ्चम' 'मृत्युर्यस्योपसेचनम्' એમ શ્રુતિ કહે છે માટે તમારે તેની કશી ચિંતા કરવી નહિ ॥૧૯॥ હે રાજન્ ! ભક્તિને આ પ્રકારે આશ્વાસના આ પીને પછી તે મારૂતિ સ્વેચ્છાથી માનવ વેષ જેમણે સ્વીકાર્યો છે, માટેજ બાળગ્રહના હસ્તમા આવેલા તે બાળ નારાયણને બાળગ્રહોથકી મુકાવા માટે એકદમ દોડી ગયા તે બાળકતો પ્રિયદર્શન હોવાથી ભક્તોના મનને હરે છે માટે બાળકને મુકાવા માટે મારૂતિનુ જવુ તેતો નિમિત્તમાત્ર છે પ્રિય દર્શન બાળકૃષ્ણના દર્શનની ઇચ્છાતો જવામા પ્રધાન હેતુ છે તે બાળક ભક્તોના મનને હરનારા છે, અભક્ત દ્વેષિઓના તો પ્રાણને હરનારા છે, માટે બાળરૂપ એવા પણ ભગવાનને ભયભાવના ક્યાથી હોય ? નજ હોય ॥૨૦॥ તે પછી બાળકને પકડીને ઉડી ગએલી કોટરા કૃત્યા તો ગામની બહાર જઇને, બાળકને ગળી જવાની જેટલાકમા ઇચ્છા કરે છે તેજ ક્ષ ણમા બાળકૃષ્ણે પ્રસારેલી પ્રલયકાળાનળ જેવી દેદીપ્યમાન દૃષ્ટિમાત્રથી દીર્ઘ દેહના અખિલ અવયવો અતિશય દાઝવા લાગતા 'મેં આ અગ્નિ આણ્યો છે કે શુ ?' એવી ગભરાઇ જઇને, તત્કાળ બાળકને ત્યાગ કરી દીધા ॥૨૧॥ તે પિશાચણીએ તીવ્રવેગથી ધરાઉપર ફેંકી દીધેલા આ બાળ કને દશ દિવસપણ વીત્યા નથી એટલે જન્મથી છો દિવસ થયા છે તોપણ તેવા આઘાતથી કાઇપણ વ્યથાને ન પામ્યા કિંતુ સુખનિદ્રાનેજ પામ્યા અને તે વખતે શીતળકાંતિવાળા ચદ્રમાએ પોતાના અમૃતમય શીત કિર

शीतद्युतिना सुधार्द्रैराप्यायितोऽभूत्स्वकरैश्च शीतैः ॥२२॥ हन्तुं ततः शावमुदात्तशूला करालदृष्ट्या तमवेक्षमाणा । तस्थावमर्त्याध्वनि साधरोष्ठं पिष्ट्वा रदैरायतचक्रतीक्ष्णैः ॥२३॥ व्योमस्थिता साऽथ ससम्भ्रमं तं कालाग्निरौद्रं सहसा विलोक्य । दन्दह्यमानाऽतिभयाऽतिकम्पा कृत्या न शक्ताऽस्य निरीक्षणेऽपि ॥२४॥ चुच्योत शूलं च सकम्पहस्तात्तस्याः पुरुस्विन्नवपुस्ततः सा । नाऽऽगमिष्यामि पुनः किलेति चीत्कृत्य दुद्राव सहात्मवर्ग्यैः ॥२५॥ धर्मालयादुत्पतितोऽन्तरिक्षं व्यात्ताननो दीर्घकरालदंष्ट्रः । स मा

---

ણોવડે સજીવિત કર્યા એટલે સુખીયા કર્યા ॥૨૨॥ કોટરાકૃત્યા બાળકને ધરા ઉપર નાખી દીધા પછી પોતાના મનોરથનો ભંગ થવાથી કોપવેગને પામીને, અતિશય લાંબા અંકુશ જેવા વાંકા તીક્ષ્ણ અગ્ર ભાગવાળા દાંતવડે અધરોષ્ઠને જોરથી પીશીને, તે બાળકને હણવામાટે ત્રિશૂળ ઉર્ધ્વ ઉગામીને, અગ્નિકણને વેરતી હોય ને શું ? એવી વિકરાળ દષ્ટિથી બાળકસામું જોયા કરતી થકી આકાશમાંજ રહી હતી ॥૨૩॥ એરીતે આકાશમાં રહીને ઉગ્ર દષ્ટિથી સભ્રમપૂર્વક બાળકસામુંજ જોઈ રહી છે એટલામાં તો તે બાળક અકસ્માત્ પ્રલયકાળાનળ જેવા ભયંકર થયા હોય ને શું ? એવા થઈ ગયા. બાળકના તે ઉગ્ર તેજથી અતિશય સળગતું શરીર જેનું છે અને અતિભયને લીધે થરથર કંપતી એવી કોટરા કૃત્યા આ બાળકનું નિરીક્ષણ કરવાપણ સમર્થ થઈ નહિ ॥૨૪॥ અને કોટરાના થરથર કંપતા કરમાંથી ત્રિશૂળ સ્વયં પડી ગયું તેપછી ભયને લીધે વપુમાં અતિશય પરશેવો થઈ ગયો તેપછી 'હવે પછી કદાપિ હું આહિં આવીશ નહિ' એવી પોતાના મનમાંજ પ્રતિજ્ઞા કરીને ભયવેગથી 'ચીચી' એવો પિશાચજાતિનો શબ્દ કરતી કરતી રેવતી વિગેરે પોતાના પરિવાર સાથે ત્યાંથી પલાયન કરી ગઈ ॥૨૫॥ બાળકને બાળગ્રહોથકી મુકાવામાટે ગએલા હનુમાનજીનું હવે કૃત્ય કહેછે—ધર્મદેવના ભવનથકી ગગનમાર્ગ ઉડેલા, પહોળું ફાડ્યું છે મુખ જેમણે, લાંબી વિકરાળ દાઢો જેમની છે, એરીતે અતિ ભયંકર આકૃતિવાળા તે મારૂતિતો વજ્રના ઘોષ જેવો ભયાનક કીકીયારીનો નાદ કરતા કરતા ધનુષમાંથી છુટેલા

रुतिः स्फूर्जथुभीमनादो धनुर्विमुक्ताशुगशीघ्रयानः ॥२६॥ द्रवन्त-
माकृष्य निवध्य तूर्णं पुच्छेन तृण्यामिव चायतेन। स्वप्रेष्ठबालार्द-
नजातकोपः पदा स कृत्यागणमाततान ॥२७॥ ततो मृतप्रायमु-
पेतदुःखं प्रारब्धशेषावितजीवकण्ठम्। उत्सृज्य तं दूरत आशु
बालं प्रीत्या दधौ सौम्यवपुः स दोष्णोः ॥२८॥ सितस्मितं वीक्ष्य
शिशुं शनैस्तं ददौ समानीय ततः स भक्त्यै। मृत्योर्मुखायात-
मिवात्मबालं सा प्राप्य तं प्राह वचः कपीन्द्रम् ॥२९॥ देव! त्वया
मोचित एष मृत्योर्बालोऽस्यतस्त्वं मम जीवदाता। नासाध्यमेत-

---

બાણની પેઠે ઉતાવળા દોડીને, સમીપમાં દોડાદોડ કરતા કૃત્યાગણને જોઇને, પોતાના પ્રિયતમ બાળકૃષ્ણને પીડા પમાડવાથી ઉત્પન્ન થએલા કોપવેગથી ખેંચી લાવી ભેગો કરી, તૃણસમૂહ ( ઘાસની ગાંસડી )નેજ જેમ એમ અતિ લાંબા પોતાના પુચ્છવડે એકદમ બાંધી દઇને, લાતોના પ્રહારથી તેને તાડન કરવા મંડ્યા ॥૨૬–૨૭॥ તેપછી બહુ દુઃખને પામેલો, પ્રારબ્ધ કર્મફળભોગના અવશિષ્ટ ભાગથી બચેલો–પ્રાણ જેના નીકળી ગયા નથી પણ કંઠમાત્રમાં પ્રાણ જેના લગ્ન થઈ ગયા છે, માટેજ મર્યા જેવા થઈ ગએલા એવા કૃત્યાગણને બહુ દૂરપ્રદેશમાં જોરથી ફેંકી દઇને, તે મારૂતિએ સૌમ્ય શરીરવાળા થઇને તત્કાળ બાળસમીપે જઇને તેમને પ્રીતિથી પોતાના હાથમાં ધારી લીધા ॥૨૮॥ મંદસ્મિતથી મધુર મુખકમળવાળા બાળકને પ્રીતિથી સારી રીતે નિહાળીને પ્રહર્ષ પામેલા મારૂતિ ગામના નજીક ભાગમાંથી માર્ગમાં વ્યથા ન થવા માટે ધીમે ધીમે ચાલતાથકા લાવીને માતા ભક્તિને આપ્યા. પછી ભક્તિ મૃત્યુના મુખમાંથી પાછો આવ્યો હોય ને શું? એમ જાણીને પોતાના બાળકને પામીને પ્રહર્ષ પામીને કપીન્દ્ર હનુમાનજીને એમ કહેવા લાગ્યાં ॥૨૯॥ હે દેવ! આ મારા બાળકને મૃત્યુના મુખમાંથી મુકાવ્યો માટે તમો તો મારા જીવદાતા છો. તમારે વિષે આ આશ્ચર્ય નથી. કારણ કે–તમોએ પૂર્વે રામરાવણના રણમાં રાવણે પ્રેરેલી શક્તિથી મૂર્છિત થએલા લક્ષ્મણજીને સંજીવની ઔષધિ લાવી આપીને જીવન આપનારા છો. એવા સમર્થ તમારે કૃત્યાઓનું નિકંદન કરીને મારા પ્રાણ-

स्फुरणं तवेति जानासि रामानुजजीवदातुः ॥३०॥ निशम्य वाचं भगवज्जनन्याः सोऽथाब्रवीत्सर्वविदाञ्जनेयः । भद्रे! तवायं शिशुकस्तु दिव्यो न प्राकृतोऽस्तीत्यवधेहि सत्यम् ॥३१॥ संसारकष्टादविता सपोष्यौ युवां तथान्याञ्छरणोपपन्नान् । अतः सुरक्ष्योऽद्भुतबालकोऽयं सर्वाधिकः स्नेह इहैव कार्यः ॥३२॥ तामित्युदीर्यैक्षत तत्सुतास्यं तावन्मनोघ्नः स शिशुर्जहास । नृनाटनं तस्य हरेर्विधित्सोरप्येच्छया तत्र तिरोदधे सः ॥३३॥ ततोऽस्या-

રૂપ પુત્રનું પ્રત્યર્પણ કરવું તે અસાધ્ય નથી કિંતુ સર્વપણ સુસાધ્ય છે એમ હું જાણુંછું ॥૩૦॥ હે રાજન્! તેપછી અંજનીસુત મારૂતિ ભક્તિનું પૂર્વોક્ત વચન સાંભળીને, તેમની બાળસ્વરૂપની અનભિજ્ઞતાને ટાળવા માટે પોતે સર્વજ્ઞપણાથી બોલ્યા કે—હે ભદ્રે!—તમો અખિલ મંગળમૂર્તિ ભગવાનનાં જનની; માટેજ મંગળમૂર્તિ છો. માટે તમારે અભદ્રની કશી શંકાજ કેમ હોય? તમારા આ બાળક પ્રાકૃત નથી પરંતુ દિવ્ય—અપ્રાકૃત પુરૂષોત્તમજ, શિશુસ્વરૂપને ધારી રહ્યાછે. આ વાત તમો સત્યજ સમજો ॥ આ શિશુને સંકટનો સંભવ નથી. અત્યુગ્ર સંસાર સંકટથી પણ સંરક્ષણ કરવા સમર્થ છે. પોષ્યવર્ગે સહિત તમો દંપતીનું તો સંસારસંકટથકી વિશેષપણે રક્ષણ કરશે, કેમકે તેટલામાટેતો તમારા સુતભાવને પામ્યાછે, એજ બળથી તમારે અને તમારા પોષ્યવર્ગને સંસારભયની નિવૃત્તિતો સિદ્ધજ છે. તથા બીજા શરણાગતોને સર્વ પ્રકારે રક્ષણ કરશે. માટે તે આ સર્વથકી અધિક અદ્ભુત બાળકની સારીરીતે રક્ષા થઈ શકે તેમ છે એટલે પોતેજ સુખેથી રક્ષાને અર્હ છે એમાં કોઈના પરિશ્રમની અપેક્ષા નથી. માટે સ્નેહ સર્વથકી અધિક આ સમર્થ શિશુમાંજ અવશ્ય કરવો, જેણે કરીને સકળભયનું પ્રશમન અને પરમાનંદ થશે ॥૩૧-૩૨॥ હે રાજન્! ભક્તિને આ પ્રકારે કહીને હનુમાનજી જવાના હોવાથી ભક્તિસુતનું મુખકમળ નિહાળવા લાગ્યા. તે ક્ષણમાં પ્રેક્ષકજનોના મનોનયનને હરનારા દિવ્ય સૌન્દર્યવાળા તે શિશુએ શિશુવયને સહજ મિતહાસ કર્યો. તેપછી મારૂતિ નરનાટન કરવા ઇચ્છતા, મનોહર બાળમૂર્તિ શ્રીહરિનો આશય હસવા ઉપરથી સમઝી જઈને તત્કાળ

श्चर्यमापन्नौ तौ वीक्ष्य हनुमद्बलम् । पुनर्जातं स्वतनयं मेनाते लौकिकं यथा ॥३४॥ आश्चर्येणोचतुस्तौ च जनानौ बालकोऽधुना । हनूमता रक्षितो वै पिशाचीनां गणादिति ॥३५॥ हनूमति ततो भक्तिं परमां प्रापतुश्च तौ । माहात्म्यं तस्य बहुधा स्वसम्बन्धिन ऊचतुः ॥३६॥ तत आरभ्य तौ ते च मन्दवारे हनूमतः । नियमं जगृहुः प्रीत्या दर्शनस्यार्चनस्य च ॥३७॥ कृत्यार्दनोपशमनाय ततस्तु धर्मः शान्तिं चकार निगमोदितवर्त्मनैव । सन्तर्पणं च सुरसैर्धरणीसुराणां नारायणीयकवचस्य जपं च भूप ! ॥३८॥ राजन्निदं शिशुचरित्रमघौघनाशं नारायणस्य वदतामिह शृण्वतां,

ત્યાંજ તિરોધાન થઈ ગયા ॥૩૩॥ મારૂતિએ ભક્તિધર્મને એરીતે તાત્ત્વિક બોધ આપ્યો તથાપિ ભગવાનની દુરત્યય માયાથી મોહ પામેલા હોવાથી બાળકને હનુમાનજીના બળથી ફરીથી જીવતો થએલો માનીને અને મારૂતિના બળનેપણ જોઈ વિચારીને અત્યંત આશ્ચર્ય પામેલાં તે દંપતી પ્રાકૃતજનના બાળકની પેઠેજ પોતાના પુત્રને નવે અવતાર આવેલો માનવા લાગ્યા ॥૩૪॥ અને પુછતા સર્વ લોકોના પ્રત્યે આશ્ચર્યથી એમ કહેવા લાગ્યાં કે-પિશાચણીઓના ગણથી હમણાંજ અમારા બાળકની નિશ્ચે હનુમાનજીએ રક્ષા કરી ॥૩૫॥ તે દિવસને આરંભીને બન્ને દંપતી પૂર્વના કરતાપણ અતિ અધિક ભક્તિ હનુમાનજીમાં પામ્યાં અને પોતાના સબંધિજનોની સમીપે મારૂતિનું માહાત્મ્ય વારવાર કહેવા લાગ્યા ॥૩૬॥ તે દિવસને આરંભીને તે દંપતીએ અને તેમના સબંધિજનોએ શનિવારે હનુમાનજીનુ પ્રતિજ્ઞાપૂર્વક પૂજનવ્રત અને મંદિરમા પ્રતિમારૂપથી રહેલા મારૂતિનું દર્શનવ્રત પ્રીતિથી ગ્રહણ કર્યું ॥૩૭॥ હે નૃપ ! તેપછી ધર્મદેવેતો 'ફરીથી ક્યારેયપણ પિશાચી પીડા પુત્રને ન થાઓ' એવુ વિચારીને તેના ઉપદ્રવને રોકી રાખનારૂં શાંતિકર્મ વેદોક્તમાર્ગને અનુસારે કર્યુ અને નારાયણકવચનો જપ (જપાત્મકયજ્ઞ) કર્યો અને તેના અંગપણે ભૂદેવોને સારા રસવાળા અન્નવડે સતૃપ્ત કર્યા ॥૩૮॥ હવે આ બાળચરિતના શ્રવણકથનનું ફળ બતાવેછે—હે રાજન્ ! આવા બાળભાવનું નાટ્ય કરતા આત્મપતિ-અનન્યેશ્વર અથવા બદ્ધ-

च । तुभ्य मया कथितमात्मपते पवित्रं श्रद्धान्विताय परमाद रतोऽवधार्यम् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथ मप्रकरणे हनुमत्कृतबालरक्षणनिरूपणनामा त्रयोविंशोऽध्याय ॥२३॥

सुव्रत उवाच— एकादश्यामार्यमणे माधवे मासि भार्गवे । अह्नस्तुर्यक्षणे प्रेङ्खां बालाऽध्यारोहयत्सुतम् ॥१॥ लक्ष्मीं स्वकुलदेवीं सा स्मरन्ती योगशायिनम् । अस्वापयत्प्राक्शिरसं शोभिताया

मुक्त-नित्यमुक्त એવા ભેદથી ત્રણ પ્રકારના આત્માઓના પતિ-સ્વામી નારાયણનુ આ લોકમા કહેનારા અને સાભળનારા જનોના અખિલ અઘૌઘને નાશ કરનારૂ માટેજ પવિત્ર એવુ આ બાળચરિત્ર પરમશ્રદ્ધાળુ, માટેજ પાત્રભૂત એવા તમોને મેં કહ્યુ સાભળેલુ આ પવિત્ર ચરિત્ર તમારે પરમઆદરથી સદા ચિત્તવડે અવધારણ કરવુ ॥૨૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને પ્રથમપ્રકરણે હનુમત્કૃતબાળરક્ષણનિરૂપણનામા ત્રયોવિંશોઽધ્યાયઃ ॥૨૩॥

## અધ્યાય ૨૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! બાલા-ભક્તિમાતાએ વૈશાખમાસના શુક્લપક્ષની એકાદશીતિથીએ અર્યમા દેવતા જેના છે એવા ઉત્તરાફલ્ગુની નક્ષત્રમા શુક્રવારે દિવસના ચોથા મુહૂર્તમા ( સૂર્યોદયથકી આઠ ઘડી છ ત્રીશ પળ ગયા પછીના કાળમા વૃષલગ્નમા ) પોતાના પુત્રને પારણામા પધરાવ્યા યદ્યપિ 'दशद्वारोहस्तु कर्तव्य' આ બૃહસ્પતિના વચનમા દશમો-બારમો સોળમો-બાવીશમો આ દિવસોમાથી હરકોઈ દિવસે આ કરવાનુ કહ્યુછે તથાપિ તે તમામ દિવસોમા સારૂ મુહૂર્ત નહિ મળવાથી તેમજ બત્રીશમે દિવસે લગ્નશુધ્યાદિ હોવાથી આ પ્રમાણે કર્યુંછે એમ જાણવુ તે આ કૃત્યચિંતામણિમા પ્રયોગમા 'तत्र नामकरणदिने षोडशे द्वाविंशे वा ऽन्यस्मिन्वा उत्तनक्षत्रादियुते शुभे काले यथाचार' ઈત્યાદિકથી કહ્યુ છે ॥૧॥ તેનો પ્રકાર કહેછે—માતાભક્તિએ પોતાના કુળપૂર્વજોએ ઉપાસેલી લક્ષ્મી દેવી અને લક્ષ્મીના પતિ શેષશાયી નારાયણને સ્મરણ કરવાપૂર્વક, અલકાર કરેલા તે પારણામા પુત્રને પૂર્વમસ્તકે સુવાર્યા આ સવિસ્તર કૃત્યચિંતામણિમા પ્રયોગમા 'अथ पर्यङ्किकारोपण' ઈત્યાદિકથી કહ્યુ છે, ત્યાથી વિશેષ

च तत्र तम् ॥२॥ द्वितीयमासस्यारम्भे गोक्षीरं गालितं शुभम्। अपाययत्सा शङ्खेन तनयं गुरुवासरे ॥३॥ चक्रेऽथ निष्क्रमणसंस्कृतिमात्मजस्य सूर्येक्षणं स च तृतीयकमास एव। पुण्याहवाचनमकारयदत्र वृद्धिश्राद्धं तु नाकृत वृषः खलु सामगत्वात् ॥४॥ तं चन्द्रदर्शनमकारयदावृताङ्गं त्रैमासिकं च शुचिना वसनेन धर्मः। पूजां विधाय शशिनोऽथ च वामदेव्यं सामाध्यगापय-

---

જાણવો ॥૨॥ જન્મથી બીજા માસના આરંભમાં એટલે એકત્રિશમે દિવસે ગુરૂવારે ભક્તિએ ગાળેલું અને શુભ, માટેજ દષ્ટ અદષ્ટ દોષે વર્જીત એવું ગાયનું દુધ શંખમાં ભરીને તનયને યથાવિધિ પાન કરાવ્યું, આ બાબતમાં નૃસિંહે 'एकत्रिंशद्दिने चैव पयः शङ्खेन पाययेत्' એમ કહ્યુંછે. "વૃષભને પામેલી–વાયા પછી દશ દિવસ નહિ થએલી–વત્સ વિનાની એવી ગાયના દુધનો ત્યાગ કરવો" એમ યાજ્ઞવલ્કયે નિષેધ કરેલો છે માટે દુધને શુભ એવું વિશેષણ આપ્યું છે ॥૩॥ તેપછી જન્મથી ત્રીજે માસેજ ધર્મદેવે પોતાના પુત્રનો નિષ્ક્રમણ નામનો સંસ્કાર કર્યો (ઘરમાંથી બહારલીફોરા પહેલવહેલા કાઢવામાટે કરવાપણે કહેલો) અને બાળકને સૂર્યદર્શન કરાવ્યું અને નિષ્ક્રમણસંસ્કારમાં પુણ્યાહવાચન કરાવ્યું. પોતે સામવેદી હોવાથી વૃદ્ધિશ્રાદ્ધ તો (નાંદિશ્રાદ્ધ) નજ કર્યું. (આ બાબતમાં યમ-'तृतीये वा चतुर्थे वा मासि निष्क्रमणं भवेत्' તથા 'ततस्तृतीये कर्तव्यं मासि सूर्यस्य दर्शनं' એમ કહેછે. 'सूर्येन्द्वोः कर्मणी ये च तयोः श्राद्धं न विद्यते' એમ છન્દોગપરિશિષ્ટમાં કહેછે. 'छन्दोगानां निष्क्रमणे वृद्धिश्राद्धं नास्ति' એમ કલ્પતરૂપણ કહેછે) ॥૪॥ તેપછી ધર્મદેવે જન્મથી ત્રણ માસના થએલા બાળકનો ચંદ્રદર્શન નામનો સંસ્કાર કર્યો, (તેનો પ્રકાર કહેછે) આષાઢ માસના શુકલપક્ષની તૃતીયાતિથિએ ચંદ્રની યથાવિધિ પૂજા કરી કુમારને વિશુદ્ધ વસ્ત્રથી વદનવર્જીત બીજા અવયવોને ઢાંકીને ચંદ્રદર્શન કરાવ્યું. પછીથી સંધ્યારાગ મટી ગયા પછીના પ્રદોષ સમયમાં વામદેવ્ય નામનું સામ બ્રાહ્મણો પાસે ગવરાવ્યું. (આ વાત કૃત્યચિંતામણિમાં પ્રયોગમાં 'जन्ममासात्तृतीये मासि शुक्लतृतीयायाम्' એનો આરંભ કરીને 'ततो

दसौ विधिवत्प्रदोपे ॥५॥ एकदा तद्गृहमगान्मार्कण्डेयो महामुनिः । त्रिकालज्ञश्च तेजस्वी सशिष्यो वर्णिवेषधृत् ॥६॥ सम्मानयामास स तमातिथ्येन यथोचितम् । ब्राह्मणः सर्वधर्मज्ञः सभार्यो नृपसत्तम ! ॥७॥ भुक्त्वा पीत्वा सुखासीनं सेवमानस्तमन्तिके । उपविष्ट इदं प्राह प्रीणयन्स उदारधीः ॥८॥ कुत आगम्यते ब्रह्मन् ! भवता भूरितेजसा । कृतार्थीकुर्वता लोकान् पावितोऽद्य ममाश्रमः ॥९॥ ब्रह्मन् ! किं किं त्वयाधीतं वेदशास्त्रागमादिषु । विद्यानिधिरिवाभासि ततो मां वक्तुमर्हसि ॥१०॥ इति पृष्टः

---

माता शुचिना वसनेन मुखवर्जं कुमारमाच्छाद्य' ઇત્યાદિકથી કહ્યું છે) ॥૫॥

એક સમયમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળને જાણનારા, તેજસ્વી મહામુનિ માર્કંડેય જે ચિરંજીવીપણે પ્રસિદ્ધ છે તે વર્ણિનો વેષ ધારીને શિષ્યસમૂહને સાથે લઇને ધર્મદેવના ભવને આવ્યા ॥૬॥ હે નૃપસત્તમ ! સર્વ ધર્મને જાણનારા ધર્મદેવ વિપ્ર ભાર્યાસાથે આતિથ્યથી માર્કંડેયમુનિની સંભાવના કરવા લાગ્યા. વિવિધ સ્વાદુ ભોજ્ય પદાર્થો જમીને શીતળ સુગંધિ સુમિષ્ટ જળનું પાન કરીને સુખેથી શુભાસનમાં બેઠેલા મુનિની સેવા સજતાં પ્રશ્ન પુછવાનો અવસર મળતાં, મહાબુદ્ધિશાળી ધર્મદેવ મુનિપાસે બેસીને વિનયમધુર વચનવડે મુનિને પ્રહર્ષ પમાડતા થકા એમ બોલ્યા કે-॥૭-૮॥ હે બ્રહ્મન્ ! આજરોજ આપ ક્યાંથી પધારોછો ? તમો બ્રહ્મતેજથીજ કોઈ અનુપમ મહર્ષિ છો એમ મને જણાયછે. પધારવાનું પ્રયોજનતો વિજ્ઞાતપ્રાયજ છે. કેમકે લોકોના હિતમાટેજ તમારા જેવાઓનું તેતે આશ્રમમાં વિચરણ છે, તો લોકોને કૃતાર્થ કરતા તમોએ મારોપણ આ આશ્રમ આજ પાવન કર્યો. મારા હિતમાટેજ આપનું પધારવું છે એમ મેં જાણેલુંજ છે. હે બ્રહ્મન્ ! વેદો, શાસ્ત્રો ( મીમાંસા આદિક ) આગમો ( તંત્રાદિ ) આદિક જે ચૌદ વિદ્યાસ્થાનો છે તેમાંથી તમો શું શું ભણ્યા છો ? તમો વિદ્યાના નિધિરૂપ જણાઓછો માટે મને કહેવાને યોગ્ય છો. અથવા એમાં પ્રશ્ન શો કરવો ? તમારે કશું પણ અવિદિત નથી, તમો વિદ્યાનિધિ છો એમજ હું માનુંછું ॥૯-૧૦॥ હે નૃપ ! આ પ્રકારે પુંછ્યું

स विप्रर्षिः सर्वज्ञो मतिमान्नृप ! । तत्सुतप्रेक्षणानन्दो धर्मं प्रत्यब्रवीदिदम् ॥११॥ तीर्थयात्रां चरन्धर्म ! त्वद्गेहमेतद्यदृच्छया । प्राप्तोऽस्मि भृगुगोत्रं मां मार्कण्डेयमवेहि भो ! ॥१२॥ वेदशास्त्रपुराणानि ज्योतिःशास्त्रं विशेषतः । पठितं पाठ्यते चापि वेदाङ्गानीतराणि च ॥१३॥ ततः प्रसन्नो धर्मस्तं प्रणम्याह पुनर्वचः । स्वपुत्रनामकरणं तेनैव हि चिकीर्षयन् ॥१४॥ अस्मद्भाग्यवशादेव जातोऽत्र भवदागमः । तस्मान्मयि कृपां कृत्वा कञ्चित्कालमिहावस ॥१५॥ ज्योतिषां पारदृश्वा त्वं ब्रह्मन्नस्यात्मजस्य मे । पश्य भाग्योदयं सम्यग्भविष्यं शास्त्रचक्षुषा ॥१६॥ नामकर्ममुहूर्तं च निश्चित्यास्य त्वमेव हि । कुरु नाम महाभाग ! गौणमार्क्षं च तत्त्व-

એટલે સકળશાસ્ત્રના વેત્તા, સમયસમુચિત મતિએ સંપન્ન, ધર્મના સુતના નિરીક્ષણથી મહા આનંદ પામેલા બ્રહ્મર્ષિ માર્કંડેયમુનિ ધર્મના પ્રત્યે એવું વચન બોલ્યા કે-॥૧૧॥ હે ધર્મ ! હું તીર્થયાત્રાને કરતો કરતો દૈવેચ્છાથી આ તમારે ઘેર આવ્યોછું. હું ભૃગુગોત્રમાં ઉત્પન્ન થએલોછું. મૃકંડમુનિનો પુત્ર માટે મારૂં નામ માર્કંડેય છે એમ તમો જાણો ॥૧૨॥ છો અંગે સહિત વેદો, તેના અર્થના વિચારરૂપ શાસ્ત્રો, પુરાણો, ધર્મશાસ્ત્રો અને વિશેષપણે જ્યોતિઃશાસ્ત્ર આ સર્વેને હું ભણ્યોછું (જાણુંછું) અને ભણાવુંપણ છું ॥૧૩॥ હે રાજન્ ! આવું મુનિનું વચન સાંભળીને પ્રસન્ન થએલા ધર્મદેવ પોતાના પુત્રનું નામકરણ તેમની પાસેજ કરાવાની ઇચ્છાથી મુનિને પ્રણામ કરીને ફરીથી નિશ્ચિત વચન બોલ્યા કે ॥૧૪॥ હે મુને ! અમારાજ ભાગ્યવશાત્ આપ અહીં આવ્યાછો, માટે મારી એવી પ્રાર્થના છે કે-મારી ઉપર કરૂણા કરીને કેટલોક કાળ અહિંજ આપ નિવાસ કરીને રહો ॥૧૫॥ હે બ્રહ્મન્ ! આપ જ્યોતિઃશાસ્ત્રના પારને પામેલાછો તો આ મારા પુત્રનો ભવિષ્યનો ભાગ્યોદય કેવો છે તે શાસ્ત્રદૃષ્ટિથી રૂડીરીતે જોઈ વિચારીને મને કહો. હે મહાભાગ ! આપજ આ કુમારના નામકરણ સંસ્કારનું શુભ મુહૂર્ત નિશ્ચિત કરીને તેવા મુહૂર્તમાં ગુણાનુગુણ તથા જન્મનક્ષત્રને અનુગુણ નામ તત્વતઃ-તેના તાત્વિક સ્વભાવને નહિ ઉલ્લંઘન કરીનેજ કરવાને યોગ્ય છો. તમો ભૂત ભવિષ્યને

तः ॥१७॥ इति सम्प्रार्थितस्तेन मृकण्डतनयो मुनिः । पञ्चाङ्गपत्रे निश्चित्य मुहूर्तं नाम्न आह तम् ॥१८॥ एकादशाहादिदिने विष्ट्या दिदोपसम्भवात् । नाम्न्यकृते तु तत्कार्यं शतरात्रव्यतिक्रमे ॥१९॥ श्व' सप्तम्यां गुरावस्य लग्ने कर्कटकाह्वये । सौम्येषु केन्द्रसंस्थेषु नामकर्म विधीयताम् ॥२०॥ शुभाशुभं च यद्भावि सुतस्यास्य तदप्यहम् । नामान्ते कथयिष्यामि जन्मकालं विचार्य ते ॥२१॥ इत्युक्त, सोऽतिसंहृष्ट सम्पाद्योपस्कर तदा । प्रात. क्षणे तृतीयेऽह्नः प्रारम्भे च कर्म तत् ॥२२॥ वृद्धिश्राद्ध स कृत्वादौ पार्थि

---

ભાખનારા છો ॥૧૬-૧૭॥ હે રાજન્ ! ધર્મદેવે એરીતે પ્રાર્થના કરી એટલે લોકનુ અનુકરણ કરતા બાળવેષધારી આ ભગવાનનુ લોકાનુકરણ કરતા આ માર્કંડેયમુનિ નામકરણને અનુચિત શુભ મુહૂર્ત પચાગપત્રમા જોઈ નિશ્ચય કરીને ધર્મપ્રત્યે બોલ્યા કે-અગ્યારમે કે બારમે દિવસે વિષ્ટિ અમાસક્રાતિ આદિક કુયોગને લીધે તે દિવસે નામકરણસસ્કાર ન કર્યો હોય તો તે નામ શતરાત્ર વિત્યા પછી એટલે એકસો એકમે દિવસે કરવુ ( તે ગૃહ્યપરિશિષ્ટમા ગોભિલે 'जननाद्दशरात्रे व्युष्टे शतरात्रे सवत्सरे वा नामधेयकरण' એમ કહ્યુછે વ્યુષ્ટ એટલે વ્યતિક્રાન્ત થયા પછી આ વિશેષણનો ત્રણની સાથે અન્વય કરવો વિષ્ટ્યાદિકમા નામકરણનો નિષેધ છે તેમા ગર્ગ 'अमा सङ्क्रातिविष्ट्यादौ प्राप्तकालेऽपि नाचरेत्' એમ કહેછે ) ॥૧૮-૧૯॥ આ વળી કાલે તો નામકરણનો સુશોભન સમય છે-આવતી કાલે સપ્તમીએ ગુરૂવારે કર્કનામના લગ્નમા ચદ્ર-બુધ-ગુરુ અને શુક્ર આ ગ્રહો પ્રથમ-ચતુર્થ-સપ્તમ અને દશમ ભુવનમા વર્તતા તમારા કુમારનુ નામકર્મ કરો આ સુતનુ જે શુભ કે અશુભ ભવિષ્ય હશે તેપણ નામકરણ કર્યા પછી એના જન્મકાળનો નિશ્ચય કરીને હુ તમોને કહીશ ॥૨૦-૨૧॥ હે રાજન્ ! એરીતે મુનિએ કહેલા ધર્મદેવે પ્રહર્ષ પામીને એજ અવસરમા તેમા ઉપયોગી સર્વ સામગ્રી સપાદન કરીને બીજે દિવસે પ્રાત કાળમાં દિવસના ત્રીજા મુહૂર્તમા નામકરણ નામના કર્મનો સમારભ કર્યો ॥૨૨॥ પ્રથમ વૃદ્ધિશ્રાદ્ધ કરીને, પાર્થિવ નામના વહ્નિની પ્રતિષ્ઠા કરી તે વહ્નિમા વ્યાહૃતિપૂર્વક યથા

वाय्हुताशनम् । प्रतिष्ठाप्याचरद्धोमं तत्र व्याहृतिपूर्वकम् ॥२३॥
ततोऽस्य विदधन्नाम मुनिरन्वर्थमब्रवीत् । अन्तर्दृष्ट्यैव कृष्णस्य
जानन्सर्वं चिकीर्षितम् ॥२४॥ युवयोश्च स्वकीयानां हर्ताऽसावा-
पदो द्विज ! । हरिसंज्ञोऽस्त्वतः कर्कराशिस्थेन्दोश्च जन्मनि ॥२५॥
कृष्णाख्यः कृष्णवर्णत्वात्स्वांस्थ्याकर्षणाद्धृदः । मधुमासजने-
श्वासौ सुतो भवति ते भुवि ॥२६॥ एतन्नामद्वयं विप्र ! पुत्रस्य तव

विधि होम कर्यो ॥२३॥ तेपछी बाळकनुं अन्वर्थ नाम करवा इच्छता मार्कंडेयमुनि अंतर्दष्टि-ऋषिदष्टि अथवा अंतरमां जोएला भगवाने प्रेरेली बुद्धिथीज बाळवेषधारी भगवाननुं समग्र करवा धारेलुं कार्य जाणीने एम बोल्या के-॥२४॥ हे द्विज ! आ पुत्र दंपती तमारी, संबंधि जनोनी अने आश्रित जनोनी अखिल आपदाने हरनारा थशे माटे हरि एवी सार्थक संज्ञाथी सुप्रसिद्ध थशे. वळी जन्म समये चंद्रमा कर्कराशिमां वर्तेछे माटे ज्योतिषकोना 'डा हा कर्क' एवा संकेत मुजब हकार आवेछे तो हरि एवुंज नाम युक्त छे 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः' एवी स्मृति छे ॥२५॥ हे धर्म ! आ तमारा सुतनो मेघसरखो कृष्ण (श्याम) वर्ण छे वळी दिव्य सौन्दर्य लावण्यादि अनंत कल्याण गुणोथी आश्रितोनां अंतःकरणने स्वस्वरूपमां समाकर्षण करेछे वळी चैत्रमासमां जन्म छे, आ त्रण हेतुओथी पृथ्वी उपर कृष्ण एवा नामथी कहेवाशे , 'कृष्णः वर्णः अस्ति अस्य' एवी व्युत्पत्तिथी आ नाम अन्वर्थ छे 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन !' 'अप्राकृता-तिरविरमेचकः कृष्ण ईरितः' एवी स्मृति तथा निरुक्ति छे. 'कर्षति-आ-कर्षति' एवी व्युत्पत्तिथी पण यथार्थ नाम छे 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । कृष्णस्तद्भावयोगाच्च कृष्णो भवति सात्त्वतः' एवी स्मृति छे. चैत्र मासमां जन्म होय तेनुं कृष्ण नाम सार्थक आवे एमां गार्ग्य-'मासनाम गुरोर्नाम दद्याद्बालस्य वै पिता । कृष्णोऽनन्तोऽच्युतश्चक्री वैकुण्ठोऽथ जनार्दनः । उपेन्द्रो यज्ञपुरुषो वासुदेवस्तथा हरिः । योगीशः पुण्डरीकाक्षो मासनामान्यनुक्रमात्॥' एम कहेछे. एरीते त्रणेय हेतुओथी

यन्मया । कथितं व्यस्तमपि तत्समस्तं च भविष्यति ॥२७॥ त्यागज्ञानतपोधर्मैः पार्वतीपतिना समः । एष भावी च योगेन नीलकण्ठाभिधोऽस्त्वतः ॥२८॥ एवंविधान्यनेकानि गुणकर्मानुसारतः । नामान्यस्य भविष्यन्ति त्वत्सूनोर्द्विजसत्तम ! ॥२९॥ कथाश्रुतौ हरेरेष पृथुतुल्यो भविष्यति । भक्त्या च तद्वशीकारे क्षमायां चाम्बरीषवत् ॥३०॥ दास्ये भगवतश्चैष भविता हनुमत्समः । कार्याकार्यनयज्ञाने भविता विदुरोपमः ॥३१॥ शुकवत्तीव्रवैराग्ये

કૃષ્ણ નામ સાર્થકજ છે ॥૨૬॥ હે વિપ્ર ! મેં તમારા પુત્રનાં જે આ બે નામ કહ્યાં તે યદ્યપિ જુદાં જુદાં છે તથાપિ બે મળીને એક હરિકૃષ્ણ એવુંપણ નામ થશે અર્થાત્ હરિ-કૃષ્ણ એવાં જુદાં નામ અને હરિકૃષ્ણ એવું ભેગુ નામ થશે. હરિ-કૃષ્ણ શબ્દોનું જે એક નામ છે તે બીજા અર્થને જણાવામાટે છે. અર્થ એવો છે કે-'हरति-आकर्षति' આહ્લાદક હોવાથી પોતામાં સર્વ જનોનાં ચિત્તને આકર્ષણ કરે તે હરિ (ચંદ્રમા) કહેવાય સર્વજનાહ્લાદકપણામાં ભગવાનનેપણ ચંદ્રની ઉપમા અપાય છે તો ભગવાનપણ હરિ કહેવાય. અને 'कर्षति-उन्मूलयति' ભક્તોના દ્રોહિઓને મૂળમાંથી નાશ કરે તે કૃષ્ણ કહેવાય. માટે હરિ અને કૃષ્ણ એવાં બે નામ ભેગાં થઇને હરિકૃષ્ણ એવું નામપણ સાર્થકજ છે ॥૨૭॥ વળી તમારા પુત્ર ત્યાગ, (યાચકો માટે છુટો હાથ રાખવો તે અથવા-વિષયની તૃષ્ણાએ રહિતપણું) આત્માપરમાત્માનું યથાર્થ વિજ્ઞાન, તપ, ( मनसश्चेन्द्रियाणां च ऐकाग्र्यं परमं तपः' આ સ્મૃતિમાં કહેલું ) સ્વધર્મ અને અષ્ટાંગયોગ, આ પાંચ ગુણોએ કરીને પાર્વતીપતિ-રુદ્રને તુલ્ય થશે માટે નીલકંઠ નામથી વિખ્યાત થશે ॥૨૮॥ હે દ્વિજસત્તમ ! આ તમારા સુતનાં આવાં અનેક નામો ગુણ કર્મ-વૃત્તને અનુસારે થશે ॥૨૯॥ આ બાળકના ભાવી ગુણવિશેષોને સાંભળો. હે ધર્મ ! આ તમારા તનય હરિકથાશ્રવણમાં પૃથુરાજને તુલ્ય થશે ભગવાનને ભક્તિથી વશ કરી દેવામાં અને ક્ષમામાં અંબરીષરાજાને તુલ્ય થશે ॥૩૦॥ ભગવાનના દાસપણામાં મારુતિને તુલ્ય થશે. કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય એવો બોધ કરનારા નીતિશાસ્ત્રમાં વિદુરજીને સમાન થશે

बुद्धौ जनकराजवत् । प्रह्लादवच्च भविता कृष्णस्यैव सदाग्रहे ॥३२॥ मायादितत्त्वभिन्नात्मज्ञाने तु कपिलोपमः । दत्तात्रेयोपमो दोषत्यागे चैव गुणग्रहे ॥३३॥ अधर्मसर्गभीरुत्वे युधिष्ठिरनृपोपमः । दयालुतोदारतयोर्भाव्योऽसौ रन्तिदेववत् ॥३४॥ एष नारदवद्भाव्यो विष्णोर्निश्चयकारणे । इन्द्रियारिजये चैष भविष्यत्यर्जुनो यथा ॥३५॥ कृष्णाङ्घ्रिरेणुमाहात्म्यज्ञाने चाक्रूरसन्निभः । भगवद्भक्तमाहात्म्यज्ञाने भाव्य इवोद्धवः ॥३६॥ साधुतायामेष भूमा- चार्षभो भरतो यथा । भविष्यत्यग्रगण्यो वै त्यागिनामात्मदर्शिनाम् ॥३७॥ नानाप्रश्नोत्तरविधावुत्तरोत्तरयुक्तिषु । तुल्यो गीष्पतिना भाव्यो धैर्ये चैष बलिर्यथा ॥३८॥ करेऽस्य पद्मं च सृणिरू-

---

॥૩૧॥ આ બાળક વૈરાગ્યની તીવ્રતામાં શુકદેવને સમાન થશે આત્મવિજ્ઞાનમાં જનકરાજા જેવા થશે અન્યભાવનો અભાવ કરીને એક શ્રીકૃષ્ણસ્મરણરૂપ સત્યાગ્રહમાં પ્રહ્લાદજીને તુલ્ય થશે ॥૩૨॥ આ તમારા સુત પ્રકૃતિપુરૂષના વિવેચનમાં કપિલમુનિને સમાન થશે દોષનો ત્યાગ કરવામાં અને ગુણ ગ્રહણ કરવામાં દત્તાત્રેયમુનિને સમાન થશે ॥૩૩॥ આ કુમાર અસુરસર્ગથકી ભય પામવામાં યુધિષ્ઠિર રાજાની ઉપમા લાયક થશે દયાળુતા અને ઉદારતામાં રતિદેવ રાજાને તુલ્ય થશે ॥૩૪॥ આ બાળક વિષ્ણુનું પારમ્ય (નિશ્ચય) બોધ કરવામાં નારદમુનિને સમાન થશે ઇન્દ્રિયોરૂપી શત્રુઓ જીતવામા અર્જુનને સદશ થશે ॥૩૫॥ કૃષ્ણચરણકમળના રજનો મહિમા પ્રખ્યાપન કરવામાં અકુરની ઉપમાવાળા થશે. ભગવદ્ભક્તિ અને ભક્તનું માહાત્મ્ય પ્રખ્યાપન કરવામાં ઉદ્ધવજીને તુલ્ય થશે ॥૩૬॥ આ તમારા તનય સાધુતામાં ઋષભદેવના પુત્ર જડભરત સમાન થશે અને આત્માનુંજ એક ચિંતવન કરનારા અનેક ત્યાગીમંડળોએ પરિચર્યા કર્યાછે ચરણકમળ જેના એવા થશે ॥૩૭॥ જીજ્ઞાસુજનોએ પુછેલા નાનાવિધ પ્રશ્નોના પ્રકૃષ્ટ પ્રત્યુત્તરો આપવામાં અને ઉત્તરોત્તર યુક્તિનો ઉપન્યાસ કરવામાં બૃહસ્પતિને સદશ થશે વિપત્તિમાં ધૈર્ય ધરવામાં બલિરાજા જેવા થશે ॥૩૮॥ ભગવાન એવા પણ શ્રીહરિને પરોક્ષપણે કહેતા

धर्वरेखादिकं पदो. । भवन्तीति भविष्योऽसौ नेता नृणां हि लक्ष्शः ॥३९॥ कष्टेभ्यो निखिलेभ्योऽपि सर्वदा सुत एष वाम् । कर्ता संरक्षणं धर्म! यथा विष्णुः सुधाभुजाम् ॥४०॥ एवंविधानेक गुणो भविष्यत्यात्मजस्तव । गुणानां प्राप्यते नान्तो मया त्वस्य महीयसाम् ॥४१॥ सुव्रत उवाच—इत्युक्त्वा विरतायास्मे मुनये स ददौ मुदा । नूतवासांसि भूषाश्च बहुलं द्रविणं नृप ! ॥४२॥ उषित्वैकं दिनं तत्र मार्कण्डेयोऽन्यवासरे । कृष्णेक्षाद्यतिसन्तुष्टस्तीर्थराजं ययौ ततः ॥४३॥ श्रुत्वात्मजस्य स गुणानभिवान्छ

થકા હવે કેટલાક ભગવાનપણાને સૂચવનારા ચિહ્નો કહેછે–આ બાળકના કરતળમા પદ્માકાર રેખા, અંકુશાકાર રેખા અને ચક્રાકાર રેખાવિશેષો છે અને ચરણતળમા ઉર્ધ્વરેખા વિગેરે છે માટે લાખો (અપરિમિત) મનુષ્યોના ધર્મમાર્ગમા નેતા થશે અને તેવા મનુષ્યોએ સેવ્યા છે ચરણકમળ જેના એવા થશે તે સામુદ્રિકમા કહ્યુ છે–'अङ्कुश कमल चक्र यस्य पाणितले भवेत् । तस्य राज्य विनिर्दिष्ट समुद्रवचन यथा । ध्वजवज्राङ्कुशच्छत्रदाङ्कपद्मादयस्तले । पाणिपादेषु दृश्यन्ते यस्य स श्रीपति पुमान् ।' 'कस्तो धर्वरेखा न करोति राज्य' ઈત્યાદિ ॥૩૯॥ હે ધર્મ ! આ તમારા સુત જેમ વિષ્ણુભગવાન્ દેવતાઓનુ સદાકાળ કષ્ટ થકી રક્ષણ કરેછે તેમ તમારી નિખિલ કષ્ટ થકીપણ સર્વ કાળમા રક્ષા કરશે ॥૪૦॥ હે ધર્મ ! બહુ શુ કહેવુ? તમારા આ આત્મજ આવા અનત કલ્યાણ ગુણોના એક આશ્રય થશે આ બાળકના અગણિત ગુણોનો પાર ચિરજીવી મારાથી કે બીજા કોઈથીપણ પમાતો નથી ॥૪૧॥ સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! એવુ મુનિનુ વચન સાભળીને પ્રસન્ન થએલા ધર્મદેવે, કહીને મૌન થઈ ગએલા માર્કંડેયમુનિને મહા અમૂલ્ય નવીન વિવિધ વસ્ત્રો, અમૂલ્ય આભૂષણો અને બહુ ધન આપ્યુ ॥૪૨॥ મુનિ તેનો પ્રતિગ્રહ કરીને એક દિવસ ત્યાજ રહીને, મનુષ્ય લીલાનુ અનુકરણ કરતા તે બાળકૃષ્ણના દર્શનાદિકથી પ્રહર્ષ પામીને બીજે દિવસે ત્યાથી તીર્થરાજ પ્રયાગમા પરવર્યા ॥૪૩॥ હે નૃપ ! અડના અધિપતિ પણારૂપ મહાપદવીને પામેલા સત્પુરૂષસમૂહોએપણ અભિવાછા કરવાયો ય



छपैयामां माता पिता भक्ति धर्मनी साथे श्रीघनश्याम महाराजनो गृहवास बाललीला.

सा प्रेस-मुंबई ]

[ पेन्टर-रंगीलदास

नीयान्प्रासैर्महत्त्वपदवीमपि सज्जनौघैः । धर्मः सभार्य उदितोत्कटहर्षवार्धिमग्नो बभूव नृप! विस्मृतलोककार्यः ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे नामकरणविधाननामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

सुव्रत उवाच—पञ्चमे मासि पुत्रस्य पुत्रदैकादशीदिने । मुहूर्ते सप्तमे धर्मश्चक्रे भूम्युपवेशनम् ॥१॥ वराहं धरया साकमिहानर्च नृपो मुदा । गीतवादित्रनादैश्च निगमध्वनिभिः सह ॥२॥ सप्तमे मासि पुत्रस्य स योगे गुरुपूर्णयोः । सम्पूज्य कुलदेवादीन्कर्णवेधमकारयत् ॥३॥ सौचिकः कुशलो रौप्यसूच्या द्विगुणसूत्रया ।

એટલે તેમનેપણ દુર્લભ એવા પુત્રના ગુણગણને સાંભળીને ભાર્યાએ સહિત ધર્મદેવ ઉત્પન્ન થએલા મહા આનંદરૂપ સાગરમાં ઉંડા ડુબી ગયા, માટેજ લૌકિક કાર્યની અત્યત વિસ્મૃતિ થઈ ગઈ ॥૪૪॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને ...પ્રથમપ્રકરણે નામકરણવિધાનનામા ચતુર્વિંશોઽધ્યાયઃ ॥૨૪॥

## અધ્યાય ૨૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! તે પછી ધર્મદેવે જન્મથકી પાંચમે માસે શ્રાવણ માસના શુક્લપક્ષની પુત્રદા નામની એકાદશીને દિવસે સૂર્યોદય થકી સાતમા મુહૂર્તમાં (સૂર્યોદય થકી પનર ઘડી દશ પળ વીત્યા પછીના કાળમાં તુલાલગ્નમાં) પુત્રનો ભૂમ્યુપવેશન (પૃથ્વીઉપર બેસારવારૂપ) નામનો સસ્કાર કર્યો (આ બાબત કૃત્યચિંતામણિમાં પ્રયોગપારિજાતમાં—'पञ्चमे च तथा मासि भूमौ तमुपवेशयेत्' ઇત્યાદિકથી કહ્યું છે) ॥૧॥ આ સસ્કારમાં ધર્મદેવે મંગળ ગીત અને વાજીંત્રનાદ તથા વેદધ્વનિ સાથે યથાવિધિ ધરા–ભૂદેવીએ સહિત વરાહ ભગવાનની પ્રહર્ષથી પૂજા કરી (આ વાત પ્રયોગપારિજાતમાં પદ્મપુરાણ અને વિષ્ણુધર્મમાં 'वराहं पूजयेद्देवं पृथिवीं च तथा द्विज!' ઇત્યાદિકથી કહ્યું છે) ॥૨॥ તે પછી ધર્મદેવે જન્મથી સાતમા આસો માસમાં ગુરુવાર અને પૂર્ણા–પૂર્ણા નામની શુક્લ દશમી તિથિના યોગમાં એટલે સિદ્ધિયોગમાં કુળદેવાદિકની પૂજા કરીને કુમારનો કર્ણવેધ નામનો સસ્કાર કરાવ્યો ॥૩॥

विव्याध कर्णं दक्षादिं वेदमन्त्राभिमन्त्रितम् ॥४॥ इषपशुक्लद्वितीयायां तुलालग्ने शिरोवृषः । चक्रेऽन्नप्राशनं राजन्मङ्गलस्नानपूर्वकम् ॥५॥ कृत्वाभ्युदयिकं पूर्वं प्रतिष्ठाप्यानलं शुचिम् । चकार चरुहोमादि ब्रह्मादीनां च पूजनम् ॥६॥ तं मन्दहासविकसन्मुखमात्ममातुरुत्सङ्गगं च समलङ्कृतमर्भकं सः । तूष्णीं सकृत्करसुवर्णधृतं सदन्नं प्रीत्याऽऽदयद्दधिहविर्मधुभिर्विमिश्रम् ॥७॥ वृत्तिं परीक्षितुमथास्य पुरः सवस्त्रपात्रायुधादि निदधे वसु पुस्तकं च।

તેનો શાસ્ત્રદષ્ટ પ્રકાર કહેછે-કર્ણવેધમાં કુશળ સૌચિકે (સઈ-દરજી) સોનાથી અમળો દોરો જેમાં પરોવ્યો છે એવી રૂપાની સોઇવડે 'भद्रं कर्णेभिः' ઇત્યાદિ વેદમંત્રથી અભિમંત્રણ કરેલા કર્ણને જમણા ડાબા અનુક્રમથી વિધ્યો, એટલે પ્રથમ જમણો અને પછી ડાબા કર્ણનો વેધ કર્યો. ( કર્ણવેધમાં કૃત્યચિંતામણિમાં ગર્ગે 'मासे षष्ठे सप्तमे वाप्यष्टमे मासि वत्सरे । कर्णवेधं प्रशंसन्ति पुष्टयायुःश्रीविवृद्धये' એમ કહ્યું છે. બીજો વિધિતો કૃત્યચિંતામણિમાં કહેલા પ્રયોગથકી સવિસ્તર જાણવો ) ॥૪॥ હે રાજન્! તે પછી ધર્મદેવે આશ્વિન માસના શુકલપક્ષની દ્વિતીયા તિથિએ બુધવારે તુલાલગ્નમાં મંગળસ્નાન કરવાપૂર્વક બાળકનો યથાવિધિ અન્નપ્રાશન નામનો સંસ્કાર કર્યો. ( આ બાબતમાં નારદ-'षष्ठे वाऽप्यष्टमे मासि पुंसां स्त्रीणां तु पञ्चमे । सप्तमे मासि वा कार्यं नवान्नप्राशनं शुभं' એમ કહેછે. કૃત્યચિંતામણિમાં પ્રયોગમાં 'जन्मतः षष्ठे मासि अष्टमे वा' ઇત્યાદિકથી કહ્યું છે ) ॥૫॥ તેનો કિંચિત્ પ્રકાર કહેછે—પ્રથમ માતૃપૂજાપૂર્વક નાંદીશ્રાદ્ધરૂપ આભ્યુદયિક કર્મ કરીને, પોતાના ગૃહોક્ત વિધિથી શુચિ નામના અગ્નિની સ્થાપના કરીને, ચરૂહોમાદિ અને બ્રહ્માદિકનું પૂજન કરીને, ધર્મદેવે માતા ભક્તિના ખોળામાં રહેલા, સુંદર મંદહાસવડે પ્રફુલ્લિત મુખકમળ જેમનું છે, સમુચિત અલંકારાદિકથી અલંકૃત કરેલા એવા બાળરૂપધારી ભગવાનને દધિ ઘી અને મધથી મિશ્રિત કરેલું સર્વરસે યુક્ત એવું શુભ અન્ન હાથમાં ધારેલી સોનાની શળીથી લઇને પ્રીતિથી મૌન થઇને એકવાર જમાડ્યું ॥૬-૭॥ ત્યારપછી સર્વ કોઇને વૃત્તિ આપનારા એવા પણ

तत्राग्रहीत्स तु सुतोऽन्तिममेव हर्षान्न्यस्तं पदार्थमसिति हर्षमवाप तातः ॥८॥ सम्पोष्यमाणोऽनुदिनं पितृभ्यां स वर्धते स्मेन्दुरिवाघपक्षे । सवाललीलाचरितैरुदारैर्जहार चेतांसि निजेक्षकाणाम्

ભગવાનનો મહિમા નહિ જાણતા હોવાથી પ્રાકૃત બાળકનીજ જેમ એમ ભવિષ્યની વૃત્તિની પરીક્ષા કરવામાટે ધર્મદેવે પોતાના પુત્રની પાસે વસ્ત્ર, પાત્ર, ખડ્‌ગાદિ આયુધ, ધન, પુસ્તક, આટલાં પદાર્થો પંક્તિબંધ મુક્યાં. તે બાળકૃષ્ણે તો તેમાંથી બાળકોને પ્રલોભન કરનારાં બીજાં વસ્તુઓનો ત્યાગ કરીને, છેક છેલું મુકેલું પુસ્તકરૂપ પદાર્થજ પ્રહર્ષ પામીને સ્વીકાર કર્યું. તેને જોઈને તાત ધર્મદેવ 'આ બાળક સ્વયં તત્ત્વવેત્તા અને તત્ત્વનો અવબોધ આપનારા થશે' એમ માનીને મનમાં મહા આનંદ પામ્યા. ( આ બાબત સવિસ્તર કૃત્યચિંતામણિ પ્રયોગથકી જાણવી ) ॥૮॥ તે આ બાળકૃષ્ણ પ્રતિદિન માતાપિતાએ સ્નેહાતિશયથી પોષણ કર્યાં થકા શુકલપક્ષમાં ચંદ્રમાની પેઠે જગતને આહ્લાદ આપવાપૂર્વક વૃદ્ધિ પામવા લાગ્યા. કેવળ અંગકાંતિથી આહ્લાદ આપનારા એટલુંજ નહિ, કિંતુ અલૌકિક પોતાના લલિત બાળલીલાચરિત્રોએ કરીને પણ પોતાને જોનારા જનોના ચિત્તોને હરનારા થયા, એટલે પ્રેક્ષક સકળ જનોના માનસને આહ્લાદ આપનારા થયા ॥૯॥ 'આ અમારો અનન્યલભ્ય પ્રિય આત્મજ છે' એવા ગાઢ સ્નેહથી બાળ હરિને લાડ લડાવતાં, માટેજ પુત્રમાંજ એક ચિત્ત જેમનું ચોંટી ગયું છે એવાં તે દંપતી ભક્તિધર્મને અનેક અહોરાત્ર ક્ષણ કાળની પેઠે ઝટ ચાલ્યા ગયા. લોકમાં સર્વેને પણ પોતપોતાના પુત્રમાં સ્નેહ સામાન્યપણે હોય છે અને તેથી પુત્રને બહુ લાડ લડાવે છે તેમજ તેની વ્યાસક્તિથી તદેકમાનસતાપણ થાય છે. પરતુ ક્ષણકાળની પેઠે ક્ષણ-ઉત્સવવાળી અનેક અહોરાત્રિઓનું નિગમનતો સર્વને સુલભ ન હોય, કેમકે કર્મપરવશ પુત્રમાત્રમાં દુઃખનો સંબંધ અવર્જનીય છે. આ બાળતો હરિ-સર્વ દુઃખોને હરે છે અને સર્વેનાં મન આનંદમય પોતાવિષે સ્વરૂપ-સ્વભાવ-લાવણ્યાદિકવડે આકર્ષણ કરેછે. આવા બાળ હરિને સ્નેહપ્રધાન સુતભાવથી લાલ લડાવતાં દંપતીને લોકદૃષ્ટિથી દીર્ઘકાળ પણ ક્ષણ કાળની પેઠ ચાલ્યો

॥९॥ दम्पत्योः पुत्रभावेन हरिं लालयतोस्तयोः । तदात्मनोरहो
रात्रा यान्ति स्म क्षणवद्रुतम् ॥१०॥ तदीक्षकाणां नारीणां पुंसां च
स्थगितात्मनाम् । प्रवेष्टुं नाशकत्क्वापि हृदये भववेदना ॥११॥ वृद्धा
अपि च विद्वांसस्तत्प्रेमविवशान्तराः । चिक्रीडुस्तेन साकं वै वि
स्मृतात्मीयवार्धकाः ॥१२॥ कल्याणमूर्तिर्भगवांस्तेषां निःश्रेयसाय
स । यथा यथा मनोवृत्तिं स्वस्मिन्स्यादकरोत्तथा ॥१३॥ बालं त

જાય છે અને તે વળી ક્ષણ-ઉત્સવમય ( આનદમય ) વ્યતીત થાય છે
ક્ષણ શબ્દનો ઉત્સવ ( આનદ ) એવો અર્થપણ થાય છે ॥૧૦॥ વળી કે
વળ આ દપતીનેજ દુ ખનો અસબધ છે અને દીર્ઘકાળ ક્ષણ ( ઉત્સવ )
મય જાય છે એટલુજ નહિ પરતુ બાળ હરિને જોનારા અને તેમા આશ્ચર્યથી
આસક્ત અત કરણવાળા સર્વ કોઈ સ્ત્રીપુરૂષોને તેમજ થયુ હતુ કેમકે
કર્મપરવશપણાએ કરેલુ અવર્જનીય જે સસારદુ ખ છે તે કોઇના પણ
હૃદયમા પ્રવેશ કરવા ક્યારેયપણ સમર્થ થતુ નહિ સસારના ત્રિવિધ તા-
પને ટાળનારા જે શ્રીહરિ છે તેમનો પ્રેમથી સાક્ષાત્કાર કરાય તો દુ ખનો
સબધ કેમ રહે ? નજ રહે ॥૧૧॥ બાળક્રીડામા સહાનુભૂતિ સુખને લા
યક તો બાળકોજ છે પણ વયોવૃદ્ધો કે વિદ્યાવૃદ્ધો નથી આ બાળકૃષ્ણની
બાળલીલામાતો વૃદ્ધો અને વિદ્વાનો પણ સ્નેહાતિશયથી સમાકર્ષિત હૃદય
વાળા થઇને લીલારસના અનુભવસુખની લાલસાથી ક્રીડા કરતા આ
બાળકૃષ્ણની સાથે પોતાની વૃદ્ધતા કે વિદ્વત્તા વિસરી જઇને એકદમ ક્રીડા
કરવા મડી પડેછે અર્થાત્ વયોવૃદ્ધો અને વિદ્યાવૃદ્ધોને શાસ્ત્રમા બાળકો
સાથે ક્રીડા કરવાનુ અનુચિત કહ્યુ છે તથાપિ તેઓપણ આ બાળકૃષ્ણની
સાથે ક્રીડા કરવા લાગુ થઈ જાય એવા એમનામા ગુણવિશેષો વર્તે છે
॥૧૨॥ ભગવાન્ લોકોના કલ્યાણ કરવા માનવ મગળમૂર્તિ ધારણ કરેછે અને
પોતે અનવધિકાતિશય આનદમય હોવાથી કલ્યાણસ્વરૂપ છે તેમજ સ
માશ્રિતોને કલ્યાણ આપનારા હોવાથી પણ કલ્યાણરૂપ છે આવા ભગવાન્
પ્રેક્ષણ-લાલન-ક્રીડનાદિકથી પોતાસાથે સબધ જોડનારા સર્વ જનોનુ
નિઃશ્રેયસ કરવાસારૂ તેતે બાળ વિલાસોવડે તેમની મનોવૃત્તિ એક પોતા

लालयन्तीनां योषितां स्निग्धचेतसाम् । नाभूत्स्वपरभेदो वै सर्वासामपि भूपते ! ॥१४॥ वृद्धास्तं पुत्रभावेन भ्रातृभावेन चापराः । लालयन्त्यो दिवा रात्रौ सस्मरुर्न गृहान्निजान् ॥१५॥ तस्याः करात्सा तस्याः सा तस्याः सेति पुनः पुनः । प्रेम्णा बालं जिघृक्षूणां त्वं न त्वं नेत्यभूत्कलिः ॥१६॥ बाला तु नान्तरं लेभे सुतं लाल-

વિષેજ વ્યાસક્ત કરેછે ॥૧૩॥ હે ભૂપતે ! બાળલીલાનુ નાટ્ય કરતા શ્રીહરિને લાડ લડાવતી, માટેજ સ્નેહાળ હૃદયવાળી સર્વ કોઈ સ્ત્રીયોને સ્વપર ભેદજ રહ્યો નહિ, એટલે પોતે ગુણવશવર્તી છે તથાપિ ગુણાતીતોની પેઠેજ 'આ હું અને આ બીજી' એવો વિભેદ વિલય થઈ ગયો સબધિજનોની પેઠે અસબધિજનોનેપણ સ્નેહાતિશય થયો એટલે સર્વ કોઈ સ્ત્રિયો 'આ ભક્તિનો તનય છે, મારો તો સબધી છે, મારો તો અસબધી છે' એવા વિભેદ વિના સમાન સ્નેહભાવથી ખેલવવા લાગી. આ અર્થતો શબ્દો ઉપરથી થાયછે, પ્રથમ કહ્યો તેતો ભાવાર્થના રૂપનો છે ॥૧૪॥ વૃદ્ધ વનિતાઓ પુત્રભાવથી, ન્યૂન વયની ભ્રાતૃભાવથી, એ રીતે પોતપોતાની અવસ્થાના અનુક્રમને સમુચિત સબધથી ભાવના કરવાપૂર્વક બાળકૃષ્ણને લાડ લડાવતા રાત્રિદિવસનો વિભાગ અને પોતાનાં ઘરોની સ્મૃતિ નજ રહી હતી, અર્થાત્ જેને રમાડવામાં વ્યાસક્ત થએલીઓને તદેકમન થવાથી જે રીતે ગૃહાદિકની સ્મૃતિ નજ રહે એવો બાળકને રમાડવાનો આનદ થયો હતો ॥૧૫॥ પ્રથમ બાળકૃષ્ણને હાથમાં લઈને રમાડતી એક અબળાના હાથમાથી 'હું એને રમાડીશ' એમ કહીને લઇને બીજી, બીજીના હાથમાથી ત્રીજી, ત્રીજીના હાથમાંથી ચોથી, એ રીતે એક બીજીના હાથમાંથી લઈલઇને લાડ લડાવતી અનેપ રમપ્રેમથી વારેવારે બાળકૃષ્ણલાલને લેવાની લાલસાવાળી વનિતાઓને 'તુ ન લઇશ હું લઇશ' વળી બીજી 'તુ ન લઇશ હું લઈશ' આ પ્રકારનો પરસ્પર વિશેષ પ્રેમકલહ થતો હતો. ॥૧૬॥ બહુના બાળા ( ભક્તિ ) માતા પણ બાળહરિને ખેલવવા આવેલી નાનાવિધ નારીઓના નાના એવા વચનથી એટલે 'તમોતો આને નિરતર રમાડો છો, હું તો હમણાંજ અહિં આવી છું માટે આ મને આપો તમો લેશો નહિ'

यितुं निजम् । नानेति नानानारीणां वचनैर्वारिता मुहुः ॥१७॥
कन्कनं मन्मनं चाथ ब्रुवन्तं बालकाकलीम् । ता योषितोऽम्ब।
तातेति वादयन्ति स्म तं मुहुः ॥१८॥ हासयंस्तास्तदाऽब्रूत कलमः
र्धाक्षरैः पदैः । आद्येऽब्द एव सोऽशिक्षद्वापितुं हिण्डितुं शिशुः
॥१९॥ आनन्दयन्निजजनानित्थं शैशवलीलया । वर्षमाद्यं व्यती-
याय स्वेच्छानरवपुर्हरिः ॥२०॥ विवाहं ज्येष्ठपुत्रस्य धर्मश्चक्रे कु-
लोचितम् । सम्भारेणैव महता तद्देशाधिपतिर्यथा ॥२१॥ बलदे-
वाभिधो विप्रो निजकन्यां सुवासिनीम् । ददौ रामप्रतापाय वि-

---

એવાં વચનવડે વારવાર વાર્યા થકા પોતાના લાલને લાલ લડાવવાનો લેશ અવકાશ લાભ્યાજ નહિ ॥૧૬-૧૭॥ ત્યારપછી કન્કન (રમણીય) મન્મન (અવ્યક્ત) બાળોચિત મધુર કાલી કાલી વાણી પહેલ વહેલી બોલતા બાળકૃષ્ણને તે અબળાઓ અબ ! (મા) તાત ! (બાપ) એવાં પદો વારવાર બોલાવી બોલાવીને બોલવા શીખવવા લાગી ॥૧૮॥ અબળાઓએ બોલવા શીખવેલા બાળકૃષ્ણ બોલવાના કાળમા અક્ષરોના અર્ધા ઉચ્ચારણે યુક્ત એવાં તેતે પદોવડે અબળાઓને અધિક હસાડતા થકા અવ્યક્ત મધુર વચનને બોલવા લાગ્યા એ રીતે બાળભાવનું વિડબન કરતા શ્રીહરિ પહેલા વર્ષમાજ બોલવા ચાલવાનુ શીખી ગયા ॥૧૯॥ સ્વેચ્છાથી નરવપુ જેમણે ધાર્યું છે એવા તે આ બાળ શ્રીહરિને એવી રીતે બાળલીલાવડે પોતાના સબધિજનો અને બીજાઓને (સર્વ કોઈ ભગવાનનાજ નિજજનો છે, કેમકે પોતે સર્વેશ્વર છે) આનદ આપતાં આપતાં પહેલુ વર્ષ વીતિ ગયુ ॥૨૦॥ ચાલતી કથામાં અતર્ગત તે કાળમાં થએલો જ્યેષ્ઠ પુત્રનો વિવાહ કહેછે—આ સમયમાં ધર્મદેવે ધર્માર્થ દારસગ્રહને સમુચિત વયને પામેલા જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપજીનો પોતાના કુળને અનુરૂપ વિવાહ તે દેશના અધિપતિની પેંઠે મહા સામગ્રી સપાદન કરીને કર્યો ॥૨૧॥ તરગામના બળદેવ નામના વિપ્રે સુવાસિની નામની પોતાની કન્યાને સર્વ આભરણોથી સમલકૃત કરીને યથાવિધિ ધર્મદેવના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપજીને બ્રાહ્મ વિવાહવિધિથી આપી 'ब्राह्मो विवाह आहूय दीयते समलङ्कृता'

धिना समलङ्कृताम् ॥२२॥ सुशीला सा तु तं प्राप्य पतिं परमधार्मिकम् । प्रीत्यानुवृत्त्या च गुणैः साध्वीधर्मस्थिताभजत् ॥२३॥ द्वितीयवर्षारम्भेऽथ नवम्यां तु महोत्सवम् । हरिप्रसादः पुत्रस्य कारयामास भूपते ! ॥२४॥ हनूमन्तं बलिं व्यासं कृपं द्रौणिं विभीषणम् । मार्कण्डेयं पर्शुरामं विधिना समपूपुजत् ॥२५॥ ब्राह्मणान्भोजयामास हरिभक्तान्सहस्रशः । ईप्सितैः सुरसैर्भोज्यैर्ददौ तेभ्यश्च दक्षिणाः ॥२६॥ बालमूर्तौ भगवति सर्वेषामपि देहिनाम् । तस्मिन्भूयानभूत्प्रेमा तत्पित्रोस्तु विशेषतः ॥२७॥ प्राप्ते तृतीये व-

---

એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે ॥૨૨॥ સુશીલ સુવાસિનીતો પોતાને અનુરૂપ પરમ ધર્મશીલ રામપ્રતાપ પતિને પામીને તેમનેવિષે પરમ પ્રીતિ, તેમની ઈચ્છાની અનુવૃત્તિ અને 'પતિપ્રિયહિતે યુક્તા' ઈત્યાદિ યાજ્ઞવલ્ક્યે કહેલા તેમજ ભારતના આનુશાસનિક પર્વમાં પાર્વતીએ કહેલા સ્વાભાવિક સુગુણોવડે શોભાયમાન અને ધર્મકપરાયણ થઈને પતિને સેવવા લાગ્યાં ॥૨૩॥ પ્રકૃતને અનુસરે છે—હે ભૂપતે ! ત્યારપછી બાળકને પ્રથમ વર્ષ પરિપૂર્ણ થતાં બીજા વર્ષના પ્રારંભમાં રામનવમીએ પિતા હરિપ્રસાદે પુત્રનો અબ્દપૂર્તિનામ કર્મવિશેષના અંગભૂત હનુમાનજી, બલિ, વ્યાસ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિભીષણ, માર્કંડેય, પરશુરામ, આ ચિરંજીવીઓની યથાવિધિ પૂજા કરવાપૂર્વક મહોત્સવ કરાવ્યો. (તે 'अथाब्दपूर्तिप्रयोग' ઇત્યાદિકથી કૃત્યચિંતામણિમાં પ્રયોગમાં સવિસ્તર કહ્યો છે) ॥૨૫॥ અને ભગવદ્ભક્ત બહુ બ્રાહ્મણોને તેમને યથેષ્ટ મિષ્ટાન્નથી જમાડ્યા અને ઘણી દક્ષિણાઓ દીધી. (વૈષ્ણવોને રામનવમીવ્રત નિત્ય છે માટે તેને બીજે દિવસે દશમીએ કરેલું બ્રાહ્મણભોજન જાણવું) ॥૨૬॥ બાળમૂર્તિ ભગવાન્ શ્રીહરિમાંજ દેવાદિકને આરંભીને સ્થાવરપર્યંત સર્વ કોઈ દેહીઓને સમધિક સ્નેહ થયો હતો. કેમકે તે બાળકૃષ્ણ સર્વના આત્મા (પરમાત્મા) છે. પોતાના આત્માનું દર્શન થતાં કોને પ્રેમ ન થાય ? સર્વને થાયજ. તેના માતા પિતાને તો વિશેષપણે પ્રેમ થાય એમાં તો કહેવુંજ શું ? ॥૨૭॥ હવે બાકીના આ અધ્યાયથી શ્રીહરિના ચૌળ (માથાના કેશ ઉતારવા) સંસ્કા-

र्षेऽथ पिता चौलमकारयत् । पुत्रस्यातिविनीतस्य वृद्धेभ्योऽप्यतिधीमतः ॥२८॥ शुक्रस्य कृष्णपञ्चम्यां धिषणे वासवे च भे । आहूय वैदिकान् विप्रांस्तच्चकार यथाविधि ॥२९॥ विधाय मङ्गलस्नानं मातृपूजनपूर्वकम् । नान्दीश्राद्धं च पुण्याहवाचनं स त्वकारयत् ॥३०॥ सभ्यमग्निं प्रतिष्ठाप्य पात्रासादनमाचरत् । धर्मः स्वकुलधर्मज्ञो विधिज्ञब्राह्मणोदितम् ॥३१॥ तत्रैकविंशतिकुशापिञ्जलीर्दक्षभागतः । अग्नेर्न्यधात्तामतस्तु रक्तगोगोमयादि च ॥३२॥ कृत्वा व्याहृतिहोमादि क्षुरमादाय चायसम् । कपुष्पिकाच्छेद-

---

२नो ઉત્સવ વર્ણવે છે—ત્યારપછી પિતા હરિપ્રસાદે જન્મથી ત્રીજું વર્ષ બેસતા **ધીમાન્**-કહેલા અર્થનુ ગ્રહણ-ધારણમા ઉપયોગી બુદ્ધિવિશેષવાળા, **અતિધીમાન્**-સત્ અસતના વિવેચનમાં સમર્થ બુદ્ધિવિશેષવાળા, વૃદ્ધોથકીપણ અતિધીમાન્-વય અને વિજ્ઞાનથી જે ધીમતો છે તેમને પણ હિતાહિતનો અવબોધ આપવામાં સમર્થ એવી બુદ્ધિવિશેષથી અતિક્રમણ કરનારા અર્થાત્ તેમનાથી અતિ અધિક એવા. અને બુદ્ધિસપત્તિ પણ જે વિનય વિના સપત્તિ કોટીને લાયક નથી અર્થાત્ વિનય હોય તોજ બુદ્ધિસપત્તિ ગુણકોટીમાં ગણાય નહિ તો બુદ્ધિ નિરર્થક છે એવા વિનયથી સમલકૃત વિનય પણ પોતાના સ્વાભાવિક સર્વોપરીપણાને પણ નહિ ગણીને પ્રવર્તનારો છે માટે અતિવિનીત એવા પુત્રનો ચૌળકર્મ સસ્કાર કરાવ્યો ॥૨૮॥ તેનો કાળ કહેછે-જયેષ્ઠ માસના શુક્લપક્ષની પચમી તિથિએ ગુરૂવારે ધનિષ્ઠાનક્ષત્રમાં સસ્કારક્રિયામા પ્રવીણ વૈદિક વિપ્રોને બોલાવી તેમને આગળ રાખીને યથાવિધિ કર્યો ॥૨૯॥ તેનો વિધિ કહેછે-પોતાના કુળધર્મને જાણનારા ધર્મદેવે મગળસ્નાન, માતૃપૂજન, નાંદીશ્રાદ્ધ, પુણ્યાહવાચનસુધીનું પૂર્વ અગ કરીને, સભ્ય સજ્ઞાના અગ્નિની સ્થાપના કરીને વિધિવેત્તા વિપ્રના કહેવાપ્રમાણે પાત્રાસાદન નામનુ કર્મવિશેષ કર્યું ॥૩૦-૩૧॥ તે કર્મમા અગ્નિના દક્ષિણભાગમાં એકવીશ દર્ભોને ત્રણ ભાગે વિભાગ કરીને સાત સાત દર્ભોથી કરેલી ત્રણ પુળીયો સ્થાપન કરી અને વામભાગમાં રક્ત વર્ણના બળીવર્દનુ ગોમયાદિ ( છાણ વિગેરે ) લાવીને

विधिं चकार स नराधिप ! ॥३३॥ कुलाचारात्तु सशिखं मुण्डनं नापितेन सः । कारयामास पुत्रस्य गोदानादि ततोऽकरोत् ॥३४॥ भूरिसर्पिःशर्कराढ्यसहकाररसादिभिः । तर्पयामास शतशो ब्राह्मणान् परया मुदा ॥३५॥ ततः स्वज्ञातिबन्धूंश्च ग्रामस्थानितरानपि । भोजयामास विप्रेन्द्रो जनांश्चागन्तुकानपि ॥३६॥ तत्कर्मणि व्यग्रचित्ता भक्तिर्माता तु तद्दिने । प्राणप्रियस्यापि सूनोर्नासीत्स्मारणक्षमा ॥३७॥ अर्भकेभ्यः किशोरेभ्यः सुतं लालयितुं सती ।

સ્થાપન કર્યું ॥૩૨॥ હે નરાધિપ ! પછી ધર્મદેવે વ્યાહૃતિહોમાદિ કરીને, કાળા લોઢાથી બનાવેલા ક્ષુર ( સજૈયા )ને ગ્રહણ કરીને કપુષ્ણિકા (માથાના કેશ)નો વિચ્છેદવિધિ કર્યો ( દક્ષિણ ઉત્તર શિખાનું કપુષ્ણિકા નામ છે कं-માથાને पुष्णाति-રક્ષણ કરે તે कपुष्णिका કહેવાય, એવી નિરૂક્તિ છે. એટલે 'માથાના કેશ' એવો અર્થ થયો ) ॥૩૩॥ તે પછી ધર્મદેવે પોતાના ગોત્રકુળને અનુસારે નાપિતપાસે પુત્ર શ્રીહરિનું શિખાએ સહિત મુંડન કરાવ્યું, પછીથી ઉત્તરાંગ ગોદાનાદિ કર્મ પણ કર્યું ( યદ્યપિ 'પોતાના કુળ-ગોત્રને અનુસારે સશિખ કે અશિખ મુંડન વાળંદ પાસે કરાવે' એમ પ્રયોગમાં બન્ને વાત કહી છે તથાપિ 'કૌથુમી શાખાવાળાઓને તો સમાવર્તન પહેલાં શિખાસાથેજ મુંડન કરાવવું' એમ ભાષ્યકાર કહેછે એમ કૃત્યચિંતામણિમાં કહ્યું છે માટે પોતાની કૌથુમી શાખા હોવાથી આ સ્થળે સશિખ મુંડન કરાવ્યુ એમ કહેછે) ॥૩૪॥ ઘણા ઘૃત સાકરે સહિત સુગંધિ આમ્રફળનો રસ પુરી વિગેરે મિષ્ટાન્નથી પરમ ઉત્સાહ પામીને બહુ બ્રાહ્મણોને અતિ તૃપ્ત કર્યા ॥૩૫॥ વિપ્રવર્ય ધર્મદેવ વિપ્રોને જમાડ્યા પછી સંબંધિજનો તથા ગામના બીજા જનો તથા આગતુક સર્વ જનોને પણ જ-

समर्प्याभ्यागता योषाः साऽर्दयामास भूपते! ॥३८॥ क्रीडन्तो भोजनान्ते गतवति तरणावप्युपान्त्यं मुहूर्तं घनश्यामं गृहीत्वा तमपि च परमप्रीतितो बालकास्ते। उद्यानं ग्रामतः प्राक् पुरुविटपितति प्राप्य तत्रातिहृष्टाः पक्वान्यादन् रसालद्रुमपतितफलानीक्षमाणा द्रुमालिम् ॥३९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे चौलसंस्कारविधिनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

सुव्रत उवाच— क्रीडत्सु तत्र बालेषु भक्षयत्सु फलानि च। अ-

---

આપીને, ગ્રામાંતરથકી આ મંગળ મહોત્સવ નિરીક્ષણ કરવા પોતાને ઘેર આવેલી બહુ સ્ત્રીયોની ભોજનાદિકથી સંભાવના કરવામાં તત્પર થયાં ॥૩૮॥ બધા બાળકો તો ભોજન કર્યા પછી ક્રીડા કરતા કરતા તેનાથી થએલા આનંદાતિશયને પરવશ થઇને સૂર્યદેવ દિવસના છેલ્લા મુહૂર્તને પામ્યા છે એટલે મુહૂર્તમાત્ર બાકી રહ્યા છે તોપણ તે પ્રિય બાળકૃષ્ણને પણ પરમ પ્રીતિથી સાથે લઇને, છપૈયા ગામથી પૂર્વ દિશામાં વિવિધ વૃક્ષવૃન્દોની પંક્તિઓ જેમાં છે એવા બગીચામાં જઇને વૃક્ષ પંક્તિઓની શોભાને જોતા જોતા હર્ષ પામીને તેમાં પરિપક્વ થઇને આંબાવૃક્ષો ઉપરથી પડી ગએલાં રસાળ ફળો લઈ લઇને ખાવા લાગ્યા ॥૩૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પ્રથમપ્રકરણે ચૌલસંસ્કારવિધિનામા પંચવિંશોઽધ્યાયઃ ॥૨૫॥

## અધ્યાય ૨૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નિષ્પાપ પ્રતાપસિંહ રાજન્! બગીચામાં બાળકો ક્રીડા કરતા જાયછે અને રસાળ ફળો ખાતા જાયછે એટલામાં આદિત્ય અસ્તાચળને પામ્યા. બાળકો નિરંતર રમત ગમતપરાયણ હોયછે અને રવિપણ નિરંતર ગમનપરાયણ છે. આદિત્ય કોઇની અપેક્ષા રાખીને એક ક્ષણપણ ઉભા રહે નહિ. તેમ 'આદિત્ય અસ્ત થઈ જાય છે' એમ જાણીને બાળકો રમતમાંથી વિરામપણ પામે નહિ. એટલે આદિત્ય આથમવાની તૈયારીમાં છે એમ જાણેછે તથાપિ રમતતત્પર બાળકો તેમાંથી વિરામ પામ્યા નહિ. આદિત્ય અસ્ત પામ્યા એટલે પોતાના પ્રવેશ અવસરની એક વાટ જોઈ રહેલું તમ (અંધકાર) સર્વત્ર પ્રસરી ગયું. સૂર્યે અસ્ત

स्तार्द्रिं भास्करः प्रायात्तमः प्रावर्ततानघ! ॥१॥ तावत्तत्रासुरगुरुः कालीदत्त उपागमत् । व्यर्थीभूतात्मसंसृष्टकृत्यागणवलो द्रुतम् ॥२॥ कपटोपात्तसद्वेषो मायिको रिपुरन्ध्रवित् । तेषु बालेषु चिक्रीड जिघांसुर्भक्तिनन्दनम् ॥३॥ क्रीडन्वक्रारुणाक्षिभ्यां भीषयामास बालकान् । जिघृक्षुर्धर्मजं वेगात्तदन्तिकमुपाययौ ॥४॥ प्रसारितकरद्वन्द्वोऽपि ग्रहीतुं तमर्भकम् । संवर्ताग्निनिभं पश्यन्न शेकेऽपि निरीक्षितुम् ॥५॥ दुर्धर्ष्यं स्वेन तं ज्ञात्वा मान्त्रिकः स

થતાંજ તમને પ્રવેશ અવકાશ મળેછે ॥૧॥ જેમ અંધકાર આદિત્ય અસ્તની વાટ જોયા કરેછે તેનીપેઠે પોતાના પ્રવેશ અવકાશની વાટ જોયા કરતો તમોમય અસુરગુરૂ કાળીદત્ત તેટલાકમાં તમપ્રવેશ થએલો જોઇને અવસર પામીને તત્કાળ ત્યાં (જ્યાં બાળકો બાળ ક્રીડા કરતા હતા) આવી પહોંચ્યો અને પોતે પ્રથમ પ્રકટ કરીને પ્રેરેલા કૃત્યાગણનું સામર્થ્ય વ્યર્થ થવાથી શ્રીહરિનો પરાભવ કરવાના અવસરની વાટ જોવા લાગ્યો ॥૨॥ તે આ માયાવી અસુરાચાર્યે પોતાના રિપુ હરિકૃષ્ણના સહરણને સમુચિત આ અતર છે એમ જાણીને, માયાથી બાળકો લોભાય એવો રમણીય વેષ સ્વીકારીને, ભક્તિનંદનને બાળકો સાથે રમતા જાણીને હણવામાટે ખેલ કરતા બાળકોની અંદર પોતેપણ એક બાળક થઇને તેમની સાથે રમવા લાગ્યો ॥૩॥ બાળકોની સાથે ક્રીડા કરતો કાળીદત્ત આસુરસ્વભાવસિદ્ધ વાંકી ચારેબાજુ લાલચોળ આંખ્યો ફાડીને બાળકોને બહુ બીવરાવતોથકો તુરત ધર્મકુમારને પકડવાની ઇચ્છાથી તીવ્રવેગથી તેમની નજીક આવી પહોંચ્યો ॥૪॥ લાંબા બે બાહુ કરીને પકડવાની લાલસાથી અતિસમીપમાં આવતાં બાળકને મૂર્તિમાન્ પ્રળયકાળના અનળને તુલ્ય તેણે જોયા. આ બાળકૃષ્ણે કોઇપણ માયા પ્રેરેલી ન હતી પોતાનું તેજજ એવું સ્વાભાવિક છે એકનું એકજ તેજ એમને જે અનુકૂળ (ભક્ત) હોય તેને અમૃતકિરણ જેવું શાંત જણાય અને જે પ્રતિકૂળ હોય તેનેતો પ્રળયાનળતુલ્ય જણાય છે. માટે આ સ્વય પાપવૃત્તિવાળો કાળીદત્ત આવા તેજસ્વી બાળકનું નિરીક્ષણ કરવાપણ સમર્થ થયો નહિ તો પકડવા ક્યાંથી સમર્થ થાય ? નજ થાય ॥૫॥

दुराग्रह. । प्रावर्तयद्धरिं हन्तुं मायामसुरसम्मताम् ॥६॥ बहु कालं साधितेन तेन मन्त्रेण योजिता । वर्धमाना प्रादुरभून्माया जनभयङ्करी ॥७॥ ववौ वातो महावेगो द्रुमोन्मूलनकृत् खर । आसीद्घनघटा व्योम्नि प्रास्फुरन्त च विद्युतः ॥८॥ धाराभिर्ववृ षुस्तोयं गर्जन्तो जलदा भृशम् । आकस्मिक इवोत्पात. स का लोऽभूद्भयङ्कर. ॥९॥ अतिवातातिवृष्टिभ्यां वहवोऽपि महाद्रु मा. । निपेतुस्तेन शतशो विनेशुः पशुपक्षिणः ॥१०॥ अन्धकारो महानासीद्घनाघनघटावशात् । आत्मानं च परं कोऽपि नाप

તેપછી મન્ત્રવિદ્યામા કુશળ કાળીદત્ત પોતે આ બાળકને ન પરાભવ થાય એવા છે એમ જાણેછે તોપણ દુરાગ્રહવેગથી વિભ્રાંતચિત્ત થઇને હરિને હણવાની સ્પૃહાથી અસુરોએપણ સર્વ માયાની અપેક્ષાએ અતિશ્રેષ્ઠપણે માનેલી એવી માયા પ્રવર્તાવી ॥૬॥ કાળીદત્તે લાબા કાળથી મન્ત્રદેવતાને તત્ભીષ્ટ બલિદાન અર્પણ કરવાપૂર્વક સાધેલા મન્ત્રવર્ગના બળવડે પ્રવર્તા વેલી તે મહામાયા એકદમ ક્ષણેક્ષણે ઉત્તરોત્તર વધતા વધતા સકળ લોકોને મહાભય કરનારી પ્રકટ થઈ હતી ॥૭॥ એજ માયાસૃષ્ટિને કહેછે—ખર-ભયકર શબ્દોવડે સર્વકોઇને ત્રાસ પમાડતો, તીવ્રવેગથી વૃક્ષવૃંદોને મૂળમાથી ઉપાડી પાડી નાખે એવો કોઈ અભૂતપૂર્વ વાયુ વાવા લાગ્યો ॥૮॥ ગગન તળમા ઘાટી મેઘઘટા દશે દિશાઓનેપણ આચ્છાદન કરનારી થઈ ગઈ અને તેમા વિજળીયો નેત્રના તેજને વિનાશ કરનારી ઝબકવા લાગી મેઘ મડળ અતિ ભયાનક ગાજવાપૂર્વક અખડ ધારાવડે જળ વર્ષવા લાગ્યુ ગર્ભ ભેદાઈ જાય એવી અધિક મેઘગર્જના, જળપ્રલય હોય ને શુ ? એમ પડતી વૃષ્ટિધારા, કડાકા ધડાકા સાથે થતી ચમકાવનારી વીજળીના ઝબ કારા, વૃક્ષોને મૂળમાથી ઉપાડી નાખે એવા પ્રચડ વેગવાળા વાયુઓ, આ સર્વેવડે તે કાળ અકસ્માત્ ઉત્પાત ઉદય પામ્યો હોય ને શુ ? એવો સર્વ જનોને ભય કરનારો થયો ॥૯॥ અતિવાયુ અને અતિવૃષ્ટિને લીધે મોટા મોટા બહુ વૃક્ષો પડવા લાગ્યા તેથી સોએ સો પશુપક્ષીઓ વિનાશ પા મવા લાગ્યા ॥૧૦॥ હે ભૂમિપ ! તે વખતે ઘાટા ઘનની ઘટાને લીધે વૃદ્ધિ

ह्यत्तेन भूमिप! ॥११॥ अरोदनस्वभावत्वाद्धरिं भूमौ निधाय ते। किशोरा हासयन्तस्तं क्रीडन्ति स्म यथारुचि ॥१२॥ आकस्मिक्याऽतिवृष्ट्या ते व्याकुलाश्च ससम्भ्रमाः। तिष्ठन्ति स्म द्रुमाधस्तात्सकम्पा आर्द्रवाससः ॥१३॥ अद्यक्षणे क्षणान्ते वा विरतिर्वातवर्षयोः। भवितेति प्रतीक्षां ते कुर्वन्तस्तत्र संस्थिताः ॥१४॥ प्रतिक्षणं वर्धमाना वृष्टिर्वातश्च दुःसहः। यदा नोपारमत्तर्हि जाताश्चिन्ताभयाकुलाः ॥१५॥ यत्र हारिप्रसादिस्तैर्न्यस्तस्तं तु वनद्रुमम्। विस्मृत्यान्यत्र तं सर्वे विचिक्युः प्राप्तसम्भ्रमाः ॥१६॥ हरिकृष्ण! हरे! कृष्ण! नीलकण्ठेति तं च ते। उच्चैरा-

---

પામેલો ગાઢ અંધકાર થઈ ગયો, તેથી કરીને સ્વ-પર ભેદ જોવામાં આવ્યો નહિ એટલે પોતાના વપુનેપણ પોતે જોઈ શકે નહિ તો બીજાને તો ક્યાંથી જોઈ શકે? અથવા 'આ આત્મીય છે કે આ પરકીય છે' એમ જાણવામાટે કોઈપણ જન સમર્થ થયા નહિ ॥૧૧॥ આવી માયાના પ્રાદુર્ભાવ પહેલાંની બાળકોની સ્થિતિનો અનુવાદ કરેછે—કિશોર અવસ્થાના તે અર્ભકોતો ગાઢ અંધકાર પ્રસરી ગયો તથાપિ વૃષ્ટિ પહેલાં શ્રીહરિને રડવાના સ્વભાવવાળા નથી અને સદાકાળ પ્રહર્ષ મનવાળા છે માટે પૃથ્વી ઉપર બેસારીને, તેમને તેને બાળલીલાઓવડે હસાવતા હસાવતા પોતપોતાની રૂચિને અનુસારે રમવા મંડ્યા ॥૧૨॥ તે બાળકો અકસ્માત્ ઉત્પન્ન થએલી અતિવૃષ્ટિથી હૃદયમાં વ્યાકુળ થઇને ભયથી ગભરાઈ જઇને, શ્રીહરિને તો જે વૃક્ષતળે પ્રથમ બેસાર્યા હતા ત્યાંજ પડતા મુકીને, દૃઢમૂળવાળા બીજા મોટા વૃક્ષતળે થરથર કંપતા થકા ભીને વસ્ત્રે ઉભા રહ્યા ॥૧૩॥ તે બાળકો આ ક્ષણમાં કે ક્ષણાંતમાં વાયુવૃષ્ટિનો વિરામ થઈ જશે એવી વાટ જોતા થકા ત્યાંજ ઉભા રહ્યા ॥૧૪॥ જ્યારે વાયુ અને વૃષ્ટિ વિરામ પામી નહિ કિંતુ ક્ષણેક્ષણે દુઃસહ વિશેષ વૃદ્ધિ પામવા લાગી ત્યારે ચિંતા અને ભયથી વ્યાકુળ થઈ ગયા ॥૧૫॥ ભયાતુર અને ચિંતાતુર થએલા સર્વ બાળકો પોતે પ્રથમ જે તરૂમૂળમાં બેસાર્યા હતા તે વૃક્ષને ભુલી જઇને હરિપ્રસાદના પુત્રને બીજા વૃક્ષતળે ગભરાતા ગભરાતા ગોતવા લાગ્યા ॥૧૬॥ તે બાળકો ગાઢ અંધકારથી

ह्वयन्ति स्म भयगद्गदया गिरा ॥१७॥ तेषां शब्दं स नाश्रौषीत्तस्य शब्दं च तेऽखिलाः । वातवर्षातिविततघोरशब्दोपबृंहणे ॥१८॥ धर्मात्मजमपश्यन्तो रुरुदुस्तत्र तत्र ते । चिन्ताव्याकुलितात्मानो गतधैर्या विचेतसः ॥१९॥ अहो किमेतदस्माभिः कृतं भाग्यविवर्जितैः । आनीतो द्विजराजस्य हा हा बालः कुतो न्विह ॥२०॥ गत्वा ग्रामं वयं लोकान्किं वदिष्याम उत्तरम् । कथं वा दर्शयि-

---

આવરિત આંખ્યોવાળા થવાથી હે હરે ! હે કૃષ્ણ ! હે હરિકૃષ્ણ ! હે નીલકંઠ ! એરીતે બૂમો પાડીપાડીને ભયગદ્‌ગદ ગિરાથી વારંવાર બોલાવા લાગ્યા ॥૧૭॥ પ્રચંડ વાયુવૃષ્ટિના પ્રકર્ષથી પ્રવૃદ્ધિ પામેલા ઘોર ઘોષથી કર્ણકોતર ભરાઈ જતાં બહેરા થઈ જવાથી વૃક્ષતળે બેસારેલા બાળકૃષ્ણે બોલાવતા બાળકોનો આહ્વાનશબ્દ સાંભળ્યોજ નહિ. તેમ હરિકૃષ્ણનો શબ્દ સર્વે બાળકોએપણ સાંભળ્યો નહિ ॥૧૮॥ ધર્માત્મજ શ્રીહરિકૃષ્ણને કોઈપણ સ્થળમાં નહિ દેખવાથી સર્વ કોઈ બાળકો તત્કાળ ચિંતાથી ( ધર્મભક્તિ ઠપકો આપશે. વળી માતા પિતા તાડન તિરસ્કાર કરશે વિગેરે ) ચિત્તમાં વિશેષ વ્યાકુળ થઈને ધીરજતાનો ત્યાગ કરીને ચેતનતાએ રહિત થઈને શ્રીહરિને સર્વત્ર શોધતા થકા ત્યાં મુક્તકંઠથી રડવા મંડ્યા ॥૧૯॥ રોદન પૂર્વક કરેલો બાળવિલાપ કહેછે—અહિંતહિં સર્વત્ર શોધતાંપણ બાળકૃષ્ણ નહિ મળવાથી તે બાળકો પરસ્પર કહેવા લાગ્યા કે—અહો ! ! ( આ બહુ ખેદકારક વાત થઈ ) આપણા બાળપણાને અને ક્રીડાપરાયણતાને ધિક્કાર છે. ભાગ્ય વિનાના આપણે આ તે શું કર્યું ? આત્મનાશજ કર્યો અને સર્વજનનુંપણ અનિષ્ટ કર્યું. આથી અન્ય અયોગ્ય કર્મ શું હોઈ શકે ? કેમકે દ્વિજરાજ ધર્મદેવના પ્રાણ થકીપણ પ્રિયતમ બાળક કે જે સમસ્ત સુકૃતના ફળરૂપ છે તેને આપણે રમતપરાયણ થઈને અહિં તેડી લાવ્યા. તે બાળકૃષ્ણ વિના આપણે શું ક્રીડા ન થાત ? તે બાળક આપણને સમાન વયનો પણ નથી કિંતુ અનુકંપા કરવા યોગ્ય તદ્દન નાનો શિશુ છે. માટે હાય ! ! હાય ! ! શા કારણ માટે અહિં વનમાં તેડી લાવ્યા ? આપણા ભાગ્યનીજ હાનિ છે. એને અહિં લાવ્યા એજ આપણે અતિ અયોગ્ય કર્મ કર્યું

प्यामो भक्त्यै धर्माय चाननम् ॥२१॥ भयेन वेपमानानामिति चिन्ताकुलात्मनाम् । दुःखान्तो नाभवत्तेषां वहवस्तेषु मूर्च्छिताः ॥२२॥ हरिरथ हृदि तामवेत्य मायामसुरजनेन कृतां स्वनाशहेतोः । अनुदितविकृतिस्तथैव तस्थावचल इवाचलमूर्तिरात्मदृष्टिः ॥२३॥ प्रबलतरमरुद्गयाभिघाताद्धिमशिखरिच्युतगण्डशैलरूपः । न्यप-

॥२०॥ વળી આપણે અહિંથી ગામમાં જઇને 'આ તો ભક્તિનો તનય છે મારો નથી' એવી ભેદદષ્ટિ વિના સર્વસાધારણપણે બાળકૃષ્ણનું અનુધ્યાન કર્યા કરતા, માટેજ 'હરિકૃષ્ણ ક્યાં ગયાં ?' એમ સાશંક પુછતા લોકોના પ્રત્યે શો ઉત્તર આપીશું ? તેમાં પણ લોકોની વાત બાજુ ઉપર રહી પણ પ્રથમતો હરિકૃષ્ણને લીધા વિના જતા આપણે તેના માતાપિતા ભક્તિધર્મને શું મોઢું બતાવીશું ? કેમકે તેમનું જે જીવિત હતું તેતો આપણે ટાળી નાંખ્યું આપણું ઉતરી ગએલું મુખ જોતાંજ માતાપિતાનું હૃદય વજ્રથી હણાયું હોય ને શું ? એમ તુરત વિદારણ થઇ જશે માટે તેમની આગળ શું મુખ બતાવીશું ? એ રીતે વિલાપ કરતા કરતા બધા બાળકો રડવા મંડ્યા ॥૨૧॥ એરીતે પરસ્પર ચિંતા કરતા અને વ્યાકુળ હૃદય જેમનું છે અને ભયથી થરથર ધ્રુજતા સર્વ અવયવો જેના છે એવા તે બાળકોનો દુઃખનો અંત કોઈપણ પ્રકારે નજ આવ્યો એટલે તેમાંથી કેટલાક બાળકો દુઃખહાનિ ન સહન થવાથી મૂર્છા પામી ગયા ॥૨૨॥ એ રીતે પ્રાકૃત બાળકોની દશા કહી, હવે અપ્રાકૃત બાળની દશા કહેછે–ત્યાર પછી લોકના અનુગ્રહ માટે બાળવેષ જેમણે સ્વેચ્છાથી સ્વીકાર્યો છે એવા શ્રીહરિકૃષ્ણ અસુરજને બીજાના નાશની કામનાથી કરી છે પણ વસ્તુતાએ તો પોતાના નાશ માટેજ કરેલી પૂર્વોક્ત માયાને મનમાં જાણી લઇને, સ્વયં આત્મૈકદૃષ્ટિ ( આત્મારામ ) હોવાથી ચિત્તમાં લેશપણ વિકૃતિ નહિ પામીને અચળની પેઠે અચળમૂર્તિ ત્યાંજ પ્રથમની માફકજ બેસી રહ્યા ॥૨૩॥ તે આ બાળકૃષ્ણ જેના મૂળમાં બેઠા છે એવો તે મહાન્ આમ્રવૃક્ષ પ્રચંડ વાયુવેગના અભિઘાતને લીધે તેજ ક્ષણમાં તેનાં તમામ મૂળ ઉપડી જવાથી હિમાચળ ઉપરથી પડી જતા ગંડશૈલનીપેઠે બાળમૂર્તિ શ્રીહરિ ઉપર એક-

तदुपरि तस्य बालमूर्तेः सपदि विभग्नपदो महाम्रवृक्षः ॥२४॥ पतितः स महावृक्षः स्ववक्रत्वावकाशगे। छत्रायितः कुमारेऽभूद्वातवर्षनिवारकः ॥२५॥ विलोक्य बालं जीवन्तं महाद्रुमतलेऽपि तम्। प्रासारयत्करौ द्वौ च ग्रहीतुं पुनरेव सः ॥२६॥ तावत्तद्बालदृष्ट्यैव मुमोह भ्रान्तिविह्वलः। ग्रहाविष्ट इवारण्ये बभ्राम स इतस्ततः ॥२७॥ बाला विद्युत्प्रकाशेन तमपश्यन्भयाकुलाः। उत्तिष्ठन्तं पतन्तं च भ्रमन्तं च यतस्ततः ॥२८॥ पतत्पतितवृक्षौघाघातभूरिक्षताङ्गकः। पुष्पितः किंशुक इव दृश्यमानो मृतिं ययौ ॥२९॥

---

ઢમ પડ્યો. પણ બાળકની પ્રતિકૂળતા માટે નહિ કિંતુ અનુકૂળતા માટેજ પડી ગએલો તે મહા આમ્રવૃક્ષ પોતાના વક્રતાના અવકાશમાં બાળકને બેસી રહેવાનો અવકાશ આપીને તે અવકાશની અંદર બેસી રહેલા કુમાર કૃષ્ણની ઉપર છત્રરૂપ થઇને વાયુવૃષ્ટિના તીવ્ર વેગને નિવારણ કરનારો પણ થયો ॥૨૪-૨૫॥ માયાનો ઉદ્ભવ કરનારો તે કાળીદત્ત અસુર મહાવૃક્ષ ઉપર પડ્યો તથાપિ તેવીજ રીતે મહાવૃક્ષતળે જીવતા રહેલા બાળકૃષ્ણને જોઇને, તેમને ફરીથી પણ પકડવા માટે બે હાથ લાંબા કરવા લાગ્યો ॥૨૬॥ જેટલાકમાં હાથ લાંબા કરેછે તેટલાકમાં ભગવાને તેના સંહારના સંકલ્પથી સ્પષ્ટ ઉઘાડેલી કોપાકુળ રક્તદૃષ્ટિથી એકવાર નિરીક્ષણ કર્યું. એટલામાત્રથીજ તે અસુર મોહ (ગાંડો) પામી ગયો અને ચક્રી આવવાથી વિહ્વળ થઇને ભૂતાવેશ વાળાની માફક તેજ વનમાં અહિં તહિં રખડવા મંડ્યો ॥૨૭॥ બાળકો આ અસુરને વિભ્રાંતિવડે વિહ્વળ થઇ ગએલો અને જ્યાં ત્યાં રઝળતો વળી વારંવાર પડતો આખડતો અને વળી ઉભો થતો અને ચિત્ત વિનાનો થઈ ગએલો મધ્યે મધ્યે થતા વિજળીના ઝબકારાથી જોવા લાગ્યા અને તેનું વિકૃત ભયાનક રૂપ જોવાથી ભયાકુળ થઈ ગયા ॥૨૮॥ તે કાળીદત્ત અસુરતો તે ક્ષણમાં પડતા અને પ્રથમ પડી ગએલા વૃક્ષવૃંદોમાં અથડાઈ અથડાઇને અખિલ અવયવોમાં ઘણા ઘાવ લાગવાથી જાણે લાલ કેસુડાંથી ફુલી ગએલો ખાખરાનો વૃક્ષ હોય ને શું ? એવો બાળકોએ દેખ્યો થકો તત્કાળ મરણ પામીગયો. 'મોટાઓ ઉપર કરેલો અભિચારાતિક્રમ અ-

एवं हि भगवान् कृष्णो विशस्त्रोऽपि महामतिः । स्वप्रतापेन तन्नाशं करोति स्म निजेच्छया ॥३०॥ वृष्टिवातौ मृते तस्मिन् ययतुर्विरतिं शनैः । उच्छ्वासं लेभिरे तेन मूर्च्छितास्तत्र बालकाः ॥३१॥ अथ ग्रामे भक्तिधर्मौ जनाश्चान्ये द्विजादयः । अनागतान्स्वस्वपुत्रान्विचिक्युः रजनीमुखे ॥३२॥ अतिवाताादि तद्दृष्ट्वा न दृष्ट्वा चात्मजान् क्वचित् । अत्युद्विग्ना बभूवुस्ते सम्भ्रान्तमनसो नृप ! ॥३३॥ वामाङ्गान्यस्फुरन् पुंसां दक्षाङ्गानि च योषिताम् । मेनिरे तेन पुत्राणां रिष्टप्राप्तिं तु ते हृदि ॥३४॥ अतिवातातिवृष्टिभ्यां महास-

હુધાપણે પોતાઉપરજ પાછો આવી પડે છે' એવા ન્યાયથી બાળ ભગવાનને હણવા ઇચ્છતા પોતેજ પોતાના પાપથી મરણ પામી ગયો ॥૨૯॥ હે રાજન્ ! મહામતિમાન્ ભગવાન્ આ શ્રીકૃષ્ણે આવી રીતે શસ્ત્ર ધારણ કર્યા વિના પણ કેવળ પોતાના સંકલ્પથીજ પ્રકાશ કરેલા પોતાના પ્રભાવાતિશયથી અસુરાચાર્ય કાળીદત્તનો નાશ કર્યો હતો ॥૩૦॥ એ અસુર મરણ પામ્યા પછી તેણે સર્જેલી માયા અને તેના કાર્યભૂત વૃષ્ટિ વાયુ પણ ધીમે ધીમે વિરામ પામી ગયો અને અગીચામાં અતિદુઃખથી મૂર્છા પામી ગએલા બાળકો વાત વૃષ્ટિનો વિરામ થતાં ફરીથી સચેતન થઈ ગયા ॥૩૧॥ બગીચામાં રમવા ગએલા બાળકોની સ્થિતિ કહી, હવે તે સમયે ગામમાં થએલી ધર્માદિકની સ્થિતિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી છપૈયા ગામમાં ભક્તિ ધર્મ અને બીજા બ્રાહ્મણાદિ જનો પોતપોતાના બાળકોને સાયંકાળેપણ પોતપોતાને ઘેર નહિ આવેલા જાણીને પ્રદોષ સમયે ચારેતરફ વેગથી ગોતવા લાગ્યા ॥૩૨॥ હે રાજન્ ! તે સમયમાં પૂર્વોક્ત વાયુ વૃષ્ટિ અને વિજળીની વિશેષ પ્રવૃત્તિ જોઈને અને કોઈ પણ સ્થળમાં છોકરાઓને નહિ જોઈને તે ધર્માદિક સર્વે અત્યંત ઉદ્વિગ્ન થઈને 'હવે શું કરવું' તે બાબતમાં વિમૂઢમનવાળા થઈ ગયા ॥૩૩॥ તે સમયે ધર્મદેવાદિ પુરુષોના નેત્ર બાહુ વિગેરે ડાબાં અંગ ફરકવા લાગ્યાં અને ભક્તિઆદિક સ્ત્રીયોના નેત્ર બાહુ વિગેરે જમણાં અંગ ફરકવા લાગ્યાં એ રીતે અનિષ્ટને સૂચવનારા અંગસ્ફુરણ કારણથી તે ભક્તિ ધર્માદિકો 'બાળકોને કાંઈક અશુભની પ્રાપ્તિ થઈ હશે' એમ મનમાં માનવા

न्तमसेन च । पुत्रार्त्या च विशेषेण न्यपतंस्त इतस्ततः ॥३५॥ निशाद्ये गते यामे वाते मन्दरये सति । वर्षे च विरते ते तु प्राबुध्यन्त हरीच्छया ॥३६॥ काचयन्त्रप्रदीपांस्ते महतीर्दीपिका अपि । कारयित्वा तदुद्यानं ययुरुद्विग्नचेतसः ॥३७॥ खड्गचर्मधनुर्हस्ताः कतिचिद्यष्टिपाणयः । ययुर्ग्रामजनाः सर्वे पुत्र पुत्रेति वादिनः ॥३८॥ आत्मीयबन्धुधृतबाहुयुगोऽथ धर्मो विस्रस्तवस्त्रपरिवेष्टितगात्रयष्टिः । कण्ठागतासुरसुरारिनिजात्मजात्मा मार्गे चचाल शनकैः प्रविकीर्णकेशः ॥३९॥ भक्तिः शशाङ्ककलिताम्बुजतुल्यवक्त्रा हे

લાગ્યા ॥૩૪॥ ક્ષણેક્ષણે વિશેષ વૃદ્ધિ પામતી અતિવૃષ્ટિ તથા અતિ વાયુ અને મહા ગાઢ અંધકારથી પીડા પામેલા અને વિશેષપણે પુત્રોને વિપત્તિ આવવાની શંકાથી ઉત્પન્ન થએલા દુઃખવેગથી પીડા પામેલા તે ધર્માદિકો વિનષ્ટ દૃષ્ટિવાળા થઇને અહિં તહિં જ્યાં ત્યાં એકદમ પડી ગયા એટલે મૂર્છા પામી ગયા ॥૩૫॥ રાત્રિનો પહેલો પહોર વીતિ જતાં અને વાયુ વૃષ્ટિનો વેગ વિરામ થતાં ભગવાનના સંકલ્પથી તે ધર્માદિક સર્વે મૂર્છાએ રહિત થઈગયા ॥૩૬॥ તે પછી તે સર્વે કાચયંત્ર ( ફાનસો )માં દીવાઓ સળગાવીને તેમજ મોટી મસાલો પણ કરાવીને અતિ ઉદ્વેગથી આક્રાંત અંતઃકરણવાળા થઇને જ્યાં બાળકો ગયા છે એવા બગીચામાં ગયા ॥૩૭॥ તેમાં કેટલાક તરવારો ઢાલો ધનુષો હાથમાં લઇને, તો કેટલાક લાકડીયો હાથમાં લઇને 'હે પુત્ર! હે પુત્ર! એમ ઉંચા સ્વરથી બોલતા બોલતા તમામ ગ્રામજનો ત્યાં ગયા ॥૩૮॥ હવે ધર્માદિકનો ભગવાનમાં જે પ્રેમપ્રકર્ષ છે તેને વર્ણવેછે-ગામમાંથી નીકળ્યા પછી ધર્મદેવ તો ભયથી ઉદ્વિગ્ન મનવાળા થઇને, સર્વ અવયવો શિથિલ થવાથી ચાલવા માટે પણ અસમર્થ થઈ જતાં પોતાના બે બંધુઓના બે બાજુ બે હાથ ઝાલીને, વારેવારે ખસી જતા વસ્ત્રને કૃશ શરીરલતા ઉપર વિંટાળતાથકા મરણની અંતિમ અવસ્થાને પામી ગયા હોય ને શું ? એમ કંઠમાં પ્રાણ આવી જતાં માથાના કેશ પણ ચારે બાજુ છુટા વિખરાઈ જતાં, સમસ્ત અસુર સમૂહોને વિત્રાસ કરનારા પોતાના તનયને વારંવાર અસુરોથકી ભય શંકાને લીધે અનુસ્મરણ કરતા કરતા માર્ગમાં

कृष्ण! कृष्ण! मम बाल इतीरयन्ती। पार्श्वद्वयस्थतरुणीधृतबाहुयुग्मा कृष्णासुरध्वनि चचाल विजीवितेव ॥४०॥ रामप्रताप उरु दुःखभरस्तदानीं शोचन् स्वसोदरमतिप्रियताधरत्वात्। मार्गे चचाल शनकैश्च वयस्यवर्यैः साकं रुदन्नतितरां विवशः सकम्पः ॥४१॥ श्रद्धादयस्तु ललनाः सुकृतान्तिकस्थास्तर्ह्येव दिव्यवपुराशु जवा पुरस्तात्। निर्गत्य चोपवनिकां सपदि प्रपद्य भग्नाम्रवृक्षतलगं ददृशुः स्वबालम् ॥४२॥ संवीक्ष्य ताः स्नुतपयोधरहेमकुम्भा हर्षादुपेत्य जगृहुः पुरुकम्पगात्रम्। आदाय चाङ्कमनुरागभरेण

---

ધીરે ધીરે ચાલવા લાગ્યા ॥૩૯॥ ચદ્રોદય થતા મીંચાઈ જતા ( સૂર્યવિકાસિ ) કમળની માફક જેમની મુખમુદ્રા મ્લાન થઈ ગઈ છે એવા ભક્તિમાતા ભયને લીધે સર્વ અવયવો શિથિલ થઈ જવાથી બે પડખામા બે યુવતિઓએ બે બાહુમાથી પકડી રાખતાજ ઉભા રહીને, પોતાના પુત્ર કૃષ્ણમાજ પ્રાણ અર્પણ કરેલા હોવાથી અથવા કૃષ્ણ એજ પ્રાણ જેમને છે એવા હોવાથી કોઈ બહાર પ્રદેશમા પરવશી ગએલા પોતાના પ્રાણનેજ જેમ એમ શ્રીહરિને 'હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મારા બાળ ! એમ વારવાર બોલાવતા બોલાવતા માર્ગમા ધીરે ધીરે ચાલવા લાગ્યા ॥૪૦॥ ધર્મના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપજી પોતાના સહોદરમા સ્નેહાતિશયને લીધે તેમને અનિષ્ટ થવાની આશકાથી ઉત્પન્ન થએલા મહાદુ ખથી અતિ શોક કરવાપૂર્વક અત્યત રૂદન કરતાથકા, માટેજ વિવશ અતકરણવાળા થતા થરથર કપતા સર્વ ગાત્રવાળા થઈને તે સમયમા માર્ગમા સમાન વયના પ્રિય સખાઓ સાથે મદ મદ હિંડવા મડ્યા ॥૪૧॥ ધર્મદેવની શ્રદ્ધાઆદિક પત્નીયો જે અદશ્યદેહે ધર્મની સદા સમીપે રહેલી હતી તે પણ પતિની પાછળ ગતિ કરતા પોતે દિવ્ય વપુવાળી હોવાથી ઉતાવળી ચાલીને, સર્વની આગળજ વેગથી નીકળી જઇને તત્કાળ ઉદ્યાનને પામીને, વાકા ભાગી પડેલા આમ્રદ્રુમતળે પોતાના પુત્ર શ્રીહરિને નિહાળવા લાગી ॥૪૨॥ હે નૃપ ! પ્રિયતમ બાળકૃષ્ણનુ નિરીક્ષણ કરતાજ જેમના કનકકળશ જેવા સ્તનમાથી દુગ્ધધારા વછુટેછે એવી શ્રદ્ધાદિ માતાઓ પ્રહર્ષથી પાસે જઇને, અતિશય કપતા

यालं स्वं स्वं स्तनं नृप ! मुदा तमपाययंश्च ॥४३॥ पुत्रस्नेहभरं तासामात्मन्यनुपमं हरिः । दृष्ट्वा तत्प्रीतये सद्य आसीद्द्वादशमूर्तिभृत् ॥४४॥ पपौ स्तनरसं तासां पीयूषमधुरं शिशुः । हरिर्ममाङ्क एवास्ति नान्यत्रेत्यविदंश्च ताः ॥४५॥ अभूवन् पूर्णकामास्ताः सर्वा अपि तदा नृप ! । कृष्णः प्रेमवतां स्वस्मिन् ह्यस्ति कल्पतरूपमः ॥४६॥ अथाययुः साश्रुनेत्रास्तत्र ते ग्रामवासिनः । विचिन्वन्तः सुतान्प्रापुर्मूर्च्छोत्थाप्यरुदतो भृशम् ॥४७॥ जीवतः स्वात्मजान्प्राप्य ग्राम्या आसन् गताधयः । कुत्र धर्मसुतोऽस्तीति ते तान् पप्रच्छुरात्मजान् ॥४८॥ तदा त ऊचुरस्माभिरिह द्रुमतलेऽर्भकः । न्यस्तो धर्मस्य खेलार्थं तत्र त्वद्य न दृश्यते ॥४९॥ वज्रपातोपमं वाक्यं

સર્વે ગાત્ર જેનાં છે એવા બાળકૃષ્ણને ખોળામાં લઇને, આનદથી પોતપોતાના સ્તનનું પાન કરાવા લાગી-ધવરાવા લાગી ॥૪૩॥ ભગવાનતો શ્રદ્ધાદિ દ્વાદશ માતાઓનો પોતાવિષે અનુપમ સુતસ્નેહાતિશય જોઇને તેમની પ્રસન્નતામાટે તત્કાળ પોતે દ્વાદશ મૂર્તિઓ ધારીને, અમૃત જેવા સ્નેહરસથી મધુર સ્તનરસ પાન કરવા લાગ્યા અને તે બારેય માતાઓ 'હરિકૃષ્ણ મારા ખોળામાંજ છે બીજીનામાં નથી' એમ મનમાં માનવા લાગી ॥૪૪-૪૫॥ હે નૃપ ! એ અવસરમાં તે તમામ માતાઓ પરિપૂર્ણ મનોરથવાળી થઇ ગઇ, કેમકે તે શ્રીકૃષ્ણ પોતાવિષે પ્રકૃષ્ટ પ્રેમવાળાઓને કલ્પતરૂની માફક અખિલ અભીષ્ટ અર્થ આપનારા છે ॥૪૬॥ ત્યારપછી ગ્રામવાસી સર્વજનો રડતારડતા ઉપવનને પામીને પોતપોતાના પુત્રને ગોતતાં ગોતતાં, મૂર્છામાંથી ઉઠીને અત્યત રડ્યા કરતા પુત્રોને પામ્યા ॥૪૭॥ ગામના જનો જીવતા રહેલા પોતપોતાના પુત્રને પામીને, 'ધર્મકુમારપણ કોઈ સ્થળે હશેજ' એવો નિશ્ચય કરીને મનોવ્યથાએ વિરહિત થઇને, 'ધર્મના સુત શ્રીહરિ ક્યાં છે ?' એમ તે પોતાના પુત્રોને પુછવા મંડ્યા ॥૪૮॥ તે સમયમાં પિતાએ પુછેલા પુત્રો બોલ્યા કે-અમોએ ધર્મના બાળકને રમવામાટે આ વૃક્ષતળે બેસાર્યા હતા તે વૃક્ષતળેતો હાલમાં દેખાતા નથી ॥૪૯॥ સર્વે જનો આવું વજ્રપાત જેવું દારૂણ વચન સાંભળીને મહાદુઃખીયા થઈ ગયા અને અ

तन्निशम्यातिदुःखिनः । कुर्वन्तो भृशमाक्रोशं व्यचिन्वंस्तमितस्ततः ॥५०॥ तदा श्रद्धादयः कृष्णं विन्यस्याधो द्रुमस्य ताः । स्थाने स्वकरसंमृष्टे जनादृश्याः समासत ॥५१॥ मार्गयन्ती शिशुं तत्र मातुली सुन्दरी हरेः । ददर्श बालं सहसा निर्भयं स्वस्थमास्थितम् ॥५२॥ मया लब्धो मया लब्धः शिशुरित्युच्चभाषिणी । गृहीत्वा तं ददौ भक्त्यै सा च तस्यै ललन्तिकाम् ॥५३॥ प्राप्यात्मजं हृदालिङ्ग्य भक्तिः स्नुतपयोधरा । पाययन्ती स्तनं मेने पुनर्जातमिवात्मजम् ॥५४॥ धर्मो रामप्रतापश्च ज्ञातयो ग्रामवासिनः । अक्षतावयवं प्राप्य कुमारं लेभिरे मुदम् ॥५५॥ ततोऽसुरगुरुं दृष्ट्वा पतितं ते ससम्भ्रमाः । पप्रच्छुः को मृतो ह्येष बाला ऊचुस्तदा

---

ત્યંત આક્રોશ કરતા કરતા બાળકૃષ્ણને અહિં તહિં સર્વત્ર શોધવા લાગ્યા ॥૫૦॥ તે અવસરમાં દિવ્યદેહવાળી શ્રદ્ધાદિ દ્વાદશ ધર્મપત્નીયો તત્કાળ વૃક્ષતળે પોતાના હસ્તથી શુદ્ધ કરેલા સ્વચ્છ સ્થળમાં બાળકને બેસારીને અદૃશ્ય થઈ ગઈ ॥૫૧॥ તે બાગમાં બાળકૃષ્ણને ખોળતી ખોળતી આવેલી તેમની મામી રૂપથી જેમ સુંદર છે તેમ નામથી પણ સુંદરી સ્ત્રીએ નિર્ભયપણે સુખેથી બેસી રહેલા બાળકને અકસ્માત્ દીઠા ॥૫૨॥ બાળહરિના દર્શનથી થએલા હર્ષપ્રકર્ષથી 'બાળકૃષ્ણ મને મળ્યા મને મળ્યા' એમ અતિ સંભ્રમપૂર્વક ઉચ્ચ સ્વરથી બોલતી સુંદરી મામીએ બાળકને હાથમાં લઇને માતા ભક્તિને આપ્યા. તે ભક્તિએ પુત્રલાભથી જીવન પ્રાપ્ત થતાં જીવિતદાન દેનારી તે સુંદરીને લલતિકા ( લગાર લાંબુ કંઠાભરણ )ને કંઠમાંથી ઉતારીને પ્રીતિદાન તરીકે અતિ ઉત્સાહથી આપ્યું ॥૫૩॥ પ્રેમવતી પ્રાણપ્રિય પુત્રને પામીને હૃદયમાં દૃઢ આલિંગન કરીને, સ્નેહાતિશયથી દુધધારાને સ્રવતા સ્તનવાળાં થઇને બાળહરિને સ્તનપાન કરાવતાં થકાં સુતને 'નવે અવતારે આવ્યો' એમ માનવા લાગ્યાં ॥૫૪॥ ધર્મદેવ, રામપ્રતાપ, જ્ઞાતિજનો અને ગ્રામનિવાસી અન્યજનો અક્ષત (નહિ જખમ થએલા કે નહિ ભાગી ગએલા) અવયવોવાળા કુમારને પામીને પરમ મોદ પામ્યા ॥૫૫॥ ત્યારપછી પૃથ્વી ઉપર પ્રાણરહિત થઇને પડેલા અસુરઆચાર્ય કુટિલ કાળીદત્તને દેખીને ધર્મા-

वचः ॥५६॥ अस्मान्विभीषयन्नेष हन्तुकामो हरिं रुषा । अजिघृक्ष-त्प्रसार्य द्वौ बाहू विकृतलोचनः ॥५७॥ अनेन दृष्टमात्रोऽसौ नील-कण्ठेन तत्क्षणम् । इतस्ततो भ्रमन्नेव ममार नात्र संशयः ॥५८॥ श्रुत्वा तद्बालवचनं विस्मिताः सभयाश्च ते । ऊचुर्दिष्ट्या मृतः पाप्मा स्वस्य वै पापकर्मणा ॥५९॥ ततोऽतिहृष्टाः सर्वेऽपि ग्राम-मीयुर्निशाकरे । उदिते महदाश्चर्यमापन्ना धरणीपते ! ॥६०॥ भक्ति-धर्मौ तु तच्छ्रुत्वा बालवाक्यं स्वचेतसि । कृष्णं सस्मरतुस्तावज्ज्ञा-नमासीत्तदिच्छया ॥६१॥ मृतोऽसौ पुरुषो नूनं कालीदत्ताभिधो

---

દિક સર્વે સભ્રમ પામીને 'આ કોણ મરી ગએલો પડ્યોછે' એમ બાળકોને પુછવા લાગ્યા ત્યારે બાળકો બોલ્યા કે-॥૫૬॥ અમો બધા બાળકોને બહુ બીવરાવતો આ અસુર હરિને હણવાની સ્પૃહાથી અસુરસ્વભાવથીજ વિકરાળ વિલોચનને રોષથી વિશેષપણે વિકરાળ કરીને, બે બાહુ બહુ લાંબા પ્રસારીને હરિકૃષ્ણને પકડવા ઈચ્છતો હતો ત્યારે આ ધર્મપુત્ર નીલકંઠે તેની સામી દૃષ્ટિ કરી એટલામાત્રથી એજ ક્ષણમાં આ અસુર વૃક્ષસમૂહોમાં અહિંતહિં ભમતાં ને અથડાતાં મરી ગયોછે એમાં લેશ સશય નથી ॥૫૭-૫૮॥ ત્યારપછી તે ધર્માદિક સર્વે તે બાળકોનું આવું વચન સાંભળીને આસુરવૃત્તાંતશ્રવણમાત્રથીજ તાત્કાલિક ભય પામીને અને તેના મરણ પ્રકારશ્રવણથી વિસ્મય પામીને 'પાપરૂપ આ અસુર પોતાના પાપકર્મથીજ મરણ પામ્યો તેપણ બહુ સારૂ થયું' એમ પોતાના સહચર જનોની આગળ અનોન્ય કહેવા લાગ્યા ॥૫૯॥ હે ધરણીપતે ! ત્યારપછી અધિક આશ્ચર્ય પામેલા ધર્માદિક સર્વે ચદ્રોદય થતાં ( દશ ઘટિકા પરિમિત રાત્રિ વીતતા ) તેના પ્રકાશની સહાયતા અને સ્વસ્વસુતનો સશ્લેષ પામીને માર્ગમાં પ્રહર્ષ પામતા પામતા ગામમાં પાછા આવ્યા ॥૬૦॥ ભક્તિધર્મ તો પૂર્વોક્ત બાળકવાક્ય સુણીને ભગવાનની ઈચ્છાથી સબોધ પામતાં 'ઇષ્ટદેવ શ્રીકૃષ્ણજ અમારા આત્મજભાવે અવતર્યા છે' એમ ચિત્તમાં ચિંતવન કરવા લાગ્યાં અને તેજ ક્ષણમા ભગવત્સકલ્પથી એવું જ્ઞાન થયું ॥૬૧॥ જ્ઞાન પામીને ભક્તિધર્મે જે પરસ્પર કહ્યુ તે સાડા આઠ શ્લોકથી કહેછે—જે આ પુરૂષ મરી ગયોછે તે નિશ્ચે અસુ-

गुरुः । असुराणां येन पुरा वयं मुहुरुपद्रुताः ॥६२॥ बालोऽपि नैव खलु मायिकविग्रहोऽसौ नारायणः स्वयमृषिर्धृतमर्त्यनाख्यः । वृन्दावने घरद एष हि नौ स्वकीयं जातो वरं सफलयन्भुवि नौ निकेते ॥६३॥ असुराणां वधोऽनेन रिपूणां नौ दुरात्मनाम् । आवयो रक्षणं चेति प्रतिज्ञातं प्रसीदता ॥६४॥ अतोऽनेनैव निहतो मायिकोऽसुरराडसौ । अन्यथा शक्नुयात्को वा हन्तुमेनं महाबलम् ॥६५॥ बलेनास्यैव सर्वेऽपि बलिनः सन्ति दानवाः । मृत्युनास्यैव सर्वेषां तेषां मृत्युरभूत्किल ॥६६॥ एषोऽसुराणां मूलं वै सर्वेषामपि भूतले । मूले छिन्नेऽथ शाखानां पृथङ्नाशो न विद्यते ॥६७॥ अहो

---

ચાર્ય કાળીદત્ત છે. જેણે આપણને વારંવાર પૂર્વે પીડા કરી હતી ॥૬૨॥ આ આપણા કુમાર લૌકિક બીજા બાળક જેવા જણાય છે પણ માયામય આકારવાળા નિશ્ચે નથી. કિંતુ સ્વયં જે નારાયણ ઋષિરૂપે અવતર્યા હતા એજ ભગવાન છે. એમણેજ આપણને વૃંદાવનમાં 'હું તમારો તનય થઇશ' એવું વરદાન દીધું છે. સત્યપ્રતિજ્ઞ પોતે આપેલું વરદાન સફળ કરવાસારૂ આ ભગવાન પૃથ્વીઉપર આપણા ભવનમાં હાલ મનુષ્યભાવથી અવતર્યા છે ॥૬૩॥ આપણી ઉપર પ્રસન્ન થએલા આ શ્રીકૃષ્ણે આપણા રિપુ દુરાત્મા અસુરોનો નાશ અને આપણું રક્ષણ આ બે બાબતોની પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞાને અનુસારે આપણા પુત્રરૂપ શ્રીહરિએજ મહામાયાવી અસુરરાજ કાળીદત્તનો દૃષ્ટિમાત્રથી નાશ કરી નાંખ્યો છે. એમ જો ન હોય તો મહાબલિષ્ઠ આ અસુરને હણવા માટે કોણ સમર્થ થાય? બીજો કોઈપણ નજ થાય ॥૬૪–૬૫॥ બીજા જે દાનવો છે તે તમામ આ કાળીદત્ત દાનવના બળના અવલબનથી બલિષ્ઠ છે, આ અસુરનું મરણ થવાથીજ તે સર્વે અસુરોનું મરણ થઈ ગયા પ્રાયજ છે ॥૬૬॥ આના એકલાના નાશથી બીજા બાકીના બધાનો નાશ શી રીતે થશે? તો કહેછે—જેમ વૃક્ષના મૂળના વિચ્છેદથકી શાખાનો છેદ જુદો હોતો નથી, તેમજ પૃથ્વીઉપર સર્વ દાનવોના મૂળભૂત આ કાળીદત્તનો વિચ્છેદ થતાં દાનવશાખા સ્વય વિચ્છેદ પામીજ ગઈ છે. તેના માટે પૃથક્ વિચ્છેદની હવે જરૂર પડશે નહિ ॥૬૭॥ અહો !!

भगवताऽनेन विशस्त्रेणापि धीमता । बाल्य एव हतः सद्यो दैत्येशोऽग्रे तु किं पुनः ॥६८॥ आवयोः पोषणं भूमावेष एव करिष्यति । जातौ हि निर्भयावावामस्मदीयाश्च सर्वशः ॥६९॥ किं वर्ण्यं भक्तवात्सल्यं कृष्णस्यास्य दयानिधेः । इत्युत्सुकहृदालिङ्ग्य तस्थतुर्निर्वृतौ भृशम् ॥७०॥ ततो हरिर्निजज्ञानं तयोरपाहरत्पुनः । आ

---

આપણને અશ્વત્થામાએ શાપ આપ્યો ત્યારે 'શસ્ત્રધારણ વિના શત્રુઓનો શી રીતે સહાર કરશે' એવી મોટી શકા હતી હાલમા પ્રત્યક્ષપ્રમાણથી તે શકા ટળી ગઈ કેમકે શસ્ત્રધારણે રહિત તથાપિ મહાબુદ્ધિરૂપી શસ્ત્રથી આ ભગવાને બાલ્ય વયમાજ આ દાનવેશ્વરનો તત્કાળ નાશ કરી નાખ્યો તો આથી મોટી વયના થતા તો શુય કરશે એટલે તેમાતો મોટામોટા દાનવોનો વિશેષ વિનાશ કરશેજ એમા કાઈ કહેવાનુ રહેતુ નથી ॥૬૮॥ કળિબળને લીધે પ્રતિદિન વિશેષ કૃશપણાને પામતા જતા આપણુનુ ભૂમિઉપર ભરણ પોષણ આ હરિકૃષ્ણજ કરશે આપણેતો નિર્ભય થઈ ગયા અને આપણા પક્ષપાતી સર્વેપણ નિશ્ચે નિર્ભય થઈ ચુક્યા ॥૬૯॥ અહો ! આ કૃષ્ણનુ વાત્સલ્ય કેનાથી વર્ણન કરી શકાય ? જે શ્રીકૃષ્ણ સ્વય આનદઘન અને પરિપૂર્ણ છે તથાપિ ગાયો પોતાના વત્સ ઉપરજ જેમ એમ આ સસારિમડળ ઉપર સ્નેહાર્દ્રહૃદયવાળા થઇને સસારિના સન્નિધિમા એકદમ દોડ્યા આવેછે (આજ અવતરણ છે) તેમાપણ ભક્તો ઉપરનુ વાત્સલ્ય તો કોઇનાથી પણ વર્ણન થઈ શકે નહિ, કેમકે અનાદિકાળથી પ્રવર્તેલા કે પ્રામાદિક કે બીજા કોઈ તેતે કાળમા થએલા દોષસમૂહોને નહિ ગણીનેજ અનવધિકાતિશય આનદરૂપ મોક્ષ સામ્રાજ્ય આપેછે વાત્સલ્યને સમુત્તેજન કરનારી દયા તો આ કૃષ્ણની નિરૂપાધિકી છે માટે દયાનિધિ છે, પોતે પ્રભુ આનદમય છે પણ પરનુ દુ ખ દેખીને દુ ખીયા થઈ જાયછે અને દુ ખ ટાળવા તત્પર થઈ જાય છે, આ મોટામા મોટો ગુણવિશેષ છે, આવી દયાના નિધિરૂપ છે એવી રીતે કહીને ભગવાનના દયા વાત્સલ્યગુણના અનુસ્મરણથી વૃદ્ધિ પામી ગએલા ઉત્સાહવાળા હૃદયથી બાળકૃષ્ણને આલિંગન કરીને પરમાનદપરિપૂર્ણ થઈ રહ્યા ॥૭૦॥ શ્રીહરિએ ભક્તિધર્મને આવુ પોતાના દિવ્ય સ્વરૂપનુ વિજ્ઞાન ક્ષણમાત્ર

सीद्यथापुरा धर्मः सभार्यः पुत्रधीर्हरौ ॥७१॥ महोत्पातेऽपि बाल
स्य जीवनं च रिपुक्षयम् । मेने कृष्णप्रसादं तं कुलदेवकृपां च सः
॥७२॥ व्यतीतायां निशि प्रातर्धर्मो धर्मविदां वरः । विघ्नोपशमन
होमं कारयामास वाडवैः ॥७३॥ पाठांश्च कारयामास श्रीनारा-
यणवर्मणः । ब्राह्मणान्भोजयामास ददौ धेनूश्च काञ्चनम् ॥७४॥
पूजनं बलिदानं च कुलदेवस्य स द्विजः । मारुतेः कारयामास वि-
धिज्ञैर्वैदिकैर्द्विजैः ॥७५॥ वन्दनं कारयामास निजपुत्रेण तस्य च ।
ब्राह्मणानां च सर्वेषामाशिषस्ते ददुः शुभाः ॥७६॥ रमणीयतरः
स्वभावतः कृतसंस्कारविधिस्तु सोऽर्भकः । विचभाविव नील
ऊर्जितो मणिरुत्तेजित आकरोद्भवः ॥७७॥ एतच्चरित्रं भयभीति-

---

આપીને ક્ષણાંતરમાં ફરીથી હરી લીધું તેપછી ભગવન્માયાથી જેમનું
જ્ઞાન હરાઈ ગયું છે એવા સપત્નીક ધર્મદેવ પ્રથમની માફક ફરીથી સુત
સ્નેહાનુબદ્ધ હૃદયવાળા થઈ ગયા ॥૭૧॥ તે ધર્મદેવ પૂર્વોક્ત મહોત્પાતમાપણ
પોતાના બાળપુત્ર જીવતા રહ્યા અને વૈરિનો વિનાશ થયો તે 'કુળદેવ હનુ
માનજીની કૃપા અને તેજ મૂળ જેમાં છે એવા કૃષ્ણપ્રસાદથી થયો' એમ
નિશ્ચયથી માનવા લાગ્યા ॥૭૨॥ એ રાત્રિ વ્યતીત થઇને સૂર્યોદય થતાં
ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ એવા ધર્મદેવે સુતનું અશુભ શમાવા સારૂ વિઘ્નોનો વિરામ
કરનારો હોમ (હોમપૂર્વક શાંતિકર્મ) અને નારાયણકવચનો પાઠ વિપ્રો-
પાસે કરાવ્યો અને બહુ બ્રાહ્મણોને મિષ્ટાન્નથી જમાડ્યા તથા તેમને ઘણી
ગાયો અને સુવર્ણ દક્ષિણા દીધી ॥૭૩-૭૪॥ તેપછી ધર્મદેવે કુળદેવ મારૂ
તિનું પૂજન બલિદાન વિગેરેવડે વિધિજ્ઞ વૈદિક વિપ્રો પાસે કરાવ્યું ॥૭૫॥
અને મારૂતિનું વંદન તથા સર્વે વિપ્રોને વંદન પોતાના પુત્રપાસે કરાવ્યું
પિતાની આજ્ઞાથી પ્રણામ કરતા બાળકૃષ્ણને ભોજન દક્ષિણાદિકથી સંતુષ્ટ
થએલા બ્રાહ્મણોએ 'દીર્ઘાયુષી થાઓ' ઇત્યાદિ શુભ આશીર્વાદો આપ્યા
॥૭૬॥ તે આ બાળ શ્રીહરિ સહજ સ્વભાવેજ અતિશય રમણીય દિવ્ય
આકૃતિવાળા છે તેમાં ચૌલાદિ સંસ્કારવિધિ કરતાં, પ્રથમ ખાણમાંથી
નીકળેલા નીલમણિને સરાણ ઉપર ચઢાવી ઘસતાં અતિ ઉત્તેજીત થઇને

हर्तुर्हरेरुदारं कथितं मया ते । यः कीर्तयेद्यः शृणुयाच्च राजन् दुर्लभा तस्य सभुक्तिमुक्तिः ॥७८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे चौलसंस्कारेऽसुरमायोपमर्दे कालीदत्तमरणं नाम षड्विंशोऽध्यायः ॥२६॥

सुव्रत उवाच—हरिप्रसादो विप्रर्षिः स्वग्रामेऽसुरसम्भवम् । उपद्रवं मुहुर्दृष्ट्वा स्थातुमैच्छन्न तत्र तु ॥१॥ पुण्यक्षेत्रावासरुचिर्धनधान्यसमृद्धिमान् । सद्यो विहाय तं ग्राममयोध्यां गन्तुमैहत ॥२॥ गृहो

જેમ વિશેષ શોભેછે તેમ તે વિશેષપણે શોભવા લાગ્યા ॥૭૭॥ હે રાજન્! ભગવત્કથાશ્રવણરસિક પાત્રભૂત તમને આ ચરિત્ર કહ્યું, આ ચરિત્ર સકળ પુરૂષાર્થ આપવામાં સમર્થ હોવાથી મહાઉદાર છે. એનું આવું ઐશ્વર્ય શાથી? તો ભવભયને હરનારા ભગવાનનું આ ચરિત છે. ત્રિવિધ તાપને ટાળનારા પરમપુરૂષનું ચરિત કયા અર્થને ન સાધે? સર્વને સિદ્ધ કરેજ માટે આવા ચરિત્રને જે કોઈ સાંભળે અને કીર્તન કરે તે બન્ને પુરૂષને ભુક્તિ મુક્તિ-ત્રિવર્ગ અને અપવર્ગ દુર્લભ નથી કિંતુ સુખેથી સિદ્ધ થાય છે ॥૭૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ચૌલસંસ્કારેઽસુરમાયોપમર્દે કાળીદત્તમરણં નામ ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

## અધ્યાય ૨૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! બ્રહ્મર્ષિ હરિપ્રસાદે પોતાના ગામમાં અસુરોએ વારવાર કરાતા આવા અનેક ઉપદ્રવો જોઇને, સુતમાં સ્નેહાતિશયને લીધે તેનું દિવ્ય સામર્થ્ય વિસ્મૃત થતાં 'તેનું રક્ષણ મારાથીજ થશે' એમ મનમાં માનીને, અધિક અસુરોનો આવાસ જેમાં છે એવા સ્વગ્રામને ત્યાગ કરીને બીજા સ્થાનમાં સ્થિતિ કરવાની કામના કરી ॥૧॥ તે ધર્મદેવ પવિત્ર તીર્થક્ષેત્રમાં સહજ સ્વભાવથીજ રહેવાની રૂચિવાળા હોવાથી તત્કાળ તે છપૈયા ગામને છોડી દઇને, અયોધ્યામાં આવવા તૈયાર થયા આ ધર્મને અન્ય સ્થળમાં નિવાસ કરવામાં ઉપકરણની વિગુણતા બીલકુલ નથી, કેમકે પોતે ધનધાન્યાદિકની સમૃદ્ધિએ સંપન્ન છે પુણ્યક્ષેત્રમાં વસવાની વાસનાવાળા ધર્મને ધર્માનુષ્ઠાનને વિવશ વર્તનારી ધનસમૃદ્ધિ સદા

पस्करमाधाय शकटादिषु सप्रियः । पुत्रादिभिः सह ययौ साकेतनगरीं नृप ! ॥३॥ सज्येष्ठतनयो धर्म एकं शकटमारुहत् । हरिमुत्सङ्गमाधाय भक्तिरेकं च सस्नुषा ॥४॥ शृण्वन् सुतस्य कलकाकलिकामुदारां पश्यंश्च तद्वदनपङ्कजमिं मुहुः सः । धर्मोऽतिहर्षनिभृतो न विवेद मार्गं क्रान्तं च मार्गजनमस्य तथैव पत्नी ॥५॥ अह्नश्चतुर्दशमुहूर्त उदारबुद्धिस्तीरं मनोहरमवाप नृपः सरय्वाः । साकं सुहृद्भिरवलोकयति स्म साक्षात् तामम्बुराशिपरमप्रिययोषितं च ॥६॥ स्नानेन यस्या दृशिमात्रतोऽपि याति क्षयं पापग-

सिद्धज હતી ॥૨॥ હે નૃપ ! તે ધર્મદેવ કરેલા સંકલ્પને અનુસારે, ગૃહની સમગ્ર સામગ્રી શકટ ( ગાડાં ) વિગેરેમાં ગોઠવી લારી પેક કરીને, પ્રિયા-પુત્ર-પુત્રવધૂ વિગેરે પોષ્યવર્ગને સાથે લઇને અયોધ્યાપ્રત્યે ચાલી નીકળ્યા. ॥૩॥ જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપને સાથે લઇને ધર્મદેવ એક ગાડામાં બેઠા. બીજા ગાડામાં પુત્ર શ્રીહરિને ખોળામાં બેસારીને ભક્તિ સ્નુષા (પુત્રવધૂ) સુવાસિનીની સાથે બેઠાં ॥૪॥ તે આ માતાપિતાએ પુત્ર શ્રીહરિના વદનારવિંદને વારવાર નિહાળતાં નિહાળતાં અને ઉદાર મધુર અવ્યક્ત બાળ વાણીને સાંભળતાં સાંભળતાં પરમાનંદ પરિપૂર્ણ થઈ જતાં ઉલ્લંઘન કરેલાપણ માર્ગને અને માર્ગમાં સામા આવતા જનસમાજને નજ જાણ્યો ॥૫॥ મહાબુદ્ધિવાળા ધર્મદેવ પોતાના સબંધિવર્ગ સાથે દિવસના ચૌદમા મુહૂર્તમાં ( સાયં સમયે ) સરયૂ સરિતાના મનોહર તીરને પામ્યા અને પયોનિધિની પરમપ્રિયા ( સમુદ્રગામી ) પત્ની સાક્ષાત્ સરયૂને નિહાળવા લાગ્યા ॥૬॥ ચાર શ્લોકથી સરયૂને વર્ણવે છે—જે સરયૂમા સ્નાન કરવાથી અને જેના દર્શનમાત્રથીપણ પુરૂષોના તમામ પાપનો પ્રણાશ થઈ જાયછે કેવળ કેટલાક પાપનો પ્રક્ષય થાયછે એમ નહિ કિંતુ અનાદિકાળનાં સંચિત પાપપુંજ પણ પ્રક્ષય પામી જાય છે. કેવળ સમીપમાં રહેલાનાંજ નહિ કિંતુ દૂર રહેલા પુરૂષોના પણ પાપગણને પ્રણાશ કરેછે. એમ શાથી ? તો પોતાના ઉચ્ચારણ કહેલા નામથી પણ અખિલ અઘઓઘને અતિશય ક્ષય કરનારી છે (તત્કાળ નાશ કરનારી છે) વળી સ્વભાવથીજ પવિત્ર જળવાળી એવી ય

णोऽपि पुंसाम्। या रामचाःकेल्यतिपूततोया नाम्नाप्यघानामति-
भीतिदात्री ॥७॥ ग्रामोपमाभिश्च पुरोपमाभिर्महातरीभिर्विततान्तराभिः। या शोभमाना च तरङ्गजालैः शब्दायमानैर्बहुभिः समन्तात् ॥८॥ या पूजिता चन्दनपुष्पधूपैर्दीपावलीभिश्च फलैर्जनौघैः। क्रीडत्तिमिव्रातविसर्पणेन शोभामुपेता कविवर्णनीयाम् ॥९॥ या मानसाख्यात्सरसः प्रजाता सन्नादिता मानसवासिभिश्च। तटद्रुमालिप्रतिबिम्बदृश्या सेव्या निजस्वान्तविशुद्धिकामैः ॥१०॥ तरीमथारुह्य महानदीं तां सहात्मपोष्यैर्नृप उत्ततार। उप-

આ સરયૂ શ્રીરામચંદ્ર ભગવાનના જળક્રીડા સમયે થએલા દિવ્ય અંગસંગથી વિશેષપણે પવિત્ર જળવાળી થઈ છે ॥૭॥ જે સરયૂ સમુદ્રની માફક અગાધ છે. જેથી અંદર વિશાળ અવકાશવાળી, માટેજ મોટા ગામ નગરની ઉપમા આપવા લાયક, અનેક, નૌકાઓ જેના પ્રવાહમાં ચાલે છે, જેણે કરીને તીરની પેઠે નીરમાં પણ શોભાવિશેષ થાયછે. જેમાં સમુદ્રની પેઠે સમુન્નત શબ્દાયમાન અનેક તરંગો ઉછળ્યા કરેછે, જેથી અહર્નિશ ચારે બાજુ શબ્દાયમાન થતા સાગરસદૃશ શોભાને સંપાદન કરેછે ॥૮॥ જે સરયૂ જનનમરણનો ભય ટાળવાની લિપ્સાવાળા અખિલ દેહધારીઓએ ચંદન, પુષ્પ, ધૂપ, દીપપંક્તિ અને ફળવડે પ્રતિદિન પૂજી કરેલી છે. જેના અગાધ જળમાં મત્સ્યપતિ મોટા અનેક જળચરો ગોલાંટ ખાવી વિગેરે ક્રીડા કરેછે. જે નદીની શોભાને અલ્પજનો વર્ણન કરવા સમર્થ થાય નહિ કિંતુ કવિઓ ( ક્રાંતદર્શી-સર્વજ્ઞ )થીજ વર્ણન કરી શકાય એવી છે ॥૯॥ જે સરયૂની પાવનતા જન્મસિદ્ધ સર્વત્ર સુપ્રસિદ્ધ છે, કેમકે આતો માનસસરોવરમાંથી ઉત્પન્ન થએલી છે. જેને માનસસરોવરનિવાસી હંસો અવ્યક્ત મધુરનાદથી સતત સેવેછે. વળી જે સરયૂ તીર ઉપર રહેલી વૃક્ષપંક્તિઓએ તીરમાંજ જેમ એમ પ્રતિબિંબ મિષથી નીરમાં પણ સદા સેવેલી છે. આવી તટતરૂપંક્તિની શોભાથી સર્વને દશ્ય-દર્શનીયસ્વરૂપવાળી છે. આવાં અનેક કારણોથી પોતાના મનની વિશુદ્ધિ ઇચ્છનારા જનોએ સદાકાળ સ્નાનપાનાદિકથી સેવવા યોગ્ય છે ॥૧૦॥ આવી સરયૂ

स्करं नौनिहितं च सर्वं सम्भावयामास पुनः प्रतीरे ॥११॥ पुरीमयोध्यां समवाप्य तत्र हरिप्रसादः प्रससाद चित्ते । तावत्प्रतीचीनगिरिं दिनेशो जगाम राजन्नरुणाङ्गवर्णः ॥१२॥ सहस्रशो दीपततीस्तदानीं सौधेषु तीरे च जनाः सरय्वाः । चक्रुश्च यासां प्रतिबिम्बवृन्दैः सर्वा नदी दीपमयीव रेजे ॥१३॥ तत्र द्विजान् कुर्वत एव सन्ध्यां दृष्ट्वा विधाय स्नपनं स्वयं च । पितृप्रसूपासनमाचचार प्रत्यङ्मुखः कर्मविधिप्रवीणः ॥१४॥ स्वर्गद्वाराभिधे तत्र

---

સરિતાની સર્વોત્તમ શોભા નિરીક્ષણ કરતા ધર્મદેવ પોતાના પત્ની-પુત્ર વિગેરે પરિવારે સહિત નાવમાં બેસીને મહાનદી સુખેથી ઉતર્યા. બેસતી વખતે નૌકામાં મુકેલો સમસ્ત સરસામાન ઉતરતી વખતે ફરીથી સભારી લઈ ભેગો કરી ગાડા વિગેરેમાં યથાપૂર્વ ભરી બરોબર પેક કરીને સાથે લેવા લાયક કરી દીધો ॥૧૧॥ હે રાજન્ ! પવિત્ર અયોધ્યાપુરીને પામીને, પુરીના પાસેના ભાગમાં ઉભા રહેતાંજ પુણ્યક્ષેત્રના દર્શનમાત્રથી પ્રસન્ન મનવાળા થઈગયા. એટલાકમાં દિનેશ ( સૂર્ય ) પણ હરિપ્રસાદને જવા ધારેલા સ્થાનપર્યંત પહોચતાં સુધી પોતાના પ્રકાશથી સહાયતા આપીને કુંકમથી અનુલેપ કર્યો હોય ને શું ? એવી રક્ત અંગકાંતિવાળો થઇને પોતાના લયસ્થાનરૂપ અસ્તાચળને પામ્યા. અર્થાત્ સાયંસંધ્યા સમય થયો ॥૧૨॥ તે સમયમાં જનોએ સરયૂતીર ઉપર રહેલી હવેલીઓમાં હજારોહજાર દીપપક્તિઓ કરી તેમજ તીરમાં નદીની પૂજા માટે પણ અપરિમિત દીપો આરોપણ કર્યા. જે દીપપક્તિઓનાં જળમાં પડેલાં પ્રતિબિંબવૃંદવડે સમગ્ર સરયૂ સરિતા દીપ દીપમયીજ હોયને શું ? એમ અતિશય શોભવા લાગી ॥૧૩॥ ધર્મદેવ આવા સમયમાં સરયૂ તીરમાંજ સંધ્યોપાસના કરતા બહુ બ્રાહ્મણોને જોઇને, સંધ્યોપાસનનો સમય વ્યતિક્રમ ન થવા માટે તુરતજ બે કુમારને સ્નાનકરાવીને ( તેમાં હરિકૃષ્ણ તો જળમાં પ્રવેશ કરી સ્નાન કરી શકે એવી વયના નથી એમ વિચારીને કળશમાં જળ લઇને તેનાથી સ્નાન કરાવીને) પછી પોતે સ્નાન કરીને, સ્વયં કર્મવિધિમાં પ્રવીણ હોવાથી પશ્ચિમાભિમુખે યથાવિધિ સાયંસંધ્યોપાસન કરવા લાગ્યા.

कृतसन्ध्याविधिर्द्विज. । तीर्थे ततो लक्ष्मणस्य दर्शनं कृतवान्मुदा ॥१५॥ तुलसीपुष्पवृक्षादिशोभितात्तीर्थतस्तत. । प्रविवेश पुरीं रम्या यामाहुर्मुक्तिदा बुधाः ॥१६॥ योजनानि दश द्वे च याऽऽयता सरयूमनु । विस्तीर्णा त्रीणि च प्रोक्ता मनुना निर्मिता स्वयम् ॥१७॥ इक्ष्वाकुवंश्यभूपानां राजधानीति योदिता । यत्र साक्षाद्वासुदेवो रामनामाजनि स्वयम् ॥१८॥ फलपुष्पभरानम्रनानाद्रु·

---

॥१४॥ સરયૂના સ્વર્ગદ્વાર નામના સુપ્રસિદ્ધ તીર્થ ( આરા )મા સધ્યાવિધિ કરીને, લક્ષ્મણતીર્થ ( જ્યા લક્ષ્મણજીની મૂર્તિ છે )નુ દર્શન હર્ષથી કરી તુલસીવન, માધવી વિગેરે ઉત્તમ પુષ્પપ્રધાન લતાઓ તથા તરુ અગસ્ત લીંબુ દાડિમાદિ ફળપ્રધાન વૃક્ષોવડે શોભાયમાન એવા તે સ્વર્ગદ્વારની માથકી નીકળીને, જેને વ્યાસ વાટિમક વિગેરે બુધ જનો 'મુક્તિદા' ( આપનારી ) એવા અન્વર્થ નામથી કહેછે એવી રમણીય અયોધ્યાપુરીમા ધર્મદેવે પ્રવેશ કર્યો ॥૧૫-૧૬॥

પુરીને સાત શ્લોકથી વર્ણવે છે—જે અયોધ્યા નગરી સ્વય વૈવસ્વત મનુએ નિર્માણ કરી છે સરયૂ નદીને લક્ષ કરીને (કાઠે) બાર યોજન લાબી અને ત્રણ યોજન પહોળા વિસ્તારવાળી વાટિમકાદિકે કહી છે ॥૧૭॥ જે નગરી મનુકુળમહનીય ઇક્ષ્વાકુ રાજાના વશના રાજાઓની રાજધાનીપણે વિખ્યાત છે જે નગરીમા સાક્ષાત્ વાસુદેવ ભગવાન્ ઇક્ષ્વાકુકુળને અલકાર કરવા સ્વય રામનામથી અવતર્યા છે ॥૧૮॥ જે પુરી કેવળ કોઈ પણ ભારથી નમી ગએલા એમ નહિ કિંતુ પરોપભોગનાજ ઉપયોગી ફળપુષ્પ ભારથી નમી ગએલા આવી નમ્રતા હોય તોજ શોભામાટે થાય નહિતો નદીમા જળ આવતા નમી જાય અને જળ જતુ રહેતા ઉભા થઈ જાય એવા વેતસ ( જળજાબવા )ની નમ્રતા જેમ પોતાનાજ એક જીવન માટે છે પણ પરોપભોગમાટે નથી તેમ સ્વોપભોગનાજ ઉપયોગની થાય વળી ચારેતરફ સરખી રીતે નમી ગએલા એટલે એક અશમાપણ ફળપુષ્પ ભારથી શૂન્ય નહિ તેમ સમુન્નત નહિ કિંતુ સર્વ અશમાથી હાથથીજ ફળ પુષ્પ વીણી લેવાય એરીતે નમી ગએલા એવા વિવિધ વૃક્ષો અને એવીજ

मलतादिभिः। शोभमानैर्बहुविधैरुद्यानैः परितो वृता ॥१९॥ रथ्या-महाध्वापणचत्वराणि यस्यां विभक्तानि च मार्जितानि। भवन्ति

लताओवडे शोभायमान, नानाविध, राजाआदिकना बगीचाओथी चारेत-रफ विंटाएली छे. ( आ स्थळे एवो ध्वन्यर्थ निकळे छे—नगरी राजाए अधिष्ठित होय पण जो ब्राह्मण वैश्य अने शूद्रपणे विभाग पामेली प्रजा-ओए रहित होय तो बीलकुल शोभेज नहि. आ नगरीतो वर्णभेदवाळी प्रजाओथी सर्वत्र विंटाएली छे. जेम नगरीनो विकास उद्यानथी छे तेम गृहस्थाश्रममां रहेली वर्णविभेदवाळी प्रजाओथी नगरी विकासने पामे छे. जेम नगरीमां प्रवेश करता पथिकजनने उद्यान छाया विगेरेथी उपकारक थायछे तेम बीजा आश्रममां रहेला ब्रह्मचारी आदिकजनोने गृहस्थाश्रममां रहेलो जन अशनआसनादिदानथी उपकारक थाय छे, माटे गृहाश्रम उद्यानरूप छे. ते मनुए 'यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः। तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः॥ यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम्। गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही॥' एम कह्युं छे. जेम उद्यान वृक्ष-लताथी आवृत छे तेम गृहस्थाश्रम पति-पत्नीरूप मिथुनथी समृद्ध छे. जेम फळपुष्पभारे रहित एवा द्रुम-लतादिकथी व्याकुळ एवुं वन अनुपसेव्य थायछे, तेम जेनां परप्रयोजन माटे अवतेलां धनधान्यादिक परोपभोगमा न आवे एवा पतिपत्नीबा-ळवृंदोने लीधे व्याकुळ एवो गृहस्थाश्रम पण अरण्यनी पेठे बीजा आश्र-मिओने अनुपसेव्य थायछे. ( कशा उपयोगनो नथी ) आ नगरीमां तो आवो पतिपत्नीनो समवाय एकपण नथी, किंतु परार्थकप्रयोजनवाळी भोग्यसमृद्धिवाळो धन्यभागी छे ( जे भोग्य वस्तुओ होय ते परोपकार माटेज वापरनारो छे ) आ अर्थ भागवतमां 'अधना अपि ते धन्याः साधवो गृहमेधिनः। यद्गृहा ह्यर्हवर्याम्बुतृणभूमीश्वरावराः॥ गृहेषु येष्वतिथयो नार्चिताः सलिलैरपि। यदि निर्यान्ति ते नूनं फेरराजगृहोपमाः॥' आ वचनथी कह्योछे. माटे धर्मैकपरायण मिथुनयोगवाळा ब्राह्मणादि वर्ण-भेदथी आ नगरी चारे बाजु विंटाएली छे ) ॥१९॥ जे पुरीमां रथ्या,

नित्यं च सुपूजितानि द्वाराणि दध्यक्षतकुङ्कुमाद्यैः ॥२०॥ सौधैर्विशालैरथ सप्तभौमैः कैलासभूभृच्छिखरोपमेयैः। पङ्क्तिस्थितैः शुभ्रतरैरनेकैर्विराजमाना च मठादिभिर्या ॥२१॥ जनाश्चतुर्वर्णभवास्तु यस्यां वसन्त्यसङ्कीर्णगृहालयश्च । स्वं स्वं च धर्मं परिपालयन्तो धर्मावतारस्य हरेः प्रतापात् ॥२२॥ सुसङ्कुला या करिणां घटाभिश्चतुर्विधानां च विभूषितानाम्। सुलक्षणैर्वातजवैस्तुरङ्गैर्वृषैश्च मत्तैरिव भद्रनागैः ॥२३॥ शुश्राव तस्यां प्रतिराममन्दिरं घस्रान्तनी-

(નાના માર્ગો) મહાપ્થા, (રાજમાર્ગો) ચત્વર (ચાર માર્ગ ભેગા થતા હોય તે-ચોક અથવા આંગણાં) અને આપણો (હાટ-બજારનાં સ્થાનો) જુદા જુદા વિભાગથી છે અને તે સર્વે વાળીને જળ છાંટીને સદા શુદ્ધ કરેલાં છે. તથા જેમાં ગૃહદ્વારો અને પુરદ્વારો, દહિ અક્ષત કુંકુમ ફળ પુષ્પ શેલડીના દંડ વિગેરેથી નિત્ય સારી રીતે પુજેલાં શોભેછે ॥૨૦॥ વળી જે નગરી ઉપરઉપર ચઢાવેલા સાતસાત માળથી સંપન્ન, અત્યંત ધોળી, માટેજ કૈલાસાચળની શિખરને સદૃશ, લેનબંધ રહેલી, વિશાળ, અનેક સુધામય (ચુનાબંધ-છોબંધ) એવી હવેલીઓ-મહેલો તથા વિદ્યાર્થિ સંન્યાસીઓને રહેવાના વિશાળ પંક્તિબંધ મઠો તથા વૈરાગીઓનાં અગણિત મંદિરોવડે વિરાજમાન છે ॥૨૧॥ જે પુરીમાં જુદા જુદા ધર્મો જેના નિયમિત કર્યા છે એવા ચારેય વર્ણના જનો સ્વસ્વધર્માનુષ્ઠાનની સુકરતા-સારૂ વર્ણવિભાગને અનુસારે જુદી જુદી ગૃહપંક્તિઓવાળા હોઇને વસેછે. અર્થાત્ બ્રાહ્મણજાતિને રહેવાનાં ઘરોની લાઇનો જુદી, ક્ષત્રિઓની જુદી, વૈશ્યોની જુદી, શૂદ્રોની જુદી, એ રીતે બધા વર્ગો વિભાગથી વસેછે. અને ધર્મદેવથકી અવતરેલા શ્રીહરિના દિવ્ય પ્રતાપથી અસુરોપદ્રવે રહિત થઇને પોતપોતાના ધર્મને સુખેથી પાળેછે ॥૨૨॥ જે પુરી ભદ્ર, મંદ, મૃગ અને મિશ્ર એવા ભેદથી ચાર પ્રકારના, ઝુલ વિગેરેથી શોભાડેલા, હાથીઓના સમૂહો તથા સારા લક્ષણવાળા, વાયુના જેવા વેગવાળા અશ્વો તથા ભદ્રજાતિના ગજજેવા મદમત્ત વૃષભોને લીધે ભારે ભીડવાળી છે, આવી સર્વોત્તમ પુરીમાં પ્રવેશ કર્યો ॥૨૩॥

राजनपद्यगीतिकाः । वीणामृदङ्गाम्बुजतालझल्लरीतूर्यानकानां निनदांश्च सोऽनघ ! ॥२४॥ दीपावलीभ्राजितपङ्क्तिसंस्थविचित्रपण्यापणवीथिकाः सः । पौरांश्च देवानिव राजमानान् पश्यन्नतीयाय पुरं सपोष्यः ॥२५॥ रामघाटस्य निकटे वरहट्टाभिधं ततः । तच्छाखानगरं प्राप चातुर्वर्ण्यजनाश्रितम् ॥२६॥ त्रेताग्निप्राश्यमानानां हविषामतिसौरभम् । जिघ्रंस्तत्राकरोद्वासं निजप्राचीनकेतने ॥२७॥ त्रिकालं सरयूस्नानं सन्ध्यादीनि च नित्यदा । कुर्वन्कर्माणि

હે નિષ્પાપ રાજન્ ! માર્ગમાં જતા ધર્મદેવ પ્રત્યેક રામમંદિરોમાં સંધ્યાસમયે થતાં આરતીયોનાં પદ્યોનાં ગાયનો તથા વીણાઓ, મૃદંગો, શંખો, તાલો ( કાંસાના કડતાળ ) ઝાલરો, તૂર્ય ( તુરઈ ) આનકો, ( નગારાં ) ઈત્યાદિ વિવિધ વાજીંત્રોના શ્રવણસુખકારી નાદો સાંભળવા લાગ્યા ॥૨૪॥ આપણ ( હાટ-દુકાન )ની શોભા મનોનયનને હરનારી છે, કેમકે એક એક પણ આપણમાં ગોઠવી મુકેલી વેચવાની વસ્તુઓ વિશેષ વિચિત્ર છે. આપણની સ્થિતિપણ પંક્તિબંધ ( લાઈનબંધ ) વર્તેછે. તે આપણપંક્તિ પંક્તિબંધ ગોઠવેલા પ્રકટાવેલા પ્રદીપોવડે અતિશય શોભેછે. એરીતે અતિરમણીય હાટ-બજારો અને તેમાં જતા આવતા, દેવ જેવા શોભતા, નગરનિવાસી જનોને જોતા જોતા તે નગરીને ઉલંઘન કરીને, રામઘાટની નજીકમાં વર્તતા, બરહટ્ટા નામથી પ્રસિદ્ધ, ચારેય વર્ણના જનોનો જેમાં નિવાસ છે એવા અયોધ્યાનગરીના એક શાખાનગરને ધર્મદેવ પોતાના કુમાર દારાદિપરિવારસાથે પામ્યા ॥૨૫-૨૬॥ જેમાં બ્રાહ્મણો અગ્નિમાં યથાસમય યથાવિધિ હોમ કરેછે. ઘૃતાદિ હવિષાન્નના સૌરભને સુંઘવામાત્રથી પાપપુંજ પ્રણાશ થઈ જાયછે. ત્રેતાગ્નિએ જમવા માંડેલા હવિષાન્નના આવા સૌરભનેજ સુંઘીને સંતૃપ્ત થએલા ધર્મદેવ તે શાખાનગરમાં રહેલા પોતાના પ્રાચીન ભવનમાં નિવાસ કરીને સુખેથી રહ્યા ॥૨૭॥ ત્યાં રહીને પ્રતિદિન ત્રિકાળ સરયૂમાં સ્નાન અને સંધ્યાદિ નિત્ય-અવશ્ય કરવાનાં વર્ણાશ્રમકર્મો કરવાપૂર્વક ઇષ્ટદેવ શ્રીકૃષ્ણવિષે ભક્તિ કરવા લાગ્યા. અર્થાત્ કર્મયોગ જ્ઞાનયોગ જેમાં અંગ છે એવો ભક્તિયોગ કરવા મંડ્યા, કર્મયોગમાં જ્ઞાનયો-

नित्यानि कृष्णे भक्तिं समाचरत् ॥२८॥ क्रियमाणां कृष्णभक्तिं पित्रा कृष्णोऽर्भकोऽपि ताम् । दृष्ट्वा तथा स्वयमपि करोति स्मार्भलीलया ॥२९॥ स बालः शैशवेऽप्यासीत्साधुशीलगुणान्वितः । कृष्णार्चादिरुचिस्त्यक्तग्राम्यक्रीडापरिच्छदः ॥३०॥ स्नातुं स तूषसि प्रायात्सरयूं जननीमनु । प्रत्यहं शीतकालेऽपि कर्मठब्राह्मणो यथा ॥३१॥ गृहमेत्यार्चयामास कृष्णं बालपरिच्छदैः । तल्लग्नमानसतया भोज्यादि क्वापि नास्मरत् ॥३२॥ पित्रा जनन्याप्याहूतः सवयोभिश्च

ગનો અંતર્ભાવ છે માટે પૃથક્પણે તેના ગ્રહણની અપેક્ષા નથી. અથવા આ ભક્તિ નિષ્કામ ફળભક્તિ જાણવી. અને કર્મો ભક્તિના પ્રવાહરૂપ જાણવાં ॥૨૮॥ બાળહરિકૃષ્ણ પણ પોતાના તાતે કરવા માંડેલી કૃષ્ણભક્તિ દેખીને પોતેપણ બાળલીલાથી ધર્મદેવની પેઠે કૃષ્ણભક્તિનું નાટ્યવત્ અનુકરણ કરવા લાગ્યા ॥૨૯॥ બાળકમાત્ર કંદુક ( દડો ) આદિક ક્રીડોપકરણોથી ક્રીડા કરેછે. આ બાળકૃષ્ણ તો તેવા નથી. બાલ્ય વયમાંપણ સાધુઓના જેવા શીલ ( નિર્મત્સરપણું વિગેરે સારો સ્વભાવ ) અને કૃપાળુતા વિગેરે ગુણોએ યુક્ત, શ્રીકૃષ્ણની પૂજા પાઠાદિકમાં પ્રીતિવાળા અને લૌકિક ખેલનનાં ઉપકરણોનો પરિત્યાગ કરી દેનારા થયા ॥૩૦॥ આ બાળકૃષ્ણ તો શીતસમય-હેમંત શિશિર ઋતુમાં પણ પ્રાતઃકાળમાં સ્નાન કરવા જતાં જનનીની પાછળ કર્મૈકનિષ્ઠ વિપ્રનીપેઠે પ્રતિદિન સરયૂસરિતામાં સ્નાન કરવા જતા હતા ॥૩૧॥ સ્નાન કરી ઘેર આવી, બાળોચિત પૂજોપકરણોથી કૃષ્ણપૂજામાં પ્રવર્તતાં ક્યારેકતો તેમાં અતિશય સંલગ્ન મનવાળા થઈજવાથી અન્નભોજનાદિકને પણ સ્મરણ કરતા નહિ ॥૩૨॥ આવા બાળહરિ ક્યારેક કૃષ્ણધ્યાનનિષ્ઠ થતાં જનક, જનની અને સમાન વયના સખા બાળકોએ બહુવાર બોલાવ્યા થકા પણ બહુ કાળસુધી તે શબ્દને સાંભળતાજ ન હતા. પ્રાકૃત બાળકોને પિતા વિગેરે ઉત્તરોત્તર પ્રિયતમ હોય છે. એટલે બીજાઓની અપેક્ષાએ પ્રથમ પિતા, તે કરતાં માતા, તે કરતાં સખાઓ અધિક પ્રિય હોય છે. આતો બાળભાવને અનુકરણ કરેછે પણ વસ્તુતાએ બાળ નથી, કિંતુ આત્મારામોના અગ્રણી છે તે હરિ સરખી

बालकैः । कृष्णध्यानपरः क्वापि सुचिरं न श्रृणोति तत् ॥३३॥ बाल्ये विष्णुकथाकीर्तिश्रवणोत्सुक आस सः । रामायणं तु बहुशो ह्यश्रृणोत्तत्र तत्र च ॥३४॥ प्रायशो रामभक्तानां समागमवशात्तु सः । प्राप श्रीजानकीनाथे भक्तिं भक्तजनप्रिये ॥३५॥ त्यक्तग्राम्यविहारधीः स भगवानब्दे जनैः पञ्चमं प्राप्तः स्वीकृतशुद्धसाधुसरणिस्तां स्थापयन्भूतले । नादेयाम्भसि नित्यमाप्लवविधिं प्रातर्विधायादरात्साकेताखिलदेवता नमयितुं याति स्म तत्तद्गृहान् ॥३६॥

વચના પ્રાકૃત બાળકોને વશ વર્તનારા કેમ થાય ? નજ થાય ॥૩૩॥ આ શ્રીહરિ બાળ વયમાંજ કૃષ્ણકથાના કીર્તનશ્રવણાદિકમાં અત્યત ઉત્સાહવાળા થયા હતા અને તેતે શ્રીરામચંદ્રમંદિરોમાં પ્રતિદિન વચાતી વાલ્મીકરામાયણના બહુવાર શ્રવણથી તથા બહુધાપણે તો રામભક્તોના સમધિક સમાગમથી ભક્તજનો જેમને પ્રિયતમ છે એવા શ્રીજાનકીનાથ રામચંદ્રજીમાં પ્રેમપ્રકર્ષને પામ્યા હતા ॥૩૪-૩૫॥ આ સમયે આ શ્રીહરિ જન્મથી પાંચમા વર્ષમાં વર્તતા હતા, આ ભગવાન્ ક્રીડા કરવાનેજ એક યોગ્ય એવી વયમાં વર્તે છે તથાપિ લૌકિકવિહરણથી વિમુખ થઇને, શમદમાદિસંપન્ન જ્ઞાનવૃદ્ધ સાધુઓની શુદ્ધ ( રાગદ્વેષાદિદોષે વર્જીત ) સરણિ (એક આત્માનીજ ઉન્મુખતારૂપ પદવીથી અથવા અહિંસા-બ્રહ્મચર્ય-નિર્માનત્વ-નિર્મત્સરત્વ-અક્રોધત્વ-અલોભત્વ-અસંગત્વ-દયાળુત્વાદિરૂપ પદવી)માં અત્યાદરવાળા થઇને, એવીજ સચ્છાસ્ત્રપ્રસિદ્ધ શુદ્ધપદવી પૃથ્વીઉપર પ્રતિષ્ઠાપન કરવા, પ્રતિદિન પ્રભાતમાં સરયૂનદીના નીરમાં સ્નાનવિધિ કરીને પરમ પ્રીતિથી અયોધ્યાપુરીમાં તેતે મદિરોમાં આરાધાતી સીતા-રામ-લક્ષ્મણ-હનુમાન વિગેરે સર્વ અર્ચાઓને નમસ્કાર કરવા પ્રત્યેક મદિરોમાં જતા હતા. અથવા બીજાઓને નમસ્કાર કરાવા માટે જતા હતા એટલે પોતે સાધુપદવીની પ્રતિષ્ઠાપના માટેજ પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામ્યા છે એજ અવતરણના ફલને કરવા માટે ભગવદ્વિમુખોને મદિરમાં લઈ જઇને તેમને પણ સન્મુખ કરવા તેતે સ્થળમાં રહેલા દેવોની આગળ નમાવા માટે તેતે મદિરોમાં જતા હતા, અર્થાત્ લોકોને શિખવવા સારૂ તેમ કરતા

पडपि पाठयामास तं नृप ! ॥५॥ अनायासेन सर्वाणि तानि सो-
ऽप्यध्यगीष्ट च । मौञ्जीबन्धात्पूर्वमेव मुमुदे तेन तत्पिता ॥६॥
कौमारं समतिक्रम्य विष्णवर्चामयखेलनैः । पौगण्डाख्यामवस्थां
स प्रपेदे धर्मनन्दनः ॥७॥ षष्ठेऽब्दे माधवस्यास्य द्वितीयायां सिते
रवौ । ब्राह्मे प्रातः सुतो भक्त्या सुषुवेऽन्यो नराधिप ! ॥८॥ गुणैः
प्रद्युम्नतुल्योऽसौ नित्यं हरिमनुव्रतः । इच्छाराम इति ख्यातो ब-
भूव जनपूजितः ॥९॥ यामेऽन्तिमे निशो नित्यं सरयूमाप्लुत्य सः ।

શ્રીહરિપણ યજ્ઞોપવીતસ્વીકાર પહેલાંજ અનાયાસથીજ એકદમ તે સર્વને ભણી ગયા. આવી અધ્યયન કુશળતાથી તેમના પિતા બહુ હર્ષ પામ્યા ॥૬॥ ધર્મનંદન શ્રીહરિનું પ્રાકૃત બાળકના જેવું ખેલન ન હતું, કિંતુ વિષ્ણુના પૂજનરૂપ હતું. આમ્ રમતથકી નિવૃત્ત થએલા શ્રીહરિનું વિષ્ણુપૂજનપણ નૂનાટ્ય હોવાથી તે એક ખેલનજ છે. આવા વિષ્ણુપૂજનમય ખેલનથી કુમાર અવસ્થા ઉલ્લંઘન કરીને પૌગંડ અવસ્થા પ્રાપ્ત થઈ. ( પાંચ વર્ષસુધી કુમાર અવસ્થા, પાંચથી દશવર્ષસુધી પૌગંડ અવસ્થા, દશથી પનરવર્ષસુધી કિશોર અવસ્થા, તે પછીની યુવા અવસ્થા કહેવાય ) ॥૭॥ હવે શ્રીહરિના નાનાભાઇનો પ્રસંગપ્રાપ્ત પ્રાદુર્ભાવ કહેછે–હે નરાધિપ ! શ્રીહરિના જન્મથકી છઠાવર્ષમાં વૈશાખમાસના શુકલપક્ષની દ્વિતીયાતિથિએ રવિવારે બ્રાહ્મમુહૂર્તમાં, તેમાંપણ પ્રાતઃકાળમાં ભક્તિદેવીએ બીજા સુતને ( ત્રીજાનો ) જન્મ આપ્યો ॥૮॥ આ પુત્ર ઐકાંતિક ઉપાસના–દયા–સુશીલતા વિગેરે ગુણોએ કરીને પ્રદ્યુમ્નને તુલ્ય, નિરંતર શ્રીહરિને સર્વભાવથી અનુસરેલા, ઇચ્છારામ નામથી વિખ્યાત અને ગુણોને લીધે સર્વજનોએ સત્કાર કરેલા, એવા થયા ॥૯॥ પ્રાસંગિક કહીને હવે પ્રકૃતને કહેછે–આ હરિકૃષ્ણ હમેશાં રાત્રિના છેલા પહોરમાં સરયૂમાં જઈ તેમાં સ્નાન કરી પાછા આવી, ચંદન પુષ્પ અક્ષત ધૂપ દીપ અને નૈવેદ્યવડે અર્ચારૂપ શ્રીરઘુનાથજીનું તેમના 'श्रीरामचन्द्राय नमः' એવા નામમંત્રથી પૂજન કરીને, તેમને નિવેદન કરેલા ( પ્રસાદિભૂત ) અન્નનો અને જળાદિકનો ઉપયોગ કરતા પણ બીજાનો નહિ–એટલે ભગવાનને નહિ નિવેદન કરેલા તેમજ ભગવાન વિનાના બીજા

याति स्म नाममन्त्रेण रघुनाथमपूपुजत् ॥१०॥ चन्दनाक्षतपुष्पैश्च धूपदीपनिवेदनैः। तमभ्यर्च्य तदुच्छिष्टमुपायुङ्क्त न चेतरत् ॥११॥ रामनामजपं कर्तुं तुलसीकाष्ठमालिकाम्। शुचिर्भूतः करे दक्षे दधाति स्मानुवासरम् ॥१२॥ स्नातः कृतोर्ध्वपुण्ड्रोऽसौ रामकूटप्रदक्षिणाम्। बालोऽप्यनाकुलश्चक्रे जनयञ्जनविस्मयम् ॥१३॥ जन्मस्थाने प्रतिदिनं लक्ष्मणस्य च तीर्थके। विद्याकुण्डादिषु द्रष्टुं राममूर्तीः स याति सः ॥१४॥ रामस्य दर्शनं कृत्वा तं प्रणम्य च दण्डवत्। रामायणश्रुतिज्ञाततन्माहात्म्यो नुनाव सः ॥१५॥ योऽहल्यां निजकर्मणैव महतीं प्राप्तां गतिं दुर्विधां दीनां गौतमयोषितं निपतितां निःसाधनां कानने। सद्योऽमोचयदात्म-

દેવને નિવેદન કરેલા અન્નાદિકનો ઉપભોગ ક્યારેયપણ કરતા નહિ. અર્થાત્ પ્રતિદિન સરયૂસરિતામાં સ્નાન કરવું, શ્રીરામચંદ્રનું પૂજન કરવું અને નિવેદિતાવશિષ્ટથીજ શરીરધારણ કરવું, આવુંજ એમણે બાળપણથીજ વ્રત રાખ્યું ॥૧૦-૧૧॥ અતિપવિત્ર એવા આ શ્રીહરિનો જમણો કર રામનામ જપવામાં ઉપયોગિની તુલસીમાળાથી સમલંકૃત હમેશાં સદા શોભતો હતો ॥૧૨॥ આ શ્રીહરિ બાલ્ય અવસ્થામાં રહ્યાછે તોપણ ક્ષુધા તૃષાથી બીલકુલ નહિ વ્યાકુળ થઇને, દરરોજ સરયૂમાં સ્નાન કરી ઊર્ધ્વપુંડ્ર તિલક કરી રામકૂટ નામે સ્થાનવિશેષની પ્રદક્ષિણા કરતા અને તેથી જનોને ચિત્તમાં બહુ વિસ્મિત કરતા હતા ॥૧૩॥ વળી આ બાળહરિ શ્રીરામચંદ્રજીના જન્મસ્થાન નામના સ્થાનવિશેષમાં તથા લક્ષ્મણઘાટ નામના સરયૂના આરામાં તથા વિદ્યાકુંડ અને સૂર્યકુંડ આદિક સ્થાનોમાં શ્રીરામચંદ્રજીની મૂર્તિઓનાં દર્શન કરવા ભક્તિથી દરરોજ જતા હતા ॥૧૪॥ પ્રતિદિન પ્રત્યેક મંદિરમાં જઇને શ્રીરામમૂર્તિઓનાં દર્શન કરી તેમને દંડવત્ પ્રણામ કરી શ્રીરામાયણના શ્રવણથી રામનો મહામહિમા જાણીને તેમની સ્તુતિ કરતા હતા ॥૧૫॥

पादकमलस्पर्शेन तं पावनं रामं जीवहितं भजेऽतिकरुणं निर्हेतु-कोपक्रियम् ॥१६॥ यो वा तामसहिंस्रजातिजनितं क्रूरं निषादा-धिपं घोरारण्यविहारिणं पशुसमं नृणां च हीनं धिया । प्रेम्णा

થાય એવી ) દુર્ગતિને પોતાના પતિ ગૌતમમુનિના શાપમાં હેતુભૂત ઇન્દ્ર-સંગરૂપ પોતાના પાપકર્મથી પામેલી ગૌતમપત્ની અહલ્યાને જેમણે પોતાના ચરણારવિંદના સ્પર્શથીજ તત્કાળ મુકાવી છે, એટલે જેના ચરણરજના સ્પર્શથીજ શિલાશરીરને સમારંભ કરનારૂં મહત્તર પાપ પ્રક્ષીણ થઈ ગયું માટે જે રામ પરમપાવન છે, વળી વિપ્રાદિ વર્ણવિશેષ કે બ્રહ્મચર્યાદિ આશ્રમનાં ચિહ્નવિશેષ કે શમદમાદિક વૃત્તિવિશેષની નહિ અપેક્ષા રાખીને શિલાશરીરવાળાપણ જીવનું પરમ કલ્યાણ કર્યું માટે જે રામ જીવમાત્રના હિતાવહ છે. વળી 'આ અહલ્યા બીચારી દુર્ગતિને પામી છે, શાપમાંથી મુક્ત થાય એવું સાધનપણ તેનાથી થાય એવું નથી અને નિર્જન વનમાં એકલી પડી રહી છે' એમ મનમાં કરૂણા લાવીને અહલ્યાને શાપમાંથી મુકાવી માટે જે રામ કરૂણાનિધિ છે. આવા અપૂર્વ ઉપકારથી પોતાનેતો કશો અર્થ (પ્રયોજન) નથી. તેમ બે હાથ જોડવા જેટલાપણ ઉપાયનું અનુષ્ઠાન અહલ્યાનું નથી. તેનું દીનપણુંજ એક સર્વ લોકમાં પ્રસિદ્ધ હતું. તેના દીનપણાની નિવૃત્તિરૂપ તેનું પરમ પ્રયોજન સિદ્ધ કરી આપ્યું. પોતાનેતો તેમાં કશું પ્રયોજન નથી, માટે જે રામ કાંઈપણ પોતાના પ્રયોજન વિના ઉપકાર કરનારા છે. એ રીતે પાવન-સર્વપાપનિવર્તન કરીને પવિત્ર કરનારા, સર્વ જીવોનું પરમ હિત કરનારા, કરૂણાના નિધિ-રૂપ, કાંઈપણ પોતાના કારણ વિના બીજાનો મહાઉપકાર કરવાના સ્વભા-વવાળા એવા તે શ્રીરામને હું કાય વાણી મનથી ભજુંછું ॥૧૬॥ હવે શ્રી-રામના સ્નેહાતિશયરૂપ સૌશીલ્યની સીમા કહેછે-ઇક્ષ્વાકુકુળના ભૂષણરૂપ અને શ્રી (લક્ષ્મી)ના ભૂષણરૂપ રામ ક્યાં ? અને વ્યાધ (પારાધી) જાતિમાં જન્મેલો ગુહ ક્યાં ? બન્નેનું બહુ અંતર છે. વ્યાધજાતિ તામસી-તમોગુણ-પ્રધાન અને હિંસા-હિંસા કરવાના સહજ સ્વભાવવાળી છે. વળી ક્રૂરતા એજ એની પ્રકૃતિ છે. ઘોર (ક્રૂર) ગહન અરણ્યમાંજ વિહરણશીલ હોવાથી

सम्परिषस्वजे करुणयाऽनादृत्य जात्यादि तं रामं० ॥१७॥ सीता-द्रोहकरं सुरेन्द्रतनयं काकाकृतिं विभ्रतं वध्यं चापि शरेण सर्व-भुवनेष्वभ्रामयद्यः प्रभुः । श्रान्तं शोकहतं च तं स्वशरणं प्राप्तं

અન્યસગથીપણ ક્રૂરતાજ વિશેષ હોય છે વળી આ વ્યાધજાતિ મનુષ્યને યોગ્ય એવી મતિએ વિહીન અને કેવળ પશુપ્રાયજ છે, આવી વ્યાધજાતિમા જન્મેલા ભિલ્લોના અધિપતિ ગુહરાજને ઇક્ષ્વાકુકુળના અલકારરૂપ એવાપણ જે રામ 'આતો અતિનીચ પારાધિ જાતિનો છે' એવી જાતિભેદની નહિ પર્યાલોચના કરીને, કુળથી વૃત્તથી ગુણથી વિભવથી અને વિદ્યાથી પોતાને સમાન હોય તેનેજ જેમ એમ પ્રેમથી બે બાહુમા ઘાલીને મળ્યા હતા-ભેટ્યા હતા ( આજ સૌશીલ્ય કહેવાય જે પરનો જાત્યાદિ અપકર્ષ નહિ ગણીને, મહો (મૂઢો)નેપણ 'આતો મારો છે' એમ માનીને, તેની સાથે લેશપણ અતર નહિ રાખીને, તેનોજ એક સશ્લેષ કરવાનો સ્વભાવ એજ સૌશીલ્ય છે આવા મદમા પણ આત્મીયપણાની ભાવના થવામાં કારણ શુ ? તો કેવળ કરૂણાજ છે કરૂણાને લીધેજ આત્મીયપણાની ભાવના ભગવાન કરેછે કેમકે તે ગુહે અલ્પ ગગાતરણ સાધન સપાદન કરી આપ્યું તેને પણ મહત્તર માનીને તેનાં સકળ સાસારિક દુ ખ ટાળવાની ઇચ્છા કરી, ભગવાનના પરિષ્વગના પાત્રભૂત જે જન થાય તે દુ ખસબધનો પાત્રભૂત નજ થાય) એવા પરમ પાવન, જીવહિતાવહ કરૂણાનિધિ નિષ્કારણ ઉપકાર કરનારા શ્રીરામને હુ ભજુંછુ ॥૧૭॥ પોતાના પાદમૂળમાં પડવામાત્રથી મહાઅપરાધીને વિસ્મરણ કરીને, તેના રક્ષણમા પ્રવૃત્તિ કરવારૂપ ગુણ-વિશેષ કહેછે—જયત ઇન્દ્રનો તનય હતો, એને ગર્વ આવી જવાનું આજ પુરતુ નિમિત્ત હતું, જે ગર્વને લીધે સતી સીતાનો પણ માસલોભથી સ્તનમાં ચચુપ્રહારરૂપ મહાદ્રોહ કર્યો હતો જે તમારા ભયને લીધેજ કપટથી કાકની આકૃતિ કરીને પાસે આવીને સીતાના દ્રોહમા પ્રવર્ત્યો હતો આવા કારણથી તુરતજ બાણથી વધ કરવા લાયકજ બન્યો છે તોપણ અને તેને સહારવા સ્વય સર્વથા સમર્થ હતા તોપણ તત્કાળ પ્રાણ હરી લે એવું શસ્ત્ર જોરથી નહિ મુકીને તત્કાળ નહિ હણતાં વાર લગાડે એવું ઢીલુ

मुमोचैव तं रामं० ॥१८॥ जात्या हीनतमां स्त्रियं च शबरीं कोली रयन्तीमपि ज्ञात्वा स्वेक्षणमिच्छन्तीं करुणया तस्यै निजं दर्शनम् ।

મારવા માટે મુકયુ કાળવિલબનો લાભ મળતા કોઇ શરણુ (રક્ષક)ની શોધ કરવાની લાલસાથી આખી ત્રિલોકીમા જ્યા ત્યા વેગથી રખડરખડ કર્યું પણ કોઈપણ શરણુ નહિ મળવાથી શોકવેગને લીધે હતપ્રાય થઈ જતા પાછો આવીને આપના ચરણમૂળમાજ પડ્યો આવા મહા અપરાધી જ યતને 'આતો શરણે આવ્યો' એમ માનીનેજ કેવળ કરૂણાથી બ્રહ્માસ્ત્ર માથી મુકાવ્યો આવા પરમપાવન, જીવહિતકારી, કરૂણાસાગર સ્વકારણ વિના ઉપકાર કરનારા શ્રીરામને હુ ભજુછુ ॥૧૮॥ ભક્તો ઉપર ભગ વાનની અનન્યા પ્રીતિ છે તેનુ અનુસ્મરણ કરેછે—જે આપ ભવ બ્રહ્મા દિકોએ પણ અભિગમ્ય (સન્મુખ આવવા યોગ્ય) છો તથાપિ પોતાના ભક્તજનોની સન્મુખ ગતિ કરોછો કેમકે જે તમો પોતાનુ દર્શન કરવાની લિપ્સાવાળી શબરી ભિલડીને જાણીને પોતે તેના નિવાસસ્થાનમા પધાર્યા અને પધારીને તેને ઇપ્સિત દર્શન આપ્યુ, જાતિ–વૃત્તિ વિગેરેથી અતિ નીચ એવીપણ શબરીની નીચતા તેને ત્યા સ્વય ગમન કરવામા તમોને બીલકુલ પ્રતિકૂળ થઇ નહિ, ઉલટી અનુકૂળ થઈ (જે જાત્યાદિકની નીચતાને લીધે 'હુ તો અકિંચન અનન્યગતિ છુ માટે શ્રીરામના દર્શન મને ક્યાથી થાય' આવા અનુસધાનના અતિશયથી શબરીને આપને વિષે ભક્તિરસ વૃદ્ધિ પામી ગયો હતો જાત્યાદિકના અપકર્ષનુ અનુસધાન ભક્તિરસની પુષ્ટિમા પ્રથમ ઉપયોગનુ છે જાત્યાદિકના ઉત્કર્ષવાળા બ્રહ્મર્ષિઓમા જેવી જ્ઞાન નિષ્ઠા છે તેવી ભક્તિનિષ્ઠા બહુધાપણે પ્રસિદ્ધ નથી તેતો 'અમેતો જાતિ, કુળ વિદ્યા, વૃત્ત વિગેરેની સપત્તિવાળા છીએ અથવા તેની યોગ્યતાવાળા છીએ' આવી અભિમતિવાળા અનુસધાનથી ભક્તિરસ તેમને પ્રાપ્ત થતો નથી ભક્તિરસતો જાત્યાદિકના અપકર્ષને લીધે આકિંચન્યાદિકના અનુ સધાનથી સહજમા થાય છે) કેવળ તેના નિવાસસ્થાનમા પધાર્યા એટ લુજ નહિ પણ બોરડીયોને સાચવતી તે ભીલડીએ ફળની મધુરતા પ રીક્ષા કરવા ચાખીચાખીને 'આ ફળતો ભગવાનને લાયક છે' એવા ક્રમથી

योऽदादाऽऽश च तत्फलानि मुदितस्तं जानकीवल्लभं रामं० ॥१९॥ तिर्यग्योनिसमुद्भवस्य पललाहारस्य यः पक्षिणो गृध्रस्यापि जटायुषो व्रततपोदानैर्विहीनस्य च । चक्रेऽन्त्यां सकलां क्रियां सुत इव प्रीत्या स्वतातस्य तं रामं० ॥२०॥ सुग्रीवं निजबन्धुभीतमगृहं शाखामृगाणां पतिं दृष्ट्वा स्वं शरणं गत कथमपि प्रीत्या स्वसख्येऽ-

---

વીણી રાખેલા તેણીએ ભાવથી નિવેદન કરેલા બદરીફળ તમો 'रसो वै स रस ह्येवाय लब्ध्वाऽऽनन्दी भवति' એ રીતે રસમય છો તથાપિ જાણે પૂર્વે કોઈ દિવસ રસ નહિ ચાખ્યો હોય એવા રસાસ્વાદથી બહુ હર્ષિત થઇને જમ્યા હતા એવા જાનકીવલ્લભ પરમપાવન, સર્વજીવહિતાવહ પરમ કૃપાળુ, નિષ્કારણ ઉપકાર કરનારા શ્રીરામને હું ભજુછુ ॥૧૯॥ ધર્મપ્રવર્તક ધર્મતત્ત્વવેત્તા જે શ્રીરામની પિતૃભક્તિ અહો—આશ્ચર્યરૂપ છે, કેમકે 'આતો મારા પિતા દશરથનો સખા છે' એટલુ જાણુવામાજ નીચ પક્ષિ જાતિમા, તેમા પણ કેવળ માસાહારી ગૃધ્ર જાતિમા જન્મેલા એવાપણ જટાયુવિષે પિતાની માફકજ જેમણે વર્તન કર્યું હતુ અને તે જટાયુ મરણ પામતા મરણ પામેલા પિતાની પેઠેજ દાહાદિ સમય અત્યસસ્કાર પણ પ્રીતિથી કર્યો હતો વ્રત–તપ–દાનાદિકે રહિત એવા પણ આ જટાયુનો આ અત્યસસ્કાર પિતૃમેધવિધાનથી નહિ પણ બ્રહ્મદર્શિઓને જે બ્રહ્મમેધપ્રકારથી દાહાદિ ક્રિયા કરવામા આવેછે એવા ઉત્તમ વિધાનથી કર્યો હતો 'મારા પિતા દશરથનો સખા છે' આટલાજ સબધથી જટાયુ પક્ષિમા ભગવાનને પ્રેમાનુબધ થયો એવો પ્રેમાનુબધજ અત્યસસ્કાર કરવામા કારણ થયો એવા પરમપાવન, જીવહિતકારી, કરૂણાનિધિ, નિર્હેતુક ઉપકાર કરનારા શ્રીરામને હું ભજુછુ ॥૨૦॥ જે શ્રીરામની સરલતા અહો—આશ્ચર્યરૂપ છે, કેમકે ક્ષુદ્ર શરણાગત હોય એનેપણ પોતાનો સખા કરી દેછે જે શરણાગત હોય તેતો પોતાથી કનિષ્ઠ હોવાથી કેવળ રક્ષણ કરવા યોગ્ય છે પણ સખા કરવા યોગ્ય નથી શરણાગત જો જાતિ–કુળ–વિદ્યા–ગુણ–વિભવ–વિગેરેથી સમાન હોય તો કદાચિત્ સખાપણુ ઘટે, શરણાગત આ સુગ્રીવ તો જાતનો વાનર છે 'આ વાનરતો જેવો તેવો કોઈ

करोत् । हत्वा वालिनमाशु चैनमदधात्स्वीये पदे यश्च तं रामं० ॥२१॥ शत्रोरप्यनुजं निशाचरमपि प्राप्तं स्वपादान्तिकं दूराद्वीक्ष्य विभीषणं प्रमुदितस्तत्सम्मुखं चैत्य यः । हस्ताभ्यां परिरब्धवानिव

વાનર નહિ પણ શાખામૃગમાત્રનો અધિપતિ હતો, વળી 'આનાથી સીતાશોધ રાવણમારણ વિગેરે કાર્ય સિદ્ધ થશે' એમ જાણીને એને રામે સખા કર્યો હતો ?' એમ પણ નહિ, કેમકે તેતો અગૃહ હતો. એટલે રાજ્યમાંથી ભ્રષ્ટ થએલો, એટલુંજ નહિ પણ રહેવા માટે એને ઘરમાત્ર પણ હતું નહિ. ભ્રાતાના ભયને લીધે પોતે ઘરનો પરિત્યાગ કરીને જ્યાં ત્યાં રઝળતો હતો, કંઈ પણ ઠેકાણું ન હતું. આવા બળહીન સુગ્રીવથી શ્રીરામને પોતાના કાર્યની સિદ્ધિની સંભાવના પહેલેથી શી રીતે થાય ? નજ થાય. માટે 'આતો અનન્ય શરણાગત છે' એમ કેવળ પ્રીતિથીજ સુગ્રીવને સખા કર્યો હતો. કરેલી પ્રતિજ્ઞાને અનુસારે તત્કાળ વાલીને મારીને તે સુગ્રીવને તેના રાજ્યમાં સ્થાપન કર્યો ( ગાદીએ બેસાડ્યો ) સુગ્રીવના કરતાં વાલી પ્રબળ હતો અને તેનાથી પોતાના કાર્યની સિદ્ધિ થવાનો સંભવ પોતે જાણતા હતા પણ તેની ઉપેક્ષા કરીને સખા શરણાગત સુગ્રીવનોજ પક્ષ સ્વીકાર્યો હતો. એવા પાવન, જીવહિતાવહ, મહાકારૂણિક, નિર્હેતુક ઉપકાર કરનારા શ્રીરામને હું ભજું છું ॥૨૧॥ જે શ્રીરામની શરણાગતસંરક્ષણરૂપ મહાદીક્ષા (વ્રત) અનુપમ અહો ( આશ્ચર્યરૂપ ) છે. નિશાચરો ( રાક્ષસો ) વિશ્વાસ કરવા લાયક નથી. વિભીષણ તો જાતિથી નિશાચર હતા. કેવળ નિશાચરત્વમાત્ર નહિ, કિંતુ રિપુ રાવણના પક્ષના હતા. કેવળ તેના પક્ષના હતા એટલુંજ નહિ પણ તેના નાના ભાઈ હતા. આવા રાક્ષસનો વિશ્વાસ કેમ કરાય ? અને કેમ રક્ષણ કરાય ? આતો વધ કરવા યોગ્યજ છે. વળી સમય પણ બીજો કોઈ નહિ પણ સંગ્રામનો હતો. તથાપિ વિભીષણને પોતાના ચરણારવિંદની સમીપભૂમિમાં આવતા દૂરથીજ દેખીને, સુગ્રીવ વિગેરે સંગ્રામના કારભારીઓના યુક્તિયુક્ત વચનથી ના કહ્યા છતાં પણ તેમનું વચન નહિ ગણીને, 'શરણાગતનું પરિરક્ષણ કરવું એતો સજ્જનોનો સદ્ધર્મ છે' એવું કહી વિચારીને આનંદ પામીને તેમની સન્મુખ સ્વય પધારીને, ભ્રાતા લક્ષ્મણજી-

निजं सौमित्रिमेवाशु तं रामं० ॥२२॥ यत्स्मृत्यापि शुभं भवेन्नहि नृणां तान्कीशऋक्षानपि प्रीत्या वैदिकमन्त्रवच्छुचितरान् योऽप्याकरोत्स्वाश्रयात् । अन्यांश्चापि बहूनतारयदितो जीवान्भवाब्धेर्हि तं रामं० ॥२३॥ बद्धाञ्जलिपुटो नित्यमित्थं स्तौति स राघवम् । गृहमेत्य स चाध्यैत वेदाङ्गान्येव भूमिप ! ॥२४॥ नाम कुर्वन् गुणानाह मार्कण्डेयोऽस्य यान्नृप ! । अनुभूयन्ते स सर्वे ते धर्मादिभिरञ्जसा ॥२५॥ योगीन्द्रस्पृहणीयैः स्वैर्नियमैर्बाल्य एव च । सर्वलोकप्रसिद्धोऽभूत्पित्रादेरपि सोऽधिकम् ॥२६॥ बाल्येऽवनं तव

નેજ જેમ એમ બે બાહુમાં ઘાલીને તત્કાળ ભેટ્યા હતા. એવા પરમપાવન, સર્વ જીવના હિતેચ્છુ, પરમકારૂણિક, પોતાના સ્વાર્થ વિનાજ ઉપકાર કરનારા એવા શ્રીરામને હું ભજુંછું ॥૨૨॥ વાનરજાતિ અને રીંછજાતિનું સ્મરણપણ મનુષ્યોને અમંગળ કરનારૂં પ્રસિદ્ધ છે. આવી નીચ જાતિઓનુંપણ જેમ અશુચિ અને અમંગળોનું પણ વેદના સંબંધથી શુચિ (પવિત્ર) પણું થાય છે તેમ જે શ્રીરામે પોતાના સબંધથીજ અતિશય પવિત્રપણું અને મંગળપણું પ્રીતિથી આ લોકમાં કરી દીધું છે. વળી જે શ્રીરામે પશુ-પક્ષી સ્થાવર યોનિના પણ અનેક જીવો સંસારસાગરમાંથી સમુદ્ધાર કર્યાં છે. એવી રીતે સર્વને પરમ પાવન કરનારા, સર્વના સકળ દુઃખને પ્રશમન કરી નિઃશ્રેયસરૂપ પરમાનંદ આપનારા શ્રીરામને હું ભજુંછું ॥૨૩॥

હે ભૂમિપ ! બાળ શ્રીહરિ એવી રીતે દરરોજ બે કરકમળ જોડીને શ્રીરામચંદ્રજીની સ્તુતિ કરતા હતા અને મંદિરોમાંથી ઘેર આવીને પૂર્વોક્ત વેદનાં અંગોને ભણતા હતા ॥૨૪॥ હે નૃપ ! નામકરણ કરતાં માર્કંડેયમુનિએ આ શ્રીહરિના જે ગુણગણો ભાખ્યા હતા તે તમામ ગુણોનો ધર્માદિકને તત્ત્વથી સાક્ષાત્ અનુભવ થવા લાગ્યો ॥૨૫॥ આ શ્રીહરિ મોટા મોટા યોગિઓએ પણ સ્પૃહા કરવા યોગ્ય એવા પોતાના પૂર્વોક્ત પ્રાતઃસરયૂસ્નાનાદિક નિયમોને બાલ્ય વયમાંજ આચરવાથી પિતાઆદિકથી પણ વિશેષ વિખ્યાતિ અખિલ લોકમાં પામ્યા હતા ॥૨૬॥ 'દશ દિવસ પણ નહિ વીતેલા એવી અતિ બાલ્ય વયમાં તમારી સાક્ષાત્ મારૂતિએ કોટરા

तदुक्तधर्मेषु च वर्तमानास्ते ध्यानवैराग्यवृषोपपन्नाम् । अनन्यभक्तिं विदधुः पुमांसो रासेश्वरीप्राणपतेर्नरेन्द्र ! ॥४॥ केचित्सुरापा अपि तस्य सङ्गाज्जहुः सुरापानमथामिषादाः । दैवे च पित्र्येऽपि कथञ्चनापि संसर्गमप्याशु जहुः पलस्य ॥५॥ तदाश्रिता ये गृहिणस्तु तेषां श्रीविष्णुयागादय एव यज्ञाः । हिंसाविहीना यवशालिदुग्धसितादिभिः शुद्धहविर्भिरासन् ॥६॥ तं शिश्रियुर्ये नृप ! साग्निकाश्च तेऽपि क्रतौ क्वापि पशुं तु साक्षात् । नैवालभन्ताथ पपुर्न विप्राः सौत्रामणीयांश्च सुराग्रहांस्ते ॥७॥ निजाश्रयं कर्तुमभीप्सतीस्तु योषाः समीक्ष्याथ सहस्रशोऽसौ । विचारयामास धिया मनीषी हितावहः शिष्यपरम्परायाः ॥८॥ श्रेयाच्छुभं चाप्यशुभं

શ્રીરામાનંદ સદ્ગુરૂથકી સાંભળ્યા છે તેનો યથાયોગ્ય ઉપદેશ કર્યો ॥૩॥ હે નરેન્દ્ર ! સદ્ગુરૂધર્મે ઉપદેશ કરેલા ધર્મોમાં વર્તતા તે પુરૂષો સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત, રાસેશ્વરી–રાધિકાના પ્રાણપતિ શ્રીકૃષ્ણ પરમાત્માના સંબંધી એકાંતિકી ભક્તિ કરવા લાગ્યા ॥૪॥ સુરામદ્યનું પાન કરનારા પણ કેટલાક જનોએ ધર્મદેવના સહવાસથી તે સુરામદ્યપાનનો પરિત્યાગ કરી દીધો અને કેટલાક માંસ ભક્ષણ કરનારા જનોએ ધર્મના સમાગમથી દૈવકર્મ યાગાદિકમાં અને પિતૃકર્મ શ્રાદ્ધાદિકમાં પણ કોઇપણ પ્રકારથી માંસનો સંબંધપણ તત્કાળ ત્યાગ કરી દીધો અને સદા સદ્ધર્મપરાયણ થઈ ગયા ॥૫॥ ધર્મના ચરણસમાશ્રિત જે ગૃહસ્થો હતા તે પશુવિગેરેના વધે વર્જીત, યવ–વ્રીહિ–ગોદુગ્ધ–સાકર વિગેરે પવિત્ર હુતદ્રવ્યથીજ કરવા યોગ્ય શ્રીવિષ્ણુયાગ આદિક યજ્ઞો કરવા લાગ્યા ॥૬॥ હે નૃપ ! શ્રૌતકર્મમાં અધિકૃત એવા જે નિત્ય અગ્નિહોત્રી વિપ્રોએ ધર્મદેવનો આશ્રય કર્યો હતો તેઓ પણ ક્યારેયપણ શ્રૌત સોમયાગાદિ કોઇપણ યજ્ઞમાં અજાદિ પ્રત્યક્ષ પશુને તો હણતાજ નહિ. અને તે વિપ્રો સૌત્રામણી યાગમાં કરવાપણે કહેલા સુરાપાનને પણ કરતાજ નહિ ॥૭॥ ત્યારપછી આ ધર્મદેવે પોતાના ચરણનો સમાશ્રય કરવાને ઇચ્છતી હજારોહજાર સ્ત્રીયોને જોઇને, શિષ્યપરંપરાનું પરમ હિત કરવામાટે પોતાની ધર્મકાંત બુદ્ધિથી કિંચિત્ એવો

यदत्र समाचरेत्तद्धि तदीयवर्गः । अन्यश्च लोकोऽपि समाचरेद्धै तच्छ्रेयसा कर्म विचार्य कार्यम् ॥९॥ स्त्रीणां गुरुत्वं भुवि कुर्वते ये ते शिष्यभूतासु पराङ्गनासु । विशेषतः स्वस्य वशासु तासु भ्रष्टा भवन्त्येव रतप्रसक्ताः ॥१०॥ पुंसा प्रसङ्गस्तु ततोऽङ्गनायाः कस्यापि हि क्वापि च नैव युक्तः । स्त्रिया भुजङ्ग्या इव तन्नरेण

---

વિચાર કર્યો ॥૮॥ તે વિચાર પાંચ શ્લોકથી કહેછે—જે શ્રેષ્ઠ પુરૂષ હોય તેણે ક્રિયમાણુ કર્મ વિચારીનેજ કરવું, કેમકે વિચાર કર્યા વિના કરવા માંડેલુ કર્મ ક્યારેક પાપનો પ્રસગ લાવનારૂપણ થાય, શ્રેષ્ઠ પુરૂષ જે કરે છે તે અશુભ હોય તોપણ તેને ગતાનુગતિ કરનારા બીજા જનોપણ આચરણ કરેછે તે ગીતામાં કહ્યુંછે—'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते'. ભાગવતમાં પણ કહ્યુ છે—'यच्छीर्षण्याचरितं तदनुवर्तते लोक.' માટે શ્રેષ્ઠ પુરૂષે વિચારીનેજ કર્મ કરવુ પણ વિચાર્યા વિના એકદમ ન કરવુ ॥૯॥ પૃથ્વી ઉપર જે પુરૂષો સ્ત્રીયોનુ મન્ત્રોપદેશાદિ દીક્ષા આપવાપણે કરીને આચાર્યપણુ કરેછે તે પુરૂષો સ્ત્રીયોનો બહુ પ્રસગ થતાં વિષયોનો વિક્ષોભ કરવાનો સહજ સ્વભાવ હોવાથી, મન પણ અતિચચળ સ્વભાવવાળુ હોવાથી, ઇંદ્રિયો પ્રમાથિ (બળથી હરણ કરનારા) સ્વભાવવાળાં હોવાથી અને શિષ્યભાવને પામેલી સ્ત્રીયોમાં ગુરૂચરણસેવા સજવાનો સહજ સ્વભાવ હોવાથી પરિચર્યાપરાયણ થએલી પરાંગનામા વૈષયિક સુખાનુભવમાં ન્યાસક્ત થઇને વિશેષપણે નિશ્ચે ભ્રષ્ટ થાયછે એટલે સન્માર્ગમાથી પતિત થઇને અધોગતિને પામેછે. તે વામનપુરાણમાં કહ્યુ છે કે—'त्याज्यं धर्मान्वितैर्नित्यं परदारोपसेवनम् । नयन्ति परदारास्तु नरकानेकविंशतिं' ॥૧૦॥ માટે કસ્યાપિ- જીતેન્દ્રિય એવા મુક્ત મુમુક્ષુનેપણ પોતાની ધર્મપત્ની થકી બીજી કોઇપણ સ્ત્રીયોનો ક્વાપિ- ધર્મનો અવબોધ આપવો એ આદિક કલ્યાણકારક અર્થગૌરવમાંપણ સપ્રયોજન કે નિષ્પ્રયોજ ભાષણાદિ પ્રસગતો યોગ્યજ નથી, માટે મનુષ્યમાત્રે કાળી સર્પિણી થકીજ જેમ એમ સ્ત્રીયોથકી ભય પામવો ધર્મપ્રવર્તન માટે પ્રવર્તેલા ગુરૂએ તો વિશેષપણે ભય પામવો, તે ભાગવતમાં 'सङ्गं न कुर्यात्प्रमदासु

मेतव्यमस्या गुरुणा विशेषात् ॥११॥ स्त्रीणां हितं यस्तु गुरुर्विधित्सुः स कृष्णमन्त्रं नियमैः सहैव । स्वयोषिता ता उपदेशयेद्धि स्वयं तु नेक्षेन न भाषयेत्ताः ॥१२॥ आसन्नसम्बन्धवतीस्तु योषा विहाय नान्या गुरुणा च दृश्या । स्पृश्या न भाष्या न च कुत्रचिद्धि धर्मो महानेष इदं मतं मे ॥१३॥ इत्थं स निश्चित्य नरेन्द्र ! पत्न्या भक्तयोपदेशं समदापयत्ताः । सुवासिनीनां च विभर्तृकाणां धर्मांश्च ताभ्योऽचकथद्यथार्हम् ॥१४॥ या योषितः शिश्रियुरत्र भक्तिं स्वभर्तृनिष्ठाः कुलटासमा वा । ताः सर्वशोऽप्यस्य हरेः

---

जातु योगस्य पारं परमारुरुक्षुः । मत्सेवया प्रतिलब्धात्मलाभो वदन्ति यां निरयद्वारमस्य' 'स्त्रीपुंप्रसङ्ग एतादृक् सर्वत्र त्रासमावहः । अपीश्वराणां किमुत ग्राम्यस्य गृहचेतसः' ઈત્યાદિકથી કહ્યું છે ॥૧૧॥ માટે સ્ત્રીયોનું હિત કરવા ઇચ્છતા ગુરૂએતો સ્ત્રીયોને પોતાની પત્નીપાસેજ અધિકારને અનુસારે અહિંસાદિ નિયમોએ સહિત કૃષ્ણમંત્રનો ઉપદેશ કરાવવો. પોતેતો સ્ત્રીયોસાથે બોલેજ નહિ તેમ જુવે પણ નહિ. આ નિશ્ચયનીજ વાત છે ॥૧૨॥ ગુરૂએ સમીપ સંબંધવાળી સ્ત્રીયો થકી બીજી સ્ત્રીયોનો સ્પર્શ નજ કરવો અને તેની સાથે ભાષણપણ ન કરવું અને જોવીપણ નહિ. તે આ ધર્મ ગુરૂને અતિ અવશ્યનો અતિશ્રેષ્ઠ છે એમ મેં માનેલું છે. એટલે સર્વશાસ્ત્રના હાર્દરૂપ આ સિદ્ધાંત મેં પ્રતિપાદન કરેલોછે માટે આમાં વિતંડાવાદ વદીને કોઇપણ સંશય કરવો નહિ ॥૧૩॥ હે નરેન્દ્ર! ધર્મદેવે આ પ્રકારે બુદ્ધિથી નિશ્ચય કરીને, પોતાની પત્ની પ્રેમવતી પાસે પોતાને શરણે આવેલી અબળાઓને મંત્રોપદેશ કરાવ્યો પણ પોતે નહિ. અને સધવા વિધવા વનિતાઓના ધર્મવિશેષોનો ઉપદેશપણ પત્નીદ્વારા યથાયોગ્ય કરાવ્યો. મહાભારતમાં દેવનદી આદિક સ્ત્રીયોએ સ્ત્રીધર્મપ્રત્યે પુછેલા શિવજીએ પણ પોતાની પત્ની પાર્વતી મારફતજ ધર્મોપદેશ તેમને કરાવ્યો છે. આ પ્રમાણ આબાબતમાં જાણી લેવું ॥૧૪॥ આ લોકમાં પતિમાં નિષ્ઠાવાળી કે કુલટા એવીપણ જે નારીઓએ ભક્તિના ચરણકમળનો આશ્રય કર્યો તે સર્વે મનની મલિનતાએ રહિત થઇને પતિવ્રતાઓમાં પ્રખ્યાત શ્રેષ્ઠ ગુણવાળી થઈ ગઇ.

प्रतापात् पतिव्रताः ख्यातगुणा बभूवुः ॥१५॥ सपोष्यो निवसंस्तत्र धर्मः प्रतिदिनं नृप ! । षट्कर्माण्याचरन् कृष्णमहापूजां समाचरन् ॥१६॥ न्यवेदयत्प्रत्यहं च महानैवेद्यमुत्तमम् । कृष्णाय तस्य च महानीराजनमकारयत् ॥१७॥ कृष्णजन्माष्टमीमुख्यान्याचचार व्रतानि सः । तेषु जागरणं चक्रे कृष्णस्य च महार्चनम् ॥१८॥ उत्सवानन्नकूटादीनाब्दिकान् राधिकापतेः । महद्भिरेव सम्भारैः सोऽकरोन्नृपतिर्यथा ॥१९॥ प्रत्यब्दं मासि भाद्रे च गणेशस्य महोत्सवम् । चक्रे शुक्लचतुर्थ्यां स मध्याह्ने विधिवन्नृप ! ॥२०॥ आश्विनस्य चतुर्दश्यां कृष्णायां च महोत्सवम् । मारुतेः कुलदेवस्य प्रत्यब्दं विधिनाऽकरोत् ॥२१॥ अवतारचरित्राणां श्री-

---

આમાં મૂળ કારણતો માનુષભાવ જેમણે ધારણ કર્યો છે એવા ભક્તિતનય ભગવાન શ્રીહરિનો પ્રતાપજ છે. ભક્તિસમાશ્રય તો નિમિત્તમાત્ર છે ॥૧૫॥ હે નૃપ ! આવીરીતે તે અયોધ્યામાં ધર્મની સારી રીતે અભિવૃદ્ધિ કરતા આ ધર્મદેવ પોતાના પત્ની–પુત્રાદિ પરિવાર સાથે રહીને સ્નાનસંધ્યાદિ ષટ્કર્મોને પ્રતિદિન અસ્ખલિતપણે આચરતા થકા શ્રીકૃષ્ણની મહોપચારોથી પૂજા યથાવિધિ કરતા હતા ॥૧૬॥ તેમાં શ્રીકૃષ્ણને પ્રતિદિન દુધપાક જલેબી ખાંડના લાડુ વિગેરે ઉત્તમ મહાનૈવેદ્ય નિવેદન કરતા અને શ્રીકૃષ્ણનો બહુ દીવેટો પ્રકટાવીને ભગવન્મુખારવિંદ નિહાળવાપૂર્વક આરતીવિધિપણ કરતા હતા ॥૧૭॥ તથા જન્માષ્ટમી રામનવમી વિગેરે વ્રતવાસરોમાં યથાવિધિ તેતે વ્રતો જાગરણ–શ્રીકૃષ્ણમહાપૂજા કરવા પૂર્વક કરતા હતા ॥૧૮॥ શ્રીકૃષ્ણના વર્ષોવર્ષ તેતે તિથિએ કરવાપણે કહેલા અન્નકૂટ આદિક ઉત્સવો સંપૂર્ણ મહાસામગ્રીથીજ મહારાજાની માફક કરતા હતા ॥૧૯॥ હે નૃપ ! ધર્મદેવ વર્ષોવર્ષ ભાદ્રપદમાસના શુક્લપક્ષની ચતુર્થી તિથિએ મધ્યાહ્નસમયે યથાવિધિ ગણપતિનો મહોત્સવ કરતા હતા ॥૨૦॥ અને પ્રતિવર્ષ આશ્વિનમાસના કૃષ્ણપક્ષની ચતુર્દશીએ કુળદેવ મારૂતિનો મહોત્સવ યથાવિધિ કરતા હતા ॥૨૧॥ સત્પતિ શ્રીકૃષ્ણની અને તેમના વરાહાદિ અવતારોની સકળકલ્યાણકારી ચરિત્રકથા પ્રતિદિવસ અપ-

कृष्णस्य सतां पतेः। अपराह्णे प्रतिदिनं कथनं स्वयमाचरत् ॥२२॥ पठनं पाठनं चैव सद्ग्रन्थानां विचिन्तनम्। यथावकाशं मतिमान्करोति स्मान्वहं स च ॥२३॥ इत्थं स्वधर्मनिरतो विजितान्तरारिः कृष्णप्रतापविगतासुरभूरिभीतिः। स्वस्थोऽवसत्सुतकलत्रयुतः स तत्र सद्धर्मनि स्वशरणानिह वर्तयन्नृन् ॥२४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मकृतस्त्रीपुरुषगुरुमर्यादादिनिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

सुव्रत उवाच—अथोपनीतिं तनयस्य विप्रो विधातुमत्युत्सुकमानसः सः। सम्पादयामास विदेशतोऽपि यथोक्तसम्भारभरानुदारः ॥१॥ आहूय दैवज्ञममुं समर्च्य काश्मीरपुष्पाम्बरदक्षिणाभिः।

રાહ્ન (બપોરપછી) સમયમાં શ્રોતા સ્વશિષ્યો સમક્ષ કરતા હતા ॥૨૨॥ મહામતિમાન્ ધર્મદેવ પ્રતિદિન અવકાશને અનુસારે આત્મા પરમાત્માનો અવબોધ આપનારા શ્રીમદ્‌ભાગવત આદિક સદ્‌ગ્રંથોનું પઠન-પાઠન-ચિંતવન કરતા હતા ॥૨૩॥ હે રાજન્! આવી રીતે આ ધર્મદેવ નિત્ય સ્વવર્ણાશ્રમધર્માનુષ્ઠાન પૂર્વક ભગવાનના એકાંતિકપણામાં નિષ્ઠાવાળા થઇને, માટેજ કામક્રોધાદિ અંતરના અજીત અરિઓને જીતીને, માનુષલીલા જેમણે ગ્રહણ કરીછે એવા સ્વસમીપમાંજ સદા વિરાજમાન પુત્રરૂપ શ્રીહરિકૃષ્ણના પ્રબળ પ્રતાપથી અસુરોના અધિકભયે રહિત થઇને, માટેજ પુત્ર-પત્ની પ્રમુખ પરિવાર સાથે સદા સંતુષ્ટ ચિત્ત થઇને, પોતે અનુષ્ઠાન કરેલા સધર્મ ભક્તિરૂપ ઉદ્ધવમાર્ગમાં પોતાના ચરણશરણને પામેલા પુરૂષોને પ્રવર્તાવવા પૂર્વક અયોધ્યાપુરીમાં સુખેથી નિવાસ કરીને રહ્યા હતા ॥૨૪॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ધર્મકૃતસ્ત્રીપુરૂષગુરૂમર્યાદાનિરૂપણનામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

## અધ્યાય ૩૦ મો.

સુવ્રતઋષિ કહેછે-હે રાજન્! ત્યારપછી વિપ્ર હરિપ્રસાદજી પોતાના પુત્ર હરિકૃષ્ણના ઉપનયનસંસ્કાર કરવામાટે અંતરમાં અત્યંત ઉત્સાહ પામીને મહાઉદારપણાથી તેમાં અપેક્ષિત સમગ્ર સામગ્રી દૂરદેશમાંથી પણ

फलं निधायास्य पुरः सरत्नं पप्रच्छ पुत्रव्रतबन्धकालम् ॥२॥ स प्राह गर्भाष्टम एव वर्षे तपस्यमासेऽद्य तु वर्तमाने । तिथौ दशम्यां च विधौ कुरु त्वं तिष्येऽजलग्ने व्रतबन्धकर्म ॥३॥ निशम्य मौहूर्तिकवाक्यमित्थं तदेव जग्राह स निश्चयेन । ततोऽलिखन्मङ्गलपत्रिकाश्च स्वज्ञातिसम्बन्धिसुहृत्सखिभ्यः ॥४॥ त आययुस्तत्र सहोपहारा अनोरथाश्वादिविचित्रयानाः । सार्कं सुहृत्पुत्रकलत्रदासैः कृष्णेक्षणात्युत्सुकमानसाश्च ॥५॥ सम्भावयंश्चैव यथोचितं तान् सम्भारमाहार्य महान्तमेव । स पुत्रमाङ्गल्यजभूरिहर्षो ददौ

મંગાવી ભેગી કરવા લાગ્યા ॥૧॥ ઉપનયનકાર્યમાં અતિશય ઉત્કંઠાવાળા તે ધર્મદેવ જ્યોતિષિક કોઈ બ્રાહ્મણને બોલાવીને, કુંકુમ કુસુમ વસ્ત્ર વિભૂષણ દક્ષિણા આદિકથી તેનું પૂજન કરીને, તેની આગળ રત્નેસહિત નાળીયેર આદિક ફળ મુકીને, કુમારના ઉપનયનસસ્કારસમુચિત શુભ મુહૂર્ત પુછવા લાગ્યા ॥૨॥ પુછેલા જોશી પંચાગપત્રમાં બરોબર જોઇને બોલ્યા કે–હે ધર્મ! ગર્ભથી આજ આઠમા વર્ષમાં વર્તતા આ ફાગણમાસમાં શુક્લ પક્ષની દશમી તિથિએ સોમવારે પુષ્યનક્ષત્રમાં મેષ લગ્નમાં આ સુતનો ઉપનયનસંસ્કાર કરવાને યોગ્ય છે. આવું મુહૂર્ત દૈવેચ્છાથી મળી આવ્યું છે. માટે વિલંબ કરવાનો અવસર નથી, માટે જલદી કરો ॥૩॥ હે રાજન્! ધર્મદેવ આવું જ્યોતિષિકનું વચન સાંભળીને તેજ મુહૂર્ત લેવાનો નિશ્ચય કરી, ઉપનયન શુભસંસ્કારનો સમય સૂચવનારી માંગલિક કુંકુમપત્રિકાઓ લખી લખાવીને, પોતાના જ્ઞાતિજનો, સબંધિજનો, સુહૃદો, (હિતૈષી) અને સખાઓ ઉપર મોકલાવી ॥૪॥ મંગળપત્રિકાએ જેમને પહોંચી છે એવા જ્ઞાતિ–સંબંધિ વિગેરે જનો ભેટસામગ્રીએ સહિત પોતપોતાના પુત્ર કલત્ર મિત્ર ભૃત્યોને સાથે લઇને, ગાડાં રથ ઘોડા પાલખી–મેના આદિક વિચિત્ર વાહનોમાં બેસીને, ધર્મસુત શ્રીહરિનાં દર્શન કરવામાં અત્યંત ઉત્કંઠિત મનવાળા થઇને અયોધ્યામાં ધર્મદેવને ઘેર આવ્યા ॥૫॥ આવેલા જ્ઞાતિ–સંબંધિજનોને યથાયોગ્ય સંભાવના કરતા થકા, સુતના માંગલિક કાર્યના આરંભમાં ઉત્પન્ન થએલા હર્ષાતિશયથી ઘણી સામગ્રી મંગાવી ભેળી કરીને,

स्वकेभ्यो नववस्त्रभूषाः ॥६॥ स आनयामास च दूतवर्यैर्देशान्तरेभ्यो बहुमानपूर्वम्। विप्रांश्चतुर्वेदविदः सुशीलान् पौराणिकान् शास्त्रविदः कवींश्च ॥७॥ ते तं द्विजेन्द्रा मिहिरप्रकाशाः पौराश्च विप्रा निगमागमज्ञाः। स्वाचार्यमुख्या मुनिगोभिलोक्तगृह्येण कर्म स विधापयन्ति ॥८॥ मङ्गल्यवाद्यानि बहूनि तस्य गृहेष्ववाद्यन्त दिवा च रात्रौ। जगुश्च गीतानि मनोहराणि सुवासिनीनां निकराः समेताः ॥९॥ पुत्रोपनीतावधिकारसिद्ध्यै कार्यस्य कृच्छ्रत्रितयस्य तस्य। विप्रः स धेनुत्रयदानमाशु चकार भूप! प्रतिबिम्बमेव ॥१०॥ यत्कामचाराशनवादमुख्यदोषोपशान्त्यै तनयेन कार्यम्। कृच्छ्र-

મંગળકાર્યના આરંભમાંજ પોતાના જ્ઞાતિ-સંબંધિ-સુહૃદ્-સખાઓ વિગેરેને યથાયોગ્ય વિવિધ નવીન વસ્ત્ર વિભૂષણ વિગેરે આપ્યાં. (આવેલા સંબંધિઆદિકને ધનવસ્ત્રાદિકથી દુર્બળ (ગરીબ) જાણીને તેઓ પોતાના દ્વારમાં સારા શોભે એટલા માટેજ પ્રથમજ નવીન વસ્ત્ર આભૂષણ આદિક આપ્યાં, એવો અભિપ્રાય છે)॥૬॥ તે ધર્મદેવે ચાર વેદને જાણનારા સુશીલ વિપ્રો, પૌરાણિકો, શાસ્ત્રીયો અને કવિઓ આ સર્વેને દેશદેશમાંથી ઉત્તમ દૂતો મોકલી મોકલીને બોલાવ્યા ॥૭॥ સૂર્યના જેવા તેજસ્વી તે દેશાંતરમાંથી આવેલા વિપ્રો અને નિગમાગમને જાણનારા પુરના વિપ્રોએ, કુળના આચાર્યને આગળ રાખીને ગોભિલમુનિપ્રણીત ગૃહ્યસૂત્રને અનુસારે કુમારને ઉપવીત આપવા ધર્મદેવપાસે ગૃહશાંત્યાદિ કર્મનો આરંભ કરાવ્યો. આચાર્યલક્ષણમાં યાજ્ઞવલ્કયમુનિ 'स गुरुर्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति। उपनीय ददद्वेदमाचार्यः स उदाहृतः। एकदेशमुपाध्याय ऋत्विग्यज्ञकृदुच्यते' એમ કહેછે ॥૮॥ તે સમયમાં ધર્મના ઘરના આંગણામાં રાત્રિદિવસ માંગલિક વિવિધ વિચિત્ર વાજીંત્રો વાગવા લાગ્યાં. ટોળે મળેલી સુવાસિની સ્ત્રીઓ મનોહર મંગળ ગીતો ગાવા લાગી. એરીતે આ ઉપવીતમહોત્સવ માંગલિક વાદ્યગીતપૂર્વક પ્રારંભાયો ॥૯॥ તે પછી ધર્મદેવે પુત્રના ઉપનયન સંસ્કારમાં પોતાની યોગ્યતા સિદ્ધિસારૂ શાસ્ત્રમાં કરવાપણે કહેલાં ત્રણ કૃચ્છ્ર વ્રતોના પ્રતિનિધિ તરીકે ત્રણ ગાયોનું દાન તત્કાળ કર્યું ॥૧૦॥ કુમારના

त्रयं तच्च तथैव धेनुत्रयप्रदानेन पिता चकार ॥११॥ पूर्वेद्युरेवोपनयाङ्गकर्म स मातृपूजादि चकार सर्वम् । नान्दीमुखं स्वस्त्ययनं ग्रहाणां शान्तिं सदन्नैर्द्विजतर्पणं च ॥१२॥ प्रातर्दशम्यां पुरतो गृहस्य सम्मार्जनाद्यैरभिसंस्कृतेऽसौ । संस्थापयामास समुद्भवाख्यं हुताशनं स्थण्डिल आर्चयच्च ॥१३॥ स्ववेदशाखोचितकर्ममार्गं स्ववंशधर्मं च विदन्नशेषम् । द्विजातिसंस्कारविधानविज्ञविप्रोक्त-

કામચાર-કામવાદ-કામભક્ષણ આદિક દોષની ઉપશાંતિ સારૂ ઉપવીત આપવાને યોગ્ય થએલા કુમારને -શાસ્ત્રે કરવાપણે કહેલાં જે ત્રણ કૃચ્છ્રવ્રતો તેનાપણ પ્રતિનિધિ તરીકે ત્રણ ગાયોનું દાન પોતાની મેળેજ પિતાએ અપાવ્યું ( ઉપવીત આપનાર અને લેનાર બન્નેને તે કર્મમાં અધિકાર સિદ્ધિમાટે પ્રાયશ્ચિત પ્રયોગરત્નમાં બૃહદ્વિષ્ણુએ-'कृच्छ्रत्रयं चोपनेता त्रीन् कृच्छ्रांश्च बटुश्चरेत् । गुरुर्द्वादशसाहस्रं गायत्रीं च जपेत्ततः' એમ કહ્યું છે. 'त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् । त्र्यहं परं च नाश्नीयात्कृच्छ्रं कृच्छ्रं विधीयते' એમ મનુએ કૃચ્છ્રવ્રતનું લક્ષણ કહ્યું છે. તેના પ્રતિનિધિમાં પરાશરે 'कृच्छ्रोऽयुतं तु गायत्र्या उदवासस्तथैव च । धेनुप्रदानं विप्राय सममेतच्चतुष्टयं' એમ કહ્યું છે. 'उदवासोऽभुक्तवतोऽहोरात्रं' એમ મહાર્ણવમાં કહ્યું છે) ॥૧૧॥ તે પછી ધર્મદેવે ઉપવીતને પહેલેજ દિવસે તે કર્મના અંગભૂત માતૃકાપૂજન, નાંદીમુખશ્રાદ્ધ, સ્વસ્તિવાચન અને સૂર્યાદિગ્રહશાંતિ કરાવી અને વિપ્રોને પ્રિય એવાં છો રસવાળાં ભોજ્ય જમાડીને અતિ તૃપ્ત કર્યા ॥૧૨॥ તે પછી ધર્મદેવે દશમીને દિવસે પ્રાતઃકાળમાં ઘરના આગલ્યા ભાગમાં વાળવું લીંપવું વિગેરે સંસ્કારથી અત્યંત શુદ્ધ કરેલા સ્થંડિલ ( યજ્ઞ માટે શુદ્ધ કરેલી ઉંચી નીચી નહિ એક સરખી કરેલી જમીન-વેદિકા )માં સમુદ્ભવ નામના અગ્નિની સ્થાપના

रीत्यैव चकार सर्वम् ॥१४॥ स्नातं च भुक्तं कृतकेशवापं स्नातं जनन्या समलङ्कृतं च । स्वदक्षभागे विनयोपविष्टं संस्कारयामास सुतं यथावत् ॥१५॥ आबध्य कट्यां कटिसूत्रमेनं कौपीनखण्डं परिधाप्य चासौ । यज्ञोपवीतं नवतन्तुशुद्धं कार्पासकं स त्रिगुणं ददाति ॥१६॥ 'अग्ने व्रते'त्यादिभिराज्यहोमं विधाय नाभ्यादि तदङ्गमार्यः । स्पृष्ट्वाऽद्यप्रभृत्यदिनाद्धरायां त्वं ब्रह्मचारी भवसीति कृष्णम् ॥१७॥ प्रैषान् गुरूक्तांस्तनयाय धर्मः सर्वान् यथावत्समबूबुधच्च । आधेहि नित्यं समिधः सुत ! त्वं प्रातश्च सायं यदिवैव सायम् ॥१८॥ आदौ तथान्तेऽशनकर्मणस्त्वं कुर्या अपोशानविधिं

---

પ્રકાર જાણનારા પોતાના વંશના વિપ્ર આચાર્યને આગળ રાખી તેના કહેવા મુજબજ સમય સંસ્કારકર્મ કર્યું ॥૧૪॥ હવે ઉપનયનસંસ્કાર પ્રકાર કહે છે—પ્રથમ ભોજનનિમિત્તે સ્નાન કરાવી ભોજન કરાવીને, પછીથી મસ્થાના કેશ મુંડાવી તેની શુદ્ધિ નિમિત્તનું સ્નાન ફરી કરાવીને, માતાએ વસ્ત્ર વિભૂષણથી અલંકૃત કરેલા અને પોતાના દક્ષિણભાગમાં વિનયથી બેઠેલા તે હરિકૃષ્ણ કુમારને ધર્મદેવે યથાશાસ્ત્ર સંસ્કાર કરાવ્યો ॥૧૫॥ કૃષ્ણકુમારના કટિભાગમાં કટિસૂત્ર બાંધીને, કૌપીનનો કટકો પહેરાવીને, કપાસના ત્રણ ત્રણ તંતુઓથી કરેલી ત્રણ સેરોનું શુદ્ધ ( અસ્પૃશ્યના સ્પર્શ દોષે રહિત અથવા મંત્રથી પવિત્ર કરેલું માટે ) યજ્ઞોપવીત ધર્મપિતાએ પુત્રને પહેરાવ્યું ॥૧૬॥ ત્યારપછી આચાર્યે 'अग्ने व्रतपते व्रतं' ઇત્યાદિ મંત્રોવડે પાંચ આજ્યાહુતિથી હવન કરીને, બટુ શ્રીહરિના નાભિઆદિક પાંચ અવયવોનો સ્પર્શ કરીને 'આ દિવસને આરંભીને ધરાઉપર તમો બ્રહ્મચારી થયા' એમ તે કૃષ્ણ બટુને કહ્યું ॥૧૭॥ આચાર્યે બટુકને કહેલા 'समिधमाधेहि, अपोऽशान, मा दिवा सुषुप्थाः, कर्म कुरु' આ ચારેય પ્રૈષોનો પિતાએ પુત્રને યથાર્થ–અર્થવિવેચન કરીને બોધ કર્યો. અર્થનો અવબોધ પ્રકાર કહેછે—હે સુત ! તમો નિત્ય સાયં પ્રાતઃ સમિધાન કરો અથવા એક સાયંકાળેજ કરો. તથા નિત્ય ભોજનના આદિમાં અને અંતમાં અપોશાનવિધિ કરો એટલે ભોજનના આદિમાં 'अमृतोपस्तरणमसि स्वाहा'

च नित्यम् । त्यजेर्दिवास्वापमपि प्रयत्नादाचार्यसेवानिरतो भवेश्च ॥१९॥ पित्रैवमुक्तः स हसन्कुमारो वाढं प्रतिप्रैषमुवाच चोच्चैः । तेनातिहर्षं स च तस्य पत्नी सम्बन्धिनोऽन्ये च ययुः प्रकामम् ॥२०॥ कट्यां गुरुस्तस्य ववन्ध मौञ्जीं श्लक्ष्णां त्रिवृत्तां रशनां विधिज्ञः । ग्रन्थित्रयं चापि चकार तस्या हरिप्रसादः प्रवरानुरूपम् ॥२१॥ अग्नेरुदक् प्रागुरु उत्तराग्रकुशासनस्थो जनकः सुताय । प्रत्यङ्मुखायादिशति स्म मन्त्रं ब्राह्मं निषण्णाय समानपीठे ॥२२॥ तदा महादुन्दुभिघोष आसीद्वाद्यान्यवाद्यन्त च सर्वशोऽपि । मन्त्रध्वनिः स्त्रीगणगीतिकाभिः समं दिदीपे जयशब्दमिश्रः ॥२३॥

---

અને અંતમાં 'अमृतापिधानमसि स्वाहा' આ મંત્રથી બે આચમન કરવાપૂર્વક અપોશાનવિધિ સદા કરો તથા પ્રયત્ન કરીનેપણ દિવા નિદ્રાનો પરિત્યાગ કરો તથા આચાર્યની પરિચર્યાપરાયણ થાઓ ॥૧૮-૧૯॥ હે રાજન્! પિતાએ આ રીતે ચાર પ્રૈષો કહ્યા એટલે કુમાર હરિકૃષ્ણ ભગવાન્-'ધર્મસ્થાપનમાટે અવતરેલા અને આ પણ એક ધર્મશિક્ષણપ્રકાર છે' એમ માનીને મુખમાં મંદમંદ હસતા હસતા પ્રત્યેક પ્રૈષપ્રત્યે વાઢ (તમો જેમ કહો છો એમજ કરીશ એવી પ્રતિજ્ઞા) એવું પ્રતિવચન ઉચ્ચસ્વરથી બોલ્યા હરિકૃષ્ણે ઉચ્ચારેલા શબ્દના શ્રવણથી પિતામાતા અને બીજા તેમના સબન્ધિજનો સર્વે પર્યાપ્ત પ્રહર્ષ પામ્યા ॥૨૦॥ ત્યારપછી કર્મવિધિમાં પ્રવીણ એવા આચાર્યે કુમારની કટિમાં સૂક્ષ્મ ત્રેવડી મુંજની મેખળા યથાવિધિ બાંધી ધર્મદેવે પોતાના પ્રવરને અનુસારે તે મેખળાને ત્રણ ગ્રંથિઓપણ બાંધી ॥૨૧॥ તે પછી પિતા ધર્મદેવે સ્થંડિલ (વેદિકા)માં સ્થાપેલા અગ્નિના ઉત્તરભાગમાં ઉત્તરતરફ અગ્રભાગ જેના છે એવા દર્ભના આસનઉપર પૂર્વમુખે સ્વયં બેસીને, ઉત્તરાગ્ર દર્ભાસન ઉપર પશ્ચિમાભિમુખે બેઠેલા પોતાના પુત્રને ગાયત્રીમંત્રનો ઉપદેશ કર્યો ॥૨૨॥ તે સમયમાં મહાન્ દુન્દુભિનાદ થવા લાગ્યો, વિવિધ વાજીંત્રો વાગવા લાગ્યાં 'જય જય' એવા શબ્દથી મિશ્રિત થએલો વેદમંત્રઘોષ સુવાસિની સ્ત્રીસમૂહોના મંગળ ગીતોની સાથે અતિશય શોભાયમાન

आमौलिदण्डं गुरुरात्मजाय ब्रह्मद्रुमस्यैव ददौ समन्त्रम् । ऐणं तथैवाजिनमुत्तरीयं सन्ध्याविधिं शिक्षयति स पश्चात् ॥२४॥ मध्याह्नसन्ध्या प्रथमं ह्युपास्या सायन्तनी वेति सदस्यवादे । प्रवर्तमाने बहुधा तदानीं माध्याह्निकीत्येव वृषो जगाद ॥२५॥ प्रैषान्पुनः पूर्ववदेव धर्म आदिश्यमानान् गुरुणा सुताय । अबोधयत्स्पष्टतरं वचोभिस्तत्पालनात्युत्सुकमानसाय ॥२६॥ विद्यागुरोर्वाचि सदैव तिष्ठेरन्यत्र पापाचरणप्रवृत्तेः । क्रोधानृते वर्जय मैथुनं च यदष्टधा

હતો ॥૨૩॥ ત્યારપછી ગુરૂએ સુત શ્રીહરિને મસ્તકના કેશપર્યંત લાંબો ખાખરાનો દંડ 'सुश्रवसे' ઇત્યાદિ મંત્રોચ્ચારસાથે ધારણ કરાવ્યો તેમજ ઉત્તરીયવસ્ત્રને ઠેકાણે મૃગચર્મ 'मित्रस्य' ઇત્યાદિ મંત્રોચ્ચારસાથે ધરાવ્યું. પછીથી પિતા સંધ્યાવિધિ શિખવવા લાગ્યા ॥૨૪॥ તે સમયમાં કુમારને કરવાની સંધ્યા 'સાયંતની કે માધ્યાહ્નિકી કરાવવી' એવો સભાસદ વિપ્રોનો બહુધા વિવાદ પ્રવર્તતાં 'માધ્યાહ્નિકીજ કરાવવી' એમ ધર્મદેવ બોલ્યા ॥૨૫॥ પ્રથમનીપેઠે ફરીથી આચાર્યે ઉપદેશ કરેલા બીજાપણ પ્રૈષોનો, ઉક્તાર્થના સ્પષ્ટીકરણમાં નહિ કહેલા અપેક્ષિત અર્થોનો અવબોધ આપવાદ્વારા વચનોવડે સ્પષ્ટપણે ધર્મદેવ, પ્રૈષો પાળવામાટે પ્રોત્સાહિત મનવાળા બટુ શ્રીહરિને બોધ કરવા લાગ્યા ॥૨૬॥

તેનો આ પ્રકાર છે—હે પુત્ર ! વિદ્યાગુરૂના પાપાચરણ પ્રવૃત્તિ સીવાયના આજ્ઞાવચનમાં નિરંતર તમારે રહેવું. તેમની આજ્ઞામાં રહીને તેમનાં સુચરિતોનું ઉપાસન કરવું. ગુરૂવચનપણ જો પાપપરિણામી હોય તો તે ગ્રહણ કરવું નહિ. યદ્યપિ ગુરૂ પાપાચરણનો ઉપદેશ કરે નહિ, જો કોઈ કરે તે ગુરૂજ ન હોઈ શકે. અથાપિ આ અનુશાસન પાપથકી નિવૃત્તિની દૃઢતા માટે છે. ( આથી 'यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि' આ શ્રુતિનું તાત્પર્યથી વ્યાખ્યાન કરેલું જાણવું ) તથા ક્રોધ અને અનૃત–મિથ્યાભાષણનો ત્યાગ કરો, કેમકે આ બે બ્રહ્મતેજને હરનારાં છે ( આથી 'सत्यान्न प्रमदितव्यं, कुशलान्न प्रमदितव्यम्' આ શ્રુતિનું વ્યાખ્યાન કરેલું જાણવું. કુશળથકી પ્રમાદ રાખવો એ અકુશળાચરણજ છે.

चै प्रतिषिद्धमस्ति ॥२७॥ ग्राम्यं तु गीतं त्यज नर्तनं च वाद्यानि गन्धाद्यनुलेपनं च । अभ्यङ्गमुद्वर्तनमञ्जनं च सङ्घृष्य च स्वाङ्घ्रयवनेजनं च ॥२८॥ उच्चासनं चापि गुरोः पुरस्ताद्दन्तातिशुद्धिं सुत ! कङ्कताद्यैः । केशप्रसारं च धरावलेखं निर्हेतुकं मा कुरु केशवापम् ॥२९॥ मद्यं च मांसं स्पृश न क्वचित्त्वं गोयुक्तयानं च यथेष्टचेष्टाम् । आदर्शवीक्षां त्यज चान्यनिन्दामुपानहावातपवारणं च ॥३०॥ हिंसां तु वाचापि न कस्यचित्त्वं जन्तोस्तथा स्वस्य च मुक्त-

---

જે ક્રોધ છે તે પોતાને અકુશળ કરનારોજ છે ) સ્ત્રીકથાશ્રવણાદિ અષ્ટ પ્રકારના મૈથુનના અભાવરૂપ બ્રહ્મચર્યને અપ્રસ્ખલિતપણે પરિપાલન કરો. ( આથી 'ब्रह्मचर्यं चरेत्' આ શ્રુતિનું વ્યાખ્યાન કરેલું જાણવું ) ॥૨૭॥ ભગવાનના ગુણકીર્તનથકી બીજાં ગ્રામ્યગીતોનો ત્યાગ કરો અને નૃત્યનો સર્વથા ત્યાગ કરો, એટલે ગ્રામ્યગીતનું શ્રવણ અને નૃત્યનું દર્શન ન કરો. ( પોતાને કરવાનો તો પ્રસંગજ નથી ) વાજીંત્ર વજાવાનો અને તેના શ્રવણનો ત્યાગ કરો. ગંધ–કુંકુમ–અબીર–ગુલાલ આદિકથી અંગમાં અનુલેપ ન કરો. અભ્યંગ અને ઉદ્વર્તન ( તેલ ચોળીને કંકોળ ચૂર્ણથી તેનો ચિકાશ કાઢવાપૂર્વક સ્નાન કરવું તે)ને ત્યાગ કરો. કાજળ આદિકથી આંખ્યોનું અંજન નજ કરો. પરસ્પર પગ ઘસીને પ્રક્ષાલન ન કરો. ॥૨૮॥ હે સુત! ગુરૂની આગળ ક્યારેયપણ ઉંચા આસન ઉપર તમારે બેસવું નહિ. દાંતની અતિ શુદ્ધિ ( અતિઘર્ષણ ) ન કરો. કંકત–કાંસકી આદિકથી કેશનું પ્રસાધન ( ઓળવું તે ) કરવું નહિ. ભૂમિઉપર લખવું વિગેરે વ્યાપાર ન કરવો. પિતૃમરણાદિ નિમિત્ત વિના કેશવપન (મુંડન) ન કરાવવું. (માસેમાસે મુંડનતો ગૃહસ્થોને કહ્યું છે. બ્રહ્મચારીને નહિ ) ॥૨૯॥ મદ્યમાંસનો ક્યારેયપણ સ્પર્શ કરશો નહિ. બલીવર્દ જોડેલા ગાડા આદિક વાહનમાં ક્યારેયપણ બેસો નહિ. યથેષ્ટચેષ્ટા ( ચક્ષુરાદિ ઇન્દ્રિયોની પોતપોતાના વિષયોમાં રાગથી પ્રવૃત્તિ અથવા કામવાદ કામભક્ષાદિ)ને ત્યાગ કરો. ઊર્ધ્વપુણ્ડ્ર તિલક ધારણસમય સીવાય મુખનેત્રાદિની શોભા જોવાસારૂ દર્પણમાં દર્શન ન કરો. અન્ય નિંદાનો ત્યાગ કરો. પગરખાં પહેરો નહિ. છત્ર ધારણ કરો

येऽपि। कुर्याः कुसङ्गं न च पुत्र! भूमौ न भोजनं क्वापि च कांस्यपात्रे ॥३१॥ द्यूतं च ताम्बूलमपि त्यजेस्त्वं भक्षाद्यपेयं लशुनाद्यभक्ष्यम्। गोविप्रतीर्थामरसाधुसाध्वीसच्छास्त्रनिन्दां कुरु मा कदाचित् ॥३२॥ कौपीनमौञ्जीकटिसूत्रदण्डयज्ञोपवीतानि कमण्डलुं च। ऐणं च चर्मेति तु नित्यमेव सन्धारयेस्त्वं सुत! भैक्षपात्रम् ॥३३॥ स्नानं च सन्ध्यां च जपं च होमं स्वाध्यायदेवादिकतर्पणे

---

नहि ॥૩૦॥ હે પુત્ર! કોઈપણ પ્રાણીની હિંસાતો વાણીથીપણ તમો કરશો નહિ (પ્રાણીને પીડા કરવી તે હિંસાજ કહેવાય, દુઃખ થાય તે પીડન કહેવાય. તેતો વાણીવડે કઠોર ભાષણાદિકથી પણ સંભવે છે, માટે તે પણ ન કરવું એમ ઉપદેશ કરેછે) તથા પોતાની પણ હિંસા નજ કરવી. કેવળ પરપીડામાત્રજ હિંસા નથી પણ પ્રાણીપીડનમાત્ર હિંસા છે. મુક્તિ માટે મંદ અધિકારિઓને ઉદ્દેશીને ગંગાદિકમાં તનુત્યાગરૂપ મરણ કહેલું છે. આવું પીડન પોતાનુંપણ નજ કરવું. કુસંગતો કદાપિ કરશો નહિ. પત્રાદિકથી નહિ વ્યવધાન કરેલા ભૂતળઉપર પાત્રાદિકને મુકીને તથા કાંસાના પાત્રમાં ભોજન ક્યારેયપણ કરશો નહિ ॥૩૧॥ તમો તાંબૂળચર્વણ પણ ન કરો. ભાંગ્ય ગાંજો અફીણ આદિક અપેયનું પાન ન કરો. ડુંગળી લસણ આદિક અભક્ષ્યનું ભક્ષણ ન કરો. દ્યૂતાદિ વ્યસનને વર્જી મુકો. ગાયો, વિપ્રો, ગંગાદિતીર્થો, વિષ્ણુ વિગેરે દેવો, સાધુઓ, સાધ્વી સ્ત્રીયો, સચ્છાસ્ત્રો, આ સર્વેની નિંદા ક્યારેયપણ ન કરવી (યદ્યપિ નિંદામાત્ર ત્યાજ્ય છે અથાપિ ગોવિપ્રાદિકની નિંદા વિશેષપણે અનર્થ અર્થે થાયછે માટે વિશેષપણે અહિં નહિ કરવાની કહેછે) ॥૩૨॥ હે સુત! કૌપીન, કટિસૂત્ર, મેખલા, મૃગચર્મ, ઉપવીત, દંડ, કમંડળુ, ભિક્ષાપાત્ર વિગેરે બ્રહ્મચર્યાશ્રમનાં ચિહ્નો તમો નિત્ય ધારણ કરો (ત્યાગ ન કરો) ॥૩૩॥ સ્નાન, સંધ્યા, ગાયત્રીજપ, સમિધાધાનરૂપ હોમ, સ્વાધ્યાય, દેવપિત્રાદિતર્પણ, અને યથાશક્તિ વિષ્ણુપૂજન પ્રતિદિન તમો કરો તથા વિષ્ણુની શ્રવણાદિ નવધા ભક્તિ સદાય કરો. (આ પ્રકરણમાં સાધારણ તથા અસાધારણ ધર્મો હિતાવબોધપ્રસંગથી ઉપદેશ કર્યા છે માટે અપ્રકૃત કાંઈ પણ નથી) ॥૩૪॥

च । समर्चनं शक्तित एव विष्णोः कुर्याः सदा त्वं श्रवणादिभक्तिम् ॥३४॥ एवं हि तातेन सुबोधितोऽसौ स्वेच्छावटुस्तं हरिराह वाढम्। भास्वन्तमुद्बाहुरथोपतस्थे प्रदक्षिणां चाप्यनलस्य चक्रे ॥३५॥ भिक्षां ददावादित एव तस्मै भक्तिः स्वयं ह्यर्थयते सुताय । सुवासिनीमुख्यसुहृत्स्त्रियोऽन्यास्ततो ददुः प्रीतियुता नरेश ! ॥३६॥ आचार्यवर्याय निवेद्य भैक्षं तदुक्तमेवात्मन आददेऽसौ । समापयामास यथाविधानं तत्कर्म धर्मः सकलं विधिज्ञः ॥३७॥ वर्णिवेषममलं स दधानो लब्धसंस्कृतिरहस्करकान्तिः । तत्र विप्रवरमण्डलमध्ये ब्रह्मचर्यमिव मूर्तमराजत् ॥३८॥ विप्रेभ्योऽथ स विप्र उत्सुकमना गाः स्वर्णमुद्रास्तथा वासांस्याभरणानि यानकवरा

હે રાજન્ ! આવી રીતે તાતે સુબોધ દીધેલા, સ્વેચ્છાથીજ બટુ વેષ ધારી રહેલા શ્રીહરિકૃષ્ણ પિતાએ કહેલા પ્રત્યેક ઉપદેશપ્રત્યે "બાઢ બાઢ" એમ બોલ્યા ત્યારપછી બટુકે ઉંચા બે બાહુ કરીને સૂર્યનું ઉપસ્થાન કર્યું પછીથી અગ્નિની પ્રદક્ષિણા કરી ॥૩૫॥ હે નરેશ ! 'માતરમેવાગ્રે' એવું વ ચન છે માટે પ્રથમ પોતાની માતાપ્રત્યે 'ભિક્ષાં દેહિ' એમ કહીને ભિક્ષા માગી, એટલે સુત શ્રીહરિ બટુને માતા ભક્તિએ પ્રથમ ભક્તિથી ભિક્ષા આપી તે પછી બીજી સુવાસિની ( જ્યેષ્ઠ ભ્રાતાની પત્ની ) આદિક સુહૃત્સ્ત્રિયોએ યથાક્રમે સ્નેહસહિત ભિક્ષા આપી ॥૩૬॥ ભિક્ષા જેમને મળી છે એવા બટુ શ્રીહરિએ તે ભિક્ષાપ્રાપ્ત અન્ન આચાર્યવર્યને અર્પણ કરીને તેમની અનુમતિથી સ્વાર્થે ભાગ સ્વીકાર કર્યું ત્યારપછી વિધિવેત્તા ધર્મ દેવે યથાવિધિ સમગ્ર ઉપનયનકર્મ સંપૂર્ણ સમાપ્ત કર્યું ॥૩૭॥ તે આ હરિકૃષ્ણ આવી રીતે ઉપનયનસંસ્કાર પામીને, મેખલા–મૃગચર્મ–દંડ–કમંડળુધારણાદિરૂપ પવિત્ર વર્ણિવેષ ધારીને, સૂર્યની પેઠે પ્રકાશમાન દિવ્ય રૂપવાળા થઇને, વિપ્રવર્ય વિદ્વદ્વર્ગના મધ્યમાં મૂર્તિમાન્ બ્રહ્મચર્ય હોય ને શું ? એમ અતિશય શોભવા લાગ્યા ॥૩૮॥ સંસ્કારને અંતે હરિપ્રસાદશર્માએ મનના મહોત્સાહથી આચાર્ય, ઋત્વિજો, સભાસદો, એ આદિક વિપ્રોને મહા ઉદારતાથી ગાયો, સુવર્ણ, વસ્ત્ર, વિભૂષણ, વરવાહનો, વિગેરે

ण्यैर्दापयतो दत्तवान्। तस्मै चापि जना यथोचितमदुर्धेस्त्राणि वित्तादि च प्रादात्स्वीयजनेभ्य एव च यथायुक्तं च वस्त्राद्यपि ॥३९॥ पौरानन्यांश्च विप्रान्स्वगृहमुपगतान्भोजयामास सम्यग्भक्ष्यैर्भोज्यैर्विचित्रैर्बहुविधसुरसैः स्वेप्सितैः सत्कृतैश्च। सर्वांस्तान् दक्षिणाभिर्नृपतिरिव तृपस्तोषयित्वा विसृज्य भूर्यानन्दः स्वपुत्रं स्वनिगममखिलं पाठयामास सार्थम् ॥४०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हर्युपनयनोत्सवनामा त्रिंशोऽध्यायः ॥३०॥

सुव्रत उवाच—हरिः प्राप्तोपनयनः स्वधर्मान् गुरुणोदितान्। पालयन् पितरौ प्रीत्या सिषेवे नृपसत्तम ॥१॥ ततो गृहं जिहासुः स्वं स्वावतारप्रयोजनम्। धर्मसंस्थापनं कर्तुं भूतले स व्यचिन्त-

---

દાનમાં દીધાં. સંબધિવર્ગે, સમાશ્રિતવર્ગે અને મિત્રવર્ગેપણ હરિપ્રસાદને વિત્ત વસ્ત્ર વિભૂષણ વિગેરે યથોચિત આપ્યાં. ધર્મદેવેપણ પોતાના સંબંધિ વિગેરે જનોને યથાયોગ્ય વસ્ત્ર આભૂષણ આદિક આપ્યાં ॥૩૯॥ સંબંધિથકી બીજા જે પુરના જનો તથા દેશાંતરમાંથી પોતાને ઘેર જે આવ્યા હતા તે વિદ્વાન્ અવિદ્વાન્ સર્વ બ્રાહ્મણોને તેમને ઇષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ બહુવિધ ભક્ષ્ય ભોજ્યાદિવડે સત્કારપૂર્વક સારી રીતે 'સમૃદ્ધિસંપન્ન કોઈ મહારાજાની માફક' સંતૃપ્ત કરીને, પછીથી તે સર્વેને યથોચિત દક્ષિણાદાનથી સંતોષ પમાડીને તેમને વિસર્જન કરીને, પછીથી પરમાનંદ પામી પોતાના પુત્ર શ્રીહરિને પોતાનો સમગ્ર સામવેદ અર્થસાથે ભણાવવા લાગ્યા ॥૪૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હર્યુપનયનોત્સવનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

## અધ્યાય ૩૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપસત્તમ! ઉપવીત પામેલા બટુ હરિકૃષ્ણ ગુરૂએ ઉપદેશ કરેલા પૂર્વોક્ત વર્ણિધર્મોને બરોબર પાળવાપૂર્વક માતાપિતાની પરમ પ્રીતિથી પરિચર્યા કરવા લાગ્યા ॥૧॥ ત્યાર પછી ભગવાન્ શ્રીહરિ પોતાના પ્રાદુર્ભાવનું પરમ પ્રયોજનભૂત એકાંતિકધર્મપ્રવર્તન પૃથ્વી

यत् ॥२॥ विजित्योत्पथगामीनि वृन्दानि विबुधद्विषाम् । धर्मः स्थाप्यो मया भूमौ साम्प्रतं यत्कृतेऽजनि ॥३॥ अद्यैव जह्यां गेहं चेन्मत्प्राप्तातिसुखौ तदा । वीतद्विपङ्क्तिभयौ भवेतां दुःखिताविमौ ॥४॥ पितरौ मद्वियोगार्तिं सोढुं नैव हि शक्नुतः । अत एतौ विप्रशापान्मोचयित्वोत्सृजाम्यदः ॥५॥ एवं स गूढसङ्कल्पो वेदाध्ययनकैतवात् । तत्रोवास भजन् रामं कृष्णं च निगमादरः ॥६॥ विद्यागुरुं तु पितरं नान्यं विद्याचतां नृणाम् । स चकार ततोऽध्यैत तृतीयं वेदमादितः ॥७॥ तीव्रबुद्धितया वेदमल्पकालेन वि-

---

ઉપર કરવા માટે તેમાં વિરોધી ગૃહવાસને ત્યાગ કરવાની ઇચ્છાથી એવો શુભ વિચાર કર્યો ॥૨॥ ત્રણ શ્લોકથી તે વિચાર કહેછે– મેં જેને માટે ભૂતળ ઉપર આ અવતાર હાલમાં ધાર્યો છે તે ઐકાંતિક ધર્મનું પરિરક્ષણ ધર્મમર્યાદાને વિર્ભેદન કરનારા વિબુધવિદ્વેષીઓનાં વૃંદોને વિજીતીને મારે કરવું. આ કાર્ય ઘરમાં રહીને શી રીતે બની શકે ? નજ બની શકે. જો હમણાંજ ઘરનો ત્યાગ કરી વનવિચરણ કરવા ચાલ્યો જઉં તો મારાં માતપિતા ભક્તિધર્મ જે અનન્યસામાન્ય (અનુપમ) સુતસ્નેહથી મારેવિષે દૃઢ બંધાએલાં અને મારા સાન્નિધ્યથીજ હમણાંજ અસુરભયે રહિત થએલાં અને મારા સંયોગથી પરમ સુખને પામેલાં છે તેઓ મારો વિયોગ થતાં અત્યંત દુઃખીયાં થઈ જાય અને તે વિયોગવ્યથાને સહન કરવા નિશ્ચે સમર્થ નથીજ, માટે અવશ્ય દુર્વાસાઋષિના શાપના પરિણામરૂપ માનુષભાવમાંથી માતાપિતાને પ્રથમ મુકાવી દિવ્ય ગતિ પમાડીને પછી ઘરનો ત્યાગ કરવો ॥૩-૫॥ બટુ શ્રીહરિ આવો મનમાં ગૂઢ સંકલ્પ કરીને, વેદાધ્યયનને નિમિત્ત કરીને. એજ અયોધ્યાનગરમાં અટ રામભક્તોના અ-

सयम् । तातमन्यांश्च विदुषः प्रापयन्नसमापयत् ॥८॥ ततः काव्यानि शास्त्राणि पुराणानि पपाठ च । महाभाष्यादि यत्किञ्चिद्धर्मो वेद तदप्यगात् ॥९॥ धर्मोऽथ जरसं प्राप्तां दृष्ट्वा साङ्ख्यमुपाश्रितः । तीव्रं वैराग्यमापन्नः कृष्णध्यानपरोऽभवत् ॥१०॥ स्वधर्मज्ञानवैराग्ययोगान् भक्तिं च तत्त्वतः । यथानुभूति पुत्राय यथाशास्त्रमुपादिशत् ॥११॥ माहात्म्यं स्वगुरोस्तस्य सौराष्ट्रादिषु तत्स्थितिम् । यथावदात्मजायाऽऽह रीतिं च स्वाध्वनोऽखिलाम् ॥१२॥ विद्याभिश्च गुणैः सर्वैः पितृतुल्यो महायशाः । आसीत्सोऽल्पेन कालेन

ત્રીજો સામવેદ પ્રથમ ભણ્યા, કેમકે પોતે સામવેદી છે ॥૭॥ સ્વયં શ્રીહરિકૃષ્ણ કુશાગ્રજેવી તીક્ષ્ણ બુદ્ધિવાળા હોવાથી અલ્પ કાળમાંજ પોતાનો વેદ તથા બીજા વેદોને પોતાના તાતને અને બીજા વિદ્વાનોને વિસ્મય પમાડતાથકા સંપૂર્ણ ભણી ગયા ॥૮॥ એ રીતે વેદનો અભ્યાસ સમાપ્ત કરીને, પછીથી રામાયણાદિ કાવ્યો, મીમાંસાદિ શાસ્ત્રો, શ્રીમદ્ભાગવતાદિ પુરાણો ભણ્યા. અને શ્રીરામાનુજાચાર્યપ્રણીત શ્રીભાષ્યાદિ જે કોઈ શાસ્ત્રમાત્ર જનક ધર્મદેવ જાણેછે તે સર્વ સચ્છાસ્ત્ર તેમની પાસેજ ભણ્યા ॥૯॥ ત્યારપછી ધર્મદેવતો પોતાને વૃદ્ધ વય પ્રાપ્ત થએલી જોઇને, વિષયોમાં દોષદર્શનથી તીવ્ર વૈરાગ્ય પામતાં પ્રશાંત અંતઃકરણવાળા થઇને, આત્મજ્ઞાનનિષ્ઠારૂપ સાંખ્યનો સમાશ્રય કરીને, શ્રીકૃષ્ણધ્યાનપરાયણ થયા ॥૧૦॥ પુત્રનું હિત ઇચ્છતા પિતા ધર્મદેવે જ્ઞાન, વૈરાગ્ય, તેના મૂળભૂત ધર્મ અને આ ત્રણની સંપત્તિને આધીન એવા ભક્તિયોગનું સ્વરૂપ આ સર્વેનું તત્ત્વ યથાશાસ્ત્ર સ્વાનુભવને અનુસારે પુત્રને યથાર્થ બોધ કરવા લાગ્યા ॥૧૧॥ તથા પોતાના ગુરૂ ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામીનો મહિમા (પ્રભાવ) અને તેમનું સૌરાષ્ટ્ર વિગેરે દેશમાં વિશેષપણે વિચરણ અને પોતાના ઉદ્ધવસંપ્રદાયની સમગ્ર રીતિ (પ્રવૃત્તિપ્રકાર અને તેમાં વર્તનપ્રકાર) પુત્રને યથાસ્થિત કહી સંભળાવી ॥૧૨॥ તે શ્રીહરિકૃષ્ણ એ રીતે પિતાથકી સમગ્ર સદ્વિદ્યાઓ પામીને, તે વિદ્યાઓ અને સર્વ સદ્ગુણોએ કરીને તાતને તુલ્ય મહાયશસ્વી થઇને, સ્વલ્પ સમયમાંજ સર્વ સજ્જનોએ માનનીય

मान्यः पूज्यस्तथा नृणाम् ॥१३॥ स्वगृहे प्रत्यहं पित्रा वाच्यमानं च सोऽश्रृणोत्। श्रीमद्भागवतं नाम पुराणं ह्येकचेतसा ॥१४॥ महाभारतमश्रौषीत् पितुरेव ततोऽखिलम्। सप्तखण्डात्मकं स्कान्दं पुराणमखिलं च सः ॥१५॥ आर्षाः सर्वाः स्मृतीश्चाथ धर्मशास्त्राण्यनाकुलः। धर्मप्रियः स शुश्राव पितुरेव नराधिप! ॥१६॥ ततः कुशाग्रधीस्तेषां सारं निजमनीषया। स निश्चित्य स्वपाठार्थं लिलेख च पृथक्पृथक् ॥१७॥ श्रीमद्भागवतात्स्कन्धं पञ्चमं दशमं च सः। श्रीवासुदेवमाहात्म्यं स्कान्दाच्चाप्यलिखत् पृथक् ॥१८॥ ततः श्रीभगवद्गीतां नीतिं वैदुरिकीं च सः। विष्णोर्नामसहस्रं चेत्यलिखद्भारतात्त्रयम् ॥१९॥ ततः स धर्मशास्त्राणां सर्वेषां सारमुत्तमम्। एकामेवालिखत्प्रीत्या याज्ञवल्क्यस्मृतिं पृथक् ॥२०॥ लिखित्वैतद्धरिः पित्रे चतुष्टयमदीदृशत्। प्रसन्नस्तेन सोऽजानात्त-

---

અને પૂજનીય થયા ॥૧૩॥ તે પછી પિતાએ પોતાને ઘેર પ્રતિદિન વાંચવા માંડેલું શ્રીમદ્‌ભાગવતપુરાણ એકાગ્ર મનથી સાંભળવા લાગ્યા. તે પછી હે નરાધિપ! સમગ્ર મહાભારત તથા સાત ખંડનું સમગ્ર સ્કંદપુરાણ તથા બીજાંપણ પુરાણો તથા ઋષિપ્રણીત ધર્મશાસ્ત્રરૂપ યાજ્ઞવલ્ક્યાદિ સર્વ સ્મૃતિઓ, આ સર્વેને ધર્મપ્રિય તે આ શ્રીહરિ ધર્મપિતાથકીજ અવ્યગ્ર હૃદયથી સાંભળવા લાગ્યા ॥૧૪-૧૬॥ ત્યારપછી કુશાગ્રબુદ્ધિવાળા શ્રીહરિકૃષ્ણ પોતાની સર્વોત્કૃષ્ટ બુદ્ધિથી સાંભળેલા સર્વ સદ્‌ગ્રંથોનો સારસાર નિશ્ચય કરીને, પ્રતિદિન પોતાને વાંચવામાટે તેને જુદો જુદો લખવા લાગ્યા. તેનો પ્રકાર કહેછે—શ્રીમદ્‌ભાગવતમાંથી દશમસ્કંધ અને પંચમસ્કંધ આ બે સાર જુદા લખ્યા તથા સ્કંદપુરાણમાંથી શ્રીવાસુદેવમાહાત્મ્ય આ સાર જુદો લખ્યો. તે પછી મહાભારતમાંથી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, વિદુરનીતિ અને વિષ્ણુસહસ્રનામ આ ત્રણ સાર જુદા જુદા લખ્યા. તેપછી સર્વ ધર્મશાસ્ત્રોમાંથી ઉત્તમ સાર એક યાજ્ઞવલ્ક્યસ્મૃતિ પ્રીતિથી જુદી લખી ॥૧૭-૨૦॥ એ રીતે શ્રીહરિએ ભાગવત, ભારત, સ્કંદપુરાણ અને ધર્મશાસ્ત્ર આ

द्धिमतिमानुषीम् ॥२१॥ प्राह चास्यान्वहं पाठं स्वावकाशानुसारतः। कुरु त्वं कृष्णपूजाऽन्ते सत्सु श्रोतृषु वा कथाम् ॥२२॥ ओमित्यादाय तद्वाक्यं तत्पाठं नित्यमाचरत्। चकार च कथां तस्य श्रोतृकर्णमनोरमाम् ॥२३॥ ततः सारचतुष्कस्य स्वक्षरां सूक्ष्मपत्रिकाम्। विधाय पुस्तिकामेकां सोऽरक्षत्स्वान्तिके सदा ॥२४॥ श्रीमद्भागवतादीनि प्रत्यहं तस्य शृण्वतः। उपास्यधीः कृष्ण एव सुदृढा समवर्तत ॥२५॥ ततः पिता ददौ स्वीयसम्प्रदायानुसारतः। सामान्यां वैष्णवीं दीक्षां तस्मै तां प्राप्तुमिच्छते ॥२६॥ मन्त्रमष्टाक्षरं कार्ष्णं दत्त्वा च त्र्यक्षरं ततः। उपादिशच्च सद्धर्मांस्तस्मै

ચાર સદ્ગ્રંથોમાંથી સારપણે સમુદ્ધાર કરેલા દશમસ્કંધાદિ ચાર સારો સ્વયં લખીને પિતા ધર્મને બતાવ્યા. તે સાર સમુદ્ધારના સંદર્શનથી પ્રસન્ન થએલા પિતા પુત્રની મતિ અતિમાનુષી માનવા લાગ્યા ॥૨૧॥ અને બહુ પ્રસન્ન થઇને પુત્રપ્રત્યે બોલ્યા કે-તમોએ ઉદ્ધાર કરેલા આ ચાર સારનો પ્રતિદિન કૃષ્ણપૂજાની પરિસમાપ્તિ કર્યા પછી યથાવકાશ પાઠ કરવો એને શ્રોતાઓ હોય તો તેની કથા કરવી ॥૨૨॥ હે રાજન્! શ્રીહરિ પિતાનું વચન 'ઓમ્' એવા અંગીકાર વચનથી અંગીકાર કરીને પ્રતિદિન આરેય સારનો પાઠ કરવા લાગ્યા અને સભામાં યથાવસર શ્રોતાજનોના શ્રવણને આનંદ દેનારી તેની કથાપણ કરવા લાગ્યા ॥૨૩॥ ત્યારપછી તે શ્રીહરિએ તે ચાર સારને સુંદર સ્પષ્ટ સૂક્ષ્મ અક્ષરથી સૂક્ષ્મ દૃઢ પત્ર ( કાગળ ) માં લખીને તેનું એક પુસ્તક ( ગૂટકો ) નિરંતર પોતાની પાસે રાખ્યું ॥૨૪॥ શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્રોને હમેશાં સાંભળતા શ્રીહરિને શ્રીકૃષ્ણમાં જે ઉપાસ્યતાબુદ્ધિ હતી તે અત્યંત દૃઢ થઈ. અર્થાત્ 'એક શ્રીકૃષ્ણ ઉપાસ્ય દેવ છે' એવો નિશ્ચય સુદૃઢ થયો ॥૨૫॥ તે પછી પિતાએ પુત્ર શ્રીહરિને સ્વસંપ્રદાયને અનુસારે સામાન્ય વૈષ્ણવી દીક્ષા તેમની પ્રાર્થનાને આધીન થઇને આપી ॥૨૬॥ અને અષ્ટાક્ષર કૃષ્ણમંત્ર આપ્યો તથા ત્રણ અક્ષરનો બીજો મંત્ર આપ્યો. ( આ મંત્રવિશેષ ગુરુમુ-

विनयशालिने ॥२७॥ ततस्तद्गुरुकरीत्यैव कृष्णार्चामाचरन्मुदा । पालयामास सकलान् स्वस्मिन् सिद्धान्स्वतो वृपान् ॥२८॥ ब्रह्मचर्यव्रतं भूमौ पोषयंल्लोकदुष्करम् । ईशोऽपि जनशिक्षार्थमाचचार स्वयं नृप ! ॥२९॥ कृष्णमित्थं भजन्नित्यं सच्छास्त्राभ्यासमाचरन् । जनैरेकादशं वर्षं हरिशर्मा स आसवान् ॥३०॥ असुराः शतशस्तत्र मिलित्वा यूथशो मुहुः । आययुः स्वरिपुं कृष्णं विशस्त्रं हन्तुमुद्यताः ॥३१॥ दम्भात्तवैष्णवाकल्पा बलिनोऽरुणलोचनाः ।

---

ખથી જાણવાના છે માટે અહિં કહ્યા નથી ) તે પછી દીક્ષાના અંગના અહિંસાદિ સદ્ધર્મોનોપણ ઉપદેશ વિનયશાલી શ્રીહરિને આપ્યો ॥૨૭॥ ત્યારપછી પિતાથકી કૃષ્ણદીક્ષાને પામેલા શ્રીહરિકૃષ્ણ ધર્મપ્રતિષ્ઠાને ઈચ્છતા થકા પોતાનોજ એક આશ્રય કરીને રહેલા સ્વત સિદ્ધ સમર્થ મદ્ધર્મોને તાતના ઉપદેશને અનુસારે પાળવા મડ્યા અને કૃષ્ણપૂજન પિતાએ ઉપદેશ કરેલી રીતિને અનુસારેજ હર્ષથી કરવા મડ્યા ॥૨૮॥ હે નૃપ ! અન્યજનોથી ન પાળી શકાય એવું નૈષ્ઠિકબ્રહ્મચર્યવ્રતપણ પૃથ્વીઉપર પ્રવર્તાવવા માટે પોતે પરમેશ્વર છે તોપણ જનોના હિતશિક્ષણસારૂજ પાળવા લાગ્યા ॥૨૯॥ હે રાજન્ ! સ્વયં શ્રીહરિશર્મા સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા છે તથાપિ પૂર્વોક્તરીતિએ ઉપનયનસસ્કાર પામી, તેપછી કૃષ્ણ દીક્ષા પામીને, પ્રતિદિન શ્રીકૃષ્ણની ભક્તિ કરતાથકા સચ્છાસ્ત્રનો અભ્યાસ કરતાં કરતાં આવિર્ભાવને આરભીને અગીઆરમા વર્ષને પામ્યા ॥૩૦॥

આવા અવસરમા આ સમર્થ શ્રીહરિનો અદ્દ્ભુત અપરપાર પ્રતાપ કર્ણાકર્ણીથી સુણી જાણીને, અશ્વત્થામાનો શાપસગ્રહ કરવાથી શસ્ત્રધારણે રહિત એવા પોતાના રિપુ શ્રીહરિકૃષ્ણને કપટથી હણવામાટે ઉદ્યમી થએલા, દભથી વૈષ્ણવ વેષ જેમણે સ્વીકાર્યો છે, વેષને વિરૂદ્ધ વિકરાળ કરવાળ વિગેરે શસ્ત્રો જેમના હાથમાં છે, કોપવેગથી અને ભાંગ્ય ગાંજાના પાનથી લાલચોળ લોચન જેમનાં છે, સાધુજનોને પીડા પમાડી શકે એવા બહુ દેહબળવાળા, મદોદ્ધત એવા સોએ સો અસુરો ટોળે મળીને હણ

मायायास्तरणोपायो मूलस्य सकलापदाम्। एष एव समीचीनो भवतीत्येव भाति मे ॥४२॥ एवं साङ्ख्यं च योगश्च पञ्चरात्रमुखान्यपि। वदन्ति किल शास्त्राणि तद्विदश्च महर्षयः ॥४३॥ सुव्रत उवाच—पुत्रस्येत्थं वचस्तस्याः शृण्वत्याः सादरं नृप!। स्मृतिर्बभूव हृदये यथा पूर्वं तदिच्छया ॥४४॥ वर्णिवेषं ततः पुत्रं नारायणमवेत्य तम्। प्रपेदे शरणं प्रीता विरक्ताऽन्यत्र वस्तुषु ॥४५॥ उत्थाय बद्धाञ्जलियुग्ममस्मै नत्वोपविश्याग्रत एव चास्य। सम्प्राप्तसंसारविमुक्तिबुद्धिः पप्रच्छ निःश्रेयससाधनं सा ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे विद्याध्ययनसामान्यदीक्षाग्रहणासुरयूथनिघातनिरूपणं नामैकत्रिंशोऽध्यायः ॥३१॥

---

તમામ આપદાઓના મૂળભૂત માયા છે. તેના તરણનો ઉપાય આ જે મેં તમોને કહ્યો એજ સમીચીન (સર્વોત્તમ) છે એમજ મને જણાય છે ॥૪૨॥ સાંખ્યશાસ્ત્ર યોગશાસ્ત્ર અને પંચરાત્રશાસ્ત્ર વિગેરે સચ્છાસ્ત્રોપણ આજ અર્થ પ્રતિપાદન કરેછે. સચ્છાસ્ત્રોના તાત્પર્યને જાણનારા નારદાદિ મહર્ષિઓ પણ હું કહુંછું એજ પ્રકારે કહેછે ॥૪૩॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! પરમપ્રેમાસ્પદ પોતાના પુત્રનું પૂર્વોક્ત પ્રકારનું વચનામૃત આદરપૂર્વક શ્રવણ કરતાં જનનીના મનમાં શ્રીહરિની ઇચ્છાથી તત્કાળ પૂર્વની 'આ મારા તનય સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ છે' એવી સ્મૃતિ થઈ આવી. ત્યારપછી વર્ણિવેષધારી સુત શ્રીહરિને 'આ શ્રીકૃષ્ણ નારાયણ છે' એવો દૃઢ નિશ્ચય કરીને, મનમાં અત્યંત આનંદ પામીને, ભગવાન્ વિનાનાં તમામ વસ્તુઓમાં તીવ્ર વૈરાગ્ય પામીને, પર્યંકમાંથી ઉઠીને બે હાથ જોડી પ્રણામ કરીને, પુત્ર શ્રીહરિકૃષ્ણનાજ શરણને પામીને, પુત્રની પાસેજ બેસીને સંસારમાંથી મુક્તિ મેળવવાની મનીષાથી આત્યંતિક નિ:શ્રેયસનો ઉપાય (પ્રથમ સંક્ષેપમાં સાંભળ્યો છે પણ ફરીથી વિસ્તારપૂર્વક જાણવામાટે) પુછવા લાગ્યાં ॥૪૪-૪૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે વિદ્યાધ્યયન-સામાન્યદીક્ષાગ્રહણ-અસુરયૂથનિઘાતનિરૂપણનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

श्रीहरिर्जयति ।

# हरिगीता-पञ्चाध्यायी.

सुव्रत उवाच—सर्वसद्गुणसम्पन्ना माता प्रेमवती हरिम् । नारायणावतारं स्वं पुत्रं प्रोवाच भूपते ! ॥१॥ प्रेमवत्युवाच—नमस्तुभ्यं भगवते हरये कष्टहारिणे । नारायणाय ऋषये प्रपद्याय मुमुक्षुभिः ॥२॥

## [1]અધ્યાય ૩૨ મો.

આ ગીતા જેમણે નૃનાટ્ય પ્રકટ કર્યું છે એવા શ્રીહરિએ સ્વજનનીના અતિ ઉગ્ર ભવદાવાનળના તીવ્ર તાપને શમાવવામાટે ગાન કરેલી છે આ હરિગીતાને શ્રદ્ધાપૂર્વક હૃદયમાં ધારણ કરે તો ધર્મતનય ભગવાન્ શ્રીહરિમાં કલ્યાણકારિણી દૃઢ ભક્તિ તત્કાળ આપેછે ॥૧॥ આ હરિગીતામૃતરૂપ નદીનો પ્રવાહ સર્વ સંતાપને શમાવનારો, સર્વ કોઇએ સુખેથી પામવા યોગ્ય છે, માટે અમૃતના અર્થિઓએ આનું સદા સેવન કરવું ॥૨॥ પોતાવિષે ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સહિત એકાંતિકી ભક્તિ દૃઢ કરવામાટે શ્રીહરિએ માતાના મિષથી આ જ્ઞાનગીતા ભૂમિ ઉપર ગાન કરેલી છે ॥૩॥

**સુવ્રતઋષિ** કહેછે—હે પ્રતાપસિંહ ભૂપતે ! અદ્રોહ-અનસૂયા-મૈત્રી-કરૂણા-સુશીલતા આદિક સર્વ સતોના સદ્ગુણોએ સપન્ન એવાં પ્રેમવતી (પુત્રરૂપ ભગવાનમાં ગાઢ પ્રેમ હોવાથી સાર્થક સંજ્ઞાવાળાં અથવા પતિમાં પ્રેમપ્રકર્ષ પેખીને શ્વસુરે પ્રેમવતી નામથી બોલાવેલાં ) માતા જગતના અનુગ્રહ અર્થે અવતરેલા સાક્ષાત્ નારાયણ પોતાના પુત્ર શ્રીહરિ પ્રત્યે પુછવાના અર્થી પુછવા માટે બોલ્યાં ॥૧॥ **પ્રેમવતી** કહેછે—તમો માયાથી મોહ પમાડતા થકા પુત્રભાવથી પ્રકટ્યા છો પણ તમો હાલમાં મારા 'મુમુક્ષુઓએ સમાશ્રય કરવા યોગ્ય, સકળ સકટને સહરનારા, સર્વ પાપને હરનારા, સર્વ કલ્યાણગુણે સંપન્ન, સાક્ષાત્ નારાયણ ભગવાન્ છો' એમ બરોબર ઓળખ્યામાં આવ્યા છો. આવા શ્રીહરિ આપને હું નમસ્કાર કરૂંછું ॥૨॥

૧ આ અધ્યાયમા શ્રીહરિએ ભક્તિ માતાને સાધુઓનાં લક્ષણો અને તેમના સમાગમનો મહિમા વર્ણવ્યો છે.

अज्ञानस्य निवृत्तिः स्यान्मायाख्यस्य यथाञ्जसा । हरे ! संसृतिमूलस्य तथा मामनुशाधि भोः ! ॥३॥ ग्राम्यसौख्यविरक्तोऽहं त्वां प्रपन्नोऽस्मि सन्मते ! । अतो मुमुक्षवे मह्यं वक्तुमर्हसि यद्धितम् ॥४॥ जानामि त्वामहं साक्षान्नारायणमृषिं प्रभुम् । कृतावतारं क्षेमाय भूतले सर्वदेहिनाम् ॥५॥ स त्वं ममाज्ञानमपाहराशु यथा तमोऽर्कः प्रकटप्रतापः । स्वमायया गोपितदिव्यभावः सम्प्रा-

---

હે હરે ! મારા સસ્રૃતિના મૂળભૂત, માયા નામના અનાદિ અજ્ઞાનની નિવૃત્તિ અનાયાસથી-જલદી જે પ્રકારે થાય તે પ્રકારે મને ઉપદેશ કરો ॥૩॥ હે સન્મતે ! હું ગ્રામ્ય સુખાભાસથકી તીવ્ર વૈરાગ્ય પામીને, અખંડ સુખની સ્પૃહા કરીને, ભવબધનથકી મુકાવાની ઇચ્છાથી પરમકારૂણિક આપના શરણને પામીછું, માટે મને મારા હિતને કરનારૂં જે સાધન હોય તે કહેવાને યોગ્ય છો ॥૪॥ હે ભગવન્ ! હું તમોને પ્રભુ-કર્મવશ્ય નહિ અથવા અક્ષરાદિ સર્વના પ્રશાસનમાં સમર્થ, નારાયણઋષિ-સ્વતઃ સર્વને સર્વદા સાક્ષાત્કાર કરનારા નારાયણ, ભૂતળ ઉપર સર્વ દેહિઓના આત્યતિક ક્ષેમ માટે ધારણ કર્યો છે અવતાર જેમણે, એવા સાક્ષાત્ સ્વય શ્રીકૃષ્ણ જાણુંછું 'नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप' એમ ભાગવતમાં કહ્યુ છે ॥૫॥ જેમ પ્રકટપ્રતાપ-અતિ ઉજ્જ્વળ સહસ્ર કિરણોવાળો સૂર્ય તુરત તમને હરેછે, તેમ પ્રકટપ્રતાપી તમો મારા અનાદિ અજ્ઞાન તમને તત્કાળ હરો 'વિજ્ઞાનરૂપ પ્રકાશથી અજ્ઞાનરૂપ અધકારની નિવૃત્તિ થાયછે, વિજ્ઞાનતો એક પોતાનાથીજ સપાદન કરી શકાયછે, તેમાં બીજા મારાથી શું થઈ શકે ?" એમ કહેશો નહિ, કેમકે તમો પોતાની માયાથી ગોપિતદિવ્યભાવ છો, એટલે પરમાત્મા આપના સ્વરૂપનું વિજ્ઞાન યોગિઓનેપણ અગમ્ય છે, કારણ કે માયારૂપી પડદાથી તમારો બધો દિવ્યભાવ તમોએજ ઢાંકી દીધો છે. આ ગુણમયી દૈવી તમારી માયા દુરત્યય છે જે તમારા શરણને પામે છે તે આ માયાને તરેછે.. શરણવરણથી પ્રસન્ન થએલા આપેજ આવિષ્કાર કરેલા સ્વસ્વરૂપને પ્રકાશ કરનારા વિજ્ઞાનરૂપ પ્રકાશથી યોગિઓનો પણ અજ્ઞાનઅધકાર વિનાશ થાય છે. માટે દશ—અજ્ઞાનનિવા-

र्थयामीति भवन्तमीशम् ॥६॥ सुव्रत उवाच—एवं जनन्या प्रणयेन पृष्टो हरिः स्वतःसिद्धविशुद्धबोधः। मुमुक्षवेऽध्यात्मिकशास्त्रमाद्यं प्रीतः स तस्यै नृपते! जगाद ॥७॥ श्रीहरिरुवाच—शृणु मातर्हितं वच्मि भवत्यै शास्त्रसम्मतम्। मुमुक्षवे विरक्तायै निर्णीतं वेदवेदिभिः ॥८॥ श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः। स

---

रणुमां समर्थ એવા આપના શરણુને પામીને હું પ્રાર્થના કરૂંછું ॥૬॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે! એવી રીતે માતા પ્રેમવતીએ પરમ પ્રેમથી પુછેલા, સ્વતઃ-સ્વભાવથીજ, સિદ્ધ-વિદ્યમાન, વિશુદ્ધ-સદાતિશુદ્ધ, બોધ-જ્ઞાન જેમને છે, (આવો બોધ બદ્ધ જીવોમાં હોતો નથી. મુક્તો શુદ્ધ બોધવાળા થાયછે પણ સ્વભાવથી નથી નિત્યમુક્તો પણ ભગવાનની ઇચ્છાને આધીન નિર્મળજ્ઞાનવાળા છે. માટે સ્વતઃસિદ્ધ નિર્મળ વિજ્ઞાનવાળા તો ભગવાન્ એકજ છે 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' એમ શ્રુતિએ કહ્યુંછે) એવા શ્રીહરિએ પ્રસન્ન થઇને મુમુક્ષુ માતા ભક્તિને આદ્ય-અન્ય વિદ્યાઓની અપેક્ષાએ અતિ શ્રેષ્ઠ હોવાથી સનાતન એવા આધ્યાત્મિક શાસ્ત્રનો અવબોધ આપ્યો. આત્મા-સર્વના શરીરી પરમાત્માને અધિકાર કરીને પ્રવર્તેલું ઉપનિષદાદિરૂપ શાસ્ત્ર તે અધ્યાત્મશાસ્ત્ર કહેવાય, તેનાથી જાણવા યોગ્ય વિજ્ઞાન તે આધ્યાત્મિક શાસ્ત્ર કહેવાય અથવા-આત્મા-જીવાત્મામાં સત્સંગથી ઉત્પન્ન થતું સ્વધર્મ-આત્મા-પરમાત્મા-વૈરાગ્ય-ભક્તિનું જે જ્ઞાન તે આધ્યાત્મિક કહેવાય, તેનું શાસ્ત્ર એટલે તેને બોધ કરનારૂં શાસ્ત્ર તે આધ્યાત્મિક શાસ્ત્ર કહેવાય. આવા આધ્યાત્મિક શાસ્ત્રનો બોધ આપવા લાગ્યા ॥૭॥ હે માતઃ! વેદતાત્પર્યને યથાર્થ જાણનારા વ્યાસાદિક મુનિઓએ જે નિઃશ્રેયસ માટે નિશ્ચય કરેલું છે તથા તત્ત્વપ્રતિપાદનપરાયણ સચ્છાસ્ત્રો જેને બોધ કરેછે એવું ઉત્તમ જે હિત છે તે મોક્ષની આકાંક્ષાવાળાં, તીવ્ર વૈરાગ્યવાળાં, માટેજ અધિકારી થએલાં એવાં તમોને હું કહુંછું, તેને સાવધાન મનથી સાંભળો ॥૮॥ હે માતઃ! જેને સર્વમાં અંદર બહાર વ્યાપીને રહેલા હોવાથી વિષ્ણુ કહેછે 'यस्माद्व्याप्तं जगत्तेन तस्माद्विष्णुरिति स्मृतः' એવી સ્મૃતિ છે. જેને ક્ષર અક્ષર પુરુ-

एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभिः ॥९॥ तस्यैव मायया लोको

પની અપેક્ષાએ સ્વરૂપ-સ્વભાવ ગુણ-વિભૂતિ-વિગેરે વડે વિલક્ષણ હોવાથી **પુરૂષોત્તમ** કહેછે 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम. । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' એમ ગીતામાં કહ્યું છે. જેને હેયપ્રત્યનીકત્વ (નિર્દોષ) અને કલ્યાણગુણૈકાશ્રયત્વરૂપ ઉભયલિંગને લીધે ભગવાન્ કહેછે 'शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते । मैत्रेय ! भगवच्छब्दः सर्वकारणकारणे ॥ ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥' એમ સ્મૃતિમાં કહ્યુંછે. આ અર્થ 'न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि' આ સૂત્રમાં સ્પષ્ટ કર્યોછે. એવા જે સાક્ષાત્ કૃષ્ણ-અક્ષરધામમાં અખંડ વિરાજમાન આનંદમય છે એજ મુમુક્ષુજનોએ સર્વભાવથી-સર્વાત્મભાવનાથી અથવા એકાંતિકભાવથી સદા સેવવા યોગ્ય છે. (પરમાત્મા સર્વના અંતરાત્મા હોવાથી તેનાથી એકપણ અનાત્મક (જેના આત્મા ન હોય એવું) નથી એવી તાત્વિક સ્થિતિ જાણીને 'स एवेदं सर्वं' 'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत' 'इदं हि विश्वं भगवान्' આ શ્રુતિ સ્મૃતિમાં કહ્યા મુજબ 'આ સર્વ જગત્ ભગવાનજ છે' એવી સર્વાત્મભાવનાથી ભજનીય છે. અથવા-બહુ મુમુક્ષુઓ 'આ પ્રિય છે આ પ્રિય છે' એમ માનીને દૃષ્ટ અદૃષ્ટ એવાં પત્ની-પુત્ર-પશુ-સ્વર્ગાદિકને સેવેછે. મુમુક્ષુઓએતો એમ નહિ સેવતાં 'वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः' આમાં કહ્યા મુજબ 'તે સર્વ પ્રિયમાત્ર મારે તો તે શ્રીકૃષ્ણ ભગવાનજ છે' એમ માનીને ભોગ્ય ભોગોપકરણાદિ સર્વભાવથી ભગવાનજ સેવનીય છે. આવું જે સેવન છે એજ નિરતિશય પ્રેમરસથી વ્યાપ્ત થતાં જ્ઞાનની અતિ ઉત્તમ દશાને પામેછે. આવી ભાવના પ્રાર્થનીય છે પણ સર્વસુલભ નથી 'या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी । त्वामनुस्मरतः सा मे हृदयान्माऽपसर्पतु' એવી રીતે પ્રહ્લાદાદિક મહાત્માઓનો પ્રાર્થનાપ્રકાર સ્મૃતિમાં કહ્યો છે. ભગવાન્ આનંદમય હોવાથી એમનામાં સમુદ્રમાં ગાયનું પગલું જેમ આવી જાયછે એમ પ્રાકૃત ઔપાધિક સુખલેશનોપણ સંબંધ સંભવેછે એટલે સમગ્ર વિષય સુખોપણ આવી જાયછે માટે તત્ત્વાંશમાં કશો વિલોપ

मोहितो याति संसृतिम् । अतस्तं ये प्रपद्यन्ते तां तरन्ति त एव

નથી એટલે 'ભગવાનમાંજ પ્રિય પુત્રાદિક સર્વનુ સુખ કહીએ તો પછી તત્ત્વજ્ઞાનની વ્યવસ્થાજ રહે નહિ' એવી શકાનો અવકાશ નથી કેમકે ભગવાન્ આનદમય છે જેથી એમના આનદમાં તમામ આનદો આવી જાયછે આવી રીતે સર્વ ભાવથી ભગવાનને સેવવા) ॥૯॥ 'તમો જે સર્વભાવથી કૃષ્ણસેવન કરવાનુ કહો છો તે અનાદિકાળથી અનુવર્તતી વિપરીત વાસનાથી જેના મન પરાભવ પામી ગયાં છે એવા પુરૂષોને દુર્ઘટ છે?' એવી શકા થાય તો તે સત્ય છે. તથાપિ જેની માયાથી મોહ પામેલો આ જન વિપરીત વાસનાના આવેશવાળો થાયછે, તે ભગવાનની શરણાગતિથી તેવી સર્વાત્મભાવના સિદ્ધ થાયજ, એમ આ શ્લોકથી કહેછે—તે શ્રીકૃષ્ણની માયાથીજ મોહિત થએલો આ લોક સસારને પામેછે, માટે તે શ્રીકૃષ્ણને જે પુરૂષો 'મારેતો તમોજ એક શરણ છો માટે વિપરીત વાસનાને ઉદય કરનારી તમારી માયાને ટાળી નાંખો' એ રીતે પ્રપત્તિ–શરણાગતિ કરેછે તેજ પુરૂષો તેમની મનોવૃત્તિમા રહેલા ભગવાન્ તેમના અજ્ઞાનથી થએલા વિષયપરાયણતારૂપ તમને નાશ કરેછે એટલે પૂર્વોક્ત પ્રકારની બ્રહ્માત્મભાવના તેમનામા ઉદય થતાં તેમનું આત્યતિક માયાતરણ થાયછે 'नमस्तस्मै भगवते कृष्णायाकुण्ठमेधसे । यन्मायामोहितधियो भ्रमाम. कर्मवर्त्मसु ॥' 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥' એમ કહ્યુ છે ॥૧૦॥ 'સર્વભાવથી સેવવા' એમ સામાન્યપણે સેવન કહ્યુ છે પણ તે સેવન ભક્તિના રૂપને પામેલુ એટલે પ્રીતિપૂર્વક જોઇએ અને ધર્માદિ અગવાળુ જોઇએ, એમ વિશેષ વિધિથી કહેછે—અથવા– 'સર્વભાવથી સેવવા' એમ કહેવા ઉપરથીજ જે સેવન છે તે પ્રીતિરૂપાપન્ન ભક્તિયોગ છે એમ સિદ્ધ થાયછે, આવા ભક્તિયોગમાં ધર્માદિક તો અગમાત્ર છે, એમ વિધિથી હવે કહેછે—તે શ્રીકૃષ્ણ એક ભક્તિથીજ સેવનીય છે તે ભક્તિ તો ધર્માદિકના આચરણ વિના નજ સિદ્ધ થાય ધર્મતો ફળાદિ અભિસધિ રાખ્યા વિના પળાતો સ્વવર્ણાશ્રમોચિત આચાર જાણવો, એવા ધર્મથી વૈરાગ્ય–વિષયવિતૃષ્ણા થાય તેથી પરમાત્મવિજ્ઞાનની સિદ્ધિ થાય.

दि ॥१०॥ सतां सङ्गेन बुद्ध्वाऽऽदौ तन्माहात्म्यं तदात्तया। स्वधर्म-

तेथी भगवानमां भक्तियोग थाय. भक्तिमां प्रधान कारण तो परमात्मानुं माहात्म्यज्ञान छे, आवुं माहात्म्यज्ञान सत्पुरुषोना समागमथी थाय, आवा अनुक्रमथी प्रथम सत्सगथी भगवन्माहात्म्य जाणी, तेनाथी प्राप्त थएली स्वधर्म-ज्ञान-वैराग्ये अनुग्रह करेली भक्तिथी श्रीकृष्णनी सेवा करवी. आ सर्व अर्थ तेते स्थळे वर्णव्यो छे—सत्संगज भगवद्भक्तिमां हेतु छे-'भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः। सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः' 'प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः। स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम्' 'सतां प्रसङ्गान्मम...श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति' 'नित्यं भागवतसेवया। भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी' 'सत्सङ्गलब्धया भक्त्या स हि मां यो निषेवते' 'नैषां मतिस्तावदुरुक्रमाङ्घ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः। महीयसां पादरजोभिषेकं निष्किञ्चनानां न वृणीत यावत्' इत्यादि. सत्संगनो महिमा तो भागवतना एकादश स्कंधमां 'न रोधयति मां योगो...सत्सङ्गान्मामुपागताः' इत्यादिकथी कह्यो छे. माहात्म्यज्ञानथी भक्तिनी अभिवृद्धि कही छे 'एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः। सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः' 'त्वत्तः कमलपत्राक्ष! माहात्म्यमपि चाव्ययम्' 'अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते। इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः' 'माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः। स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा' इत्यादि. भगवानने भक्तिथीज सेववानुं कहेछे— 'भज मां भक्तिभावतः' 'मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते' 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन' 'भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः' 'प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' 'भक्त्या तुतोष भगवान् गजयूथपाय' 'भक्त्यैकलभ्ये पुरुषे पुराणे' 'भक्त्याहमेकया ग्राह्यः' इत्यादि. भक्तिमां धर्म ज्ञान वैराग्य अंग कह्यां छे—'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' 'इति मां यः स्वधर्मेण भजेन्नित्यमनन्यभाक्' 'स इत्थं भक्तियोगेन तपोयुक्तेन पार्थिवः। स्वधर्मेण हरिं प्रीणन्' 'स्वधर्ममनु-

ज्ञानवैराग्ययुजा भक्त्या स सेव्यताम् ॥११॥ युक्ताङ्गैस्तु स्वधर्माद्यैस्त्रिभिर्भक्तिर्महाव्रते ! । क्वापि केनापि विघ्नेन नैवेह प्रतिहन्यते ॥१२॥ एतेष्वेकतमेनापि सा हीनाङ्गेन चेद्भवेत् । देशकालादिवैषम्ये तस्यां विघ्नो भवेद्ध्रुवम् ॥१३॥ कार्यकारणरूपाया मायाया

---

तिष्ठन्तो भगवत्सर्पिताशया' 'य स्वधर्मेण मां नित्य निराशी श्रद्धयाऽन्वित । भजते शनकैस्तस्य मनो राजन् प्रसीदति' 'यद्भक्तियोगोऽभयद स्वधर्ममनुतिष्ठताम्' 'धर्मो मद्भक्तिकृत्प्रोक्त' 'वासुदेवे भगवति भक्तिमुद्वहतां नृणाम् । ज्ञानवैराग्यवीर्याणां नेह कश्चिद्व्यपाश्रय ॥' 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' 'हित्वात्मपात गृहमन्धकूप वन गतो यद्धरिमाश्रयेत' 'हित्वा गृह सस्रुतिचक्रवाल नृसिंहपाद भजताकुतोभय' ઇત્યાદિ ॥११॥ 'સ્વધર્માદિ સાધનોની સર્વદા અનુવૃત્તિ નથી, વિવિદિષા કે વેદન કે ભક્તિને ઉત્પન્ન કરીને સ્વયં કૃતકૃત્ય થવાથી નિવૃત્તિ પામી જાય છે?' એવી શંકામાં કહેછે—હે મહાવ્રતે ! ઉત્પન્ન થએલી પણ ભક્તિ કોઈ પણ વિઘ્ન-પાપથી પરાભવ પામી જાયછે તો એના અવિચ્છેદ માટે સ્વધર્માદિકની અનુવૃત્તિ પ્રયાણપર્યંત અપેક્ષિતજ છે માટે ઉત્તરોત્તર પરિણામ પામતા (ધર્મથી વૈરાગ્ય, વૈરાગ્યથી જ્ઞાન) ધર્માદિ ત્રણ અંગોએ યુક્તજ એવી ભક્તિતો ક્યારેયપણ કોઈપણ વિઘ્નથી આ લોકમાં પરાભવ પામતી નથી ધર્માદિક ભક્તિના અંગ છે આ વાત આગળ નારાયણગીતામાં કહેશે આ ત્રણ અંગોમાંથી હરકોઈ એક અંગનો પણ વિલોપ થાય તો અંગની વિકળતાને લીધે નિષ્પન્નભક્તિયોગવાળાને પણ દેશ કાળાદિકની વિષમતાને લીધે ભક્તિમાં નિશ્ચે ઉપરોધ થાયછે આ ઉભય અર્થ સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યોછે— "स्वधर्मज्ञानवैराग्यभूषाजुष्टा तु येऽच्युते । अनन्यभक्तिं साध्वीयस्तुरेकान्तिका हि ते ॥ सुरूपापि यथा नारी वस्त्रालङ्कारवर्जिता । न शोभते तथा भक्तिर्धर्मादिरहिता नृणाम् ॥ देशकालस्वभावादे क्वचिद्वैषम्यसम्भवे । धर्मादिवर्जिता भक्तिस्तिरोधत्ते तद्विघया ॥ युक्ता धर्मादिभि सा तु क्वापि विघ्नैर्महत्स्वपि । भजता नाभिभूयेत ह्यमार्गैरद्रिराडिव ॥" ઇત્યાદિ ॥१२-१३॥ મનુષ્યોને કાર્યકારણરૂપ-વાસના અને તેના કાર્યરૂપે કરીને ચક્રની માફ

सर्वथैव तु । विनिवृत्तिस्तयैव स्यान्नान्योपायेन वै नृणाम् ॥१४॥ तस्यां तु विनिवृत्तायां शुद्धः कृष्णस्य सेवकः । परमं याति तद्धाम यद्ब्रह्मेत्याहुरागमाः ॥१५॥ अनन्तं चाक्षयं तस्मिन्कालमायाभयोज्झिते । धाम्नि सौख्यं समाप्नोति स्वमनोवाञ्छितं च सः ॥१६॥ सुव्रत उवाच—वेदशास्त्रपुराणानां पञ्चरात्रागमस्य च । सिद्धान्तं

નિરંતર પ્રવર્તતી માયાની સર્વથા–આત્યંતિક વિનિવૃત્તિતો ધર્માદિ ત્રણ અંગે સહિત એવી ભક્તિથીજ થાય. તેની નિવૃત્તિનો ઉપાય બીજો કોઈપણ નથી 'प्रायेण भक्तियोगेन सत्सङ्गेन विनोद्धव ! । नोपायो विद्यते सध्र्यङ् प्रायणं हि सतामहं' 'न युज्यमानया भक्त्या भगवत्यखिलात्मनि । सदृशोऽस्ति शिवः पन्था योगिनां ब्रह्मसिद्धये' ઇત્યાદિ કહ્યું છે ॥૧૪॥ તે માયાની વિનિવૃત્તિ થતાં એટલે વિમોહનવ્યાપાર વિરામ પામતાં તો શુદ્ધ થએલો આ કૃષ્ણભક્ત તેના પરમધામને પામેછે, જે ધામને નિગમો 'બ્રહ્મ' એમ કહેછે, એ ધામ પરમાનંદના આસ્પદરૂપ અને અપુનરાવૃત્તિરૂપ છે. તેનો અંત–પરિચ્છેદ નથી. તેમ તેનો પરિક્ષય નથી માટે અનંત અક્ષય કહેછે. જેમાં કાળ માયા પોતાનું કાર્ય કરવા સમર્થ થતાં નથી. તેમાં ન મળે એવું કાંઈ પણ સુખ નથી, તમામ મનોવાંછિત અનંત અક્ષય સુખને પામેછે. તેમાં શ્રુતિ છે–'स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति' અનવધિક આનંદમય પરબ્રહ્મ પુરુષોત્તમ પ્રાપ્ય છે. તેમાં સમુદ્રમાં ગાયનું પગલું આવી જાયછે એવા ન્યાયથી સર્વ સુખસંપત્તિ સુગમ છે. આ બે શ્લોકના અર્થમાં શ્રુતિસ્મૃતિનાં પ્રમાણો છે–'दिव्ये ब्रह्मपुरे ह्येष [redacted] व्योम्न्यात्मा प्रतिष्ठितः'। 'एतत्सत्यं ब्रह्मपुरं' 'तदक्षरे परमे व्योमन्' 'स वेदैतत्परमं ब्रह्मधाम यत्र विश्वं निहितं भाति शुभ्रं' 'तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः' 'प्राप्याथध्यं ब्रह्मपुरं राजेव स्यामहं सुखी' 'क्षेमं विन्दन्ति मत्स्थानं यद्ब्रह्म परमं विदुः' 'ब्रह्माख्यं धाम ते यान्ति' 'न यत्र कालोऽनिमिषां परः प्रभुः' 'प्रवर्तते यत्र रजस्तमस्तयोः सत्त्वं च मिश्रं नच कालविक्रमः । न यत्र माया किमुतापरे हरेरनुव्रता यत्र सुरासुरार्चिताः' ઇત્યાદિ ॥૧૫-૧૬॥ સુવ્રતઋષિ કહેછે–હે રાજન્ ! વેદો અને તેના અર્થના વિચારરૂપ શાસ્ત્રો,

पुत्रवाक्यं सा श्रुत्वोवाच पुनः प्रसूः ॥१७॥ प्रेमवत्युवाच—सर्वशा-
स्त्रार्थतत्त्वज्ञ ! सिद्धान्तोऽयं त्वयोदितः । साङ्गया कृष्णभक्त्यैव
मायाया यन्निवर्तनम् ॥१८॥ तदेतत्तत्त्वतः सर्वं विविरत्सामि महा-
मते ! । योपाया मे यथा बोधः स्यात्तथा वक्तुमर्हसि ॥१९॥ हरे-
र्माहात्म्यबोधाद्या स्वधर्माद्यङ्गसंयुता । भक्तिः प्राप्या यतस्तेषां
ब्रूहि लक्ष्माणि मे सताम् ॥२०॥ धर्मादीनां लक्षणानि विविच्य च
पृथक् पृथक् । ब्रूहि मे तत्त्वतः कृष्ण ! सर्वज्ञोऽस्ति यतो भवान्
॥२१॥ सुव्रत उवाच—जनन्येत्थं स आपृष्टः पुरातनमुनिर्हरिः । तामु-
वाचाद्दतस्तस्याः सद्धर्मादिविवित्सया ॥२२॥ श्रीहरिरुवाच—समी-

---

પુરાણો અને પાંચરાત્રાદિકના સિદ્ધાંતને બોધ કરનારૂં પુત્ર શ્રીહરિનું આવું વચન જનની ભક્તિ સાંભળીને ફરીથી એમ પુછવા લાગ્યાં-॥૧૭॥ પ્રેમવતી પુછેછે–હે હરે ! તમો સકળ સચ્છાસ્ત્ર તાત્પર્ય તત્ત્વને જાણોછો. 'અંગસહિત કૃષ્ણભક્તિથીજ માયાની નિવૃત્તિ થાય, બીજા કશાથી પણ ન થાય' એમ જે કહ્યું તે તમોએ સિદ્ધાંત કહ્યોછે. અથવા તમોએ જે આ અર્થ કહ્યો તે સર્વ શાસ્ત્રાર્થતત્ત્વનો સિદ્ધાંત છે ॥૧૮॥ હે મહામતે ! ભગવાનનો મહિમા પ્રથમ જેમાં છે એવી ધર્માદિ અંગયુક્ત ભક્તિ જેના થકી પામવાની કહી એવા સાધુઓનાં લક્ષણો તથા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનાં લક્ષણો, આ સર્વને હું યથાર્થપણે જાણવા ઇચ્છુંછું. માટે હે કૃષ્ણ ! તેનું જુદુ જુદુ વિવેચન કરીને, જે રીતે સ્ત્રીજાતિ સ્વભાવને લીધે અને અધ્યયનાદિ સંસ્કારના અભાવને લીધે શાસ્ત્રજ્ઞાને રહિત એવી પણ હું આ સર્વ સુખેથી યથાર્થપણે સમજી શકુ તે રીતે મને કહેવાને યોગ્ય છો, કેમકે તમો સર્વજ્ઞ છો, આ અર્થનો સમર્થ વક્તા બીજો કોઈ નથી ॥૧૯-૨૧॥ સુવ્રતઋષિ કહેછે–હે રાજન્ ! એવી રીતે જનનીએ પુછ્યું એટલે પુરાતન-સર્વના આદિભૂત મુનિ ( નારાયણઋષિની પેઠે નૈષ્ઠિકવર્ણિવેષધારી ) ભગવાન્ શ્રીહરિ માતાને સ્વધર્માદિક જાણવાની ઇચ્છા થઈ તેથી તેમની ઉપર બહુ આદરભાવવાળા થઈને તેમના પ્રત્યે બોલ્યા ॥૨૨॥

શ્રીહરિ કહેછે–હે માતઃ ! જે તમોએ પુછ્યું તેતો બહુ સમીચીન

कारिणः ॥२९॥ निर्भया निरपेक्षाश्च द्यूतादिव्यसनोज्झिताः । श्रद्धालव उदाराश्च तपोनिष्ठा निरेनसः ॥३०॥ त्यक्तग्राम्यकथावार्ताः सच्छास्त्रव्यसनास्तथा । विषयासक्तिरहिता आस्तिकाश्च विवेकिनः ॥३१॥ मद्यमांसादिसंसर्गरहिताश्च दृढव्रताः । पैशुन्यस्तैन्यहीनाश्च परगुह्याप्रकाशकाः ॥३२॥ जितनिद्रा जिताहाराः सन्तुष्टाः स्थिर-

કનો ઉપકાર કરવાના સ્વભાવવાળા. બ્રહ્માત્મસાક્ષાત્કાર કરવાથી ભયપ્રસંગે રહિત. આત્માથકી વ્યતિરિક્ત કોઈપણ પદાર્થની અપેક્ષાએ રહિત. દ્યૂતાદિ વ્યસનિઓના સંગે રહિત. ( પોતાને તો વ્યસન કરવાનો પ્રસંગજ નથી ) આત્મા પરમાત્માનો અવબોધ આપનારા શાસ્ત્રાર્થમાં શ્રદ્ધાવાળા. ઉદાર-અલ્પ પરિચર્યાથીપણ અનલ્પ નિઃશ્રેયસના ઉપાયનો અવબોધ આપનારા હોવાથી અથવા-આત્માદિ સર્વસ્વ ભગવાનને અર્પણ કરનારા હોવાથી અથવા-ક્ષમાદિ ગુણોથી મોટા હોવાથી ઉદાર. ભગવત્પ્રસન્નતામાટે વ્રત ઉપવાસ કૃચ્છ્રાદિ તપમાં નિષ્ઠાવાળા. માટેજ પાપપ્રસંગે રહિત ॥૨૯॥ ॥૩૦॥ ગ્રામ્ય કથાવાર્તાનો ત્યાગ કરનારા. ( અસત્ આલાપે રહિત ) સચ્છાસ્ત્રોનુંજ એક પરિશીલન કરવાના સ્વભાવવાળા. વિષયવ્યાસક્તિએ વિરહિત. આસ્તિક-આત્મા પરમાત્મા અને તેની પ્રાપ્તિનાં સાધનોમાં આસ્તિકતા ( દૃઢ વિશ્વાસ )વાળા. આત્મા અનાત્માના વિવેકવાળા. પરંપરાએપણ મદ્ય માંસ પલાંડુ લશુન આદિકનો સંસર્ગ નહિ કરનારા. ( સાક્ષાતનો તો પ્રસંગજ નથી ) દૃઢ વ્રત-નિયમવાળા. ચાડીયાપણું, ચોરી અને પરગુહ્યનો પ્રકાશ એ આદિક પરને અનર્થ કરનારી પ્રવૃત્તિથકી વિમુખ વર્તનારા ॥૩૧॥ ॥૩૨॥ નિદ્રા જેમણે વશ કરી છે. આહાર જેમણે જીત્યો છે. ( યુક્તાહાર-મિતાહાર ) આત્મલાભથીજ સદા સંતુષ્ટ અથવા પ્રારબ્ધાનુસારે પ્રાપ્ત થતા અન્ન વસ્ત્રાદિકમાં અલંબુદ્ધિ રાખનારા. આત્માવિષેજ સ્થિર બુદ્ધિવાળા અથવા સ્વધર્મમાં સ્થિર બુદ્ધિવાળા. અહિંસામય સર્વ વૃત્તિ જેમની છે. તૃષ્ણાએ વર્જિત. સુખ દુઃખમાં સમાન મતિવાળા એટલે આત્મૌપમ્યથી બીજાના સુખદુઃખમાં પણ સમદર્શી 'आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ! । सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः' એમ ગીતામાં

बुद्धयः । अहिंस्रवृत्तयोऽतृष्णाः सुखदुःखसमास्तथा ॥३३॥ अकार्येलज्जाः स्वश्लाघान्यनिन्दाभ्यां विवर्जिताः । यथोक्तब्रह्मचर्याश्च यमैश्च नियमैर्युताः ॥३४॥ जितासना जितप्राणाः श्रीकृष्णाङ्घ्रिदृढाश्रयाः । कृष्णभक्तिपरा नित्यं कृष्णार्थसकलक्रियाः ॥३५॥ अवतारचरित्राणि कृष्णस्यानुदिनं मुदा । शृण्वन्तः कीर्तयन्तश्च कृष्णध्यानपरायणाः ॥३६॥ अयातभगवद्भक्तिवर्जितक्षणमात्रकाः । एवं लक्षणसम्पन्ना ज्ञेयाः सन्तस्त्वयानघे ! ॥३७॥ एतेषामेव सङ्गेन साङ्गा भक्तिर्मुमुक्षुभिः । कृष्णस्य प्राप्यते नूनं माहात्म्यज्ञानपूर्विका ॥३८॥

---

કહ્યુ છે પ્રાભાદિક એવાપણ અકાર્યના પ્રસગમા લજ્જાવાળા પોતાની પ્રશસા અને અન્યની નિંદાએ વર્જીત (નહિ કરનારા) યથોચિત બ્રહ્મચર્યમા નિષ્ઠાવાળા અહિંસાદિ દ્વાદશ યમો અને શૌચાદિ દ્વાદશ નિયમોએ સપન્ન ॥૩૩-૩૪॥ આસન તથા પ્રાણ જેમણે જીત્યા છે, અર્થાત્ યોગોપકરણથી પરિપૂર્ણ યોગના ફળભૂત શ્રીકૃષ્ણભક્તિએ સપન્ન શ્રીકૃષ્ણનાજ એક ચરણકમળના દઢ આશ્રયવાળા નિરતર શ્રીકૃષ્ણની સેવામા ઉપયોગ થાય એવી મદિર-બગીચા આદિક નિર્માણાદિરૂપ સમગ્ર ક્રિયા-દેહ ઇન્દ્રિયોના વ્યાપારો જેમના છે ભગવાનના વરાહાદિ અવતારોના પૃથ્વીઉદ્ધરણાદિ દિવ્ય ચરિત્રોનુ પ્રતિદિન પ્રહર્ષથી શ્રવણ તથા કીર્તન કરવામા તત્પર (શ્રવણભક્તિ બીજી સર્વ ભક્તિઓમા હેતુ છે, અને કીર્તનભક્તિ કલિયુગમા પ્રધાન છે માટે કરવાની ફરીથી કહી છે) ભગવાનનુ ધ્યાન એજ એક પરમ ફળ માનનારા. ભગવાનની ભક્તિ વિનાનો એક ક્ષણમાત્ર કાળપણ વૃથા નહિ નિર્ગમન કરનારા હે અનઘ ! નિર્દોષ માત ! આવા (૭૫) લક્ષણોએ સપન્ન જે હોય તે તમારે સંત-સાધુઓ જાણવા (સ્ફુટ પ્રતિપત્તિમાટે થએલી પુનરૂક્તિપણ દોષમાટે થતી નથી ઉપરના કેટલાક લક્ષણો ભાગવતમા કપિલગીતામા 'तितिक्षव कारुणिका' ઇત્યાદિકથી કહ્યા છે તથા એકાદશસ્કધમા 'कृपालुरकृतद्रोह' ઇત્યાદિકથી સાધુના ત્રીશ લક્ષણો કહ્યા છે) ॥૩૫-૩૭॥ મુમુક્ષુ મનુષ્યોને પૂર્વોક્ત લક્ષણવાળા સાધુઓના યથોચિત સમાગમથી માહાત્મ્યજ્ઞાનપૂર્વિકા સાગ ભક્તિ ભગવાનનેવિષે નિશ્ચે પ્રકટ થાયછે ॥૩૮॥

एभ्यः कृष्णावताराणां चरित्रश्रवणं भवेत्। अद्भुतानां चरित्राणां कृष्णस्य च भवेच्छ्रुतिः ॥३९॥ गोलोकाक्षरवैकुण्ठादिषु धामसु यत्प्रभोः। अनन्तमस्ति चैश्वर्यं तदप्येभ्योऽवगम्यते ॥४०॥ तथा क्षीरार्णवस्थस्य व्याप्तस्य ब्रह्मतेजसा। श्वेतद्वीपस्य माहात्म्यमेभ्य एवावगम्यते ॥४१॥ वृन्दावनस्य द्वारवत्या विशालायाश्च वुच्यते। अत्रस्थभगवद्धाम्नां माहात्म्यं चैभ्य एव हि ॥४२॥ पुलहाश्रममुख्यानां क्षेत्राणां महतामपि। गङ्गायम्यादितीर्थानां खण्डेऽस्मिन्भारते सताम् ॥४३॥ माहात्म्यं कृष्णसम्बन्धाद्यद्यदस्त्यद्भुतं सतः। तत्तच्चैभ्यः सर्वमपि ज्ञायते श्रोतृभिर्जनैः ॥४४॥ सद्भ्य एतच्छ्रुतेः कृष्णमाहात्म्यं सम्यगीयते। तेनैव भक्तिः कृष्णे स्यात्स्वधर्मादि-

સત્સંગથી ભક્તિની પ્રાપ્તિ થાય છે તેના પ્રકાર સાત શ્લોકથી કહેછે–હે માતઃ! ભક્તિમાં મૂળભૂત ભગવન્માહાત્મ્યજ્ઞાન તો પૂર્વોક્ત લક્ષણવાળા સત્પુરૂષોએ સંભળાવેલાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ અને તેમના અવતારાદિકનાં દિવ્ય અદ્ભુત ચરિત્રોના શ્રવણથી થાયછે. આ ચરિત્રોનું શ્રવણ બીજાઓથકી કરેલું ઉપયોગમાટે થતું નથી. આવા સંતોથકી કરેલું શ્રવણજ ભક્તિને વધારનારા માહાત્મ્યજ્ઞાનને વધારનારૂં થાય છે ॥૩૯॥ ગોલોક અક્ષર વૈકુઠ આદિક ધામોમાં પ્રભુ શ્રીકૃષ્ણનાં જે અપરિચ્છિન્ન ઐશ્વર્ય છે તેપણ સાધુઓથકીજ નિષ્કપટપણે મુમુક્ષુઓએ જાણી શકાય છે ॥૪૦॥ તથા ક્ષીરસાગરની સમીપે રહેલા, બ્રહ્મતેજથી વ્યાપ્ત એવા શ્વેતદ્વીપનું તથા ભૂલોકમાં રહેલાં વૃંદાવન, દ્વારકા, બદરિકાશ્રમ, આદિક ભગવાનનાં ધામોનું માહાત્મ્ય આ સંતોથકીજ તત્ત્વથી સાંભળી જાણી શકાય છે ॥૪૧-૪૨॥ આ ભરતખંડમાં રહેલાં પુલહાશ્રમ પ્રમુખ મહાક્ષેત્રો તથા સાધુજનોએ સેવવા ઇચ્છેલાં ગંગા યમુના આદિક તીર્થોનું માહાત્મ્ય તથા હે સતિ! સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણના વિચરણ વિગેરે સંબંધથી જે જે અદ્ભુત માહાત્મ્ય છે તે તે તમામ માહાત્મ્ય શ્રોતા મુમુક્ષુજનોને આ સંતોપાસેથીજ જાણવામાં આવેછે ॥૪૩-૪૪॥ સાધુઓથકી શ્રીકૃષ્ણ અને તેમના અવતારોનાં દિવ્યચરિત્રોના શ્રવણથી કૃષ્ણમાહાત્મ્યનું યથાર્થ જ્ઞાન

**भिरन्विता ॥४५॥ दृष्टाः स्पृष्टा नता वा कृतपरिचरणा भोजिताः पूजिता वा सद्यः पुंसामघौघं बहुजनिजनितं घ्नन्ति ये वै समूलम्।**

થાય છે એવા જ્ઞાનથીજ ભગવાનમા ધર્માદિ ત્રણેય અગે સહિત એવી ભક્તિ ઉપજેછે ॥૪૫॥ હવે પૂર્વોક્ત સલ્લક્ષણવાળા તે સતોનું સર્વાતિશયિત **માહાત્મ્ય** કહેછે–હે માત ! આવા સતોનો મહિમા કેનાથી કેવી રીતે સર્વથા વર્ણન કરી શકાય ? નજ કરી શકાય માટે હું સક્ષેપમાં સારમાત્ર જણાવુંછું–( પાઠક્રમની અપેક્ષાએ અર્થક્રમ બળવાન્ છે, માટે પૂજીત–ભોજીત–કૃતપરિચરણ–નત–સ્પૃષ્ટ–દૃષ્ટ એવો અન્વય કરીને અર્થ કરવો ) જે સતો એકવાર આદરપૂર્વક ચદનપુષ્પાદિકવડે પૂજન કરવાથી, કે કેવળ ક્ષુધા શાંતિ થાય એટલાજ ભોજનદાનથી, કે એકવાર કરેલી ચરણચાપવા–પથારીપાથરી આપવી વિગેરે પરિચર્યાથી, કે એકવાર હાથ જોડવારૂપ નમસ્કારથી, કે એકવાર કરેલા ચરણસ્પર્શથી કે એકવાર કરેલા દર્શનમાત્રથી પણ પૂજનાદિ કરનારા પુરૂષોનાં અનાદિ જન્મપરપરાગત તમામ પાપપુજનો સમૂળ તેજ ક્ષણમાં નિશ્ચે નાશ કરેછે જે સતોને શ્રીકૃષ્ણભગવાન્ 'साधवो हृदयं मह्यं' 'ज्ञानी त्वात्मैव मे मतं' એ રીતે પોતાના હૃદયને તુલ્યપણે કહે છે જેમના ચરણકમળમા ગગાદિ તમામ તીર્થવર્ગ નિવાસ કરીને રહ્યા છે 'यदीच्छसि महाराज ! सर्वतीर्थावगाहनम् । सतां पादविनिर्मुक्तं तोयं शिरसि धारयेत्' તથા 'यो मूर्ध्नि धारयेद्ब्रह्मन्महत्पादजलं रज । स्नातः सर्वतीर्थेषु पुण्यात्मा नात्र संशयः' ઇત્યાદિ પુરાણમાં કહ્યુ છે. આવા સાધુઓના પ્રસગથકી આ લોકમા મુમુક્ષુને દુર્લભ શુ હોય ? કાંઈપણ નથી તમામ સાધનસહિત નિશ્રેયસ સિદ્ધ થાયજ નનુ–આ અર્થ ભાગવતાદિકમા નિશ્ચય કરેલો છે—'सम्भाषा दर्शनं स्पर्शः कीर्तनं स्मरणं नति. । पावनानि किल्बिषानि साधूनामिति शुश्रुम ॥' 'साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधव. । कालेन फलदं तीर्थं सद्यः साधुसमागम ॥' 'नह्यम्मयानि तीर्थानि... दर्शनादेव साधव· ॥' 'दुर्लभा भगवद्योगमाविनो भुवि मानवा. । तद्दर्शनात्तदालापात्सुलभं शाश्वतं पदं ॥' 'तुल्याम लवेनापि न स्वर्गं नापुनर्भवम् । भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिष· ॥' 'येषां संस्मरणात्पुंसां सद्य शु-

प्रोक्ताः कृष्णेन ये वा निजहृदयसमा यत्पदे तीर्थजातं तेषां मातः ! प्रसङ्गात्किमिह ननु सतां दुर्लभं स्यान्मुमुक्षोः ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिगीतायां सत्पुरुषलक्षणनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

हरिरुवाच—धर्मादीनां लक्षणानि भक्त्यङ्गानामथाम्ब ! ते । कथयामि विविच्यैव त्रयाणामपि तत्त्वतः ॥१॥ तत्र त्रयाणां लोकानां

---

त्यजन्ति वै गृहाः । किं पुनर्दर्शनस्पर्शपादशौचासनादिभिः ॥' 'सेव्याः श्रेयोऽर्थिभिः सन्तः पुण्यतीर्थफलोपमाः । क्षणोपासनयोगोऽपि न तेषां निष्फलो भवेत् ॥' 'सन्तो दिशन्ति चक्षूंषि बहिरर्कः समुत्थितः । देवता बान्धवाः सन्तः सन्त आत्माहमेव च ॥' 'मद्दर्शनाच्छतगुणं मदेकान्तिकवीक्षणम् । मद्वन्दनाच्छतगुणं मद्भक्तस्य तु वन्दनम् ॥' 'प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः । स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥' 'सत्सङ्गः शेवधिर्नृणां' ઇત્યાદિ કહ્યું છે ॥૪૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હરિગીતાયાં સત્પુરૂષલક્ષણનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

## [1]અધ્યાય ૩૩ મો.

શ્રીહરિ કહેછે—હે અંબ ! હવે ભક્તિના અંગભૂત ધર્માદિ ત્રણેયનાં તત્ત્વથી લક્ષણો ( સ્વરૂપ અથવા જેનાથી તેનું તત્ત્વથી જ્ઞાન થાય એવાં લક્ષણો ) પૃથક્ પૃથક્ વિવેચન કરીને કહુંછુ તેને સાવધાનતાથી સાંભળો ॥૧॥ તેમાં પ્રથમ ધર્મનું નિરૂપણ કરૂંછુ—આ ધર્મશબ્દ ધારકપણે અને ધાર્યપણે કરીને વેદવિધિવિહિત અર્થમાં પ્રવર્તે છે. તે ધારકપણું અને ધાર્યપણુ લોકોની અપેક્ષાએ છે, એટલે ધર્મ લોકોને ધારણ કરેછે માટે ધારક થાયછે અને લોકો ધર્મને ધારણ કરેછે માટે ધાર્ય થાયછે. એવા અભિપ્રાયથીજ 'त्रयाणां लोकानां सेश्वराणां धारकः जीवेशैः धारणीयश्च' એમ કહ્યુંછે ધર્મના ધારકપણામાં 'धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति धर्मेण पापमपनुदति' આવી તૈત્તિરીયબ્રાહ્મણમાં શ્રુતિ છે. બ્રહ્માને આરંભીને મનુષ્યપર્યંત સર્વ કોઈ વેદવિધિને વશ વર્તનારા છે

---

૧ આ અધ્યાયમાં વર્ણાશ્રમના ધર્મો સંક્ષેપમાં સ્પષ્ટ કહ્યા છે.

सेश्वराणां तु धारकः । धारणीयश्च जीवेशैः सदा धर्मः स उच्यते ॥२॥ धर्मनिष्ठस्तु पुरुषो हीनजातिकुलोऽपि यः । सोऽपि ब्रह्मादिभिः पूज्यः श्लाघनीयश्च जायते ॥३॥ धर्मच्युतश्चेद्ब्रह्मादिरीश्वरोऽपि भवेत्कचित् । तर्हि सोऽप्यल्पकैर्गर्ह्यः स्यात्स्थेयं धर्म एव

તે તમામ જીવ ઇશ્વરો ધર્મને યથાધિકાર અનુષ્ઠાનદ્વારા ધારણ કરેછે માટે ધર્મનું ધાર્યપણુ પણ છે જીવોએ અનુષ્ઠાન કરેલો આ ધર્મ તેતે દેવ મનુષ્યોને આ લોકમાં પુત્ર પશુ આદિક આભ્યુદયિક અર્થસાથે જોડીને યથાવિભાગ ધારણ કરેછે માટે ધારક છે 'देवान्भावयतानेन ते देवा भावयन्तु व.' આમા કહેલા પ્રકારથી પણ ત્રણ લોકને ધારણ કરનારો ધર્મ છે એમ સિદ્ધ થાયછે માનુષાદિ યોનિ જે પુરૂષાર્થ સંપાદનમાં લાયક હોવાથી શ્રેષ્ઠ ગણાયછે તેની પ્રાપ્તિપણ પૂર્વપૂર્વ ભવમાં આચરેલા તેતે ધર્મના ફળભૂત છે માટે તેમા પણ ધર્મનુ ધારકપણુ સલવેછે એ રીતે ધર્મનું ધારકપણુ અને ધાર્યપણુ છે. ઇશ્વરશબ્દથી બ્રહ્માદિક લેવા કર્મપરવશપણુ તો સર્વને સમાનજ છે 'चोदनालक्षणोऽर्थो धर्म.' અથવા 'श्रेय साधन धर्म' એવુ ધર્મનુ લક્ષણ કરવુ યોગ્ય હતું તથાપિ ધર્મને ધારક–ધાર્યપણે કરીને જે ઉપપાદન કર્યું તે ધર્મશબ્દની સાર્થકતા સૂચવવા સારૂ છે, અર્થાત્ જે બ્રહ્માદિ સર્વ લોકોને સદા ધારણ કરનારો છે અને જેને બ્રહ્માદિ સર્વ લોકો સદા ધારણ કરેછે તે ધર્મ જાણવો ॥૨॥ ધર્મપાલનથીજ ઉત્કર્ષ છે પણ જાતિ કુળાદિકથી નથી એમ કહે છે—બ્રાહ્મણાદિ જાતિ કે કુળથી કનિષ્ઠ એવોપણ પુરૂષ જો ધર્મનિષ્ઠ–ધર્મકપ્રવૃત્તિવાળો થાય તો તે ભવ બ્રહ્માદિ દેવોએપણ પૂજનીય અને પ્રશસનીય થાય જાતિકુળથી ઉત્કૃષ્ટ એવા પોતે ઇશ્વર બ્રહ્માદિપણ જો ધર્મભ્રષ્ટ થાય તો તેમની આગળ અતિ તુચ્છ એવા જનોએ પણ તે અતિનિંદ્ય થાય, માટે સર્વ કોઇએ પ્રમાદે રહિત થઇને ધર્મનુજ સદા સેવન કરવુ ॥૩–૪॥ આ ધર્મપણ મનુષ્યોના વર્ણાશ્રમ વિભાગથી જુદો જુદો છે. આ ધર્મોનો જે વિભાગ છે તે શ્રુતિ, યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિ અને અલૌકિક અનિંદિત સદાચારે પ્રમિત–તત્ત્વથી બોધ કરેલો છે એટલે એના તત્ત્વનિર્ણયમાં શ્રુતિ–સ્મૃતિ–સદાચાર આ

तत् ॥४॥ स चापि वर्तते नृणां वर्णाश्रमविभागतः । श्रुतिस्मृतिसदाचारैः प्रमितो हि पृथक्पृथक् ॥५॥ विप्रक्षत्रियविट्शूद्रा वर्णाश्चत्वार ईरिताः । ब्रह्मचर्यं च गार्हस्थ्यं वनं न्यासस्तथाश्रमाः ॥६॥ साधारणो विशेषश्चेत्येवं तेषां द्विधास्ति सः । समासेनोभयविधमपि ते वच्म्यहं शुभे ! ॥७॥ अहिंसा सत्यमस्तेयं काम-

---

ત્રણ પ્રમાણ છે. 'श्रुतिश्च स्मृतिसदाचारौ च' એવા દ્વન્દ્વસમાસનો આશ્રય કરવાથી સ્મૃતિ અને સદાચાર જે છે તે શ્રુતિના અનુમાપક (આવી સ્મૃતિ સદાચાર છે માટે શ્રુતિપણ હોવી જોઇએ એનું અનુમાન કરનાર ) હોવાથી સ્મૃતિ તથા સદાચારનું પ્રામાણ્ય તુલ્યજ છે એમ સ્ફુટ જણાયછે. શ્રુતિનો પ્રથમ નિર્દેશ કર્યો છે માટે તેનું તો સાક્ષાત્ પ્રામાણ્ય સ્પષ્ટ જણાયછે. 'શ્રુતિનો ગૂઢ અર્થ સ્મૃતિથી અનુમાન કરી જાણી શકાય છે. શ્રુતિ સ્મૃતિનો ગૂઢ અર્થ સદાચારથી અનુમાન કરી જાણી શકાય છે' આ અર્થ ઉત્તરોત્તર નિર્દેશથી અને ઉપબૃંહણના સ્વભાવથી જણાય છે. આ ઉપરથી શ્રુત્યર્થના સ્પષ્ટીકરણમાં સદાચારનું પ્રધાનપણું સૂચવ્યું છે ॥૫॥ ધર્મભેદની વ્યવસ્થા કરનારા વર્ણાશ્રમભેદોનો હવે નિર્દેશ કરેછે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણ કહ્યા છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર આશ્રમો કહ્યા છે ॥૬॥ હે શુભે !–મગળમૂર્તે માત: ! તે વર્ણાશ્રમનો ધર્મ સાધારણ અને વિશેષ એવા વિભેદથી બે પ્રકારનો છે, તે બન્નેય પ્રકારનો ધર્મ સક્ષેપમાં હું તમોને કહુંછું ॥૭॥ તેમાં બે શ્લોકથી સર્વના સાધારણ ધર્મો કહુંછું—અહિંસા–પ્રાણીમાત્રનો કાય વાણી અને મનથી દ્રોહ ન કરવો. સત્ય–સ્વપરદ્રોહે વર્જીત જેવું જોયું હોય અને જેવું સાંભળ્યું હોય તેવું યથાર્થ કહેવું. અસ્તેય–પરપદાર્થ પરોક્ષપણે ચોરીને કે પ્રત્યક્ષપણે હઠથી ન ગ્રહણ કરવું. કામ ક્રોધ અને લોભનો યથાયોગ્ય જય એટલે ત્યાગ. મદ્ય માંસ અને પરસ્ત્રીનો ત્યાગ. વ્યસનત્યાગ. બ્રાહ્મણાદિવર્ણસંકરપણામાં કારણભૂત અભક્ષ્યભક્ષણાદિ પાપકર્મનો પરિત્યાગ. પૂર્વોક્ત લક્ષણવાળા સાધુઓની સેવા અને તેના ફળભૂત વિષ્ણુભક્તિ ઇત્યાદિ. આ ધર્મો મનુષ્યોના સાધારણ છે એટલે આશ્રમાદિ

लोभक्रुधां जयः । मद्यमांसपरस्त्र्यादेस्त्यागो व्यसनवर्जनम् ॥८॥ जातिसङ्करताहेतोर्वर्जनं पापकर्मणः । सत्सेवा विष्णुभक्तिश्च धर्माः साधारणा नृणाम् ॥९॥ शमो दमस्तपो ज्ञानं दया श्रद्धा क्षमादयः । स्वाभाविका हि विप्रस्य धर्मा एते प्रकीर्तिताः ॥१०॥ शौर्यं धैर्यं बलौदार्यं साधुगोविप्ररक्षणम् । क्षत्रस्य सहजा धर्माः

---

ભેદની અપેક્ષા વિના સર્વ સાધારણ છે. અર્થાત્ સર્વ કોઇએ સમાનપણે પાળવાના છે ॥૮॥ હવે અસાધારણ ધર્મોનું નિરૂપણ કરતાં પ્રથમ બ્રાહ્મણોના ધર્મભેદમાં પ્રયોજક અસાધારણ સ્વભાવવિશેષરૂપ ધર્મને વિશેષપણે કહેછે–સત્વપ્રધાન જન્મવાળા બ્રાહ્મણના સ્વાભાવિક આ ધર્મવિશેષો કહ્યા છે. ક્યા તે? તો શમ–દમ–ઇન્દ્રિયોની ધર્મવિરૂદ્ધ માર્ગમાં જે પ્રવૃત્તિ તેણે રહિતપણું. તપ–શાસ્ત્રવિહિત ભોગમાં સંકોચરૂપ અને કૃચ્છ્રાદિ વ્રતાચરણરૂપ. જ્ઞાન–અધ્યયન મૂળ જેમાં છે એવું આત્મા પરમાત્માનું યથાર્થ વેદન. દયા–પરદુઃખ સહન ન થાય તે અને યથાશક્તિ પરદુઃખનું ટાળવાપણું. શ્રદ્ધા–સચ્છાસ્ત્રપ્રોક્ત અર્થમાં વિશ્વાસપૂર્વક ત્વરાવિશેષ. ક્ષમા–અનર્થ કરનારા ઉપરપણ ચિત્તમાં વિકાર ન થવા દેવો તે. (આદિશબ્દથી એને અનુગુણ બીજાપણ ધર્મવિશેષો જાણી લેવા) આ સ્વાભાવિક ધર્મો જાણવા. ભારતના શાંતિપર્વમાં 'ब्राह्मणस्य तु यो धर्मस्तं ते वक्ष्यामि केवलम् । दममेव महाराज ! धर्ममाहुः पुरातनम् । स्वाध्यायोऽध्यापनं चैव तत्र कर्म समाप्यते । परिनिष्ठितकार्यस्तु स्वाध्यायेनैव वै द्विज । कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते' ઇત્યાદિ કહ્યું છે ॥૧૦॥ હવે ક્ષત્રિયના ધર્મો કહે છે—શૌર્ય–પરસૈન્યમાં નિર્ભયપણે પ્રવેશ કરવાનું સામર્થ્ય. ધૈર્ય–યુદ્ધમાંથી પાછું ન વળવું. બળ–શરીરશક્તિ તથા અસ્ત્રશસ્ત્રની સિદ્ધિરૂપ બળ. ઔદાર્ય–દાનશૂરતા. પ્રજાઓની સામાન્યપણે અને સાધુ–ગો–વિપ્ર વિગેરેની વિશેષપણે રક્ષા કરવી. આ ક્ષત્રિયના સહજ એટલે પ્રકૃતિને અનુગુણ ધર્મો છે (ક્ષાત્ર સ્વભાવને અનુગુણ એવા બીજાપણ ધર્મો જાણી લેવા) તે પણ શાંતિપર્વમાં–'क्षत्रियस्यापि यो धर्मस्तं ते वक्ष्यामि भारत ! । दद्याद्राजा न याचेत यजेत नच याजयेत् । नाध्यापयेद-

प्रोक्ता वार्ता विशस्तथा ॥११॥ शुश्रूषणं द्विजातीनां धर्मः शूद्रस्य चानघे!। हिंसास्तेन्यादिरहितो धर्मोऽन्येषां कुलोचितः ॥१२॥ याजनादिश्च विप्रस्य क्षत्रस्यायुधधारणम्। व्यापारश्च विशोऽ-

धीयीत प्रजाश्च परिपालयेत्। नित्योद्यतो दस्युवधे रणे कुर्यात्पराक्रमम्। नास्य कृत्यतमं किञ्चिदन्यद्दस्युनिबर्हणात्। दानमध्ययनं यज्ञो राज्ञां क्षेमो विधीयते। तस्माद्राज्ञा विशेषेण योद्धव्यं धर्ममीप्सता। स्वेषु धर्मेष्ववस्थाप्य प्रजाः सर्वा महीपतिः। धर्मेण सर्वकृत्यानि शमनिष्ठानि कारयेत्। परिनिष्ठितकार्यस्तु नृपतिः परिपालनात्। कुर्यादन्यन्न वा कुर्यात् ऐन्द्रो राजन्य उच्यते" ઇત્યાદિ કહ્યુંછે. વૈશ્યને તો વાર્તા-કૃષિકર્મ, ગવાદિપશુરક્ષા, કુસીદ, (વ્યાજવટો) અને વાણિજ્ય (વણજવ્યાપારરૂપ) ધર્મ કહ્યો છે. તે પણ શાંતિપર્વમાં કહ્યું છે—"वैश्यस्यापि हि यो धर्मस्तं ते वक्ष्यामि शाश्वतम्। दानमध्ययनं यज्ञः शौचेन धनसञ्चयः। पितृवत्पालयेद्वैश्यो युक्तः सर्वान्पशूनिह। विकर्म तद्भवेदन्यत् कर्म यत्स समाचरेत्। रक्षया स हि तेषां वै महत्सुखमवाप्नुयात्। न च वैश्यस्य कामः स्यान्न रक्षेयं पशूनिति" ઇત્યાદિ ॥११॥ હે નિષ્પાપ માતઃ! દ્વિજાતિ (ત્રણ વર્ણો)ઓની સેવા કરવી તે શૂદ્રનો સહજ પ્રકૃતિને અનુગુણ ધર્મ છે. તે પણ શાંતિપર્વમાંજ કહ્યું છે-'प्रजापतिर्हि वर्णानां दासं शूद्रमकल्पयत्। तस्माच्छूद्रस्य वर्णानां परिचर्या विधीयते। तेषां शुश्रूषणाच्चैव महत्सुखमवाप्नुयात्। शूद्र एतान् परिचरेत् त्रीन् वर्णाननसूयकः। सञ्चयं च न कुर्वीत जातु शूद्रः कथञ्चन।' ઇત્યાદિ. પ્રસંગાત્ કહેછે-ચાર વર્ણથી બહારના સંકરજાતિના જનોને તો હિંસા-ચોરીએ રહિત પોતપોતાના વંશપરંપરાગત ધર્મ સહજ કહ્યો છે. તે અન્ય ગ્રંથથકી જાણી લેવો ॥१२॥ જેમાં જીવિકાવૃત્તિ પણ અંતર્ગલિત છે એવો ધર્મ કહેછે—બ્રાહ્મણનો યજન-યાજન, પઠન-પાઠન, દાન-આદાન એ ધર્મ કહ્યો છે, તેમાં વેદવિધિવશાત્ યજન પઠન કરાવનારા વિપ્રને દક્ષિણાદિપ્રાપ્તિથી આજીવિકા થાયછે માટે યાજન અધ્યાપન વિપ્રની જીવિકા કહેછે. આ ઉપરથી જે વૃત્તિ છે તેપણ ધર્મજ છે એટલે યાજન પાઠન કેવળ વૃત્તિ નહિ પણ ધર્મ છે. આના અનુષ્ઠાનથી દાક્ષિણ્યાદિ અવાંતર પ્રા-

न्यस्य सेवोक्ता जीविका क्रमात् ॥१३॥ आपन्नयोर्वैश्यवृत्तिर्विप्रक्षत्रिययोर्मता । विशः शूद्रस्य तस्यापि कार्वादेः स्वैव चान्यदा ॥१४॥ त्रैवर्णिको यः संस्कारैः सम्प्राप्तः स्याद्द्विजातिताम् । ब्रह्मचर्याश्रमे तिष्ठन्विद्यायै स गुरुं श्रयेत् ॥१५॥ कौपीनाच्छादनादीनि वासांस्यावश्यकानि सः । कार्पासान्यजिनोर्णादि रक्षेद्दण्ड-

ત્રિથી વૃત્તિરૂપતા થાયછે એટલે કેવળ વૃત્તિના ઉદ્દેશથી તે કરવાના નથી પણ ધર્મના ઉદ્દેશથી કરવાના છે. વૃત્તિતો તેમાં અતર્ગત આવી જાય છે. એ રીતે બીજા વર્ણોની વૃત્તિમાં પણ આવીજ રીતે જાણી લેવું. ક્ષત્રિયની આયુધધારણ વૃત્તિ છે, એટલે આયુધ ધારણ કરી લુંટાકનિગ્રહાદિકથી પ્રજાનું પરિપાલન કરતાં છઠ્ઠો અંશ મળેછે તે વૃત્તિ છે. વૈશ્યની વ્યાપાર–કૃષિકર્મ વાણિજ્યાદિક વૃત્તિ છે. શૂદ્રને તો ત્રણ વર્ણની સેવા કરવારૂપ જે ધર્મ કહ્યો છે એજ જીવિકા વૃત્તિ છે, એનાથીજ પોતાના સ્વામિભૂત વિપ્રાદિકથકી પોષણલાભ શૂદ્રને મળે છે. સેવા કરનારા શૂદ્રો તેના ધણીએ અશન–વસનદાન વિગેરેથી પોષણ કરવા યોગ્ય છે. તે ભારતના શાંતિપર્વમાં કહ્યું છે—'अवश्यं भरणीयो हि वर्णानां शूद्र उच्यते । यं च कश्चिद्द्विजातीनां शूद्रः शुश्रूषुराव्रजेत् । कल्प्यां तेन तु तस्याहुर्वृत्तिं धर्मविदो जनाः' ઇત્યાદિ ॥૧૩॥ ચાર વર્ણની આપત્કાળની વૃત્તિ કહે છે —પૂર્વોક્ત પોતાની વૃત્તિના અલાભમાં વિપ્ર અને ક્ષત્રિયને વૈશ્યવૃત્તિ આજીવિકા માટે કરવાની કહી છે. વૈશ્યનેતો દ્વિજાતિશુશ્રૂષારૂપ શૂદ્રવૃત્તિ આજીવિકા કહી છે. શૂદ્રને તો સાદડી વિગેરે નિર્માણ કરવારૂપ વર્ણસંકર કારીગરની વૃત્તિ આજીવિકા માટે કહી છે. વિપત્તિ વ્યતીત થતાં તો પોતપોતાની પ્રધાન વૃત્તિનોજ આશ્રય કરવો ॥૧૪॥ હવે આશ્રમ ધર્મો કહુંછું— ઉપનયનાદિ સંસ્કાર પામેલો દ્વિજાતિ (ત્રણ વર્ણનો પુરૂષ) વેદવિદ્યા માટે બ્રહ્મચર્યનો આશ્રય કરી ગુરૂનો સમાશ્રય કરે એટલે ગુરૂકુળમાં વાસ વસે. આ બ્રહ્મચર્યતો વિદ્યાના અંગભૂત જાણવું ॥૧૫॥ તે આ ઉપકુર્વાણ બ્રહ્મચર્યમાં નિષ્ઠાવાળાના ધર્મવિશેષો હવે નવ શ્લોકથી કહુંછું—તે બ્રહ્મચારી જેટલાં કૌપીન અને તદાચ્છાદનાદિક વસ્ત્રો આવશ્યક હોય તેટલાંજ

कमण्डलू ॥१६॥ जपमालां ब्रह्मसूत्रं विभृयाच्च जटाः कुशान्। अक्षनाभ्यङ्गगन्धस्रग्भूषणादि विवर्जयेत् ॥१७॥ मुक्तेर्द्वारं महत्सङ्गः स्त्रैणसङ्गस्तु संसृतेः। द्वारमस्तीति निश्चित्य कुर्यादाद्यं परं त्यजेत् ॥१८॥ अष्टधा वर्जनं स्त्रीणां तत्स्पर्शस्य तु सर्वथा। कुर्याद्वर्णी गुरोर्भार्यामपि वन्देत दूरतः ॥१९॥ प्राणिमात्रं च मिथुनीभूतं तु मतिपूर्वकम्। ब्रह्मचर्यव्रतधरो नैव वीक्षेत कर्हिचित् ॥२०॥ अपि चित्रमयीं योषां देवताप्रतिमां विना। क्वापि नैव स्पृशेद्वर्णी

રાખે પણ અધિક ન રાખે. આ વસ્ત્રો કપાસના તંતુઓથી બનાવેલાં રાખે. તથા મૃગચર્મ અને કાંમળી કંતાન આદિક આચારપ્રાપ્ત રાખે. તથા દંડ કમંડળું રાખે ॥૧૬॥ ગોમુખીએ સહિત જપમાળા તથા બ્રહ્મસૂત્ર, દર્ભ અને જટાને ધારણ કરે. હવે વર્જવા યોગ્ય કહુંછું—કાજળ આદિકથી અક્ષિનું અંજન, સુગંધિ તેલથી અંગમર્દનાદિકપૂર્વક સ્નાન, સુગંધિ ચંદનાદિકથી અંગમાં અનુલેપ, પુષ્પમાળાઓ, કડાં આદિક આભૂષણો, આ સર્વેનો ત્યાગ કરે એટલે ધારણ કરે નહિ ॥૧૭॥ પૂર્વોક્ત લક્ષણવાળા મહાસાધુઓનો સમાગમ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીલપટ પુરૂષનો પ્રસંગતો જન્મમરણના પ્રવાહરૂપ સંસૃતિનું દ્વાર છે એવો નિશ્ચય કરીને સ્ત્રીલપટનો સંગ ત્યાગ કરીને મહાપુરૂષનો સમાગમ કરે 'महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम्' એમ ભાગવતમાં કહ્યુંછે ॥૧૮॥ તે વર્ણી સ્ત્રીનો પ્રસંગ અષ્ટપ્રકારથીપણ પરિત્યાગ કરે. બુદ્ધિપૂર્વક સ્ત્રીના અંગનો સ્પર્શતો સર્વ પ્રકારે ત્યાગ કરે. પાદવંદનમાંપણ ગુરૂની ભાર્યા ચરણસ્પર્શને તો યોગ્ય નથી, કિંતુ દૂર રહીને ગુરૂની ભાર્યાને વંદન કરે ॥૧૯॥ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારો વર્ણી મૈથુનમાં આસક્ત પ્રાણીમાત્રને બુદ્ધિપૂર્વક ક્યારેયપણ નજ નિરીક્ષણ કરે, કેમકે બ્રહ્મચર્યવ્રતનો પ્રસ્ખલનપ્રસંગ આવી જાય ॥૨૦॥ બ્રહ્મચર્યવ્રતની દૃઢતા માટે કહેછે—બ્રહ્મચારી ચિતરેલી નારીપ્રતિમાને ક્યારેયપણ સ્પર્શ કરે નહિ, લક્ષ્મીઆદિક દેવતાપ્રતિમામાં આ નિષેધનો 'देवताप्रतिमां विना' આ પદથી અપવાદ કહેછે. અર્થાત્ તેના સ્પર્શમાં પ્રત્યવાય નથી. વિદ્યાગુરૂની પ્રીતિથી પરિચર્યાપરાયણ થાય ॥૨૧॥

गुरुं सेवेत भक्तितः ॥२१॥ कुर्यात्कालत्रये सन्ध्यावन्दनं प्रतिवासरम्। जपं च निजशक्त्यैव मौनं प्रातःप्रदोषयोः ॥२२॥ होमं प्रातस्तथा सायं कुर्याद्भिक्षाटनं च सः। वेदाभ्यासपरो नित्यं वसेद्गुरुकुले वशी ॥२३॥ साङ्गं वेदं सहार्थं च देशकालानुसारतः। अधीत्य स यथाशक्ति समावर्तनमाचरेत् ॥२४॥ गृही स्यादविरक्तस्तु दत्त्वा स गुरुदक्षिणाम्। विरक्तश्चेद्वनं न्यासं श्रयेद्वा नैष्ठिको भवेत् ॥२५॥ गृही सुभूषुः कुलजां सवर्णां वयसाऽवराम्। अनि-

---

પ્રતિદિન પ્રાતઃ સાયં અને મધ્યાહ્ને સંધ્યોપાસન કરે. યથાશક્તિ ગાયત્રીનો જપ કરે. પ્રાતઃ અને પ્રદોષ સમયમાં મૌન (વાણીનો નિયમ)નો સમાશ્રય કરે ॥૨૨॥ પ્રાતઃ સાયં હોમ કરે. પ્રાતઃ સાયં ભિક્ષાટન કરે 'सायं प्रातरुपासीत गुर्वग्न्यर्कसुरोत्तमान्। सायं प्रातश्चरेद्भैक्षम्' એમ ભાગવતમાં કહ્યું છે. વશી-જીતેન્દ્રિય થાય. આવા નિયમોએ યુક્ત થઇને નિત્ય ગુરૂની પરિચર્યા કરવાપૂર્વક વેદાભ્યાસપરાયણ થાય ॥૨૩॥ આ વર્ણી દેશ કાળ અને બુદ્ધિશક્તિને અનુસારે ત્રણ અથવા બે અથવા એક પોતાનો વેદ અંગે સહિત અર્થે સહિત ભણીને સમાવર્તન (ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ નિમિત્તનું સ્નાન) કરે ॥૨૪॥ સમાવર્તન પામેલો વર્ણી જો વૈરાગ્યે વર્જીત હોય તો ગુરૂને યથાશક્તિ દક્ષિણા આપીને ગૃહી થાય એટલે ધર્માર્થે દારસંગ્રહ કરે, જો વૈરાગ્યવાન હોય તો વાનપ્રસ્થાશ્રમ અથવા સન્યાસાશ્રમને ધારે, અથવા નૈષ્ઠિક ( જીવનપર્યંત ઊર્ધ્વરેતા બ્રહ્મચારી ) થાય. ( દારસંગ્રહ ન કર્યો હોય એવાપણ વિરક્તને વાનપ્રસ્થાશ્રમમાં અધિકાર મિતાક્ષરામાં બતાવ્યો છે) 'गृहं वनं वा प्रविशेत्प्रव्रजेत्तत्र वा वसेत्' એમ ભાગવતમાં કહ્યું છે ॥૨૫॥ ગૃહી થવા ઈચ્છતો પુરૂષ પોતાની સમાન જાતિની, ( સમાન જાતિની સ્ત્રીનોજ ધર્મમાં સંબંધ ઉચિત છે પણ બીજી જાતિનો નહિ ) વયોવર્ષની સંખ્યાથી પોતાથકી નાનીજ વયની, શુદ્ધ કુળમાં ઉત્પન્ન થએલી, અનિંદ્ય-સ્વભાવથી અને રૂપથી અભિનંદિત, સમાનગોત્ર તેમજ સપિંડસંબંધે રહિત, એવી કન્યા ( વાણીથી પણ કોઇને નહિ આપેલી )ને પરણે. 'गृहार्थी सदृशीं भार्यामुद्वहेदजुगुप्सिताम्। यवीयसीं च वयसा' એમ ભાગવતમાં કહ્યું છે.

न्यामुद्वहेत्कन्यां न्यायेनोपार्जयेद्धनम् ॥२६॥ स्नानं सन्ध्यात्रयं होमं तर्पणं विष्णुपूजनम् । स्वाध्यायं शक्तितः कुर्याद्वैश्वदेवं च सोऽन्वहम् ॥२७॥ प्रातः कुर्यादापदि तु सन्ध्यां माध्याह्निकीमपि । प्रातर्भवां च मध्याह्ने निशि सायन्तनीं तु सः ॥२८॥ सन्ध्यावन्दनगायत्रीजपविष्ण्वर्चनोज्झितः । चतुर्वेद्यप्यसौ विप्रः शूद्र एव न संशयः ॥२९॥ अधौतं न स्पृशेद्वासः स्नात्वा कार्पाससम्भवम् । अस्नातेनापवित्रेण स्पृष्टं धौतं च न स्पृशेत् ॥३०॥ विवाहकाले दायस्य विभागावसरेऽथवा । द्विजातिरादधीताग्निं सति वि-

---

તેપછી દારસંગ્રહી પુરૂષ જીવિકાવૃત્તિમાટે ધન ન્યાયથી–પૂર્વોક્ત પોતાની વૃત્તિથી સંપાદન કરે. આથી અન્યાયથી અર્જનનો નિષેધ કર્યો છે ॥૨૬॥

હવે ગૃહસ્થાશ્રમના ધર્મો ઓગણત્રીશ શ્લોકથી કહેછે–તે ગૃહસ્થ પુરૂષ સ્નાન, ત્રિકાળસંધ્યા, સાય પ્રાતઃ હોમ, પિતૃતર્પણ, યથાશક્તિ વિષ્ણુ (શાળગ્રામ અથવા ભગવાનની ચલા અચલા પ્રતિમા)નું પૂજન, સ્વાધ્યાય (યથાશક્તિ વેદાદિપારાયણ) અને વૈશ્વદેવ આ કર્મોને પ્રતિદિન કરે. (ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞનું ઉપલક્ષણ કરી લેવું, એટલે પાંચ મહાયજ્ઞો કરવા એવો અભિપ્રાય થયો) ॥૨૭॥ તે ગૃહસ્થ આપત્કાળમાં તો પ્રાતઃસંધ્યા અને મધ્યાહ્નસંધ્યા પ્રાતઃકાળમાંજ કરે અથવા મધ્યાહ્નેજ અનુક્રમે કરે, એટલે પહેલી પ્રાતઃસંધ્યા કરીને પછીથી મધ્યાહ્નસંધ્યા કરે. સાયંસંધ્યાતો સાયંસંધ્યા સમયમાંજ કરે પણ તેથી પ્રથમ ન કરે એટલે પ્રાતઃસંધ્યા મધ્યાહ્ને કરે એમ સાયંસંધ્યા મધ્યાહ્ને ન કરે ॥૨૮॥ ચારેય વેદને ભણેલો વિપ્ર હોય પણ જો સંધ્યાવંદન, ગાયત્રીજપ અને વિષ્ણુપૂજને વર્જીત હોય તો શૂદ્રજ છે એમાં સંશય નથી. આ સર્વ અર્થ પંચમપ્રકરણમાં કહેશે ॥૨૯॥ સ્નાન કરીને વિશુદ્ધ વસ્ત્ર ધારણ કરે. ધોયા વિનાના, કપાસના તંતુથી બનાવેલા વસ્ત્રનો સ્પર્શ નજ કરે. ધોએલું હોય પણ નહિ સ્નાન કરેલાએ કે અપવિત્ર–સ્નાન કરીનેપણ અસ્પૃશ્યનો સ્પર્શ કરનારે સ્પર્શ કરેલા વસ્ત્રનો સ્પર્શ કરવો નહિ ॥૩૦॥ દારસંગ્રહ કરનારો દ્વિજાતિ તેજ સમયમાં અગ્નિનું આધાન યથાવિધિ કરે. અથવા પિતાના ધનનો

त्तादिसम्भवे ॥३१॥ यथाकालं पोष्यवर्गं पोषयेन्नतु पीडयेत्। अन्नाम्बुवस्त्रैरतिथिं तोषयेत्सर्वदा गृही ॥३२॥ नित्यं कुर्यात्सतां सङ्गं भक्तिं च नवधा हरेः। कुसङ्गं नैव कुर्वीत गृहासक्तिं च मूढवत् ॥३३॥ जीवेभ्यः सकलेभ्योऽपि भक्तानैकान्तिकान्हरेः। आधिक्येन विजानीयान्मानरक्षार्हणादिषु ॥३४॥ अस्मादिभ्यो-

---

ભાઈભાગ વહેંચે તે વખતે અગ્નિ ધારણ કરે. આ અગ્ન્યાધાનમાં જો સમુચિત ધન ધાન્ય ગવાદિસંપત્તિ હોય તો અગ્ન્યાધાન કરે; નહિ તો ન કરે ॥૩૧॥ ગૃહસ્થ પુરુષ પોષ્યવર્ગ માતા-પિતા-પત્ની-પુત્ર-દાસ-દાસી વિગેરેને તેતે સમયમાં અન્ન વસ્ત્ર વિગેરેથી યથાસંભવ પોષણ કરે પણ પીડા પમાડે નહિ. તેમ અતિથિને સર્વ સમયમાં અન્ન, જળ, વસ્ત્ર વિગેરેવડે સંતોષ પમાડે, કેમકે ગૃહસ્થનો આજ ( પોષ્યવર્ગ તથા અતિથિનું પોષણ ) પરમ ધર્મ છે ॥૩૨॥ પૂર્વોક્ત લક્ષણવાળા સાધુઓનો સમાગમ કરે. તથા ભગવાનની શ્રવણ-કીર્તન-સ્મરણાદિ નવધા ભક્તિ કરે. આ જે ગૃહસ્થાશ્રમ છે તે કેવળ ગ્રામ્યસુખભોગાર્થે નથી કિંતુ ધર્મ પાળીને પાપ ટાળવા માટે છે માટે મૂઢવત્-મરતાસુધી ઘરમાંથી નહિ વૈરાગ્ય પામતા પશુપ્રાયની પેઠે કેવળ વિષયવ્યાસક્તિને નજ કરે. તેમજ તેવા કુસંગિજનોનો સંગ ક્યારેય નજ કરે ॥૩૩॥ ભગવાનના જે એકાંતિક ભક્તો હોય તેતો સર્વની અપેક્ષાએ અતિશય પૂજ્ય છે, તેમને સત્કારપૂર્વક માન આપવામાં, દુષ્ટજંતુઓથકી રક્ષણ કરવામાં, ચંદનપુષ્પાદિકથી પૂજન કરવામાં અને નમસ્કાર આદિક કરવામાં સર્વ જીવોથકી એટલે ઇન્દ્રાદિ દેવો થકીપણ અતિઅધિક જાણીને તેમનું માન રક્ષણ પૂજન નમસ્કારાદિ કરવું. જે ભક્તિવિહીન હોય તે ઇન્દ્રાદિ પદમાં પ્રતિષ્ઠિત થયા હોય તોપણ તે જીવ-ઉચ્છ્વાસનિઃશ્વાસરૂપ કેવળ જીવનમાત્રેજ સંપન્ન છે અર્થાત્ અસત્પ્રાયજ છે, માટે ભક્તોનેજ એ સર્વની અપેક્ષાએ અધિક માનવા ॥૩૪॥ સર્વ જીવોની અપેક્ષાએ ભક્તોનું જે શ્રેષ્ઠપણું કહ્યું તેનું ઉપપાદન કરવાનો આરંભ કરેછે—હે માતઃ ! આ લોકમાં જીવતા પાષાણપ્રમુખ સ્થાવર જાતિના પ્રાણીઓની અપેક્ષાએ તૃણાદિ સ્થાવર જાતિઓ શ્રેષ્ઠ છે. તેમની અપેક્ષાએ વ્રીહિ વિગેરે ઓષ-

ऽत्र जीवेभ्यः श्रेष्ठाः सन्ति तृणादयः । अन्नौषध्यादयस्तेभ्यस्ततः श्रेष्ठाश्च वीरुधः ॥३५॥ तत आम्रादयो वृक्षाः श्रेष्ठा देवद्रुमास्ततः । स्यात्स्विति विशेषोऽस्ति चरेष्वथ वदामि तम् ॥३६॥ पिपीलिकादितः श्रेष्ठा जीवास्तु शलभादयः । भ्रमराद्यास्ततस्तेभ्यश्चटकप्रमुखा मताः ॥३७॥ शशादयस्ततोऽजाद्यास्तेभ्यस्तेभ्यो गवादयः । ततश्च मनुजास्तेषु वर्णाश्चत्वार उत्तमाः ॥३८॥ ब्राह्मणास्तेषु तेषां

धिओ ઉત્તમ છે. તેમની અપેક્ષાએ કઠિન હોવાથી ઉપર ચઢવાની અપેક્ષા વિનાની લતાઓ શ્રેષ્ઠ છે. તેમની અપેક્ષાએ આંબા આદિક વૃક્ષો શ્રેષ્ઠ છે. તેમની અપેક્ષાએ પિપળો આદિક દેવવૃક્ષો શ્રેષ્ઠ છે. એરીતે સ્થાવરમાં પ્રાણશક્તિના અધિકપણાથી તારતમ્યભાવ છે. હવે જંગમમાં ન્યૂનાધિકભાવ કહુંછું-કીડીઓ આદિક જીવોથકી પતંગીયો આદિક ઉત્તમ છે. તેનાથકી ભમરો આદિક શ્રેષ્ઠ છે. તેમના થકી ચકલાં આદિક શ્રેષ્ઠ છે. તેમના થકી શશલાં આદિક શ્રેષ્ઠ છે. તેમના થકી બકરાં આદિક ઉત્તમ છે. તેમના થકી ગાયો વિગેરે શ્રેષ્ઠ છે. એરીતે પશુઓમાં ઈન્દ્રિયાદિશક્તિના અધિકપણાથી તરતમભાવ છે. તેમની અપેક્ષાએ મનુષ્યો અભ્યુદય અને નિઃશ્રેયસના સાધનની સંપત્તિને લઇને અતિશ્રેષ્ઠ છે. મનુષ્યો મધ્યે બ્રાહ્મણાદિ ચાર વર્ણો વરિષ્ઠ છે. વર્ણોને મધ્યે જાતિમાત્રથી બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. બ્રાહ્મણજાતિમધ્યે સ્વધર્મનિષ્ઠ શ્રેષ્ઠ છે. તેમના મધ્યે જ્ઞાનનિષ્ઠાવાળા શ્રેષ્ઠ છે. તેમના મધ્યે ભગવાનના એકાંતિક ભક્તો અતિશય શ્રેષ્ઠ છે. આ રીતે સર્વ જીવોની અપેક્ષાએ ભક્તોનું શ્રેષ્ઠપણું સિદ્ધ થયું. સર્વે કરતાં ભક્તોનુંજ શ્રેષ્ઠપણું કેમ કહેવાય? કેમકે અધાયની અપેક્ષાએ દેવયોનિનું શ્રેષ્ઠપણું સર્વ કોઈ કહેછે? તો એમ નથી. દેવયોનિ તો કેવળ સુકૃતનાં ફળ ભોગવવા માટેજ છે, માટે બહુધાપણે તેની નિઃશ્રેયસના સાધનમાં પ્રસક્તિ નહિ હોવાથી તે દેવોપણ કનિષ્ઠજ છે. માટેજ આ સ્થળે તેમને મનુષ્યયોનિથકી જુદા પાડીને કહ્યા નથી. અથવા માનુષયોનિના કથનથી દેવયોનિનું ઉપલક્ષણ કરી લેવું. એટલે દેવમનુષ્યાદિ સર્વેથકી ભક્તોનું શ્રેષ્ઠપણું સાબીત થયું. મનુષ્યયોનિથી દેવયોનિનું ઉપલક્ષણ કેમ થાય? એવી શંકાનો અવ-

च स्वधर्मनिरता वराः। ज्ञाननिष्ठास्तेषु तेषु भक्ता एकान्तिका हरेः ॥३९॥ तेभ्यः श्रेष्ठो न कोऽप्यस्ति सदाऽऽस्ते तेषु यद्धरिः। तारतम्यं विदित्वेत्थं बहुमान्या हरिश्रिताः ॥४०॥ य एवं न विजानीयात्सदसत्समधीः स तु। दोषं महान्तमाप्नोति विवेकं विदधीत तत् ॥४१॥ गन्धान् पुष्पस्रजो भूषा वस्त्राद्यादि च भक्तितः। गृही

કાશ નથી, કેમકે મનુષ્યોને જેમ શાસ્ત્રાધિકાર છે તેમ દેવોનેપણ શાસ્ત્રાધિકારસંપત્તિ છે, માટે શાસ્ત્રાધિકારી એક યોનિવિશેષના ગ્રહણથી તેવી બીજી આસ્રીની યોનિનું ગ્રહણપણ ઉપલક્ષણથી નિર્બાધપણે થઈ શકેછે, માટે દેવોનુંપણ ઉપલક્ષણ કરી લેતાં ઇન્દ્રાદિ દેવોથકી પણ ભક્તોનું શ્રેષ્ઠપણું સિદ્ધ થયું ॥૩૫-૩૯॥ એકાંતિક ભક્તોની અપેક્ષાએ બીજો કોઈપણ શ્રેષ્ઠ નથી, કારણકે તેમના હૃદયમાં શ્રીહરિ નિરંતર નિવાસ કરીને રહ્યા છે. આવી રીતે તારતમ્ય જાણીને ભગવાનના એકાંતિક ભક્તોને સર્વથકી અધિકપણે માનવા (આવું તારતમ્ય શ્રીભાગવતમાં કપિલમુનિ તથા ઋષભદેવે કહ્યુ છે) ॥૪૦॥ જે પુરૂષ પૂર્વોક્ત પ્રકારનું તારતમ્ય અને ભક્તોનો ઉત્કર્ષ ન જાણે તેતો સત્ અસતના વિવેકે વિરહિત હોવાથી મહાદોષ (પાપ)ના સ્થાનરૂપ થાય છે, માટે પૂર્વોક્ત વિવેકને કરે. 'अपूज्यपूजनाच्चैव पूज्यानामप्यपूजनात् । नृघातकसमं पापं शश्वदाप्नोति मानवः' એવી સ્મૃતિ છે ॥૪૧॥ એવી રીતે ગૃહસ્થના ઉદ્દેશથી સર્વસાધારણ સત્ અસતનો વિવેક કહીને, હવે ફરીથી પ્રકૃત ગૃહસ્થધર્મને કહેછે—વળી ગૃહસ્થ પુરૂષ ચંદન, પુષ્પમાળા, વિભૂષણ, વસ્ત્ર, અન્ન આદિક ભગવાનને નિવેદન કર્યા વિના નજ નિષેવન કરે કિંતુ ભક્તિથી સર્વ ભોગ્ય વસ્તુમાત્ર ભગવાનને નિવેદન કરે, જે પુરૂષ ભોગ્ય પદાર્થો સ્વાર્થે ઉપયોગ કરે તે વૈષ્ણવજ ન કહેવાય, જે પુરૂષતો તમામ ભોગ્ય વસ્તુઓ ભગવાનનુંજ એક શેષ કરી દે છે તેજ વૈષ્ણવ કહેવાય 'अम्बरीष ! नवं वस्त्रं फलमन्नं रसादिकम् । कृत्वा विष्णूपभोग्यं तु सदा सेव्यं हि वैष्णवैः' એમ પદ્મપુરાણમાં કહ્યુ છે 'पत्रं पुष्पं फलं तोयमन्नपानाद्यमौषधम् । अनिवेद्य न भुञ्जीत यदाहाराय कल्पितम्' એમ બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે 'सर्वलाभोपहरणं' એમ ભાગવતમાં

निवेद्य हरये निषेवेत च वैष्णवः ॥४२॥ देवान् पितृंश्च तैरेव वासुदेवधियाऽर्चयेत् । यथाकालं च पित्रादेः श्राद्धं कुर्याद्यथाविधि

કહ્યું છે ॥૪૨॥ પંચ મહાયજ્ઞો કરવા એમ પ્રથમ કહ્યુ છે તેમાં વૈષ્ણવને વિશેષ કહેછે-દેવતાઓ અને પિત્રિઓનુ વાસુદેવબુદ્ધિથીજ અર્ચન કરે, એટલે ઈન્દ્રાદિ દેવો જેમનું શરીર છે એવા વાસુદેવજ સકળ ફળ આપનારા અને એજ સમારાધન કરવા યોગ્ય છે એવી તત્ત્વદૃષ્ટિપૂર્વક 'આ દેવો વાસુદેવાત્મક છે' એમ માનીને પૂજન કરે આવી રીતે પૂજન નહિ કરતા સ્વતંત્ર રીતે પૂજન કરનારાઓને તો જે ફળ થાય તે અંતવાળુ અલ્પ થાય છે અને તેઓ તત્ત્વદર્શીપણુ ગણાય નહિ તે ભગવાને કહ્યુ છે— "अन्तवत्तु फल तेषां तद्भवत्यल्पमेधसाम् । देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च । न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ यान्ति देवव्रता देवान् पितृन् यान्ति पितृव्रताः । भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥" ઈત્યાદિ આવી રીતિથી અનુષ્ઠાન કરેલા કર્મોજ જ્ઞાનાદિકમાં અંગભૂત થઈ શકે, ધર્માદિકનું ભક્તિના અંગપણેજ ઉપાદેયપણુ પ્રથમ ઉપક્રમ કર્યું છે. સ્મૃતિમા દેવયજ્ઞ ભૂતયજ્ઞ પિતૃયજ્ઞ ઈત્યાદિ કહેછે તેતો અવિદ્વદ્દૃષ્ટિથી તેતે દેવ પિત્રાદિકનુ તર્પણ થાય છે, વિદ્વાનોનેતો તેપણ વાસુદેવના આરાધનરૂપજ થાય છે, માટેજ ભાગવતમાં-'देवर्षिभूतात्मनृणां पितृणां न किङ्करो नायमृणी च राजन् ! । सर्वात्मना यः शरणं शरण्य गतो मुकुन्दम्' એમ કહ્યુ છે. અર્ચનમાં ઉપકરણ દ્રવ્ય કહેછે-'तैरेव' જે સાક્ષાત્ વાસુદેવના આરાધનમા ઉપકલ્પેલા પુષ્પાદિક હોય તેનાથીજ બીજા દેવોનુ પૂજન કરે અથવા 'આતો વાસુદેવના છે એટલે તેમના શેષભૂત છે' એવી બુદ્ધિ એટલે વાસુદેવના ભક્તો છે એવી બુદ્ધિથી વાસુદેવના આરાધન કરતા બાકી રહેલા (પ્રસાદીભૂત)થીજ અર્ચન કરે અર્થાત્ ભગવાનને નહિ નિવેદન કરેલા પદાર્થોથી બીજા દેવ પિત્રીઓનું પૂજન કરવું ન્યાયયુક્ત નથી પ્રસંગાત્ પિત્રાદિ શ્રાદ્ધમાં કવ્ય (પિત્રીઓને અપાતા અન્નાદિ) દ્રવ્યનો નિયમ જણાવતા થકા શ્રાદ્ધ કરવાનુ કહેછે-યથાવિધિ યથાકાળ પિત્રાદિકનુ શ્રાદ્ધ પૂર્વોક્ત અ-

॥४३॥ अकृष्टपच्यैर्मुन्यन्नैः कर्तव्यं श्राद्धकर्म च । व्रीह्याद्यैः कृष्टपच्यैर्वा धान्यैस्तु शुचिभिः सति ! ॥४४॥ मांसं त्वापद्यपि क्वापि श्राद्धे देयं न कर्हिचित् । अहिंसाधर्मपरमा वैष्णवाः पितरो यतः

દ્ધિથીજ કરે ॥૪૩॥ હે સતિ ! કૃષ્યાદિકની અપેક્ષા વિના સ્વય ઉગીને પાકેલાં નભારાદિક મુનિઅન્ન અથવા કૃષ્યાદિકથી પાકેલાં, શુદ્ધ (મનુએ કહેલા સ્વભાવાદિ દોષે વર્જીત અથવા કેશકીટાદિકથી નહિ દૂષિત થએલાં) વ્રીહ્યાદિ અન્નથી તે શ્રાદ્ધકર્મ કરવું 'स्वभावकालसंसर्गनिमित्तपरिणामतः । भावाश्रयप्रदुष्टं च नित्यमन्नं विवर्जयेत्' એમ મનુએ કહ્યું છે ॥૪૪॥ મહા આપત્કાળની પ્રાપ્તિમાંપણુ કોઈ તીર્થાદિ દેશમાંપણ સંક્રાતિ આદિક પુણ્યાહ કાળમાં પણ માંસથી શ્રાદ્ધ ન કરવું, કારણ કે વૈષ્ણવો અહિંસાધર્મપરમ છે એટલે વૈષ્ણવોને સર્વ ધર્મની અપેક્ષાએ અહિંસાજ પરમ ધર્મ છે. વિષ્ણુ ભગવાન્ કેવળ સત્વના પ્રવર્તક છે અને તે સત્ત્વમયપ્રવૃત્તિથીજ સમારાધ્ય છે. જે પુરૂષો વિષ્ણુનેજ પરમ પ્રાપ્ય માને છે એજ મુમુક્ષુ કહેવાય, આવા મુમુક્ષુ વૈષ્ણવને રાજસ તામસઅનુચિત હિંસાગર્ભિત કર્મમાત્ર ત્યાજ્યજ છે, માટે વૈષ્ણવોએ મુનિઅન્નથી અથવા વ્રીહ્યાદિકથી શ્રાદ્ધ કરવું. પિત્રિઓ માંસ પ્રિય છે એમ પણ નથી. તેતો पितरः–છે એટલે મનુષ્યોની માફક સ્વતઃ રૂચિ કશામાં તેમને નથી કિંતુ તેઓ કવ્યના ત્યાગમાં (અર્પણમાં) કેવળ ઉદ્દેશભૂત છે એટલે એમને ઉદ્દેશીને કવ્યનું અર્પણ થાય છે, આનેજ પિત્રીપણું કહેછે. જેમ હવિષના ત્યાગમાં ઉદ્દેશપણુ એજ દેવતાત્વ છે એવુંજ આ પિતૃત્વ છે. હવિ કવ્ય દ્રવ્ય નિયમતો 'यदन्नाः पुरुषा राजंस्तदन्नाः स्तस्य देवताः' એમાં કહેલા પ્રકારવાળો છે. જે હેતુ માટે શ્રાદ્ધ કરનારા વૈષ્ણવો છે તે હેતુમાટે તે પિત્રિઓપણ મુન્યન્ન અને વ્રીહ્યાદ્યન્ન પ્રિય થાયછે. અથવા-यतस्तेऽपि वैष्णवाः–એટલે તેપણ વિષ્ણ્વાત્મકત્વ દૃષ્ટિથી અથવા વિષ્ણુભક્તત્વબુદ્ધિથી આરાધ્યમાન થતાં વૈષ્ણવોને આ રીતે પિત્રિઓ વૈષ્ણવો થાય. તે પિત્રિઓ આવા વૈષ્ણવપણાના ભાવ સીવાય કેવળ પિતૃભાવથી ઉદ્દેશભૂત નથી માટે તેપણ આ રીતે વૈષ્ણવો છે તો માંસાદિકથી તેઓ તર્પણને યોગ્ય નથી. અથવા વસ્તુતાએજ તેઓ વૈષ્ણવ–વિષ્ણુભક્ત

॥४५॥ मद्यं मांसं च यस्मै स्यान्निवेद्यं यस्य चाग्रतः । स्याज्जीवहिंसा तं देवं देवीं चापि न मानयेत् ॥४६॥ देशकालानुसारेण तीर्थानि च व्रतानि च । कुर्वीत स यथाशास्त्रं स्वाधिकारानुसारतः ॥४७॥ पुण्यदेशे पुण्यकाले पुण्यपात्रे विशेषतः । पुण्यं कुर्वीत यत्किञ्चिद्भवेदक्षयमेव तत् ॥४८॥ आढ्यस्तु कारयेद्रम्यं दृढं श्रीविष्णुमन्दिरम् । वृत्तिदानेन पूजायाः प्रवाहं वर्तयेद्धरेः ॥४९॥ अहिंसान्वैष्णवान्यज्ञान्कुर्यात्प्रचुरदक्षिणान् । वापीकूपतडागादीन्विष्णवर्थांश्चापि कारयेत् ॥५०॥ प्रचुराज्यसितैर्भोज्यैः साधून्वि-

---

અને અહિંસાધર્મપરમ છે માટે માંસથી તેમનું તર્પણ ન કરવું એવો આશય છે ॥૪૫॥ પ્રસંગાત્ કહેછે—જે દેવ કે દેવીને મદ્યમાંસનું નિવેદન થતું હોય તથા જેની આગળ જીવહિંસા થતી હોય એવા દેવ કે દેવીને પણ દર્શન-વંદનાદિ સત્કાર કરે નહિ ॥૪૬॥ સમીચીન અસમીચીન દેશકાળને અનુસારે એકાદશ્યાદિ વ્રતો અને દ્વારકા આદિક તીર્થો પોતાના અધિકાર ( નિરોગિત્વ-સબળત્વ-સધનત્વરૂપ અથવા બુભુક્ષુ-મુમુક્ષુત્વરૂપ )ને અનુસારે યથાશાસ્ત્ર કરે ॥૪૭॥ પુણ્ય એવા દેશ કાળ અને પાત્રમાં કરેલું જે કાંઈ દાનાદિ પુણ્ય છે તે અક્ષય ફળમાટે કલ્પાય છે માટે દેશકાળાદિકનો વિશેષ વિચારીને દાનાદિ પુણ્ય કરવું ॥૪૮॥ ધનાઢ્ય ગૃહસ્થતો પોતાનું ધન નિરંતર ભગવત્પૂજામાંજ જે રીતે ઉપયોગ થાય એ રીતે રમણીય દૃઢ વિષ્ણુમંદિરની પ્રતિષ્ઠા કરાવીને પ્રતિષ્ઠા કરેલા વિષ્ણુની પૂજા પ્રતિદિન પ્રવાહરૂપે પ્રવર્તે એ રીતે ધનક્ષેત્રાદિ સ્થિર વૃત્તિદાન કરીને કરાવે ॥૪૯॥ વળી આઢ્ય ગૃહસ્થ પ્રાણી હિંસાએ રહિત, અધિક દક્ષિણા જેમાં છે, વિષ્ણુ દેવતા જેમાં છે એવા યજ્ઞો કરે. અને ભગવત્પૂજાપ્રવાહમાં ઉપયોગી થાય એવા વાવ્ય કુવા તલાવ વિગેરે પણ કરાવે. આ પૂર્વોક્ત સર્વ પુણ્ય કર્મ પરમાત્મપ્રસન્નતા માટેજ કરે પણ બીજા ફળાનુસંધાનથી ન કરે, જે ફળ થાય તેતો ક્ષુદ્ર અને ક્ષયિષ્ણુ થાય માટે ફળ ન ઇચ્છે ॥૫૦॥ ધનાઢ્ય ગૃહસ્થ સાધુઓ અને વિપ્રોનું ક્યારેયપણ અપમાન ન કરે કિંતુ ઘણું ઘી સાકર જેમાં છે એવાં ઇષ્ટ શ્રેષ્ઠ મિષ્ટાન્નોથી અતિ તૃપ્ત કરે.

म्रांश्च तर्पयेत् । नावमन्येत तान् क्वापि सत्सु निष्कपटो भवेत् ॥५१॥ नातिलोभी नातिकामी नातिक्रोधी न मत्सरी । नातिमानी भवेत्क्वापि दयां कुर्वीत देहिषु ॥५२॥ आसन्नसम्बन्धहीना विधवाः स्त्रीरनापदि । न स्पृशेद्बुद्धिपूर्वं तु गृहस्थोऽपि कदाचन ॥५३॥ स्वस्य मात्रा भगिन्यापि दुहित्रा वा कदाचन । नैव तिष्ठेद्रहःस्थाने

---

સાધુ આગળ સદાય નિષ્કપટપણે વર્તે પણ કાંઈ કપટ કરે નહિ ॥૫૧॥ ગૃહસ્થપણ ક્યારેયપણ **અતિલોભી** ન થાય યદ્યપિ ગૃહસ્થ દેહગેહાદિકને ક્ષણક્ષયિષ્ણુ જાણતો હોય તથાપિ પોતાના પોષ્યવર્ગના પરિપોષણરૂપ ધર્મપ્રયોજનમાટે અશનવસનાદિકમા લોભ (તમામ ત્યાગ ન કરી દેવારૂપ) તેણે કરવોજ જોઈએ તથાપિ અતિલોભ એટલે ધર્મમર્યાદાને ઉલ્લંઘન કરીને પ્રવર્તતો લોભતો નજ કરવો તથા **અતિકામી** ન થાય એટલે ધર્મે પ્રજોત્પત્તિના પ્રયોજન પુરતો કામ ગૃહસ્થને અત્યંત અપેક્ષિત છે, પરતુ તેનાથી વિપરીત પ્રવૃત્તિવાળો કામતો અતિકામમાં ગણાય માટે તેનો ત્યાગ કરવો **અતિક્રોધી** નથાય એટલે કામનીપેઠે ક્રોધ પણ ધર્મમર્યાદાને ઉપમર્દન કરનારા દુર્જનોના નિગ્રહમાં ઉપયોગી એવો તો ગૃહસ્થને સમુચિત છે, પરતુ ધર્મપથને પ્રતિકૂળ થઇને પરપીડામાજ પર્યવસાન પામે એવો અતિક્રોધ તો ત્યાજ્ય છે. **અતિમત્સરી** ન થાય. પરપ્રકર્ષના અમર્ષનરૂપ મત્સર તો સર્વથા ત્યાજ્યજ છે **અતિમાની** ન થાય એટલે 'હુ બ્રાહ્મણ છુ, હું ક્ષત્રિય છુ' એવું માન જે પોતપોતાના ધર્મમાર્ગમા પ્રવર્તનરૂપ પ્રયોજનપર્યવસાયી થાય એવું તો અત્યંત અપેક્ષિત છે, પરતુ 'મારાથી આ કનિષ્ઠ છે અને હુંતો એનાથી અતિ ઉત્કૃષ્ટ છુ' એ રીતે માનીને પરનુ અપમાન કરવારૂપજ ફળવાળુ થાય તેતો અતિમાન કહેવાય, તેતો ત્યાજ્યજ છે તથા પ્રાણિમાત્રની ઉપર દયા યથાશક્તિ યથોચિત રાખે ॥૫૨॥ ગૃહસ્થ પુરૂષપણ સમીપ સબધે વર્જીત એવી વિધવા વનિતાઓનો વિપત્તિ વિના જાણી જોઇને તો ક્યારેયપણ સ્પર્શ કરે નહિ (સમીપ સબધવાળી વિધવાઓનો સ્પર્શ કરવામાં તો દોષ નથી) ॥૫૩॥ ગૃહસ્થ પુરૂષ પોતાની યુવા વયની સાક્ષાત્ માતા કે અપરમાતા, ભગિની અને દુહિતા

गृही चापदमन्तरा ॥५४॥ तीर्थादावात्मनो घातमात्मनश्च परस्य वा । मुक्तयेऽपि न कुर्वीत धर्मनिष्ठः सदा भवेत् ॥५५॥ स्त्रीभिः सभर्तृकाभिश्च देववत्स्वपतिः सदा । सेव्यः पतिव्रताधर्मे स्थित्वा

સાથે પણ એકાંત સ્થળમાં આપત્તિ અવસર સીવાય ક્યારેયપણ વસે નહિ. બીજી ગતિ ન હોય ત્યારે તો દેશ કાળને અનુસારે યાવત્પ્રયોજન રહે. 'मात्रा स्वस्रा दुहित्रा या नाविविक्तासनो भवेत् । बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥' એમ ભાગવતમાં કહ્યુંછે ॥૫૪॥ આત્મા-દેહનો. ઘાત પ્રયાગાદિ તીર્થાદિકમાંપણ નજ કરવો. કેટલાક મંદો પોતાથી દુઃખ સહન ન થતાં તીર્થાદિકમાં ગંગાજળમાં પતન, પર્વત ઉપરથી પતન અને અગ્નિપ્રવેશ વિગેરે ઉપાયથી તનુત્યાગને નહિ પ્રત્યવાય આપનારો માનીને તેનો પ્રયત્ન કરે છે. તથા પરસ્ય-પોતાના રિપુનું ગંગાદિતીર્થોમાં મારણ નહિ પ્રત્યવાય પમાડનારૂં માનીને પરના ઉપઘાત માટે પણ પ્રયત્ન આદરે છે. આવું કર્મ સર્વ પ્રકારે પ્રબળ પ્રત્યવાય આપનારૂંજ થાય છે, માટે પોતાના દેહનો કે બીજા રિપુ આદિકના દેહનો ઘાત તીર્થમાંપણ નજ કરવો. કિંબહુના-મુક્તિ મેળવવા માટે પણ નજ કરવો. કેટલાક અજ્ઞાનિઓ તીર્થાદિકમાં તનુત્યાગથી મુક્તિ માને છે તે પણ અત્યંત ખોટું છે, માટે તેમ નજ કરે પણ સદા-યાવજ્જીવિત ધર્મનિષ્ઠ થાય. અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિતો તેનાથીજ થાયછે. શ્રુતિમાં કહ્યું છે કે-'तस्मादुह न पुराऽऽयुषः स्वःकामी प्रेयात्' ॥૫૫॥ હવે સ્ત્રીયોના ધર્મો કહુંછું—સભર્તૃકા સ્ત્રીયો -જેનો ભર્તા વિદ્યમાન હોય એવી સ્ત્રિયોએ ( આ ઉપરથી સેવ્યતામાં પતિની સત્તામાત્રની અપેક્ષા છે એટલે પતિ વિદ્યમાન જોઇએ પણ તેની અનુકૂળતા આદિકની અપેક્ષા નથી એમ વ્યંજીત થાયછે, કેમકે 'सभर्तृकाभिः' એવો નિર્દેશ કર્યો છે. ) પતિ પ્રતિકૂળ હોય કે અનુકૂળ હોય, યુવા હોય કે વૃદ્ધ હોય, અરોગી હોય કે રોગી હોય પણ તે ઇષ્ટદેવની પેઠ સદા સેવવા યોગ્ય છે, કેમકે આતો પતિવ્રતાનો સ્વધર્મ છે. ઇન્દ્રિયોનું સાહજીક ચપળપણું તો પાપરૂપ અનર્થ માટેજ થાય છે માટે ચપળતા જીતીને પતિપરાયણતામાં સ્થિતિ રાખવી એજ આ લોક પરલોકમાં સુખ સારૂ

सन्त्यज्य चापलम् ॥५६॥ विधवाभिश्च नारीभिः पतिबुद्ध्या रमापतिः । सेवनीयः स्वदेहश्च कर्शनीयो व्रतादिभिः ॥५७॥ नेक्षेत न स्पृशेत्क्वापि स्वसम्बन्धिजनेतरम् । विधवा नरमात्रं च त्यागवान् योषितं यथा ॥५८॥ पित्रा पुत्रादिना वापि विधवा तु रहःस्थले । आपत्कालं विना नैव सह तिष्ठेत्कदाचन ॥५९॥ तृतीय आयुषो भागे गृहस्थो वनमाविशेत् । सस्त्रीकः स्त्री सुशीला चेद-

થાયછે 'पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम्' 'भर्तुः शुश्रूषणं स्त्रीणां परो धर्मो ह्यमायया' એમ ભાગવતમાં કહ્યુંછે ॥૫૬॥ વિધવા વનિતાઓએ પ્રતિમારૂપ રમાપતિ પરમાત્મા નારાયણની 'આજ મારા નિરૂપાધિક પતિ છે' એવી બુદ્ધિથી યથાશક્તિ સેવા કરવી ભગવાનજ સર્વના સાચા પતિ છે 'पतिं विश्वस्य' 'पति पतीनां' 'स वै पतिः स्यादकुतोभयः' એવી શ્રુતિ સ્મૃતિ છે 'विष्णोस्तु सेवनं कुर्यात्पतिबुद्ध्या न चान्यथा' એમ સ્કંદપુરાણમા વિધવાધર્મમાં કહ્યું છે વિધવા યાવજ્જીવિત કૃચ્છ્રચાંદ્રાયણ–સદા એકાહાર–અલ્પાહાર વિગેરે વ્રતોવડે સ્વશરીરને કૃશ કરે, આ ઈન્દ્રિયનિગ્રહનો ઉપાય છે ॥૫૭॥ જેમ ત્યાગી પુરૂષ નારીમાત્રના પ્રસગને સર્વથા પરિત્યાગ કરીને દૂર રહે તેમ વિધવાઓએ પોતાના સમીપ સબધ સીવાયના નરમાત્રનો નિરીક્ષણ–સ્પર્શાદિ પ્રસગપણ સર્વપ્રકારે પરિત્યાગ કરીને દૂર રહેવુ 'નરમાત્ર' એમ કહેલુ હોવાથી વૃદ્ધ હોય કે યુવા હોય સર્વપ્રકારે પુરૂષપ્રસગ પરિત્યાજ્ય છે એમ જણાવ્યું છે ॥૫૮॥ યુવા વયની વિધવા વનિતા વિપત્કાળ વિના યુવા વયના પિતાપુત્રાદિ સબધિ જનની સાથેપણ એકાતસ્થળમાં ક્યારેયપણ નજ રહે (કિંચિત્ આવશ્યક કાર્યપ્રસગમા દોષ નથી) ॥૫૯॥ હવે વાનપ્રસ્થાશ્રમનો ગ્રહણપ્રકાર કહેવાપૂર્વક તેના ધર્મો ચાર શ્લોકથી કહેછે—આયુષના શત વર્ષોને ચાર ભાગે વિભાગ કરી તેના ત્રીજા ભાગમાં (એકાવનમા વર્ષને આરભીને) ગૃહસ્થ વનમા પ્રવેશ કરે, તેમાં 'गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः । अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्' એવી સ્મૃતિ છે 'अयं च वनप्र-

१ 'समुत्का' इति पाठान्तरम् ।

न्यथा त्वेकलः स्वयम् ॥६०॥ तत्र ग्रीष्मे पञ्चतपा उदवासश्च शैशिरे । आसारपाट्ट वर्षासु भवेद्विष्णुपरायणः ॥६१॥ वन्यैरेवाग्निहोत्रादि कुर्याद्धान्यफलादिभिः । अन्यर्थं च कुटीं कुर्यात्स्वयं तु वहिरावसेत् ॥६२॥ अकृष्टपच्यैरन्नाद्यैर्जीवेत्स्वयमुपाहृतैः । यथा-

वेशो जराजर्जरकलेवरस्य जातपौत्रस्य वा' એમ વિજ્ઞાનેશ્વર કહેછે દારાનો સગ્રહ ન કર્યો હોય એવાનેપણ વનપ્રવેશનો અધિકાર છે તે વિજ્ઞાનેશ્વરે 'अविलुप्तब्रह्मचर्यो यमिच्छेत्तमाविशेदित्यकृतगार्हस्थ्योऽपि वनवासेऽधिक्रियत एव' એમ કહ્યુ છે પત્નીને પોતાના પુત્રાદિકને સોંપીને પોતે એકાકીજ વનમા પ્રવેશ કરે પત્ની જો સુશીલા–પતિપરિચર્યાનેજ પરમપ્રયોજન માનવારૂપ શ્રેષ્ઠ શીલસપન્ન હોય તો તેને સાથે લઇને વનમા જાય 'समुत्का' એવો પાઠ હોય તો પતિપરિચરણ વિના પુત્રાદિપાસે રહેવામા તદ્દન મન ઉપડી ગયુ હોય તો સાથે લઇને જાય ॥૬૦॥ તેના તપશ્ચર્યાનો પ્રકાર કહેછે—વનમાં વસેલો વાનપ્રસ્થ ગ્રીષ્મકાળમા ચાર દિશામા ચાર અગ્નિઓ અને ઉપર એક આદિત્ય એ રીતે પચાગ્નિના મધ્યમા રહીને તપશ્ચર્યાપરાયણ થાય માર્ગશીર્ષાદિ શીતઋતુમા જળમા વાસ કરીને તપતત્પર થાય શ્રાવણાદિ ચાર માસમા વૃષ્ટિધારાપાતને સહનશીલ થઇને ઉઘાડા પ્રદેશમા રહીને તપ કરે ગ્રીષ્માદિ ત્રણ ઋતુમા સવત્સરની સપત્તિ આવી જાય છે એવા અભિપ્રાયથી આવુ વ્યાખ્યાન કર્યું છે 'ग्रीष्मे पञ्चाग्निमध्यस्थो वर्षासु स्थण्डिलेशयः । आर्द्रवासास्तु हेमन्ते शक्त्या वापि तपश्चरेत्' આ વચનનુ વ્યાખ્યાન કરતા વિજ્ઞાનેશ્વરેપણ 'त्रिऋतुः सवत्सरः ग्रीष्मो वर्षा हेमन्त इति दर्शनात्' ઇત્યાદિકથી એમજ વ્યાખ્યાન કર્યું છે આ રીતે તપશ્ચર્યા કરવાપૂર્વક વિષ્ણુપરાયણ થાય ॥૬૧॥ કૃષ્યાદિકની અપેક્ષા વિના વનમાજ નિપજેલા નમારાદિ ધાન્ય અને યથાકાળ થએલા ફળ કદમૂળાદિકથીજ અગ્નિસાધ્ય સર્વે કર્મો કરે 'अफालकृष्टेनाग्नींश्च पितृन्देवातिथीनपि' એમ યાજ્ઞવલ્કયે કહ્યુ છે. અગ્નિ રાખવામાટે પર્ણકુટી કરે પણ પોતાના વાસમાટે નહિ, પોતેતો બહારજ વસે ॥૬૨॥ ખેડ્યા વિના સ્વય પરિપક્વ થએલા અને પોતેજ આણેલા શ્યામાં નમાર તથા કદાદિકવડે જીવિકા કરે એરીતે

शक्ति वने स्थित्वा ततः सन्न्यासमाश्रयेत् ॥६३॥ कन्थामेकां च कौपीने द्वे तदाच्छादने च सः। बिभृयाद्वाससी दण्डं वैणवं च कमण्डलुम् ॥६४॥ अष्टाक्षरं जपेन्नित्यं नारायणपरो यतिः। भक्तिमेव हरेः कुर्याज्ज्ञानविज्ञानसंयुतः ॥६५॥ वर्षाकालं विनैकत्र न वसेत्स त्वनापदि। शुचिविप्रगृहे भैक्षं कुर्यान्नित्यं सकृन्मितम् ॥६६॥ एकादश्यादीनि हरेर्व्रतानि विधिना चरेत्। पालयेद्ब्रह्मचर्यं च जितात्मा च जितेन्द्रियः ॥६७॥ वानप्रस्थश्च सन्न्यासो निषिद्धौ

वनमां यथाशक्ति तप तपीने मननी निर्मळता पामतां संन्यास स्वीकार करे ॥६३॥ सर्व परिग्रहनो जेणे परित्याग कर्यो छे एवा संन्यासीने आश्रमना अंगभूत दंड-कमंडळु-कंथा-कौपीनमात्र परिग्रह करवानो कहे छे—संन्यासी बे कौपीन, तेने आच्छादन करनारां बे बहिर्वास नामनां वस्त्र अने एक कंथाने धारण करे. वेणुनो बनावेलो दंड अने कमंडळु धारण करे. आथी बीजुं धारण न करे ॥६४॥ आवो यति नारायणपरायण थईने 'ॐ नमो नारायणाय' अथवा धर्मदेवने उपदेश करेला अष्टाक्षरमंत्रनो नित्य जप करे. आत्मा परमात्माना शास्त्रजन्य ज्ञान अने योगाभ्यासजन्य विज्ञानथी संपन्न थईने एक हरिभक्तिनेज करे, केमके विज्ञाननुं फळ भक्ति करवी एज छे ॥६५॥ संन्यासीतो गाममां एक रात्रि रहे. वर्षाकाळ विना तेमज विपत्ति विना एकज स्थळमां न वसे. प्रतिदिन पवित्र विप्रना घरमां भिक्षा करे. ते भिक्षा एकवार करे—रात्रिएपण न करे, तेपण मित-शरीरधारणमात्र पर्याप्त करे ॥६६॥ वानप्रस्थ अने संन्यासीना धर्मो साधारणपणे कहुंछुं—एकादशी आदिक हरिनां व्रतो यथाविधि करे. न करे तो तेने दोष नारदीयपुराणमां कह्यो छे—'एकादश्या विना रण्डा यतिश्च सुमहामते!। पच्यते ह्यन्धतामिस्रे यावदाभूतसम्प्लवम् ॥' वळी ब्रह्मचर्यव्रत मन इन्द्रियोने जीतीने-अप्रस्खलितपणे पालन करे ॥६७॥ एक हवे विशेष कहुंछुं—वानप्रस्थ अने संन्यास आश्रम कलियुगमां निषेध कर्या छे 'चत्वार्यब्दसहस्राणि चत्वार्यब्दशतानि च। कलेर्यदा गमिष्यन्ति तदा त्रेतापरिग्रहः। सन्यासश्च न कर्तव्यो ब्राह्मणेन विजानता'

भवतः कलौ । अतो विरक्तो वर्णी वा गृही त्रैवर्णिकोऽपि च ॥६८॥ वासुदेवीं महादीक्षां गृहीत्वा वैष्णवो भवेत् । स्वाश्रमस्थो ब्रह्मचर्यं पालयन्स हरिं भजेत् ॥६९॥ त्यक्त्वा वा स्वगृहमसौ साधुमण्डलमध्यगः । साधुशीलो भजेत्कृष्णं यथा प्राग्भरतो जडः ॥७०॥ नेक्षेत न स्पृशेद्बुद्ध्या काष्ठजामपि योषितम् । हिरण्यादि धनं जह्यात्त्यागी निजहितोद्यतः ॥७१॥ स्त्रीस्त्रैणसङ्ग एको हि

એવી વ્યાસ સ્મૃતિ છે 'वानप्रस्थश्च सन्न्यास इत्युभावाश्रमौ मुने ! । दुष्कररत्वात्कलियुगे न ग्राह्याविति निश्चय.' એમ સ્કદપુરાણમા કહ્યુ છે, માટે ગૃહી કે વર્ણી જો વિરક્ત હોય તો તે ત્રણેય વર્ણનો પુરૂષ વૈષ્ણવી મહાદીક્ષા સ્વીકારીને વૈષ્ણવ-વિષ્ણુભજનમાત્ર એક શેષ (અગ) થાય એવા સકળ વ્યાપારવાળો થાય, વનપ્રવેશથી કે સન્યાસસ્વીકારથી કશો વિશેષ નથી, સર્વ કોઈ આશ્રમમા નિ શ્રેયસ સારૂતો ભક્તિજ છે આ ભક્તિ જો અનન્ય પ્રયોજનવાળી સિદ્ધ થાય તો જે કોઈપણ આશ્રમમા રહેનારાનેપણ નિ શ્રેયસ સુલભજ છે આવી એકાતિકી ભક્તિ વૈષ્ણવી મહાદીક્ષાથી સિદ્ધ થાય છે, માટે પોતપોતાના બ્રહ્મચર્યાશ્રમમા કે ગૃહસ્થાશ્રમમા રહીનેપણ વૈષ્ણવી મહાદીક્ષા પામીને વિષયસેવનનો પરિત્યાગ કરીને, અપ્રસ્ખલિત બ્રહ્મચર્યમા નિષ્ઠાવાળો થઇને, સમગ્ર વર્ણાશ્રમના વ્યાપારો વિષ્ણુપ્રીણનૈકપ્રયોજનવાળા કરીને, નિરતર શ્રીહરિનુ ભજન કરે ॥૬૮-૬૯॥ અથવા તે વિરક્ત વર્ણી કે ત્રણ વર્ણનો ગૃહસ્થ પોતાના ઘરનો ત્યાગ કરી જડભરતના જેવા ચરિતવાળા સાધુઓના મડળમા પ્રવેશ કરીને, ( સદ્ગુરૂથકી દીક્ષા પામીને ) તેમના જેવા નિર્લોભત્વાદિ સાધુ સ્વભાવવાળો થઇને, જડભરતની પેઠે દેહાનુસધાને રહિત થઇને કૃષ્ણભક્તિ કરે ॥૭૦॥ હવે આ સાધુઓના ધર્મો કહુંછું—નિજ નિ શ્રેયસરૂપ પરમ હિતમા તત્પર એવો ત્યાગી પુરૂષ ( ગૃહત્યાગ કરી સાધુમડળમા અનુપ્રવેશ કરી વૈષ્ણવી દીક્ષાવિશેષને પામેલો ) કાષ્ઠથી કરેલી પણ નારીપ્રતિમાને બુદ્ધિપૂર્વક સ્પર્શ કરે નહિ તેમ જુવે નહિ 'काष्ठजा' આ પદ ઉપરથી પાષાણ-ધાતુ-ચિત્રકૃત સ્ત્રીપ્રતિમાપણ જાણી લેવી, એટલે તેનોપણ સ્પર્શ નિરીક્ષણ ન કરે તથા ત્યાગી સુવર્ણ રૂપુ

मुक्तानामपि बन्धकृत् । हरिमेकं विनाऽस्तीति सर्वथा तं परित्यजेत् ॥७२॥ ध्यानं भक्तिस्तपो योगस्त्यागः सच्छास्त्रचिन्तनम् । इत्यादयो गुणा व्यर्था भवन्ति स्त्रीप्रसङ्गतः ॥७३॥ कृष्णाहिभ्य इव स्त्रीभ्यो मुमुक्षुर्विभियात्ततः । समाधिनिष्ठां प्राप्तोऽपि पुमांस्ता दूरतस्त्यजेत् ॥७४॥ कामं लोभं क्रुधं मानं ग्राम्यस्नेहं रसैषणाम् ।

---

આદિક ધનનો સર્વથા ત્યાગ કરે ॥૭૨॥ સ્ત્રી અને સ્ત્રૈણ (સ્ત્રીલંપટ પુરૂષ)નો સંગતો જેનાં કર્મબીજ પ્રક્ષીણ થઈ ગયાંછે એવા મુક્તપ્રાય થએલા જડભરત જેવાનેપણ ફરીથી બંધનમાં હેતુ થાયછે. તેના બંધનના વિરોધિ તો એકલા પ્રભુ શ્રીહરિજ છે. હરિ નારાયણ વિનાના બીજા સર્વે તેમની માયાથી મોહિત થઈ જાયછે 'तत्सृष्टसृष्टसृष्टेषु कोऽन्वखण्डितधीः पुमान् । ऋषिं नारायणमृते योषिन्मय्येह मायया' એમ ભાગવતમાં કહ્યું છે. માટે જીતેન્દ્રિય અને કર્મબીજ પ્રક્ષીણ થએલા પુરૂષનેપણ જ્યાંસુધી પ્રારબ્ધ દેહનો સંબંધ છે ત્યાંસુધી ભીતિથીજ સ્ત્રીસ્ત્રૈણસંગથી સર્વદા દૂર રહેવું 'न तथाऽस्य भवेन्मोहो बन्धश्चान्यप्रसङ्गतः । योषित्सङ्गाद्यथा पुंसो यथा तत्सङ्गिसङ्गतः' એમ ભાગવતમાં કહ્યું છે ॥ કારણ કે-સ્ત્રીના પ્રસંગથી આત્મપરમાત્માનું જ્ઞાન, પ્રીતિપૂર્વક ભક્તિ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ, અષ્ટાંગયોગ, દાન, સચ્છાસ્ત્રસંશીલન, ઇત્યાદિ સર્વે પણ સદ્‌ગુણો નિશ્ચે નિષ્ફળ થઈ જાય છે. તે ભાગવતમાં કહ્યું છે કે—'सत्यं शौचं दया मौनं बुद्धिर्ह्रीः श्रीर्यशः क्षमा । शमो दमो भगश्चेति यत्सङ्गाद्याति संक्षयम् ॥' તથા 'किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा । किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥ तस्मात्सङ्गो न कर्तव्यः स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियैः । विदुषां चाप्यविस्रब्धः षड्वर्गः किमु मादृशाम्' ઇત્યાદિ ॥૭૨-૭૩॥ માટે સમાધિસંપત્તિને પામેલો પણ પુરૂષ 'હું સિદ્ધસમાધિ છું માટે મારે પ્રસ્ખલનનો પ્રસંગ નથી' એ રીતે નિર્ભય થઇને ન રહેવું. કાળી નાગણથકીજ જેમ એમ નારીથકી મુમુક્ષુ સાધુ ભયશીલ થાય અને તે નારીનો દૂરથીજ ત્યાગ કરે ॥૭૪॥ મુમુક્ષુ ત્યાગી આ ષટકનો અવશ્ય ત્યાગ કરે, કેમકે આ કામાદિક ષટક નરકનું દ્વાર-પ્રવેશ સ્થાન છે. કયું ષટકતો—કામ, ક્રોધ, લોભ, માન-પરના અપ-

द्वाराण्येव पदेतानि निरयस्येति सन्त्यजेत् ॥७५॥ ब्रह्मचर्यं सोऽष्टविधं रक्षंस्त्यागी जितेन्द्रिय- । हरेर्नवविधां भक्तिं प्रीत्या कुर्वीत सर्वदा ॥७६॥ विहीनां सेवया विष्णोरसौ मुक्तिं चतुर्विधाम् । अपि नेच्छेच्च कैवल्यं तुच्छं स्वर्गादि किं पुन- ॥७७॥ विष्णुसेवेतरादोपवासनोन्मूलनोद्यतः । अलब्धात्मप्रवेशावकाशोऽन्त'शत्रुभिश्च स: ॥७८॥ देशकालक्रियाशास्त्रसङ्गादीनसतस्त्यजन् । सतस्तांश्च श्रयन्नित्यं वर्तेताध्वनि सच्छ्रिते ॥७९॥ सर्वेष्वेतेषु

માનમાત્ર એક કારણભૂત ગર્વ, ગ્રામ્ય-વિષયસેવિઓની સાથે સ્નેહ અને રસલોલુપતા આ છો છે 'त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥' એમ ગીતામા કહ્યુ છે ॥૭૫॥ તે ત્યાગી સાધુ જીતેન્દ્રિય થઇને અષ્ટ પ્રકારનુ બૃહદ્વ્રત પાળવાપૂર્વક સર્વદા કીર્તન-શ્રવણાદિરૂપ નવ પ્રકારની હરિભક્તિ પ્રીતિથી કરે ॥૭૬॥ આ સાધુ પરમાત્માના ચરણુની પરિચર્યાના પરમાનદથકી બીજુ કાઈ પણુ ઇચ્છે નહિ, જે સાલોક્ય સારૂપ્યાદિ ચાર પ્રકારની મુક્તિ કહેવાય છે તેની પણ વાછા નજ કરે જે સ્વાત્માનુભવરૂપ કૈવલ્ય કહેવાય છે તેની પણુ કામના કરે નહિ તો તુચ્છ સ્વર્ગ-સાર્વભૌમાદિકની સ્પૃહા ન કરે એમા તો કહેવુજ શુ ?, કારણુ કે કૃષ્ણુસેવા એજ મુક્તિ માનેલી છે, તેના વિના બીજા કશાનીપણ લિપ્સા રાખે નહિ તે ભાગવતમા કહ્યુ છે કે— 'सालोक्य-सार्ष्टि-सामीप्य-सारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जना ॥' 'मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम्। नेच्छन्ति सेवया पूर्णा कुतोऽन्यत्कालविप्लुतम् ॥' ઇત્યાદિ આ બાબતનો વિશેષ શિક્ષાપત્રીભાષ્યથકી જાણવો ॥૭૭॥ આ ત્યાગી કામ ક્રોધાદિ અતર અરિઓનો અત કરણમા પ્રવેશ અવકાશ લેશપણુ નહિ આપીને પરમાત્મ પરિચર્યાપરાયણ થઇને, તે સીવાયની બીજી સમસ્ત વિવિધ વિષયવાસનાના નિર્મૂળ વિનાશમાજ એક તત્પર થતા, અશુભ એવા દેશ-કાળ-ક્રિયા-શાસ્ત્ર-સગ-દીક્ષા-મત્ર-ધ્યાન આ આઠનો ત્યાગ કરીને, શુભ એવા દેશાદિ આઠનુ અનુસેવન કરતો થકો એકાતિક ભક્તોએ આશરેલા આચ

धर्मेषु यस्य यस्य च्युतिर्भवेत् । वर्णाश्रमी यथाशास्त्रं कुर्यात्तत्तस्य निष्कृतिम् ॥८०॥ इत्थं मया ते जनयित्रि ! धर्मो वर्णाश्रमाणां विहितश्चतुर्णाम् । पृथक् पृथक्साधु निरूपितो वै ज्ञानस्य वक्ष्याम्यथ लक्षणं ते ॥८१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिगीताया वर्णाश्रमधर्मनिरूपणनामा त्रयस्त्रिंशोऽध्याय. ॥३३॥

श्रीहरिरुवाच—यद्वस्तु यादृशं तस्य तादृक्त्वेन प्रमाणतः । वेदनं

---

રણમા પ્રતિદિન પ્રવર્તે ॥૭૮–૭૯॥ મેં કહેલા વર્ણના અગભૂત તથા આશ્રમના અગભૂત એવા તેતે સમગ્ર સદ્ધર્મોમાથી જેની જેની ચ્યુતિ–ભગ થાય તેનું તેનુ પ્રત્યવાય પરિહાર અર્થે યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત્ત કરે ॥૮૦॥ હે જનયિત્રિ ! આવી રીતે ચાર વર્ણ અને ચાર આશ્રમનો ધર્મ જે શાસ્ત્રે યથાધિકાર અનુષ્ઠાન કરવા કહ્યો છે તે મેં પૃથક્ પૃથક્ રૂડી રીતે તમારી સમક્ષ નિરૂપણ કર્યો હવે જ્ઞાનનું લક્ષણ તમોને કહીશ ॥૮૧॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હરિગીતાયાં વર્ણાશ્રમધર્મનિરૂપણનામા ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૩॥

यत्तदुदितं मातर्ज्ञानस्य लक्षणम् ॥१॥ तच्च ज्ञानं द्विधा प्रोक्तं तत्रैकं ज्ञानमात्मनः । परमात्मस्वरूपस्य ज्ञानं चेत्यपरं मतम् ॥२॥ आत्मा जीव इह प्रोक्तो व्याप्य सर्वं वपुः स्थितः । बाह्यान्तःकरणानां तद्दे-

લીધે 'હું ગૌ છું, હું પશુ છું, હું મનુષ્ય છું, હું કૃશ છું, હું સ્થૂળ છું' એવી પશુસામાન્ય બુદ્ધિથી દુઃખનોજ પાત્ર થાયછે તો તે સર્વે અજ્ઞાનજ છે. માટે નહિ દૂષિત એવા પ્રમાણથી જે વસ્તુ જેવું હોય તેવાપણે તેનું જે જ્ઞાન થાય તેજ જ્ઞાન કહેવાય જે અદૂષિત કરણ હોય એજ પ્રમાણ ગણાય. એવું પ્રમાણતો એક અલૌકિક અપૌરૂષ વેદરૂપજ છે. એ સીવાયનું બીજું બધું અવિદ્યાદોષથી દૂષિત છે. માટે વેદપ્રમાણથી જે વિજ્ઞાન થાય તેજ જ્ઞાન કહેવાય ॥૧॥ હે માતઃ! તે જ્ઞાન બે પ્રકારનું શાસ્ત્રમાં કહ્યું છે-તેમાં એક આત્મસ્વરૂપનું જ્ઞાન અને બીજું પરમાત્મસ્વરૂપનું જ્ઞાન એરીતે બે પ્રકારનું છે ॥૨॥ આ જ્ઞાનપ્રકરણમાં આત્માશબ્દથી જીવ કહ્યો છે. તે જીવ પાદતળને પ્રારંભીને મસ્તકપર્યંત સર્વ વપુ (શરીર)માં વ્યાપીને વર્તે છે. માટે વપુ એજ આત્મા નથી, કેમકે વપુતો વ્યાપ્ય છે. આ જીવતો વપુમાં વ્યાપીને વર્તનારો છે માટે વ્યાપ્ય વપુથકી વ્યાપક આ આત્મા અન્ય (જુદો) છે. વળી ચક્ષુરાદિ બાહ્ય ઇન્દ્રિયો અને મનઆદિ આંતર ઇન્દ્રિયોને પ્રકાશ કરનારો છે એટલે બાહ્ય ઇન્દ્રિયોપણ આત્મા નથી તેમ મનપણ નથી. ઇન્દ્રિયો ત્રિગુણાત્મક માયાના પરિણામવિશેષરૂપ હોવાથી જડ છે તેથી વસ્તુઓનો પ્રકાશ કરવામાં સમર્થ થતાં નથી. વસ્તુને પ્રકાશ (જ્ઞાનવિષય) કરવું એતો ચૈતન્યનું કાર્ય છે. ચૈતન્ય હોય એજ પ્રકાશ કરી શકે. કોઈ અજડ આત્માએ અધિષ્ઠિત થતાંજ 'ઇન્દ્રિયો પ્રકાશક છે' એવો વ્યપદેશ થાયછે. અર્થાત્ તેમાં રહેલો આત્મા તેદ્વારા પ્રકાશ કરેછે તેથી તેનું પ્રકાશકત્વ તેમાં ઉપચારથી વ્યપદેશ થાયછે પણ વસ્તુતાએ જડ હોવાથી પ્રકાશક થતાં નથી. ઇન્દ્રિયોમાં પ્રકાશશક્તિનું આરોપણ કરનારો તો તેનાથી ભિન્ન કોઈપણ આ જીવાત્માજ છે. પ્રકાશપણું કહ્યું એ ઉપરથી સૂર્યાદિ જે લૌતિક તેજ છે તેની જાતિનો આ પણ કોઈ હશે? એવો ભ્રમ થાય તેની નિવૃત્તિ માટે 'તદ્દેવાનાં ચ' એમ કહ્યું છે. ચક્ષુરાદિ ઇન્દ્રિયોના જે

वानां च प्रकाशकः ॥३॥ जाग्रदादिष्ववस्थासु स्थूलादिषु वपुष्षु

દેવો સૂર્યાદિક છે તેમનેપણ આ આત્માજ પ્રકાશ કરવાની શક્તિ ધારણ કરનારો છે 'ज्योतिषामपि तज्ज्योतिः' એમ ગીતામાં કહ્યું છે, માટે સૂર્યાદિની પેઠે તેજોમય નથી કિંતુ તેનાથી ભિન્ન ચૈતન્યમય આ આત્મા છે. આ આત્મા અણુપરિમાણ હોઇને હૃદયપ્રદેશમાં રહ્યો છે માટે સર્વ વપુમાં જે વ્યાપ્તિ કહી તે પોતાની જ્ઞાનપ્રભાથી જાણવી. તે ગીતામાં કહ્યું છે-यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः । क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ! ॥' ॥३॥ આત્માને જાગ્રતાદિ અવસ્થાઓનો અને સ્થૂળાદિ શરીરોનો જે સંબંધ છે તે ઔપાધિક છે પણ વાસ્તવિક નથી એમ જણાવવામાટે કહેછે-નિપુણપણે નિરૂપણ કરતાં દેહ ઇન્દ્રિયો અને પ્રાણથકી વિલક્ષણ અને તેમનો અધિષ્ઠાતા જ્ઞાનમય આ આત્મા છે એમ સ્પષ્ટ જણાયછે-પ્રથમતો જાગ્રતાદિ અવસ્થાઓ કેની અને કેવી રીતે છે ? એનો વિચાર કરી જુવો. જ્યારે ચક્ષુરાદિ બાહ્ય ઇન્દ્રિયોને તેમના તેમના કામમાં યોજેછે ત્યારે 'જાગેછે' એવો વ્યવહાર થાયછે. જ્યારેતો તમથી અભિભૂત થએલા એકલા મનનેજ તેના વ્યાપારમાં જોડેછે ત્યારે 'સ્વપ્નને પામ્યોછે' એવો વ્યવહાર થાયછે. જ્યારે તે મનનેપણ કામ કરાવતો નથી અને તમોવિશેષથી અભિભૂત થતાં જ્ઞાનપ્રભાના પ્રસારે રહિત રહેછે ત્યારે 'સુઇ ગયો' એવો વ્યવહાર થાયછે. આ બધી દશાઓ ઇન્દ્રિયાદિક ઉપાધિને લીધેછે પણ વસ્તુતાએ નથી. તે પ્રશ્નોપનિષદ્‌માં શ્રુતિ છે-"भगवन्नेतस्मिन् पुरुषे कानि स्वपन्ति कान्यस्मिन् जाग्रति कतर एष देवः स्वप्नान् पश्यति कस्यैतत्सुखं भवति" એરીતે ગાર્ગ્યે પ્રશ્ન પુછ્યો તેના પ્રતિવચનમાં "यथा गार्ग्य मरीचयोऽर्कं गच्छन्तः सर्वा एतस्मिंस्तेजोमण्डले एकीभवन्ति ताः पुनःपुनरुदयतः प्रचरन्त्येवं हि वै तत्सर्वं परे देवे मनस्येकीभवन्ति । तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति स्वपितीत्याचक्षते । प्राणाग्नय एवैतस्मिन् पुरे जाग्रति अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति । स यदा तेजसाऽभिभूतो भवत्येष देवः स्वप्नान्न पश्यति अथ तदैतस्मिन्शरीरे एतत्सुखं भवति । एवं ह वै तत्सर्वं परे आत्मनि सम्प्रतिष्ठते" એમ કહ્યું છે. આ ઉપરથી જાગ્રતાદિ જે અવસ્થાઓ છે તે ઇન્દ્રિયવ્યાપારાદિક ઉપા-

च। यद्वस्तादात्म्यसम्बन्धाद्वस्तुतस्तद्विलक्षणः ॥४॥ यथैव गोलकं

ધિને લીધે છે પણ સ્વતઃ નથી તો પુરૂષની તેતે અવસ્થાઓથકી અતીત સ્વસ્વરૂપની કોઈ સ્થિતિ પ્રતીત થાયછે. બૃહદારણ્યકમાં પણ શ્રુતિ છે કે 'तं पाणावादायोत्तस्थौ तौ ह पुरुषं सुप्तमाजग्मतुः, तमेतैर्नामभिरामन्त्रयाञ्चक्रे बृहन् पाण्डरवासः सोमराजन्निति, स नोत्तस्थौ, तं पाणिनाऽऽपेशं बोधयाञ्चकार स होत्तस्थौ। स होवाचाजातशत्रुर्यत्रैष एतत्सुप्तोऽभूत् स एष विज्ञानमयः....स यत्रैतत् स्वप्नयाचरति ते हास्य लोकास्तदेव महाराजो भवत्युतेव महाब्राह्मण उतेवोच्चावचं निगच्छति। स यथा महाराजो जानपदान् गृहीत्वा स्वे जनपदे यथाकामं परिवर्तेतैवमेवैष एतान् प्राणान् गृहीत्वा स्वे शरीरे यथाकामं परिवर्तते। अथ यदा सुषुप्तो भवति यदा न कस्यचन वेद हिता नाम नाड्यो द्वासप्ततिः सहस्राणि हृदयात्पुरीततमभिप्रतिष्ठन्ते ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते। स यथा कुमारो वा महाराजो महाब्राह्मणो वातिघ्नीमानन्दस्य गत्वा शयीतैवमेवैष एतच्छेते' ઇત્યાદિ. આ ઉપરથી પ્રાણનાં નામભૂત બૃહત્-પાંડરવાસ-સોમશબ્દથી આમંત્રણ કર્યું તથાપિ ઉઠ્યો નહિ તેથી પ્રાણથકી વિલક્ષણપણું આત્માનું ત્યાં સ્પષ્ટ કર્યું છે અને જાગ્રતાદિ અવસ્થાઓપણ ઇન્દ્રિયાદિ ઉપાધિને લીધે છે એમપણ જણાવ્યું છે. આ જીવાત્મા ત્રણ શરીરમાં અધિષ્ઠાન કરીને રહેછે. સ્થૂળ શરીર યોનિભેદથી ભિન્ન ભિન્ન છે એટલે મનુષ્યનું જુદું, પશુનું જુદું, પક્ષીનું જુદું એમ છે. સૂક્ષ્મ શરીરતો ભૂતસૂક્ષ્મમય અને ઇન્દ્રિય પ્રાણના આશ્રયરૂપ છે. કારણશરીરતો વાસનામાત્ર જેમાં અવશેષ રહેછે એવું પ્રકૃત્યાત્મક છે. તેમાં પ્રવિષ્ટ થએલો આ જીવ ક્યારેક આ ત્રણ દેહ તો ક્યારેક બે દેહ તો ક્યારેક એક દેહનું અધિષ્ઠાન કરીને વર્તેછે. પ્રલયવેળામાં કારણમાત્ર શરીરવાળો હોઇને પછીથી સૂક્ષ્મ શરીરવાળો થઇને પ્રત્યેક યોનિમાં પ્રવિષ્ટ થતાં સ્થૂળ શરીરવાળો થાયછે. તે આ આત્મા વ્યાપ્ય વપુમાં પ્રવિષ્ટ થતાં તેનાથી પૃથક્ભૂત પોતાને નહિ જોતાં તેની સાથે તાદાત્મ્યપણું જુવે છે. જાગ્રતાદિ તેતે અવસ્થાઓમાં રહેલા પોતાને જોતો થકો તેતે અવસ્થાઓથકી વસ્તુતાએ ચેતનત્વાદિ ધર્મોથી વિલક્ષણ છે તથાપિ આ આત્મા ગ્રહણ કરેલા તાદાત્મ્યપણાને લીધેજ

लौहं तादात्म्येन धनञ्जयः । व्याप्य स्थितोऽपि तद्भिन्नलक्षणोऽस्ति तथा ह्यसौ ॥५॥ न वै विकुरुते देहे विकारान्प्राप्नुवत्यपि । तथा नश्यति देहेऽपि नासौ नश्यति कर्हिचित् ॥६॥ सच्चिद्रूपोऽक्षरः सूक्ष्मो दुर्ज्ञेयश्च स वर्तते । इत्थं यदात्मनो ज्ञानमात्मज्ञानं तदु-

બદ્ધ થાય છે. અર્થાત્ બંધનમાં દેહસાથે તદાત્માપણાનો ( હું દેવ છું, મનુષ્ય છું, સ્થૂળ છું, કૃશ છું) જે અધ્યાસ થાય છે એજ કારણ છે. ॥૪॥ જેમ અગ્નિ લોઢાના ગોળામાં વ્યાપીને તાદાત્મ્ય ગોળાકારથી રહેછે તો પણ તે લોઢાના ગોળાથકી પ્રકાશત્વાદિ ધર્મોવડે જુદોજ છે. 'લોહપિંડ બળે છે' એવી તો ભ્રાંતિ થાયછે. તેવી રીતે વ્યાપ્ય વપુથકી પૃથક્પણે પ્રતીત થતો આત્મા 'હું દેવ છું, મનુષ્ય છું' એ રીતે તાદાત્મ્ય દેહાકારથી ગ્રહણ થાયછે તોપણ વસ્તુતાએ આ આત્મા વ્યાપ્ય વપુથકી ચેતનત્વાદિ ધર્મેથી અત્યંત ભિન્નજ છે ॥૫॥ દેહ બાલ્ય યૌવનાદિરૂપ વિકારભેદોને પામે છે પણ તેમાં રહેલો જીવ વિકારને પામતોજ નથી. તેમ દેહનો નાશ થતાંપણ આત્માનો ક્યારેય પણ નાશ થતો નથી 'न जायते म्रियते वा विपश्चित्' 'न हन्यते हन्यमाने शरीरे' એવી શ્રુતિ છે. આ ચાર શ્લોકથી દેહ ઇન્દ્રિયો મન પ્રાણ આદિકથી આત્મા જુદો છે એ અર્થ સિદ્ધ થયો, તેમાં સ્પષ્ટ અભિયુક્તિ છે કે—'देहेन्द्रियमनःप्राणादिभ्योऽन्योऽनन्यसाधनः । नित्यो व्यापी प्रतिक्षेत्रमात्मा भिन्नः स्वतःसुखी' ॥૬॥ તે આ જીવાત્મા સદ્રૂપ–સતત એક સ્વરૂપ છે 'अविनाशि तु तद्विद्धि' 'अनाशी परमार्थश्च' એવી સ્મૃતિ છે. ચિદ્રૂપ–એક ચૈતન્ય સ્વરૂપ છે પણ આગંતુક જ્ઞાનગુણવાળો નથી 'विज्ञानात्मा पुरुषः' 'अन्योऽन्तर आत्मा विज्ञानमयः' એવી શ્રુતિ છે. અક્ષર–ક્ષરણ સ્વભાવે રહિત છે 'अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्यः' એવી સ્મૃતિ છે. સૂક્ષ્મ–અણુપરિમાણ છે 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यः' એવી શ્રુતિ છે. દુર્જ્ઞેય–યોગસંસ્કૃત શુદ્ધ મનથી જાણી શકાય છે પણ બીજાથી જાણી શકાતો નથી. 'हृत्स्थो ज्ञाता स वर्तते' એવો પાઠ હોય તો વિશેષ સત્તાથી હૃદયમાં રહેલો છે અને જ્ઞાતા છે 'हृदि ह्ययमात्मा योऽयं

१ 'हृत्स्थो ज्ञाता स वर्तते' इति पाठान्तरम् ।

च्यते ॥७॥ परमात्मस्वरूपस्य ज्ञानं ते कथयाम्यथ । श्रीकृष्णो यः परं ब्रह्म परमात्मा स कीर्तितः ॥८॥ अप्राकृतगुणो विष्णुर्निर्गुण-

विज्ञानमयः' 'अथ यो वेदेदं जिघ्राणीति स आत्मा' 'एष हि द्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः' 'न विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते' 'जानात्येवायं पुरुषः' ઇત્યાદિ શ્રુતિ છે આવા પ્રકારવાળું જે આ જ્ઞાન એજ આત્મજ્ઞાન મુમુક્ષુઓ અવશ્ય ઉપાદેય છે ॥૭॥

હે માતઃ ! હવે પરમાત્મસ્વરૂપનું જે તત્ત્વજ્ઞાન છે તે તમોને કહુંછું— 'ब्रह्म इदमेवाग्र आसीत्' 'सर्वं खल्विदं ब्रह्म' ઇત્યાદિ સમસ્ત વેદાંતમાં પરંબ્રહ્મપણે વર્ણવેલા જે **શ્રીકૃષ્ણ**—આનંદમય છે તેજ **પરમાત્મા** પ્રકીર્તન કર્યા છે. જે આનંદમય છે એજ પરંબ્રહ્મ છે. એમજ આનંદવલ્લીમાં 'को ह्येवान्यात्कः प्राण्याद्यदेष आकाश आनन्दो न स्यात्' ઇત્યાદિકથી સ્પષ્ટ સિદ્ધ કર્યું છે. બીજા પ્રકરણમાં પણ એવી બહુ શ્રુતિઓ છે. કૃષ્ણશબ્દપણ 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । कृष्णस्तद्भावयोगाच्च' આ નિરૂક્તિને અનુસારે આનદમયમાંજ પ્રવર્તે છે. 'आनन्दमात्रकरपादमुखोदरादिः' એવી સ્મૃતિ પણ છે. આનંદવલ્લીમાં આનંદમયમાંજ અંતરાત્માપણું અન્નમય આત્માથી ઉપક્રમ કરીને પછીથી મનોમય, પ્રાણમય, વિજ્ઞાનમય, એમ ઉત્તરોત્તર આત્મદૃષ્ટિને આગળ આગળ લઈ જઈને આનંદમયમાંજ પ્રતિષ્ઠા કરીને સમર્થન કરેલું છે એટલે જે આનંદમય છે એજ અંતરાત્મા છે એમ દૃઢ કર્યું છે. આવા અભિપ્રાયને લઇનેજ 'परमात्मा स कीर्तितः' એમ આ સ્થળે કહે છે ॥૮॥ પરમાત્માને વિશેષણ આપેછે— **નિર્ગુણ** અને **અપ્રાકૃતગુણ** છે એટલે હેય ગુણોએ રહિત અને દિવ્ય કલ્યાણ ગુણોએ યુક્ત છે. આથી ઉભયલિંગપણું કહ્યું 'न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि' આ સૂત્રમાં આ અર્થ વર્ણવ્યો છે. આથી ગુણનિષેધવચનો અને ગુણવિધિવચનોનો સમન્વય પ્રદર્શાવ્યો. એટલે પ્રાકૃત હેય ગુણોએ રહિત હોવાથી નિર્ગુણતા અને દિવ્ય કલ્યાણ ગુણોએ સહિત હોવાથી સગુણતા વર્ણવી છે ( તે ગુણો જ્ઞાન આનંદાદિ અગણિત વર્ણવ્યા છે ) આ ઉભય અર્થ 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः

श्चेश्वरेश्वरः । नारायणश्च भगवान्वासुदेवो य उच्यते ॥९॥ साक्षा-

सत्यकामः सत्यसङ्कल्पः' આ શ્રુતિ પ્રથમ હેય ગુણોને નિષેધ કરીને કલ્યાણ ગુણોનું વિધાન કરીને સ્પષ્ટ સાબીત કરેછે. 'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते' 'नहि तस्य गुणाः सर्वे सर्वैर्मुनिगणैरपि । वक्तुं शक्या वियुक्तस्य सत्त्वाद्यैरखिलैर्गुणैः' એવી સ્મૃતિ પણ છે. એટલે સગુણ નિર્ગુણ વચનોનો વિરોધ નથી. આ ઉપરથી બીજાઓનો પરબ્રહ્મને કેવળ નિર્ગુણ કહેવાનો જે કલ્પિત વાદ છે તેનોપણ પ્રતિક્ષેપ થઈ ગયો. જે સર્વમાં વ્યાપીને વર્તે છે. જેમણે અવ્યાપ્ય કાંઈપણ નથી. 'ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत्' એવી શ્રુતિ છે માટે વિષ્ણુ કહ્યા છે 'यस्माद्व्याप्तं जगत्तेन तस्माद्विष्णुरिति स्मृतः' એવી સ્મૃતિપણ છે. આ ઉપરથી અનંત-ત્રિવિધ પરિચ્છેદે રહિતપણું કહ્યું 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' એવી શ્રુતિ છે. ઇશ્વરેશ્વર-હિરણ્યગર્ભાદિ ઇશ્વરોના પણ ઇશ્વર છે 'एष सर्वेश्वरः' 'तमीश्वराणां परमं महेश्वरम्' 'सर्वेश्वरः सर्वदृक् सर्ववेत्ता समस्तशक्तिः परमेश्वराख्यः' એવી શ્રુતિ સ્મૃતિ છે. આ ઉપરથી 'પરબ્રહ્મ તો ઇશ્વરભાવથી રહિત તેનાથીપણ આગળ ઉપરી વર્તે છે' એવો જે કોઇનો પક્ષ છે તેપણ પરાસ્ત થઈ ગયો. જે સર્વેશ્વર છે એજ પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ છે. પરબ્રહ્મ પરમાત્માને ઉદ્દેશીનેજ સર્વેશ્વરપણું સર્વત્ર નિરૂપણ કરેલું છે-'भीषाऽस्माद्वातः पवते' 'अक्षरस्य प्रशासने' 'सर्वस्य

तत्सम्बन्धतो यस्य कर्ता श्रद्धा सुखं तथा। ज्ञानं स्थानं च द्रव्यादि

કહેવાય (અનશ્વર ચિત્ અચિત્ વર્ગ) તે અયન-શ્રુતિ નિરૂક્તિને અનુસારે આશ્રય જેનુ છે અથવા તે નારના અયન-આશ્રય તે નારાયણ કહેવાય એવી રીતે નારાયણશબ્દનુ વ્યાખ્યાન કર્યું છે (નરશબ્દનો નિત્યવસ્તુપર અર્થ કર્યો છે તે ત્યાજ નિરૂપણ કર્યો છે તે તેથકી જાણવો) તેમા 'नारं अयनं यस्य' એવા બહુવ્રીહિ સમાસના સમાશ્રયથી અંતર્વ્યામિ અને 'नारस्य अयनं' એવા તત્પુરૂષ સમાસના આશ્રયથી બહિર્વ્યામિ કહીછે રૂઢિથીતો ભવબ્રહ્માદિ અન્યમૂર્તિઓની વ્યાવૃત્તિ કરીછે એટલે વિષ્ણુ પરમાત્મામાંજ નારાયણશબ્દ રૂઢ છે જેથી બીજાને નારાયણ ન કહેવાય અર્થાત્ આ અસાધારણ નામ છે તેમાં શ્રુતિ સ્મૃતિ છે 'नारायणाय विद्महे' 'नारायण. परं ब्रह्म' 'एको ह वै नारायण आसीत् न ब्रह्मा नेशान.' 'अथ दिव्यो देव एको नारायण.' 'त्वमेको महायोगी हरिर्नारायणः पर.' 'ध्येयो नारायण. सदा' ઇત્યાદિ. ભગવાન-જ્ઞાન-શક્તિ-બળ-ઐશ્વર્ય-વીર્ય-તેજ આ છો ગુણોના નિધિ ભગવાન્ પરાશરે 'शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते । मैत्रेय ! भगवच्छब्दः सर्वकारणकारणे ॥ सम्भर्तेति तथा भर्ता भकारोऽर्थद्वयान्वितः । नेता गमयिता स्रष्टा गकारार्थस्तथा मुने ! ॥ ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रिय. । ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ वसन्ति यत्र भूतानि भूतात्मन्यखिलात्मनि । स च भूतेष्वशेषेषु वकारार्थस्ततोऽव्ययः ॥ ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥ एवमेष महाशब्दो मैत्रेय ! भगवानिति । परमब्रह्मभूतस्य वासुदेवस्य नान्यगः ॥ तत्र पूज्यपदार्थोक्तिपरिभाषासमन्वितः । शब्दोऽयं नोपचारेण ह्यन्यत्र ह्युपचारतः ॥' એરીતે ભગવત્ શબ્દનું વ્યાખ્યાન કર્યું છે વાસુદેવ-વાસુ એવા દેવ તે વાસુદેવ કહેવાય, યત્કિંચિત્ આમાં વસેછે અને સર્વમાં આ વસેછે માટે વાસુ કહેવાય, અથવા સર્વને વાસયતિ આચ્છાદન કરે તે વાસુ કહેવાય, એવા દેવ-ઘોતમાનપણે અથવા ક્રીડા કરનારાપણે રહેલા તે વાસુદેવ કહેવાય. તેમાં ઋષિકૃત નિરૂક્તિ છે-'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । तत. स

गुण्यपि स्याद्धि निर्गुणम् ॥१०॥ स्वतन्त्रः स्वप्रकाशश्च सर्वकारण-

वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥' 'छादयामि जगत्सर्वं भूत्वा सूर्य इवांशुभिः । सर्वभूताधिवासश्च वासुदेवस्ततः स्मृतः ॥' ઇત્યાદિ ॥૮-૯॥ ભગવાનનો જે સંબન્ધ છે તે નિર્ગુણપણું કરનારો છે એવો વિશેષ કહેછે—જે પરમાત્મા શ્રીકૃષ્ણના સાક્ષાત્ સંબંધથી કર્મકર્તા પુરૂષ, શ્રદ્ધા, સુખ, સ્થાન, અને દ્રવ્ય (આહારોપયોગી) ઇત્યાદિ તમામ ત્રિગુણ સંબંધવાળાં છે તથાપિ નિર્ગુણ થઈ જાયછે એટલે અબંધકપણાને પામી જાયછે, વસ્તુસ્વરૂપનું અન્યથાભાવરૂપ નિર્ગુણપણું સંભવતું નથી માટે નિર્ગુણશબ્દથી નિર્બંધનપણામાં લક્ષણા કરવી એટલે 'બંધન કરનારા થતા નથી' એવો અર્થ કરવો. આ બાબત ગુણનો બંધન કરવાનો સ્વભાવ હોવાથી બંધ બેસતી આવેછે. સત્ત્વાદિ ત્રણ ગુણો બંધનકર્તા છે એમ ગીતામાં સુસ્પષ્ટ છે—'सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः । निबध्नन्ति महाबाहो ! देहे देहिनमव्ययम् । तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् । सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! । रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् । तन्निबध्नाति कौन्तेय ! कर्मसङ्गेन देहिनम् । तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ! ।' ઇત્યાદિ. આવો અર્થ થવાથીજ 'गुण्यपि स्याद्धि निर्गुणं' આ વાક્ય વ્યાહત નથી એટલે ગુણી હોય તે નિર્ગુણ કેમ કહેવાય એવો વિરોધ આવતો નથી. વાચ્યાર્થનો સ્વીકાર કરીએતો વિરોધ આવેજ. ગુણમય દ્રવ્ય હોય તે નિર્ગુણ થઈ શકેજ નહિ. પરમાત્માર્પણરૂપ વિલક્ષણતામાત્રથી કોઈપણ વસ્તુના સ્વરૂપનો અન્યથાભાવ થવો યોગ્ય નથી. ( શીંગડીયો વછનાગ ભગવાનના થાળમાં ધરવાથી સાકર થઈ જાય નહિ ) નિર્ગુણશબ્દનો અબંધકત્વરૂપ અર્થ લઈએ તો ભગવાન સીવાયના બીજા પ્રાકૃતનો સંબંધ થવાથી બંધકત્વ થાય અને એક ભગવાનનો સંબંધ થવાથીજ અબંધકત્વ થાય. માટે 'गुण्यपि स्याद्धि निर्गुणं' એમ જે કહ્યું છે તે યુક્તજ છે. આજ અર્થ શ્રીમદ્ભાગવતમાં કહ્યો છે—'सात्त्विकः कारकोऽसङ्गी रागान्धो राजसः स्मृतः । तामसः स्मृतिविभ्रष्टो निर्गुणो मदपाश्रयः ॥ सात्त्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु राजसी ।

कारणम् । ब्रह्मभूतैरप्युपास्यः कोटिसूर्यादिभास्वरः ॥१२॥ प्रधा-

तामसधर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा ॥ सात्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् । तामसं मोहदैन्योत्थं निर्गुणं मदपाश्रयम् ॥ कैवल्यं सात्विकं ज्ञानं रजो वैकल्पितं तु यत् । प्राकृतं तामसं ज्ञानं मन्निष्ठं निर्गुणं स्मृतम् ॥ वनं तु सात्विको वासो ग्रामो राजस उच्यते । तामसं द्यूतसदनं मन्निकेतं तु निर्गुणम् ॥ पथ्यं पूतमनायस्तमाहार्यं सात्विकं स्मृतम् । राजसं चेन्द्रियप्रेष्ठं तामसं चार्तिदाशुचि' च શબ્દથી 'मन्निवेदितं निर्गुणं' એવો અભિપ્રાય છે. આ વચનમાં રહેલા નિર્ગુણપદનો અબંધકપણારૂપજ અર્થ છે. કર્તા વિગેરેની વિષયથી વિમુખતા અને ભગવાન સાથે સાક્ષાત્ સંબંધ એ બે બાબતો સત્ત્વોન્મેષના અતિશયથીજ થાયછે તો 'તેઓ નિર્ગુણ (ગુણ-શૂન્ય) થઈ જાયછે' એમ કેમ કહેવાય ? એવી શંકા થાય તો તે સત્ય છે. યદ્યપિ સત્ત્વગુણની અતિશય વૃદ્ધિ થવાથીજ કર્તા આદિકનો ભગવાન્ સાથે સાક્ષાત્ સંબંધ થાયછે તથાપિ સંબંધી ભગવાનના પ્રભાવથી આ સર્વે સત્ત્વગુણનાં કાર્યો પણ બધક થતાં નથી. જે સાતિશય (અલ્પ) સત્ત્વોન્મેષ છે એજ ભગવાનથકી બીજા વિષયસુખનો સંબન્ધ કરનારો છે માટે તેમાં અબંધકપણાનો અસંભવ છે એટલે બંધક થાયછે. આવા હેતુથીજ 'सत्त्वेनान्यतमौ हन्यात् सत्त्वं सत्त्वेन हन्यते' આ ભાગવત વચનની પણ સારી સંગતિ થાયછે, એટલે જે નિરતિશય સત્ત્વ છે તે સાતિશય સત્ત્વને હણેછે. જે નિરતિશય સત્ત્વ અવશેષ રહેછે તે ભગવાનસાથે સંબંધ જોડી આપીને આશ્રયભૂત પરમાત્માના પ્રભાવથી સ્વયં નાશ પામી જાયછે 'सत्त्वं यद्ब्रह्मदर्शनं' એમ ભાગવતમાં કહ્યું છે. આવાજ અભિપ્રાયથી ગીતામાં 'नित्यसत्त्वस्थो भव' એમ અર્જુનને ભગવાને કહ્યું છે ॥१०॥ તે પરમાત્મા શ્રીકૃષ્ણ **સ્વતંત્ર** છે 'न तस्येशे कश्चन तस्य नाम महद्यशः' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'आत्मेश्वरम्' 'भूतेषु चान्तर्हित आत्मतन्त्रः' એવી શ્રુતિ સ્મૃતિ છે. વળી **સ્વયંપ્રકાશ**–પ્રકાશકોનેપણ પ્રકાશ કરનારા હોવાથી સ્વયંપ્રકાશક છે 'तं देवा ज्योतिषां ज्योतिः' એવી શ્રુતિ છે. 'प्रकाशिता येन वयं जगन्ति प्रकाशयामो भवता रमेश । स्वयंप्रकाशं तमुरप्रकाशं प्रका-

नाद्याष्टावरणावृतानेकाण्डकोटयः । यत्राणुवत्स्थिता ब्रह्माक्षरं तद्धाम यस्य च ॥१२॥ दिव्यरूपोऽक्षरात्मा च श्रुतो यश्चाक्षरा-

द्यामूर्ति प्रणता भवन्तम्' એમ સ્કંદપુરાણમાં આદિત્યે કહ્યુ છે જે પ્રકૃતિ આદિક સર્વ કારણનાપણ કારણ છે 'तस्मादेतद्ब्रह्मरूपमन्नं च जायते' 'स कारणं करणाधिपाधिपः' 'ज्ञः कालकालः' એવી શ્રુતિ છે બ્રહ્મભૂત-પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકાકાર સ્વસ્વરૂપમાં નિષ્ઠા પામેલા પુરૂષોએપણ જે ઉ-પાસના કરવા યોગ્ય છે માટેજ ગીતામાં 'ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति । समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्' એમ કહ્યુ છે તથા 'आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थम्भूतगुणो हरिः' એમ ભાગવતમાં કહ્યુ છે જે શ્રીકૃષ્ણ અસખ્યાત સૂર્ય સો-માદિકથીપણ અધિક પ્રકાશવાન્ છે 'अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेषु अनुत्तमेषूत्तमेषु लोकेषु' 'तस्य भासा सर्वमिदं विभाति' 'दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता । यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥' 'एकैकस्मिन् रोमकूपे यत्तवाक्षि मित महः । शान्त-

तपरः। अन्तर्यामी च सर्वेषामात्मनां योऽच्युतो हरिः ॥१३॥ कालो

विवृणुते तनूं स्वाम्' 'यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि' 'रुक्मामं स्वप्नधीगम्यं' 'निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः। आनन्दमात्रकरपादमुखोदरादिः' 'परमात्मा वासुदेवो भगवान् दिव्यविग्रहः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ છે. જેને શ્રુતિમાં અક્ષરાત્મા—અક્ષરસ્વરૂપ કહ્યાછે 'सहोवाचैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति, एतस्य वा अक्षरस्य प्रशासने सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' 'प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्यां येनाक्षरं पुरुषं वेद सत्यम्' ઇત્યાદિ શ્રુતિઓ છે. અથવા અક્ષરનાપણ આત્મા તે અક્ષરાત્મા કહેવાય 'योऽक्षरे तिष्ठन्...यस्याक्षरं शरीरं योऽक्षरमन्तरो यमयति' એવી શ્રુતિ છે. જેને અક્ષરબ્રહ્મથકીપણ સ્વરૂપ સ્વભાવ ગુણ વિગેરે વડે પર—ઉત્કૃષ્ટ કહ્યા છે 'अक्षरात्परतः परः' એવી શ્રુતિ છે. જે સર્વના અંતર્યામી અને આત્માઓના અંતર્યામી છે 'यः पृथिव्यां तिष्ठन्...यस्य पृथिवी शरीरं यः पृथिव्यामन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' 'य आत्मनि तिष्ठन्...यस्यात्मा शरीरं यमात्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'एष सर्वभूतान्तरात्मा' 'आत्मात्मा चाक्षरात्मा च' 'एष आत्मात्मनां धातः' એવી શ્રુતિ સ્મૃતિ છે. જે અચ્યુત—સ્વરૂપ સ્વભાવથી સ્વયં ચ્યુતિને ન પામે અને આશ્રિતસંરક્ષણરૂપ વ્રતથી ચ્યુતિને ન પામે તે અચ્યુત કહેવાય 'शाश्वतं शिवमच्युतं' એવી શ્રુતિ છે. 'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा' એમ ભગવાનેજ કહ્યું છે. हरतीति हरिः—જે સ્મરણમાત્રથી સર્વ આશ્રિતોનાં પાપ તથા દુઃખને હરેછે અથવા યજ્ઞભાગને હરેછે અથવા હરિત્‌વર્ણ છે માટે હરિ કહેવાય. તે ભગવાનેજ કહ્યું છે કે—'हराम्यघं हि स्मर्तॄणां हविर्भागं क्रतुष्वहम्। वर्णश्च मे हरिश्श्रेष्ठस्तस्माद्धरिरहं स्मृतः' ॥१३॥ જેની કાળાદિક શક્તિઓ છે—જે ક્ષણ મુહૂર્તાદિકમાં હેતુ હોઇને સર્વકોઇની આયુષનું પરિમાણ કરવામાં કારણભૂત થાયછે તે કાળ જાણવો. માયા—એટલે પ્રકૃતિ. વિચિત્ર કાર્ય કરવાની શક્તિના યોગથી પ્રકૃતિને માયા કહેછે 'मायां तु प्रकृतिं विद्यात्' એવી શ્રુતિ છે. પુમાન્—ક્ષરણને યોગ્ય એવો પુરૂષ તથા પ્રકૃ-

**माया पुमान् यस्य महत्तत्त्वादयस्तथा। शक्तय सन्त्येकमेवाद्वि**

તેના પરિણામવિશેષરૂપ મહદાદિતત્ત્વો અથવા તેના અભિમાની દેવતાઓ, આ સર્વ સકળજગતની સૃષ્ટિ સ્થિતિ અને સંહારરૂપ લીલા જેની છે એવા પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણની શક્તિઓ છે એટલે જગતના સૃષ્ટયાદિકરૂપ કાર્યમા ઉપયોગી અપૃથક્સિદ્ધ વિશેષભૂત છે 'ज्ञ कालकाल' 'देवात्मशक्तिं स्वगुणैर्निगूढा' 'स्वशक्त्या मायया युक्त सृजत्यत्ति च पाति च' 'अस्मात् मायी सृजते विश्वमेतत् मायिन ॥ महेश्वरम्' 'परस्य ब्रह्मण शक्तिस्तथेदमखिल जगत्' 'मयाध्यक्षेण प्रकृति सूयते सचराचरम्' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ છે જે પરમાત્માને વેદાતમા સમગ્ર જગતના ઉપાદાનકારણ અને નિમિત્તકારણ હોવાથી 'एकमेवाद्वितीय ब्रह्म' એમ વર્ણવેછે અર્થાત્ કારણ અવસ્થામા કોઈનાપણ નામ રૂપનો વિભાગ નહિ હોવાથી સૂક્ષ્મ એવા ચેતન અચેતન શરીરવાળા હોઇને અવિભક્તપણેજ રહેછે માટે 'एक' એમ શ્રુતિ કહેછે, જગતની ઉત્પત્તિમા પોતા સીવાય બીજું કોઇ નિમિત્તકારણ નહિ હોવાથી 'अद्वितीय' એમ શ્રુતિ કહેછે, સ્વરૂપ-સ્વભાવથી નિરતિશય બૃહત્ (મહાન્)પણાનો યોગ હોવાથી 'ब्रह्म' એમ શ્રુતિ કહેછે **અથવા**-જે હેતુમાટે કાળ માયાદિક જેની શક્તિઓ-જગત્કાર્યમા ઉપયોગી અપૃથક્સિદ્ધ (જુદુ ન પડે) વિશેષણ (શરીરભૂત) છે પણ તે સ્વતન્ત્ર સત્તાવાળા પદાર્થો નથી 'यस्य पृथिवी शरीर' 'यस्यात्मा शरीर' 'तत्सर्वं व हरेस्तनु' 'इद सर्वं शरीर ते' 'ज्योतींषि विष्णुर्भुवनानि विष्णु' એવી શ્રુતિ સ્મૃતિ છે, આજ હેતુમાટે તે કાળ માયા પુરૂષ આદિક વિદ્યમાન છે તથાપિ 'एकमेव ब्रह्म' એમ અને 'अद्वितीय ब्रह्म' એમ જેને શ્રુતિમા વર્ણવ્યા છે અર્થાત્ બ્રહ્મ ચિત્ અને અચિતે વિશિષ્ટ એક તત્ત્વ છે, ચિત્ અચિતની જે સત્તા છે તે બ્રહ્મના વિશેષણ (શરીર)પણેજ છે પણ સ્વતન્ત્રપણે નથી જ્યારે જ્યારે તેમની ઉપસ્થિતિ થાય ત્યારે બ્રહ્મના વિશેષણપણેજ થાય પણ સ્વતન્ત્રતાથી ન થાય જેમ શબ્દાદિ ગુણની સત્તા આકાશાદિ દ્રવ્યના વિશેષણપણેજ છે પણ સ્વતન્ત્રપણે નથી અન્તર્યામિબ્રાહ્મણમા 'यस्य पृथिवी शरीर' 'यस्यात्मा शरीर स ॥ आत्माऽन्तर्यामी' ઇત્યાદિકથી ચિદચિતની શરીરતા અને

तीयं ब्रह्म यः प्रभुः ॥१४॥ श्रेयसे भुवि लोकानां योऽवतारान्वि-

પરમાત્માની સર્વાન્તરાત્મા વર્ણવી છે. જેમ ગૌ અશ્વ મનુષ્ય આદિક પિંડ-વિશેષમા અનુપ્રવેશ કરીને, તેને ચૈતન્યશક્તિથી ધારીને, તેની અંદર રહેનાર ચેતનવિશેષના પિંડવિશેષો તેના તેના શરીરપણેજ વિશેષણપણાને પામેછે, તેમ સમસ્ત ચિદચિતમાં પ્રવેશ કરીને સર્વાત્માપણે સર્વને ધારણ કરનારા પરમ ચેતન પરબ્રહ્મના ચિદચિત્ દ્રવ્ય શરીરપણેજ વિશેષણપણાને પામેછે, માટે તેની અપેક્ષાએ કોઈપણ દ્વિતીય નથી. વિશેષણની સત્તામાત્રથી સદ્વિતીયતા નથી. જે સમાન બીજો ધર્મી હોય તેજ દ્વિતીય કહેવાય. તેવો બીજો કોઈ ધર્મી નથી. સમાન બીજો ધર્મી નથી એવા અભિપ્રાયથીજ 'एकमेवाद्वितीयं' એમ કહેછે. વળી જેમ ફળમાં રૂપ રસ ગંધાદિ હોવા છતાં 'આ એકજ ફળ છે' એવો વ્યપદેશ થાયછે, કારણકે રૂપ રસાદિકતો ગુણો હોવાથી ગુણી દ્રવ્યનાંજ વિશેષણ થાયછે. વિશેષણતામાત્રથી 'આ પણ એક દ્વિતીય છે' એવો વ્યવહાર થતો નથી. એરીતે ચેતન અચેતન દ્રવ્ય પરમાત્માના શરીરભૂત હોવાથી વિશેષણભૂત થતાં તેની સ્વતંત્ર સત્તા નથી, જેથી બ્રહ્મ અદ્વિતીય કહેવાય. વળી શરીર અને શરીરી એવી બે વસ્તુઓ ભિન્નભિન્ન છે તથાપિ 'અમુક એકજ છે' એવો વ્યવહાર થાયછે તેનુંપણ કારણ એજ છે, એટલે શરીરનોતો શરીરીના વિશેષણ થવાનો સ્વભાવ હોવાથી તેની સ્વતંત્રપણે સત્તા નથી જ્યારે જ્યારે શરીરની ઉપલબ્ધિ થાય ત્યારે સ્વતંત્રપણે ન થતાં શરીરીના વિશેષણપણેજ થાયછે માટે 'આ એકજ છે' એવો પ્રયોગ થાયછે. વળી પત્ની પુત્ર રાજ્ય વિગેરે હોવા છતાં 'આ રાજા તો એકજ છે' એવો લોકમાં પ્રયોગ થાયછે તેનું કારણપણ બીજા સર્વે રાજાને પરતંત્ર હોવાથી સ્વતંત્ર નથી, તેમાં રાજા પ્રધાન હોવાથી 'એકજ છે' એવો મુખ્ય વ્યપદેશ થાયછે. એમ બીજાં સર્વે જડ ચૈતન્ય અમુખ્ય હોવાથી બ્રહ્મ એકજ મુખ્ય છે માટે વેદાંત બ્રહ્મને 'एकमेवाद्वितीयं' એમ કહેછે. અદ્વિતીય છે માટેજ જે શ્રીકૃષ્ણ પ્રભુ-સર્વમાં સમર્થ કહેવાય છે. પોતાથકી બીજા સર્વે કાળાદિક પ્રકાર (શરીર) જેના છે, બ્રહ્મશબ્દથી વાચ્ય, અદ્વિતીય એવા પ્રભુ પરમાત્મા છે એવો ભેગો ભાવાર્થ છે. બીજો એક સુગમ

भर्ति च । अनेककल्याणगुणः स ज्ञेयः पुरुषोत्तमः ॥१५॥ श्रीकृष्ण

અર્થ છે કે-સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેવડે જેને બીજો કોઈ સમાન નહિ હોવાથી 'एकमेवाद्वितीयं' એમ કહેવાય છે 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'नास्ति नारायणसमः' 'न समोऽनेन कश्चन' 'न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यः' એવી શ્રુતિ સ્મૃતિ છે॥૧૪॥ અક્ષરાધિપતિ જે શ્રીકૃષ્ણ પરમાત્મા છે તેજ લોકોના નિઃશ્રેયસમાટે ભૂમિઉપર અનેક દિવ્ય અવતારોને ધારેછે 'अजायमानो बहुधा विजायते' 'यदा यदा हि...तदात्मानं सृजाम्यहं... सम्भवामि युगेयुगे' 'इच्छागृहीताभिमतोरुदेहः संसाधिताशेषजगद्धितोऽसौ' એવી શ્રુતિ સ્મૃતિ છે. અર્થાત્ આ પરબ્રહ્મ પરમાત્મા કૃપાના પારાવાર હોવાથી પ્રલયકાળમાં પ્રકૃતિમાં લીન થએલા ચેતનોને કોઈપણ પ્રકારે કરણ કલેવર આપી જ્ઞાનપ્રસારની યોગ્યતા સંપાદન કરી આપીને, ('बुद्धीन्द्रियमनःप्राणान्' એની પેઠે ) બ્રહ્માદિદ્વારા શ્રુતિ સ્મૃતિ આદિક અલૌકિક આલોક ( જ્ઞાનપ્રકાશ કરનારા ) કે જે અજ્ઞાનરૂપ અંધકાર ટાળવામાં સમર્થ છે તેનેપણ આપીને, જેનાથી પોતાનું (જીવોનું) એક સમુજ્જીવન થાય એવું આભિમુખ્ય (પરમાત્માની સન્મુખતા)ની વાટ જોતાં પણ અંતે કોઈ પોતાને સન્મુખ નહિ થએલા જોઇને, સ્વયં સાક્ષાત્ સન્નિધિ કરીને તે જીવોના ઉજ્જીવનમાટે તેતે લોકોમાં તેમને તેમને સજાતીય રચનાવાળા દિવ્યરૂપે થઇને અવતરે છે. આ રીતે જે અવતરણ થયું એજ લોકોના નિઃશ્રેયસસારૂ પૃથ્વીઉપર થયું. માયાથી જેમનું જ્ઞાન હરાઈ ગયું છે એવા જે ભાગ્યહીન મૂઢ મનુષ્યો છે તેંતો સમીપમાંજ રહેલા, સર્વે ફળને આપનારા પણ પરમાત્માને જાણતા નથી. 'तस्य धीराः परिजानन्ति योनिम्' જે ધીર પુરૂષો છે તેજ 'આ ભગવાન્ અવતર્યા છે' એમ એમનું જન્મ જાણે છે. આ પરમાત્મા અનેક કલ્યાણગુણસંપન્ન છે, અવતરણમાં પણ અનેક કલ્યાણગુણો પ્રકાશેજ છે. ( 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्' ) 'गुणी सर्वविद्यः' 'समस्तकल्याणगुणात्मकोऽसौ' એવી શ્રુતિ સ્મૃતિ છે. હે માતઃ! આવા જે છે તેને ક્ષરઅક્ષર પુરૂષથકી સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેથી ઉત્તમ-શ્રેષ્ઠ છે માટે પુરૂષોત્તમ જાણવા. 'સ

एषोऽक्षरपुरुषात्मना स्वशक्तिमूलप्रकृतिं समीक्षते । सिसृक्षुरेवा-

उत्तमः पुरुष' એવી શ્રુતિ છે તથા ભગવદ્ગીતામાં કહ્યું છે—'द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते । उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।' ઈત્યાદિ આવા જે છે તે પરમાત્મા જાણવા ॥૧૫॥

હવે આ પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ કેવી રીતે સમગ્ર જગતની સૃષ્ટિ કરેછે તેનો પ્રકાર તેમની સર્વકારણતા અને સ્વતંત્રતા સ્ફુટ કહેવા માટે કહેછે—હે માતઃ! એજ પરમાત્મા શ્રીકૃષ્ણ આ અસંખ્યાત બ્રહ્માંડને પ્રથમ સર્જવાની ઈચ્છાથી પોતાની શક્તિભૂત મૂળપ્રકૃતિને અક્ષરપુરૂષાત્મના-તેના અતર્યામી હોવાથી તેરૂપે થઇને **સમીક્ષતે**-જુવેછે (આ સમીક્ષણ સંકલ્પરૂપ જાણવું) સર્જવાની ઈચ્છા એજ ઈક્ષણમાં હેતુ છે. ઈચ્છાના કાર્યભૂત જે મૂળપ્રકૃતિનું સમીક્ષણ તે સાક્ષાત્ પોતાનું નથી પરંતુ અક્ષરપુરૂષદ્વારા છે. અભિપ્રાય એવો છે કે—પ્રલયપ્રકરણમાં 'महानव्यक्ते लीयतेऽव्यक्तमक्षरे लीयते' આ શ્રુતિ અવ્યક્તનું લયસ્થાન જે અક્ષર કહેછે તેના અધિષ્ઠાનભૂત જે પુરૂષ તે અક્ષરપુરૂષ કહેછે. 'कूटस्थोऽक्षर उच्यते' એ જે પુરૂષ કહેછે તે આજ પુરૂષને કહેછે. આજ અક્ષરપુરૂષ સૃષ્ટિ કરવા ઈચ્છતા પરમાત્માને દ્વારભૂત છે 'बहु स्यां प्रजायेय' એરીતે બહુરૂપે થવારૂપ જે સંકલ્પ તેરૂપ સિસૃક્ષા કર્યા પછી તે આ સર્વાત્મા શ્રીકૃષ્ણ સ્વશરીરભૂત અક્ષરપુરૂષદ્વારા તેના અધિષ્ઠાનભૂત અને પરમાત્માની શક્તિભૂત, માયાશબ્દવાચ્ય એવી મૂળપ્રકૃતિને સમીક્ષણ કરેછે. જે સમીક્ષણ છે તે સૃષ્ટિને સન્મુખ થવારૂપ ચૈતન્યસ્ફૂર્તિવિશેષને જણાવનારૂં છે, દેવ મનુષ્યાદિ જે આ ભેદ છે તે કારણ અવસ્થાને પામેલો જે કૂટસ્થ પુરૂષ છે તે મૂળ જેમાં છે એવો છે. આ અભિવીક્ષણ સાક્ષાત્ અક્ષરપુરૂષનું છે તથાપિ પરમાત્માનુંજ મુખ્ય થાયછે, કારણ કે અક્ષરપુરૂષતો પરમાત્માનો એક પ્રકાર (વિશેષણ) છે, અક્ષર પણ પરમાત્માની એક તનુભૂતજ છે तत्सर्वं वै हरेस्तनुः' 'यस्याक्षरं शरीरं' માટે

गणिताण्डगोलकान्धत्ते च सा गर्भमथेक्षणात्मकम् ॥१६॥ सूते ततः सा सहपूरुषाणि प्रधानतत्त्वानि च कोटिशोऽथ । तत्पूरुषात्मप्रभुवीक्षितेभ्यस्तेभ्यो जगत्कारणतत्त्वसर्गः ॥१७॥ ब्रह्माण्डानि बहूनीत्थं सम्भवन्ति हरीच्छया । तत्रैकस्यानुक्रमेण सम्भवं कथयामि ते ॥१८॥ एकस्याप्युद्भवं वक्तुं विस्तरेण न शक्यते । अतः सङ्क्षेपतो मातस्तदुत्पत्तिर्मयोच्यते ॥१९॥ प्रधानतत्त्वात्तस्मात्तु पुंद-

આ સમગ્ર સર્ગ અક્ષરપુરૂષ મૂળ જેમાં છે એવો છે તથાપિ પરમાત્મા શ્રીકૃષ્ણજ ઉપાદાનકારણ છે એમ સર્વ સર્ગની ઉપાદાનતા સૂચવવાસારૂજ 'अक्षरपुरुषात्मना समीक्षते' એવો નિર્દેશ કર્યો છે. તે આ મૂળપ્રકૃતિ ઈક્ષણાત્મક ગર્ભ જે પ્રધાનપુરૂષની અભિવ્યક્તિનું પૂર્વરૂપ (પ્રથિવીની અંદર લીન રહેલું બીજ જળસિંચનથી લગાર ફુલેછે પણ તે અવસ્થા સ્પષ્ટ જણાતી નથી તેમ આ પણ એક અવસ્થા છે પણ મહત્તત્ત્વની પેઠે સ્પષ્ટ જણાતી નથી) તેને ધારણ કરેછે. ત્યારપછી ગર્ભધારણ કરનારી મૂળપ્રકૃતિ પ્રધાનતત્ત્વો જે અવ્યક્તશબ્દથી વાચ્ય છે તેને સહપુરૂષાણિ–પુરૂષે અધિષ્ઠિત હોઇનેજ અનેક ઉત્પન્ન કરેછે. તેપછી તેતે પ્રધાનપુરૂષરૂપ પ્રભુ પરમાત્માએ નિરીક્ષણ કરેલાં તે પ્રધાનતત્ત્વોથકી જગતનાં કારણભૂત એવાં મહદાદિ તત્ત્વોની ઉત્પત્તિ થાયછે. આ સ્થળે પણ નિરીક્ષણ પ્રથમના જેવુંજ જાણી લેવું. 'महानव्यक्ते लीयतेऽव्यक्तमक्षरे लीयते' આ શ્રુતિમાં કહેલા પ્રલયક્રમને અનુસારે આ સૃષ્ટિ આ સ્થળે નિરૂપણ કરી છે ॥૧૬-૧૭॥ પૂર્વોક્ત તત્ત્વસૃષ્ટિના પ્રકારથી તે તત્ત્વોથકી અનુક્રમે બ્રહ્માંડની સૃષ્ટિ થાયછે. તેવાં બહુ બ્રહ્માંડો શ્રીહરિના પૂર્વોક્ત પ્રકારના સંકલ્પથી ઉત્પન્ન થાયછે. તેમાંથી એક બ્રહ્માંડની અનુક્રમથી ઉત્પત્તિ તમોને કહુંછું—હે માતઃ! એકપણ અંડનો ઉદ્ભવપ્રકાર વિસ્તારથી વર્ણન કરી શકાય એમ નથીજ માટે સંક્ષેપમાં તેની ઉત્પત્તિ હું કહું છું ॥૧૮-૧૯॥ પોતાના અધિષ્ઠાનભૂત પરમાત્માત્મક પુરૂષે નિરીક્ષણ કરેલા ત્રિગુણાત્મક પ્રધાનતત્ત્વ (અવ્યક્ત) થકી જગતનાં ઉદ્ભવનાં અંકુરરૂપ મહત્તત્ત્વ ઉત્પન્ન થાયછે. કેવા પ્રકારનું નિરીક્ષણ છે તેનું પ્રથમ વ્યાખ્યાન

प्राग्रिगुणात्मकात् । जगदङ्कुररूपं हि महत्तत्त्वं प्रजायते ॥२०॥ प्रधानेनावृतात्तस्माद्वासुदेवेच्छया सति ! । महत्तत्त्वादहङ्कारस्त्रिविधो जायते ततः ॥२१॥ सात्त्विको राजसश्चैव तामसश्चेति स त्रिधा । यथा प्रधानेन महान्महता स तथावृतः ॥२२॥ अहङ्कारात्तामसाच्च वासुदेवेच्छयैव हि । शब्दो भवति तस्मात् खं जायते

કરેલુ છે. મહત્તત્વને જગતના અકુરરૂપ કહ્યું તે ઉપરથી માયાની જે વ્યક્ત અવસ્થા છે તે મહત્તત્ત્વ છે એમ સિદ્ધ થયું. અક્ષર અને અવ્યક્ત અવસ્થાતો જેમ પૃથ્વીમાં વાવેલાં બીજની અકુરથકી પહેલાંની ઉચ્છૂનત્વ-દ્વિદલત્વાદિ (બીજ પ્રથમ ફુલે છે પછી તેમાં બે પડનો વિભાગ થાય છે ) લક્ષણવાળી બે અવ્યક્ત અવસ્થાવિશેષો હોય છે તેમ છે એમ જણાય છે ॥૨૦॥ હે સતિ ! ત્યારપછી પોતાના કારણભૂત પ્રધાનના અન્વયે યુક્ત એવા તે મહત્તત્ત્વથકી વાસુદેવની ઇચ્છાથી સાત્ત્વિક રાજસ અને તામસ એવા ભેદથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાયછે. પ્રધાનનો પ્રત્યેકમાં અન્વય કહેછે તે ઉપરથી ઉપાદાનઉપાદેય ( કારણ કાર્ય )નો અત્યંત ભેદ નથી એટલે અભિન્ન છે એમ જણાવ્યું છે. જેમ પ્રધાનનો મહત્તત્ત્વમાં અન્વય છે એમ પોતાના કારણભૂત મહતત્ત્વનો અન્વય અહંકારમાંપણ છે ॥૨૧-૨૨॥ શ્રીવાસુદેવનીજ ઇચ્છાથી તામસ અહંકારથકી શબ્દ-આકાશનું સૂક્ષ્મરૂપ (પૂર્વાવસ્થા, જેને શબ્દતન્માત્રા કહેછે ) જેમાં શબ્દ ગુણ ઉદ્‌ભૂત ( સ્પષ્ટ પ્રકાશ ) નથી તે ઉત્પન્ન થાય છે. પોતાના કારણભૂત અહંકારનો જેમાં અન્વય છે એવા તે શબ્દથકી આકાશ થાયછે. તે આકાશ શબ્દ નામની માત્રા-સૂક્ષ્મ રૂપ જેનું છે એવો છે. આવો અર્થ થવાથી 'શબ્દજ એક ધર્મ જેનો છે' એવા બીજા અર્થનો ભ્રમ થતો હતો તે ટળી જાયછે. જો એવો અર્થ ન કરે તો 'સ્પર્શમાત્રકઃ' આ આગળના ગ્રંથની સાથે વિરોધ આવે. કેમકે વાયુ વિગેરેમાં શબ્દાદિ ગુણોનો પણ અન્વય આવેછે. એટલે એકલો સ્પર્શ ગુણજ નથી. દ્રવ્ય અને ગુણ એવો ભેદ સર્વત્ર હોય છે. શબ્દાદિક તન્માત્રાઓ અનેગુણો પણ કહેવાય છે. જ્યારે ગુણના રૂપના કહ્યા હોય ત્યારે તે કારણકોટિમાં

शब्दमात्रकम् ॥२३॥ अहङ्कारावृतात्तस्मादाकाशाच्छब्दमात्रकात्। स्पर्श उत्पद्यते स्पर्शाद्वायुश्च स्पर्शमात्रकः ॥२४॥ आकाशेनाऽऽवृताद्वायो रूपमुत्पद्यते ततः। तस्मात्तेजो रूपमात्रं जायते वायुनाऽऽवृतम् ॥२५॥ तेजसश्च रसस्तस्मादापस्तु रसमात्रिकाः।

ન ગણાય અને જ્યારે તન્માત્રાના રૂપના કહ્યા હોય ત્યારે તે કારણમાં ગણાય દ્રવ્યમાં ગુણો કારણ કહી શકાય નહિ. આકાશ દ્રવ્ય છે તેમાં શબ્દ ગુણ કારણ થઈ શકે નહિ, માટે કારણપણે કહેલા શબ્દને તેની માત્રા (સૂક્ષ્મ રૂપ) જાણવું. પ્રત્યેક પાંચેય ભૂતની જે પૂર્વ સૂક્ષ્મ અવસ્થાઓ છે તેને માત્રા કહેછે. જેમ દુધમાંથી દહી થતાં પહેલાં વચ્ચે એક કલિલ (નહિ દુધમાં અને નહિ દહીમાં એવી) અવસ્થા થાયછે તેમ આ પણ એક મધ્યે અવસ્થા છે, આવો વિભાગ સર્વત્ર જાણવો શબ્દાદિ જે ગુણો છે તેનો અન્વય તો બીજા પાછળના ભૂતોમાં આવતો જાયછે. આ ગુણો કાર્ય કારણ બન્ને અવસ્થામાં હોય છે. કારણ અવસ્થામાં ઉદ્‌ભૂત (સ્પષ્ટ પ્રકાશ)નથી હોતા અને કાર્ય અવસ્થામાં ઉદ્‌ભૂત થાયછે એમ પણ સર્વત્ર જાણી લેવું. માટે તત્વોની ગણનામાં પાંચ તન્માત્રાઓજ ગણવી પણ ગુણો ગણવા નહિ. આ 'शब्दमात्रकं' એવો જે નિર્દેશ કર્યો છે તેતો આકાશ અને વાયુનુંજ જેમ છે એમ શબ્દ અને આકાશના ઉપાદાનઉપાદેયમાં અતિશય વિરૂપતા નથી (અભિન્નતા છે) એમ જણાવામાટે છે. આગળપણ આજ રીતિ જાણવી. એવા તે આકાશથકી સ્પર્શ–વાયુનું સૂક્ષ્મરૂપ, જેમાં સ્પર્શ ગુણ ઉદ્‌ભૂત નથી તે ઉત્પન્ન થાય છે. પોતાના કારણભૂત આકાશનો જેમાં અન્વય છે એવા સ્પર્શમાંથી વાયુ થાય છે, આ વાયુ સ્પર્શ માત્રા–સૂક્ષ્મ રૂપ જેનું છે એવો છે. આવા વાયુથકી રૂપ–તેજનું સૂક્ષ્મરૂપ, જેમાં રૂપ ગુણ ઉદ્‌ભૂત નથી તે ઉત્પન્ન થાય છે. પોતાના કારણભૂત વાયુનો જેમાં અન્વય છે એવા રૂપથકી તેજ થાય છે, આ તેજ રૂપ માત્રા–સૂક્ષ્મ રૂપ જેનું છે એવું છે. તે તેજમાંથી રસ–જળનું સૂક્ષ્મ રૂપ, જેમાં રસ ગુણ ઉદ્‌ભૂત નથી તે ઉપજે છે. પોતાના કારણભૂત તેજનો જેમાં અન્વય છે એવા રસમાંથી જળ ઉત્પન્ન થાય છે, આ જળ રસ માત્રા–સૂક્ષ્મ રૂપ જેનું

उत्पद्यन्ते च ताः सन्ति वेष्टितास्तेन तेजसा ॥२६॥ अद्भ्यो गन्धस्ततः पृथ्वी जायते गन्धमात्रिका । अद्भिः संवेष्टिता पृथ्वी विशेषाख्या च कथ्यते ॥२७॥ आकाशादीनि पञ्चात्र महाभूतानि-

છે એવું છે જળમાંથી ગંધ–પૃથ્વીનું સૂક્ષ્મ રૂપ; જેમાં ગંધ ગુણ ઉદ્ભૂત નથી તે ઉદય પામેછે. પોતાના કારણભૂત જળનો જેમાં અન્વય છે એવા ગંધમાંથી પૃથ્વી ઉત્પન્ન થાય છે; આ પૃથ્વી ગંધ માત્રા–સૂક્ષ્મ રૂપ જેનું છે એવી છે. આ પૃથ્વી 'વિશેષ' એવા પણ નામથી કહેવાય છે. આ જ્ઞાનપ્રકરણમાં જે શબ્દાદિક પાંચ છે તે તન્માત્રાઓ કહેવાય છે અને તેમણે આરંભેલાં જે આકાશાદિ પાંચ છે તે મહાભૂતો કહેવાય છે. આ ઉપરથી કેટલાએક એમ માને છે કે–'તામસાહંકારમાંથી પાંચેય શબ્દાદિ તન્માત્રાઓ એક સાથેજ થાય છે અને તે પ્રત્યેકમાંથી અનુક્રમે આકાશાદિ પાંચ ભૂતો થાય છે' આ પક્ષનું ખંડન થઈ ગયું. 'आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापोऽद्भ्यः पृथिवी' આ શ્રુતિ 'આકાશાદિક એક પછી એક ઉત્પન્ન થાયછે, તેમાં પૂર્વ પૂર્વ જે ભૂતો છે તે કારણ છે' એમ સ્પષ્ટ જણાવે છે. એટલે પૃથવીનું કારણ જળ, જળનું કારણ તેજ, તેજનું કારણ વાયુ અને વાયુનું કારણ આકાશ એમ જણાવે છે. તથા 'पृथिव्यप्सु प्रलीयते आपस्तेजसि लीयन्ते तेजो वायौ लीयते वायुराकाशे लीयते' આ લયશ્રુતિ પણ સ્પષ્ટ તેમજ જણાવે છે. 'આ શ્રુતિ વચ્ચે તન્માત્રાઓનું વ્યવધાન રોકેછે એટલે વચ્ચે વચ્ચે તન્માત્રાઓ કારણ થતી નથી, કેમકે શ્રુતિમાં તન્માત્રાઓ કહી નથી ?' એમ કોઈ શંકા કરે તો તેમ નથી. આ શ્રુતિવચન પ્રકારાંતરનેજ નથી સહન કરતી એટલે 'તામસ અહંકારમાંથી પાંચેય તન્માત્રાઓ એક સાથે થઈ અને પ્રત્યેકમાંથી એક એક ભૂત થયાં' આ પ્રકારનેતો બીલકુલ સહન કરી શકતી નથી, કેમકે શ્રુતિતો આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ; એવો અનુક્રમ બતાવેછે. માટે આકાશથકી વાયુની જે ઉત્પત્તિ શ્રવણ થાય છે તેમાં દ્વારભૂત સ્પર્શતન્માત્રાની ઉત્પત્તિની સાપેક્ષતાને બાધ કરી શકે નહિ ( રોકી શકે નહિ ) એટલે શબ્દતન્માત્રામાંથી આકાશ અને તેમાંથી સ્પર્શતન્માત્રા અને તેમાંથી વાયુ, એવા અનુક્રમથી

धानि च । शब्दादयश्च कथ्यन्ते पञ्च तन्मात्रिका इति ॥२८॥ अहङ्काराद्राजसात्तु पञ्च ज्ञानेन्द्रियाणि च । पञ्च कर्मेन्द्रियाण्यस्व !

ઉદ્‌ભવ થવામાં શ્રુતિ કશો બાધ કરી શકતી નથી. એવો અનુક્રમ વિષ્ણુપુરાણમાં 'भूतादिस्तु विकुर्वाणः शब्दमात्रं ससर्ज ह । ततः ससर्ज तन्मात्रमाकाशं शब्दलक्षणम् । आकाशस्तु विकुर्वाणः स्पर्शमात्रं ससर्ज ह । बलवानभवद्वायुस्तस्य स्पर्शो गुणो मतः । ततो वायुर्विकुर्वाणो रूपमात्रं ससर्ज ह' ઇત્યાદિકથી કહ્યો છે ॥૨૭-૨૮॥ હે માત ! રાજસ અહંકારમાંથી ચક્ષુરાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો મળીને આ દશ પ્રાણો ('दशेमे प्राणाः' આ શ્રુતિમાં પ્રાણશબ્દ ઇન્દ્રિયોમાં શ્રવણ થાયછે) પરિણામ પામેછે. યદ્યપિ 'बुद्धिश्च जायते' એમ એક વચનાન્ત કહ્યું છે તથાપિ વિભક્તિનો વિપરિણામ કરીને અન્વય કરવો એટલે 'जायन्ते' એવો વિપરિણામ કરવો 'प्राण' એમ એકવચનાંત પાઠ હોય તો રાજસાહંકારમાથી પ્રાણ અને બુદ્ધિ થાય છે એવો અર્થ કરવો તેમાં પ્રાણ કયો ? તો તેનું વિવેચન-'પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો' આ છે 'प्राण.' એ જાતિમાં એક વચન છે એટલે પ્રાણજાતિ એક છે તેથી એક વચન છે અર્થાત્ જ્ઞાનેન્દ્રિયનું પચક અને કર્મેન્દ્રિયનું પચક એવા ભેદથી દશ પ્રકારને પામેલો પ્રાણ રાજસાહંકારમાંથી પરિણામ પામે છે (જે પ્રસિદ્ધ પ્રાણ છે તે વાયુની વૃત્તિવિશેષ છે, તેતો વાયુની ઉત્પત્તિ થયા પછીથી સભવતી આવે, તે પહેલાં પ્રાણની ઉત્પત્તિ રાજસ અહંકારમાંથી સભવતી નથી, માટે આવું વ્યાખ્યાન કર્યું છે) (પ્રાણશબ્દથી સૂત્રાખ્ય વાયુવિશેષ છે એમ કેટલાક કહેછે) તથા બુદ્ધિ જે 'આ મારૂં છે આ મારે કરવાનુ છે' ઇત્યાદિ અધ્યવસાય (નિશ્ચય)રૂપ છે તે રાજસ અહંકારમાંથી ઉપજે છે, યદ્યપિ અધ્યવસાય જ્ઞાનનીજ એક અવસ્થાવિશેષ સ્મૃત્યાદિકની પેઠે અતઃકરણ જે મન તેના કાર્યવિશેષરૂપ છે અથાપિ વૃત્તિવિશેષને પામેલા મનથકીજ તેની ઉત્પત્તિ થાયછે અને જે વૃત્તિવિશેષ છે તે રાજસાહંકારનું કાર્ય છે માટે આ ઔપચારિક નિર્દેશ છે પણ વસ્તુતાએ નથી. અથવા-ઇન્દ્રિયોની જે બુદ્ધિ (જ્ઞાનજનનસામર્થ્ય) તે રાજસ અહંકાર-

प्राणो बुद्धिश्च जायते ॥२९॥ श्रोत्रं त्वक् चाक्षि जिह्वा च घ्राणो ज्ञानेन्द्रियाण्यथ । वाग् दोः पाद उपस्थश्च पायुः कर्मेन्द्रियाणि च ॥३०॥ अहङ्कारात्सात्त्विकाच्च करणानां तु देवताः । बाह्यानामान्तराणां च प्रजायन्ते मनस्तथा ॥३१॥ दिग्वातार्कप्रचेतोऽश्विव-

માંથી થાય છે એવો અર્થ કરવો. કેટલાકતો અતઃકરણમાં મન બુદ્ધિ ચિત્ત અહંકાર એવા ભેદથી ચાર પ્રકાર છે તે જેમ જ્ઞાનેન્દ્રિયોનું નિમિત્તભેદથી પચ પ્રકારપણું છે તેની પેઠે તત્ત્વભેદમાં ભિન્ન ભિન્ન નિમિત્ત છે એમ માનીને તેમાં મનની એકલાનીજ સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પત્તિ થાય છે એવા અભિપ્રાયને લઇને, બીજા બુદ્ધ્યાદિકની ઉત્પત્તિ રાજસાહંકારમાંથી થાય છે એમ 'बुद्धिश्च जायते' આ ઉપરથી કહેછે. આ પક્ષમાં ચિત્તાદિકને પણ ગ્રહણ કરી લેવાં. બીજા કેટલાકતો સંશય વિપર્યય વિગેરે વિવિધપણાને પામતું બુદ્ધિ નામનું એક તત્ત્વ માને છે. આ તત્ત્વ રાજસાહંકારમાંથી પરિણમેછે. તે ભાગવતમાં કહ્યું છે—'तैजसात्तु विकुर्वाणाद्बुद्धितत्त्वमभूत् सति ! । द्रव्यस्फुरणविज्ञानमिन्द्रियाणामनुग्रहः । संशयोऽथ विपर्यासो निश्चयः स्मृतिरेव च । स्वाप इत्युच्यते बुद्धेर्लक्षणं वृत्तितः पृथक्' ઇત્યાદિ ॥૨૯॥ તેમાં જ્ઞાનેન્દ્રિયો કઈ? અને કર્મેન્દ્રિયો કઈ? તે કહેછે— શ્રોત્ર ત્વક્ ચક્ષુ રસના અને ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને વાક્ પાણી (હાથ) પાદ પાયુ અને ઉપસ્થ આ પાંચ કર્મેન્દ્રિયો છે ॥૩૦॥ સાત્ત્વિક અહંકારથકી દશ બાહ્ય ઇન્દ્રિયોના અને મનઆદિક ચાર આંતર ઇન્દ્રિયોના દેવતાઓ–અધિષ્ઠાતાભૂત દેવો અને મન ઉત્પન્ન થાયછે ॥૩૧॥ કયા તે દેવો ? જે ઇન્દ્રિયોના અધિષ્ઠાતાઓ થાય છે, તેને કહેછે–દિક્ આદિક ચૌદ શ્રોત્રાદિ ચૌદ બાહ્ય આભ્યંતર કરણના અનુક્રમથી અધિષ્ઠાતા દેવતાઓ છે. શ્રોત્રના દિક્, ત્વક્‌ના વાયુ, ચક્ષુના સૂર્ય, રસનાના વરુણ, ઘ્રાણના અશ્વિનીકુમાર, વાક્‌ના અગ્નિ, પાણીના ઇન્દ્ર, પાદના ઉપેન્દ્ર, (વિષ્ણુ) પાયુના મિત્રનામે, ઉપસ્થના પ્રજાપતિ, મનના ચંદ્રમા, બુદ્ધિના બ્રહ્મા, ચિત્તના ક્ષેત્રજ્ઞ (વાસુદેવ) અને અહંકારના રૂદ્ર, એરીતે દેવતાઓ છે. 'સૂર્યાદિ દેવોતો બ્રહ્માંડની ઉત્પત્તિ

१ 'प्राणाः' इति पाठान्तरम् ।

सत्त्वा राजसास्तामसास्तथा । तेषु मिश्रगुणाश्चैके सन्ति केचिच्च निर्गुणाः ॥४०॥ गुणस्वभावानुरूपं पुण्यं वाऽघं च मिश्रितम् । कर्म ते कुर्वते जीवाः कृष्णभक्तिं तु निर्गुणाः ॥४१॥ एवं स भगवान्मातर्ब्रह्मात्मा सृजति प्रजाः । पाति ता विष्णुरूपश्च शिवात्मा संहरत्यपि ॥४२॥ असौ जीवेषु सर्वेषु प्रविश्य पुरुषात्मना । यथाकर्म फलं दत्ते तेभ्यः साम्यमुपाश्रितः ॥४३॥ स हरिस्त्वक्षरस्याथ प्रकृतेः पुरुषस्य च । प्रधानपुरुषाणां च महदादिगणस्य च ॥४४॥ कालस्य स्थूलसूक्ष्मस्य चरतोऽण्डे च तद्बहिः । एतेषां कार्यभू-

तिवाળा, કેટલાક તામસ-અધિક તમઃપ્રકૃતિવાળા, કેટલાક મિશ્રગુણ-સત્ત્વતમથી મિશ્રિત રજઃપ્રધાન અને સત્ત્વરજથી મિશ્રિત તમઃપ્રધાન છે. કેટલાકતો નિર્ગુણ-ગુણના કાર્યને ઉલંઘન કરીને રહેલા સનકાદિક જેવા છે ॥૪૦॥ સર્વ જીવો પોતપોતાના સત્ત્વાદિ ગુણ અને તદનુસારી સ્વભાવ ( પ્રકૃતિ કે વાસના જેને કહેછે )ને અનુસારે પુણ્ય કે પાપ કે પુણ્યપાપમિશ્રિત એવાં કર્મો કરેછે. જે કોઈ નિર્ગુણ જીવો છે તેતો કૃષ્ણભક્તિનેજ કરેછે બીજું નહિ અર્થાત્ એક ભક્તિપરાયણ થાય છે ॥૪૧॥ હે માતઃ ! તે પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ આવી રીતે બ્રહ્મારૂપે રહીને ચરાચર પ્રજાઓને નિપજાવે છે, વિષ્ણુરૂપે પ્રજાઓનું પાલન કરેછે અને શિવરૂપે સંહાર કરેછે ॥૪૨॥ આ સર્જેલા સર્વ જીવોમાં સ્વય પુરૂષોત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષરૂપે પ્રવેશ કરીને ( 'अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः' એવી શ્રુતિ છે ) સ્વયં દિવ્યવિગ્રહવિશિષ્ટ એવા વેષથી તેમના તેમના હૃદયમાં સન્નિધિ કરીને, તેમને ફળ આપવામાં સામ્ય-અવિષમ દૃષ્ટિ આશરીને કર્મને અનુસારે ફળ આપે છે ॥૪૩॥ વળી તે હરિ- કૃષ્ણપરમાત્મા અક્ષર, પ્રકૃતિ, પુરૂષ, ( પ્રકૃતિનો અધિષ્ઠાતા ) પ્રધાનપુરૂષો, પ્રકૃતિના પરિણામરૂપ મહદાદિતત્ત્વગણ, હે મહામતે ! બ્રહ્માંડની અંદર તથા બહાર વર્તતા સ્થૂળ સૂક્ષ્મ બન્નેરૂપ ( પરમાણુરૂપ સૂક્ષ્મ અને સંવત્સરને આરંભીને પરાર્ધપર્યંત સ્થૂળ) કાળ, અક્ષરને આરંભીને મહત્તત્ત્વગણપર્યંતનો સમુદાયકાર્યભૂત વૈરાજ, તેનાથકી થએલા બ્રહ્માદિ સર્વે પ્રજાપતિઓ, આ સર્વેના સર્વ પ્રકારે નિ-

प्रोक्त ईश्वरः । स्वाङ्गोत्पन्नाम्बुशयनाच्चैव नारायणः स्मृतः ॥३४॥ तन्नाभिकमलाद्ब्रह्मा जायते राजसः सति! । जीवांस्तदात्मना सर्वाञ्छ्रीकृष्णः सृजतीश्वरः ॥३५॥ प्रजेशांश्च मनून्देवानृषीनपि-तॄन् पृथक् पृथक् । गन्धर्वांश्चारणान्सिद्धान् यक्षान्विद्याधरासु-रान् ॥३६॥ किंपुरुषांश्चाप्सरसः किन्नरानुरगांस्तथा । मातृः पिशा-चान् रक्षांसि भूतान् प्रेतान्विनायकान् ॥३७॥ वेतालोन्मादकू-ष्माण्डान् वृद्धबालग्रहांस्तथा । पशून्मृगान् खगान्वृक्षान् पर्वतांश्च सरीसृपान् ॥३८॥ स्थावरा जङ्गमा येऽन्ये भूवारिगगनौकसः । सर्वांस्तांश्च यथाकर्मगुणदेहान् सृजत्यसौ ॥३९॥ शुद्धसत्त्वा मिश्र-

आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः' એવી સ્મૃતિ છે ॥૩૪॥ હે સતિ ! તે નારાયણના નાભિમાં થએલા કમળમાંથી રાજસ-રજોગુણપ્રવર્તક અથવા રજઃપ્રધાન બ્રહ્મા-ચતુર્મુખ ઉત્પન્ન થાય છે. બ્રહ્માએ કરેલી દેવાદિ સૃષ્ટિપણ પરમાત્માએજ કરેલી છે એમ જણાવા-પૂર્વક કહેછે-જે સર્વના ઈશ્વર પરમાત્મા શ્રીકૃષ્ણ છે તેજ પોતે તદાત્મા-ચ-તુર્મુખશરીરક થઇને અર્થાત્ તેને સૃષ્ટિ સામર્થ્ય આપીને તેદ્વારા સર્વ શરી-રીઓને સર્જે છે. સર્જે છે એટલે અનાદિસિદ્ધ જીવો જે સૂક્ષ્મ રૂપે રહેલા હતા તેમને નામ રૂપ આપીને પ્રકટ કરેછે ॥૩૫॥ બ્રહ્માએ સર્જેલાના ભેદો સયહથી બતાવેછે—કશ્યપાદિ પ્રજાપતિઓ, મનુઓ, ઇન્દ્રાદિ દેવો, વસિષ્ઠાદિ ઋષિઓ, પિત્રિઓ, ગંધર્વો, ચારણો, સિદ્ધો, યક્ષો, વિદ્યાધરો, અસુરો, કિંપુરૂષો, અપ્સરાઓ, કિંનરો, સર્પો તથા બ્રાહ્મી આદિક માતૃગણો, પિશાચો, રાક્ષસો, ભૂત, પ્રેત, વિનાયક, વેતાળ, ઉન્માદ, કૂષ્માંડો તથા બાળગ્રહો તથા ગવાદિ પશુઓ, હરિણાદિ મૃગો, પક્ષીઓ, વૃક્ષો, પર્વતો, સરીસૃપો, (એક જાતના સર્પો) એ સિવાયના બીજાપણ જે ભૂમિ જળ અને ગગનના નિવાસી સ્થાવર જંગમ છે તે સર્વેને યથાકર્મ-તેમના તેમના કર્મને અનુસારે ગુણમય દેહોને બ્રહ્માત્મા ભગવાન્ સર્જે છે ॥૩૬-૩૯॥ આ રીતે સર્જેલા શરીરીઓને મધ્યે કેટલાક શુદ્ધ-સત્ત્વ-અધિક સત્ત્વૈકપ્રકૃતિવાળા, કેટલાક મિશ્રસત્ત્વ-લગાર રજથી મિશ્રિત અધિક સત્ત્વપ્રકૃતિવાળા, કેટલાક રાજસ-રજઃપ્રધાન પ્રકૃ-

सत्त्वा राजसास्तामसास्तथा । तेषु मिश्रगुणाश्चैके सन्ति केचिच्च निर्गुणाः ॥४०॥ गुणस्वभावानुरूपं पुण्यं वाऽघं च मिश्रितम् । कर्म ते कुर्वते जीवाः कृष्णभक्तिं तु निर्गुणाः ॥४१॥ एवं स भगवान्मातर्ब्रह्मात्मा सृजति प्रजाः । पाति ता विष्णुरूपश्च शिवात्मा संहरत्यपि ॥४२॥ असौ जीवेषु सर्वेषु प्रविश्य पुरुषात्मना । यथाकर्म फलं दत्ते तेभ्यः साम्यमुपाश्रितः ॥४३॥ स हरिस्त्वक्षरस्याथ प्रकृतेः पुरुषस्य च । प्रधानपुरुषाणां च महदादिगणस्य च ॥४४॥ कालस्य स्थूलसूक्ष्मस्य चरतोऽण्डे च तद्बहिः । एतेषां कार्यभू-

તિવાળા, કેટલાક તામસ-અધિક તમઃપ્રકૃતિવાળા, કેટલાક મિશ્રગુણ-સત્ત્વતમથી મિશ્રિત રજઃપ્રધાન અને સત્ત્વરજથી મિશ્રિત તમઃપ્રધાન છે. કેટલાકતો નિર્ગુણ-ગુણના કાર્યને ઉલ્લંઘન કરીને રહેલા સનકાદિક જેવા છે ॥૪૦॥ સર્વ જીવો પોતપોતાના સત્ત્વાદિ ગુણ અને તદનુસારી સ્વભાવ ( પ્રકૃતિ કે વાસના જેને કહેછે )ને અનુસારે પુણ્ય કે પાપ કે પુણ્યપાપમિશ્રિત એવાં કર્મો કરેછે. જે કોઈ નિર્ગુણ જીવો છે તેતો કૃષ્ણભક્તિનેજ કરેછે બીજું નહિ અર્થાત્ એક ભક્તિપરાયણ થાય છે ॥૪૧॥ હે માતઃ ! તે પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ આવી રીતે બ્રહ્મારૂપે રહીને ચરાચર પ્રજાઓને નિપજાવે છે, વિષ્ણુરૂપે પ્રજાઓનું પાલન કરેછે અને શિવરૂપે સંહાર કરેછે ॥૪૨॥ આ સર્જેલા સર્વ જીવોમાં સ્વય પુરૂષોત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષરૂપે પ્રવેશ કરીને ('अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः' એવી શ્રુતિ છે ) સ્વયં દિવ્યવિગ્રહવિશિષ્ટ એવા વેષથી તેમના તેમના હૃદયમાં સન્નિધિ કરીને, તેમને ફળ આપવામાં સામ્ય-અવિષમ દૃષ્ટિ આશરીને કર્મને અનુસારે ફળ આપે છે ॥૪૩॥ વળી તે હરિ- કૃષ્ણપરમાત્મા અક્ષર, પ્રકૃતિ, પુરૂષ, ( પ્રકૃતિનો અધિષ્ઠાતા ) પ્રધાનપુરૂષો, પ્રકૃતિના પરિણામરૂપ મહદાદિતત્ત્વગણ, હે મહામતે ! બ્રહ્માંડની અંદર તથા બહાર વર્તતા સ્થૂળ સૂક્ષ્મ બન્નેરૂપ ( પરમાણુરૂપ સૂક્ષ્મ અને સંવત્સરને આરંભીને પરાર્ધપર્યંત સ્થૂળ) કાળ, અક્ષરને આરંભીને મહત્તત્ત્વગણપર્યંતનો સમુદાયકાર્યભૂત વૈરાજ, તેનાથકી થએલા બ્રહ્માદિ સર્વ પ્રજાપતિઓ, આ સર્વના સર્વ પ્રકારે નિ-

तस्य वैराजस्य महामते! ॥४५॥ तज्जातानां प्रजेशानां ब्रह्मादीनां च सर्वशः। नियन्ता ह्येक एवास्ति सम्राट् खण्डभुजामिव ॥४६॥ एवं यत्राधिकारे ये जगतस्तेन योजिताः। ते सावधानास्तद्भीतास्तदाज्ञायां सदा स्थिताः ॥४७॥ एवं हि मातः! सर्वेऽपि परतन्त्रा भवन्ति हि। कृष्ण एकः स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः ॥४८॥ परमात्मस्वरूपस्य ज्ञानमित्थं प्रकीर्तितम्। प्राप्तेन सद्गुरोर्येन ज्ञातव्यं नावशिष्यते ॥४९॥ य इत्थमात्मानमथात्मनाथं सर्वां प्रसङ्गादवगत्य सम्यक्। करोति भक्तिं भववन्धहर्तुः श्रीवासुदेवस्य स मुक्त उक्तः ॥५०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिगीतायां ज्ञानस्वरूपनिरूपणनामा चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

---

યંતા આ એકજ છે જેમ ખડિયા રાજાઓને મધ્યે સાર્વભૌમ (ચક્રવર્તી) હોય એમ તેમની સ્થિતિ પ્રવૃત્તિ કરાવનારા છે ॥૪૪-૪૬॥ એમને મધ્યે જેને જે જગતના અધિકારમાં તે શ્રીકૃષ્ણે સ્થાપ્યા છે તેઓ તેમાં પ્રશાસિતા પરમાત્મા થકી ભય પામીને સાવધાન થઇને તેમની આજ્ઞામાં અખંડ અનુવર્તે છે તેમાં શ્રુતિ સ્મૃતિ છે—'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः' 'त्वमकरणः स्वराडखिलकारकशक्तिधरस्तव बलिमुद्वहन्ति समदन्त्यजयानिमिषाः। वर्षभुजोऽखिलक्षितिपतेरिव विश्वसृजो विदधति यत्र ये त्वधिकृता भवतश्चकिताः' ॥૪૭॥ માટે હે માતઃ સ્વતંત્ર સર્વસેવ્ય અને સર્વકારણ એક શ્રીકૃષ્ણ પરમાત્માજ છે. બીજા સર્વેપણ તેમને સર્વથા પરતંત્રપણે વર્તનારા છે ॥૪૮॥ હે માતઃ! આવી રીતે પરમાત્મસ્વરૂપનો યથાર્થ વિજ્ઞાનપ્રકાર તમોને મેં કહ્યો, જે મુમુક્ષુ પુરૂષે સદ્‌ગુરૂનું સમુપસેવન કરીને આ જ્ઞાન મેળવ્યું છે તેને બીજું જાણવાનું કશું બાકી રહેતું નથી ॥૪૯॥ હે માતઃ! જે પુરૂષ આવી રીતે પોતાના આત્માનું સ્વરૂપ અને અક્ષરાદિ અખિલ આત્માઓના નાથ પરમાત્માનું સ્વરૂપ પૂર્વોક્ત લક્ષણવાળા સાધુઓના સાચા સમાગમથી યથાર્થ જાણીને, ભવબંધનને વિનાશ કરનારા ભગવાન્ શ્રીવાસુદેવ શ્રીકૃષ્ણની ભક્તિ કરેછે તે પુરૂષ મુક્તજ કહ્યો છે ॥૫૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હરિગીતાયાં જ્ઞાનસ્વરૂપનિરૂપણનામા ચતુસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૪॥

श्रीहरिरुवाच—वैराग्यस्य स्वरूपं ते कथयाम्यथ मानदे[1]। भगवन्तं विनाऽन्यत्र रागाभावस्तदुच्यते ॥१॥ देहे च दैहिकेष्वम्ब! स्त्रीपुत्रधनवेश्मसु। पशुयानोपकरणक्षेत्रादिष्वरुचिस्तथा ॥२॥

## [1]અધ્યાય ૩૫ મો.

**શ્રીહરિ** કહેછે—યથાયોગ્ય તમામને માન આપનારા હે માત! અથ—જ્ઞાનનિરૂપણ કર્યા પછી અવસરપ્રાપ્ત, ભક્તિમા ઉપકાર કરનારા એવા વૈરાગ્યનુ સ્વરૂપ તમોને કહુછુ—ભગવાન વિનાના તમામ પદાર્થમાત્રમા જે રાગે રહિતપણુ તે વૈરાગ્યનુ સ્વરૂપ કહ્યુ છે 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' 'विषयतो विरतिश्च हरौ रतिः' 'विषयाविष्टचित्तानां विष्ण्वावेशः सुदुष्कर' એવી સ્મૃતિ છે રાગ એટલે પ્રીતિ, રાગમાત્રે રહિતપણુ તો ઘટતુ નથી, કેમકે જે મુમુક્ષા છે એપણ એક રાગવિશેષજ છે, પરમેશ્વરમા જે રાગવિશેષ છે તેજ ભક્તિ કહેવાયછે 'सा परानुरक्तिरीश्वरे' એવુ સૂત્ર છે, તેતો મુમુક્ષુએ અત્યત ગ્રહણ કરવા યોગ્ય છે પણ ત્યાજ્ય નથી, ભક્તિના અગભૂત આજ વૈરાગ્ય કહેવાનો ઉપક્રમ કર્યો છે, માટે રાગ કહ્યો એટલામાનથી તે સ્વરૂપથી ત્યાજ્ય નથી પણ પરમાત્મા સીવાયની બીજી આ લોક પરલોકની વિષયવાસનાએ રહિતપણુ એ વૈરાગ્યનુ સ્વરૂપ છે ॥૧॥ 'અન્યત્ર' આ પદનુ વિવરણ કરવાપૂર્વક તે વૈરાગ્યનુ સ્પષ્ટીકરણ કરેછે—હે માત! દેહનેજ આત્મા માનીને બહુ લોકો સદાકાળ દેહપોષણ માટેજ સઘળા આરભો કરનારા છે તેતો પશુઓથકીપણ અધમ છે આત્માને દેહથકી વિલક્ષણ જાણીને, ગર્ભ જન્મ જરા મરણાદિ સમયે જે દુ ખો છે તે દેહના સબધને લીધેજ છે એમ વિચારીને, પરમાનદમય પરમાત્મામા પોતાનુ મન જોડી દઇને, દુ ખમય દેહના પાતનીજ કેવળ વાટ જોયા કરનારો જે થાય એજ સસારમાથી મુક્ત થાય, માટે મુમુક્ષુને પ્રથમ દેહમા અતિ અરૂચિની અવશ્ય અપેક્ષા છે તથા જે દૈહિક—દેહના સબન્ધી

[1] આ અધ્યાયમા વૈરાગ્યનુ સ્વરૂપ તેના ઉદયનો ઉપાય અને યમપુરીના દુ સહ દુ ખો વિગેરે વર્ણવ્યુ છે

शब्दादिपञ्चविषयभोगेषु विविधेषु च । अनर्घ्यवस्त्रभूषादौ राज्यभोगेषु चारुचिः ॥३॥ स्वर्गादौ पुण्यलोके च सद्भोगेष्वखिलेष्वपि ।

પત્ની પુત્ર વિગેરે છે તેમાં અતિશય અરૂચિની અપેક્ષા છે. દેહનો જેમને સમ્બન્ધ છે તેઓને કાન્તા, તનય, કાઞ્ચન, ભવન, ક્ષેત્ર, પશુ, વાહન, એ રીતે ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનમાં અનુક્રમે પૂર્વ પૂર્વની પ્રાપ્તિ થતાં ઉત્તરોત્તરમા સ્પૃહાતિશય થયાજ કરે છે એટલે કાન્તા મળી તો તનયની તૃષ્ણા થાય, તનય મળ્યો તો કાંચનની કામના થાય, કાંચન મળે તો ભવનની સ્પૃહા થાય, ભવન મળે તો ક્ષેત્રની આકાંક્ષા થાય, ક્ષેત્ર મળે તો પશુની લિપ્સા થાય, પશુ પ્રાપ્ત થાય તો વાહનની વાંછા થાય, એમ એક પછી એકની લાલસા વધતી જાય છે—'तृष्णाब्धिरगाधेयं दुष्पूरा केन पूर्यते । या महद्भिरपि क्षिप्तैः पूरणैरेव खन्यते' એવી સ્મૃતિ છે. આવી સ્પૃહાએ રહિતપણું તે વૈરાગ્ય કહેવાય ॥૨॥ કેટલાકને વિષયરાગ ધર્મથી નિયમિત થાય છે, જેઓ ગૃહસ્થો હોય છે. કેટલાકનેતો જેજે શબ્દાદિ વિવિધ વિષયોનો ઇન્દ્રિયોને સંસર્ગમાત્ર થાય તે સર્વેમાં ધર્મમર્યાદા મુકી દઇને રાગવિશેષ થાય છે તથા મહામૂલ્ય વિવિધ વસ્ત્ર વિભૂષણ વિગેરે વસ્તુઓમાં તથા રમણીય રાજ્યભોગમાં રાગવિશેષ થાય છે, એવા તમામ રાગવેગે રહિતપણું તે વૈરાગ્યનું સ્વરૂપ છે ॥૩॥ યજ્ઞદાનાદિ પુણ્યવિશેષથી પ્રાપ્ય એવા સ્વર્ગાદિ લોકમાં જે પ્રકૃષ્ટ ભોગવિશેષો છે તે તમામમાં પણ સર્વથા આસક્તિએ રહિતપણું તે સ્પષ્ટ વૈરાગ્ય કહ્યો છે, અર્થાત્ આ લોક, પરલોકના ભોગસુખની વાંછાએ વર્જીતપણું તે વૈરાગ્ય કહેવાય 'देहेऽहन्ता भवेद्यावन्ममता दैहिकेषु च । पुंसोऽज्ञस्य भवेत्तावन्नोपराम्यति संसृतिः' 'स्नेहेन युक्तस्य न चास्ति मुक्तिरिति स्वयंभूर्भगवान् जगाद' 'स्नेहपाशासितः स्वेषु न स मोक्षाय कल्पते' 'अहंममेति दौर्जन्यं देहादौ मोहजं त्यजेत्' 'त एतदधिगच्छन्ति विष्णोर्यत्परमं पदम् । अहंममेति दौर्जन्यं न येषां देहगेहजम्' 'परमसुहृदि बान्धवे कलत्रे सुतवनितापितृमातृभृत्यवर्गे । शठमतिरुपयाति योऽर्थतृष्णां पुरुषपशुर्नहि वासुदेवभक्तः' 'इन्द्रियार्थेषु वैराग्यमनहङ्कार एव च' 'असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु' ઇત્યાદિકથી,

अनासक्तिः सर्वथेति वैराग्यं स्पष्टमीरितम् ॥४॥ प्रेमवत्युवाच—वैराग्यमीदृशं कृष्ण! जीवानामुदियात्कथम् । वक्तुमर्हति सर्वज्ञो मह्यं तत्त्वतो भवान् ॥५॥ श्रीहरिरुवाच—वैराग्यस्य समुत्पत्तिः

---

આ અર્થ સ્પષ્ટ કર્યો છે. 'दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्' આ યોગસૂત્રમાં વૈરાગ્યનું સ્વરૂપ વર્ણવ્યું છે. ઐહિક આમુષ્મિક સકળ ફળથકી વિમુખ થએલાને તે ફળમાં જે વાસનાસહિત રાગત્યાગ તે વશીકાર સંજ્ઞાનો વૈરાગ્ય કહેવાય. આ વૈરાગ્યની ચાર અવસ્થાઓ સ્થિતપ્રજ્ઞનું સ્વરૂપ કહેવાના પ્રસંગથી ગીતામાં 'प्रजहाति यदा कामान्' ઇત્યાદિક ચાર શ્લોકથી કહી છે. આ ચાર શ્લોકથી વૈરાગ્યનું શુદ્ધ સ્વરૂપ કહ્યું ॥૪॥

આવી રીતે વૈરાગ્યનું સ્વરૂપ સાંભળીને તેના ઉદયનો ઉપાય જાણવાની ઇચ્છાથી પ્રેમવતી માતા પુત્રને પુછેછે—હે કૃષ્ણ! અનાદિ માયાથી મોહિત મનવાળા મનુષ્યોને તમોએ કહ્યો એવો વૈરાગ્ય કેવી રીતે ઉદય પામે? તેનો ઉપાય મને યથાર્થ કહેવા માટે આપજ યોગ્ય છો, કેમકે આપ સર્વજ્ઞ-સર્વ સચ્છાસ્ત્રના રહસ્યને જાણનારા છો ॥૫॥ ભગવાન્ શ્રીહરિ કહેછે—હે માતઃ! વૈરાગ્ય સુલભ નથી એ તમો સત્યજ કહોછો. તથાપિ વિષયોમાં દોષદર્શનથી વૈરાગ્ય ઉદય પામેછે 'जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्' એમ ગીતામાં કહ્યું છે. વિષયોમાં આર્જન-રક્ષણ-ક્ષય-ભોગ-હિંસા વિગેરે દોષો રહેલા છે. સમુદ્રયાત્રા, રાજાની નોકરી આદિકમાં શરીરના વિનાશપર્યંતના આર્જનદોષો રહેલા છે. હજાર ક્રિયાથી વિંટાએલા ઘરની અંદર ઘાલેલા પણ રક્ષણીય વસ્તુનો રાજા-અગ્નિ-ચોર ઉંદર આદિક નાશ કરે છે; તેના નિવારણના અનવધિ કલેશો થાયછે આ સર્વે રક્ષણદોષો છે. 'स्वर्गेऽपि पातभीतस्य क्षयिष्णोर्नास्ति निर्वृतिः' ઇત્યાદિ ક્ષયદોષો રહેલા છે. 'न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते' 'अलाभे मत्तकाशिन्या (ઉત્તમ સ્ત્રી) दृष्टा तिर्यक्षु कामिता' ઇત્યાદિકનીપેઠે ઉત્તરોત્તર રાગવેગને લીધે અનર્થમાં હેતુભૂત અયોગ્ય વિષયમાં પ્રવૃત્તિ વિગેરે ભોગદોષો છે. તમામ ભોગમાત્ર બહુધાપણે પરહિંસાગર્ભિત છે માટે તેને લઇને ઐહિક આમુષ્મિક દારુણ

सर्वेषामपि देहिनाम् । लोकानां चैव भोगानां भवति क्षयदर्शनात् ॥६॥ नित्यो दैनन्दिनश्चैव प्राकृताख्यस्तृतीयक. । आत्यन्ति

---

દુ ખપરપરા છે આ સર્વે હિંસાદોષો છે આ દોષો પ્રત્યક્ષાદિ પ્રમાણસિદ્ધ છે આ દોષોનો વિચાર કરનારાને અનાદિકાળથી અભ્યાસ કરેલા પણ પ્રાકૃત વિષયોનો ત્યાગ સુખેથી થઈ શકે છે તેમા પ્રથમ ક્ષયદોષનો વારવાર રૂડી રીતે વિચાર કરવો-બ્રહ્માને આરભીને સ્તબ ( ઝુબડુ ) પર્યંતના સર્વ કોઈ પણ દેહિઓ, તેમના તેમના કર્મસપાદિત લોકો અને તેમા તેમા રહેલા ભોગો, આ સર્વના ક્ષયદર્શનથી એટલે કશુપણ સ્થિર રહેતુ નથી સર્વનો વિનાશ થાય છે એવો વારવાર વિચાર કરવાથી વૈરાગ્ય સુખેથી ઉદય પામે છે ॥૬॥ તમામની નાશવતસ્વભાવતા નિરૂપણ કરે છે—આપણે પ્રતિદિન પ્રતિક્ષણ પ્રત્યક્ષપણે અનેક જનોને મરણ પામતા જોઇએ છીએ તે આ નિત્યપ્રલય કહેવાય, આ પ્રલયને કોઈ પણ પ્રાણી ઉલ્લઘન કરવા સમર્થ નથી સર્વનો વિનાશ થાયછે 'जातस्य हि ध्रुवो मृत्यु ' 'अन्तवन्त इमे देहाः' 'मरण प्रकृतिः शरीरिणाम्' ઇત્યાદિ વચનો સ્પષ્ટ કહેછે 'ઇન્દ્રાદિકતો દેવો છે, જેના પદની પ્રાપ્તિથી પ્રક્ષયનો પ્રસગ નથી ?' એમ પણ નથી, દૈનદિન પ્રલયમા એમનો પણ ક્ષય અવર્જનીય છે બ્રહ્માના દિવસને અતે સર્વ કોઈ પ્રાણીઓનો પ્રક્ષય થઈ જાય છે 'अव्यक्ताद्व्यक्तय सर्वा प्रभवन्त्यहरागमे । राम्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसज्ञके ॥ भूतग्राम स एवाय भूत्वा भूत्वा प्रलीयते । राम्यागमेऽवश पार्थ ! प्रभवत्यहरागमे' ઇત્યાદિ ગીતામા કહ્યુ છે, આ દૈનદિન પ્રલય કહેવાય છે આવા બ્રહ્માનો પણ પ્રાકૃત પ્રલયમા પ્રલય પરિહાર્ય નથી, કેમકે 'पृथिव्यप्सु प्रलीयते आपस्तेजसि' આવા અનુક્રમથી બ્રહ્માડ અને તેને રચનારા પૃથ્વીપ્રમુખ મહત્તત્ત્વપર્યંતના તત્ત્વો પ્રકૃતિની અવ્યક્ત અવસ્થાવિશેષરૂપ પ્રધાનમા પ્રલય થઈ જાયછે-'आ ब्रह्मभुवनाल्लोका पुनरावर्तिनोऽर्जुन !' એમ ગીતામા કહ્યુ છે તે અવ્યક્તની અવસ્થારૂપ પુરૂષસહિત પ્રધાનનો પણ 'अव्यक्तमक्षरे लीयते' આ શ્રુતિમા કહેલો અવિભાગની પ્રાપ્તિરૂપ જે પ્રલય તે આત્યતિક કહેવાય ( સર્વ કાર્યમાનનો નાશ ) અથવા-અવ્યક્ત સુધીનો તમામનો અક્ષરપુ

कश्चेति मातः ! प्रलयोऽस्ति चतुर्विधः ॥७॥ तत्र प्रकृतिकार्यस्य ब्रह्माण्डस्याखिलस्य च । ब्रह्मादेः स्थावरान्तस्य भोगानां चापि सर्वशः ॥८॥ विनाशो जायते नूनं कालेनैव बलीयसा । एवं क्षयं लोकयता वैराग्यं तेषु सम्भवेत् ॥९॥ तथैव दु खदृष्ट्यापि देहिनां

રૂપે અધિષ્ઠિત એવી અક્ષર નામની અવસ્થાવિશેષમા લય થાય તે પ્રાકૃત કહેવો અને એવા અક્ષરનો પણ 'अक्षर तमसि लीयते तम परे देवे एकीभवति' આ શ્રુતિમા કહ્યા મુજબ તમમા લય અને તમનો પરદેવતા (પરમાત્મા)મા જે લય એજ આત્યતિક વિલય જાણવો આ રીતે થયા કરતા ચાર પ્રકારના પ્રલયમા કોણ સ્થિર રહે છે ? સર્વેનો પણ વિનાશ થાય છે તો કારણે સહિત કાર્યે સહિત આ સમસ્ત પ્રપચની પ્રક્ષયપ્રકૃતિપણુ જે વારેવારે વિચારે તેને તમામ પ્રાકૃત પદાર્થમા અનાયાસથી વૈરાગ્યવેગ ઉદય પામેજ ॥૭॥ તેને બે શ્લોકથી ઉપપાદન કરેછે—આ સર્વ પ્રપચ પ્રકૃતિના કાર્યભૂત છે બ્રહ્માને આરભીને સ્થાવર સુધીનુ આ સમગ્ર બ્રહ્માડ અને તેના અધિપતિ બ્રહ્માઓ અને તેમના ભોગો આ સર્વેનો સર્વ પ્રકારે શ્રીકૃષ્ણની શક્તિરૂપ બળવાન્ કાળવેગથી નિશ્ચે વિનાશ થાય છેજ, આવી રીતે પ્રત્યક્ષાદિ પ્રમાણથી વિનાશનો વારવાર વિચાર કરનારા મુમુક્ષુ માનવોને આ લોક પરલોકના રમણીય ભોગસુખમા સુખેથી વૈરાગ્ય થાયજ 'तद्यथेह कर्मचितो लोक क्षीयते, एवमेवामुत्र पुण्यचितो लोक क्षीयते' 'परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात् नास्त्यकृत कृतेन' એવી શ્રુતિ છે ॥૮-૯॥ આ લોક પરલોકના ભોગસુખમા કેવળ નાશવતપણાનો દોષ છે એટલુજ નહિ પણ દુ સહ દુ ખદોષનોપણ સબન્ધ છે દેહી—જેને દેહયોગ છે એવા ભવ બ્રહ્માદિ દેવોનેપણ દુ ખનો સબધ છે, કારણ કે દેહયોગ કર્મમૂળક છે કર્મમૂળ જેમા છે એવો દેહયોગ જ્યાસુધી હોય ત્યાસુધી પ્રિય અપ્રિયનો યોગ ચક્રની માફક પરિવર્તે છે, તેનુ વારણ કેનાથી થાય ? કોઈનાથી પણ થઈ શકતુ નથી 'न ह वै सशरीरस्य सत प्रियाप्रिय योरपहतिरस्ति' એવી શ્રુતિ છે માટે બ્રહ્માદિ દેહીઓનેપણ દુ ખયોગ અવર્જનીય છે તો જેમ ચાર પ્રકારના પ્રલયથી થતા સર્વના ક્ષયવિચારથી વૈરા

तत्त्वमुद्भवः । भवेद्दुःखं तु सर्वेषां फलं दुष्कृतकर्मणः ॥१०॥
शिश्नोदरतृपां भूमौ सङ्गादेवासतां नृणाम् । प्रवृत्तिर्जायते पापे

ग्यनो ઉદય થાય એમ દુ ખદોષદર્શનથીપણ વૈરાગ્ય નિપજેજ. એ રીતે સર્વ લોકભોગની દુ ખમિશ્રપણાની પર્યાલોચનાથી વિરક્તિ ઉદયનો પ્રસગ કહ્યો, હવે 'ये हि संस्पर्शजा भोगा दु खयोनय एव ते। आद्यन्तवन्त. कौन्तेय! न तेषु रमते बुध.' 'आपातरम्या विषया. पर्यन्तपरितापिन.' એમા કહ્યા પ્રમાણે 'ઉત્તરકાળમાપણ દારૂણ દુ ખ દેનારા છે' એવો વિમર્શ કરવા થીપણ વૈરાગ્યનો ઉદય કહેછે—તમામ દેવાદિ દેહીઓને સુકૃત ફળભોગને અતે દુ સહ દુ ખ તૈયારજ હોય છે, કેમકે જેમ અનિષ્ટના આવવાથી દુ.ખનો સભવ છે તેમ મળેલા ઇષ્ટના ક્ષયથીપણ દુ ખનો સબધ સભવિત છે 'क्षीणे पुण्ये मर्त्यलोक विशन्ति' 'स्वर्गेऽपि पातभीतस्य क्षयिष्णोर्नास्ति निर्वृति.' એવી સ્મૃતિ છે અનાદિ કર્મચક્રથી જે તે યોનિમા ભમ્યા કરતા દેહિઓને સુકૃતયોની ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય )માજ જેમ પાત થાયછે તેમ પોતાની ન ઇચ્છા હોય તોપણ દુષ્કૃતયોનિ ( ચાડાળ શ્વાન શુકર વિગેરે)મા પાત અવર્જનીય હોવાથી ભાવિદુષ્કૃતકર્મના ફળનો વિચાર કરતા, સુકૃતના ફળરૂપ દેવાદિભોગને ભોગવતા પુરૂષેપણ ભોગમાત્રમા વૈરાગ્યવાળાજ થવું કર્મીઓ આ લોકમાથી બીજા લોકમા, બીજામાથી ત્રીજામા, એમ વારવાર ફર્યા કરે છે તેનો પ્રકાર શ્રુતિમા—'अथ य इमे ग्रामे इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति, धूमाद्रात्रिं रात्रेरपरपक्ष....आकाशाच्चन्द्रमसमेष सोमो राजा भवति.. तस्मिन्यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वान पुनर्निवर्तन्ते.. तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा, अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा' ઇત્યાદિકથી કહ્યોછે ॥१०॥ છેલી વારે 'દુષ્કૃતના ફળભૂત નરકના દુરત દુ ખનો સબધ અવર્જનીય છે' એવો વિચાર કરવાથી પણ વૈરાગ્ય ઉત્પન્ન થાયછે, એવા અભિપ્રાયથી પ્રથમ દુષ્કૃતકર્મની ઉત્પત્તિનો મુખ્ય હેતુ કહેછે— દુષ્કૃત કર્મની ઉત્પત્તિમા દુ સગદોષજ સર્વ અસત્ દે-

प्राणिनामतिदुःखदा ॥११॥ विलीयते च सद्बुद्धिर्धर्मनिष्ठा ततो नृणाम् । ज्ञानादयो गुणाः सर्वे नश्यन्ति च कुसङ्गतः ॥१२॥ देहेऽहन्ता च तेनैव ममता दैहिकेषु च । विवर्धेते ततस्तेषु ह्यासक्तिर्जायते भृशम् ॥१३॥ देहस्त्रीपुत्रवित्तादौ तेऽहन्ताममतावशात् । आसक्तास्तत्कृते नानापापकर्माणि कुर्वते ॥१४॥ वञ्चयन्ति परन्यासान्विश्वस्तं घातयन्ति च । दम्भपैशुन्यशठतानृतवाद-

---

શાદિ દોષની અપેક્ષાએ પ્રબળ છે 'मोहजालस्य योनिर्हि मूढैरेव समागमः' 'यादृशैः यस्य सङ्गः स्याच्छात्राणां वा नृणामपि । बुद्धिः स्यात्तादृशी तस्य कार्योऽतो नासतो हि स.' 'बुद्धिश्च हीयते पुंसां नीचैः सह समागमात्' એવી સ્મૃતિ છે. જે સગદોષ સુકૃતકર્મમાંથી ભ્રષ્ટ કરીને દુષ્કૃતકર્મમાં જોડી દઇને નરકમાં નાંખનારો થાયછે. આ લોકમાં તો શિશ્નોદરપરાયણ બહુ લોકો છે, જે અસત્પુરૂષના પ્રસંગથી પ્રબળ પાપમાં પ્રવૃત્તિ થાયછે, જે પ્રવૃત્તિને લઇને દેહિઓને દુરંત દુ:ખ થાયછે. માટેજ ભાગવતમાં તેવાના સગનો 'सङ्गं न कुर्यादसतां शिश्नोदरतृपां क्वचित् । तस्यानुगस्तमस्यन्धे पतत्यन्धानुगान्धवत्' એરીતે નિષેધ કર્યો છે ॥૧૧॥ પુરૂષોએ સાધુઓના સમાગમથી ધર્મમાર્ગમાં પ્રવર્તાવનારી સદ્બુદ્ધિ સપાદન કરી હોય અને જ્ઞાનાદિ ગુણો મહાપ્રયાસથી મેળવ્યા હોય એ સર્વેપણ અસત્સગ થતાં તત્કાળ નાશ થઈ જાય છે, તે ભાગવતમાં કહ્યુછે—'सत्यं शौचं दया मौनं बुद्धिः श्रीर्ह्रीर्यशः क्षमा । शमो दमो भगश्चेति यत्सङ्गाद्याति सङ्क्षयम्' ॥૧૨॥ તેપછી તેવા કુસંગને લીધે દેહમાં અહબુદ્ધિ અને દેહના સબધિ પત્ની પુત્રાદિકમાં મમત્વબુદ્ધિ વૃદ્ધિ પામે છે. વૃદ્ધિ પામેલા અહકાર મમકારથી વિવિધ વિષયમાં અતિશય આસક્તિ થાયછે આ રીતે પત્ની પુત્ર વિત્ત વિગેરેમાં અહકાર મમકારની અભિવૃદ્ધિ થતાં તેમાં આસક્ત થએલા પુરૂષો ધર્મમર્યાદા મુકીને દેહ દૈહિક માટે નાનાવિધ અનેક પાપકર્મો કરવા મડેછે ॥૧૩-૧૪॥ તેમના પાપકર્મની નાનાવિધતાનું વિવેચન કરેછે-કપટ કરવું, ચાડીયાપણુ કરવું, શઠતા કરવી, મીથ્યા ભાષણ કરવું, ઇત્યાદિ કુકર્મમાં તત્પર થએલા પુરૂષો 'મારો આ અત્યત આપ્ત છે' એવા પૂર્ણ વિશ્વાસથી સ્થાપન કરેલી થાપ-

परा नराः ॥१५॥ मिथ्यापवादानन्येषु ददतश्च परद्रुहः । हिंस्राः स्तेना अनीत्यैव कुटुम्बं पोषयन्ति ते ॥१६॥ इतस्ततः उपानीय येन केनापि पाप्मना । कर्मणा गर्हितेनैव स्वानि पुष्णन्ति तैर्निजान् ॥१७॥ तदासक्त्या स्ववेदोक्तं धर्मं वर्णाश्रमात्मकम् । त्यक्त्वोपधर्मवेषादि दधते च निरङ्कुशाः ॥१८॥ गोविप्राणां च साधूनां वेदतीर्थामृतान्धसाम् । द्रोग्धारो मानिनः स्तब्धा विमुखा विष्णुभक्तितः ॥१९॥ खादन्ति मांसानि सुरा मद्यानि च पिबन्त्यपि ।

લોને ઠગીને ઓળવે છે આપણો ઓળવેછે એટલુજ નહિ કિંતુ વિશ્વાસુના પ્રાણુનેપણુ હરણુ કરેછે ॥૧૫॥ તે પુરૂષો સ્વાર્થસિદ્ધિસારૂ પારકો સ્વાર્થઘાત, પારકો જીવઘાત, પારકુ ધનહરણુ, વિગેરેમાં અતિ તત્પર થઇને સ્વાર્થસિદ્ધિ માટે બીજાઓ ઉપર મીથ્યા અપવાદ આરોપણુ કરીને, એવાજ પાપાચરણથી પત્ની પુત્રાદિ પરિવારનુ પોષણુ કરેછે ॥૧૬॥ જે કોઇપણુ એટલે વાણીથી વિવેચન કરીને કહીપણુ શકાય નહિ એવાં મહાપાતક ( પોતાની પત્ની પુત્રી ભગિની આદિકપાસે જારક્રિયા કરાવવી ) તથા સકળ લોકનિંદિત બીજાપણુ પાપકર્મ કરીને જ્યાં ત્યાંથી ધન સંપાદન કરીને તેનાથી પોતાના પરિવારનુ પોષણુ કરેછે ॥૧૭॥ દેહ દૈહિકનાજ એક પોષણુમાટે ધનાર્જનના વ્યાપારમા વ્યાસક્તિને લીધે શ્રુતિ સ્મૃતિમાં કહેલા,પોતપોતાના વર્ણાશ્રમને સમુચિત, એવા ધર્મમાર્ગનો ત્યાગ કરીને નિરંકુશ થઇને, વેદવિરૂદ્ધ બૌદ્ધ જૈનાદિ અસદ્ધર્મ અને તેને લગતા પાખંડી વેષને ધારણુ કરેછે અર્થાત્ ધનાર્થે ધર્મમાર્ગનો પરિત્યાગ કરીને અધર્મ માર્ગમાં પ્રવેશ કરેછે ॥૧૮॥ વળી તે પુરૂષો જાતિથીજ ઉત્કૃષ્ટ એવી ગાયો તથા વિપ્રોનો દ્રોહ કરનારા તથા શ્રેયના સાધનોનો બોધ આપનારા વેદો તથા સમસ્ત પાપને હરનારા તીર્થો તથા ઉપાસના કરવા યોગ્ય સૂર્યાદિદેવો તથા સર્વની અપેક્ષાએ અતિશય શ્રેષ્ઠ એવા આત્મારામ સતો, આ સર્વેનો સર્વથા દ્રોહ કરનારા, 'સબન્ધિજન ધન આદિકવડે હુજ સર્વથી શ્રેષ્ઠ છુ' આવા અહકારી સ્વભાવવાળા, પૂર્ણપણુના અતિમાનને લીધે સત્પુરૂષ કે દેવપ્રતિમા આગળપણુ લગાર નહિ નમનારા અને વિષ્ણુભક્તિથી વિમુખ–વિપરીત પ્રવૃત્તિવા-

सज्जन्ते च परस्त्रीषु विधवासु च कामतः ॥२०॥ अपेयपानं चाभक्ष्यभक्षणं कुर्वते मुहुः । वदन्त्यवाच्यानि च ते निस्त्रपाश्च मदोद्धताः ॥२१॥ य इत्थं दुष्टकर्माणो मानवाः सन्ति भूतले । अन्तकाले लभन्ते ते कृच्छ्रं भूरितरं सति ! ॥२२॥ यमदूतास्तदाऽऽयान्ति नेतुं तानतिनिर्दयाः । वक्रतुण्डाः पाशहस्ता भयङ्करसमीक्षणाः ॥२३॥ तेषां वीक्षणमात्रेण ते त्रुट्यद्देहबन्धनाः । सन्त्रस्ता वेपमानाङ्गा जायन्ते ह्यतिविक्लवाः ॥२४॥ ते लिङ्गदेह आवध्य स्थूलात्तिद्दढभावने । नयन्ति तान् यमपुरं दीर्घेणैव कदध्वना ॥२५॥ कशाभिर्लोहदण्डैश्च ताड्यमाना भृशं पथि । क्रूरैर्यमानुगैः

---

ળા થાયછે ॥૧૯॥ વળી તે પુરૂષો માંસભક્ષણ–સુરાસેવન–મદ્યપાનપરાયણ થાયછે. અને કામપરવશ થઇને પરસ્ત્રીયો અને વિધવામાં વ્યાસક્ત થાયછે ॥૨૦॥ અપેયપાન–અભક્ષ્યભક્ષણપરાયણ, ધનાદિમદથી ઉચ્છૃંખલ, નિર્લજ્જ એવા તે પુરૂષો અપશબ્દભાષણ ગાલીદાન વિગેરે બહુ બોલે છે ॥૨૧॥ હે સતિ ! ભૂતલ ઉપર જે પુરૂષો પૂર્વોક્ત પ્રકારે પાપકર્મ કરનારા છે તેઓ અંતકાળે અતિ અધિક દુ સહ દુઃખને પામે છે ॥૨૨॥ તે આ પાપી પુરૂષોને મરણસમયે યમપુરીમાં લઈ જવા માટે યમદૂતો આવેછે કેવા દૂતો તો–વક્ર વિકરાળ વદનવાળા, પાપી પ્રાણીઓને બાંધવા માટે જેમના હાથમાં પાશ–દોર રહેલા છે, માટેજ આકૃતિથી અને આયુધથી ભયકર દર્શન જેનુ છે, દર્શનમાત્રથીજ ભય કરનારાં નેત્ર જેનાં છે અને અત્યત નિર્દય એવા યમદૂતો તેડવા આવેછે. તે વખતે તે પાપીઓ આવા યમદૂતોના દર્શનમાત્રથીજ શિથિલ થઈ જતા છે શરીરના બંધો ( નાડી વિગેરે ) જેના અને અત્યત ત્રાસ પામેલા અને શરીરના સર્વ અવયવો જેના થરથર કંપે છે અને વિશેષ વિહ્વળ એવા થઈ જાયછે ॥૨૩-૨૪॥ તે યમકિંકરો તે પાપી પુરૂષને સ્થૂળ શરીરમાંથી બળાત્કારે ખેંચી કાઢીને, સ્થૂળ શરીરમાં ઘએથી જે સદૃઢ તેતે ભાવના ( સસ્કાર ) તેમય લિંગ શરીર ( સજીવાર ઇન્દ્રિયો

पृष्ठे रुदन्त्युच्चैरनाश्रयाः ॥२६॥ अर्कदावाग्निसन्तप्तवालुके भूरिकण्टके । अशक्ताश्चलितुं मार्गे ताड्यन्ते ते च तैर्भृशम् ॥२७॥ पतिताः कृच्छ्रतो भूमावुत्थाप्य पुनरर्दनैः । चाल्यन्ते पापिनो याम्यैः सत्वरं क्वाप्यविश्रमम् ॥२८॥ त एवमतिकृच्छ्रेण नीयन्ते तैर्यमालयम् । यथा राजभटैरत्र स्तेनाद्या राजमन्दिरम् ॥२९॥ तेषां दुष्टानि कर्माणि मनोवाक्कायजान्यपि । यमो जानाति सर्वाणि चित्रगुप्तश्च तत्र वै ॥३०॥ मुक्तिसाधनमानुष्यदेहव्यर्थी-

---

छे ॥२५॥ હવે નરકમાર્ગના દુઃખ પ્રકાર કહેછે—ક્રૂર યમકિંકરોએ કુમાર્ગમાં કશા ( ચાબક ) અને લોઢાની લાકડીથી પછવાડે અત્યંત તાડન કરેલા તે કુકર્મીઓ કોઈ પણ રક્ષક નહિ મળવાથી ઉંચે સ્વરે બહુ બુમો પાડવા પૂર્વક રૂદન કરેછે ॥૨૬॥ ઉગ્ર કિરણોવાળો સૂર્ય અને લાગતા દાવાનળથી અતિ તપી ગઈ છે વેળુ-રેતી જેમાં અને કુટિલ અધિક કાંટા જેમાં છે એવા વિષમ માર્ગમા વેગથી ચલાવેછે અને ન ચાલી શકે તો તેને યમભટો માર્ગમા બહુ માર મારેછે ઉપર નીચેનો તીવ્ર તાપ અને તાડનવેગ નહિ સહન થવાથી વારવાર પૃથ્વી ઉપર પડી જતા પાપીઓને, યમના અનુચરો ચાબક લોહલગુડાદિકથી પશુનીપેઠે પ્રહાર કરીને ફરીથી ઉઠાડીને, તુરત કોઈ પણ સ્થળમા થાક ખાવા લેશપણ વિશ્રામ આપ્યા વિનાજ ઉતાવળથી ચલાવે છે ॥૨૭-૨૮॥ જે રીતે આ લોકમાં ચોર વિગેરે દુષ્ટ દુષ્કર્મીઓને રાજાએ મોકલેલા કિંકરો ( પોલીસો ) રાજમંદિરમાં પકડી લઈ જાય છે તેરીતે તે પાપીઓને યમસેવકો આ રીતે મારતામારતા યમાલયમાં લઈ જાયછે ॥૨૯॥ યમનગરમાં રહેલા સ્વયં ધર્મરાજા અને તેમના મુખ્ય અનુચર ચિત્રગુપ્ત લેખક પાપકર્મીઓના મન વાણી કાયથી કરેલાં જેજે દુષ્કર્મો છે તે સર્વેનેપણ સમગ્રપણે જાણે છે 'યમશ્ચ જાનાતિ નરસ્ય વૃત્તम्' એવી સ્મૃતિ છે ॥૩૦॥ ધર્મરાજા તેવા પાપીઓને માર મરાતા અને અપાર દુ:ખથી બહુ બુમો પાડતા જોઈનેપણ તેને નહિ ગણીને (કરુણા નહિ લાવીને) ઉલટા તેમના મુક્તિના મુખ્ય સાધનભૂત અમૂલ્ય મનુષ્ય શરીરને વ્યર્થ કરવારૂપ મહાદોષનેજ નિરીક્ષણ કરીને, 'જે આ વિચિત્ર

कृते रुषा । अपश्यंस्तान् यमो दूतैर्दापयत्यतियातनाः ॥३१॥ नरकाणां दारुणानां भोग्यानां पापकर्मभिः । शतानि च सहस्राणि वर्तन्ते हि यमालये ॥३२॥ पापिनस्तेषु महतीं प्राप्नुवन्ति हि वेदनाम् । नामानि तत्र केषाञ्चिच्छृणु मातर्वदामि ते ॥३३॥ तामिस्रश्चान्धतामिस्रो महारौरवरौरवौ । कुम्भीपाकः कालसूत्रमसिपत्रवनं तथा ॥३४॥ अन्धकूपः शूकरास्यं सन्दंशः कृमिभोजनः । तप्तसूर्मिर्वैतरणी शाल्मलिर्वज्रकण्टकः ॥३५॥ प्राणरोधश्च पूयोदः सारमेयादनं तथा। लालाभक्षो वैशसनमयःपानमवीचिका ॥३६॥ क्षारकर्दममुख्याश्च सन्त्येवान्ये सहस्रशः । क्रोशन्तो यत्र पच्यन्ते नरा दुष्कृतकारिणः ॥३७॥ दुष्कृतं यादृशं यस्य तादृशे

---

દેહસંપત્તિ છે તે ઇશ્વરનેજ નિવેદન કરવામાટે છે તેનો અસ્થાનભૂત પરપત્નીપરિગ્રહ પરધનહરણ આદિક કુમાર્ગમાં ઉપયોગ કરીને કેવળ વિપરીત પાપજ કરેછે' એમ માનવાથી થએલા કોપવેગે કરીને તે પાપીઓને પોતાના પાર્ષદોપાસે તીવ્ર નારકી વ્યથાઓ વારવાર અપાવેછે ॥૩૧॥ બહુ શું કહેવું ? યમાલયમાં કુત્સિત કર્મીઓએજ ભોગવવા યોગ્ય અતિદારૂણ એવા નરકો સોએ સો અને હજારોહજાર વર્તે છે. તે ભાગવતમાં પ્રસિદ્ધ છે. તેમાં પાપીઓ પોતપોતાના પાપને અનુસારે મહાતીવ્ર વેદનાઓ ભોગવેછે. હે માતઃ ! તેમાંથી કેટલાક પ્રધાન નરકોનાં નામ તમોને કહુંછું તે સાંભળો ॥૩૨-૩૩॥ તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, અંધકૂપ, શૂકરાસ્ય, સંદશ, કૃમિભોજન, તપ્તસૂર્મિ, વૈતરણી, વજ્રના જેવા કઠિન કાંટા જેના છે એવો શાલ્મલિ, (વૃક્ષવિશેષ) પ્રાણરોધ, પૂયોદ, સારમેયાદન, લાલાભક્ષ, વૈશાસન, અયઃપાન અને અવીચિકા તથા ક્ષારકર્દમાદિ બીજા બહુ નરકો છેજ. જે નરકોમાં દુષ્કર્મ કરનારા જનો બહુ બુમો પાડતા થકા દુરત દુઃખો ભોગવે છે. તામિસ્રાદિ નરકોનું પરિમાણ તથા તેનું સ્વરૂપ તથા જે પાપે કરીને તે નરકોને પાપીઓ પામે તે પાપનું સ્વરૂપ, આ સર્વે શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધના ૨૬ મા અધ્યાયથકી જાણવું ॥૩૪-૩૭॥ જે

निरये तु तम् । यमः क्षेपयति क्रुद्धो दूतैस्तत्कदनोद्यतैः ॥३८॥ अङ्गानि पापिनां याम्याश्छित्त्वा छित्त्वा कुठारकैः । चर्वन्ति वज्रदशनाः खादयन्ति च तानि तैः ॥३९॥ दाहयन्ति प्रदीप्तेऽग्नौ तप्ततैले क्षिपन्ति च । सर्पैश्च वृश्चिकैर्गृध्रैः श्वभिस्तान् खादयन्ति च ॥४०॥ उद्धारयन्ति चान्त्राणि तेषां ते जीवतामपि । भोग्यकर्मवशात्तत्र म्रियन्ते नैव पापिनः ॥४१॥ यथा यथेह तैर्जीवा हता ये ये तथा तथा । तैस्तैस्तान् घातयन्त्युग्रा याम्या मुद्गरपाणयः ॥४२॥ दारयन्ति गजैः क्वापि पातयन्ति च तान्नगात् । विषाग्निधूमे

જનનું જેવું દુષ્કૃત હોય તેને તેવા દુઃખોપભોગને યોગ્ય એવા નરકમાં કોપ પામેલા યમરાજા પાપીઓને પીડવામાં તત્પર રહેલા પોતાના દૂતો પાસે નખાવેછે ॥૩૮॥ હવે કેટલાક પીડા પમાડવાના પ્રકારો આઠ શ્લોકથી કહેછે—કેટલાક કુકર્મીઓના અંગોને કઠોર કુઠારથી છેદીછેદીને વજ્રના જેવા દૃઢ દાંતવાળા યમદૂતો પોતે ખાયછે અને છેદેલાં તે અંગોને જેનાં અંગો હોય એનેજ ખવરાવેછે ॥૩૯॥ પાપીઓને પ્રદીપ્ત અગ્નિમાં નાંખીને બાળે છે કઢાયામાં તપાવેલા તેલમાં નાખે છે. ઝેરી સર્પો તથા વીંછીઓ પાસે કરડાવેછે. ગીધ પક્ષી તથા શ્વાન પાસે ખવરાવેછે ॥૪૦॥ યમભૃત્યો જીવતા એવા પણ પાપીઓનાં આંતરડાં ( નાડીઓ )ને બહાર ખેંચી કાઢે છે તથાપિ તે પાપી ભોગ્ય પાપકર્મના ભોગમાટેજ શરીર હોવાથી મરતાજ નથી ( મરીમરીને ફરી ફરી જીવતાજ થાયછે ) કિંતુ તેતે તીવ્ર યાતનાઓને ભોગવેછે 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्' એવી સ્મૃતિ છે ॥૪૧॥ આ પૃથ્વી ઉપર જેજે પાપીઓએ જેજે પશુ પક્ષી આદિક જેજે રીતે હણ્યા હોય તે તે પાપીઓને તેતે રીતે તેતે પશુ પક્ષી વિગેરે પાસે મુદ્ગર જેમના હાથમાં છે એવા ક્રૂર કૃતાંતકિંકરો હણાવેછે ॥૪૨॥ ક્યારેક હાથીઓપાસે પાપીઓના અંગોનું વિદારણ કરાવેછે. ક્યારેક પર્વત ઉપરથી નીચે પાડેછે ક્યારેક વિષમિશ્રિત વહ્નિના ધુમાડામાં રોકી રાખેછે. ક્યારેક ખારો કાદવ જેમાં છે એવા જળમાં આંતરી રાખે છે. તે મૃત્યુ-

रुन्धन्ति जले च क्षारकर्दमे ॥४३॥ श्लेषयन्ति तप्तलोहप्रतिमास्तान् यमानुगाः । प्रवेशयन्ति नेत्रेषु शलाकाश्चायसीरपि ॥४४॥ सिञ्चन्ति सीसं कर्णेषु रसं लौहं मुखेषु च । रेतोविण्मूत्रपूयानि पाययन्ति च भूरिशः ॥४५॥ सीव्यन्ति दीर्घसूचीभिस्त्वचस्तेषां विदार्य च । निष्पेषयन्ति यन्त्रेषु तांश्च क्रूरा यमानुगाः ॥४६॥ एवंविधास्ते बहुशो यातनाः प्राप्नुवन्त्यथ । जरायुजाण्डजोद्भिज्जस्वेदजाख्याः खनीश्च ते ॥४७॥ गर्भवासमहादुःखं जन्मदुःखं ततो

दूतो દુષ્કર્મીઓને અગ્નિથી તપાવેલી લાલચોળ લોહ પ્રતિમાઓ સાથે આલિંગન કરાવેછે. અને તેમના નેત્રોમાં લોખંડની તરાક જેવી તીક્ષ્ણ સૂક્ષ્મ તપાવેલી શળીયો પ્રવેશ કરેછે એટલે તેનાથી તેનાં નેત્રો ફોડી નાંખે છે ॥૪૩-૪૪॥ કુકર્મીઓના કાનમાં તપાવીને રસરૂપ કરેલું સીસું રેડેછે. મુખમાં તપાવેલો લોઢાનો રસ રેડેછે. તથા ઘણુંક વીર્ય વિષ્ઠા મૂત્ર પાચ વિગેરે પિવરાવેછે ॥૪૫॥ ક્રૂરપ્રકૃતિના યમકિંકરો ક્યારેક કુકર્મીઓની ત્વચાને છરી આદિકથી પ્રથમ વિદારણ કરીને લાંબી સોયવડે સીવેછે. ક્યારેક તે પાપીોને ઘાણીમાં તલ પીલે છે એમ યન્ત્રોમાં (કોલમાં) ઘાલીને શેલડીના દંડનીપેઠ પીલી નાંખે છે ॥૪૬॥ તે પાપીઓ આવી રીતની અનેક અવિષહ્ય વેદનાઓને પામે છે. યાતના ભોગવ્યા પછી તે જીવો કર્માનુસારે જરાયુજ ( મનુષ્ય પશુ વિગેરે ) અંડજ ( પક્ષી સર્પાદિક ) ઉદ્ભિજ ( ભૂમિને ભેદીને થનારા તૃણ વૃક્ષાદિક ) સ્વેદજ ( પરસેવામાંથી પેદા થતા માંકડ મછર વિગેરે ) એવા નામની ચાર ખાણોને તે પાપીઓ પામે છે. એક એક ખાંણમાં એકવીશ લાખ ગણતાં ચોરાશી લાખ થાય; એટલા અવતારોને પામેછે ॥૪૭॥ આવી રીતે નરકનાં દુરન્ત દુઃખનો વિચાર કરવાથી જેમ વૈરાગ્ય થાયછે તેમજ ગર્ભવાસાદિ ક્લેશો પણ અસહ્ય પ્રત્યક્ષસિદ્ધ છે તેનું ચિંતન કરતાં કેને વૈરાગ્ય ન ઉત્પન્ન થાય ? સર્વ કોઇને થાયજ, એવા અભિપ્રાયથી હવે કહેછે—ગર્ભવાસનું દુઃખતો દુઃસહ દુરન્ત છે, કેમકે મળમય ગર્ભમાં નિમગ્ન થઇને મળમય ઉલ્બ ( ગર્ભને વીંટાએલી વસ્ત્ર જેવી પાતળી ચામડી )થી ચારેતરફ વિંટાઇને, ચર્મ પુ-

महत् । व्याधिदुःखं जरादुःखं मृत्युदुःखं पुनःपुनः ॥४८॥ आध्यात्मिकादि त्रिविधं दुःखं मातश्च ते जनाः । यथाकर्म लभन्ते वै रुदन्तो भुञ्जते च तत् ॥४९॥ युगानां च सहस्राणि शतानि च पुनःपुनः । भ्रमन्ति तासु ते जीवा भूरिदुःखमयीषु च ॥५०॥ प्राप्नुवन्तः सृतीरित्थं क्वापि कृष्णकृपावशात् । नरदेहं लभन्ते ते

---

ટથી બંધાએલા તમામ ગાત્ર નિયંત્રિત થઇને, માતાએ ખાધેલા ખાટાખારા તીક્ષ્ણ ઉષ્ણ આહારથી તપ્યા કરતાં મહાકષ્ટથી કેટલાક માસ ગર્ભમાં કાઢેછે. તેથી પણ જન્મનું દુઃખ અતિ અધિક છે, કેમકે પોતે યોનિથકી બહાર નિકળવા અસમર્થ હોવાથી વાયુએ બહાર બળાત્કારથી ઠેલી કાઢતાં અતિ સાંકડા મળમય યોનિદ્વારમાં સર્વે અવયવો પારાવાર પીડા પામતાં અને શ્વાસ ઉચ્છ્વાસ પણ રોકાઈ જતાં મહાકષ્ટથી કોઈ પ્રકારે બહાર નીકળીને પૃથ્વીતળમાં પડેછે. જન્મને આરંભીને જીવિતપર્યંત પગલે પગલે વિચિત્ર વિવિધ વ્યાધિઓની વ્યથાઓ આવી પડેછે. છેલ્લી વયમાં વૃદ્ધાવસ્થાનાં દુઃખો અને અંતે મરણદુઃખો દુઃસહ દુરંત છે. એ રીતે આ પાંચેય દારુણ દુઃખો વારંવાર ચક્રની માફક અનુવર્ત્યા કરે છે ॥૪૮॥ હે માતઃ ! આધ્યાત્મિક (પોતામાં આધિ વ્યાધિ વિગેરેથી થએલું) આધિભૌતિક (બીજા શત્રુ સર્પાદિ ભૂતોથકી થએલું) આધિદૈવિક (વૃષ્ટિ વાયુ વિગેરેવડે થએલું) આ ત્રણ પ્રકારનાં દુઃખો પોતપોતાના પાપકર્મને અનુસારે તે પાપી પુરૂષો રડવાપૂર્વક અનુભવે છે અર્થાત્ બહુ હર્ષથી કરેલાં કુકર્મોનું ફળ રડતાં રડતાં ભોગવેછે 'सकुटुम्बः क्षुधाविष्टो दुर्जनैनाथ ताडितः । पतितो ज्वलिते वह्नौ क्रमात्रिषु निदर्शनम्' આ સ્મૃતિમાં ત્રણ તાપ નિરૂપણ કર્યા છે. આ બે શ્લોકમાં વર્ણવેલાં દુઃખો ચોરાશી લાખ યોનિમાં ભોગવેછે ॥૪૯॥ તે દુષ્કર્મી જીવો આવી રીતે દુરંત દુઃખથી ભરપુર એવી ચાર ખાંણોમાં કર્માનુસારે હજારોહજાર યુગપર્યંત વારંવાર ભટક્યા કરેછે; કોટિકલ્પેપણ તેમાંથી નિકળતા નથી ॥૫૦॥ એ રીતે સંસૃતિચક્રમાં ભટક્યા કરતા જીવોમાં કેટલાક કુકર્મીઓ ક્યારેક કૃષ્ણના નિષ્કારણ કૃપા પ્રકર્ષથી ભવમોક્ષના મુખ્ય સાધનભૂત નરદેહને પામેછે

भवमुक्त्येकसाधनम् ॥५१॥ तं प्राप्य ये तु सत्सङ्गं कृत्वा कृष्णं भजन्ति ते। भुक्तिं च खेप्सितां मुक्तिं लभन्ते जननि! ध्रुवम् ॥५२॥ ये त्वसत्सङ्गतः क्व्यादौ सज्जन्तेऽत्र कुबुद्धयः। कृष्णभक्तिविहीनास्ते दुःखं यान्त्येव पूर्ववत् ॥५३॥ यमदूतकरान्प्राप्य महतीर्यान्ति यातनाः। योनीश्चतुरशीतिं च लक्षाणि पुनरेव ते ॥५४॥ एवं संसृतिदुःखं ये पश्यन्त्यत्र मुहुर्नृणाम्। तेषामुदेति वैराग्यं सत्सङ्गात्तच्च वर्धते ॥५५॥ ततो विरक्ताः कुर्वन्ति दुःसक्षयभयोज्झितम्। कृष्णाश्रयं सदानन्दं भीता दुःसङ्गतः सति! ॥५६॥ वैराग्यहीनस्य सुखं नास्ति दुःखविवर्जितम्। भक्तिर्न वर्धते पुंसां

॥५१॥ હે જનનિ! જે જનો નરતનુ પામીને સાધુસમાગમ કરીને ભગવદ્ભક્તિ કરેછે તે જનો આ લોકમાં મુમુક્ષાને સમુચિત, ભક્તિરસામૃતને પોષણ કરનારી ઇચ્છિત એવી ભુક્તિ પામીને અતે મુક્તિનેપણ નિશ્ચે પામે છે ॥૫૨॥ જે મનુષ્યો આ લોકમાં મનુષ્ય જન્મ પામીને શિશ્નોદરાદિપરાયણ અને કુગતિના પરિપાકરૂપ અસત્સંગથી કુબુદ્ધિવાળા થઇને, કૃષ્ણભક્તિએ વિહીન થઇને, શબ્દાદિ વિવિધ વિષયોમાં વ્યાસક્ત થાયછે તે પુરૂષો પૂર્વોક્ત પ્રકારે પારાવાર પીડાનેજ પામે છે પણ માનુષ જન્મનું ફળ પામતા નથી ॥૫૩॥ તે અસત્સંગી મનુષ્યો દેહાંત સમયે યમરાજાના અનુચરોના હાથને પરવશ થઇને નરકની દુરત દારૂણ વેદનાઓ પામે છે અને ફરીથી ચોરાશી લાખ યોનિઓને પામેછે ॥૫૪॥ આ સંસારમાર્ગમાં આ રીતે વારંવાર ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં જન્મ જરા મરણાદિ અનેક અધિક દુઃખોનો જે વિચારકુશળ જનો નિરીક્ષણ કરેછે તેમને વૈરાગ્ય મુખેથી ઉપજે છે. વૈરાગ્યથી સત્સમાગમ અને સત્સમાગમથી વૈરાગ્યની વૃદ્ધિ થાયછે ॥૫૫॥ હે સતિ! ત્યાર પછી તે વૈરાગ્યાતિશયથી 'દુઃસંગમાં વારંવાર સંસૃતિ રહી છે' એવો દુઃસંગતિથી ભય પામીને, સંસૃતિદુઃખ અને ચાર પ્રકારના પ્રલયરૂપ પ્રક્ષયથી થતા મહાભયને નિવૃત્ત કરનારો અને નિરતિશય આનંદ આપનારો એક શ્રીકૃષ્ણસમાશ્રય સ્વીકારેછે ॥૫૬॥ માટે પૂર્વોક્ત પ્રકારે વૈરાગ્યવિહીન મનુષ્યને દુઃખવર્જિત સુખ (આત્યંતિક)

वैराग्येण विना द्रुतम् ॥५७॥ मायिकेषु विरक्तानां पदार्थेषु विवर्धते । कृष्णेऽनुरागो जननि ! तेन यान्ति परां गतिम् ॥५८॥ स्वरूपमित्थं जनयित्रि ! तुभ्यं प्रोक्तं विरक्तेः सह कारणेन । वदामि भक्तेरथ तन्मुमुक्षोरभीष्टदाया भवपाशबन्धात् ॥५९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिगीतायां वैराग्यस्वरूपलक्षणनिरूपणनामा पञ्चत्रिंशोऽध्यायः ॥३५॥

श्रीहरिरुवाच—भजधातोस्तु सेवार्थः प्रेम क्तिन्प्रत्ययस्य च ।

---

મળતુંજ નથી 'अशान्तस्य कुतः सुखम्' એવી સ્મૃતિ છે, કેમકે આત્યંતિક સુખતો એક કૃષ્ણભક્તિથીજ સાધ્ય છે. કૃષ્ણભક્તિતો તીવ્ર વૈરાગ્ય વિના ઝટ સિદ્ધ થતીજ નથી ॥૫૭॥ હે જનનિ ! જે પુરૂષો પ્રાકૃત પદાર્થોમાં વૈરાગ્ય વેગને પામ્યા છે તેમનેજ શ્રીકૃષ્ણમાં અનુરાગ ( પ્રેમપૂર્વક ભક્તિ ) વૃદ્ધિ પામેછે 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' એવી સ્મૃતિ છે. તેવો અનુરાગથી તે પુરૂષો પરાગતિ-એકાંતિકોએ પ્રાપ્ય એવી આત્યંતિકી મુક્તિને પામેછે ॥૫૮॥ હે જનયિત્રિ ! આ પ્રકારે વૈરાગ્યનું વિશુદ્ધ સ્વરૂપ અને તેના ઉદયનો ઉત્તમ ઉપાય તમોને મેં કહ્યો. હવે મુમુક્ષુ મનુષ્યને સંસાર પાશબંધનમાંથી મુકાવનારી અભીષ્ટ સુખને આપનારી ભક્તિનું સ્વરૂપ તમોને કહુંછું ॥૫૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હરિગીતાયાં વૈરાગ્યસ્વરૂપલક્ષણનિરૂપણનામા પંચત્રિંશોઽધ્યાયઃ ॥૩૫॥

## [1]અધ્યાય ૩૬ મો.

શ્રીહરિ કહેછે—હે માતઃ ! ભજ ધાતુનો સેવારૂપ અર્થ છે, 'भज सेवायां' એવો એના અર્થનો નિર્દેશ કર્યો છે. તેને 'भज्यते अनयेति भक्तिः' –'જેનાથી સભાય તે ભક્તિ કહેવાય' આ રીતે કરણાર્થમાં क्तिन् પ્રત્યય લાવતાં કરણપણાથી કહેવા ઇચ્છેલો પ્રેમવિશેષરૂપ અર્થ છે. ધાત્વર્થ અને પ્રત્યયાર્થ મધ્યે ધાત્વર્થને પ્રધાનપણે કહેવાની ઇચ્છાથી 'સ્નેહથી ભગવત્સેવા કરવી એ ભક્તિ છે' એમ બુધજનો કહેછે. 'भज मां भक्तिभावतः'

[1] આ અધ્યાયમાં ભક્તિનું સ્વરૂપ અને તેના ભેદો નિરૂપણ કર્યા છે.

स्नेहेन भगवत्सेवा भक्तिरित्युच्यते बुधैः ॥१॥ पतिव्रता यथा नारी

'भक्तियोगेन सेवते' 'भजतां प्रीतिपूर्वकं' એમ ગીતામાં કહ્યુંછે. (જો પ્રત્યયાર્થ પ્રધાન લે તો 'ભગવત્સેવામાં કારણભૂત જે સ્નેહવિશેષ છે એજ ભક્તિ કહેવાય' એવો અર્થ થાય ) યદ્યપિ ભજધાતુથી સેવામાત્ર અર્થની પ્રતીતિ થાયછે, કરણવિશેષ કહેવાની ઈચ્છાથી તો તે સેવા 'સ્નેહસહિત કરવી' એવો અર્થ થાયછે, આજ ભક્તિ કહેવાય. આવો સ્નેહતો કામિની આદિકમાંપણ ઘટતો આવેછે એટલે એપણ સ્નેહસહિત સેવાજ છે, તથાપિ સ્નેહસહિત સેવારૂપ ભક્તિનો પ્રયોગ તો ભગવત્સેવામાંજ રૂઢ છે, એવા અભિપ્રાયથી 'સેવા' એટલુંજ નહિ કહેતાં 'ભગવત્સેવા' એમ કહ્યુંછે. એટલે અવયવાર્થથી સ્નેહસહિત સેવારૂપ ભક્તિનો પ્રયોગ બીજામાંપણ થાય પણ રૂઢિથીતો ભગવત્સેવામાંજ પ્રવર્તેછે, ભગવત્સેવામાં તો અવયવાર્થ અને રૂઢ્યર્થ બન્ને છે. વસ્તુતાએ તો ભગવાનમાં જે સ્નેહવિશેષ છે એજ ભક્તિ છે. સ્નેહતો પરમેશ્વરમાં અવિચ્છિન્ન મનોવૃત્તિવિશેષરૂપ છે 'स्नेहपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते' 'परमात्मनि यो रक्तो' એવી સ્મૃતિ છે. પ્રીતિ અને પ્રેમશબ્દ સ્નેહનાજ પર્યાય છે. એટલે પ્રેમપૂર્વક જે ધ્યાનવિશેષ છે એજ ભક્તિ છે. આ ભક્તિતો મનોમાત્રગોચર છે, એટલે આ ક્રિયાના રૂપની હોઈ શકે નહિ. સેવા-પરિચર્યાતો એક ક્રિયાવિશેષરૂપ છે. આ ક્રિયાવિશેષો કાયિક વાચિક માનસિક એવા ભેદથી વિવિધ પ્રકારના છે. આ ક્રિયાવિશેષરૂપ સેવા પ્રેમથી પ્રવર્તેછે એટલે જો પ્રેમ હોય તો સેવા થાય. માટે ક્રિયાવિશેષરૂપ સેવાને કરાવનારો જે પ્રેમપ્રકર્ષ છે એજ મુખ્ય ભક્તિ છે એમ જણાવામાટે 'સ્નેહથી જે ભગવત્સેવા તે ભક્તિ કહેવાય' એમ આ સ્થળે કહેછે. સેવાતો સ્નેહે કરાએલી છે. ભગવાનમાં જે પ્રેમવિશેષ છે એજ ભક્તિ છે એવા અભિપ્રાયથી શાંડિલ્યમુનિએ 'सा परानुरक्तिरीश्वरे' એવું સૂત્ર કર્યુંછે, 'પરમેશ્વરમાં જે પરા અનુરક્તિ (પરમપ્રેમ) એજ ભક્તિ કહેવાય' એવો સૂત્રનો અર્થ છે 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' એવી સ્મૃતિપણ છે ॥૧॥ સ્નેહ કેવો જોઇએ તેને વિશેષણ આપેછે-જેમ પતિવ્રતા વનિતા પતિને અનન્યભાવથી સેવેછે, એટલે જેમ ભૃત્ય પોતાના

सेवेत स्वपतिं तथा । अनन्यभावेन हरिं मुमुक्षुः सर्वदा भजेत्

સ્વામીની સેવા સજેછે પણ તેમાં સ્વામિસેવા એજ સ્વાર્થ નથી કિંતુ સ્વામીથકી અન્ય સ્વાર્થ છે, એટલે તે અનન્ય કહેવાય નહિ. તેમ પતિવ્રતા વનિતાને નથી, તેનેતો પતિપરિચર્યા એજ સ્વાર્થ છે પણ પતિથકી અન્ય સ્વાર્થ નથી, એવા અનન્યભાવથીજ પતિવ્રતા પતિની પરિચર્યા કરે છે. તેમ અનન્યભાવથી એટલે 'ભગવાનજ મારે એક પરમ સ્વાર્થ છે' એમ માનીને ભગવાન થકી અન્ય દેવમાં કે ફળમાં પ્રેમાનુબંધ બાંધ્યા વિના મુમુક્ષુ મનુષ્યે સર્વદા શ્રીહરિની સેવા કરવી. આ ઉપરથી 'એકાંતિક અને આત્યંતિક એવો સ્નેહ એ ભક્તિ છે' એમ સિદ્ધ થાયછે. જે પુરૂષોને ફળલિપ્સાથી પરમેશ્વરમાં પ્રીતિ છે તેનેતો જેવો પરમાત્માની સાથે સંબંધ છે એવો ફળની સાથેપણ છે. ફળમાં મુખ્ય સંબંધ છે અને ભગવાન સાથેતો તેના સાધનપણે સ્વલ્પ સંબંધ છે, માટે આ ભક્તિ એકાંતિકી નથી ( એક ભગવાનનોજ ફળ સાધન બન્નેમાં સંબંધ હોય એજ એકાંતિકી કહેવાય ) વળી ફળલાભ થયા પછી ભગવાન સાથે સંબંધ નથી માટે તે ભક્તિ અન્તવાળી કહેવાય એટલે આત્યંતિકી કહેવાય નહિ. ( ફળ-સાધન બન્ને દશામાં જે અનુવર્તે તે આત્યંતિકી કહેવાય ) જે નિષ્કામી નરો છે તેમની જે પરમેશ્વરમાં પ્રીતિ છે તેતો ફળ-સાધનભેદે રહિત છે, એટલે ભગવાનનેજ સાધનરૂપ અને ફળરૂપ માનેછે. અર્થાત્ પ્રાપ્યપ્રાપક ભિન્ન ભિન્ન નથી; જે પ્રાપક છે એજ પ્રાપ્ય છે. પ્રાપ્ય પરમાત્મા થકી અન્ય દેવતામાં કે ફળાંતરમાં ભક્તિ નથી માટે આ ભક્તિ એકાંતિકી કહેવાય. ( એકમાંજ જેનો અંત-નિશ્ચય હોય તે એકાંત કહેવાય, તે કારણેથી થતી તે એકાંતિકી કહેવાય ) આવી ભક્તિની સદાનુવૃત્તિ ફળાંતરના પ્રતિરોધ વિના છે માટે આત્યંતિકી છે એટલે જો ભગવાનથકી અન્ય ફળની લાલસા હોય તો વચ્ચે પ્રતિરોધ કરનારી થાય, નિષ્કામી નરતો બીજું ફળ ઇચ્છતોજ નથી એટલે આ ભક્તિ સદાય અનુવર્તેછે પણ સકામોની પેઠે ફળ મળતાં નિવૃત્ત પામતીજ નથી માટે આત્યંતિકી છે, અર્થાત્ ફળદશામાંપણ નહિ નિવૃત્તિ પામવાપણું એજ

॥२॥ श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं

આત્યતિકપણું છે. (અંત-નાશને અતિક્રમ કરે તે અત્યંત કહેવાય, અર્થાત્ વિનાશનો અભાવ, અત્યત એજ આત્યંતિકી કહેવાય) માટે આ રીતે એકાંતિકી અને આત્યંતિકી જે હોય એજ મુખ્ય ભક્તિ કહેવાય. સકામોને જે પરમેશ્વરમાં પ્રીતિ છે તેતો મુખ્ય ભક્તિ નથી. ઉપચારથી તેમાં ભક્તિશબ્દનો પ્રયોગ થાયછે. આવા હેતુથીજ સકામોની અપેક્ષાએ નિષ્કામોનું શ્રેષ્ઠપણું છે. આ ઉપરનો સર્વ અર્થ ગીતા વિગેરેમાં સ્પષ્ટ વર્ણવ્યો છે-'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ! । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ! ॥ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते । प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतः । आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः' 'पुरुषः स परः पार्थ ! भक्त्या लभ्यस्त्वनन्यया' 'भक्त्या त्वनन्यया शक्यः' 'मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी' 'मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते' 'अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते' 'भजते मामनन्यभाक्' 'अनन्यभक्तिं साध्वीयत्कुर्युरेकान्तिका हि ते' 'चतुर्विधा मम जना भक्ता एव हि ते श्रुताः । तेषामेकान्तिनः श्रेष्ठास्ते चैवानन्यदेवताः । अहमेव गतिस्तेषां निराशीःकर्मकारिणाम् । ये तु शिष्टास्त्रयो भक्ताः फलकामा हि ते मताः । सर्वे च्यवनधर्माणः प्रतिबुद्धस्तु मोक्षभाक्' 'अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे' 'कुर्वन्त्यहैतुकीं भक्तिं' 'मय्येकान्तमतिर्नान्यन्मत्तो वाञ्छति किञ्चन' ઇત્યાદિ ॥૨॥ પરમેશ્વરમાં પરમ અનુરાગરૂપ ભક્તિ પોતાનાં કાર્યભૂત જે શ્રવણાદિ તેના ભેદથી નવ પ્રકારની કહેવાયછે, તેનેજ સાધન ભક્તિ કહેછે, એટલે ભક્તિનાં સાધન છે એમ કહેછે, નવ પ્રકારની આ ભક્તિથી ગાઢાનુરાગરૂપ પરા ભક્તિ થાય છે. ભક્તિતો એકજ પ્રકારની છે પણ તેનાથી જે શ્રવણાદિ કાર્ય થાયછે તેના નવ પ્રકારો આ રીતે છે— કેટલાક એકાંતિક આત્યંતિક ભક્તિથી ભગવાનના દિવ્ય ગુણશ્રવણપરાયણ પરીક્ષિત રાજાની પેઠે થાયછે. બીજા કેટલાક પરમપ્રેમથી ગુણગાયન (કી-

दास्यं सख्यमात्मनिवेदनम् ॥३॥ लक्षणानि नवैतानि तस्याः सन्ति हि येषु च । थ्रित एकमपि प्राणी सभुक्तिं मुक्तिमाप्नुयात् ॥४॥ श्रवणं तत्र कर्तव्यं सर्वदा जन्मकर्मणाम् । श्रीकृष्णस्य स्वध-

ર્તન) પરાયણ વ્યાસસૂત શુકદેવની પેઠે થાયછે. કેટલાકતો નિરંતર પરાનુરાગગર્ભિત સ્મરણપરાયણ પ્રહ્લાદની પેઠે થાયછે. કેટલાક પરાભક્તિથી પાદપરિચર્યાપરાયણ લક્ષ્મીજીનીપેઠે થાયછે. કેટલાક ગાઢ અનુરાગથી નિરંતર પૂજનપરાયણ પૃથુરાજાની પેઠે થાયછે. કેટલાક ભક્તો ભગવાનને વારંવાર વંદનતત્પર અક્રૂરજીની પેઠે થાયછે. કેટલાકતો સદાકાળ પોતાવિષે દાસભાવનું અનુસંધાન કરવાપૂર્વક સમસ્ત દાસવૃત્તિમાંજ હનુમાનજીની માફક રમેછે. કેટલાક પ્રેમી ભક્તો પ્રિયસખાભાવથી અર્જુનની માફક રમેછે. આતો વિલક્ષણ સ્નેહાતિશય છે, કેમકે ક્ષણપણ વિયોગ સહન કરી શકે નહિ 'समप्राणः सखा मतः' એવુ સખાનું લક્ષણ છે. કેટલાક પ્રેમપ્રકર્ષથી અંબરીષ-બલિરાજાનીપેઠે આત્મનિવેદનપરાયણ થાયછે, એટલે 'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय ! तत्कुरुष्व मदर्पणम्' 'वपुरादिषु योऽपि कोऽपि वा गुणतोऽसानि यथातथाविधः । तदयं तव पादपद्मयोरहमद्यैव मया समर्पितः ॥ मम नाथ यदस्ति योऽस्म्यहं सकलं तद्धि तवैव माधव !।' આમાં કહેલા પ્રકારને અનુસારે આત્મા આત્મીય સર્વસ્વનું જે ભગવાનને અર્પણ કરવું તેમાં નિષ્ઠાવાળા થાયછે. આ રીતે નવ પ્રકારો છે. યદ્યપિ શ્રવણાદિ નવેપણ પ્રકારની ભક્તિનો સમન્વય એકાંતિકભક્તિસંપન્ન ભક્તમાં હોય છે તથાપિ શ્રવણાદિ એક એક પ્રધાન અંગ હોવાથી આ નવ પ્રકારનો વિભાગ છે, જેમ પરીક્ષિતને શ્રવણભક્તિ મુખ્ય હતી તેમજ બીજી ભક્તિમાંપણ જાણી લેવું. આવીરીતે કહેલા પ્રકારભેદોમાંથી શ્રવણાદિ એક એક અંગમાં નિષ્ઠા કરવાથીપણ ભુક્તિ ( અવાંતર ઐહિક ફળ ) અને અંતે મુક્તિને પામેછે ॥૩-૪॥ હે સતિ ! તેમાં પ્રથમ શ્રવણ ભક્તિનું લક્ષણ કહુંછું—સ્વધર્મનિષ્ઠ અને ભક્તિનિષ્ઠ પુરુષના મુખથકી ( કેવળ સ્વધર્મનિષ્ઠ નહિ તેમ કેવળ ભક્તિનિષ્ઠ નહિ કિંતુ બન્નેમાં નિષ્ઠાવાળાથકી ) શ્રીકૃષ્ણના દિવ્ય જન્મ અને દિવ્ય

मेस्यतद्भक्तवदनात्सति ! ॥५॥ वराहाद्यवताराणां श्रीकृष्णस्यैव यानि च । चरित्राण्यादरात्तानि श्रोतव्यानि मुमुक्षुणा ॥६॥ तथा श्रीकृष्णभक्तस्य प्रह्लादस्य ध्रुवस्य च । प्रियव्रताम्बरीषाद्येः श्रोतव्याऽऽदरतः कथा ॥७॥ कीर्तनं राधिकाभर्तुश्चरित्राणां च तत्सताम् । कर्तव्यं च कथावार्तास्तेषामेव सदादरात् ॥८॥ कृष्णतद्भक्तसम्बन्धग्रन्थानां पठनं तथा । पाठनं नित्यपाठश्च कर्तव्यः स्वहितार्थिना ॥९॥ छन्दोनिबद्धपद्यानां गद्यानां च व्रजेशितुः । संस्कृतानां प्राकृतानां कार्यं वा गायनं मुदा ॥१०॥ कौशल्ये सति वीणादिवाद्यानुगतमेव तत् । कार्यं वा तालिकाध्वानैस्तद्गानं वापि कर्हिचित् ॥११॥ प्रभोः स्तुतिः प्रार्थना च नामसङ्कीर्तनं तथा ।

कार्यं श्लोकादिभिर्वाम्ब ! प्रीत्या वाक्यैर्मनोरमैः ॥१२॥ साङ्गोपाङ्गा भगवतो मूर्तिश्चिन्त्या हृदम्बुजे । एकैकमङ्गं पादादि ततश्च हसितावधि ॥१३॥ नाम्नां वृन्दावनविधोः कर्तव्यं स्मरणं हृदा । चरित्राणां गुणानां च जप्तव्यस्तन्मनुस्तथा ॥१४॥ तथा गोलोकवैकुण्ठादीनां धाम्नां जगत्पतेः । तत्रत्यपार्षदादीनां कार्यं च स्मरणं प्रसूः ! ॥१५॥ पादसंवाहनं कार्यं प्रत्यक्षस्य तु सत्पतेः । अन्यथा मानसं कार्यं स्पर्शोऽङ्घ्रेः प्रतिमासु तु ॥१६॥ उत्पत्तिस्थितिनाश-

रवुं. અથવા ક્યારેક તો તાળી પાડ્યા વિના પણ કરવું ॥૧૦-૧૧॥ હે માતઃ ! શ્રીકૃષ્ણની ગુણૈશ્વર્યાદિકની સ્તુતિ પ્રાર્થના અને નામોચ્ચારણ શ્લોકોચ્ચાર અને ગીતગાયનાદિકવડે અથવા રમણીય વચનોચ્ચારવડે સ્નેહપૂર્વક કરવો. અર્થાત્ સ્તુતિ પ્રાર્થના જેમાં હોય એવાં વાક્યરૂપ અથવા પદ્યરૂપ ચરિત્રોનું પ્રીતિથી સુસ્વરપૂર્વક કીર્તન કરે ॥૧૨॥ હવે સ્મરણ કહું છું—હૃદયાદિ અંગ અને સુદર્શનાદિ ઉપાંગે સહિત એવી ભગવાનની સમગ્ર મૂર્તિ જે સ્મરણ કરનારાના હૃદયને આહ્લાદ આપનારી અને દિવ્ય અદ્‌ભુત રૂપ લાવણ્યતાદિકે યુક્ત છે એવીનું પ્રેમપ્રકર્ષપૂર્વક હૃદયકમળમાં સ્મરણ કરવું. ત્યારપછી ભગવન્મૂર્તિના ચરણતળને આરંભીને મંદહાસપર્યંત એક એક અંગનું પ્રેમથી સ્મરણ કરવું તથા વૃંદાવનચંદ્ર શ્રીકૃષ્ણનાં દિવ્ય વાસુદેવ વિગેરે નામો, દિવ્ય ચરિત્રો અને દિવ્ય ગુણોનું ચિત્તમાં ચિંતવન કરવું તથા અર્થસહિત ભગવન્નામમંત્રજપરૂપ સ્મરણ કરવું તથા હે માતઃ ! જગત્પતિ ભગવાનનાં દિવ્ય સ્થાનભૂત ગોલોક, વૈકુંઠ, અક્ષર વિગેરેનું તથા તેમાં રહેલા શ્રીદામાદિ પાર્ષદોનું પ્રેમથી સતત સ્મરણ કરવું ॥૧૩-૧૫॥ હવે પાદસેવન કહુંછું—જ્યારે સત્પતિ ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ-નયનગોચર વિરાજમાન હોય ત્યારે પાદસંવાહન ( ચરણ ચાંપવા ) સાક્ષાત્ કરવું. જ્યારે પ્રત્યક્ષ વિરાજમાન ન હોય ત્યારેતો તે માનસિક કરવું. પ્રતિમામાં તો એટલે અર્ચાવતારથી પરમાત્મા પ્રત્યક્ષ હોય તો તેમના દિવ્ય ચરણના સ્પર્શરૂપ પાદસંવાહન પ્રેમથી કરવું ॥૧૬॥ પાદસંવાહનની પ્રશંસા કરેછે—જે પરમાત્માના પાદપદ્મની પરિચર્યાથી બ્રહ્મા વિષ્ણુ અને

शक्तिमजयक्षेशा हि यत्सेवया प्रापुः स्पर्शत एव यस्य च पुनात्यण्डं त्रिवर्त्मव्रजा । मायाकालभयं यदाश्रयवतां नश्यत्यथो सेव्यते यो राधाकमलादिभिर्भगवतोऽङ्घ्रिं तं न सेवेत कः ॥१७॥

શિવ સૃષ્ટિ સ્થિતિ અને સંહાર કરવામાં સામર્થ્ય પામ્યા છે. જેના સ્પર્શમાત્રસંબંધથીજ ત્રિપથગા (સ્વર્ગ મર્ત્ય અને પાતાળ આ ત્રણ લોકના માર્ગથી જનારી) ગંગા આ સમગ્ર બ્રહ્માંડને પાવન કરેછે. જે ભગવચ્ચરણના શરણને પામેલા જનોનો માયા કાળથકી ભય સમગ્રપણે વિનાશ થાયછે. જે ચરણકમળને રમા રાધા આદિક અખંડ સેવેછે. આવા ભગવચ્ચરણને કયો અર્થી ન સેવે ? આર્ત જીજ્ઞાસુ અર્થાર્થી સર્વ કોઇ પણ જન સેવેજ, કેમકે બ્રહ્મપદપર્યંતનું જે ઐશ્વર્ય છે તે પરમાત્મપાદપરિચર્યાનુંજ ફળ છે. વળી સંસારભયની નિવૃત્તિ થઈજાય છે અને ચરણસ્પર્શસંબંધમાત્રથી પણ જળમય એવું પણ જડ તત્વ (ગંગાજી) પાપપુંજને હરેછે તો તે ચરણને કયો જ્ઞાની ન સેવે ? સર્વ કોઈ સેવેજ, કેમકે-કમળા રાધા આદિકપણ આ પાદસેવાનેજ પરમ પ્રયોજન (ફળ) માને છે ॥૧૭॥ જે આ વ્રજવનિતાઓ છે તે જ્ઞાનીઓ કરતાંપણ અતિ અધિક છે, કેમકે જે આ ગોપાંગનાઓ જેના ચરણ સેવનથી કમળા બ્રહ્મા ભવ આદિકથીપણ અત્યંત અધિક, પૃથ્વીઉપર વ્યાસ વિગેરે કવિવરોએ વિશુદ્ધ હૃદયથી ગાન કરવા યોગ્ય કીર્તિ પામી ગઈ છે, જ્ઞાનિઓમાં અગ્રેસર એવા ઉદ્ધવજીએપણ જે ગોપીઓના ચરણરજના સંબંધવાળા વૃક્ષ ગુલ્મ લતા વિગેરે સ્થાવરોના કુળમાંજ જન્મ લેવાની પ્રાર્થના કરી છે 'आसामहो !

यत्संसेवनतश्च पद्मनिलयादिभ्योऽपि कीर्तिं ययुर्भूयिष्ठां व्रजयोषितः स्वविरव्यासादिगेयां भुवि । तल्लीलानरनाटनस्य चरणं वृन्दावनेन्दोर्मुदा सेव्यं संसृतिमुक्तिकामुकनरैस्तेषां हि नान्या गतिः ॥१८॥ अर्चनं तु द्विधा प्रोक्तं मातः ! कृष्णस्य सात्वतैः । आभ्यन्तरं तथा बाह्यं यथाशक्ति यथाविधि ॥१९॥ यथाश्रुतं हृदि ध्यात्वा कृष्णं मानसकल्पितैः । महोपचारैरर्चा तु प्रोक्तं तत्रादिमं बुधैः ॥२०॥ उपचारैर्यथालब्धैर्बहिः कृष्णस्य पूजनम् । यथाधिकारं वेदोक्तमन्त्राद्यैस्तद्द्वितीयकम् ॥२१॥ आद्यमादौ विधायैव द्वितीयं तत आचरेत् । चलायां प्रतिमायां तु कृष्णमावाह्य पूजयेत् ॥२२॥ मद्यमांसादिसंसर्गरहितैः शुचिभिस्तथा । द्रव्यैः

પમાય તે ગતિ કહેવાય, એટલે પ્રાપ્ય. અર્થાત્ પ્રાપક અને પ્રાપ્ય બીજું કોઈપણ નથી ॥૧૮॥ હવે અર્ચનભક્તિ ઓગણીશ શ્લોકથી કહેછે—હે માતઃ ! ભગવાનનું અર્ચન માનસ અને બાહ્ય એવા ભેદથી બે પ્રકારનું પચરાત્રમાં કહેલા વિધિમાં નિષ્ઠાવાળા નારદાદિકોએ યથાશક્તિ યથાવિધિ કહ્યું છે ॥૧૯॥ તેમાં માનસતો ગુરૂમુખથી કે શાસ્ત્રથી ભગવાનનું દિવ્ય રૂપ જેવું સાંભળ્યું હોય અથવા દેખ્યું હોય તેવા દિવ્યરૂપ શ્રીકૃષ્ણનું હૃદયકમળમાં ધ્યાન કરીને, મનના સકલ્પથી સકલ્પેલા ચદન પુષ્પાદિ મહોપચારવડે ચિત્તની એકાગ્રતાપૂર્વક પૂજન કરવું તે બુધજનોએ માનસ પૂજન કહ્યુંછે ॥૨૦॥ દેશ કાળ શક્તિને અનુસારે પ્રાપ્ત થતા ચદન પુષ્પાદિ ઉપચારોવડે અધિકારને અનુસારે વેદોક્ત અથવા પાંચરાત્ર કે પુરાણાદિકમાં કહેલા મત્રોથી ભગવાનની પ્રતિમામાં પૂજન કરવું તે બાહ્ય કહેવાય. યથાધિકાર એટલે વેદના અધિકારીઓએ વૈદિકમત્રોથી અને અનધિકારીઓએ સ્મૃતિમાં કહેલા પ્રકારથી અથવા કેવળ નામમંત્રથી પૂજા કરવી ॥૨૧॥ તેમાં પૂજનના પ્રારભમાં માનસી પૂજા કરીને પછીથી બાહ્ય પૂજા કરે. બાહ્ય પૂજનમા તો ચળા પ્રતિમામા મત્રોથી ભગવાનનું આવાહન કરીને પૂજન કરે અને અચળામાં તો આવાહન ન કરવું એવો વિશેષ જાણવો ॥૨૨॥ મદ્ય-માંસ -કેશ-કીટ આદિક હેય દ્રવ્યના સંસર્ગે રહિત, સુધેલાં કે અપવિત્ર પૃથ્વી-

प्रसिद्धैः कृष्णोऽर्च्यो ह्यन्यदेवासमर्पितैः ॥२३॥ कृष्णं संस्नाप्य वासांसि धारयेत यथोचितम् । अलङ्कारांश्च विविधान् यथास्थानं तु धारयेत् ॥२४॥ काश्मीरकेसरोपेतचन्दनाद्यनुलेपनम् । यथाऋत्वर्चकः कुर्यात् प्रेम्णा च तिलकं प्रभोः ॥२५॥ हारान्सुगन्धिपुष्पाणामवतंसांश्च शेखरान् । भगवन्तं धारयित्वा धूपं दीपं समर्पयेत् ॥२६॥ यथर्तु च यथाशक्ति नैवेद्यमुपकल्पयेत् । महानीराजनं कुर्याद्वादित्रनिनदैः सह ॥२७॥ प्रदक्षिणां च स्तवनं प्रार्थनां च नमस्कृतिम् । कुर्यादित्थं प्रतिदिनं तत् कृष्णस्यार्चनं स्मृतम् ॥२८॥ प्रातःसङ्गवमध्याह्नापराह्णेषु निशामुखे । कृष्णस्येत्थं पञ्चकालमर्चनं प्रोक्तमुत्तमम् ॥२९॥ प्रत्यूषकाले मध्याह्ने सायं चेति त्रिरर्चनम् । मध्यमं ह्येककालं तत्कनीयोऽशक्तदेहिनाम् ॥३०॥

---

ઉપર પડેલાં ઈત્યાદિ દોષે રહિત, બીજા દેવને નહિ નિવેદન કરેલાં, પ્રસિદ્ધ –પ્રકૃષ્ટ હોવાથી શાસ્ત્રે ભગવન્નિવેદનમાં લાયક ગણેલાં એવાં વસ્તુઓવડે શ્રીકૃષ્ણનું પૂજન કરવું ॥૨૩॥ ભગવાનને સુગંધિ સુપવિત્ર જળવડે સ્નાન કરાવીને, જેમ ઉચિત હોય એમ તેતે દિવ્ય અવયવોને અનુરૂપ વસ્ત્રો ધારણ કરાવે. કડાં, મુકુટ, બાજુબંધ, મુક્તાહાર, કંઠોરો, નૂપુર વિગેરે વિવિધ વિભૂષણો તેતે સ્થાનમાં પહેરાવીને અલંકૃત કરે ॥૨૪॥ તેપછી પૂજક પુરૂષ કેસર કુંકુમ કસ્તુરીએ યુક્ત ચંદનનો અનુલેપ યથાઋતુ–ગ્રીષ્મ શિશિરાદિ ઋતુભેદને અનુસારે પ્રેમથી કરે અને પ્રેમથી કેસરાદિકવડે સુગંધિમાન્ ચંદનવડે પ્રભુના લલાટમાં તિલક કરે ॥૨૫॥ સુગંધિ સુકુમાર સુંદર પુષ્પોના હારો, તોરાઓ, ગુચ્છો, તેતે અવયવોમાં ધરાવે અને ધૂપ દીપ અર્પણ કરે ॥૨૬॥ યથાશક્તિ ઋતુને અનુગુણ પદાર્થોથી નૈવેદ્ય નિવેદન કરે. અને દુંદુભિ વિગેરે વિવિધ વાજીંત્રો વજાવાપૂર્વક મહાનીરાજન (આરતી) ઉપ-

जन्मोत्सवेषु सर्वेषु कृष्णस्यैकादशीषु च । कर्तव्या महती पूजा गीतवादित्रसंयुता ॥३१॥ उपवासो जागरश्च कर्तव्यस्तेषु शक्तितः । पारणाहेषूत्सवेषु भोज्या विप्राश्च साधवः ॥३२॥ धनिकः कारयेत्कृष्णमन्दिराणि दृढानि च । प्रतिष्ठां तेषु कृष्णस्य कारयेत्स महोत्सवैः ॥३३॥ पूजाप्रवाहसिद्ध्यर्थं ग्रामक्षेत्रधनादिभिः । तद्वृत्तिमपि निर्बाधां सान्तत्येनैव वर्तयेत् ॥३४॥ कूपं वापीं तडागादिं कृष्णार्थं पुष्पवाटिकाम् । कारयेद्वैष्णवान् यज्ञानहिंसान्विदधीत च ॥३५॥ श्रीकृष्णस्यैव मन्त्राणां पुरश्चर्यां विधानतः । ग्रन्थानां तत्पराणां च कारयेद्वैष्णवैर्द्विजैः ॥३६॥ कृष्णार्चाशिष्ट-

જવાર (પ્રાત કે મધ્યાહ્ને) પૂજન કરવું તે કનિષ્ઠ છે આ પૂજનતો અશક્ત ભક્તને માટે છે આ ત્રણેય પક્ષો શક્તિના ન્યૂનાધિકભાવથી પ્રવર્તેછે ॥૩૦॥ ભગવાનના જન્માષ્ટમી રામનવમી વિગેરે જન્મોત્સવ દિવસોમાં તથા એકાદશીના દિવસોમા ભગવાનની ગીતવાજીંત્રોએ સહિત યથાશક્તિ મોટી (નિત્ય પૂજાથી અધિક) પૂજા કરવી અને તે તિથિએ ઉપવાસ જાગરણ યથાશક્તિ કરે પારણાને દિવસે અને અન્નકૂટાદિ દિવસોમા યથાશક્તિ સાધુ બ્રાહ્મણોને જમાડે ॥૩૧-૩૨॥ જે ધનાઢ્ય ભક્તો હોય તેતો પોતાના ધનને સાર્થક કરવા ભગવાનના અતિદૃઢ શિખરબધ મદિરો કે હરિમદિરો કરાવી, તેમા ભગવાન્ શ્રીકૃષ્ણની પ્રતિમાપ્રતિષ્ઠા મહોત્સવે સહિત કરાવે અને પ્રતિષ્ઠિત પ્રતિમાની નિત્ય નૈમિત્તિકાદિ પૂજા નિરતર ચાલતી રહે એટલામાટે ગામ ખેતર ધન આબા આદિક વૃક્ષો વિગેરે સપત્તિ આપીને રાજા ચોર આદિકની પીડાએ વર્જીત એવી મદિરની સ્થિર આજીવિકાપણ બાંધી આપે ॥૩૩-૩૪॥ તથા કૃષ્ણસેવામા ઉપયોગ થાય એવો કુવો, વાવ્ય, પુષ્પવાટિકા (બાગ) તલાવ કુવારા વિગેરે કરાવે અને અહિંસામય વિષ્ણુયજ્ઞો કરાવે ॥૩૫॥ શ્રીકૃષ્ણના અષ્ટાક્ષરાદિ મંત્રો તથા શ્રીકૃષ્ણપરાયણ શ્રીભાગવતાદિ સદ્ગ્રંથોની પુરશ્ચર્યા યથાવિધિ કૃષ્ણનાજ અનન્ય ભક્ત એવા દ્વિજો પાસે કરાવે ॥૩૬॥ કૃષ્ણપૂજા કરતા બાકી રહેલા (પ્રસાદિભૂત) ચદન પુષ્પાદિ દ્રવ્યથી બીજા સર્વ દેવતાઓ તથા પિત્રિઓનુ પૂજન કરવું પણ

गन्धाद्यैरर्च्याः सर्वाश्च देवताः । पितरः साधवो विप्रास्तर्प्याः कृष्णार्पितान्धसा ॥३७॥ साष्टाङ्गं वन्दनं कार्यं श्रीकृष्णाय च पूरुषैः । पञ्चाङ्गमेव नारीभिर्भक्ताभिस्तु शुचिव्रते ! ॥३८॥ श्रीकृष्णपादस्पृष्टेषु रजःसु परिलुण्ठनम् । कार्यमक्रूरवच्छीर्षे निधातव्यानि तानि च ॥३९॥ दास्यं भगवतः कार्यं हित्वा मानं च

---

સ્વતન્ત્ર દ્રવ્યથી ન કરવું અને સાધુ વિપ્રોને ભગવન્નિવેદિત અવશિષ્ટ અન્નાદિકથી તૃપ્ત કરવા 'પિતરો દેવાશ્ચ વિષ્ણુનાऽશિતમશ્નન્તિ' એવી શ્રુતિ છે 'વિષ્ણોર્નિવેદિતાન્નેન યષ્ટવ્યં દેવતાન્તરમ્ । પિતૃભ્યશ્ચૈવ તદ્દેયં તદાનન્ત્યાય કલ્પતે' એવી સ્મૃતિ છે ॥૩૭॥ હવે હું વંદનભક્તિનુ સ્વરૂપ કહુ છુ—હે માતઃ ! અષ્ટાંગ અને પંચાગ એમ બે પ્રકારના પ્રણામ કહ્યા છે, તેમાં ભક્ત પુરૂષોએ પૂજાસમયે અથવા બીજા સમયમાંપણ ભગવાનને સાષ્ટાંગ પ્રણામ પ્રેમથી કરવો ભક્ત સ્ત્રીયોએતો પંચાંગ પ્રણામજ કરવો. એનકાર સ્ત્રીયોને સાષ્ટાગ પ્રણામનો પ્રતિષેધ જણાવેછે. અષ્ટાન્ગ પંચાંગ પ્રણામનું લક્ષણ સ્કંદપુરાણમા કહ્યુ છે—'અષ્ટાઙ્ગં વાપિ પઞ્ચાઙ્ગં પ્રણામં પુરુષશ્ચરેત્ । પઞ્ચાઙ્ગમેવ નારી તુ નાન્યથા મુનિસત્તમ ! । પદ્ભ્યાં કરાભ્યાં જાનુભ્યામુરસા શિરસા દૃશા । વચસા મનસા ચેતિ પ્રણામોऽષ્ટાઙ્ગ ઈરિતઃ । બાહુભ્યાં ચૈવ મનસા શિરસા વચસા દૃશા । પઞ્ચાઙ્ગોऽયં પ્રણામઃ સ્યાત્પૂજાસુ પ્રવરાવિમૌ' ॥૩૮॥ વળી ભગવાનના ચરણકમળના સ્પર્શેદલી રજ કણુમાં

दूरतः । यथाकालं दास इव परिचर्यापरो भवेत् ॥४०॥ स्वयमेवा-हरेत्तोयं कृष्णार्थं कुसुमानि च । तुलसीं घर्षयेद्गन्धं कुर्यात् पाकं शुचिः शुभम् ॥४१॥ तालवृन्तादिभिः कृष्णं वीजयेच्च यथाऋतु । सम्मार्जनं चोपलेपं कुर्याच्छ्रीकृष्णमन्दिरे ॥४२॥ यथोचितं च भक्तानामन्नतोयफलादिभिः । कुर्वीत सेवनं प्रीत्या निर्मानः प्रणमेच्च तान् ॥४३॥ द्रौपद्यर्जुनवत्कार्यं सख्यं कृष्णेन मानदे ! । देहस्त्रीपुत्रवित्तादेः कार्यः स्नेहोऽधिकः प्रभौ ॥४४॥ मानुष्यनाट्यं दधतः क्रियास्वस्य न दोषधीः । कापि कार्याऽथ विश्वासः कार्योऽस्यैव दृढः सति ! ॥४५॥ लक्षणं नवमं भक्तेः शृण्वथात्मनिवेद-

પ્રકારે પરમાત્માપરિચર્યાપરાયણતો કોઈકજ થાયછે. માટે જેમ દાસ સ્વામીની યથાકાળ પરિચર્યા કરે એમ સર્વ પ્રકારે શ્રીકૃષ્ણચરણકમળ-પરિચરણપરાયણ થાય ॥૪૦॥ પરિચર્યાનો પ્રકાર કહેછે–ભગવાનમાટે જળ પુષ્પ તુલસી લાવવી, ચંદન ઘસવું, થાળ કરવો, ઈત્યાદિ ક્રિયાઓ પોતેજ પવિત્ર થઈ શ્રદ્ધા ભક્તિયુક્ત થઇને કરે ॥૪૧॥ ઋતુને અનુગુણ વીરણનો વીંઝણો વિગેરેવડે ભગવાનને વા નાંખે. ચામર ઢોળે. ભગવાનના મંદિરમાં વાળવું લીંપવું વિગેરે અંબરીષ રાજાની પેઠે પોતેજ કરે 'करौ हरेर्मन्दिर-मार्जनादिषु' એમ અંબરીષવર્તનમાં કહ્યુંછે ॥૪૨॥ ભગવદ્‌ભક્તોની પરિ-ચર્યા નિર્માન થઇને કરવી, અન્ન જળ ઈત્યાદિથી તેમની સમુચિત સેવા ક-રવી, તેમને નિત્ય પ્રીતિથી પ્રણામ કરવા ॥૪૩॥ હે માનદે માતઃ ! હવે સ-ખ્ય ભક્તિનું સ્વરૂપ કહુંછું–કૃષ્ણવિષે નિરૂપધિ સખાપણું દ્રૌપદી અર્જુનની પેઠે ધારવું, નિષ્કપટપણે વર્તવું વિગેરેતો સખાભાવનું કાર્ય છે. તત્ત્વથી વિ-ચાર કરતાં પ્રભુમાં અતિઅધિક સ્નેહવિશેષ છે એજ સખાપણું છે, તો દેહ અને દૈહિક–પત્ની પુત્ર વિત્ત વિગેરેમાં સ્નેહનો ત્યાગ કરીને નિરવધિ સ્નેહ એક કૃષ્ણમાંજ કરવો ॥૪૪॥ હે સતિ ! માનુષલીલાને પૃથ્વીઉપર કરતા શ્રીકૃ-ષ્ણની માનુષક્રિયાને સજાતીય ભયભાવનાદિ ક્રિયામાં દોષબુદ્ધિ–પ્રાકૃતચેષ્ટા બુદ્ધિ ક્યારેયપણ નજ કરવી. અને એક ભગવાનમાંજ મહા વિશ્વાસ રાખવો ॥૪૫॥ હે જનનિ ! હવે ભક્તિનું આત્મનિવેદન નામનું નવમું લક્ષણ કહુંછું

नम् । कृष्णार्थ एव कर्तव्य आत्मा जननि ! सर्वथा ॥४६॥ देहेन्द्रियान्तःकरणस्वभावानां तथा पितुः । पुत्रादेः स्वजनस्यापि वशे वर्तेत न कर्हिचित् ॥४७॥ कृष्णाधीनो भवेन्नित्यं कृष्णार्थसकलक्रियः । कृष्णभक्तो विघ्नकृतः स्वभावस्वजनांस्त्यजेत् ॥४८॥ कृष्णस्यैवेक्षणं कुर्याद्दृशा श्रुत्या च तत्कथाम् । शृणुयाच्च त्वचा स्पर्श

---

तेने સાવધાનથી સાંભળો. આ આત્મા સર્વથા કૃષ્ણમાટેજ કરી દેવો એજ આત્મનિવેદન છે. આત્માતો નિત્યસિદ્ધ હોવાથી વિનિયોગ થાય એવો નથી તેનો જળ પુષ્પાદિકની પેઠે કૃષ્ણાર્થે આ વિનિયોગ શો? તો આજ કૃષ્ણાર્થે વિનિયોગ છે. કયો તો–અનાદિ કર્મવાસનાથી દૂષિત મન હોવાથી 'હું કર્તા છું ભોક્તા છું' એ રીતે પોતાવિષે સ્વતંત્રપણું આરોપણ કરીને વૃદ્ધિ પામતી જે સ્વાર્થૈકપ્રવૃત્તિ તેનો 'આત્મસ્વરૂપતો પરમાત્માનુંજ એક દાસભૂત છે' એવો વિચાર કરવાવડે રૂડીરીતે ઉચ્છેદ કરીને, પોતાની પરમાત્મપ્રીણનૈકશીલતાનો નિશ્ચય કરીને કૃષ્ણપ્રીત્યર્થેજ પ્રવૃત્તિ કરવી તે. આ રીતે કૃષ્ણાર્થે પ્રવૃત્તિ કરનારો પુરૂષ ક્યારેયપણ દેહ ઇન્દ્રિયો અંતઃકરણ સ્વભાવ તથા પિતા પુત્ર પત્ની વિગેરે સંબંધિ જનનાપણ વશપણામાં વર્તેજ નહિ ॥૪૬–૪૭॥ કિંતુ આત્મા કૃષ્ણનેજ એક પરતંત્ર છે એવું નિત્ય સ્મરણ કરીને કૃષ્ણાર્થેજ સકળ ક્રિયાઓ કરે. અને કૃષ્ણભક્તિમાં અંતરાય કરનારો સ્વભાવ કે પત્ની પુત્રાદિ સ્વજન વિગેરેનેપણ તત્કાળ ત્યાગ કરી દે ॥૪૮॥ જે ચક્ષુરાદિ જ્ઞાનેન્દ્રિયો છે અને વાગાદિ કર્મેન્દ્રિયો છે તે સર્વેતો ભગવત્સેવામાંજ વિનિયોગ કરે (જોડીદે) તે આવી રીતે–દૃષ્ટિને ભગવાનનાજ દિવ્ય પ્રતિમા આદિકના સૌન્દર્યના દર્શનમાં વિનિયોગ કરે. શ્રોત્રને ભગવત્કથાશ્રવણમાં, ત્વચાને ચરણકમળનો સ્પર્શ કરવામાં, જીહ્વાને ભગવાનના દિવ્ય ગુણોચ્ચારણમાં અને તેમને નિવેદન કરેલાના ભક્ષણમાં, નાસિકાને ચરણકમળના સ્પર્શવાળાં તુલસી પુષ્પાદિકના સુંઘવામાં, હાથનેતો મંદિરમાર્જનાદિ પરિચર્યામાં, મસ્તકને ભગવાનને નમસ્કારાદિ કરવામાં, ચરણને ભગવાનના મંદિરમાં જવું તથા પ્રદક્ષિણા કરવામાં જોડી રાખે. મનથી ભગવાનનોજ સંકલ્પ કરે. બુદ્ધિથી ભગવાનનોજ નિશ્ચય કરે

कुर्यात्तस्यैव पादयोः ॥४९॥ तद्गुणोच्चारणे जिह्वां तन्नैवेद्याशने तथा। कुर्याद्घ्राणं तदुच्छिष्टपुष्पाद्याघ्रहणे परम् ॥५०॥ हस्तौ तत्परिचर्यायां शीर्षं तदभिवन्दने। प्रदक्षिणायां तस्याङ्घ्री कुर्यात्तन्निकपागतौ ॥५१॥ सङ्कल्पान्मनसा कुर्यात्कृष्णस्यैव च निश्चयम्। धिया च चेतसाऽस्यैव कुर्याच्चिन्तनमञ्जसा ॥५२॥ कृष्णदासत्वाभिमानः स्वस्मिन्कार्यस्तथाऽहमा। कृष्णार्थमेव कार्यो च कृषिपर्यापार उद्यमः ॥५३॥ यद्यत्स्वेष्टं भवेत्तत्तत्कृष्णायैव निवेदयेत्। गन्धपुष्पांशुकादीनि तत्प्रसादीनि धारयेत् ॥५४॥ पत्रमात्रमपि क्वापि कृष्णायानर्पितं तु यत्। तन्न भक्ष्यं तथाभूतं न पेयं वारि चानघे! ॥५५॥ तपोयज्ञव्रतं दानं वैष्णवानां च सेवनम्।

ચિત્તથી ભગવાનનુંજ તત્ત્વથી ચિંતન કરે ॥૪૯-૫૨॥ 'હું કૃષ્ણનોજ દાસ છું' એવા અહંકારનો આશ્રય કરે 'दासोऽहं कोसलेन्द्रस्य' એવો અહંકાર હનુમાનજીનો હતો, અહંકારનું અનુકૂળ સ્વરૂપતો આજ કહેવાય, બીજું તો વિપરીત છે. તમામ બાહ્ય ખેતી વ્યાપાર વિગેરે કૃષ્ણાર્થેજ કરે ॥૫૩॥ જે જે ફળાદિ રમણીય પદાર્થ પોતાને પ્રિય હોય તેતે તમામ કૃષ્ણનેજ નિવેદન કરે, 'आत्मा राज्यं धनं मित्रं कलत्रं वाहनानि च। एतद्भगवते सर्वमिति तत्प्रेक्षितं सदा' 'यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः। तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते' ઈત્યાદિ કહ્યું છે. ચંદન પુષ્પ વસ્ત્ર વિભૂષણ વિગેરે વસ્તુઓ ભગવાનને નિવેદન કરેલાં હોવાથી પ્રસાદિભૂતજ ધારણ કરે 'इक्षुदण्डफलापूपाः खाद्यानि विविधानि च। गन्धो मृगमदश्चैव कर्पूरं तैलमञ्जनम्। वस्त्राभरणजातं च वस्त्रं सकलवाहनम्। प्रसादमेव भोक्तव्यमन्यथा दोषभाग्भवेत्' એમ સ્કંદપુરાણમાં કહ્યું છે ॥૫૪॥ કેવળ પત્રમાત્રપણ ભગવાનને નહિ નિવેદન કરેલું હોય તો ક્યારેયપણ ભક્ષણ કરે નહિ તથા નહિ અર્પણ કરેલું જળપણ પિવે નહિ. તત્ત્વાર્થ તો એવો છે કે- ક્ષુધા તૃષાની નિવૃત્તિબુદ્ધિથી ન જમે અને ન પિવે કિંતુ ભગવાનને જમતાં બાકી રહેલું દાસભક્તે ઉપસેવન કરવું જોઇએ એવી બુદ્ધિથી પિવું અને જમવું ॥૫૫॥ કૃષ્ણના આત્મનિવેદી સેવકોએ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ,

प्रसन्नतायै कृष्णस्य कर्तव्यं तस्य सेवकैः ॥५६॥ एवं भजन्ति ये कृष्णं श्रुत्यादिनवलक्ष्मया । भक्त्या ते कथिता भक्ता द्विविधास्तेऽपि कीर्तिताः ॥५७॥ तत्राद्यास्तु सकामास्ते धर्ममर्थं च विस्तृतम् । कामं च स्वेप्सितं मोक्षं कृष्णादेवाप्नुवन्ति हि ॥५८॥ देहान्ते

વિષ્ણુયાગાદિ યજ્ઞો, એકાદશ્યાદિ વ્રતો, સત્પાત્રને સુવર્ણાદિ દાનો, કૃષ્ણના એકાંતિક ભક્તોની સેવા, આ સર્વ સુકૃત કૃષ્ણની કેવળ પ્રસન્નતા વાસ્તેજ કરવું પણ બીજા પારલૌકિક ફળની લાલસાથી ન કરવું ॥૫૬॥ હે માતઃ! આ રીતે જે જનો ભગવાનને શ્રવણાદિ નવ લક્ષણવાળી ભક્તિથી ભજે છે તેને ભક્તો કહ્યા છે. આ સ્થળે એટલો વિશેષ જાણવો-તે ભક્તોપણ મુખ્ય અમુખ્ય ભક્તિના ભેદથી બે પ્રકારના જાણવા, જે સકામ પુરૂષો કૃષ્ણની ઉપાસના કરેછે તેનોપણ ભક્તનામથી વ્યપદેશ થાયછે પરતુ તેમની ભક્તિ પરા નથી, કેમકે કામથી વચ્ચે રોકાય છે. કામતો ધર્માદિ ત્રિવર્ગમાં છે. કિં બહુના-જે મોક્ષ છે તેપણ એક સ્વાર્થકામજ છે. કોઈ એકજણ અલ્પ દુઃખની નિવૃત્તિની કામના કરેછે અને બીજો કોઈ ભવકૃત અનલ્પ (અધિક) દુઃખની નિવૃત્તિની કામના કરેછે. સ્વાર્થકામનામાં તે બન્નેમાં બહુ અતર નથી બન્ને સરખાજ છે, કેમકે આ પણ જરામરણમોક્ષની કામનાવાળો છે જે આ ભક્તો જરામરણ મોક્ષમાટે કૃષ્ણને સેવેછે તેપણ તેજ કૃષ્ણના પ્રસાદથી દેહને અંતે અનુક્રમથી કાળે કરીને ગોલોકાદિ ધામોમાં નિરવધિ અક્ષય ઇપ્સિત સુખ પામેછે, પરતુ તેઓ યદ્યપિ કૃષ્ણભક્તિરસને પ્રતિદિન અનુભવેછે તથાપિ જરામરણમોક્ષને કૃષ્ણસેવારસથી કિંચિત્ પર ( અધિક ) જેવું માનીને મોક્ષની પ્રાર્થના કરેછે પણ સેવાની પ્રાર્થના કરતા નથી, માટે તેમની ભક્તિ સકામ હોઇને ભગવત્પ્રેમરસાંશમાં કિંચિત્ ન્યૂનતાને પામેલી છે, માટે તે અમુખ્યજ ભક્તિ છે. તથાપિ ભગવત્પ્રેમવિશેષરૂપ હોવાથી 'ભક્તિ' એવા નામથી વ્યપદેશ તો થાય. જે નિષ્કામ ભક્તો કૃષ્ણને સેવેછે તેતો કૃષ્ણભક્તિરસની અપેક્ષાએ પરતર ( અધિક ) કાંઇપણ માનતા નથી. તેમ ચતુર્ધા મુક્તિનીપણ ક્યારેયપણ વાંછા કરતા નથી તો કૈવલ્યમુક્તિની કામના ન કરે એમાં તો કહેવુંજ શું? આવા

ते च कृष्णस्य गोलोकादिषु धामसु। लभन्ते स्वेप्सितसौख्यानि तस्मादेवाक्षयाणि हि ॥५९॥ निष्कामा इतरे ते तु कृष्णसेवनमन्तरा। मुक्तीश्चतुर्विधा सिद्धीश्चाष्टौ नेच्छन्ति कर्हिचित् ॥६०॥ दीयमानं भगवताप्यैश्वर्यमिदमूर्जितम्। तस्य सेवान्तरायत्वान्न गृह्णन्ति हृदाऽपि ते ॥६१॥ निष्कामभावेनेत्थं यो मातः! कृष्णं भजेन्नरः। भक्तोत्तमः स विज्ञेयः पूर्णो हृदयमस्य हि ॥६२॥ भगवन्तं प्रतिदिनं सेवमानस्य तस्य च। प्रेमा विवर्धतेऽत्यर्थं स च विघ्नैर्न हन्यते ॥६३॥ यथा प्रवाहो गङ्गाया अन्तरायान् गिरी-

ભક્તોની જે ભક્તિ છે એજ પરા ભક્તિ છે, કેમકે ભક્તિથકી બીજું કશું પર નથી. આવી રીતે પરા અપરા ભેદથી ભક્તિ બે પ્રકારની છે તેથી ભક્તો બે પ્રકારના કહેવાયછે ॥૫૭-૬૦॥ જે આ અણિમાદિ અતિશયિત ઐશ્વર્ય છે તથા જે સાલોક્યાદિ છે તેને ભગવાન્ બલાત્કારથી આપે તથાપિ ભક્તિરસનું ઉત્તમ સ્વરૂપ જાણનારા નિષ્કામ ભક્તો મનથીપણ ઇચ્છતાજ નથી, કારણ કે આ સર્વે ભગવત્સેવામાં અંતરાયભૂત છે. જો આ સર્વે ભગવત્સેવાપર્યવસાયી હોય ત્યારે તો ગુણમય એવોપણ આ લોક અગુણમય (નિર્ગુણ) જ છે એટલે હેય નથી. માટે ભગવદ્દભક્તિમાં રસિક, એક ભક્તિમાં નિત્યતૃપ્ત, તેમની સેવાપરાયણ એવા નિષ્કામ ભક્તને સાલોક્યાદિમાં આ લોકની અપેક્ષાએ કશો વિશેષ વિશેષ નથી 'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम्। नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम्' એમ ભાગવતમાં કહ્યું છે ॥૬૧॥ હે માતઃ! જે નરો આવી રીતે નિષ્કામ ભાવથી ભગવાનને ભજે એજ પૂર્ણ-પરમ ભક્ત જાણવો. આવોજ ભક્તોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણના હૃદયરૂપ છે. તે ભાગવતમાં તથા ગીતામાં કહ્યું છે-'साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम्। मदन्यं ते न जानन्ति नाहं तेभ्यो मनागपि' 'ज्ञानी त्वात्मैव मे मतम्' ॥૬૨॥ પ્રતિદિન ભગવાનને પૂર્વોક્તપ્રકારે શ્રવણાદિકમાંથી હરકોઈ ભક્ત્યંકુરથી સેવા કરનારા નિષ્કામ ભક્તને ભગવાનમાં પ્રેમ વિશેષ વધતો જાયછે. પછીથી તે પ્રેમ દેશ કાળ ક્રિયા વિગેરે વિઘ્નોથી હણાતો નથી ॥૬૩॥ જેમ કર્મજ્ઞાનાદિકતો અંતરાય આવતાં હણાઈ જાયછે

नपि । विभिद्यावगणय्याशु समुद्रमभियाति हि ॥६४॥ तथा प्रेमाऽस्य भक्तस्य देशकालक्रियामुखान् । विघ्नान्महत उल्लङ्घ्य कृष्णमेव प्रपद्यते ॥६५॥ आन्तराणां च बाह्यानां करणानां तु सर्वशः । सभावाद्वृत्तयः कृष्णे तस्य स्युर्विषयेष्विव ॥६६॥ साक्षात्कृष्णे भगवति प्राप्तस्नेहभरः स तु । नानुरक्तो भवेत्क्वापि तं विनाऽन्यत्र वस्तुनि ॥६७॥ लोकेऽस्ति द्विविधं वस्तु रमणीयं तथेतरत् ।

---

તેમ આ પ્રેમભક્તિ અંતરાય આવતાં પાછી પડી જતી નથી એમ ઉપપાદન કરેછે-જેમ ગંગાપ્રવાહ અંતરાય કરનારા મહાગિરિઓને પણ નહિ ગણીને ભેદી નાંખીને એકદમ પોતાના નિવાસસ્થાનરૂપ સમુદ્રસન્મુખજ વેગથી દોડે છે, તેમ નિરવધિકાનંદમય પરમપુરૂષ ભગવાન્ શ્રીકૃષ્ણમાં પ્રેમવિશેષરૂપ ભક્તિ દેશકાળાદિકની વિષમતારૂપ મહા અંતરાયોનેપણ ભેદી નાંખીને પોતાના નિવાસસ્થાનભૂત શ્રીકૃષ્ણનેજ પ્રકર્ષથી પામેછે. માટેજ આવી ભક્તિની પ્રશંસા ગીતામાં કરી છે 'राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् । प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्' ॥६४-६५॥ જેમ નીચા પ્રદેશમાંજ ગતિ કરનારી નદીયો નીચા પ્રદેશ પ્રત્યેજ સ્વભાવથીજ વેગપૂર્વક દોડેછે, તેમ ઇન્દ્રિયોની વૃત્તિઓ વિષયોમાં 'હું પહેલી હું પહેલી' એવી તાંણાતાંણથી સ્વભાવથીજ દોડેછે આ વાત સુપ્રસિદ્ધ છે, તેમ ભક્તોત્તમની મનઆદિક આંતર ઇન્દ્રિયો અને ચક્ષુરાદિ બાહ્ય ઇન્દ્રિયોની વૃત્તિઓ 'હું પહેલી હું પહેલી' એવી ખેંચાતાંણથી સહજસ્વભાવેજ વિષયોમાંજ જેમ એમ કૃષ્ણમાં જઇને પડેછે. માટેજ લૌકિક વિષયદૃષ્ટાંતથીજ ભક્તિની નિરૂપણતા કરવાપૂર્વક તેવી ભક્તિની પ્રાર્થના ભક્તો કરેછે—'या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी । त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु' ॥६६॥ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનમાં પ્રેમપ્રકર્ષને પામેલો પુરૂષ તો પરમાત્મા વિના બીજા કોઈપણ પદાર્થમાં ક્યારેયપણ પ્રીતિવાળો નજ થાય, કિંતુ કૃષ્ણમાંજ અતિ અનુરાગવાળો થાય ॥૬૭॥ આ લોકમાં ચંદનાનુલેપ, ચંદ્રિકા આદિક રમણીય તથા રજ, કાદવ આદિક અરમણીય એમ બે પ્રકારની વસ્તુઓ વર્તેછે. એ રીતે વિભાગવાળા

तत्रास्य रमणीयं यद्दुःखरूपं भवेद्धि तत् ॥६८॥ अरम्येषु पदार्थेषु क्वापि किञ्चित्सुखं भवेत्। रम्येषु तु महद्दुःखं भवेत्कृष्णानुरागिणः ॥६९॥ विषपङ्कायते तस्य मलयागुरुचन्दनम्। सर्पायन्ते पुष्पहारा भूषणं दूषणायते ॥७०॥ रुचिराः कौसुमाः शय्या दीप्तपावकसन्निभाः। भवन्ति तस्य चन्द्रोऽपि भक्तस्य तपनायते ॥७१॥

આ બે પ્રકારના પદાર્થો વિષયાનુરાગી પુરૂષની દૃષ્ટિથી સુખમાટે અને દુ ખમાટે અનુક્રમથી થાયછે એટલે રમણીય વસ્તુ સુખમાટે અને અરમણીય દુ ખમાટે થાય છે આ નિષ્કામ ભક્તને તો લોકદૃષ્ટિથી જે રમણીય હોય તેતો દુ ખમયજ થાયછે ॥૬૮॥ એક કૃષ્ણમાજ અતિશય અનુરાગી ભક્તનેતો રજઆદિકમાથી કિંચિત્ રજોમાત્ર ક્યારેક-ભગવચ્ચરણ કમળના સ્પર્શાદિ સમયમા સુખરૂપ થાય એટલે મળીયાગર ચદનનો અનુલેપ અને કમળકિંજલ્કના રજ પુજથકીપણ સુસ્પર્શ અને નિરતિશય સુખ કરનારૂ થાયછે ભગવાનના સબધે રહિત કેવળ જે વિષયો લોકબુદ્ધિથી રમણીય હોય તેમાતો મહાદુ ખ થાયછે ॥૬૯॥ તેનું વિવરણ કરેછે -કૃષ્ણાનુરાગી ભક્તને મળીયાગર ચદનનો અનુલેપપણ વિષકાદવના લેપ જેવો જણાયછે સુગન્ધિ સુકુમાર કુસુમના મનોહર હારોપણ કાળા સર્પ જેવા જણાયછે લોકબુદ્ધિથી આભૂષણ (અલકાર)છે પણ આની દષ્ટિએતો વિધવાવિધૃત વિભૂષણની પેઠે દૂષણરૂપ મનાયછે સુદર સુરભિ સુકુસુમની શય્યાઓપણ ભગવાનનો સબધ નહિ હોવાથી પ્રદીપ્ત અગ્નિ જેવી જણાયછે શ્રીકૃષ્ણના મુખચદ્રમા ચકોરની પેઠે જેનુ ચિત્ત ચોટી ગયુછે એવા આ વૈષ્ણવાગ્રેસરને શારદ પૂર્ણચદ્રપણ ગ્રીષ્મકાળના સૂર્યસદશ જણાય છે સાત માળનુ નવીન મનોહર મદિરપણ જે ભગવાનના સબધે વિહીન છે તો વનના મધ્યમા રહેલી ગિરિગુહાતુલ્ય જણાયછે સુગન્ધિ શીતળ વાયુપણ પ્રદીપ્ત દાવાનળજ્વાળા જેવો જણાયછે આ ભાગવતોત્તમને સૂક્ષ્મ વસ્ત્રપણ ભારભૂત જણાયછે પુત્રાદિ સ્વજનો તો વૃક (ન્હાર) જેવા જણાયછે કારણ કે સ્વજનો 'આ મારૂં ભક્ષ્ય છે આ મારૂ ભક્ષ્ય છે' એમ વૃકની માફક જીવતા જનને કેવળ ભોગવવા માટેજ

रुचिरं मन्दिरं तस्य घोरारण्यायते नवम् । सुगन्धिः शीतलो वायुर्दावज्वालायते भृशम् ॥७२॥ भारायते सूक्ष्मवासः स्वजनश्च वृकायते । रूपं कुष्टायते तस्य स्वादु भोज्यं विषायते ॥७३॥ मनोज्ञं गायनं तस्य तीक्ष्णबाणायते तथा । राक्षसीव भवत्येव नारी देवाङ्गनोपमा ॥७४॥ स्नेहोऽनुमेयो भक्तस्य चिह्नैरेतैर्विरागिणः । कृष्ण एव स्फुरत्येकस्तस्यान्तश्च बहिः सदा ॥७५॥ सहसा स्फुरितं स्नेहात्तं दृष्ट्वा हसति क्वचित् । क्वचिद्व्रजन्तमालोक्य विरहादिव रोदिति ॥७६॥ आनन्दान्नृत्यति क्वापि क्वापि सम्भाषतेऽमुना ।

---

સામા દોડ્યા આવેછે માટે વૃક જેવા નહિ પણ વૃકોજ છે. સ્વશરીરસૌન્દર્ય કામદેવના ગર્વને હરનારૂં હોય પણ ભગવાનના દિવ્ય રૂપ લાવણ્યતામાંજ એક રસિક એવા ઉત્તમ ભક્તને શ્વેત શ્વિત્ર (કોઢ) જેવું જણાયછે. સુસ્વાદુ ભોજનતો વિષભક્ષણ જેવું જણાયછે. લોકોએ શ્રવણથી સાંભળવા યોગ્ય મનોહર ગ્રામ્ય ગીતગાયન તો આ ભાગવતોત્તમને કર્ણભેદક તીક્ષ્ણ બાણતુલ્ય થાયછે. અપ્સરાની ઉપમા આપવા લાયક નારીપણ આ કૃષ્ણાનુરાગીને પ્રાણહારિણી રાક્ષસણી જેવી તુચ્છ મનાય છે ॥૭૨–૭૪॥ ભગવાન વિના અન્ય વસ્તુઓમાં વિરાગવાળા ભક્તોનો ભગવાનમાં વર્તતો પરમપ્રેમ આ ઉક્ત વિષયવિદ્વેષલક્ષણવાળાં ચિહ્નોથી અનુમાન કરી લેવો. અર્થાત્ આવાં લક્ષણો હોય તો જાણવું કે ભગવાનમાં પ્રેમપ્રકર્ષ છે. આ પરમભાગવતને બહાર નેત્ર આગળ અને અંદર અંતઃકરણમાં એક કૃષ્ણજ સર્વદા સ્ફુરેછે–બીજું કશું ભાસતું નથી ॥૭૫॥ હવે એકાંતિક ભક્તનું લોકબાહ્ય દિવ્ય ચરિત્રનું વર્ણન કરેછે–ભગવાનમાંજ એક પ્રેમી ભક્ત ક્યારેક પોતાના નયન આગળ અકસ્માત્ સ્ફુરણાયમાન થયેલા ભગવાનને નિરીક્ષણ કરીને સ્નેહાતિશયથી અતિશય હસેછે. ક્યારેક પધારતા ભગવાનને નિહાળીને ભાવિ વિરહની સંભાવના કરીને શું? એમ અતિશય રૂદન કરેછે ॥૭૬॥ તે ઉત્તમ ભક્ત ક્યારેક ભગવદ્દર્શનનો આનંદાતિશય આવી જતાં નૃત્ય કરેછે. ક્યારેક ભગવાનસાથે પ્રત્યક્ષ માનીને ભાષણ કરેછે. ક્યારેક અકસ્માત્ સ્ફુરણાયમાન થયેલા ભગવાનને સાષ્ટાંગ વંદન કરેછે. ક્યારેક

साष्टाङ्गं वन्दते कापि क्वचित्तूष्णीं च तिष्ठति ॥७७॥ अपराधान् क्षमस्वेति कापि प्रार्थयते हरिम् । स्नेहेन विवशः कापि स च गायति निस्त्रपः ॥७८॥ हरे ! नारायण ! स्वामिन् ! कृष्ण ! गोविन्द ! माधव ! । इत्याद्याः कीर्तयत्युच्चैरभिधाः कापि सत्पतेः ॥७९॥ इत्यादिभिर्बहुविधैश्चिह्नैः स उपलक्षितः । पुनाति भुवनं भक्तः स्वपादरजसाऽखिलम् ॥८०॥ अनायासेनैव मातर्भवत्यस्य हरेस्तनौ । निरोधः प्राणमनसोः प्रेमभक्तस्य निश्चितम् ॥८१॥ प्रारब्धान्ते विहायासौ पुमान्वा स्त्री कलेवरम् । गुणान्मायामयांस्त्रींश्च हित्वा भवति निर्गुणः ॥८२॥ दिव्यां तनुं ब्रह्मरूपां प्राप्य

ભગવાનનાજ એક અનુભવસુખમાં ઇન્દ્રિયોના સર્વે વ્યાપારો વિલીન થતાં સ્તબ્ધ થઈરહેછે. ક્યારેક ભગવાન સન્નિધિમાં છે એમ માનીને 'હે હરે ! તમો મારા અપરાધો માફ કરો' એમ ભગવાનની પ્રાર્થના કરેછે. ક્યારેક પ્રેમપરવશ બની જતાં લોકલાજે વર્જીત થઇને ઉંચા સ્વરથી ગુણગાન કરેછે. ક્યારેક હે હરે ! હે નારાયણ ! હે સ્વામિન્ ! હે ગોવિંદ ! હે માધવ ! ઇત્યાદિ સત્પતિ શ્રીકૃષ્ણનાં મંગળકારી નામો ઉચ્ચ સ્વરથી ઉચ્ચારે છે ॥૭૭-૭૯॥ ઇત્યાદિ બહુવિધ ચિહ્નોવડે શ્રેષ્ઠપણે જણાતો ભક્તોત્તમ પોતાના ચરણારવિંદના રજથી સમગ્ર ભુવનને પવિત્ર કરેછે. બ્રહ્માના ભુવનનેપણ પવિત્ર કરેછે અર્થાત્ ભવ બ્રહ્માદિ દેવોપણ આવા ભક્તને પધરાવી ચરણરજથી પોતાના ભુવનને પવિત્ર કરાવેછે ॥૮૦॥ હે માતઃ ! આવા પ્રેમભક્તનાં પ્રાણ અને મન યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર વિગેરે ઉપાયનો પ્રયાસ કર્યા વિનાજ શ્રીહરિમૂર્તિમાં નિશ્ચે નિરોધ થાયછે ॥૮૧॥ આવા લક્ષણવાળો પ્રેમી નર કે તેવી નારીને બ્રહ્મસંપત્તિમાં પ્રારબ્ધના પરિણામરૂપ વપુનો પરિત્યાગ થાય એટલોજ વિલબ છે. કલેવર પડતાંજ તત્કાળ માયામય એટલે પોતાના આત્મસ્વરૂપને મોહ પમાડનારા સત્ત્વ રજ અને તમ આ ત્રણ ગુણોને ત્યાગ કરીને એટલે તેને વશ નહિ રહીને અર્થાત્ ગુણમય માયારૂપ પડદો ઉઘાડી નાંખીને નિર્ગુણ થાયછે-ગુણભાવનાસ્પર્શે રહિત થઇને બ્રહ્મસારૂપ્યને પામેછે. તે શ્રુતિમાં કહ્યું છે 'તસ્ય

कृष्णेच्छया स च । दिव्यं विमानमारुह्य स्वेष्टं तद्धाम याति वै ॥८३॥ गोलोके सोऽक्षरे धाम्नि वैकुण्ठे चापि भक्तराट् । कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः ॥८४॥ तेन कृष्णेन दत्तानि ह्यनन्तान्यक्षयाणि च । तत्र दिव्यानि सौख्यानि प्राप्नोति जननि ! ध्रुवम् ॥८५॥ अध्यात्मशास्त्रमिति ते मया प्रोक्तमशेषतः । एतावदेव जीवानां मतं निःश्रेयसाय मे ॥८६॥ वेदानां पञ्चरात्रस्य रहस्यं

---

तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये' ॥८२॥ અપહતપાપ્મત્વાદિ સ્વસ્વરૂપના આવિર્ભાવને પામેલો આ ભક્ત દિવ્ય બ્રહ્મરૂપ તનુ એટલે બ્રહ્મના અપ્રાકૃત રૂપ જેવું રૂપ જેનું છે એવું દિવ્યાકૃતિયોગવિશિષ્ટ વપુને પામીને ભગવાનના સંકલ્પબળથી પ્રાપ્ય એવા દિવ્ય વિમાનમાં બેસીને, પોતે પામવા ઈચ્છેલા ભગવાનના દિવ્ય ધામને પામેછે—'गुणापाये ब्रह्मशरीरमेति' 'ब्राह्मीं संविशते तनुं' એવી શ્રુતિ છે ॥૮૩॥ હે જનનિ ! ભક્તરાજ તે એકાંતિકભક્ત દેશવિશેષ ગોલોક કે અક્ષર કે વૈકુંઠ નામના દિવ્ય ધામમાં તેતે ધામવાસી દિવ્ય ભક્ત મુક્તોએ નમસ્કાર કર્યો થકો શ્રીકૃષ્ણની અખંડિત પરિચર્યાપરાયણ થાયછે. આ સ્થળે પ્રાપ્ય ધામનો વિકલ્પ નથી. ભગવાનનું દિવ્ય ધામજ પ્રાપ્ય છે. ભગવાનનાં દિવ્ય ભવનો અનંત છે માટે ત્યાં ત્યાં રહીને શ્રીકૃષ્ણની પરિચર્યા કરેછે. માટે કૃષ્ણસેવારૂપ એકજ ફળ કહેછે પણ ફળમાં ભેદ નથી કહેતા. તે ધામમાં પરિચર્યા કરેલા શ્રીકૃષ્ણે આપેલાં, દિવ્ય, અક્ષય, અનંત, સુખો જે પ્રાકૃતસુખથકી વિલક્ષણ, ક્ષયરહિત, અવધિ વિનાનાં પરમાત્મપરિચરણથીજ એક પ્રાપ્ય છે તેને પામેછે. 'न स पुनरावर्तते' આ શ્રુતિ અક્ષયપણું કહેછે. બ્રહ્માનંદ નિરવધિ છે માટે તેમની સેવાના આનંદનું પણ નિરવધિપણું જાણવું ॥૮૪-૮૫॥ પ્રકરણાર્થની પરિસમાપ્તિ કરેછે-હે માતઃ ! આવી રીતે આ અધ્યાત્મશાસ્ત્ર તમોને મેં કહ્યું. હવે અધ્યાત્મ તત્ત્વ કહેવાનું અવશેષ રહ્યું નથી–સમગ્રપણે તમોને કહ્યું. જીવોના આત્યંતિક કલ્યાણ માટે આટલુંજ મેં માનેલું છે, ધર્મ જ્ઞાન વૈરાગ્યની અપેક્ષાએ બીજું કોઈપણ શ્રેય નથી અને ભક્તિથકી બીજું કોઈપણ નિઃશ્રેયસ નથી ॥૮૬॥ વેદો અને તેના અર્થના

साङ्ख्ययोगयोः । धर्मशास्त्रस्य चाप्येतद्धिस्पष्टमुदितं मया ॥८७॥ तस्मादेतद्भवत्यापि श्रेयसे धार्यमात्मनि । तेन मुक्ता सर्वकष्टात्प्राप्स्यसे परमं सुखम् ॥८८॥ एतद्रहस्यं परमं यः श्रोष्यति पठिष्यति । भविष्यति तयोः कृष्णे भक्तिश्च सुखमीप्सितम् ॥८९॥ सुव्रत उवाच—रहस्यमिति पुत्रेण गीतं माता निशम्य सा । प्रसन्नहृदयाऽत्यन्तं प्रोचे निःसंशया सती ॥९०॥ प्रेमवत्युवाच—स्वधर्मज्ञानवैराग्यैरुपेता नवलक्षणा । भक्तिः कृष्णे त्वया प्रोक्ता नृणां श्रेयस्करी हरे ! ॥९१॥ स तु कृष्णस्त्वमेवासि हरिनामाऽत्र

વિચારરૂપ પાંચરાત્ર, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનું આ પરમ રહસ્ય (નિર્ગલિતાર્થ) સ્પષ્ટપણે તમોને કહ્યું ॥૮૭॥ માટે મોક્ષની આકાંક્ષાવાળાં તમારેપણ આ મેં કહેલું રહસ્યરૂપ અધ્યાત્મશાસ્ત્ર ચિત્તમાં સદાય ધારણ કરવું. તેના અવધારણથી સમસ્ત સાંસારિક સંકષ્ટમાંથી મુક્ત થઈને નિઃશ્રેયસરૂપ સર્વોત્કૃષ્ટ સુખને પામશો. હે માતઃ ! જે મુમુક્ષુ મનુષ્ય આ સર્વ સચ્છાસ્ત્રોના સર્વોત્તમ રહસ્યને શ્રદ્ધાથી સાંભળશે અથવા ભણશે ભણાવશે; તેમને પણ શ્રવણ-પઠનાદિકના પ્રતાપથી હૃદયના દોષ દૂર થતાં ધર્માદિકમાં અભિરૂચિ થવાના અનુક્રમથી કૃષ્ણમાં ભક્તિ થશે અને ઇપ્સિત સુખ સિદ્ધ થશે ॥૮૮-૮૯॥ સુવ્રતઋષિ કહેછે–હે રાજન્ ! જનનીના નિઃશ્રેયસ સારૂ સુત શ્રીહરિએ કહેલું આ પરમ ઉપનિષદ્રહસ્ય સાંભળીને માતા ભક્તિ હૃદયમાં પ્રહર્ષ પામીને, સમગ્ર સંશયે રહિત થઈને પુત્રપ્રત્યે આ પ્રકારે બોલ્યાં ॥૯૦॥ પ્રેમવતી કહેછે—હે હરે ! આપે જે આ સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત નવલક્ષણવાળી ભક્તિ મોક્ષને કરનારી કહી તે કેવળ મારા કલ્યાણને કરનારી એટલુંજ નહિ પણ મને મિષ કરીને સર્વ મનુષ્યોના કલ્યાણમાટેજ કહી છે, માટે સર્વ કોઈના કલ્યાણ માટે જરૂર થશે ॥૯૧॥ જેમણે પૂર્વે યદુવંશમાં અવતરીને અર્જુનના નિમિત્તથી ઉપનિષદનું પરમ રહસ્ય ગીતાદ્વારા પ્રકાશ કર્યું હતું એજ તમો કૃષ્ણ હાલમાં આ લોકમાં હરિનામથી પ્રકટ થયાછો એમ હું નિશ્ચયથી જાણુંછું, માટે તે વખતે અર્જુનજ જેમ આપના વચનથી વિનષ્ટસંશય થયા હતા તેમ

साम्प्रतम् । निश्चयेनेति जानामि त्वद्वाक्यैर्नष्टसंशया ॥९२॥ त्वय्येव संयोज्य मनो मायाकालसमुद्भवात् । समग्रकष्टान्मुक्तास्मि यासि धामाद्य ते परम् ॥९३॥ सुव्रत उवाच—इत्युक्त्वा सा तमेवान्तर्हरिं नारायणं प्रभुम् । दध्यौ विशुद्धमनसा तेनाभूद्देहविस्मृतिः ॥९४॥ गीतामेतां हि साक्षाद्धरिमुखकमलान्निःसृतां वेदसारं कृष्णं संपूज्य भक्त्या प्रतिदिनमखिलामत्र वाध्यायमेकम् । नानाकामाभिलाषी ननु धरणिपते ! यः पठेद्वा निशाम्येद्यायात्स्वेष्टं स सौख्यं त्वरितमथ जनः कृष्णभक्तिं निराशीः ॥९५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिगीतायां भक्तिस्वरूपलक्षणनिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

---

તમારા આ વચનથી હાલમાં હું સંશયરહિત થઈછું અને મારો મોહ નિવૃત્તિ પામ્યો છે અને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે ॥૯૨॥ પરબ્રહ્મ પરમાત્મા વાસુદેવ ભગવાન્ શ્રીકૃષ્ણ આપને વિષેજ આ દિવસને આરભીને મન જોડી દઈને, માયા તથા કાળથી થતા ત્રિવિધ તાપરૂપ સમગ્ર કલેશોમાથી મુક્ત થઈ ગઈછું અને હમણાંજ તમારા ધામપ્રત્યે જઉંછું ॥૯૩॥ સુવ્રતઋષિ કહેછે— હે રાજન્! આ પ્રકારે પુત્રને કહીને માતા પ્રેમવતી તુરત સમગ્ર ઇન્દ્રિયોને વિષયોમાથી ઉપસહાર કરીને, વિશુદ્ધ મનથી એજ હરિ નારાયણનું હૃદયમાં ધ્યાન ધરવા લાગ્યાં. તે ધ્યાનથીજ દેહ દૈહિકની સ્મૃતિ તત્કાળ ટળી ગઈ ॥૯૪॥ હે ધરણીપતે ! સાક્ષાત્ ભગવાન્ શ્રીહરિએ સ્વમુખકમળથી માતાને મિષ કરીને પ્રકટ કરેલી આ ગીતા જે સમગ્ર વેદના સારરૂપ છે તે સમસ્ત પચાધ્યાયીને અથવા એમાંથી એક અધ્યાયને જે પુરૂષ નાનાવિધ કામની અભિલાષાથી ભક્તિપૂર્વક કૃષ્ણનું પૂજન કરીને શ્રદ્ધાથી પ્રતિદિન પાઠ કરે અથવા સાંભળે તે પુરૂષ સર્વ અભિલષિત જલદી પામીને, કાળે કરીને સમગ્ર ઇષણાએ રહિત થતાં કૃષ્ણભક્તિને પામીને તે પુરૂષ નિઃશ્રેયસરૂપ નિરવધિ પરમ સુખને પામે ॥૯૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે હરિગીતાયાં ભક્તિસ્વરૂપનિરૂપણનામા ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૬॥

# हरिगीतामाहात्म्य तथा तात्पर्यसङ्ग्रह—

तापत्रयाभिभूतानां कृष्णसेवामृताशयम् । गीतेयं गाहमानानां सुखावतरणा सृतिः ॥१॥ चतुरसोपानसम्पन्ना धर्माद्यैरुत्तरोत्तरैः । कापि निःश्रेणिका सेयं मुक्तिसौधाधिरोहिणी ॥२॥ हरिकृष्णमुखाम्भोजमकरन्दरसायिता । सेव्यतां हरिगीतेयं भवाध्वश्रमहारिणी ॥३॥ निरन्तरगतागतश्रमफलैकता यत्र न प्रमादजविपत्तयो न च भवन्ति यस्मिन्पथि । नचापि विमता गतिर्विधिषु यत्र भक्त्यन्वयात् स धर्म इह कीर्तितः सकलकामनादूरगः ॥४॥ विहाय

---

આ હરિગીતા તીવ્ર ત્રિવિધ તાપથી અત્યંત તપી ગયેલા હોવાથી તેવા તાપને ટાળવામાટે તેવા તાપની તુરત શાંતિ કરવામાં સમર્થ, શ્રીકૃષ્ણસેવારૂપ સુધાના અગાધ અખુટ ધરામાં સ્નાનાર્થે પ્રવેશ કરવા ઇચ્છતા મુમુક્ષુ મનુષ્યોને અકલેશથી અંદર ઉતરી શકાય એવા સુગમ માર્ગરૂપ છે ॥૧॥ આ ગીતા ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ આ ચાર ઉત્તરોત્તર સોપાને (પગથીયાં) સંપન્ન હોવાથી મુક્તિરૂપી મહામહેલ ઉપર ઠેઠ ચઢાવી દેનારી કોઈ અપૂર્વ અદ્ભુત નિસરણીરૂપ છે ॥૨॥ આ હરિગીતા શ્રીહરિકૃષ્ણના મુખકમળના મકરંદરસરૂપ અને અનાદિ ભવમાર્ગના ભ્રમણશ્રમને જલદી ઉતારનારી છે માટે સર્વ કોઈ મુમુક્ષુમનુષ્યોએ સદા સેવવા યોગ્ય છે ॥૩॥ જે ધર્મમાં નિરંતર આ લોકમાંથી પરલોકમાં અને પરલોકમાંથી આ લોકમાં વારંવાર જવા આવવાના કેવળ કલેશમાત્ર ફળ નથી. (બીજા ધર્મમાં તો કેવળ શ્રમફળજ છે) જે ધર્મમાં પ્રમાદને લીધે અચાનક આવી પડતી આપત્તિઓપણ પીડતી નથી. તથા વેદવિધિમાં શ્રવણ થતાં વિવિધ ફળોદ્વારા જે વિરૂદ્ધ ગતિ થાયછે તેપણ જેમાં નથી, કારણ કે સર્વે કર્મનો ભક્તિમાં સમન્વય કરેલો છે. અર્થાત્ મુમુક્ષુ જે કર્મ કરેછે તે સર્વ ફળસંગ કર્તૃત્વસંગ મમત્વસંગનો ત્યાગ કરીને એક પરમેશ્વર પ્રીત્યર્થેજ કરેછે માટે તે કર્મો ક્યારેયપણ ફળદ્વારા બંધક થઇને વિપરીત ગતિ આપનારાં થતાં નથી. વળી જે ધર્મ સકળ કામનાઓથી દૂર રહેલો છે અર્થાત્ કામસંકલ્પવર્જીત છે. આવો નિષ્કામ ધર્મયોગ આ હરિગીતામાં વર્ણવ્યો છે. આ અર્થ 'नेहाभिक्रमनाशोऽस्ति' 'व्यवसायात्मिका बुद्धिः' 'यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः' 'दूरेण ह्यवरं कर्म' ઈત્યાદિ ગીતાવચનમાં સ્પષ્ટ છે ॥૪॥ જે પુરૂષ વિવિધ વિષયવાસનાથી વિકલ્પિત એવાં વિવિધ

विविधे फले विविधवासनाकल्पिते स्पृहामधिकदु खदां विधिनिषेधवश्यो हरे । स्ववर्णनियत तु यत् विरचयेत् हरे प्रीणन समस्तमपि कर्म चेत् स खलु धर्मनिष्ठ पर ॥५॥ स्वधर्मपथनिष्ठया ननु तया मुमुक्षु पुमान् सुनिर्मलमना सुधीरवगतात्मयाथात्म्यक । क्षराक्षरविलक्षण सकलचेतनाधीश्वर पर परमकारण स खलु वेत्ति नारायणम् ॥६॥ ज्ञाननिष्ठ पुमानेष देहत्रयविलक्षणम् । वेत्ति ब्रह्मात्मकस्वात्मस्वरूप तत्त्वयम्प्रभम् ॥७॥ सर्वेश्वरेश्वरो यस्तु सर्वकारणकारणम् । सर्वान्तरात्मा त कृष्ण सर्वसेव्य स वेत्त्ययम् ॥८॥ कालकर्माभिघातोत्थमायाचक्रपरिक्रमे । सलग्न तक्रमोद्भ्रान्त तद्गुणावृततेजसम् ॥९॥ स्वयम्प्रकाशमात्मान धूमेनाग्निमिवावृतम् । विज्ञानैकघन स्वच्छमनर्हं

---

ફળોમા જે દારૂણ દુરત દુ ખ દેનારી સ્પૃહા છે તેનો બીલકુલ ત્યાગ કરીને, ભગવાનના વિધિનિષેધરૂપ વચનને વશ્ય થઈ રહે તેમા પોતાના વર્ણાશ્રમને ઉચિત જે જરૂરી કર્મ હોય એટલુજ 'यावानर्थं उदपाने' એમા કહ્યા મુજબ કરે અને જો યજ્ઞાદિ સમગ્ર કર્મ કરે તો 'स्वकर्मणा तमभ्यर्च्य' એમા કહ્યા પ્રમાણે આ સર્વ પરમેશ્વરનુ પ્રીણન છે એવી સત્કૃત બુદ્ધિથી કરે એજ પરમ ધર્મનિષ્ઠ કહેલો છે ॥૫॥ મુમુક્ષુ મનુષ્ય આવી શુદ્ધ સ્વધર્મમાર્ગમા દૃઢ નિષ્ઠાથી અત્યત નિર્મળ મનવાળો થતા શુદ્ધ બુદ્ધિથી આત્મતત્ત્વને યથાર્થપણે જાણીને, ક્ષરાક્ષરપુરૂષથકી સર્વથા વિલક્ષણ, સમસ્ત ચેતન અચેતનના અધીશ્વર, પરમ કારણ પરબ્રહ્મ, પરમાત્મા શ્રીનારાયણને નિશ્ચયથી જાણેછે ॥૬॥ આવી જ્ઞાન નિષ્ઠાવાળો આ પુરૂષ પોતાના આત્મસ્વરૂપને સ્થૂલાદિ ત્રણ દેહથકી વિલક્ષણ સ્વયપ્રકાશ અને બ્રહ્માત્મક ( મારા આત્મા પરમાત્મા છે ) તત્ત્વથી જાણે છે ॥૭॥ આ પ્રકારે આત્મસ્વરૂપને જાણનારો પુરૂષ જે સર્વ ઈશ્વરના ઈશ્વર, સર્વ કારણના કારણ, સર્વના અતર્યામી, સર્વ કોઇએ સેવવા યોગ્ય એવા જે પરબ્રહ્મ પરમાત્મા વેદાતમા કહ્યા છે તે શ્રીકૃષ્ણ ભગવાનજ છે એમ યથાર્થપણે જાણેછે ॥૮॥ આ જીવાત્મા કાળકર્મના અભિઘાતથી ઉત્પન્ન થયેલા માયારૂપી ચક્રના ભ્રમણમા સલગ્ન થતા તેના ભ્રમણથી વિશેષ ભ્રાત થયો છે અને માયાગુણથી તેનુ જ્ઞાનતેજ આવરિત થએલુ છે વસ્તુવાએ તો આત્મા સ્વયપ્રકાશ છે પણ ધૂમથી અગ્નિનીપેઠે આવરિત થએલો છે કેવળ વિજ્ઞાનઘન સ્વચ્છ છે તે દુ ખ પરપરાને કયારેયપણ અર્હ નથી આવો શુદ્ધ આત્મા પરમાત્માના પરમાનદરૂપ સામ્રાજ્યના અનુભવને લાયક છે આવી રીતે દેહ આત્માનુ વિવેચન કરીને જ

दुःखसन्ततेः ॥१०॥ परमात्ममहानन्दसाम्राज्यानुभवोचितम् । विविच्य जानतः पुंसो विवेकोऽयं प्रजायते ॥११॥ क्व विज्ञानघनः सोऽहं शुद्धस्फटिकसन्निभः । क्वेदं जडं गुणमयं मोहशोकामयास्पदम् ॥१२॥ क्वाहं नित्योदितानन्दस्वरूपो मृत्युदूरगः । गर्भजन्मजरामृत्युदुःखप्रायमिदं क्व नु ॥१३॥ क्व साऽऽनन्दमयी सेवा तस्यानन्दमयात्मनः । क्वेयं दुःखमयी सेवा देहदेहाभिमानिनाम् ॥१४॥ गुणदोषौ नित्यमित्थं मुहुर्भावयतो मुनेः । आत्मनोऽन्यत्र सर्वत्र वैराग्यमुपजायते ॥१५॥ आत्मानात्मविवेकोत्थदृढवैराग्यसम्पदा । क्वाप्यानन्दमये कृष्णे परा भक्तिः प्रजायते ॥१६॥ आनन्दमयमात्मानं यया समुपगच्छति । न चानन्दमयादन्यन्निःश्रेयसपदं भवेत् ॥१७॥ या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी । सा कृष्णे स्मर्यमाणे चेत्परा भक्तिः प्रकीर्त्यते ॥१८॥ परानुरागगर्भं तत्स्मरणं स्वार्थवर्जितम् । कामुकस्येव कामिन्याः स्मर्यमाणापरोक्ष्यकृत् ॥१९॥ कृष्णे भक्तिरियं सैव पुरुषार्थो न चेतरः । इत्येव

ણતા પુરૂષને એવો વિવેક થાયછે ॥૯-૧૧॥ શુદ્ધ સ્ફટિક મણિને સદૃશ વિજ્ઞાનઘન હુ આત્મા ક્યાં? અને ત્રિગુણમય, જડ, મોહ શોક રોગના સ્થાનરૂપ આ દેહ ક્યાં? એ બેમાં અત્યંત અંતર છે ॥૧૨॥ નિત્યસિદ્ધ આનંદસ્વરૂપવાળો અને જન્મ મૃત્યુએ રહિત એવો હું આત્મા ક્યાં? અને ગર્ભ જન્મ જરા મૃત્યુના દુઃખપ્રાય આ શરીર ક્યાં? બેમાં બહુ તફાવત છે ॥૧૩॥ નિરતિશય આનંદમય પરમાત્માની આનંદમયી સેવા ક્યાં? અને આ દેહ દેહાભિમાનીઓની દુઃખમયી સેવા ક્યાં? એ બેમાં અતિશય અંતર છે ॥૧૪॥ આ રીતે નિત્ય ગુણ-દોષનો વારંવાર વિચાર કરનારા અને આત્મમનન કરનારા મુમુક્ષને પરમાત્મા સીવાયના બીજા વસ્તુમાત્રમાં તીવ્ર વૈરાગ્ય ઉદય પામે છે ॥૧૫॥ આત્મા અનાત્માના વિવેકથી ઉદય પામેલી સુદૃઢ વૈરાગ્યસંપદાથી ક્યારેક આનંદમય શ્રીકૃષ્ણભગવાનમાં પરાભક્તિ પ્રકટ થાયછે ॥૧૬॥ જે ભક્તિવડે તે આનંદમય પરમાત્મા શ્રીકૃષ્ણને પામેછે, આનંદમયની પ્રાપ્તિથકી બીજુ કોઈ નિઃશ્રેયસપદ છેજ નહિ ॥૧૭॥ અવિવેકી વિષયવ્યાસંગીઓને જેવી વિષયોમાં અવર્જનીય પ્રીતિ હોયછે એવી પ્રીતિ પ્રેમથી સ્મરણ કરાતા શ્રીકૃષ્ણને વિષે દૃઢપણે થાય તો તે પરાભક્તિ કહેવાય ॥૧૮॥ સ્વાર્થવર્જીત, પરાનુરાગગર્ભિત, જે શ્રીકૃષ્ણાનુસ્મરણ છે તે જેમ કામુક નરને સ્મરણવેગથી કામિની દેખાયા કરે તેમ પરમાત્માનું પ્રત્યક્ષપણું કરનારું થાયછે ॥૧૯॥ આવી કૃષ્ણ

हरिगीतायाः प्रोक्तस्तात्पर्यसङ्ग्रहः ॥२०॥ धर्मज्ञानविरक्तिभक्तिभिरियं निःश्रेयसाध्वश्रियं पुष्णन्ती हरिकृष्णवक्त्रकमलात् हृद्या स्वयं निर्गता । विज्ञानामृतवर्षिणी भवभयप्रध्वंसिनी सेव्यतां सेयं श्रीहरिकृष्णपादकमलद्वन्द्वैकसेवार्थदा ॥२१॥ इति हरिगीता समाप्ता ॥

राजोवाच—ध्यायन्ती भगवन्तं सा भक्तिः सम्प्राप कां गतिम् ? । ततो हरिश्च किं चक्रे? ब्रूहेतन्मे महामुने ! ॥१॥ सुव्रत उवाच—तस्यां ध्यानस्थितायां तु भूपासीदरुणोदयः । विधातुमाह्निकं कृष्णः स्नात्वाऽग्न्यागारमाविशत् ॥२॥ ददर्श साऽथ ध्यायन्ती हरिं तं

---

વિષે પરાભક્તિ થાય એજ પરમપુરૂષાર્થ છે, આથી અન્ય કોઈ પુરૂષાર્થ નથી આવોજ આ હરિગીતાનો ઉત્તમ તાત્પર્યસંગ્રહ છે ॥૨૦॥ આ હરિગીતા ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિવડે કલ્યાણમાર્ગની નિરતિશય શોભાને પોષણ કરનારી શ્રીહરિના મુખકમળમાંથી સ્વયં નિકળેલી પરમ મનોહર છે. જ્ઞાનામૃતને વર્ષનારી, ભવભયને વિનાશ કરનારી અને શ્રીકૃષ્ણના ચરણકમળયુગળની સેવારૂપ સર્વોત્તમ સ્વાર્થને સિદ્ધ કરનારી છે માટે સર્વ કોઈ મુમુક્ષુએ શ્રવણપાઠનાદિકથી સદા સેવવી ॥૨૧॥ ઇતિ હરિગીતા સમાપ્તા ॥

## અધ્યાય ૩૭ મો.

આ પ્રકારે કહીને ભગવાન્ શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન મનવાળા થઈ ગએલા સુવ્રતમુનિને પ્રતાપસિંહ રાજા પુછેછે—હે મહામુને ! સુત શ્રીહરિએ સુબોધ દીધેલાં ભક્તિમાતા એજ ભગવાન્ શ્રીહરિકૃષ્ણનું ધ્યાન કરતાં કરતાં કઈ ગતિને પામ્યાં ? અને તેપછી શ્રીહરિએ શુ કર્યું ? આ બે બાબતો ભગવાનના ચરિત્રામૃતના પાનમાં અતિલુબ્ધ એવા મને કહેવાને યોગ્ય છો ॥૧॥ આ રીતે રાજાએ પુછેલો પ્રશ્ન સાંભળીને સહર્ષ પામેલા સુવ્રતઋષિ કહેછે—હે ભૂપ ! ભક્તિમાતા યથોપદિષ્ટ દિવ્ય રૂપના ધ્યાનપરાયણ થતાં નવમીની રાત્રિ વ્યતીત થઈ અને દશમીતિથિનો અરૂણોદય થયો. એટલે શ્રીહરિકૃષ્ણ સ્નાન કરી સંધ્યાદિ આહ્નિક કર્મ કરવા અગ્નિહોત્રશાળામાં ગયા ॥૨॥ તેપછી ભક્તિદેવીએ ધ્યાન ધરતાં હૃદયારવિંદમાં સ્વેચ્છાથી પ્રાદુર્ભાવ પામેલા, પ્રથમ બહાર નેત્ર આગળ જેવા જોયા હતા

हृदयाम्बुजे । आविर्भूतं यथादृष्टं प्रथमाश्रमसंस्थितम् ॥३॥ प्रसन्नमुखचन्द्राभं वारिजच्छदलोचनम् । द्विभुजं रमणीयाङ्गं श्यामसुन्दरविग्रहम् ॥४॥ कौपीनाच्छादनं श्वेतमुत्तरीयं च बिभ्रतम् । नक्तकाबद्धकुटिलश्यामसूक्ष्मशिरोरुहम् ॥५॥ सितयज्ञोपवीतं च करात्तजपमालिकम् । कण्ठस्थसूक्ष्मतुलसीकाष्ठस्रग्द्वयशोभनम् ॥६॥ भाले कण्ठे च हृदये भुजयोः शोभनानि च । काश्मीरचन्द्रकोपेतान्यूर्ध्वपुण्ड्राणि बिभ्रतम् ॥७॥ एवं हरिं सा पश्यन्ती पृथक्स्वात्मानमैक्षत । देहेन्द्रियमनःप्राणगुणेभ्यस्तत्प्रकाशकम् ॥८॥

---

એવા બ્રહ્મચર્યાશ્રમમાં રહેલા વર્ણિવેષધારી શ્રીહરિને જોયા ॥૩॥ સાક્ષાત્કરેલા દિવ્યરૂપને વર્ણવેછે–શારદ ચંદ્રમાની પેઠે પ્રસન્ન અને મનોનયનને નિરતિશય આનદ દેનારા એવા દિવ્ય વદનારવિંદથી વિરાજમાન. કમળપત્ર જેવાં કર્ણપર્યંત વિશાળ શીતળ સુખ સ્પર્શવાળાં દિવ્ય વિલોચનથી સર્વે સંતાપને સહરનારા. જાનુપર્યંત લાંબા ભુજદંડવડે શોભાયમાન. રમણીય અવયવસન્નિવેશ (ગોઠવણી)થી સુશોભિત. નવીન મેઘસમાન સુંદર દિવ્ય દેહવાળા. ચંદ્રચંદ્રિકા જેવા શ્વેત અધોવસ્ત્ર (પહેરવાનું) અને ઉતરીય (ઓઢવાનું) વસ્ત્રથી શોભમાન. સૂક્ષ્મ વસ્ત્રખંડ (રૂમાલ)થી બાંધેલા છે વાંકા શ્યામ સૂક્ષ્મ મસ્તકકેશ જેમણે. ખભા ઉપર લાંબા ધારેલા શ્વેત ઉપવીતથી શોભમાન. જમણા કરકમળમાં જપાર્થે તુલસીમાળાને ધારી રહેલા. ઝીણી બેવડી લલિત તુલસીમાળાથી અલંકૃત છે કંઠદેશ જેમનો. મધ્યભાગમાં કુંકુમચંદ્રકે સહિત સુશોભિત ઊર્ધ્વપુંડ્ તિલકથી અલંકૃત છે દિવ્ય વિશાળ લલાટ જેમનું. એજ રીતે બ્રહ્મચારી હોવાથી કંઠ હૃદય અને બે બાહુમાં એવુંજ ઊર્ધ્વપુંડ્ ધારી રહેલા. આવી દિવ્યાકૃતિથી પોતાના હૃદયકમળમાં આવિર્ભાવ પામેલા શ્રીહરિને ભક્તિમાતાએ જોયા ॥૪–૭॥ આવી રીતે હૃદયપદ્મમાં સ્ફુરણાયમાન થએલા શ્રીહરિને જોઈ રહેલાં ભક્તિમાતા તે હૃદયમાંજ નિરંતર નિવાસ કરી રહેલા પોતાના આત્મસ્વરૂપનેપણ સાક્ષાત્ જોવા લાગ્યાં. કેવો આત્માતો–દેહ ઇન્દ્રિયો મન પ્રાણ અને ગુણોના સંબંધવાળો જણાય છે પણ વસ્તુતાએ તેનાથકી અત્યંત વિલ-

सन्मात्रं तं ब्रह्मणैक्यमापन्नं ह्यक्षरेण च। सा ददर्श ततस्तस्मिंस्त-मेव समवैक्षत ॥९॥ सोऽथ स्वमेव श्रीकृष्णं जानन्तीं निश्चयेन ताम्। तद्रूपं दर्शयामास साश्चर्यं सा तमैक्षत ॥१०॥ कोटिकन्दर्पलावण्यं नवीनजलदासितम्। प्रत्यङ्गनिःसरत्कोटिकोटिचन्द्रसमद्युतिम् ॥११॥ शुद्धहेमाभवसनं रत्नकाञ्चीमनोहरम्। मयूरबर्हमुकुटं मकराकृतिकुण्डलम् ॥१२॥ कण्ठोल्लसत्कौस्तुभं च मुक्ताहारविभूषणम्। वैजयन्तीं स्रजं कण्ठे दधतं च मनोहराम् ॥१३॥

---

क्षणु अने ते देहादिकनेपणु ज्ञानप्रभाथी प्रकाश करनारो. (स्वयंप्रकाश स्वभाव होवाथी) सत्तामात्र–एटले आकारे रहित. देवादि आकारना विरोधि चैतन्यलक्षण सत्तारूपथी रहेलो अने प्रकृतिविलक्षणु अक्षरस्वरूपसाथे पोताना अपहतपाप्मत्वादि प्रकारोवडे साधर्म्यने पामेलो, आवा आत्मस्वरूपने अवलोकवा लाग्यां. ते आत्मस्वरूपने केवळ अक्षरस्वरूपात्मकज नहि पणु परमात्मकपणु निहाळवा लाग्यां एम कहेछे—त्यारपछी आवा पोताना आत्मस्वरूपमां अंतर्यामीपणे अखंड रहेला परमात्माने प्रत्यक्ष निरीक्षणु करवा लाग्यां. अर्थात् 'आत्मस्वरूप स्वतंत्र नथी पणु परमात्माने पराधीन छे' एवुं साक्षात् समीक्षणु थयुं ॥८–९॥ तेपछी भगवान् श्रीहरिए 'जे प्रत्यक्ष पुरुषोत्तम श्रीकृष्णु परमात्मा छे एज श्रीहरिकृष्णुरूपे प्रादुर्भाव पाम्या छे' एवो दृढ निश्चय जेमने थयोछे एवां भक्तिमाताने अक्षरधाममां विराजमान एज श्रीकृष्णुस्वरूपनो साक्षात्कार कराव्यो. ते प्रेमवतीमाता श्रीहरिने प्रकट करेला दिव्यरूप श्रीकृष्णुस्वरूपे आश्चर्यपूर्वक प्रेक्षणु करवा लाग्यां ॥१०॥ एज दिव्यरूपने वर्णवेछे –कोटि कामदेवना लावण्यथकीपणु अतिअधिक लावण्य (शरीरसौन्दर्य) जेनुं छे अथवा कोटि कामदेवनुं लावण्य जेमां छे. नूतन मेघसमान श्याम. एक साथे उदय पामेला कोटि कोटि चंद्रमानी कांति जेवी कमनीय दिव्य कांतिओ जेना एक एक अंगमांथी निकळेछे. शुद्ध सुवर्णनी प्रभा जेवा प्रकाशमान दिव्य पीतांबरथी शोभायमान. रत्नजडित सुवर्णमय कटिमेखळाथी मनोहर. मयूरनां पिंछांवाळो मुकुट जेमणे मस्तके धार्योछे.

भुजयोः कटके हैमे शृङ्खले चाङ्गदे शुभे । दधतं नूपुरे चाङ्घ्र्योः किशोरं चारुलोचनम् ॥१४॥ नटवर्यसमाकल्पं चन्दनेन सुचर्चितम् । पौष्पान्हाराञ्छेखरांश्च बिभ्रतं चावतंसकौ ॥१५॥ द्विभुजं वादयन्तं च मुरलीं मधुरस्वरम् । आश्चर्यदर्शनं तं च दृष्ट्वा हृष्टा ननाम सा ॥१६॥ पुनस्तमथ साऽपश्यद्यथापूर्वमवस्थितम् । वर्णिवेषं स्वतनयं ततो नत्वा नुनाव तम् ॥१७॥ भक्तिरुवाच—यः पातुं सद्मर्त्यविप्रवृषगास्तिष्यावृषाढ्यासुरव्रातेभ्योऽजनि मद्गृहत्करुणया ह्येकान्तधर्मप्रियः । मूलाज्ञानतमश्चयार्क ! विधृतानेकाव-

મકરાકાર કુંડળથી અલંકૃત દિવ્ય કર્ણ જેમના છે. કંઠમાં શોભાયમાન કૌસ્તુભમણિ જેમને છે. મુક્તાહારથી સમલંકૃત દિવ્ય વિશાળ વક્ષસ્થળ જેમનું છે. કંઠમાં લાંબી ધારેલી મનોહર વૈજયંતી (પાંચ વર્ણોનાં પુષ્પોની અથવા પાંચ વર્ણના મણિમાણિક્યની) માળાથી ભાસમાન. કાંચનમય કડાં, સાંકળાં અને બાજુબંધથી શોભાયમાન દિવ્ય બે બાહુ જેમના છે. નૂપુરથી અલંકૃત દિવ્ય ચરણારવિંદ જેમનાં છે. મનોહર નેત્રકમળ જેનાં છે. દિવ્ય કિશોર આકૃતિએ સંપન્ન. નટવરને સદૃશ દિવ્ય વેષવાળા. સુગંધિ કેસર-ચંદનથી ચર્ચેલું દિવ્ય કલેવર જેમનું છે. સુરભિ સુકુમાર સુંદર કુસુમથી કરેલા હારો, તોરાઓ અને ગુચ્છોથી સમલંકૃત. દિવ્ય ભુજ યુગલથી શોભાયમાન. દિવ્ય મોરલીને મધુર સ્વરથી વજાવતા. આશ્ચર્યકારી દર્શન જેનું છે એવા શ્રીકૃષ્ણસ્વરૂપે ભાસતા શ્રીહરિને નિહાળીને, પ્રેમવતી પરમાનંદથી પરિપૂર્ણ થઇને પરમપ્રેમથી પ્રણામ કરવા લાગ્યાં ॥૧૧-૧૬॥ ત્યારપછી ભક્તિમાતા શ્રીકૃષ્ણરૂપે જણાતા શ્રીહરિકૃષ્ણને યથાપૂર્વ પોતાના પુત્રવપુવાળા વર્ણિવેષથી વિરાજમાન નિહાળીને, નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યાં ॥૧૭॥

ભક્તિકૃત સ્તુતિનો અનુવાદ નવ શ્લોકથી કરેછે—હે પ્રભો ! સંસૃતિમાં મૂળભૂત, આત્મા અનાત્માના વિવેકમાં ઉપરોધ કરનારૂં, અનાદિ અજ્ઞાનરૂપ ગાઢ અંધકારને તુરત ટાળવામાં તમોજ એક સૂર્યસદૃશ છો. સદ્ધર્મસંસ્થાપનસારૂ અપરિમિત અવતારોને આપજ ધરનારા છો. હાલ કલિકાળમાં

तार! प्रभो! वर्ण्याकल्पवते नमोऽस्तु हरये तस्मै परेशाय ते ॥१८॥
सर्वंसहावनधनञ्जयगन्धवाहानन्तार्यमाम्बुजहरामृतवाहमित्रे ।
सत्प्रेमवत्युदितसाधुगुणात्मनिष्ठे बुद्धिः सदा त्वयि हरे! मम
निश्चलाऽस्तु ॥१९॥ एकान्तधर्मधर! धीर! वराभयाङ्कपाणेऽघ-
सङ्घदवदावसमाभिधान!। अव्याधरामरधरामरसाधुरक्षे बुद्धिः०
॥२०॥ पाषण्डषण्डपरिखण्डनपण्डित! श्रीगोलोकधामगमिता-

અધિક અધર્મી કલિમય અસુરસમૂહોથકી સાધુઓ, દેવો, ભૂદેવો, ધર્મ અને ગાયોનું રક્ષણ કરવા નિરવધિકાતિશય નિર્હેતુક કૃપા કરીને મારાથકી અવતર્યા છો. પારમૈકાંતિક ધર્મજ જેમને અતિશય પ્રિય છે, અર્થાત્ એને માટેજ આ અવતાર છે. પરાત્પર વર્ણિવેષધારી એવા તે આપને નમસ્કાર છે ॥૧૮॥ હે હરે! આપ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, શશિ, શિવ, મેઘ, આ સર્વના મિત્રભૂત-ક્ષમાદિ ગુણવિશેષથી તેમને સમાન ધર્મ-વાળા છો. (આ સ્થળે એવો વિવેક કરવો-ક્ષમાગુણથી પૃથ્વીને સમાન, નિર્મળતાથી જળને સમાન, પવિત્રપણાથી અને સર્વ પ્રાણીઓના જીવન હેતુપણાથી વાયુને સમાન, નિર્લેપતાથી આકાશને સમાન, મહાપ્રતાપથી સૂર્યને સદૃશ, સમસ્તના મનોનયનને આનંદ આપવાપણાથી ચંદ્ર-માને તુલ્ય, વૈરાગ્યથી શિવને સમાન, સર્વજનોએ પ્રાર્થના કરવાપણાથી મેઘને સમાન) સાધુઉપર પરિપૂર્ણ પ્રેમવાળા અને સાધુઓના ગુણો તથા આત્મનિષ્ઠાનો ઉપદેશ આપનારા એવા આપને વિષે મારી મતિ નિરંતર નિશ્ચળ રહો ॥૧૯॥ હે ભગવન્! નિઃશ્રેયસના સાધનભૂત એકાંતિક ધર્મને ધરનારા આપ એકજ છો. અર્થાત્ તેતે કાળમાં અવતરીને સદુપદેશાદિકથી સંરક્ષણ કરોછો. સર્વના સંરક્ષણપરાયણ બુદ્ધિમાં સદાકાળ તમો રમોછો. સમાશ્રિતોના સમસ્ત સંરક્ષણને સૂચવનારી વરદાનમુદ્રા અને અભયમુદ્રાથી સુશોભિત કરકમળવાળા આપ છો. જેમ દાવાનળ ગહન વનને તુરત ભ-સ્મસાત્ કરેછે, તેમ તમારૂં એકવારજ નામમાત્રજ ઉચ્ચારણ કરવામાત્ર-થીજ અનાદિકાળનાં સંચિત સમસ્ત પાપપુંજને તત્ક્ષણ ભસ્મસાત્ કરેછે. ગાયો, ભૂમિદેવો, તેમના આશ્રયભૂત ભૂમિ, તેમને આધીન હવિર્ભાગવાળા

मितभक्तजीवे । भक्तेप्सिताखिलपुमर्थवितानकल्पे बुद्धिः० ॥२१॥ हिंसाविहीनमखवर्तन ! दैवपित्र्यकृद्धर्मवेदनविरागगभक्तिबोधे । शुद्धे वृहद्व्रतमहाव्रतशान्तदान्ते बुद्धिः० ॥२२॥ सच्छास्त्रसंश्रय !

અમરો અને એ અમરોએપણ સેવવા યોગ્ય સાધુઓ, આ સર્વેના તમો રક્ષક છો. હે હરે! એવા આપનેવિષે મારી મતિ નિરંતર નિશ્ચળ રહો ॥૨૦॥ પાખંડ-વૈદિકધર્મનો ઉચ્છેદ કરનારાઓના સમૂહોના સમૂળ ખંડનમાં પંડિત આપજ છો. અર્થાત્ વૈદિકધર્મરક્ષણ માટે અવતાર ધરનારા છો. નિત્યમુક્તોએ નિત્ય સેવવા યોગ્ય, પોતાને અસાધારણ, નિરતિશય શોભાએ સંપન્ન એવા ગોલોક નામના ધામપ્રત્યે અપરિમિત ભક્ત જીવોને પહોંચાડનારા આપ છો. ભક્તોના અભીષ્ટ અખિલ પુરૂષાર્થો પુરા કરવામાં પ્રભુ એવા આપ શ્રીહરિ વિષે મારી બુદ્ધિ સદાય સુદૃઢ રહો ॥૨૧॥ તમો હિંસાવિહીન યજ્ઞના પ્રવર્તક છો. એજ રીતે ( હિંસાવર્જીત ) દૈવપિત્ર્યકર્મ કરનારા છો. અર્થાત્ હિંસાગર્ભિત યાગમાં વેદોનું તાત્પર્ય માનીને કેટલાક તેવા યજ્ઞો કરવામાં પ્રવર્તે છે. તમોતો તેવા નથી. ( આ સ્થળે વર્ણવેલું આ દિવ્યચરિત્ર યદ્યપિ ભાવિ છે તથાપિ ભગવત્કૃપાથી પ્રાપ્ત થએલી કિંચિત્ દિવ્ય દૃષ્ટિથી અનુભવ કરીને અનુવાદ કરેલું છે એમ જાણવું) ધર્મ, વિજ્ઞાન અને વૈરાગ્યે યુક્ત એવી ભક્તિના સ્વરૂપનો બોધ કરનારા, સદા સ્વભાવથીજ શુદ્ધ, નૈષ્ઠિકવ્રત નામના મહાવ્રતને અખંડિત ધરનારા અને સનત્સુજાતમુનિએ કહેલા ધર્માદિ દ્વાદશ મહાવ્રતે યુક્ત, માટે સહજ સ્વભાવથીજ શાંત અને દાંત ( શમદમાદિ સંપન્ન ) એવા આપને વિષે મારી મતિ નિરંતર નિશ્ચળ રહો ॥૨૨॥ સચ્છાસ્ત્રસંશ્રય-તત્વનિર્ણયમાં તથા ધર્મનિર્ણયમાં શ્રુતિ સ્મૃત્યાદિ સચ્છાસ્ત્રોનોજ સમાશ્રય સ્વીકારનારા ( પણ કપોળકલ્પિત કૂટ કુયુક્તિઓને નહિ) અથવા જેના સ્વરૂપ સ્વભાવના નિર્ણયમાં સચ્છાસ્ત્રોજ આશ્રયભૂત છે ( પણ પ્રત્યક્ષ-અનુમાનાદિક નહિ ) અર્થાત્ એક શાસ્ત્રથીજ જાણવા યોગ્ય 'शास्त्रयोनित्वात्' એવું સૂત્ર છે. અથવા સર્વ શાસ્ત્રોના આશ્રયભૂત (પ્રકટ કરનારા 'यस्य निःश्वसितं वेदाः' એવી શ્રુતિ છે. જીતેન્દ્રિય-અવનિતળમાં અવતરતા એવાપણ તમોને ઇન્દ્રિયો અને વિષયો લેશ ક્ષોભ કરવા સમર્થ

**जितेन्द्रिय ! सत्य ! सत्यसङ्कल्प ! माधव ! हरिद्विजसाधुपूज्ये ।**

થતા નથી. ( યદ્યપિ ભગવાનનો દેહ પ્રાકૃત નથી કે જેમાં ઇન્દ્રિયાદિસંપત્તિ હોઈ શકે. તથાપિ માનુષાકૃતિને સજાતીય અવયવરચના છે એટલામાત્રથી આ ઉક્તિ છે ) સદા સત્યસ્વરૂપ, 'सत्यं ज्ञानमनन्तं' એવી શ્રુતિ છે. સત્યસંકલ્પ-સર્વ ઇશ્વરોના ઇશ્વર એવા આપના સંકલ્પનો ક્યારેયપણ અટકાવ નથી 'सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે. હે માધવ !–મા-લક્ષ્મીના ધવ-સ્વામી તે માધવ-શ્રીપતિ કહેવાય 'अस्येशाना जगतो विष्णुपत्नी' 'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' એવી શ્રુતિ છે અથવા મા-બ્રહ્મવિદ્યાના ધવ-આપવાપણે સ્વામી તે માધવ કહેવાય 'मा विद्या च हरेः प्रोक्ता तस्या ईशो यतो भवान् । तस्मान्माधवनामासि धवः स्वामीति शब्दित.' એવી નિરૂક્તિ છે. અથવા મધુકુળમાં ઉત્પન્ન થએલા હોવાથી માધવ અથવા મૌન-ધ્યાનના યોગથી માધવ 'मधोर्वंशोद्भवत्वाच्च माधवः परिकीर्तितः.' 'मौनाद्ध्यानाच्च योगाच्च विद्धि भारत माधवम्' એવી નિરૂક્તિ કરી છે. અથવા મા-નથી ધવ-સ્વામી જેનો તે માધવ કહેવાય 'न चास्य कश्चिज्जनिता नचाधिपः' એવી શ્રુતિ છે. માધવપદને સંબોધન ન લેતાં હરિપદનું વિશેષણ કરે તો 'લક્ષ્મીપતિ એવા હરિ' એવો અર્થ કરવો હે હરે ! તમો દ્વિજોએ અગ્નિહોત્રાદિ કર્મોવડે અને અન્તરારામ સાધુઓએ પૂજનીય છો. 'द्विजसाधुपूज्ये' એવો પાઠ હોય તો બ્રાહ્મણો અને સાધુઓને પૂજનારા. હરિપદ સંબોધન ન લેતાં 'हरिद्विजसाधुपूज्ये' એમ હોય તો હરિ(કૃષ્ણ)દ્વિજ અને સાધુને પુજનારા એમ અર્થ લેવો. શ્રાદ્ધ-એક શ્રદ્ધાથીજ ગ્રહણ થાય એવા. પરમાત્માનું સ્વરૂપ ચક્ષુથી કે કેવળ તર્કથી કે શુષ્ક વાદમાત્રથી ગ્રહણ થતુ નથી કિંતુ આસ્તિકપણાથીજ ગ્રહણ થાયછે, તેમાં શ્રુતિ છે-'अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते...अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति' એ રીતે શ્રદ્ધારૂપ આસ્તિકભાવથી વૈદિક વાક્યથકી કે ગુરૂવાક્યથકી જાણેલા તમો આપને વિષે યોગની પ્રવૃત્તિ થાય છે, એવી અષ્ટાંગયોગની પ્રવૃત્તિથી તમો સાક્ષાત્કારપણાને પામોછો, તમો સમાધિ, ધ્યાનરૂપ મતિ

१ 'हरे!' इति पाठान्तरम् । २ 'द्विजसाधुपूज्ये' इति पाठान्तरम् ।

श्रद्धे समाधिमतियोगकलाप्रवृत्तौ बुद्धिः० ॥२३॥ दम्भात्तवैदिकपथासुरदेशिकक्ष्मापालोच्छिदेऽरुणमुखाशयनोदहेतो ! । विश्वासुभृत्करुणतापितृभावभाजि बुद्धिः० ॥२४॥ ऐश्वर्यसारवि-

અને યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહારરૂપ યોગકળાઓની પ્રવૃત્તિ જેમાં છે એવા છો. એવા આપનેવિષે મારી મતિ સતત અચળ રહો. 'श्रद्धासमाधिमतियोगकलाप्रवित्तौ' એવો પાઠ હોય તો શ્રદ્ધા, સમાધિ, મતિ અને યોગકળા તે પ્રવિત્તિ-પ્રકૃષ્ટજ્ઞાનસાધન (સાક્ષાત્કારનું સાધન)જેનું છે અર્થાત્ જેના સાક્ષાત્કારમાં શ્રદ્ધા, સમાધિ, મતિ અને યોગકળાઓ સાધન છે, અભિપ્રાયતો એનો એજ છે. 'समाधिमति योगकलाप्रवृत्तौ' એમ પૃથક્ પદ હોય તો સમાધિ-સ્વસ્વરૂપમાં સદા સ્થિતિવાળા અને અષ્ટાંગયોગની કળાઓ પૃથ્વી ઉપર પ્રવર્તાવનારા એવો અર્થ જાણવો ॥૨૩॥ દંભથી 'અમે વૈદિકમાર્ગના ચક્રવર્તી છીએ' એવી પ્રખ્યાતિ મેળવવા વૈદિકપંથનો પરિગ્રહ કરનારા, વસ્તુતાએ વૈદિક માર્ગને વિદૂષિત કરનારા, આસુરવૃત્તિવાળા જે આચાર્યપદધારીઓ છે તથા રાજકુળમાં જે જન્મેલા છે તેમના ઉચ્છેદનમાટે આપ અવતરેલા છો. માટેજ તેમના સમુચ્છેદસારૂ કોઈ રક્તમુખવાળા, વિદેશી આંગ્લીય રાજાના અંતઃકરણવિષે પ્રેરણા કરવામાં સંકલ્પમાત્રથી અંતર્યામીપણે કારણભૂત થશો ( આ ચરિત્ર ભાવી છે તથાપિ ભગવાને દીધેલી દિવ્ય દૃષ્ટિથી અનુભવ કરીને કહેછે ) અથવા-અરૂણ-સૂર્ય મુખ-આદિકના અંતરમાં પ્રેરણા કરવામાં તમો હેતુ છો, અર્થાત્ આદિત્યાદિકને અંતરાત્માપણે પ્રેરનારા છો. તે શ્રુતિમાં કહ્યુંછે—'य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमयत्यादित्यो न वेद यस्यादित्यः शरीरं य आदित्यमन्तरो यमयति.' એ રીતે દંભથી વૈદિકપંથને ગ્રહણ કરનારા અસુરઆચાર્યો અને રાજાઓનો ઉચ્છેદ કરનારા આપને નમસ્કાર છે. સમગ્ર પ્રાણીઓ ઉપર સર્વ પ્રકારે પોષણ કરવારૂપ પિતૃભાવને કરૂણતાથી ગ્રહણ કરનારા અર્થાત્ 'करुणाः पितरो यथा' એમ કહ્યુંછે તો માતાપિતાની પેઠે કરૂણાથી સર્વજીવોનું પરમ હિત કરનારા એવા આપનેવિષે મારી મતિ સ-

१ 'श्रद्धासमाधिमतियोगकलाप्रवित्तौ' इति पाठान्तरम् ।

नयप्रतिभानवद्यविद्यातपोनयसदाग्रहदानिताढ्ये । नानासुलक्षणविलक्षितसौम्यमूर्ते ! बुद्धिः० ॥२५॥ पूर्णेन्दुनिन्दिवदनाम्बुजपत्रनेत्रे वासोविभूषणसुवेषसुदर्शनीये । मन्दस्मितेक्षणहृताखिलजीवदैन्ये बुद्धिः० ॥२६॥ सुव्रत उवाच—इति संस्तुवती कृष्णं तत्समाहितमानसा । विलीनमूलमाया सा विरराभाचलस्थितिः ॥२७॥ पपात देहस्तत्रैव नेवाबुध्यत तं तु सा । सद्यो दिव्यतनुं प्राप

---

દાય નિશ્ચળ થાઓ ॥૨૪॥ જગતનો ઉપકાર કરવા માનુષભાવ જેમણે સ્વીકાર્યો છે એવા ભગવાનના માનુષભાવને અનુસારે પ્રદર્શાવેલા અસાધારણ ગુણપ્રકર્ષનો અનુવાદ કરતાથકા સ્તુતિ કરેછે—ઐશ્વર્યસાર-સર્વાતિશાયિ તેજોવિશેષરૂપ ઐશ્વર્યાતિશય, અતિશય ઐશ્વર્ય હોવા છતાં પણ જેનાથી સકળ જનોનો નિષ્કપટ સમ્શ્લેષ કરવાનો સ્વભાવ થાયછે એવો વિનય વિશેષ, પ્રતિભા-નવાનવા સત્તર્કોના સમુન્મેષવાળી બુદ્ધિ, દોષવર્જીત વિદ્યા, તપવિશેષ, નય-'આ યુક્ત છે અને આ અયુક્ત છે' એવા બોધમાટે પ્રવર્તેલી નીતિ, સદાગ્રહ-સાધુ આચરણ કરવામાજ એક ઉપયોગી અભિનિવેશ, અને દાનશીલતા, ઈત્યાદિ દિવ્ય ગુણોએ સપન્ન અને મહાપુરૂષના નાનાવિધ દિવ્ય ચિહ્નોથી ચિહ્નિત દિવ્ય મનોહર મૂર્તિ જેમની છે એવા આપને વિષે મારી બુદ્ધિ સદાકાળ સુદૃઢ રહો ॥૨૫॥ શારદ પૂર્ણચંદ્રને તિરસ્કાર કરનારૂ દિવ્ય વદનારવિંદ જેમનુ છે, કમળપત્રનો વિજય કરનારા દિવ્ય નેત્ર જેમનાં છે, વસ્ત્ર વિભૂષણ વિગેરેવડે શોભાયમાન દિવ્ય વેષવડે અત્યત દર્શનીય, મદહાસે સહિત એવા નિરીક્ષણથી સમગ્ર પ્રાણીયોના સમસ્ત સતાપને હરનારા એવા આપને વિષે મારી બુદ્ધિ સદા નિશ્ચળ રહો ॥૨૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવી રીતે શ્રીહરિકૃષ્ણની સ્તુતિ કરતા, એક શ્રીહરિવિષેજ નિમગ્ન મન જેનું છે, માટેજ તેમા સ્થિર સ્થિતિને પામેલા, અવિદ્યારૂપ મૂળમાયા જેની નિવૃત્ત થઈ છે એવાં ભક્તિમાતા ઉચ્છ્વાસનિશ્વાસરૂપ પ્રાણવ્યાપારથકી વિરામ પામી ગયાં ॥૨૭॥ તેમનો દેહ તત્કાળ પડી ગયો પણ તે ભક્તિદેવીએ જાણ્યોજ નહિ એજ અવસરમા પ્રથમનીપેઠે બીજા જનો પ્રત્યક્ષ ન જોઈ શકે એવી દિવ્ય તનુને પામ્યા

जनाद्दृश्यां यथा पुरा ॥२८॥ तथैव स्वपतिं प्रेम्णा सेवमाना निरन्तरम् । श्रद्धादिभिः सहावात्सीद्विमुक्ता ब्रह्मशापतः ॥२९॥ विक्रमार्कशकस्याब्दे वसुवेदगजेन्दुभिः । प्रमिते वर्तमाने च भास्करे नीचराशिगे ॥३०॥ ऊर्जे मासि सिते पक्षे दशम्यां मन्दवासरे । विहाय भौतिकं देहं भक्तिः सिद्धदशां ययौ ॥३१॥ परिवेष्ट्य स्थितास्तां च तदा तद्बन्धवोऽखिलाः । विसंज्ञां नष्टनाडीं च दृष्ट्वाऽजानन्मृतेति ते ॥३२॥ रुदन्ति स्म भृशं तर्हि तत्पुत्रा ज्ञातिबान्धवाः । आश्वासयत्तान्धर्मस्तु लौकिकीं दर्शयन् गतिम् ॥३३॥ यथाशास्त्रं यथावित्तमौर्ध्वदैहिककर्म सः । कारयामास धर्मदस्तस्या ज्येष्ठेन सूनुना ॥३४॥ कृष्णस्तु तस्यां नृप ! दिव्यदेहमुपा-

॥२८॥ એજ દિવ્યદેહવડે ભક્તિદેવી ભગવાનના સંકલ્પથી પોતાના પતિની પ્રેમથી નિરંતર પરિચર્યા કરતાં થકાં, દુર્વાસાના શાપમાંથી મુક્ત થઈને, દિવ્ય દેહથી પતિ ધર્મ સાથે રહેલી શ્રદ્ધાદિક પોતાની સપત્નીઓ સાથે રહ્યાં ॥૨૯॥ દેહત્યાગનો સમય નિર્ધારીને કહેછે-વસુ-૮ વેદ-૪ ગજ-૮ ઇન્દુ-૧ એ રીતે ડાબી ગતિ કરીને માપેલા, વિક્રમ રાજાના શકના વર્ષમાં એટલે સંવત્ ૧૮૪૮ માં, સૂર્ય તુલારાશિને પામતાં, કાર્તિક માસના શુકલપક્ષની દશમીએ, શનિવારે લૌકિક દેહનો ત્યાગ કરીને ભક્તિદેવી સિદ્ધદશા-જન્મમરણે રહિત કોઈ અપૂર્વ દશાને પામ્યાં ॥૩૦-૩૧॥ તત્ત્યાગ વખતે ભક્તિને ચારે બાજુ વિંટાઇને જે સંબંધિજનો બેઠા હતા તેઓએ ચેતનતાએ રહિત અને નાડીપ્રાણના સંચારે રહિત થઈ ગએલાં જોઇને 'મરણ પામ્યાં' એમ જાણ્યું ॥૩૨॥ તે સમયમાં તેમના રામપ્રતાપાદિક ત્રણેય પુત્રો, જ્ઞાતિજનો અને બન્ધુજનો તેમના તેવા સદ્ગુણો સ્મરણ કરીને અત્યંત રૂદન કરવા લાગ્યા. ધર્મદેવતો શોકાતુર તે સર્વને લૌકિકી ગતિ-'जातस्य हि ध्रुवो मृत्युः' 'अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः' 'मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवनमुच्यते बुधैः' ઇત્યાદિ વચનથી સર્વને જન્મમરણરૂપ ચક્રભ્રમણ અવર્જનીય છે એવો બોધ દેવાપૂર્વક આશ્વાસના કરવા લાગ્યા ॥૩૩॥ ધર્મજ્ઞ ધર્મદેવે પત્ની પ્રેમવતીનો ઔર્ધ્વદેહિક સંસ્કાર યથાવિધિ યથાધનાદિ-

गतायां निजमातृभावम्। चक्रे सुधीः स्वाग्रजयोषितायां तां मानयन्नेव सदाऽनुवृत्त्या ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे प्रेमवत्या दिव्यगतिप्राप्तिनामा सप्तत्रिंशोऽध्याय ॥३७॥

सुव्रत उवाच—अथ धर्मः स्वधर्मस्थः साङ्ख्ययोगमुपाश्रितः। सेव्यमानः सुतैर्भेजे कृष्णमेव दिवानिशम् ॥१॥ त्यक्तप्रवृत्तिकर्मासौ विरक्तो विषयेष्वलम्। जितस्वादो मिताहारो ब्रह्मचर्यव्रते रतः ॥२॥ तपःकृशीकृततनुर्ध्यानयोगबलोर्जितः। पुत्ररूपे भगवति गाढस्निग्धमना अभूत् ॥३॥ तपोयोगविशुद्धात्मा लक्षणैराङ्गिकै-

शक्ति જ્યેષ્ઠપુત્ર રામપ્રતાપ પાસે કરાવ્યો ॥૩૪॥ પોતાના પ્રિયતમ માતા પ્રેમવતી પોતાનીજ કૃપાથી દિવ્ય દેહને પામ્યા પછી સ્વય શ્રીહરિકૃષ્ણતો ધર્મમર્યાદા સ્થાપવાસારૂ મોટાભાઈ રામપ્રતાપના પત્ની સુવાસિનીવિષે માતૃભાવ તે દિવસને આરભીને તેમની અનુવૃત્તિને અનુસરવાના સ્વભાવવાળા થઈને વિસ્તારવા લાગ્યા, અર્થાત્ માતા તરીકે તેમને માન્યા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને ..પ્રથમપ્રકરણે પ્રેમવત્યા દિવ્યગતિપ્રાપ્તિનામા સપ્તત્રિંશોઽધ્યાયઃ ॥૩૭॥

## અધ્યાય ૩૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી ધર્મદેવ વર્ણાશ્રમોચિત ધર્મમા વર્તવાપૂર્વક આત્મા અનાત્માના વિવેકરૂપ જે સાખ્યજ્ઞાન તેણે સહાય કરેલા ભક્તિયોગનો સમાશ્રય કરીને, પરિચર્યાપરાયણ પુત્રોએ યથોચિત પરિચર્યા કર્યાથકા, અહર્નિશ કૃષ્ણ પરમાત્માની ભક્તિપરાયણ થયા ॥૧॥ આ ધર્મદેવ વિષયોમા તીવ્ર વૈરાગ્ય પામીને, સ્વાદ (રાગ)ને જીતીને, શરીર ધારણમાત્રમા ઉપયુક્ત યુક્ત આહાર કરીને, અષ્ટપ્રકારે સ્રીસગે રહિતપણારૂપ બ્રહ્મચર્યવ્રતપાલનમા પ્રીતિવાળા થઈને, પ્રવૃત્તિલક્ષણવાળા ધર્મનો પરિત્યાગ કરીને, (એક નિવૃત્તિધર્મપરાયણ થઇ) કૃચ્છ્રાદિ તપવડે કાયાને કૃશ કરીને, કેવળ તપથી કૃશશરીર નહિ કિંતુ ધ્યાનયોગરૂપ મનોબળથી અતિ પ્રતાપી થઈને, (આતુ બળ પરમાત્મપ્રાપ્તિમા સાધન છે, 'नायमात्मा बलहीनेन लभ्य.' એવી શ્રુતિ છે) પુત્રભાવને પામેલા ભગવાન્ શ્રીહરિકૃ

रथ । स्वात्मैश्चासन्नमृत्युत्वं सोऽवैच्छास्त्रदृशाऽऽत्मनः ॥४॥ ततः श्रीमद्भागवतदशमस्कन्धमादरात् । नियमेनापठन्नित्यं चिन्तयन्कृष्णमात्मनि ॥५॥ प्रतिमासं मासिकानि प्रेमवत्या अकारयत् । तथोनमासिकं श्राद्धं त्रैपक्षं च यथाविधि ॥६॥ ऊनषाण्मासिकं श्राद्धं ततः षाण्मासिकं नृप ! । सहस्रशस्तत्र विप्रान् यथेप्सितमभोजयत् ॥७॥ सप्तमे मासिके चासौ भोजयित्वा द्विजोत्तमान् । विसृज्य बुभुजे साकं निजबन्धुजनादिभिः ॥८॥ ज्वरार्तिरासीन्महती शरीरे तस्य तद्दिने । तदान्तकालनैकट्यं विविदे सोऽपि चेतसा ॥९॥ विहाय सर्वतः सङ्गं कृष्णध्यानपरायणः । एकादश्यां

પણુમાં ગાઢ પ્રેમલક્ષણુવાળી ભક્તિએ સંપન્ન થઈ જતા ॥૨-૩॥ તેપછી તપોયોગથી અત્યંત નિર્મળ મન જેનું છે એવા ધર્મદેવે શાસ્ત્રદૃષ્ટિથી પ્રાણઘોષનું ન શ્રવણ થવું વિગેરે શરીરમાં થતાં અને અગ્નિપ્રવેશાદિ સ્વપ્નમાં થતાં ચિહ્નોવડે 'મારૂં મરણુ સમીપમાં આવ્યું છે' એમ જાણી લીધું ॥૪॥ એવું મરણુજ્ઞાન થયા પછી ધર્મદેવ મનમાં શ્રીકૃષ્ણુનું નિરંતર ચિંતવન કરતાથકા શ્રીમદ્ભાગવતના દશમસ્કંધનો આદરથી નિયમપૂર્વક નિત્ય પાઠ કરવા લાગ્યા ॥૫॥ પોતાની પત્ની પ્રેમવતીનો ઔર્ધ્વદૈહિક સંસ્કાર કર્યા પછી માસેમાસે કરવાનું શ્રાદ્ધ, ( માસીયો શુક્લ દશમીએ ) ઉન્માસિક શ્રાદ્ધ, ત્રિપાક્ષિક શ્રાદ્ધ, ઉન્પાણ્માસિક શ્રાદ્ધ અને પાણ્માસિક શ્રાદ્ધ, યથાવિધિ તેનાતેના સમયે જ્યેષ્ટ પુત્ર પાસે કરાવ્યું. તે શ્રાદ્ધોમાં બહુ બ્રાહ્મણોને યથેષ્ટ જમાડ્યા ॥૬-૭॥ સાતમે માસે યથાવિધિ માસિકશ્રાદ્ધ કરાવીને, ઉત્તમ બ્રાહ્મણોને જમાડીને, તેમને દક્ષિણા આદિકથી સંતૃપ્ત કરી વિસર્જન કરીને, પોતે ધર્મદેવ પોતાના બંધુજનાદિકની સાથે શ્રાદ્ધશેષ અન્ન જમ્યા ॥૮॥ તે દિવસે તે ધર્મદેવના દેહમાં તાવની પીડા અતિતીવ્ર થઈ. એજ અવસરમાં તેમને પણ 'મારો અંતકાળ અતિ નજીકમાં આવ્યો છે' એમ શંકાએ રહિત ચિત્તથી નિશ્ચય કરી લીધો ॥૯॥ તે પછી બીજે દિવસે નિર્જલા એકાદશીએ સબંધિજનાદિક સર્વમાંથી આસક્તિ છોડી દઈને, એક કૃષ્ણુધ્યાનપરાયણુ થઈ, પોતાને પ્રતિદિન પૂજવાની પ્રતિમાની પૂજા પોતાના સંપ્રદાયી વૈષ્ણવ

निर्जलायां कृष्णं विप्रैरपूपुजत् ॥१०॥ निशि सुप्तेषु सर्वेषु पादसंवाहनं पितुः । कुर्वन् हरिर्जजागार सहजागरणव्रती ॥११॥ निद्रामलभमानोऽथ ज्वरवेदनया वृषः । समाधिं सहसा प्राप हरेरेवेच्छयाऽनघ ! ॥१२॥ ब्रह्मज्योतिश्चये तत्र विहरन्तं बृहद्वने । यथा पुरेक्षि तं कृष्णं ददर्श मुरलीकरम् ॥१३॥ तद्दर्शनानन्दसमुद्रमग्नः संहृष्टरोमाऽश्रुकलावृताक्षः । ससम्भ्रमं दण्डवदानमत्तं तस्थौ ततः प्राञ्जलिरग्रतोऽस्य ॥१४॥ तं वीक्षमाणः सहसा हरिमेवैक्षतात्मजम् । कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमवस्थितम् ॥१५॥ अवतीर्णो निजगृहे श्रीकृष्णो हरिसंज्ञया । अस्तीति तत्क्षणे तस्य स्मृतिरा-

---

વિપ્રપાસે કરાવી ॥૧૦॥ તેપછી રાત્રિએ સર્વ સંબંધિજનો સુઈ ગયા પછી જાગરણ વ્રતાચરણ સ્વભાવવાળા શ્રીહરિ પિતાના ચરણ ચાંપતાથકા જ્વરજોરથી જાગતા જનકની સાથે જાગ્રત રહ્યા. અથવા-'જનકને નિદ્રા ન આવી તો પોતેપણ પિતૃભક્તિને લીધે તેમની સાથે જાગવારૂપ વ્રતવિશેષને કરતાથકા જાગતાજ રહ્યા ॥૧૧॥ હે નિષ્પાપ રાજન્! જ્વરવેદનાને લીધે લેશ નિદ્રાને નહિ પામેલા ધર્મદેવ શ્રીહરિના સંકલ્પથીજ એકદમ સમાધિને પામી ગયા ॥૧૨॥ તે સમાધિમાં પૂર્વે વૃંદાવનમાં જેવા દિવ્યરૂપવાળા શ્રીકૃષ્ણ ભાળ્યા હતા એવાને એવાજ બ્રહ્મજ્યોતિમંડળના મધ્યમાં રહેલા, હાથમાં દિવ્ય મુરલીધારી રહેલા, શ્રીકૃષ્ણને ધર્મદેવે ભાળ્યા ॥૧૩॥ શ્રીકૃષ્ણના દર્શનથી ઉત્પન્ન થએલા નિરવધિ આનંદરૂપ સમુદ્રમાં નિમગ્ન થએલા, રોમાંચિતગાત્ર થઈ ગયેલા, આનંદની અશ્રુધારાથી વ્યાપ્ત નેત્ર જેમનાં છે, એવા ધર્મદેવ સંભ્રમ-આદરથી કે વેગથી ઉઠીને દંડવત્પ્રણામ કરીને બે હાથ જોડીને તેમની આગળ ઉભા રહ્યા ॥૧૪॥ શ્રીકૃષ્ણને એકાગ્ર દૃષ્ટિથી પ્રીતિપૂર્વક નિરીક્ષણ કરતા ધર્મદેવના નેત્ર આગળ તે શ્રીકૃષ્ણ તેજ ક્ષણમાં શ્રીહરિકૃષ્ણરૂપે દેખાયા. તેપછી કૃષ્ણને તુલ્ય અખિલ આકાર જેમનો છે, વર્ણિવેષને ધારી રહેલા, પોતાની આગળજ બેઠેલા શ્રીહરિને પુત્રરૂપે નિહાળવા લાગ્યા ॥૧૫॥ હે નરાધિપ! 'અક્ષરધામાધિપતિ સ્વયં શ્રીકૃષ્ણજ મારા મંદિરમાં હરિકૃષ્ણરૂપથી પ્રકટ્યા છે' એવી ધર્મદેવને તે સમયે સ્મૃતિ થઈ

सीन्नराधिप ! ॥१६॥ यावदाश्लिष्यति प्रेम्णा तं तावत्स तिरोदधे । व्युत्थितोऽसौ ददर्शाग्रे निजसेवापरं हरिम् ॥१७॥ तं गाढं स परिष्वज्य पुलकाङ्गोऽश्रुलोचनः । प्रणम्य प्रार्थयामास नृनाट्यपिहितैश्वरम् ॥१८॥ धर्म उवाच—ज्ञातोऽस्यद्य हरे! मयाऽखिलजगत्स्वामी त्वमेकः प्रभुर्मत्प्रेष्ठो वरदो जगद्गुरुरजः श्रीकृष्ण एव स्वयम् । भक्ताभीष्टफलप्रदस्तनुभृतां सेव्यः सदा श्रेयसे

आवी ॥१६॥ એ રીતે દિવ્ય આવિર્ભાવની સ્મૃતિ પામેલા ધર્મદેવ સ્નેહાતિશયથી જેટલાકમાં પુત્રરૂપ શ્રીહરિને આલિંગન કરવા જાયછે તેટલાકમાં તે ભગવાન્ અંતર્ધાન થઈ ગયા. તેપછી સમાધિમાંથી બહાર આવતાં પોતાની પાદપરિચર્યામાં તત્પર એવા શ્રીહરિને પોતાની પાસે દેખ્યા ॥૧૭॥ તે ધર્મદેવ પ્રેમરસાર્દ્ર હૃદયવાળા થઈને, નરનાટ્યરૂપ પડદાથી પોતાનો પારમેશ્વર સ્વભાવ જેમણે ઢાંકી દીધોછે એવા શ્રીહરિને ગાઢ આલિંગન કરીને, રોમાંચિત ગાત્રવાળા અને પ્રેમાશ્રુપરિપૂર્ણ લોચનવાળા થઇને પ્રણામ કરીને પ્રાર્થના કરવા લાગ્યા ॥૧૮॥ હે હરે ! તમોને આજજ તત્ત્વથી મેં જાણ્યા. આટલા કાળસુધીતો તમોને પુત્રભાવને લીધે બંધાએલા સ્નેહથી માનુષ માનીને અધા દિવસો વ્યર્થજ નિર્ગમન કર્યા. સમસ્ત જગતના નિરૂપાધિક સ્વામી અને પ્રભુ—અનન્યાધિપતિ ( જેનો કોઈ અધિપતિ નથી ) તમો એકજ છો 'पतिं विश्वस्य आत्मेश्वरं' એવી શ્રુતિ છે. મારા પરમપ્રેમાસ્પદ અને 'પુત્રરૂપે પ્રકટ થઇશ' એવો વર આપનારા જગદ્‌ગુરૂ અજન્મા સ્વયં શ્રીકૃષ્ણ તમોજ છો. અને ભક્તોને અભીષ્ટ ફળ આપનારા આપજ છો. બ્રહ્માદિ તમામ તનુધારીઓએ શ્રેયસારૂ સદા સેવનીય તમોજ છો. ( જે ન સેવે તો તનુધારી નથી પરંતુ પવનથી પુરેલી ધમણવિશેષધારી છે ) માયાથકીપણ પર એવા અક્ષરથકીપણ પર અને વિભુ—એ સર્વેમાં અંતર્યામીપણે વ્યાપીને રહેલા તે તમોને મારા નમસ્કાર છે ॥૧૯॥ પર અક્ષરથકીપણ પર જે પુરૂષોત્તમ છે તે શ્રીકૃષ્ણ તમોજ છો. ભગવાન્—જ્ઞાનશક્ત્યાદિ ષટ્ ગુણોથી પરિપૂર્ણ આપજ છો. ઈશ—સર્વના અંતરાત્માપણે નિયંતા તમોજ છો. જે નિર્ગુણ—સમગ્ર હેયવિરોધિ પરબ્રહ્મ છે તે સાક્ષાત્

मायायाः परतः पराय विभवे तस्मै नमस्तेऽस्तु मे ॥१९॥ स एव कृष्णो भगवांस्त्वमीशः साक्षात्परं ब्रह्म हि निर्गुणं यत् । ऋतं विधातुं निजवाक्यमत्र मत्पुत्रनाट्यं धरसि स्वतन्त्रः ॥२०॥ हरे ! शरीरं खलु पञ्चषैर्मे पतिष्यतीति प्रतिभाति घस्रैः । न तद्भयं किञ्चिदपि स्वचित्ते ममास्ति यत्त्वं दृढमाश्रितोऽसि ॥२१॥ एकस्तु खेदो हृदि जायते मे कथं सहिष्ये विरहं तवेति । देहान्तराप्तावपि ते वियोगो मा भून्ममेति त्वदहं वृणोमि ॥२२॥ श्रीभगवानुवाच—दिष्ट्या तात ! त्वया ज्ञातं मत्स्वरूपं यथास्थितम् । ज्ञेयं

---

તમોજ છો. વૃંદાવનમાં મારી ઉપર પ્રસન્ન થઈને આપે જે વર આપ્યો હતો તેને સત્ય કરવા આ ધરાઉપર મારા પુત્રપણાનું નાટ્ય ધારી રહ્યા છો. આટલા માનુષ અવયવની સમતામાત્રથી આપ પરતંત્ર નથી પરંતુ સ્વતંત્રજ છો એટલે પોતાના પારમેશ્વરભાવની પ્રચ્યુતિ નથી 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्' એમ ગીતામાં કહ્યું છે ॥૨૦॥ હે હરે ! આ મારૂં શરીર પાંચ કે છો દિવસે જરૂર પડી જશે, એમ મને જણાય છે. દેહપાતથકી કે તેનાથી થતા બીજા કોઈથકી કિંચિત્માત્રપણ મારા મનમાં ભય નથીજ, કારણ કે મેં તમારો દૃઢ આશ્રય કરેલો છે. આપના આશ્રિતોને ભયપ્રસંગ છેજ નહિ. અગ્નિ–આદિત્ય–ઇન્દ્ર–મૃત્યુ વિગેરેપણ તમારા થકી ભય પામેછે ॥૨૧॥ પરંતુ આ એક મહાન્ ખેદ મારા અંતરમાં અખંડ અનુવર્તે છે, કયો તો–નિત્યમુક્તોએ સદા સેવવા યોગ્ય, અનવધિક આનંદમય આપનો વિયોગ શી રીતે સહન કરી શકીશ.? માટે કર્માનુસારે મને દેહાંતરનો યોગ કદાચિત્ થાય તો તેમાંપણ તમારો વિયોગ મને ન થાય એટલી હું પ્રાર્થના કરૂંછું ॥૨૨॥ એ રીતે સ્નેહાતિશયે યુક્ત એવા પિતાનું પ્રાર્થનાવચન સાંભળીને, હૃદયમાં દ્રવિત થએલા ભગવાન્ શ્રીહરિ કહેછે–હે તાત ! મારૂં દિવ્ય સ્વરૂપ જેવું છે તેવું યથાર્થપણે તમોએ જાણ્યું તે બહુ સારૂં થયું. એ સ્વરૂપને જાણવામાટે ભવ બ્રહ્માદિકોપણ સમર્થ થતા નથી. મારેવિષે પુત્રપ્રેમથી બંધાએલા હૃદયવાળા હોવા છતાં તમોએ આ સ્વરૂપ ભાગ્યવશાત્ જાણ્યું છે..હવે પાછી તમારે જ્ઞેય–પ્રાપક અને પ્રાપ્ય કાંઈપણ

प्राप्यं च ते किञ्चिन्नावशिष्टमतः परम् ॥२३॥ हित्वेमं भौतिकं देहं दिव्यदेहेन सर्वदा। मत्पार्श्वं एव स्वजनैः साकं स्थास्यस्यसंशयम् ॥२४॥ अतश्चिन्तां विहायैव निःसङ्गो मत्परायणः। विशुद्धेनात्मनि हृदा मद्ध्याननिरतो भव ॥२५॥ सुव्रत उवाच— एवमुक्तो भगवता सोऽतिहृष्टमना नृपः। नमस्यंस्तं जगादेत्थं विनष्टाखिलवासनः ॥२६॥ प्रतिकर्तुमत्र नहि कोऽपि भवदुपकृतिं विनाञ्जलिम्। प्रभवति तत उरुमोहहरे! चरणाम्बुजं तव नतोऽस्मि

બાકી રહ્યું નહિ. મારા વિના બીજું કાંઈ શ્રેયઃપ્રાપક નથી. મારાથકી બીજું શ્રેયપણ નથી. હુંજ પ્રાપક અને પ્રાપ્ય છું તે તમોએ તત્ત્વથી જાણ્યું એટલે હવે કશું બાકી રહ્યું નહિ ॥૨૩॥ હે તાત! હવે આ ભૌતિક દેહનો ત્યાગ કરી દિવ્ય દેહ પામી બીજા બધા જનોએ અદશ્યમૂર્તિ થઇને ભક્તિ આદિક સ્વજન સાથે સર્વદા મારી સમીપેજ રહેશો એમાં લેશ સંશય નથી ॥૨૪॥ માટે તમો મારા વિયોગની ચિંતાનો ત્યાગ કરીનેજ નિર્વાસનિક થઇને, મનેજ પરમપ્રાપ્ય માનીને, ધ્યાનભક્તિથી નિર્મળ કરેલા મનથી સ્વાત્મસ્વરૂપમાંપણ મારા ધ્યાનપરાયણ થાઓ એટલે 'આત્મા પરમાત્મક છે' એવા ચિંતનપર થાઓ. અર્થાત્ આત્મા સ્વતંત્ર છે એવી બુદ્ધિનો ત્યાગ કરી તમામ પરમાત્મક ( પરમાત્મા જેના આત્મા છે ) છે એવી દૃષ્ટિથી આત્મસ્વરૂપનાપણ અંતરાત્માભૂત એવા મારા સ્વરૂપના ચિંતવનપરાયણ થાઓ ॥૨૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવાને એવી રીતે કહેલા ધર્મદેવ મનમાં બહુ હર્ષ પામીને સમસ્ત વાસનાનો વિનાશ કરીને, શ્રીહરિને પ્રણામ કરતાથકા આ પ્રકારે બોલ્યા ॥૨૬॥ હે હરે! અનાદિકાળથી ચાલ્યાં આવતાં, ન નિવૃત્ત થાય એવાં પાપોના સંચયવાળા જનઉપર પણ આપે કેવળ કૃપાથી કરેલા ઉપકારનો લવલેશ બદલો વાળવામાટે આ જનને બીજો કોઇપણ ઉપાય નથી. કેવળ આ એક અર્પણ કરેલો અંજલિજ ( બે હાથ જોડવા તે ) સમુચિત અદ્વિતીય ઉત્તમ ઉપાય છે. માટે હું અંજળિ કરીને આપના ચરણારવિંદને સાષ્ટાંગ નમસ્કાર કરૂંછું

१ 'उरुमोहहृतः' इति पाठान्तरम्।

दण्डवत् ॥२७॥ इत्युक्त्वा तमसौ ननाम मुदितः कृष्णं स्वबुद्धिप्रदं तं वर्णी सममानयत्स भगवान्स्वाभाविकप्रश्रयः । पुत्रावन्तिक आजुहाव च वृषस्तस्याग्रपश्चाद्भवौ यास्यन् दीर्घपथं प्रदातुममलं तज्ज्ञानचिन्तामणिम् ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मवरप्रदाननामाऽष्टत्रिंशोऽध्यायः ॥३८॥

सुव्रत उवाच—तावुपेत्याशु तं नत्वा भ्रातरौ बुद्धिमत्तरौ । निषेदतुस्तं निकषा धर्मः प्रोवाच तौ ततः ॥१॥ श्रृणुतं मद्वचः पुत्रौ !

'अञ्जलिः परमा मुद्रा क्षिप्रं देवप्रसादिनी' એવી સ્મૃતિ છે. અનાદિકાળથી અનુવર્તતા મહામોહના હરણમાં આપ એકલાજ સમર્થ છો. 'उरुमोहहृतः' એવો પાઠ હોય તો તેનો અન્વય 'त्वं' પદની સાથે કરવો. એટલે મહામોહને હરનારા તમો એવો અર્થ થાય ॥૨૭॥ હે રાજન્ ! આ પ્રકારે કહીને ધર્મદેવે પ્રહર્ષપરિપૂર્ણ થઇને, પોતાને બુદ્ધિ–જ્ઞાન આપનારા શ્રીહરિકૃષ્ણને નમસ્કાર કર્યો. પછી વર્ણી ભગવાન્ શ્રીહરિ સ્વભાવથીજ વિનયસપન્ન થઇને પ્રણામ કરતા પિતાને બહુ સત્કાર કરવા લાગ્યા. તેપછી દીર્ઘપથ–તનુનો ત્યાગ કરી અપુનરાવૃત્તિલક્ષણવાળા મહામાર્ગે પ્રયાણ કરશે એવા ધર્મદેવ તે ભગવાન શ્રીહરિના સ્વરૂપ સ્વભાવાદિકનું નિર્મળ જ્ઞાન જે ચિંતામણિની માફક સર્વ પુરૂષાર્થને આપનારૂં છે તે બીજા પુત્રોને સંપાદન કરાવા શ્રીહરિથી પહેલા અને પછીથી જન્મેલા બે પુત્રોને પોતાની પાસે બોલાવ્યા ॥૨૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રમથપ્રકરણે ધર્મવરપ્રદાનનામાઽષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥૩૮॥

## અધ્યાય ૩૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી પિતાની આજ્ઞાને અનુસારે સદુપદેશના સંગ્રહણમાં સમર્થ બહુ બુદ્ધિવાળા તે બન્ને ભાઇઓ રામપ્રતાપ અને ઇચ્છારામ એકદમ આવીને પિતાને પ્રણામ કરીને, તેમની પાસે બેઠા. તેપછી તેમના પ્રતિ પિતા ધર્મદેવ એમ બોલ્યા કે-॥૧॥ હે પુત્રૌ ! મારૂં પિતાનું વચન્ આદરથી તથા અવધાનથી સાંભળો. 'આ તો પિતાનું વચન છે તે ઉલંઘનીય નથી' એમ માનીને કાંઇપણ વિચાર કર્યા વિના પુ-

रहस्यं वच्मि वां हितम् । तच्चावधार्यं हृदये प्रतीतिर्यदि वाचि मे ॥२॥ उपासनां यस्य कुर्मो वयं श्रीराधिकापतेः । स एव हरिनामाऽयं वर्तते सोदरो हि वाम् ॥३॥ अतोऽद्यदिनतो भक्तिः स्वधर्मेण यमैः सह । निश्छद्माऽस्यैव कर्तव्या स्थेयं वाचि सदाऽस्य

त्रोએ અવધારણ કરવું એ એમનો ધર્મ છે. પુત્રોને હિતોપદેશ આપવો એ પિતાનો ધર્મ છે, માટે હું કાંઇપિણ આ તમોને કહુંછું. 'પિતાનું વચન છે' એટલામાત્રથી આ આદરણીય છે એમ કેવળ નથી કિંતુ તમારા પરમ હિત કરનારૂં છે અને વળી રહસ્ય છે. એકતો પિતાનું વચન, વળી હિતકારી અને રહસ્ય છે માટે અત્યંત આદરણીય અને અવધારણીય છે. ભગવત્સ્વરૂપના યથાર્થ જ્ઞાનરૂપ જે આ રહસ્ય હિતવચન કહીશ તે તમારે હૃદયમાં ધારવું, એટલે અપાત્ર જેની તેની આગળ પ્રકાશ ન કરવું. અથવા હૃદયમાં ધારવું એટલે ક્યારેયપણ વિસ્મરણ ન કરવું પણ સદાય હૃદયમાં ધારીજ રાખવું. 'પિતા આપણને સદા સત્ય હિતવચનજ કહે' એવો જો મારા વચનમાં મહાવિશ્વાસ હોય તો અવધારણ કરો, એમાં મારે કશો અર્થ (પ્રયોજન)નથી. પિતાએતો પુત્રોને હિતોપદેશ આપવો જોઇએ તે મારૂં કર્તવ્ય હું કરૂંછું. પુત્રકૃત્યમાં તો તમારી મતિજ પ્રમાણ છે એટલે તમારી ઇચ્છા હોય તો ધારણ કરો વા ન કરો એમાં અર્થાનર્થ તમારેજ છે મારે કશું નથી માટે હું મારૂં કર્તવ્ય કરીશ ॥૨॥ જે શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણની સેવા આપણે પ્રતિદિન કરીએ છીએ તે તમારા સહોદર ( એક માતાના ઉદરમાં થએલો ભાઈ) ભાવથી અહિં હરિનામ ધારીને રહેલા છે, અર્થાત્ શ્રીકૃષ્ણ પરાત્પર છે પણ કેવળ કૃપા કરીને સહોદરભાવથી તમારી ઉપર અનુગ્રહ કરવા મનુષ્યલીલાનું નાટ્ય કરતા થકા જગતના હિતવાસ્તે અહિંયાં રહ્યા છે. આ રીતે એમને નહિ જાણીને તેમને વિષે કેવળ ભ્રાતૃભાવથી બાંધેલો સ્નેહ નિઃશ્રેયસમાટે નહિ થાય, એટલુંજ નહિ પણ ક્યારેક મહાપરાધમાટેપણ થાય, માટે હમણાં આ શ્રીહરિના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન તમારૂં હિત કરવાની કામનાથી હું પ્રકાશ કરૂંછું ॥૩॥ માટે તમારે આ દિવસને આરંભીને સ્વધર્માદિ અંગે સહિત નિષ્કપટ ભક્તિ આ સોદર શ્રીહરિકૃષ્ણ

च ॥४॥ कृष्णार्चायाः प्रतिदिनं यस्याः कुर्मश्च पूजनम् । साप्यस्यैवेति हि ज्ञात्वा पूजनीया यथाविधि ॥५॥ युवाभ्यामुपदिष्टो प्राङ्मन्त्रौ कृष्णस्य यो मया । तावस्यैवेति विज्ञाय जपनीयावभीप्रदो ॥६॥ भजतोरादरादेनं मदाज्ञावर्तमानयोः । भविष्यति हि वां श्रेय इहामुत्र च निश्चितम् ॥७॥ उन्मूलयिष्यति ह्येष कल्यधर्मैधितान्भुवि । असुरान्मानुषाकारानशस्त्रोऽपि मनीषया ॥८॥ पोषयिष्यति सद्धर्मं ग्लपितं भुवि दुर्जनैः । प्रवर्तयिष्यति कृष्णभक्तिं चैष विशेषतः ॥९॥ आचार्यत्वं च युवयोः स्थापयित्वा कुले निजम् । स्वकीयं धाम परमं प्रयास्यति महायशाः ॥१०॥ अस्याश्रितास्ततः सर्वे कृष्णस्यास्यैव नित्यदा । प्रतिमां पूजयि-

---

विषेज करवी अने एमनी आज्ञामा अखड अनुवर्तवु ॥४॥ जे कृष्णप्रतिमानु प्रतिदिन पूजन आपणे करीए छीए तेपण आ सहोदर श्रीहरिनुज छे एम धारीने यथाविधि करवुं जे साक्षात् अपरोक्ष परमपुरुष समीपमांज रह्या छे तेमनो परित्याग करीने प्रतिमामात्रमा कराती पूजा नि.श्रेयस अर्थ नहि थाय ॥५॥ में प्रथम जे कृष्णना अष्टाक्षर शरणमत्र अने महामत्र तमोने उपदेश कर्याछे तेपण आ सोदर्य श्रीहरिनाज छे एम जाणीने जपवा एम जाणवाथीज ते मत्रो अभीष्ट फळ आपनारा थशे ॥६॥ ए रीते आ हरिकृष्णने प्रकट पुरुषोत्तम श्रीकृष्णपणे जाणीने, एमनी अतिशय आदरथी भक्ति करनारा अने मारी आज्ञानुं अनुवर्तन करनारा तमारुं आ लोक परलोकमां परम श्रेय थशे एमा सशय नथी ॥७॥ हवे श्रीहरिनी परमकृपाथी दिव्य दृष्टिने पामेला धर्मदेव श्रीहरिना केटलांक भविष्य चरित्रो पांच श्लोकथी कहेछे—हे पुत्रो! आ श्रीहरि पृथ्वीउपर कळिबळने लीधे बहु वृद्धि पामेला अधर्मे विशेष वृद्धि पमाडेला, मनुष्याकारमां रहेला, असुरोनो शस्त्रधारण विनापण सकल्पमात्रथी निर्मूळ विनाश करशे अने विशेषपणे सर्वत्र श्रीकृष्णनी भक्ति प्रवर्तावशे ॥८-९॥ महायशस्वी एवा आ श्रीहरिकृष्ण जगतमा प्रतिष्ठापन करेल पोतानु पूज्य आचार्यपद तमारा कुळमा स्थापीने अवतारकृत्यने समाप्त

प्यन्ति यास्यन्त्येवात्मवाञ्छितम् ॥११॥ एतन्निबद्धमर्यादास्थिता-
श्चास्य समर्चकाः । भक्ताश्चतुर्वर्गसिद्धिं यास्यन्त्येव निजेप्सिताम्
॥१२॥ इत्युक्तवति धर्मे तौ प्रहृष्टौ तत्क्षणे हरिम् । प्रणम्य प्रोचतुः
कृष्ण! तव स्वः पाहि नौ सदा ॥१३॥ तावुवाच हरिः प्रीतः कृष्ण-
मेवादराद्युवाम् । भजतं तेन तोक्ष्यामि तिष्ठन्तौ पितृशासने
॥१४॥ ततस्तौ तु तमेव श्रीकृष्णं भेजतुरादृतौ । तज्ज्ञानं त्विच्छया
तस्य काचित्कमभवत्तयोः ॥१५॥ इत्थंपास्त्युपदेशोऽयमेकादश्या

કરીને, પોતાના પરમ ધામપ્રતિ પધારશે ॥૧૦॥ તેપછી જે પુરૂષો આ શ્રીહરિકૃષ્ણના ચરણકમળનો આશ્રય કરશે તે સર્વકોઈ આજ કૃષ્ણની પ્રતિદિન પ્રતિમા પૂજવામાત્રથી મોક્ષપર્યંતનું સમગ્ર વાંછિત પામશે ॥૧૧॥ આ શ્રીહરિએ બાંધેલી ધર્મમર્યાદામાં અનુવર્તીને, સ્વયં અર્ચારૂપથી વિરાજમાન આ શ્રીહરિકૃષ્ણના ચરણકમળનું અર્ચન કરનારા ભક્તો ચાર પુરૂષાર્થમાંથી જેને જે વાંછિત હશે તેને તે નિશ્ચે પામશે ॥૧૨॥ હે રાજન્! આ પ્રકારે કહીને પિતા વિરામ પામતાં, બન્ને ભ્રાતાઓ પિતાના પ્રિય સત્ય હિત વચનથી પ્રહર્ષ પામીને, એજ ક્ષણમાં ઉઠીને શ્રીહરિકૃષ્ણને સાષ્ટાંગ પ્રણામ કરીને, હે હરિકૃષ્ણ! તમારા દાસભૂત અમો છીએ, માટે અમારી સદાકાળ તમો રક્ષા કરશો આ પ્રકારે બોલ્યા ॥૧૩॥ ભ્રાતાઓનો પિતાના વચનમાં વિશ્વાસાતિશય અને પોતાવિષે અત્યંત નમ્રભાવ ભાળીને તેમની ઉપર પ્રસન્ન થઇને શ્રીહરિએ કહ્યું કે-જનકના વચનને અનુસારે શ્રીકૃષ્ણનેજ પરમાદરભાવથી તમો ભજો; તેનાથી હું સંતુષ્ટ થઇશ ॥૧૪॥ હે રાજન્! તેપછી તે બન્ને ભાઇઓ આદરથી પોતાના ભાઈ શ્રીહરિનેજ શ્રીકૃષ્ણ જાણીને ભક્તિ કરવા લાગ્યા. પરંતુ પિતાએ આપેલું જે શ્રીહરિના સ્વરૂપનું તત્ત્વજ્ઞાન તેતો કદાચિત્ થતું પણ સદાય નહિ. અર્થાત્ ક્યારેક 'કેવળ અમારા સહોદર છે' એવી બુદ્ધિ અને ક્યારેક 'આજ શ્રીકૃષ્ણ છે' એવી બુદ્ધિ રહેતી હતી. એરીતે વિજ્ઞાનના વિસ્મરણમાં કારણ તો આ શ્રીહરિનોજ સંકલ્પ હતો ॥૧૫॥ એ રીતે પુત્રોને ધર્મદેવે ભગવાન્ શ્રીહરિના સ્વરૂપનો યથાર્થ ઉપદેશ કરતાં જ્યેષ્ઠ શુક્લ એકાદશીની રાત્રિનો છેલ્લો

निशोऽन्तिमे । यामे सुताभ्यां धर्मेण कृतोऽथार्कोदयोऽभवत्
॥१६॥ हरिः पप्रच्छ पितरं भ्रात्रादीनां च शृण्वताम् । यत्तेऽभीष्टं
हृदि स्यात्तद्ब्रूहि कर्तास्म्यरं पितः ! ॥१७॥ तमुवाच तदा धर्मः
पूर्णकामोऽस्म्यहं हरे ! । नास्ति भक्तौ तु ते तृप्तिः कृष्ण ! क्वचन
मे हृदि ॥१८॥ देहपातावधि ततः कर्तुमिच्छामि तामहम् ।
किन्त्वशक्तेन पूजादि कर्तुं शक्यं मया न वै ॥१९॥ अतोऽहं श्रोतु-
मिच्छामि श्रीमद्भागवतं हरे ! । सार्थं सप्ताहविधिना तत्सम्पा-
द्य मे द्रुतम् ॥२०॥ इत्यभीष्टं पितुः श्रुत्वा हरिर्हृष्टः प्रशस्य तम् ।
तदैव कारयामास मण्डपादि यथाविधि ॥२१॥ रामप्रतापेन तत

---

પહોર વીતિ ગયો અને સૂર્યદેવ ઉદયાચળશિખરઉપર ચઢી આવ્યા ॥૧૬॥
તેપછી શ્રીહરિએ સહોદરાદિ સર્વને સાંભળતાંજ પિતાને એમ પુછયું કે-
હે પિતઃ ! તમારા હૃદયમાં જે કાંઈ વાંછિત વર્તતું હોય તો તે મને અસંકો-
ચથી કહો, હું જલદી સિદ્ધ કરાવીશ ॥૧૭॥ તે સમયે તેમના પ્રતિ ધર્મદેવ
બોલ્યા કે-હે હરે ! હું પૂર્ણકામ છું-આનંદમય આપનો પ્રત્યક્ષપણે નિરંતર
અનુભવ થતાં હવે કંઈ કામના થાય. પરિમિત આનંદને અનુભવ કર-
નારાનેતો નવીનવી કામના થાય. માનુષઆનંદને આરંભીને બ્રહ્માનંદ-
પર્યંતનો આનંદપણ અનવધિક આનંદામૃતના મહાસમુદ્રરૂપ જે આપના
આગળ એક કણિકાપ્રાય છે એવા આપના અનુભવથીજ હું પૂર્ણકામ છું.
પરંતુ હે કૃષ્ણ ! આપના ભક્તિરસામૃતના આસ્વાદમાં તો ક્યારેયપણ મારા
હૃદયમાં તૃપ્તિ થતી નથી ॥૧૮॥ માટે આ દેહના પાતપર્યંત તે ભક્તિરસા-
મૃતનો આસ્વાદ લેવાને ઇચ્છુંછું. કિંતુ જ્વરવેદનાને લીધે અશક્ત થ-
એલા મારાથી શ્રીકૃષ્ણની આદ્યપૂજા કરી શકાતી નથી. માટે હે હરે ! હું

आनयामास वैष्णवम् । यथोक्तलक्षणं विप्रं पौराणिकमुरुश्रुतम् ॥२२॥ आपद्धर्मानुसारेण धर्मः कृत्वाऽथ नैत्यकम् । विधिं विधिज्ञो विदधे पुराणश्रवणस्य च ॥२३॥ प्रत्यक्षकृष्णेऽपि सति मर्यादास्थापनाय सः । प्रातिष्ठिपत्कृष्णमूर्तिं सप्ताहावधि पौरटीम् ॥२४॥ आदौ निर्विघ्नतासिद्ध्यै समभ्यर्च्य गणाधिपम् । कुलदेवं मारुतिं च ततः कृष्णमपूपुजत् ॥२५॥ गायत्रीकृष्णमन्त्राणां जपार्थं

---

मेध्यः पापभीरुर्विष्णुभक्तो जितेन्द्रियः । यथार्थवाक् स्वधीती च वक्ता पौराणिको मतः' એરીતે શાસ્ત્રોક્ત ઉત્તમ લક્ષણે સંપન્ન, બહુશ્રુત, પુરાણપ્રવચનમાં પ્રવીણ એવા કોઈ વૈષ્ણવ વિપ્રને મોટાભાઈ રામપ્રતાપને મોકલીને બોલાવરાવ્યો ॥૨૨॥ તેપછી ધર્મદેવે તો સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ મુખ્ય કલ્પ (પક્ષ)થી કરવાને માટે અસમર્થ હોવાથી આપદ્ધર્મને અનુસારે તે કરીને, વિધિસ્વરૂપને જાણતા હોવાથી પુરાણશ્રવણનો વિધિતો યથાવિધિ કર્યો ॥૨૩॥ યદ્યપિ આ ધર્મદેવ 'હરિકૃષ્ણજી પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પ્રકટ થએલા છે' એમ જાણે છે, અથાપિ ભગવાનની આજ્ઞારૂપ શાસ્ત્રમર્યાદાને સ્થાપવા વાસ્તે સુવર્ણનિર્મિત કૃષ્ણમૂર્તિ સપ્તાહપર્યંત પ્રતિષ્ઠાપન કરી. જે ભગવાનની આજ્ઞારૂપ શાસ્ત્ર છે, તે શાસ્ત્રને અનુસરનારાને 'આતો પ્રત્યક્ષ ભગવાનનું અતિલઘન થયું' એવો દોષપ્રસંગ છેજ નહિ. ઉલટું જો શાસ્ત્રનું ઉલ્લંઘન કરે તો પ્રત્યક્ષપણે પાસેજ રહેલા પ્રશાસિતા પરમાત્માના નિગ્રહના સ્થાનરૂપજ આ પુરૂષ થાય. માટેજ શ્રીહરિને પ્રત્યક્ષ જાણેછે તથાપિ શાસ્ત્રમર્યાદા પાળવા મૂર્તિની સ્થાપના કરી ॥૨૪॥ ધર્મદેવે આરંભેલા સત્કર્મની નિર્વિઘ્નપણે પરિસમાપ્તિમાટે પ્રથમ વિઘ્નવિનાયક ગણપતિનું પૂજન કરીને, પછી કુળદેવ મારૂતિનું પૂજન કરીને, પછી સર્વકર્મથી સમારાધ્ય તેમજ સમારંભેલી ક્રિયામાં સમારાધ્ય એવા શ્રીકૃષ્ણની મહાપૂજા કરી ॥૨૫॥ ગાયત્રીમંત્ર તથા બે અષ્ટાક્ષર, દ્વાદશાક્ષર અને ષડક્ષર આ ચાર કૃષ્ણમંત્રોનો જપ જપવા પાંચજ વિદ્વાન્ વિપ્રોને વર્યા (તેમાં એક ગાયત્રીમંત્ર જપવા અને ચાર ચાર કૃષ્ણમંત્રો જપવા વર્યા, એવો વિવેક જાણવો) વરણીમાં વરેલા વિપ્રોને વસ્ત્ર, વિભૂષણ, બેસવાનાં કામળીનાં આસનો,

ब्राह्मणान्विदः । ववे पञ्चैव तेभ्योऽदाद्वासोभूपासनादि च ॥२६॥ वृतास्ते तज्जपं चक्रुः सप्ताहानि यथाविधि । धर्म उच्चासने विप्रं तमुपाविविशत्ततः ॥२७॥ आदौ श्रीमद्भागवतं सम्पूज्य ब्राह्मणं ततः । पुपूज व्यासनाम्नैव श्रोतृविप्रांस्ततश्च सः ॥२८॥ ज्वरार्तिरपि मन्दाऽऽसीत्तस्य धर्मदृढस्थितेः । दिवा पुराणं शुश्राव स माधिं निशि चाप सः ॥२९॥ यथाविधि कथां नित्यं शृण्वतोऽस्य दिनानि षट् । ययुश्चतुर्थ्यां भृगुजे प्रातस्तामसमापयत् ॥३०॥ सम्पूज्य वाचकं तस्मै स्वर्णमुद्रासहस्रकम् । ददौ भूपाश्च वासांसि हैमं सिंहं च गां शुभाम् ॥३१॥ रामप्रतापमुख्यैस्तं गीतवादित्र-

પાત્ર, ઉપપાત્ર, આચમની, ગોમુખી આદિક આપ્યાં ॥૨૬॥ તે વરેલા વિપ્રોએ સાત દિવસસુધી યથાવિધિ ગાયત્રી આદિક મન્ત્રોનો જપ કર્યો. તેપછી ધર્મદેવે પૌરાણિક વૈષ્ણવ વિપ્રનેતો સર્વની અપેક્ષાએ ઉંચા ઉત્તમ આસનમાં (પાટઉપર) બેસાર્યા ॥૨૭॥ પ્રથમ શ્રીમદ્ભાગવતની શ્રીકૃષ્ણના મંત્રથી પૂજા કરીને, પછીથી ઉંચા આસનમાં બેઠેલા પુરાણવક્તા વિપ્રની 'આ સાક્ષાત્ વ્યાસમુનિ છે' એવા તાદાત્મ્યનિશ્ચયપૂર્વક વ્યાસનામથી અર્ઘ્ય પાદ્યાદિવડે પૂજા કરીને, પછી પુરાણશ્રવણાર્થે આવેલા વૈષ્ણવ વિપ્રોની પૂજા કરી ॥૨૮॥ ધર્મમાં દૃઢ મતિવાળા ધર્મદેવને જે જ્વરવેદના વર્તતી હતી તે પ્રશાંતપ્રાય થઈ ગઈ, એટલે સાવધાન થઇને દિવસે પુરાણને સાંભળવા લાગ્યા અને રાત્રિએ તો શ્રીહરિના દિવ્ય સ્વરૂપમાં સમાધિસ્થિતિમાં રહેવા લાગ્યા ॥૨૯॥ નિત્ય યથાવિધિ ભગવત્કથાને સાંભળતા આ ધર્મદેવને છો દિવસો વીતિ ગયા (દ્વાદશીએ કથાનો સમારંભ કર્યો હતો અને જ્યેષ્ઠ શુક્લ પૂર્ણિમાનો ક્ષય હતો એટલે કૃષ્ણપક્ષની તૃતીયાએ છો દિવસ થયા એમ જાણવું) તેપછી સાતમે દિવસે ચતુર્થી તિથિએ શુક્રવારે પ્રાતઃકાળમાં કથાશ્રવણવિધિની સમાપ્તિ કરી કથાના અંતમાં પુરાણવક્તા વિપ્રને ચંદન પુષ્પાદિવડે પૂજા કરીને દક્ષિણાદાનમાં સહસ્ર સુવર્ણમુદ્રિકાઓ, મહાવસ્ત્ર વિભૂષણ વિગેરે, સુવર્ણનિર્મિત સિંહ અને શુભલક્ષણવાળી ગાય, આ સર્વે આપ્યાં ॥૩૦-૩૧॥ તેપછી પૌરાણિક

निःस्वनैः । सहैव प्रापयामास हयारूढं स्वकेतनम् ॥३२॥ वृतेभ्यो ब्राह्मणेभ्योऽथ ददावुत्तमदक्षिणाम् । होमं तु देशकालज्ञो जपात्मकमकारयत् ॥३३॥ पूर्वाह्ण एव मिष्टान्नैस्तर्पयामास वाडवान् । विसर्जयामास च तान् दत्त्वा भोजनदक्षिणाम् ॥३४॥ ज्वरार्तिरासीदधिकाऽथ तस्य रामप्रतापादिषु भुक्तवत्सु । शीघ्रं ततस्ते स्वजनाश्च सर्वे निषेदुरेत्यान्तिक एव तस्य ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मकृतपुत्रोपदेश श्रीमद्भागवतसप्ताहश्रवणकथननामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥.

सुव्रत उवाच—पितुः शरीरशैथिल्यं दृष्ट्वा पुत्रा विचक्षणाः । आ-

વિપ્રને અલંકાર કરેલા અશ્વ ઉપર બેસારીને, વરઘોડામાં રામપ્રતાપાદિકને મોકલીને, ગીતગાન અને વાજીંત્ર વજાવાપૂર્વક બહુ ધામધુમીથી તેના ઘરપ્રત્યે પહોંચાડાવ્યા ॥૩૨॥ ગાયત્રીઆદિકના જપાર્થે વરેલા વિપ્રોને ઉત્તમ-મુખ્ય પક્ષને ઉચિત દક્ષિણા દીધી. પોતાના શરીરની સ્વસ્થ સ્થિતિ નથી અને હોમવિધિતો દીર્ઘકાળસાધ્ય છે માટે તેનો અવસર નથી એમ વિચારીને દેશ કાળને જાણનારા ધર્મદેવે જપાત્મક હોમ કરાવ્યો. એટલે હોમના પ્રતિનિધિ તરીકે જપ કરાવ્યો ॥૩૩॥ તેપછી સપ્તાહસમાપ્તિના અંગપણે પૂર્વાહ્નમાંજ મિષ્ટાન્નથી બહુ બ્રાહ્મણોને જમાડ્યા. ભોજનાંતે દક્ષિણા આપીને તેમને ઘેર વળાવ્યા ॥૩૪॥ તેપછી રામપ્રતાપાદિક ભોજન કરી રહેવા આવે છે એટલાકમાં જેમના મનોરથો પરિપૂર્ણ થયાછે એવા તે ધર્મદેવને જ્વરવેદના વિશેષ થઈ, એટલે સર્વ કોઈ સ્વજનો જલદી આવીને તેમની પાસે બેઠા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ધર્મકૃતપુત્રોપદેશ-શ્રીમદ્ભાગવતસપ્તાહશ્રવણકથનનામૈકોનચત્વારિંશોઽધ્યાયઃ ॥૩૯॥

## અધ્યાય ૪૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે ભૂપતે ! દેહપાતનાં લક્ષણો જાણવામાં અતિપ્રવીણ એવા રામપ્રતાપાદિ પુત્રોએ પિતાના શરીરની શિથિલતા ક્ષણેક્ષણે વધતી જતી જોઇને, શરીરમાં થતાં પ્રાણઘોષનું શ્રવણ ન થવું વિગેરે ચિહ્નો-

सन्नमृत्युतां तस्य निश्चिक्युर्हृदि भूपते ! ॥१॥ विधिज्ञान्वैदिका-
न्विप्रान्समाहूय हरिर्द्रुतम् । अन्तकर्मविधिं सर्वं पितरं तैरकार-
यत् ॥२॥ प्रायश्चित्तं षडब्दं ते देहशुद्ध्यर्थमादितः । प्रत्याम्नायेन
हेम्नाऽऽशु विधिना तमकारयन् ॥३॥ पर्षदोऽनुमते तत्र वपनं
प्रागकारयन् । शिखाकक्षोपस्थवर्जं स्नानं दशविधं ततः ॥४॥ पट्टा-
ङ्गनाभिः सहितं रुक्मिण्यादिभिरष्टभिः । कृष्णमष्टदले विप्रा वेद-
मन्त्रैस्समार्चयन् ॥५॥ प्रायश्चित्ताङ्गगोदानं दानानि च ततो दश ।
गोभूमितिलमुख्यानि विप्रेभ्यस्तमदापयन् ॥६॥ आमान्नानां तथा
प्रस्थान् सहस्रं साज्यदक्षिणान् । अदापयंस्तथोत्क्रान्तिधेनुं वै-
तरणीं ततः ॥७॥ ऋणधेनुं पापधेनुं मोक्षधेनुं च तेन ते ।

વડે 'મૃત્યુસમય સમીપમાં આવ્યો છે' એમ મનમાં નિશ્ચય કર્યો ॥૧॥ તેપછી સ્વય શ્રીહરિએ અત્યેષ્ટિ આદિક કર્મવિધિને જાણનારા વેદવેદી વિપ્રોને જલદી બોલાવીને, તેમનાદ્વારા અતકાળે કરવાનો સર્વ વિધિ પિતાપાસે કરાવ્યો ॥૨॥ તેનો પ્રકાર કહુંછુ-વિપ્રોએ પ્રથમ શરીરશુદ્ધિસારૂ કરવાનું કહેલુ છો વર્ષનુ પ્રાયશ્ચિત્ત, તેના પ્રતિનિધિરૂપ સુવર્ણદાનથી ધર્મદેવપાસે યથાવિધિ ઝટ કરાવ્યું ॥૩॥ તે પ્રાયશ્ચિત્તના પ્રારભમાં પરિષદ્વિપ્રોની અનુમતિ થતાં વિપ્રોએ પ્રથમ શિખા કક્ષ (કાખ) અને ઉપસ્થને વર્જીને મુડન કરાવરાવીને પછી આગ્નેયાદિ દશ પ્રકારનું સ્નાન કરાવરાવ્યું ॥૪॥ તેપછી વિપ્રોએ અક્ષતથી રચેલા અષ્ટદળના કમળમાં રૂકિમણી આદિક આઠ પટરાણીઓએ સહિત શ્રીકૃષ્ણને આવાહન કરીને વૈદિકમત્રોવડે ધર્મદેવપાસે પ્રાયશ્ચિત્તના અગપણે પૂજા કરાવી. તેપછી વૈષ્ણવશ્રાદ્ધ કરાવ્યું ॥૫॥ પ્રાયશ્ચિત્તના અગભૂત ગૌદાન અને તેપછી ગૌ-ભૂમિ-તલ-હિરણ્ય-ઘૃત-વસ્ત્ર-ધાન્ય-ગુડ-રૂપ્ય-લવણ આ દશ પ્રકારનાં દાનો પાત્ર વિપ્રોને ધર્મદેવપાસે અપાવ્યાં ॥૬॥ તેમજ પ્રસ્થ (આઠ મુષ્ટિ તે કિંચિત્ કહેવાય, એવાં ચાર કિંચિત્ તે પુષ્કળ કહેવાય, એવા એક પુષ્કળનેજ પ્રસ્થ કહે છે- શેર) પરિમિત કાચા અન્નથી ભરેલાં સહસ્રપરિમિત પાત્રો ઘૃત અને દક્ષિણા સાથે બ્રાહ્મણોને અપાવ્યાં, તથા ઉત્ક્રાતિધેનુ અને વૈતરણીધેનુ અપાવી ॥૭॥ હે નરાધિપ ! વિપ્રોએ મુખ્ય પક્ષને આશરીનેજ ધર્મદેવપાસે ઋણધેનુ, પાપધેનુ અને

अदापयन्मुख्यकल्पमाश्रित्यैव नराधिप ! ॥८॥ एकदण्डाकृतिश्वासं तं दृष्ट्वाऽथ सुता द्रुतम् । तीर्थोदकेन स्नपयाञ्चक्रुः साश्रुविलोचनाः ॥९॥ गोमयेनोपलिप्तायां भुव्यास्तीर्य कुशांस्तिलान् । विकीर्य बहुलांस्तत्रोदक्शिरस्कमसूषुपन् ॥१०॥ ततः सङ्कीर्तनं ह्येव नाम्नां कृष्णस्य तेऽखिलाः । चक्रुरुच्चैर्बन्धुजनाः सर्वदुःखापहारिणाम् ॥११॥ पुरःस्थिते भगवति स्थिरीकृतविलोचनः । धर्मोऽप्यनन्यभावोऽथ जहौ सद्यः कलेवरम् ॥१२॥ हरेः प्रसादान्निर्मुक्तो दुर्वासःशापबन्धनात् । सद्य एव तनुं दिव्यां प्रपेदे च सुखेन सः ॥१३॥ ततो भक्त्यादिभिः साकं कृष्णं तं पुत्ररूपिणम् । सेवमानः सदा तस्य पार्श्वे यथावसत्स वै ॥१४॥ परासुं तं विलोक्याथ सुतास्तच्छोचितं व्यधुः । रोदनस्य निषिद्धत्वात्तदानीं धैर्य-

મોક્ષધેનુ અપાવી ॥૮॥ એ રીતે પ્રાયશ્ચિત્તવિધિ અને દાનવિધિ પુરો થઇ રહેતાં પિતાને એકદંડાકૃતિ શ્વાસ ચાલતો જોઇને, રામપ્રતાપાદિ પુત્રોએ તુરત ગંગાદિ તીર્થોદક લાવીને તેનાથી પોતાના અશ્રુલોચન ( રડવા ) સાથે જનકને સ્નાન કરાવ્યું ॥૯॥ ગાયના શુદ્ધ છાંણથી લીંપેલી પૃથ્વીઉપર દર્ભો પાથરીને બહુ તલ વેરીને તેવી ભૂમિઉપર પિતાને ઉત્તરમસ્તકે સુવારી દીધા ॥૧૦॥ ત્યારપછી રામપ્રતાપાદિ સર્વે સંબન્ધિજનોતો સર્વ દુઃખને હરનારાં શ્રીકૃષ્ણનામોનું ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરવા મંડ્યા ॥૧૧॥ તેપછી ધર્મદેવે પોતાની પાસે દૃષ્ટિ આગળ રહેલા ભગવાન્ શ્રીહરિકૃષ્ણમાં નેત્રવૃત્તિને નિશ્ચળ ( મટકાંએ રહિત ) કરીને, અનન્યભાવ ( ભગવાન સીવાય બીજી વસ્તુમાત્રમાંથી મનોવૃત્તિને ઉખાડીને ) થઇને તત્કાળ પાંચભૌતિક કલેવરનો ત્યાગ કરી દીધો ॥૧૨॥ શ્રીહરિના અનુગ્રહથી દુર્વાસાના શાપરૂપ બંધનમાંથી મુક્ત થએલા ધર્મદેવ તેજ ક્ષણમાં સુખેથી દિવ્યદેહને પામ્યા ॥૧૩॥ ત્યારપછી દિવ્યતનુને પામેલા ધર્મદેવ દિવ્યદેહવાળા ભક્તિઆદિક સ્વજનોસાથે અદૃશ્યરૂપથીજ પુત્રરૂપ શ્રીકૃષ્ણની સેવા કરતાથકા નિરંતર તે શ્રીકૃષ્ણની સમીપેજ રહ્યા ॥૧૪॥ તેપછી રામપ્રતાપાદિ પુત્રો પિતાને પ્રયાતપ્રાણ ( મરી ગએલા ) જોઇને પ્રાણવિયોગવખતે અશ્રુપાતનો

मास्थिताः ॥१५॥ वपनं कारयित्वा ते सस्नुः शीतोदकेन च । पितृमेधविधानेन तत्कर्माऽऽचरदग्रजः ॥१६॥ ऊर्ध्वोच्छिष्टादिदोषाणां सर्वथैव ह्यसम्भवात् । प्रायश्चित्तं तन्निमित्तं नाचचार स वै पितुः ॥१७॥ अधिकारस्य सिद्ध्यर्थं पितुरुत्तरकर्मणि । स्वयं तु कृच्छ्रप्रतिमास्वर्णसङ्कल्पमाचरत् ॥१८॥ घृतेनाभ्यज्य संस्नाप्य प्रेतं वसनमेककम् । परिधाप्य सितं नूत्नं प्राग्वदस्वापयच्च सः ॥१९॥ अन्यच्च तादृशं वासस्तमाच्छादयदुत्तमम् । ततश्चन्दनपुष्पस्रग्गुलालादिभिरार्चयत् ॥२०॥ छिद्रेषु सप्तसु स्वर्णखण्डकान् स मुखादिषु । प्रक्षिप्योत्क्रमणश्राद्धं मृतस्थाने चकार च ॥२१॥ श-

'न चाश्रु पातयेज्जातु' એમ નિષેધ કરેલો હોવાથી મહાધૈર્ય ધારીને રોદન કર્યા વિના તે વખતે જે કાંઈ ઉચિત કર્તવ્ય હતું તે કરવા લાગ્યા ॥૧૫॥ તે કહેછે—સર્વ સુતોએ તુરત વપન કરાવીને શીતજળથી સ્નાન કર્યું. તેમાં જ્યેષ્ઠપુત્ર રામપ્રતાપ પિતૃમેધવિધિથી પિતાનો પ્રેતસંસ્કાર કરવા લાગ્યા ॥૧૬॥ પિતાના ઊર્ધ્વોચ્છિષ્ટાદિ દોષોમાં પુત્રને કરવાનું કહેલું જે પ્રાયશ્ચિત્ત છે તેતો તે રામપ્રતાપે કર્યું નહિ, કેમકે પિતાને તેવા દોષો થવામાં સર્વપ્રકારે નિમિત્તનોજ અભાવ છે ઊર્ધ્વોચ્છિષ્ટાદિ દોષમાં પ્રાયશ્ચિત્ત કરવાનું મદનરત્નમાં સ્મૃત્યંતરથી કહ્યું છે–'ऊर्ध्वोच्छिष्टाधरोच्छिष्टोभयोच्छिष्टे तथैव च । अस्पृश्यस्पर्शने चैव खट्वादिमरणेऽपि च । श्वानकव्यादसंस्पर्शे कृमिकीटोद्भवेऽपि च । एतद्दोषानुसारेण प्रायश्चित्तं समाचरेत्' ॥૧૭॥ સ્વયં રામપ્રતાપે પિતાની ઉત્તરક્રિયા કરવામાં પોતાના અધિકારની યોગ્યતામાટે કરવાનાં કહેલાં ત્રણ કૃચ્છ્રવ્રતોના પ્રતિનિધિ તરીકે સુવર્ણદાનનો સંકલ્પ કર્યો ॥૧૮॥ તેપછી રામપ્રતાપે પ્રેતને ઘૃત ચોપડીને સ્નાન કરાવી, નવીન શ્વેત વસ્ત્ર એક પહેરાવીને ઉત્તરમુખે સુવારી દીધું ॥૧૯॥ બીજું ઉત્તમ શ્વેત વસ્ત્ર શબને ઓઢાડીને પછીથી ચંદન પુષ્પહારો ગુલાલ અબીર આદિકથી અર્ચન કર્યું ॥૨૦॥ ત્યારબાદ રામપ્રતાપે શબના મુખાદિક સાત મસ્તકનાં છિદ્રોમાં સુવર્ણના કટકા મુકીને જે સ્થળમાં મૃત થયા છે તે સ્થળમાં ઉત્ક્રમણશ્રાદ્ધ કર્યું ॥૨૧॥ તે શ્રાદ્ધમાં અપસવ્ય ( જમણે ખભે ઉપવીત ) કરીને

चनाम्ना तत्र पिण्डमपसव्येन स त्वदात् । द्वारदेशे पान्थनाम्ना चैकोद्दिष्टविधानतः ॥२२॥ प्रेतं वंशकटे बध्वा वाससाच्छादितं ततः । पुत्राः सपिण्डाः स्वजनाः प्राचीं निरहरन् दिशम् ॥२३॥ ज्येष्ठो रामप्रतापस्य नन्दरामाभिधः सुतः । मृत्स्थाल्यां लौकिकं वह्निं गृहीत्वाऽचरदग्रतः ॥२४॥ ददौ पिण्डं तृतीयं च चत्वरे खेचराख्यया । रामप्रतापः प्रेताय विश्रामे भूतसंज्ञया ॥२५॥ चलन्ति साम्प्रतो वृद्धाः कनिष्ठाः पथि तानु । स्त्रियस्तु चत्वरान्तं तमनुव्रज्य यमुनेंदीम् ॥२६॥ श्मशाने शवमास्थाप्य चितास्थानेऽग्रजः सुतः । स प्रेताय ददौ पिण्डं विधिवत्साधकाख्यया ॥२७॥ कृतायां संस्कृतभुवि तुलस्यश्वत्थचन्दनैः । चितायां स्था-

---

એકોદ્દિષ્ટવિધિથી ( એકને ઉદ્દેશીને એક પિંડદાનવિધિ મને વર્જીત ) શબનામથી પિંડ આપ્યો અને દ્વારદેશમાં પાન્થનામથી પિંડ આપ્યો ॥૨૨॥ વસ્ત્રથી આચ્છાદન કરેલા પ્રેતને વાસડાથી બનાવેલા કટ ( ઠાઠડી ) મા સુકી બાધીને પુત્રો, સપિંડસબધિઓ અને બીજા સ્વજનો, એ સર્વે મળીને ઘરમાથી પૂર્વમસ્તકે શબને ઉપાડ્યુ તે નિર્ણયસિંધુમા અપરાર્કે કહ્યુ છે—'पूर्वांमुखस्तु नेतव्यो ब्राह्मणो बान्धवैर्गृहात्' ॥૨૩॥ રામપ્રતાપના નદરામ નામના જ્યેષ્ઠપુત્ર મૃત્તિકાના પાત્રમા ( હાંલ્લીમા ) લૌકિક અગ્નિ ગ્રહણ કરીને શબની આગળ ચાલ્યા ॥૨૪॥ રામપ્રતાપે ચકલામા પ્રેતને ખેચર નામથી ત્રીજો પિંડ આપ્યો અર્ધમાર્ગે વિશ્રામસ્થાનમા ભૂતનામથી પ્રેતને ચોથો પિંડ આપ્યો ॥૨૫॥ માર્ગમા પ્રેતની પાછળ પહેલા વૃદ્ધો અને તેમની પાછળ નાની વયના અને તેમની પાછળ સ્ત્રિયો એવા અનુક્રમથી ચાલ્યા તેમા સ્ત્રિયોતો ચકલાસુધી પ્રેતની પાછળ જઇને નદીએ સ્નાન કરવા ગઈ ॥૨૬॥ સ્મશાનમા શબને ખભેથી ઉતારી નીચે મુકી જ્યેષ્ઠસુત રામપ્રતાપે ચિતાસ્થાનમાં સાધકનામથી પ્રેતને યથાવિધિ પાચમો પિંડ આપ્યો ॥૨૭॥ તેપછી શોધેલી ભૂમિ ઉપર તુલસી પિંપળો અને ચદનના કાષ્ઠોથી રચેલી ચિતામા મુકેલા ક્રવ્યાદનામના અગ્નિમા સ્નાન કરાવેલા, ઘૃતથી ચોપડેલા, એક પહેરાવેલ વસ્ત્રે સહિત એવા શબને દક્ષિણમસ્તકે હોમી દીધુ, પછી તે

पिते वह्नौ क्रव्यादेऽथ जुहाव तम् ॥२८॥ स्नपितं घृतलिप्तं तमेकवस्त्रमवाङ्मुखम् । हुत्वाऽर्धदग्धे तस्मिंश्च सतिलाज्याहुतीर्ददौ ॥२९॥ पुत्रादयस्ततो गाढं रुरुदुस्तत्र बन्धवः । दग्धप्रायेऽथ तस्मिंस्ते ह्युत्तस्थुः सशुचो नृप ! ॥३०॥ अपश्यन्तश्चिताभूमिं पुरस्कृत्य कनीयसः । सरयूं ते ययुः सर्वे स्मरन्तस्तं महानदीम् ॥३१॥ तत्र प्रक्षाल्य वासांसि तान्येव परिधाय च । शिखामुन्मुच्य सस्नुस्ते वृद्धपूर्वं प्रविश्य ताम् ॥३२॥ सकृन्निमज्ज्यैत्य तटं प्राचीनावीतिनश्च ते । तत्राचम्य शिखां बद्ध्वा दक्षाग्रानाददुः कुशान् ॥३३॥ ददुर्जलाञ्जलींस्त्रींस्त्रीन्प्रेतायापाङ्मुखाश्च ते । पितृतीर्थेन सतिलान् वदन्तो गोत्रनामनी ॥३४॥ पुत्राः सपिण्डाश्च तथा सोदका इत-

---

शब अर्धदग्ध थयुं એટલે રામપ્રતાપે તલસહિત ઘૃતની આહુતીઓ આપી ॥૨૮-૨૯॥ હે નૃપ! તેપછી તે સ્થળમાં પુત્રાદિ બંધુજનોએ બહુ રૂદન કર્યું 'एवमाज्याहुतिं दत्वा तिलमिश्रां समन्त्रकाम् । रोदितव्यं ततो गाढमेवं तस्य सुखं भवेत्' એમ ગરૂડપુરાણમાં કહ્યું છે. શબ દગ્ધપ્રાય થયું એટલે ત્યાંથી ચાલવામાટે ઉઠીને ચિતાભૂમિને નહિ જોતાથકા નાનાનાનાઓને આગળ કરીને તે તમામ બન્ધુઓ શોકાતુર થઈ, તે ધર્મદેવનુંજ 'આવા કોઈ થશે નહિ આતો એકજ હતા' એમ સ્મરણ કરતા કરતા સ્નાનમાટે સરયૂ પ્રત્યે ગયા ॥૩૦-૩૧॥ સર્વ જનોએ સરયૂમાં વસ્ત્રો ધોઈ નાંખીને, એજ ભીનાં વસ્ત્રો પહેરીને, બાંધેલી શિખા (ચોટલી) છોડી નાંખીને, વૃદ્ધોને આગળ કરી નદીમાં પ્રવેશ કરી સ્નાન કર્યું-પહેલા વૃદ્ધોએ અને પછી બીજાઓએ સ્નાન કર્યું ॥૩૨॥ બધાએ એકવાર ડુબકી મારી બહાર તીરઉપર આવીને અપસવ્ય કરીને તટમાં મંત્રવર્જીત આચમન કરીને શિખા બાંધીને, અગ્રભાગ દક્ષિણદિશા તરફ રહે એ રીતે દર્ભો ગ્રહણ કરીને, દક્ષિણાભિમુખે થઈને પ્રેતનું ગોત્ર નામ ઉચ્ચારણ કરવાપૂર્વક તિલમિશ્રિત ત્રણ જલાંજલિઓ પિતૃતીર્થ (તર્જની આંગળીનું મૂળ)થી પ્રેતને આપી ॥૩૩-૩૪॥ તેને સ્પષ્ટ કહેછે-રામપ્રતાપાદિ પુત્રો, સપિંડો (કૂટસ્થ પુરૂષને પ્રારંભીને સાત પેઢી સુધીના) સોદકો (તેથી ઉપરના

रेऽपि च । ददुर्दाधाञ्जलीनित्थं तस्मै सम्बन्धिनो नराः ॥३५॥ पुनः स्नात्वाऽथ वासांसि परिधायेतराणि ते । उपाविशन्नदीतीरे शोकव्याकुलितान्तराः ॥३६॥ शोकापनोदं बहुधा चक्रुस्तेषां पुरौकसः । वृद्धा धीराः पुराणज्ञा नृपते ! प्राग्निदर्शनैः ॥३७॥ कनीयसः पुरस्कृत्य तत ईयुर्गृहाञ्छनैः । अपश्यन्तः पराक् सर्वे पङ्क्तीभूता अधोमुखाः ॥३८॥ स्नात्वा स्त्रियस्तु शोकार्तास्तेषामग्रत आलयम् । आययुर्मिलिताः सर्वा रुदन्त्यस्ते च ता अनु ॥३९॥ विदश्य निम्बपत्राणि द्वारि स्थित्वा ततोऽनलम् । वृषभादींश्च संस्पृश्य विविशुस्ते निकेतनम् ॥४०॥ आश्वास्य रुदतः पुत्रान् सपिण्डाद्यास्ततो नराः । स्वं स्वं गृहं ययुः सर्वे ताः स्त्रीश्चाश्वास्य

ચૌદ પેઢી સુધીના ) તેમજ બીજા સબંધિજનોએ યથાસભવ પૂર્વોક્ત પ્રકારે પ્રેતને દાહાંજલિઓ દીધી ॥૩૫॥ દાહાંજલિઓ દીધાપછી બધાય ફરી સ્નાન કરી બીજા વસ્ત્રો પહેરીને, તે નદીના તટમાં શોકવ્યાકુળમનવાળા થઇને બેઠા ॥૩૬॥ હે નૃપતે ! વિદ્યા વિગેરેથી વૃદ્ધ, ધીર, પુરાણજ્ઞાનવાળા, ત્યા સાથે આવેલા નગરનિવાસી આપ્ત જનોએ પ્રાચીન દૃષ્ટાન્તો બતાવી બતાવીને રામપ્રતાપાદિ બધુજનોનો શોક ટાળવાના ઉપાયો બહુધા કર્યા ॥૩૭॥ તેપછી તે સર્વે જનો નાની વયના બાળકોને આગળ કરીને પક્તિબધ થઇને પછવાડે નહિ જોતાથકા નીચુ મુખ રાખીને ધીરે ધીરે ધર્મદેવને ઘેર આવ્યા બાળકોને આગળ કરવામા યાજ્ઞવલ્ક્ય કહેછે–'इति संश्रुत्य गच्छेयुर्गृहं बालपुरःसरा.' ॥૩૮॥ શોકાતુર સ્ત્રિયોતો તે પુરૂષોના આવવાથી પહેલાંજ સરયૂસરિતામાં સ્નાન કરી અતિશય શોક કરતી કરતી વિલાપ કરવાપૂર્વક રડતી કકળતી કુટતી બધી ભેગી થઈ ધર્મદેવને ઘેર આવી ગઈ હતી તેમની પાછળ તે પુરૂષો આવ્યા ॥૩૯॥ ધર્મના ઘરના આગણામાં બેસીને, કડવા લિબડાના પાન દાંતવડે લગાર ચાવીને, અગ્નિ, વૃષભ વિગેરેનો સ્પર્શ કરીને, ઘરમા પ્રવેશ કર્યો. 'आचम्याग्न्यमुदूर्वाङ्कुरवरवृषभानक्षतान् गोमय च' એમ ત્રિંશત્શ્લોકીમા કહ્યુ છે ॥૪૦॥ સાપિંડાદિ સર્વજનો પિતૃવિયોગથી બહુ રોદન કરતા ધર્મપુત્રોને આશ્વાસના કરીને પોતપોતાના

तत्स्त्रियः ॥४१॥ शोधयित्वा गृहं पुत्रा ब्रह्मचर्यपरायणाः । दशाहमासताक्षारलवणाशाश्च भूशयाः ॥४२॥ सन्त्यक्तसर्वभोगाश्च हास्यहर्षादिवर्जिताः । प्रत्यहं भगवद्गीतां शुश्रुवुश्च दिनात्यये ॥४३॥ दशाहानि सपिण्डाश्च सोदकास्तु दिनत्रयम् पालयामासुराशौचमस्पृशन्तोऽन्यमानवान् ॥४४॥ गोत्रसम्बन्धरहिता अपि शिष्याश्च तस्य ये । आशौचं पालयामासुः पक्षिणीं सर्व एव ते ॥४५॥ अर्घ्यान्तां मानसीं सन्ध्यां कुशवारिविवर्जिताम् । चक्रुस्तेऽर्घ्यं तु

---

ઘરપ્રત્યે ગયા અને તેમની સ્ત્રિયો ધર્મદેવની શોકાતુર સ્નુષા સુવાસિની આદિક સ્ત્રિયોને આશ્વાસના કરીને પોતપોતાને ઘેર ગઈઓ ॥૪૧॥ તેપછી ધર્મના પુત્રો રામપ્રતાપાદિક ઘરને શુદ્ધ કરી દશ દિવસસુધી ક્ષાર તથા લવણનું ભક્ષણ નહિ કરીને, કેવળ ભૂમિઉપર સુઈ રહેતાથકા બ્રહ્મચર્યપરાયણ થયા ક્ષારપદાર્થો અગ્નિપુરાણમાં કહ્યા છે–'तिलमुद्गादते शिम्ब्यं सस्ये गोधूमकोद्रवौ । धान्यकं देवधान्यं च शमीधान्यं तथैक्षवम् । सिन्नधान्यं तथा पण्य मूलं क्षारगणः स्मृतः' ॥૪૨॥ અને રમણીય સર્વ ભોગોપભોગનો પરિત્યાગ કરી હાસ્ય હર્ષાદિકે રહિત થઈને દશ દિવસસુધી પ્રતિદિન સાય સમયે શ્રીભગવદ્‌ગીતા સાંભળવા લાગ્યા ॥૪૩॥ સપિંડોએ દશ દિવસનું અને સોદકોએ ત્રણ દિવસનું શાસ્ત્રોક્ત મૃતાશૌચ બીજા જનોને નહિ સ્પર્શ કરવાપૂર્વક પાળ્યું. તે મનુએ કહ્યું છે–'दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते' 'जन्मन्येकोदकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते । शवस्पृशो विशुध्यन्ति त्र्यहादुदकदायिनः.' ॥૪૪॥ ગોત્રસબન્ધે રહિત એવાપણ જે જનો ધર્મદેવના શિષ્ય થયા હતા તેમણે તમામે પક્ષિણી (આવતા અને વર્તમાન દિવસે સહિત રાત્રિ તે પક્ષિણી કહેવાય અર્થાત્ દોઢ દિવસ) મૃતાશૌચ પાળ્યું 'मातुले श्वशुरे मित्रे गुरौ गुर्वङ्गनासु च । आशौचं पक्षिणीं रात्रिं मृता मातामही यदि' એમ સ્મૃતિમાં કહ્યું છે ॥૪૫॥ સપિંડાદિ સર્વ સૂતકીજનો સંધ્યાતો આશૌચનો સબન્ધ લાગવાથી દર્ભ જળે વર્જીત માનસીજ કરતા હતા. ફક્ત અર્ઘ્યતો સૂર્યને સાક્ષાત્જ આપતા હતા, 'अर्घ्यान्ता मानसी सन्ध्या कुशवारिविवर्जिता' એમ નિર્ણયસિંધુમાં કહ્યું છે.

प्रत्यक्षं ददुः सूर्याय सूतके ॥४६॥ कृष्णपूजां हृदा चक्रुर्दर्शा तत्प्रतिमेक्षणम् । विदधुस्तत्र ते नित्यं वैश्वदेवं तु नाचरन् ॥४७॥ वर्णिव्रतस्थो निजनित्यकर्म हरिस्तु सर्वं विधिवच्चकार । पाकं स्वहस्तेन पृथग्विधाय स्वानस्पृशन्वै बुभुजेऽनुघस्रम् ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मदेहोत्सर्गे तद्दाहविधिनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

सुव्रत उवाच—द्वितीयेऽह्नि चिताभस्म सरय्वां प्राक्षिपन्नृप ! । अस्थिसञ्चयनश्राद्धं ज्येष्ठः पुत्रश्चकार सः ॥१॥ आममृत्पात्र पक-

'गायत्रीं सम्यगुच्चार्य सूर्यायार्घ्यं निवेदयेत्' એમ ભરદ્વાજે કહ્યું છે ॥૪૬॥ પૂર્વોક્ત સર્વ સૂતકિઓ શ્રીકૃષ્ણની શાસ્ત્રોક્ત બાહ્ય પૂજા જે ષોડશોપચારથી પરિપૂર્ણ છે તેતો આશૌચના યોગને લીધે કરતા ન હતા કિંતુ ભક્તિથી અર્ચાનાં દર્શનમાત્ર કરતા હતા. (માનસીકમાં તો દોષ નથી) વૈશ્વદેવ નિત્ય છે તથાપિ સૂતકસંબન્ધને લીધેજ કરતા નહિ 'वैश्वदेवं तथा श्राद्धं ब्रह्मयज्ञं च सूतके । न कुर्यात्स्वयमन्यैश्च कारयेन्न तु सर्वथा' એવી ધર્મપ્રવૃત્તિમાં સ્મૃતિ છે ॥૪૭॥ ભગવાન્ શ્રીહરિતો વર્ણિવ્રત-પ્રથમાશ્રમમાં રહેલા છે માટેજ સૂતકનો સબન્ધ નહિ હોવાથી પોતાનું સંધ્યાવંદનાદિ નિત્યકર્મ પ્રતિદિન યથાવિધિ કરતા હતા. પોતાના બન્ધુજનોનો સ્પર્શ નહિ કરતાથકા પોતાના હાથથીજ રસોઈ કરીને પ્રતિદિન જમતા હતા 'न त्यजेत्सूतके कर्म ब्रह्मचारी स्वकं क्वचित्' એમ છંદોગપરિશિષ્ટમાં કહ્યું છે 'अन्यत्र भोजनं कुर्यान्न च तैः सह संवसेत्' એમ બ્રહ્મપુરાણમાં કહ્યું છે ॥૪૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે ધર્મદેહોત્સર્ગે તદ્દાહવિધિનામા ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૦॥

## અધ્યાય ૪૧ મો. -

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! જ્યેષ્ઠપુત્ર રામપ્રતાપે દ્વિતીય દિવસે ચિતાભસ્મ સરયૂમાં ફેંકી દઇને, અસ્થિસંચયનશ્રાદ્ધ કર્યું. ધર્મદેવ સામવેદી હોવાથી બીજે દિવસે અસ્થિસંચયન કર્યુંછે 'अपरेद्युस्तृतीये वा अस्थिसञ्चयनं भवेत्' એમ છંદોગપરિશિષ્ટમાં કહ્યુંછે ॥૧॥ રામપ્રતાપે એક મૃતિ-

स्मिन् पयोऽन्यस्मिंस्तु वारि सः। भूत्वान्तरिक्षे निदधौ प्रदोषे प्रेततुष्टये ॥२॥ प्रेतपिण्डान् दश ददौ नवश्राद्धं स चाचरन्। अष्टादशाऽऽशीःप्रमुखान् पदार्थांस्तत्र नाऽऽचरत् ॥३॥ दशमेऽह्नि सपिण्डाश्च पिण्डदानादनन्तरम्। केशश्मश्र्वादिवपनं पुराद्बहिरकारयन् ॥४॥ तत्र बन्धुजनान्सर्वान्भोजयामास पिण्डदः। देहशुद्धिं विधायाथ चकारैकादशाहिकम् ॥५॥ श्रीकृष्णपूजां तत्रादौ

કાના અપકવ પાત્રમાં જળ અને બીજા તેવાજ પાત્રમાં દુધ ભરીને તે બન્ને પાત્ર પ્રદોષ સમયે પ્રેતની પરિતુષ્ટિમાટે અંતરિક્ષ-ઉપર નહિ આચ્છાદન કરેલા ઉઘાડા પ્રદેશમાં મુક્યાં ॥૨॥ રામપ્રતાપે નવશ્રાદ્ધ (વિષમશ્રાદ્ધ)કરતા થકા પ્રેતપિંડે ( પ્રેતશરીરની ઉત્પત્તિ નિમિત્તે ) દશ આપ્યા નવશ્રાદ્ધ દીપિકામાં કહ્યુછે 'प्रथमेऽह्नि तृतीयेऽह्नि पञ्चसप्तनवस्वपि। द्वौ द्वौ पिण्डौ प्रदातव्यौ' ઈત્યાદિ. નિર્ણયસિંધુમાં યદ્યપિ નવશ્રાદ્ધમાં અનુપક્ષો કહ્યા છે તથાપિ તેમાં શાખાભેદથી વ્યવસ્થા જાણવી ધર્મસિંધુમા તો 'मृतस्य प्रथमदिनमारभ्य दशाहान्तं विहितानि नवसंज्ञानि' એમ કહ્યુછે. તે નવશ્રાદ્ધમાં ( પ્રેતશ્રાદ્ધમા ) આશિષ વિગેરે અઢાર પદાર્થો આચર્યા નહિ. તે પદાર્થો પિતૃશ્રાદ્ધમા યુક્ત છે પણ પ્રેતશ્રાદ્ધમાં તો નિષિદ્ધ છે. તે પદાર્થો રત્નાવલીમાં કહ્યા છે-'आशिषो द्विगुणा दर्भा जयाशीः स्वस्तिवाचनम्। पितृशब्द: स्वसम्बन्धः शर्मशब्दस्तथैव च। पात्रालम्भोऽवगाहश्च उल्मुकोल्लेखनादिकम्। तृप्तिप्रश्नश्च विकिरः शेषप्रश्नस्तथैव च। प्रदक्षिणा विसर्गश्च सीमान्तगमनं तथा। अष्टादश पदार्थाश्च प्रेतश्राद्धे विवर्जयेत्' ॥૩॥ દશમેદિવસે પિંડપ્રદાન પછી સર્વ સપિંડજનોએ અયોધ્યાપુરથકી બહારના પ્રદેશમાં માથાના કેશ દાઢી મુછ આદિકનું મુંડન કરાવ્યું તે દેવલે કહ્યુછે-'दशमेऽहनि सम्प्राप्ते स्नानं ग्रामाद्बहिर्भवेत्। तत्र त्याज्यानि वासांसि केशश्मश्रुनखानि च' ॥૪॥ તે દશમે દિવસે પિંડપ્રદાતા રામપ્રતાપે સર્વ બન્ધુજનોને જમાડ્યા. દશાહકર્મની સમાપ્તિ પછી અગીયારમે દિવસે દેહશુદ્ધિ-ઔર્ધ્વદૈહિકકર્મના અંગભૂત. પ્રાયશ્ચિત્ત પ્રાજાપત્ય વ્રતાચરણથી અથવા તે નિમિત્તના સુવર્ણદાનાદિકથી કરીને, અગીયારમે દિવસે

कृत्वा श्राद्धं च वैष्णवम् । चकार तर्पणं विष्णोः सामभिर्वैष्णवैः स च ॥६॥ श्राद्धान्येकादश ततः पञ्च विष्णुगणस्य च । ब्रह्मादीनां च पञ्चानां चकारेत्थं स षोडश ॥७॥ वृषोत्सर्गं ततः कृत्वा महैकोद्दिष्टमेव च । विष्णुमभ्यर्च्योदकुम्भं ददौ साम्नं ससूत्रकम् ॥८॥ शय्यां सोपस्करां प्रादात्त्रयोदश पदानि च । विप्रेभ्योऽष्टविधान्येव सह दक्षिणया स च ॥९॥ गोरथाश्वमहिष्यादिदानानि प्रददौ

કરવાનું કર્મ કર્યું ॥૫॥ રામપ્રતાપે તે એકાદશાહકર્મમાં પ્રથમ શ્રીકૃષ્ણપૂજા-પટરાણીઓએ સહિત સત્યેશની ષોડશોપચારથી પૂજા અને વૈષ્ણવશ્રાદ્ધ( પ્રાચ્ય વૈષ્ણવશ્રાદ્ધતો સત્યેશપૂજનના અધિકારમાટે પ્રથમ કરવાનું કહ્યુ છે માટે આતો ઉદીચ્ય વૈષ્ણવશ્રાદ્ધ જાણવું ) કરીને, વિષ્ણુ જેના દેવ છે એવા સામમંત્રોવડે વિષ્ણુનું તર્પણ કર્યું. ત્યારપછી રામપ્રતાપે જેમાં વિષ્ણુ વિગેરે અગીયાર છે એવા વિષ્ણુગણનાં અગીયાર શ્રાદ્ધ અને બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર યમ અને પ્રેત આ પાંચ શ્રાદ્ધ મળીને સોળ શ્રાદ્ધ કર્યાં. વિષ્ણુગણ-'विष्णुः शिवो यमश्चैव सोमस्तु हव्यवाहनः । कव्यश्च मृत्यू रुद्रश्च पुरुषश्च क्रमादिमे । प्रेतस्तु दशमः प्रोक्तो विष्णुरेकादशः स्मृतः' ઈત્યાદિકથી કહ્યો છે ॥૬-૭॥ તેપછી રામપ્રતાપે વૃષોત્સર્ગ (નીલ વૃષ પરણાવવાનો વિધિ) કરીને, મહૈકોદ્દિષ્ટ (આદ્યશ્રાદ્ધ) કરીને, પછી વિષ્ણુપૂજન કરીનેજ, સૂત્રથી વીંટેલો કંઠપ્રદેશ જેનો છે એવો અને અન્નેસહિત જળ ભરેલો ઘટો યથોદ્દિષ્ટ બ્રાહ્મણને આપ્યો ॥૮॥ રામપ્રતાપે તળાઈ ઉશીકુ ઈત્યાદિ ઉપસ્કરે સહિત શય્યાદાન દક્ષિણાસાથે બ્રાહ્મણને આપ્યું. જે 'आसनोपानहौ छत्रं मुद्रिका च कमण्डलुः । भोजनं भोजनाधारो वस्त्राण्यष्टविधं पदं' ઈત્યાદિકથી કહેલાં, આસનાદિ આપવાનાં મરીને લોકાંતરમાં જતા જનને રસ્તામાં સુખને કરનારાં, માટેજ પદશબ્દથી પરિભાષણ કરેલાં આઠ પ્રકારનાં, અને 'भाजनासनदानेन मुद्रिकाभोजनेन च । आज्ययज्ञोपवीतेन पदं सम्पूर्णतां व्रजेत्' આનાથી સંપૂર્ણતાને કરી આપવાપણે જણાતાં પાત્રાદિકવડે તેરપ્રકારતાને પામેલાં પદો દક્ષિણાએ સહિત બ્રાહ્મણોને આપ્યાં. 'त्रयोदश पदानीत्थं प्रेतायैकादशेऽहनि । दातव्यानि यथाशक्ति तेनासौ प्री-

तथा । श्राद्धानि षोडश ततस्तत्रैव चकार सः ॥१०॥ तत्राद्यं मासिकं श्राद्धं ततोऽसावूनमासिकम् । द्वितीयमासिकं चक्रे ततस्त्रैपक्षिकं नृप! ॥११॥ तृतीयमासिकं चाथ तुर्यमासिकमाचरत् । ततः पञ्चममास्यं च ह्यूनषाण्मासिकं च सः ॥१२॥ षष्ठमास्यं ततः श्राद्धं चक्रे सप्तममासिकम् । ततोऽष्टमं मासिकं च श्राद्धं नवममासिकम् ॥१३॥ ततो दशममास्यं च तथैकादशमासिकम् । चक्रे द्वादशमास्यं च स ऊनाब्दिकमन्तिमम् ॥१४॥ ततश्च भोजयामास स्वज्ञातीन् ब्राह्मणांस्तथा । सपिण्डीकरणश्राद्धं द्वादशेऽह्नि चकार च ॥१५॥ निःश्वासधेनुं तत्रादात्पिण्डसंयोजनादनु । मोक्षधेनुं च दत्त्वाऽसौ वामदेव्यमगापयत् ॥१६॥ ब्राह्मणान्भोजयामास दिने तत्र सहस्रशः । चतुर्विधानि सोऽन्नानि स्वज्ञातींश्चेतरानपि ॥१७॥ त्रयोदशेऽह्नि सम्पूज्य

---

णितो भवेत्' એમ ગરુડપુરાણમાં કહ્યુંછે ॥૯॥ તેમજ ગાયો, રથ, અશ્વ, લસ આદિકનાં દાનો વિપ્રોને દીધાં તેપછી માસિકાદિ સોળ શ્રાદ્ધો તત્રથી-એકજ આવૃત્તિથી એટલે એક દિવસે એકદમ કર્યાં ॥૧૦॥ તેનાં નામ ચાર શ્લોકથી કહેછે-હે નૃપ! તેમાં પ્રથમ આદ્યમાસિક, તેપછી ઉનમાસિક, તેપછી દ્વિતીયમાસિક, તેપછી ત્રૈપક્ષિક, તેપછી તૃતીયમાસિક, તેપછી ચતુર્માસિક, તેપછી પંચમમાસિક, તેપછી ઉનષાણ્માસિક, તેપછી ષાણ્માસિક, તેપછી સપ્તમમાસિક, તેપછી અષ્ટમમાસિક, તેપછી નવમમાસિક, તેપછી દશમમાસિક, તેપછી એકાદશમાસિક, તેપછી દ્વાદશમાસિક, છેલ્લું ઉનાબ્દિક, એ રીતે સોળ શ્રાદ્ધ રામપ્રતાપે કર્યાં ॥૧૧-૧૪॥ ત્યારબાદ પોતાના જ્ઞાતિજનો તથા બીજા બ્રાહ્મણોને જમાડ્યા, તેપછી બારમે દિવસે સપિંડીકરણ શ્રાદ્ધ કર્યું ॥૧૫॥ તે સપિંડીકરણમાં પિંડસંયોજન પછી નિઃશ્વાસધેનુ ( ચતુર્થ પ્રેતપિંડનું નિવૃત્ત થવાપણું છે માટે તેની પ્રસન્નતા નિમિત્તે ગાય ) અને મોક્ષધેનુ આપીને સામવેદી વિપ્રોપાસે વામદેવ્ય નામનું સામ ગવરાવ્યું ॥૧૬॥ તે દિવસે જ્ઞાતિજનો અને બીજા બહુ બ્રાહ્મણોને ભક્ષ્ય ભોજ્ય લેહ્ય અને ચોષ્ય એવા ભેદથી ચાર પ્રકારનાં સ્વાદુ

विष्णुं च श्रवणादिकान्। दत्त्वा दानानि बहुधा पाथेयश्राद्ध-
माचरत् ॥१८॥ ततः स्नात्वा विशुद्धेऽसौ परिधाय च वास-
सी। गणेशं पूजयित्वैव कारयामास मङ्गलम् ॥१९॥ तदा तस्मै
धर्मशिष्याः पौराश्च शतशोऽपरे। ददुर्धनं बहुविधं नूतनान्यंशु-
कानि च ॥२०॥ तत्रापि भोजयामास दिने विप्रान्सहस्रशः। सोऽ-
न्यांश्चागन्तुकांल्लोकान्प्राप्तांश्चाप्यर्थिनोऽखिलान् ॥२१॥ सान्नि-
ध्याद्धि हरेस्तस्मिन्नौर्ध्वदेहिककर्मणि। कृतेऽपि मुख्यकल्पेन न्यूनं
किमपि नाभवत् ॥२२॥ रामप्रतापः ससुत इच्छारामश्च सस्त्रि-
यौ। जपतः स्म कृष्णमन्त्रं तौ पितुर्लब्धमन्वहम् ॥२३॥ हरौ स-
होदरेऽथासीत्कृष्णधीर्विस्मृता तयोः। इच्छयैव प्रभोस्तस्य प्रत्य-

---

अन्न જમાડ્યાં ॥૧૭॥ તેરમે દિવસે વિષ્ણુની ષોડશોપચારથી પૂજા કરી શ્રવણાદિ તેર દેવતાઓની પૂજા કરી બહુ પ્રકારનાં દાન દઈને પાથેયશ્રાદ્ધ (વૈષ્ણવશ્રાદ્ધ) કર્યું ॥૧૮॥ તેપછી રામપ્રતાપે સ્નાન કરી વિશુદ્ધ થઈ વિશુદ્ધ વસ્ત્રો પહેરી ગણપતિની પૂજા કરાવીનેજ મંગળ (સ્વસ્તિવાચન) મંગળ વસ્તુ સ્વીકારરૂપ કરાવ્યું ॥૧૯॥ તે મંગળ સ્વીકાર પ્રસંગમાં ધર્મદેવના જે પુરવાસી શિષ્યો અને બીજા આપ્તો અને સંબંધિજનો હતા તે સર્વેએ શુભાશંસા કરવાપૂર્વક તે રામપ્રતાપને બહુવિધ ધન, નવીન વસ્ત્ર, વિભૂષણ વિગેરે આપ્યું ॥૨૦॥ તે દિવસેપણ હજારોહજાર બ્રાહ્મણો, ગામાંતરથી આવેલા પરોણા વિગેરે અને તે વખતે આવેલા બીજા અન્નાર્થિઓ, એ સર્વેને જમાડ્યા ॥૨૧॥ તે આ ઔર્ધ્વદૈહિકકર્મ સર્વાંશે મુખ્ય પક્ષથીજ બહુ ધનવ્યય કરીને કર્યુંછે એટલે દ્રવ્ય દેશકાળાદિકથી વિગુણતા (ન્યૂનતા) થવાનો સંભવ છે તથાપિ પ્રભુ શ્રીહરિના સન્નિધિપણાને લીધેજ લવલેશ પણ ન્યૂન રહ્યું નહિ, કારણકે તે ભગવાન સર્વસમૃદ્ધિને સંપૂર્ણ આપનારા છે ॥૨૨॥ સુતસહિત રામપ્રતાપ અને ઈચ્છારામ પોતપોતાની પત્નીઓએ સહિત આ બન્ને પિતાના ઉપદેશથી પ્રાપ્ત થએલા કૃષ્ણમંત્રનો પ્રતિદિન જપ કરવા લાગ્યા ॥૨૩॥ તેપછી તે બન્ને સહોદરોને જે પ્રથમ સહોદર શ્રીહરિમાં 'આ સાક્ષાત્ પરાત્પર શ્રીકૃષ્ણ છે' એવી બુદ્ધિ પિતાના ઉપદેશથી

जिष्यत आलयात् ॥२४॥ कर्मकाण्डपथमित्थमीश्वरो भूतले प्रतिहतं तु नास्तिकैः । सम्प्रवर्तयति स स भूपते! तातमेधविधिचारणेन वै ॥२५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे धर्मौर्ध्वदेहिकक्रियाविधिनामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

सुव्रत उवाच—यथाविधानं संवृत्ते पितुरुत्तरकर्मणि । ऐच्छत्ततः प्रव्रजितुं नीलकण्ठो नराधिप ! ॥१॥ स्नेहं स्वस्मिन्स्वबन्धूनां सखीनां च पुरौकसाम् । सर्वाधिकं स विज्ञाय स्वप्रव्रज्यान्तरायकम् ॥२॥ तच्छान्तये गणाधीशं सर्वविघ्ननिवारणम् । दूर्वादिभिः स सम्पूज्य तुष्टाव प्रयताञ्जलिः ॥३॥ विघ्नेश ! विघ्नचयखण्डनना-

પ્રકટી હતી તે આ વખતે વિલીન થઈ ગઈ-એટલે એવો ભાવ વિસ્મૃત થઈ ગયો, એમાં કારણ તો ગૃહથકી વનપ્રત્યે ચાલી નિકળશે એવા પ્રભુ શ્રીહરિની ઇચ્છા-સંકલ્પજ છે ॥૨૪॥ હે ભૂપતે ! સર્વેશ્વર શ્રીહરિએ ભૂતળમાં નાસ્તિકોએ ખંડન કરેલો વેદોક્ત કર્મકાંડમાર્ગ પૂર્વોક્ત પ્રકારે પોતાના પિતાના પિતૃમેધવિધિ-ઔર્ધ્વદેહિક કર્મ કરાવાના નિમિત્તથી ભૂતળમાં સારીરીતે પ્રવર્તાવ્યો ॥૨૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પ્રથમપ્રકરણે ધર્મૌર્ધ્વદેહિકક્રિયાવિધિનામૈકચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૧॥

## અધ્યાય ૪૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નરાધિપ ! પિતાની ઉત્તરક્રિયા યથાવિધિ પરિપૂર્ણ થઈ રહેતાં ભગવાન્ શ્રીનીલકંઠવર્ણીએ ઘરથકી ચાલી નિકળવાની ઇચ્છા કરી ॥૧॥ પોતાના રામપ્રતાપાદિ બંધુજનો, મિત્રજનો અને બીજા નગરનિવાસી જનોનો પોતાવિષે જે સ્નેહાતિશય છે તે પોતાના ગૃહનિર્ગમનમા મહાવિરોધિ છે એમ માનીને, તેની પ્રશાંતિમાટે સર્વ વિઘ્નોને વિનિવારણ કરનારા ગણેશની દૂર્વાદિ ઉપચારોવડે પૂજા કરીને, બે હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા ( યદ્યપિ સ્વયં શ્રીહરિ સર્વેશ્વર સ્વતંત્ર પુરૂષોત્તમ મંગળમયમૂર્તિ છે માટે આ કાર્યમાં વિઘ્નનો સંભવજ નથી તથાપિ આ વિઘ્નેશસ્તુતિતો લોકસંગ્રહાર્થે છે એમ જાણવું ) ॥૨-૩॥

તે સ્તુતિ આઠ શ્લોકથી કરેછે—હે સિદ્ધિવિનાયક ! તમો મારા વિઘ્નને

मधेय! श्रीशङ्करात्मज! सुराधिपवन्द्यपाद! । दुर्गामहाव्रतफलाखिलमङ्गलात्मन्विघ्नं ममापहर सिद्धिविनायक! त्वम् ॥४॥ सत्पद्मरागमणिवर्णशरीरकान्तिः श्रीसिद्धिबुद्धिपरिचर्चितकुङ्कुमश्रीः । दक्षस्तने वलयितातिमनोज्ञशुण्डो विघ्नं० ॥५॥ पाशाङ्कुशाब्जपरशूंश्च दधच्चतुर्भिर्दोर्भिश्च शोणकुसुमस्त्रगुमाङ्गजातः । सिन्दूरशोभितललाटविधुप्रकाशो विघ्नं० ॥६॥ कार्येषु विघ्नचयभीतविरिञ्चिमुख्यैः सम्पूजितः सुरवरैरपि मोदकाद्यैः । सर्वेषु च प्रथममेव सुरेषु पूज्यो विघ्नं० ॥७॥ शीघ्राञ्चनस्खलनतुङ्गरवोर्ध्वकण्ठस्थूलो-

---

વિનિવૃત્ત કરો અર્થાત્ તમો સમગ્ર સિદ્ધિ આપનારા હોવાથી સિદ્ધિવિનાયક એવી સાર્થક સંજ્ઞાથીજ પ્રસિદ્ધ છો તો મારા અભીષ્ટ અર્થમાં જે અંતરાય હોય તે સર્વને વિનાશ કરો. તમો સર્વ વિઘ્નગણના ઇશ છો. વિઘ્નગણનો વિનાશ કરવો એતો આપના મંગળ નામનોજ મહિમા છે. વળી તમારા તાત સર્વના શંકર–શુભ કરવાનાજ એક સ્વભાવવાળા છે. તમો દેવાધિપતિ ઇન્દ્રાદિકોએ પણ વંદનીયચરણ છો. વળી તમો પાર્વતીના મહાપુણ્યકવ્રતના પરિપાક ( ફળ )ભૂત છો અને અખિલ મંગળસ્વરૂપ છો ॥૪॥ આપના કલેવરની કાંતિ વિશુદ્ધ પદ્મરાગમણિના રક્ત વર્ણ જેવી નયનરમણીય છે. આપના આવા અંગમાં શ્રીમતી સિદ્ધિ બુદ્ધિ નામની સ્ત્રિયોએ રચેલો કુંકુમનો અનુલેપ કોઈ અપૂર્વ શોભાને સંપાદન કરેછે. વળી તમો દક્ષિણસ્તન ઉપર ગોળાકાર અલંકાર કરેલા સુંદર શુંડાદંડથી અતિશય શોભોછો. એવા હે સિદ્ધિવિનાયક ! મારૂં વિઘ્ન તમો નિવૃત્ત કરો ॥૫॥ તમો ચાર હાથોમાં પાશ, અંકુશ, કમળ અને કુઠારને ધારી રહેલા, કંઠમાં રક્તવર્ણનાં કણેર આદિક પુષ્પોની માળાઓ ધારી રહેલા, ચંદ્રથી અલંકૃત અને સિંદુરથી રક્ત એવા લલાટતળથી પ્રકાશમાન, સેવકોના મનોનયનને હરનારા દિવ્યરૂપવાળા, ઉમાતનય છો. એવા હે સિદ્ધિવિનાયક ! મારૂં વિઘ્ન વિનાશ કરો ॥૬॥ વિઘ્નવર્ગથકી બીતિ પામેલા ભવબ્રહ્માદિ સર્વકોઈ સુરવરોએ કાર્યારંભમાં મોદકાદિ ઉપહારોવડે પૂજેલા છો. અને બ્રહ્માદિ તેતે દેવતાઓના આરાધનમાં પ્રવર્તેલા બીજાઓએપણ દેવવર્ગમાં પ્રથમ આપજ પૂજનીય છો. એવા હે

न्दुर्दर्शनहासितदेवसङ्घः । शूर्पश्रुतिश्च पृथुवर्तुलतुङ्गतुन्दो विघ्नं० ॥८॥ यज्ञोपवीतपदलम्भितनागराजो मासादिपुण्यददृशीकृतऋक्षराजः । भक्ताभयप्रदद्यालयविघ्नराजो विघ्नं० ॥९॥ सद्रत्नसारततिराजितसत्किरीटः कौसुम्भचारुवसनद्वय ऊर्जितश्रीः । सर्वत्र मङ्गलकरस्मरणप्रतापो विघ्नं० ॥१०॥ देवान्तकाद्यसुरभीतसुरार्तिहर्ता विज्ञानबोधनवरेण्यतमोपहर्ता । आनन्दितत्रिभुवनेशकुमारबन्धो ! विघ्नं ममापहर सिद्धिविनायक ! त्वम् ॥११॥ सुव्रत उवाच—इति संस्तूय विघ्नेशं तं प्रणम्य च भूपते ! । शुचेर्दशम्यां

---

સિદ્ધિવિનાયક ! મારૂં વિઘ્ન તમો ટાળો ॥૭॥ ઉતાવળુ ચાલવાથી ગબડી પડેલા, માટેજ તેના આઘાતથી કંઠ ઉન્નત કરીને ચુચુ શબ્દને કરતા, પોતાના વાહનભૂત સ્થૂળ ઉંદરને ફરીથી વેગમાં દોડાવીને સુરસંઘને અતિશય હસાવનારા તમો છો ગજાનન એવા આપના કર્ણ સુપડાને સદૃશ શોભેછે. વળી તમો વિશાળ ગોળ ઉન્નત તુંદ ( ઉદર )થી શોભોછો. એવા હે સિદ્ધિવિનાયક ! તમો મારૂં વિઘ્ન નિવારણ કરો ॥૮॥ તમો યજ્ઞોપવીતને ઠેકાણે નાગરાજને ધારી રહેલા છો. જે તમોએ શુક્લપક્ષની પ્રથમા તિથિએ ઉદય પામતા ચંદ્રનું દર્શન મંગળકારી કરી દીધુંછે જે તમો ભક્તજનોને અભય આપનારા છો તથા દયાના આલય અને વિઘ્નોના રાજા છો એવા હે સિદ્ધિવિનાયક ! મારૂં વિઘ્ન વિનિવારણ કરો ॥૯॥ આપ નિર્મળ નિરૂપમ રત્નપંક્તિથી વિરાજીત મુકુટથી શોભાયમાન છો કસુંબલ રંગથી રંગેલા સુંદર બે વસ્ત્રથી રમણીય છો. એ રીતે પ્રદીપ્ત શોભાસંપન્ન છો કાર્યમાત્રમાં જે તમારા સ્મરણ પ્રભાવમાત્રથી અખિલ મંગળ સિદ્ધ થાયછે એવા હે સિદ્ધિવિનાયક ! મારૂં વિઘ્ન વિદૂર કરો ॥૧૦॥ દેવાન્તક આદિક અસુરોથકી ભય પામેલા સુરોની સમગ્ર પીડા હરનારા છો. વરેણ્ય નામના રાજાના અજ્ઞાનઅંધકારને વિજ્ઞાનોપદેશથી હરનારા છો જે તમોએ ત્રિભુવનેશ બ્રહ્માદિકો આનંદ પમાડ્યા છે જે તમો કુમાર-કાર્તિકસ્વામીના ભ્રાતા છો એવા હે સિદ્ધિવિનાયક ! મારા વિઘ્નૌઘને વિનાશ કરો ॥૧૧॥

સુવ્રતઋષિ કહેછે—હે ભૂપતે ! શ્રીનીલકંઠવર્ણી આવી રીતે વિઘ્નવિ-

गुह्रायां प्रवव्राज हरिः प्रगे ॥१२॥ अपृष्ट्वैवाग्रजादीन्स्वान्बन्धून् परं च कञ्चन। एकाकी निर्ययौ गेहान्नित्यस्नानच्छलेन सः ॥१३॥ उदगुत्पथश्चचालादौ तपश्चर्यासमुत्सुकः। सम्प्राप्य सरयूतीरम तिष्ठद्विजने क्षणम् ॥१४॥ साच्छादनं तु कौपीनमुत्तरीयं मृगाजिनम्। बिभ्रद्दण्डं च पालाशं ब्रह्मसूत्रं सितं तथा ॥१५॥ कण्ठे दधानस्तुलसीकाष्ठज मालिकाद्वयम्। सचन्द्रकोर्ध्वपुण्ड्रस्य ललाटे लक्ष्म तथा ॥१६॥ जटां मौञ्जीं मेखलां च जपमालां कमण्डलुम्। भिक्षापात्रं वस्त्रखण्डं बिभ्रत्पानीयगालनम् ॥१७॥ शालग्रामशिलां बालमुकुन्दं चाल्पसम्पुटे। निधाय वाससाऽऽवेष्ट्य कण्ठे बिभ्र-

---

નાયક ગણેશની સારી સ્તુતિ નમસ્કાર કરી સંવત્ ૧૮૪૯ ના આષાઢ માસની શુક્લ દશમીએ શુક્રવારે પ્રાતઃકાળમા ચાલી નિકળ્યા ॥૧૨॥ ભ્રાતા રામપ્રતાપાદિ સબન્ધિજનો કે મિત્રજનો કે બીજા નગરના જનોમાથી કોઇને પણ પુછ્યા વિનાજ તેઓને પોતાની યાત્રાપ્રવૃત્તિ વિદિત કર્યા વિના નિત્ય સ્નાનના મિષથી ઘરથકી એકાએકી ચાલી નીકળ્યા તપશ્ચર્યામા અતિશય ઉત્સુક હોવાથી પોતાને અભીષ્ટ અર્થની સિદ્ધિસારૂ પ્રથમ ઉત્તરાભિમુખે ચાલતા સરયૂના તીરને પામીને ત્યા જનવર્જીત પ્રદેશમા ક્ષણમાત્ર ઉભા રહ્યા ॥૧૩-૧૪॥ સરયૂને પાર ઉતરવાની ઈચ્છાવાળા શ્રીનીલકંઠવર્ણી વહાણ આવવાની વાટ જોતા થકા આગળ વર્ણવશે એવા રમણીય લક્ષણોથી ઉપલક્ષિત હોઇને ક્ષણમાત્ર નદીના તીરમા ઉભા રહ્યા એમ છો શ્લોકથી કહેછે—કૌપીન, આચ્છાદન વસ્ત્ર, (કટિવેઠો) ઉત્તરીય વસ્ત્ર અને મૃગચર્મને ધારી રહેલા 'કયા વર્ણાશ્રમના છે' એવો વિશેષ સૂચવનારા પાલાશ દંડને ધારી રહેલા ખભાઉપર લાબા ધારેલા શ્વેત ઉપવીતથી વિરાજમાન કંઠમા પહેરેલી તુલસીકાષ્ઠના મણકાની બેવડી માળાથી શોભાયમાન લલાટમા ધારેલા કુંકુમચન્દ્રકે સહિત ઊર્ધ્વપુંડ્ર તિલક ચિહ્નથી સુશોભિત મસ્તકે જટા અને કટિમા વર્ણિવેષને સમુચિત મુંજની મેખળાથી અલંકૃત જપમાળા, કમંડળુ, ભિક્ષાપાત્ર અને જળ ગાળવાના ગરણાથી સમલંકૃત કરકમળ જેના છે શાલગ્રામ અને અર્ચારૂપ બાળમુકુંદને અલ્પસંપુટમા—વીરણના નાના કડી-



श्रीनीलकण्ठवर्णीनुं दिव्य वनविचरण.

नि. सा. प्रेस-मुंबई. [ पेन्टर-रंगीलदास.

दपादुकः ॥१८॥ लर्च्चीं च पुस्तिकां सारचतुष्कस्य सुरक्षिताम् । मधूत्थाक्तसुवस्त्राद्यैः स्कन्धे बिभ्रदतिप्रियाम् ॥१९॥ एवंविध. स्थितो धर्मिरुत्तितीर्षुर्महानदीम् । जनदर्शनभीतश्च तर्याः प्रत्ये- क्षतागमम् ॥२०॥ तावत्तत्रासुरः कश्चिद्रायाद्विकृतविग्रहः । प्रा गन्योन्यायुधहतासुरशेषश्च तद्रिपुः ॥२१॥ मृतानामपि स स्वाना प्रियं कर्तु समुद्यतः । असहायं स्थितं सद्यो नद्यां चिक्षेप तं रुषा ॥२२॥ पतितः स महानद्यां धीरो रक्षन् स्वपुस्तिकाम् । तरति स्मातिभीमां तां यादोभिरतिभीषणे. ॥२३॥ आ रवेरुदयात्तां तु

યામા મુઠીને વિશુદ્ધ વસ્ત્રથી વીટીને તેને ગળામા ધારી રહેલા પાદમા પાદુકાએ રહિત શ્રીમદ્‌ભાગવતાદિ ચાર સચ્છાસ્ત્રોમાથી સારપણે સમુદ્ધાર કરી સગ્રહ કરી લખેલા ચાર સારનુ લઘુ પુસ્તક (ગુટકો) જે પોતાને પરમ પ્રિય છે તેને દૃઢ મીંણીયુ પાટીયુ આદિકથી સારી રીતે રક્ષણ કરીને ખભા ઉપર ધારી રહેલાં આવા સુલક્ષણોથી શોભાયમાન ધર્મનંદન શ્રીનીલકંઠ વર્ણી મહાનદીને પાર ઉતરવાની ઇચ્છાથી નાવની વાટ જોતા થકા બીજા ઓની દૃષ્ટિને અગોચર હોઇને ત્યા ઉભા રહ્યા ॥૧૫-૨૦॥ આવા અવસરમા પૂર્વે આ ભગવાનના સકલ્પબળથી પરસ્પર આયુધપ્રયોગથી વિનાશ પામેલા અસુરો મધ્યેથી બાકી રહી ગએલો કોઈ (જેનુ નામ ગોત્ર વિદિત નથી) ભયકર આકારવાળો, શ્રીહરિ વિષે વૈરભાવવાળો અસુર એકદમ આવી પહોચ્યો ॥૨૧॥ આ અસુર મરણ પામી ગએલા પોતાના અસુરભાઇઓનુ વૈર વાળવાથી પ્રિય કરવાની કામનાથી ઉદ્યમી થઈ, જેને કોઇપણ સહાયી નથી એવા શ્રીહરિને સરયૂતીરે ઉભા રહેલા ભાળીને, તેમનો દિવ્ય પ્રતાપ નહિ જાણતો હોવાથી, મહાક્રોધ કરીને તત્કાળ બળાત્કારથી પકડીને મહાનદીમા ફેંકી દીધા ॥૨૨॥ દુર્બુદ્ધિ દૈત્યે મહાનદીમા તીવ્ર વેગથી ફેંકી દેતા મહાપૂરમા પડી ગએલા શ્રીહરિ સ્વભાવથી મહાધીર હોવાથી નિર્ભયપણે પોતાના આત્માનેજ જેમ એમ પ્રાણપ્રિય પુસ્તકને પરિરક્ષણ કરતાથકા મહાભયકર મકરાદિ જળચરોની સકડાસણને લીધે અતિ ભયકર એવી મહાનદીને તરવા લાગ્યા ॥૨૩॥ સૂર્યોદયને સમારભીને સાડાત્રણ પહોર-

सार्धयाममयं तरन् । प्राप पारं ततस्तस्या योजनत्रितयात्परम् ॥२४॥ यथा स्वमसुरो विद्यान्मृतमित्याचरंस्तथा । उह्यमानो हि कल्लोलैर्निश्चेष्टोऽदृश्यतेव सः ॥२५॥ चेष्टाविरहितत्वात्तं मृतमित्यवगत्य सः । तन्मायामोहितो दैत्यस्ततोऽगादतिहर्षितः ॥२६॥ यत्र तत्र स्थितान् स्वीयांस्तत्स्वकर्मावदच्च सः । केचिन्मृतं हरिं तत्र मेनिरे न च केचन ॥२७॥ योगैश्वर्येण कृष्णस्तु न प्राप्तोऽम्बुपराभवम् । ततो ययावुत्तरस्यां कृष्णवर्णं हिमालयम् ॥२८॥ धर्मस्य कुलदेवोऽथ हनूमांश्चिरजीवनः । कृताह्निको हरिं द्रष्टुं देवगेहमुपागमत् ॥२९॥ स हि श्रीरामचन्द्रस्य दृढभक्तोऽनुवासरम् ।

---

પર્યંત સરયૂને સુખેથી તરતા તરતા ત્યાંથી દ્વાદશ કોશ આગળ છેટે સરયૂના સામા કાંઠાને પામ્યા ॥૨૪॥ શ્રીહરિ તરતાંપણુ જેરીતે પોતામાં વૈરબુદ્ધિવાળો અસુર 'આતો મરણુ પામી ગયા' એમ જાણી ત્યાંથી જતો રહે એ રીતે મહાપ્રવાહમા તરંગોથી તણાતા તણાતા ચેષ્ટાએ રહિત થઈ ગયા હોય એમ જણાયા હતા ॥૨૫॥ તે આ ભગવાન શ્રીહરિની માયાથી મોહ પામેલો દૈત્ય શ્રીહરિને નિશ્ચેષ્ટ જોઇને 'મરણ્ પામી ગયા' એમ મનમાં માનીને, બહુ હર્ષ પામીને ત્યાંથી ચાલ્યો ગયો ॥૨૬॥ અને તેતે સ્થળમાં રહેલા પોતાના અસુરભાઇઓના પ્રત્યે 'આપણા રિપુરૂપ હરિકૃષ્ણને નદીમાં નાંખી દઈ મારી નાંખ્યો' એમ પોતાનું કર્મ કહેવા લાગ્યો. તેમાં કેટલાક અસુરોએ તેના વચનશ્રવણથી 'રિપુ હરિ મરણુ પામી ગયા' એમ માન્યું અને કેટલાકે તો માન્યું નહિ ॥૨૭॥ શ્રીહરિકૃષ્ણતો સ્વયં યોગૈશ્વર્યના નિધિ હોવાથી પોતાના દિવ્ય પ્રભાવને લીધે જળવેગથી લેશપણુ પરાભવ નહિ પામતાં તે નદીને ઉતરીને ત્યાંથી ઉત્તર દિશામાં રહેલા શ્યામવર્ણના હિમાલયને અભિમુખ ચાલ્યા ॥૨૮॥ હે રાજન્ ! આવી રીતે ભગવાન ભવનથકી નિકળ્યા પછી ધર્મદેવના કુળદેવ ચિરંજીવી હનુમાનજી આહ્નિક કર્મ કરી પરવારી શ્રીહરિનાં દર્શન કરવા ધર્મદેવને ઘેર જેમ દરરોજ આવતા હતા એમ આવ્યા ॥૨૯॥ હનુમાનજી શ્રીરામચંદ્રજીના અનન્યભક્ત છે પણુ આ શ્રીહરિકૃષ્ણને સાક્ષાત્ સ્વેષ્ટદેવ રામચંદ્રજી નિશ્ચયથી

तद्दर्शनं करोति स स्वेष्टदेवं विदन् हि तम् ॥३०॥ अपश्यंस्तत्र तं पुर्यां विविच्य च समन्ततः । अप्राप्य सरयूतीरे मुहूर्तं ध्यानमाचरत् ॥३१॥ धर्मभक्ती पोषयितुमुच्छेत्तुं तद्विरोधिनः । चरितुं भारते वर्षे निर्गतं तमवैत्ततः ॥३२॥ विदित्वा तत्स्थितिं तूर्णमुत्प्लुत्य सरयूं ततः । बालरूपधरः कृष्णं प्राप्य नत्वाऽग्रतः स्थितः ॥३३॥ तमुवाच हरिः प्रीतः प्रणम्याहो कपीश्वर! । कुलदेवोऽसि नः साक्षात्कुतोऽत्र सहसाऽऽगतः ॥३४॥ घोरारण्यं निर्गतस्य तपांसि तप्तुमिच्छतः । दर्शनं मङ्गलायैव जातं ते मम वाञ्छितम् ॥३५॥ त्वन्नामोच्चारणादेव गृहाद्ग्रामान्तरं नृणाम् । व्रजतां कार्य-

જાણીને પ્રતિદિન ધર્મદેવને ઘેર આવીને તે આ શ્રીહરિનું દર્શન કરતા હતા ॥૩૦॥ તે દિવસે ઘરમાં શ્રીહરિને નહિ ભાળીને, નગરમાં સર્વત્ર ગોતાગોત કરતાં દર્શન નહિ પામીને, સરયૂતીરે આવીને મુહૂર્તપર્યંત એકાગ્ર થઈ ધ્યાનપરાયણ થયા ॥૩૧॥ ધ્યાનદૃષ્ટિથી તેમણે 'આ ભગવાન્ શ્રીહરિ ધર્મ ભક્તિને વૃદ્ધિ પમાડવા અને તેના વિરોધિઓનો વિનાશ કરવા ભરતખંડમાં સર્વત્ર વિચરણના વિચારથી ઘરથકી ચાલી નીકળ્યા છે' એમ જાણ્યું ॥૩૨॥ તેપછી મારૂતિ શ્રીહરિ જે સ્થાનમાં વિરાજેછે તેને ધ્યાનદૃષ્ટિથી જાણી લઈને, ત્યાંથી તત્કાળ ઉડીને સરયૂને ઉલ્લંઘન કરીને, બાળ રૂપ ધારીને સ્વેષ્ટદેવ શ્રીહરિપાસે જઈ પ્રણામ કરી તેમની આગળ વિનિત વેષથી બે હસ્ત જોડીને ઉભા રહ્યા ॥૩૩॥ ભગવાનતો પ્રસન્ન થઈને માનુષલીલાને અનુકરણ કરતાથકા પ્રણામ કરીને, મારૂતિપ્રતિ મંદમંદ હસતા હસતા બોલ્યા કે-અહો !! કપીશ્વર તમો અમારા કુળદેવ છો. આ સ્થળમાં પ્રત્યક્ષ થઈને તમો અકસ્માત્ કુતઃ-કેમ આવ્યા ? અથવા ક્યાંથી આવ્યા ? ॥૩૪॥ તપો તપવાની વાંછાથી અતિઘોર અરણ્યમાં હું આવ્યો છું, આ ગહન વનમાં તમારૂં દર્શન તપશ્ચર્યામાં પ્રવર્તેલા મારા મહામંગળમાટેજ છે, માટે મારૂં વાંછિત પરિપૂર્ણ થઈ ગયાપ્રાય માનુંછું ॥૩૫॥ પોતાના ઘરથકી ગ્રામાંતર પ્રતિ પ્રયાણ કરતા જનોને તમારૂં નામોચ્ચારણમાત્રજ મંગળ કરનારૂં છે તો સાક્ષાત્ દર્શનથી કાર્યસિદ્ધિમાં મહા

सिद्धिः स्यात्तत्साक्षाद्दर्शनात्किमु ॥३६॥ हनुमानुवाच—जानामि त्वा-
महं साक्षादिष्टदेवं मम प्रभो ! । सीतापतिं रामचन्द्रं पुरेऽत्र वरदं
च मे ॥३७॥ दिने यत्रागतोऽसि त्वं प्रभो ! छुप्पयसः पुरे । ततःप्र-
भृत्यनुदिनं करोमि तव दर्शनम् ॥३८॥ नित्यकर्म विधायाद्य स-
ङ्गवान्ते त्वदीक्षणम् । कर्तुं धर्मगृहं यातो न दृष्टस्तत्र वै भवान्
॥३९॥ ततस्त्वद्ध्यानयोगेन ज्ञात्वा तव चिकीर्षितम् । अत्रागतो
दिदृक्षुस्त्वां कृपां कुरु मयि प्रभो ! ॥४०॥ मानुष्यनाट्यमासाद्य
यन्मां वदसि भक्तवत् । तत्ते शोभनमेवास्ति दास एवास्मि ते
त्वहम् ॥४१॥ साकं त्वयाऽऽगमिष्यामि यद्याज्ञा तव तर्हि तु ।
सेवां वने करिष्यामि नित्यं तव तपस्यतः ॥४२॥ श्रीभगवानुवाच—

મંગળ કરનારૂં થાય એમાં કહેવુંજ શું ? થાયજ ॥૩૬॥ એવી રીતે કહેલા
મારૂતિ બોલ્યા કે–હે પ્રભો ! આપને સાક્ષાત્ મારા ઇષ્ટદેવ સીતાપતિ
શ્રીરામચંદ્રજી જાણુંછું અને આ પુરમાં ચિરંજીવીપણાનો વર આપનારા-
પણ આપજ છો એમ નિશ્ચયથી જાણુંછું ॥૩૭॥ હે પ્રભો ! જે દિવસે
તમો છપૈયા ગ્રામથકી અયોધ્યાપુરમાં પધાર્યા તે દિવસને આરંભીને
'પ્રતિદિન આપનાં દર્શન કરવાં' એવું વ્રત લીધું છે. એજ અનુક્રમથી
આજરોજ નિત્યકર્મ કરી પરવારી સંગવસમયના 'અંતમાં આપના નિરી-
ક્ષણની આકાંક્ષાથી ધર્મના ઘરપ્રત્યે ગયો પણ ત્યાં તમારાં દર્શન થયાં નહિ.
તેપછી તો તમારા ધ્યાનયોગથી આપે કરવા ધારેલું કાર્ય જાણીને હું આ-
પનાં દર્શનની ઈચ્છાથી અહીં આવ્યોછું. માટે હે પ્રભો ! આપના દર્શ-
નનીજ એક ઉત્કટ અભિલાષાવાળા મારી ઉપર કૃપા કરો ॥૩૮-૪૦॥ તમો
માનુષનાટ્યને સ્વીકારી માનુષલીલાને સમુચિત કોઈ ભક્તજન હોય એની
પેઠે વચન કહોછો તે સત્યસંકલ્પ એવા આપને શોભેજ છે. આપ ભગ-
વાનનું સ્વતઃ દાસપણું એજ મારૂં તો સ્વાભાવિક સ્વરૂપ છે ॥૪૧॥ હે ભગ-
વન્ ! મારોતો આ મનોરથ છે કે–આપની સાથેજ વનમાં વિચરતો થકો
તપશ્ચર્યા કરતા આપની સદાય સેવા સજીશ. આ બાબતમાં આજ્ઞા આપ-
વાને આપ યોગ્ય છો. મારો આ મનોરથપણ આપની આજ્ઞા અનુસરવા-

मारुते! भक्तराजं त्वां जानाम्यनुपमं दृढम्। स्मरामि त्वां यदा तर्हि त्वयाऽऽगम्यं ममान्तिके ॥४३॥ तीव्रवैराग्ययुक्तस्य ह्युदासीनस्य सर्वतः। साम्प्रतं रोचते नैव सङ्गः कस्यापि मे वने ॥४४॥ स्वस्थानं याहि यर्ह्यच्छा तथापि स्यान्मदीक्षणे। तर्हि ध्यानेन बुध्वा मामुपेया यत्र तत्र भो! ॥४५॥ सुव्रत उवाच—इत्युक्तस्तेन हनुमांस्तदेकान्तिकभक्तराट्। तदिङ्गितज्ञः सहसा तं प्रणम्य तिरोऽभवत् ॥४६॥ क्वचित्क्वचित्तदीक्षार्थे वनमभ्येत्य दूरतः। प्रणम्य तं तिरोधत्ते क्वचित्तिष्ठति चाग्रतः ॥४७॥ घोरेऽरण्ये क्वचित्तं च समाधिस्थमवेत्य सः। भूतहिंस्रादितो रक्षां करोत्येवाभितश्चरन् ॥४८॥ गते मरुत्सुते सोऽथ मासेनैव महाव्रती। प्रापद्धिमगिरिं

---

नाज એક નિયમવાળો છે એટલે આપની આજ્ઞા હોય તો સાથે રહું ॥૪૨॥ એરીતે નિષ્કપટપણે મારૂતિએ કહ્યું એટલે ભગવાન્ બોલ્યા કે–હે મારૂતે! તમોને મારા નિરૂપમ સુદૃઢ ભક્તરાજ જાણુંછું. જ્યારે તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમારે મારી પાસે આવવું. એમ કેમ? તો તીવ્ર વૈરાગ્યવેગથી સર્વજનસંસર્ગથકી ઉદાસીન થયેલા મને હાલમાં વિજન વનમાં વાસ વિશેષ રૂચેછે. ભલે મારો પરમભક્ત હોય તેનોપણ પ્રત્યક્ષ પ્રસગ મને રૂચતો નથી, મારા હૃદયમાં તેઓ સદાય રહેલાજ છે અને તેમના હૃદયમાં હું સદાય રહેલોજ છું ॥૪૩-૪૪॥ માટે હે હનુમન્! તમો સ્વસ્થાનમાં સીધાવો. જો કદાચિત્ તમારે મારા દર્શનની ઉત્કટ ઉત્કંઠા થાયતો મારા ધ્યાનયોગથી જાણીને જ્યાં મારી સ્થિતિ હોય ત્યાં તમો સુખેથી આવજ્યો ॥૪૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવાને આ પ્રકારે કહેલા, તેમના એકાંતિક ભક્તરાજ, તેમના હૃદ્ગત અભિપ્રાયને જાણનારા હનુમાનજી તેમને પ્રણામ કરીને તેજ ક્ષણમાં ત્યાં અંતર્ધાન થઈ ગયા॥૪૬॥ આ હનુમાનજી તે દિવસને આરંભીને જો કદાચિત્ દર્શન કરવાની અભિલાષા થાય તો વનમાં જઇને દૂરજ રહીને તેમને પ્રણામ કરીને તિરોધાન થઈ જાય. ક્યારેકતો તેમની આગળ પ્રણામ કરીને ઉભા રહે, ક્યારેકતો ઘોર વનમાં શ્રીહરિને સમાધિસ્થિતિવાળા જાણીને તેમની ચારે તરફ ફરતા થકા, ભૂત અને હિંસક જંતુઓ થકી

कृष्णां व्यतीत्य बहुशोऽटवीः ॥४९॥ उपत्यकायां तस्याद्रेर्दिनैः कतिपयैरसौ । भूरिव्यालमृगाकीर्णं प्रविवेश महावनम् ॥५०॥ सिंहैर्व्याघ्रैर्वराहैश्च महिषैश्च महागजैः । गवयै रुरुभिश्चैव व्याप्तं कस्तूरिकामृगैः ॥५१॥ बहुपुष्पफलानम्रनानाभूरुहजातिभिः । सरिद्भिश्च सरोभिश्च युक्तं नानापतत्रिभिः ॥५२॥ अतीव सुकुमाराङ्गो वन्यकन्दफलाशनः । निरुपानत्पदो धीरो बालोऽपि हिंस्रनिर्भयः ॥५३॥ आत्मदर्शी दीर्घदर्शी कुशाग्रमतिरस्मयः । विचचार वने तत्र स्वधर्मं परिपालयन् ॥५४॥ वनवासं दुःखरूपमपि गेहसुखा-

रक्षा करता हता ॥४७-४८॥ मारुति अनुज्ञा पामीने विदाय थतां अहिंसा-ब्रह्मचर्यादि महाव्रतधारी श्रीहरि एकमासे करीने बहु गहन वनोने व्यतिक्रम करीने श्यामवर्णना हिमालयने पाम्या ॥४९॥ आ श्रीहरिए ते पर्वतनी तलेटीमा विचरता विचरता केटलेक दिवसे कोई महावन के जे अनेक भयानक केसरीसिंहो व्याघ्रो वराहो पाडाओ अने महागजोथी व्याप्त, रोझ कालीयारमृगो कस्तुरीयामृगोथी सर्वत्र व्याप्त, अजगरादि महासर्पो अने बीजा वनपशुओथी संयुक्त, बहु फळ पुष्पना भारथी अत्यंत नमी गएला अनेक विविध वृक्षवृन्दोथी विंटाएला, निर्मळ नीरवाळी अनेक नदीयो अने सरोवरोथी समलंकृत अने अनेक जातना पक्षिगणथी शब्दायमान एवा गहन वनमा प्रवेश कर्यो ॥५०-५२॥ ते आ भगवान् श्रीहरिकृष्ण दीर्घदर्शी ( कार्य करवामा विचारशील ) अने स्वयं आत्मदर्शनमांज एक तत्पर अने सत् असतना विवेचनमा समर्थ एवी सुसूक्ष्म महामतिए संपन्न छे, अवस्थाए करीने बाळ छे पण प्रकृतिथी महा धीर छे माटेज वनमा व्याघ्रादि घातुक प्राणीओथकी भयलेशे वर्जित छे, सहज स्वभावथी अने बाळ वयथी कुसुमवत् अत्यंत सुकुमार अंगवाळा छे पण तपने समुचित, वनमा निपजेला एवा कंद मूळ फळादिकना अल्प आहारथी शरीरने अतिशय कृश करीने, कांटा कांकरा विगेरेने नहि गणीने, पादमा पादुकापण नहि पहेरीनेज, आवा गुणी छे तथापि तेना गर्वलेशे रहित होईने, ते महावनमा पोताना वर्णधर्मने अस्खलितपणे परिपालन

धिकम् । मनुते स विरक्तत्वाद्ग्राम्यसौख्यभृशारुचिः ॥५५॥ भरताख्यानपाठाद्यैः प्राप्तासङ्गमतिर्हरिः । पुलहस्याश्रमे कर्तुं तपांसि भृशमुत्सुकः ॥५६॥ एकदा विस्मृताध्वाऽसौ दिशमावध्य सञ्चलन् । अलब्धफलतोयादिर्व्यत्यक्रामद्दिनत्रयम् ॥५७॥ तुरीयेऽह्नि निरन्नत्वाचरतः शिथिलं वपुः । धरण्यां न्यपतत्तस्य वाताहत इव ध्वजः ॥५८॥ स मुहूर्तं तथाभूतः शनैरुत्थाय लोचने । उन्मील्य सर्वतः पश्यन् नदीं दूरादवैक्षत ॥५९॥ शनैश्चलन्नथापत्तां हिमवत्पादनिःसृताम् । आपद्धर्मानुसारेण तत्र नैत्यकमाचरत् ॥६०॥ पपौ तोयं ततस्तस्याः प्राप किञ्चन निर्वृतिम् । तत्तीरस्थवटाध-

---

કરતા થકાજ વિચરવા લાગ્યા ॥૫૩-૫૪॥ આ બાળ નીલકંઠવર્ણીએ વનવાસ દુરત દુઃખરૂપ છે પણ ગૃહવાસથકીપણ અતિઅધિક સુખરૂપ માન્યો આતો યુક્તજ છે ગ્રામ્ય સુખની ઈપ્સાથી પરાભવ પામેલાઓને તો વનનિવાસ દુઃખરૂપજ જણાય, જેમને વિષયવિલક્ષણ જેનુ છે એવા ગ્રામ્ય સુખાભાસમાં વિદ્વેષ છે તેમનેતો વનવાસ સુખરૂપ મનાય. આ શ્રીહરિતો તીવ્ર વૈરાગ્યવેગને લીધે ગ્રામ્ય વિષયસુખાભાસમાં અત્યત અરૂચિવાળા છે ॥૫૫॥ આ ભગવાન્ ઋષભદેવના પુત્ર ભરતજીનુ ચમત્કારી આખ્યાનનો પ્રતિદિન પાઠ અને મનનાદિકને કરતા, માટેજ નિઃસગપણે વર્તવારૂપ દૃઢ વૈરાગ્ય પામીને, પુલહાશ્રમમાં તપશ્ચર્યા કરવામાં અત્યત ઉત્સાહયુક્ત થયા ॥૫૬॥ પુલહાશ્રમની દિશાને લક્ષ કરીને ચાલતા કદાચિત્ માર્ગને ભુલી ગએલા, ફળ જળ જેમને મળ્યું નથી એવા શ્રીહરિને ત્રણ દિવસ વીતિ ગયા, અર્થાત્ નિર્જળ ઉપવાસથી ત્રણ દિવસ નિર્ગમન કર્યા ॥૫૭॥ ચોથે દિવસે ચાલતા શ્રીહરિનું નિરાહાર હોવાથી શિથિલ થઈ ગએલુ શરીર, તીવ્ર વાયુના આઘાતથી ધ્વજસ્તંભ જેમ પડી જાય એમ પૃથ્વીઉપર ધબ લઈને પડી ગયું ॥૫૮॥ આ ભગવાન્ મુહૂર્તપર્યંત પૃથ્વીઉપર નિશ્ચેષ્ટની પેઠે પડી રહીને પછી ધીમેધીમે ઉઠીને લોચનને ઉઘાડીને ચારે બાજુ જોતાં તેમને કોઈપણ નદી દૂરથી દેખવામાં આવી ॥૫૯॥ તે નદીને દેખીને મદમદ ચાલીને હિમાદ્રિના પ્રત્યતપર્વતમાંથી નિકળતી તે નદીને પામ્યા, તેમાં

स्ताद्विशश्राम स भूपते! ॥६१॥ स्वप्रेष्ठस्य हरेः कृच्छ्रं वनवासस-मुद्भवम् । अशक्नुवन्निव द्रष्टुं विवेशाम्बुनिधिं रविः ॥६२॥ सोऽथ सायंतनीं सन्ध्यामुपासामास दर्शयन् । प्राप्तानां तीव्रवैराग्यं नैष्ठिकानां स्थितिं प्रभुः ॥६३॥ अन्धकारो महानासीत्तत्र कृष्णाष्टमीनिशि । नाद्दश्यन्तात्रसन्तत्या छन्नान्यृक्षाणि चानघ! ॥६४॥ शिवा घूकाश्च शार्दूलाः शब्दयन्त इतस्ततः । भ्रमन्ति स्म च झिल्लीनां शब्दास्तीक्ष्णाश्च जज्ञिरे ॥६५॥ आसन्घनरवा भीमाः सहैव स्तनयित्नुभिः । परितः प्रस्फुरन्ति स्म विद्युतश्च मुहुर्मुहुः ॥६६॥ भूतावल्यो भ्रमन्त्यश्च दूरादृद्दशिरे मुहुः । भयङ्करैव सा

આપદ્ધર્મને અનુસારે સધ્યાવદનાદિ નિત્યકર્મ કરવા લાગ્યા ॥૬૦॥ હે ભૂપતે! નિત્યકર્મ કરી પરવારી તે નદીનું પાનીયપાન કર્યું. તેનાથી લેશ સુખ્ શાંતિ પામ્યા. તેપછી તે નદીના તટઉપર રહેલા, ઘાટી છાયાથી શીતળ વડવૃક્ષમૂળમાં વિશ્રામ કર્યો ॥૬૧॥ સૂર્યદેવ તે સમયમાં પોતાને પ્રિયતમ ભગવાન્ શ્રીહરિનો દુઃસહ વનવાસ ક્લેશ જોઈપણ નહિ શકવાથીજ શું? એમ પશ્ચિમસાગરમાં પ્રવેશ કરી ગયા-અસ્ત થયા ॥૬૨॥ તે સમયે સમર્થ શ્રીહરિએ તીવ્ર વૈરાગ્યને પામેલા નૈષ્ઠિકવર્ણીઓની સ્વધર્મમર્યાદા લોકોને ગ્રહણ કરાવા માટે સાયંસંધ્યાનું સમુપાસન કર્યું ॥૬૩॥ હે અનઘ-અઘરહિત રાજન્! સૂર્યાસ્તસમયે શ્રાવણકૃષ્ણાષ્ટમીની રાત્રિમાં મહાઅંધકાર સર્વત્ર વૃદ્ધિ પામી ગયો. વળી મેઘમંડળથી છવાઈ ગએલા ગગનતળમાં તારામંડળપણ દેખાયું નહિ. આ કારણથી પણ અંધકાર અધિક વ્યાપી ગયો ॥૬૪॥ આવા નિરવધિક અંધકારમય ગહન વનમાં શિયાળો તથા ઘુવેરો અને વ્યાઘ્રો વિગેરે કર્ણકઠોર શબ્દોને કરતા કરતા અહીંતહીં ભમવા લાગ્યા તથા તમરાંના કર્ણશૂળ નાદો અત્યંત થવા લાગ્યા ॥૬૫॥ ગગનતળમાં મેઘના ભયંકર ધ્વનિઓ ( ગરગરાડ-ધડાકા ) અશનિ-વિજળીપાત સાથે પ્રગટ થયા. નેત્રતેજને હરનારી વિજળીયો વારંવાર ચારે દિશામાં ઝબક ઝબક થવા લાગી ॥૬૬॥ હે નૃપ! અહીંતહીં ભટકતી ભુતાવળીયો વારેવારે દૂરપ્રદેશમાં દેખાવા લાગી. એ રીતે આ રાત્રિ મહાધૈર્યધારીઓને

रात्रिर्धाराणामप्यभून्नृप! ॥६७॥ हरिस्तु राधापतिमेव चित्ते दृढासनः स्वं परिचिन्तयानः । प्राप्तसमाधिं गतभीः प्रशान्त आसीद्वपुर्मानविहीनवत्सः ॥६८॥ तत्राजगाम सहसा धृतसूक्ष्मरूपस्तद्दर्शनोत्सुकमनाः पवनाङ्गजन्मा । नत्वा तमाश्रितसमाधिमवेक्ष्य तत्तु स्थानं भयङ्करमवेत्य स तत्र तस्थौ ॥६९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे हरिप्रव्रज्यायां हिमाद्रिविचरणनामा द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

सुव्रत उवाच—महानिशायां प्राप्तायां भैरवस्तत्र भूतराट् । आययौ सहसा राजन्! कृतान्त इव देहिनाम् ॥१॥ पिशाचैर्डाकिनीभिश्च

પણ અત્યંત ભય કરનારીજ થઈ ॥૬૭॥ સ્વયં શ્રીહરિતો નિર્ભય થઈને રાધાપતિ કૃષ્ણરૂપ સ્વાત્મસ્વરૂપનું ધ્યાન ધરવા દૃઢ સ્વસ્તિકાસન કરીને, પોતાના આત્મામાંજ એકાગ્ર મન જોડી દઈને, પ્રશાંત દિવ્ય આકૃતિવાળા હોઈને, બાહ્ય દેહાદિકના ભાને વિહીન થઈ ગયા હોય ને શું ? એવા થઈને સમાધિને પામી ગયા ॥૬૮॥ આવા અવસરમાં પવનપુત્ર હનુમાનજી બાળ કપિરૂપ ધારીને અકસ્માત્ ભગવાનનાં દર્શન કરવામાં અતિ ઉત્સુક મનવાળા થઈને તે સ્થળમાં આવ્યા. આવીને પ્રણામ કરીને ભગવાનને સમાધિ પામેલા જોઈને અને તે સ્થાનને ભયજનક જાણીને ત્યાંજ ઉભા રહ્યા ॥૬૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે હરિપ્રવ્રજ્યાયાં હિમાદ્રિવિચરણનામા દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૨॥

## અધ્યાય ૪૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! તેપછી મહાનિશા-મધ્યરાત્રિનો સમય થતાં સમસ્ત પ્રાણીઓના મારણથી દારૂણ બીજો કૃતાંત હોય ને શું ? એવો ભૂતરાજ ભૈરવ ભમતો ભમતો જ્યાં ભગવાન્ રહ્યા છે એજ સ્થળમાં અકસ્માત્ આવી પહોચ્યો ॥૧॥ જે વટવૃક્ષના મૂળતળમાં ભગવાન્ સમાધિનિષ્ઠ થઈને બેઠા છે એજ વડવૃક્ષમાં નિયત નિવાસ જેનો છે અને એજ વનના પ્રાણીઓ જેનું ભોજન છે એવો તે આ ભૈરવ ભગવાનના પધારવા પહેલાંજ આહાર વિહાર અર્થે બહાર ફરવા નીકળી ગએલો તે

भैरवीयोगिनीगणैः । वृतस्त्रिशूलपाणिश्च जटिलोऽरुणवीक्षणः ॥२॥ दीपिकानां सहस्रेण दृश्यस्तालद्रुमोपमः । व्यात्तास्यस्तीक्ष्णदंष्ट्रोग्रो मषीवर्णो भयङ्करः ॥३॥ मनुष्यपशुपक्ष्यादिमांसतृप्तः खरारवः । दन्तान्तरगतांश्चर्वन् पशूञ्जीवत एव च ॥४॥ रक्ताञ्चितसमग्राङ्गः प्रेतैरनुगतोऽसितैः । स्कन्धासक्ताहतमृगवराहमहिषादिभिः ॥५॥ तद्वदद्रुमवासश्च तद्वनप्राणिभोजनः । विहारार्थं च भक्ष्यार्थं गतः पुनरुपागतः ॥६॥ तस्य तस्यानुगानां च घोरशब्देन भूरिणा । सन्त्रस्ता दुद्रुवुर्वन्याः शार्दूलाद्या इतस्ततः ॥७॥ तच्छब्दं मारुतिः श्रुत्वा चक्रे किलकिलध्वनिम् । तत्रसुस्तेन ते सर्वे

---

આહાર વિહાર કરીને ત્યાં પાછો આવ્યો. કેવો ભૈરવ તો-પિશાચ ડાકિની ભૈરવી અને યોગિનીના ગણોથી ચોગરદમ વીંટાએલો, હસ્તમાં મહાભીષણ ત્રિશળ આયુધ ધારી રહેલો, દેવતાના તણખા જેવા ચોમેર લાલચોળ ઉગ્ર લોચનવાળો, પિશાચાદિ પરિચારક જનોએ ધારેલી સહસ્રાવધિ દીપિકાઓ (મસાલો વિગેરે)ના મંડળના મધ્યભાગમાં રહેલો, તાડના ઝાડ જેવા ઉંચા ભયાનક દેહવાળો, તીક્ષ્ણ દાઢોવડે વિશેષ વિકરાળ, કાજળપુંજ જેવા કાળા વર્ણવાળો, વર્ણમાત્રથીપણ ભયંકર, મનુષ્ય-પશુ-પક્ષી વિગેરેના માંસથી અત્યંત તૃપ્ત થએલો, સમગ્ર પ્રાણીઓના હૃદયને વિદારણ કરે એવો ખર-અતિ તીક્ષ્ણ શબ્દ જેનો છે અથવા ખરના જેવો શબ્દ જેનો છે, જીવતાજ પશુઓને ખાતો અને દાંતની અંદર ભરાઈ ગએલા પશુઅવયવોના એકભાગને ચાવ્યા કરતો, રૂધિરધારાથી ખરડાએલા સમસ્ત શરીરાવયવવાળો, મૃગો ભુંડો અને પાડાઓ મારીને ખભા ઉપર જેમણે નાંખેલા છે અને કાજળ જેવા કાળા એવા પ્રેતો જેની પાછળ ચાલ્યા આવેછે એવો ભુંડો ભૈરવ એજ વડવૃક્ષ પાસે પાછો આવ્યો ॥૨-૬॥ આવો ભયંકર ભૈરવ અને તેના અનુચરોના ઘણા ઘોર ઘોષથી અતિશય ત્રાસ પામેલા વનવાસિ વ્યાઘ્રો વિગેરે પશુઓ જ્યાં ત્યાં ચોમેર પલાયન કરી ગયા ॥૭॥ સર્વ પ્રાણીઓને ભયભીત કરનારો ભૈરવ ભૂતાદિકનો મહાઘોર ઘોષ સાંભળીને ત્યાંજ રહેલા હનુમાનજીએ

व्याप्तेन ककुभश्च खम् ॥८॥ हरिस्तेन जजागार प्रेतपं च ददर्श तम् । तथाप्यनुद्विग्नमनाः स्वस्थस्तस्थौ स निर्भयः ॥९॥ तं दृष्ट्वा सगणः क्रुद्धो भैरवो भीमदर्शनः । प्राहास्मत्स्थानगं ह्येनं भूत ! भक्षय सत्वरम् ॥१०॥ प्रेत ! मारय शूलेन रक्षः ! खादास्य चामिषम् । पिब डाकिनि ! शीघ्रं त्वं कवोष्णं रक्तमस्य च ॥११॥ वदन्नित्थं तत्समीपमागतो हन्तुमुद्यतः । गणा जिघृक्षवस्तं च चक्रुर्घोरं रवं मुहुः ॥१२॥ तावत्स्वरूपं जग्राह महागिरिनिभं

---

કોપવેગથી સમસ્ત અસુર રાક્ષસોને અતિ ત્રાસ કરનારો વાનરજાતિનો કિલકિલ ધ્વનિ ( કીકીયારી ) કર્યો, દિશાઓના અંતમાં અને અખિલ આકાશતળમાં વ્યાપી ગએલા કિલકિલનાદથી તે ભૈરવ વિગેરે અતિત્રાસવ્યાકુળ થઈ ગયા ॥૮॥ ભગવાનપણ મારૂતિના મહાધ્વનિથી સમાધિમાંથી બહાર જાગૃતિ પામતાં તેમણે ભૂતપ્રેતાદિકનો અધિપતિ ભૈરવ ભાળ્યો, ભાળીનેપણ મનમાં લેશપણ ઉદ્વેગ નહિ પામતાં પ્રથમનીપેઠેજ નિર્ભય થઇને સ્વસ્થપણેજ બેસી રહ્યા અર્થાત્ સમાધિસંપન્ન થઈ ગયા. આ પ્રેતપતિ પશુગણ કે નરગણનો ભૈરવ છે. દેવદેવ આ શ્રીહરિ આગળતો મછરતુલ્ય અતિતુચ્છ છે, કારણ કે જે આ ભગવાનથકીતો સૂર્ય વાયુ અગ્નિ વિગેરે ભય પામેછે તેને પ્રેતપતિથકી ભયપ્રસંગ કેમ હોય ? નજ હોય ॥૯॥ નિર્ભયપણે ધ્યાનમાં બેસી રહેલા ભગવાનને જોઇને, તેમને કોઈ પ્રાકૃત પુરૂષસમાન માનીને, મહાકોપ પામીને પોતાની પ્રકૃતિએ પ્રેરેલો, અતિક્ષુદ્ર, લોકોને જોવામાત્રથી ભય કરનારો એવો પ્રેતપતિ ભૈરવ પોતાના ગણપ્રત્યે બોલ્યો કે–હે ભૂત ! આતો આપણું કાયમનું નિવાસ સ્થાન છે, આપણું પુરૂપાતન નહિ ગણીને અહી બેસી રહેલા કોઈ આ તપસ્વીને તું જલદી ભક્ષણ કરી જા. હે પ્રેત ! આને ત્રિશૂળથી મારી નાંખ. હે રાક્ષસ ! આનું માંસ તું ખા. હે ડાકિની ! તું આનું કિંચિત્ ઉષ્ણ રૂધિર ઝટ પાન કર્ય ॥૧૦-૧૧॥ હે રાજન્ ! આ પ્રકારે પોતાના પરિજનોના પ્રત્યે ઉંચા સ્વરથી બુમો પાડી પાડીને બોલીને, પછીથી ત્રિશૂળ ઉગામીને ભગવાનને હણવામાટે તેમની પાસે દોડી આવ્યો અને તેના અનુચરોપણ વિભુ પ્રભુને

कपिः । पुच्छेनावेष्ट्य शतशः पिशाचान्सोऽहनत्पदा ॥१३॥ मृतप्राया बभूवुस्ते किन्तु स्वाशुभकर्मभिः । नारका इव दीर्णाङ्गा न म्रियन्ते स्म भूमिप ! ॥१४॥ भैरवं दृढमुष्ट्यैव ताडयित्वा महारवम् । चकार भूयः कीशेन्द्रो दर्शयन्विकृताननम् ॥१५॥ उद्वमन्नक्तमास्येन न्यपतत्स हतो भुवि । गण्डशैल इवागेन्द्राच्चूर्णयञ्छतशः स्वकान् ॥१६॥ पुनस्ताडनभीतोऽसौ शनैर्दूरमगात्ततः । दुद्रुवुश्च गणास्तस्य त्रस्ताः सर्वे इतस्ततः ॥१७॥ तत्र तत्र निलीयैव तस्थुस्ते सकलां निशाम् । कपीन्द्रोऽस्ति गतो वेति वीक्ष-

પકડવાની વાંછાથી વારંવાર ઘોર ઘોષ કરવા લાગ્યા ॥૧૨॥ ભૈરવનો તે આ તમામ ઉદ્યમ ભાળીને, ભગવાનના અનુચર હનુમાનજી તત્કાળ મહાપર્વત સદૃશ રૂપ ધારણ કરીને, સોએ સો પિશાચોને પોતાના લાંબા પુચ્છથી વીંટીને બહુ ભમાવીને, લાતોના પ્રહારથી મારવા મંડ્યા ॥૧૩॥ હે ભૂમિપ ! મારૂતિએ બહુ જોરથી અત્યત લાતાટેલા તમામ પિશાચોનાં અંગો વિદારણ થઈ ગયાં છે તથાપિ પોતાનાજ પ્રબળ પાપકર્મને લીધે મરી ગયા નહિ કિંતુ મૃતપ્રાય થઈ ગયા. યમયાતનાને ભોગવનારા નારકી નરોની માફક આ સર્વે કેવળ પાપકર્મ ભોગવવાજ આવી દુર્યોનિને પામેલા છે માટે મર્યા નહિ કિંતુ બાકી રહેલા જીવિતથી દુરત વેદનાને ભોગવતા થકા મર્યાપ્રાયજ થઈ ગયા ॥૧૪॥ તે ભૂતપતિ ભૈરવનેતો કપિપતિ મારૂતિએ વજ્રતુલ્ય દૃઢ મુષ્ટિરૂપ આયુધથી મારીમારીને, સમગ્ર રાક્ષસોને ભય કરનારૂં પોતાનું વિકરાળ વદન દેખાડીને, તે ભૈરવને મહાભય ઉપજાવતા થકા, ફરીથીપણ મહાન્ નાદ કર્યો ॥૧૫॥ મારૂતિએ વજ્ર જેવી મુષ્ટિથી બહુ માર મારેલો ભૈરવતો વદનમાંથી ખુબ રૂધિર વમતો વમતો, મહાગિરિશિખર થકી ગડશૈલ ( મોટો પથ્થર ) તુટી પડે તેમ પોતાના અનેક અનુચરોને પોતાના પડવાથી સો પ્રકારે ચૂર્ણ કરતો થકો પૃથ્વીઉપર પડ્યો ॥૧૬॥ તેપછી બાકી રહેલા પાપને લીધેજ જીવતો રહેલો ભૈરવ 'ફરીથી મારૂતિ મુષ્ટિમાર મારશે' એવી બહુ બીક લાગવાથી ત્યાંથી ધીમેધીમે બહુ દૂર પ્રદેશમાં નાશી ગયો અને તેના ગણોપણ હનુમાન થકી ત્રાસ પામીને જ્યાં ત્યાં નાશી ગયા ॥૧૭॥ તે ભૈરવ અને તેના ભૂતાદિ બધા અનુચરો તેતે સ્થળમાં સં-

माणाः प्रतिक्षणम् ॥१८॥ ध्यानस्थितस्तु भगवान् गूढैश्वर्यः स्वमायया । नैवाब्रवीत्किञ्चिदपि व्युत्तस्थौ चारुणोदये ॥१९॥ स्नात्वाह्निकं कुर्वतेऽस्मै फलान्याहृत्य मारुतिः । सुस्वादूनि ददौ जानन्नुपोषणचतुष्टयम् ॥२०॥ हरिः कृताह्निकस्तस्य प्रशंसन्नुपकारिताम् । भुक्त्वा तानि जलं पीत्वा गन्तुमैच्छत्ततोऽग्रतः ॥२१॥ हनूमन्तं परिष्वज्य बालमूर्तिधरं ततः । प्राह रक्ष्या वयं काले त्वयाऽसि कुलदेवता ॥२२॥ मारुतिस्तमुवाचाथ मा मां मोहय मायया । दासोऽस्मि तव हे राम ! धर्मनन्दन ! मां स्मरेः ॥२३॥ उक्त्वेत्थ-

---

તાઈ જઈને ભીતભીત થઈને 'મારૂતિ છે ? કે ગયા ?' એમ શંકા સાથે ક્ષણેક્ષણે નિરીક્ષણ કરતા થકા આખી રાત્રિ દૂર બેસી રહ્યા પણ કોઈ લેશ નિદ્રાને પામ્યા નહિ ॥૧૮॥ સ્વયં ભગવાનતો સત્યસંકલ્પપણારૂપ પોતાની માયાથી પોતાનું અલૌકિક અસાધારણ ઐશ્વર્ય લેશપણ નહિ પ્રકાશ કરીને ધ્યાનમાંજ બેસી રહ્યા પણ કાંઈપણ બોલ્યાજ નહિ. અરૂણોદય થતાં સમાધિમાંથી બહાર આવ્યા ॥૧૯॥ અરૂણોદયમાં ઉઠી સ્નાન કરી આહ્નિક કર્મ કરવા લાગ્યા. ભગવાનને ચાર દિવસના કોરા ઉપવાસી જાણીને મારૂતીએ સુસ્વાદુ ફળો લાવીને ભક્તિથી આપ્યાં ॥૨૦॥ નિત્યવિધિ કરી પરવારેલા શ્રીહરિ મારૂતિની સમયાનુસારી સેવાની પ્રશંસા કરતાથકા લાવેલાં ફળો ભગવન્નિવેદન કરી પોતે જમીને જળપાન કરીને તે સ્થાનથકી શ્રીહરિએ આગળ ચાલવાની ઈચ્છા કરી ॥૨૧॥ તેપછી સ્વયં બાળલીલાને અનુકરણ કરતા ભગવાન્ બાળમૂર્તિધારી મારૂતિને મળી ભેટીને બોલ્યા કે—હે હનુમન્ ! તમો અમારા કુળદેવ છો, માટે અમારી પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા વિનાજ કોઈ આવો આપત્કાળ અચાનક આવી પડે તો આવી રીતેજ અમારી રક્ષા કરજો ॥૨૨॥ હે રાજન્ ! આવું ભગવાનનું વચન સાંભળીને મારૂતિ વિનયનમ્ર થઈને એમ બોલ્યા કે-હે ભગવન્ ! તમો માયાથી મને મોહ પમાડો માં. હું આપનો અનન્ય દાસ છું. ધર્મનંદન તમોએજ પૂર્વે દશરથતનયરૂપે અવતરીને ધર્મરક્ષણ કર્યું હતું. તે તમારા આ દાસને અનુસ્મરણ કરો અર્થાત્ ક્યારેક સ્વદાસની ગણના કરો ત્યારે મનેપણ સ્મરણ કરશો ॥૨૩॥

गाधजलां हरिः । प्रतिपूरं तरन् यातो ददर्शाग्रे नगद्वयम् ॥३०॥ एकस्तस्याः पश्चिमे च प्रागेकश्चोन्नतो गिरिः । तयोरन्तर्नदीमूलमपैक्षत महागुहाम् ॥३१॥ ततोऽध्वानं स नापश्यत्सूर्यश्चास्तमुपागमत् । अथ प्राक्पर्वते कश्चित् पुमान् दृष्टोऽमरोपमः ॥३२॥ स हि मूर्तो हिमगिरिस्तं कश्चित्सिद्धयोगिनम् । दैवादमार्गगं ज्ञात्वा तत्र मार्गमदर्शयत् ॥३३॥ प्रविश्यास्यां गुहायां त्वं नद्यामेव व्रजञ्छनैः । अग्रे वर्त्म प्राप्स्यसीति तमुक्त्वाऽभूत्तिरो नगः ॥३४॥ तच्छ्रुत्वा प्रचलंस्तेन पथा भूरितमोभृता । निशः प्रथमयामान्ते बहिर्मार्गमवाप सः ॥३५॥ तत्रागाधजलो दृष्टो ह्रदस्तेनातिविस्तृतः । तटे तस्यावसत्तां तु निशां क्षुधित एव सः ॥३६॥

॥२९॥ આ નદી કોઈ પ્રદેશમાં ઢીંચણપરિમાણ પાણીવાળી તો કોઈ ભાગમાં અપારપાણીવાળી હતી. આ નદીને સામે પૂર તરી ઉતરીને પ્રયાણ કરતાં આગળ બે પર્વતો દેખ્યા ॥૩૦॥ તેમાં એક ઉન્નત પર્વત તે નદીના પૂર્વ ભાગમાં અને બીજો પશ્ચિમ ભાગમાં આવ્યો, આ બે પર્વતને મધ્યે તે નદીના મૂળભૂત કોઈ ગુહા દેખવામાં આવી ॥૩૧॥ તેની આગળ માર્ગ જોવામાં આવ્યો નહિ. માર્ગ નહિ મળતાં સાંજ રોકાઈ ગએલા ભગવાન્ વિચારમાં પડી ગયા, એટલાકમાં આદિત્ય અસ્ત થયો અને માર્ગે નહિ મળતાં સાંજ સ્તબ્ધ થઈ ઉભા રહેલા ભગવાનની દૃષ્ટિએ પૂર્વભાગના પર્વતમાં કોઈ દેવસદૃશ પુરૂષ પડ્યો ॥૩૨॥ તે આ સ્વયં હિમાલયજ 'કોઈ સિદ્ધયોગી દૈવાત્ રસ્તો ભુલી જવાથી અવળે રસ્તે ચઢી ગયાછે' એમ જાણીને ભગવાનને માર્ગ બતાવા મૂર્તિમાન્ પ્રકટ થઈ આવ્યો ॥૩૩॥ આવીને એમ બોલ્યો કે-હે યોગેશ્વર ! તમો આજ ગુહામાં પ્રવેશ કરીને નદીમાં ધીરેધીરે ચાલતાં ચાલતાં આગળ જવાના રસ્તાને પામશો. હે રાજન્ ! શ્રીહરિને આ પ્રકારે કહીને હિમાદ્રિ તત્કાળ તિરોહિત થઈ ગયો ॥૩૪॥ ભગવાન્ આવું હિમાચળનું વચન સાંભળીને ઘાટા અંધકારથી ભરપૂર એવા એજ માર્ગેથી હિંડતાં હિંડતાં રાત્રિના પહેલા પહોર પછી ગુહાને ઉલંઘન કરીને તેથી બહારના ભાગમાં જવાનો માર્ગ પામ્યા ॥૩૫॥ તે પ્રદેશમાં અગાધ જળ જેમાં

मन्तर्धिमगात्मीतः पवननन्दनः । उदङ्मुखो हरिः प्रायात्प्राणिश्रेयस्करुदीक्षणः ॥२४॥ यत्र रात्रिः पतेन्मार्गे तत्रैवोवास निर्भयः । यथालब्धफलाम्भादि भुञ्जानः क्वाप्युपावसन् ॥२५॥ दिनैः कतिपयैः श्यामं तं व्यतीत्य हिमालयम् । अग्रे श्वेतं तमेवाद्रिं ददर्श गगनस्पृशम् ॥२६॥ रौप्यवर्णं द्रुमैर्हीनं पशुपक्ष्यादिवर्जितम् । विचित्रधातुखनिभिर्युक्तं विततकन्दरम् ॥२७॥ तपस्विजनसंसेव्यं सेवितं देवतागणैः । क्वचिच्च हेमवर्णं तं ददर्श गिरिमद्भुतम् ॥२८॥ उपत्यकास्वेव चरंस्तस्यासावेकदा नृप ! । विस्मृताध्वा नदीं काञ्चित्प्राप तत्पादनिःसृताम् ॥२९॥ तां क्वचिज्जानुदघ्नोदां क्वाप्य-

હે રાજન્! આ પ્રકારે પ્રેમથી પ્રાર્થના કરીને પવનનંદન પ્રસન્ન થઇને ત્યાંજ તિરોધાન થઈ ગયા. ભગવાનતો સમસ્ત પ્રાણીઓ ઉપર પરમ કલ્યાણ કરવાનો કૃપાકટાક્ષ મુકતા મુકતા ત્યાંથી ઉત્તરાભિમુખે ચાલ્યા ॥૨૪॥

એરીતે મહાવનમાં વિચરતા ભગવાન્ સૂર્યાસ્ત સમય થતાં નિવાસને સમુચિત સ્થાનવિશેષ ગોતવાની અપેક્ષા નહિ રાખીને, માર્ગમાં મહાવન મધ્યમાં જે પ્રદેશમાં પોતાને રાત્રી પડી જાય તેજ પ્રદેશમાં પ્રભાતપર્યંત નિર્ભય થઇને રહેતા હતા અને અન્ન ફળ મૂળ કે જળ મળી આવે તેનાથી દેહયાત્રા કરતા અને ક્યારેક કોરા ઉપવાસી પણ રહેતા ॥૨૫॥ એરીતે મહાવનમાં વિચરતા વિચરતા કેટલેક દિવસે હિમાલયનાજ એક શ્યામ ભાગને ઉલ્લંઘન કરીને, એજ હિમાલયનો આગળ પ્રકાશતો શ્વેત ભાગ કે જેના શિખરસમૂહો ગગનતળને ચુંબન કરી રહ્યાછે તે દેખવામાં આવ્યો ॥૨૬॥ આ અદ્ભુત પર્વત કેવળ રજતમય હોય ને શું? એવો અતિશય ધોળો, વૃક્ષ-પશુ-પક્ષી વિગેરેએ વર્જીત, વિચિત્ર વર્ણના ગૈરિકાદિ ધાતુઓની ખાંણોથી શોભાયમાન, વિશાળ બહુ ગુહાઓ જેમાં છે, તપસ્વિજનો અને દેવસંઘોએ સારીરીતે સેવેલો, કોઈ ભાગમાં સુવર્ણવર્ણ જેવા સુંદર દેખાવવાળો, આવો હિમાદ્રિ દેખ્યો ॥૨૭-૨૮॥ હે નૃપ! આવા અદ્ભુત પર્વતની સમીપની પૃથ્વીમાં (તલેટીમાં) વિચરતા ભગવાન્ કદાચિત્ માર્ગ વિસ્મૃત થવાથી જવાના રસ્તામાંથી ભ્રષ્ટ થઇને એજ પર્વતના પ્રત્યંત પર્વતમાંથી નીકળતી કોઈ નદીને પામ્યા

गाधजलां हरिः । प्रतिपूरं तरन् यातो ददर्शाग्रे नगद्वयम् ॥३०॥ एकस्तस्याः पश्चिमे च प्रागेकश्चोन्नतो गिरिः । तयोरन्तर्नदीमूलमवैक्षत महागुहाम् ॥३१॥ ततोऽध्वानं स नापश्यत्सूर्यश्चास्तमुपागमत् । अथ प्राक्पर्वते कश्चित् पुमान् दृष्टोऽमरोपमः ॥३२॥ स हि मूर्तो हिमगिरिस्तं कश्चित्सिद्धयोगिनम् । दैवादमार्गगं ज्ञात्वा तत्र मार्गमदर्शयत् ॥३३॥ प्रविश्यास्यां गुहायां त्वं नद्यामेव व्रजञ्छनैः । अग्रे वर्त्म प्राप्स्यसीति तमुक्त्वाऽभूत्तिरो नगः ॥३४॥ तच्छ्रुत्वा प्रचलंस्तेन पथा भूरितमोभृता । निशः प्रथमयामान्ते बहिर्मार्गमवाप सः ॥३५॥ तत्रागाधजलो दृष्टो ह्रदस्तेनातिविस्तृतः । तटे तस्यावसत्तां तु निशां क्षुधित एव सः ॥३६॥

---

॥२९॥ આ નદી કોઈ પ્રદેશમાં ઢીંચણપરિમાણ પાણીવાળી તો કોઈ ભાગમાં અપારપાણીવાળી હતી. આ નદીને સામે પૂર તરી ઉતરીને પ્રયાણ કરતાં આગળ બે પર્વતો દેખ્યા ॥૩૦॥ તેમાં એક ઉન્નત પર્વત તે નદીના પૂર્વ ભાગમાં અને બીજો પશ્ચિમ ભાગમાં ભાળ્યો, આ બે પર્વતને મધ્યે તે નદીના મૂળભૂત કોઈ ગુહા દેખવામાં આવી ॥૩૧॥ તેની આગળ માર્ગ જોવામાં આવ્યો નહિ. માર્ગ નહિ મળતાં સાંજ રોકાઈ ગએલા ભગવાન્ વિચારમાં પડી ગયા, એટલાકમાં આદિત્ય અસ્ત થયો અને માર્ગ નહિ મળતાં સાંજ સ્તબ્ધ થઈ ઉભા રહેલા ભગવાનની દૃષ્ટિએ પૂર્વભાગના પર્વતમાં કોઈ દેવસદૃશ પુરુષ પડ્યો ॥૩૨॥ તે આ સ્વય હિમાલયજ 'કોઈ સિદ્ધયોગી દૈવાત્ રસ્તો ભુલી જવાથી અવળે રસ્તે ચઢી ગયાછે' એમ જાણીને ભગવાનને માર્ગ બતાવા મૂર્તિમાન્ પ્રકટ થઈ આવ્યો ॥૩૩॥ આવીને એમ બોલ્યો કે-હે યોગેશ્વર ! તમો આજ ગુહામાં પ્રવેશ કરીને નદીમાં ધીરેધીરે ચાલતાં ચાલતાં આગળ જવાના રસ્તાને પામશો. હે રાજન્ ! શ્રીહરિને આ પ્રકારે કહીને હિમાદ્રિ તત્કાળ તિરોહિત થઈ ગયો ॥૩૪॥ ભગવાન્ આવું હિમાચળનું વચન સાંભળીને ઘાટા અંધકારથી ભરપૂર એવા એજ માર્ગથી હિંડતાં હિંડતાં રાત્રિના પહેલા પહોર પછી ગુહાને ઉલ્લંઘન કરીને તેથી બહારના ભાગમાં જવાનો માર્ગ પામ્યા ॥૩૫॥ તે પ્રદેશમાં અગાધ જળ જેમાં

प्रातस्ततः प्रचलितस्तृतीयेऽह्नि महापथम् । प्रापेत्थं स व्यतीयाय दुर्गस्थानानि भूरिशः ॥३७॥ इत्थं ह्यमानुषकृतिर्नृप ! वर्णिराजः पश्यन्नुमाजनयितुः स विचित्रशोभाम् । प्रापाश्रमं कतिपयैर्दिवसैर्मनोज्ञं ब्रह्मात्मजस्य पुलहाख्यमुनेः प्रसिद्धम् ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे भैरवगणपराजय पुलहाश्रमागमननिरूपणनामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

सुव्रत उवाच—त ददर्शाश्रमं कृष्णो दर्शनादेव पावनम् । तपःसिद्धिप्रदं तूर्णं श्रयणीयं मुमुक्षुभिः ॥१॥ यत्रात्मभक्तवात्सल्यादिच्छारूपेण नित्यदा । साक्षात्कृष्णः सन्निहितो भगवान्भवति

---

અને અતિવિશાળ એવો કોઈ ધરો દેખવામા આવ્યો તેને જોઇને તેના તટમાજ તે રાત્રિ સુખ્યાજ રહ્યા ॥૩૬॥ પ્રાત કાળમા કર્મસાક્ષી સૂર્ય ઉદય પામતા પ્રાભાતિક કર્મ કરીને ત્યાથી ઉઠીને આગળ ચાલતા ચાલતાં ત્રીજે દિવસે કોઈ પ્રસિદ્ધ મહામાર્ગને પામ્યા એ રીતે મહાવનમા ભગવાને અનેક વિકટ ઠેકાણા ઉલ્લઘન કર્યાં ॥૩૭॥ હે રાજન્ । આવીરીતે અમાનુષી ક્રિયા જેમની છે એવા ભગવાન્ વર્ણિરાજ નગાધિરાજ હિમાદ્રિની વિચિત્ર શોભા જોતાજોતા કેટલેક દિવસે મહામનોહર, બ્રહ્મપુત્ર પુલહ મહર્ષિના પ્રસિદ્ધ આશ્રમને પામ્યા ॥૩૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને. પ્રથમપ્રકરણે ભૈરવપરાજય-પુલહાશ્રમાગમનનિરૂપણનામા ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૩॥

## અધ્યાય ૪૪ મો.

સુવ્રતઋષિ કહેછે— હે રાજન્ । દર્શનમાત્રથી પાપપુંજને હરનારો, સ્વલ્પ સમયમાજ તપની સિદ્ધિ આપનારો, મુમુક્ષુ મનુષ્યોએ સદા સેવવા યોગ્ય એવો પુલહાશ્રમ શ્રીહરિએ જોયો ॥૧॥ તેને બે શ્લોકથી વર્ણવેછે-જે આશ્રમમા સ્વય પુરૂષોત્તમ શ્રીકૃષ્ણભગવાન્ ભક્તજનો ઉપર વાત્સલ્યવિશેષને લઇને સ્વય સ્વેચ્છાથી અથવા ભક્તોની ઈચ્છાનુસારે સ્વીકારેલા દિવ્યરૂપથી સદા સાક્ષાત્ રહેલા છે, એમા સશય નથી 'इच्छागृहीताभिम-

ध्रुवम् ॥२॥ आर्षभो भरतो यत्र तपश्चक्रे पुरा नृप! । महापुण्या चक्रनदी परितो यत्र वर्तते ॥३॥ तत्र स्नात्वा महानद्यां नित्यकर्म विधाय च । स चक्रे मुक्तनाथस्य विष्णोर्दर्शनपूजने ॥४॥ भरतस्य तपःस्थाने स्वावासमकरोत्ततः । तद्वदाराधनं विष्णोरकार्षीच्च महातपाः ॥५॥ मृगार्भे दयया तस्य विष्णूपासन आस यः । विघ्नः स्मरंस्तं च मुहुरसङ्गो नित्यमास सः ॥६॥ सन्त्यक्तबाह्यसङ्गोऽपि

---

तोद्देहः संसाधिताशेषजगद्धितोऽसौ' એવી સ્મૃતિછે ॥૨॥ જે આશ્રમમાં પૂર્વે ઋષભદેવ ભગવાનના પુત્ર ભરતજીએ ભારે તપ કર્યું હતું. જે આશ્રમની ચારેમગ મહા પુણ્યકારી ચક્રનદી (ગંડકી) વહેછે ॥૩॥ આવા પ્રસિદ્ધ પવિત્ર તીર્થમાં આ ભગવાને સ્નાન કરી નિત્યવિધિ કરીને, અર્ચારૂપથી વિરાજમાન મુક્તનાથ નામથી પ્રસિદ્ધ વિષ્ણુનું દર્શન અને તુલસીદળાદિકથી પૂજન કર્યું ॥૪॥ વિષ્ણુનું દર્શન પૂજન કર્યાપછી, જ્યાં ભરતજી ભારે તપ તપ્યા હતા તે સ્થાનમાં પોતે નિવાસ કર્યો અને તે વિષ્ણુનું મહાતપમાં નિષ્ઠાવાળા થઇને આરાધનપણ ભરતજીનીપેઠે પ્રતિદિન કરવા લાગ્યા ॥૫॥ એજ આશ્રમમાં તીવ્ર તપશ્ચર્યામાં પ્રવર્તેલા એવા પણ વિરક્ત ભક્ત ભરતજીને કેવળ દયાને લઇને, મૃગના બચ્ચામાં બંધાએલી વાસનાને લીધે વિષ્ણુના ઉપાસનમાં અચાનક આવી પડેલા મૃગદેહની પ્રાપ્તિરૂપ મહાવિઘ્નને વારવાર વિચાર કરતા આ નીલકંઠવર્ણી સર્વપ્રકારે પ્રાણીમાત્રનો પ્રસંગ પરિત્યાગ કરીને રહ્યા ॥૬॥ એરીતે જનાદિકનો બાહ્યસંગ સર્વથા છોડી દીધો છે તથાપિ આ શ્રીહરિકૃષ્ણે પુરંજન રાજાનું આખ્યાન વારવાર ચિંતવન કરતા થકા અંતરનાપણ ક્ષુધાદિકનો તેને આધીન વર્તવારૂપ સંગ છોડી દીધો. યદ્યપિ ઇન્દ્રિયોને વિષયોથકી વિમુખ કરે તો તે ક્ષોભ કરનારાં થાય નહિ પરંતુ જો મન વિષયપરાયણ હોય તો ક્ષોભ થાયજ. કોઇપણ ઉપાયથી મનને વિષયોથકી પાછું વાળ્યું હોય તો તે ક્ષોભને માટે થાય નહિ પરંતુ અધ્યવસાય (નિશ્ચય) રૂપ જે બુદ્ધિ છે તે જો આત્મસ્વરૂપથકી વિમુખ થઇ વિષયાભિમુખી થાય તો વિક્ષોભ થયા વિનાનો રહે નહિ, તે શ્રુતિમાં કહ્યું છે-'इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिः'

पुरञ्जनकथां मुहु.। चिन्तयन्नान्तरस्यापि बुद्ध्यादे· सङ्गमुज्झहो ॥७॥ असङ्गं निर्गुण शुद्धं प्रकाश नित्यमक्षरम्। सच्चिद्रूपं स्वमा त्मानं मन्यते साजमव्ययम् ॥८॥ तत्रैकेन पदा तिष्ठन्नूर्ध्वबाहुद्वयो जपन्। गायत्रीं वेदजननीं तपोऽतप्यत दुष्करम् ॥९॥ अर्कमण्ड· लमध्यस्थं भगवन्तं हिरण्मयम् । शङ्खचक्रधर देवं दध्यो हृदि

માટે વિપયોમા વ્યભિચરી જતી બુદ્ધિનો સગ ત્યાગ કરવો, બુદ્ધિનો ત્યાગપણુ સ્વરૂપથી સભવતો નથી, કેમકે આત્મનિશ્ચયમા ઉપયોગી છે, માટે વિપયોમા વિચરણુ ન થવા દેવુ એજ બુદ્ધિનો ત્યાગ છે આવી બુદ્ધિ તો જે આત્મૈકપરાયણુ હોય તેમણે ગ્રહણુ કરવા યોગ્ય છે, તે શ્રુતિમા કહ્યુછે–'यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा । तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथे ' ॥૭॥ આત્માનાજ એક ધ્યાનમા પ્રવર્તેલા આ નીલકઠવર્ણી પોતાના આત્માને અસંગ–આકાશની પેઠ દેહાદિ વ્યાપ્ય વસ્તુઓમા રહેલા દોપલેશે શૂન્ય, નિર્ગુણુ–સત્ત્વાદિ ગુણે શૂન્ય, માટેજ શુદ્ધ નિર્વિકાર સ્વરૂપવાળો, પ્રકાશ–દેહ ઇન્દ્રિયા દિકને જ્ઞાનપ્રભાથી પ્રકાશ કરનારો, નિત્ય–અનાદિ, અક્ષર–ક્ષરણુભાવે વર્જીત, અજઅવ્યય–દેહાનુબન્ધિ જન્મમરણાદિકે રહિત, માટેજ સત્–સદા એક રૂપે રહેનાર હોવાથી સન્માન એટલે ક્યારેય નાસ્તિશબ્દને ગોચર નહિ, ચિત્–જ્ઞાનૈકઘન અને આનદમય આવા આત્માનુ એકાગ્ર ચિત્તવૃત્તિથી ધ્યાન ધરવા લાગ્યા–એક આત્મૈકધ્યાનપરાયણુ થયા ॥૮॥ તે સ્થળમા એક પગે ઉભા રહીને બે બાહુને ઉચા કરીને, સમસ્ત વેદના મૂળભૂત ગાયત્રી મન્ત્રનો જપ કરવાપૂર્વક નિયમિત સમયે દુષ્કર–કોઇનાથીપણ ન થઈ શકે એવુ તપ તપવા લાગ્યા ॥૯॥ તેવુ તપ તપતા આ શ્રીહરિ માર્તંડમડળના મધ્યમા વિરાજમાન, શખ ચક્રને ધારી રહેલા, હિરણ્મય–પ્રકાશબહુલ, દેવ–દિવ્યમૂર્તિ ('य एषोऽन्तरादित्ये हिरण्मय पुरुषो दृश्यते हिरण्यश्मश्रु- र्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्ण ' આ શ્રુતિમા તથા 'ध्येय सदा सवि तृमण्डलमध्यवर्ती नारायण सरसिजासनसन्निविष्ट ' આ સ્મૃતિમા પ્રતિપા

१ 'तपस्तेपेऽतिदुष्करं' इति पाठान्तरम्।

तपश्चरन् ॥१०॥ त्रिकालं गण्डकिस्नानं मुक्तनाथस्य पूजनम् । विदधत्प्रत्यहं चक्रे तपः फलदलादिभुक् ॥११॥ तस्य विप्रवटोर्बाल्ये दृष्ट्वा भूरितरं तपः । विस्मयं प्रापुरत्यर्थं बहवोऽपि तपस्विनः ॥१२॥ किं कायाधव एष किं ध्रुव उत स्कन्दः कुमारोऽथवा दत्तो वा ऋभुरेष किन्तु भगवान्नारायणर्षिर्नरः । दुःसाध्यानि नृभिस्तपांसि कुरुते पूर्णेन्दुशान्तद्युतिरित्याश्चर्यवशात्तपस्विमुनिभिस्तेपे तपस्तर्कितः ॥१३॥ तपस्यन्तं च तं दृष्ट्वा तत्स्वरूपविदश्च ये । ते तु ग्लानिं परां प्रापुः स्वप्रेष्ठकृच्छ्रदर्शनात् ॥१४॥ सदा सहचरौ तस्य भक्तिधर्मौ तपःप्रियौ । तपः कुर्वेति तस्मिन् स तिष्ठतस्तस्य

દન કરેલા) ભગવાનનું હૃદયમાં ધ્યાન ધરવા લાગ્યા ॥૧૦॥ પ્રાતઃ, મધ્યાહ્ન, સાયાહ્ન આ ત્રણ વખત ગંડકી નદીમાં સ્નાન અને મુક્તનાથ વિષ્ણુનું પૂજન કરવાપૂર્વક કેવળ કંદ ફળ દળ મૂલાદિમાત્રનો આહાર કરનારા થઈને પ્રતિદિન તીવ્ર તપ કરવા લાગ્યા ॥૧૧॥ વિપ્રબટુવેષધારી આ ભગવાનનું દુષ્કર અતિશય તપ બાલ્યવયમાંજ વૃદ્ધિ પામતું જોઈને બીજા તપસ્વીઓ વિશેષ વિસ્મય પામવા લાગ્યા ॥૧૨॥ એરીતે અતિ આશ્ચર્યથી તીવ્ર તપને નિહાળતા તપસ્વિમુનિઓના મનમાં પૂર્ણચંદ્રના જેવી સર્વજનોને શાંતિ કરનારી દિવ્ય કાંતિ જેમની છે એવા ભગવાનના સંબન્ધમાં મહા વિતર્ક થવા લાગ્યો કે—આ બાળ પ્રહ્લાદ હશે કે શું? અથવા ધ્રુવ હશે કે શું? અથવા સનત્કુમાર હશે કે શું? અથવા કાર્તિકસ્વામી હશે કે શું? અથવા દત્તાત્રેય હશે કે શું? અથવા ઋભુઋષિ હશે કે શું? અથવા ભગવાન્ નર કે નારાયણ મુનિ હશે કે શું? કારણ કે મનુષ્યોથી ન બની શકે એવું તપ કરે છે, એરીતે તમામ તપસ્વિઓએ વિસ્મયવશાત્ વિવિધ વિતર્ક કર્યા થકા આ ભગવાન્ તપ કરવા લાગ્યા ॥૧૩॥ 'આતો પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન્ છે' એમ જે કોઈ તેમના સ્વરૂપને યથાર્થપણે જાણનારા દેવો હતા તેતો પોતાના પ્રિયતમ દેવદેવ ભગવાનનો આવો તીવ્ર તપશ્ચર્યા ક્લેશ ભાળીને સ્નેહાતિશયને લીધે બહુ ખેદ કરવા લાગ્યા ॥૧૪॥ જે એમના સહચર તપઃપ્રિય માતાપિતા ભક્તિધર્મ હતાં તેતો તપશ્ચર્યા કરતા તે

पार्श्वयोः ॥१५॥ ऊर्ध्ववाहोरेकपदा तिष्ठतोऽतिकृशस्य च । भक्तिर्दक्षे वृषो वाम आस्तां भूपातशङ्कया ॥१६॥ निर्दम्भमेव मुनिवदादित्यमुपतिष्ठतः । चातुर्मास्यं व्यतीयाय साश्चर्यान्कुर्वतो मुनीन् ॥१७॥ एकादश्यां प्रबोधन्यामथ साक्षाद्दिवाकरः । उपेयायान्तिकं तस्य द्विभुजो दिव्यविग्रहः ॥१८॥ तं विलोक्य निजाभ्याशे साक्षाद्भास्करमागतम् । प्रणम्य साष्टाङ्गमसौ बद्धाञ्जलिपुटोऽब्रवीत् ॥१९॥ जय ! जय ! जगदात्मन्भास्कराहस्कर ! त्वं सकलनिगममूर्ते ! ब्राह्मणाराधनीय ! । भृशतमसि निमग्नं त्वां विना

ભગવાનમાં પ્રેમ પ્રકર્ષને લીધે તેમના બે પડખામાં અદૃશ્યરૂપથી રહ્યાં હતાં ॥૧૫॥ એક પગે ઉભા રહી બે બાહુ ઉંચા કરીને દુઃસાધ્ય તપ કરતા, માટેજ અતિશય કૃશ શરીર જેમનું છે એવા આ ભગવાન્ પરિશ્રમને લઇને પૃથ્વી ઉપર પડી જશે એવી આશંકાથી જમણા ભાગમાં ધર્મદેવ પિતા અને ડાબા ભાગમાં ભક્તિ માતા સાવધતાથી ઉભા રહ્યાં હતાં. ( સ્નેહાતિશયને લીધે અસ્થાનમાં શંકા આવેછે ) ॥૧૬॥ એરીતે નિર્દંભપણેજ અન્ય તપસ્વીની માફક પ્રતિદિન સૂર્યનું ઉપસ્થાન કરતા અને સર્વને આશ્ચર્યસાગરમાં ડુબાડી દેતા શ્રીહરિને ચાતુર્માસ વીતિ ગયું ॥૧૭॥ તેપછી પ્રબોધની એકાદશી દિવસે પ્રસન્ન થએલા સૂર્ય સ્વયં સાક્ષાત્ દ્વિભુજ દિવ્ય દેહધારી થઇને ભગવાનની પાસે આવ્યા ॥૧૮॥ પોતાની પાસે પ્રત્યક્ષ સૂર્ય આવેલા જોઇને તેમને વર્ણીન્દ્ર શ્રીહરિ સાષ્ટાંગ નમસ્કાર કરી બે હાથ જોડીને બોલ્યા -સ્તુતિ કરવા લાગ્યા ॥૧૯॥ હે જગદાત્મન્-જગતના તમોજ આત્મભૂત છો. ( પારમેશ્વર રૂપથી સ્તુતિ કરેછે ) તમો ભાસ્કર-જગતને પ્રકાશ કરનારા અને અહસ્કર-દિવસ કરનારા હોવાથી એવી સાર્થક સંજ્ઞાથી પ્રસિદ્ધ છો. તમારા કિરણો તેજોમય છે. સર્વ વ્યવહારમાં હેતુભૂત જે દિનરાત્રિ વિભાગ છે તે તમારે લીધેજ છે. તમારી મૂર્તિ સમગ્રવેદમયી છે. વેદાધિકારી સર્વ વિપ્રાદિકોએ પ્રતિદિન સંધ્યામાં નિયમથી આપજ આરાધાઓ છો. ગાઢ તમમાં ડુબી ગયેલા જીવલોકને તે તમ ટાળીને દૃષ્ટિદાનથી સુખી કરવા માટે તમારા વિના બીજો કોણ સમર્થ છે ? કોઈપણ નથી. એવા તમો જય

जीवलोकं सुखयितुमिह को वा शक्नुयात्त्वदितरस्य ॥२०॥ जगदव नविरोधोत्पत्तिहेतुस्त्वमीशो हरिहरविधिमूर्तिः सर्वलोकप्र काशः । अभिमतफलदातोपासकेभ्यः कृपालो ! नमनपरनृणाम प्यामयौघं निहंसि ॥२१॥ अनलहिमकराद्याः सन्ति तेजस्विनो ये त इह भवत एव प्राप्य तेजश्चरन्ति । तव वरद ! किलैतन्मण्डलं प्राप्नुयुर्ये पुनरिह भववार्धौ ते न मज्जन्ति मुक्ताः ॥२२॥ इह तव किरणस्यास्यैककस्यापि तेजः सहितुममृतपेप्वप्यण्डकोशे न कोऽपि । प्रभवति किमु तर्हि ब्रह्मणस्तेऽशुमालिन् ! सकलकिर णतेजस्तं नमामीश्वर त्वाम् ॥२३॥ चिरमिह मम चित्तेऽभीप्सित

---

પામો જય પામો ॥૨૦॥ હે કૃપાળો ! જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણભૂત જે હિરણ્યગર્ભ-હરિ-હર છે તેપણ ઈશ સર્વનિયતા તમારીજ મૂર્તિઓ છે (આ સ્તુતિ છે) તમોજ અખિલ લોકોને પ્રકાશ-અધનાર ટાળીને પુરૂષાર્થ સપાદનમા સમર્થ કરોછો નમસ્કારમાત્ર કરનારા જનોના પણ આમયોઘ-અધ્યાત્માદિ દુ ખરૂપ રોગરાશિને હરનાર તમો છો અને ઉપાસકોને ઇપ્સિત ફળ દેનારા છો ॥૨૧॥ હે વરદ ! ચદ્રમામા અને અ ગ્નિમા જે તેજ છે તે તમારૂજ છે, કારણ કે તેઓ તમારૂજ તેજ તેતે વ ખતે પામીને લોકમા પ્રકાશકપણાની પ્રખ્યાતિ પામ્યા છે જે આત્મનિષ્ઠ તત્ત્વજ્ઞાનિઓ આ શરીરમાથી નિકળીને અર્ચિરાદિમાર્ગે જતા તમારા મડળને પામીને તે માર્ગથી પ્રયાણ કરીને બ્રહ્મને પામેછે તે મુક્ત પુરૂષો ફરીથી સસારસાગરમા સમગ્ન થતા નથી એટલે પુનરાવૃત્તિ પામતા નથી ( આતો બ્રહ્મવિદ્યાનુ ફળ છે તથાપિ માર્તંડમડળના મહિમાપણે સ્તુતિ કરી છે અર્ચિર્માર્ગમા સૂર્યનોપણ સબન્ધ છે એટલે સ્તુતિ સભવિત છે ) ॥૨૨॥ હે અશુમાલિન્ !-તમો સહસ્રકિરણવાળા છો અત્યુગ્ર કિરણોવાળા તમારા વર્તતા તે કિરણો મધ્યે એકપણ પ્રદીપ્ત કિરણનુ તેજ સહન કરવામાટે બ્રહ્માડગોલકમા અમૃતપાન કરનારા અમરોમાપણ કોઈ સમર્થ થતો નથી તો વેદમૂર્તિ તમારા સમગ્ર કિરણોનુ તેજ સહન કરવા કોઈપણ ન સમર્થ થાય એમા કહેવુજ શુ ? એવા આપ ઈશ્વરને હુ નમસ્કાર કરૂછુ ॥૨૩॥

दर्शनं ते दुरितनिचयमूलोत्कृन्तनं प्राप्य चाद्य । उदय इव सुधांशोरर्णवस्यातिहर्षो हृदयकुहरमध्ये माति नैवाब्जबन्धो ! ॥२४॥ सुव्रत उवाच—इति स्तुवन्तं तं प्राह सूर्यनारायणो वचः । हरे ! तुभ्यं प्रसन्नोऽस्मि वरं मद्वरयेप्सितम् ॥२५॥ ततो हरिर्ययाचे तं वरं स्वस्याभिवाञ्छितम् । भगवन् ! यदि तुष्टोऽसि तर्हि देहि मदीप्सितम् ॥२६॥ तमोपहस्त्वमेवेति तमः सर्वं ममान्तरम् । हर्तुमर्हसि देवेश ! दुःखसंसृतिकारणम् ॥२७॥ कामः क्रोधश्च लोभाद्या इन्द्रियाणि च वर्णिनः । महारयः सन्ति तेभ्यस्त्वया कार्यं ममावनम् ॥२८॥ तपःस्थैर्यमकामत्वं सर्वेन्द्रियजयस्तथा ।

---

હે કમળબન્ધો ! તમારા દર્શનની બહુ દિવસથી મને તીવ્ર વાંછા હતી. સમગ્ર પાપપુંજને હરનારૂં તે ઇપ્સિત દર્શન આજ થવાથી મને જે આનંદાતિશય થયોછે તે ચંદ્રોદય થતાં સમુદ્રનેજ જેમ તેમ વૃદ્ધિ પામતાં મારા હૃદયતળમાં માઈ શકતો નથી જેથી ઉન્મર્યાદિત બહાર ઉભરાઈ જાયછે ॥૨૪॥ સુવ્રતઋષિ કહેછે-હે રાજન્ ! આ પ્રકારે સ્તુતિ કરવાથી પ્રસન્ન થએલા સૂર્યનારાયણ વચન બોલ્યા કે-હે હરે ! હું તમારી ઉપર પ્રસન્ન થયોછું, માટે મારી પાસે વાંછિત વર માગો ॥૨૫॥ આ પ્રકારે કહ્યુ એટલે નીલકંઠવર્ણીએ વર માગ્યો કે-હે ભગવન્ ! જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો આ વાંછિત વર આપો ॥૨૬॥ હે દેવેશ ! તમો તમોહર છો માટે બાહ્ય તમને જેમ ટાળોછો તેમ મારા અંતરના અજ્ઞાનરૂપ તમને ટાળો, કેમકે આ જે આભ્યંતર તમ છે તેતો દુઃખમય સંસારનું નિદાન છે ॥૨૭॥ જે આ કામ ક્રોધ લોભાદિક છે એતો અંતરના મહા અરિઓ છે, તેતો ન નિવારણ થાય એવા છે. એમને સર્વ પ્રકારે પ્રવેશ અવકાશ આપનારો આ ઇન્દ્રિયવર્ગ છે, 'इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ' એમ ગીતામાં કહ્યુછે. તે આ મહા રિપુઓથકી મારૂં રક્ષણ કરવાને તમો યોગ્ય છો ॥૨૮॥ તથા તપમાં સ્થિરતા અને તેમાં અંતરંગભૂત અકામત્વ-ભગવાન વિનાના સર્વવિષયની કામનાએ રહિતપણું, સર્વ ઇન્દ્રિયોનો જય-તેને વશ ન વર્તવાપણું અને નૈષ્ઠિકબ્રહ્મચર્યવ્રત ઈત્યાદિ ગુણો મારામાં સદાય

नैष्ठिकब्रह्मचर्याद्या गुणाः स्युः सर्वदा मयि ॥२९॥ यदा यदा स्मरेयं त्वामहं स्वहृदये प्रभो ! । तदा तदेद्देशेनैव त्वया देयं स्वदर्शनम् ॥३०॥ एतावदेव मेऽभीष्टं देह्यन्यन्मायिकं त्वहम् । सुखं किमपि नेच्छामि त्वत्तो मायाविमोचकात् ॥३१॥ सुव्रत उवाच— ओमित्युक्त्वा ततः सूर्यस्तं प्रणम्याब्रवीद्वचः । साक्षात्कृष्णस्त्वमेवासि जानामीति हरे ! हृदि ॥३२॥ तथापि नरनाट्येन मामित्थं याचसि प्रभो ! । यान् याचसि गुणांस्ते तु सन्ति सिद्धाः सदा त्वयि ॥३३॥ त्वद्भक्तेष्वपि ते कृष्ण ! त्वत्प्रतापाद्भवन्ति हि । किं पुनस्त्वयि कल्याणसद्गुणाकर ईश्वरे ॥३४॥ इत्युक्त्वा

---

वर्ते ॥२९॥ અને હે પ્રભો ! જ્યારે જ્યારે હું હૃદયમાં સંભારૂં ત્યારે ત્યારે તમારે આવાને આવાજ દિવ્યરૂપથી મને દર્શન દેવાં ॥૩૦॥ હે દેવ ! મારે આટલુંજ અભીષ્ટ છે તે તમો આપો, આથી બીજું કાંઈપણ માયિક સુખ ઇચ્છિતો નથી. કેમકે જે પ્રાકૃત સુખ છે તે સર્વે બંધન કરનારૂં છે. માયાને મુકાવનારા તમો મળ્યા તો હવે બંધક બીજા સુખની પ્રાર્થના કેમ થાય ? કરે તો તે ભુલ્યોજ જાણવો ॥૩૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ઉક્તરીતે પ્રાર્થના કરેલા સૂર્યે તથાસ્તુ કહીને તેમને પ્રેમ પ્રણામ કરીને વચન બોલ્યા કે-હે હરે ! માનુષલીલાને અનુકરણ કરતા આપે મારી પ્રસન્નતાનો ઉપાય અનુષ્ઠાન કર્યો. મેં પણ આપના સંકલ્પને વશ વર્તીને આપની પાસે આવીને આ માનુષ્યનાટ્યને અનુસરીને કાંઈપણ ( અર્થશૂન્ય ) મેં આ કહ્યું પણ ખરૂં. વસ્તુગત્યા તો હવે આપને નિવેદન કરૂંછું-સાક્ષાત્ સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણભૂત શ્રીકૃષ્ણ તમોજ છો તથાપિ નરનાટ્યથી આ રીતે યાચના કરોછો. એમ હું હૃદયમાં નિશ્ચયથી જાણુંછું. હે પ્રભો ! જે ગુણોની યાચના કરોછો તેતો તમારે વિષે નિત્યસિદ્ધજ છે 'स्वाभाविकी ज्ञानबलक्रिया च' 'नित्या यत्र महागुणाः' એવી શ્રુતિ સ્મૃતિ છે ॥૩૨-૩૩॥ હે કૃષ્ણ ! તમારા જે ભક્તજનો છે તેમાંપણ તમારા પ્રતાપથી તમોએ યાચેલા ગુણો વર્તેછે તો સમસ્ત કલ્યાણ ગુણગણનાં નિધિરૂપ પરમેશ્વર આપનેવિષે તે ગુણો હોય એમાં કહેવુંજ શું ?

हरिमानस्य प्रीतः सोऽन्तर्दधे रविः । हरिशर्मा प्रीतमनास्तपश्चर्यां समापयत् ॥३५॥ तत्क्षेत्रमाहात्म्यमतिप्रशंसंस्तूर्णं तपःसिद्धिविधातृतादि । सन्मानितो भूरि तपस्विवर्यैरुवास तद्वाद‌‌शिकादिनं सः ॥३६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे सूर्यनारायणप्रसादननामा चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

राजोवाच—हरौ प्रव्रजिते गेहाद्बन्धवस्तस्य सुव्रत ! तस्मिन्विबृद्धप्रेमाणस्तच्चित्ताः किमकुर्वत ॥१॥ शृण्वन्कृष्णकथा ब्रह्मन्मधुराश्च मनोहराः । रसज्ञो नैव तृप्यामि यथा मर्त्योऽमृतं पिबन् ॥२॥ सुव्रत उवाच—यदा स भगवान् गेहं त्यक्त्वा प्रव्रजितो

॥૩૪॥ હે રાજન્ ! આ પ્રકારે કહીને રવિદેવ શ્રીહરિને નમસ્કાર કરી પ્રસન્ન થઇને અંતર્ધાન થઈ ગયા. તેપછી મનમાં પ્રસન્ન થએલા શ્રીહરિએ પણ તે તપશ્ચર્યાની સમાપ્તિ કરી ॥૩૫॥ ત્યારપછી નીલકંઠ ભગવાન્ સ્વલ્પ સમયમાં તપની સિદ્ધિ આપવી વિગેરે પુલહાશ્રમક્ષેત્રનો મહિમા વિશેષ વખાણતા થકા અને ત્યાંના બહુ તપસ્વિઓએ સત્કાર કર્યા થકા એજ ક્ષેત્રમાં એજ કાર્તિક માસની શુક્લ દશમીસુધી નિવાસ કરીને રહ્યા ॥૩૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે સૂર્યનારાયણપ્રસાદનનામા ચતુશ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૪॥

## અધ્યાય ૪૫ મો.

ભગવાન્ ભવનથકી ચાલી નીકળ્યા તેને આરંભીને સૂર્યનું ઉપાસન કર્યું ત્યાં સુધીનું દિવ્યચરિત્ર સાંભળીને, પ્રતાપસિંહરાજા શ્રીહરિના સંબન્ધિઓનો સ્નેહાતિશય પુછેછે—હેસુવ્રતમુને ! ભગવાન્ શ્રીહરિકૃષ્ણ ઘરથકી ચાલી નીકળ્યા પછી તેમને વિષે સ્નેહાતિશયને પામેલા તેમના રામપ્રતાપાદિ બન્ધુજનોએ તેમને વિષેજ એક નિમગ્ન મન હોવાથી તેમના વિયોગમાં શું કર્યું ? ॥૧॥ હે બ્રહ્મન્ ! તમોએ કહેવા માંડેલી શ્રીહરિકૃષ્ણની કથાઓ શ્રોતાજનોના મનને હરનારી અતિ મધુર છે, તેને સાંભળતાં રસજ્ઞ મને તૃપ્તિ થતીજ નથી. અમૃતરસને જાણનારા અમૃતનું પાન કરનારાને તૃપ્તિ થાયજ નહિ. કૃષ્ણકથાતો અમૃતરસ કરતાંપણ અતિશય સ્વાદુ છે ॥૨॥

नृप ! । तदा तस्य वयस्यास्तं द्रष्टुं तद्गृहमाययुः ॥३॥ अदृष्ट्वा तत्र ते नद्यां विचिन्वन्ति स्म तं पुरे । तस्योपवेशनस्थानं यद्यत्तत्तद्व्यलोकयन् ॥४॥ तत्राप्यदृष्ट्वाऽन्यत्रापि ते गवेष्य सुहृत्तमम् । यदा न लेभिरे तर्हि रुदन्तस्तद्गृहं ययुः ॥५॥ अग्रजं तस्य सङ्गत्य तमुदासीनमास्थितम् । नीलकण्ठो भवद्भ्राता गतः क्वापीति चोचिरे ॥६॥ तदा रामप्रतापोऽपि गेहे गेहे वने च तम् । तथेच्छाराममुख्याश्च विचिक्युर्बन्धवोऽखिलाः ॥७॥ साश्रुनेत्राश्च ते सर्वे यदा नैक्षन्त तं क्वचित् । तदानीं त्वग्रजस्तस्य जातश्चिन्तातुरो भृशम् ॥८॥ हे कृष्ण ! हे हरे ! बन्धो ! हरिकृष्ण ! ममानुज ! । हे नीलक-

---

એ રીતે રાજાએ પુછેલા સુવ્રતમુનિ કહેછે—હે નૃપ ! જ્યારે ભગવાન્ પોતાના ભવનનો ત્યાગ કરીને નીકળી ચાલ્યા ત્યારે તરતજ તેમના સમાન વયના સખાઓ તેમનાં દર્શન કરવા તેમના ભવનપ્રત્યે આવ્યા ॥૩॥ ભવનમાં તેમને નહિ ભાળીને તેઓ 'સ્નાનાર્થે સીધાવ્યા હશે' એમ મનમાં માનીને સરયૂતીરે ગોતાગોત કરવા મંડ્યા. ત્યાંપણ તેમને નહિ દેખીને અયોધ્યાપુરમાં તેમને પ્રતિદિન જવા બેસવાનાં જેજે સ્થાનો હતાં તે તે પ્રત્યેકમાં ખોળાખોળ કરવા લાગ્યા. ત્યાંપણ તે નહિ મળવાથી બીજાં પણ બહુ સ્થળોમાં શોધાશોધ કરતાં જ્યારે સુહૃત્તમ શ્રીહરિ મળ્યા નહિ ત્યારે તે પ્રિય બાળમિત્રો નેત્રમાં આંસુ લાવીને રડતારડતા તેમનાજ ઘરપ્રતિ પાછા આવ્યા ॥૪-૫॥ આવીને તેઓએ સ્નાનાર્થે ગએલા ભ્રાતા ભગવાન્ ભવને નહિ આવવાથી અતિ ઉદ્વેગને પામેલા અને કાર્યમાત્રમાં ઉદાસીનનીપેઠે સ્તબ્ધ બેસી રહેલા રામપ્રતાપને 'તમારા ભાઈ નીલકંઠ ગમે તે કોઈ સ્થાનમાં જતા રહ્યા છે, આ અયોધ્યાપુરમાંતો નથીજ' એમ નિવેદન કર્યું ॥૬॥ તે સમયે રામપ્રતાપપણ સહોદરસ્નેહપરવશ થઈને, ઘેરઘેર અને તેતે તમામ બાગ બગીચામાં ગોતાગોત કરવા લાગ્યા. તેમજ બીજા ઇચ્છારામાદિક બધા બન્ધુઓપણ તેતે સ્થળમાં સોધાશોધ કરવા મંડ્યા ॥૭॥ તે બધાય બંધુઓ કોઇપણ પ્રદેશમાં નીલકંઠવર્ણીને નહિ ભાળીને જ્યારે રડતારડતા પાછા આવ્યા ત્યારે જ્યેષ્ઠ બંધુ રામપ્રતાપજી

ण्ठ ! हे वर्णिन्नित्युच्चैराजुहाव तम् ॥९॥ महादुःखाब्धिपतितः शोचन् स्वगृहमेत्य सः । विललापोच्चकैः स्नेहाद्भ्रातर्भ्रातरितीरयन् ॥१०॥ हा मां त्यक्त्वा गतः क्वासौ भ्राता कमललोचनः । तस्य भोजनवेलापि गता नूनं हि नैत्यकी ॥११॥ क्व गत्वा तस्य वीक्षेयं मुखं चन्द्रमनोहरम् । शृणुयां वा क्व गत्वाहं तदीयं वचनामृतम् ॥१२॥ इत्थं स ब्राह्मणः स्नेहादत्यर्थं विललाप ह । चरित्राणि सरंस्तस्य निनायाहानि दुःखतः ॥१३॥ इच्छारामादयस्ते च बन्धवो ज्ञातयस्तथा । तमेव नित्यं शोचन्तो निन्युः कृच्छ्रेण वासरान् ॥१४॥

---

પારાવાર ચિંતાતુર થઈ ગયા ॥૮॥ ચિંતાગ્રસ્ત આ રામપ્રતાપજી આહિં તહિં નીકળી નીકળીને હે હરે ! હે કૃષ્ણ ! હે બન્ધો ! હે હરિકૃષ્ણ ! હે મારા નાના ભાઈ ! હે નીલકંઠ ! હે વર્ણિન્ ! ઈત્યાદિ સંબોધનવડે ઉચ્ચ સ્વરથી શ્રીહરિને બહુ બહુ બોલાવા લાગ્યા ॥૯॥ ભ્રાતા ભગવાન્ નહિ મળવાથી દુરત દુઃખ દરીયામાં ઉંડા ડુબી જઈને શોક કરતા કરતા પોતાને ઘેર પાછા આવીને સ્નેહાતિશયને લીધે હે ભ્રાતઃ ! હે ભ્રાતઃ ! આ પ્રકારે ઉચ્ચ સ્વરથી આક્રંદન કરતા થકા, આ રીતે કરૂણ વિલાપ કરવા લાગ્યા ॥૧૦॥ તે વિલાપ કહેછે—અરે !! હાય હાય !! કમળલોચન આ મારા નાના ભાઈ પ્રેમાળ મને ભાઈનેપણ ત્યાગ કરીને ક્યાં ચાલ્યા ગયા ? અરે ! તેમને દરરોજ જે ભોજન કરવાની વેળા હતી તે પણ વ્યતીત થઈ ગઈ ? અરે ! દીન એવો હું હવે કયા સ્થળમાં જઈને તેમનું દર્શનમાત્રથી અમૃતમય કિરણોવાળા ચંદ્રમા જેવું મનોહર આહ્લાદકારી મુખકમળ નિહાળીશ ? અરે ! ક્યારે ક્યાં જઈને તેમનું શ્રવણપુટથી પાન કરવા લાયક, સર્વ ઈન્દ્રિયોને આનંદ આપનારૂં મધુર વચનામૃત હવે સાંભળીશ ? ॥૧૧-૧૨॥ હે રાજન્ ! રામપ્રતાપ વિપ્ર પ્રેમપ્રકર્ષને લીધે પૂર્વોક્ત પ્રકારે બહુ બહુ વિલાપ કરતા કરતા તેમનાં આશ્ચર્યકારી અમાનુષી ચરિત્રોનું વારંવાર ચિંતવન કરતા થકા જેમતેમ મહા દુઃખથી દિવસો નિર્ગમન કરતા હતા ॥૧૩॥ બીજા ઇચ્છારામાદિ બંધુજનો અને જ્ઞાતિજનો પ્રેમાસ્પદ શ્રીહરિનોજ અનુદિન અનુશોક કરવાપૂર્વક તેમને સંભારતા સંભારતા જેમતેમ મહા-

स्त्रियः सुवासिनीमुख्याः शोचन्त्यस्तमहर्निशम् । कृच्छ्रेणैवाहानि निन्युर्हरेरथ कथां शृणु ॥१५॥ मुक्तनाथं नमस्कृत्य तनत्यांश्च तपस्विनः । ततो विनिर्ययौ प्रातर्वर्णीन्द्रो दक्षिणामुखः ॥१६॥ वह्न्यरण्यानि नगान्सरितश्च सरांसि सः । अत्यक्रामदविज्ञाततत्त्वो वालमुनिर्नृप ! ॥१७॥ हिमालयोपत्यकायां विचरन् गहनं महत् । प्राप सिंहैश्च शार्दूलैर्गजैर्मत्तैर्भयङ्करम् ॥१८॥ वराहैर्महिषैः क्रूरैराकीर्णं गवयादिभिः । महीरुहैश्च वहुभिर्महद्भिरतिसङ्कुलम् ॥१९॥ दुःप्रवेश्ये मनुष्याणां विचरंस्तत्र गह्वरे । यत्र सायं तत्र वसन्प्राप

---

કષ્ટથી દિવસો કાઢતા હતા ॥૧૪॥ શ્રીહરિની જે સબન્ધિની સુવાસિની –સુંદરી ભાભી વિગેરે સ્ત્રિયો હતી તેપણ શ્રીહરિવિષે અતિશય સ્નેહને લીધે અહર્નિશ અનુશોક કરવાપૂર્વક તેમને સભારી સભારીને મહા ક્લેશથી દિન નિર્ગમન કરતી હતી હે રાજન્! હવે ભગવાનની કહેવાતી કથા સાવધતાથી સાભળો ॥૧૫॥

સૂર્યોપાસનની સમાપ્તિ કર્યાં પછી વર્ણિરાજ શ્રીહરિ મુક્તનાથ વિષ્ણુને નમસ્કાર કરી ત્યાના તપસ્વિ મુનિઓને નમન કરીને તે પુલહાશ્રમથકી કાર્તિક શુક્લ ત્રયોદશીના પ્રભાતમાં દક્ષિણ દિશાને અભિમુખ નીકળી ચાલ્યા ॥૧૬॥ હે નૃપ ! જેનુ સ્વરૂપ યથાર્થપણે અજ્ઞાનિજનો જાણતા નથી એવા બાળમુનિરૂપધારી ભગવાને બહુ ગહન વનો, બહુ મહાગિરિઓ, બહુ મહાનદીઓ અને બહુ સરોવરો ઉલ્લઘન કર્યાં ॥૧૭॥ એ રીતે ભગવાન્ હિમાલયની તળેટીમા એક પછી એક વન વનમા વિચરતા વિચરતા સિહો વ્યાઘ્રો અને મદઝર ગજોના નિવાસને લઇને મહા ભયકર, વનવરાહો વનમહિષો અને રોઝો વિગેરે બીજા પશુ વનવાસી ક્રૂર પ્રાણીઓથી વ્યાપ્ત, ગગનતળમા ગાજી રહેલી સોએ સો શાખાવાળા વિશાળ મહાવૃક્ષ વૃંદોએ કરીને અત્યત ઘાટુ અને મનુષ્યોથી બીલકુલ પ્રવેશ કરી શકાય નહિ એવા એક મહા ગહન વનને પામ્યા ॥૧૮-૧૯॥ આવા વિકટ વનમાં વિચરતા વર્ણિવર્ય શ્રીનીલકંઠ જે સ્થળમાં સૂર્યાસ્ત સમય થાય ત્યા મધ્ય માર્ગમાજ કોઈ વૃક્ષમૂળમા નિવાસ કરતા હતા એ રીતે નિર્ભયપણે ચા-

बुट्टोलपत्तनम् ॥२०॥ तत्र राजा पर्वतीयो महादत्ताभिधः सुधीः । आवास्य स्वालये तं च सिषेवे बहुभावतः ॥२१॥ भगिनी तस्य मायाख्या स्नेहेन परिचर्यया । सिषेवे परया भक्त्या तमात्मश्रेयसे नृप ! ॥२२॥ तयोः प्रसन्नो भगवान्दत्त्वा संसृतिमोचनम् । ज्ञानं स्वस्य ततः प्रायाद्वनमेव तपःप्रियः ॥२३॥ मुक्तनाथान्निर्गतस्य प्राप्तस्यैतद्वनं हरेः । वसतस्तत्र तत्रास्य कालः संवत्सरोऽत्यगात् ॥२४॥ वने घोरे स विचरन् स्वधर्मं सम्यगाचरन् । महान्तमेकं न्यग्रोधं प्राप्तवाग्र्यदर्शनम् ॥२५॥ तडागेनातिमहता पूर्वं नद्या-स्तथोत्तरे । शोभितं च नलस्तम्बैर्महद्भिरभितो वृतम् ॥२६॥

---

ચાલતાં ચાલતાં એક બુટોલપત્તનને પામ્યા ॥૨૦॥ તે પત્તનમાં પર્વતનો રાજા મહાદત્ત નામનો શોભનબુદ્ધિએ સંપન્ન હતો, આ રાજા પોતાના ભવ્ય ભવનમાંજ આ ભગવાનને ભક્તિથી ઉતારો આપીને બહુભાવથી સેવા કરવા લાગ્યો ॥૨૧॥ હે નૃપ ! તે નૃપતિની ભગિની માયા નામની કોઇ હતી, તે આ ભગવાનની પોતાના કલ્યાણમાટે સ્નેહથી અને પરાભક્તિથી ( શ્રદ્ધાદિકવડે ) સમુચિત પરિચર્યા ( સ્નાન કરાવવું, ભોજન કરાવવું વિગેરે )થી સારી સેવા કરવા લાગી ॥૨૨॥ તે ભ્રાતા–ભગિનીની અકૃત્રિમ સેવાથી સંતુષ્ટ થએલા ભગવાન્ શ્રીહરિ તે બન્નેને સંસૃતિ સંકટમાંથી નિઃસંશય સમુદ્ધાર કરનારૂં દિવ્ય સ્વસ્વરૂપનું યથાર્થ વિજ્ઞાન કૃપાથી આપીને, પોતે તપઃપ્રિય હોવાથી ત્યાં નહિ રહીને ત્યાંથી વનમાંજ વિચરણ કર્યું ॥૨૩॥

મુક્તનાથ ક્ષેત્રમાંથી નીકળીને તેતે વનમાં વિચરતા વિચરતા બુટોલપત્તનથી નીકળીને આ વનને પામ્યા એટલા કાળમાં એક વર્ષ પરિમિત કાળ તે નીલકંઠવર્ણીને વીતિ ગયો ॥૨૪॥ એ રીતે તેતે ઘોર વનમાં વિચરતા અને પોતાના વર્ણિધર્મને યથાશાસ્ત્ર આચરતા શ્રીહરિ સુંદર દેખાવ જેનો છે એવા કોઈ ઉન્નત વિશાળ વટવૃક્ષને પામ્યા, જે વડવૃક્ષના પૂર્વભાગમાં કોઈ વિશાળ તલાવ હતું અને ઉત્તરભાગમાં નિર્મળ જળવાળી કોઈ મહાનદી હતી, આ બેથી શોભાયમાન, મોટા મોટા નળસ્તંભ ( અંદરથી પોલો ખરૂ જેની લેખણો થાયછે અથવા કાશ; જેને કાહડો કહે છે;

परितो गजयूथैश्च चरद्भिरभिनादितम् । तं पश्यंस्तत्र सोऽपश्यन्महायोगिनमेककम् ॥२७॥ ऐणमासनमासीनं जटायज्ञोपवीतिनम् । साच्छादनं च कौपीनं वसानमपरिग्रहम् ॥२८॥ शालग्रामार्चनं कृत्वा गीतापठन उद्यतम् । गोपालनाम्ना विख्यातं ननाम विनयेन तम् ॥२९॥ योगीन्द्रः सोऽपि तं वीक्ष्य गाढस्नेहमिवादरात् । उत्थाय सद्योऽतिप्रीत्या परिरभ्याप निर्वृतिम् ॥३०॥ गाढमित्रे इवोभौ तावास्तामन्योन्यदर्शनात् । उवास तत्र वर्णीन्द्रो योगीन्द्रेणातिमानितः ॥३१॥ मानयंस्तं गुरुत्वेन बालस्वामी स

---

તેના ગુચ્છો-લૌથાં ઝુમડાં )થી ચોગરદમ વિંટાએલા, ચોતરફ ફર્યા કરતા ગજજૂથથી શબ્દાયમાન, એવા વડવૃક્ષને અને તેના મૂળમાં બેઠેલા એકાએકી કોઈ મહાયોગિને શ્રીહરિએ જોયા ॥૨૫-૨૭॥ કેવા યોગી તો-મુનિજનોને યોગ્ય એવા મૃગચર્મના પાવન આસનમાં સુખેથી બેઠેલા, મસ્તકે જટા અને ખભા ઉપર શ્વેત યજ્ઞોપવીતથી શોભાયમાન, કૌપીન સહિત આચ્છાદનમાત્ર વસ્ત્રને ધારી રહેલા, માટેજ પદાર્થમાત્રના પરિગ્રહે પરિવર્જીત, શાલગ્રામ-વિષ્ણુનું પૂજન સમાપ્ત કરી ગીતાનો પાઠ કરવા પ્રવર્તતા, ગોપાળ નામ જેમનું છે, તપસ્વિઓમાં તપ યોગાદિ ગુણથી પ્રખ્યાતિ પામેલા, એવા મહામોગીને ભાળીને ભગવાને વિનયથી નમસ્કાર કર્યો ॥૨૮-૨૯॥ ગોપાળયોગી પણ 'તે આ બાળ મુનિરૂપ ધારી શ્રીહરિને દિવ્ય આકૃતિવિશેષથી લક્ષ્ય થતા અમાનુષ ઐશ્વર્યવાળા સાક્ષાત્ ભગવાન છે' એમ દૃઢ જાણીને, આદરભાવથી એકદમ આસનમાંથી ઉઠીને સામા જઇને, પૂર્વના કોઈ ગાઢ સ્નેહી હોય ને શું? એમ પરમ પ્રીતિથી ભેટીને પરમ સુખને પામ્યા ॥૩૦॥ તે આ બન્ને યોગી-વર્ણી અન્યોન્ય દર્શનમાત્રથી સ્નેહાતિશય થઈ જતાં જાણે કોઈ પુરાતન દૃઢ મિત્ર હોય ને શું? એવા એકમેક થઈ ગયા. ગોપાળયોગીન્દ્રે અતિશય સન્માન કરેલા નીલકંઠવર્ણીન્દ્ર તે આશ્રમમાં સુખશાંતિથી નિવાસ કરીને રહ્યા ॥૩૧॥ બાલ્યમાંજ સ્વામિભાવને પામેલા ભગવાન્ શ્રીહરિ ગોપાળયોગિને પોતાના ગુરૂપણે માનતા થકા સમગ્ર યોગશાસ્ત્રે બોધ કરેલા અખિલ અષ્ટાં-

योगिनम् । अशिक्षत्सकलं योगं योगशास्त्रं तथाखिलम् ॥३२॥ आदराच्छिक्षयामास यमांश्च नियमान्स तम् । आसनानि विचित्राणि प्राणायामकलास्तथा ॥३३॥ प्रत्याहारं धारणां च ध्यानं च मनसा हरेः । समाधिमङ्गभूतं स शिक्षयामास चाङ्गिनम् ॥३४॥ सकृत्प्रोक्तं हि तत्सर्वं कालेनाल्पेन स प्रभुः । यथावदेव जग्राह गुरुं विस्मापयंश्च तम् ॥३५॥ नेतीं च द्विविधां वस्तिं कौञ्जरीं नौलिकां तथा । शङ्खप्रक्षालनाद्याश्च क्रिया आदावसाधयत् ॥३६॥ ततः क्रमेण चाष्टाङ्गयोगं स समसाधयत् । गुरूपदिष्टमार्गेण कालेनाल्पेन भूपते ! ॥३७॥ योगशास्त्रं तु निखिलं श्रुतिमात्रेण सोऽग्रहीत् । तेनातिविस्मितो योगी तं मेने कृष्णसन्निभम् ॥३८॥ स्वस्यातिनिःस्पृहस्यापि तस्मिन्प्रेमातिशायिताम् । दृष्ट्वा मतिमतां

---

ગયોગને શીખવા લાગ્યા ॥૩૨॥ તે ગોપાળયોગી નીલકંઠવર્ણીને બહુ આદરથી તે અષ્ટાંગયોગનાં યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા અને ધ્યાન સુધીનાં અંગો અને અંગી સમાધિને શિખવવા લાગ્યા ॥૩૩-૩૪॥ ગુરૂએ એકવારજ ઉપદેશ કરેલુ તે તમામ તત્ત્વ શ્રીહરિએ અલ્પ કાળમાંજ ગુરૂને વિસ્મયયુક્ત કરતાથકા યથાર્થપણે ગ્રહણ કરી લીધુ ॥૩૫॥ તેપછી શ્રીહરિએ યોગમાં ઉપકાર કરનારી હઠયોગમાં ગણેલી નેતિ-બસ્તિ-કૌંજરી-નૌલિકા-શંખપ્રક્ષાલન-ધૌતિ-ત્રાટક ઈત્યાદિક ક્રિયાઓ પ્રથમજ સિદ્ધ કરી. (આ ક્રિયાઓનું સ્વરૂપ હઠયોગપ્રદીપિકાદિકમાં જોઈ લેવું. તે પાંચમા પ્રકરણમાં સ્પષ્ટ કહેશે) ॥૩૬॥ હે ભૂપતે ! તેપછી પૂર્વોક્ત અષ્ટાંગયોગ ગુરૂએ ઉપદેશેલા માર્ગને અનુસારેજ સ્વલ્પ સમયમાંજ સ્વયં સિદ્ધ કરી લીધો ॥૩૭॥ આ રીતે થોડા દહાડામાં શ્રવણમાત્રથી સમગ્ર યોગશાસ્ત્રને યથાર્થ ગ્રહણ કરીને પોતેજ યોગાભ્યાસ કરી લીધો, તેથી ગુરૂ ગોપાળયોગી વિસ્મિત થઇને, વર્ણીન્દ્રને શ્રીકૃષ્ણસદૃશ માનવા લાગ્યા ॥૩૮॥ વળી ગોપાળયોગી પોતે અત્યંત નિસ્પૃહ છે તથાપિ આ શ્રીહરિવિષે સહજપણે બંધાઈ ગએલા પ્રેમાતિશયને વિચારીને, તે પોતે બુદ્ધિશાળીઓમાં અગ્રેસર હોવાથી તે હરિ-

श्रेष्ठो मेने तं गुरुमेव सः ॥३९॥ परस्परं गुरुधियौ सेवमानौ परस्परम् । कन्दमूलफलाहारावूषतुस्तत्र वत्सरम् ॥४०॥ सहमानौ हिमं वातं वर्षं चातपमन्वहम् । स्नातौ त्रिषवणं तीव्रं चक्राते तप एव तौ ॥४१॥ तदाश्रमसमीपेऽथ घोषो गोपैरकार्यत । महिषीर्गाश्चारयद्भिरायातैश्च यदृच्छया ॥४२॥ तत्रागत्य प्रतिदिनं शार्दूलाः पञ्चषान् पशून् । अभक्षयंस्ततो गोपा बभूवुः खिन्नचेतसः ॥४३॥ योगीन्द्रं प्रार्थयामासुस्ततस्ते रक्ष नः पशून् । योगिराज ! समर्थोऽसि नाम स्वं सार्थकं कुरु ॥४४॥ अशक्तः पशुरक्षायां सोऽथ चिन्ताकुलोऽभवत् । ततस्तमाह वर्णीन्द्रश्चिन्तां त्यज

---

કૃષ્ણનેજ પોતાના ગુરૂપણેજ માનવા લાગ્યા, એટલે આ કોઈ પ્રાકૃત બાળક નથી પણ મારા તથા તમામના ગુરૂ થવાને લાયક છે એમ નિશ્ચયથી માનવા લાગ્યા ॥૩૯॥ એવી રીતે તે બન્ને પરસ્પર દૃઢ ગુરૂબુદ્ધિથી બધાએલા, માટેજ પરસ્પર પરિચર્યા આચરતા અને કંદ મૂળ અને ફળનો આહાર કરતા એવા એ ગોપાળયોગી અને નીલકંઠવર્ણી તે આશ્રમમાં એક વર્ષપર્યંત સુખેથી નિવાસ કરીને રહ્યા ॥૪૦॥ વાયુ, વૃષ્ટિ, હિમ અને તાપને સદા સહન કરતા અને પ્રતિદિન ત્રણ વખત સ્નાન કરતા એવા તે બન્ને મહાત્મા મિત્રો તીવ્ર તપ તપવા લાગ્યા ॥૪૧॥ તેપછી કોઈ સમયમાં તે આશ્રમની સમીપે ગાયો ભેંસોને ચારનારા, યદૃચ્છાથી અહીં આવી ચઢેલા ગોવાળીઓએ ઘોષ કરી દીધો ( જ્યાં કેવળ ગોવાળીયાજ પોતાના પશુ વિગેરે રસાલા સાથે રહે એવા નાના ગામને ઘોષ-નેહ કહેછે) ॥૪૨॥ તે ઘોષમાંથી પ્રતિદિન રાત્રિએ વ્યાઘ્રો આવીને પાંચ કે છ પશુઓને ભક્ષણ કરવા મડ્યા, તેથી કરીને પશુઓજ જેમને જીવન ધન છે એવા તે ગોપો અતિશય ખેદયુક્ત અંત:કરણવાળા થઈ ગયા ॥૪૩॥ ત્યારપછી તે ખિન્ન ચિત્તવાળા ગોપો ગોપાળયોગી પાસે આવીને એમ પ્રાર્થના કરવા લાગ્યા કે-હે યોગિરાજ ! તમો મહાસમર્થ છો તમારી જે આ ગોપાળયોગી સંજ્ઞા છે તેને ( ગાયોના પાલનથી ) સાર્થક કરો અમારા આ અનાથ પશુઓની હિંસક પ્રાણિઓથકી રક્ષા કરો ॥૪૪॥ હે રાજન્ ! એરીતે ગોપોએ પ્રાર્થના

महामुने ! ॥४५॥ शङ्खं वादय तेनैव नायास्यन्त्यत्र हिंसकाः । तव योगप्रतापेन गमिष्यन्त्यद्य ते त्वितः ॥४६॥ इत्युक्तः सोऽपि योगी तं मानयन्धर्मनन्दनम् । तदैव कृपया दध्मौ शङ्खं दीर्घनिनादिनम् ॥४७॥ स नादो यावति क्षेत्रे व्याप्तस्तावति कश्चन । हिंस्रो नायाच्च तत्रस्थो जगामान्यत्र सर्वशः ॥४८॥ निर्भयं तदभूत्स्थानं साधोस्तस्य प्रसादतः । ऊषुः सुखं सपशवो गोपालाः प्राप्तविस्मयाः ॥४९॥ स चापि विस्मितो योगी प्रतापं तस्य तं हृदि । जानन्नलौकिकं मेने पुरुषं तं नराकृतिम् ॥५०॥ वर्णिराट् निवसंस्तत्र प्रत्यहं

---

કરેલી પશુરક્ષામા તે ગોપાળયોગી સ્વય અશક્ત હોવાથી અતિચિંતાતુર થયા. ગુરૂ ગોપાળયોગીને ચિંતાવ્યાકુળ જાણીને વર્ણીન્દ્ર પ્રભુ બોલ્યા કે-હે મહામુને ! તમો ચિંતાને ત્યાગ કરો અને આ શખને વગાડો યોગ પ્રતાપના પ્રકૃષ્ટ બળથી દ્વિગુણ વૃદ્ધિ પામેલા તે આ શખનાદથીજ હિંસક સિંહો શાર્દૂલો આ આશ્રમમાથી હમણાંજ દૂર નાશી જશે તે પાછા અહીં આવશેજ નહિ ॥૪૫-૪૬॥ હે રાજન્ ! આ પ્રકારે વર્ણીએ કહ્યુ એટલે ગોપાળયોગીએ પણ તે ધર્મનદન ભગવાનને સત્કાર કરતા થકા એજ ક્ષણુમા બહુ પ્રદેશમા પ્રસરે એવો દીર્ઘ ગભીર નાદ કરનારો મહાશખ પશુ ઉપર પરમ કૃપાથી વગાડ્યો ॥૪૭॥ શખનો તે દીર્ઘ ઘોષ જેટલા પ્રદેશમાં પ્રસર્યો-સભળાયો તેટલા પ્રદેશમાથી બીજા દૂર પ્રદેશમા પલાયન કરી ગએલો કોઈપણ નિયતનિવાસવાળોપણ હિંસક પ્રાણી તે પ્રદેશમા પાછો આવ્યોજ નહિ ॥૪૮॥ તે આ સાધુશીલ શ્રીહરિના પ્રસાદથી તે સ્થાન તદ્દન નિર્ભય થઈ ગયુ, એટલે ગોપો પરમ વિસ્મય પામીને ગવાદિ પશુઓ સાથે, વર્ણીદ્ર અને યોગીન્દ્રની દુગ્ધાદિદાનથી સેવા કરતા થકા સુખેથી ત્યાં નિવાસ કરીને રહ્યા ॥૪૯॥ તે ગોપાળયોગીતો વર્ણીન્દ્રનો આવો પશુરક્ષણલક્ષણ પ્રબળ પ્રતાપ જાણીને વિશેષ વિસ્મય પામીને તે વર્ણીન્દ્રને 'સ્વેચ્છાથી નરાકૃતિ જેમણે સ્વીકારી છે એવા આ અલૌકિક કોઈ પુરૂષ છે' એમ મનમા માનવા લાગ્યા ॥૫૦॥ તે આશ્રમમા શાતિથી નિવાસ કરી રહેલા વર્ણીરાજ શ્રીહરિકૃષ્ણે શુદ્ધ ચિત્તથી દરરોજ ગીતાનો બીજો એકલો અધ્યાય જેમા આત્મસ્વ-

शुद्धचेतसा । अध्यायमेकं गीताया द्वितीयं सुविचारयन् ॥५१॥ स्वरूपमात्मनः शुद्धमसाधारणलक्षणैः । तत्त्वतो निश्चिकायाथ स्वानुभूत्या च बुद्धिमान् ॥५२॥ प्रत्याहारेणेन्द्रियाणां तथान्तःकरणस्य च । प्राणस्य वृत्तीः सकलास्तस्मिन्मुहुरधारयत् ॥५३॥ एवमभ्यसतस्तस्य कालेन कियतात्मनि । बभूव ध्यानयोगस्य पक्वता नृपसत्तम ! ॥५४॥ ततोऽस्य हृदयेऽखण्डमिन्द्रियादिप्रकाशकम् । आत्मज्योतिर्महद्राजन्सर्वकालमदृश्यत ॥५५॥ एवं विशुद्धमात्मानमक्षरब्रह्मणा सह । ऐक्येन भावयन्नित्यं ब्रह्मभूत इवा-

---

રૂપનો યથાર્થ અવબોધ આપ્યો છે તેને સારીરીતે સૂક્ષ્મદૃષ્ટિથી વિચારીને, 'આ પ્રત્યગાત્મસ્વરૂપ અચ્છેદ્યત્વ–અદાહ્યત્વ–અક્લેદ્યત્વ આદિક અસાધારણ લક્ષણોએ કરીને ત્રણ દેહથકી અત્યત વિલક્ષણ વિશુદ્ધ છે અને તે સ્વાનુભવ પ્રમાણથીજ એક ગમ્ય છે' એવો કુશાગ્ર બુદ્ધિથી યથાર્થ વિનિશ્ચય કર્યો હે નૃપસત્તમ ! એરીતે દૃઢ નિશ્ચય કરીને ઇન્દ્રિયોને વિષયોથકી પ્રત્યાહાર કરીને, અત કરણને આત્મામાં નિરોધ કરીને, સમગ્ર પ્રાણવૃત્તિઓને સયમમાં કરીને, ધારણાઅનુક્રમથી કેટલેક દિવસે શુદ્ધ આત્મસ્વરૂપમા ધ્યાનયોગની દૃઢતારૂપ પરિપક્વ અવસ્થાને પામ્યા (જેમ જગતનો ઉપકાર કરવા માનુષભાવનું અનુકરણ છે તેમ આ યોગાભ્યાસનું પણ અનુકરણજ છે) ॥૫૧–૫૪॥ હે રાજન્ ! તેપછી આ રીતે યોગાભ્યાસ આચરતા વર્ણીન્દ્રના હૃદયમાં જે અખડ–અવયવે વર્જીત, ઇન્દ્રિયો અને શરીરને પોતાના અધિષ્ઠાનથી ચૈતન્ય કાર્ય કરાવનારૂં, અર્થાત્ સચેતન કરનારૂં કેવળ આત્મા નામનું સ્વયપ્રકાશ દ્રવ્ય છે તે સર્વ કાળમાં સ્ફુરવા લાગ્યું (સર્વને સર્વદા સ્વત સાક્ષાત્કાર કરનારા એવા આ ભગવાનને સમાધિસમયે સ્વાત્મસ્વરૂપનું સ્ફુરણ થાય એમાં કાંઈ વિશેષ નથી–નવાઈ નથી અથાપિ અવતરણને અનુગુણ આ અનુક્રમ છે, અર્થાત્ અવતાર શોભાડવા માટે અને બીજાઓને ગ્રહણ કરાવા માટે છે) ॥૫૫॥ એરીતે વિશુદ્ધ આત્મસ્વરૂપને અક્ષરબ્રહ્મની સાથે ઐક્ય– અવિભાગને પામેલાની નિત્ય ભાવના કરતા, માટે બ્રહ્મભૂત–બ્રહ્મસાધર્મ્યને પામ્યા હોય ને શું ? એવા થયા, અ-

भवत् ॥५६॥ योगमेतं स्वमित्रं तं प्रार्थयन्तमशिक्षयत् । ब्रह्मभूयं गतस्तेन ततो गोपालयोग्यपि ॥५७॥ वर्णीन्द्रं च हरिं साक्षान्नारायणमूपीश्वरम् । अवेत्तदिच्छयैवासौ भक्तिं तस्मिंस्ततोऽकरोत् ॥५८॥ दध्यौ तमेव हृदये सिद्धयोगो दृढासनः । अत्यन्तविस्मृतिं प्राप ततोऽसौ वपुषो मुनिः ॥५९॥ विहाय भौतिकं देहं दिव्यदेहेन सोऽनघ ! । गोलोकं प्रययौ सद्यो हरेस्तस्य प्रसादतः ॥६०॥ वर्णिराजः सिद्धयोगस्ततश्चाकस्मिकक्रियः । सख्युः संस्थाविधिं कृत्वा

---

र्थात् બ્રહ્મનિષ્ઠ થયા ( અક્ષરબ્રહ્મથકીપણ સર્વથા પર આ ભગવાનની જેમ કોઈ પ્રાકૃત સમાધિનિષ્ઠ હોય તેની પેઠે જે આ બ્રહ્મભાવાપત્તિ વર્ણવી છે તે અવતારને અનુગુણ જગતના ઉપકારમાટે યોગક્રિયાનો પ્રકાશ કરવા પુરતી છે ) ॥૫૬॥ આવા ઉચ્ચ યોગની પ્રાર્થના કરતા મિત્ર ગોપાળયોગિને સ્વયં શ્રીહરિ પૂર્વોક્ત યોગ યથાર્થ શીખવવા લાગ્યા. તે યોગીપણ શ્રીહરિના ઉપદેશને અનુસારે અનુક્રમથી યોગનો સારો અભ્યાસ આચરતાં, બ્રહ્મભાવ–અક્ષરસરૂપ પોતાના આત્માના આવિર્ભાવરૂપ આત્મસાક્ષાત્કારને પામ્યા ॥૫૭॥ તેપછી ગોપાળયોગી ભગવાનના કૃપામૂળક સંકલ્પથી 'જે સાક્ષાત્ બ્રહ્મધામાધિપતિ શ્રીકૃષ્ણ નારાયણ છે એજ લોકોના ઉપકારમાટે કૃપાથી પૃથ્વીઉપર આ વર્ણીન્દ્રરૂપે અવતર્યા છે' એવું વિજ્ઞાન પામ્યા. જ્ઞાન પામ્યા પછી આ શ્રીહરિવિષેજ પરા ભક્તિથી મનની એકાગ્રતાવાળા થયા ॥૫૮॥ સિદ્ધ થયો છે સમાધિયોગ જેમને અને આત્મમનનશીલ એવા ગોપાળયોગી દૃઢ સ્વસ્તિકાસનથી બેસીને, એકાગ્ર ચિત્તથી તેમનાજ એક ધ્યાનયોગમાં નિષ્ઠાવાળા થઈને, તેવા ધ્યાનયોગના અતિશયથી શરીર વિગેરે તમામ બાહ્ય ઉપકરણની અત્યંત વિસ્મૃતિને પામી ગયા ॥૫૯॥ હે નિષ્પાપ રાજન્ ! દૃઢ ધ્યાનયોગને આશરેલા ગોપાળયોગી સમસ્ત દેહ દૈહિકને વિસારી મુકીને ( નિર્વાસનિક થઈ ) પાંચભૂતના પરિણામરૂપ પ્રારબ્ધજન્ય દેહને પ્રારબ્ધ પ્રક્ષીણ થતાં તત્કાળ ત્યાગ કરીને, દિવ્યદેહને પામીને, એજ દેહથી એજ શ્રીહરિના અનુગ્રહથી દિવ્ય ગોલોક ધામને પામી ગયા ॥૬૦॥ ગુરૂ ગોપાળયોગી ગોલોકમાં પહોંચી ગયા પછી જેને સમાધિ સિદ્ધ થઈ છે

प्राङ्मुख· प्रययो तत· ॥६१॥ अखण्डब्रह्मरूपस्थो नासाग्रस्थिरवीक्षण· । धनुर्मुक्तः शर इव प्रयाति साध्वनि द्रुतम् ॥६२॥ देहानुसन्धानहीनश्चिन्तयन्कृष्णमेकलः । आदिवाराहतीर्थं स प्राप्यावात्सीद्दिनत्रयम् ॥६३॥ यत्र यत्र स ययौ वर्णिवर्यस्तत्र तत्र नृपते ! जनतायाः । आगतस्य हि गुरोरिव नाकात्तस्य दर्शनमहोत्सव आसीत् ॥६४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे योगाभ्यासविधाननामा पञ्चचत्वारिंशोऽध्याय ॥४५॥

सुव्रत उवाच—ततः स वङ्गदेशेषु प्रायात्सीरपुरं घटुः । सिद्धवल्लभनामासीद्राजा यत्रातिधार्मिकः ॥१॥ तेनातिप्रार्थितोऽवात्सी-

અને વર્ણિરાજ–વર્ણિવેષને ધારી રહેલા આ ભગવાન્ આકસ્મિકક્રિય–અચાનક યોગિના દેહસંસ્કારાદિ બાહ્ય વ્યવહાર જેમને માથે આવી પડ્યોછે અથવા–દેહના અનુસંધાન વિનાપણ દૈહિક ક્રિયાઓ જેમને થયા કરેછે એવા થકા પોતાના મિત્ર ગોપાળયોગીની દાહાદિ ઉત્તરક્રિયા કરીને, તે આશ્રમમાંથી પૂર્વાભિમુખે પ્રયાણ કર્યું ॥૬૧॥ પોતાના અસાધારણ પરબ્રહ્મસ્વરૂપમાંજ નિરંતર વર્તતા આ વર્ણીન્દ્ર ત્યાંથી નીકળીને, અહીંતહીં ચોમેર દૃષ્ટિ પ્રસાર નહિ કરતા થકા કેવળ પોતાની નાસિકા ઉપરજ સ્થિર દૃષ્ટિ રાખીને, ધનુષમાંથી નીકળેલા બાણની માફક માર્ગમાં વેગથી ચાલવા લાગ્યા ॥૬૨॥ ચાલતા ચાલતા આદિવરાહ તીર્થને પામીને, તેમાં દેહાનુસંધાને વિહીન થઇને કેવળ કૃષ્ણરૂપ સ્વસ્વરૂપનેજ ચિંતવન કરતાથકા ત્યાં ત્રણ દિવસ રહ્યા ॥૬૩॥ હે નૃપતે ! વર્ણિવર્ય ભગવાન્ શ્રીહરિ જે જે સ્થળમાં પધારે તે તે સ્થળમાં તેમના દિવ્યદર્શનથી જનસમાજને, સ્વર્ગલોકમાંથી ઉતરી આવેલા બૃહસ્પતિના દર્શનથીજ જેમ * એમ મહાન્ આનંદ થતો હતો ॥૬૪॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને . પ્રથમપ્રકરણે યોગાભ્યાસવિધાનનામા પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૫॥

## અધ્યાય ૪૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! આદિવરાહ તીર્થથકી નીલકંઠવર્ણી વંગદેશમાં પ્રસિદ્ધ સીરપુર નામના પત્તનને પામ્યા, જેમાં 'સિદ્ધવલ્લભ'

चातुर्मास्यं महामुनिः । तद्दुर्गं एवानुसवं सेव्यमानो हि तेन सः ॥२॥ गोपालदासनामैकः साधुः शीलगुणान्वितः । सेवायां प्रत्यहं तस्य वर्तते सातिभावतः ॥३॥ सिद्धतामसमन्त्राश्च तत्रान्ये सिद्धसंज्ञकाः । आसन् सहस्रशः क्षुद्रदेवतोपासका अपि ॥४॥ तत्रैके वीतरागाख्याः केचिदासंश्च वर्णिनः । एके परमहंसाख्या यतिसंज्ञाश्च केचन ॥५॥ भैरवोपासकाः केचित्केचित्काल्या उपासकाः । केचिच्च योगिनीभक्ता वीरविद्याविशारदाः ॥६॥ कौपीनमात्रवसनाः सिद्धास्तत्रापरिग्रहाः । आसन्नेकशतं मुख्यास्तपश्चर्यारता नृप ॥७॥ तान्सुच्छायोज्झिते स्थाने वासयामास भूपतिः ।

---

એવી સાર્થક સંજ્ઞાનો પરમ ધાર્મિક કોઇ રાજા હતો ॥૧॥ આ મહામુનિ શ્રીહરિને તીર્થાટન તથા તપ પ્રિય છે તથાપિ તે ભાવિક રાજાની બહુ પ્રાર્થનાથી તેના કોઇ કિલા કે કોટથી વિંટાએલા સ્થાનવિશેષમાં તેણે પ્રતિદિન યથાસમય સેવા કર્યા થકા ચોમાસાના ચાર માસપર્યંત રહ્યા ॥૨॥ શીલ અને સદ્‌ગુણે સંપન્ન એવો કોઇ ગોપાળદાસ નામનો સાધુ તે ભગવાનની સેવામાં પ્રતિદિન પરમ પ્રેમથી તત્પર વર્તતો હતો ॥૩॥ તામસ મંત્રો જેમણે સાધ્યા છે, ભૂત-પ્રેત-પિશાચાદિ ક્ષુલ્લક દેવોના ઉપાસક એવા બીજા પણ બહુ સિદ્ધો તે કોટમાં રાજાના રાખવાથી રાજી ખુશીથી રહ્યા હતા તેમાં કેટલાકતો વીતરાગી (વૈરાગી) નામથી પોતાને ઓળખાવનારા (નામથીજ વીતરાગી પણ તત્વથી નહિ) હતા, કેટલાક પરમહંસ નામથીજ ખ્યાતિ પામેલા, કેટલાક જતી નામથી બોલાવાતા, કેટલાક ભૈરવોપાસકો, કેટલાક કાલી આદિકના ઉપાસકો, કેટલાક યોગિનીના ભક્તો અને કેટલાક વેતાલાદિ વીરોપાસકો હતા ॥૪-૬॥ હે નૃપ ! તેમાંપણ કેવળ કૌપીનમાત્ર વસ્ત્રથી 'અમે નિષ્પરિગ્રહ છીએ' એમ પ્રખ્યાપન કરનારા અને વાયુ વૃષ્ટિના સહનરૂપ તપશ્ચર્યામા તત્પરતાની પ્રખ્યાતિ કરનારા એકસો સિદ્ધો મુખ્ય હતા ॥૭॥ આ શત સિદ્ધોને 'નિષ્પરિગ્રહ અને શીતોષ્ણાદિ દ્વન્દ્વથી અતીત છે' એવો નિશ્ચય કરીને, સિદ્ધો જેને વિશેષ વલ્લભ-પ્યારા છે એવા રાજાએ, ઉપર છાયાએ રહિત-નિરાવરણ સ્થાનમાં પ્રથમથી રાખ્યા હતા. આ નવા

तत्रैवामुं नीलकण्ठं पूजयित्वा न्यवासयत् ॥८॥ प्रचुराज्यसितोपेतैर्भक्ष्यैर्भोज्यैश्च तान् नृपः। प्रत्यहं तोषयामास तत्तदीप्सितवस्तुभिः ॥९॥ पट्टकानासनार्थं च ददौ तेभ्यः पृथक् पृथक्। स्वसिद्धतां दर्शयन्तो न्यूषुस्तेऽपि यथासुखम् ॥१०॥ तत्तद्दाम्भिकसिद्धत्वं मुमुक्षुं तं धरापतिम्। हरेर्विजिज्ञापयिषोरिच्छयेत्थमभून्नृप !॥११॥ प्रावृट्काले तत्र वृष्टिः प्रतिवर्षाधिकाऽभवत्। आसारैः पीडिता आसंस्ते तु सिद्धाभिमानिनः ॥१२॥ घनाघना दृढशिरे स्तनन्तः स्तनयित्नुभिः। भयङ्कराभिर्विद्युद्भिर्भीषणाः सुरवर्त्मनि ॥१३॥

આવેલા નીલકંઠવર્ણીને પણ તેમનાથી નહિ ન્યૂન જાણીને, તેમની વિશેષપણે પૂજા કરીને તે સિદ્ધોની ભેગાજ રાખ્યા ॥૮॥ સિદ્ધવલ્લભ રાજા આ સર્વે સિદ્ધોને અતિ આદરથી ઘણા ઘૃત સાકરે સહિત ભક્ષ્ય ( જલેબી-મોતીયા લાડુ-ખાંડના લાડુ વિગેરે ) અને ભોજ્ય ( કંસાર શીરો વિગેરે ) વડે અને તેમને વાંછિત બીજાં તમામ વસ્તુઓ આપવાવડે પ્રતિદિન સંતોષ પમાડતો હતો ॥૯॥ 'આ સિદ્ધો તપશ્ચર્યાપરાયણ છે' એમ માનીને રાજાએ બેસવાની અનુકૂળતા માટે કાષ્ઠથી કરેલા ચાર પાયાવાળા ખાટલા જેવા ઉંચા પીઠ ( પાટ કે બાજોઠ ) તેમને જુદા જુદા આપ્યા હતા. તે દાંભિક સિદ્ધો પણ પોતાની સિદ્ધાઈ સિદ્ધવલ્લભ રાજાને મિથ્યાચારથી બતાવતા થકા સુખેથી ત્યાં નિવાસ કરીને રહ્યા ॥૧૦॥ હે નૃપ ! તે સિદ્ધોનો દાંભિક સિદ્ધતારૂપ આ મિથ્યાચાર મુમુક્ષુ રાજાને સ્પષ્ટ જણાવી દેવા

घोरघोषातिघातेन वज्रनिर्घोषणैस्तथा । दिवानिशं चातिवृष्ट्या खिन्नास्ते सिद्धतां जहुः ॥१४॥ शनैः शनैस्ततश्चक्रू रात्रौ रात्रौ पलायनम् । क्वचित्पञ्च क्वचित्सप्त वेपमाना हिमानिलैः ॥१५॥ प्रत्यहं राजभृत्याश्च तच्चर्यां ददृशुः स्थिताः । दिनैः कतिपयैः सर्वे सिद्धाश्चक्रुः पलायनम् ॥१६॥ एकमेवावशिष्टं तं वर्णिराजं नृपः सुधीः । दृष्ट्वा सत्यं तमेवैकं सिद्धं मेने न चापरम् ॥१७॥ अत्यासारातिघाताभ्यामप्यनाकुलमेव तम् । बहुधा मानयामास राजा पौराश्च सर्वशः ॥१८॥ पलायितांस्तु तान्सिद्धान्स्वदुर्गगृहवासिनः ।

---

એવી ઘાટી મેઘઘટાઓ ગગનતળમાં ચોગરદમ દેખાવા લાગી ॥૧૩॥ તે ઘોર મેઘ ઘોષ, પ્રચંડ પવન, ગાજ વીજના વજ્ર જેવા નિર્ઘોષો અને અહર્નિશ અવિચ્છિન્ન અધિક પડતી વૃષ્ટિથી સર્વે સિદ્ધો અત્યંત ખેદયુક્ત થતાં અનુક્રમથી( એક પછી એકે ) સિદ્ધપણું પ્રખ્યાપન કરવાનું અભિમાન છોડી દીધું ॥૧૪॥ હિમપવનથી થરથર ધ્રુજતા તે દાંભિક સિદ્ધો ધીમે ધીમે પોતાનું નિર્ગમન બીજાઓ ન જુવે એમ રાતે રાતે નિરાવરણ સ્થાનથકી, કોઈ રાત્રિએ પાંચ તો કોઈ રાત્રિએ સાત એવા અનુક્રમથી અથવા કોઈ ખુણામાં પાંચ તો કોઈ ખુણામાં સાત એવા અનુક્રમથી બીજા આવરણવાળા સ્થાનમાં પલાયન કરી ગયા ॥૧૫॥ તે સ્થાનમાં સિદ્ધોનું આચરણ જાણવા વાસ્તે રાજાની આજ્ઞાથી રહેલા તેના ભૃત્યો સિદ્ધોનું નાશી જવારૂપ સમસ્ત ચેષ્ટિત પ્રતિદિન જોતા હતા અને રાજાને નિવેદન કરતા હતા. એ રીતે તે સોએ પણ સિદ્ધો કેટલેક દિવસે કરીને પ્રાણપરિક્ષણ માટે ત્યાંથી બીજા છાયાવાળા સ્થાનમાં પલાયન કરી ગયા ॥૧૬॥ મહાબુદ્ધિશાળી સિદ્ધવલ્લભ નૃપતિ અતે એકલાજ નિર્ભયપણે ખેદલેશના સ્પર્શ વિનાજ શાંતિથીજ બેસી રહેલા તે આ બાળ વર્ણિરાજને જોઇને, તેમને એકલાનેજ સાચા સિદ્ધ માન્યા પણ બીજા કોઇને નહિ ॥૧૭॥ અત્યંત પડતી જળધારાને અને પ્રચંડ હિમપવનને વિના વ્યાકુળતાએ સહન કરવા પૂર્વક સ્થિર બેસી રહેલા મહાવર્ણિને મુમુક્ષુ રાજા અને સર્વે પુરવાસી જનો બહુ બહુ માનવા લાગ્યા ॥૧૮॥ ત્યારે તે રાજા નાશી ગએલા

इतरांश्च नृपो मेने ग्राम्यैः साधारणान्किल ॥१९॥ तदा शाक्तादयः सिद्धास्तस्योत्कर्षं विलोक्य ते । अत्यमर्षज्वलद्गात्राश्चक्रुस्तं हन्तुमुद्यमम् ॥२०॥ समन्त्रमाषक्षेपाद्यैः स्वेष्टदेवोदितैरपि । अभिचारैश्च तं हन्तुं न शेके कोऽपि मान्त्रिकः ॥२१॥ सर्वे प्रयासा विफलास्तेषां तस्मिन्हि वर्णिनि । शस्त्रघाता इवाकाशे बभूवुर्व्याकृतीश्वरे ॥२२॥ तं तु हन्तुमशक्तैस्तैर्मापमुष्टिर्दुरात्मभिः । साधौ गोपाल-

મુખ્ય સૌ સિદ્ધો અને પોતાના કોટની અંદર ધર્મશાળા વિગેરે સ્થાનમાં રહેલા બીજા સિદ્ધોને 'અરે ! આ સર્વે તો સિદ્ધપણું પ્રખ્યાપન કરી લોકોને ઠગવા માટેજ પ્રવર્તેલા કેવળ ગ્રામ્યસાધારણ ( ઉદરભરી પશુઓજ ) છે એમ નિશ્ચયથી માનવા લાગ્યો ॥૧૯॥ તે સમયમાં કેટલાક શક્તિના ઉપાસક સિદ્ધો વિગેરે આ વર્ણિરાજનો સર્વાધિક સમુત્કર્ષ અને રાજા તથા નગરજનોએ કરેલા અતિશય આદરભાવને ભાળીને જાજવલ્યમાન અસૂયારૂપ જ્વાળાથી દગ્ધ અખિલ અવયવવાળા થઈને તે મહાપ્રભુને મારવાના મહા ઉદ્યમમાં મંડ્યા ॥૨૦॥ હરિને હણવા વાસ્તે તત્પર થએલા તે મલિન માંત્રિક પાપીઓએ મલિન મન્ત્રથી મતરેલા માપ (અડદ) મુઠી ભરીને નાંખવા, લોટનું પુતળું બનાવી તેને મતરીને તેના મસ્તકને હણવું; વિગેરે અભિચારો કર્યા, વળી સ્વેષ્ટદેવ કાલભૈરવાદિકે રાજી થઈને 'તું જેને મરી ગએલો ચિંતવીશ તે જરૂર મરી જશે' એવાં આપેલાં વરદાનવચનોનો પણ વિનિયોગ કર્યો, વળી કૃત્યાનળ ઉત્પન્ન કરી મારવા મોકલ્યો, ઇત્યાદિ અનવધિક ઉપાયો કર્યાં પણ વર્ણિરાજને મારવા માટે સમર્થ થયા નહિ. તે શાક્તોના સમસ્ત પ્રયાસો જેમ નિરંશ આકાશમાં કરેલા શસ્ત્રપ્રહારો નિષ્ફળ જાય તેમ નિષ્ફળ થઈ ગયા. જેનો દેહ કર્મથી બંધાએલો હોય તેમાંજ સર્વે મારણઉપાયો પ્રવર્તે. જે દિવ્યમૂર્તિ પરમેશ્વર સહજ સ્વભાવેજ અપહતપાપ્મા, ( નિર્દોષ ) વિજર, વિમૃત્યુ, વિશોક, વિજીઘત્સ, અપિપાસ, સત્યકામ અને સત્યસંકલ્પ છે તેમાં અભિચારાદિ ઉપાયોનો લવલેશ પ્રસગજ ક્યાંથી હોય ? માટે આવા સર્વેશ્વર વર્ણિવિષે સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા ॥૨૧-૨૨॥

दासाख्ये तत्सेविनि निचिक्षिपे ॥२३॥ मृतप्रायस्तदैवाभूल्ललज्जिह्वः स मूर्च्छितः । मुखनिर्यत्फेनजालो निश्चेष्टो न्यपतद्भुवि ॥२४॥ सहस्रशो जना द्रष्टुं तमागच्छन्नितस्ततः । अप्रतीकारमेवाहुर्नृपाद्यास्तमुपद्रवम् ॥२५॥ सिद्धाख्यांस्तांस्ततो राजा प्राह भो मन्त्रशास्त्रिणः ! । उपायः क्रियतामस्य भवद्भिः सिद्धयोगिभिः ॥२६॥ त ऊचुरप्रतीकार्यो भवत्यस्य ह्युपद्रवः । नीलकण्ठो महान्सिद्धः करोत्वस्य चिकित्सितम् ॥२७॥ मात्सर्यादेवमुक्ते तैरपि राज्ञार्थितः स

---

તે દુરાત્માઓ જ્યારે હરિને હણવામાટે સમર્થ થયા નહિ ત્યારે ચઢેલા કોપવેગને પ્રભુની પરિચર્યાપરાયણ ગોપાળદાસ સાધુને મારવાવડે પ્રશાંત કરવા સારૂ તેની ઉપર મલિન મન્ત્રથી મંતરેલા માપ મુષ્ટિ ભરીને ફેંક્યા ॥૨૩॥ તે સાધુ તેજ ક્ષણમાં મૂર્છા પામી ગયો અને તેની જીહ્વા બહાર લાંબી શ્વાનની પેઠે લળક લળક થવા લાગી અને મુખમાથી ફીણના ફીહોટા નીકળવા લાગ્યા અને પ્રાણચેષ્ટાએ રહિત મૃતતુલ્ય થઇને પૃથિવી ઉપર પડી ગયો ॥૨૪॥ ભગવાનની પરિચર્યામાં તત્પર, અકૃત્રિમ સાધુ સ્વભાવવાળા ગોપાળદાસને જીવિત સંશયને પામેલો સાંભળીને, તેને જોવા માટે ચોગરદમથી તમામ નગરનિવાસી નરો અને નરપતિ ઉતાવળા આવીને, તેવી દુ સ્થિતિમાં પડેલા સાધુને જોઇને 'આ ઉપદ્રવ કોઇથીપણ ન નિવારણ થાય એવો છે' એમ બોલ્યા ॥૨૫॥ ત્યારે સિદ્ધવલ્લભ રાજાએ પોતાના પુરમાં સિદ્ધ સંજ્ઞાથી પોતાની પ્રખ્યાતિ દાખવતા તેતે સિદ્ધોને કહ્યુ કે—હે મન્ત્રશાસ્ત્રીઓ ! તમો સિદ્ધયોગી કહેવાઓ છો તો આ સાધુના સમુજ્જીવનનો સમુપાય જલદી કરો ॥૨૬॥ એ રીતે રાજાએ કહ્યુ એટલે તે દાંભિક સિદ્ધો મત્સરથી બોલ્યા કે—હે રાજન્ ! આ સાધુને થએલો મહા ઉપદ્રવ અમારાથી અનિવાર્ય છે તમોએ સર્વ સિદ્ધોની અપેક્ષાએ મહાસિદ્ધયોગીપણે માનીને વિશેષપણે સન્માન કરેલા આ નવા આવેલા જે નીલકંઠવર્ણી છે તે આ ઉપદ્રવની નિવૃત્તિ કરશે એમ અસૂયા સાથે બોલ્યા ॥૨૭॥ તે દાંભિક નિર્દય સિદ્ધોએ આ પ્રકારે ઇર્ષ્યાને વશ થઇને કહ્યુ તથાપિ દયાળુ રાજાએ ઉપદ્રવની ઉપશાંતિ અર્થે અતિ પ્રા-

तु । सद्यस्तत्पार्श्वमागत्य तदवेच्छाकदुष्कृतम् ॥२८॥ शनैरवादीत्कर्णे कृष्णस्याष्टाक्षरं मनुम् । तावत्स सहसोत्तस्थौ नृपते ! निरुपद्रवः ॥२९॥ विस्मयं परमं प्रापुस्तदा सर्वे जना अपि । साक्षाच्छ्रीकृष्णरूपं तं कृष्णभक्तं च मेनिरे ॥३०॥ येन क्षिप्तो माषमुष्टिः साधावस्मिन्पुमान्स तु । स्वकृतेनाभिचारेण सद्य आसीत्तथाविधः ॥३१॥ सिद्धास्तस्य प्रतीकारं यावद्बुद्धिबलोदयम् । चक्रुस्तथापि नो शेकुर्गतदर्पास्ततोऽभवन् ॥३२॥ प्रणम्य वर्णिराजं ते प्रार्थयित्वा च भूरिशः । तदन्तिकमुपानिन्युर्गुणग्रहणशीलिनम् ॥३३॥ तत्र

થેના કરેલા ભગવાને તેજ ક્ષણમાં ગોપાળદાસ સાધુ સમીપે પધારીને 'આ અભિચારરૂપ પાપકર્મ શાક્ત સિદ્ધોએ કર્યું છે' એમ જાણી લીધું ॥૨૮॥ હે નૃપતે ! જાણ્યા પછી તે સાધુના જમણા કર્ણમાં કૃષ્ણનો અષ્ટાક્ષર શરણમંત્ર જે અખિલ આપત્તિને ટાળનારો અને અખિલ અર્થને આપનારો છે તે ધીમેથી કહ્યો, તેજ ક્ષણમાં તે સાધુ ઉપદ્રવે રહિત થઈને સુતો હોય ને ઉઠે એમ એકદમ ઉઠ્યો ॥૨૯॥ તે સમયમાં સર્વે જનો પરમ વિસ્મયને પામ્યા. તેમાં કેટલાક જનો વર્ણિરાજ શ્રીહરિને 'સાક્ષાત્ ભગવાનના પરમ એકાંતિક ભક્ત છે' એમ માનવા લાગ્યા, તો કેટલાક 'સાક્ષાત્ શ્રીકૃષ્ણજ છે' એમ માનવા લાગ્યા ॥૩૦॥ જે દુષ્ટ શાક્તે નિરપરાધી સાધુઉપર મતરેલા માષની મુષ્ટિ ફેંકી હતી તેતો પોતે કરેલા અત્યુગ્ર અભિચારરૂપ પાપથી ગોપાળદાસની માફક તત્ક્ષણ પરાભવ પામતાં પ્રાણસંશયને પામીને ભૂતળઉપર પડી ગયો ॥૩૧॥ સર્વે સિદ્ધાભિમાનિઓએ તુરતજ તેની ચિકિત્સા યાવદ્બુદ્ધિબલોદય બહુબહુ કરી પણ અંતે નિષ્ફળ નીવડતાં સિદ્ધયોગીપણાના ગર્વે રહિત થઈને, વર્ણીરાજની સમીપે વિનીત વેષથી આવી પ્રણામ કરીને બહુ પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થના કરેલા મહાપ્રભુ પ્રાર્થનામાત્રગુણને ગ્રહણ કરવાના સહજ સ્વભાવવાળા હોવાથી અને દયાના તથા ક્ષમાના એકનિધિ હોવાથી મહાઅપરાધિનેપણ જીવાડવામાટે તેની પાસે પોતે પધાર્યા ॥૩૨-૩૩॥ ત્યાં પધારીને કંઠમાં પ્રાણ જેના આવી ગયા છે એવા એ ઉપદ્રવ પામેલા શાક્ત સિદ્ધને મહામુનિ ભગવાને કૃપાપૂર્વક

गत्वा स भगवान् कृपानिधिरुदारधीः । ईक्षयोत्थापयामास सद्यः कण्ठासुमेव तम् ॥३४॥ ततोऽतिविस्मितैः सिद्धैरर्च्यमानः स तैः पुनः । स्वस्थानमेत्य न्यवसत्स्तूयमानो नृपेण च ॥३५॥ ततोऽतिविस्मितो राजा ज्ञात्वा साक्षात्तमीश्वरम् । प्राप तच्छिष्यतां प्रीत्या सकलत्रसुतः सुधीः ॥३६॥ पुरे वित्तादिलोभेन सिद्धास्ते यं यमार्दयन् । स स तस्य प्रतापेन सद्योऽभून्निरुपद्रवः ॥३७॥ पौरैर्भृशं दीयमानं धनं किमपि नाग्रहीत् । न वस्त्रं वाहनं वापि स तु सर्वत्र निःस्पृहः ॥३८॥ ततो राज्ञा दीयमानाः स्वर्णमुद्राः सहस्रशः ।

નિરીક્ષણ કર્યું. નિરીક્ષણ સુધાધારાથી અભિષેક કરેલો તે શાક્ત સિદ્ધ તમામ વ્યથાએ રહિત થઇને ઉઠ્યો ॥૩૪॥ તેપછી જેઓ શ્રીહરિવિષે ઇર્ષ્યાલુ હતા એજ સિદ્ધાભિમાનીઓએ મદરહિત થઈ વિનયવિનમ્ર થઈ વિશેષ વિસ્મય પામીને સારીરીતે પૂજા કરી. પછી સ્વસ્થાનમાં આવીને ભાવિક રાજાએ અતિશય સ્તુતિ કરવાથી સુખેથી ત્યાં રહ્યા ॥૩૫॥ ત્યારપછી બુદ્ધિશાલી સિદ્ધવલ્લભરાજા વર્ણિરાજ શ્રીહરિનું આવું અમાનુષી દિવ્ય ચિત્ર ચરિત્ર પ્રત્યક્ષ પેખીને અત્યત આશ્ચર્ય પામીને, એમનો પ્રત્યક્ષ પરમેશ્વરપણાનો દૃઢ નિશ્ચય કરીને, પત્ની પુત્ર સાથે શ્રીહરિના શિષ્યભાવને બહુભાવથી પામ્યો ॥૩૬॥ તે સીરપુરપત્તનમાં તે સિદ્ધાભિમાનીઓ વિત્ત વનિતા વિગેરેની વાંછનાથી જેજે જનોને મારણમુષ્ટિપ્રક્ષેપ આદિક અભિચારથી પીડા પમાડતા હતા તેતે જનો મહાપ્રભુના પ્રસાદથી તત્કાળ સમસ્ત ઉપદ્રવે વર્જીત થઈ જતા હતા ॥૩૭॥ નગરનિવાસી જનોએ બહુ વિત્ત વસ્ત્ર વાહન વિગેરે પરાભક્તિપૂર્વક આગ્રહથી આપવા માંડ્યું પણ સકળ સાંસારિક પદાર્થમાત્રમાં નિતાંત નિસ્પૃહ એવા શ્રીહરિએ લેશપણ સ્વીકાર્યુંજ નહિ. તેપછી ભક્તરાજાએ હજારો હજાર સુવર્ણ મુદ્રિકાઓ, શાલદુશાલા વિગેરે વિવિધ મહાવસ્ત્રો પરમ પ્રીતિથી બહુ આગ્રહપૂર્વક અર્પણ કરવા માંડ્યાં પણ ગ્રહણ કર્યું નહિ. તે રાજા-પ્રજાની એક ભક્તિજ પ્રીતિથી ગ્રહણ કરી. કેમકે ભક્તિથકી બીજાં જે સુવર્ણાદિ વિત્ત વસ્ત્ર વાહન વિગેરે પદાર્થમાત્ર છે તેતો માયિક, ગુણમય અને દુઃખ શોક રોગને આપનારાં હોવાથી

वस्त्राणि च न सोऽगृह्णाज्जानन्मायामयं हि तत् ॥३९॥ एतस्मिन्न-
न्तरे तत्र तैलिङ्गः कश्चन द्विजः । आयान्निःस्वः कुटुम्बी च वेद
शास्त्रपुराणवित् ॥४०॥ धार्मिकः स ददौ तस्मै महादानानि भूपतिः ।
मातङ्गकालपुरुषलवणादीनि भूरिशः ॥४१॥ विप्रः स गोरवर्णोऽपि
महादानप्रतिग्रहात् । कृष्णवर्णोऽभवत्सद्यो लोकेऽपि गर्हितां ययौ
॥४२॥ तथाविधः स स्वदोषशान्त्यर्थं हरिमेव तम् । लोकप्रसिद्ध-
माश्रुत्य तमेव शरणं ययौ ॥४३॥ स दृष्ट्वा दुर्दशां तस्य विप्रस्य
करुणानिधिः । कर्णेऽवदत्कृष्णमन्त्रं पापेभ्यो सोऽप्यमुच्यत ॥४४॥

---

સતોએ સર્વથા ત્યાજ્ય છે તો સત્પતિ આ ભગવાન્ શ્રીહરિનેતો તેમા લેશ પણ રૂચિ થાયજ કેમ ? ॥૩૮–૩૯॥

આવા અવસરમા કોઈ તૈલગ દેશનો બ્રાહ્મણ તે નગરમા આવ્યો આ બ્રાહ્મણ નિર્ધન, બહુ કુટુબવાળો અને દીન હતો વેદ શાસ્ત્ર અને પુરાણુમા પડિત ( વેદ વેદાર્થને જાણનારો ) અને ધર્મૈકનિષ્ઠ હતો આ વિપ્ર દારિદ્ર્યદોષથી દુરત દુ ખી હતો આ વિપ્રને સત્પાત્ર જાણીને રાજાએ હાથી, કાળપુરૂષ, લવણ વિગેરે બહુવિધ મહાદાનો યથાવિધિ દીધા આ વિપ્રે પણ દારિદ્ર્યદોષથી પરાભવ પામેલો હોવાથી તે સર્વનો તેણે પ્રતિગ્રહ કર્યો ॥૪૦–૪૧॥ આ વિપ્ર પ્રકૃતિથી ગૌરવર્ણવાળો હતો પણ પ્રતિગ્રહ કરેલા ગજાદિ મહાદાનના અત્યુગ્ર પાપને લીધે તત્કાળ કાજળ જેવા કાળાવર્ણવાળો થઈ ગયો અને લોકમાપણ અત્યત નિંદાનો પાત્ર થયો ॥૪૨॥ તેપછી તે વિપ્ર પોતાની કાયામા એકદમ થએલી વિકૃતિ જોઇને ઘણો ખેદ પામીને, પોતાના આ પાપના પ્રમોચનમા કોઈપણ યોગ્ય ઉપાય નહિ જોઇને, ‘દર્શન માત્રથી સમસ્ત પાપપુજને પ્રણાશ કરનારા વર્ણીન્દ્ર શ્રીહરિ આ પુરમા પ્રસિદ્ધ છે’ એમ કર્ણાકર્ણી સુણીને પોતાના દોષની શાતિમાટે શ્રીહરિની સમીપે જઇને તેમનાજ શરણને પામ્યો ॥૪૩॥ કરૂણાનિધિ, શરણાગતવત્સળ, સમસ્ત પાપ કે ઉપદ્રવને હરનારા શ્રીહરિએ શરણે આવેલા વિપ્રની દુર્દશા દૃષ્ટિથી દેખીને, તેના જમણા કર્ણમા રહસ્યભૂત, ષટ્કર્ણે ગોચર નહિ એવા કૃષ્ણમત્રનો ઉપદેશ કર્યો, એટલે તુરતજ તે પા

सद्यः स पूर्वरूपोऽभूत्तद्गुणानेव वर्णयन् । स्वदेशमगमद्धृष्टो विस्मितो धरणीपते! ॥४५॥ अशेषयोगीन्द्रतपस्विसिद्धवीर्याधिकां विभ्रदपीह शक्तिम् । अनन्यसिद्धं निजसाधुभावं नोद्रिच्यते स प्रथयन् हरि. स. ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे सिद्धाभिमानिगुरुपराजयनामा षट्चत्वारिंशोऽध्याय ॥४६॥

सुव्रत उवाच—चातुर्मास्ये व्यतीतेऽथ सिद्धा देशान्तरं ययुः । नारायणोऽपि ते. साकं ययौ राज्ञा समर्चित. ॥१॥ देव्याः समीपे कामाख्या. कञ्चिद्ग्राममुपेत्य ते । आरेभिरे बहिर्वाट्यां पाकं कर्तुं

પમાથી તે વિપ્ર મુક્ત થઈ ગયો ॥૪૪॥ હે ધરણીપતે! તે વિપ્ર તેજ ક્ષણમા શ્યામવર્ણરૂપ દોષે રહિત થઈ ગયો અને પૂર્વના જેવો ગૌરવર્ણવાળો થઈ ગયો તેપછી મહાપ્રભુને પ્રણામ કરીને, તેમના કારૂણ્ય–વાત્સલ્ય–ઔદાર્ય–સૌશીલ્ય વિગેરે સદ્‌ગુણોને વખાણતો વખાણતો મનમા બહુ વિસ્મિત અને હર્ષિત થઇને સ્વદેશમા ગયો ॥૪૫॥ હે રાજન્! એ રીતે ભગવાન્ શ્રીહરિ સમસ્ત યોગીન્દ્રો, તપસ્વિઓ અને સિદ્ધો થકીપણ નિરવધિકાતિશય દિવ્ય તેજ–પ્રભાવ–શક્તિએ સપન્ન છે, માટે સર્વજનોએ શ્લાઘા કરેલા છે તથાપિ પોતાનો અસાધારણ, (સ્વત સિદ્ધ) બીજા જનોને દુર્લભ એવો જે સાધુભાવ (સાધુતા) છે તેને જગતમા વિસ્તારતાથકા લગારપણ ગર્વિષ્ટ થયા નહિ ॥૪૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને. પ્રથમપ્રકરણે સિદ્ધાભિમાનિગુરૂપરાજયનામા ષટ્‌ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૬॥

## અધ્યાય ૪૭ મો.

સુવ્રત ઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી ચાતુર્માસ્ય–આષાઢ આદિક ચાર માસ વીતિ જતા રાજાએ રાખેલા તે સિદ્ધાભાસો દેશાતરમા સીધાવ્યા નારાયણસ્વરૂપ નીલકઠવર્ણીપણ રાજાએ સારી રીતે સત્કાર કર્યા થકા પોતાના એકાતિક ભક્ત રાજાને ધર્મમાર્ગમા સ્થાપીને, સિદ્ધોની સાથે તીર્થાટન તત્પર થઈને ત્યાથી ચાલી નીકળ્યા ॥૧॥ સીરપુરથકી નીકળીને શ્રીહરિસાથે ચાલતા તે સિદ્ધો કામાક્ષી નામની કોઈ દેવીના મદિરની સમીપે વર્તતા કોઈ ગામને પામીને ગામથી બહાર પુષ્પવાટિકામા તેમણે

पृथक् पृथक् ॥२॥ सिद्धांस्तानागताञ्छ्रुत्वा महाकाल्या उपासकः । तावत्तत्रागमत्कश्चित्तत्रस्थो ब्राह्मणो महान् ॥३॥ स हि पूर्वं स्वधर्मस्थो निगमोक्तक्रियादरः । विद्वान्स्वदारनिरत आसीच्छीलगुणान्वितः ॥४॥ स चैकदा शाक्तसङ्गात्कुलार्णवमशेषतः । आगमं वाचयामास सद्यःफलनिदर्शनम् ॥५॥ तदा तस्य रुचिस्तस्मिन्नासीद्दुःसङ्गदोषतः । तदुक्ताचारसक्तोऽभूत्कौलसङ्गप्रियस्तथा ॥६॥ ततस्त्यक्त्वा स्वधर्मादीनासीच्छाक्ताग्रणीश्च यः । सिद्धेश्वराभिमानी स तत्रायात्प्रज्वलन् क्रुधा ॥७॥ सुरापानमदाघूर्णरक्ताक्षः

પૃથક્પૃથક્ પાક કરવાનો પ્રારંભ કર્યો ॥૨॥ 'અહીં કોઈ સિદ્ધો આવ્યા છે' એમ સાંભળીને તુરતજ તે ગામનો મહાકાલીનો મહા ઉપાસક કોઈ વામી વિપ્ર સિદ્ધો સમીપે આવ્યો ॥૩॥ આ વિપ્ર પ્રથમ–મહાકાલીદેવીની દીક્ષા લીધા પહેલાં વેદવેદાંગને ભણ્યો હતો વેદોક્ત સંધ્યાવંદન–વિષ્ણુપૂજનાદિક સત્ક્રિયામાં આદરભાવવાળો હતો સ્વધર્મમાં નિષ્ઠાવાળો, એક પત્નીવ્રતવાળો અને શીલ તથા શમદમાદિ સર્વે સદ્ગુણોએ સંપન્ન હતો ॥૪॥ પણ કોઈ શાક્તનો સંગ થતાં, કોઈ કામાકુળ રાજાએ સમાનશીલ પંડિતપાસે નવીન કુકલ્પનાથી કરાવેલા, કુળાર્ણવ જેનું નામ છે, શીમળાના પુષ્પની પેઠે અર્થવાદ પ્રદર્શનાદિકથી તત્કાળ રૂચિ ઉત્પન્ન કરાવે એવો કોઈ આગમ (તંત્ર) સમગ્રપણે તેના વાંચવામાં આવ્યો ॥૫॥ શાક્ત બ્રાહ્મણ અને વેદ વિરૂદ્ધ અસચ્છાસ્ત્ર આ બે દુ સંગદોષને લીધે તે પવિત્ર વિપ્રનેપણ તે કૌલ માર્ગમાં રૂચિ થઈ પછી શાક્તોના સમાગમમાં પ્રીતિવાળો થઈ, કૌલાગમમાં કહેલા મહાકાલી આદિક નાનાવિધ મલિન દેવતાઓના ઉપાસનાચારમાં અતિશય આસક્ત થયો ॥૬॥ ત્યારપછી પૂર્વોક્ત સર્વે સ્વધર્મને સમૂળ ત્યાગ કરીને, દુરાચારમાં પ્રીતિવાળો થઈ શક્તિ ઉપાસકોનો અગ્રગણ્ય થયો 'હુંજ સિદ્ધેશ્વર છુ' એવો અભિમાની આ બ્રાહ્મણ ક્રોધાનળથી બળતો બળતો સિદ્ધો સમીપે આવ્યો ॥૭॥ તેને વર્ણવેછે–સુરાપાનના મદથી ચકળ વકળ લાલચોળ લોચનવાળો, માંસાહારી, કુલાષ્ટક સંજ્ઞાથી પ્રસિદ્ધ મોચણ આદિક અષ્ટપ્રકારની સ્ત્રીયોના ગુહ્યાંગ ધોએલું કુળવારિ નામના જળનું નિ

पललाशनः । कुलाष्टकस्त्रीगुह्याङ्गक्षालनाम्बुपिबः सदा ॥८॥ दधत्रिशूलं हस्ते च लौहं सिन्दूरचन्द्रकम् । बिभ्रत्कूर्चे च सिन्दूरं कुलपुष्पाक्तकुङ्कुमम् ॥९॥ मुण्डमालां महाकालीं स्मरन् कुल्लां मुहुर्हसन् । कुमारीपायुशुद्ध्यम्बुमार्जिताखिलगात्रकः ॥१०॥ पानान्तचर्वितापक्वतिमिदुर्वासिताननः । पिबैक इति विख्यातः शिरोवद्धारुणांशुकः ॥११॥ वृतः स्त्रीपुरुषैर्ग्राम्यैः स्वशिष्यैश्च स सत्वरम् । तत्राऽऽगत्याब्रवीत्सिद्धांश्चकितान्स्वेक्षयाऽखिलान् ॥१२॥ अहो कथं सिद्धसंज्ञां धूर्ता ! बिभृथ दुर्लभाम् । एक एव हि सिद्धोऽस्मि साम्प्रतं भुवि नापरः ॥१३॥ युष्मादृशा एव मया कृताः

ंतर પાન કરનારો, કાળા લોઢાથી કરેલું, સિંદૂરના ચાંદલા જેમાં કરેલા છે એવું ત્રિશૂળ હાથમાં ધારી રહેલો, કુળપુષ્પ ( કુળાષ્ટકસ્ત્રિયોના ગુહ્યાંગમાંથી નીકળતું રજ:પર્યાય રૂધિર )થી મિશ્રિત કરેલું કુંકુમ અને સિંદૂર ભ્રકુટિના મધ્યમાં ધારી રહેલો, દેવીભાવનાથી પુંજેલી કન્યાઓના ગુદા ધોએલા જળથી સર્વ શરીરમાં સંમાર્જન કરતો, કપાળની માળાવાળી કુલ્લા નામની મહાકાલીને નિરંતર સંભારતો, વારંવાર ગર્વવિશથી હસતો, સુરાપાન પછી દાંતથી ચાવેલા અપક્વ મત્સ્યથી જેનું મુખ અત્યંત દુર્ગંધાયછે, મંજીષ્ટ રાગથી રંગેલું રાતું વસ્ત્ર જેણે મસ્તકે વીંટયું છે, પિબૈક (સુરાને કંઠસુધી પિવે તે પિબ કહેવાય. તેમાં એક-મુખ્ય તે પિબૈક કહેવાય) એવા સાર્થક નામથી વિખ્યાત, પોતાના શિષ્યભાવને પામેલા ગામના સ્ત્રીપુરૂષોથી વિંટાએલો, આવો બ્રાહ્મણાધમ ઉતાવળો ત્યાં આવીને, પોતાના જોવા માત્રથીજ ભયભીત થઈ ગએલા સમગ્ર સિદ્ધો પ્રતિ વચન બોલ્યો ॥૮-૧૨॥ તે વચન ચાર શ્લોકથી કહેછે-અહો ! ! અરે ધૂર્તો ! હું સિદ્ધશ્રેસર વિદ્યમાન છતાં તમો સિદ્ધસંજ્ઞાને કેમ ધારી શકો ? કેમકે સિદ્ધસંજ્ઞા સુદુર્લભ છે, આ જગતમાં આ વર્તમાન કાળમાં હું એકલોજ સિદ્ધ છું, બીજો કોઈપણ હોઈશકે નહિ, આ શું તમો નથી જાણતા ? ॥૧૩॥ જ્યાં ત્યાંથી અત્ર આવેલા તમારા જેવા તો સહસ્રોસહસ્ર સિદ્ધો મેં અનાયાસથી જીતી લઇને મારા શિષ્યઆજ્ઞાનુવર્તી કરી દીધા છે. જેમણે અભિમાનથી મારૂં વચન માન્યું નહિ

शिष्याः सहस्रशः । यैर्मानितं न मद्वाक्यं ते नीताश्च यमालयम् ॥१४॥ तस्माद्यूयं समुत्तार्य धारिता ब्रह्मसूत्रवत् । कण्ठस्रजोऽत्र मच्छिष्या भवताद्यैव भूतये ॥१५॥ अन्यथा वीरपुरुषा मदाज्ञामात्रकाङ्क्षिणः । भक्षयिष्यन्ति वः सर्वाञ्जीवतो विकटाननाः ॥१६॥ तदानीं तेऽखिलाः सिद्धाः प्राग्बहुश्रुततद्गुणाः । प्रत्यक्षं च तमालोक्य वेपन्ते स्म भयाकुलम् ॥१७॥ मरिष्यामोऽद्य चोन्मत्ता भविष्यामो हि तद्ध्रुतम् । शिष्या अस्य भवेमेति प्रोचुस्ते च परस्परम् ॥१८॥ कण्ठस्रजस्त्रोटयितुमुद्यतानथ तान्स तु । दृष्ट्वा हरिर्नृप ! प्राह सिद्धाः ! किं क्रियते न्विदम् ॥१९॥ चिन्ता कापि न कर्तव्या

તેમને તો યમપુરીમાં ઠેઠ પહોંચાડી દીધા છે ॥૧૪॥ માટે યજ્ઞોપવીતની પેઠે કંઠમાં ધારેલી કંઠીઓ કંઠમાંથી કાઢી નાંખીને 'અમો શૈવો છીએ કે વૈષ્ણવો છીએ' એવું અભિમાન મુકી દઇને, તમારા અભ્યુદય માટે હાલજ મારા શિષ્યભાવને ભજો ॥૧૫॥ જો મારા કહ્યા મુજબ નહિ કરશો તો મહાકાલીની પરીચર્યાપરાયણ, મારી આજ્ઞાનીજ વાટ જોઈ રહેલા, વિકરાળ વદનવાળા, વીરનામના પુરૂષો તમને તમામને જીવતાને જીવતાજ જમી જશે ॥૧૬॥ હે રાજન્ ! આ રીતે મહા ક્રોધથી બોલતો, ભયંકર વેષ જેનો છે, જેના ગુણો પ્રથમથી બહુ સાંભળ્યા હતા એવા પિબેકને પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને સર્વે સિદ્ધો તેના વચન શ્રવણ ક્ષણમાંજ બહુ બીકને લીધે થરથર કંપવા લાગ્યા ॥૧૭॥ જેમણે જેનાં ઉગ્ર ચરિતો પ્રથમથી સુણ્યાં હતાં, માટેજ ભયભીત થએલા સમગ્ર સિદ્ધો 'આપણે હમણાંજ નિશ્ચે મરી જઇશું. જો જેમતેમ જીવતા રહીશું તો ઉન્મત્ત-બેભાન ગાંડા બની જઇશું. માટે આ પિબેકના શિષ્યો જલદી થઇએ' એમ પરસ્પર કહેવા લાગ્યા ॥૧૮॥ હે રાજન્ ! એવો વિચાર કરીને તરતજ ગળામાં ધારેલી તુલસીમાળાઓ તોડવામાટે તૈયાર થએલા તે બહુબીકણ સિદ્ધોને ભાળીને નિર્ભય ભગવાન્ બોલ્યા કે-હે સિદ્ધો ! તમો વિચાર્યા વિના એકદમ આ શું કરોછો ? (કેમકે સિદ્ધોમાં આવી ભયભાવના સંભવતી નથી ) ॥૧૯॥ આ અતિક્ષુદ્ર દુરાચારી પિબેક તમો સિદ્ધોને શું કરી શકનારો છે ? કશુંપણ કરી શકશે નહિ

क्षुद्रोऽयं किं करिष्यति । शिष्यं करोतु मामादावयं युष्मांस्ततः परम् ॥२०॥ आश्वस्ता अपि तेनेत्थं भीताः सिद्धास्तमब्रुवन् । नान्यसिद्धसमो ह्येष हन्याद्यत्त्वामपि क्षणात् ॥२१॥ पिबेको वर्णिनं दृष्ट्वा स्वकार्ये विघ्नरूपिणम् । दृष्ट्या करालया पश्यन्नाजुहाव तमन्तिके ॥२२॥ त्यक्त्वा पाकक्रियां सद्यो नीलकण्ठस्तदन्तिकम् । एत्य वीरासनेनैव तत्सन्मुखमुपाविशत् ॥२३॥ तत्पृष्ठतः सिद्धसङ्घास्तन्मुखार्पितदृष्टयः । निषेदुरथ विप्रोऽसौ स्वसामर्थ्यमदर्शयत् ॥२४॥ चिक्षेप मन्त्रितान्माषान् घनपत्रे वटद्रुमे । सोऽभूच्छुष्कः सद्य एव विभ्युः सिद्धास्तदा भृशम् ॥२५॥ तथाप्यक्षुब्धमनसं

માટે તમો ભીતિ કે ચિંતા કશીપણ કરશો નહિ. જો તેનામાં લેશ શક્તિ હોય તો ભલે મને પ્રથમ શિષ્ય કરે ? મને જીતીને પછીથી મારા અનુયાયી તમોને શિષ્યો ભલે કરે ? ॥૨૦॥ આ પ્રકારે ભગવાને અતિશય આશ્વાસના આપી પણ ભગવાનનો મહિમા યથાર્થ નહિ જાણતા હોવાથી પિબેક થકી તીવ્ર ભય પામીને, તેમના પ્રત્યે સિદ્ધો બોલ્યા કે–હે વર્ણિન્ ! આતો અસદૃશ છે–બીજા સિદ્ધોની સાથે આની ગણના ન કરશો, આતો સર્વથા અધિક છે. આ ક્રોધ પામેલો પિબેક આપનેપણ ક્ષણમાં હણી નાંખે એવો મહાસમર્થ છે એમ બોલ્યા ॥૨૧॥ પિબેકતો નિર્ભયપણે ઉપરપ્રમાણે બોલતા વર્ણીને; અધાય સિદ્ધોને સ્વશિષ્ય કરવારૂપ કાર્યમાં મહાવિઘ્નરૂપ માનીને, ક્રૂર દૃષ્ટિથી જોતો જોતો પોતાની પાસે બોલાવવા લાગ્યો ॥૨૨॥ નિર્ભય નીલકંઠવર્ણી બોલાવામાત્રમાં તત્કાળ પાકક્રિયાનો પરિત્યાગ કરીને તેની પાસે પરવરીને તેની સન્મુખજ વીરાસન વાળીને વિરાજમાન થયા ॥૨૩॥ બીજા સિદ્ધસંઘો વર્ણિરાજની પાછળ પિબેકના મુખને અભિમુખ દૃષ્ટિ રાખીને બેઠા. તેપછી વિપ્ર પિબેકે પોતાનો પાપપરાક્રમ મહાપ્રભુને પ્રદર્શાવવાનો પ્રારંભ કર્યો ॥૨૪॥ તે પિબેકે પ્રથમ ઘણા સિદ્ધસંઘને ત્રાસ પમાડવા અને પોતાનો પરાક્રમ પ્રસિદ્ધ કરવા, ચોગરદમ ઘાટાં લીલાં પાનડાંવાળા કોઈ વડવૃક્ષ ઉપર મલિનમંત્રોથી મંતરેલા અડદ ફેંક્યા, એટલે તત્કાળ તે વૃક્ષ સમૂળ સુકાઈ ગયો. આવો પિબેકનો પરાક્રમ પ્ર-

सुस्थिरं वीक्ष्य वर्णिनम् । मापमुष्टिं निचिक्षेप तस्मिन्नाशकरं द्विजः ॥२६॥ तथापि च यथापूर्वं स्थितं तं वीक्ष्य सोऽवदत् । कालभैरवमुष्ट्या त्वां हन्मि देवं निजं स्मर ॥२७॥ इत्युक्तवन्तं दुर्बुद्धिं व्यात्तभीषणलोचनम् । वर्णिराट् प्राह का चिन्ता यावच्छक्त्युद्यमं कुरु ॥२८॥ ततो भैरववीरान्स प्रेरयामास तं प्रति । तं द्रष्टुमप्यशक्तास्ते प्रहर्तारं प्रचक्रिरे ॥२९॥ ततः पपात स क्षोण्यामुद्वमन्रुधिरं मुखात् । मुमूर्च्छ च क्षणान्तेऽथ प्रोत्तस्थौ क्रोधितो भृशम्

त्यक्ष જોઇને વર્ણિ વિનાના બીજા બધા સિદ્ધોને બહુ બીક લાગી ગઈ ॥૨૫॥ આવું આશ્ચર્ય અવલોકયું અથાપિ અણુમાત્રપણ અન્ત કરણમાં નહિ ક્ષોભ પામેલા, યથાપૂર્વ દૃઢાસનથી સુસ્થિર બેસી રહેલા આ વર્ણીન્દ્રને દેખીને, પિબૈકે રોષથી રાતાચોળ લોચન કરીને, તત્ક્ષણ નાશ કરી નાખે એવો મલિન મહામંત્રથી મંતરેલો માષમુષ્ટિ વર્ણીઉપર ફેંક્યો ॥૨૬॥ પોતાઉપર માષમુષ્ટિ પડ્યોછે તથાપિ પ્રથમની પેઠે અચળપણે બેસી રહેલા વર્ણીને જોઇને પોતાનું પરાક્રમ રોકાતા વિશેષ રોષ પામીને એમ બોલ્યો કે-હે વર્ણિન્! તમને હાલજ કાળભૈરવની મુષ્ટિથી મારી નાખુછુ તો આ પ્રાણપ્રયાણ સમયમાં ઇષ્ટદેવનું સ્મરણ કરી લ્યો ॥૨૭॥ હે રાજન્! આ પ્રકારે ગર્વવેગથી બોલતા, દુષ્ટ બુદ્ધિવાળા, પહોળાં ફાડેલા વિકરાળ વિલોચનવાળા પિબૈક પ્રત્યે આ નીલકંઠવર્ણી નિડરતાથી બોલ્યા કે-આવા વિભીષણ વચનો વદવાથી શો અર્થ છે? અમને તારાથકી કશીપણ ભીતિ કે ચિંતા છેજ નહિ તારી જેટલી શક્તિ હોય તેટલો ઉદ્યમ કરી લે ॥૨૮॥ ત્યારપછી પિબૈકે પોતાના મંત્રબળથી કાળભૈરવ વીરો ભગવાન્ પ્રતિ પ્રેર્યા પ્રેરેલા વીરોતો ભગવાનને ભાળવાપણ સમર્થ થયા નહિ, મૃત્યુ જેનું ઉપસેચન (સ્વયં ભક્ષણીય હોઇને બીજા બધાના ભક્ષણમાં હેતુ થાય તે) છે તેની સાથે સ્પર્ધા કરવા કોણ સમર્થ થાય? જેની પ્રવૃત્તિ પ્રતિબંધ પામીછે એવા તે ભૈરવાનુચરો પોતાને પ્રેરનારા પિબૈકનેજ પીડવામાટે જઈ વળગ્યા 'एवमेव खलु महदभिचारातिक्रमः कार्त्स्न्येनात्मने फलति' એમ ભાગવતમાં કહ્યુછે ॥૨૯॥ ત્યારપછી તે વીરોએ પીડા પમાડેલો પિબૈક મુખમાંથી રુધિર

॥३०॥ कृत्वोदकेन गण्डूषान्वर्णिनं पुनरब्रवीत् । स्थिरो भवाद्य त्वां घ्नन्ति वीरा वाटुकभैरवाः ॥३१॥ तदा स प्राह का चिन्ता प्रेरय त्वांस्ततश्च स. । तेऽपि तं नाशकन् द्रष्टुं पेतुः सद्यः प्रहर्तरि ॥३२॥ पूर्ववत्पतित. सोऽथ पुनरुत्थाय चाब्रवीत् । वीरैरद्य महाकाल्या हन्मि त्वा सुस्थिरो भव ॥३३॥ इत्युक्त्वा प्रेरयत्तांश्च तेऽपि तद्वी- क्षणाक्षमा. । प्रहर्तर्येव न्यपतंस्तत आसीत्स पूर्ववत् ॥३४॥ पुन.

---

વમન કરતો થકો પૃથ્વીઉપર પડી ગયો અને મૂર્છા પામી ગયો ક્ષણકાળ પછી એની એજ વૃદ્ધિ પામેલી ક્રોધવાસનાના વેગથી વિકરાળ લાલ લોચનથી ભગવાન સામુ જોતો થકો ઉઠ્યો ॥૩૦॥ ઉઠીને મુખશુદ્ધિમાટે જળના કો ગળા કરીને ફરીવી વર્ણીપ્રતિ એમ બોલ્યો કે-ભો વર્ણિન્ ! 'હુ નિર્ભય છુ' એવી પોતાની પ્રખ્યાતિ કરવા મારા પ્રભાવને નહિ ગણીને, સિદ્ધેશ્વર મારા પણ અભિમુખ રહ્યા છો પણ મેં મોકલેલા બટુક ભૈરવના અનુયાયી વીરો તમોને હમણાજ હણી નાખશે જો એવા બહુ ધીર હો તો સ્થિર થઇને રહો અહીથી જતા રહેશો નહિ ॥૩૧॥ આવુ અહકાર વચન સાભળીને ભગવાને કહ્યુ કે-મારે તારા પામરથકી કશી ભીતિ કે ચિંતા નથી તેપછી પાપી પિબેકે બાળ બટુકને મારવામાટે મત્રાભ્યાસથી સાધેલા બટુક ભૈરવવીરો મોકલ્યા આ વીરોપણ સર્વના તેજોને પરાભવ કરનારા, અદ્ભુત તેજોવિશેષશાલી શ્રીહરિને નિહાળવામાટે પણ સમર્થ થયા નહિ જેનુ વીર્ય રોકાઇ ગયુ છે એવા તે વીરો ક્રોધાન્ધ થઇને તત્કાળ પોતાને પ્રેરનારા પિબેક ઉપરજ જઇને પડ્યા ॥૩૨॥ તે વીરોએ દુ ખ દીધેલો પિબેક પ્રથમની માફક મોંઢામાથી લોહી ઓકતો થકો ભૂમિઉપર પડી ગયો ક્ષણમા મૂર્છા વળી જતા વળી પાછો તુરત ઉઠીને બમણા કોપાનળવી બળતો થકો 'તમોને હાલજ મહાકાલીના સાક્ષાત્ અનુચર મહાવીરો પાસે મારી નખાવીશ, જો ધૈર્ય હોય તો નિશ્ચળ થઈ રહો' એમ સાહકાર લવન કરીને તે વીરો મોકલ્યા તેઓપણ નીલકઠવર્ણીના નિરીક્ષણમા નહિ સમર્થ થઇને પાછા વળીને તે પ્રેરક પિબેકનેજ વળગ્યા, એટલે મહા ઉપદ્રવ પામેલો પિબૈક પ્રથમની માફક પૃથ્વીઉપર પડી ગયો ॥૩૩-૩૪॥ દુરભિમાની

क्षणान्त उत्थाय क्रुद्धः स प्राह वर्णिनम् । वीरैर्हनूमतोऽद्य त्वां घातयामि स्थिरो भव ॥३५॥ प्रैरयच्चांस्ततो विप्रस्ते तु तं वीक्ष्य मारुतेः । प्रेष्ठं नत्वा परावृत्य विप्रं भूमावपातयन् ॥३६॥ मुखाद्वमन् स रुधिरं मूर्छितोऽतीव विह्वलः । नाशकत्पुनरुत्थातुं कण्ठं तदसवो ययुः ॥३७॥ विवृत्तनेत्रं पतितं म्रियमाणं विचेष्टनम् । तं तत्सम्बन्धिनो वीक्ष्य विलेपुर्हा हता इति ॥३८॥ रुदन्तस्ते नीलकण्ठं प्रणमन्तः पुनः पुनः । ऊचुः स्वामिन्दयां कृत्वा जीवयैनं त्वमीश्वरः ॥३९॥ ईदृग्विगर्हितं कर्म पुनर्नायं करिष्यति । इत्युक्त्वा भूरि-

પિબેક ક્ષણાતે ફરીથીપણ ઉઠીને તીવ્ર ક્રોધ કરીને વર્ણીન્દ્ર પ્રતિ બોલ્યો કે–'હવે હુ હમણાજ તમોને હનુમાનજીના કિંકર વીર વીરો પામે વિઘાત કરાવું છુ આ વીરોનું તેજ–પરાક્રમ કોઈપણ પાછુ પાડવા સમર્થ નથી તમો સ્થિર થાવ' એમ ગર્વથી લવન કરીને તે વીરો પ્રેર્યાં, પ્રેરેલા વીરોતો પોતાના સ્વામી મારૂતિને પ્રિયતમ વર્ણિરાજને નિરીક્ષણ કરીને તત્ક્ષણ પ્રણામ કરીને ત્યાથી પાછા જઇને દુરાચારી વિપ્રાધમ પિબેકને વળગીને પૃથ્વીઉપર પાડી નાખ્યો ॥૩૫–૩૬॥ પૃથ્વી ઉપર પડ્યો પડ્યો મોઢામાથી ઘણુ લોહી વમન કરતોથકો વિશેષ વિહ્વળ થઇને મહા મૂર્છિત થઈ ગયો તે ફરીથી ઉઠવા માટે નજ સમર્થ થયો અને તેના પ્રાણ બહાર નીકળી જવા કઠમા આવી ગયા ॥૩૭॥ જેનાં નેત્ર પહોળા ફાટી ગયાં છે–તરી ગયાં છે, ભૂમિઉપર પડી રહેલા, ચેતનતા તથા ચેષ્ટાએ રહિત થઈ ગએલા, માટેજ મરણોન્મુખી અવસ્થાને પામી ગએલા એવા પિબેકને તેના સબન્ધિ જનો જોઇને 'હાય હાય તારા વિના અમે વગર

शो द्रव्यं निदधुस्तत्पदान्तिके ॥४०॥ आमान्नानि च सिद्धेभ्यः सर्वेभ्यः शोभनान्यदुः । ततो दयालुर्भगवान् कृपयैव तमैक्षत ॥४१॥ तावत्स सद्य उत्थाय प्रणनाम तमादरात् । नैवं पुनः करिष्यामीत्युक्त्वागात्सान्वयो गृहम् ॥४२॥ सिद्धास्ते प्राणदातारं तं ज्ञात्वा जगदीश्वरम् । सविस्मयं प्रणम्यैव प्रापुस्तच्छिष्यतां नृप ॥४३॥ कृत्वा पाकं ततः सर्वे भोजनं च विधाय ते । तां रात्रिमूपुस्तत्रैव भजन्तो राधिकापतिम् ॥४४॥ भग्नमानः पिबेकस्तु पादाहत इवोरगः । क्रोधाग्निदह्यमानाङ्गो नैव प्राप स निर्वृतिम् ॥४५॥ कालभैरवम-

---

પનુ જીવન કરવુજ નહિ એમ તમો ન માનશો' એમ કહીને વર્ણિના શરણને પામીને તેમના ચરણકમળમા ઘણુ દ્રવ્ય નિવેદન કર્યું ॥૩૯-૪૦॥ અને સમસ્ત સિદ્ધોને શોભન-ઘણા ઘૃત સાકરે સહિત ઉત્તમ કાચા સીધા શુભચિંતાથી આપ્યા તે પછી દયાળુ ભગવાને સર્વ જીવોને સજીવન કરનારી કૃપામૃતવર્ષિણી દૃષ્ટિથી તેને જોઓ ॥૪૧॥ વર્ણિના અમૃતમય કટાક્ષથીજ જીવિતને પામેલો તે પિબેક તત્ક્ષણ ઉઠીને પ્રીતિથી વર્ણીરાજને પ્રણામ કરીને, 'ફરીથી આવુ અધર્મ કર્મ નહીજ કરૂ' એમ સવિનય નિવેદન કરી પોતાના પરિવાર સાથે ઘેર ગયો ॥૪૨॥ હે નૃપ ! તે સિદ્ધો તો પિબેકથકી પોતાના પ્રાણને પરિરક્ષણ કરનારા મહાવર્ણિને તેમનો પ્રતાપાતિશય પ્રત્યક્ષ જોવાથી જગદીશ્વર જાણી દૃઢ નિશ્ચય કરી, સાશ્ચર્ય પ્રણામ કરીને તેમના ભવભયભંજક શિષ્યભાવને પામ્યા ॥૪૩॥ સન્માર્ગના કંટકરૂપ પિબેકનો પરાજય થતા નિર્ભય થએલા સિદ્ધો ત્યાર પછી ત્યાજ સરસ રસોઈ બનાવી ભોજન કરીને રાધિકાપતિપણે નિશ્ચય કરેલા ભગવાન્ શ્રીહરિને ભજતાથકા તે રાત્રિ ત્યાજ રહ્યા ॥૪૪॥ તે પછી પાપમૂર્તિ પિબેકતો એક સિદ્ધેશ્વરપણાનુ આરૂઢ અભિમાન ભગ થવાથી પગથી તાડન કરેલા સર્પનીપેઠે પ્રજળતા તીવ્ર અમર્ષાગ્નિથી જેના સર્વ અવયવો અતિશય સળગી ઉઠ્યા છે એવોથકો લગારપણ સુખશાંતિને પામ્યો નહિ ॥૪૫॥ એ રીતે તીક્ષ્ણ ક્રોધાનળથી બળી ઉઠેલા પિબેકે મધ્યરાત્રિએ કાળભૈરવનુ ગો-નર-ગજ-અશ્વ-મહિષ-વરાહ-અજ-મૃગ આ આઠને મારીને

भ्यर्च्य महामांसैर्महानिशि । सुरां रक्तं पाययित्वा वर्णिनं हन्तुमैरयत् ॥४६॥ करालवदनो नग्नो रक्ताक्षो मुक्तमूर्धजः । सोऽञ्जनाद्रिनिभः शूलं विभ्रद्धरिमुपाययौ ॥४७॥ तदन्तिके तु संस्थातुमशक्तो दूर एव सः । तस्थौ तं च स दृष्ट्वापि न बिभाय जहास च ॥४८॥ उषःकालावधि क्रूरः स तस्थावथ वर्णिराट् । स्नातुं गच्छन्नालुलोके तमूर्ध्वेकरशूलिनम् ॥४९॥ तद्दृष्ट्या वेपमानाङ्गो भैरवो-

---

આણેલા મહામાંસાદિકના નિવેદનથી પૂજન કરવાપૂર્વક તેને ખુબ ખવરાવીને તથા મદિરા અને રૂધિર પાન કરાવીને, પોતાના પ્રિય પ્રાણનું પરિરક્ષણ કરનારા એવા પણ પ્રભુ વર્ણિને હણવા માટે તેને મોકલ્યો આસુરી આચરણવાળાઓનો આવોજ સ્વભાવ હોય છે, પ્રાણરક્ષણ પામીને પણ વેરાનુબંધનો પરિત્યાગ કરતા નથી માટે આ મહાકૃતઘ્ન પિબેક પ્રાણ પ્રત્યર્પણ કરનારા નિરપરાધિ વર્ણિનો ફરીથી પરિદ્રોહ કરવાજ પ્રવર્ત્યો ॥૪૬॥ અધમ પિબેકે પ્રેરેલો, કાજળના અચળ જેવો કાળો મષ તે કાળભૈરવ વિકરાળ વદનવાળો થઈ, મસ્તકના કઠોર કેશ છુટા મુકીને, દેવતાના તણખા જેવા લાલચોળ વિકરાળ લોચન કરીને, દિગંબર થઇ, હસ્તમાં તીક્ષ્ણ ત્રિશૂળને ભમાવ્યા કરતો, દોડતો દોડતો ભગવાનની સમીપે વેગથી આવવા લાગ્યો ॥૪૭॥ તીવ્ર વેગથી દોડી આવીને વર્ણીન્દ્રને તો ક્રોધથી પણ ન સહન થાય એવા દિવ્ય તેજવાળા દૂરથી દેખીને તેમની નજીક જવા માટે નહિ સમર્થ થવાથી દૂર પ્રદેશમાંજ ઉભો રહ્યો, ભગવાનતો ભુંડી ભયંકર આકૃતિવાળા કાળભૈરવને ભાળીને પણ ભય પામ્યાજ નહિ પરંતુ અતિ ક્ષુદ્ર પિબેકની 'દીપ શિખા સમીપે પ્રવૃત્તિ કરનારા પતંગીયાના જેવી સ્વનાશ હેતુ પ્રવૃત્તિ છે' એમ વિચારીને અથવા 'અહો!' આની કેવી દુર્જનતા છે? કારણ કે મેં દિવસે મરણથકી મુકાવ્યો તથાપિ મને મારવા માટે આને મોકલ્યો ?" એમ આશ્ચર્ય પામીને હસવા લાગ્યા ॥૪૮॥ તે ક્રૂર કાળભૈરવ હરિને હણવાની વાટ જોતો થકો પ્રાત-કાળ સુધી દૂરજ ઉભો રહ્યો, તે પછી વર્ણિરાટે સ્નાન કરવા જતાં હાથમાં તીવ્ર ત્રિશૂળ ધારી રહેલા કાળભૈરવને લગાર રોષરક્ત દૃષ્ટિથી જોયો, ભગવાનની એવી ક્રૂર દૃષ્ટિથી

ऽपि स तद्भयात् । चक्रे पलायनं तूर्णं हनिष्यन्प्रेरकं द्विजम् ॥५०॥ पलायमानं तं प्राह वर्णिराट् स कृपानिधिः । मावधीर्ब्राह्मणं तं त्वं तदन्नादा यतो वयम् ॥५१॥ इत्युक्तः सोऽपि तद्वाक्यं प्राह विप्रमुपेत्य तम् । तदातिविस्मितः सोऽपि मेने साक्षात्तमीश्वरम् ॥५२॥ अपकारं प्रकुर्वन्तमात्मानमुपकारिणि । धिक्कृत्य तस्य शिष्यत्वं प्राप्तवान्नृपसत्तम ! ॥५३॥ ततोऽभवद्यथापूर्वं धर्मनिष्ठश्च पापभीः । वेदबाह्यांश्चहौ सद्यो ग्रन्थान्कौलागमादिकान् ॥५४॥ श्रीमद्भागवतं

---

જેનાં સર્વે અંગો થરથર ધ્રુજે છે અને તેમનાથકી બહુ ભય પામી ગએલો ભૈરવ પણ પોતાને પ્રેરનારા પિબેક વિપ્રનેજ મારવા માટે વેગથી ગયો ॥૪૯-૫૦॥ પ્રેરક પિબેકને હણવા માટે તેની સન્મુખ હાથમાં ત્રિશળ લઇને દોડતા ભૈરવને ભાળીને ભગવાને દયાથી કહ્યું કે—તું એ બ્રાહ્મણને હણીશ નહિ, કેમકે એણે હમણાં અન્નાદિ આપીને અમારો ઉપકાર કર્યો છે. ભગવાનનું અસાધારણ દયાળુપણું આજ છે. શું ? તો અપરાધિને પણ દુ ખમાંથી મુકાવાની પ્રવૃત્તિ કરે છે અને યાદૃચ્છિક સુકૃતલેશને પ્રિય કરીને રક્ષા કરવા દયાથી પ્રવર્તે છે ॥૫૧॥ આ પ્રકારે કહ્યું એટલે તે કાળભૈરવે પણ ભગવાનની તે આજ્ઞા માથે ચઢાવીને પિબેક વિપ્રપાસે જઇને પોતાનું વૃતાંત અને વર્ણીનું વચન કહી સંભળાવ્યું, તે સમયમાં તે પિબેક ભૈરવના મુખથી ભગવાનના તેજોવિશેષ અને દયાવિશેષને સાંભળીને, વિશેષ વિસ્મય પામીને તેમને પ્રત્યક્ષ પરમેશ્વર માનવા લાગ્યો ॥૫૨॥ હે નૃપસત્તમ ! તે પછી અનુપમ ઉપકાર કરનારાનો પણ અપકાર કરવા પ્રવર્તેલા પોતાને બહુબહુ ધિક્કારીને, પુરો પશ્ચાત્તાપ પામીને તે ભગવાનના શિષ્યભાવને સાચા ભાવથી પામ્યો ॥૫૩॥ સર્વ જીવોના પરમ હિત અર્થે પ્રવર્તેલા ભગવાને પોતાને સન્મુખ થયો એટલામાત્રથી તેને શિષ્યભાવથી સ્વીકારતાં તેમના કૃપાકટાક્ષના પાત્રભૂત થઈ પ્રથમની માફક ધર્મૈકનિષ્ઠ અને પાપકર્મથકી ભય પામનારો થઈ દુ:સંગ દોષથી થએલો કૌલાગમાદિ અસદ્ગ્રંથોનો વેદબાહ્ય પરિચય તત્કાળ તેણે પરિત્યાગ કરી દીધો ॥૫૪॥ ભગવાને તત્ત્વબોધ દીધેલો તે પિબેક શ્રીમદ્ભાગવત અને શ્રીભગ-

गीतां प्रोक्तां भगवता च सः । पठञ्छृण्वन्राधिकेशं भेजे भक्त्या विदन् हि तम् ॥५५॥ देशान्तरे विचरितुं सिद्धानाज्ञाप्य तानथ । एकाक्येव हरिः प्रायान्नवलक्षाभिधं गिरिम् ॥५६॥ इत्थं मानुषनाटनं स विदधद्भूपातिमर्त्यक्रियः कुर्वन्नुत्खननं महागुरुगताधर्मान्वयस्यौजसा । धर्मज्ञानविरागयोगसहितां श्रीकृष्णभक्तिं परां भूमौ सम्प्रथयंश्चचार स मुदे श्रीनीलकण्ठोऽस्तु नः ॥५७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे शाक्तपिपैरपराजयनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

सुव्रत उवाच—प्राप्य तं गिरिमारुह्य स ददर्शाद्भुतं विभुः । सिद्धानां नवलक्षाणां स्थानान्यैक्षत सर्वशः ॥१॥ नवलक्षस्थलीष्वग्निज्वाला

---

વદ્ગીતાને પ્રતિદિન વાચતો સાંભળતોથકો 'આ નીલકંઠવર્ણીજ સાક્ષાત્ રાધિકાકાંત કૃષ્ણ છે' એવો દૃઢ નિશ્ચય કરીને ભક્તિથી તેમને સદાય ભજવા લાગ્યો ॥૫૫॥ તે પછી શ્રીહરિ સર્વ સિદ્ધોને દેશાંતરમા વિચરવાની આજ્ઞા આપીને, પોતે એકાકીજ નવલખા નામના નગને પામ્યા ॥૫૬॥ હે ભૂપ! અમાનુષ દિવ્ય ચરિત્રો જેમનાં છે એવા તે આ ભગવાન્ સજ્જનોના અનુગ્રહ માટે પૃથ્વીઉપર નૃનાટ્ય કરતાથકા ગુર્વાભાસ અને રાજાભાસ વિગેરેમાં રહેલા અધર્મ વંશને પોતાના પ્રતાપથીજ નિર્મૂળ નાશ કરતાથકા ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને યોગે સહિત એવી શ્રીકૃષ્ણની પરા ભક્તિ ભૂમિ ઉપર વિસ્તારતાથકા પોતાના અનવધિકાશય તેજથી દેદીપ્યમાન થઈ જે ભૂમિ ઉપર દયાથી વિચરે છે તે આ શ્રીનીલકંઠ ભગવાન્ અમો સર્વેના આનંદ માટે થાવ ॥૫૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે શાક્તપિપૈકપરાજયનામા સપ્તચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૭॥

## અધ્યાય ૪૮ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! સમર્થ શ્રીહરિએ તે પર્વતને પામીને તેની ઉપર ચઢીને તેમા રહેલુ બહુ અદ્ભુત ભાળ્યું, તે કહે છે—અદૃશ્ય રૂપથી રહેલા નવ લાખ સિદ્ધોનાં નિવાસ સ્થાનો નિરખ્યાં. તે સર્વ સ્થાનોમાં કાષ્ઠ નાંખ્યા વિના પણ સિદ્ધોના યોગમહિમાથી સ્વત. જાજ્વલ્યમાન અગ્નિ-

अपि निरिन्धनाः । शीताम्बूनि च कुण्डानि तासूष्णाम्बूनि च क्वचित् ॥२॥ आश्चर्यमिति सम्पश्यन्सिद्धांस्तत्र स्थितानपि । ददर्श सकलान्मुक्तान्दुर्दृश्यानपि योगिभिः ॥३॥ नमश्चक्रे स तान्वीक्ष्य ते च तं योगिनां गुरुम् । आनन्दयन्स तान्भक्तांस्तत्रोवास दिनत्रयम् ॥४॥ ध्यायन्तो वासुदेवं ते तमेव स्फुरितं हृदि । अक्षरे धाम्नि ददृशुर्भूरितेजसमद्भुतम् ॥५॥ ततस्तमेव निश्चित्य कृष्णं धृतनराकृतिम् । प्रापुस्तपःफलं सर्वे भेजिरे तं ततो नृप ! ॥६॥ वन्द्यमानोऽथ तैर्भक्त्या गजमार्गेण पर्वतात् । उत्तीर्याधः स वडवाकुण्डं हरिरुपाययौ ॥७॥ तत्र सद्मं निःसरन्तं भुवो वाय्वग्निपा-

જ્વાલાઓ ચોગરદમ દેખી અને તેતે સિદ્ધોની રૂચિને અનુસારે કોઇ સ્થળમા શીતળ જળ તો કોઇ સ્થળમાં ઉષ્ણ જળના કુંડો જોયા, એ રીતે બીજા પણ અનેક આશ્ચર્યોને જોતા જોતા તેમા રહેલા, યોગિઓને પણ જેમનુ દર્શન દુર્લભ છે એવા મુક્તપ્રાય તપસ્વિયોગિઓને જોયા ॥૨-૩॥ તે સિદ્ધસઘોને જોઇને સિદ્ધવલ્લભ શ્રીહરિએ નમસ્કાર કર્યો અને તેમના સ્વરૂપને યથાર્થપણે સમજનારા સર્વ સિદ્ધોએ પણ સમસ્ત યોગિમડળના મુખ્ય ગુરૂ શ્રીહરિને નમસ્કાર કર્યો ભગવાન્ શ્રીહરિ પોતાના અનન્યભક્ત યોગિઓને આનદ આપવા ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યા ॥૪॥ આ યોગિઓ વાસુદેવ ભગવાનનો નિદિધ્યાસ કરતાથકા તેમનેજ વર્ણિવેષધારી શ્રીહરિરૂપે યોગાભ્યાસથી ઉઘડી ગએલા હૃદયકમળમાં જોયા અને આ શ્રીહરિના અનુગ્રહથીજ સ્ફુરણાયમાન થએલા અક્ષરધામમાં આવિર્ભાવ પામેલા, અતિશય તેજસ્વી, આશ્ચર્યકારી દર્શન જેમનું છે એવા ક્ષરાક્ષરાધિપતિ શ્રીહરિનેજ સાક્ષાત્ જોયા ॥૫॥ હે નૃપ! તે પછી તે સિદ્ધયોગિઓ 'અક્ષરધામમાં વિરાજમાન જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે તેમણેજ આ દિવ્ય નરાકાર સ્વીકાર કર્યો છે' એવો દૃઢ નિશ્ચય કરીને, તેમના એકાંતિક ભજનથી તપેલા તપનુ પરિપૂર્ણ ફળ પામ્યા ॥૬॥ ત્યાર પછી તે સિદ્ધસઘોએ ભક્તિથી બહુ વદના કરેલા વર્ણિરાજ ગજમાર્ગથી ( જેમાં ગજો વિશેષપણે જાય આવે છે ) તે પર્વતથી ઉતરીને, તેની તલેટીમાં વર્તતા વડવાકુડ ના-

थसाम् । पश्यन्नुवास साश्चर्यं नीलकण्ठो दिनत्रयम् ॥८॥ ततो ययावग्निदिशं गङ्गासागरसङ्गमम् । प्राप्य स्नात्वा च तत्रापि स उवास दिनत्रयम् ॥९॥ समुद्रखाडीमुत्तीर्य नावागात्कपिलाश्रमम् । वृतं परिधिभूतेन सागरेण सुशोभनम् ॥१०॥ यत्रास्ते भगवान्साक्षात्साङ्ख्याचार्यगुरुः स्वयम् । तपस्यन्कपिलो नित्यं त्रिलोक्याः श्रेयसे नृप! ॥११॥ स्वधर्मज्ञानवैराग्ययोगभक्तिनिरूपकम् । तं तथालोक्य परमां प्राप भक्त्यात्मजो मुदम् ॥१२॥ ईशवत्सेवमानं सं गूढैश्वर्यमपि प्रभुम् । विवेद कपिलः कृष्णं ध्यानेनासीत्ततोऽतिमुत् ॥१३॥ धर्मस्थापन उद्युक्तं स्वेच्छयैव नराकृतिम् । प्रीत्या

---

મધી પ્રસિદ્ધ તીર્થને પામ્યા ॥૭॥ નીલકંઠ બ્રહ્મચારી તે તીર્થમાં કોઈ કોઈ ભૂભાગમાંથી નીકળ્યા કરતો જળ અગ્નિ અને વાયુનો સમુદાય આશ્ચર્યથી જોતાથકા ત્યાં ત્રણ દિન રહ્યા ॥૮॥ ત્યાંથી અગ્નિકોણને અભિમુખ ચાલતાં ગંગાસાગર સંગમને પામીને તેમાં સ્નાન કરીને તે તીર્થમાં પણ ત્રણ દિવસ રહ્યા ॥૯॥ તે પછી શ્રીહરિ નૌકામાં બેસીને સમુદ્રની ખાડી ઉતરીને ચોમેર–ગોળાકાર સાગરથી વિંટાએલા શોભાયમાન કપિલાશ્રમને પામ્યા ॥૧૦॥ હે નૃપ ! જે પવિત્ર આશ્રમમાં સાંખ્યોના આચાર્યોના પ્રથમ ગુરૂ, દેવહૂતીમાં સાક્ષાત્ પ્રકટ થએલા સ્વયં ભગવાન્ કપિલમુનિ ત્રિલોકીના કલ્યાણ માટે નિરંતર તપ કરતાથકા રહ્યા છે ॥૧૧॥ જેમણે પોતાની માતાને મિષ કરીને લોકોના હિત માટે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ અને ભક્તિ કે જેમને ઉત્તરોત્તર ઉપકાર્ય ઉપકારકભાવથી પરસ્પર અપેક્ષા છે તેમનું તત્ત્વ તત્ત્વથી નિરૂપણ કર્યું હતું, આવા ભગવાન્ કપિલમુનિને તે આશ્રમમાં પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને ધર્મપુત્ર શ્રીહરિ પરમ આનંદને પામ્યા ॥૧૨॥ લોકોના ઉપકાર માટે સ્વેચ્છાથી સ્વીકારેલા માનુષભાવની ભાવના કરતા ભગવાન્ શ્રીહરિ જેમ કોઈ સેવક સ્વામીની સેવા કરે એમ કપિલમુનિની સેવા કરવા લાગ્યા. એ રીતે સદા સેવા સજતા પણ શ્રીહરિને 'સ્વમાયાથી જેમણે અલૌકિક અદ્ભુત ઐશ્વર્યો ઢાંકી રાખ્યાં છે એવા સ્વયપ્રભુ શ્રીકૃષ્ણ નારાયણ છે' એમ ધ્યાન દૃષ્ટિથી જાણીને કપિલ મહર્ષિ પણ અ-

सिषेवेऽनुदिनमातिथ्येन यथोचितम् ॥१४॥ तपस्विनामतिप्रेष्ठे स्थाने तत्र स वर्णिराट् । मासमेकमुषित्वाथ पुरीमेतां समाययौ ॥१५॥ निवसन्नत्र वर्णीन्द्रः पुरुषोत्तमपत्तने । अब्धौ स्नानं जगन्नाथवीक्षां प्रत्यहमाचरत् ॥१६॥ इन्द्रद्युम्नसरोमुख्यतीर्थेषु च स आप्लवम् । अत्रत्येषु करोति स्म विधानं तैर्थिकं विदन् ॥१७॥ ततोऽत्र वसतोऽद्राक्षीच्चरतो यूथशः पुरे । असुरान्बहुशो राजन्दम्भभक्तनराकृतीन् ॥१८॥ परस्परस्पृधो मानक्रोधशूरत्वमत्सरैः । उद्वृत्तान्धर्मविमुखान्कामक्रीडनकान् खलान् ॥१९॥ गुरुत्वसाधुतायास्तु भूरिदम्भेन बिभ्रतः । शैवचैष्णवशाक्तानां बाह्यलिङ्गानि

---

નવધિ આનંદને પામ્યા ॥૧૩॥ સાક્ષાત્ શ્રીકૃષ્ણાવતારનું તત્ત્વ જેમણે જાણ્યું છે એવા કપિલઋષિ ધર્મ સ્થાપવામાં ઉદ્યમી થએલા, સ્વેચ્છાથી નરાકૃતિ જેમણે સ્વીકારી છે એવા ભગવાન્ શ્રીહરિની પ્રેમરસથી પરિપૂર્ણ એવા અતિથિ સત્કારથી પ્રતિદિવસ પ્રીતિથી યથાયોગ્ય સેવા કરવા લાગ્યા ॥૧૪॥ શ્રીનીલકંઠ વર્ણીન્દ્ર તપસ્વિઓને પ્રિયતમ એવા તે આશ્રમમાં એકમાસ વાસ વસીને પછીથી હે રાજન્ ! આ ( જેમાં આપણે અત્યારે આ વાસ કર્યો છે ) જગન્નાથપુરીમાં પધાર્યા ॥૧૫॥

આ પુરુષોત્તમપત્તનમાં આવી વસેલા વર્ણીન્દ્ર પ્રતિદિન સમુદ્રમાં સ્નાન અને જગન્નાથ ભગવાનનાં દર્શન કરવા લાગ્યા ॥૧૬॥ જેમને તીર્થવિધિ વિદિત છે એવા આ શ્રીહરિએ લોકોને શિખવવા વાસ્તેજ આ પુરીમાં રહેલાં ઇન્દ્રદ્યુમ્ન સરોવર વિગેરે તીર્થોમાં સ્નાન કર્યું ॥૧૭॥ હે રાજન્ ! આવા અવસરમાં આવી પવિત્ર પુરીમાં નિવાસ કરી રહેલા ટોળેટોળાં ભેગા થઇ અહીં તહીં ભમ્યા કરતા હજારો હજાર અસુરો ભગવાનને ભાળવામાં આવ્યા. કેવા અસુરો તો–ભગવદ્‌ભક્તના વેષ મિષથી આસુરી દુષ્પ્રવૃત્તિ જેમણે ઢાંકી રાખી છે, પોતામાં પૂજ્યપણારૂપ દુરભિમાનવાળા, તેનો ભંગ કરનારા ઉપર તીવ્ર રોષ રાખનારા, સાચા સાધુઓને પીડા પમાડવામાંજ પોતાની શૂરવીરતાનો ઉપયોગ કરનારા, અન્યનો અણુમાત્ર પણ ઉત્કર્ષ નહિ સહન કરી શકવારૂપ મત્સરવાળા, પરસ્પર સ્પર્ધા કરવાનીજ

सर्वेशः ॥२०॥ मन्त्रसिद्धिचमत्कारदर्शनेन पुरौकसः । वशीकृत्य नरान्स्त्रींश्च धर्मान्भ्रापयतो निजान् ॥२१॥ वर्तमाना गुरुत्वेन निःस्पृहा इव बाह्यतः । पुत्रीतुल्याः शिष्यपत्नीर्मुहुः प्रीत्योपगच्छतः ॥२२॥ प्रलोभ्य मायया लोकान् महाफलनिदर्शनैः । गृह्णतो द्रविणं तेभ्यः कांश्चिच्च भयदर्शनैः ॥२३॥ तत्र कांश्चित्तीक्ष्णशस्त्रस्थूलयष्टीस्तथायसान् । दधतश्चिपिटान् स्थूलायतांस्तापससन्निभान् ॥२४॥ अशस्त्रानेव कांश्चिच्च सौम्यवेषान्स प्रेक्षत । वीरकृत्याम-

એક પ્રકૃતિવાળા, બહુ ઉત્શૃંખલ, ધર્મ માર્ગે વિમુખ, કામને ક્રીડાના ઉપકરણભૂત (અતિ કામાકુળ) બહુ ખળ-નીચ, તેતે મતાનુયાયિઓમા અનેક કૂડકપટથી પોતાની ગુરૂતા તથા સાધુતા પ્રખ્યાપન કરવા શૈવ-વૈષ્ણવ-શાક્ત વિગેરેનાં વિવિધ બાહ્ય ચિહ્નોને ધારી રહેલા, દલમાત્ર એક નિષ્ઠાવાળા, મંત્ર તંત્ર યંત્રના પ્રયોગો અને તુચ્છ તુચ્છ ચમત્કારો બતાવીને નગરનિવાસી નરનારીઓને પોતાને વશવર્તી કરીને તેમને તેમના વેદવિહિત ધર્મમાંથી ભ્રષ્ટ કરનારા, કલ્પિત ગુરૂભાવથી પોતાની પ્રખ્યાતિ દાખવતા, ઉપરથી નિઃસ્પૃહતા બતાવનારા, પ્રલોભન પમાડી પરદારાઓ અને પુત્રીતુલ્ય શિષ્યસ્ત્રિયોનો સ્નેહથી વારવાર સંગ કરનારા, લોકોને શાંબરી માયાએ કરીને (કાકતાલીયન્યાયથી) પુત્ર, ધન, સ્ત્રી વિગેરે મહાફળની પ્રાપ્તિમાં પ્રલોભન પમાડી પમાડીને અને 'અમારૂ વચન જો નહિ માનો તો કાલે કે પરમ દિવસે તમારા છોકરા મરી જશે' ઇત્યાદિ બહુ બહુ બીક બતાવીને લોકોથકી ઘણું ધન ધુતી લેતા, આવા પાપાચારી અનેક અસુરો જોયા ॥૧૮-૨૩॥ તેમા કેટલાકે કરમાં તીક્ષ્ણ તરવાર વિગેરે આયુધો ધાર્યાં હતાં તો કેટલાકે લોખડના ખીલા જડેલી, જાડા અગ્ર ભાગવાળી, નક્કર વાસની બનાવેલી, લાબી, લઠ, લાકડીયો લીધી હતી તો કેટલાકે લોઢાના લાબા જાડા ચીપીયા ધાર્યા હતા તો કેટલાક જબરી જટા આદિકથી તપસ્વીના જેવી આકૃતિવાળા હતા, તો કેટલાક શસ્ત્ર ધારણે રહિત હોઈ સૌમ્ય વેષથી સાધુતા પ્રખ્યાપન કરતાથકા છાંની રીતે વીર-કૃત્યા-મંત્ર-તંત્ર-યત્ર આદિક અભિચાર કર્મથી બીજા જનોનો દ્રોહ કરનારા હતા

न्त्रयन्त्रैः प्रच्छन्नं द्रोहिणो नृणाम् ॥२५॥ शैवाञ्छाक्तांस्तत्र वामाध्वगान्कौलागमादिभिः । तन्मूलपद्धतिग्रन्थैः शिवशक्त्यर्चने रतान् ॥२६॥ वैष्णवान्दक्षिणाध्वस्थान्मकारादिमवर्जितान् । एतान् द्वयानपि स्वीयशिष्यस्वाचारवर्तनान् ॥२७॥ सहस्रशो यूथचरान्वीक्ष्यैतान्स्वैकवैरिणः । धरामतिभरां मेने हरिस्तैर्गूढदुष्क्रियैः ॥२८॥ पञ्चरात्रमुषित्वैव ततस्तीर्थान्तरं प्रति । गन्तुकामोऽप्यसावत्र तत्पराभूतयेऽवसत् ॥२९॥ इन्द्रद्युम्नसरस्येव प्रायो वासं स

આવા સર્વ અસુરો સ્વય શ્રીહરિએ જોયા ॥૨૪-૨૫॥ તેમાં કેટલાક શ્રુતિ સ્મૃતિ અને સદાચારે સંમત એવા વૈદિક માર્ગનો ત્યાગ કરીને, જેમાં વિષયભોગના ઉપભોગ સીવાય કશો અર્થ નથી અને કેવળ દુરાચારના દરીયારૂપ એવા કૌલમાર્ગનો સ્વીકાર કરીને, કૌલાગમાદિ મૂળપદ્ધતિના અસદ્ગ્રંથોમાં કહેલા પાંચ મકારરૂપ (મદ્ય-માંસ-મત્સ્ય-મુદ્રા-મૈથુન) વામમાર્ગથી શિવ તથા શક્તિનું યજન કરનારા હતા તો કેટલાક મદ્યમાંસાદિ ચાર મકારના સેવને વર્જીત કિંતુ કેવળ મૈથુનચેષ્ટામાત્રમાંજ બહુ લગ્નીવાળા, દક્ષિણમાર્ગથી વિષ્ણુનું યજન કરનારા હતા. લોકોને છેતરી છેતરીને શિષ્યભાવમાં ખેંચી લાવીને પોતાને અભિમત એવા જે બે માર્ગ ( વામમાર્ગ અને દક્ષિણમાર્ગ ) તેને અનુગુણ એવા બહુ દુરાચારોને કરાવતા અને સંઘેસઘ ભેગા થઈ અહીતહી ફર્યા કરતા, પોતાના મુખ્ય શત્રુભૂત એવા અગણિત અસુરોને જોઇને ભગવાન્ શ્રીહરિ પૃથ્વીને પ્રચ્છન્ન દુષ્ક્રિયાઓ કરનારા અસુરસમૂહથી અધિક ભારવાળી માનવા લાગ્યા ॥૨૬-૨૮॥ એરીતે અસુરોની પ્રવૃત્તિ અતિઅધિક જાણીને પ્રથમ પાંચ કે છો દિવસમાત્ર રહીને બીજા તીર્થપ્રતિ પ્રયાણનો સંકલ્પ કર્યો હતો પણ આ અસુરસમાજના પરાભવ અર્થે આજ પુરીમાં કેટલોક કાળ નિવાસ કરીને રહ્યા ॥૨૯॥ એરીતે અસુરોના વિનાશનો જેમણે સંકલ્પ કર્યો છે, આત્મવ્યતિરિક્ત સર્વ પદાર્થમાત્રમાં સ્પૃહાએ વર્જીત, શાંત-શાંત આકૃતિવાળા અથવા ઉપશમ અવસ્થામાં વર્તતા અને ધર્મ ભક્તિમાર્ગમાં અપ્રસ્ખલિતપણે પ્રવર્તેલા એવા આ નીલકંઠવર્ણીન્દ્ર બહુધાપણેનો ઇન્દ્રદ્યુમ્ન સરોવરને કાંઠેજ

चाकरोत् । सर्वत्र निःस्पृहः शान्तः स्वधर्मं भक्तिमत्यजन् ॥३०॥ यथा न विदुरसुरा आत्मानं निजवैरिणम् । तथा स ववृते तत्र वर्णिराजो नराधिप ! ॥३१॥ पौरास्तं विविदुः कश्चिन्महान्तं सिद्धयोगिनम् । ततोऽस्य दर्शनं चार्चां चक्रुः प्रतिदिनं जनाः ॥३२॥ तमापृच्छय जना ये ये कार्यं यद्यत्समाचरन् । तेषां तेषामसिध्यत्तत्तदुःसाध्यमपि द्रुतम् ॥३३॥ सिद्धस्वार्था नरास्तस्य पुरतो द्रविणं भृशम् । निदधुर्वस्त्रपात्रादि प्रोचुश्चेदं तवेति तम् ॥३४॥ स तु दृष्ट्वापि तत्किञ्चिन्न जग्राहातिनिःस्पृहः । अत्याश्चर्यं तदालोक्य विविदुस्ते तमीश्वरम् ॥३५॥ असुरास्तेऽथ वित्तस्त्रीरसास्वादादिलोलुपाः । दम्भभक्तास्तदुत्कर्षं मात्सर्यान्नैव सेहिरे ॥३६॥ अपमानं

---

નિવાસ કરીને રહ્યા હતા ॥૩૦॥ હે નરાધિપ ! જે રીતે પૂર્વોક્ત દૈત્યો 'નિર્મૂળ નાશમાટે પ્રવર્તેલા, પોતાના વૈરી, અવતરેલા, પુરૂષોત્તમ પોતાને ન ઓળખી શકે' એરીતે સ્વય ભગવાન્ પોતાની માયાથી પોતાનો પારમેશ્વર સ્વભાવ ઢાંકી રાખીને ત્યાં વર્ત્યા હતા ॥૩૧॥ નગરના જનો ધીમેધીમે શ્રીહરિનો પ્રબળ પ્રતાપ જાણતાં, 'આ કોઈ મહા સિદ્ધયોગી છે' એવો દૃઢ નિશ્ચય કરીને, આદરભાવથી તેમનાં દર્શન અને પ્રતિદિન પૂજન કરવા લાગ્યા ॥૩૨॥ જેજે જનો જેજે અર્થની આકાક્ષાથી દૃષ્ટ કે અદૃષ્ટ સાધનો પુછતા હતા તેતે સર્વ કોઈ જનો તે વર્ણિવર્યે પ્રદર્શાવેલા પ્રકારથી સાધનનું અનુષ્ઠાન કરીને તેતે દુ સાધ્ય અર્થોપણ વિના વિલંબે અનાયાસથી પામ્યા હતા ॥૩૩॥ પોતપોતાનો મનોરથ જેમને સિદ્ધ થયોછે એવા તે પુરજનો પ્રહર્ષથી મહાપ્રભુના ચરણ પરિચરણ પરાયણ થઈ સુવર્ણ વસ્ત્ર પાત્રાદિક જેજે વસ્તુઓ એમને અર્પણ કરતા અને 'આ તમારૂજ છે' એમ કહેતા તેમાંથી એકપણ વસ્તુ દૃષ્ટિમાત્રથી પણ વિરક્ત વર્ણિરાજ ગ્રહણ કરતાજ નહિ, કેમકે પોતે નિતાંત નિર્વાસનિક છે. આવો એમનો અત્યાશ્ચર્યરૂપ તીવ્ર વૈરાગ્ય જોઇને સર્વે કોઈજનો તે વર્ણીન્દ્રને 'આ સર્વેશ્વરજ છે' એમ ભક્તિથી ભજવા લાગ્યા ॥૩૪-૩૫॥ તે પછી વિત્ત વનિતા રસાસ્વાદ વિગેરેમાં અતુ લોલુપતાવાળા, દાંભિક, મદોદ્ધત, મત્સરતાને લઇને શ્રીહરિનો સમુત્કર્ષ

तस्य चक्रुस्तेऽपशब्दमुखा मुहुः । तस्मिन्मिथ्यापवादं चारोपयामासुरुद्धताः ॥३७॥ कचिद्ध्यानस्थमुत्तोल्य स्वावासं निन्युरुन्मदाः । बहुधा भर्त्सयामासुस्तत्र ते तं महाव्रतम् ॥३८॥ केचित्तं निर्दयाः क्रूरा धृत्वा विष्टिमकारयन् । अभाषयंश्च प्रसभं केचित्तं मौनमास्थितम् ॥३९॥ इत्थं ह्युपद्रुतोऽप्यन्यैर्देहाहंमतिवर्जितः । आत्मनिष्ठो हरिः किञ्चिन्नाखिद्यत निजान्तरे ॥४०॥ साधुतामत्यजन् स्वस्य क्षमाशीलो हरिस्ततः । प्रहसन्नाह तान् राजंस्तदासुर्यजिहीर्षया ॥४१॥ देहोऽस्ति नश्वरो नूनमात्माऽच्छेद्यादिलक्षणः । अस्तीति

---

नहि सहन करनारा, माटेज तेमना अपमान माटे वारेवारे प्रवर्तेला, मुखमांथी बीभत्स ग्राम्य गाळोना शब्दो बोल बोल करता एवा ते असुरो निरपराधी नीलकंठ ब्रह्मचारी उपर मीथ्यापवाद आदिक आरोपवा लाग्या ॥३६-३७॥ मदमत्त ते दैत्यो क्यारेक कोई एकांत प्रदेशमां बेसीने ध्यान धरता, ब्रह्मचर्यादि महाव्रतनिष्ठ एवा श्रीहरिने त्यांथी उपाडीने पोताना निवासस्थानमां लई जइने, तेमने ध्यानमांथी हठथी उठाडीने बहुधा तीव्र तिरस्कार करता हता ॥३८॥ महाप्रभुनो महाप्रभाव नहि जाणनारा निर्दय क्रूर केटलाक असुरोतो नीलकंठवर्णीने हठथी पकडीने बहु भार उपाडावारूप वेठ करावा लाग्या तो केटलाक कुटिलो मौनव्रतनिष्ठ नीलकंठवर्णीने बळात्कारथी बोलावरावा लाग्या ॥३९॥ अज्ञानी असुरोए ए रीते अपरंपार पीडा पमाडेलापण आ भगवान् पोताना अंतरमां अणुमात्रपण खेद पाम्या नहि, कारण के जे खेद थवो तेतो अनात्मामां आत्मापणाना अभिमाननुं कार्य छे. भगवानतो आत्माराम होवाथी तेमने तेनो प्रसंगज केम होय ? ॥४०॥ हे राजन् ! भगवानने पोताने ए रीते असुर जनोए अपरिमित उपद्रवो कर्यां तथापि रोषवशने नहि पामीने, पोताना असाधारण साधुस्वभावमांज वर्तीने एक क्षमाशील होइनेज अग्निमां पतंगीआनी पेठे पोताना उग्र तेजमां पडीने बळी मरवा तैयार थएला ते असुरोनुं कुशळ करवामाटेज तेमनो आसुरस्वभाव त्याग करावानी कामनाथी हसता हसता आ प्रकारे बोल्या ॥४१॥ हे भक्तो ! तमारो

वेदशास्त्राणि प्राहुः पूर्वे च साधवः ॥४२॥ अतो मानापमानौ मे दैहिकत्वात्समावुभौ । मतौ भक्तिं त्वात्मनैव कुर्वे कृष्णस्य नित्यदा ॥४३॥ क्रोधस्त्वेष मनुष्याणां शरीरस्थो महान् रिपुः । वर्तते

---

આ આરંભ શું ફળ મેળવામાટે છે? મને આ કરેલા તાડન કે તિરસ્કારાદિકથી કશો તમારે અર્થ જણાતો નથી, અમને દુઃખ દેવું એપણ અર્થ નથી, જો અમને દુઃખ પમાડી શકો ત્યારેતો આ સ્વાર્થ ગણાય પણ તેતો ઘટતુંજ નથી, કેમકે જે આત્મા છે તેતો અછેદ્ય-અભેદ્ય આદિક લક્ષણવાળો છે અને સતત નિર્વિકાર સ્વરૂપવાળો છે, સતત વિકાર સ્વરૂપવાળા દેહને છેદન ભેદન તો છે એમાં કશું અવળું નથી; જેથી દુઃખનો સંબન્ધ આવે. દેહના વિકારથી તેનાથકી અત્યત વિલક્ષણ એવા આત્માને દેહમાં સન્નિધિમાત્રથી દુઃખનો સંબન્ધ કેમ કહી શકાય? નજ કહેવાય. આવી વસ્તુસ્થિતિ છે તો તમારી જે 'આને હાલ પીડા પમાડુ છું' એવી પ્રવૃત્તિ છે

प्रदहन् देहं सुकृतानि च नाशयन् ॥४४॥ भक्ताः सर्वे यूयमपि भवथातः क्रुधं धिया । भक्तिज्ञानमहाशत्रुं जित्वेष्टं भजतामरम् ॥४५॥ इत्याश्रुत्य हरेर्वाक्यं तत्र ये दैविका नराः । कुसङ्गात्तासुरत्वाश्च ते तु तं श्रेयसेऽश्रयन् ॥४६॥ जात्यासुरास्तु ये तेषु केचित्तद्वचनं नृप ! । युक्तं प्राहुस्तदा त्वन्ये मेनिरे तानपि द्विपः ॥४७॥ ततोऽभूत्कलहस्तेषामन्योन्यं धर्मवैरिणाम् । महद्व्यतिक्रमभ्रष्टबुद्धीनां शस्त्रधारिणाम् ॥४८॥ मानेर्ष्यामत्सरक्रोधग्रस्तानां मूढचे-

રંતુ ઉત્પન્ન થવામાત્રમાં પોતાની ઉત્પત્તિના સ્થાનભૂત દેહને તો નિશ્ચે બાળી દે છે એતો પ્રત્યક્ષસિદ્ધ છે. અને શાસ્ત્રથી પણ સમસ્ત સુકૃતને સમૂળ નાશ કરેછે તે પણ પ્રસિદ્ધ છે 'दानं व्रतानि नियमा ज्ञानं ध्यानं हुतं जपः । यत्नेनापि कृतं सर्वं क्रोधितस्य वृथा भवेत्' એવી સ્મૃતિ છે ॥૪૪॥ જે ભક્તિરસ છે તેતો અમૃતથકીપણ અત્યંત અધિક છે, તેનું માધુર્ય કોઈનાથી કહી શકાય નહિ એવું છે. પરમ આહ્લાદ આપનારો, શોક મોહ ટાળવામાં મુખ્ય સાધનભૂત અને જન્મમરણરૂપ ચક્રભ્રમણને ટાળનારો છે. આ સુસ્વાદુ ભક્તિરસનો આસ્વાદ મારી સાથે સ્વીકાર કરો અને તેમાં તથા જ્ઞાનમાં મહાવિરોધી એવા આ ક્રોધને સદ્બુદ્ધિથી ત્યાગ કરો અને અમર ભાવને ભજો અથવા ઈષ્ટદેવને ભજો. અન્યથા-એમ નહિ કરોતો જરામરણરૂપ સંસારસિંધુનું સમુલ્લંઘન થાય તેમ નથી ॥૪૫॥ હે રાજન્ ! આવું શ્રીહરિનું હિતવચન સાંભળીને તે અસુરોમાં જે જનો કેવળ કુસંગદોષથી આસુરભાવને પામીને ધર્મમર્યાદામાંથી ભ્રષ્ટ થયા હતા તેઓએ તો દૈવી સંપત્તિનો તત્કાળ સમુદય થતાં આગંતુક આસુર સ્વભાવને ત્યાગ કરીને શ્રેયમાટે આ ભગવાનનો શુભાશ્રય સ્વીકાર્યો ॥૪૬॥ હે નૃપ ! તેમાં જે જન્મથી આસુર સ્વભાવવાળા હતા તેમાંથી કેટલાક અસુરો પૂર્વોક્ત 'શ્રીહરિનું વચન યથાર્થ છે' એમ માનવા લાગ્યા. તેમને પણ બીજા કેટલાક અસુરો પોતાના વિદ્વેષી માનવા લાગ્યા ॥૪૭॥ તેપછી સ્વભાવથીજ ધર્મદ્વેષી અને વળી મહાપુરૂષ શ્રીહરિનો મહાપરાધ અને તેમના હિતવચનના ઉલ્લંઘનથી જેમની બુદ્ધિ બીલકુલ ભ્રષ્ટ થઈ ગઈ

तसाम् । वृथा कलिरभूद्भूयांस्तेषामरुणचक्षुषाम् ॥४९॥ तदा स्वस्थानमागत्य तस्थौ वर्णिवरस्ततः । अनादृतस्ववाक्यानामुच्छेदं पाप्मनां विदन् ॥५०॥ परस्परं ते सङ्कल्य यूथशस्तत्र तत्र च । क्रुधोद्भ्रान्ता इवान्योन्यं प्रोचुर्मर्मभिदो गिरः ॥५१॥ कलहोऽभून्महांस्तेषां मूढानां मायया हरेः । अश्रव्यभूरिदुर्वाक्यो घोरदीर्घमहारवः ॥५२॥ परस्परं भर्त्सयन्तः सद्योऽसीञ्जगृहुश्च ते । केचि-

છે એવા વિવિધ આયુધધારી અસુરોને બુદ્ધિભેદ થવાથી પરસ્પર મહાન્ કલહ ઉત્પન્ન થયો ॥૪૮॥ આસુરી પ્રકૃતિથી થએલા વિપરીત મોહને લીધે ચિત્તમાં વિપરીત ભાવને પામી ગએલા, માન-ઇર્ષ્યા-મત્સર-ક્રોધ ઇત્યાદિ મહાદોષથી પરાભવ પામેલા, રોષવેગથી રાતાંચોળ ચકળ વકળ લોચન જેમનાં છે એવા તે અસુરોને કાંઈપણ કારણ વિના અકસ્માત્ અંદર અંદર મહા કોલાહલ ઉત્પન્ન થયો ॥૪૯॥ ભગવાનતો એજ સમયમાં ત્યાંથી સ્વસ્થાનમાં આવીને, પોતાના હિતવાક્યના અનાદરણથી જેમનાં તીવ્ર પાપોનો પરિપાક થયોછે એવા તે પાપી અસુરોનો ભવિષ્યમાં થનારો ઉચ્છેદ જાણીને સુખેથી ત્યાં રહ્યા ॥૫૦॥ તે અસુરોતો ક્ષણક્ષણ પ્રત્યે વિશેષ વૃદ્ધિ પામતો છે વૈરભાવ જેમને અને જ્યાં ત્યાં ટોળેટોળાં ભેગા થઈ રોષથી ચિત્તમાં વિશેષ વિક્ષેપ પામીને પ્રથમતો પરસ્પર મર્મભેદક વાણી વદવા લાગ્યા ॥૫૧॥ ભગવાન્ શ્રીહરિની ભૂભારહરણરૂપ ઇચ્છાથી વિમૂઢમનવાળા, પરસ્પર ન સાંભળી શકાય એવાં બહુ ગ્રામ્યશબ્દોવડે અવાચ્ય ગાળો દેવારૂપ દુર્વાક્યો જેમાં છે અને ઘોર દીર્ઘ મહાઘોષ જેમાં થાયછે એવો મહાન્ યુદ્ધોદ્યમ પ્રવર્ત્યો ॥૫૨॥ એરીતે પ્રથમતો પરસ્પર કેવળ વિષમ વચનવજ્રથી અન્યોન્ય યુદ્ધ કરતાં ક્ષણમાં કોપવેગથી કેટલાક અસુરોએ તરવારો તો કેટલાકે શક્તિ ( કાસૂનામે આયુધ ) તો કોઇએ ધનુષ તો કોઇએ તીક્ષ્ણધારાવાળો પરશુ તો કોઇએ કુંત-ભાલાઓ તો કોઇએ ચાબકો તો કોઇએ ખટ્વાંગ-ચોખડાં લાંબાં ખાટલાનાં ઇસો ઉપળાં અથવા મહાદેવનું ખટ્વાંગ નામનું આયુધ તો કોઇએ લોખંડની લઠ લાકડીઓતો કોઇએ કાષ્ઠની લાકડીઓ તો કોઇએ જબરા

च्छक्तीर्धनूंष्येके केचिच्च परशून्छितान् ॥५३॥ कुन्तान्केचित्कशाः केचित्पट्टाङ्गानि तथाऽपरे । लोहदण्डान्काष्ठदण्डांश्चिपिटानेव केचन ॥५४॥ सिन्दूराक्तानि जगृहुस्त्रिशूलानि च केचन । भुशुण्डीश्च क्षुरान्केचिदग्निबाणानुपाददुः ॥५५॥ ततस्ते निर्दयं जघ्नुः परस्परमर्मार्पिणः । शस्त्रैरस्त्रैर्मुष्टिभिश्च यष्टिदण्डद्रुमादिभिः ॥५६॥ प्रहारशब्दश्च महानासीत्तेषां वलीयसाम् । भेरीपटहतूर्याणां शब्दश्चारभटीयुतः ॥५७॥ शूराणामपि दुर्दर्श्यं तद्युद्धं तुमुलं तदा । बभूवासुरसङ्घानां मत्ताना पललाशनैः ॥५८॥ तदा महोत्सवो ह्यासीद्भूताना पललाशिनाम् । कङ्कानां वायसानां च गृध्राणां च शुनामपि ॥५९॥ पिशाचानां शाकिनीनां योगिनीनां च रक्षसाम् । भैरवाणां च सर्वेषामस्रपा पलभोजिनाम् ॥६०॥ शिरांसि करवा

---

ચીપીયા તો કોઇએ સિંદુરચર્ચિત ત્રિશૂળો તો કોઇએ ભુશડી ( પથ્થર ફેંકવાનુ ચર્મમય યન્ત્રરૂપ એકજાતનુ અસ્ત્ર ) તો કોઇએ છરાઓ તો કોઇએ અગ્નિબાણો, એ રીતે પોતપોતાના હાથમા હથીયારો ધારણ કર્યા ॥૫૩-૫૫॥ તેપછી આયુધો જેમણે ધાર્યા છે એવા એ અસુરો અતિશય અમર્ષમા આવી જઇને નિર્દયપણે શસ્ત્ર-અસ્ત્ર-મુષ્ટિ-લાકડીયો-લોહદંડ-વૃક્ષશાખા-પાષાણપ્રક્ષેપ ઇત્યાદિવડે પરસ્પર પુષ્કળ પ્રહાર કરવા લાગ્યા ॥૫૬॥ તે સમયમા શસ્ત્રોના અતિશય ઉંચા પ્રહરશબ્દો, બળિષ્ઠ અસુરોનો ક્રોધવેગથી પ્રવર્તેલો 'મારો મારો' એવો દીર્ઘ ધ્વનિ અને વિજયની વાછાથી વેગમા વગાડાતા ભેરી-નગારા-તુરઈ વિગેરે વાજીત્રોનો નાદ દશે દિશામા પ્રસરી ગયો ॥૫૭॥ પ્રતિદિન માસભક્ષણથી મદમત્ત થએલા તે અસુરસમૂહોનુ તે તુમૂળ યુદ્ધ શૂરવીર પુરૂષોથી પણ ન જોઈ શકાય એવુ અતિ ભયકર થઈ પડ્યુ ॥૫૮॥ એ અવસરમા માસાહારી કંક-કાક-ગૃધ્ર-શ્વાન

लायैस्तेषां कृत्तानि भूतले । नालिकेरफलानीव पतन्ति स्म सहस्रशः ॥६१॥ छिन्नाङ्घ्रिमूलाः प्रधने केचिच्छिन्नभुजद्वयाः । पेतुः पृथिव्यां विच्छिन्नसकलाङ्गाश्च केचन ॥६२॥ दन्तपिष्टाधरोष्ठानि पतितान्यपि भूतले । तेषां शीर्षाणि राजेन्द्र ! दुर्दृश्यान्यभवञ्जनैः ॥६३॥ असुराणां सहस्राणि दश तस्मिन्दिने नृप ! । शमनातिथितां प्रापुरन्योन्यं निघ्नतां रुषा ॥६४॥ ततःप्रभृत्यभूद्युद्धं तेषां नित्यं जयाशया । मांसाहारबलिष्ठानां मत्तानां मद्यपानतः ॥६५॥ क्वचिद्दिने सहस्रे द्वे क्वचित्पञ्चशतानि च । क्वचित्पञ्चसहस्राणि सहस्रं क्वापि ते मृताः ॥६६॥ द्वे शते क्वापि च शतं पञ्चाशच्च दिने क्वचित् । मृताः परस्पराघातादेवं मासद्वयं ह्यभूत् ॥६७॥ एवं कृष्णेच्छया राजन्सर्वे धर्मद्रुहोऽसुराः । विनेशुस्तेन

---

હજારોહજાર મસ્તકો નાલીકેરફળ પડ્યા હોય એમ પૃથ્વીઉપર પડ્યાં હતાં ॥૬૧॥ તે સંગ્રામમાં કેટલાક અસુરો ચરણમૂળ છેદાઈ જવાથી તો કેટલાક બે બાહુ છેદાઈ જવાથી તો કેટલાક બીજા બધા અવયવો વિચ્છેદ થવાથી પૃથ્વીઉપર પડી ગયા ॥૬૨॥ હે રાજેન્દ્ર ! પ્રાણે રહિત થઈ પૃથ્વી ઉપર પડેલાં એવા પણ તે અસુરોના મસ્તકો દાંતથી અધરોષ્ઠ પીંપેલા હોવાથી (વિકૃતરૂપ થવાથી) જનોએ ન જોઈ શકાય એવાંજ જણાયા હતા ॥૬૩॥ હે નૃપ ! એરીતે દારૂણ રોષથી પરસ્પર શસ્ત્રપ્રહાર કરતાં દશ સહસ્ર અસુરો સંગ્રામના સમારંભ દિવસેજ યમરાજાના અતિથિ થયા ॥૬૪॥ તે દિવસને આરંભીને માંસાહારથી બહુ બળ પામેલા અને વારેવારે મદ્યપાનથી મદોન્મત બની ગએલા અને આસુરી વૃત્તિને લીધે વધી ગએલા રોષવેગે જેમના ચિત્તનો કોળીયો કરી લીધો છે એવા હણાતા બાકી રહેલા અસુરોને પરસ્પર પોતપોતાના વિજયની લાલસાથી પ્રતિદિન યુદ્ધ ચાલુજ રહ્યુ ॥૬૫॥ કોઈ દિવસે બે હજાર તો કોઈ દિવસે પાંચસો તો કોઈ દિને પાંચ હજાર તો કોઈ દહાડે એક હજાર તો કોઈ દિને બસો તો કોઈ દિને સો તો કોઈ દિને પચાસ એવા અનુક્રમથી અનોન્ય અસ્ત્રશસ્ત્રથી પ્રહાર કરતાં તે યુદ્ધમાં બહુ દૈત્યો ધર્મરાજાના અતિથિભાવને પામ્યા. એ રીતે બે માસ

सम्प्रापुर्मुदं देवगणा नृप ! ॥६८॥ छिन्ननासादिछिन्नकर्णाश्छिन्नह-
स्ताश्च केचन । सङ्ग्रामभीरवश्चैके ततश्चक्रुः पलायनम् ॥६९॥ देशा-
न्तरस्थितेभ्यस्ते वृत्तमेतदशेषतः । असुरेभ्यो बलिष्ठेभ्यः कथया-
मासुरादितः ॥७०॥ तदा विशेषतः कृष्णे बद्धवैरा जिघांसवः ।
शस्त्राघातकलाभ्यासे बभूवुस्तत्परा भृशम् ॥७१॥ मृतेष्वसुरसङ्घे-
षु धर्मध्रुक्षु हरिस्तदा । अधर्ममूलं नष्टं हीत्येवं मेने निजान्तरे
॥७२॥ ततः स बोधयित्वैव दैवार्थांस्तदाश्रितान् । त्याजयित्वा
दुराचारं सन्मार्गेऽस्थापयत्पुनः ॥७३॥ कृष्णभक्तिमहिंसादीन्ध-
र्मांस्तेभ्यश्च सोऽखिलान् । उपादिदेश तैः प्रीत्या मानितश्च सुपू-

સુધી સંગ્રામ ચાલુ રહ્યો હતો ॥૬૬-૬૭॥ હે રાજન્ ! આ રીતે માયાવી શ્રીહરિની માયાથી મોહિત થઈ અન્યોન્ય લડાઈ કરતા ધર્મદ્રોહી તે તમામ અસુરો વિનાશ પામી ગયા. હે નૃપ ! તે અસુરવિનાશથી દેવગણો અતુળ આનંદને પામ્યા ॥૬૮॥ હણાતાં બાકી રહેલા કેટલાક અસુરો જેમનાં ના-સિકા-કર્ણ-હસ્ત વિગેરે અંગો છેદાઈ ગયાં છે તેઓ સંગ્રામથકી ભયભીત થઈ પ્રાણપરિરક્ષણમાટે ત્યાંથી પલાયન કરી દેશાંતરમાં પ્રવેશ કરીને આ થએલું સમગ્ર વૃતાંત ત્યાં ત્યાં રહેલા તેતે બળીયા અસુરોને આદ્યંત નિવેદન કરવા લાગ્યા ॥૬૯-૭૦॥ તે અસુરો દુઃસહ આ વૃત્તાંત સાંભળીને, શ્રી-હરિકૃષ્ણનો પ્રબળ પ્રતાપ જાણીને, તેમને વિષે તીવ્ર વિદ્વેષભાવ બંધાવાથી તેમને હણવાની ઇચ્છાથી અસ્ત્ર શસ્ત્રાદિક કળાઓના અભ્યાસમાં અતિશય તત્પર થયા ॥૭૧॥ એરીતે ધર્મદ્વેષી અસુરસંઘો પૂર્વોક્ત પ્રકારે પ્રણાશ પા-મતાં બહુધાપણે અધર્મનું મૂળ નિશ્ચે નષ્ટ થયું એમ ભગવાન્ પોતાના મનમાં માનવા લાગ્યા ॥૭૨॥ ત્યારપછી ભગવાન્ શ્રીહરિએ અસુરોનો આશ્રય કરી રહેલા પણ વસ્તુતાએતો દૈવી સંપદાએ સંપન્ન એવા બહુ પોતાના ચરણાશ્રિત થએલા જનોને સદુપદેશથી સદ્બોધ આપી દુરાચાર પ્રસંગનો પરિત્યાગ કરાવી ફરીથી સદ્ધર્મમાર્ગમાં સ્થાપન કર્યા ॥૭૩॥ અને અહિંસા આદિક સર્વ સદ્ધર્મો તથા કૃષ્ણભક્તિનો તેમને પ્રીતિથી સ્પષ્ટ ઉપદેશ કર્યો. તેપછી તે આશ્રિત થએલા જનોએ ભગવાનની પ્રેમપૂર્વક સારાં વચનોવડે

जितः ॥७४॥ नष्टान्तस्तमसः सर्वे प्रतापेनैव तस्य ते । नारायणं तं निश्चित्य भेजिरे तद्वचःस्थिताः ॥७५॥ एवं स भगवान्राजन्नशस्त्रोऽपि वृषद्रुहः । असुरान्स्वप्रतापेन तमो भास्वानिवाहरत् ॥७६॥ इत्थं धर्मं च भक्तिं च पोषयन् धर्मनन्दनः । तद्द्रुहश्च जयंस्तत्र पुरे मासान्दशावसत् ॥७७॥ एतच्चरित्रं शृणुयाद्धरेर्यः सङ्कीर्तयेद्वा प्रयतः पुमान्सः । मुक्तो भवेत्स्वारिविपद्व्रजेभ्यो लभेत चान्ते पदमच्युतस्य ॥७८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे उत्कलदेशीयासुरसङ्घपराभवनिरूपणनामाष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥

---

સ્તુતિ કરી અને ચંદન પુષ્પાદિ ઉપચારોવડે પૂજા કરી ॥૭૪॥ તે તમામ જનો શ્રીહરિના સદુપદેશથી તેમનાજ સમાશ્રયણુ પ્રતાપને લીધે અંતરનું અજ્ઞાનરૂપ અધકાર વિનષ્ટ થઈ જતાં તે શ્રીહરિનેજ 'સાક્ષાત્ નારાયણુ શ્રીકૃષ્ણુ પુરૂષોત્તમ પૃથ્વી ઉપર અનંત જીવોના ઉદય અર્થે પ્રકટ થયા છે' એવો દૃઢ નિશ્ચય કરીને, તેમણે ઉપદેશેલા માર્ગથી નહિ ચળાયમાન થઇને, તેમનાં વચનમાં વર્તવાપૂર્વક તેમનીજ નવધાભક્તિ ભક્તિથી કરવા લાગ્યા ॥૭૫॥ હે રાજન્ ! આ ભગવાન્ આયુધ ધારણે રહિત છે તથાપિ પોતાના સંકલ્પમાત્રરૂપ પ્રતાપથી જેમ ઉદય પામેલો સૂર્ય અંધકારને ટાળેછે તેમ તેમણે ધર્મદ્રોહી અસુરસંઘનો વિનાશ કર્યો હતો ॥૭૬॥ હે રાજન્ ! એવી રીતે ધર્મ ભક્તિને પરિપોષણુ કરતા અને તેના વિરોધિઓનો વિનાશ કરતા ધર્મનદન ભગવાન્ શ્રીનીલકંઠવર્ણીન્દ્ર આ પુરૂષોત્તમપુરીમાં દશમાસ સુધી રહ્યા હતા ॥૭૭॥ હે રાજન્ ! જે પુરૂષ નિયમતત્પર થઇને શ્રીહરિનું દિવ્ય શ્રવણુમંગળ ચરિત સાંભળે અથવા શ્રોતાજન સમક્ષ કીર્તન કરે તે પુરૂષ પોતાના જે આ લોકના વૈરીઓ અને વિપદાઓનો વર્ગ તેથકી તુરત વિમુક્ત થઇને, અતે– દેહાવસાનસમયે સર્વપાપવૈરીઓથકી વિમુક્ત થઇને પરલોકમાં અચ્યુત ભગવાનના અક્ષરનામના ધામને નિશ્ચે પામે ॥૭૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પ્રથમપ્રકરણે ઉત્કળદેશીયાસુરસંઘપરાભવનિરૂપણનામાઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૮॥

सुव्रत उवाच—इतो ययौ वर्णिराजो दक्षिणां दिशमेकलः । अनुवृत्तो दिव्यदेहैर्धर्माद्यैः सर्वदैव सः ॥१॥ गमिष्यन्सेतुबन्धं स आदिकूर्ममुपाययौ । ततो महावने गच्छन्प्राप मानसपत्तनम् ॥२॥ तत्र राजा सत्रधर्मो देवीं सम्पदमाश्रितः । तं महापुरुषं ज्ञात्वा वासयामास मानयन् ॥३॥ अनाच्छन्ना रहःस्थाने सोऽध्युवास वितर्दिकाम् । राजकीया अनुसवं सेवन्ते स्म तमादृताः ॥४॥ जगन्नाथपुरभ्रष्टासुरोक्तस्वजनक्षये । हेतु विदन्तस्तं दैत्याः

---

## અધ્યાય ૪૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ જગન્નાથનગરી થકી નીકળેલા, દિવ્યદેહધારી હોવાથી અદૃશ્ય રૂપથી પાસે રહેલા સપરિવાર ધર્મભક્તિએ સદા અનુસરેલા, વર્ણિરાજ શ્રીહરિ એકાકીજ દક્ષિણદિશાને અભિમુખ ચાલ્યા ॥૧॥ તીર્થરાજ સેતુબંધપ્રત્યે પધારશે એવા મહાપ્રભુ પ્રથમ આદિ કૂર્મક્ષેત્રને પામ્યા ત્યાથી કોઈ ગહન વનમા વિચરતા વિચરતા માનસ પત્તનને પામ્યા ॥૨॥ તે પત્તનમા દૈવીસંપત્તિએ સંપન્ન, સત્રધર્મા નામનો એક રાજા હતો એ રાજાએ શ્રીહરિને કોઈ મહાપુરૂષ સમઝીને બહુ માન પૂર્વક પોતાના પત્તનમા આગ્રહથી રાખ્યા ॥૩॥ નૃપતિએ પોતાના નગરમા નિવાસ કરાવેલા ભગવાન્ કોઈ નિર્જન પ્રદેશમા ઉપર આવરણે વર્જીત (ઉઘાડી) એવી કોઈપણ વેદિકા (ચોખડો ઓટલો) ઉપર વિરાજમાન થયા સુખદુ ખાદિ દ્વન્દ્વથકી ભય પામનારા અને વિત્ત વસ્ત્ર વિગેરેના પરિગ્રહવાળા એવા પુરૂષો તો ઉપર આવરણવાળા, આભ્યંતર ગૃહે યુક્ત અને ચોગરદમ જનસમાજથી વ્યાપ્ત એવા ભવનમા રમે છે પરિગ્રહમાત્રે પરિવર્જીત, દ્વન્દ્વાતીત, આત્મારામ એવા આ વર્ણીન્દ્રને તો એવોજ (નિરાવરણ અને વિજન) પ્રદેશ પ્રિયતમ છે રાજાના હુકમથી તેના અનુચરો તે ભગવાનની પ્રતિદિન પરિચર્યા યથાયોગ્ય યથાસમય સ્નેહથી આદરપૂર્વક કરવા લાગ્યા ॥૪॥ જગન્નાથપુરીમા હણાતા બાકી રહેલા નાશી આવેલા અસુરોએ જેમને સ્વજનનો વિનાશ જણાવ્યો છે એવા માનસપત્તન-

स्तनल्या हन्तुमुद्यताः ॥५॥ एकाकिनं तमाज्ञाय निशि वेद्यामवस्थितम् । संहत्य चक्रुस्तांस्ते शतशोऽश्माभिवर्षणम् ॥६॥ प्रदोषादा प्रभातान्तं चिक्षिपुस्ते महोपलान् । निर्दोषे साधुशीलेऽपि पापनष्टधियो हरौ ॥७॥ तद्वेदिमभितस्त्वासञ्छतशो ह्यश्मराशयः । एकोऽप्यश्मा नास्पृशत्तं तदासीदद्भुतं महत् ॥८॥ एवं भगवता तेन स्वैश्वर्ये दर्शितेऽपि ते । तद्द्रोहबुद्धिं न जहुरन्तिकागतमृत्यवः ॥९॥ अथ व्यर्थप्रयत्नास्ते शस्त्रैस्तद्धननेच्छवः । स्वस्वा-

નિવાસી અસુરો તે આ વર્ણીન્દ્રને સ્વજનક્ષયમા મુખ્ય હેતુભૂત જાણીને તેમને હણવાનો ઉદ્યમ કરવા લાગ્યા એકાતસ્થાનમા વેદિકા ઉપર એકા એકી વિરાજેલા વર્ણીન્દ્રને જાણીને, રાત્રિએ સોએ સો અસુરો ભેગા થઇ તેમની ઉપર હાથથી તો ગોફણથી પાષાણની વૃષ્ટિ કરવા મડ્યા ॥૫-૬॥ મહાપુરૂષ શ્રીહરિના દ્રોહજન્ય પાપથી જેમની બુદ્ધિ નષ્ટ થઇ છે એવા તે દૈત્યોએ સર્વ લોકના સત્ય સુહૃત્, સર્વ દોષે રહિત અને સાધુ સ્વભાવશાલી એવા પણ ભગવાન્ શ્રીહરિ ઉપર સાયસમયને સમારભીને પ્રભાતપર્યંત પાષાણના મોટા મોટા બહુ કટકાઓ દૂર રહીને ફેંક્યા ॥૭॥ એ રીતે દુરાત્મા દૈત્યોએ આખી રાત્રિ તીવ્ર વેગથી ફેંકેલા અગણિત પાષાણના કટકાઓ તેજ ભગવાનના પ્રકૃષ્ટ પ્રતાપથી તેનો વેગ બીલકુલ રોકાઇ જતા એક પણ પ-થ્થર ભગવાનને કિંચિત્ પણ સ્પર્શ નહિ કરીને તેમની બેસવાની વેદીની ચૌગરદમ પડતા મોટા ઢગલા થઈ ગયા આવુ એક અદ્ભુત એ અવસ-રમા થયુ હતુ ॥૮॥ એવી રીતે ભગવાને પોતાનુ અસાધારણ અલૌકિક યોગૈશ્વર્ય પ્રત્યક્ષ પ્રદર્શાવ્યું, તથાપિ તીવ્ર દ્વેષદોષથી અત્યત અધ બની ગએલા અને પાપના દુષ્પરિપાકથી સમીપમા જેમનો મૃત્યુકાળ આવી પહોચ્યો છે એવા તે અસુરો એ નિરપરાધી શ્રીહરિ ઉપરથી દ્રોહ બુદ્ધિનો ત્યાગ કર્યો નહિ, કિંતુ ફરી ફરી પરિદ્રોહ માટેજ પ્રયત્નો કર્યા ॥૯॥ ભ-ગવાનના પ્રતાપથી જેમના સમસ્ત પ્રયત્નો વ્યર્થ થયા છે એવા પણ તે ત-મામ અસુરો ભેગા થઈ શ્રીહરિને શસ્ત્રોથી હણવાની સ્પૃહાથી પોતપોતાનાં આયુધો ધરી સજાવી તૈયાર રાખીને અવસરની વાટ જોતા થકા તે માન-

युधानि संसाध्य तत्रासन् यूथशोऽखिलाः ॥१०॥ तदाश्चर्यं नृपः श्रुत्वा प्रातरायात्तदन्तिकम् । पौरा जनाश्च निखिलास्तद्दृष्ट्वा विस्मयं ययुः ॥११॥ विस्मितो नृपतिः प्राह प्रह्लादस्य यथा पुरा । रक्षा नृसिंहेन कृता तथा भगवतास्य हि ॥१२॥ एष एव भवेत्किं वा ? प्रह्लादो भक्तराट् स्वयम् । इत्युक्त्वा तमुवाचासौ तवास्म्यद्यदिनादिति ॥१३॥ ततो हरिर्मुमुक्षुं तं कृष्णाश्रयमकारयत् । यथाविधि तदीयांश्च मुमुक्षून्भूपते ! नरान् ॥१४॥ ततोऽसुरांस्तांस्तद्द्रोग्धृन्सर्वाञ्ज्ञात्वाऽतिपापिनः । घातयामास भूपालः स्वसैन्यैरतिदारुणैः ॥१५॥ स्वपापकर्मभिर्नाशं जानंस्तं पापिनां हरिः ।

સપુરમાં ગુપ્તપણે રહ્યા ॥૧૦॥ પ્રભાત થતાં સત્રધર્મા રાજા વર્ણીની ચારે બાજુ પડેલો પથ્થરનો ઢગલો અને તેના પ્રહારથી જેમના ગાત્રમાં અણુમાત્રપણ ક્ષતિ થઈ નથી એવા વર્ણીન્દ્રને સાંભળીને એવું અદ્‌ભુત જોવા માટે તેમની સમીપે આવ્યો તેમજ પુરના સર્વે જનો પણ આવ્યા, આવીને આવું અલૌકિક આશ્ચર્ય ભાળીને તેઓ પરમ વિસ્મય પામી ગયા ॥૧૧॥ તે વખતે વિશેષ વિસ્મય પામેલો નૃપતિ બોલ્યો કે–પૂર્વે જેમ નૃસિંહ ભગવાને બાળ પ્રહ્લાદની હિરણ્યકશિપુથકી રક્ષા કરી હતી તેમ આ મહાપુરૂષની અસુર લોકથકી ભગવાન્ શ્રીકૃષ્ણે નિશ્ચે સાક્ષાત્ રક્ષા કરી છે ॥૧૨॥ માટે આ મહાપુરૂષ ભક્તાગ્રેસર સ્વયં પ્રહ્લાદ ફરીથી અવતર્યા હશે કે શું ? એમ બોલીને ભગવાન્ પ્રત્યે એમ બોલ્યો કે–હે ભગવન્ ! હું આ દિવસને આરંભીને આપને આધીન છું. આપના દાસભૂત મને કૃપા કરી આપના ચરણારવિંદનો સમાશ્રય આપીને નિઃશ્રેયસભાગી કરો ॥૧૩॥ હે ભૂપતે ! ભૂપતિની પ્રાર્થનાને અનુસારે ભગવાને તેને મહામુમુક્ષુ અધિકારી જાણીને અને તેના સબન્ધિજનોને પણ મુમુક્ષુ અધિકારી જાણીને શ્રીકૃષ્ણનો સમાશ્રય કરાવ્યો ॥૧૪॥ ત્યારપછી ભૂપતિએ ભગવાન્ ઉપર પથ્થરનો પ્રહાર કરનારા સર્વ અસુરોને સ્વેષ્ટદેવ શ્રીહરિના મહાદ્રોહી માટેજ મહાપાપી જાણીને, ગુપ્તપણે રહેલા તેમને જ્યાં ત્યાંથી ગોતીગોતીને પોતાના ક્રૂર સૈન્ય પાસે મારી નખાવ્યા ॥૧૫॥ તે પાપીઓનો પ્રણાશ પોતાના પાપપરિણામે

तेनार्चितस्ततः प्रायाद्वेङ्कटाद्रिं महीभुजा ॥१६॥ तत्रस्थस्येक्षणं कृत्वा श्रीविष्णोरगमत्ततः । शिवकाञ्चीं विष्णुकाञ्चीं ततः श्रीरङ्गमाययौ ॥१७॥ नद्यां स्नात्वा स कावेर्यां तत्प्राक् पुष्पफलानतैः । शोभितायां वाटिकायां समुवास महीरुहैः ॥१८॥ तत्र मासद्वयं स्थित्वा वैष्णवैः सह संवदन् । स्वप्रतापेन तन्निष्ठदुराचारमहापयत् ॥१९॥ पराभूय च तत्रत्यानाभिचारिककर्मणः । विप्रादीञ्छतशः कृष्णः स्वप्रतापमपप्रथत् ॥२०॥ विनष्टमायिकाज्ञानास्तत्र-

थयो એમ જાણીને પોતેતો નિર્લેપપણે રહીનેજ ભાવિક સત્રધર્મા ભૂપતિએ બહુમાનપૂર્વક પૂજન કર્યા થકા તે માનસપત્તનથકી વેંકટાચળ પધાર્યા ॥૧૬॥ તે વેંકટાદ્રિમા અર્ચારૂપથી નિત્ય નિવાસ કરી રહેલા શ્રીનિવાસ ભગવાનનાં દર્શન કરીને, ત્યાંથી કાચી પુરીને પામીને શિવ અને વિષ્ણુના દર્શન કરીને, ત્યાંથી દિવ્યક્ષેત્ર શ્રીરંગમા પધાર્યા ॥૧૭॥ નીલકંઠવર્ણીએ પ્રસન્ન પાવન પાનીય જેમા છે એવી કાવેરી નદીમા સ્નાન કરીને તેના પૂર્વ દિગ્ભાગમા ફળ પુષ્પના બહુ ભારથી નમી ગએલા વૃક્ષોવડે શોભાયમાન કોઈ ફુલવાડીમા અતિશય આનદથી ઉતારો કર્યો ॥૧૮॥ આ શ્રીહરિ શ્રીરંગક્ષેત્રમા બે માસ રહ્યા અને ત્યા વર્તતા વૈષ્ણવો સાથે સવાદ કર્યો એટલે પોતાને પ્રિયતમ વિશિષ્ટાદ્વૈત રહસ્યનો શ્રીમાન્ યામુનમુનિભગવાન્ રામાનુજાચાર્ય આદિક ગુરૂપરંપરાપ્રાપ્ત અર્થાંશમાં સવાદ કર્યો—એકાભિપ્રાય કર્યો ( તે શ્રીરંગમા વૈષ્ણવોસાથે તે વિષયમા વિવાદનોતો પ્રસંગ નથી ) અથવા તત્ત્વને નહિ જાણનારા નામમાત્ર વૈષ્ણવો સાથેતો વિવાદ થાય માટે સંવદન્ એટલે વિવદન્ એવો અર્થ કરવો એ રીતે ભગવાન્ તત્ત્વાવબોધનમા સવાદ કરતાથકા પણ તેમનામાં રહેલા પ્રમાદિક દુરાચારને પોતાના પ્રતાપથી પરિત્યાગ કરાવીને, તે વૈષ્ણવ જનોના એક પરિદ્રોહપરાયણ, મારણ—મોહન—ઉચ્ચાટન આદિક અભિચારકર્મમાં કુશળ એવા જે સોએ સો વિપ્ર વિગેરે હતા તેમનો પરાભવ કરીને પોતાનો પ્રબળ પ્રતાપ ત્યા પ્રખ્યાપન કર્યો હતો ॥૧૯-૨૦॥ તે પછી તે વૈષ્ણવ વિગેરે જનો મહાપ્રભુના મહિમામાત્રથીજ અનાદિ અજ્ઞાનનો

तापेन ते ततः । तमेव विष्णुं निश्चित्य भक्तिं तस्यैव चक्रिरे ॥२१॥ सेतुबन्धं ततस्तीर्थं महापातकनाशनम् । प्राप्य स्नात्वाम्बुधौ चक्रे स रामेश्वरदर्शनम् ॥२२॥ तत्राप्युषित्वा द्वौ मासौ क्षेत्रे तापसवल्लभे । ततः सुन्दरराजाख्यविष्णुमागच्छदेकलः ॥२३॥ ततो भूतपुरीं गच्छन् प्राप घोरां महाटवीम् । तत्राहानि चलन् पञ्च नान्नं प्रापापि वारि च ॥२४॥ पञ्चमेऽह्नि प्रदोषेऽसौ कश्चित्प्राप जलाशयम् । तत्र स्नात्वाऽर्चयामास शालग्रामं स भूपते ! ॥२५॥ चतस्रो वनशिम्बीश्च भर्जयित्वाऽग्निना ततः । निवेद्य विष्णवे तत्र जघास तपतां गुरुः ॥२६॥ आद्ययामावधि निशस्तत्र

---

વિનાશ થતાં શ્રીહરિનેજ સ્વેષ્ટદેવ સાક્ષાત્ શ્રીલક્ષ્મીનારાયણ જાણીને, પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણનાજ ચરણકમળની સેવા ભક્તિથી કરવા લાગ્યા ॥૨૧॥ શ્રીરંગક્ષેત્રથકી શ્રીહરિ મહાપાતકને પ્રણાશ કરનારા તીર્થરાજ સેતુબંધને પામીને, સમુદ્રમાં સ્નાન કરીને તે તીર્થના અધિષ્ઠાન દેવતાભૂત રામેશ્વર મહાદેવને દર્શન-પ્રણામ કરીને, તપસ્વિ જનોને પ્રિયતમ એવા તે પવિત્ર સ્થાનમાં બે માસ રહીને, ત્યાંથી નીકળીને પોતે એકાકી સુંદરરાજ ક્ષેત્રમાં આવ્યા ॥૨૨-૨૩॥ સુંદરરાજ વિષ્ણુક્ષેત્રથકી ભૂતપુરી પ્રત્યે પ્રયાણ કરતાં જવાના માર્ગમાંથી પ્રચ્યુતિ પામતાં કોઈ ઘોર મહા અટવીને પામ્યા, તે અરણ્યમાં ચાલતાં ચાલતાં પાંચ દિવસપર્યંત અન્ન અને જળને પણ બીલકુલ પામ્યાજ નહિ ॥૨૪॥ પછી પાંચમે દિવસે પ્રદોષસમયે આ વર્ણીન્દ્ર કોઈપણ સરોવરને પામ્યા. તે સરોવરમાં સ્નાન કરી શાળગ્રામનું સમર્ચન કરવા લાગ્યા ॥૨૫॥ તે મહાવનમાં તપસ્વિમાત્રના ગુરૂ એવા શ્રીનીલકંઠ બ્રહ્મચારી શાળગ્રામની પૂજા કરી રહ્યા પછી યદૃચ્છાથી મળી આવેલી ચાર વનશીંબી ( આગુવા ફળી ) અગ્નિથી શેકીને વિષ્ણુનૈવેદ્ય ધરીને સ્વયં જમ્યા ॥૨૬॥ તે સરોવરને કાંઠે રાત્રિના પ્રથમ પ્રહરપર્યંત માર્ગપરિશ્રમ ઉતારવાનેજ શું ? એમ રહીને ત્યાંથી આગળ ચાલ્યા. વિના વિશ્રાંતિ વનમાં વિચરતા વર્ણીન્દ્ર બીજે દિવસે ( ૭૬ દિવસે ) મધ્યાહ્નસમયે કોઈ મહાવન મધ્યમાં એક કુવાને પામ્યા

स्थित्वा ततोऽव्रजत् । परेद्यव्याप मध्याह्ने कूपमेकं वनान्तरे ॥२७॥ ततो निष्कास्य पानीयं स कमण्डलुना नृप ! । स्नात्वा वटद्रुमाधस्तान्निषद्याऽऽह्निकमाचरत् ॥२८॥ एतस्मिन्नन्तरे तत्र शङ्करौ लोकशङ्करौ । राजस्तूर्णं समायातौ विचरन्तौ यदृच्छया ॥२९॥ पितरौ जगतः साक्षाद्वरदावाशुतोषणौ । तपःप्रियौ तपःसंस्थौ तपस्विजनवल्लभौ ॥३०॥ सार्वज्ञ्येनैव तं ज्ञात्वा साक्षात्कृष्णं निजेच्छया । नरनाट्यं विदधतमाविर्भूतं भुवि स्वयम् ॥३१॥ तद्दर्शनमहोत्साहौ तन्नाट्यानुसारिणौ । नृणां स्वतत्त्वाज्ञानाय धृतकार्पटिकाकृती ॥३२॥ जपन्तौ शिवनामानि दम्पती चारुदर्शनौ । आयातौ वृषमारूढौ तौ तत्र कृशविग्रहौ ॥३३॥ काषायवसनौ

॥२७॥ હે નૃપ ! તે કુવામાથી કમડળાવડે જળ કાઢીને સ્વય સ્નાન કરીને, કૂપ પાસેજ વર્તતા વડવૃક્ષની નીચે બેસીને આહ્નિક કર્મ કરવા લાગ્યા ॥૨૮॥ હે રાજન્ ! આવા અવસરમા લોકોને શં-સુખ કરનારા ઉમામહેશ્વર તીર્થાટન કરતા કરતા યદૃચ્છાથી ત્યા તત્કાળ આવી પહોચ્યા ॥૨૯॥ માતાપિતાની માફક જગતનુ પ્રિય હિત કરવામા તત્પર, એકવાર લગાર આરાધનમાત્રથી સમધિક સતુષ્ટ થવાના સ્વભાવવાળા, માટેજ આશ્રિતોને અવિલબથી અપેક્ષિત વરદાન દેનારા, પ્રકૃતિથી તપ પ્રિય હોવાથી પ્રીતિથી નિરતર તપ પરાયણ, માટેજ તપસ્વિજનો જેમને બહુ વહાલા છે, 'સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વય ભગવાનજ આ શ્રીહરિરૂપે સ્વેચ્છાથી પ્રકટીને નરાનુકરણ કરેછે' એમ સર્વજ્ઞશક્તિથી જાણતા હોવાથી તેમના દર્શન-આલાપ આદિકમા અત્યત ઉત્સાહવાળા, પોતાનુ પરસ્વરૂપ નૃનાટ્યના અનુકરણથી આચ્છાદન કરીને અવતરેલા ભગવાનના ભાવને અનુસારે પોતેપણ કાર્પટિક ( જુના ફાટલા તુટલા લુગડા પહેરી યાત્રા કરનાર)ના જેવો વેષ સ્વીકારી સ્વસ્વરૂપનો પ્રકાશ પ્રાકૃત પુરુષોની દૃષ્ટિગોચર નહિ કરતા, શિવ શિવ નામોને અખડ જપતા, પ્રિય દર્શન જેમનુ છે, કૃશ શરીર જેમનુ છે, એવા તે દપતી નદિકેશ્વર વૃષભ ઉપર બેસીને તે સ્થાનમા આવ્યા ॥૩૦-૩૩॥ કાષાય-ગૈરિક રગથી રગેલા (ભગવા) વસ્ત્ર ધારી રહેલા તે પાર્વતી-શકર

तौ च तं दृष्ट्वातितपस्विनम् । उत्तीर्य वृषभात्तूर्णं तं नत्वाऽऽरात्रिषीदतुः ॥३४॥ तावत्प्रवासविधिना सन्ध्ये द्वे समुपास्य सः । शालग्रामं पूजयितुमारेभे स्नपनादिभिः ॥३५॥ वेदमन्त्रान् पठञ्छालग्रामं चन्दनपात्रके । निधायाभिषिषेचासौ महाकुण्ड्यास्तु धारया ॥३६॥ प्रस्थपञ्चकमानाम्बु रिक्त आसीत्कमण्डलुः । तथाप्याधारपात्रं तद्यथापूर्वमदृश्यत ॥३७॥ एतावत्क गतं वारीत्युत्क्वोद्धृत्य तदैक्षत । अच्छिद्रमेव तद्दृष्ट्वा पुनर्भूमौ न्यधारयत् ॥३८॥ शालग्रामेण तत्पीतं तृषितेनाम्बिवति स्वयम् । निश्चित्य

વૃષભઉપરથી ઉતરીને દિવ્ય તપથી દેદીપ્યમાન એવા નીલકંઠ ભગવાનનાં દર્શન કરી તેમની પાસે બેઠાં ॥૩૪॥ તે સમયમાં ભગવાને તો પ્રવાસવિધિથી પ્રાતઃકાળમાં કરવાની સંધ્યા કાલાતિક્રમ થવાથી માધ્યાહ્નિક કર્મના સમયમાંજ તેને જોડીને એકસાથે બન્ને સંધ્યાનું સમુપાસન કરીને, શાળગ્રામનું સ્નાનાદિકથી પૂજન કરવાનો પ્રારંભ કર્યો ॥૩૫॥ શ્રીહરિ શાલગ્રામને ચંદનયુક્ત નાના સ્નાનપાત્રમાં પધરાવી પુરુષસૂક્ત વિગેરે વૈદિકમંત્રો પઠવાપૂર્વક સ્નાનીય પાનીયથી પરિપૂર્ણ એવા મોટા કાષ્ઠકમંડળાના મુખમાંથી પાડેલી જળધારાથી તેમની ઉપર અભિષેક કરવા લાગ્યા ॥૩૬॥ પાંચ પ્રસ્થ પરિમિત પાણીથી પરિપૂર્ણ એવું તે કમંડલું જળશૂન્ય (ખાલી) થઈ ગયું તોપણ નાનું સ્નાનાધાર પાત્રતો પ્રથમની પેઠે જળરહિતજ સ્વયં શ્રીહરિએ જોયું ॥૩૭॥ ભગવાનેતો અભિષેક કરેલું આટલું-પાંચ પ્રસ્થ પરિમિત પાનીય કયાં લીન થઈ ગયું ? આ પાત્ર છિદ્રવાળુ થયું હશે કે શું? એવી આશકા કરીને ઉપાડીને તે પાત્ર જોતાં છિદ્ર વિનાનુંજ છે એમ વિનિશ્ચય કરીને ફરીથી તે પાત્ર ભૂતળ ઉપર મુકયું ॥૩૮॥ 'માર્ગશ્રમથી નિશ્ચે વિષ્ણુ તીવ્ર તરપા થઈ ગયા હશે ? જેથી તેમણેજ આ પાનીય પાન કર્યું છે માટે તેમની તૃષાશાંતિ કરવી' એવો પ્રેમરસવિશેષથી વિનિશ્ચય કરીને સ્વયં ભગવાને ફરીથી કૂપમાંથી તેજ કમંડળાવડે જળ કાઢીને અવિચ્છિન્ન ધારાથી વિષ્ણુ ઉપર અભિષેક કર્યો. વિષ્ણુએ તે તમામ તોય તીવ્ર તરષા થયા હોયનેજ જેમ પાન કરી જાય તેમ પાન કરી ગયા. અને તે પાત્ર ફરીથી ખાલી ઝટજ

तत्तृपाशान्तिमचिकीर्षद्धरिः स्वयम् ॥३९॥ कुण्ड्याम्बु कूपान्निष्कास्य धारयाभिषिषेच तम्। तत्सर्वमपिबत्सोऽपि सोऽपि चक्रे पुनस्तथा ॥४०॥ पपौ तदपि पानीयं शालग्रामस्तदा स तु। हसन्भूयोऽम्बु निष्कास्य धारयैवाभ्यषेचयत् ॥४१॥ तदप्यपाद्यदा तर्हि ज्ञात्वातितृषितं हि तम्। कूपमायात्पुनः कुण्ड्याः स निष्कासयितुं पयः ॥४२॥ श्रमखिन्नाखिलाङ्गस्य बह्वहोपोषितस्य च। भक्तिं तां तस्य दृष्ट्वा तौ दम्पती विस्मयं गतौ ॥४३॥ शालग्रामोऽपि भगवान् श्रान्तमाज्ञाय वर्णिनम्। आसीद्गततृपः सद्यो निजशुश्रूषुवत्सलः ॥४४॥ आहृताम्भाः स्नानपात्रं हरिर्दृष्ट्वाऽथ सोदकम्। ज्ञात्वा गतपिपासं तं चन्दनादिभिरार्चयत् ॥४५॥ व्यचि-

દેખવામા આવ્યું ભગવાને પણ ફરીથી કૂપમાથી પાનીય કાઢીને શાલગ્રામ ઉપર અભિષેકધારા કરી ॥૩૯-૪૦॥ વિષ્ણુ તેપણ પય પાન કરી ગયા. તે સમયમાં શ્રીહરિપણ 'અહો ! ! વિષ્ણુનેપણ કેટલી બધી તૃષા છે' એમ સાભિપ્રાય મંદમંદ હસતા હસતા ફરીથી કમંડળાવડે જળ કાઢી લાવીને અભિષેક કરવા લાગ્યા ॥૪૧॥ જ્યારે તેપણ પાનીય પાન કરી ગયા ત્યારે 'શાળગ્રામ નિરતિશય તરસ્યા થયા છે' એમ નિશ્ચય કરીને, ફરીથી કૂપને પામીને તેમાથી પાણી કાઢીને અભિષેક કરવા પ્રવર્તેલા, પાચ છો દિવસનું અનશન તથા વિકટવનમાર્ગમાં વિના વિશ્રાંતિ સતત ગમન અને કૂપમાથી વારેવારે વારી કાઢી લાવવાના કલેશથી પ્રસરેલા પરશેવાના પાણીથી ભીજાઈ ગયા છે સર્વ કોમળ અવયવો જેમના એવા આ તપસ્વી વર્ણીનો વિષ્ણુતર્પણમાં દૃઢ વ્યવસાયરૂપ ભક્તિવિશેષને ભાળીને તે દંપતી ભવ-ભવાની બહુ વિસ્મય પામી ગયાં ॥૪૨-૪૩॥ ભગવાન્ વિષ્ણુપણ વર્ણીનો શ્રમાતિશય જાણીને ભક્તવત્સળ હોવાથી તુરત તૃષાએ રહિત થઈ ગયા જેવા થઈ ગયા (વસ્તુતાએ તેમને તૃષા છેજ નહિ) ॥૪૪॥ જળ લઈને આવેલા વર્ણીન્દ્ર વિષ્ણુનું સ્નાનાધાર પાત્ર પાણીથી પરિપૂર્ણ નિરીક્ષણ કરીને, વિષ્ણુને પિપાસાએ રહિત થઈ ગએલા નિશ્ચય કરીને પછીથી ચંદનાદિ ઉપચારથી અર્ચન કરવા લાગ્યા ॥૪૫॥ પછીથી વર્ણીને એવો મનમા વિચાર થયો કે-'અતિશય

न्तयच्च मनसा शालग्रामस्य भूयसी । निवृत्तैव तृषा त्वद्य क्षुन्निवृत्तिः कथं भवेत् ॥४६॥ इत्थं विष्णवर्थमेवासौ चिन्तयाऽखिद्यदन्तरे । स्वस्योपवासाः षड् जातास्तदर्थं तु न विव्यथे ॥४७॥ इति व्यवसितं तस्य ज्ञात्वा जायापती उभौ । प्रीतावभूतां नृपते! पुमान् योषामथाब्रवीत् ॥४८॥ प्रियेऽस्मै वटवे देहि नैवेद्याय रमापतेः । सक्तूंस्त्वं गोणिकाबद्धाँल्लवणं चापि सत्वरम् ॥४९॥ ततः सा ग्रन्थिमुन्मुच्य पेशीस्थं वर्णिने ददौ । सक्तुप्रस्थं स चाऽऽदात्तान् यावदर्थं हरिर्नृप! ॥५०॥ लवणेनाम्बुना मिश्रीकृत्य सक्तून्स विष्णवे । निवेद्यार्चाविधिं तस्य विधिनैव समाप-

---

તરપા થએલા વિષ્ણુની તૃપાતો હવે વિનિવૃત્ત થઈ પણ ક્ષુધાની શાંતિ શી રીતે થાય ?' એ રીતે વિચાર કરીને બુભુક્ષા નિવૃત્તિનો ઉપાય નહિ મળવાથી વિષ્ણુમાટેજ ચિંતાથી ચિત્તમાં બહુ ખેદ કરવા લાગ્યા, પોતે છો દિવસના ભુખ્યા અને તરપા છે તોપણ તેની નિવૃત્તિ માટે તો વિચારજ ન કર્યો તેમ લેશ વ્યથાને પણ પામ્યા નહિ ॥૪૬-૪૭॥ હે નૃપતે! એવી રીતે વિચાર કરતા આ વર્ણિવર્યનો વ્યવસાય જાણીને, બન્ને દંપતી શિવ-શિવા પરમ પ્રીતિને પામ્યાં. પ્રસન્ન થએલાં તે બન્નેમાંથી શિવજીએ પોતાની પત્ની પાર્વતીને કહ્યું કે-હે પ્રિયે! આ વર્ણીન્દ્રને વિષ્ણુનૈવેદ્યમાટે ગોણી (ગુણ કે કોથળો અથવા ખડીયો)માં બાધેલો સાથવો અને લવણ સત્વર આપો ॥૪૮-૪૯॥ હે નૃપ! પતિએ પ્રેરેલાં પાર્વતીએ તત્કાળ ગોણીની ગાંઠ છોડીને નાની કોથળીમાં રહેલો સાથવો કાઢીને [1]પ્રસ્થ પરિમિત આ નીલકંઠ વર્ણીને આપ્યો. વર્ણીએતો તેમાંથી જેટલો જોઇએ તેટલોજ પ્રતિગ્રહ કર્યો પણ બધોય નહિ ॥૫૦॥ પછીથી તે સાથવો જળ લવણથી યથોચિત મિશ્રિત કરીને (ચોળીને) વિષ્ણુનું નૈવેદ્ય કરીને તેમનો પૂજાવિધિ યથાવિધિ

---

૧ આઠ મુષ્ટિ તે કિંચિત્ કહેવાય, એવાં આઠ કિંચિત્ તે પુષ્કળ કહેવાય, આવાં ચાર પુષ્કળ તે આઢક કહેવાય, આવા આઢકનો ચતુર્થાંશ એટલે એક પુષ્કળને એક પ્રસ્થ માપ કહેછે.

यत् ॥५१॥ दरिद्रभिक्षुकाकारावपि कान्त्याऽतिमानवौ । तावथापृच्छदानम्य दैवमानुष्यलक्ष्मवित् ॥५२॥ आकस्मिकागमौ शान्तौ कौ युवां करुणानिधी । योगिरूपप्रतिच्छन्नौ शिवाविव मनोहरौ ॥५३॥ युष्मादृशेक्षणं त्वत्र कान्तारे दुर्लभं खलु । मर्त्यौ तु सर्वथा न स्थः स्वतत्त्वं ब्रूत मामृतम् ॥५४॥ तमाहतुस्तौ क्षुत्तृड्भ्यां ग्लानोऽसि त्वं कृशो भृशम् । वर्णिंस्ततः पिव जलमद्धि विष्णुनिवेदितम् ॥५५॥ ततो वार्ताः करिष्याम इत्युक्तो मानयन्स तौ । सक्तून्पादयोदकं पीत्वा निषसाद तदन्तिके ॥५६॥ योगी तं प्राह

---

परिपूर्ण कर्यो ॥५१॥ तेपछी देवसम्बन्धि अने मनुष्यसम्बन्धि लक्षणोनो विभाग यथार्थपणे जाणता भगवान् श्रीहरि अर्चावसाने पोतानी पासे बेठेलां, दरिद्र भिक्षुकना जेवा आकारवाळां तथापि शरीरनी कांतिथीतो मनुष्यजातिने अतिक्रमण करीने वर्तनारां ते दंपती रुद्र-रुद्राणीने प्रणाम करीने पुछवा लाग्या के-॥५२॥ आ घोर अरण्यमध्यमां अकस्मात् आवनारां तमो कोण छो ? प्रकृतिथी शांताकार अने आकारथी कृपाना पारावार पण तमो जणाओ छो. समस्त जगतना मंगळमाटे प्रवर्तेलां, मनोहर आकृतिवाळां ते शिव-शिवाज योगि (कापडी)ना रूपथी प्रतिछन्न (प्रताप ढांकीने) निश्चे छो. अथवा शिव-शिवानी पेठे मनोहर आकृतिवाळां तमो कोण छो ? ॥५३॥ आ मनुष्य संचारने अनर्ह एवा गहन विकट वनमां अमने तमारा जेवानो दर्शनादि समागमनो प्रसंगज नथी-सुदुर्लभज छे. तमो कोई मनुष्यतो सर्वथा नथीज एम हुं मानुंछुं; माटे प्रेमरसना प्रकर्षथी पुछता मने तमारुं सत्य तत्त्व कहेवाने योग्य छो. ('ब्रूत' ए पूजामां बहुवचन छे ) ॥५४॥ हे राजन् ! आ प्रकारे पुछता महाप्रभु प्रत्ये पार्वती-परमेश्वर बोल्यां के-हे वर्णिन् ! तमो बहु दिवसना क्षुधापिपासाथी ग्लानि पामेला छो अने बहु दुर्बळ देहवाळा छो माटे विष्णुनिवेदित (साथवो) जमो अने पानीयपान करो, तेपछी आपणे वार्तालाप करीशुं. हे राजन् ! आ प्रकारे कह्युं एटले तेमना वचनने मान आपीने साथवो जमीने पयपान करीने श्रीहरि तेमनी पासे आवीने बेठा ॥५५-५६॥ तेपछी योगिवेषधारी शम्भु बोल्या

विप्र ! त्वं ब्रह्मचर्यव्रतस्थितिः । तपस्व्यपि जितक्रोधः कृष्णभक्तो महानसि ॥५७॥ अभाषितचरं तस्मात्त्वदग्रे नानृतं ब्रुवे । अशेषपुण्यक्षयकृत्तपस्व्यग्रेऽनृतं वचः ॥५८॥ शङ्करं मां विजानीहि पार्वत्या सह वर्णिराट् ! । यदृच्छयागतं ह्यत्र दुर्दर्शं तपतामपि ॥५९॥ इत्युक्त्वा दर्शयामास स्वरूपं सहसैव सः । साश्चर्यं नीलकण्ठस्तमपश्यद्दिव्यविग्रहम् ॥६०॥ कर्पूरगौरमुरुभास्करभासुराङ्गं

---

કે હે વાર્ણિન્ ! તમો એકતો જાતિથી વિપ્રવર્ય છો, વળી નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતમાં નિષ્ઠિત છો, વળી તપસ્વીઓમાં વરિષ્ઠ છો અને વિજીત ક્રોધવેગ છો. આમાં ઉત્તરોત્તર ઉત્તમ અને દુર્ઘટ છે, એટલે સર્વજાતિની અપેક્ષાએ વિપ્રજાતિ વરિષ્ઠ છે, તેની અપેક્ષાએ નૈષ્ઠિક વ્રતી શ્રેષ્ઠ છે, તેની અપેક્ષાએ તપસ્વી અને તેમાં પણ જીતકોપ ઉત્તમ છે. તેમજ વિપ્રજાતિમાં જન્મ મળવો દુર્ઘટ છે, તેમાંપણ નૈષ્ઠિકવ્રત પાળવું કઠિન છે, તેમાંપણ તપ કરવું તે દુઃસાધ્ય છે, તપસ્વી હોઇને કોપે રહિત વર્તવું તે દુઃશક છે. આવા તમો ઉત્તમ ગુણશાલી છો. વળી સર્વની અપેક્ષાએપણ નિરવધિકાતિશય ઉત્તમ કૃષ્ણપરમાત્મામાં પરમ ભક્તિ તમારે છે. એ રીતે બ્રાહ્મણ, નૈષ્ઠિક, તપસ્વી નિષ્ક્રોધી અને ભક્તોત્તમ એવા આપની આગળ મારાથી અસત્ય વચન કેમ બોલાય ? નજ બોલાય, કારણ કે અસત્ય ભાષણતો સમસ્ત સુકૃતસમૂહને વિનાશ કરનાર છે. તેમાંપણ તમારા જેવા ગુણી તપસ્વી સમક્ષ જો મીથ્યા વચન વદે તો વિશેષપણે અનર્થ કરનારૂં થાય. સુકૃતિઓપણ સમસ્ત સુકૃત પ્રક્ષય થઈ જવાના ભયથી અસત્ય વાક્ય બોલતા નથી તો મારા જેવા યોગીપુરૂષ કેમ અસત્ય આલાપ કરે ? નજ કરે. વળી હું પૂર્વે કોઈપણ દિવસ કોઈનીપણ સમક્ષ અસત્ય વચન બોલ્યોજ નથી માટે સત્ય વાતજ કહીશ ॥૫૭-૫૮॥ હે વર્ણિરાટ્ ! હું શંકર છું અને આ મારી પત્ની પાર્વતી છે. અમારૂં દર્શનતો મહાતપસ્વિઓનેપણ મહાદુર્લભ છે. અમો અહીં યદૃચ્છાથી આવ્યાં છીએ, એમ તમો નિશ્ચે જાણો. હે રાજન્ ! આ પ્રકારે કહીને તત્કાળ તેમણે પોતાનું શોભિષ્ઠ દિવ્ય સ્વરૂપ પ્રદર્શાવ્યું. નીલકંઠ ભગવાનેપણ અદ્ભુતદર્શન દિવ્યાકાર શંકરને સાશ્ચર્ય જોયા ॥૫૯-૬૦॥

भस्माङ्गरागरुचिरावयवेक्षणीयम् । यज्ञोपवीतवलयायितनागराजं केयूरहारकटिसूत्रपदस्थनागम् ॥६१॥ द्वीपिद्विपाजिनसदंशुकयुग्मशोभं प्रोत्फुल्लनीरजनिभाननमन्दहासम् । शीतद्युतिद्युतितरम्यविशालभालं चञ्चद्दृहत्पुरटपिङ्गजटाकलापम् ॥६२॥ वीरासनेन पुरतो धरणौ निषण्णं कोशासने स्तिमितदृक्त्रितयं स्थिराङ्गम् । वामे करे निजजनाभयदानमुद्रां दक्षेऽपि दोषणि च बिभ्रतमक्षमालाम् ॥६३॥ पार्श्वे च वाम उमया स्थितया त्रिलोकीसाध्वीगणार्चितपदाम्बुजयाऽतिभक्त्या । सद्वीजनेन परिसेवितमात्मनिष्ठं नन्दीश्वरादिगणमण्डलनूयमानम् ॥६४॥ ब्राह्मी बुभु-

મહાદેવના દિવ્ય સ્વરૂપને પાચ શ્લોકથી વર્ણવેછે—કર્પૂર જેવો ગૌર વર્ણ જેમનો છે અનેક સૂર્યને સદૃશ પ્રકાશમાન દિવ્ય કાંતિ જેમની છે ભસ્માગરાગથી દર્શનીય સુદર દિવ્ય અવયવો જેમના છે યજ્ઞોપવીત માટે ગોળાકાર ધારેલા નાગરાજથી વિરાજમાન બાજુબધ, હાર અને કટિમેખળાના સ્થાનમા ધારેલા સર્પોથી શોભાયમાન વ્યાઘ્રચર્મ અને ગજચર્મ આ વર વસ્ત્રયુગલથી શોભમાન પ્રફુલિત કમળને સદૃશ એવા મુખમા મદમદ હાસ જેમનો છે ચૂડામણિભૂત ચદ્રની ચદ્રિકાથી ચળકતુ સ્વભાવસુદર વિશાળ ભાલતળ જેમનુ છે ચળકતો અને સુવર્ણ જેવો પીળો જબરો જટાજૂટ જેમને મસ્તકે છે પોતાની પાસે પૃથ્વી ઉપર પાથરેલા દર્ભમય આસનમા વીરાસન વાળીને વિરાજમાન થએલા નિશ્ચળ ત્રણ નેત્રવાળા સ્થિર શરીરસનિવેશ જેમનો છે વામ બાહુથી નિજજનોને અપાતી અભયમુદ્રા ( ચિહ્ન ) અને દક્ષિણ હસ્તથી રૂદ્રાક્ષ માળાને ધારી રહેલા સકળ લોકમા વર્તનારી પતિવ્રતા વનિતાઓના વર્ગે પ્રેમથી પૂજ્યાં છે ચરણારવિંદ જેમના વામભાગને અલકાર કરી રહેલા દાક્ષાયણીએ સ્નેહાતિશયથી શ્રેષ્ઠ વીજણાવડે પરિચર્યા કરેલા નદીશ્વરાદિ ગણમડળે સ્તુતિ કરેલા સ્વાત્મધ્યાનપરાયણ ' ઉપનિષદ્સબન્ધી બ્રહ્મવિદ્યાને જાણવા ઇચ્છતા, કલ્યાણ બુદ્ધિવાળા, વિનયવિનમ્ર, બે હાથ જેમણે જોડ્યા છે એવા કાર્તિકસ્વામી, નારદ અને ચાર સનકાદિકના અદરના

त्सुभिदृशन्मतिमिच्छ विद्यां कौशारिनारदसनन्दनमुख्यविप्रैः । नम्रैः सिताञ्जलिपुटद्धितयैः सहर्षं सम्प्रेक्ष्यमाणकरुणाक्षिकटाक्षपातम् ॥६५॥ तं वीक्ष्य साक्षाच्छिवमेव वर्णी प्रणम्य बद्धाञ्जलिरश्रुनेत्रः । तुष्टाव राजव्रगतामधीशं रोमाञ्चिताङ्गः प्रणयेन नम्रः ॥६६॥ श्रीनीलकण्ठ उवाच—सदाशिवं शाश्वतमीशितारं प्रशान्तमाशापतिमण्डलेशम् । ब्रह्मादिदेवार्चितपादपद्मं श्रीशङ्करं त्वामहमानतोऽस्मि ॥६७॥ सर्वेश्वरं सर्वगुणाधिवासं देवं महादेवमुदारकीर्तिम् । विद्यातपोयोगकलानिधानं श्री० ॥६८॥ सकालमा-

સનદન વિગેરે વિપ્રર્ષિઓએ હર્ષસહિત નિરીક્ષણ કર્યા છે કરૂણાયુક્ત ચક્ષુકટાક્ષપાત જેમનો, અર્થાત્ બ્રહ્મવિદ્યાને જાણવા ઇચ્છનારાઓને દયાર્દ્ર દૃષ્ટિથી નિરીક્ષણ કરનારા એવા સાક્ષાત્ જગદીશ્વર સદાશિવને વર્ણીન્દ્ર નિરીક્ષણ કરી પ્રણામ કરી બે હાથ જોડીને હર્ષના અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ રોમાંચિતગાત્ર થઇ પ્રણયાવનમ્ર થઇને સ્તુતિ કરવા લાગ્યા ॥૬૨-૬૬॥

નીલકંઠ વર્ણી નીલકંઠ મહાદેવની સ્તુતિ આઠ શ્લોકથી કરેછે—સદાશિવ એવી સાર્થક સંજ્ઞાથી સુપ્રસિદ્ધ, શાશ્વત—અનાદિનિધન ( જેનો આદિ કે અંત નથી ) ઇશિતા—સર્વ જગતના નિયંતા, પ્રશાંત—સહજ સ્વભાવથીજ સદા ઉપશમ અવસ્થામાં સ્થિતિવાળા, ઇન્દ્રાદિ દિગ્પાળમંડળના અધીશ્વર, બ્રહ્માદિ દેવવૃન્દોએ પૂજ્યા છે પાદપંકજ જેમના, એવા શ્રીશંકર તમોને હું નમસ્કાર કરૂંછું ( આ સંદર્ભમાં શંકરની સ્તુતિ કરી છે. સ્તુતિતો ગુણારોપણથી શોભે છે. આ ઉપરથી પરબ્રહ્મના ગુણો અહીં નિરૂપણ કર્યા છે તેનો અન્વય શિવમાં શી રીતે સંભવે ? એવી શંકાનું સમાધાન થઈ જાય છે ) ॥૬૭॥ સર્વના ઈશ્વર, જ્ઞાનશક્તિ આદિક સર્વ ગુણગણના નિવાસસ્થાનભૂત, દેવ—સ્વભક્તો સાથે ક્રીડા કરનારા, મહાદેવ એવી અન્વર્થ આખ્યાથી પ્રખ્યાત, સર્વત્ર પ્રસરી છે ઉદાર—મોટી કીર્તિ જેમની, આત્મવિદ્યા તપ અને યોગકળાઓના નિધિરૂપ, એવા શ્રીશંકર આપને પ્રણામ કરૂંછું ॥૬૮॥ કાળ માયા અને યમરાજથી જે ભીતિ બ્રહ્માદિકને પણ અવર્જનીય છે તેને ટાળવામાં સમર્થ, ( યમભયને અ-

यायमभीतिभङ्गं जगज्जनित्राणविनाशहेतुम् । प्रचेतसां देशिक-माप्तकामं श्री० ॥६९॥ महाविषव्रातसमस्तलोकं मृत्युंजयं मर्त्य-जमाशुतोषम् । भस्मावशेषीकृतकामदेहं श्री० ॥७०॥ अशेषवि-द्यागममन्त्रमूलं वैराग्यवेगोज्झितसर्वभोगम् । मुमुक्षुभिर्मुक्तजनैश्च सेव्यं श्री० ॥७१॥ गङ्गाधरं चान्धकदैत्यनाशं कैलासनाथं सुखि-

તિક્રમણ કરી રહેલા, યમશાસનને નહિ વશ વર્તનારા ઇન્દ્રાદિ દેવો અને યમરાજાને પણ આયુષનો પરિમાણ કરનારા કાળથકી ભીતિ અવર્જનીય છે. ત્રિગુણાત્મક માયાથકી તો ભીતિ ભવપથમાં અનુવર્તતા સર્વ કોઇને સમાનજ છે 'न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः । सत्त्वं प्रकृति-जैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः' એવી સ્મૃતિ છે. આવા સર્વ ભયને ભંજન કરનારા છો. કર્મબંધનનો વિચ્છેદ કરનારા છે એમ આ સ્તુતિ કરેલી છે ) જગતનો જન્મ પાલન અને પ્રલયના કારણ, પ્રાચીન બર્હિષ્ રાજાના પ્રચેતા નામના દશ પુત્રોને યોગાદેશના અવબોધથી ગુરૂસ્થાનને પામેલા અને સંપૂર્ણ સમસ્તકામ એવા શ્રીશંકર તમોને હું નમસ્કાર કરૂંછું ॥૬૯॥ સમુદ્ર મંથન સમયે ઉત્પન્ન થએલા હાળાહળ મહા વિષના ભયથી જેમણે કૃપા કરી સકળ લોકનું સંરક્ષણ કર્યું હતું, પોતાનાજ એક શરણને પામેલા માર્કંડેયમુનિની મૃત્યુથકી રક્ષા કરવા માટે મૃત્યુનો જેમણે પરાજય કર્યો હતો, મનુષ્યોએ કરેલા સ્વલ્પ પણ સમારાધનથી જલદી પ્રસન્ન થવાની પ્રકૃતિવાળા, પોતાના શાસનથી જેણે ત્રિભુવન વશવર્તી કર્યું હતું એવો કામદેવ પણ જેમણે ક્ષણમાત્રમાં ભસ્મસાત્ કરી દીધો હતો એવા આપ શંકરને હું પ્રણામ કરૂંછું ॥૭૦॥ સમગ્ર વિદ્યાઓ, આગમો અને મંત્રોને પ્રવર્તાવનારા, વૈરાગ્ય વેગથી પરિત્યાગ કર્યું છે સર્વ પ્રકારનું વૈષયિક ભોગસુખ જેમણે, મુમુક્ષુ મનુષ્યોએ સદા સેવનીય અને મુક્તપ્રાય આત્મનિષ્ઠોએ પણ સેવનીય એવા શ્રીશંકર આપને પ્રણામ કરૂંછું ॥૭૧॥ દ્યુલોકમાંથી ભૂલોકમાં ઉતરતી અસહ્ય વેગવાળી ગંગાને ભગીરથ પ્રાર્થનાથી જટાજૂટવડે વિધારણ કરનારા, અંધકાસુરને સંહાર કરનારા, જેમના નામોચ્ચારણમાત્રથી તમામ પાપપુંજ પ્રણાશ પામી જાય છે,

तात्मदासम् । पापोच्चयोन्मूलननाममात्रं श्री० ॥७२॥ श्रीविश्वनाथं कृतकाशिवासं प्रमीतकर्णोदिततारकं च । भवोद्धृतानेकमहाघिजीवं श्री० ॥७३॥ देवादिसङ्कष्टहरं हराख्यं श्रीपार्वतीप्राणपतिं पुरारिम् । वृषध्वजं मङ्गलमूर्तिमीशं श्री० ॥७४॥ सुव्रत उवाच—इति स्तुत्वा शिवं भक्त्या प्रणम्य च स धर्मभूः । तुष्टाव जगदम्बां च दुर्गां दुर्गतिनाशनीम् ॥७५॥ श्रीनीलकण्ठ उवाच—मातः ! शिवे ! मङ्गलवृन्ददात्रीं सर्वेश्वरीं चाखिललोकधात्रीम् ।

---

આશ્રિતોને અતિશય આનંદ આપનારા એવા કૈલાસનાથ શ્રીશંકર તમોને નમસ્કાર કરૂંછું ॥૭૨॥ સતત કાશીપુરીમાં નિવાસ કરીને, સમીપ મૃત્યુવાળા પ્રાણિમાત્રને જમણા કર્ણમાં રામનો ષડક્ષર તારક મંત્રનો ઉપદેશ આપનારા, અનેક મહાપાપી જીવોને પણ ભવબંધનથકી મુકાવનારા, શ્રીવિશ્વનાથ એવા શ્રીશંકર આપને હું નમસ્કાર કરૂંછું ॥૭૩॥ દેવાદિકનાં કષ્ટ હરનારા હોવાથી હર એવી સાર્થક સંજ્ઞાથી પ્રસિદ્ધિ પામેલા, શ્રીપાર્વતીના પ્રાણપતિ, માટેજ તેના યોગથી મંગળમય મૂર્તિ જેમની છે, ત્રિપુરારિ–ત્રણ પુરના અરિ, નદિકેશ્વર વૃષભ જેનું ધ્વજચિહ્ન છે એવા ઈશ શ્રીશંકર આપને હું પ્રણામ કરૂંછું ॥૭૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ધર્મસુત શ્રીહરિ શ્રીશંકરની ભક્તિથી સ્તુતિ કરી પ્રણામ કરીને, તેમના ડાબા પડખામાં પાસે રહેલાં, તેમને પ્રાણથકીપણ પ્રિયતમ, જગદંબા, સમસ્ત દુર્ગતિને દૂર કરનારાં દુર્ગા દેવીની સ્તુતિ કરવા લાગ્યા ॥૭૫॥ હે માતઃ !–તમો આ અખિલ લોકનાં માતા છો. હે શિવે ! તમો સ્વયં સદા શિવૈકસ્વરૂપ છો. માટેજ અખિલ આશ્રિતોનું અપેક્ષિત અખિલ મંગળ આપવાના સ્વભાવવાળાં તમો છો અને સર્વનાં તમો ઈશ્વરી છો. અખિલ લોકનાં ધાત્રી ( માતા ) અને સતીઓના ઉદાહરણ રૂપ તમો છો. માટેજ મહાસતી–જેને બીજુ ઉપપદ નથી એવા સતી નામથીજ પ્રખ્યાતિ પામેલાં છો, અર્થાત્ બીજી સતી સ્રીયોમાં તો અરુન્ધતી સતી દ્રૌપદી સતી એવા ઉપપદની અપેક્ષા પડે છે, તમારામાં તો તેવા ઉપપદની અપેક્ષાજ નથી, સ્વયં સતી નામથીજ

महासतीं शङ्करशक्तिमाद्यामुमामहं त्वां प्रणमामि देवीम् ॥७६॥ सुरेन्द्रमुख्यामरकष्टदातृविनाशयित्रीमसुरव्रजस्य । सदैव सर्वामरसौख्यदात्रीमुमा० ॥७७॥ निशुम्भशुम्भासुरदर्पहर्त्रीं निजाश्रितापच्चिचयापहर्त्रीम् । श्रीविष्णुकार्योद्यतयोगमायामुमा० ॥७८॥ सुरारिनाशार्थमनेकशक्तीरुत्पादयन्तीममरेन्द्रपक्षाम् । महामृधाविष्कृतभूरिहस्तामुमा० ॥७९॥ सुरापलस्वार्चकसर्ववर्णशीर्षच्छिदाक्रोधकरालवक्राम् । अभीष्टदात्रीं व्रजकन्यकानामुमा० ॥८०॥ दाक्षायणीं रूपधरां युगादौ सतीं ततः श्रीगिरिराज-

---

પ્રખ્યાત છો. શંકરનાં શક્તિસ્વરૂપ હોવાથી તેમનાથી અનન્ય (જુદાં નહિ) છો. એવાં તમો ઉમાદેવીને હું પ્રણામ કરૂંછું ॥૭૬॥ ઇન્દ્રાદિ દેવોને દારૂણ દુઃખ દેનારા દૈત્યવૃન્દોને વિનાશ કરીને સર્વ સમયમાં સર્વ સુરોને સુખ આપવામાં તમોજ એક કારણભૂત છો. નિશુંભ અને શુંભાદિક અસુરોનો ગર્વ વિનાશ કરીને નિજાશ્રિતોની અખિલ આપત્તિને તમોજ હરનારાં છો. તમો વિષ્ણુના સંકલ્પથી તેમના જનમોહન અને દેવકીગર્ભ સંકર્ષણાદિ કાર્ય કરવામાં નિત્યતત્પર યોગમાયારૂપ છો, આવાં તમો ઉમાદેવીને હું પ્રણામ કરૂંછું ॥૭૭-૭૮॥ સુરશત્રુઓના સંહાર અર્થે પોતાના અંશના એકદેશભૂત એવી કાલિકા આદિક અનેક શક્તિઓને સર્જનારાં, દેવપક્ષપાતી અને દૈત્યદાનવના સંહારમાટે સંગ્રામમાં પ્રવર્તેલાં તમોએ નાનાવિધ આયુધોને ધરનારા બહુ બાહુ પ્રકટ કર્યા હતા, એવાં ઉમાદેવી તમોને પ્રણામ કરૂંછું ॥૭૯॥ જે કોઈ સર્વ વર્ણના ક્રૂર મનુષ્યો સુરામાંસમાંજ એક લુબ્ધ થઇને પશુઓ મારીને તેના માંસથી અને મદિરાથી તમારૂં આરાધન કરવા પ્રવર્તે છે એવા પાપીઓનાં મસ્તક છેદવામાટે ઉત્પન્ન થએલા મહા કોપવેગથી વિકરાળ વદનવાળાં તમો થાઓછો. શ્રીકૃષ્ણને પોતાના પતિપણે વરવાની વાંછાવાળી વ્રજકન્યાઓએ કરેલા વ્રતથી પ્રસન્ન થઇને તેમનો મનોરથ તમોએ પરિપૂર્ણ કર્યો હતો, માટે તમો પાપીઓને સંહાર કરનારાં અને સુકૃતિઓને તો વરદાન દેનારાં છો, એવાં ઉમાદેવી તમોને નમસ્કાર કરૂંછું ॥૮૦॥ તમો અનાદિ ઉમા છો. તમારો બીજા જનના જેવો

पुत्रीम् । साध्वीव्रतत्राणपरामनादिमुमा० ॥८१॥ नरामरैर्दुष्कर-मुग्रमादौ तपश्चरन्ती गिरिशप्रसत्त्यै । न पर्णमप्याद इति ह्यपर्णा-मुमा० ॥८२॥ प्रसूं गणेशस्य सदैव सेवापरायणामम्ब ! महेश्व-रस्य । अमङ्गलघ्नीं निजसेवकानामुमा० ॥८३॥ सुव्रत उवाच— इति स्तुत्वैवोपरतं वर्णिनं तावुमाशिवौ । ऊचतुर्नौ वरं वर्णिन् ! वरय त्वं निजेप्सितम् ॥८४॥ श्रीनीलकण्ठ उवाच— यदि प्रसन्नौ भवथो जगतः पितरौ युवाम् । यच्छतं तर्हि वैराग्यं दृढं सांसारिकेषु मे ॥८५॥ उमामहेश्वरावूचतुः— व्रियते यत्त्वया वर्णिंस्तत्तु सिद्धं सदा

---

જન્મ નથી, સૂર્યપ્રભાની પેઠે તમો ઉમાદેવી શિવને અનન્યરૂપ છો અથાપિ આદિયુગમાં આશ્રિતજનોના અનુગ્રહ અર્થે દક્ષપ્રજાપતિનાં પુત્રીરૂપે પ્રક-ટેલાં માટે દાક્ષાયણી નામથી પ્રસિદ્ધ છો. તેપછી પતિવ્રતા વ્રતના પરિ-રક્ષણપરાયણ હોવાથી સતીસંજ્ઞાથી અને તેપછી સર્વસંપદાએ સંપન્ન એવા પર્વતરાજ હિમાલયનાં પુત્રીરૂપે પ્રકટેલાં હોવાથી પાર્વતી નામથી પ્રખ્યાતિ પામેલાં છો. એવાં ઉમાદેવી તમોને હું નમસ્કાર કરૂંછું ॥૮૧॥ તમોએ પાણિગ્રહણ પહેલાં શિવની પ્રસન્નતા માટે નર અમરોથી ન થઈ શકે એવું તપ પર્ણાહારનોપણ પરિત્યાગ કરીને અતિતીવ્ર કર્યું હતું માટેજ અપર્ણા એવા પદથી પ્રખ્યાતિ પામ્યાં છો, એવાં ઉમાદેવી તમોને નમસ્કાર કરૂંછું ॥૮૨॥ હે માતઃ ! તમો સકળ વિઘ્નને વિદારણ કરવાના સ્વભાવવાળા ગણ-પતિનાં માતા છો અને મહેશ્વરની અનન્યમનથી નિરંતર પરિચર્યાપરાયણ છો. તમો પોતાના ચરણકમળના સેવકોનાં અમંગળને શમાવનારાં છો. એવાં ઉમાદેવી તમોને હું પ્રણામ કરૂંછું ॥૮૩॥

સુવ્રતઋષિ કહેછે— હે રાજન્ ! આ પ્રકારેજ સ્તુતિ કરીને વિરામ પામેલા વર્ણીન્દ્રના પ્રત્યે પ્રસન્ન થએલાં ભવ-ભવાની બોલ્યાં કે-હે વ-ર્ણિન્ ! તમો અમારાથકી મનોવાંછિત વર માગો ॥૮૪॥ એ રીતે પ્રેરેલા શ્રીનીલકંઠવર્ણી બોલ્યા કે-જગતનાં માતા પિતા તમો ઉમામહેશ્વર જો મારી ઉપર સુપ્રસન્ન થયાં હો તો મને આજ વર આપો કે-સર્વ સાંસારિક વિષ-યભોગમાત્રમાં જે આ વૈરાગ્ય છે તે અતિશય દૃઢ થાય ॥૮૫॥ આ પ્રકારે

त्वयि । तथापि तद्विशेषेण भविष्यति महामुने ! ॥८६॥ नारायण-ऋषिः साक्षादसि त्वं बदरीपतिः । मानुष्यनाट्यं विदधद्वर्ततेऽत्रेति विद्म वै ॥८७॥ नमोस्तु जगदीशाय नरनारायणाय ते । सहार्जुनाय कृष्णाय धर्मसंस्थापनाय च ॥८८॥ त्वं हि साक्षात्परंब्रह्म क्षराक्षरपरं विभु । अनेककोटिब्रह्माण्डोदयस्थित्यन्तकारणम् ॥८९॥ गोलोकाधिपतिर्दिव्यवृन्दावनविहारकृत् । अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम् ॥९०॥ कल्यधर्मासुरगुरुपापण्डोपद्रुतं प्रभो ! । सद्धर्मं पातुमत्र त्वमाविर्भूतो दयानिधिः ॥९१॥ निमित्तीकृत्य दुर्वासःशापं नारायणात्मना । भक्तौ जातोऽसि

---

કહ્યુ એટલે ઉમામહેશ્વર બોલ્યા કે–હે મહાવાર્ણિન્ ! તમો જે તીવ્ર વૈરાગ્યને વરોછો તેતો તમારે વિષે સદા સિદ્ધજ છે, કેમકે તમો અકામ, આત્મારામ અને આપ્તકામ છો તમો પુરૂષોત્તમ વાસુદેવ ભગવાન્ પ્રત્યક્ષ બદરીપતિ નારાયણઋષિના ઉદ્દેશથી પ્રકટીને હાલમાં મનુષ્યનાટ્યને કરતાથકા આ લોકમા વર્તોછો, એમ અમે નિશ્ચયથી જાણીએ છીએ તથાપિ હે મહામુને ! મનુષ્યભાવનાથી વૈરાગ્યની વૃદ્ધિરૂપ વરેલો વર તમારાજ સંકલ્પથી સિદ્ધ થશે ॥૮૬–૮૭॥ અખિલ જગતના અધીશ્વર આપને નમસ્કાર છે નરનારાયણ ઋષિરૂપ તમોજ છો અર્જુનના સખા શ્રીકૃષ્ણપણ આપજ છો તેતે સમયમાં ગ્લાનિ પામતા ધર્મની સ્થાપના કરનારાપણ આપજ છો, એવા આપને અમારા નમસ્કાર છે તમોજ અનંતકોટિ બ્રહ્માંડની સૃષ્ટિ સ્થિતિ અને સંહૃતિના હેતુભૂત, ક્ષરાક્ષરથકી વિલક્ષણ, વિભુ–સર્વાન્તર્યામી, સાક્ષાત્ પરબ્રહ્મ છો ગોલોકાધિપતિ તમોજ છો તેમા રહેલા દિવ્ય વૃન્દાવનમા તમોજ આત્માનંદરૂપ દિવ્ય વિહારને કરોછો માટેજ તમો અક્ષરધામમા અખંડરાસલીલાભરપુર સ્વયં રાધારમણ છો ॥૮૮–૯૦॥ હે પ્રભો ! દયાનિધિ તેજ તમો હાલમાં કલિબળથી વૃદ્ધિ પામેલા અત્યંત અધર્મી એવા ગુર્વાભાસો અને રાજાભાસોએ પ્રવર્તાવેલા પાખંડવડે પીડા પમાડેલા સદ્ધર્મનું સંરક્ષણ કરવા અવનિઉપર અવતર્યા છો ॥૯૧॥ દુર્વાસાઋષિના શાપને નરનારાયણ રૂપથી નિમિત્તભૂત કરીને ભક્તોની વિપત્તિને હરનારા તમો

धर्मात्त्वं हरिर्भक्तिपद्वरः ॥९२॥ भाव्यानामिह लोकानां कलौ संसृतिमुक्तये । कीर्तनश्रवणार्हाणि चरित्राणि करोषि वै ॥९३॥ अद्य त्वद्दर्शनेन स्वः परमानन्दनिर्वृतौ । आवां त्वदीयभक्तिस्थौ सदा त्वद्दर्शनोत्सुकौ ॥९४॥ सुव्रत उवाच—इति शिवश्च शिवा प्रणिपत्य तं प्रहसिताननपद्ममृषीश्वरम् । तदवलोकनहर्षभृतान्तरौ नृप ! तिरोदधतुः सहसा ततः ॥९५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे महाटव्यामुमामहेश्वरदर्शननामैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥४९॥

सुव्रत उवाच—अन्तर्हिते शङ्करेऽथ स्वस्यातिप्रियदर्शने । नीलकण्ठस्ततोऽगच्छत्स्मरन् भूतपुरीं स तम्[1] ॥१॥ तत्र रामानुजाचा-

પુરૂષોત્તમ ધર્મથકી તેમની ભાર્યા ભક્તિમાં હરિનામથી પ્રકટ થયા છો ॥૯૨॥ તમો પ્રકટ થઇને આ કલિયુગમાં જન્મેલા અને જનમશે એવા જનોના ભવદાવાનળની ગ્લાનિને શમાવવામાં સમર્થ, કીર્તનશ્રવણાર્હ, દિવ્ય, મંગળ ચરિત્રોને કરોછો ॥૯૩॥ આવા પરબ્રહ્મ પુરૂષોત્તમ આપના પ્રત્યક્ષ નિરીક્ષણથી અમો આજ પરમાનંદ પરિપૂર્ણ થયાં છીએ અને તમારી ભક્તિમાં સદાય રસિક તથા તમારાં દર્શન કરવામાં અતિ ઉત્સાહવાળાં છીએ ॥૯૪॥ સુવ્રતઋષિ કહેછે-હે નૃપ ! સ્વસ્વરૂપનું તત્ત્વ નહિ પ્રકાશ કરનારા, મંદસ્મિતથી મધુર મુખારવિંદ જેમનું છે, ઋષીશ્વર એવા શ્રીહરિને આ પ્રકારે ઇશ-ઇશાની સ્તુતિપૂર્વક કહીને, ભગવાન્ શ્રીહરિના દર્શનથી અંતરમાં પરિપૂર્ણ પ્રમોદ પામીને તે સ્થાનમાં એકદમ અંતર્ધાન થઇ ગયાં ॥૯૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે મહાટવ્યામુમામહેશ્વરદર્શનનામૈકોનપંચાશત્તમોઽધ્યાયઃ ॥૪૯॥

## અધ્યાય ૫૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી પોતાને પ્રિયતમ દર્શન જેનું છે એવા શંકર અંતર્ધાન થયા પછી ભગવાન્ નીલકંઠવર્ણી શંકરનું મનથી અનુસ્મરણ કરતા થકા ત્યાંથી નીકળીને ભૂતપુરીને પામ્યા. તે પુ-

१ 'ता'मिति पाठान्तरम् ।

यंप्रतिमायाः स दर्शनम् । पूजनं च विधायागाद्दुर्गां कन्याभिधां ततः ॥२॥ ततो ययौ वर्णिराजः पद्मनाभं जनार्दनम् । आदिकेशवनामानं ततो विष्णुमुपाययौ ॥३॥ असुराणां सहस्रे द्वे तत्रास्तां शस्त्रधारिणाम् । ते तत्रसन्नृपेणैव निहते तज्जिघांसुनी ॥४॥ मानसे पत्तने पूर्वं क्ष्माभुजा सत्रधर्मणा । निहता असुरा यद्वत्तथा राज्ञाऽत्र धर्मिणा ॥५॥ मलयाख्यं ततः प्रायाद्यानाद्रुमसमाकुलम् । नारायणः कुलगिरिं तीर्थयात्रापरायणः ॥६॥ पञ्चाहानि

રીમાં પ્રતિમારૂપથી રહેલા ભગવાન્ રામાનુજાચાર્યનાં દર્શન તથા પૂજન કરીને ત્યાંથી કન્યા નામની દુર્ગાના 'કન્યાકુમારી' એવી આખ્યાથી વિખ્યાત સ્થાનને પામ્યા. 'भूतपुरीं च तामू' એવો પાઠ હોય તો 'ભૂતપુરીને સ્મરણ કરતા થકા તેને પામ્યા' એવો અન્વય કરવો 'ભૂતપુરી દર્શનીય હતી પણ યાત્રામાં રહી ગઈ માટે બહુ દૂર પાછા પરવરીનેપણ તેનાં દર્શન કરવાંજ' આ પ્રકારે તેનું સ્મરણ કરતા થકા તેને પામ્યા, એવો અભિપ્રાય છે. આ ઉપરથી-સુંદરરાજ ક્ષેત્રથકી કન્યાકુમારી સ્થાન તો નજીકમાંજ છે અને તે માર્ગમાંજ આવેછે તો બહુ દૂર રહેલા ભૂતપુરીક્ષેત્રમાં આવવું તે માર્ગની અનુચિતતા જણાવે છે? એવી શંકાનુંપણ સમાધાન થઈ જાય છે ॥૧-૨॥ વર્ણિરાજ તે કન્યાકુમારીથકી પદ્મનાભક્ષેત્રને પામ્યા. તે ક્ષેત્રના અધિદેવ વિષ્ણુનાં દર્શન કરી ત્યાંથી જનાર્દનક્ષેત્રમાં આવ્યા. તે ક્ષેત્રના અધિદેવ વિષ્ણુનાં દર્શન કરી ત્યાંથી આદિકેશવક્ષેત્રમાં આવી વિષ્ણુનાં દર્શન કર્યાં ॥૩॥ તે આદિકેશવક્ષેત્રમાં પોતાનો પક્ષ પ્રક્ષય પામવાથી વૃદ્ધિ પામેલા વૈરભાવવાળા, હાથમાં આયુધ ધારી રહેલા, આ ભગવાનના વધમાટે ઉદ્યમી થએલા બે હજાર અસુરો હતા, તે સર્વ અસુરોને તે પુરનો સુમતિ નામનો નરપતિ તે આ ભગવાનનો ચરણકમળનો આશ્રિત થવાથી તેણે પૂર્વે માનસપત્તનમાં સત્રધર્મા રાજાએ જેમ ભગવદ્વૈરી અસુરો હણ્યા હતા તેમ હણ્યા હતા ॥૪-૫॥ તીર્થયાત્રાપરાયણ તે આ નારાયણ ભગવાન્ તે સ્થાનથકી વિવિધ વૃક્ષવૃંદોથી વ્યાપ્ત એવા મલય નામના કુલાચળને પામ્યા ॥૬॥ એ કુલાચળમાં અર્ચારૂપથી વિરાજમાન ભગવાન્ સાક્ષિગોપાળનાં દર્શન કરતા

गिरौ तत्र साक्षिगोपालदर्शनम्। कुर्वंश्चन्दनवृक्षाणां ससर्पाणां वनेऽवसत् ॥७॥ चन्द्रभागानदीतीरे पुण्डलीकपुरं ययौ। तत्र श्रीविट्ठलस्यासौ चक्रे श्रीभर्तुरीक्षणम् ॥८॥ नद्यां स्नानं विट्ठलस्य दर्शनं गुणकीर्तनम्। कुर्वन् प्रतिदिनं तत्र द्वौ मासौ न्यवसद्धरिः ॥९॥ दैवा जीवाः सहस्रे द्वे तत्र चक्रुस्तदाश्रयम्। हित्वा दुःसङ्गजं दोषं भेजुस्तं तद्वचःस्थिताः ॥१०॥ श्रीविट्ठलं ततो नत्वा परिष्वज्य च भक्तितः। स्तुवंस्तत्क्षेत्रमाहात्म्यं दण्डकारण्यमाययौ ॥११॥ कुर्वन्प्रदक्षिणां तस्य नासिकाख्यं पुरं ययौ। दर्शनं त्र्यम्बकेशस्य कृत्वाऽगात्तपतीं नदीम् ॥१२॥ ततः स नर्मदायात्रां कृत्वो-

થકા, સર્પોથી વિંટાએલા ચંદનવૃક્ષોના ગહન વનમાં નિર્ભયપણે નિરતિશય આનંદથી પાંચ દિનપર્યંત નિવાસ કરીને રહ્યા ॥૭॥ ત્યાંથી નીકળીને કિષ્કિંધા થઈ પંપાસરોવરમાં સ્નાન કરીને, ત્યાંથી શ્રીહરિ ચંદ્રભાગા નદીના તટ ઉપર વિરાજમાન પુંડલીકપુરને પામ્યા. તે પંઢરપુરમાં અર્ચારૂપથી રહેલા ભક્તાધીન શ્રીવિઠ્ઠલનામના ભગવાન્ શ્રીપતિનાં દર્શન કર્યાં. વિઠ્ઠલશબ્દની નિરૂક્તિ કરી છે-'विदा-ज्ञानेन ठान्-शून्यान् लाति-गृह्णाति यः स्वयम्। अज्ञानुग्रहकृद्देवो विठ्ठलः परिकीर्तितः ॥८॥ મહાપ્રભુ પ્રતિદિન તે નદીમાં સ્નાન, ભગવાન્ શ્રીવિઠ્ઠલનાથનાં દર્શન અને તેમના દિવ્ય ગુણોનું ગાન કરતા થકા તે પુરમાં બે માસ સુધી રહ્યા ॥૯॥ તે પંઢરપુરમાં દૈવી સંપત્તિએ સંપન્ન એવા બે હજાર જીવોએ આ ભગવાન્ શ્રીહરિના ચરણસરોજનો સમાશ્રય કર્યો. શ્રીહરિની આજ્ઞાને મસ્તકે ચઢાવતા, કુસંગદોષે રહિત થએલા તે જનો તેમની અનન્યમનથી ભક્તિ કરવા લાગ્યા ॥૧૦॥ તેપછી વર્ણીન્દ્ર શ્રીવિઠ્ઠલેશ વિષ્ણુને પ્રણામ કરીને ભક્તિથી ભેટીને તે ક્ષેત્રનો મહિમા વિશેષ વખાણતા થકા ત્યાંથી આગળ ચાલતાં દંડકારણ્યમાં પ્રવેશ કરી તે વનને પ્રદક્ષિણા કરી નાસિક નામના નગરને પામ્યા. ત્યાંથી ત્ર્યબકેશ્વર શિવનાં દર્શન કરી ત્યાંથી તાપી નામની નદીને પામ્યા ॥૧૧-૧૨॥ તેમાં સ્નાન કરી, ત્યાંથી નર્મદાયાત્રા કરી, મહી નામની નદી ઉતરી, સાભ્રમતી સંજ્ઞાની સરિતા ઉતરીને, ભાલભૂમિપ્રાંતમાં પ્રસિદ્ધ ભીમનાથ

त्तीर्य महीं नदीम् । तीर्त्वा साभ्रमतीं प्रायाद्भीमनाथाख्यशङ्करम्
॥१३॥ गोपनाथमुपेत्याथ पञ्चतीर्थीं समाचरन् । नीलकण्ठ उपे-
याय मकरालयपत्तनम् ॥१४॥ एवं तीर्थानि विचरन्सद्धर्मं परिपा-
लयन् । अधर्मसर्गं तीर्थस्थमुच्चखान निजौजसा ॥१५॥ पाषण्डि-
नो गुरून्जित्वा वादैः सच्छास्त्रसम्मतैः । मुमुक्षून्रक्षितांस्तेभ्यो
मोचयामास संसृतेः ॥१६॥ तपश्च ब्रह्मचर्यादीन्नियमानाचरन्
स्वयम् । त्यागिनां तैर्थिकानां च स्थितिरीतिमदर्शयत् ॥१७॥ शा-
न्तस्तितिक्षुरेकाकी निःस्पृहो निष्परिग्रहः । कौपीनमात्रवसनो

---

नामना महादेवने पाम्या ॥१३॥ तेमनां दर्शन करी त्यांथी श्रीनीलकंठवर्णी
गोपनाथ नामना महादेवक्षेत्रने पामीने पंचतीर्थीनी यात्रा करता थका
सौराष्ट्र देशमां प्रसिद्ध, समुद्रने कांठे रहेला मांगरोल पत्तनमां पधार्या ॥१४॥

हवे पोताना गृहनो परित्याग करी चाली नीकळेला, तीर्थमां विच-
रता श्रीहरिकृष्णनुं दिव्य चरित्र तेते स्थळमां करेलुं पण नहि कहे-
वामां आवेलुं हशे तेने संभारीने समग्रपणे अढार श्लोकथी कहेछे-हे रा-
जन् ! आ वर्णीन्द्र भगवान् आ प्रकारे पुलहाश्रम प्रमुख तीर्थोनी यात्राना
मिषथी तेते तीर्थस्थळमां वृद्धि पामेला अधर्मसर्गनो समुच्छेद करता अने
धर्मसर्गनी स्वाचरण प्रचारथी सर्वथा समभिवृद्धि करता थका पोताना
दिव्य तेज प्रतापथी विचर्या हता ॥१५॥ अंदरथी अति पाखंडी
अने उपरथी धर्मगुरुनो डोळ देखाडता धर्मध्वंसी असुर जनोने सच्छास्त्र-

मृगाजिनधरो जटी ॥१८॥ अनावृताङ्गः सर्वेषु ऋतुष्वपि दिवानिशम् । बहिर्ग्रामाद्द्रुमाधस्ताद्वसन् ग्रामे तु न क्वचित् ॥१९॥ नित्यं त्रिषवणस्नायी त्रिकालं कृष्णपूजकः । पञ्चाध्याय्याः पूजनान्ते पाठं कुर्वन्दिनेदिने ॥२०॥ प्राणायामांस्त्रिकालं च कुर्वन्नासनानि च । स्वेच्छया हिमकालेऽपि सेवमानो न चानलम् ॥२१॥ अखण्डं स्वस्वरूपस्थो निर्निमेषविलोचनः । त्वगस्थिशेषगात्रश्च भूयो धमनिसन्ततः ॥२२॥ देहानुसन्धानहीनः शर्कराकण्टकादिषु । निरुपानच्चलन्मार्गे न पृच्छन्वर्त्म कञ्चन ॥२३॥ घोरे-

નહિ કરનારા હોવાથી જેમની સર્વે ઇન્દ્રિયો અતિશય શાંત છે ( ઇન્દ્રિયો જો સ્વસ્વવિષયમાં અભિમુખપણે દોડ્યા કરે તો તે કોઇમાં રાગ તો કોઇમાં દ્વેષને ઉત્પન્ન કરેછે, પ્રશાંતને રાગદ્વેષનો પ્રસંગજ નથી ) અથવા સૌમ્ય સ્વભાવવાળા **તિતિક્ષુ**–શીતોષ્ણાદિલક્ષણ દ્વન્દ્વને સહન કરવાના સ્વભાવવાળા એકાકી–બીજાનો સંગ થતાં વિક્ષોભ થાય માટે સ્વયં એકલાજ વિચરતા નિસ્પૃહ–શરીરધારણમાત્રમાં ઉપયોગી એવાપણ વસ્તુમાં સ્પૃહાએ રહિત માટેજ પદાર્થમાત્રના પરિગ્રહે પરિવર્જીત કપાસના કૌપીનમાત્ર વસ્ત્રને અને મૃગચર્મને ધારી રહેલા જટાથી જેમનું મસ્તક શોભેછે શિશિરાદિ બધાય ઋતુમાં ( શીતોષ્ણાદિ સહનશીલ હોવાથી ) રાત્રિદિવસ કંથાદિકથી સ્વશરીરને નહિ આચ્છાદન કરનારા ( ઉઘાડે અંગે રહેનારા ) ગ્રામવાસથકી ભય પામીને તેમાં ક્યારેયપણ નહિ નિવાસ કરીને ગામના બહારના ભાગમાંજ તરૂતળમાં વાસ વસનારા શરદ્ કે હેમંત ઋતુના વિભાગ વિના નિત્ય શીત જળમાં ત્રિકાળ સ્નાન કરવાના સ્વભાવવાળા કૃષ્ણની યથાવિધિ ત્રિકાળ પૂજા કરવામાં તત્પર પૂજાના અંતમાં પ્રતિદિન રાસપંચાધ્યાયીના પાઠમાં તત્પર ત્રિકાળ પ્રાણાયામપરાયણ નાનાવિધ આસનોના અભ્યાસપરાયણ શીતસમયમાપણ ઉઘાડે અંગે હોવા છતાપણ શીત નિવારણમાટે અગ્નિનું સેવન નહિ કરનારા અખંડ સ્વાત્મસ્વરૂપના આનંદમાં નિષ્ઠાવાળા મેષોન્મેષે વિરહિત વિલોચનવાળા ( સ્થિરદૃષ્ટિ ) જેમના શરીરમાં ત્વચા અને અસ્થિમાત્ર અવશેષ રહેલા છે, અર્થાત્ રૂ-

प्वरण्येपु चरन् पर्वतेपु च निर्भयः । सिंहव्याघ्रोरगाद्यैश्च कुत्राप्यक्षतविग्रहः ॥२४॥ सकृदश्नन् कचिच्चान्नं फलं मूलं च वा दलम् । तिष्ठन्निरदनः क्वापि नीराहारश्च कुत्रचित् ॥२५॥ दिनानि कतिचित्तिष्ठन्प्राश्यैव पवनं सकृत् । काप्ययाचितवृत्तिश्च कृच्छ्रव्रतपरः क्वचित् ॥२६॥ विरक्तो रमणीयेपु विपयेष्वपि पञ्चसु । स्त्रीणां त्वसहमानश्च गन्धमात्रमपि ध्रुवम् ॥२७॥ एकादशीपु सर्वासु हरेर्जन्मदिनेपु च । नान्नगन्धग्रहः सोऽभूदूर्ध्वरेता

થિર માંસે રહિત વપુવાળા. અતિશય કૃશતાને લીધે સ્પષ્ટ ઉઘાડી દેખાતી ઘણી નાડીઓએ વ્યાપ્ત દિવ્ય વપુ જેમનું છે. આત્મારામ હોવાથી દેહાનુસંધાને વિહીન. જેમાં બોરડી બાવળ વિગેરેના કઠિન કાંટા, પાષાણના કટકા-કાંકરા અને દર્ભાંકુર આદિક અધિક છે એવા વિકટ માર્ગમાંપણ પાદુકા પહેર્યા વિનાજ કોઇનેપણ જવાનો માર્ગ નહિ પુછીનેજ હિંડતા. જેમાં બહુ સિંહો વ્યાઘ્રો વ્યાળો વિગેરે વર્તે છે એવા ભયંકર વનમાં તથા હિમાલયાદિ મહાપર્વતોમાં નિર્ભયપણે વિચરતા તથાપિ કોઈપણ સ્થળમાં તેતે હિંસક પ્રાણીઓ કિંચિત્ પણ ક્ષતિ જેમના દેહને કરી શક્યા નથી. કોઈ દિવસે એકવાર જેવું મળી આવે એવું અન્ન જમતા તો કોઈ દિવસે યથાઋતુ મળેલાં આંબા જાંબુ આદિક ફળ તો કોઈ દિવસ શાકર કંદાદિ મૂળ તો કોઈ દિવસ ગોટી આદિકનાં પાનડાં જમતા તો કોઈ દિવસ કેવળ જળ માત્રજ જમતા તો કોઈ દિવસ નિરાહારપણેજ વર્તતા હતા. કોઈ દિવસે કેવળ એકવાર પવનપાન કરીનેજ વર્તતા તો કવચિત્ યાચના કર્યા વિના મળે તો તેનાથી વૃત્તિ કરતા તો કદાચિત્ કૃચ્છ્રવ્રતના અનુષ્ઠાનમાં તત્પર વર્તતા હતા. રમણીય-દેવોપભોગ્ય એવાપણ પાંચેય વિષયભોગોમાં તીવ્ર વૈરાગ્યે યુક્ત, સ્ત્રીયોના અંગના સ્પર્શવાળા વાયુના ગંધમાત્રનેપણ નહિ સહન કરી શકતા, સર્વ એકાદશીઓ તથા જન્માષ્ટમી રામનવમી વિગેરે જયંતી દિવસોમાં અન્નના ગંધમાત્રનેપણ નહિ ગ્રહણ કરતા, સદા ઊર્ધ્વરેતા (ઊર્ધ્વરેતા રહેવામાં હેતુભૂત યોગકળામાં પ્રવીણ) અને જીતેન્દ્રિય (ઇન્દ્રિયોને પરતંત્રપણે યથેષ્ટાચરણે વર્તત) એરીતે સર્વ કોઇને અતિશય આશ્ચર્ય કરનારાં

जितेन्द्रियः ॥२८॥ तपस्विनस्त्यागिनोऽन्ये तं दृष्ट्वातितपस्विनम्। स्वयं तथा कर्तुकामास्तत्सङ्गं केऽप्यकुर्वत ॥२९॥ देहाभिमानजातेन देहदुःखेन पीडिताः। तत्समीपे न ते स्थातुं शेकिरे मानिनोऽपि च ॥३०॥ त्रिरात्रं पञ्चरात्रं वा कृत्वा तस्य समागमम्। पलायन्ते स्म ते केचिद्दशरात्रं च केचन ॥३१॥ मनुष्यैर्दुष्कराणीत्थं तपांस्याचरतो वने। चरतः सप्त वर्षाणि मासश्चैको ययुर्हरेः ॥३२॥ विक्रमादित्यभूपस्य षट्पञ्चाष्टैकसम्मिते। शाकस्य वर्तमानेऽब्दे दक्षिणायनगे रवौ ॥३३॥ संवत्सरे च शुक्लाख्ये नभःकृष्णेऽग्निभूतिथौ। पुरं लोजाभिधं प्राप काले सङ्गव एव सः ॥३४॥ पुराद्बहिस्तत्र स वापिकायामुपाविशद्वर्णिवरो मुहूर्तम्।

---

દિવ્ય ચરિત્રોવાળા શ્રીનીલકંઠવર્ણી થયા હતા ॥૧૮–૨૮॥ બીજા કોઈપણ તપસ્વીઓ કે મહાવૈરાગ્યથી ત્યાગશીલ પુરૂષો સહજ સ્વભાવથીજ અતિતપસ્વી એવા આ વર્ણીન્દ્રને નિરીક્ષણ કરીને પોતેપણ શ્રીહરિની માફક તપાદિ તપવાની તીવ્ર વાંછાથી તે ભગવાનનો સમાગમ કરવા લાગ્યા, પરંતુ તે તપસ્વી–ત્યાગીઓ દેહવાસનાથી અભિભૂત થએલા અને તેવું તપ તપવામાં થતા દૈહિક ક્લેશને નહિ સહન કરનારા અને માનથી પરાભવ પામેલા હોવાથી તે ભગવાનની આજ્ઞામાં રહેવા માટે સમર્થ થયાજ નહિ ॥૨૯–૩૦॥ તે તપસ્વી ત્યાગીઓ મધ્યે કોઈક ત્રણ દિવસ પર્યંત તો કોઈક પાંચ દિવસ સુધી તો કોઈક દશ દિવસ પર્યંત તે શ્રીહરિ સમીપે રહીને તેમણે કહેલા નિયમો નહિ પાળી શકવાથી શ્રીહરિપાસેથી ધીમે ધીમે પલાયન કરી ગયા ॥૩૧॥ હે રાજન્! પૂર્વોક્ત પ્રકારે મનુષ્યોથી ન થઈ શકે એવા તીવ્ર તપને તપતા અને ગહન વનમાં વિચરતા આ શ્રીનીલકંઠ ભગવાનને સાત વર્ષ અને એક માસ વીતિ ગયો ॥૩૨॥ ત્યાર પછી ભગવાન્ શ્રીહરિ શકપ્રવર્તક વિક્રમાર્ક નૃપતિના ૧૮૫૬ ના વર્ષમાં, સાઠ સંવત્સરની અંદર વર્તતા શુક્લ નામના સંવત્સરમાં, સૂર્ય દક્ષિણાયનમાં વર્તતાં, શ્રાવણમાસના કૃષ્ણપક્ષની ષષ્ઠી તિથિએ સંગવસમયે ( સૂર્યોદય પછી ષટ્ ઘટિકારૂપ પ્રાતઃકાળ પછીના ષટ્ ઘટિકાત્મક કાળમાં ) માંગરોળ નગરથી



लोजपुरमां वाव्य उपर श्रीनीलकण्ठवर्णिनो मुक्तानन्दस्वामिने प्रथम मेळाप.

प्रेस-मुंबई ]

[ पेन्टर-रंगीलदास.

वृन्दावनेन्दुं हृदि चिन्तयानो निजेष्टदेवं नृप ! राधिकेशम् ॥३५॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे लोजपुरागमन नामा पञ्चाशत्तमोऽध्यायः ॥५०॥

सुव्रत उवाच—तत्रोद्धवावतारस्य रामानन्दमुनेर्नृप ! । मुक्तानन्दादयः शिष्याः पञ्चाशत्त्यागिनोऽवसन् ॥१॥ तेषां सुखानन्दनामा साधुः स्नानार्थमागतः । तत्राद्राक्षीद्ध्याननिष्ठं वर्णिनं तमलौकिकम् ॥२॥ ततस्तपस्विप्रवरं तं नमस्कृत्य सोऽब्रवीत् । कुत आगम्यते वर्णिन्कुत्र वा गम्यते त्वया ॥३॥ श्रीनीलकण्ठ उवाच—उत्तरेभ्यः कोसलेभ्यस्तीर्थानि विचरन्नहम् । यदृच्छयात्राऽऽगतोऽस्मि कस्य

નીકળીને ત્યાંથી ત્રણ કોશ દૂર રહેલા લોજપુરને પામ્યા ॥૩૩-૩૪॥ હે નૃપ ! વર્ણિવર્ય શ્રીહરિ તે પુરને પામીને, પુરથકી બહારના ભાગમાં વર્તતી વાવ્યની પાસે સ્વેષ્ટદેવ વૃંદાવનચંદ્રમા શ્રીરાધિકાકૃષ્ણનું હૃદયારવિંદમાં ધ્યાન ધરતા થકા સગવસમયમાં મુહૂર્ત (બે ઘડી) પર્યંત વિરાજમાન થયા હતા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને પ્રથમપ્રકરણે લોજપુરાગમનનામા પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૦॥

## અધ્યાય ૫૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! તે લોજપુરમાં ઉદ્ધવાવતારભૂત શ્રીરામાનંદમુનિના મુક્તાનંદાદિ પ્રખ્યાત પ્રતાપવાળા પચાશ ત્યાગી-વિરક્ત સાધુ શિષ્યો ગુરૂની આજ્ઞાથી રહેતા હતા ॥૧॥ તેમાંના એક સુખાનંદ સંજ્ઞાના સાધુએ સ્નાન માટે તે વાવ્ય પાસે આવતાં તેના કાંઠામાં ધ્યાનનિષ્ઠ થઇને બેઠેલા, આકૃતિથીજ મનુષ્યોમાં અસંભાવિત મહિમાથી પ્રકાશમાન, અલૌકિક દિવ્યતેજે સંપન્ન એવા વર્ણિવર્ય ભગવાનને ભાળ્યા ॥૨॥ ત્યારપછી તે સુખાનંદ સાધુ તપોનિષ્ઠોમાં શ્રેષ્ઠ એવા શ્રીહરિની સમીપે જઇને અવસર મળતાં તેમને પ્રણામ કરીને એમ બોલ્યા કે-હે વર્ણિન્ ! આપ કયા દેશમાંથી પધાર્યા છો અને કયા દેશમાં પ્રયાણ કરોછો ? તે કૃપા કરીને મને કહો ॥૩॥ એ રીતે પુછ્યું એટલે નીલકંઠવર્ણી બોલ્યા કે-હે સાધો ! મેં જવામાટે નિર્ધારેલો કોઈ પણ દેશ નથી પુણ્ય તીર્થક્ષેત્રોમાં વિચરતો વિ-

शिष्योऽसि कस्य च ॥४॥ मुक्तानन्द उवाच—श्रीमद्रामानन्दमुनेः त्या-
तस्येशतया भुवि । शिष्याः सहस्रशः सन्ति त्यागिनो गृहिणस्तथा
॥५॥ तत्र ये त्यागिनस्तेषु मुक्तानन्दोऽग्रणीरिह । पञ्चशता मत्प्र-
मुखैस्त्यागिभिः सह वर्तते ॥६॥ अत्रागतोऽहं स्नानार्थं विलोक्य
त्वां तपोनिधिम् । तवान्तिकमुपेतोऽस्मि दर्शनार्हस्य योगिनाम्
॥७॥ अस्मज्ज्येष्ठसतीर्थ्योऽपि योगपारं गतोऽस्ति हि । तपस्व्यपि
कृष्णभक्तस्त्वादृशान् द्रष्टुमिच्छति ॥८॥ आज्ञया स्वगुरोरत्र त्वा-

ચરતો યદૃચ્છાથી અત્ર આવ્યો છુ ઉત્તરકોસલ દેશમાથી તીર્થયાત્રામા પ્રવર્ત્યો છુ તમો ત્યાગશીલ સાધુ કેના શિષ્ય છો ? તે મને કહો ॥૪॥ એ રીતે શ્રીહરિના વચનામૃતના શ્રવણપાનથી પ્રહર્ષ પામેલા મુક્તાનદ સાધુ બોલ્યા કે–હે વર્ણિવર ! આ દેશમા રામાનદ નામના મુનિવર્ય પ્રભાવાતિશ યથી ભૂમિમા પરમેશ્વરપણે પ્રસિદ્ધ છે, તેમના ત્યાગશીલ સાધુઓ અને ગૃહસ્થો સહસ્રોસહસ્ર શિષ્યો વર્તે છે ॥૫॥ તેમા જે ત્યાગીઓ છે તેમા અગ્રણી મુક્તાનદ નામના મુનીન્દ્ર હુ આદિક પચાસ સાધુઓની સાથે આ નગરમાજ હમણા રહ્યા છે ॥૬॥ તેમનો અનુયાયી હુ આ વાવ્યમા સ્નાનાર્થ આવતા અલૌકિક તેજોરાશિરૂપ તપોનિધિ તમોને નિહાળીને, દર્શન કર-વાની આકાક્ષાથી આપની પાસે આવ્યો છુ આપના દર્શન મહાયોગિઓ-એપણ સ્પૃહા કરેલા મુદુર્લભ છે ॥૭॥ અમો સર્વે સાધુઓ મધ્યે જ્ઞાનાદિ ગુણોએ વરિષ્ઠ ગુરુભાઈ મુક્તાનદમુનિ છે, તે પણ તપસ્વી–તપમાજ તત્પર અને યોગના પારને પણ પામેલા ( સિદ્ધયોગી ) છે કેવળ સિદ્ધાત્મ યોગી નહિ કિંતુ શ્રીકૃષ્ણની એકાતિક આત્યતિક ભક્તિમા દૃઢ નિષ્ઠાવાળા છે તપનુ તથા યોગનુ ફળતો ભગવાનમા ભક્તિ થવી એજ છે ભક્તિ વિનાના તપ તથા યોગ સિદ્ધ થયા હોય તોપણ તે આત્યતિક કલ્યાણ ક-રનારા થતા નથી ( તપનુ ફળ યોગ અને યોગનુ ફળ ભક્તિ છે એવો અ નુક્રમ જાણવો ) તપસ્વિઓ, યોગિઓ અને કૃષ્ણભક્તો જેમને અતિશય પ્રિય છે એવા મુક્તાનદમુનિ તપસ્વીઓ, યોગીઓ અને કૃષ્ણભક્તોના અગ્રગણ્ય એવા આપના જેવાના દર્શનની બહુ સ્પૃહા રાખે છે ॥૮॥ અ

दर्शा सेवनाय चै । सोऽस्मामिर्वर्तते सार्क दर्शनार्हश्च देहिनाम् ॥९॥ देयं स्वदर्शनं तस्मै भवतापि तपस्विना। नागमिष्यसि चेत्तत्र स एवात्रागमिष्यति ॥१०॥ सुव्रत उवाच—इत्याश्रुत्य वचस्तस्य वर्णिराट् प्राह तं नृप ! । तीर्थयात्राफलं जानंस्तादृग्योगीन्द्रदर्शनम् ॥११॥ ग्रामं पुरं वापि मुने ! प्रविशामि न कर्हिचित् । वृक्षं नवं नवं नित्यं वनेष्वधिवसाम्यहम् ॥१२॥ तथापि तादृग्योगीक्षां सर्वतीर्थतपःफलम् । जानामीति त्वया साकमायाम्यद्य तमीक्षितुम् ॥१३॥

મારા સદ્ગુરૂ શ્રીરામાનંદસ્વામિની એવી આજ્ઞા છે કે-તીર્થોને તીર્થયાત્રાના મિષથી તીર્થરૂપ કરતા તમારા જેવાઓની પરિચર્યા અપ્રમાદથી કરવી, આવી આજ્ઞાવશાત્ હું વિગેરે ગુરૂભાઇઓની સાથે મુક્તાનંદમુનિ આ લોજનગરમાં નિવાસ કરી રહ્યા છે. મનુષ્ય દેહધારી સર્વે કોઇએ તેઓ દર્શન કરવા યોગ્ય છે ॥૯॥ મહાતપસ્વી તમો પણ તપસ્વિસામાન્ય દૃષ્ટિથી તે મુક્તાનંદજીને યોગિજનોને પ્રિય એવું તમારૂં દર્શન દેવાને યોગ્ય છો. ગામમાં બહુ જનસમાજથી વિમુખ થઇને જો તમો નહિ આવો તો મેં નિવેદન કરેલુ આપનું ઉત્તમ વૃત્તાંત સાંભળીને તુરત તેઓ અત્ર આવશે ॥૧૦॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! વર્ણિરાજ શ્રીહરિ આવું સુખાનંદ સાધુનુ મધુર વચન સાંભળીને, 'મુક્તાનંદમુનિ જેવા યોગિરાજનુ દર્શન તીર્થયાત્રાના પરમ ફળરૂપ છે' એમ માનીને તેમના પ્રત્યે એમ બોલ્યા કે—હે મુને! હું ગામમાં કે પુરમાં ક્યારેયપણ પ્રવેશ કરતો નથી, કારણ કે મારે ગામ નગરમાં પ્રવેશ કરવાનું પ્રયોજન નથી. ઉલટુ ગ્રામરસિક કે નગરરસિક જનોને તો અમો તપઃપ્રિય હોવાથી વિઘ્નરૂપજ માનીએ છીએ. કોઈ વનમા પણ અમોને નિયતનિવાસ પ્રિય નથી, નિયત નિવાસ નામ પડે તો તે અમોને અતિ અપ્રિય અનાથ છે. વનવાસમા પણ અમો નિત્ય નવા નવા વૃક્ષમૂળમાં નિવાસ કરીને દિન નિર્ગમન કરતા આવીએ છીએ. તીર્થક્ષેત્રના યોગથી તો કદાચિત્ ગામનો કે પુરનો પ્રસગ અમારે આવે છે. ગામમાં કે પુરમાં હું પ્રવેશ કરતો નથી તોપણ તેવા યોગીન્દ્રનાં દર્શન તો તમામ તીર્થોથકીપણ અત્યધિક છે અને સર્વ તીર્થયાત્રાનું

इत्युक्त्वा सद्य उत्थाय साकं तेन तदाश्रमम् । आयात्प्रत्युद्गम
तस्य मुक्तानन्दादयो व्यधु· ॥१४॥ स तांस्ते त नमस्कृत्य यथोचि
तमुपाविशन् । सर्वेऽपि सन्तस्तं वीक्ष्य प्रापुराश्चर्यमेव ते ॥१५॥
जाज्वल्यमान तपसा मनोनयननन्दनम् । पश्यन्त· शान्तमूर्तिं त
बहुधा ते व्यतर्कयन् ॥१६॥ अहो ! ! तपस्विनो दृष्टा बहवो योगि
नो भुवि । ईदृशस्तु न कोऽप्यक्षि न श्रुतोऽप्यत्र साम्प्रतम् ॥१७॥
केदमुग्र तपः केद बालखेलोचित्त वयः । ततः साधारणो नाय

ફળ પણ એજ છે માટે તે મુક્તાનંદ યોગીના દર્શન કરવા આજ તમારી સાથે હું ગામમા આવુછુ ॥૧૧-૧૩॥ હે રાજન્ ! નીલકંઠવર્ણી આ પ્રકારે કહીને તેજ ક્ષણમા ઉઠીને સુખાનંદ સાધુસાથે મુક્તાનંદમુનિના મઠમા પધાર્યા વર્ણીવર્યને સમીપમા આવતા જોઇને, તેમના અદૃષ્ટપૂર્વ તેજથી 'કોઈ પણ આ મહાત્મા છે' એવો વિનિશ્ચય કરીને, મુક્તાનંદાદિ મુનિઓ ઉઠીને એકદમ સન્મુખ આવ્યા ॥૧૪॥ તે પછી વર્ણીન્દ્રે મુક્તાનંદાદિ મુનિ ઓને વિનય પ્રદર્શન પૂર્વક પ્રણામ કર્યો મુનિઓએપણ વર્ણીન્દ્રને પ્રણામ કર્યો આ પ્રકારે પરસ્પર પ્રણામ કરીને યથાયોગ્ય બેઠા તે સર્વે સાધુઓ વર્ણીન્દ્રનુ નિરીક્ષણ કરીને પરમ વિસ્મયને પામી ગયા ॥૧૫॥ અસાધારણ દિવ્ય તપથી દેદીપ્યમાન જેમનો તેજોરાશિ કોઈનાથી પણ પરાભવ થાય એવો નથી, સર્વ કોઇની ઉપર સુહૃદ્‌ભાવ સૂચવનારા પ્રશાંતગંભીર આકૃતિસન્નિવેશથી સર્વ કોઇએ સમાશ્રય કરી શકાય એવા, પ્રકૃતિથી સર્વના મનોનયનને આનંદ દેનારા એવા શ્રીહરિને નિરખીને તે મુનિઓ વિવિધ પ્રકારના વિતર્ક કરવાપૂર્વક પરસ્પર કહેવા લાગ્યા ॥૧૬॥ વિતર્કનો પ્રકાર કહેછે—અહો ! ! આપણે પૃથ્વી ઉપર બહુ બહુ તપસ્વીઓ અને યોગીઓ દીઠા છે પરતુ આ વર્ણીવર્ય જેવા તો આ લોકમા ક્યારેય પણ કોઈ પણ દીઠા નથી તેમ સાંભળ્યા પણ નથી ॥૧૭॥ આ વર્ણીમા વર્તતુ તપ ક્યા ? અને દેખાતુ કિશોર વય ક્યા ? આ બન્નેની અનુરૂપતા નથી અધિક અંતર છે, કેમકે—આ વર્ણીનુ વય તો બાળલીલાને ઉચિત છે અને તપતો અતિ ઉગ્ર છે, માટે મનુષ્યમા આ સંભવતુ નથી તો આ

पुमान् काऽप्यस्ति देवता ॥१८॥ सूर्यश्चन्द्रोऽथवा वह्निः कुमारो वा नराकृतिः । श्रुतो निरन्नमुक्तो वा मूर्तिमत्तप एव वा ॥१९॥ अस्तु यः कोऽपि दिष्ट्याऽद्य दृष्टोऽस्माभिस्तपोनिधिः । सेवयाऽस्यास्मदुपरि श्रीस्वामी तोषमेष्यति ॥२०॥ इत्थं वदन्तस्ते तस्य परिचर्यां प्रचक्रिरे । मुक्तानन्दः स्वागतादि पृष्ट्वाऽऽतिथ्यमकारयत् ॥२१॥ वर्णिराजोऽपि तान्साधून्कलावपि जितेन्द्रियान् । धिया सुशीलान्निश्चित्य स्वसङ्गार्हानमन्यत ॥२२॥ ततो मुक्तानन्दसंज्ञं

---

વર્ણીન્દ્ર મનુષ્યસજાતીય તો છેજ નહિ. દેવવર્ગની અંદરના કોઈ હોવા જોઇએ. દેવતાઓમાં પણ તેમનું અસાધારણપણું વિચારવાપૂર્વક વિતર્ક કરે છે—આ વર્ણીન્દ્ર અખિલ લોકને સહસ્ર કિરણોવડે પ્રકાશ કરનારા નરાકૃતિ સાક્ષાત્ સૂર્યદેવ હશે ? કે અમૃતમય કિરણોવાળા, સમગ્ર જનના નયનને આહ્લાદ આપનારા, તેજોરાશિરૂપ પ્રત્યક્ષ નરાકાર ચંદ્રમા હશે ? કે અગ્રે (પરપદપર્યંત) લઈ જવારૂપ ગુણયોગથી સર્વ જનોએ પૂજવા યોગ્ય પ્રત્યક્ષ મનુષ્યાકાર અગ્નિદેવ હશે ? કે શંભુના તેજના પરિણામરૂપ નરાકૃતિ કુમાર–કાર્તિકસ્વામી અથવા સનત્કુમાર હશે ? કે તેતે લોકમાં શ્રવણ થતા નિરન્નમુક્તોની અંદરના કોઈ મુક્તરાજ હશે ? કે જગતની અંદર વર્તતા દેવતાઓ તથા ઋષિઓનું સમગ્ર તેજ પુંજરૂપ થઇને મૂર્તિભૂત થઈ આવા દિવ્ય માનુષરૂપે પ્રકાશે છે કે શું ? આની અંદરના અવિતર્ક્ય વૈભવવાળા ભલે ગમે તે કોઈ હશે પરંતુ આવા તપોનિધિનાં આપણને આજ પ્રત્યક્ષ દર્શન થયાં તેતો આપણા મહાભાગ્યના ઉદયથી થયાં. તે આ નીલકંઠ વર્ણીન્દ્રની સેવા કરવાથી આપણા સ્વામી શ્રીરામાનંદમુનિ આપણા બધાયની ઉપર બહુ રાજી થશે ॥૧૮-૨૦॥ હે રાજન્ ! આ પ્રકારે વિતર્કપૂર્વક પરસ્પર ભાષણ કરતા તે સર્વે સાધુઓ શ્રીહરિની પરમ પ્રીતિથી પરિચર્યા કરવા લાગ્યા. મુક્તાનંદ મુનિએ તો વર્ણીન્દ્રનું યથાયોગ્ય સ્વાગતાદિ પ્રશ્નપૂર્વક આતિથ્ય કરાવ્યું ॥૨૧॥ વર્ણિરાજ પણ તે આ સાધુઓને દોષનિધિ કલિકોલાહલમાં પણ (જેમાં જીતેન્દ્રિયનું શ્રવણ પણ સુદુર્લભ છે એવા) હૃદયમાં નહિ ક્ષોભ પામતા વિજીતેન્દ્રિય અને સુશીલ સ્વમનથી નિશ્ચય ક-

तं महान्तं परीक्षितुम् । स वटुर्विनयेनैव पृच्छति स्म बुभुत्सुवत् ॥२३॥ श्रीनीलकण्ठ उवाच—महामुनेऽतिसुज्ञोऽसि सम्मतोऽसि सतामपि । पृच्छामि यदहं तस्य कर्तुमुत्तरमर्हसि ॥२४॥ रूपाणि जीवेश्वरयोर्मायाया ब्रह्मणस्तथा । परस्य ब्रह्मणश्चाहं विवित्सामि पृथक् पृथक् ॥२५॥ सुव्रत उवाच—सूक्ष्मं प्रश्नमिति पृष्टः स मुनिस्तेन

---

રીને, પોતાને સમાગમ કરવા યોગ્ય માનવા લાગ્યા ॥૨૨॥ ત્યારપછી વર્ણીન્દ્રે તે આ મુક્તાનંદ મુનિને સાધુ સદ્‌ગુણની સંપત્તિથી સર્વ સાધુઓની અપેક્ષાએ પણ અતિ મોટા જાણીને, તત્ત્વવિજ્ઞાનમાં તેમના મતનો સંવાદ (પોતાના મત સાથે મેળવવા) કરાવા, તેમનો આશય સર્વેથા સંશય વિનાશપૂર્વક વિનિશ્ચય કરવા, સ્વયં સ્વતઃ સર્વજ્ઞ છે તથાપિ જીજ્ઞાસુ જનની પેઠે વિનયથીજ કોઈ પ્રશ્ન પુછયો ॥૨૩॥ શ્રીનીલકંઠ બ્રહ્મચારી પુછે છે—હે મહામુને !—આત્મસ્વરૂપના મનનશીલ મુનિઓમાં તમો મહાન્ મુનિ છો અને તમો તત્ત્વનું યથાર્થપણું સારી રીતે સમઝો છો. સદ્‌ગુરૂના સદુપદેશથી અને બહુ સંતોને સદર્થનો અવબોધ આપતા હોવાથી તમો અતિશય સુજ્ઞ છો. વેદ, શ્રુતિ અને સંતો આ ત્રણ પ્રમાતા (સર્વાર્થને પ્રમાણ કરનારા) છે તેમાં જે પ્રમાતા સંતો છે તેમણે પણ તમો બહુ માન્ય કરેલા છો એટલે પ્રમાણરૂપ ગણેલા છો, માટે તમોને હું જે પુછું તેનો ઉત્તર આપવાને યોગ્ય છો ॥૨૪॥ મેં એમ સાંભળ્યું છે કે—બ્રહ્મ, પરંબ્રહ્મ, જીવ, ઈશ્વર અને માયા આ પાંચ ભેદો છે; તેનાં રૂપ—સ્વરૂપને નિરૂપણ કરનારાં લક્ષણો જુદાં જુદાં જાણવા માટે હું ઈચ્છુંછું. યદ્યપિ અન્ય સ્થળમાં (શિક્ષાપત્રીમાં) 'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्' આ વચનથી જીવ માયા અને પરંબ્રહ્મ એમ ત્રણજ તત્ત્વો નિરૂપણ કર્યાં છે; તથાપિ નિત્ય, મુક્ત અને બદ્ધ એવા ભેદથી ત્રણ પ્રકારે ભેદ પામેલા જીવાત્માઓને એક જીવકોટિથીજ સંગ્રહ કરીને તેવો વિભાગ કર્યો છે માટે કશો વિરોધ નથી, એટલે આ સ્થળે ઈશ્વરપણે અને બ્રહ્મપણે વિભાગ કરેલાઓનું જીવાત્મવર્ગથકી પાર્થક્ય નથી (પરમાત્માથકી ભિન્ન ચેતનમાત્રને જીવાત્મા શબ્દથી કહી શકાય છે માટે જે બદ્ધ હોય એજ જીવાત્મા કહેવાય એમ ન સમઝવું)

वर्णिना। यथाश्रुतं गुरुमुखात्तथोवाच तदुत्तरम् ॥२६॥ मुक्तानन्दमु निरुवाच—स्थूलादिदेहत्रितयमानखादाशिखं च यः । व्याप्येन्द्रि-

માટે વિરોધ નથી એવો વિભાગ તો કહેવા ઇચ્છેલા વિભાજક ધર્મને આધીન છે વસ્તુતાએતો વિભાગ વાસ્તે આ પ્રવૃત્તિજ નથી પરતુ તેના તેના સ્વરૂપની જીજ્ઞાસાથી છે માટે કશો વિરોધજ નથી ॥૨૫॥ સુવ્રતકવિ કહે છે—હે રાજન્! શ્રીનીલકંઠવર્ણીએ આ પ્રકારે સૂક્ષ્મ-એક શાસ્ત્રથીજ જાણવાયોગ્ય તત્ત્વનુ અવલબન હોવાથી સર્વ સુગમ નહિ એવા પ્રશ્ન પ્રત્યે પુછેલા તે મુક્તાનદ મહામુનિએ સદ્‌ગુરુ શ્રીરામાનદમુનિમુખથી જેમ સાભળ્યુ છે તે સાભળવાને અનુસારેજ તેનો ઉત્તર આપવાનો આરભ કર્યો ॥૨૬॥

મુક્તાનંદમુનિ કહેછે—જીવાત્મા અને પરમાત્મા એવા ભેદથી આત્મા બે પ્રકારનો છે, તેમા પરમાત્મા 'પરબ્રહ્મ' એમ કહેવાય છે આ પરમાત્માના દાસભૂત, તેનાથી અત્યત ભિન્ન એવા બીજા સર્વે આત્માઓ 'પ્રત્યગાત્મા' શબ્દથી નિર્દેશ થાય છે, તે પ્રત્યગાત્માઓ નિત્યમુક્તો, મુક્તો અને બદ્ધો એવા ભેદથી ત્રણ પ્રકારના છે, તેમા જે બદ્ધો છે તે 'જીવ' એવી પરિભાષાથી નિર્દેશ કરાય છે, તે જીવાત્માનુ સ્વરૂપ પ્રથમ યથાપ્રશ્ન નિરૂપણ કરૂછુ—હે વર્ણિસત્તમ! જે જીવાત્મા આ સ્થૂલ દેહમા તથા પ્રાણ ઇન્દ્રિયોના અધિષ્ઠાનરૂપ, ભૂતસૂક્ષ્મમય, આ લોક પરલોકમા પણ પ્રલય પર્યંત અનુવર્તતા, એવા સૂક્ષ્મ દેહમા તથા માયામય, વાસનામાત્ર જેમા વિશેષ છે, મોક્ષ ન થયો હોય ત્યાસુધી પ્રલયમા પણ અનુવર્તતા, એવા કારણ દેહમા વ્યાપીને વર્તે છે તેમા સ્થૂલ શરીરમા તો નખને આરભીને શિખાપર્યંત પોતાની ચૈતન્યપ્રભાથી વ્યાપીને ઇન્દ્રિયો અત કરણે કરીને વિવિધ કાયિક વાચિક માનસિક ક્રિયાઓને કરેછે, તે આ જીવાત્મા કર્માધીનપણે પ્રત્યેક યોનિમા અનુપ્રવેશ કરેછે અથાપિ જનનમરણાદિ દેહધર્માથી પોતે લેપાતો નથી પોતે અજ—અજન્મા, નિત્ય—અવિનાશી, શાશ્વત પ્રકૃતિપેઠે પરિણામે રહિત અને અનંશ—અવયવે રહિત છે, માટેજ અચ્છેદ્ય—અભેદ્ય આદિક લક્ષણ—સ્વભાવ જેનુ છે છેદન—દહન—કલેદનાદિને યોગ્ય જે છે તે સર્વે સાવયવ દેખાય છે નિરવયવ એવા આત્મામા

यान्तःकरणैः करोति विविधाः क्रियाः ॥२७॥ अजो नित्यः शाश्वतश्च निरंशश्च प्रकाशकः । सोऽच्छेद्यादिगुणो ज्ञेयो जीवात्मा वर्णिसत्तम ! ॥२८॥ देहत्रये विराडादौ व्याप्योत्पत्तिस्थितिक्षयान् ।

તે છેદનાદિ ઘટતું નથી. તથા ચૈતન્યસ્વભાવ હોવાથી સ્વયંપ્રકાશ છે. એવી રીતે બ્રહ્માંડોદરમાં ચાર પ્રકારની યોનિને પામેલા અને કર્માનુસારે સુખ દુઃખના સબન્ધવાળા જે છે તે 'જીવો' આ પ્રકારે નિર્દેશ કરાય છે. તેમાં શ્રુતિ સ્મૃતિ છે—'न जायते म्रियते वा कदाचित्' 'नित्यो नित्यानां' 'अविनाशि तु तद्विद्धि' 'अजो नित्यः शाश्वतोऽयं पुराणो' 'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः । क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ! । अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्यः' ઈત્યાદિ. આનો તાત્પર્યસંગ્રહ એવો છે કે–जीवो ज्ञानघनः स्वतोऽनवयवः शस्त्राग्निवाय्वम्बुभिर्न प्राप्यो विकृतिं परं गुणमयीं मायां भजन् कर्मभिः । देहे तद्विकृतौ तयैव गमितस्तद्वासनामोहितस्तद्धर्मैरुपलक्षयन् जनिमुखैः स्वं चेष्टतेऽतद्विधः ॥१॥ देहाद्व्याप्यादिभिन्नः करणनिचयतश्चक्षुरादेश्च भिन्नो भिन्नः प्राणाद्य जीवो जनिमरणजरावर्जितः स्वप्रकाशः । विज्ञानात्मा प्रकृत्या चिरपरिचितया तत्र तत्रोपनीतो देहान् साक्षांस्तु तांस्तान् नयति पथि रथान् योजिताश्वान् रथीव ॥२॥ ॥२७-२८॥ યદ્યપિ પરબ્રહ્મનુંજ સર્વેશ્વરપણું કહ્યું છે, કેમકે પરબ્રહ્મનુંજ 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति' આ શ્રુતિ જગતના જન્માદિ કારણપણે લક્ષણ કરે છે, એટલે જે જગતનું કારણ છે તે પરબ્રહ્મ છે. જગતના કારણપણામાં ઉપયોગી જ્ઞાન શક્તિ આદિક ગુણો જે 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' ઈત્યાદિ શ્રુતિમાં શ્રવણ થાયછે તે પરબ્રહ્મથકી અન્યમાં ઘટતા આવતા નથી. 'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः' ઈત્યાદિ શ્રુતિઓ જે આનંદમય પરબ્રહ્મ છે એજ સર્વના પ્રશાસક છે એમ શ્રવણ કરાવેછે. વાજીસંહિતાના અંતમાં પરબ્રહ્મનું નિરૂપણ કરવા પ્રવર્તેલી ઉપનિષદ્ પણ 'ईशावास्यमिदं सर्वं' એમ બ્રહ્મને ઈશપણેજ નિરૂપણ કરે છે. 'स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज-

करोति जगतां यस्तु सर्वज्ञो ज्ञेय ईश्वरः ॥२९॥ जन्मक्षेत्रं च जीवा-

नितां न चाधिपः' 'पतिं विश्वस्यात्मेश्वर' ઇત્યાદિ શ્રુતિઓ પરબ્રહ્મનુ સર્વેશ્વરપણુ શ્રવણ કરાવેછે નિરતિશય બૃહત્વ (મોટાપણુ) રૂપ પરબ્રહ્મપણુ નિરતિશય ઐશ્વર્યયોગ હોય તોજ ઘટતું આવે, માટે પરબ્રહ્મજ એક નિરૂપાધિક ઈશ્વર છે બીજી માનુષયોનિમાં ઈશ્વરપણાનો વ્યવહાર થાય છે તેતો ઔપચારિક હોઇને અપ્રયોજક (અમુખ્ય) છે આવી વસ્તુસ્થિતિ છે; તથાપિ સમસ્ત ચેતનાચેતન જેનુ શરીર છે એવા પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ આ જગતને સર્જવાસારૂ જે ચેતનવિશેષમા અનુપ્રવેશ કરીને મહત્તત્ત્વને આરભીને બ્રહ્માડપર્યતની સમષ્ટિસૃષ્ટિને સર્જે છે તે ચેતન વિશેષ કે જેમાં સ્વસાધારણ સકળ જગતકારણરૂપ ઐશ્વર્યે વિશિષ્ટ એવા તે પરમાત્માએ અનુપ્રવેશ કર્યો છે અને પરમાત્મકર્તૃક સૃષ્ટિવ્યાપારમા જે દ્વારભૂત છે અને પરમાત્માના ઈશ્વરપણાથી જે ઉપલક્ષિત (યુક્ત) છે તેનો ઈશ્વરપણાથી વિભાગ કરે છે, એમ કહેવાના અભિપ્રાયથી ઈશ્વરને નિરૂપણ કરેછે—આ પ્રકારે કહેવાથી ચતુર્મુખાદિકને પોતપોતાના ભુવનના અધિપતિપણારૂપ ગુણુયોગથી ઇશ્વરપણે કેમ ગણ્યા નહિ? એવી શકાનો અવકાશ નથી, વિશેષ અર્થ ચતુર્થ પ્રકરણમા સ્પષ્ટ થશે **મૂળાર્થ**—અવ્યાકૃત, સૂત્ર અને વિરાટ નામના ત્રણ દેહમાં (અવ્યક્ત-મહત્-અહકારાદિ વિશેષ સમુદાયરૂપ જે બ્રહ્માડ તે રૂપ) વ્યાપીને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયને જે કરે છે તે સર્વજ્ઞ (ઉત્પત્ત્યાદિકને જાણનારા) ઇશ્વર કહ્યા છે. આ સ્થળે આવો તાત્પર્યસગ્રહ છે—नानालोकविचित्रयोनिनिचयैर्व्यैकैर्यदण्ड भृत साहङ्कारचय च यन्महदभिख्यात तु सूत्रात्मना । यद्वाव्याकृतमस्य बीजमपि तैः स्थूलादिदेहैयुत. सोऽयं हीश्वर उच्यते ननु विराट् सर्वेश्वरात्मस्वतः ॥१॥ ॥२९॥ માયાનું સ્વરૂપ કહે છે—જે આ માયા છે તે પરમાત્માની આશ્ચર્યકારી કાર્ય કરનારી કોઈ શક્તિ વિશેષરૂપ છે. તથા સ્વત અજ એવા પણ જીવાત્માઓને પોતાના પરિણામ રૂપ કરણ કલેવરનો સયોગ સપાદન કરી આપનારી હોવાથી જન્મક્ષેત્રરૂપ છે એટલે જેમ બીજરૂપ ઉદ્ભિજ્જોને પૃથ્વી છે તેમ નિત્ય એવાપણ

नामनादिश्चिज्जडात्मिका । तमोमयी हरेः शक्तिः कार्यकारणरूपिणी ॥३०॥ गुणत्रयात्मिका चाजा या चोक्ताऽज्ञानसंज्ञिका । सा

જીવોના સ્થૂલાદિ દેહ ધારણપણે પ્રાદુર્ભાવ પામવા ક્યારારૂપ છે. જન્મ ઉપરથી સ્થિતિ પ્રલયપણુ લઈ લેવા એટલે ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના ક્ષેત્રરૂપ છે, 'एषा माया भगवतः सर्गस्थित्यन्तकारिणी' એમ ભાગવતમાં કહ્યું છે. આ માયા અનાદિ-ધ્રુવ (નિત્ય) છે, 'अष्टरूपामजां ध्रुवां' 'प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि' એવી શ્રુતિ સ્મૃતિ છે. તથા જડચિદાત્મિકા છે. ગુણમય હોવાથી સ્વતઃ જડપણું છે અને સંસારને પામશે એવો ચિદ્વર્ગ ગર્ભમાં છે માટે ચિદાત્માપણું છે અથવા પોતાની અભિમાની દેવતાઓએ અધિષ્ઠિત હોવાથી ચિદાત્મિકા છે. તથા તમોમયી છે એટલે સર્વ પ્રાણીઓ તમ (અંધકાર)માંજ જેમ એમ સર્વના મૂળભૂત અને ગુણસામ્ય જેનું લક્ષણ છે એવી માયામાં વિલીન થએલા જીવો વિલુપ્ત વિજ્ઞાનવાળા થઈ ગયા હોય ને શું ? એવા થઈ જાય છે માટે તેને તમોમયી કહેછે, 'माया च तमोरूपा' એવી શ્રુતિ છે. તથા શ્રીકૃષ્ણની શક્તિરૂપ છે, 'ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्' 'स्वशक्त्या मायया युक्तः सृजत्यत्ति च पाति च' 'परस्य ब्रह्मणः शक्तिस्तथेदमखिलं जगत्' એવી શ્રુતિ સ્મૃતિ છે. તથા કાર્યકારણરૂપિણી છે-મહત્તત્ત્વ-અહંકારાદિ કાર્યરૂપથી અને અવ્યક્તાદિ કારણરૂપથી પોતેજ વર્તેછે માટે કાર્યકારણરૂપિણી છે, 'प्रकृतिर्या मयाख्याता व्यक्ताव्यक्तस्वरूपिणी' 'स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया । सदसद्रूपया चासौ गुणमय्याऽगुणो विभुः' એવી સ્મૃતિ છે. તથા સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણસામાન્ય લક્ષણવાળી અને સર્વ વિકારનું મૂળ હોવાથી પોતે તો અજ-સનાતની છે, 'गौरनाद्यन्तवती सा जनयित्री भूतभाविनी सिताऽसिता च रक्ता च' 'अजामेकां लोहितशुक्लकृष्णां' એવી શ્રુતિ છે. (લોહિતાદિ શબ્દોથી સત્ત્વ રજ અને તમ ગુણ કહ્યા છે) તથા જેને વિજ્ઞાનવિરોધિની હોવાથી અજ્ઞાનશબ્દથી કહી છે, 'विकारजननीमज्ञाम्' 'अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः' એવી શ્રુતિ સ્મૃતિ છે, આવા લક્ષણવાળી

**मायेति त्वया ज्ञेया यां तरन्त्याश्रिता हरेः ॥३१॥ सत्यं ज्ञानमनन्तं च पूर्णं चाखण्डमक्षरम् । धाम यद्वासुदेवस्य मूर्तं चामूर्तमुच्यते**

માયા તમારે જાણવી આ દુરત્યય માયાનું સતરણ ભગવદાશ્રયથીજ થાય છે પણ બીજા કોઈ પ્રકારથી થતું નથી, 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' 'नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम्' એવી સ્મૃતિ છે આ સ્થળે એવો આશય સંગ્રહ છે— मायाशब्दाभिलप्या विविधगुणमयाश्चर्यकार्यावहत्वात् तादृग्याल्कार्योपयोगाज्जगदुदयकृतो ब्रह्मणः सर्गशक्तिः । ज्ञानालोकप्रकाशप्रतिहतिकरणात्सा तम शब्दवाच्या नित्यस्याप्यात्मनः सा भवति जनिपदं देहयोगोपधानात् ॥१॥ सेयं सत्त्वरजस्तमोगुणमयी नानाविकारप्रसूर्नित्याऽजा स्वगुणैर्विमोहजननाद्ज्ञानसंज्ञान्विता । माया ब्रह्मपुरोगमैरपि सुराधीशैरलङ्घ्या तथाप्येषा श्रीहरिपादसंश्रयजुषां नृणां सुलङ्घ्या तु सा ॥२॥ ॥૩૦-૩૧॥ હવે બ્રહ્મનું લક્ષણ કહે છે—સત્ય-અવિકારી સ્વભાવ હોવાથી તથા સ્વરૂપ સ્વભાવથી સદા એકરૂપ હોવાથી સત્યશબ્દથી વાચ્ય. માટેજ અક્ષરશબ્દથી વાચ્ય જ્ઞાન-અજડ હોવાથી તથા અસંકુચિત જ્ઞાન હોવાથી જ્ઞાનશબ્દથી વાચ્ય અનંત-દેશપરિચ્છેદે રહિત પૂર્ણ-વ્યાપક અખંડ-નિરવયવ એવું જે આ અક્ષર બ્રહ્મ છે તે ભગવાન્ વાસુદેવના ધામરૂપે વર્તતાં કરચરણાદિ અવયવોએ રહિત હોવાથી અમૂર્ત અને કરચરણાદિ દિવ્ય આકૃતિએ વિશિષ્ટ એવા બીજા રૂપથી સેવામાં વર્તતાં મૂર્તપણ કહ્યું છે શુદ્ધ-અપહતપાપ્મ (નિર્દોષ) નિત્ય-દેહયોગકૃત જન્મ જરા મરણાદિકે વર્જીત અવિકારિ-માટેજ જરામરણાદિ વિકારે વર્જીત માયાને પ્રકાશ કરનારૂં એટલે વ્યક્ત અવસ્થાને કરનારૂ ( કારણ કે પુરુષાત્મના જગત્સૃષ્ટિને કરનાર છે ) છે તે આ 'બ્રહ્મ' આ પ્રકારે જાણવું. આ બ્રહ્મ સર્વ કાર્ય વર્ગના આધારભૂત છે બ્રહ્મમાં જે આ સત્યત્વાદિ વિશેષણો આપ્યાં છે તે પરબ્રહ્મના શેષ ( દાસ )પણે સહિત છે માટે પરબ્રહ્મના જે અસાધારણ સત્યત્વાદિ વિશેષણો છે તેનાથી આ જુદાં જાણવાં, કારણ કે પરબ્રહ્મનાં અસાધારણ સત્યત્વાદિ વિશેષણો તેના શેષભૂત બ્રહ્મમાં સંભવતાં નથી. આ સ્થળે એવો

॥३२॥ शुद्धं नित्यं चाविकारि मायादीनां प्रकाशकम् । तद्ब्रह्मेति विजानीहि सर्वाधारतया मतम् ॥३३॥ नारायणो वासुदेवः स्वतन्त्रः स्वप्रकाशकः । आनन्ददिव्यमूर्तिश्च विष्णुः कृष्णोऽच्युतोऽव्ययः

તાત્પર્યસંગ્રહ છે—मूर्तामूर्तात्मना द्वे निगमनिगदिते यस्य रूपे सदा स्वः संविद्रूपं विशुद्धं ननु भवति निजं ह्यक्षरं यस्य रूपम् । यद्भासा भाति सर्वं तपनशशिमुखा भान्ति यस्मिन्न जातु ब्रह्माख्यं नित्यमेकं खलु भवति परब्रह्मणो दिव्यधाम ॥१॥ ॥૩૨-૩૩॥ હવે ચાર શ્લોકથી પરંબ્રહ્મનું લક્ષણ કહેછે—જીવાદિકથી પર એવા તે અક્ષર બ્રહ્મથકી પર પરંબ્રહ્મ નારાયણ છે. જે સમસ્ત ચેતન અચેતનના અંતર્યામી છે એજ નારાયણ કહેવાય છે, 'अंतर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' એવી શ્રુતિ છે. સર્વમાં નિવાસ કરીને જે રહેલા છે તથા સર્વ જગત્ જેમાં નિવાસ કરીને રહેલું છે માટે વાસુદેવશબ્દથી સ્મૃતિમાં કહેલા, 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते' એવી નિરુક્તિ કરી છે. પોતાથકી બીજા બધાના નિયંતા હોવાથી સ્વયં સ્વતંત્ર છે, 'न तस्येशे कश्चन' 'भूतेषु चान्तर्हित आत्मतन्त्रः' એવી શ્રુતિ સ્મૃતિ છે. સ્વપ્રકાશૈકસ્વરૂપ જેમનું છે, 'तं देवा ज्योतिषां ज्योतिः' એવી શ્રુતિ છે. આનંદમય દિવ્ય મૂર્તિ જેમની છે, 'आनन्दमात्रकरपादमुखोदरादिः' એવી સ્મૃતિ છે. સર્વત્ર વ્યાપ્તિ હોવાથી વિષ્ણુશબ્દથી વાચ્ય, 'यस्माद्विष्टमिदं सर्वं तस्य शक्त्या महात्मनः । तस्मादेवोच्यते विष्णुर्विशेर्धातोः प्रवेशनात्' એમ વિષ્ણુપુરાણમાં કહ્યું છે. અથવા દેશ કાળ વસ્તુ પરિચ્છેદે રહિત હોવાથી વિષ્ણુ, 'व्याप्य मे रोदसी पार्थ ! कान्तिरभ्यधिका स्थिता । क्रमणाद्वाप्यहं पार्थ ! विष्णुरित्यभिसंज्ञितः' એમ મહાભારતમાં કહ્યું છે. આનંદમય હોવાથી કૃષ્ણશબ્દથી વાચ્ય, 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः' એવી નિરુક્તિ કરી છે. સમાશ્રિતના સંરક્ષણરૂપ મતથી ચ્યુતિ-ભ્રષ્ટ નહિ થનારા અથવા આશ્રિતોને ચ્યુતિ નહિ કરનારા તે અચ્યુત કહેવાય, 'शाश्वतं शिवमच्युतं' 'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा' એવી શ્રુતિ સ્મૃતિ છે. સ્વરૂપ અને સ્વભાવથી અન્યથા-

॥३४॥ सर्वज्ञः सत्यसङ्कल्पः सर्वकर्मफलप्रदः । अन्तर्यामी सर्वशक्तिसेवितः परमेश्वरः ॥३५॥ सर्वत्रैवान्वितः शक्त्या व्यतिरिक्तः स्वतः स्थितः । नियन्ता कालमायादेः सर्वकारणकारणम् ॥३६॥

ભાવરૂપ વ્યયે રહિત હોવાથી અવ્યયપણે રહેલા, 'अजरोऽमरोऽव्ययः' 'विभर्त्यव्यय ईश्वरः' એવી શ્રુતિ સ્મૃતિ છે. જે સર્વજ્ઞ અને સત્યસંકલ્પ છે (જેના સંકલ્પને કોઈપણ રોકી શકે . નહિ) 'यः सर्वज्ञः सर्ववित्' 'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः' 'सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે. અંતર્યામી–સર્વની અંદર રહીને નિયમન કરનારા, 'स त आत्माऽन्तर्याम्यमृतः' 'जनानां सर्वात्मा' 'सर्वस्य चाहं हृदि सन्निविष्टः' એવી શ્રુતિ સ્મૃતિ છે. અંતર્યામી છે માટેજ જે વસ્તુગત્યા ઇન્દ્રાદિ યજનરૂપ સર્વ કર્મોવડે આરાધ્ય અને સ્વયં સર્વકર્મ ફલપ્રદ છે, 'यो विदधाति कामान्' 'फलमत उपपत्तेः' 'मयैव विहितान् हि तान्' એવી શ્રુતિ સૂત્ર અને સ્મૃતિ છે. સર્વ શક્તિઓએ સમન્વિત, 'परास्य शक्तिर्विविधैव श्रूयते' એવી શ્રુતિ છે. અથવા મૂર્તિ વિશેષને પામેલી રાધા રમા જયા આદિક શક્તિઓએ સેવેલા, 'जयासुशीलाललितामुखानां वृन्दैः सखीनां सह राधया च । समर्च्यमानं रमया च भामाकलिन्दजाजाम्बवतीमुखानाम्' એમ સ્કંદપુરાણમાં કહ્યું છે. પરમેશ્વર (સર્વેશ્વર) 'तमीश्वराणां परमं महेश्वरम्' 'समस्तशक्तिः परमेश्वराह्वयः' એવી શ્રુતિ સ્મૃતિ છે. આ સમસ્ત ચિદચિત્ પ્રપંચમાં જે સ્વયં અંતર્યામીભાવરૂપ શક્તિથી સમન્વિત (અન્વય પામીને રહેલા) અને સ્વયં દિવ્ય આનંદમય આકારથી અક્ષરધામમાં વ્યતિરેકપણે રહેલા છે. કાળ પ્રકૃતિ પુરુષો અને અક્ષર આદિકના અંતરાત્માપણે જે નિયંતા છે. માટેજ જે સર્વ કારણના કારણ છે એટલે કાળ માયાદિકને પણ નામ રૂપના વિભાગની પ્રાપ્તિરૂપ વ્યક્ત અવસ્થા કરનાર હોવાથી કારણ છે, 'ज्ञः कालकालः' 'प्रधानक्षेत्रज्ञपतिः' 'सर्वस्य वशी सर्वस्येशानः' એવી શ્રુતિ છે. માટેજ આ 'પરમાત્મા' એવા પ્રકારથી શ્રુતિ સ્મૃતિમાં પ્રસિદ્ધ છે. માટે આજ સર્વાન્તરાત્મા પરબ્રહ્મભૂત નારાયણ મુમુક્ષુઓએ ઉપાસના કરવા યોગ્ય છે, 'परमात्मा च सर्वेषामाधारः पुरुषो-

परमात्मेति यत्प्राहुस्तत्परंब्रह्म कथ्यते । उपासनीयं सर्वेषामेतदेव मुमुक्षताम् ॥३७॥ इत्युत्तरं मया प्रोक्तं यथामति यथाश्रुतम् । व्याख्यानं विस्तरेणास्य जानात्यसद्गुरुः प्रभुः ॥३८॥ रूपाण्येतानि च स्वामी स तु प्रत्यक्षमीक्षते । मुमुक्षुभ्यः स्वौजसा च तानि दर्शयतेऽपि सः ॥३९॥ सुव्रत उवाच—इत्युक्त्वा विररामासावौद्धवीयाग्रणीर्मुनिः । सोऽपि तद्वचनं श्रुत्वा प्रसन्नो वर्णिराडभूत् ॥४०॥ ऋजुं निष्कपटं साधुं तं निश्चित्याब्रवीच्च सः । त्वयोत्तरं यथार्थं

---

त्तमः । विष्णुनामा स वेदेषु वेदान्तेषु च गीयते' 'आत्मात्मा चाक्षरात्मा च' 'परमात्मेत्युदाहृत.' ઈત્યાદિ સ્મૃતિઓ છે આવી રીતે પરબ્રહ્મનુ સ્વરૂપ છે. આ સ્થળે એવો તાત્પર્યસંગ્રહ છે—जीवादिभ्यश्चतुर्भ्यः परतरमुदित यत्परब्रह्म सोऽयं सर्वस्याप्यन्तरात्मा सकलशुभगुणैः संयुत. सर्वदर्शी । सङ्कल्पायत्तसिद्धिः सकलतनुतया सर्वकर्माभिपूज्यस्तत्तत्कर्मेष्टदश्च स्वयमनवधिकानन्दसन्दोहसिन्धुः ॥१॥ नारायणो वासुदेव. सर्वकारणकारणम् । सर्वान्तरात्मा भगवान् वासुदेवोऽखिलार्थद. ॥२॥ ॥૩૪–૩૭॥ હે વર્ણીન્દ્ર ! આ પ્રકારે મેં યથામતિ ગુરૂમુખથી જે રીતે જાણ્યું છે તે રીતે પુછતા તમોને તેનો ઉત્તર આપ્યો આનુ વિસ્તારથી વિવેચન તો અમારા પ્રભુ શ્રીરામાનંદમુનિ જાણે છે, કારણ કે તે સ્વામીને તો આત્મા પરમાત્મા આદિકના સ્વરૂપનો સાક્ષાત્કાર સદા વર્તે છે અને મુમુક્ષુ શિષ્યોને તેમનાં સ્વરૂપ પોતાના પ્રતાપથી સાક્ષાત્ અપરોક્ષપણાને પમાડવાપૂર્વક આ અર્થનો અવબોધ આપેછે ॥૩૮–૩૯॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામિના શિષ્ય સાધુઓમા અગ્રણી એવા મુક્તાનંદમુનિ આ પ્રકારે કહીને મૌન થઈ ગયા, વર્ણીન્દ્ર શ્રીહરિપણ તેમનુ વચન શ્રવણ કરીને અતિશય પ્રસન્ન થયા ॥૪૦॥ શ્રીહરિ મુક્તાનંદમુનિને નિષ્કપટ હૃદયવાળા અને સરલ સ્વભાવવાળા વિનિશ્ચય કરીને, તેમના વચનને બહુ માન આપતા થકા બોલ્યા કે— હે મુને ! તમોએ જે મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો તે યથાર્થ અને અસંદિગ્ધાર્થ છે. મેં પૂર્વે શાસ્ત્રને ભણેલા બહુજનોને આ જીવાદિકનું સ્વરૂપ

चे मुने ! कृतमसंशयम् ॥४१॥ बहुभ्यः शास्त्रविद्भ्योऽपि पृष्टमेतन्मया पुरा। केनापि नेदृशं युक्तं कृतमुत्तरमस्य तु॥४२॥ यूयं महान्तः सर्वे स्थ यथाशास्त्रोक्तलक्षणाः। सन्तोऽद्य वो दर्शनेन ममानन्दो महानभूत् ॥४३॥ मुक्तानन्दोऽथ तं प्राह मयाप्यत्र सहस्रशः। दृष्टास्तपस्विनः ख्यातास्त्वादृशस्तु न कश्चन ॥४४॥ ईदृक्प्रश्नं विधातुं च वोद्धुं वापि तदुत्तरम्। तवैव बुद्धिर्योगीन्द्र ! सर्वोपर्यद्य वर्तते ॥४५॥ नीलकण्ठोऽथ तान्साधून् साधुलक्षणशालिनः। ज्ञात्वा दिनानि कतिचित्सेव्यमान उवास तैः ॥४६॥ तं कोऽपि ब्रह्मविद्यायाः प्रश्ने प्रश्नोत्तरेऽपि वा। नातिचक्राम मतिमान् प्राकृते संस्कृते तथा ॥४७॥ दृष्ट्वातिमानुषीं बुद्धिं तेऽपि सर्वे विच-

પુછયું હતું પણ મને તેનો કોઇએ પણ તમારા જેવો યથાર્થ ઉત્તર આપ્યોજ નહિ. તમો તમામ 'કૃપાલુરકૃતદ્રોહઃ' ઇત્યાદિ સચ્છાસ્ત્રોક્ત સલક્ષણથી પરિપૂર્ણ મહાસાધુઓ છો. આવા તમારાં દર્શન થવાથી આજ મને મહાન્ આનંદ થયો છે ॥૪૨-૪૩॥ હે રાજન્! વર્ણીન્દ્રનું આવું વચન શ્રવણ કર્યા પછી મુક્તાનંદ મુનીન્દ્ર બોલ્યા કે–હે યોગીન્દ્ર ! મેં પણ આ લોકમાં પ્રસિદ્ધ બહુ તપસ્વિઓ દેખ્યા છે પણ આપના જેવો તો એક પણ તપસ્વી અદ્યાપિ દેખ્યો નથી. તેમજ આવો પ્રશ્ન પુછવા કે તેનો યથાર્થ ઉત્તર આપવા જાણવા માટે પણ સમર્થ એકપણ જોયો નથી, માટે હાલમાં તો તમારીજ બુદ્ધિ તપથીજ જેમ એમ તત્ત્વવિચારથી પણ અત્યંત નિર્મળ અને સર્વોપરી–સર્વથી અધિક દેખાયછે ॥૪૪-૪૫॥ હે રાજન્! નીલકંઠ ભગવાનતો તે સમસ્ત સાધુઓને સાધુલક્ષણસંપન્ન અને સહવસતિને સમુચિત સમઝીને, તે સાધુઓએ યથાયોગ્ય સેવા કર્યાથકા ત્યાંજ કેટલાક દિવસ નિવાસ કરીને રહ્યા ॥૪૬॥ તે મુનિમંડળમાં મતિમાન્ કોઈ પણ આ વર્ણીન્દ્રને બ્રહ્મવિદ્યાના પ્રશ્નો પુછવામાં કે તેના ઉત્તરો આપવામાં તથા સંસ્કૃત પ્રાકૃત કોઈ પણ પ્રબન્ધમાં મતિબળથી અતિક્રમણ કરી શક્યા નહિ એટલે જીતવા માટે સમર્થ થયા નહિ ॥૪૭॥ વિદ્વદ્વર્ગમાં પણ વિચક્ષણ એવા મુક્તાનંદાદિ સર્વ સાધુઓએ શ્રીહરિની અતિમાનુષી મનીષા

क्षणाः । साक्षारणां नरधियं तस्मिन्नैव हि चक्रिरे ॥४८॥ अलब्धपारास्ते सर्वे साश्चर्यं तस्य वर्णिनः । नराकृतेर्भगवतः शुश्रूषामेव चक्रिरे ॥४९॥ शृण्वन्कथाः पुण्यतमाः स नित्यं रासेश्वरीप्राणपतेर्मनोज्ञाः । सञ्चोऽतिभावेन सदा स्थिराक्षस्तत्रापि भूपाल ! तपश्चकार ॥५०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे मुक्तानन्दादिसाधुसमागमनामैकपञ्चाशत्तमोऽध्यायः ॥५१॥

सुव्रत उवाच—साधवस्ते वर्णिनोऽस्य ध्यानदृक्स्थिरतां सदा । पश्यन्तो विस्मयं प्रापुर्मुक्तानन्द उवाच तम् ॥१॥ दृक्स्थैर्यं सर्वकालं ते दृश्यते वर्णिसत्तम! । कां देवतां ध्यायसि त्वं वक्तुमर्हसि तत्तु नः ॥२॥ श्रीनीलकण्ठ उवाच—श्रीराधिकेशो भगवान् योऽस्ति

---

નિરીક્ષણ કરીને 'આમની મનુષ્ય સાધારણી બુદ્ધિ નથી માટે કોઇ પણ આ અમાનુષ મહિમાવાળા ઈશ્વર છે' એમ નિશ્ચય કર્યો ॥૪૮॥ વર્ણિવેષધારી શ્રીહરિના ગુણ ઐશ્વર્યાદિકનો નહિ પાર પામતા સર્વે સાધુઓ દિવ્ય નરાકાર જેમણે સ્વેચ્છાથી સ્વીકાર્યો છે એવા ભગવાનનો સાશ્ચર્ય બુદ્ધિવૈભવ વર્ણવવા પૂર્વક આદરભાવથી તેમની શુશ્રૂષા કરવા લાગ્યા ॥૪૯॥ હે ભૂપાળ ! વર્ણીન્દ્ર ભગવાન તે લોજપુરમાં મુક્તાનંદાદિ મુનિઓએ કહેવા માંડેલી રાસેશ્વરી પ્રાણપતિ પરમાત્મા શ્રીકૃષ્ણની શ્રવણમંગળ મનોહર દિવ્ય કથાઓને નિત્ય આદરથી શ્રવણ કરતા થકા સર્વ ઇન્દ્રિયોને નિયમમાં કરવાપૂર્વક તપમાં તત્પર થયા હતા ॥૫૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે મુક્તાનંદાદિસાધુસમાગમનામૈકપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૧॥

## અધ્યાય ૫૨ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! આ વર્ણીન્દ્ર શ્રીહરિની સર્વ સમયમાં સ્વેષ્ટદેવના ધ્યાનમાં નેત્રની નિશ્ચળતા નિરખીને એટલે ધ્યાનનિષ્ઠાનો પ્રકર્ષ પેખીને સર્વ સાધુઓ પરમ વિસ્મયને પામી ગયા. તે પછી મહામુનિ મુક્તાનંદજી એમ બોલ્યા કે—હે વર્ણિવર્ય ! સર્વ સમયમાં તમારા ચિત્તની એકાગ્રતાને સૂચવનારી દૃષ્ટિસ્થિરતા વર્તે છે તો તમો સ્વેષ્ટદેવ-

सर्वेश्वरोऽनघ!। इष्टदेवः स एवास्ति मम सच्छास्त्रसम्मतः ॥३॥ ब्रह्मधर्मशिवादीनां देवानामपि देवता। वराहाद्यवताराणां धर्ता कृष्णः परं बृहत् ॥४॥ ध्यायामि तमहं नित्यं पूजयामि च तं मुने!। कीर्तयामि च तन्नाम यदाहुः कलितारकम् ॥५॥ संसारे भ्रमतां पुंसां दुःखितानां स्वकर्मभिः। कृष्णमेकं विना नान्या गतिरस्ति कलाविह ॥६॥ श्रीमतोऽस्य गवेन्द्रस्य चरणाम्बुरुहाम्मम। अन्य-

પણે માનેલા કયા દેવનું ધ્યાન ધરો છો તે મને કહો ॥૧-૨॥ આ પ્રકારે પુછેલા શ્રીનીલકંઠવર્ણીન્દ્ર મનુષ્યનાટ્યનું અનુકરણ કરતાથકા, પાચ શ્લોકથી કહેછે—હે નિર્દોષ મુને! જે શ્રીરાધિકારમણ ભગવાન્ સર્વેશ્વર છે. જે ભવબ્રહ્માદિ દેવોના પણ દેવ (ઉપાસ્ય દેવતાવિશેષ) છે 'तं देवतानां परमं च दैवतम्' એવી શ્રુતિ છે. જે વરાહ વિગેરે અવતારોના પ્રથમ મૂળ છે અને નિરતિશય બૃહત્ત્વ (મોટાપણું)પણાના યોગથી જેને પરબ્રહ્મ શબ્દથી કહ્યા છે એજ સચ્છાસ્ત્રસમ્મત શ્રીકૃષ્ણ મારા ઇષ્ટદેવ છે. હે મુને! તેમનું હું નિત્ય અનુધ્યાન કરૂંછું તથા બાહ્ય માનસ ઉપચારોવડે યથાવિધિ પૂજન કરૂંછું તથા તેમનુંજ સકળ કળિમળને નિર્મૂળ નાશ કરનારૂં નામ સદાકાળ કીર્તન કરૂંછું, 'कलिकल्मषमत्युग्रं नरकार्तिप्रदं नृणाम्। प्रयाति विलयं सद्यः सकृत्कृष्णस्य संस्मृतेः' એવી સ્મૃતિ છે ॥૩-૫॥ પોતે કરેલાં અનાદિકાળથી અનુવર્તતાં શુભાશુભ કર્મોને લીધે ભવસાગરમાં ભમતા, દુરત દુઃખથી કલેશ પામતા પુરૂષોને આ કુટિલ કળિકાળમાં એક શ્રીકૃષ્ણજ ગતિ છે બીજી કોઈ પણ ગતિ (ઉપાય) નથી, શાસ્ત્રોક્ત કર્મયોગાદિ ઉપાયોના પણ નિર્વાહક એક શ્રીકૃષ્ણજ છે, 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' એમ ભગવાનેજ સ્વયં કહ્યું છે. રાગદ્વેષની અભિવૃદ્ધિ કરનારા અને વિજ્ઞાનનો વિક્ષોભ કરનારા આ કળિકાળમાં તો કર્મયોગાદિ ઉપાયોની દુર્ઘટતા છે માટે શ્રીકૃષ્ણના ચરણ શરણવરણ વિના બીજો કોઈપણ સુકર ઉપાય નથી ॥૬॥ श्रीमतोऽस्य गवेन्द्रस्य—સ્વયં શ્રીપતિ છે તથાપિ યદુકુળમાં અવતરી નદભવનને સમલંકૃત કરીને, ગોપાળો સાથે ગાયોને ચારવાથી અસાધારણ પરત્વ અને સૌલભ્યને સૂચવ-

त्राणुरपि प्रीतिः कापि नास्त्येव सर्वथा ॥७॥ सुव्रत उवाच—इत्युक्तवन्तं तं ज्ञात्वा कृष्णभक्तं महामतिम्। प्रीतो मुक्तानन्द ऊचे राजन्भागवतप्रियः ॥८॥ मुक्तानन्दमुनिरुवाच—सर्वे भजामः श्रीकृष्णं वयमप्यधुना भुवि। कृपया सद्गुरोरेव पश्यामो हृदयेऽपि तम् ॥९॥ रामानन्दाख्यया लोके प्रसिद्धो ह्युद्धवः स्वयम्। अस्माकं सद्गुरुः सोऽस्ति श्रयणीयो मुमुक्षताम् ॥१०॥ कृपां स कुरुते यस्मिन्स समाधौ समीक्षते। गोलोकेऽखण्डरासस्थं श्रीकृष्णं मुरलीकरम् ॥११॥ भवादृशास्तु ये ब्रह्मन्भक्तिधर्मतपोन्विताः। प्रत्यक्षदर्शनं

નારા ગોપાળ પદને પામીને 'ગોવિંદ' એવા નામથી પ્રખ્યાતિ પામ્યા માટે 'ગવેન્દ્ર' આ પ્રકારે જે કહેવાય છે, એવા ભગવાન્ શ્રીકૃષ્ણના ચરણારવિંદ વિના કોઇ પણ પદાર્થમાં મારે અણુમાત્રપણ પ્રીતિ સર્વ પ્રકારે નથીજ ॥૭॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવું ભગવાનનું વચન સાંભળીને અને તેમનો કૃષ્ણમાં ભક્તિવિશેષ અને ભક્તિસંસ્કૃત બુદ્ધિવિશેષને વિનિશ્ચય કરીને, ભાગવતો જેમને પરમ પ્રિય છે અને ભાગવતોને પરમ પ્રિય એવા મુક્તાનંદમુનિ મનમાં પરમ પ્રસન્ન થઇને એમ બોલ્યા કે-॥૮॥ હે વર્ણિવર્ય! સર્વે અમેપણ આ સ્થાનમાં હમણાં તે શ્રીકૃષ્ણનીજ ભક્તિ સદાકાળ કરીએ છીએ. અમારા ગુરૂ રામાનંદમુનિની કૃપાથીજ તે શ્રીકૃષ્ણને હૃદયકમળમાંપણ સ્ફુરણાયમાન થતા તેતે સમયમાં ધ્યાનદૃષ્ટિએ દેખીએ છીએ ॥૯॥ ભાગવતાગ્રણી ઉદ્ધવજીજ બીજી મૂર્તિ હાલમાં સ્વીકારીને રામાનંદ નામથી લોકમાં વિખ્યાત થયા છે. સમગ્ર મુમુક્ષુ માનવોએ સમાશ્રય કરવા યોગ્ય છે ચરણકમળ જેમનાં, એવા તે સદ્ગુરૂ અમારા સર્વેના ગુરૂ છે ॥૧૦॥ તે શ્રીરામાનંદ સદ્ગુરૂ જે જનની ઉપર કૃપા કરે છે તે યમ નિયમાદિ સાધનસંપત્તિના પ્રયાસની અપેક્ષા વિનાજ તત્કાળ સિદ્ધ થતી સમાધિદૃષ્ટિથી ગોલોક ધામમાં અખંડ રાસમાં રમણ કરતા, મુરલીધર, શ્રીકૃષ્ણનું સાક્ષાત્ નિરીક્ષણ કરેછે ॥૧૧॥ વળી હે બ્રહ્મન્! જે કોઈ તમારા જેવા ધર્મ તપ અને ભક્તિથી પરિપૂર્ણ પુરૂષો છે તેમને તો સ્વયં શ્રીકૃષ્ણ શ્રીરામાનંદસ્વામીના કૃપાકટાક્ષને પરવશ થ-

दत्ते तेभ्यः कृष्णश्च तद्वशः ॥१२॥ पृथक्कया न पश्यामः श्रीकृष्णात्त्वं वयं त्विह । यतस्त्वदात्मना कृष्णः श्रेयसे वर्तते नृणाम् ॥१३॥ मुमुक्षूणां गुरुत्वं च तस्मिन्नेव हि भूतले। स्वयं कृष्णेन निहितमस्ति तं जानतात्मवत् ॥१४॥ अतो गुरुपदं ब्रह्मन्नास्त्यन्यत्र हि साम्प्रतम् । अत्र श्रीमद्भागवतश्लोकौ शृण्वादिमाथम ! ॥१५॥ अस्माल्लोकादुपरते मयि ज्ञानं मदाश्रयम् । अर्हत्युद्धव एवाद्धा सम्प्रत्यात्मवतां वरः ॥१६॥ नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दितः प्रभुः ।

ધને પ્રત્યક્ષ દર્શન આપેછે ॥૧૨॥ આ લોકમાં અમોતો તે શ્રીરામાનંદમુનિને શ્રીકૃષ્ણથકી પૃથક્પણે જોતા નથી, કેમકે સ્વય શ્રીકૃષ્ણજ શ્રીરામાનંદમુનિરૂપથી જનોના નિ.શ્રેયસમાટે પ્રવર્તેછે ( સર્વેશ્વર શ્રીકૃષ્ણજ ગુરૂરૂપથી પ્રકટ થઈને મુમુક્ષુઓને ઉપકાર કરેછે માટે શિષ્યોએ ગુરૂમાં એવી દૃષ્ટિ કરવી એવી શાસ્ત્રમર્યાદા છે,'गुरुरेव परंब्रह्म गुरुरेव परा गतिः । गुरुरेव परा विद्या गुरुरेव परायणम् । गुरुरेव परः कामो गुरुरेव परं धनम् । यस्मात्तदुपदेष्टाऽसौ तस्माद्गुरुतरो गुरु.' 'यस्माद्देवो जगन्नाथः कृत्वा मर्त्यमयीं तनुम् । मग्नानुद्धरते लोकान्कारुण्याच्छास्त्रपाणिना । तस्माद्भक्तिर्गुरौ कार्या संसारभयभीरुणा' એવી સ્મૃતિ છે ) ॥૧૩॥ સ્વયં શ્રીકૃષ્ણપરમાત્માએ ઉદ્ધવજીને ગુણોવડે પોતાને તુલ્ય જાણીને, ભારતભૂભાગમાં મુમુક્ષુ માનવોનું કલ્યાણ કરવા ગુરૂપણું તે ઉદ્ધવજીને વિષેજ આરોપણ કરેલું છે ॥૧૪॥ હે બ્રહ્મન્! માટે આ વર્તમાનકાળમાં તે ઉદ્ધવજીથકી બીજા જનમાં ગુરૂપદ છેજ નહિ, હે વર્ણીન્દ્ર ! આ મેં કહેલી બાબતમાં શ્રીમદ્ભાગવતનું વચનજ પ્રમાણ છે એમ જાણો ॥૧૫॥ ભગવાનનું એવું વચન છે કે–અવતરણકાર્ય પરિપૂર્ણ થઈ રહેતાં હું આ લોકમાંથી અંતર્ધાન થઈ જઈશ ત્યારે મારા આશ્રયવાળું એટલે મારા દિવ્ય સ્વરૂપ ગુણ વિભૂતિ વિગેરે વિષયવાળા વિજ્ઞાનનો પાત્ર બીજો કોઈ નથી એક ઉદ્ધવજીજ યોગ્ય છે ( અર્થાત્ બીજો કોઈ જાણતો નથી ) આ સમયમાં ઉદ્ધવજીજ આત્મવતાં વર–આત્મસ્વરૂપના યથાર્થ દર્શીઓમાં શ્રેષ્ઠ છે, (જે આત્મા પરમાત્માના સ્વરૂપ સ્વભાવને યથાર્થ સાક્ષાત્કાર કરે એજ આત્મદર્શીઓમાં વર કહેવાય, એવાતો એક ઉદ્ધવજીજ

अतो मद्युनं लोकं ग्राहयन्निह तिष्ठतु ॥१७॥ इत्थं प्राह स्वयं कृष्णस्तस्माद्वयमिहानघ ! । तमाश्रितास्तदाज्ञायां स्थिताः कृष्णं भजामहे ॥१८॥ सुव्रत उवाच—एवं मुक्तानन्दवचः शृण्वतस्तस्य वर्णिनः । पित्रुक्तद्गुरुत्यादिस्मृतिरासीन्नरेश्वर ! ॥१९॥ ततः प्रत्यक्षकृष्णस्य कर्तुं दर्शनमुत्सुकः । आसीद्रामानन्दमुनेः कृपां सम्पाद्य सेवया ॥२०॥ ततः प्रणम्य तं प्रीत्या प्राहाहमपि सन्मते ! । यौष्माकीणो

---

છે ) કારણ કે–આ ઉદ્ધવજી રજ તમને વશ પામ્યા નથી, માટેજ પ્રબુ છે, માટેજ ગુણ–ગુણના કાર્યભૂત કામ ક્રોધાદિકથી નહિ પીડા પામેલા છે, માટે આ ઉદ્ધવજી અણુમાત્રપણ મારાથકી જ્ઞાનાદિગુણોએ કરીને ન્યૂન નથી, તો મારા વિષયવાળું વિજ્ઞાન લોકોને ગ્રહણ કરાવા માટે આ ધરાતળમાંજ રહો, સત્યસંકલ્પ મારી ઇચ્છાથી બ્રાહ્મણનો શાપ આ એકલા ઉદ્ધવજીને પરાભવ ન કરો ॥૧૬–૧૭॥ હે નિર્દોષ નીલકંઠ વર્ણિન્ ! સ્વયં શ્રીકૃષ્ણભગવાને આ પ્રકારે અંતર્ધાન સમયે સ્વમનમાં વિચારીને કહ્યું હતું, માટે અમો સર્વે સાધુઓ તે ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામિનો સદ્‌ગુરૂપણે સમાશ્રય કરીને તેમની ધર્માનુબન્ધિ આજ્ઞામાં વર્તતાથકા શ્રીકૃષ્ણને સદાય ભજીએ છીએ ॥૧૮॥ હે નરેશ્વર ! આવું મુક્તાનંદમુનિનું વચન શ્રવણ કરતા વર્ણીન્દ્રને તુરત પૂર્વે પિતા ધર્મદેવે શ્રીરામાનંદસ્વામીના સંબન્ધમાં 'माहात्म्यं स्वगुरोस्तस्य सौराष्ट्रादिषु तत्स्थितिः' ઇત્યાદિ જે કહેલું તેની સ્મૃતિ થઈ આવી ॥૧૯॥ તે પછી 'શ્રીરામાનંદસ્વામી અમારા ગુરૂ છે' એવી જેમને સ્મૃતિ થઈ આવી છે એવા શ્રીહરિ શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શન આલાપાદિકની આકાંક્ષાથી, તેની પ્રાપ્તિમાં શ્રીરામાનંદમુનિની કૃપાજ કેવળ સાધન છે એવો નિશ્ચય કરીને, તેમની સેવામાં ઉત્કટ ઉત્કંઠાવાળા થયા ॥૨૦॥ ત્યાર પછી શ્રીહરિ મુક્તાનંદમુનિને નમસ્કાર કરીને સ્નેહાતિશયથી કહેવા લાગ્યા કે–હે સન્મતે ! શ્રીરામાનંદસ્વામિના ચરણકમળના આશ્રિતોમાં હુંપણ એક છું, માટે સાધુસદ્‌ગુણસંપન્ન એવા તમારે કાંઈપણ શંકા રાખ્યા વિના મનેપણ હિતમાર્ગનો ઉપદેશ કરો, ( હિત કરો ) હે મુને ! તે રામાનંદમુનિનું દર્શન જે પ્રકારે મને જલદી થાય તે પ્રકાર તમો કરો.

भणामीति शासनीयस्त्वया हितम् ॥२१॥ यथा च दर्शनं तस्य शीघ्रं मे स्यात्तथा कुरु । इत्युक्त्वा जन्मकर्मादि स्वस्य सङ्क्षेपतोऽवदत् ॥२२॥ ततस्तमग्रजन्मानं मानयन्स सदग्रणीः । उवाच त्वं हि धन्योऽसि कुरुषे सार्थकं जनुः ॥२३॥ साम्प्रतं सद्गुरुः स्वामी त्वास्ते भुजगपत्तने । द्वित्रैर्मासैरिह पुनः समायास्यति निश्चितम् ॥२४॥ भवेत्तद्दर्शनेच्छा चेद्सद्वचसि सर्वथा । विश्वस्य निवसान्नैव तावदत्रस्यवर्णिवत् ॥२५॥ ततः स न्यवसत्तत्र सद्भिर्मानित आदरात् । तस्यागमं प्रतीक्ष्यैच स्वधर्मं पालयन्नृप! ॥२६॥ निर्मानः

---

હે રાજન્! આ પ્રકારે કહીને પોતાનો કોસલ દેશમાં સરવરીયા જ્ઞાતિના દેવશર્મા નામના બ્રાહ્મણથકી જન્મ અને કર્મ-વિદ્યાભ્યાસ, વેદાંતવિચાર પૂર્વક તીવ્ર વૈરાગ્યથી સ્વગૃહત્યાગ, તીર્થાટન અને તેમાં થએલાં આશ્ચર્ય આદિક સંક્ષેપમાં મુનિને કહી સંભળાવ્યું ॥૨૧-૨૨॥ ત્યારપછી સાધુઓમાં અગ્રેસર મુક્તાનંદમુનિ બ્રાહ્મણજન્મને અલંકાર કરતા ભગવાનને માન આપતા થકા બોલ્યા કે-હે વર્ણિન્! તમો ધન્યભાગી છો, કારણ કે તમો માનુષ જન્મને સાર્થક કરોછો. આ તમારો સંકલ્પ અતિદૃઢ છે ॥૨૩॥ તે સદ્ગુરુ શ્રીરામાનંદસ્વામી હાલમાં તો ભુજનગરમાં નિવાસ કરી રહ્યા છે, પાછા અહીંતો બે કે ત્રણ માસે જરૂર આવશે. હે વર્ણિન્! તે રામાનંદસ્વામીનાં દર્શનની આકાંક્ષા હોય તો સર્વથા મારા વચનમાં વિશ્વાસ લાવીને તમો અહીંજ સ્વામીના આવતાસુધી નિવાસ કરી રહો. શ્રીરામાનંદસ્વામીના ચરણસમાશ્રિત વર્ણિઓ જે અત્ર નિવાસ કરી રહ્યા છે તેમનાથકી તમારેવિષે લેશપણ અંતર અમે જોતા નથી, માટે સ્વમંડળીમાં જેમ રહો તેમજ અત્ર સુખેથી રહો ॥૨૪-૨૫॥ હે નૃપ! આ પ્રકારે મુક્તાનંદમુનિએ કહ્યા પછી ભગવાન્ શ્રીહરિ સાધુઓએ આદરભાવથી સત્કાર કર્યા થકા શ્રીરામાનંદસ્વામિની આવવાની વાટ જોઇને સ્વધર્મનું સંપાલન કરતા થકા ત્યાં સાધુના મંડળમાંજ નિવાસ કરીને રહ્યા ॥૨૬॥ ગુરુની શુશ્રૂષા કેવી રીતે કરવી જોઇએ તેનો પ્રકાર પૃથ્વી ઉપર પ્રખ્યાપન કરવા શ્રીરામાનંદસ્વામીના ચરણકમળના આશ્રિતોની પરિચર્યાવડે શ્રીરા-

स सिषेवे तांस्तत्रत्यान्साधुवर्णिनः । पत्रकाष्ठकरीषाद्यानयपाकक्रियादिभिः ॥२७॥ आर्तानां सेवनं चासौ सदन्नौषधवारिभिः । पादसंवाहनाद्यैश्च तत्रत्यानां मुदाचरत् ॥२८॥ तस्य साधुगुणान् दृष्ट्वा दुष्प्रापान्प्रयतैरपि । स्वगुराविव तस्मिंस्ते बभूवुः स्निग्धचेतसः ॥२९॥ सोऽपि साधून्सेवमानो धर्मं भक्तिं च न त्यजन् । तप एवाचरन्नित्यमुद्धवेक्षोत्कमानसः ॥३०॥ निवसन्भगवांस्तत्र गूढैश्वर्यो नृनाट्यधृत् । तेषां स्वस्मिन् स्नेहवृद्धिः स्याद्यथा ववृते तथा

માનંદસ્વામીની પરિચર્યાપૂર્તિ પ્રકાશ કરવા ( ગુરૂસમાશ્રિતોની પરિચર્યાથી ગુરૂપરિચર્યાની પૂર્તિ થાયછે ) ત્યાં રહેલા સ્વામિના ચરણાશ્રિત સાધુઓ અને વર્ણીઓની પતરાળાં કરવા ખાખરા આદિકનાં પાનડાં લાવી આપવાં, રસોઈ કરવા સુકાં કાષ્ઠ લાવવાં, સુકાં છાણાં વીણી લાવવાં, પાણી ભરી લાવવું, રસોઈ કરવી, અન્નને જોઇને શુદ્ધ કરવું, પાત્ર માંજવાં વિગેરેવડે સ્વયં નિર્માન થઇને સેવા કરવા લાગ્યા ॥૨૭॥ શ્રીહરિ સ્વયં સર્વેશ્વર અને સર્વસેવ્ય છે તથાપિ ધર્મરક્ષણ માટે અવતરેલા હોવાથી પોતાના સંકલ્પને પરિપાલન કરતા થકા ગુરૂકુળની પરિચર્યારૂપ સમુત્કર્ષ શિખવવા સારૂ તે ગુરૂકુળમાં માંદા એવા જે સાધુ વર્ણીઓ હતા તેમની સેવા તેમની રૂચિમાં આવે એવું સારૂ અન્ન, (ખીચડી વિગેરે ભોજ્ય) તેમના રોગની શાંતિ થાય એવું સુંઠ મરી વિગેરે ઔષધ, શીતળ સુરભિ જળ ઇત્યાદિ પથ્ય અને શ્રમ ટાળવા માટે ચરણ ચાંપવા, વાયુ નાંખવો વિગેરે દેહોપચારોવડે પ્રહર્ષપૂર્વક પરિચર્યા કરવા લાગ્યા ॥૨૮॥ મુક્તાનંદાદિ સમસ્ત સાધુઓ શ્રીહરિના નિર્માનત્વ–સાધુસંસેવન–દયા ક્ષમાદિ સાધુ સદ્‌ગુણગણો જે તપ પ્રભાવથી ઉપસંસ્કૃત અને સાધુજનોએ સંમાનનીય અને જીતેન્દ્રિય પુરૂષોને પણ દુર્લભ છે; તેને જોઇને પોતાના ગુરૂમાંજ જેમં એમ નીલકંઠવર્ણિવિષે સ્નેહાર્દ્રહૃદયવાળા થઈ ગયા ॥૨૯॥ એ રીતે સાધુઓની સેવા સજતા અને સ્વધર્મથકી નહિ ચલાયમાન થતા અને ભગવાનમાં ભક્તિયોગને વૃદ્ધિ પમાડતા શ્રીહરિપણ ઉદ્ધવાવતારભૂત શ્રીરામાનંદસ્વામીના દર્શનમાં અતિશય ઉત્સુક થઇને સદાકાળ તપમાંજ તત્પર રહેતા હતા ॥૩૦॥ એ રીતે

॥३१॥ क्वचित् क्वचिन्निजैश्वर्यं किञ्चित्किञ्चिददर्शयत् । नरासाध्यां साधुतां च कला योगस्य दुष्कराः ॥३२॥ ध्यायन्तो विजने कृष्णं सन्तः केचिद्धृदम्बुजे । हरिं तमेव ददृशुस्तेजःस्थं दिव्यविग्रहम् ॥३३॥ रामानन्दस्वरूपं च तमेव हृदि केचन । तमेव स्फुरितं सन्तो यथादृष्टं व्यलोकयन् ॥३४॥ क्वचित्तं हृदये दृष्ट्वा वर्णिरूपं क्षणान्तरे । तमेव ददृशुः सन्तो नारायणमृषिं पुनः ॥३५॥ अलौकिकत्वमित्थं ते तस्य दृष्ट्वा तमीश्वरम् । मेनिरेऽथ नृनाट्येन तस्य

સતમડળમાં નિવાસ કરી રહેલા ભગવાન્ પોતાનું અલૌકિક ઐશ્વર્ય ગૂઢ– નહિ આવિષ્કાર કરીને નૃનાટ્યનું અનુષ્ઠાન કરતાથકા તે મુક્તાનંદાદિ મુનિ- મંડળની પોતાવિષે જે રીતે પ્રીતિ પ્રવૃદ્ધિ પામે તે રીતે પોતાનું વર્તન કરતા હતા ॥૩૧॥ હવે સાધુઓનો પોતાવિષે પ્રેમની પ્રવૃદ્ધિ કરનારો શ્રીહરિનો વર્તનપ્રકાર અગીયાર શ્લોકથી કહેછે–શ્રીહરિ કોઈ પ્રસંગમાં ક્યારેક ક્યારેક કિંચિત્ કિંચિત્ પોતાનું અસાધારણ ઐશ્વર્ય સાધુઓને દર્શાવતા હતા તથા પ્રાકૃત જનોએ અસાધ્ય એવી સાધુતા અને અષ્ટાંગયોગની દુષ્કર કળાઓ સાધુઓને દર્શાવતા હતા ॥૩૨॥ કેટલાક સંતો એકાંત સ્થળમાં સ્થિતિ કરીને ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનું ધ્યાન ધરતાં તત્કાળ પોતાના હૃદયકમળમાં પ્રકટ થએલા અક્ષરબ્રહ્મરૂપ તેજઃપુંજમાં રહેલા દિવ્ય દેહ- વાળા તે શ્રીકૃષ્ણનેજ શ્રીહરિકૃષ્ણરૂપે નિહાળવા લાગ્યા ॥૩૩॥ કેટલાક સંતો શ્રીહરિકૃષ્ણનેજ શ્રીરામાનંદરૂપે હૃદયમાં આવિર્ભાવ પામેલા જોવા લાગ્યા. કેટલાક સંતો તો બહાર નેત્ર આગળ જેવા આકારથી જોયા હતા તેવાજ આકારથી હૃદયમાં સ્ફુરણાયમાન થએલા શ્રીહરિને જોવા લાગ્યા ॥૩૪॥ કોઈક સંતો કદાચિત્ પોતાના હૃદયકમળમાં તે આ શ્રીહરિનેજ દિવ્યાકારથી સ્ફુરણાયમાન થએલા જોઇને, ક્ષણાંતરમાં શ્રીબદરીનાથ નારા- યણમુનિરૂપે સ્ફુરણાયમાન થએલા જોઇને, વળી ક્ષણાંતરમાં ફરીથી વર્ણી- રૂપથી સ્ફુરણાયમાન થએલા નિરીક્ષણ કરવા લાગ્યા ॥૩૫॥ એરીતે સર્વે સંતો શ્રીહરિનું અલૌકિક અદ્ભુત ઐશ્વર્ય પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને તે સમ- યમાં તે શ્રીહરિને પરમેશ્વરપણે માનવા લાગ્યા. અથાપિ ભગવાનની નૃ-

तद्विस्मृतिं ययुः ॥३६॥ केषाञ्चिद्ध्यानकालेऽथ बलात्कृष्णे स योजितम्। मनोऽन्यत्र व्रजद्दृष्ट्वा दूरस्थस्तानबोधयत् ॥३७॥ तेनातिविस्मितास्ते च तत्स्वरूपस्य निश्चयम्। कर्तुं न शक्ता नृपते! तमसेवन्त देववत् ॥३८॥ कश्चिन्नेतीं कश्चिद्धौतिं कश्चिद्बस्त्यादिकाः क्रियाः। साश्चर्यं ददृशुस्ते च तस्य खेषां सुदुष्कराः ॥३९॥ प्राणायामप्रभेदांश्च शून्यकेन सहैव तान्। कश्चित्स दर्शयामास योगिनामपि चित्रदान् ॥४०॥ एकैकाङ्गे कश्चित्तस्य समाधौ प्राणधारणम्। विलोक्य साधवस्ते तं विविदू राजयोगिनम् ॥४१॥ या या

નાટ્યરૂપ માયાથી મોહિત થતાં તે સતો તેમનો પારમેશ્વર પ્રભાવ પ્રત્યક્ષ અનુભવ કર્યો છે તથાપિ તેની વિસ્મૃતિ પામી ગયા ॥૩૬॥ કોઈ સમયમાં ધ્યાનયોગમાં પ્રવર્તેલા કેટલાક સાધુઓનું શ્રીકૃષ્ણના સ્વરૂપમાં જોડી દીધેલું એવુંપણ મન કોઈ પૂર્વ વાસનાના વેગને લીધે બળાત્કારથી બીજા પ્રાકૃતપદાર્થોમાં પ્રવેશ કરી જતું સ્વયં ભગવાન્ દૂર રહ્યા છે તથાપિ યોગૈશ્વર્યથી જાણી જઇને, તેમને બોધ આપવા લાગ્યા કે–હે સંતો! તમારૂં મન સુખરૂપ કૃષ્ણસ્વરૂપનો ત્યાગ કરી બીજા દુઃખરૂપ પ્રાકૃત પદાર્થમાં પ્રવેશ કરેછે, તો આ યુક્તિથી તેમાં મનનો નિરોધ કરો એમ જણાવતા હતા ॥૩૭॥ હે નૃપતે! આવા પારકી ચિત્તવૃત્તિના વિજ્ઞાનરૂપ દિવ્ય ઐશ્વર્યથી અત્યંત આશ્ચર્ય પામેલા તે સાધુઓ તેમના સ્વરૂપનો ( આ કોઈ યોગીન્દ્ર કે મુનીન્દ્ર કે દેવેન્દ્ર કે પરમેશ્વર છે ) નિશ્ચય કરવા સમર્થ નહિ થઇને, તે શ્રીહરિકૃષ્ણની દેવની પેઠે સ્નેહથી સેવા કરવા લાગ્યા ॥૩૮॥ ક્યારેક તે શ્રીહરિની હઠયોગમાં કુશળતારૂપ નેતી–ધૌતી–બસ્તિ આદિક ક્રિયાઓ જે પોતાથી બની શકે એવી નથી તેને તે સાધુઓ સાશ્ચર્ય જોવા લાગ્યા ॥૩૯॥ શ્રીહરિ ક્યારેક યોગિજનોનેપણ આશ્ચર્ય કરનારા શૂન્યક નામના પ્રાણાયામે સહિત પૂરકાદિ પ્રાણાયામના પ્રકારો તે સાધુઓને દેખાડતા હતા ॥૪૦॥ સમાધિસમયમાં નેત્રાદિ એક એક અંગમાત્રમાં સર્વ અંગમાંથી પ્રત્યાહાર કરીને પ્રતિરોધ કરેલા પ્રાણોને જોઇને, શ્રીહરિની તેવી પ્રાણધારણની પ્રવીણતાથી વિસ્મય પામેલા તે સાધુઓએ શ્રીહરિનો 'આ

काचित्क्रिया तस्य तपश्चर्यादिका नृप ! । सा सा चित्रावहैवासीदुष्करत्वान्नृणां भुवि ॥४२॥ अलौकिकक्रियोऽप्येवं स साधुगुणमाश्रितः । दासवत्साधुसेवायामवर्तत सतां प्रियः ॥४३॥ समागतानन्नसत्रे तत्र सोऽभ्यागतानपि । तत्तदीप्सितदानेन तर्पयामास सर्वशः ॥४४॥ तपान्त आसारसहो हिमर्तौ पाथःस्थितिः पञ्चतपा निदाघे । ससंघ्य तत्रोग्रतपाः स इत्थं विस्मापयामास तपस्विनस्तान् ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दस्वामिगुरुत्वनिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्याय ॥५२॥

કોઈ મહાસિદ્ધ યોગિરાજ છે' એવો વિનિશ્ચય કર્યો ॥૪૧॥ હે નૃપ ! કિંબહુના–તે વર્ણીની જેજે કોઈ તપશ્ચર્યાદિ ક્રિયાઓ હતી તેતે તમામ પૃથ્વી ઉપર સર્વ જનોએ દુષ્કર હોવાથી સર્વ સાધુઓને આશ્ચર્યકારીજ થતી હતી ॥૪૨॥ સર્વની અપેક્ષાએ આતો વિશેષ વિસ્મય કરનાર છે, શુ તો ? આ શ્રીહરિ સ્વય આવી રીતે અલૌકિક ક્રિયામા કુશળ છે તથાપિ સાધુગુણપરિપૂર્ણ હોઇને સાધુસેવામાં સદા દાસનીપેઠે વર્તતા હતા તે આ શ્રીહરિના આવા સર્વોપરિસહકૃત ગુણાતિશયથી સતોની પ્રીતિ એમને વિષે પ્રવૃદ્ધિ પામી ગઈ હતી અર્થાત્ સેવાગુણથી સતો બહુ પ્રસન્ન થયા હતા ॥૪૩॥ વળી આ શ્રીહરિ લોજપુરમા શ્રીરામાનદસ્વામીએ પ્રવર્તાવેલા અન્નસત્રમા આવતા અનાથિઓ તથા તૈર્થિક જનોને તેમને ઇપ્સિત અન્ન વસ્ત્ર વિગેરેના સત્કાર સાથેના સમર્પણથી સર્વથા સતૃપ્ત કરતા હતા. આ ગુણવિશેષથી આ શ્રીહરિ જેમ યોગિઓને યોગક્રિયાવી પ્રિય થયા હતા તેમ બીજા જનોને પ્રેમાસ્પદ થયા હતા પોતે સર્વ ભૂતોમા સમ છે, અધિકારને અનુસારે ગુણાવિષ્કાર કરીને સર્વ કોઇને આ શ્રીહરિ ભગવાન્ પ્રિય થાય છે ॥૪૪॥ વર્ષાઋતુમા જળધારાપાતને સહનશીલ, હેમતકાળમાં શીતળજળમા સ્થિતિશીલ અને ગ્રીષ્મઋતુમા પચાગ્નિતપનશીલ હોઇને, સાધુમડળના મધ્યમાં નિવાસ કરીને તે તમામ તપસ્વી સાધુઓને વિસ્મય પમાડતા થકા ઉગ્ર તપ કરવા લાગ્યા ॥૪૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે રામાનંદસ્વામિગુરૂત્વનિરૂપણનામા દ્વિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૨॥

सुव्रत उवाच—वसतस्तस्य राजेन्द्र ! तत्र सन्मण्डले हरेः । मासश्चैत्रो व्यतीतोऽपि नागात्स्वामी तु तत्र सः ॥१॥ तदातिचिन्तया खिन्नस्तद्दिदृक्षाहृतान्तरः । गन्तुं भुजङ्गनगरं हरिरैच्छन्निराशवत् ॥२॥ अत्युत्कण्ठस्ततस्तस्य दर्शनार्थं स वर्णिराट् । मुनिं सदग्रगण्यं तं प्रणम्येदं वचोऽब्रवीत् ॥३॥ कथं नायाति नः स्वामी पुरेऽस्मिन्भक्तवत्सलः । त्वत्कृता मासमर्यादा व्यतिक्रान्ता महामुने ! ॥४॥ प्रतिबन्धो भवति किं ममादृष्टं तदागमे । अन्यथा स

## અધ્યાય ૫૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજેન્દ્ર ! લોજપુરમાં રહેલા મુક્તાનંદાદિ મુનિમંડળમાં નિવાસ કરી રહેલા શ્રીહરિને ચૈત્રમાસ વીતિ ગયો પણ ત્યાં શ્રીરામાનંદસ્વામી તો આવ્યાજ નહિ ॥૧॥ જ્યારે રામાનંદસ્વામી આવ્યા નહિ ત્યારે તેમનાં દર્શનની તીવ્ર વાંછાથી જેમનો અતરાત્મા અત્યંત આકર્ષિત થયો છે, માટેજ તેમના નહિ આવવાની ચિંતાથી અતરમાં અત્યત ખેદ પામેલા અને આવવાની આશાથી જે વાટ જોઈ રહ્યા હતા તે પણ વ્યર્થ થવાથી નિરાશવત્ થએલા શ્રીહરિએ જેમાં રામાનંદસ્વામી વિરાજેછે એવા ભુજનગર પ્રત્યે જવાની ઇચ્છા કરી ॥૨॥ એ રીતે સ્વામિના દર્શનની ઉત્કંઠા જેમને અત્યત વૃદ્ધિ પામી છે એવા તે ભગવાન્ શ્રીનીલકંઠવર્ણિરાજ સાધુઓમાં અગ્રગણ્ય એવા મુક્તાનંદમુનિને પ્રણામ કરીને એવું વ્યક્ત વચન બોલ્યા કે—॥૩॥ હે મહામુને ! ભક્તવત્સળ શ્રીરામાનંદસ્વામી આટલો બધો વખત વ્યતીત થયો તોપણ આ પુરમાં કેમ પધાર્યા નહિ ? ભક્ત એવા આપણને તે ભુલી ગયા હશે કે શું ? મોટાઓએ તો સ્વજનની સંભાવના વારેવારે કરવી ઉચિત છે. 'બે ત્રણ માસે અહિં આવશે' એવી જે માસમર્યાદા મુકરર કરી હતી તે પણ ઉલ્લંઘન થઈ ગઈ છે. એટલે અવધિ પુરી થતાં આવશે એવું હવે કહેવાનું તમારે રહ્યું નહિ, માસમર્યાદા વ્યતીક્રાન્ત થવાથી 'સ્વામીએ આપણી ઉપેક્ષા નિશ્ચે કરી છે' એમ હું વિતર્ક કરૂં છું. તેમના આવવામાં અટકાવ કરનારૂં મારૂંજ કોઈ અદૃષ્ટ હશે કે શું ? નિશ્ચે એમજ જણાય છે. જો એમ ન હોય તો તે સ્વામી કેમ ન

कथं नेयात्स्वतन्त्रो जगतां गुरुः ॥५॥ अहमेव गमिष्यामि मुने ! तन्निकपाऽधुना । आज्ञा प्रदीयतां मह्यं गन्तुं भुजगपत्तनम् ॥६॥ इति तद्वाक्यमाकर्ण्य तं तु गन्तुं समुद्यतम् । सद्वाक्यैः प्रीणयन्प्राह मुक्तानन्दमुनिः सुधीः ॥७॥ वैशाखस्यासिते पक्षे श्रीस्वामी स तु निश्चितम् । आगमिष्यति तर्ह्येव त्वं कुर्यास्तस्य दर्शनम् ॥८॥ तपःकृशीकृताङ्गेन त्वया गन्तुं न साम्प्रतम् । शक्यं तपस्विप्रवर ! ततोऽत्र स्वस्थमावस ॥९॥ इतो दूरे पुरी सास्ति मध्ये चास्त्य-

આવે ? આવવાજ જોઇએ. અથવા તે સ્વામી તો આખા જગતના ગુરૂ છે એટલે આપણીપેઠે એમના ચરણારવિંદનાં દર્શનની વાટ જોઇ રહેલા બીજા બહુ જનો હશે, તેમની સભાવના કરવા રહ્યા હશે જેથી અત્ર નહિ આવ્યા હશે જો એમ હોય તો આપણે પણ તેમની અદરના એક છીએ તો હમણાંજ અત્ર આવીને આપણને દર્શનનો અનુગ્રહ કેમ ન કરે ? એવી શકા કરશો નહિ, કેમકે તેતો સ્વતન્ત્ર છે એટલે દર્શન દાનાદિકથી કેને પ્રથમ અનુગ્રહ કરવો અને કેને પછીથી કરવો આ વિષયમાં તેઓ સ્વતન્ત્ર છે. માટે હે મુને ! હુંજ હમણાં તેમના ચરણકમળ સમીપમાં સીધાવીશ, તો મને ભુજનગર જવાની આજ્ઞા આપો ॥૪-૬॥ હે રાજન્ ! આ પ્રકારનું શ્રીહરિનું ભાષિત સાંભળીને સુધી-દેશ કાળાદિકને જાણવામાં નિપુણમતિમાન્ મુક્તાનદમુનિ ભુજપુરપ્રત્યે પ્રયાણ કરવા તીવ્ર ઉદ્યમી થએલા શ્રીવર્ણીને સમુચિત રમ્ય વચનવડે પ્રસન્ન કરતા થકા બોલ્યા કે-॥૭॥ હે વર્ણીન્દ્ર ! તમારી આ ઉત્કઠા અત્યત ઉત્તમ છે પણ સ્વલ્પ સમયનો વિલબ તમારે સહન કરવો. વૈશાખ માસના કૃષ્ણપક્ષમાં ભક્તવત્સળ શ્રીરામાનંદસ્વામી જરૂર આવશે, ત્યારે તમોને તેમનાં દર્શન થશેજ એમાં તમો લેશ સંશય કરશો નહિ ॥૮॥ એ રીતે સામાન્યપણે ભુજનગર જવાનો નિષેધ કરીને હવે હેતુઓ બતાવીને નિષેધ કરેછે—હે તપસ્વિપ્રવર ! તમો તીવ્ર તપે કરીને અતિ કૃશશરીર છો માટે તમારાથી ત્યાં જઇ શકાય એમ નથી, તો તેટલા દિવસો સ્વસ્થચિત્ત થઇને અહીંજ નિવાસ કરી રહો-ઉદ્વેગ મન લેશ કરશો નહિ ॥૯॥ બીજો હેતુ કહુંછું—તે પુર તો

विघ्नखाडिका । महती विषमोत्तारा वस सन्मण्डलेऽत्र तत् ॥१०॥ अधुना त्वत्सुवृत्तान्तां लिखित्वा पत्रिकामहम् । स्वामिने प्रेषयिष्यामि खेदं किञ्चन मा कृथाः ॥११॥ तदुत्तरानुरूपा च त्वया गतिविचारणा । कार्या मतिमतां श्रेष्ठ ! त्वरितो मा भवाधुना ॥१२॥ विना तदाज्ञां तत्पार्श्वे गमनं तु तवानघ ! । अभीष्टसुखदं नैव भवितेत्यद्य मा व्रज ॥१३॥ सुव्रत उवाच—एवमाश्वासितस्तेन सोऽवसत्तत्र वर्णिराट् । मुक्तानन्दोऽलिखत्पत्रीमुपविश्य रहःस्थले ॥१४॥ स्वस्ति श्रीमदनेकसद्गुणगणैर्नित्यं महासिद्धिभिर्नानाशक्तिभिरप्युपाश्रितपदं सद्भक्तलक्षैर्युतम् । स्वेच्छाविष्कृतमानुषाकृतिमहं श्री-

અહીંથી બહુ દૂર વર્તે છે. કેવળ દૂર દેશમાં વર્તે છે એટલુંજ નહિ પણ બીજો પણ હેતુ છે કે—માર્ગ સુગમ નથી, મોટી સમુદ્રની ખાડીથી તે માર્ગ અંતરાએલો છે, તે ખાડીને ઉતરવાનું પણ વિશેષ વિષમ છે; તો સાધુમંડળમાં અહીંજ સુખેથી મનમાં કશો ઉચાટ કર્યા વિના રહો ॥૧૦॥ વળી હું હમણાંજ તમારા આવવાના વૃત્તાંતવાળી એક પત્રિકા લખીને દૂતદ્વારા સ્વામિપાસે મોકલાવું છું, માટે તમો લેશ પણ ખેદ કરશો નહિ ॥૧૧॥ હે મતિમતાં શ્રેષ્ઠ ! પત્રનો ઉત્તર આવ્યા પછી તેને અનુગુણ જવાનો વિચાર તમારે કરવો તે યુક્ત છે એમ હું માનું છું, માટે હમણાં એકદમ જવાની ત્વરા કરવી તે ઉચિત નથી એમ મને જણાયછે ॥૧૨॥ હે નિર્દોષ વર્ણિન્ ! રામાનંદસ્વામિની અનુજ્ઞા મેળવ્યા વિના તેમના સન્નિધિમાં જશો તો અભિલષિત સુખની સિદ્ધિ થશે નહિ એમ પણ મને જણાય છે, માટે હાલમાં તમો ત્યાં જશો નહિ ॥૧૩॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! મુક્તાનંદમુનિના આ પ્રકારના સત્ય મધુર વચનથી આશ્વાસનને પામેલા તે વર્ણિરાજ ભગવાન્ ભુજનગર જવાની ત્વરાનો ત્યાગ કરીને ત્યાંજ સ્વસ્થપણે નિવાસ કરીને રહ્યા. અને મુક્તાનંદમુનિએ એકાંત સ્થળમાં બેસીને વર્ણીન્દ્રવૃત્તાંતનો એક પત્ર લખ્યો ॥૧૪॥ પત્રલેખનનો પ્રકાર છવીશ શ્લોકથી કહેછે-સ્વસ્તિ-( પત્રમાં લખેલા અર્થથી સિદ્ધિની વાંછાવાળા જનો લેખના આરંભમાં મંગળ જેનો અર્થ છે એવા સ્વસ્તિશબ્દનો નિ-

स्वामिनं सद्गुरुं मुक्तानन्दमुनिर्भुजङ्गनगरानन्दं नमामीश्वरम् ॥१५॥ अत्र त्वत्कृपयैव लोजनगरे नस्त्वत्पदाब्जात्मनां भक्तानां वरिवर्ति सौख्यमथ तल्लेख्यं च यौष्माककम् । आज्ञायां तव सर्वे एव हि वयं वर्तामहेऽत्र प्रभो ! पत्रप्रेषणकारणं भवति यत्तच्छ्रव्यमेवादरात् ॥१६॥ अत्र कश्चन महामुनिवर्यः सङ्गतोऽस्ति खलु कोसल-

---

देश करेछे ) श्रीमदनेकसद्गुणगणैः—અનેક કૃપા ક્ષમાદિ સદ્‌ગુણગણો હોય પણ જો બ્રહ્મજ્ઞાનિઓના ચરણારવિંદનો આશ્રય જ્યાંસુધી ન કર્યો હોય ત્યાંસુધી તે સદ્‌ગુણો શોભતા નથી, સદ્‌ગુરૂનો સમાશ્રય કરે તો તે સદ્‌ગુણો શોભે છે, તો બ્રહ્મવિદોમાં અગ્રેસર આચાર્યવર્યના સમાશ્રયથી જેમના ગુણો શ્રીમંત-શોભાવાળા થયા તે આ જનો શ્રીમદનેકસદ્‌ગુણગણ કહેવાય, એવા જનો તથા અણિમાદિ સિદ્ધિઓ મોટી મોટી જેમને મળેલી છે તે મહાસિદ્ધિસંપન્ન કહેવાય, એવા જનો તથા જેમને નાનાપ્રકારની શક્તિ–સામર્થ્ય હોય તે નાનાશક્તિ કહેવાય, અર્થાત્ એકાંતિક ભાગવતો, ઐશ્વર્યવાળા અને પ્રભુ શક્તિવાળા જનોએ જેમના ચરણારવિંદનો નિત્ય સમાશ્રય કર્યો છે અને અપરિમિત એકાંતિક ભક્તજનોએ જેનો મહામહિમા સ્તુતિ કર્યો છે અને જેમણે સ્વેચ્છાથી માનુષાકાર સ્વીકાર કર્યો છે અને પોતાના નિવાસથી ભુજનગરના નિવાસી નરોને આનંદ આપતા અને શ્રીકૃષ્ણ ભગવાને જેમને સદ્‌ગુરૂપદ સમર્પણ કર્યું છે એવા ઈશ્વર શ્રીરામાનંદસ્વામી આપને હું મુક્તાનંદમુનિ નમસ્કાર કરવાપૂર્વક વિજ્ઞાપના કરૂંછું ॥૧૫॥ વિજ્ઞાપના કહેછે–હે પ્રભો ! આ લોજનગરમાં રહેલા, આપના ચરણકમળમાં એકાંત મનવાળા અમો સર્વે ભક્તો આપની કૃપાથીજ ભગવાનના ધ્યાનના એકાંતસુખથી વર્તીએ છીએ, અર્થાત્ અમો અતિશય સુખી છીએ. ભુજનગરમાં વિરાજમાન એવા આપના ચરણકમળની સુખસંપત્તિને સૂચવનારા પત્રની પ્રાર્થના અમો કરીએ છીએ. અમો સર્વે આપની આજ્ઞાને અવ્યગ્ર મનથી પ્રતિદિન પાલન કરીએ છીએ. અત્રથી પત્ર લખી મોકલવાનું જે કારણ છે તેતો અમો નિવેદન કરીએ છીએ. આ અંશ આદરથી આપ શ્રવણ કરો ॥૧૬॥ મહામુનિઓમાં શ્રેષ્ઠ કોઈ મુનીન્દ્ર ઉત્તર-

देशात्। वर्तते धमनिसन्ततदेहो मूर्तिमत्तप इवोत्तमकान्तिः ॥१७॥ नीलकण्ठ इति स प्रथिताख्यो नीलकण्ठसमभूरिविरक्तिः । नीलकण्ठसखवत्सकलार्थ्यो नीलकण्ठरिपुदर्पहरेक्षः ॥१८॥ वर्णिवेषधर एष महात्मा ब्रह्मरूपसततस्थितिमात्तः। निर्निमेषनयनः स्थिरगात्रो निष्परिग्रह उदारमतिश्च ॥१९॥ प्राप्त एष च किशोरवयोन्तं पुण्यतीर्थपरिशीलनदक्षः । सूक्ष्मवक्रलघुमञ्जुलकेशः स्पष्टको-

---

કોસલ દેશમાંથી અત્ર-લોજનગરમાં યદૃચ્છાથી આવ્યા છે. આ મુનિવર્ય તીવ્ર તપશ્ચર્યાથી થએલી કૃશતાને લીધે સ્પષ્ટ બહાર ઉઘાડી દેખાતી નાડીમાત્રથી વ્યાપ્ત શરીરવાળા દેખાય છે, તથાપિ તપસંબન્ધિ અસાધારણ તેજથી રમણીય, જનોને આહ્લાદકારી ઉત્તમ કાંતિવાળા વર્તે છે અને મૂર્તિમાન્ તપ હોય ને શું? એવા જણાય છે ॥૧૭॥ આ મુનિ નીલકંઠ નામથી પ્રખ્યાત છે. દેવાદિકના દુઃખની નિવૃત્તિ માટે કરેલા વિષપાનથી નીલ-શ્યામ કંઠ જેમનો છે એવા શિવને સમાન નિરવધિ વૈરાગ્યે સપન્ન છે. નીલકંઠ-મયૂરના મિત્રભૂત મેઘની માફક સર્વ જનોએ પ્રાર્થનીય સ્વભાવ છે. જેના નીલકંઠ ( શિવ ) શત્રુ છે એવા કામદેવનો ગર્વ ( સમસ્ત જગતને જીતવારૂપ ) જેના દર્શનમાત્રથી દૂર થાય છે અર્થાત્ જેની કૃપા દૃષ્ટિએ પડેલા કામાક્રાંત જનો પણ કામથી પરાભવ પામતા નથી એવા છે ॥૧૮॥ આ મહાત્મા વર્ણિવેષ ( જટા કમંડળુંધારણ વિગેરે )ને ધારી રહેલા છે. દેહાધ્યાસે રહિત હોઇને સદાકાળ બ્રહ્માત્મભાવના અનુધ્યાનપરાયણ છે. સર્વ સમયમાં ધ્યાનસ્થિતિ હોવાથી મેષોન્મેષે વર્જીત વિલોચનવાળા અને હસ્તપાદાદિ અંગની ચપળતાએ રહિત છે, સુખમાં કારણભૂત ભોગ્ય વસ્તુઓના પરિગ્રહે રહિત અને ઉદાર-મોટી અથવા દાનશૂર અગાધ બુદ્ધિવાળા છે ॥૧૯॥ વળી આ વર્ણી પનર વર્ષસુધીની કિશોર અવસ્થાના અંતને પામ્યા છે એટલે વીશ વર્ષની વયને પામવા આવ્યા છે, આટલી નાની અવસ્થામાંજ સમગ્ર પુણ્ય તીર્થોની યાત્રા કરીને નર જન્મને પવિત્ર કરી રહ્યા છે, સૂક્ષ્મ વક્ર અકઠિન અતિદીર્ઘ નહિ એવા મનોહર કેશવડે સુશોભિત મસ્તકવાળા અને સુસ્પષ્ટ અક્ષરપદવાળી કો-

मनोहरवाक्च ॥२०॥ स्त्रैणगन्धमपि सोढुमशक्तो मानमत्सरविवर्जितचित्तः । न स्पृहां हृदि तु कस्यचिदेष कृष्णमेकमपहाय करोति ॥२१॥ जीर्णवल्कलमृगाजिनवासा मालिकाकर ऋजुक्रियएषः । शिक्षयन्नपि मुनीन्मुनिधर्मान् शिष्यतां भजति नोऽत्र मुनीनाम् ॥२२॥ किञ्चिदन्नमरसं क्व च भुङ्क्ते क्वापि किञ्चन फलं च दलं वा । नीरमात्रमपि च क्वच पीत्वा वर्तते क्वचन वायुमशित्वा ॥२३॥ भैक्षभुक्तिरिचिदेष दिनानि क्वापि कर्हिचिदयाचितवृत्तिः ।

મળ મનોહર વાણીવાળા છે ॥૨૦॥ આ વર્ણિવર્ય સ્રીયોના ગંધમાત્રનેપણુ સહન કરી શકતા નથી અર્થાત્ નૈષ્ઠિકબ્રહ્મચર્યેશ્રીએ સંપન્ન છે, માન મત્સર વિગેરે દોષથી અદૂષિત મનવાળા છે વળી આ વર્ણી તો એક શ્રીકૃષ્ણ વિના બીજા કોઈપણ વસ્તુની લેશપણ સ્પૃહા હૃદયમાં કરતા નથી અર્થાત્ કેવળ શ્રીકૃષ્ણના દર્શનની ઇચ્છા વિના અન્ય સુખમાં ઉદાસીન છે ॥૨૧॥ એમની પાસે વસ્રતો જીર્ણ વલ્કલ કે મૃગચર્મ છે બીજું કશું નથી. એમનો કરકમળ જપમાળાથીજ સદા સમલંકૃત છે પણ બીજાથી નહિ. એમની સમસ્ત ક્રિયાઓ ઋજુ-અવિષમ છે એટલે મન વાણીની સાથે એકરૂપ છે, એટલે જેવું મનમાં અને વાણીમાં એવીજ ક્રિયા કરેછે પણુ મનમાં કાંઈક અને બોલે ત્યારે કાંઈક અને ક્રિયા કરે ત્યારે કાંઈક એમ નહિ. અથવા એમની ક્રિયા ઋજુ-શ્રુતિ અને સદાચારને અનુસરનારી હોવાથી અકુટિલ છે. મુનિઓ-આત્મમનનમાં પ્રવર્તેલાઓને મુનિધર્મો-આત્મમનનૈકાંત ધર્મો ( વિજ્ઞાન વૈરાગ્ય વિગેરે ) સ્વય ગુરૂ હોઇને શીખવવા સારૂ સમર્થ છે તથાપિ અત્ર રહેલા અમો મુનિઓના શિષ્યભાવને ભજેછે -શિષ્ય થઇને રહ્યા છે, અર્થાત્ ગુણેકરીને અતિશય મોટા છે તથાપિ તેના માને રહિત થઇને અમારી સેવામાં સદા અનુવર્તે છે ॥૨૨॥ વળી આ વિજીતરસ વર્ણી ક્યારેક નિરસ કેવળ અન્નને તેમાપણુ કિંચિત્ જમે છે, ક્યારેક જે કાંઈપણુ જેવું મળી આવે એવું ફળ તો ક્યારેક જે કાંઈ ઝાડી આદિકના પત્રને જમે છે, ક્યારેક કેવળ પાનીયપાન કરીનેજ વૃત્તિ કરે છે, ક્યારેકતો યોગકળાથી કેવળ વાયુભક્ષણુ કરીને વર્તેછે, એ રીતે દેહ-

नक्तभुक्कच तृतीयदिनाशी दुश्चरं चरति कर्म मनुष्यैः ॥२४॥ अस्य वास ऋतुषु द्रुममूले षट्स्वपि ध्रुवमभीष्टतरोऽस्ति । एष सौधवसतिं तु निजान्तर्वेत्ति बन्दिभवनेन समानाम् ॥२५॥ ग्रीष्म एष उरुधाऽग्निनिषेवी स्थण्डिले स्वपिति चाम्बुदकाले । शैशिरे शिशिरतोयनिवासी शोषयत्यविरतं निजदेहम् ॥२६॥ बालखेल

---

यात्राने करेछे ॥२३॥ आ वर्णी कोई समयमां केटलाक दिवसपर्यंत भिक्षाप्राप्त अन्नने जमेछे, कोई समयमां केटलाक दिवस याचना कर्या विनाज कोइए अन्नादि लावी आप्युं होय तोज ते जमे, नहि तो उपवास करेछे, क्यारेक नक्त काळमां भोजन करेछे ( निबन्धग्रन्थमां नक्तकाळ नानाविध कह्यो छे तथापि 'आरमनो द्विगुणा छाया मन्दीभूते दिवाकरे । तन्नक्तं नक्तमित्याहुर्न नक्तं निशि भोजनम्' आ स्मृतिमां कहेलो काळ अत्र स्थळे ग्रहण करवो, केमके तेज बहुधापणे अंगीकार करेलो छे ) क्यारेक बे दिवस उपवास करीने त्रीजे दिवसे जमीने काळनिर्गमन करेछे. आ रीते आ वर्णी तपस्वी मनुष्योए दुष्कर तप करेछे ॥२४॥ वृष्टि, हिम अने ताप जेमां विशेषपणे होय एवा वर्षादि छोए ऋतुमां आ वर्णीने वृक्षमूळमांज निवास अतिशय अभीष्ट निश्चे छे. आ महा वैराग्यवाळा वर्णी नृपोचित सौध ( महेल ) वासनेतो बन्धिखानाने समान मानेछे. तु-किंतु निजान्तर्वसति-शुद्ध ज्ञानमय पोताना अंतःस्वरूपमां, हृदयद्वार जेनुं उघडी गयुं छे एवामां निवासनेज सौधवास माने छे, अनभिज्ञ होवाथी पिंडनेज आत्मापणे जोनारा जनोनेतो मृत्तिकाना विकारभूत भवनमां सुखावासनो विभ्रम थायछे. जे कोई अंतरात्माराओ छे तेमने तो पोतानो आत्माज सुखावासभूत दिव्य भवन थायछे ॥२५॥ वळी आ वर्णीनुं आ दुष्कर तप छे-ग्रीष्म काळमां संगव समयने समारभीने अपराह्णसुधी पचाग्निने सेवेछे. वर्षाकाळमां बहार ओटली उपर शयन करेछे एटले अभ्रावकाश व्रत करेछे. वृक्षनोपण आश्रय छोडी दइने वनमां रात्रिदिवस वृष्टि वायुनुं सहन करवुं तेने अभ्रावकाश व्रत कहेछे. हिमत शिशिर ऋतुमां शीतळ जळनी अंदर निवास करेछे. ए रीते

उचितं क्व वयो वा दुर्लभा क्व च सुसिद्धदशा वा। वीक्ष्य तद्द्वयमपि ध्रुवमस्मिन्संशया बहुविधा हि भवन्ति ॥२७॥ अस्य निर्मलतपोमयधाम्नि ह्यस्मदुग्रतपसां रुचयस्तु। व्योममध्यगतभास्करदीप्तौ दीपकान्तिसमतामुपयान्ति ॥२८॥ वेत्ति यः सकलयोगकला वा सोऽपि शिष्यपदवीं भजतेऽस्य। कौशलं किमपि कोऽपि नरोऽस्मै नैव दर्शयितुमात्मन ईष्टे ॥२९॥ शास्त्रजालकमनेन कियद्वा

---

સદાકાળ સ્વશરીરને કૃશ કરેછે ॥૨૬॥ આ વર્ણીનું બાળક્રીડાને યોગ્ય એવું યૌવનોન્મુખ વય ક્યાં? (બાલ્યને આરંભીને વીશ વર્ષસુધી ક્રીડામાંજ આસક્ત હોય છે એમ ભાગવતમાં કહ્યુંછે–'મુગ્ધસ્ય બાલ્યકૌમારે ક્રીડતો યાતિ વિંશતિઃ') અને કોટિસાધનથી પણ ન સિદ્ધ કરી શકાય એવી સિદ્ધસમાધિઓના જેવી સારી સિદ્ધ દશા ક્યાં? આ બેમાં બહુ અંતર છે, કેમકે બાળત્વ અને સિદ્ધત્વની એકસ્થળમાં સાથે સ્થિતિ હોતી નથી, આ વર્ણીમાં તો આ બન્ને દશાઓ નિશ્ચયથી નિહાળતા અમારા ચિત્તમાં બહુવિધ વિતર્કો ઉદય પામેછે કે–આ કોઈ બ્રહ્મદર્શી પ્રારબ્ધકર્મને ભોગવવાવડે પરિહારને કરવા નરયોનિને પામેલા છે કે શું? અથવા શ્વેતદ્વીપનિવાસી મુક્તોની અંદરના કોઈ હશે કે શું? અથવા બદરિકાશ્રમનિવાસી ભગવાન્ નારાયણ મહર્ષિ હશે કે શું? એવા સંશયો થાયછે એટલે એમના સ્વરૂપનો તત્ત્વથી વિનિર્ણય અમારા મનમાં થઈ શકતો નથી ॥૨૭॥ અમારા તીવ્ર તપની સમસ્ત કાંતિઓ આ વર્ણીના નિર્મળ નિરતિશય તપોમયકાંતિમંડળના સમીપમાં ગગનતળના મધ્યભાગને પામેલા (મધ્યાહ્નકાળના) સહસ્ર કિરણોવાળા સૂર્યની સન્નિધિમાં દીપસમૂહની કાંતિતુલ્ય દશાને પામે છે અર્થાત્ એમના તપ આગળ અમારાં તપતો કેવળ કહેવામાત્ર છે–કશા લેખામાં નથી ॥૨૮॥ જે યોગી સમગ્ર યોગકળાઓને જાણેછે તેપણ આ વર્ણીની યોગકળામાં શિષ્યપદવીને યોગ્ય થાય છે એટલે હાથ જોડીને 'હું તમારો શિષ્ય છું' એમ બોલે છે. કિં બહુના કોઈપણ પુરૂષ પોતાનું કિંચિત્પણ અપૂર્વ કુશળપણું લેશપણ આ વર્ણીની આગળ પ્રકાશ કરવા સમર્થ થતો નથી ॥૨૯॥ આ વર્ણીએ

सद्गुरोरधिगतं भवतीति । निश्चयं तु विदधीत पुमान् यः सोऽद्य कश्चन न भाति पुरे वै ॥३०॥ प्रश्नमल्पमपि कुर्वति चास्मिन्कुण्ठिता इव धियो विदुषां वै । क्षीणतर्कततयः प्रतिवादे शून्यभावमुपयान्ति सभायाम् ॥३१॥ संशयं कमपि शास्त्रविदापि पृष्ट एव झटिति त्वमिवैषः । युक्तियुग्बहुविधोत्तरदानैरेव किं प्रभुरिति प्रवितर्क्यः ॥३२॥ ध्यानमास्थितवतां च मुनीनां सुस्थिरासनदृढस्थितिभाजाम् । मानसं बहिरितः क्व च निर्यद्वेत्त्यसाविव निजान्तरसाक्षी ॥३३॥ तीक्ष्णदुर्जनवचःशरवृन्दैर्भिद्यते न हृदयं कि-

---

સત્સંપ્રદાયી સદ્‌ગુરૂની સેવાથી સચ્છાસ્ત્રસમૂહનું વિજ્ઞાન કેટલું મેળવ્યું છે તેનો નિશ્ચય કરવા અમારામાંથી કોઈપણ યોગ્ય નથી. નવાનવા વિતર્કો કરવામાં કુશળ બુદ્ધિશાળી પુરૂષોપણ આ વર્ણીએ પુછેલા અલ્પપણ તત્ત્વપ્રશ્નના પ્રત્યુત્તર પ્રદાનમાં સમર્થ થતા નથી. ઉલટા પ્રત્યુત્તરપ્રદાનમાં કુંઠિત મતિવાળા થઇને સભામાં શૂન્યભાવ ( સ્તબ્ધતા )ને પામી જાય છે—કોઇનો લેશપણ તર્ક નભી શકતો નથી ॥૩૦-૩૧॥ આ નીલકંઠવર્ણી સમસ્ત શાસ્ત્રોને જાણનારાનેપણ કોઈ ગહન બાબતમાં થતા હરકોઈ સંશયને તુરત યુક્તિયુક્ત બહુવિધ પ્રત્યુત્તરપ્રદાનથી સદ્‌ગુરૂસ્વરૂપ પરમેશ્વર એવા આપની માફક શમાવી દે છે, માટે આ પ્રભુ-ઈશ્વરજ અવતરેલા છે એમ સર્વે કોઈ તર્ક કરેછે ॥૩૨॥ સ્વસ્તિકાદિ સુસ્થિર આસનોવડે દેહ ઇન્દ્રિયાદિકની સુદૃઢ સ્થિતિને પામીને એકાગ્રપણે શ્રીકૃષ્ણસ્વરૂપના ધ્યાનમાં પ્રવર્તેલા અમો આદિક મુનિઓનું ધ્યેય પરમાત્મસ્વરૂપમાં નિશ્ચળપણે જોડેલું એવુંપણ મન તે ધ્યાનમાંથી બહાર કોઈ માયિક પદાર્થમાં બળાત્ પૂર્વવાસનાના વેગથી જો નીકળી જાય તો તેનેપણ આ વર્ણી અંતરાત્મા હોય ને શું ? એમ જાણે છે. આ પણ એમનું પ્રભુત્વપ્રબોધક લક્ષણ છે ॥૩૩॥ આ વર્ણીનું હૃદય અત્યંત દૃઢ ક્ષમારૂપ બખ્તરથી, બખ્તરથી આચ્છાદિત કરેલા દેહની પેઠે આવરિત હોવાથી દુર્જનોનાં તીક્ષ્ણ વચનરૂપ બાણસમૂહોવડે અણુમાત્રપણ ભેદાતું નથી-વ્યથા પામતું નથી. પ્રકૃતિથી અને દયાશીલતાથી કોમળ એવું પણ આ વર્ણીનું ચિત્ત બીજાએ

ल चास्य । संवृतं दृढतरक्षमया तद्वज्रसारसमतामुपयाति ॥३४॥ अन्यदुःखलवदर्शनमात्रात्तत्क्षणे द्रवत एव हृदोऽस्य । मार्दवस्य कणिका किमु लेमे पद्मकोशनवनीतशिरीषैः ॥३५॥ साधुता तु निखिला निजदृष्ट्या वीक्ष्यते मुनिवरेऽत्र यथा वै । न श्रुता खलु तथा क्वचनर्षौ त्वां विहाय जनतागुरुमेकम् ॥३६॥ एतदीयचरितं निखिलं वै वीक्ष्य चेतसि ममेत्यपि भाति । अस्मदीयमतिदार्ढ्यपरीक्षां कर्तुमागत इहास्ति भवान्किम् ॥३७॥ दर्शनोत्सुकमनास्तव चासावुद्यतोऽपि स मया निषिषेधे । प्रेषयेय तमहं तव पार्श्वे

કરેલા નિંદાના અભિઘાતમાતો વજ્રસારની સમતાને પામેછે, આવી આ વર્ણીની પરમાવધિ સાધુતા છે ॥૩૪॥ બીજા જનના લેશમાત્રપણ દુ ખ દર્શનમાત્રથીજ આ વર્ણીનુ દયાર્દ્ર હૃદય તેના દુ ખની નિવૃત્તિ નિમિત્તે તુરત દ્રવિત થઈ જાય છે ( 'तत्क्षते' એવો પાઠ હોય તો 'તેના નાશ માટે' એવો અર્થ કરવો ) ત્યારે તો દ્રવિત થતા આ વર્ણીના હૃદયની કોમળતાની એક કણિકા કમળકોશ, માખણ અને શિરીષ ( શામળો ) પુષ્પને મળતી હશે કે શુ ? એવી ઉત્પ્રેક્ષા થાય છે અર્થાત્ દયાએ કરીનેતો કમળકોશાદિક થકીપણ અધિક કોમળ આ વર્ણીનુ હૃદય છે–કઠિન હૃદયવાળા નથી ॥૩૫॥ આ મુનિવર વર્ણીમા જેવી શાસ્ત્રોક્ત સમસ્ત સાધુલક્ષણની સપત્તિ સમીક્ષણ થાય છે તેવી જનસમાજના સદ્ગુરૂ એવા એક આપના વિના બીજા કોઈ પણ મુનિવરમા અમોએ દેખી નથી તેમ સાભળી પણ નથી ॥૩૬॥ આ વર્ણીનુ સમસ્ત ચરિત્ર આશ્ચર્યકારી જોઇને મનમા એવીપણ સભાવના કરીએ છીએ કે–અમારી બુદ્ધિની એકાતિક ધર્મમા દૃઢતાની પરીક્ષા કરવા અમારી સમીપે આપજ રૂપાતર સ્વીકારીને પધાર્યા હશો કે શુ ? ॥૩૭॥ આ વર્ણીને આપના ચરણારવિંદના દર્શનની અત્યત ઉત્કઠા હોવાથી તે દર્શન કરવા આપની પાસે આવવા ઉદ્યમી થયા હતા પણ મેં નિષેધ કર્યો જેથી અહીં રહ્યા છે જો આપની આજ્ઞા હોય તો હમણાજ એમને ત્યા મોકલુ,

१ 'तत्क्षते' इति पाठान्तरम् ।

साम्प्रतं किमु न वेति तु लेख्यम् ॥३८॥ इत्येतत्सूचनाद्धेतोः पत्रमेतद्यथामति । लिखितं तद्विलोक्यैव प्रेष्यं शीघ्रं तदुत्तरम् ॥३९॥ सुक्षेपु बहुना किं स्याल्लेखनेन ततः प्रभो ! । एतावदेव लिखितं कृपा कार्या सदा मयि ॥४०॥ सुव्रत उवाच—पत्रमित्थं लिखित्वाऽथ वर्णिराजं जगाद सः । स्वामिने लिखितं पत्रं मया त्वमपि तल्लिख ॥४१॥ पत्रं विलोक्य भवतः शीघ्रमायास्यति प्रभुः । इत्युक्तस्तेन मुनिना सोऽलिखत्पत्रिकां सुधीः ॥४२॥ उपविश्य रहःस्थले

---

આ બાબતમા આપ પત્રદ્વારા યોગ્ય ઉત્તર આપવાને યોગ્ય છો ॥૩૮॥ આ વર્ણિનું આવું ઉત્તમ વૃત્તાંત વિદિત કરવા માટે મેં આ પ્રકારે આ લેખ યથામતિ લખ્યો છે, તેની પર્યાલોચના કરીને તેનો પ્રત્યુત્તર જલદી લખી મોકલશો એવી નમ્ર પ્રાર્થના છે ॥૩૯॥ હે પ્રભો ! સુજ્ઞેષુ કિં બહુના—અલ્પ અક્ષરના વિન્યાસવાળા પત્રના પ્રદર્શનથી પણ વિશેષ વૃત્તાંત જાણી જનારા તમારા જેવાઓ આગળ વિશેષ વિસ્તારથી લખવાનું શું પ્રયોજન છે ? કાંઈ પણ નથી માટે મેં આટલુંજ—દિઙ માત્ર લખ્યું છે. અમો સેવકોની ઉપર આપે સદાકાળ કૃપા કરવી ॥૪૦॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! મુક્તાનંદમુનિ આ પ્રકારે વર્ણિવૃત્તાંતનો લેખ લખીને પછી વર્ણિરાજની પાસે પરવરીને મેં રામાનંદસ્વામિને આપનું વૃત્તાંત વિનિવેદન કરવા આ લેખ લખ્યો છે, તમો પણ તમારા વૃત્તાંત વિજ્ઞાપનનો લેખ લખો તમોએ મારા તમામ વૃત્તાંતનો પત્ર લખ્યોજ છે તો મેં લખેલા પત્રનું શું પ્રયોજન છે ? એમ માનશો નહિ. તમારો પત્ર લખેલો જોઇને તો પ્રભુ શ્રીરામાનંદસ્વામી જલદી અત્ર આવશે. હે રાજન્ ! આ પ્રકારે કહ્યું એટલે બુદ્ધિશાળી શ્રીહરિએ લેખ લખવાનો આરંભ કર્યો ॥૪૧-૪૨॥ હે રાજન્ ! આ ભગવાન્ શ્રીનીલકંઠવર્ણી લેખ લખવામા સાવધાન થઈ એકાંત સ્થળમાં બેસીને પોતાની સાથળ ઉપર સ્થાપન કરેલા નાના પાટીયા ઉપર કાગળ—પત્રને મુકીને જમણા કરમા કલમ ગ્રહણ કરીને, ગ્રીવાને લગાર નમાવીને સુવર્ણ—રમણીય વર્ણો જે પદસમુદાયમાં છે એવો પત્ર લખવા મંડ્યા અથવા વર્ણને સૂચવનારી રેખાનુ સૌન્દર્ય વર્ણમાં

निजोरौ फलके काकुदपत्रकं निधाय । स तु दक्षकरात्तलेखनीको लिखति सानतकन्धरः सुवर्णम् ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे मुक्तानन्दलिखितपत्रिकानिरूपणनामा त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥५३॥

सुव्रत उवाच—स्वभावगर्भितां पत्रीं वर्णीन्द्रः स यथाऽलिखत् । तथा तां नृपते ! तुभ्यं कथयामि निशामय ॥१॥ स्वस्ति श्रीविलसद्भुजङ्गनगरे राजाधिराजश्रिया जुष्टाङ्घ्रिः प्रथयन्भृशं विजयते श्रीकृष्णभक्तिं भुवि । नानासद्गुणसन्मणीन्द्ररचिताकल्पो गुरूणां

ઉપચારથી જાણવું, એવા વર્ણો લખવા મડ્યા અથવા સારા વર્ણેથી લખવા લાગ્યા ॥૪૩॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે મુક્તાનંદલિખિતપત્રિકાનિરૂપણનામા ત્રિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૩॥

## અધ્યાય ૫૪ મો.

સુવ્રતઋષિ કહે છે—હે નૃપતે ! વર્ણીન્દ્ર શ્રીહરિએ પોતાનો હૃદત અભિપ્રાય જેમાં ગર્ભિત છે એવી પત્રી જે લખી હતી તેનો પ્રકાર તમોને કહુંછું તેને સાવધાનતાથી સાંભળો ॥૧॥ સર્વે કોઈ ભૂતોનું સ્વસ્તિ-મંગળ થાઓ અથવા ગુરૂ શિષ્ય આપણું બન્નેનું સ્વસ્તિ થાઓ, વિદ્યાસિદ્ધિ માટે આતો ઇચ્છવા યોગ્ય છે, 'सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै" એવી શ્રુતિ છે. અથવા લેખાર્થની સિદ્ધિરૂપી સ્વસ્તિ થાઓ. શ્રી–સ્વામિના નિવાસજન્ય શોભાએ સપન્ન અથવા નગરને સમુચિત હવેલી રચના આદિક શોભાથી શોભાયમાન એવા ભુજનગરમાં રાજાધિરાજશ્રી–ચક્રવર્તિરાજાના જેવી શોભાએ સેવ્યાં છે ચરણકમળ જેનાં, અર્થાત્ રાજાઓના ગુરૂ હોવાથી અને તેમણે સદા સેવેલા હોવાથી સાર્વભૌમનીપેઠે શોભતા. અથવા રાજાધિરાજશ્રીએ સંપન્ન એવા રાજાઓએ સેવ્યાં છે ચરણકમળ જેનાં. પૃથ્વી ઉપર અધ્યાત્માદિ ત્રણ તાપને શમાવનારી કૃષ્ણભક્તિને સર્વત્ર પ્રવર્તાવનારા માટેજ ભક્તિયોગના અતિશયથી શ્રેષ્ઠપણાને પામેલા જે શાંતિ આદિક સદ્ગુણો તેરૂપી ઉત્તમ મણીઓથી રચેલાં જે મડન ( ઘરેણાં ) તેનાથી અ-

**गुरुः स्वेच्छाकृतनिजाश्रिताखिलभयः श्रीस्वाम्युदारश्रवाः ॥२॥ साक्षादुद्धव एव यस्तनुभृतां निःश्रेयसायावितुं धर्मं चाजयविप्रतश्च सुमतौ जातो ह्ययोध्यापुरे। स्वामिंस्तं तु भवन्तमेव शतशो नत्वा निपत्य क्षितौ विज्ञप्तिं विदधे त्वदेकशरणोऽहं नीलकण्ठद्विजः ॥३॥ विहाय सम्बन्धिजनान्निजानहं निजं च देशं किल कोसलाभिधम्।**

લંકૃત, અર્થાત્ મંડનથી મંડિત (શોભાયમાન) નહિ પણ ગુણથીજ. પોતાના નિષ્કારણ કરૂણાકટાક્ષથી આશ્રિતજનોના સમગ્ર ભયને હરનારા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાને ગુરૂપદ આપેલું હોવાથી ગુરૂઓના પણ ગુરૂ. (પ્રથમ ગુરૂ) માટેજ મહાયશ જેમનું છે. અમારા સર્વેના સ્વામી એવા શ્રીરામાનંદમુનિ અત્યંત વિજય પામે છે–સર્વોત્કર્ષપણે પ્રવર્તે છે ॥૨॥ હે સ્વામિન્! પૂર્વે દ્વાપરયુગને અંતે યદુપતિ ભગવાન્ શ્રીકૃષ્ણથકી જેમને વિજ્ઞાન પ્રાપ્ત થયું છે અને તેમના એકાંતિક ભક્ત એવા જે શ્રીમાન્ ઉદ્ધવજી હતા એજ પોતે ભગવાન્ અંતર્ધાન થયાપછી ભૂતળમાં કળિબળથી પ્રક્ષય પામી જતું તેમનું વિજ્ઞાન અને ભક્તિની કોઈ પણ પ્રકારે પ્રવૃદ્ધિ કરવા અને તેના ઉપકરણભૂત ધર્મનું સંરક્ષણ કરવા ધર્મ જ્ઞાન અને ભક્તિ જેનું લક્ષણ છે એવાં કલ્યાણનાં પગથીયાંને સુદૃઢ કરીને પ્રાણીઓનું કલ્યાણ સંપાદન કરાવા, અયોધ્યાપુરીમાં અજય નામના વિપ્રથકી તેની પત્નિ સુમતિમાં ફરીથી સ્વેચ્છાથી સ્વીકાર કરેલા આ માનુપ રૂપથી પ્રત્યક્ષ પ્રકટ થયા છો. એવા તમોને તમારૂંજ એક શરણ જેને છે, નીલકંઠ જેનું નામ છે એવો હું દ્વિજ–સરવરીયા જ્ઞાતિનો બ્રાહ્મણ પૃથ્વી ઉપર પડીને સોએ સો સાષ્ટાંગ પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરૂંછું ॥૩॥ હવે શ્રીહરિ પોતાના અભિપ્રાય પ્રદર્શનથી શ્રીરામાનંદસ્વામિનું સત્વર આગમન કરાવા પોતાનું કર્તવ્ય અને જ્ઞાતવ્ય પાંત્રીશ શ્લોકથી બતાવે છે— હે ભગવન્! તે હું નિજાન્—સાક્ષાત્ બંધાએલા દુસ્ત્યજ ભ્રાતાદિ અને માતુલાદિ સંબન્ધિ જનોનો ત્યાગ કરીને તથા કોસલ નામના સ્વદેશનો ત્યાગ કરીને, તે તે સ્થળમાં રહેલાં તે તે નાનાવિધ તીર્થોની યાત્રા કરવા ભૂમંડળમાં ફરતો ફરતો આ લોજપત્તનને પામીને હાલમાં અહીં નિવાસ ક-

तीर्थानि कुर्वन्निह लोजपत्तने स्थितोऽस्मि सद्वत्य विभो! त्वदाश्रितान् ॥४॥ कृष्णस्य साक्षाद्दृमीक्षणार्थं प्रत्यब्दमेवेह तपान्त आद्रात्। व्रतं तु मासांश्चतुरः करोमि यद्धारणापारणमित्युदीरितम् ॥५॥ मासोपवासं विदधे तथोर्जे कृच्छ्राणि वा कर्हिचिदत्र कुर्वे। चान्द्रयणं चानघ! माघमासे पाराककृच्छ्रं च विभो! तदर्थम्॥६॥एकादशी मुख्यतमाऽस्ति येषां व्रतानि नित्यानि च तानि कुर्वे। कृष्णस्य

---

રીને રહ્યો છું. જેને કોઇ નિવાસસ્થાન નથી તેમજ જેને એક નિયત નિવાસ પ્રિય નથી એવા પણ મને અહીં નિવાસમાં નિમિત્તતો તમારા ચરણ કમળના સમાશ્રિત સંતોનો સમાગમજ છે. એવો સત્સમાગમતો કલ્યાણ માર્ગે પ્રવર્તેલાઓએ આકાંક્ષા કરવા યોગ્ય છે ॥૪॥ મને અભિરૂચિતો શ્રીકૃષ્ણના સાક્ષાત્કારમાં પ્રતિદિન વધતી જાય છે, માટેજ સમસ્ત બંધુવર્ગનો પરિત્યાગ કરીને સંતોના સમાગમની સ્પૃહાથી તીર્થાટન કરતો થકો વિષયારામ ઇન્દ્રિયોનું દમન કરવા વર્ષોવર્ષ વર્ષાકાળમાં ચાર માસ ધારણાપારણા નામનું વ્રત આદરથી કરૂંછું. એકાંતરો ઉપવાસ કરવો તેને ધારણાપારણા વ્રત કહે છે આષાઢ શુકલ એકાદશીને આરંભીને કાર્તિક શુકલ એકાદશીસુધી તે વ્રત કરવાનું સ્મૃતિમાં પ્રસિદ્ધ છે, 'उपवासो धारणा स्यात् पारण भोजनं स्मृतम्' એવી સ્મૃતિ છે ॥૫॥ તથા હે વિભો ! પ્રત્યક્ષ શ્રીકૃષ્ણદર્શન માટે કોઈ વર્ષમાં કાર્તિક માસમાં એક માસસુધી લાગટ ઉપવાસ કરવારૂપ વ્રત કરૂંછુ તો ક્યારેક સાંતપનાદિ નાનાવિધ કૃચ્છ્ર વ્રતો કરૂંછુ. હે અનઘ !–પોતે પાપે રહિત અને આશ્રિતોના પાપોને નિવૃત્ત કરનારા હોવાથી અનઘ. અથવા ક્યારેક અનઘ–વ્રતાચરણથી પાપને નિવૃત્ત કરનારા માઘ માસમાં ચાન્દ્રાયણ વ્રત કરૂંછું તથા પારાક (બાર દિવસ સુધી ઉપવાસ કરવારૂપ) કૃચ્છ્ર કરૂંછુ ॥૬॥ જે નિત્ય વ્રતોને મધ્યે એકાદશી વ્રત અતિશય મુખ્ય છે તે નિત્ય (ન કરે તો પાપ લાગે) એવાં વ્રતો હું નિરંતર કરૂં છું. આ વ્રતોના અનુષ્ઠાનથી હું કાંઇ પણ ફળ ઇચ્છતો નથી, પરંતુ શ્રીકૃષ્ણની પ્રસન્નતાજ ઇચ્છું છુ કૃષ્ણપ્રસન્નતા માટે વ્રતોને આચરતો હું દૈહિક કલેશને લેશપણ નિશ્ચે ચિત્તમાં

तोपाय न देहदुःखं किञ्चित्स्वचित्ते गणयामि नूनम् ॥७॥ हित्वैन्द्रियान्पञ्च च शब्दमुख्यान्सुदुस्त्यजानप्यतुलप्रताप ! । त्वगस्थिशेषं स्ववपुर्मया वै चक्रे तपोभर्जितरक्तमांसम् ॥८॥ तद्दर्शनाशामृतवल्लिमेकामालम्ब्य देहे त्वसवश्चलन्ति । न त्वन्यदालम्बनमस्ति तेषां यियासतामन्नविहीनदेहात् ॥९॥ निरन्नदेहेऽस्थिषु वर्तमानाः प्राणा मदीयाः प्रणतार्तिहन्तः ! । अन्नात्मके ह्यत्र फलौ नराणां कुर्वन्ति

गणुतोज नथी, એટલે શીતોષ્ણ-સુખદુઃખને દેનારા વિષયસ્પર્શો મારા મનને વિક્ષોભ કરવા સમર્થ થતા નથી ॥૭॥ વળી યદ્યપિ શબ્દાદિ વિષયો દેહિઓએ દુસ્ત્યજ છે એ પ્રસિદ્ધ અર્થ છે તથાપિ વિષયોમાં રહેલા દોષોનો વિચાર કરતા મેં ઉગ્ર વેગવાળા, વિષયરૂપ માર્ગમાં વેગથી ગતિ કરતા ઇન્દ્રિયોરૂપ અશ્વોને નિયમમા કરીને તે વિષયોનો દૂરથી પરિત્યાગ કર્યો છે. એ રીતે ઇન્દ્રિયો સબન્ધિ વિષયોનો ત્યાગ કરીને સ્વાત્મસ્વરૂપમા મનને જોડતો થકો અન્નરસથી પરિપુષ્ટ થએલા અને ધાતુદોષને લીધે મનની એકાગ્રતા થવામા વિરોધિ થતા એવા આ શરીરને તપે કરીને રૂધિર માસ જેમાંથી સુકાઈ ગયું છે માટેજ અસ્થિમાત્ર જેમાં અવશેષ રહ્યા છે અને પ્રાણુધારણમાં પર્યાપ્ત એવુ મેં કરી દીધુ છે આ બધી બાબત અપારપ્રતાપી આપના સમાગમથી ઝટ સફળ થશે એમ હું માનું છુ ॥૮॥ હે સ્વામિન્ ! હું અન્નરસથી જીવન કરતો નથી કિંતુ કેવળ આનદમય અને અનુસ્મરણ માત્રથી આનદ આપનારા શ્રીકૃષ્ણુના પ્રેમપ્રકર્ષથી પ્રકટ થએલી પ્રત્યક્ષ પ્રેક્ષણુની ઇચ્છારૂપ અમૃતવલ્લીથી કરૂં છું દર્શનની ઇચ્છારૂપ અમૃતવલ્લીજ શરીરમાં પ્રાણુ ધારણુ કરી રહી છે. અન્નવિહીન થએલા દેહમાથી નીકળી જવા ઇચ્છતા પ્રાણોને એજ કેવળ અવલબન છે ॥૯॥ વળી અન્નરસના વિશેષ પોષણે વર્જીત અને અસ્થિમાત્ર જેમાં બાકી રહ્યા છે એવા આ શરીરમાં સચાર કરતા મારા પ્રાણોતો અન્નસમા પ્રાણુ જેમા છે એવા આ કળિયુગમા મારા દર્શન કરનારા જનોને સત્યયુગની ભ્રાંતિ કરે છે, અર્થાત્ 'कृते त्वस्थिसमाः प्राणा.' એવી સ્મૃતિ છે તો 'આ કોઈ સત્યયુગના હશે કે શુ ?' એમ દેખાયછે તો સત્યયુગ

वै सत्ययुगक्रमं तु ॥१०॥ अष्टाङ्गयोगाभ्यसनार्जितेन क्रिया ममैश्वर्यवलेन सर्वाः। दैह्या भवन्तीति विभो! विदित्वा कृपां कुरु त्वं मयि कृष्णभक्ते ॥११॥ पिता च माता मम कृष्ण एव स्वामी च बन्धुश्च गुरुः सुहृच्च। तस्मिन्मम स्नेहभरोऽस्ति पूर्णो ह्यन्यत्र तु स्याद्यदि तत्परत्वम् ॥१२॥ पञ्चेन्द्रियाणां विषयोपभोगप्रदस्य मेऽपि

---

આવ્યો કે શું ? એમ મારા નિરીક્ષણથી તેઓ ભ્રાંતિ પામેછે. એવો હું તે મારી જે આ પીડા શ્રીકૃષ્ણના સાક્ષાત્કારની અપ્રાપ્તિરૂપી છે તેને ટાળવામાં તમોજ સમર્થ છો ॥૧૦॥ હે વિભો ! અસ્થિમાત્ર જેમાં અવશેષ છે ( રૂધિર માંસે રહિત ) એવા પણ આ દેહથી જે અનેક તીર્થ ક્ષેત્રાટન તથા વિષમ વનવિચરણાદિ સમગ્ર દૈહિક ક્રિયાઓ છે તેતો અષ્ટાંગયોગના અભ્યાસથી સંપાદન થએલા અણિમાદિ ઐશ્વર્યયોગને લીધે અનાયાસથી થયા કરે છે, પરન્તુ જ્યાંસુધી સર્વાન્તરાત્મા શ્રીકૃષ્ણ ભગવાન્ મારા લોચનગોચર ન થાય ત્યાંસુધી આ ઐશ્વર્યથી હું કૃતકૃત્ય થયો એમ માનતો નથી. તો તમો આ મારૂં સર્વ વૃત્તાંત જાણીને કૃષ્ણભક્તિરસમાંજ એક આરામવાળા મારી ઉપર આપ કૃપાનિધિ દર્શનદાનરૂપ કૃપા કરવાને યોગ્ય છો ॥૧૧॥ હે સ્વામિન્ ! મારે તો એક કૃષ્ણજ પિતા–પિતાનીપેઠે આજ્ઞા નહિ ઉલ્લંઘન કરવા યોગ્ય છે. કૃષ્ણજ માતા–માતાની માફક આપત્કાળમાં પણ અપરિત્યાજ્ય છે. કૃષ્ણજ **સ્વામી**–પતિવ્રતા વનિતાની પેઠે સર્વદા અનુસરવા યોગ્ય છે. કૃષ્ણજ બન્ધુ–મિત્રની માફક વિશ્વાસાસ્પદ છે. કૃષ્ણજ ગુરૂ–ગુરૂની પેઠે હિતોપદેષ્ટા છે. કૃષ્ણજ સુહૃત્–સુહૃદ્‌ની પેઠે હિતકારી છે. કારણ કે સંપૂર્ણ સ્નેહાતિશય એક શ્રીકૃષ્ણ વિષેજ છે પણ કૃષ્ણથકી અન્ય દેહાનુબન્ધિવર્ગ વિગેરેમાં નથી, અર્થાત્ કૃષ્ણના સમ્બન્ધેજ પિત્રાદિ સર્વના સમ્બન્ધનું સુખ છે એમ હું માનુંછું. જો શ્રીકૃષ્ણથકી અન્ય પિત્રાદિકો ભગવદ્‌ભક્તિએ યુક્ત હોય તો તેમાં પણ તેવા ભક્તપણાથીજ મારે તેવો સ્નેહ થાય પણ કેવળ પિત્રાદિ કૌટુંબિક સમ્બન્ધમાત્રથી નહિ. એ રીતે મારી સમાહાત્મ્ય ભક્તિ પણ શ્રીકૃષ્ણના પ્રત્યક્ષ દર્શન પ્રયોજનવાળી છે ॥૧૨॥ વળી જે કોઈ મને રાજી કરવા શાસ્ત્ર સાથે

स्वसुहृज्जनस्य । कृष्णे न चेत्स्यादनुराग ईशे तं तर्हि जह्यां रिपुवद्धि सद्यः ॥१३॥ स्नेहेन मत्पोषणकारिणोऽपि तातं प्रसूं सोदरमप्यहं स्वम् । वीक्षेय चेत्तद्विमुखान्कदाचित्सद्यः प्रजह्यां किमुतान्यबन्धून् ॥१४॥ ब्रूया यदि त्वं निजबन्धुवर्गत्यागे भवेद्दोष इतीह वच्मि । तद्भक्तिहीना निजबन्धवोऽपि प्राचीनभक्तैर्बहुभिः प्रहाताः ॥१५॥ विभीषणो भ्रातरमप्यहासीत्प्रसूं स्वकीयां भरतश्च

---

વિરોધ ન આવે એ રીતે પાંચ ઇન્દ્રિયોના વસ્ત્ર વિભૂષણ વિગેરે વિષયોપભોગનું અર્પણ કરે પણ જો તે ભગવદ્‌ભક્તિથકી વિમુખ છે તો તેને હું રિપુની પેઠે તત્કાળ ત્યાગ કરૂં છું. તેમજ મારા તેવા સુહૃદ્ જનોનો પણ શત્રુવત્ ત્યાગ કરૂં છું ॥૧૩॥ જે માતા પિતા ભ્રાતા આદિક સ્વાભાવિક સ્નેહાતિશયથી બાલ્ય વયથી આરંભીને મારૂં ભરણ પોષણ કરનારા છે તેઓપણ કૃષ્ણ ભક્તિથકી વિમુખ હોવાનું જો કદાચિત્ જાણું તો તેમનો પણ તેમજ ત્યાગ કરી દઉં તો બીજા દૂરના બન્ધુઓનો ત્યાગ કરી દઉં એમાં કહેવુંજ શું ? ॥૧૪॥ 'हरणं च परस्वानां परादाराभिमर्शनम् । सुहृदां च परित्यागस्त्रयो दोषाः क्षयावहाः ॥ अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा' ઇત્યાદિ ભારત મન્વાદિ વચનોનો વિચાર કરીને સ્વયં આશંકા કરીને તેનું સ્વયં સમાધાન કરે છે—'પોતાના માતા પિતા આદિક સંબન્ધિસમૂહના પરિત્યાગમાં દોષ લાગે' એમ જો આપ કહેતા હો તો આ શંકામાં હું કહું છું—જેઓ શ્રીકૃષ્ણવિષે ભક્તિરસે રહિત અને આસુર વૃત્તિવાળા છે તેવાઓનો ત્યાગ કરવો તેતો ધર્મજ છે. તેવા ત્યાગથી પિત્રાદિપરિત્યાગ નિમિત્તના પ્રત્યવાયનો પ્રસંગ નથી. બન્ધુત્યાગમાં જે દોષ કહ્યો છે તેતો કૃષ્ણવિમુખથકી બીજા સન્મુખોમાં છે. સાચો પ્રેમતો ભલે ન હોય પણ વિદ્વેષ ન કરવા જેટલા અલ્પ પ્રેમેપણ રહિત હોવાથી બહુ પ્રાચીન ભક્તોએ પોતાના બન્ધુજનોનો પણ પરિત્યાગ કરેલો સંભળાય છે, તેમાંથી કેટલાકનાં નામનો નિર્દેશ કરૂં છું ॥૧૫॥ વિભીષણે શ્રીરામભક્તિએ રહિત એવા રાવણ પોષકનો પણ પરિત્યાગ પૂર્વે કર્યો હતો. ભરતજીએ શ્રીરામમાં સ્નેહે રહિત એવી પોતાની કૈકેયી માતાનોપણ ત્યાગ કર્યો હતો. તથા એકા-

तद्वत् । कुलं जह्नौ स्वं विदुरोऽपि भक्तः सर्वान्स्वबन्धूनपि चर्षि-पत्न्य. ॥१६॥ श्रीकृष्णसङ्गप्रतिषेधकर्तॄन् गोप्यो जहु. स्वांश्च पती-नपीश ! । कृच्छ्रेण लब्ध तनयं च वेन त्यक्त्वा नृपोऽङ्गोऽपि जगाम दावम् ॥१७॥ इत्यादय. सन्ति विभो ! ह्यनेके तद्भक्तिहीनस्वजन-त्यजोऽत्र । नैवापकीर्तिः क्वचनापि तेषां लोके च शास्त्रेऽपि च कीर्तिरस्ति ॥१८॥ ईदृक्सतां वर्त्म भवत्यनादि कृष्णे मयाऽतश्च

---

तिक भक्त विदुरजीएपणु श्रीकृष्णभक्तिए वर्जीत एवा पोताना धृतराष्ट्र कुळनो त्याग कर्यो हतो तथा ऋषिपत्नीयोए श्रीकृष्णभक्तिए विहीन एवा पति पुत्र पितृ भ्रातृ विगेरे सर्व बन्धुओनो त्याग कर्यो हतो हे ईश ! गोपीयोए रासोत्सवमा श्रीकृष्णना सगनो निषेध करनारा पोताना पतिओनो पण परित्याग कर्यो छे ( भगवानतो विश्वना पति अने पति-ओनापण पति छे भगवानना निरुपाधिक पतिभावने नहि जाणनाराओने तो पिंडविशेष साथे बधाएलु पतिपणु केवळ विषय सुखभोग माटेज थाय छे आत्मस्वरूपने जाणनाराओने तो परमानंदना अनुभवमाज एक उपयोग जेनो छे एवो निरुपाधिक पतिभाव परमात्मा श्रीकृष्ण-माज प्रतिष्ठित थायछे ) अग नामनो नृपति वेन नामना पुत्रने पुत्रेष्टि-निर्माणादि महा दु खथी पामीने पण तेने कृष्णविमुख जाणीने तुरत त्याग करीने वनमा गयो हतो आ दाखला उपरथी भगवद्भक्तिए रहित बन्धुजनोनो त्याग करवामा लेश पण दोष नथी एम जणाय छे आ सर्व अर्थ वाल्मिकीरामायण-भारत-भागवतादि ग्रंथोनी सम्यक् पर्यालोचनाथी जाणवामा आवेछे ॥१६-१७॥ हे विभो ! आ लोकमा इत्यादिक अनेक भक्तो भगवद्विमुख स्वजननो त्याग करनारा सुप्रसिद्ध छे तेवा भक्तोनी स्वजनत्यागथी कोई पण लोकमा के शास्त्रमा अपकीर्ति कही नथी उलटी कीर्तिज प्रसिद्धपणे कही छे ॥१८॥ हे ईश ! साधुजनोनो आवो वर्तन मार्ग सृष्टिने समारभीने अनादि अनुवर्तेछे, माटे में श्रीकृष्णमा अने तेना भक्तोमा विमुक्तिना मुख्य कारणभूत परम प्रेम कर्यो छे अने तेनाथी विमुखोमा विमुखताज करी छे, अर्थात् श्रीकृष्णथकी बीजा कोई पण पदा-

तदीयभक्ते । विधीयते प्रेम विमुक्तिहेतुर्नान्यत्र तु क्वापि पदार्थ ईश! ॥१९॥ सन्तोऽत्र ये सन्ति च तावकीना निवृत्तिनिष्ठा मम ते तु पूज्याः । सर्वस्वमेते च भवन्ति मे वै माहात्म्ययुक्तपरभक्तिबोधाः ॥२०॥ येषां न तस्मिन्निह भक्तिभाजां सङ्गोऽस्ति तान्वेद्मि नरानहं तु । अनश्वकौलेयकषण्डतुल्यान् यद्वीक्षणेनापि भवेद्धि दोषः ॥२१॥ सक्तास्तु ये वैषयिकेऽत्र सौख्ये निद्राभयक्रोधषडूर्मिजुष्टाः । तेषां नराणां च विभो ! पशूनां वीक्षे विशेषं नहि कश्चनापि ॥२२॥ नृजन्म देवास्त्रिदशालये यत्स्तुवन्ति तत्तेषु न किञ्चिदस्ति । तद्व-

---

र्थमां प्रेम राखतो नथी ॥१९॥ એ રીતે મેં સમગ્ર બીજા સંગનો ત્યાગ કરી દીધો છે તથાપિ નિવૃત્તિધર્મમાં નિષ્ઠાવાળા, તમારા ચરણારવિંદના આશ્રિત એવા મુક્તાનંદાદિ સંતોમાં પૂજ્યભાવ પ્રવર્તેછે, કેમકે તે સંતો ક્ષરાક્ષરપતિત્વાદિરૂપ માહાત્મ્યે સહિત શ્રીકૃષ્ણની પરાભક્તિનો બોધ આપનારા છે ( પોતે આત્મજ્ઞાને સહિત ભક્તિયુક્ત હોઇને બીજાઓને તેવી ભક્તિનો બોધ કરનારા છે ) માટે મારે તેઓ સર્વ પ્રકારે પૂજનીય છે. અને આ સંતોજ મારે નિશ્ચે સર્વસ્વ ( સર્વ સમૃદ્ધિરૂપ ) પણ છે. એ રીતે શ્રીકૃષ્ણના ભક્તમાં મારે પ્રેમપ્રકર્ષ પ્રવર્તેછે ॥૨૦॥ જે નરોને સ્વતઃ કૃષ્ણભગવાનમાં ભક્તિ નથી અને તેમના ભક્તજનોનો સંગ નથી તેમને તો હું ખર શ્વાન અને વૃષભને તુલ્ય જાણુંછું, અર્થાત્ આહાર-નિદ્રા-ભય-મૈથુનમાત્રમાં આસક્ત સમજુછું. જેના દર્શનમાત્રથીપણ અમને મહા પાપ લાગે એમ પણ સમજુ છું ॥૨૧॥ હે વિભો ! આ લોકમાં જે અભક્ત નરો મૈથુન રસાસ્વાદાદિ પાંચ ઇન્દ્રિયોના વિષયસુખમાં અત્યંત અનુરાગી છે તેઓનું શ્વાન શૂકરાદિ પશુઓથકી અણુમાત્રપણ અંતર હું જોતો નથી, કેમકે તે બન્ને પણ નિદ્રા ભય ક્રોધ અને ષડૂર્મિએ આવરિત છે, 'श्वविड्वराहोष्ट्रखरैः संस्तुतः पुरुषः पशुः । न यत्कर्णपथोपेतो जातु नाम गदाग्रजः' એમ ભાગવતમાં કહ્યું છે ॥૨૨॥ દેવોએ સ્તુતિ કરેલા નરજન્મની પશુતુલ્યતા કેમ ? તો તેમાં હેતુ કહું છું—હે ઇશ ! સ્વર્ગમાં રહેલા દેવો પણ જે મનુષ્ય જન્મની 'अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत-

क्तियुन्जन्म नृजन्म देवस्तुत्यर्हमस्तीत्यहमीश ! जाने ॥२३॥ तद्भक्तिहीनः कुलरूपकीर्तिनालागुणैश्वर्ययुतोऽपि यस्तम् । अन्तर्विषं वीक्षणमात्ररम्यं फलं गवाक्ष्या इव लक्षयामि ॥२४॥ अल्पोऽपि तद्भक्तिगुणो नराणां ग्राह्यान्करोत्येव गुणानशेषान् । सुसंस्कृता-

---

स्वय हरिः । यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुन्दसेवौपयिकं स्पृहाहि न.' એમ પ્રશસા કરે છે, તે તેમા વિષયભોગની અધિક સભાવનાથી નહિ, કારણ કે તે ભોગતો અમૃત, કલ્પવૃક્ષ અને અપસરાઓ વિગેરે ભોગોપકરણે સપન્ન એવા સ્વર્ગ લોકમાજ સમધિક છે, ભગવદ્ભક્તિરસના અનુભવરૂપ અતિશયને લીધેજતો તે દેવોપણ નરજન્મની સ્તુતિ કરેછે એમ હુ નિશ્ચયથી જાણુ છુ, અર્થાત્ શ્રીકૃષ્ણભક્તિએ યુક્ત એવુજ નરજન્મ સુફળ છે માટે તેવા જન્મની દેવો પ્રશસા કરે છે, તેથી બીજુ જન્મ તો પશુજન્મ તુલ્યજ છે, તે શ્રીમદ્ભાગવતમા કહ્યુ છે—'लब्ध्वा जनो दुर्लभमत्र मानुषं कथञ्चिदव्यङ्गमयत्नतोऽनघ ! । पादारविन्दं न भजत्यसन्मतिर्गृहान्धकूपे पतितो यथा पशुः ' ॥૨૩॥ જે કોઈ પુરૂષ સબન્ધિજનની સપત્તિએ પણ સપન્ન હોય, શરીરસૌન્દર્યસપત્તિએ પણ સપન્ન હોય, દાનાદિકને લીધે મળતી સત્કીર્તિએ પણ સપન્ન હોય, સૌહાર્દ સૌશીલ્ય કારૂણ્યતાદિ ગુણગણોએ પણ સપન્ન હોય અને યોગૈશ્વર્યેપણ યુક્ત હોય પણ જો ભગવદ્ભક્તિએ વિહીન હોય તો તેને હુ દર્શનમાત્રથી ( ઉપરથી ) રમણીય લાગતા અને અદરથી તો અફીણ જેવી કડવાશ જેમા છે એવા ઇન્દ્રામણના ફળ જેવો તુચ્છ માનુ છુ ॥૨૪॥ હવે પાચ શ્લોકથી ભગવદ્ભક્તિનુ માહાત્મ્ય કહેવા, ભગવદ્ભક્તિરૂપ ગુણ યદ્યપિ અલ્પ હોય પણ તે બીજા બધા સદ્ગુણોનુ સાદ્ગુણ્ય કરનારો શાકને લવણની પેઠે છે એમ કહેછે—સારી રીતે ઘૃત જીરૂ મરચા આદિકથી સસ્કાર કરેલા શાકોને અલ્પ લવણજ જેમ ગ્રહણ કરવા યોગ્ય કરેછે તેમ મનુષ્યોના કુળ-રૂપ-કીર્તિ આદિક સમગ્ર સદ્ગુણોને ભગવાનમા પ્રવર્તેલી ભક્તિનો અલ્પ અશ પણ ગ્રહણ કરવા યોગ્ય કરેછે, એમ ન હોય તો લવણ વિનાનુ વ્યજન સારી રીતે સસ્કાર કરેલ હોય તથાપિ જેમ ત્યાજ્ય છે તેમ સર્વે સદ્ગુણો નિશ્ચે ત્યાજ્ય

न्याऽस्विवमत्र शाकान् ह्येया भवन्तीतरथा तु ते वै ॥ २५ ॥ तद्वा-स्यहीनः स्वतपोबलेन ब्रह्मादिलोकानपि चेत्प्रयायात् । तत्रापि कालाद्भयमस्ति तस्य नानन्तसौख्यं त्विति वेदसिद्धम् ॥२६॥ ब्रह्मेशशक्रा अपि सिद्धिभाजो ब्रह्मैन्यनिष्ठाश्च शुकादयोऽस्य । कुर्वन्ति

---

છે, અર્થાત્ જેમ અલ્પ પ્રમાણના લવણયોગથી ઘૃતાદિકવડે વઘારેલા શાકનું સાદ્ગુણ્ય છે અન્યથાતો ત્યાજ્ય છે તેમ અલ્પમાત્રપણ ભગવદ્ભક્તિગુણથી કુળ-રૂપ-કીર્ત્યાદિ ગુણોનું સફળપણું છે, નહિ તો ત્યાજ્ય છે, 'विद्यादिभिर्गुणैर्नृणां साधितैरपि किं फलम् । यद्यन्ते नीयते याम्यैर्दूतैर्भक्तिं विना हरेः' એમ સ્કંદપુરાણમાં તથા 'अवैष्णवस्य तु गुणाः श्रुताद्या विमला अपि । न शोभन्ते यथा राजन् ! भूषणान्यधवस्त्रियाः' એમ પદ્મપુરાણમાં કહ્યું છે ॥૨૫॥ કોઈ પુરુષ પોતાના તપોબળથી બ્રહ્માદિ લોકોને પામે પરંતુ તેમાં પણ કાળથકી ક્ષય છે, કેમકે સર્વે લોકો કાળે કરીને પરિચ્છિન્ન છે. બ્રહ્માના ભુવનને આરભીને સર્વે લોકો પુનરાવૃત્તિવાળા છે. તેમાં સુખલેશ વર્તે છે પણ ભય તો અતિ અધિક છે, કેમકે ત્યાં પણ જરા મરણાદિ અવર્જનીય છે. માટે તેમાં અનંત અખંડ સુખ નથી. અનંત સુખ તો ભગવાનના દાસપણારૂપ ભક્તિના બળથીજ મળે છે. જે પરંબ્રહ્મ ભગવાન્ છે એજ અપરિમિત સુખસ્વરૂપ છે. અલ્પમાં સુખ ન હોય. પરંબ્રહ્મ તો મોટાથકી પણ મહા મોટા છે. આ સર્વે અર્થ 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन, यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते' 'तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय' 'मर्त्यो मृत्युव्यालभीतः पलायन् लोकान् सर्वान् निर्भयं नाध्यगच्छत् । त्वत्पादाब्जं प्राप्य यदृच्छयाद्य स्वस्थः शेते मृत्युरस्मादपैति' ઇત્યાદિ વેદ શાસ્ત્ર જણાવે છે ॥૨૬॥ તપના ફળભૂત તેતે મહાપદને પામેલા બ્રહ્મા રૂદ્ર ઇન્દ્ર ઇત્યાદિ દેવોપણ મુક્તિ માટે ભગવાનનીજ ભક્તિ કર્યા કરેછે તથા પ્રકૃતિવિલક્ષણ બ્રહ્માત્મક સ્વાત્મસ્વરૂપમાં દૃઢ નિષ્ઠાવાળા એવા પણ શુકાદિક મહામુનિઓ માનને નિર્મૂળ મુકીને સંસૃતિમાંથી મુક્તિ મેળવવાની અભિલાષા-

भक्तिं ननु मानहीना यथेतरे संसृतिमुक्तिकामाः ॥२७॥ तस्मिन् गुणाः सन्ति हि तादृशा वै भक्तिं यथा मुक्तिजुषोऽपि कुर्युः। राधारमाद्या अपि शक्तयस्तं भजन्ति सम्राजमिव स्वदास्यः ॥२८॥ अल्पाश्च जीवा अपि तस्य भक्त्या भवन्ति नूनं गतकालभीकाः।

---

વાળા સાધનદશામાં વર્તતા બીજા મુમુક્ષુઓની માફક ભગવાનના દાસપણા પર્યંતના ભક્તિભાવમાંજ રમે છે, 'ब्रह्मैक्यमाप्ता निर्विघ्ना अपि ब्रह्मशिवादयः। श्रीविष्णोः कुर्वते भक्तिं सन्तीत्थं तन्महागुणाः' એમ સ્કંદપુરાણમાં કહ્યું છે 'परिनिष्ठितोऽपि नैर्गुण्य उत्तमश्लोकलीलया। गृहीतचेता राजर्षे! आख्यानं यदधीतवान्। आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे। कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः' એમ ભાગવતમાં કહ્યું છે ॥૨૭॥ આ બાબતને સુખેથી બોધ થવા ફરીથી વિવરણ કરેછે—જે શુક સનકાદિક મુનિઓ અને ભવ બ્રહ્માદિ દેવોને કૈવલ્યલક્ષણવાળી મુક્તિ હસ્તાગત છે તથાપિ તેઓ તેનો અનાદર કરીને ભગવાનના ભક્તિરસમાજ રમણ કરેછે, કારણે આ ભગવાન્ અપાર કારૂણ્ય સૌહાર્દ સૌશીલ્ય ઔદાર્ય આદિ ગુણોના નિધિરૂપ છે ભગવાનમાં સર્વ કામો—કલ્યાણ ગુણો નિત્ય રહેલા છે, 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा' એવી શ્રુતિ છે બ્રહ્મસાથે કલ્યાણગુણો અનુભવે છે એટલે બ્રહ્મ અને તેના ગુણો એમ બન્નેને અનુભવેછે તેમાં બ્રહ્મની સાથે ગુણો અનુભવેછે એમ સાહિત્ય કહેવાથી અનુભવમાં ગુણોનુ પ્રાધાન્ય સૂચવાયછે, માટેજ ભગવાનના ગુણોમાજ મુખ્યપણે લુબ્ધ એવી રાધા રમા આદિક શક્તિઓ ( જેના દર્શનમાત્રથી પણ સર્વ લોકો સકળ સમૃદ્ધિની પ્રાપ્તિ થવાથી સુખી થાય એવા સામર્થ્યવાળી ) પણ જેમ પોતાની દાસીયો ચક્રવર્તિ નૃપની સેવા કરે તેમ ભગવાનની નિર્માનપણે સદા સેવા સજે છે એવા ભગવાનમા કલ્યાણ ગુણો રહેલા છે ॥૨૮॥ વળી અલ્પ ( જાતિથી નીચ ભીલ—ચાંડાળાદિક ) જીવોપણ શ્રીકૃષ્ણભક્તિ કરવાથી સર્વને સંહરનારા કાળથકી થતી મહાભીતિએ રહિત થઈ જાય છે એમાં સંશય નથી. ભવ બ્રહ્માદિ ઈશ્વરો પણ જો ભક્તિએ વિહીન હોય તો તેમને કાળનો ભય નિવૃત્ત થતો નથી, 'यत्सम्बन्धवत एव

विना तु तां ब्रह्ममुखेश्वराणामप्यस्ति कालाद्भयमेव भूरि ॥२९॥ माहात्म्यमीदृग्भुवि तस्य सद्भ्यः सच्छास्त्रतश्चाहमवेत्य भक्तिम् । तत्रैव कुर्वे विदधत्तपांसि भक्तप्रियोग्राणि विहाय तन्द्राम् ॥३०॥ प्रत्यक्षवीक्षामनवाप्य तस्य न स्वास्थ्यमाप्नोमि तदुत्कचेताः । अत्रत्यसद्वाक्यगुणावबद्धो वर्ते प्रतीक्ष्यागमनं तवैव ॥३१॥ कीर्तिं विना तस्य मनोज्ञगानं विचित्रपद्यानि च लोकशब्दाः । तदेकचि-

---

यान्ति पदवीमुच्चो मद्भक्तिलुब्धा स्त्रीशूद्रासुरनीचपक्षिपशवः पापात्मजीवा अपि । यद्धीना विबुधेश्वरा अपि भवन्त्यर्चोज्झिततास्तत्क्षणं गोलोकाधिपतिं तमेव हृदये नित्यं भजे स्वामहं' એમ સ્કંદપુરાણમાં કહ્યું છે ॥૨૯॥ હે ભક્તપ્રિય ! ( ભક્તોને પ્રિય અને ભક્તો જેમને પ્રિય છે ) આવું-પાંચ શ્લોકમાં કહેલું શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જે ભક્તિથીજ એક પ્રાપ્ય છે તેને ભૂમિ ઉપર વર્તતા સત્સાધુઓ અને સચ્છાસ્ત્રથકી યથાર્થ જાણીને, આળસનો પરિત્યાગ કરીને, ભક્તિને આગળ કરીનેજ તીવ્ર તપો તપુંછું. ભક્તિએ રહિત શુષ્ક તપ તો કેવળ કાયક્લેશરૂપ છે તેને હું કરતો નથી ॥૩૦॥ શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ સંદર્શનમાં સમુત્કંઠિત મનવાળો તે હું તે દર્શનનો લાભ નહિ થવાથી ક્ષણપણ સ્વસ્થપણાને પામતો નથી ( હૃદયમાં ઉગ્ર ઉદ્વેગ વર્તે છે ) તે પ્રત્યક્ષ દર્શન તમારા સમાગમથીજ થશે એમ માનીને આપના દર્શનમાં તીવ્ર ત્વરાવાળો છું, તથાપિ અહીં રહેલા મુક્તાનંદાદિ સાધુજનોના 'સ્વામીની આજ્ઞા વિના તમારે ભુજનગર જવું નહિ' આવા વચનરૂપ દોરથી દૃઢ બંધાઈને આપની આવવાની વાટ જોતોથકો અહીંજ દિન નિર્ગમન કરૂંછું. પ્રત્યક્ષપણે શ્રીકૃષ્ણનાં દર્શન આપની કૃપાસાધ્ય છે અને આપ અત્યંત દયાળુ છો તો દયા કરીને જલદી આવીને તેવો મારો મનોરથ પરિપૂર્ણ કરો એવો અભિપ્રાય છે. 'वाग्रशनावबद्धः' એવો પાઠ હોય તો કટિમેખળાના વાચક રસનાશબ્દનો લક્ષણાથી દોરરૂપ અર્થ કરવો ॥૩૧॥ શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શનમાં અતિશય આતુર એવા પોતાનું તે સીવાયના રમણીય વિષયોમાં ઉદાસીનપણું પાંચ શ્લોકથી કહે

---

१ 'वाग्रशनावबद्धः' इति पाठान्तरम् ।

त्तस्य ममेश ! कर्णे तिग्माग्रशूलत्वमिहोपयान्ति ॥३२॥ स्त्रियः सुरूपा अपि यातुधानीसमा हि मे दृष्टिपथं प्रपन्नाः । अङ्गारवत्तस्य सुपुष्पमाला भवन्ति कण्ठं च ममोपपन्नाः ॥३३॥ श्रीखण्डकाश्मीरजकेसरादिविलेपनं मे शितिपङ्कतुल्यम्[1] । तच्चिन्तनैकात्मरतेर्मुनीन्द्र ! प्रासादवर्योऽपि वनायते मे ॥३४॥ घनानि सूक्ष्माणि स-

છે—હે ઈશ ! શ્રીકૃષ્ણના સાક્ષાત્ સદર્શનમાંજ એક આસક્ત ચિત્ત જેનું છે એવા મને શ્રીકૃષ્ણના યશ શ્રવણ વિના લોકમાં પામરોને શ્રવણમનોહારિ મનાતું જે ગાન છે તથા જે વિચિત્ર વિવિધ પદ્યો છે તથા જે લોકપ્રિય વ્યાવહારિક શબ્દો છે તે સર્વે તીક્ષ્ણ અગ્રભાગવાળા ત્રિશૂળભાવને પામેછે અર્થાત્ અતિ મનોહરમૂર્તિ શ્રીકૃષ્ણના કેવળ યશશ્રવણ વિના મનોહર ગાનાદિ શબ્દો શૂળાગ્રપ્રહારની પેઠે વિશેષ વ્યથા કરનારા થાય છે ॥૩૨॥ વળી હે સ્વામિન્ ! લોકબુદ્ધિથી સુરૂપા-સૌન્દર્યાતિશયને લીધે નિરીક્ષણમાત્રથી બીજા જનોના મનને હરનારી એવી પણ સ્ત્રિયો જે કદાચિત્ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણદર્શનાતુર મારી દૃષ્ટિએ અજાણથી પડી જાય તો તે રાક્ષસણી તુલ્ય દેખાય છે, અર્થાત્ રાક્ષસણીના દર્શનાદિકની પેઠે તેના દર્શનથી મને મહાભય ઉપજે છે. તથા સુગન્ધી શોભાયમાન ગુલાબ મોગરા આદિક પુષ્પોની માળાઓ હોય પણ જો તે શ્રીકૃષ્ણના સબન્ધે વિહીન હોય તો તે ભલે લોકમાં ભોગોપકરણપણે ઉપયોગી થતી હોય પરતુ તે જો મારા કંઠમાં પડે તો લાગતા અગારાની પેઠે મને દાહ કરનારી થાયછે, અર્થાત્ જેમ લાગતા અગારાના સ્પર્શથી શરીર સળગે છે તેમજ સુપુષ્પમાળાના સસ્પર્શથીપણ મારૂં શરીર બળેછે ॥૩૩॥ વળી હે મુનીન્દ્ર ! શ્રીકૃષ્ણના ધ્યાનમાંજ એક પ્રીતિવાળા મને મળીયાગર ચદન કુંકુમ કેસર કપૂર કસ્તુરી આદિકનો અગમાં અનુલેપ પણ કાળા કાદવના લેપની પેઠે હેયત્વાન્ત્ય થાય છે. 'विषपङ्कतुल्य' એવો પણ પાઠ છે, 'વિષના કાદવને સદૃશ જણાય છે' એવો અર્થ કરવો. તથા રાજાને યોગ્ય સાત માળના મહેલમાં નિવાસ પણ મને વનવાસની પેઠે અસહ્ય થાય છે ॥૩૪॥ હે દેવ ! ભગવાનના

1 'विषपङ्कतुल्यं' इति पाठान्तरम् ।

दंशुकानि व्यात्तास्यकृष्णाहिसमानि देव!। विचित्रभोज्यानि विषोपमानि भवन्ति मे तद्विरहातुरस्य ॥३५॥ यत्किञ्च लोके सुखहेतुरुक्तं तद्वस्तु मे दुःखमयं हि भाति । तस्यावलोकं भगवन्नलब्ध्वा प्राप्तोऽस्मि चोन्मत्तदशामहं वै ॥३६॥ मनोरथस्यास्य फलोपलब्धिस्त्वदङ्घ्रिसंसेवनमन्तरेण । कथञ्चनापीह भवेन्न मे वै कलौ त्वमेवासि जगद्गुरुर्यत् ॥३७॥ अतः कृपामाशु विधाय तावत्स्वदर्शनं देयमुदारकीर्ते!। यावन्न देहो निपतेन्मदीयो दयानिधे! स्वाभि-

---

પ્રત્યક્ષ દર્શન વિરહથી આતુર થએલા મને ઘાટા સૂક્ષ્મ એવાં પણ ઉત્તમ મહાવસ્ત્રો ફરડવા પહોળુ ફાડ્યું છે મુખ જેણે એવા કૃષ્ણ સર્પને સમાન મનાય છે અર્થાત્ તેવાં વસ્ત્રોનો સ્પર્શ અને તેનુ દર્શન મહાવિષધરના સ્પર્શ દર્શનની સમાન થાય છે તથા વિચિત્ર સુસ્વાદુ એવાં પણ ભોજ્ય પદાર્થો મને ઝેર જેવા જણાય છે, અર્થાત્ તેના દર્શન ભોજનથી વિષદર્શન ભોજનથીજ જેમ એમ ગ્લાનિ પામુ છુ ॥૩૫॥ હે ભગવન્! લોકમા જે કાંઈ પણ વસ્તુમાત્ર દેહને સુખ ઉત્પન્ન કરવામાં કારણભૂત લોક શાસ્ત્રમા કહ્યુ છે તે વસ્તુ મને કેવળ દુ ખમયજ જણાયછે. વળી આનંદમય શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર નહિ પામીને હુ ઉન્મત્તના જેવી અવદશાને પામ્યો છુ એમા સશય નથી ॥૩૬॥ પત્ર લખવામા કારણભૂત સ્વાભિપ્રાય સૂચવવા પૂર્વક એ શ્લોકથી હવે સમાપ્તિ કરે છે—હે સ્વામિન્! શ્રીકૃષ્ણના સાક્ષાત્ સદર્શનરૂપ મારા મનોરથની ફળપ્રાપ્તિ આપના ચરણારવિંદના શ્રદ્ધાપૂર્વક સસેવન સીવાય બીજા કોઇ પણ પ્રકારથી નહિજ થાય, કારણકે આ કળિકોલાહળમા જગતના અજ્ઞાનઅધકારને હરનારા ગુરૂ આપ એકજ છો શ્રીકૃષ્ણ ભગવાને તેવુ ગુરૂપદ આપનેજ અર્પણ કરેલુ છે ॥૩૭॥ હે ઉદારકીર્તે! હે દયાનિધે! માટે મારી ઉપર અપાર કૃપા કરો અને આપના દર્શન જલદી આપો આ દેહ ક્ષણભગુર છે અને કૃષ્ણસાક્ષાત્કારની વિરહ વેદનાથી પ્રાણબળ પરાભવ પામેલુ હોવાથી જીવિતસશયમા વર્તે છે તો આ દેહ તપોજર્જરિત હોવાથી જેટલાકમા નથી પડી ગયો એટલાકમાં દર્શનદાનની કૃપા કરો, મારૂ જીવન જો જાળવવા ઇચ્છતા હો તો જલદી અત્ર

तज्जीवबन्धो ! ॥३८॥ सुव्रत उवाच—पत्रमित्थं नीलकण्ठो लिखित्वा भक्तिभावतः । मुक्तानन्दाय मुनये ददाति स जनाधिप ! ॥३९॥ स्वपत्रं तस्य पत्रं च सोऽप्येकीकृत्य बुद्धिमान् । संवाल्य मुद्रयित्वा च नामोपर्यलिखद्गुरोः ॥४०॥ मयरामाख्यविप्रेण साकं तत्रैपयत्ततः । स्वभावाच्छीघ्रगतिना सदर्थं तु विशेषतः ॥४१॥ भुजङ्गनगरं प्राप्य सप्तमेऽह्नि स द्विजः । गृहे गाङ्गेयभक्तस्य तं ददर्श जगद्गुरुम् ॥४२॥ भक्तानानन्दयन्तं नवनलिनदलव्यायताक्षिद्वयं तं गौराङ्गं पुष्टगात्रं शशधरवदनं श्रीमदाजानुबाहुम् । धृत्वे

આવો. આપ આશ્રિતજનોના બન્ધુ–આપત્તિ ટાળીને આશ્વાસન આપનારા છો ॥૩૮॥ સુવ્રતઋષિ કહે છે—હે જનાધિપ ! શ્રીનીલકંઠવર્ણીએ આવા અભિપ્રાયનો પત્ર ભક્તિભાવથી લખીને મુક્તાનંદમુનિને આપ્યો ॥૩૯॥ મતિમાન્ મુક્તાનંદમુનિએ પણ પોતે લખેલી પત્રીને નીલકંઠવર્ણીની પત્રી સાથે એક–ભેગી કરીને વાળીને બીજો જન ઉઘાડીને ન વાંચી શકવામાટે ગુંદરથી ચોડીને, તે પત્રીના ઉપલા ભાગમાં ગુરૂનું નામ (ગિરનામ) લખ્યું ॥૪૦॥ ત્યાર પછી સહજ સ્વભાવથી ઉતાવળુ ચાલનારા, તેમા પણ સાધુજનના પ્રયોજન માટે તો વિશેષપણે ઉતાવળુ ચાલે એવા મયારામ ભટ્ટ નામના વિપ્રના હસ્તમા તે પત્ર આપીને શ્રીસ્વામિની સમીપે મુનિએ મોકલાવ્યો ॥૪૧॥ મયારામ વિપ્રે તો સાતમે દિવસે ભુજંગપુરને પામીને ગગારામ નામના મલ્લ ભક્તના ભવનમા વિરાજમાન જગદ્ગુરૂ શ્રીરામાનંદ સ્વામિનાં દર્શન કર્યાં ॥૪૨॥ ભક્તોને—ભગવાનના ચરણ કમળમાજ એક પ્રેમપ્રકર્ષવાળા અથવા પોતાના ચરણારવિંદમાજ મુખ્ય પ્રેમવાળા ગગારામ મલ્લ, સુંદરજી સુતાર આદિક હરિજનોને સદુપદેશરૂપ અમૃતથી આનંદ આપી રહેલા, નવીન કમળના પત્ર જેવા પ્રિયદર્શન કર્ણપર્યંત વિશાળ વિલોચન જેમનાં છે, ચન્દ્રમાની પેઠે સર્વ જનોને આહ્લાદ આપનારૂં મુખ કમળ જેમનુ છે, જાનુપર્યંત લાંબા શોભાયમાન બાહુ જેમના છે, ગૌરાંગ–તેજનીપેઠે પ્રકાશમાન દિવ્ય અંગકાન્તિ જેમની છે, શ્રીકૃ-

१ 'वास- श्वेतं वसान' इति पाठान्तरम् ।

श्वेते वसानं कुटिलितभृकुटिं मन्दहासं प्रसन्नं शोणाम्भोजन्मराजन्मृदुलपदयुगं स प्रणम्यार्पयत्तत् ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे श्रीनीलकण्ठलिखितपत्रिकानिरूपणनामा चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

सुव्रत उवाच—वाचयामास तत्पत्रद्वयं स मुनिराट् ततः । प्रसन्नोऽभूत्समायातं विदित्वा वर्णिसत्तमम् ॥१॥ स्वस्मिन्भावं तदीयं च तपश्चर्यां च वाचयन् । अभूद्गद्गदकण्ठश्च साश्रुनेत्रो जगद्गुरुः ॥२॥ पत्रवृत्तान्तमखिलं भक्तान्सुन्दरजिन्मुखान् । श्रा-

ધ્યાનરૂપ અમૃતના આસ્વાદથી સદા પરિપુષ્ટ અવયવો જેમના છે, શ્વેત વસ્ત્ર યુગલથી શોભાયમાન, ખેંચેલા ધનુષ જેવી કુટિલ ભ્રુકુટિ જેમની છે, સુંદર મંદહાસપૂર્વક આભાષણ કરનારા, માટેજ આશ્રિતો ઉપર અતિશય પ્રસન્નતા દેખાડનારા, સર્વજનોના સંતાપને સહરનારા, સુકુમાર રક્ત રમણીય ચરણારવિંદ જેમનાં છે, એવા શ્રીરામાનંદમુનિને યથારામ વિપ્રે સાષ્ટાંગ પ્રણામ કરીને મુક્તાનંદમુનિએ આપેલો પત્ર અર્પણ કર્યો ॥૪૩॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે શ્રીનીલકંઠલિખિતપત્રિકાનિરૂપણનામા ચતુઃપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૪॥

## અધ્યાય ૫૫ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! ત્યાર પછી મુનિરાટ્ શ્રીરામાનંદસ્વામી તે બન્ને પત્રો ઉઘાડી વાંચીને તેમાં લખેલી બાબત યથાર્થ જાણીને, સર્વ વર્ણિવર્ગમાં વરિષ્ઠ એવા શ્રીનીલકંઠવર્ણીને લોજપુરમાં આવેલા જાણીને, પરમાનંદપરિપૂર્ણ થઈ બહુ પ્રસન્ન થયા ॥૧॥ જગદ્ગુરુ શ્રીરામાનંદસ્વામી પોતાવિષે ભગવાન્ શ્રીનીલકંઠનો ભારે ભાવબન્ધ અને તેમની શ્રીકૃષ્ણદર્શનની તીવ્ર ત્વરા અને તીવ્ર તપશ્ચર્યાને પત્ર વાંચવાથી જાણીને, તે ક્ષણમાં ઉત્પન્ન થએલા આનંદાતિશયથી એકદમ ગદ્‌ગદ ગળાવાળા અને આનંદના અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ ગયા ॥૨॥ શ્રીરામાનંદસ્વામી સભામાં બેઠેલા સુંદરજી સુતાર વિગેરે સર્વ ભક્તોને બન્ને લેખમાં લખેલું સમસ્ત વૃત્તાંત સંભળાવવા પૂર્વક વર્ણિભગવાનના સદ્‌ગુણોની અનવધિ પ્રશંસા કરવા

वयन्सदसि स्वामी प्रशशंस च तद्गुणान् ॥३॥ ततस्तमाश्वासयितुं मुक्तानन्दाय धीमते । स्वयं लिलेख पत्रं च तत्पत्रोत्तरगर्भितम् ॥४॥ स्वस्त्यस्तु लोजाख्यपुरे वसद्भ्यः साधुभ्य आनन्दितदुःखितेभ्यः । बृहद्व्रतं चास्तु निरन्तरायं ब्रह्मेति यत्प्राह सनत्सुजातः

લાગ્યા ॥૩॥ ત્યાર પછી શ્રીસ્વામી પોતાનાં દર્શનની ઉગ્ર ઉત્કંઠાથી આકુલિત હૃદયવાળા વર્ણિવર્યની સમાશ્વાસના કરવા તેમના પત્રનો પ્રત્યુત્તર જેની અંદર લખ્યો છે એવો એક પત્ર **ધીમાન્**-દેશ કાળ પાત્ર વિગેરેના વિવેકે સપન્ન અથવા સમગ્ર શિષ્યજનોના મનને રાજી રાખવામાં ઉપયોગી વિજ્ઞાને સપન્ન એવા મુક્તાનંદ મુનિના પ્રતિ લખવા લાગ્યા-એકજ પત્રમાં બન્ને પત્રનો પ્રત્યુત્તર લખ્યો. બન્ને પત્રીકાનો ઉત્તર એકજ પત્રમાં લખવાનું કારણ તો વર્ણીન્દ્ર અને મુનીન્દ્ર બન્ને સાથે વાંચીને પોતાની આજ્ઞાથી કહેશે એવી યોગની ક્રિયાઓનો પરસ્પર ઉપદેશ અને આચરણ બન્ને સાથે કરે એમ જણાવા માટે જણાય છે ॥૪॥ પત્રના પ્રત્યુત્તરનો લેખપ્રકાર પચીશ શ્લોકથી કહેછે—સ્વસ્તિશ્રી લોજપુરકૃતનિવાસ, અધ્યાત્મ આદિક ત્રિવિધ તાપથી તીવ્ર પરાભવ પામેલા સર્વે કોઇ જનોને આનંદમય પરમાત્મસ્વરૂપનો અવબોધ આપીને તેમનું દુઃખ દૂર કરીને સુખીયા કરનારા એવા મુક્તાનંદાદિ તમો સમસ્ત સાધુઓનું **સ્વસ્તિ**—ક્ષેમ થાવ. સાધુઓ માટે ઇચ્છેલું સ્વસ્તિ તો કલ્યાણમાં રોકાણ કરનારા અસુરોના પરાભવરૂપ તથા શ્રીકૃષ્ણના ચરણારવિંદના અખંડ ધ્યાનરૂપ જાણવું. બીજા શારીરક સ્વસ્તિનો સાધુઓમાં સંબન્ધ નથી. જે બ્રહ્મચર્ય વ્રતને સનત્સુજાત નામના મહર્ષિ બ્રહ્મજ (બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન) છે એમ પ્રશસા કરે છે તે બૃહત્-નૈષ્ઠિક બ્રહ્મચર્ય તમારે નિર્વિઘ્નપણે નિરંતર પ્રવર્તો, 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' એવી શ્રુતિ છે. ઉદ્યોગપર્વમાં સનત્સુજાતીય આખ્યાનમાં 'विद्या हि सा ब्रह्मचर्येण लभ्या या प्राप्यते ब्रह्मचर्येण सद्भिः' ઇત્યાદિ વચનથી કહ્યું છે..'यद्ब्रह्मरूपं त्विति मोक्षधर्मे' એવો પાઠ હોય તો જે બ્રહ્મચર્યને ભારતના શાંતિપર્વમાં કહેલા મોક્ષધર્મમાં બ્રહ્મસ્વરૂપ

१ 'यद्ब्रह्मरूपं त्विति मोक्षधर्मे' इति पाठान्तरम् ।

॥५॥ भुजङ्गपुर्यां वसताऽत्र रामानन्देन वद्धी प्रहिता शुभाशीः । ग्राह्यास्मदीयं कुशलं च मुक्तानन्देन वेद्यं भगवत्प्रसादात् ॥६॥ पत्रं त्वया यन्मयरामनाम्ना विप्रेण साकं प्रहितं तदाप्तम् । तद्वाचयित्वा निखिलोऽप्युदन्तो मया यथावद्विविदे त्वदीयः ॥७॥ वृद्धश्च वृत्तान्त उदारवुद्धेस्तत्रागतस्यापि च वर्णिराजः । अस्यास्ति वृत्तिः सकलातिमर्त्या ततो न साधारणपूरुषोऽसौ ॥८॥ श्वेतान्तरीपात्तु निरन्नमुक्तः कश्चिन्मुनीन्द्रो वदरीवनाद्वा । यदृच्छया वोऽन्तिकमागतः स्यादिति ध्रुवं मे प्रतिभाति चित्ते ॥९॥ अतःपरं

કહ્યું છે. તે મોક્ષધર્મમાં 'यदिदं ब्रह्मणो रूप ब्रह्मचर्यमिति स्मृतम् । पर तत्सर्वधर्मेभ्यस्तेन याति परां गतिं' ઇત્યાદિકથી કહ્યું છે ॥૫॥ ભુજનગરમાં નિવાસ કરી રહેલા મેં રામાનંદે પત્રદ્વારા પ્રેરેલા આશીર્વાદ ( પૂર્વોક્ત બ્રહ્મચર્ય વ્રતમાં દૃઢ સ્થિતિ થવારૂપ અથવા શ્રીકૃષ્ણચરણકમળની પરિચર્યામાં તમારૂં પરસ્પર ઐકહાર્દ થવારૂપ ) મારા શિષ્યોમાં અગ્રગણ્ય એવા મુક્તાનંદમુનિ તમારે અંગીકાર કરવા ભગવાન્ શ્રીકૃષ્ણના અનુગ્રહથી અમારે કુશળ વર્તે છે એમ તમારે સર્વ સાધુઓએ જાણવું ॥૬॥ તમોએ જે મયારામભટ્ટ સાથે પત્ર મોકલ્યો તે અમને પહોચ્યો છે, તે પત્ર વાંચવાથી તમારૂં ત્યાંનું તમામ વૃત્તાંત અમારા જાણવામાં યથાર્થ આવ્યું છે ॥૭॥ અને તમારે સમીપે હાલમાં પધારેલા મહાબુદ્ધિશાલી વર્ણિરાજનું તમામ વૃત્તાંત પણ તમારા વિનિવેદનથી મારા જાણવામાં આવ્યું છે. આ વર્ણિવર્યની વર્તનરીતિ મનુષ્યચરિત્રમાં નહિ મળતી આવે એવી અપૂર્વજ જણાય છે, માટે આ કોઈ સાધારણ ( પ્રાકૃત પુરૂષ જેવા ) પુરૂષ નથી પરતુ તેનાથી અન્ય અપ્રાકૃત ચરિત્રવાળા કોઈપણ અપૂર્વ પુરૂષજ છે એમ જણાય છે ॥૮॥ તે આ વર્ણીન્દ્રના તમોએ વિનિવેદન કરેલા દિવ્ય ચરિત્રનો વિચાર કરતાં મારા મનમાં એમ મનાય છે કે-શ્વેતદ્વીપ ધામથકી નિરન્નમુક્તોમાથી કોઈપણ મુક્ત અથવા બદરિકાશ્રમમાંથી કોઇપણ અપૂર્વ મહર્ષિ તમારી સમીપે યદૃચ્છાથી આવ્યા હોવા જોઇએ એ નિશ્ચયની વાત છે, કારણ કે-ભૂમિમાં તેવા બીજા કોઈ તપસ્વી ભાળ્યા નથી, એ

तस्य मनोनुकूला सेवा विधेया सततं भवद्भिः । सद्भिः समस्तैः स्वबृहद्व्रतस्य गुप्त्यै तनो योगकलाश्च शिक्ष्याः ॥१०॥ नेती च धौतिर्द्विविधा च वस्तिर्नौली क्रियाः कौञ्जरिकादयश्च । शरीरशुद्ध्यै प्रथम तु शिक्ष्या अष्टाङ्गयोगश्च ततः क्रमेण ॥११॥ यमाश्च शिक्ष्या नियमासनानि प्राणोपयामो बहुभिः प्रकारैः । प्रत्याहृतिश्चेश्वरधारणा च ध्यानं समाधिश्च तदुक्तरीत्या ॥१२॥ अष्टाङ्गयोगाभ्यसनं विना तु बृहद्व्रतं सिध्यति नैव शुद्धम् । अतस्तदभ्यासपरैर्भ-

રીતે મારા મનમાં અનેક વિતર્ક ઉદ્ભવે છે ॥૯॥ તો મારો પત્ર પામ્યા પછી તમો સર્વ કોઈ સાધુઓ ( અવસ્થાએ નાના મોટા બધાય ) તે વર્ણિરાજના મનની રૂચિને અનુસારે તેમની સેવા સદાકાળ કરશો અને તમોએ પાળવા આદરેલા નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતના સંરક્ષણ માટે વર્ણિવર્ય થકી અષ્ટાંગયોગની જે યોગક્રિયાઓ અપૂર્વ હોય તેનો સારો અભ્યાસ કરશો ॥૧૦॥ યોગનાં આઠ અંગોનો નિર્દેશ કરતાથકા તેમાં પ્રથમ કરવાની ક્રિયાઓનો નિર્દેશ કરે છે—તેમાં શરીરશુદ્ધિ જે નાડીઓની શુદ્ધિરૂપ છે તેને માટે પ્રથમ નેતી–ધૌતી–બે પ્રકારની બસ્તિ–નૌલી–કુંજરક્રિયા ઇત્યાદિ ક્રિયાઓ શીખવી, ( કારણ કે યોગના ઉપક્રમમાં ધાતુસમતા આદિકની અત્યત અપેક્ષા છે ) ત્યારપછી યમાદિ અંગાનુક્રમથી અષ્ટાંગયોગ શીખવો ॥૧૧॥ તેમાં પ્રથમ અહિંસાદિ પાંચ યમો, શૌચાદિ પાંચ નિયમો, 'स्थिरसुखमासनं' આ સૂત્રમાં કહેલાં આસનોના ભેદો, રેચક પૂરક કુંભક ભેદથી ભિન્ન એવો પ્રાણાયામ, ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોથકી પાછાં વાળવારૂપ પ્રત્યાહાર, શુભાશ્રય સર્વેશ્વર ભગવાનમાં મનની સ્થાપનારૂપ ધારણા, તૈલધારાવત્ અવિચ્છિન્ન નિરંતર ભગવત્સ્મરણ સતાનના પ્રવાહરૂપ ધ્યાન અને સમાધિ જે ધ્યાનની પ્રકૃષ્ટ કાષ્ઠા સર્વ વૃત્તિઓના વિરામરૂપ છે અને ધ્યેય ભગવત્સ્વરૂપનાજ એક અવભાસ રૂપ અપરોક્ષવિશેષરૂપ છે. આ સર્વેનો પણ વર્ણીન્દ્રના કહેવા પ્રમાણે સારો અભ્યાસ કરવો ॥૧૨॥ અષ્ટાંગયોગના અભ્યાસ વિના આદર કરેલું જે નૈષ્ઠિક વ્રત છે તેતો શુદ્ધ ( જનન મરણાદિ કલંકે રહિત એક કલ્યાણ માટેજ ) ય-

वन्हिः साध्यं तदात्मवतरक्षणाय ॥१३॥ ये ब्रह्मचर्यं तु बृहद्व्रतरूपं योगेन संसाध्य जितेन्द्रियाः स्युः। ब्रह्मात्मना कृष्णमथो भजेयुः प्रोक्तास्त एवोत्तमभक्तसंज्ञाः ॥१४॥ सर्वार्थदस्यास्य बृहद्व्रतस्य सम्पादितस्याप्यवनं विधेयम्। कामाख्यशत्रोर्वनिताप्रसङ्गं सर्वात्मना दूरत एव हित्वा ॥१५॥ यो ब्रह्मचर्यं परिपातुमिच्छेत्स बुद्धिपूर्वं

---

थार्थपणे સિદ્ધ થતું નથી. ગુરૂકુળમાં વાસ વસીને ગુરૂની કે અગ્નિની એકલી શુશ્રૂષાથી શરીરને ક્લેશ આપનારાને ભવભયની વિનિવૃત્તિ થતી નથી તેમજ ઊર્ધ્વરેતામાત્રથી કે આત્માના અપરોક્ષે-રહિત એવા આશ્રમપ્રકર્ષથી પણ બીજાઓથકી કશો સમધિક લાભ નથી તો તેવા બૃહદ્વ્રતને હું શુદ્ધ માનતો નથી. માટે નૈષ્ઠિક મહાવ્રતનો આદર કરી રહેલા તમારે અષ્ટાંગયોગનો અભ્યાસ અવશ્ય કરવો ॥૧૩॥ જે કોઇ કર્મ કરવાને યોગ્ય એવા આશ્રમમાં રહીને વિધિવશપણાને લીધે દારા સાથે પણ જોડાઇને ભગવાનમાં પ્રેમરસાર્દ્ર હૃદયવાળા હોવાથી 'ભક્ત' એવા નામથી પણ પ્રખ્યાતિ પામે છે પણ હું તેઓને ઉત્તમ ભક્ત માનતો નથી. તથા જે કોઈ નૈષ્ઠિકવ્રત પાળવા માટે ગુરૂકુળમાં શરીરને ઘસવી નાંખીને કાળક્ષેપ કરે છે એટલે જીંદગી પુરી કરે છે તેઓનેપણ હું ઉત્તમ ભક્ત માનતો નથી, પરતુ જે કોઈ પુરૂષો મોક્ષધર્મમાં કહ્યા પ્રમાણે બ્રહ્મરૂપ બૃહદ્વ્રતને સિદ્ધ કરીને ઇન્દ્રિયવર્ગને વિજીતેછે અને અષ્ટાગયોગના અભ્યાસથી પોતાના આત્માને પ્રકૃતિવિલક્ષણ શુદ્ધ બ્રહ્મગાત્મારૂપ બ્રહ્મની સાથે સાધર્મ્યપણું જોતા થકા શ્રીકૃષ્ણને ભજેછે તેઓજ ઉત્તમ ભક્તો કહેવાયછે ॥૧૪॥ જે આ બૃહદ્વ્રત છે તે દુઃસાધ્ય છે, કોઈ પણ પ્રકારે મહા પ્રયાસથી સંપાદન કર્યું હોય પણ તેનું સંરક્ષણ સુદુષ્કર છે, આ ઉત્તમ વ્રતનું રક્ષણ થાય તો અભિલષિત અખિલ અર્થની સિદ્ધિ થાય છે માટે આ વ્રતનુ રક્ષણ સર્વે પ્રકારે સાવધાનતાથી કરવું. આ વ્રતનો વિઘાત કરનાર વૈરી તો કામ છે, માટે કામરૂપ શત્રુથકી આ વ્રતનું રક્ષણ કરવું. તે કામ પ્રમદાપ્રસંગરૂપ અવસર પામીને પોતાનું બળ બતાવે છે, માટે સ્રીયોનો દર્શન-સ્પર્શાદિ પ્રસગ સર્વે પ્રકારે દૂરથી પરિત્યાગ કરવો ॥૧૫॥ સર્વ પ્રકારે પ્ર-

वनिता न पश्येत् । स्त्रीणां कथा नो शृणुयाच्च वार्तास्तासां गुणान् नाप्यगुणान्वदेच्च ॥१६॥ गच्छेन्न योपारमणस्थलं च बालामपीक्षेत धिया न नग्नाम् । स्त्रीणां न चित्रं प्रतिमां च पश्येन्न च स्पृशेन्नैव लिखेच्च चित्रम् ॥१७॥ न नर्मवार्ताः क्वचनापि कुर्यात्स्त्रीभिर्न भाषेत च किञ्चनापि । स्त्रीभिः सहाध्वन्यपि नैव गच्छेन्न बोधयेत्ताः

---

મહાપ્રસગના પરિત્યાગનો પ્રકાર પાંચ શ્લોકથી પ્રદર્શાવેછે—કામરૂપ શત્રુથકી બૃહદ્વ્રત પરિરક્ષણ માટે પ્રવર્તેલા કૃષ્ણભક્ત યોગી પુરૂષે બુદ્ધિપૂર્વક વનિતાઓ નજ જોવી. માર્ગમાં જતા જનની દૃષ્ટિએ જેમ પુરૂષ પડે તેમ અબળા પણ અકામથી અવશ્ય પડેજ, પરતુ પુરૂષની પેઠેજ અબળા ઉપર થએલો દૃષ્ટિપાત કામકલુષિત ન હોવો જોઇએ એવો અભિપ્રાય છે. તથા સ્ત્રીયોની કથા ( શૃંગારિક ગ્રન્થસંબન્ધી ) અને લૌકિકી વાર્તાઓ શ્રવણ કરવી નહિ તેમ કહેવી નહિ, કારણ કે મનને ક્ષોભ થવામાં ચક્ષુ ઇન્દ્રિય જેમ દ્વાર છે તેમ શ્રવણ પણ દ્વાર છે. તથા સ્ત્રિયોના સ્વધર્મસ્થિત્યાદિ ગુણો જેમ કહેવા સાંભળવા નહિ તેમ વ્યભિચારાદિ દોષો પણ કહેવા સાંભળવા નહિ. પ્રતિબોધ માટે દોષો કહેવાના પ્રસંગથી સ્મરણમાં આવતી પણ સ્ત્રિયો ચિત્તમાં ક્ષોભ કરનારી અવશ્ય થાય છે માટે તેના દોષો પણ કહેવા નહિ ( શ્રીમદ્ભાગવતાદિ સદ્ગ્રન્થોમાં કહેલા તેના ગુણ અગુણો કહેવા સાંભળવામાં દોષ નથી ) ॥૧૬॥ કૃષ્ણભક્ત યોગિએ રમણીયોના રમણ સ્થળમાં પ્રવેશ નજ કરવો. તથા નગ્ન—વસ્ત્ર વિનાની કન્યા પણ જાણી જોઇને નજ જોવી. તથા વનિતાઓની પ્રતિમા અને ચિત્ર પણ નજ જોવું. તેમ સ્પર્શ પણ નજ કરવો તથા સ્ત્રિયોનું ચિત્ર ચિતરવું નહિ, કારણ કે સ્ત્રિયોની ચિત્રમાં ચિતરેલી પણ આકૃતિમાત્ર મનના ક્ષોભમાટે જરૂર થાય છે. ( ચિત્ર અને પ્રતિમાનો જે નિષેધ કર્યો છે તે દેવતાઓના ચિત્ર તથા પ્રતિમાએ વર્જીત જાણવો ) ॥૧૭॥ ભગવદ્ભક્ત યોગિએ સ્ત્રીયોસાથે પરિહાસવાર્તા ક્યારેય પણ નજ કરવી. સ્ત્રીયો સાથે કાંઈ પણ ( કુશળપ્રશ્નાદિક પણ ) બોલવું નહિ. માર્ગમાં સ્ત્રીયોની સાથે સહાયપણે નજ જવુ તથા અન્ય પુરૂષને દ્વારભૂત કરીને પણ સ્ત્રીયોને પોતાના કાર્યનો ઉપદેશ

पुरुषान्तरेण ॥१८॥ स्पृशेन्न च स्त्रीपरिधार्यवस्त्रं सङ्कल्पनं तद्विषयं न कुर्यात् । प्राणान्तकालेऽपि न बुद्धिपूर्वं स्पृशेत्तदङ्गं त्विह कृष्णभक्तः ॥१९॥ स्नानक्रिया यत्र च यत्र या या कुर्यान्न तां तामपि तत्र तत्र । स्त्रीभ्यश्चतुर्हस्तमितान्तरेण गच्छेत्स्वपेन्नैव गृहे सयोषे ॥२०॥ इत्थं सदाचारपरस्तु योगी स्यादूर्ध्वरेता विधिमुख्यवन्द्यः । एतैरुपायैः स्वबृहद्व्रतं तत् कामाख्यशत्रोः परिरक्षणीयम् ॥२१॥ कुर्याच्च

વા જ્ઞાનોપદેશ પણ નજ કરવો ॥૧૮॥ આ લોકમાં વર્તતા કૃષ્ણભક્ત યોગીએ નારીએ ધારીને પોતાના અંગથકી ઉતારીને બીજા પ્રદેશમાં મુકેલા વસ્ત્રનો પણ સ્પર્શ નજ કરવો. સ્ત્રીસંબન્ધી સંકલ્પો ( તેને જોવાની કે તેના અગ સગાદિકની મનમાં આલોચના ) કરવાજ નહિ, પોતાના પ્રાણાંત સમયની પ્રાપ્તિમાં પણ તેના અંગનો સ્પર્શ ન કરવો એટલે તેનો બુદ્ધિપૂર્વક અગસંગ જે રીતે ન થાય તે રીતે વર્તવું (આ સ્થળે પ્રાણાંતકાળમાં પણ સર્વથા સ્ત્રીયોના અંગસ્પર્શનો જે નિષેધ કર્યો છે તેતો સર્વથા બુદ્ધિપૂર્વક તેના અંગના સ્પર્શના નિષેધ માટે સમજવો. એમ કહેવાથી સ્ત્રીયોને કે પોતે યોગિઓને જળમાં ડુબી જવું, અગ્નિદાહ આદિક થતાં પ્રાણાંત સમયમાં તેના અગનો સ્પર્શ કરીને પણ તેનું પરિરક્ષણ કરે તો કશો દોષ નથી, કારણ કે-'प्राणापद्युपपन्नायां' આ શિક્ષાપત્રી શ્લોકથી એમજ કહ્યું છે ) ॥૧૯॥ આ બૃહદ્વ્રતમાં નિષ્ઠાવાળા અને કૃષ્ણનાજ એક ધ્યાનમાં પ્રવર્તેલા યોગિજને જે જે સ્થાનમાં સ્ત્રીયોની જે જે સ્નાન આસનાદિક ક્રિયાઓ થતી હોય તે તે સ્થાનમાં તેતે સ્નાનાદિ ક્રિયાઓ નજ કરવી. તથા માર્ગમાં સ્ત્રીયોથકી ચાર હાથ છેટે દૂર ચાલવું તથા જેમાં સ્ત્રી રહેતી હોય એવા ઘરમાં ક્યારેય પણ નજ સુવું ॥૨૦॥ યોગમાં પ્રવર્તેલો ઊર્ધ્વરેતા કે સિદ્ધયોગી જો આ મારા કહ્યાપ્રમાણે સદાચારરૂપ નિયમોએ યુક્તપણે વર્તે તો ભવ બ્રહ્માદિ દેવવૃન્દોએ પણ વંદનીય થાય, માટે કામરૂપ રિપુથકી બૃહદ્વ્રતના પરિરક્ષણ માટે આ ઉપાયો મેં પ્રદર્શાવ્યા છે ॥૨૧॥ જે યોગી તો આ ઉક્ત ઉચિત ઉપાયોનું અનુષ્ઠાન ન કરે તો તે સિદ્ધયોગી હોય તથાપિ મનના સંકલ્પને વશ થઇને પ્રમદાનો પ્રસંગ પામવાથી ઉ-

इत्थ न स तूर्जितोऽपि योगी स्वसङ्कल्पवशः प्रसङ्गम् । स्त्रीणा करोत्येव ततोऽयमात्स्वाद्बृहद्व्रताद्भ्रष्ट उपैति दु खम् ॥२२॥ क्रोधश्च मानो मदमत्सरौ च लोभस्तथेर्ष्या विविधो रसश्च । एतेऽपि योगस्य भवन्ति विघ्नास्त्याज्यास्ततो योगिजनेन दूरात् ॥२३॥ आहारनिद्रे विदधीत युक्ते कार्ष्ण्यश्च योगी व्यसन तु किञ्चित् । सेवेत नैवाथ सुरा च मासं न च स्पृशेद्द्रोहधिय त्यजेच्च ॥२४॥ देहेन वाण्या मनसा च हिंसा कार्या न कस्यापि न चात्मनोऽपि । स्तेय च साङ्कर्यकर च कर्म हितार्थिना योगिजनेन वर्ज्यम् ॥२५॥ एवविधा ये पुरुषा भवेयुः स्वधर्मनिष्ठा भुवि कृष्णभक्ताः । प्रसन्नता तेषु

ર્ધ્વરેતારૂપ બૃહદ્વ્રતમાથી નિશ્ચે ભ્રષ્ટ થઇને દુરત દુ ખને પામે છે ॥૨૨॥ ભગવદ્ભક્ત યોગીને જેમ પ્રમદાપ્રસગ પરિવર્જ્ય છે તેમજ બીજાઓ પણ વર્જવાના છે એમ હવે કહે છે—કામની પેઠે ક્રોધાદિક પણ યોગના રિપુરૂપજ છે, માટે યોગિજને ક્રોધ લોભ ઇર્ષ્યા માન મદ અને મત્સરનો દૂરથી સર્વ પ્રકારે પરિત્યાગ કરવો, રસલોલુપતાતો વિશેષપણે ત્યાગ કરવી, કેમકે આ તો સર્વની અપેક્ષાએ પ્રબળ છે ॥૨૩॥ યોગમા પ્રવર્તેલો તે આ કૃષ્ણભક્ત આહાર વિહાર અને નિદ્રા યુક્ત કરે પણ અયુક્ત ન કરે એટલે મિતાહાર મિતવિહાર અને મિતનિદ્ર થાય તથા દ્યૂતાદિ વ્યસનમાનનુ સેવન નજ કરે તથા માસ મદિરા આદિકનો સ્પર્શ પણ નજ કરે ( તો ખાવા પિવાની તો વાતજ કેમ થાય ? ) યદ્યપિ આ પ્રતિષેધ સામાન્યપણે સર્વને પ્રાપ્ત છે તથાપિ યોગમા વિરોધિ હોવાથી આ સ્થળે વિશેષપણે વિધાન કર્યું છે ) કોઇનુ પણ દ્રોહચિંતન નજ કરે ॥૨૪॥ પોતાનુ ઉત્તમ હિત ઇચ્છનાર યોગિજને પોતાની અને પરની ( પોતાની પેઠે પરની ) હિંસા કાય વાણી અને મનથી પણ નજ કરવી, 'न हिंस्यात्सर्वा भूतानि' એવી શ્રુતિ છે તથા તીર્થાદિકમા પણ આત્મઘાત ન કરવો તથા ચોરીનુ કર્મ નજ કરવુ તથા વર્ણસકરપણાને કરનારૂ કર્મ ન કરવુ ( યદ્યપિ આ ધર્મો યમોની અદર આવી જાય છે તથાપિ આ સ્થળે જે પૃથક્પણે કહ્યા તેતો પાળવાની દૃઢતા માટે છે ) ॥૨૫॥ હે નિર્દોષ મુક્તાનદમુને ! આવા ઉપાયો

सदा ममास्ति प्रेष्ठास्त एवानघ! नन्दसूनोः ॥२६॥ तस्मात्सुबुद्धे! त्वमपि स्वकीयैः साकं सतीर्थ्यैर्मुनिनीलकण्ठात्। कृताद्दुरुत्वेन गृहाण योगं वर्तस्व धर्मेषु मयोदितेषु ॥२७॥ तपःकृशस्यास्य यथोपयुक्तैः सेवा विधेयान्नजलादिभिश्च। वयोऽवरत्वादिह बालबुद्धिर्न क्वापि कार्या तपसां निधौ च ॥२८॥ द्रागागमिष्यामि निदाघकाले राधे गते पिप्पलनाम्नि खेटे। तावद्भवद्भिः स तु सेवनीयो यथा न गच्छेदतिनिःस्पृहोऽसौ ॥२९॥ सुव्रत उवाच—पत्रोत्तरं लिखित्वेत्थं मुक्तानन्दं प्रति प्रभुः। उत्तरं नीलकण्ठस्य पत्रिकाया लिलेख सः ॥३०॥ स्वस्ति स्ताद्वर्णिराजेऽमृतनिलयमहामुक्तसु-

---

વડે સ્વધર્મે સહિત એવા બૃહદ્વ્રતની સાથે યોગમાં પ્રવર્તેલા જે કૃષ્ણ ભક્તો હોય તેજ નંદનંદન શ્રીકૃષ્ણને અતિશય પ્રિય થાય છે અને તેવાઓની ઉપરજ મારે નિરંતર પ્રીતિ અને પ્રસાદ પ્રવર્તે છે ॥૨૬॥ હે સુબુદ્ધે! (ગુણગ્રહણવિચક્ષણ) માટે તમોપણ પોતાના ગુરુભાઇઓની સાથે મુનિવર નીલકંઠથકી તેમનો ગુરુભાવથી આદર કરીને યોગપ્રકારોમાં જેજે વિશેષ હોય તેને ગ્રહણ કરશો એટલે તેમણે ઉપદેશ કરેલી રીતિને અનુસારે સારી રીતે સિદ્ધ કરીને નિશ્ચળ કરો અને મેં કહેલા સમગ્ર સાધુધર્મોમાં અપ્રસ્ખલિતપણે પ્રવર્તશો ॥૨૭॥ વળી તીવ્ર તપથી નિરતિશય કૃશ શરીરવાળા આ નીલકંઠ વર્ણીન્દ્રની તેતે સમયે યથોપયોગી અન્ન જળાદિકવડે સમુચિત સેવા અવશ્ય કરશો. અવસ્થાએ કરીને ન્યૂન છે એમ માનીને એમને વિષે કોઇએ પણ ક્યારેય પણ બાળસમાન બુદ્ધિ કરવી નથી, કારણ કે આ તો મહાતપોનિધિ છે ॥૨૮॥ ગ્રીષ્મ ઋતુમાં વૈશાખ માસ વ્યતીત થતાં પિપળાણા નામના ગામમાં હું જલદી આવીશ તેટલા સમયસુધી તે મહામુનિવરની સમુચિત અનુકૂળ સેવા કરશો—અત્યત નિઃસ્પૃહ એવા વર્ણિરાજ જે પ્રકારે ત્યાંથી દેશાંતરમાં વિદાય ન થઈ જાય તે પ્રકારે તેમના મનને અનુકૂળ સેવા કરશો ॥૨૯॥

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! પ્રભુ શ્રીરામાનંદમુનિ મુક્તાનંદમુનિ પ્રતિ આ પ્રકારે તેમના પત્રનો પ્રત્યુત્તર લખીને, પછીથી મુનિવર નીલકંઠ-

ख्यातिधाम्ने तीव्रैः स्वीयैस्तपोभिर्जनहृदि दधते धर्मपुत्रत्वशङ्काम् । रामानन्दस्य वाच्या निगमनिगदिता आशिषो धर्मरक्षा वद्वयस्तेन त्वयातिप्रमुदितमुनिना श्रेयसे नीलकण्ठ ! ॥३१॥ पत्रं प्राप्तं त्वदीयं तदुदितमखिलं बुद्धमेवास्ति वृत्तं देहाचारस्तपस्ते त्विह हि कलियुगे दुष्करो मर्त्यधर्मैः । वैराग्यं ज्ञानभक्ती दृढतरनियमा धर्मनिष्ठा च शान्तिरेतत्प्राग्जन्मसिद्धं ह्यधिगतमिह तद्विस्मयो

જીની પત્રીનો પ્રત્યુત્તર લખવા લાગ્યા ॥૩૦॥ તેનો પ્રકાર ચૌદ શ્લોકથી કહેછે—હે નીલકંઠ ! તમારૂ સ્વસ્તિ-મગળ થાવ, આવા વિષમ અવસરમા તમારા જેવા મળવા સુદુર્લભ છે, તમારા જેવા સમર્થથીજ સ્વધર્મનુ સરક્ષણપણ થાય, તો ધર્મના રક્ષણ માટે તમારૂ સ્વસ્તિ થાવ, તમો વર્ણિવર્ગમા વરિષ્ઠ છો, એવા તમો તે તમારૂ ભદ્ર થાવ તમારૂ તેજ શ્વેતદ્વીપનિવાસી નિરન્ન મહામુક્તોમા મુખ્ય મુક્તના જેવુ અતિશય ઉજ્જ્વળ છે, એવા તમો તે તમારૂ મગળ થાવ પોતાના તીવ્ર ( મનુષ્યોથી ન થઈ શકે એવા અસાધારણ ) માસોપવાસ કૃચ્છ્ર ચાદ્રાયણાદિ તપોના આચરણથી લોકોના મનમા 'ધર્મના પુત્રપણે પ્રકટેલા પ્રત્યક્ષ બદરીવનનિવાસી નારાયણજ આ છે' એવી શકાને કરો છો, એવા તમો તે તમારૂ મગળ થાવ આ લેખરૂપ દૂતથી મે રામાનદે પ્રેરેલા, ધર્મ રક્ષાનોજ મુખ્ય સબન્ધ જેમા છે અને વેદાદિ સચ્છાસ્ત્રસમત એવા અધિક આશીર્વાદો શ્રેય માટે વાચવા તમોએ બહુ મુનિજનો તપ વૃત્ત અને ગુણોએ કરીને અતિશય હર્ષિત કર્યા છે, આવા તમોએ મને પણ અપરિમિત આનદ પમાડ્યો છે તો આવા આનદના પ્રવાહરૂપ આ શુભ આશીર્વાદો શ્રેયની વૃદ્ધિ માટે વાચીને અગીકાર કરવા ॥૩૧॥ તમારો પત્ર મયારામ વિપ્રદ્વારા મળ્યો છે તમોએ પત્રદ્વારા નિવેદન કરેલુ સમસ્ત વૃત્તાત અમારા જાણવામા આવ્યું છે. તમારો જે દેહિક આચાર છે તથા જે સમગ્ર ઇન્દ્રિયવર્ગના નિયમનરૂપ તપ છે તે આ કલિયુગમા મનુષ્યધર્મા જનોથી થઈ શકે એમ નથી તથા તમારૂ જે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, અતિ દૃઢ ઉપવાસાદિ નિયમો, ધર્મમા દૃઢ નિષ્ઠા અને શાતિ આ સર્વે સર્વસુલભ નથી, કિંતુ પૂર્વ જન્મના સબળ

नात्र कार्यः ॥३२॥ ध्याने यादृशमेव पश्यसि सदा कृष्णोऽस्ति तादृक्ततस्त्वं तद्ध्यानपरश्च सत्सु निवसन्कुर्याः प्रतीक्षां मम। ग्रामे पिप्पलनाम्नि राधविरतौ युष्मत्प्रियाय द्रुतं ह्यायास्याम्यहमेव तत्र भवताऽऽगम्यं च सद्भिः सह ॥३३॥ मद्वीक्षोत्सुकतास्ति तेऽतिशयिता जानामि तत्कारणं मार्गः साम्प्रतमस्ति दुर्गमतरः फक्कादिधाटीभयात्। नागन्तव्यमिहात एव भवता मय्यस्ति चेद्दिव्यधीस्तर्ह्येतन्मम मानयंश्च वचनं योगं सतः शिक्षयेः ॥३४॥ औत्सुक्यं भवतो मदीक्षणकृते यादृग्भवत्यन्तरे तादृग्मेऽपि तवे-

शुक्ल संस्कारसिद्ध होवाथी आ जन्ममां एकदम प्राप्त थएलुं छे माटे आवा तमारा गुणगणोमां अमोने लेश विस्मय थतो नथी ॥३२॥ हे वर्णिन्! ध्यानमां जेवा स्वरूपवाळा श्रीकृष्णनो सदा साक्षात्कार करो छो ते श्रीकृष्ण तेवाज स्वरूपवाळाज छे एमां लेश पण संशय नथी, तो तमो निरंतर तेवा श्रीकृष्ण स्वरूपना ध्यानपरायण थइने अमारा मुक्तानंदादि मुनिमंडळनी समीपे रहीने मारी आववानी वाट जोशो. हुं वैशाख मासने अंते तमारी सर्वेनी प्रसन्नता माटे अविलंबथी पिपळाणा गाममां आवीश एमां लेश संशय नथी, तो तमो साधुमंडळी साथे पिपळाणा गाममां ते समये आवशो ॥३३॥ यद्यपि एटलो अल्प पण विलंब तमाराथी सहन थई शके एम नथी, केमके तमारे मारा दर्शनमां उत्साह अति तीव्र छे. तेमां जे कारण ( तमारा मनोरथमार्गमां वर्ततुं श्रीकृष्णना प्रत्यक्ष दर्शनरूप ) छे तेने हुं जाणुं छुं. माटे तमारी जे तीव्र त्वरा छे ते अत्यंत युक्तज छे. परंतु एटलोज अंतराय छे के आववानो मार्ग अत्यंत दुर्गम–न आवी शकाय एवो छे. काठी कोळी आदिक लुंटाक लोकोनी बहु बीकने लीधे हमणां आववानो मार्ग अति विकट छे ( काठी आदिक केटलाक लुंटाराओ घोडेअश्वार थइने मार्गने रोकीने रखड्या करे छे तेना भयथी मार्ग दुरंत दुर्गम छे ) माटेज तमारे हाल अत्र–भुजनगर आववुं नहि. जो आरे विषे तमारे पूज्यभाव होय तो मारा वचनने मान आपीने मुक्तानंदादि मारा साधुओने अष्टांगयोगनो उपदेश करवा पूर्वक

क्षणाय भवतीत्येवं त्वया बुध्यताम् । आयास्यामि ततो द्रुतं च भवता स्थेयं स्वधर्मे सदा त्वादृग्धार्मिकभक्तसङ्गमहं याचे यशोदासुतात् ॥३५॥ ये स्युर्धर्मपरायणा भुवि जनास्तेऽतिप्रियाः सन्ति मे तेषां दूरगतो न कर्हिचिदहं तल्लग्नचित्तत्वतः । सन्तस्त्वादृश एव मे बहुमता यत्पादवारि ध्रुवं तीर्थेभ्योऽपि नृणां विशुद्धिमधिकां स्पृष्टं विधत्ते द्रुतम् ॥३६॥ भोजयन्ति भुवि पूजयन्ति

---

અભ્યાસ કરાવતાથકા ત્યાંજ નિવાસ કરીને રહેજો ॥૩૪॥ હે વર્ણીન્દ્ર ! જેવો તમારે મારા દર્શનમાં અંતરનો ઉત્સાહાતિશય છે તેવોજ તમારા દર્શનમાં મારે પણ અંતરથી ઉત્સાહાતિશય વર્તે છે એમ તમો નિશ્ચયથી જાણો, કેમકે તમારા જેવા ધર્મકનિષ્ઠ ભક્તાગ્રેસરનો અખંડ સમાગમ મને પ્રિયતમ છે. યશોદાસુત શ્રીકૃષ્ણ પાસે તેવા પ્રિયતમના લાભને હું પ્રતિદિન પ્રાર્થના કરૂં છું. તો પ્રાર્થના કરેલા, કૃષ્ણપ્રસાદથકી પાસેજ રહેલા પ્રિયતમનો અવિલંબથી ઉપભોગ કરવો તે યુક્તજ છે, તમારા કરતાં પણ મને તીવ્ર ત્વરા વર્તે છે તો હું જલદી ત્યાં આવીશ, માર્ગનો અંતરાય તો આપણે બન્નેએ સહન કરવો અને તમારે સર્વદા સ્વધર્મમાં વર્તવું ॥૩૫॥ પૃથ્વીમાં તમારા જેવા જે જનો ધર્મપરાયણ હોય તેજ મને વિશેષ વહાલા છે, તેઓ મારાથકી અલ્પપણ ક્યારેયપણ દૂર રહેતા નથી, કારણ કે તેઓ મારા ચિત્તમાં નિરંતર દૃઢ ચોંટી રહેલા છે, કેવળ પ્રિયતમ છે એટલુંજ નહિ કિંતુ મારે બહુ મત-માનનીય છે, કારણ કે તમારા જેવા સાધુઓનું ચરણોદક ગંગાદિ પાવન તીર્થોની અપેક્ષાએ પણ પરમ પાવનપણામાં પ્રથમ પ્રખ્યાત છે તીર્થોની જે તીર્થતા છે તે પણ સંતોના ચરણારવિંદના સંબન્ધથી છે એમાં સંશય નથી, 'भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं प्रभो ! । तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता' એમ ભાગવતમાં કહ્યું છે ॥૩૬॥ ભૂમિ ઉપર જે જનો અધિકારને અનુસારે યથાશક્તિ તમારા જેવા સદ્ગ્રેસરોને શુદ્ધ અન્નથી જમાડે છે અથવા ચંદન પુષ્પાદિવડે પૂજે છે તે જનોએ બ્રહ્મરુદ્રાદિ દેવોએ સહિત આ ચરાચર સર્વ જગત્ બહુધા જમાડેલું અને પૂજેલું થાય છે. સર્વના પણ અંત-

वा ये तु साधुपुरुषान्भवादृशान् । तैश्चराचरमिदं सदैवतं पूजितं च बहुधा सुभोजितम् ॥३७॥ प्रीतिरस्ति मम सत्सु यादृशी तादृशी तु न निजेऽपि चात्मनि । सन्त एव हृदयं भवन्ति मे कृष्णभक्तिरसिकाश्च धार्मिकाः ॥३८॥ खेदितव्यमत एव न त्वया वीक्षणाय मम यत्समागमः । आवयोर्झटिति सम्भविष्यति ग्राम एव ननु पिप्पलाख्ये ॥३९॥ आगमोऽत्र भवता विनाज्ञया नैव कार्य इति मेऽनुशासनम् । स्वेच्छयैव यदि वागमिष्यसि प्राप्स्यसे न हि सुखं तदेप्सितम् ॥४०॥ दर्शनप्रियतया मम त्वया मन्निदेशमतिलङ्घ्य सर्वथा । नागमोऽत्र तु विधेय आदरः सत्सु कार्य उरुधा मदात्मसु ॥४१॥ क्षीणमेव नितरां वपुर्निजं येन चो-

રાત્મા પરમાત્મા જેમના હૃદયતળમા સદા સાક્ષાત્ વિરાજેછે તેમની પૂજા આદિક કરવાથી સ્વય ભગવાન્ અતિતૃપ્તિ પામેછે ॥૩૭॥ તમારા જેવા સાધુજનની ઉપર જેવી મારે પરમ પ્રીતિ છે તેવી તો પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનેકાકાર એવા આત્મસ્વરૂપમા પણ નથી, કેમકે કૃષ્ણભક્તિનો રસ જાણનારાના સમાગમથી ભગવદ્ભક્તિનો રસાસ્વાદ વૃદ્ધિ પામેછે, માટે આત્મસ્વરૂપના અનુભવમા કશો અતિશય નથી વળી કૃષ્ણભક્તિમા રસિક અને ધાર્મિક એવા સતોજ મારૂ હૃદય ( જીવિત ધારણ કરનારા ) છે અથવા હૃદયવત્ અતિશય પ્રિય છે ॥૩૮॥ આવો મારો સ્વભાવ છે માટે તમો મારા દર્શનમા આ અલ્પ વિલબ થાય એટલામા લેશ પણ ખેદ કરશો નહિ કારણ કે પિપળાણા ગામમાજ તમારો મારો સમાગમ નિશ્ચયથી ઝટ થશે ત્યારે પરસ્પર દર્શન સિદ્ધ થશે ॥૩૯॥ મારી એવી આજ્ઞા છે કે-હમણા અહીં નજ આવવુ જો આ આજ્ઞાનુ ઉલ્લઘન કરીને અત્ર આવશો તો અભિલષિત અર્થની સિદ્ધિ નિશ્ચે થશે નહિ (આ વચનથી શિષ્યગુણપરિક્ષાની પ્રવૃત્તિ જણાવી છે ) ॥૪૦॥ યદ્યપિ મારા દર્શનમા તમારે પરમ પ્રીતિ છે, એટલે આ આજ્ઞાનુ ઉલ્લઘન તો નહીંજ કરશો, નો ત્યા રહીનેજ મારા આશ્રિત મદેકાત્મક મદેકચિત્ત એવા મુક્તાનદાદિ સાધુઓમા અષ્ટાગયોગનો અભ્યાસ કરાવારૂપ અતિ' ।દર કરશો ॥૪૧॥

ग्रतपसा क्षयं व्रजेत्। तादृशं तु न तदाचरेः पुनर्धर्मसाधनमिहास्ति यद्वपुः ॥४२॥ पातितेऽतितपसातिदुर्बले दुर्लभे नरकलेवरे पुनः। ज्ञानभक्तितपसां न जायते साधनं च निजधर्मवर्त्मनः ॥४३॥ तात! मद्वचनतो निजं वपुः पोषयेर्मम हिताय सर्वथा। भूरि कार्यमपि मामकं त्वया साधनीयमिह वर्तते यतः ॥४४॥ सुव्रत उवाच—लिखित्वा पत्रिकामित्थं रामानन्दमुनिर्नृप!। मुद्रयित्वा ददौ तस्मै मयरामाग्रजन्मने ॥४५॥ गृहीत्वोत्तरपत्रीं तां स च विप्रवरः पुनः। प्रायाल्लोजपुरं तूर्णं सप्तमेऽह्नि तदाप च ॥४६॥ तत्र पत्रं स तत् प्रादान्मुक्तानन्दाय वाडवः। सोऽपि सार्कं वर्णि-

---

વળી હે વર્ણીન્દ્ર! તપથી અતિશય કૃશ થએલુ શરીર ફરીથી જે ઉગ્ર તપથી પ્રક્ષયપણાને પામી જાય એવું તપઃસાધન હવે કરશો નહિ, કારણ કે આ લોકમાં જે શરીર છે તે ભગવત્પ્રસન્નતામાં હેતુભૂત ભાગવતધર્મના પરિપાલનમાં પ્રમુખ સાધનભૂત છે, 'शरीरमाद्यं खलु धर्मसाधनं' એવી અભિયુક્તિ છે, માટે તેનું સંરક્ષણ સર્વ પ્રકારે કરવું, તેના સંરક્ષણથી સમસ્ત શ્રેયની સિદ્ધિ થાયછે ॥૪૨॥ પરમાત્માની કૃપા વિના સહસ્ર સાધનો કરતાં પણ નહિ મળી શકવાથી દુર્લભ અને તીવ્ર તપશ્ચર્યાથી અત્યંત દુર્બલ કરી દીધેલો એવો આ નરદેહ પ્રથમના કરતાં પણ ઉગ્ર તપથી જો પાડી નાંખવામાં આવે તો સર્વ શ્રેયના સાધનભૂત માનવ દેહનો ભંગ થતાં ફરી જ્ઞાન, ભક્તિ, તપ અને સ્વધર્મમાર્ગના સાધનની સંપત્તિ નજ થાય ॥૪૩॥ વળી હે તાત! (ઉગ્ર તપથી શરીર કૃશ કરેલું છે માટે દયા કરવા યોગ્ય) તમારા શરીરનું મારા વચનથી મારાજ હિતમાટે યથાસમય અન્ન જળાદિ સર્વ પ્રકારેપણ પોષણ કરશો, કેમકે આ લોકમાં ધર્મપ્રતિષ્ઠાપનરૂપ મહત્તર કાર્ય તમારા વડેજ સિદ્ધ કરવાનું વર્તે છે ॥૪૪॥ સુવ્રતઋષિ કહે છે—હે નૃપ! રામાનંદમુનિએ આ પ્રકારે પત્રિકા લખીને તેને બીડીને, મયારામ વિપ્રના હાથમાં આપી ॥૪૫॥ વિપ્રવર મયારામ ભટ્ટ શ્રીસ્વામિએ આપેલી, પોતે આણેલા પત્રની પ્રત્યુત્તરપત્રિકા લઇને ફરી લોજપુર પ્રતિ ઉતાવળા ચાલ્યા તે સાતમે દિવસે લોજપુર પહોચ્યા ॥૪૬॥

नैव वाचयामास तन्मुनिः ॥४७॥ स्वामिनो मानयन्नाज्ञां तत्रोवास ततो हरिः । अशिक्षन्त मुदा सन्तस्तस्माद्योगकलाश्च ते ॥४८॥ स शिक्षयामास यथोपदेशं तान् योगमष्टाङ्गमशेषमेव । तेऽप्यल्पकालेन गुरोः प्रसादात्तस्यैव तत्सिद्धदशामवापुः ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दलिखितपत्रिकानिरूपणनामा पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

सुव्रत उवाच—वर्णिनो वसतस्तस्य योगं शिक्षयतः सतः । तपस्यतो व्यतीयाय तत्र मासस्तु माधवः ॥१॥ अद्य श्वो वा परश्वो वा नूनमायास्यति प्रभुः । इति चिन्तयतस्तस्य शुक्रमासार्धमप्य-

મયારામ વિપ્રે શ્રીસ્વામીએ આપેલો તે પત્ર મુક્તાનંદ મુનિને લોજપુરમાં આપ્યો. મુક્તાનંદ મુનિએ પણ શ્રીનીલકંઠ વર્ણીની સાથેજ તે પત્ર વાંચ્યો એટલે બન્નેએ સાથે વાંચ્યો ॥૪૭॥ ત્યાર પછી વર્ણીન્દ્ર ભગવાન્ શ્રીસ્વામીની સાધુઓને અષ્ટાંગયોગનું શિક્ષણ આપવું આદિક (પૂર્વોક્ત) આજ્ઞાને પોતાનું મસ્તક નમાવા પૂર્વક સત્કાર કરીને લોજપુરમાંજ સુખેથી રહ્યા. મુક્તાનંદાદિ સંતો તે વર્ણીન્દ્ર શ્રીહરિથકી સ્વામીની આજ્ઞાને અનુસારે અષ્ટાંગયોગની કળાઓ પ્રહર્ષથી શીખવા લાગ્યા ॥૪૮॥ નીલકંઠ ભગવાને યથાશાસ્ત્ર અષ્ટાંગયોગનો સમગ્રપણે મુક્તાનંદાદિકને ઉપદેશ કર્યો, તે સાધુઓ પણ યોગોપદેષ્ટા મુનીન્દ્ર ભગવાનના પરમ પ્રસાદથી સ્વલ્પ સમયમાંજ નિષ્પન્ન યોગદશાને પામી ગયા ॥૪૯॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...પ્રથમપ્રકરણે રામાનંદલિખિતપત્રિકાનિરૂપણનામા પંચપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૫॥

## અધ્યાય ૫૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! લોજપુરમાંજ શ્રીસ્વામીની અનુજ્ઞાથી નિવાસ કરી રહેલા, સાધુઓને અષ્ટાંગયોગનું શિક્ષણ આપતા અને તપશ્ચર્યાને કરતા નીલકંઠ ભગવાનને વૈશાખ માસ વીતિ ગયો ॥૧॥ પ્રભુ શ્રીરામાનંદસ્વામી આજ આવશે આવતી કાલે આવશે પરમ દિવસે નિશ્ચે આવશે એમ પ્રતિક્ષણ વાટ જોયા કરતા વર્ણીન્દ્રને જ્યેષ્ઠ માસનો અર્ધો અં-

गात् ॥२॥ ततोऽतिव्याकुलो वर्णी तपश्चिन्तार्तिकर्शितः । तदागमप्रतीक्षार्तिः स्वास्थ्यं न प्राप किञ्चन ॥३॥ अथ सोऽपि सतां स्वामी तद्दिदृक्षाहृतान्तरः । भक्तैः कतिपयैः साकमहिपुर्या विनिर्ययौ ॥४॥ रथं महान्तमारूढो हेमरत्नपरिच्छदम् । पङ्क्तिशः संस्थितान् पौरान्पश्यन्मधुरया दृशा ॥५॥ सोऽनुयातः पूजितश्च पौरैः साश्रुविलोचनैः । भक्तानानन्दयन्मार्गे पिप्पलग्राममाययौ ॥६॥ नरसिंहाख्यविप्रस्य स्वभक्तस्य स मन्दिरे । तत्र व्यराजद्भगवान्पूज्यमानो निजैर्जनैः ॥७॥ ततः कुमारजित्संज्ञं दूतं लोजपुरं

---

કાળપણ અતીત થઈ ગયો ॥૨॥ ત્યાર પછી શ્રીસ્વામી નહિ આવવાથી અંતરમાં અત્યંત આકુળ થએલા અને તપ તથા સ્વામી નહિ આવવાના કારણની ચિંતાથી શરીરે અતિશય કૃશ થઈ ગએલા અને ક્ષણેક્ષણે સ્વામીની આવવાની વાટ વ્યર્થ થતાં વિશેષ વ્યથાને પામેલા એવા વર્ણીન્દ્ર ભગવાન્ લેશપણ ચિત્તમાં સ્વસ્થતાને પામ્યા નહિ ॥૩॥ હવે રામાનંદમુનિનું પિપળાણા ગામમાં આવવાનું વૃત્તાંત આર શ્લોકથી કહે છે—હે રાજન્! સંતોના સ્વામી શ્રીરામાનંદમુનિ પણ નીલકંઠ બ્રહ્મચારીનાં દર્શન કરવાની તીવ્ર વાંછા અથવા નીલકંઠ વર્ણીને પોતાનાં દર્શન કરવાની તીવ્ર વાંછાને લીધે અત્યંત આકર્ષિત અંતઃકરણવાળા હોવાથી કેટલાક સેવક જનોને સાથે લઇને ભુજનગરથી ચાલી નીકળ્યા ॥૪॥ સુવર્ણમય અને રત્નમય સમસ્ત ઉપકરણોએ કરીને શોભાયમાન એવા મહા રથમાં વિરાજમાન, માર્ગમાં બે બાજુ પક્તિબંધ ઉભા રહેલા નગરનિવાસી જનોને પ્રેમમધુર દૃષ્ટિથી જોયા કરતા, પોતાના વિયોગની વ્યથાથી જેમનાં નેત્રો અશ્રુથી પૂર્ણ ભરાઈ ગયાં છે એવા એ પુરજનોએ વાજતે ગાજતે વળાવેલા અને ચદન પુષ્પાદિ ઉપચારોવડે પ્રેમથી પૂજા કરેલા એવા શ્રીરામાનદસ્વામી ત્યાંથી નીકળીને તેતે માર્ગમાં મળતા ભક્તજનોને પ્રેમમધુર વાણીવડે પ્રહર્ષ પમાડતા થકા, પિપળાણા ગામે પધાર્યા ॥૫-૬॥ ભગવાન્ શ્રીરામાનંદસ્વામી પિપળાણાને પામીને, પોતાના અનન્યભક્ત નરસિંહ નામના વિપ્રના મંદિરમાં ઉતારો કરીને, ત્યાં આવેલા નિજજનોએ ચદન પુષ્પાદિવડે

प्रति । प्राहिणोत्सोऽखिलान्भक्तांस्तत्राकारयितुं निजान् ॥८॥ त-
स्मिन्नेव दिने शीघ्रं स लोजपुरमेत्य तान् । प्राह श्रीस्वामिना यू-
यमाहूताः स्थेति दौत्यकृत् ॥९॥ श्रुत्वाऽमृतायमानं तद्वचस्तेऽति-
मुदं ययुः । अद्यैव चलतेत्याह नीलकण्ठस्तदा वचः ॥१०॥ ततो
विचार्य ते सन्तः सर्वे निशि विधूदये । प्रययुः पिप्पलग्रामं स्वगु-
रोर्दर्शनोत्सुकाः ॥११॥ मुक्तानन्दमुखाः सन्तो भक्तवर्यश्च पर्वतः ।
देवानन्दः परिव्राट् च भक्ता ज्येष्ठादयस्तथा ॥१२॥ स्वप्रेष्ठदर्शनौ-
त्सुक्यसमाकृष्टान्तरास्तु ते । विचेलुः सत्वरं मार्गे तं लक्ष्यीकृत्य
खेटकम् ॥१३॥ अतिकार्श्याच्छरीरस्य नीलकण्ठस्तु वर्त्मनि ।

---

પ્રીતિથી પૂજા કર્યાંથકા વિરાજમાન થયા ॥૭॥ ત્યાર પછી શ્રીસ્વામીએ પોતાના સમસ્ત ભક્ત મુક્તાનંદાદિ સાધુઓને પિપળાણામાં બોલાવા માટે કુમારજીત્ નામનો દૂત દ્વિજ લોજપુર પ્રતિ મોકલ્યો ॥૮॥ સંદેશો લઈ આવનાર વિપ્રે તેજ દિવસે ઉતાવળથી લોજપુરને પામીને 'શ્રીસ્વામી પિ-પળાણા પુરમાં પધાર્યા છે અને તમો સર્વે સાધુઓને બોલાવ્યા છે' એમ મુક્તાનંદાદિ સાધુઓ પ્રત્યે કહ્યું ॥૯॥ સર્વે સાધુઓ દૂત દ્વિજનું અમૃત-તુલ્ય વચન સાંભળીને પરમાનંદને પામ્યા. અને તેજ ક્ષણમાં શ્રીનીલકંઠ વર્ણીન્દ્રે તો સાધુઓને કહ્યું કે-હમણાંજ આ દિવસેજ ચાલો, વિલંબ ક-રવાનું શું કામ છે? ॥૧૦॥ ત્યારપછી તે તમામ સંતો ભેગા થઈ 'આટલા મઠ સાચવવા અત્ર રહે અને આટલા પિપળાણા આવે' એવો વિચાર કરી નિકળવાનો ટાઇમ નિર્ધાર કરીને, રાત્રિએ ચંદ્રોદય થતાં પોતાના ગુરૂનાં દર્શન કરવાના ઉગ્ર ઉત્સાહથી પિપળાણા ગામ પ્રતિ ચાલ્યા ॥૧૧॥ મુક્તા-નંદાદિ સંતો, દેવાનંદ નામના સંન્યાસી, ભક્તોત્તમ પર્વતભાઈ અને જેઠો આદિક બીજા ભક્તજનો પોતાને પ્રિયતમ એવા ગુરુવરના ચરણારવિંદનાં દર્શન કરવાના ઉત્સાહવેગથી અત્યંત આકર્ષિત અંતઃકરણવાળા થવાથી તે પિપળાણા ગામને લક્ષ કરીને માર્ગમાં સત્વર ચાલવા મંડ્યા ॥૧૨-૧૩॥ નીલકંઠ ભગવાન્ તો સાધુઓ સાથે સત્વર ચાલતાં કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ ત-પશ્ચર્યાના આચરણથી દેહ બહુ દુર્બળ થઈ જવાથી ઉતાવળું હિંડવાથી ઉ-

शीघ्राश्चनश्वासपूर्णहृदयो न्यपतत्क्षितौ ॥१४॥ किञ्चिद्यात्वाऽग्रतः पश्चात्तं पश्यन्तोऽग्रगामिनः । ते सन्तः पतितं दृष्ट्वा तदन्तिकमुपाययुः ॥१५॥ पादसंवाहनं चक्रुस्तस्य ते च शनैः शनैः । किञ्चिदाश्वस्तमालोक्य प्रोचुस्ते वर्णिनं वचः ॥१६॥ दिनेऽत्रैवास्ति गन्तव्यः पिप्पलग्राम आशु नः । आश्रयातस्त्वममलामात्मनो योगधारणाम् ॥१७॥ तद्बलेनाध्वनः पारं यास्यस्येव न चान्यथा । इत्युक्तः स तथा चक्रे चचाल पथि सत्वरम् ॥१८॥ भगवन्तं हृदि ध्यायन् धनुर्मुक्तः शरो यथा । स विस्मृतवपुस्तूर्णं सर्वेषामग्रतोऽचलत् ॥१९॥ सन्तस्तमनुधावन्तोऽप्यवापुर्नैव शीघ्रगम् ।

ત્પન્ન થએલા શ્વાસાતિશયથી હૃદય રોકાઇ જતાં માર્ગમા પૃથ્વી ઉપર એકદમ પડી ગયા ॥૧૪॥ ઉતાવળથી આગળ ચાલતા સતો કિંચિત્ આગળ ચાલતાં તે આ ભગવાનને પાછળ નહિ આવતા જાણીને પાછા વળીને, પૃથ્વી ઉપર પડી ગએલા પેખીને એકદમ તેમની પાસે આવ્યા ॥૧૫॥ પાછા આવેલા સાધુઓ ભૂમિ ઉપર પડી ગએલા અને ઉઠવા માટે અશક્ત થએલા વર્ણીન્દ્રના ધીમે ધીમે ચરણ ચાપવા લાગ્યા અને તેથી તેમને કિંચિત્ સ્વસ્થતાને પામેલા જોઇને આ પ્રકારે વચન બોલ્યા કે-॥૧૬॥ હે વર્ણિવર્ય ! આપણેતો આને આજ દિવસે પિપળાણા ગામે પહોચવું છે એવો નિશ્ચય કરેલો છે, માટે તમો હાલ બહુ કાળથી અભ્યાસ કરેલી, અતિ શુદ્ધ એવી યોગધારણાને ધારણ કરો, જે ધારણાથી ઉત્પન્ન થએલા આત્મબળથી તમો માર્ગના પારને જલદી પામશો (બીજા કોઈ ઉપાયથી માર્ગના પારને પામશો નહિ ) પ્રાકૃત પુરૂષોની પેઠે તમારે વિષે અશક્તિ ઘટતી નથી, આ પ્રકારે પ્રતિબોધ દીધેલા તે ભગવાન્ તે સાધુઓના કહેવા પ્રમાણે પોતાના આત્માનુ અનુસ્મરણ કરીને, ભગવાનનુ હૃદયમાં ધ્યાન ધરતા હોવાથી બાહ્ય દેહ વ્યથાને વિસારી મુકીને, ધનુષમાથી નીકળેલા બાણની પેઠ વેગથી ગતિ નહિ રોકાતાં માર્ગમા સત્વર ચાલતાથકા સર્વે સાધુઓની પણ આગળ ચાલવા લાગ્યા ॥૧૭-૧૯॥ અતિ વેગથી ચાલતા વર્ણીન્દ્રની પાછળ સર્વ સાધુઓ વેગાતિશયથી દોડવા લાગ્યા છતાં પણ તેમને પહોંચી શક્યા

प्रापुरोजस्वतीसंज्ञां नदीं सर्वेऽपि ते द्रुताः ॥२०॥ दक्षिणे पिप्पलग्रामाद्वहन्तीं कलुषोदकाम्। वृष्ट्यम्बुपूरितां भीमकल्लोलामतिदुस्तराम् ॥२१॥ वर्णिराट् तां समुत्तीर्य सहसैव परं तटम्। अनाकृष्टस्तरङ्गौघैः प्राप सन्मुखवर्त्मना ॥२२॥ अर्वाच्येव तटे तस्थुर्भक्ताः सर्वे तरङ्गिणीम्। नाव्यां भीमां च पश्यन्तो विदित्वा दुस्तरां च ताम् ॥२३॥ महताऽथ प्रयासेन कोलमाश्रित्य तेऽखिलाः। तामुत्तीर्य समेत्यामुं पिप्पलग्राममाविशन् ॥२४॥ ज्येष्ठकृष्णद्वादशिकादिने पूर्वाह्न एव ते। नरसिंहद्विजगृहे ददृशुः स्वा-

નહિ એ રીતે તીવ્ર વેગથી ચાલતા વર્ણીન્દ્રાદિ સમસ્ત સતો ઓજસ્વતી (ઓઝત) નામની નદીને પામ્યા (ઓજ-બળ જેમાં છે તે ઓજસ્વતી કહેવાય. વૃષ્ટિથી પૂર્ણ ભરાઈ ગએલા જળના પ્રવાહના અતિ બળને લીધે તેવી સંજ્ઞા સાર્થક છે) ॥૨૦॥ આ નદી પિપળાણા ગામથકી દક્ષિણદિગ્ભાગમાં વહે છે તે સમયમાં વૃષ્ટિના વેગથી બન્ને કાંઠે આવેલા જળપૂરથી પરિપૂર્ણ, ભયંકર મહા તરંગો જેમાં ઉઠે છે, માટેજ ચતુર તારાઓથી પણ ન તરી શકાય એવી હતી. ડોળાઈ ગએલાં ગંભીર જળ જેમાં છે એવી આ ઓઝત નદીમાં આ વર્ણિરાટ્ ભગવાન તો એકદમ પ્રવેશ કરીને અનાયાસથી બાહુવડે સામાને સામાજ તરતાથકા મહાતરંગસમૂહોએ લગાર પણ નહિ તાંણ્યાથકા સામા તટને પામી ગયા ॥૨૧-૨૨॥ મુક્તાનંદાદિ સર્વે સાધુઓ તો મહાતરંગો તથા પડતા મહા ભમરાઓએ કરીને ભારે ભયંકર અને તીવ્ર વેગથી વહેતી તે નદીને જોઇને 'કોઇ પણ પ્રકારે બાહુબળથી ન તરી શકાય એવી અને નાવથીજ તરી શકાય એવી છે' એવો વિનિશ્ચય કરીને તેના તટમાજ થોડુક બેઠા. ત્યાર પછી તે સાધુઓએ કોઇ પણ વહાણનો આશ્રય લઇને મહા પ્રયાસથી તે નદીને ઉતરીને, સામા તટઉપર વિરાજેલા આ વર્ણિવરને મળીને તેમની સાથેજ પિપળાણા પુરમાં પ્રવેશ કર્યો ॥૨૩-૨૪॥ તે સમસ્ત સતોએ સવત્ ૧૮૫૬ ના જ્યેષ્ઠ માસના કૃષ્ણ પક્ષની દ્વાદશીને દિવસે પૂર્વાહ્ને (મધ્યાહ્ન પહેલા) નરસિંહ નામના ભક્ત બ્રાહ્મણના ભવનને અલંકાર કરી રહેલા પોતાના સ્વામી શ્રી-



पिपळाणामां श्रीनीलकण्ठवर्णिनो श्रीरामानन्दस्वामिने प्रथम मेळाप.

सा. प्रेस-मुंबई.

[ पेन्टर-रंगीलदास

मिनं निजम् ॥२५॥ गोराङ्गं पुष्पमूर्ति सितवसनधरं स्वास्यमाजानुवाहुं पद्माक्षं मन्दहासं निजजननिकरैश्चन्दनैः पुष्पहारैः । भक्त्या सम्पूज्यमानं सदसि च वितते दिव्यसिंहासनस्थं स्वीयानानन्दयन्तं परमसुखनिधिं स्वामिनं ते प्रणेमुः ॥२६॥ वर्णिराजं विलोक्याऽऽशु यावदुत्तिष्ठति प्रभुः । साष्टाङ्गं प्रणनामासौ तावद्भक्तोत्तमः स तु ॥२७॥ तमुत्थाप्य स बाहुभ्यां परिरभ्य निजान्तिके । उपावेशयदन्यांश्च प्रणतान्सममानयत् ॥२८॥ वर्णीन्द्रः

---

રામાનંદમુનિના દર્શન કર્યાં ॥૨૫॥ કેવા સ્વામી તો-જેનારા જનોના મન નયનને હરનારી વદનારવિંદની શોભાએ સંપન્ન, પ્રફુલ્લિત કમળના જેવા પ્રસન્ન શીતળ રક્ત નેત્ર જેમના છે, અકારણ પ્રેમ રસને સૂચવનારો મંદ હાસ જેમના મુખમાં છે, જાનુપર્યંત લાંબા બે બાહુ જેમના છે, અમૃત મય કિરણોવાળા ચંદ્રમાની પેઠે સર્વને આહ્લાદ આપનારી ગૌર અવયવ કાંતિ જેમની છે, ભગવદનુભવાનંદની નિત્ય તૃપ્તિથી પરિપુષ્ટ વપુ જેમનું છે, પોતાના પાદપદ્મમાં રસિક એવા જનસમાજે ચંદન પુષ્પહારાદિ વિવિધ ઉપચારોવડે પ્રેમથી પૂજેલા, અનેક ભક્તમંડળથી ભરપૂર એવી મહાસભામાં દિવ્ય સિંહાસનમાં વિરાજેલા, પોતાના ચરણારવિંદના સમાશ્રિતોને સદુપદેશ-દર્શનદાન આદિકવડે અત્યંત આનંદ આપતા અને સ્વયં શ્રીકૃષ્ણ સાક્ષાત્કારથી થએલા સુખસમૂહના સમુદ્રરૂપ એવા શ્રીરામાનંદ સ્વામીને મુક્તાનંદાદિ ભક્તજનો સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા ॥૨૬॥ શ્રીરામાનંદ સ્વામી પોતાની પાસે પધારતા વર્ણિરાજ ભગવાનને ભાળીને પોતે જેટલાકમાં આસનમાંથી એકદમ ઉઠે છે એટલાકમાં આ ભગવાન ભક્તિથી અતિનમ્ર સર્વ ગાત્રવાળા થઇને સાષ્ટાંગ અનેક પ્રણામ કરવા મંડ્યા, કેમકે પોતે ભક્તોમાં ઉત્તમ છે એટલે ભક્તજનો ઉપર પ્રેમવિશેષે પરિપૂર્ણ છે રામાનંદમુનિએ પ્રણામને કરતા વર્ણીન્દ્રને એકદમ પોતાના બાહુથી ઉઠાડીને, બાહુમાં પ્રેમવશપણે ગાઢ ભેટીને પોતાની પાસે બેસાર્યા પ્રણામ કરતા બીજા સાધુઓનું પણ યથાયોગ્ય સન્માન કર્યું ॥૨૭-૨૮॥ ભગવાન્ વર્ણીન્દ્ર તો સ્વામીને સાધુઓથકી જેવા સાંભળ્યા હતા તેવાજ જોઇને એટલે જે

स्वामिनं दृष्ट्वा श्रुतं सद्भावो यथा तथा । निर्वृतिं परमामाप प्रेमाश्रुः पुलकाञ्चितः ॥२९॥ निमेषहीनया दृष्ट्या पश्यन्तं स्वेक्षणे हरिम् । तादृश्येव दृशाऽपश्यन्मुहूर्तद्वितयं स च ॥३०॥ प्राग्देहमानहीनं च ततः स्वस्थं तमादरात् । पश्यन् पप्रच्छ स स्वामी स्वागतादि यथोचितम् ॥३१॥ मुक्तानन्दः कथितवांस्तद्वृत्तान्तमशेषतः । यथा ज्ञातं तदा स्वामी वर्णिनं प्रशशंस तम् ॥३२॥ प्रेम्णा गद्गदकण्ठेन स्तुत्वा तं वर्णिराडपि । प्राहाद्य सफलो जातो मन्मनोरथपादपः

---

પ્રકારોએ કરીને શ્રવણને આહ્લાદ આપનારા પરોક્ષપણે થયા હતા તે પ્રકારોને પ્રત્યક્ષ દેખીને, હર્ષના અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા અને રોમાંચિત ગાત્રવાળા થઇને અનવધિકાતિશય આનંદને પામી ગયા ॥૨૯॥ કૃપાપૂરના તરંગોવાળાં પોતાનાં નેત્રોને ભક્તિપૂરના તરંગવાળી મેષોન્મેષે વર્જીત દૃષ્ટિથી આદરપૂર્વક જોઇ રહેલા વર્ણિવર્યને શ્રીરામાનંદસ્વામીપણ મેષોન્મેષે વર્જીત પ્રેમાર્દ્ર દૃષ્ટિથી બે મુહૂર્તપર્યંત જોઇ રહ્યા ॥૩૦॥ પોતાના દર્શન સમયમાં પોતાવિષે જેમનાં મનોનયન વિલીન થયાં છે, માટેજ પ્રથમ દેહાદિ આત્મીયભાવે રહિત અને પાછળથી અનુક્રમે સ્વસ્થચેતસ-આત્મીયાદિ બાહ્ય સ્ફુર્તિને પામેલા એવા વર્ણી ભગવાનને ભાવથી ભાળ્યા કરતા શ્રીરામાનંદસ્વામી યથાયોગ્ય સ્વાગતાદિ પુછવા લાગ્યા ॥૩૧॥ પોતાના શિષ્યોમાં અગ્રગણ્ય મુક્તાનંદમુનિએ લોજપુરાદિકમાં જેવું અનુભવ્યું છે એવું વર્ણિનું વૃત્તાંત સમસ્તપણે કહી સંભળાવ્યું, તેને સાંભળીને તે ક્ષણમાં રામાનંદસ્વામી વર્ણીની બહુ પ્રશંસા કરવા લાગ્યા ॥૩૨॥ તે પછી વર્ણિરાટ્ શ્રીહરિ પણ સ્નેહાતિશયથી ગદ્ગદ ગળાવાળા થઈ સ્વામીની પ્રશંસા કરીને તેમને એમ કહેવા લાગ્યા કે-હે સ્વામિન્ ! મારો બહુ વખતથી રૂઢ થએલો આ મનોરથરૂપી વૃક્ષ આજજ સફળ થયો, કેમકે તમારૂં દર્શન થયું. આ વર્તમાન વખતમાં આપજ ભૂમિ ઉપર કૃષ્ણભક્તિના પ્રવર્તક છો સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિને પ્રવર્તાવનારા, શ્રીકૃષ્ણના દિવ્ય સ્વરૂપનો જેમને સદા સાક્ષાત્કાર વર્તે છે એવા આપને પામીને આજ હું અત્યંત કૃતાર્થ થયો છું, કારણ કે શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શનથકીપણ તેમની ભક્તિના

॥३३॥ साक्षाच्छ्रीकृष्णचन्द्रस्य भुवि भक्तिप्रवर्तकम् । त्वां प्राप्याद्य कृतार्थोऽस्मि नृजन्म फलितं मम ॥३४॥ प्रसन्नः कारयामास ततस्तस्य च तत्सताम् । यथोचितं स आतिथ्यं सत्फलैः पयआदिभिः ॥३५॥ प्रेमनिभृतविलोचनाब्जयोः सिद्धयोरमृतसारवाचयोः । वर्णिराजमुनिराजयोस्तदा योग आप जनदर्शनीयताम् ॥३६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दस्वामिसमागमनामा षट्पञ्चाशत्तमोऽध्यायः ॥५६॥

सुव्रत उवाच—स्नात्वा स्वामी प्रदोषेऽथ राधिकाधीशपूजनम् ।

પ્રવર્તકોનાં દર્શનતો અતિશય અધિક છે, ભક્તિના પ્રવર્તકો તો આ જગતને અમૃતદાનથી ઉજ્જીવન કરેછે, કૃષ્ણભક્તિથકી અન્ય અધિક અમૃતપણ કોઈ નથી. આજજ મારૂં આ નરજન્મ સફળ થયું ॥૩૩-૩૪॥ તે આ શ્રીહરિના ભક્તિપ્રકર્ષથી સ્વામીશ્રી સુપ્રસન્ન થઇને વર્ણિરાજ તથા મુક્તાનંદાદિ સંતોનું, પવિત્ર મધુર ખજૂર ખારેકો દ્રાખ આદિક ફળ અને દુધ દહી ઘૃત સાકર આદિકવડે યથાયોગ્ય આતિથ્ય કરવા લાગ્યા. (યદ્યપિ તે દિવસે દ્વાદશી હતી તથાપિ શુદ્ધા-વિદ્ધાવિભેદથી ઉપવાસ કરવામાં મતભેદ હોવાથી તે દિવસેજ વૈષ્ણવોને એકાદશી વ્રતનિમિત્તનો ઉપવાસ આવેલો, માટે ફલાહાર કરાવાનું કહેછે ) ॥૩૫॥ પ્રેમરસથી પરિપૂર્ણ નેત્રકમળ જેમનાં છે, સુધારસને સ્રવનારી વાણી જેમની છે, ('अमृतसारवाक्ययोः' એવો પાઠ હોય તો અર્થતો એજ છે ) પરમાત્મ સ્વરૂપમાં ચિત્તૈકાગ્રની સિદ્ધિને પામેલા એવા નીલકંઠ વર્ણિરાજ અને રામાનંદ મુનિરાજનો પરસ્પર થએલો આ સમાગમ ( મેળાપ ) તે સમયમાં જોનારા સર્વકોઈ જનોને અત્યધિક આનંદ આપનારો થયો હતો ॥૩૬॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... પ્રથમપ્રકરણે રામાનંદસ્વામિસમાગમનામા ષટ્પંચાશત્તમોऽध्यायः ॥૫૬॥

## અધ્યાય ૫૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! સર્વ જનોને આનંદની પ્રવૃત્તિ થયા

१ 'अमृतसारवाक्ययो'रिति पाठान्तरम् ।

उपचारैर्महद्भिश्च यथाविधि चकार सः ॥१॥ एकादश्या जागरणं ततः कुर्वन्निजैः सह । स्वामी पुनरपृच्छत्तं तज्जन्मस्थानमादितः ॥२॥ कुलं च पितरौ गोत्रं प्रवरान्देशिकं तथा । वेदं शा-

પછી રામાનંદસ્વામી સાયસમયમાં સ્નાન કરી શાસ્ત્રોક્ત મહાનૈવેદ્ય મહાનીરાજન આદિક ઉત્તમ ઉપચારોવડે રાધિકાધીશ શ્રીકૃષ્ણની યથાવિધિ પૂજા કરવા લાગ્યા ॥૧॥ ત્યારપછી શ્રીસ્વામી એકાદશી વ્રતના અંગભૂત જાગરણ નિજજનોની સાથે કરતાથકા વર્ણીન્દ્રપ્રતિ પ્રથમથી તેમનાં જન્મસ્થાનાદિ ફરીથી પુછવા લાગ્યા ॥૨॥ કુળ, ગોત્ર, પ્રવર, માતાપિતા, વેદ, શાખા અને આચાર્ય પુછ્યા. તેમાં ગોત્ર પ્રવરના ઋષિની જીજ્ઞાસાતો સામાન્યપણે પ્રવર્તેલી છે કુળજીજ્ઞાસાતો ધર્મથી અને વિદ્યાથી મોટાઓના કુળમાં પ્રસૂતિવિશેષને અધિકાર કરીને પ્રવર્તે છે. કુળમાં પણ માતાપિતાની જીજ્ઞાસાતો સાક્ષાત્ જન્મ આપનારાનો વિશેષ છે એમ માનીને પ્રવર્તે છે. આચાર્યજીજ્ઞાસાતો 'स हि विद्यातस्तं जनयति' ( ગુરૂતો વિદ્યાજન્મ આપે છે ) આ શાસ્ત્રમાં કહેલો કેવળ બીજપ્રદાન કરનારા પિતા થકી તેનો વિશેષ છે એમ માનીને પ્રવર્તે છે વિદ્યામાત્રમાં વેદવિદ્યાનુ પ્રાધાન્ય હોવાથી વેદ અને શાખાની જીજ્ઞાસા પ્રવર્તે છે. વેદમાં તથા તેમાં કહેલાં કર્મોમાં પ્રવર્તનારાઓને સામાન્યપણે પૂજ્ય દેવતાઓતો ઇન્દ્ર રૂદ્રાદિ બહુ છે તેમા આત્યંતિક કલ્યાણના સાધનપણે અભિમત કયા દેવ છે ? એમ ઇષ્ટદેવની જીજ્ઞાસા પોતાના મતમાં મોક્ષની આનુકૂલ્ય જીજ્ઞાસાથી પ્રવર્તે છે. જે આ સુદુર્લભ તીવ્ર વૈરાગ્ય મેળવ્યો છે તે શી રીતે ? અને શા પ્રયોજન માટે ? અને સ્વજનોને લાડ લડાવવાજ એક સ્થાનભૂત અલ્પ અવસ્થામાં સ્વજનનો ત્યાગ શી રીતે કર્યો ? મહાધીર પુરૂષોથી પણ ન પ્રવેશ કરી શકાય એવા ભારે ભયાનક વિકટ વનમાં વાસ ભયૈકશીલ બાળ વયમાં શી રીતે કરી શક્યા ? અથવા કયા કયા વનમાં વાસ વસ્યા ? તપો નાનાવિધ છે તેમાં તમો કયાં કયાં તપો તપ્યા છો ? યોગનું શું શું સાધન તમોએ સાધ્યું છે ? અને તે યોગ શી રીતે સિદ્ધ કર્યો છે ? સ્વામિની આ સમગ્ર જીજ્ઞાસા આ વર્ણિવરની પ્રભાવજીજ્ઞાસાથી પ્રવર્તેલી છે. કયાં કયાં તીર્થોની

स्वामिप्रदेवं वैराग्यं स्वजनत्यजिम् ॥३॥ वनवासं तपोभेदान्साङ्गयोगस्य साधनम् । तीर्थयात्रां तत्र तत्र तैर्थिकानां समागमम् ॥४॥ एतत्पृष्टः स्वामिनाऽसौ यथावत्सर्वमादितः । क्रमेण कथयामास ह्यनुभूतं यथा यथा ॥५॥ सविस्तरं तद्वृत्तान्तं स श्रुत्वा प्रीतिमान्भृशम् । प्राह त्वमसदीयोऽसि वर्णिन् ! धर्मस्य यत्सुतः ॥६॥ स हि प्रयागे सम्प्राप भक्त्या स हि पिता तव । दीक्षां भागवतीं धीमान्मत्त एवाखिलार्थवित् ॥७॥ मदाज्ञया कोसलेषु मुमुक्षून्स निजाश्रितान् । उपादिशत्कृष्णभक्तिमहिंसाद्यैर्यमैः सह ॥८॥ त्वं तु तस्मादपि गुणैरधिकोऽसि महातपाः । अमर्त्यराज्ञां

યાત્રા કરી છે ? અને તેતે તીર્થોમાં કયા કયા તીર્થવાસી સાધુજનોનો સમાગમ કર્યો છે ? આ સર્વે જીજ્ઞાસા સત્ત્વગુણની પ્રવૃદ્ધિની જીજ્ઞાસાથી પ્રવર્તે છે ॥૩-૪॥ શ્રીસ્વામીએ આ રીતે જન્મસ્થાન આદિક પ્રત્યે પુછેલા શ્રીહરિએ જેજે રીતે પોતે અનુભવ્યું છે તેતે રીતે પ્રથમથી પ્રારંભીને અનુક્રમથી સમસ્ત વૃત્તાંત યથાર્થપણે કહી સંભળાવ્યું ॥૫॥ રામાનંદસ્વામી વર્ણિવરનું તમામ દિવ્ય વૃત્તાંત સવિસ્તર સાંભળીને તેમની ઉપર પરમ પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે-હે વર્ણિન્ ! તમો અસ્મદીય-અમારા અલૌકિક અભિમાનના વિષયભૂત છો, કારણ કે-મારા મુખ્ય શિષ્ય ધર્મદેવના તમો પ્રિય પુત્ર છો, ( હવે ધર્મદેવ કેવી રીતે શિષ્ય થયા હતા તે કહેછે ) તે ધર્મદેવ ( તમારા પિતા ) પ્રયાગક્ષેત્રમાં ભક્તિ ( તમારાં માતા )ની સાથે તીર્થયાત્રાના પ્રસંગથી મારા સન્નિધિને પામ્યાં હતાં. ધીમાન્-તત્ત્વદર્શી આચાર્યના ઉપાસનમાં ઉપયોગી સત્ અસતના વિવેકે સંપન્ન અને સમસ્ત સચ્છાસ્ત્રાર્થને જાણનારા આ ધર્મદેવ મારાથકીજ ભાગવતી દીક્ષાને પામ્યા હતા ॥૬-૭॥ તે ધર્મદેવ મારીજ અનુજ્ઞાથી કોસલ દેશમાં પોતાને શરણે આવેલા મુમુક્ષુ માનવોને અહિંસાદિ યમોની સાથે ભગવદ્ભક્તિનો ઉપદેશ કરતા હતા ( મારીજ આજ્ઞાથી મુમુક્ષુઓને નિઃશ્રેયસના મુખ્ય સાધનભૂત ભક્તિનો ઉપદેશ કરવાથી આચાર્યપદને અલંકાર કરતા હતા ) ॥૮॥ મહાતપસ્વી તમો તો શમ દમાદિ અને જ્ઞાન વૃત્ત તપ આદિક ગુણોએ

हृदये धत्से स्वं पश्यतां नृणाम् ॥९॥ सुव्रत उवाच—अनुग्रहं स्वपितरि श्रुत्वाऽसौ स्वामिनो भृशम् । मुमुदेऽथ गुरुं कर्तुं निश्चिकाय तमेव हि ॥१०॥ गुणैः कृष्णसमे ह्यस्मिन्नेव कृष्णोऽस्ति नित्यदा । वशे चास्येति गीः सत्येत्येवं प्राह सतो हरिः ॥११॥ तत्रोवास सुखेनैव स ततो दृढनिश्चयः । मानितो बहुधा तेन गुरुणेश्वररूपिणा ॥१२॥ आश्चर्यदर्शनं तं च नीलकण्ठतपस्विनम् । पश्यतां स्वामिभक्तानां विस्मयोऽभून्महानथ ॥१३॥ स्वयं स्वाम्यपि तं दृष्ट्वा

---

કરીને પિતાથકીપણ અતિઅધિક હોઇને જોનારા સર્વકોઈજનોના મનમાં 'આ કોઈ સર્વથા મર્ત્ય નથી કિંતુ કોઈ અમાનુષ ચરિતવાળા દેવ છે' એવી શંકાને ઉત્પન્ન કરો છો ॥૯॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવી રીતે પ્રતિબોધ દીધેલા વર્ણિરાજ પોતાના પિતાની ઉપર સ્વામીનો અનવધિ અનુગ્રહ સાંભળીને અત્યંત આનંદને પામ્યા અને તેપછી વર્ણિએ શ્રીસ્વામીનેજ પોતાના ગુરૂ કરવાનો વિનિશ્ચય કર્યો, (સ્વયં અખિલ ભુવનના પ્રથમ ગુરૂ છે તથાપિ મનુષ્યભાવને પ્રખ્યાપન કરવા અવતરણને અનુગુણપણે તેમને પોતાના ગુરૂપણે માન્યા) ॥૧૦॥ ત્યારપછી શ્રીહરિએ સાધુઓને એમ કહ્યું કે—આ સ્વામીતો ગુણ—અપહતપાપ્મત્વ સત્યસંકલ્પત્વ આદિકે કરીને શ્રીકૃષ્ણને સમાન છે, કેમકે મુક્તો પરમાત્માની સાથે પરમ સામ્યને પામેલા હોય છે, મુક્તોમાં ગમે તે કોઈ આ મુક્ત લોકોના અનુગ્રહ અર્થે અવતરેલા છે, તે આ સ્વામિવિષે કૃષ્ણ ભગવાન્ અખંડ વસે છે અને તેમના વશપણામાં વર્તે છે એટલે પ્રેમરૂપી દોરડીથી તેમનાં ચરણકમળ બાંધી રાખ્યાં છે, આવી વાણી જે મુક્તાનંદાદિ સાધુથકી સાંભળી હતી તે સત્ય જ છે, એમ સાધુઓ પ્રત્યે કહ્યું ॥૧૧॥ એરીતે સત્સમાગમથી પરમાનંદને પામેલા, ઈશ્વરમૂર્તિ રામાનંદ ગુરૂએ સમધિક સત્કાર કરેલા, સુદૃઢ નિશ્ચય જેમનો છે એવા વર્ણીન્દ્ર મુનીન્દ્રની સમીપે સુખેથી નિવાસ કરીને રહ્યા ॥૧૨॥ તેપછી જે કોઈ સ્વામિના ચરણારવિંદના આશ્રયવાળા ભક્તો હતા તે તમામને મનુષ્યોમાં ન સંભવે એવું દિવ્ય અદ્ભુત ચરિત્ર જેમનું છે અને આશ્ચર્યકારી દર્શન જેમનું છે એવા તપસ્વિપ્રવર નીલકંઠને નીર-

योगिदुष्पापसद्गुणम् । कृष्णस्यैव तनुं आविष्टमेवे चेतनविशेषणान्
॥१४॥ सर्वज्ञोऽप्युद्धवत्वं तु नाट्यमाचरन्नो ह्यभूत् । इति नावे-
त्यमोत्तस्य नरनाट्यविधित्सया ॥१५॥ ततोऽनुक्रमतो लोके
कश्चन स्वामिनोऽन्तिके । बालो वर्णी ह्यागतोऽस्ति तपस्वी योगि-
राडिति ॥१६॥ तद्दर्शनार्थिनोऽन्वर्णनादेशेभ्य आदृताः । सद्-
गृहो नरा नार्यस्त्यागिनो योगिनोऽपि च ॥१७॥ पप्रच्छुस्ते गुरुं
को वा वर्णी योऽद्याऽऽगतोऽत्र सः । तान्स्वामी दर्शयामास तत-
स्तुल्याऽन्तिके स्थितम् ॥१८॥ तं वर्णिनं कृशाततुं वीक्ष्य तेऽतित-

---

ામીને અતિશય વિસ્મય થયો હતો ॥૧૩॥ જોકની વત વાણુ ઉપર રહી પરંતુ સ્વયં સ્વામીપણ મહાયોગિઓનેપણ દુર્લભ એવા ઘોર તપ ઐશ્વર્ય આદિક ગુણોના સિદ્ધિરૂપ વર્ણી નીલકંઠને નિરખીને 'સર્વજ્ઞનું પરમાત્મા શ્રીકૃષ્ણનીજ કોઈ એકાંતિકધર્મ સંરક્ષણમાં સમર્થ એવી તનુ–એટલે તેમણે જેમાં પ્રવેશ કર્યો છે અને તેમણેજ એક નિયમમાં કરવા યોગ્ય કોઈ મુક્ત ચેતનવિશેષ છે' એમ માનવા લાગ્યા (અથવા તેમના અંશાનુપ્રવિષ્ટ કોઈ છે એમ માનવા લાગ્યા) પરંતુ 'આ સાક્ષાત્ શ્રીકૃષ્ણજ પ્રકટ થયા છે' એમ નહિ, યદ્યપિ આ ઉદ્ધવાવતારે સ્વામી સ્વયં સર્વજ્ઞ છે તથાપિ નરનાટ્ય (ગુરૂશિષ્યભાવથી વર્તવારૂપ) કરવા માટે પ્રવર્તેલા તે પ્રભુ શ્રીહરિનાજ સંકલ્પથી સર્વજ્ઞ શક્તિ તિરોહિત થઈ જવાથી 'આ સાક્ષાત્ નારાયણ પરમાત્માજ છે' એમ નિશ્ચયથી શ્રીહરિને જાણી શક્યા નહિ ॥૧૪-૧૫॥ તેપછી અનુક્રમે (કર્ણાકર્ણી) 'કોઈપણ વર્ણીવર્ય, તપસ્વીઓના અગ્રણી યોગિરાટ્ વયથી બાળ બ્રહ્મચારી શ્રીસ્વામિની સમીપે આવ્યા છે' એવો લોકમાં અતિ ઉદ્ઘોષ પ્રવર્ત્યો હતો ॥૧૬॥ અમાનુષ ,ઐશ્વર્યવાળા આ ભગવાનનાં દર્શન કરવા દેશદેશમાંથી હજારોહજાર નરનારીઓ, (ગૃહસ્થજનો) ત્યાગિજનો અને યોગિજનો પણ આદરથી આવવા લાગ્યા ॥૧૭॥ આવીને તે જનો સદ્ગુરૂ સ્વામીને પુછવા લાગ્યા કે–જે કોઈપાત્ર આશ્ચર્ય ચરિતવાળા વર્ણી હમણાં આપના ચરણસમીપે પધારેલા સંભળાય છે તે કયા ? એરીતે તે જનોએ પુછેલા સ્વામીએ પોતાની પાસે બેઠેલા વર્ણી-

पस्विनम् । विस्मयं परमं प्राप्य पप्रच्छुः स्वामिन पुनः ॥१९॥ कुतोऽयमागतो वर्णी बालोऽप्यतितपोबल. । आश्चर्यं जनयन्नृणां वेत्ति योगकलाश्च य. ॥२०॥ उपवीती च जटिलः शान्तो धमनिसन्तत. । ऊर्ध्वपुण्ड्रं च तुलसीमाले पैणाजिनं दधत् ॥२१॥ उदासीन इवासीनो ध्यानस्तिमितलोचन. । देहानुसन्धानहीनो निष्परिग्रह एव क. ॥२२॥ तान्स्वामी प्राह बालोऽय कोसलेभ्य उपागतः । आस्ता भगवतो भक्तो पितरावस्य धार्मिकौ ॥२३॥ भक्ति

---

ન્દ્રને તર્જની આગળીની સજ્ઞાથી તે જનોને બતાવ્યા ॥૧૮॥ તેપછી વર્ણીને તપથી કૃશ શરીરવાળા પણ તેજથી તો પોતાના તપોવિશેપને પ્રકાશ કરતા જોઇને તે જનો પરમ વિસ્મય પામીને સ્વામિને વારેવારે પુછવા લાગ્યા કે– હે સ્વામિન્ ! ક્યા દેશમાથી આ વર્ણી પધાર્યા છે વયે કરીને બાળ જેવા છે પણ સમધિક તપોબળવાળા જણાય છે, જે વર્ણી સમગ્ર યોગકળાઓને જાણતા હોવાથી અમો આદિક જોનારા જનોને અતિશય વિસ્મિત કરેછે ॥૧૯–૨૦॥ આશ્રમવિશેષ અને તપોવિશેપને સૂચવનારા શ્વેત ઉપવીત અને સુદર લઘુ જટારૂપ ચિહ્નથી સમલકૃત, શાત–આકૃતિથી મૂર્તિમાન્ શાત રસ હોય ને શુ ? એમ જણાતા, જેમના શરીરમા સ્પષ્ટ ઉઘાડી અધિક નાડીયો દેખાય છે, વૈષ્ણવપણાને સૂચવનારૂ કુકુમચદ્રકે સહિત ઊર્ધ્વપુડ્ર તિલક અને કઠધાર્યે તુલસીમાળાથી શોભાયમાન, મૃગચર્મને ધારી રહેલા, ઉદાસીનની પેઠે મૌન બેસી રહેલા, ( એટલે જેમની સ્થિતિજ બાહ્ય વિષયોમા ઉદાસીનતાને જણાવે છે ) ધ્યાનથી નિશ્ચળ લોચન જેમના છે, ( નિશ્ચળ લોચનથી જેમની ધ્યાનનિષ્ઠા જણાય છે ) દેહ દૈહિકના અનુસધાને રહિત, દેહ સુખમા હેતુભૂત ભોગ્ય વસ્તુઓના પરિગ્રહે રહિત એવા તે આ વર્ણી કોણ છે ? એટલે એમનુ ગોત્ર શુ છે અને કેના પુત્ર છે, અથવા પુરાતન ભક્તોમા કેના જેવા છે ? તે અમોને તમો કહો ? ॥૨૧–૨૨॥ હે રાજન્ ! પુછતા જનો પ્રત્યે શ્રીસ્વામી બોલ્યા કે–હે ભક્તો ! બાળસ્વરૂપ આ નીલકઠ વર્ણી ઉત્તર કોસલ દેશમાથી અત્ર આવ્યા છે, એમના માતાપિતા પરમ ધાર્મિક અને ભગવાનના એકાતિક ભક્ત હતા ॥૨૩॥ બહુ બુદ્ધિમાન્ આ

ज्ञानविरागाणां माहात्म्यं तन्मुखादयम् । शुश्राव बुद्धिमान् बाल-स्ततस्तत्प्राप्तुमैहत ॥२४॥ उत्कण्ठितोऽथ तत्सिद्ध्यै ह्यनापृच्छ्य सुहृज्जनान् । हित्वा गत्वा वनं घोरं तपश्चक्रेऽतिदारुणम् ॥२५॥ तेनैव भक्तियुक्तेन षण्मासाभ्यन्तरे हरिम् । प्रसाद्य तीर्थानि चरन्प्राप्तोऽत्रास्ति यदृच्छया ॥२६॥ एतस्य चरितं त्वेतद्ध्रुवस्येवास्ति निश्चितम् । विष्णुं प्रीणयतो बाल्ये दुराराध्यं सुरैरपि ॥२७॥ इति श्रुत्वा भगवतो वाक्यं ते विस्मिता जनाः । ययुर्यथागतं नत्वा तं ध्रुवाभं च तं हरिम् ॥२८॥ सुबुद्धिमथ तं राजन् ! क्रियायोगातिनैपुणम् । उपहाराहृतौ स्वामी कृष्णार्चायामयूयुजत् ॥२९॥ सोऽपि स्वधर्मं भक्तिं च पालयन्नेव नित्यदा । कृष्णार्चावसरे तस्य

वर्णी બાલ્ય વયમાંજ પોતાના માતા પિતાના મુખથકી જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનો મહિમા સાંભળીને, તેની પ્રાપ્તિમાં ઉત્કટ ઉત્કંઠા ઉત્પન્ન થતા તેની સિદ્ધિસારૂ બન્ધુ જનોને પુછ્યા વિનાજ (નહિ નિવેદન કરીનેજ) બન્ધુઓ અને સુહૃદજનોને તુરત સવાસન ત્યાગ કરીને ઘોર વનમાં પ્રવેશ કરીને તીવ્ર તપ તપ્યા હતા ॥૨૪-૨૫॥ આ વર્ણી એજ ભક્તિસુસંસ્કૃત તીવ્ર તપથી છો માસની અંદર સૂર્યનારાયણને પ્રસન્ન કરીને (તેમનુ પ્રત્યક્ષદર્શન તેમના થકી વરદાન આદિક અનુગ્રહ મેળવીને) પુલહાશ્રમપ્રમુખ પુણ્ય તીર્થોમાં ફરતા ફરતા યદૃચ્છાથી અહીં આવેલા છે ॥૨૬॥ દેવતાઓએપણ દુરારાધ્ય એવા વિષ્ણુને બાળ ભાવમાજ પ્રસન્ન કરતા આ વર્ણિવરનુ પૂર્વોક્ત ચરિત્ર ધ્રુવજીના જેવું વિસ્મય કરનારૂં નિશ્ચે છે, કેમકે તેમનુપણ તેવુંજ ચરિત્ર હતુ ॥૨૭॥ હે રાજન્ ! તે ભક્તજનો આવું ભગવાન રામાનંદ સ્વામીનું સત્ય વચન સાંભળીને વિશેષ વિસ્મય પામીને સ્વામીને નમસ્કાર કરીને, તથા ધ્રુવની પેઠે પ્રકાશમાન એવા વર્ણીન્દ્ર શ્રીહરિને નમસ્કાર કરીને જેમ આવ્યા હતા તેમ સ્વસ્વદેશમાં ચાલ્યા ગયા ॥૨૮॥ હે રાજન્ ! તેપછી શ્રીસ્વામિએ ગુરૂદેવપરિચરણાદિ ક્રિયાયોગમાં અતિશય કુશળ અને સદસદ્વિવેકશાલી એવા શ્રીનીલકંઠવર્ણીની કૃષ્ણમૂર્તિની પૂજામાં ઉપયોગી ચંદન પુષ્પાદિ ઉપહારોના આહરણમાં યોજના કરી હતી

गुरोः सन्निहितोऽभवत् ॥३०॥ स्नात्वा कुर्वंति तांस्तु सन्ध्यादि नैत्यकं विधिम् । करोति सार्चनविधेः पात्राणां परिमञ्जनम् ॥३१॥ पूजायां क्रियमाणायां तुलसीपुष्पचन्दनम् । धूपं दीपं च नैवेद्यं तत्तत्काल उपाहरत् ॥३२॥ यथाकालमनुक्तोऽपि पदार्थं तं तमाहरत् । इङ्गितज्ञो हरिस्तेन गुरोरपि मनोऽहरत् ॥३३॥ वर्णिनः कृष्णसेवायां श्रद्धातिशयमुत्तमम् । समीक्ष्य मुनिराट् तस्य वश आसीन्नरेश्वर! ॥३४॥ कृष्णस्तु नित्यमर्चायामाविर्भूयोद्धवार्पितान् । साक्षाददत्तोपहारांस्तं तदन्यस्तु नैक्षत ॥३५॥ एकदा

॥२९॥ નીલકંઠ ભગવાનપણ સ્વધર્મ તથા ભક્તિયોગને તેતે સમયે આચરતા થકા જ્યારે ગુરૂથી શ્રીકૃષ્ણની પૂજામાં પ્રવર્તે ત્યારે તેમની પાસે સદા રહેતા હતા ॥૩૦॥ રામાનંદસ્વામી સ્નાન કરી સંધ્યાદિ નિત્યપ્રાપ્ત વિધિ કરવા માટે જ્યારે પ્રવર્તે ત્યારે નીલકંઠવર્ણીતો ભગવત્પૂજાના ઉપકરણભૂત કળશાદિ પાત્રનું પરિમંજન સત્વર કરતા હતા ॥૩૧॥ સ્વામી જ્યારે શ્રીકૃષ્ણપૂજાનો આરંભ કરે ત્યારે વર્ણીન્દ્ર તો તુલસીપત્ર-પુષ્પ-ધૂપ-દીપ-નૈવેદ્યાદિ પૂજાપદાર્થો તેતે સમયે સત્વર સમીપે લાવી આપતા હતા. એ રીતે 'આમ કરો' એમ ન કહ્યા છતાં પણ યથાસમય આદરથી તેતે પુષ્પાદિ પદાર્થોને ગુરૂનો હૃદ્ગત અભિપ્રાય જાણી જઇને લાવી આપતા થકા, ગુરૂનું પણ મન પોતાવિષે હરણ કરી લીધું હતું અર્થાત્ ગુરૂનો મનઃપ્રસાદ એમની ઉપર અતિ અધિક થયો હતો ॥૩૨-૩૩॥ હે નરેશ્વર ! તે આ નીલકંઠ બ્રહ્મચારીનો શ્રીકૃષ્ણસેવા કરવામાં આવો સર્વોત્તમ શ્રદ્ધાતિશય દેખીને, મુનિવર રામાનંદસ્વામી તેમને વશ થઈ ગયા હતા ॥૩૪॥ સ્વામીએ પરાભક્તિથી કરવા માંડેલી પૂજામાં તેમણે અર્પણ કરેલા તુલસી-પુષ્પ-ચંદન-ધૂપ-દીપ-નૈવેદ્યાદિ ઉપચારોને પ્રતિમામાં પોતે પ્રત્યક્ષપણે નિત્ય રહેલા શ્રીકૃષ્ણભગવાન્ તેમની આગળ સાક્ષાત્ સ્વસ્વરૂપથી પ્રાદુર્ભાવ પામીને સ્વીકારતા હતા. પ્રત્યક્ષપણે પૂજોપચારને સ્વીકારતા ભગવાનનેતો તેમની સમીપે રહેલો પણ સ્વામી સીવાયનો કોઈપણ જન નજ જાણતો હતો ॥૩૫॥ એક સમયમાં રામાનંદસ્વામીએ 'આ નીલકંઠવર્ણી શ્રીકૃષ્ણનો

नीलकण्ठस्य सर्वथैवाधिकारिणः । तत्प्रत्यक्षेक्षणायासौ प्रत्यक्षं कृष्णमार्थयत् ॥३६॥ भगवन्नीलकण्ठाय मद्वत्प्रत्यक्षदर्शनम् । त्वयि प्रेमवतेऽत्यर्थं देहि सद्गुणशालिने ॥३७॥ सुव्रत उवाच—तथास्त्विति ततः कृष्णः प्रतिजज्ञे महामुनिम् । प्रहस्य दर्शनं प्रादात्प्रत्यक्षं स्वस्य वर्णिने ॥३८॥ परिचर्यां गुरोः कुर्वन् हरिः श्रीकृष्णमैक्षत । उपचारानाददानं प्रत्यक्षं स्वामिनार्पितान् ॥३९॥ नैवेद्यं समदन्तं तं वीक्ष्य प्राप स मुद्भरम् । पूजाकाले गुरोरित्थं सोऽद्राक्षीदनुवासरम् ॥४०॥ एकदा प्राह स गुरुं नीलकण्ठो रहः

---

સાક્ષાત્કાર કરવામાં સર્વથા ઉત્તમ અધિકારી છે' એમ જાણીને તેમને સાક્ષાત્કાર કરાવા પૂજાસમયમા પ્રાદુર્ભાવ પામેલા પરમાત્મા શ્રીકૃષ્ણની એમ પ્રાર્થના કરી કે-॥૩૬॥ હે ભગવન્ ! મારી પેઠે આ વર્ણીપણ આપની પરમ કૃપાને યોગ્ય છે, એમનો પ્રેમ આપનેવિષે અનવધિ છે, ઓમના સાક્ષાત્કારમાં સમુચિત એવા બીજા જ્ઞાન તપ વૈરાગ્યાદિ ગુણવિશેષો પણ એમનામાં અખડ અનુવર્તે છે, તો આ મારા પ્રિય શિષ્ય નીલકઠ બ્રહ્મચારીને આપના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કૃપા કરીને આપો ॥૩૭॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! તેપછી રામાનદમુનિનો પ્રેમપ્રકર્ષ પેખીને પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણભગવાને સુંદર મદસ્મિતપૂર્વક 'તથાસ્તુ' એમ પ્રતિજ્ઞા કરીને તે વર્ણિવરને દિવ્ય સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો- પોતાનું પ્રત્યક્ષ પ્રેક્ષણ આપ્યું ॥૩૮॥ તે સમયમા આ વર્ણી ગુરૂની પરિચર્યા આચરતા થકાજ ગુરૂએ કરવા આરભેલી પુષ્પચદનાદિ પૂજાને પ્રત્યક્ષ પોતાના દિવ્ય અદ્ભુત રૂપથી આવિર્ભાવ પામીને સ્વીકાર કરતા તે શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન પામ્યા અને ગુરૂએ પ્રીતિપૂર્વક અર્પણ કરેલા નૈવેદ્યને જમતા ભગવાનને પ્રત્યક્ષ નીરખીને પરમાનદસાગરમાં નિમગ્ન થઈ ગયા, ( પોતાના તીવ્રતપના ફળની ઉપલબ્ધિ થવાથી હર્ષપ્રકર્ષને પામી ગયા ) આ પ્રકારે પૂજાસમયમાં ગુરૂએ કરેલી પુષ્પાદિ પૂજાને પ્રત્યક્ષપણે સ્વીકારતા શ્રીકૃષ્ણને પ્રતિદિન વર્ણીન્દ્ર ભગવાન્ ભાળતા હતા ॥૩૯-૪૦॥ તેપછી એક અવસરમાં નીલકઠ વર્ણીન્દ્રે એકાત સ્થળમા સુખેથી બેઠેલા ગુરૂશ્રીને

स्थितम् । मत्पूजावसरेऽपीत्थं कथं स्यात्कृष्णदर्शनम् ॥४१॥ यथोपहारान् गृह्णाति त्वया दत्तान्स नित्यदा । तथा मदर्पितान्प्रीतो ग्रहीष्यति कदाऽच्युतः ॥४२॥ श्रीरामानन्दमुनिरुवाच—कृष्णदीक्षामवाप्तस्य महत्सेवारतस्य च । धर्मे भक्तौ चादृतस्य स्याच्छीघ्रं कृष्णवीक्षणम् ॥४३॥ सुव्रत उवाच—सिषेवे सोऽथ तं नित्यं भक्तिश्रद्धासमन्वितः । चातुर्मास्यं व्यतीयाय तस्येत्थं कुर्वतः सतः ॥४४॥ विक्रमार्कस्य नृपतेरष्टादशशतोत्तरे । सप्तपञ्चाशत्तमेऽब्दे वर्तमाने शकस्य च ॥४५॥ एकादश्यां प्रबोधन्यामुत्तमायाधिकारिणे । तस्मै दातुं महादीक्षामैच्छत्स्वं याचते स ताम् ॥४६॥ दीक्षां

એમ કહ્યું કે-હે સ્વામિન્ ! ભગવાન્ પરમપુરૂષ શ્રીકૃષ્ણ આપે અર્પેલા પુષ્પાદિ ઉપચારોને સાક્ષાત્ સન્નિધિમાં પધારીને સદાય પ્રેમથી સ્વીકારે છે, તો મેં કરવા આરંભેલી પૂજામાં એવીજ રીતે સાક્ષાત્ સન્નિધિ કરીને મેં અર્પેલા ઉપચારોનેપણ ક્યારે સ્વીકારશે ? આ મારો બહુકાળનો આરૂઢ મનોરથ આપની એક કૃપાથીજ સિદ્ધ થાય એવો છે ॥૪૧-૪૨॥ આ પ્રકારે પ્રાર્થના કરેલા શ્રીરામાનંદસ્વામી કહેછે—અહો ! ! આ તમારો મનોરથ અતિ ઉત્તમ છે પણ સર્વેકોઈની પૂજાને એ રીતે પુરૂષોત્તમ ભગવાન્ તુરત સ્વીકાર કરે નહિ કિંતુ સદ્ગુરૂથકી કૃષ્ણદીક્ષાને યથાવિધિ પામેલા, કૃષ્ણના પરમ એકાંતિક ભક્તોની સેવામાં નિરંતર તત્પર, ધર્મ ભક્તિમાં અતિશય આદર સ્વભાવવાળા ( ધર્મમાં શ્રદ્ધાથી ભક્તિમાં અનાદર અને ભક્તિમાં શ્રદ્ધાથી ધર્મમાં અનાદર નહિ કરતા ) એવા ભક્તજનને જલદી શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થાયજ ॥૪૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ગુરૂશ્રીએ કહ્યું એટલે ગુરૂકૃપાની વાટ જોઈ રહેલા વર્ણીન્દ્ર શ્રદ્ધા તથા ભક્તિથી શ્રીરામાનંદસ્વામીની પ્રતિદિન પરિચર્યા આચરવા લાગ્યા. એરીતે સ્વામીની સેવા સજતા અને સંતોમાં અગ્રેસર એવા વર્ણિવરને ચાતુર્માસ્ય ( આષાઢાદિ ચાર માસ ) વીતિ ગયું ॥૪૪॥ વિક્રમાર્ક રાજાના શકમાંથી ૧૮૫૭ મા વર્ષમાં પ્રબોધની એકાદશીને દિવસે ઉત્તમ અધિકારી થએલા અને પોતાપ્રતિ મહાદીક્ષાની પ્રાર્થના કરતા વર્ણીન્દ્રને

गृहीतुं महतीं स वर्णिराट् समुत्सुकस्तस्य गुरोरनुज्ञया । चकार पूर्वेद्युरुपोषणं शुचिर्दिवानिशं त्र्यक्षरमेव सञ्जपन् ॥४७॥ प्रमोदसंवत्सर ऊर्जमासे प्रातः सितेकादशिकादिने तम् । स दीक्षयामास यथाविधानं महोत्सवेनैव मुदा नरेन्द्र ! ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दस्वामिशुश्रूषणनामा सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥५७॥

सुव्रत उवाच—एकादश्यां मुनिपतिराजुहाव द्विजोत्तमम् । निजाध्ववर्तनं शान्तं दीक्षाविधिविशारदम् ॥१॥ तेनैव कारयामास तत्रत्यं सकलं विधिम् । सोऽपि सर्वं यथाशास्त्रं करोति स्म यथोचितम् ॥२॥ आदौ शरीरशुद्ध्यर्थं प्रायश्चित्तमकारयत् । मत्यात्मा-

રામાનંદ ગુરૂએ મહાદીક્ષા આપવાની ઈચ્છા કરી ॥૪૫–૪૬॥ નીલકંઠ વર્ણીન્દ્રે ગુરૂથકી મહાદીક્ષા ગ્રહણ કરવામાં ઉત્સાહવાળા થઈને, ગુરૂની આજ્ઞાથી ત્રણ અક્ષરનો 'શ્રીકૃષ્ણ' એવા મંત્રનો સ્નાનાદિકથી શુદ્ધ થઈ અહર્નિશ જપ કરવા પૂર્વકજ દીક્ષાદાનને આગલે દિવસે ઉપવાસ કર્યો ॥૪૭॥ હે નરેન્દ્ર ! રામાનંદમુનિએ પ્રમોદનામના સંવત્સરમાં કાર્તિક માસના શુક્લપક્ષની એકાદશી ( પ્રબોધની )ને દિવસે પ્રાતઃકાળે યથાવિધિ મહોત્સવ સાથે અત્યંત હર્ષથી નીલકંઠ વર્ણિરાજને આગળ કહેશે એ પ્રકારે મહાદીક્ષા આપી ॥૪૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને. . પ્રથમપ્રકરણે રામાનંદસ્વામિશુશ્રૂષણનામા સપ્તપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૭॥

## અધ્યાય ૫૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! મુનિપતિ શ્રીરામાનંદસ્વામીએ પ્રબોધની મહાએકાદશીના પ્રાતઃકાળમાં પોતાના ઉદ્ધવસંપ્રદાયમાં દૃઢ નિષ્ઠાવાળા, ( સત્સંગી ) દીક્ષાવિધિના ક્રમને જાણનારા, શાંતિ આદિક સમસ્ત સદ્ગુણોવી પરિપૂર્ણ એવો બ્રાહ્મણોત્તમ બોલાવ્યો ॥૧॥ બોલાવીને વિધિજ્ઞ એજ વિપ્રની પાસે અંગેસહિત દીક્ષાવિધિ કરાવ્યો તે પુરોહિતેપણ સ્વામીની આજ્ઞાને માથે ચઢાવીને યથાશાસ્ત્ર દેશકાળોચિત સમગ્ર દીક્ષાદિ રે આગળ

येन कृच्छ्राणां त्रयाणां स हरिं नृप ॥३॥ मण्डलं सर्वतोभद्रं नानावर्णसुशोभनम् । विधाय स्थापयामास स तत्र कलशान्नव ॥४॥ तत्र ताम्रमयानष्टो न्यधाद्दिक्ष्वष्टसु क्रमात् । एकं हैममयं मध्ये सोऽस्थापयदुदारधीः ॥५॥ सतोयेषु सरत्नेषु सपल्लवफलेषु च । सवास-पूर्णपात्रेषु तेषु देवानतिष्ठिपत् ॥६॥ श्रीराधासहित कृष्ण तत्र मध्यघटे न्यधात् । प्राच्यां भगवतीं दुर्गां दक्षिणे भास्कर तथा ॥७॥ प्रतीच्यां विघ्नराजं च शिवं सौम्यामतिष्ठिपत् । विष्वक्सेन वह्निदिशि नैर्ऋत्यां गरुडं च सः ॥८॥ अस्थापयच्च कलशे वायव्यां पवनात्मजम् । श्रीदामानं तथैशान्यां क्रमे-

કહેશે એ પ્રમાણે કર્યો ॥૨॥ તેનો પ્રકાર અગીયાર શ્લોકથી કહેછે—હે નૃપ ! સ્વામીએ પ્રેરેલા વિપ્રે પ્રથમ શરીરશુદ્ધિ સારૂ કરવાના કહેલા ત્રણ કૃચ્છ્ર વ્રતોના પ્રતિનિધિરૂપ સુવર્ણદાનાદિકથી શ્રીહરિકૃષ્ણ બ્રહ્મચારી પાસે પ્રાયશ્ચિત્ત કરાવ્યુ ॥૩॥ તેપછી મહામતિમાન્ વિપ્રે શુકલનીલ આદિક નાનાવિધ રંગોવડે શોભાયમાન સર્વતોભદ્ર નામનુ મંડળ (દેવતાસ્થાપન પીઠ) કરીને, તેમા આઠ દિશામા પ્રાચીને પ્રારભીને પ્રદક્ષિણ અનુક્રમથી તાબાના આઠ કળશો સ્થાપન કર્યા તથા મધ્યભાગમા સુવર્ણનિર્મિત એક કળશ સ્થાપન કર્યો એરીતે નવ કળશો સ્થાપન કર્યા ॥૪-૫॥ સ્થાપેલા કળશોમા જળ ભરીને, તેમા સુવર્ણાદિ રત્ન નાખીને, પૂર્ણપાત્રે સહિત તેને પિપળાના પત્ર આદિક પલ્લવો, નાલીકેર આદિક ફળ અને વસ્ત્રથી અલકાર કરીને તેમા દેવોની સ્થાપના કરી, તેમા મધ્યભાગમા વર્તતા પ્રધાન સુવર્ણ કળશમા રમારાધાએ સહિત સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણની સ્થાપના કરી, તેપછી પૂર્વ દિશામા વર્તતા કળશમા ભગવતી દુર્ગા દેવીની, દક્ષિણદિશાના ઘટમા સૂર્યની, પશ્ચિમ દિશાના ઘટમા ગણપતિની, ઉત્તર દિશામા વર્તતા કળશમા શિવની, અગ્નિકોણના કળશમા વિષ્વક્સેન પાર્ષદની, નૈઋત કોણના કળશમા ગરુડની, વાયુકોણના કળશમા હનુમાનજીની, ઈશાનકોણમા વર્તતા કળશમા શ્રીદામા પાર્ષદની, એ રીતે દિશાના અનુક્રમથીજ યથાવિધિ દેવોની સ્થાપના કરી (આવાહન કર્યું) ત્યારપછી તે વિપ્રે આવાહન કરેલા પ્રધાનદેવ શ્રીકૃષ્ણની

णैव यथाविधि ॥९॥ ततो वेदपुराणोक्तैर्मन्त्रैर्मूलेन च द्विजः। प्रधानदेवतां कृष्णं सहाङ्गैरार्चयत्सुरैः ॥१०॥ उपचारैः षोडशभिः सह पञ्चामृतेन च। महानैवेद्येन महादीपेन समपूपुजत् ॥११॥ मृदङ्गकांस्यतालाद्यैर्भक्तानां कीर्तनध्वनिः। तूर्यानकादिशब्देन मिश्र आसीन्महांस्तदा ॥१२॥ संस्कृतायां ततो वेद्यां वह्निं संस्थाप्य चाजुहोत्। मूलेन मनुनाऽऽज्यस्य सोऽष्टोत्तरशताहुतीः ॥१३॥ ततो महामुनिः प्रादात्कौपीनाच्छादनं सितम्। उत्तरीयं च हरये स्थिताय प्राङ्मुखाय सः ॥१४॥ प्रासादिक्यौ भगवतस्तुलसीकाष्ठमालिके। सूक्ष्मे नवीने स ददौ कण्ठधार्ये च वर्णिने ॥१५॥ कृष्णार्चाशिष्टगन्धेन पुण्ड्रमूर्ध्वं तदन्तरे। राधार्चाशिष्टकाश्मीरचन्द्रकं चाप्यकारयत् ॥१६॥ उदङ्मुखस्ततः स्वामी

---

દુર્ગાઆદિક અંગદેવોની સાથે તેના તેના મૂળમંત્રો (નામમંત્રો) તથા વૈદિક પૌરાણિક મંત્રોથી યથાવિધિ વર્ણીન્દ્રપાસે પૂજા કરાવી ॥૯–૧૦॥ તેનો પ્રકાર કહેછે–દુગ્ધાદિ પંચામૃત દ્રવ્યની સાથે ષોડશોપચાર, મહાનૈવેદ્ય અને મહાદીપથી સાંગ શ્રીકૃષ્ણની વર્ણિપાસે પૂજા કરાવી ॥૧૧॥ પૂજન સમયમાં મૃદંગ કાંસી ઝાલર તુરઈ નગારા આદિક માંગળિક વાજીંત્રોનો ધ્વનિ ભક્તોના ભગવદ્‌ગુણકીર્તનના ધ્વનિની સાથે સંમિશ્રિત થતાં મહાન્–અતિશય ઉંચો ગગનતળમાં ગાજી રહ્યો હતો ॥૧૨॥ ત્યારપછી સંસ્કૃત ( કુશાદિ આદિકનો સંસ્કાર જેમાં કર્યો છે) એવી વેદિકામાં તે કાળમાં ઉચિત એવો અગ્નિ યથાવિધિ સ્થાપન કરવાપૂર્વક આવાહન કરીને, ‘શ્રીકૃષ્ણાય નમ ’ આ ‘મૂળમંત્રથી ઘીની એકસો આઠ આહુતિનો હોમ કર્યો ॥૧૩॥ તેપછી મહામુનિ શ્રીરામાનંદસ્વામીએ તે આ વર્ણિવરને મહાદીક્ષા આપતા થકા પૂર્વાભિમુખે બેઠેલા તે શ્રીહરિને કૌપીન ઉપર પહેરવાનું શ્વેત વસ્ત્ર અને ઉત્તરીય વસ્ત્ર ( ઓઢવાનું ) આપ્યું અને ભગવાનના ચરણારવિંદના સંશ્લેષથી પ્રસાદભૂત નવીન સૂક્ષ્મ મણિકાની તુલસીકાષ્ઠમાળા ગળામાં ધારણ કરવા આપી ॥૧૪–૧૫॥ શ્રીકૃષ્ણની પૂજા કરતાં બાકી રહેલા ( પ્રસાદિભૂત ) ચંદનથી લલાટ આદિકમાં ઊર્ધ્વપુંડ્ર તિલક અને તેના મધ્યમાં રાધારમાની

ध्यात्वा श्रीकृष्णमस्य च । अष्टाक्षरं कृष्णमन्त्रं दक्षकर्ण उपादिशत् ॥१७॥ हरये शुद्धमतये मन्त्रस्यार्थं ततो गुरुः । यथावद्बोधयामास सम्प्रदायानुसारतः ॥१८॥ क्षेत्रं पिण्डं च ब्रह्माण्डं द्विविधं योऽभिमन्यते । अल्पज्ञः सर्वविच्चासौ क्षेत्रज्ञोऽत्राहमोच्यते ॥१९॥

પૂજા કરતાં બાકી રહેલા (પ્રસાદિ) કુંકુમથી ચંદ્રક કરાવ્યો ॥૧૬॥ ત્યાર પછી ઉત્તરાભિમુખે બેઠેલા પોતે આચાર્ય રામાનંદસ્વામીએ પૂર્વાભિમુખે શિષ્યભાવથી બેઠેલા નીલકંઠવર્ણી ભગવાનના જમણા કર્ણમાં વાચ્યભૂત શ્રીકૃષ્ણનું હૃદયમાં સ્મરણ કરવાપૂર્વક વાચકભૂત અષ્ટાક્ષર કૃષ્ણમંત્રનો ઉપદેશ કર્યો ॥૧૭॥ તેપછી ગુરૂએ ઉપદેશ કરેલા મંત્રનો અર્થ સ્વતઃ શુદ્ધ બુદ્ધિવાળા (સત્ય અર્થ અંગીકાર કરવામાં વિરોધી પાપે રહિત મનવાળા) હરિ-પોતે સમસ્ત પાપને હરનારા હોવાથી હરિ એવી સાર્થક સંજ્ઞાથી સુપ્રસિદ્ધ એવા નીલકંઠવર્ણીને સ્વસંપ્રદાયને અનુસારે યથાર્થ અવબોધ આપ્યો ॥૧૮॥ એજ અવબોધ આપેલા મંત્રાર્થનો પ્રકાર કહેછે-તેમાં પ્રથમ પદ (બ્રહ્મ) વિશેષણભૂત હોવાથી વિશેષ્યભૂત અહંપદનું પ્રથમ વ્યાખ્યાન કરે છે-જે આ માનુષ અવયવવાળો (સ્થૂલાદિ ત્રણ દેહરૂપ) પિંડ છે અને બ્રહ્માંડરૂપ (વિરાટાદિ ત્રણ દેહરૂપ) પિંડવિશેષ છે તે સર્વ કોઈ પિંડ કર્મભોગને અનુસારે તેતે પ્રાણીઓને વારા ફરતી પ્રાપ્ત થાયછે. તે પિંડને ઇશ ઇશિતવ્ય એવા ભેદથી ભિન્ન એવા બ્રહ્માસુધીના તેતે પ્રાણીઓને ભોગાર્થે માટે કલ્પાતાં તેને ક્ષેત્ર કહેછે, આ ક્ષેત્રને 'આ મારૂ છે' એવા અભિમાનથી જે જીવો વળગે છે તેમને 'ક્ષેત્રજ્ઞો' કહેછે. આ બે પ્રકારનો ક્ષેત્રજ્ઞ આ અષ્ટાક્ષર મંત્રમાં અહંશબ્દથી કહેલો છે. તે આ જીવોમાં કેટલાક અલ્પજ્ઞો છે અને કેટલાક બહુજ્ઞો (સર્વજ્ઞ) છે. આ સર્વ કોઈ ક્ષેત્રજ્ઞો અહંકારથી અભિભૂત હોવાથી અહંઅર્થજ છે. પરંતુ તે જીવોનું તાત્વિક સ્વરૂપતો બ્રહ્મરૂપતા છે. આત્માઓ બ્રહ્મસાધર્મ્યને પામેછે માટે તેઓનું દેહાત્માભિમાનત્યાગપૂર્વક બ્રહ્માત્મતા ભાવથી અનુસંધાન કરવું એવા અભિપ્રાયથી અહંઅર્થને 'બ્રહ્મ' એવું વિશેષણ આપેલું છે એટલે 'અહં પદ' વિશેષ્ય છે અને 'બ્રહ્મ પદ' વિશેષણ છે, એટલે હું બ્રહ્મ-

अन्वितं द्विविधे चात्र क्षेत्रज्ञे तन्नियन्तृ च । व्यतिरिक्तं ततो यच्च तद्ब्रह्माक्षरमुच्यते ॥२०॥ यमाश्रित्य प्रेरयति क्षेत्रज्ञमिदमक्षरम् । पुरुषोत्तमसंज्ञोऽसावक्षरातीत उच्यते ॥२१॥ स एव श्रेयसे नृणां धृतदिव्यनराकृतिः । स्वाज्ञानं ज्ञानदानेन कर्षन् कृष्ण इतीर्यते ॥२२॥ प्रेम्णा तत्सेवनेनैव यच्छोभावत्त्वमात्मनः । स एव दासशब्दार्थो मन्त्रेऽस्मिन् परिकीर्तितः ॥२३॥ अस्मीति पूर्णकामत्वं ध्येये प्राप्येऽपि चात्मनः । शेषाभावश्च विज्ञेयो मुक्तत्वाज्जीवतो

સરૂપ છુ તેમા ઈશ ઈશિતવ્ય ભેદથી જુદા જુદા ક્ષેત્રજ્ઞમાં જે અન્વિત-અનુસ્યૂત એટલે જ્ઞાનઘનરૂપ એક આકારથી અવિષમપણે અનુગત છે (અન્વયપણે રહેલુ છે) અને તેના નિયતાપણે કરીને વિષમાકાર ક્ષેત્રથકી વ્યતિરિક્ત-અત્યત વિલક્ષણ અથવા ક્ષેત્રજ્ઞથકી નિયતાપણે કરીને અત્યત વિલક્ષણ છે તેને બ્રહ્મ કહેછે એટલે આ મત્રમા બ્રહ્મશબ્દથી કહેલુ છે આ પૂર્વોક્ત અક્ષરનું જે પ્રેરકપણુ છે તેપણ જેના અવલબનથી છે એજ અક્ષરાતીત પુરૂષોત્તમ સજ્ઞાથી કહેવાય છે એજ અક્ષરાતીત પુરૂષોત્તમ ભગવાન્ સર્વ નરોને પરમ શ્રેય પમાડવા વાસ્તે દિવ્ય નરાકાર સ્વીકારીને સ્વાત્મસ્વરૂપનો જ્ઞાનદાનથી પ્રકાશ કરીને અજ્ઞાનને જે હેતુ માટે કર્ષેછે-નાશ કરે છે માટેજ આ મત્રમા 'કૃષ્ણ' આ પ્રકારે કહેવાય છે ॥૨૦-૨૨॥ પોતાના આત્માનુ બ્રહ્માત્મસ્વભાવથી અનુધ્યાન કરતા કૃષ્ણનો દાસભાવ કે જે પ્રેમપ્રકર્ષથી પ્રકટ થતી સર્વ પ્રકારની પરિચર્યાથી પ્રકટ થતો જે દિવ્ય શોભાવિશેષ તેને આપનારો થાયછે, તેવો દાસભાવ આ મત્રમા દાસશબ્દથી કહેવા ઇચ્છેલો છે અક્ષરબ્રહ્મની અપેક્ષાએપણ શ્રીકૃષ્ણ ભગવાન્ નિરવધિકાતિશય આનદ ઐશ્વર્ય લાવણ્યાદિ ગુણોએ યુક્ત હોવાથી તેમની સેવાથી તેમના ગુણો આવેછે તેવી શોભાશાલી થાયછે બ્રહ્મભૂત થએવાનેપણ ભગવદ્ભક્તિથીજ શોભાશાલીત્વ છે પણ બીજા પ્રકારથી નહિ એમ શ્રીમદ્ભાગવતમા 'नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरञ्जनम्' ઇત્યાદિકથી કહ્યુ છે ॥૨૩॥ ઉક્તલક્ષણ દાસપણાના યોગવી સ્વાત્મરૂપની સત્તા અસ્મિપદથી જણાવી છે 'अस भुवि सत्तायाम्' એવો ધાતુ

यतः ॥२४॥ वैकुण्ठेऽथ च गोलोके श्वेतद्वीपे बृहत्पुरे। यथा प्राप्त्या भगवतः पूर्णकामाश्च सेवया ॥२५॥ भक्ताः सन्ति तथैवात्र हरेः प्रत्यक्षलम्भनात्। सेवया चास्ति पूर्णत्वमिति मन्त्रार्थमाह सः ॥२६॥ अन्तःकरणवृत्तीनां वहिर्गतिनिरोधनम्। हृदि प्रकाशः कृष्णेक्षा स्यादित्याह च तत्फलम् ॥२७॥ मन्त्रार्थं बोधयित्वेत्थं गुरुस्तं पुनरब्रवीत्। यावद्देहस्मृतिस्तावद्धर्मं क्वचन न

છે. પોતાનું પરમાત્માના દાસપણે અને પરમાત્માનું સ્વામિપણે યથાર્થ (જેવું છે તેવું) વિજ્ઞાન થાય તોજ સત્તાસિદ્ધિ થાય, એથીજ પૂર્ણકામતા થાય. આ પ્રકારે જાણનારાને કશું જાણવાનું કે પામવાનું બાકી રહેતું નહિ હોવાથી તે મુક્તપ્રાય થાયછે, આજ સત્તા કહીછે, આત્માને જે અન્યથા (સ્વતંત્ર) જાણેતો તે અસત્પ્રાય (સત્તાશૂન્ય) છે. અર્થાત્ અસ્મિપદથી આ મંત્રમાં પૂર્ણકામતા કહીછે ॥૨૪॥ આ અર્થને દૃષ્ટાંતથી સ્પષ્ટ કહેછે- સ્વામિસેવક ભાવના વિજ્ઞાનપૂર્વક પરમાત્મપરિચર્યામાં પ્રવર્તેલા પુરૂષોને જે અનવધિક આનંદ અને પૂર્ણકામપણું થાયછે તે આ લોકમાંજ થાયછે માટે કશી ન્યૂનતા નથી. જેમ વૈકુંઠ ગોલોક બ્રહ્મપુર શ્વેતદ્વીપાદિ દિવ્ય લોકોમાં ભગવાનના અનુભવથી અનવધિ આનંદ આવેછે એવીજ રીતે આ મંત્રાર્થના વિજ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ પામેલી આ લોકમાંજ લોચનગોચર (પ્રત્યક્ષ) થએલા શ્રીકૃષ્ણની પરિચર્યાથી પ્રાપ્ત થાયછે. હે રાજન્! આ મંત્રનો આટલોજ સારાર્થ સ્વામિએ કહ્યો, અર્થાત્ વૈકુંઠાદિ ધામોમાં રહેલા ભક્તો સાક્ષાત્ ભગવાનની પ્રાપ્તિથી અને પરિચર્યાથી પૂર્ણકામ થઇને વર્તેછે તેમજ આ લોકમા દિવ્ય નરાકાર સ્વીકારનાર શ્રીકૃષ્ણ પ્રકટ પુરૂષોત્તમની પ્રત્યક્ષ પ્રાપ્તિથી અને પૂર્વોક્ત પ્રકારે પરિચર્યાથી પૂર્વોક્ત ભક્તોને પૂર્ણકામતા થાય છે ॥૨૫-૨૬॥ બહાર જ્યાં ત્યાં દોડ્યા કરતા અંતઃકરણની વૃત્તિઓ (ચિંતન સંકલ્પ અધ્યવસાય અને અહંભાવ)નો નિરોધ (પ્રાકૃત પદાર્થમાં પ્રચારણનો પ્રતિરોધ) થાય, હૃદયમાં પ્રકૃતિવિલક્ષણ બ્રહ્મભૂત સ્વાત્મતેજનો પ્રકાશ થાય અને આનંદમય શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થાય, આ ફળ આ અષ્ટાક્ષરમંત્રનો જપ જપવાથી થાયછે, એમ પણ સ્વામિએ નીલકંઠ વર્ણિને

त्यजेः ॥२८॥ सन्ति श्रुतास्त्वया धर्मा असद्ध्वानुसारिणः । सर्वेऽपि जनकादेव पाल्यन्ते ते च नित्यदा ॥२९॥ अत्यजन्नेव तान्सर्वान्विशेषनियमांश्चरेः । कृष्णार्चा नियमेनान्तर्बहिः कुर्याश्च नित्यदा ॥३०॥ पञ्चाध्यायीं पठित्वादौ पूजान्ते निजशक्तितः । श्रीवासुदेवमाहात्म्यं पठेरेकाग्रमानसः ॥३१॥ भोज्यं कृष्णप्रसादन्नं पेयं वारि च तादृशम् । अनर्पितं तु कृष्णाय नाद्यं फलदला-

---

કહ્યુ ॥૨૭॥ એરીતે ગુરૂરાજે વર્ણિરાજને મન્ત્રાર્થનો ઉપદેશ કરી ફરીથી એમ કહ્યુ કે-જ્યાંસુધી આ દેહાવભાસ દૂર ન થાય એટલે આત્માથકી વ્યતિરિક્ત આ દેહયોગ દૃષ્ટિપથમા પડેછે ત્યાંસુધી ક્યારેયપણ 'મને આત્મજ્ઞાન સિદ્ધ થયું છે' એવા અભિમાનથી કર્મનો ત્યાગ કરશો નહિ જ્યાસુધી દેહની સ્ફૂર્તિ હોય ત્યાસુધી શાસ્ત્રવશ્યતા છેજ માટેજ 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठ.' એમ શ્રુતિ કહેછે ( જે બ્રહ્મવિત્ પણ દેહયોગનિમિત્તથી વર્ણાશ્રમોચિત ક્રિયાઓને કરેછે તે બ્રહ્મવિદોમા વરિષ્ઠ છે એવો એ શ્રુતિનો અર્થ છે ) સુષુપ્તિમા ગએલાની પેઠે સદા બ્રહ્માનુભવમાં વિલીન થએલાનેતો તેનો (કર્મનો) અધિકાર નથી સુષુપ્તિમાંથી ઉઠેલાનીપેઠે બ્રહ્માનુભવથી ઉઠેલા (બહાર આવેલા) નેતો ઉત્થાન અવસ્થામાં દેહયોગનેઅનુસારે શાસ્ત્રવશ્યતા હોયજ ॥૨૮॥ માટે ધર્મોનુ અનુષ્ઠાન અવશ્ય કરવુ તે અહિંસાદિ ધર્મોપણ અમારા ઉદ્ધવસપ્રદાયને અનુસારે તમોએ તમારા પિતા ધર્મદેવ થકી જાણ્યા છે અને તમો તેનુ નિરતર અનુષ્ઠાન પણ કરોછો પરતુ હાલમા હુ જાણુ છુ કે-ભક્તિગૌરવની અભિમતિથી તેનો કદાચિત્પણ પરિત્યાગ કરશો નહિ ॥૨૯॥ વળી તે સામાન્યપણે પ્રાપ્ત થતા (સાધારણ) ધર્મોનો નહિ ત્યાગ કરવા પૂર્વકજ હુ કહીશ એવા વિશેષ નિયમોને તમો પાળશો તે નિયમો કહુછુ—હે વર્ણિન્ ! તમારે શ્રીકૃષ્ણનુ બાહ્ય આભ્યતર ( માનસ ) પૂજન પ્રતિદિન નિયમથી કરવુ ॥૩૦॥ શ્રીકૃષ્ણના યથાવિધિ પૂજન પછી શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમા અતર્ગત રાસલીલાપર પચાધ્યાયીનો પ્રથમ પાઠ કરીને પોતાની શક્તિને અનુસારે શ્રીવાસુદેવમાહાત્મ્યનો એકાગ્ર મનથી પાઠ કરવો ॥૩૧॥ જે ભગવત્પ્રસાદી ( ભગવન્નિવેદિતાવશિષ્ટ )હોય

द्यपि ॥३२॥ नामसङ्कीर्तनं कुर्याः श्रीकृष्णस्य च सर्वदा । भक्तिं विना भगवतो व्यर्थं कालं तु मा कृथाः ॥३३॥ यत्र कृष्णस्य माहात्म्यं चरितं वा भवेन्मुने ! । तद्ग्रन्थस्य कथा श्रव्या प्रत्यहं नित्यमेव च ॥३४॥ तत्कथाश्रवणादेव तद्भक्तिर्वर्धतेतराम् ।

એજ અન્ન તમારે જમવું અને એજ જળ પિવું. (દેહયાત્રા તેનાથીજ કરવી) ભગવાનને નહિ નિવેદન કરેલાં ફળ દળ મૂળ કદાદિકપણ નજ જમવાં, કારણ કે જે આહારશુદ્ધિ છે તે સત્ત્વ-અતઃકરણની શુદ્ધિમાં હેતુ છે. આહારશુદ્ધિમાં ભગવાનને નિવેદન કરવારૂપ જે શુદ્ધિ છે તેતો અતિશય પ્રધાન છે, 'यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः' એવી સ્મૃતિ છે. પૂજા પાઠ આદિકથકી બીજા સમયમાં સર્વદા શ્રીકૃષ્ણના નામોચ્ચારણપરાયણ થશો. જે નામામૃત જીહ્વાથી આસ્વાદ લેતાં નિત્ય તૃપ્તિમાટે થાયછે. શ્રવણાદિ લક્ષણવાળી ભક્તિ વિના ક્ષણપણ કાળ વ્યર્થ નિર્ગમન કરશો નહિ, એટલે શ્રવણાદિકમાંથી હરકોઈ ભક્તિપરાયણ થશો, શ્રવણાદિ ભક્તિ વિના કાળનું નિર્ગમન કરે તો તે વ્યર્થ થાય એટલે વિરૂદ્ધાર્થવાળો થાય (અનર્થ માટે થાય) 'यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते । सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया' એવી સ્મૃતિ છે॥૩૨-૩૩॥ હે નીલકંઠમુને ! જે ગ્રંથમાં (ઋષિપ્રોક્ત કે બીજામાં કે સંકૃત પ્રાકૃતમાં) ભગવાનના મહિમાનું વર્ણન તેમજ તેમના ચરિત્રનું વર્ણન કર્યું હોય તેવા ગ્રંથની કથા એટલે તેવા ગ્રંથે પ્રતિપાદન કરેલું શ્રીકૃષ્ણચરિત્ર અવશ્ય અહર્નિશ નિયમથી શ્રવણ કરવું, કેમકે કૃષ્ણકથાના શ્રવણથીજ ભક્તિની વિશેષ વૃદ્ધિ થતી જાય છે, તો ભક્તિ રસને જાણનારાએ અવશ્ય કૃષ્ણકથા સાંભળવી. કથાનો તેવો વકતા ન મળેતો પોતેજ પ્રતિદિન વાંચવી, વાંચવાની અપેક્ષાએ કથામૃતના આસ્વાદરૂપ શ્રવણનો વિશેષ છે એવા અભિપ્રાયથી વક્તાના અભાવમાં વાચનની અભ્યનુજ્ઞા કરી છે. એમ કહેવાથી વાચનમાં સમર્થ હોય તેનેપણ શ્રવણમાંજ વિશેષ જણાવ્યો છે એટલે વાચન કરતાં શ્રવણમાં અધિકતા છે ॥૩૪-૩૫॥ હે નૃપ ! રામાનંદગુરૂએ આ રીતે ભાગવતધર્મનો ઉપદેશ આપીને, પોતાના મનમાં વિચાર કરી શિષ્યભાવનું અનુકરણ ક-

साऽतः श्रव्या वक्रभावे वाच्या स्वेनैव नित्यदा ॥३५॥ एवं धर्मानुपादिश्य रामानन्दमुनिर्नृप ! । तस्य शिष्यस्याभिधानं चक्रेऽन्वर्थं विचार्य च ॥३६॥ सहजानन्द इत्याह प्रथमं नाम तस्य सः । ततो नारायणमुनिरिति चक्रेऽभिधां स्वयम् ॥३७॥ तपसा च स्वभावेन मूर्त्याकारेण सर्वथा । नारायणमुनेः साम्यात्तामेवाख्यां मुदाकरोत् ॥३८॥ ततो हरिः स्वामिनं तं पूजयामास सादरम् । प्रदक्षिणां विधायैव दण्डवत्प्रणनाम च ॥३९॥ साधून्विप्रान्वैष्णवांश्च विनयेनार्चयत्ततः । विप्रः समापयामास तद्विधिं विधिवत्तु सः ॥४०॥ बद्धाञ्जलिपुटस्तस्थौ वर्णिराट् गुरुसन्निधौ । तस्मै प्रसन्नः स प्राह स्वेप्सितं शृणु मद्वरम् ॥४१॥ श्रीनीलकण्ठ उवाच—

રતા વર્ણીન્દ્રનું દીક્ષાના અંગભૂત સાર્થક નામ કર્યું ॥૩૬॥ તેને બે શ્લોકથી કહેછે–તેમાં વર્ણિરાજનું પ્રથમ 'સહજાનંદ' એવું નામ પાડ્યું, કેમકે એમના આનંદો સહજ–સ્વભાવસિદ્ધ છે પણ બીજાની પેઠે સાધનજન્ય કે કૃત્રિમ નથી ( કોઈથી નહિ પરાભવ પામેલા અને નિત્ય આવિર્ભાવ પામેલા છે ) બીજાઓની અપેક્ષાએ આ વિશેષ છે. તેપછી બીજું નામ '*નારાયણમુનિ*' એવું પાડ્યુ. તીવ્ર તપશ્ચર્યા, કામ ક્રોધાદિકના વિજયરૂપ અથવા અપહતપાપ્મત્વાદિ સ્વભાવ અને મૂર્ત્યાકાર–દિવ્ય અવયવસંનિવેશ અથવા દેહસબન્ધી નૈષ્ઠિક વર્ણિવેષથી બદરીનાથ નારાયણ મહર્ષિને સર્વ પ્રકારે સમાન છે માટે 'નારાયણમુનિ' એવી સાર્થક સંજ્ઞા સંહર્ષથી આપી ॥૩૭–૩૮॥ તેપછી મહાદીક્ષાને પામેલા શિષ્ય શ્રીહરિએ ગુરૂશ્રી રામાનંદમુનિની આદરપૂર્વક ચંદનપુષ્પાદિ ઉપચારોવડે પૂજા કરીને પ્રદક્ષિણા કરીને સાષ્ટાંગ પ્રણામ કર્યો ॥૩૯॥ તેપછી શ્રીનારાયણમુનિએ મુક્તાનંદાદિ મુનિઓ, મયારામભટ્ટાદિ બ્રાહ્મણો અને માનનીય બીજા વૈષ્ણવોની વિનયથી યથાક્રમે પૂજા કરી. તેપછી તે પુરોહિતે દીક્ષાવિધિની યથાવિધિ સમાપ્તિ કરી ॥૪૦॥ તેપછી દીક્ષા પામેલા વર્ણિરાટ્ ભગવાન્ બે હાથ જોડીને ગુરૂસમીપે ઉભા રહ્યા. તે સમયે રામાનંદસ્વામિએ વર્ણિનો વિનય અને શિષ્યલક્ષણના નિરીક્ષણથી અંતરમાં અત્યંત રાજી થઇને એમ કહ્યું કે–

आविर्भूय त्वदर्चायां साक्षात्कृष्णो यथाऽन्वहम्। उपहारान्समादत्ते भुङ्क्ते हसति भाषते ॥४२॥ तथान्वहं मदर्चायामाविर्भूय स्वयं स च। कुर्यादित्यस्ति मेऽभीष्टं देहि प्रीतोऽसि चेदिदम् ॥४३॥ सुव्रत उवाच—तथास्त्वित्याह मुनिराट् तस्मै प्रीतोऽथ तन्निशि। सर्वे जागरणं चक्रुः कृष्णसङ्कीर्तनादिभिः ॥४४॥ अभोजयत्प्रगे स्वामी विप्रान्साधूंश्च वर्णिनः। तद्धर्माद्यैर्भक्ष्यभोज्यैस्तेभ्योऽदाद्वस्त्रदक्षिणाः ॥४५॥ हरेश्च पूजावसरे प्रत्यक्षः स्वामिवन्नृप!। उपहारग्रहादीनि कृष्णश्चक्रेऽनुवासरम् ॥४६॥ प्रत्यक्षकृ-

હે સહજાનંદ વર્ણિન્! મારાથકી ઇચ્છામાં આવે એવો વર માગો ॥૪૧॥ આપ્તકામ આ નીલકંઠવર્ણિને કશો કામ નથી તથાપિ ગુરૂપ્રસાદને બહુ માનતા થકા એવો વર માગ્યો કે—હે ભગવન્! મારેતો આજ વર વાંછિત છે. શો તો? તમોએ પૂજા કરેલા શ્રીકૃષ્ણ જેવીરીતે પ્રતિમામાં પોતાનાજ રૂપથી પ્રાદુર્ભાવ પામીને આપે અર્પેલા ઉપચારોને પોતેજ પ્રતિદિન સ્વીકારે છે અને તમોએ નિવેદન કરેલું નૈવેદ્ય જમે છે અને તમોને જોઇને હાસ કરેછે અને તમારી સાથે વાર્તા કરેછે તેવીજ રીતે પ્રતિદિન મનેપણ અર્ચામાં આવિર્ભાવ પામીને મેં કરવા માંડેલી પૂજાને પ્રત્યક્ષપણે સ્વીકાર કરવાનો અનુગ્રહ કરે. મનેતો આજ ઉત્તમ અભીષ્ટ છે, માટે જો આપ પ્રસન્ન થયા હો તો મને આ વર આપો ॥૪૨-૪૩॥ સુવ્રતઋષિ કહેછે —હે રાજન્! મુનિરાટ્ રામાનંદે વર્ણિવરનો વરણીય વર સાંભળીને અત્યંત પ્રસન્ન થઇને 'તથાસ્તુ' એમ નારાયણમુનિને કહ્યું, ત્યાર પછી તે એકાદશીની રાત્રિએ રામાનંદમુનિ નારાયણમુનિ આદિ સર્વેએ કૃષ્ણકીર્તનાદિ કરવા પૂર્વક જાગરણ કર્યું ॥૪૪॥ તેપછી દ્વાદશીના પ્રાતઃકાળમાં ભગવાનની પૂજા કરીને શ્રીરામાનંદસ્વામિએ સર્વે વર્ણિઓ, સાધુઓ અને વિપ્રોને તેમને પ્રિય એવાં ભક્ષ્ય ભોજ્યવડે યથેષ્ટ જમાડ્યા અને વિપ્રોને વસ્ત્રો તથા દક્ષિણા દીધી ॥૪૫॥ હે નૃપ! શ્રીકૃષ્ણભગવાન્ શ્રીહરિકૃષ્ણ વર્ણિએ કરવા માંડેલી પૂજામાં રામાનંદમુનિકૃત પૂજાસમયની પેઠેજ સ્વયં પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામીને સર્વ ઉપચારો પોતેજ પ્રતિદિન સ્વીકાર કરવા

ष्णवीक्षाद्यैः स सम्पूर्णमनोरथः । कृतकृत्यं स्वमात्मानं गुरवे संन्यवेदयत् ॥४७॥ राधया सहितं कृष्णं कचित्प्रत्यक्षमैक्षत । द्विभुजं वादयन्तं च वेणुं नटवराकृतिम् ॥४८॥ कचिद्रामेण सहितं रुक्मिण्या सहितं कचित् । काप्यर्जुनेन सहितं तं काप्येककमैक्षत ॥४९॥ द्विबाहुमपि तं कापि चतुर्भुजमवैक्षत । ततोऽस्य परमः प्रेमा कृष्णे भूयानवर्धत ॥५०॥ इत्थं नृनाट्यं परिशीलयन् हरिस्तपस्विलीलां विदधद्धरेश ! । शुश्रूषणं कृष्णधियाऽनुकालं गुरोः करोति स भृशं विनीतः ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे महादीक्षाग्रहणनामाऽष्टपञ्चाशत्तमोऽध्यायः ॥५८॥

---

લાગ્યા ॥૪૬॥ આ પ્રકારે પ્રતિદિન પ્રાપ્ત થતા શ્રીકૃષ્ણસાક્ષાત્કાર આદિકથી જેમના મનોરથો પરિપૂર્ણ થયા છે એવા સ્વયં શ્રીનારાયણમુનિ પોતાને કૃતકૃત્ય માનીને તે વાત ગુરૂને વિનિવેદન કરી એટલે 'હવે હું કૃતાર્થ થયો' એમ ગુરૂને કહ્યું ॥૪૭॥ શ્રીસહજાનંદસ્વામી શ્રીકૃષ્ણની પૂજામાં પ્રવર્તતાં કદાચિત્ રાધાએ સહિત આવિર્ભાવ પામેલા, દ્વિભુજ, વશીને વજાવતા, દિવ્ય નટવરાકાર શ્રીકૃષ્ણને પ્રત્યક્ષપણે જોતા હતા તો ક્યારેક બળરામે સહિત તો ક્યારેક રૂક્મિણીએ સહિત તો ક્યારેક અર્જુને સહિત તો ક્યારેક સ્વયં એકાકીજ તે શ્રીકૃષ્ણને સાક્ષાત્ જોતા હતા ॥૪૮-૪૯॥ સદાય દ્વિભુજ એવાપણ શ્રીકૃષ્ણને કદાચિત્ ચાર ભુજાથી આવિર્ભાવ પામેલા શ્રીકૃષ્ણને સાક્ષાત્ કરતા હતા. એવી રીતે તેતે સમયમાં થતા સાક્ષાત્ શ્રીકૃષ્ણસાક્ષાત્કારથી શ્રીકૃષ્ણવિષે આ નીલકંઠવર્ણીને પ્રતિદિન પરમ પ્રેમ વિશેષ વૃદ્ધિ પામતો ગયો ॥૫૦॥ હે ધરેશ ! ભગવાન્ પુરૂષોત્તમ શ્રીહરિ પૂર્વોક્ત પ્રકારે જગતના ઉજ્જીવન વાસ્તે માનુષલીલા અને તપસ્વિલીલાને કરતા થકા, તેતે સમયમાં શ્રીરામાનંદ ગુરૂની શુશ્રૂષા કૃષ્ણબુદ્ધિથી ( કૃષ્ણજ ગુરૂરૂપથી પ્રત્યક્ષ વિરાજે છે એવી બુદ્ધિથી ) અત્યંત વિનયસંપન્ન થઇને કરવા લાગ્યા ॥૫૧॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... પ્રથમપ્રકરણે મહાદીક્ષાગ્રહણનામાऽષ્ટપંચાશત્તમોऽધ્યાયઃ ॥૫૮॥

सुव्रत उवाच—प्राप्तेऽपि शिष्यतां तस्मिन्स्वशुश्रूषारते हरौ। स्वामिनः सखिभावोऽभूत्सर्वसद्गुणमण्डिते ॥१॥ बुद्धिमन्तं तमेवासौ पृष्ट्वेव व्यावहारिकम्। अपि कार्यं करोति स प्रोचे च स्वमनोगतम् ॥२॥ साकं तेन स्वभक्तानां ग्रामेषु विचचार सः। रैवतोपत्यकास्वेव कृष्णभक्तिं प्रवर्तयन् ॥३॥ कचिन्मासं कचित्पक्षं कचित्पञ्चदिनानि च। वसन्नुपागमत्स्वामी जयन्ताख्यं पुरं नृप ॥४॥ उचडाख्येन भूपेन धर्मनिष्ठेन तत्र सः। बहुधा प्रार्थितोऽचारसीज्जनानानन्दयन्द्विजान् ॥५॥ तत्र नारायणमुनिर्गुरुसेवापरा-

## અધ્યાય ૫૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! પોતાના શિષ્યભાવને પામેલા અને પોતાની પરિચર્યાપરાયણ એવાપણ તે ભગવાન્ શ્રીહરિવિષે તેમના ક્ષમાદયાદિ સદ્‌ગુણગણને લીધે રામાનંદસ્વામીને સખાભાવજ થયો હતો (એનું નિમિત્તતો પૂર્વોક્ત દુર્વાસા ઋષિનું વરદાન અનુસધાન કરવું) ॥૧॥ વળી સ્વામીશ્રી આ વર્ણિવરની બુદ્ધિમત્તાનો વિચાર કરીને વ્યાવહારિક કાર્યમાં પણ એમની સાથેજ મંત્રવિચાર કરતા હતા (તો આત્યંતિક કલ્યાણના કારણભૂત ભાગવત ધર્મોની પ્રવૃત્તિ સંબન્ધી કાર્ય પુછીને કરે એમાં તો કહેવુંજ શું?) અને પોતાના અંતરનો રહસ્ય આશયપણ એમને અણુપણ અંતર રાખ્યા વિના વિનિવેદન કરતા હતા ॥૨॥ રામાનંદસ્વામી ભગવદ્‌ભક્તિની પ્રવૃત્તિ કરવા શ્રીનારાયણમુનિસાથેજ પોતાના ભક્તજનોની પ્રાર્થનાથી રૈવતાચળની તલેટીમાં વર્તતાં ભક્તજનોનાં ગામોમાં તેમના અનુગ્રહ અર્થે વિચરતા હતા ॥૩॥ હે નૃપ! રામાનદમુનિ કોઈ ગામમાં માસપર્યંત તો કોઈ ગામમાં પક્ષપર્યંત તો કોઈ ગામમાં પાંચ દિવસપર્યંત રહેતા રહેતા 'જેતપર' નામથી પ્રસિદ્ધ પુરને પામ્યા ॥૪॥ તે પુરમાં ઉચડ નામના ધર્મનિષ્ઠ નૃપતિએ બહુ પ્રકારે રહેવા સારૂ પ્રાર્થના કરેલા રામાનંદસ્વામી ત્યાંના હરિજનોને સદુપદેશાદિવડે સમધિક આનદ આપતાથકા સુખેથી રહ્યા ॥૫॥ જેતપુરમાં ભગવાન્ નારાયણમુનિ પોતાના શાંતિ આદિક સદ્‌ગુણોએ કરીને મુક્તાનંદાદિ સર્વ શિષ્યોને અતિક્રમ કરીને વર્તતા થકા (સર્વથી

यणः । नित्यं तस्थावतिक्रम्य शिष्यान्सर्वान्निजैर्गुणैः ॥६॥ तस्मिन्स्त्वेते गुणा नित्या आसन्नृपतिसत्तम! । सर्वत्र सर्वकालेऽपि स्वस्वरूपेऽचला स्थितिः ॥७॥ सत्यं शौचं दया क्षान्तिस्त्यागः सन्तोष आर्जवम् । शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम्

---

અધિકપણે ) નિરંતર આચાર્યચરણપરિચર્યાપરાયણ થઈને રહ્યા ॥૬॥ હે નૃપતિસત્તમ! તે આ ભગવાન્ નારાયણમુનિમાં આ ( આગળ કહેશે ) ગુણો સર્વજનોએ સંમાનનીય નિત્ય ( સ્વાભાવિક ) હતા. કયા તે ગુણો ? તો સર્વ દેશમાં અને સર્વ કાળમાં પણ સ્વસ્વરૂપમાં અચળ સ્થિતિ એટલે ત્રિગુણવિલક્ષણ જ્ઞાનાનંદઘન સ્વાત્મસ્વરૂપમાંજ સુદૃઢ સ્થિતિ હતી. કોઈ પણ દેશ કાળમાં સ્વસ્વરૂપની સ્થિતિ ચલાયમાન ન હતી. તે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે-'यस्यानुभूतिः कालेन लयोत्पत्त्यादिनाऽस्य वै । स्वतोऽन्यस्माच्च गुणतो न कुतश्चन रिष्यति' ॥૭॥ આ સત્યાદિગુણો જેને યોગ સિદ્ધ હોય એવાને પણ શરીરવિયોગ પર્યંત અનુવર્તે છે. સાધક યોગિઓને તો સાધન સંપત્તિરૂપે અત્યત અપેક્ષિત છે. આ ગુણો .છે શ્લોકથી કહે છે—તેમાં સત્ય–ભૂતોનું હિત કરનારૂં યથાર્થ ભાષણ. શૌચ–માનસિક વાચિક અને કાયિક. દયા–પરપીડા નહિ સહન કરવા પૂર્વક તેની પીડા નિવારણ કરવી. ક્ષાન્તિ–પરાપરાધ સહન કરવો અથવા ક્રોધ થવાનું કારણ ઉપસ્થિત થતાં પણ ચિત્તને નિયમમાં રાખવું. ત્યાગ–પૂર્ણકામ પણાને લીધે માયિક તમામ વસ્તુઓમાં અનાદર અથવા યાચકોમાં છુટો હાથ રાખવો. સંતોષ–પોતાના આનંદથી પરિપૂર્ણપણું અથવા ક્યારેયપણ કલેશે રહિતપણું. આર્જવ–મન વાણી અને કાયની એકરૂપતા. (સરલતા) શમ–પ્રાકૃત વિષયોથકી અંતઃકરણનું નિયમન. દમ–વિષયોથકી બાહ્યઇન્દ્રિયોનું નિયમન. તપ–સ્વભાવથીજ સદા કૃચ્છ્રાદિ વ્રતાચરણશીલતા. સામ્ય–રમણીય અરમણીય પ્રાકૃત વિષયોમાં અનાદર હોવાથી તુલ્યપણું. તિતિક્ષા–સુખદુઃખાદિ દ્વન્દ્વથી નહિ પરાભવ પામવાપણું. ઉપરતિ–વ્યર્થ વ્યાપારની વિરતિ. શ્રુત–સર્વ શાસ્ત્રાર્થનું યથાર્થ જાણવાપણું. જ્ઞાન–જીવાત્માઓ અને ક્ષરાક્ષર નિયંતા સ્વસ્વરૂપનું યથાર્થ જાણવાપણું. વિ-

॥८॥ ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजो बलं स्मृतिः । स्वातन्त्र्यं कौशलं कान्तिर्धैर्यं मार्दवमेव च ॥९॥ प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः । गाम्भीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मौनमगर्वता ॥१०॥ अमानित्वमदम्भित्वं मिताहारश्च दक्षता । मैत्री सर्वोपकारित्वं कामैरक्षुब्धचित्तता ॥११॥ अद्रोहो मानदत्वं च षडूर्मिविजयस्तथा । ब्रह्मण्यत्वं शरण्यत्वमनीहा चापरिग्रहः ॥१२॥

રક્તિ–માયિક વિષયોમાં નિઃસ્પૃહપણું અથવા માયિક વિષયોવડે ચિત્તનું આકર્ષણ ન થવા દેવાપણું. ઐશ્વર્ય–સર્વનું નિયંતાપણું. શૌર્ય–સ્વભાવનો વિજય. તેજ–કોઇથી પરાભવ ન થવાપણું. બળ–સર્વની પ્રાણવૃત્તિઓને નિયમમાં કરવાનું સામર્થ્ય. સ્મૃતિ–કર્તવ્યાર્થનું અનુસંધાન. સ્વાતંત્ર્ય–અન્યની અપેક્ષાએ રહિતતા અથવા અપરાધીનતા. કૌશલ–સર્વ ક્રિયામાં નિપુણતા. કાન્તિ–સર્વ જનોના મનને હરનારૂં સાહજીક નિરતિશયસૌન્દર્ય. ધૈર્ય-વિષમ દેશકાળાદિકમાં વ્યાકુળતાએ રહિતપણું. માર્દવ-ચિત્તની અકઠિનતા. પ્રાગલ્ભ્ય–નવા નવા તર્ક કરવામાં કુશળ બુદ્ધિનો અતિશય. પ્રશ્રય–મોટાઓ સમક્ષ વિનય. શીલ–સારો સ્વભાવ અથવા સદ્‌વૃત્તિ. સહ–મનની પ્રવીણતા. ઓજ–જ્ઞાનેન્દ્રિયોની ચતુરતા. બળ–કર્મેન્દ્રિયોની નિપુણતા. ભગ–જ્ઞાનાદિકનો ઉત્કર્ષ. ગાંભીર્ય–અભિપ્રાય ન જાણી શકાય તે. સ્થૈર્ય–ચચળતાએ રહિતપણું. આસ્તિકય–સચ્છાસ્ત્રોમાં કહેલા અર્થોમાં વિશ્વાસ. કીર્તિ–યશઃખ્યાતિ. મૌન–વૃથા આલાપની નિવૃત્તિ. અગર્વતા–સદ્‌ગુણના અભિમાને રહિતપણું. અમાનિત્વ–દુરહંકારે રહિતપણું. અદંભિત્વ–દંભે (ઠગાઈ) રહિતપણું. મિતાહાર–યોગ શાસ્ત્રમાં કહેલો સ્વલ્પ આહાર કરવો તે. દક્ષતા–હિતોપદેશ આપવામાં પ્રવીણતા. મૈત્રી–સર્વ જનોને વિશ્વાસની આધારતા. સર્વોપકારિત્વ–સર્વ જનોનો ઉપકાર કરવાની શીલતા. કામૈરક્ષુબ્ધચિત્તતા–યદૃચ્છાથી પોતાની પાસે પડેલા એવા પણ વિષયોવડે ચિત્તમાં ક્ષોભ ન થવા દેવો. અદ્રોહ–કાય વાણી મનથી સર્વે પ્રાણીઓની પીડાએ રહિતપણું. માનદત્વ–યથાયોગ્ય સર્વે જનોનો સત્કાર કરવો. ષડૂર્મિવિજય–અશના–પિપાસા–શોક–મોહ–જરા–

श्रीराधिकापरिवृढे भक्तिश्च परमाऽचला । अतिप्रेम्णा च निर्दम्भं गुरुशुश्रूषणं तथा ॥१३॥ शिष्या मुनिपतेस्त्वेतांस्तस्य सर्वाधिकान् गुणान् । विलोक्य विस्मयं प्रापुः स्वाधिकं मेनिरे च तम् ॥१४॥ गुरोः प्रियं कुर्वतोऽस्य वसतश्च तदन्तिके । वर्षद्वयं व्यतीयाय नारायणमुनेर्नृप ! ॥१५॥ एवंविधं तमालक्ष्य रामानन्दमुनिस्ततः । तस्मिन्न्यस्य धुरं स्वीयामितोऽन्तर्धातुमैहत ॥१६॥ सर्वेषां निजभक्तानामथ तं शृण्वतां सताम् । स ऊचे व्यवहारेषु विरक्त-

---

मृत्यु नामनी छ ऊर्मिओनुं जीतवापणुं. (तेनाथी पराभव न पामवुं ते) ब्रह्मण्यत्व-ब्राह्मणनुं हित करवापणुं. शरण्यत्व-शरणागतनुं प्रतिपालन करवुं. अनीहा-लौकिक दृष्ट अदृष्ट फळनी इच्छाए रहितपणुं अपरिग्रह-धनादि परिग्रहे रहितता. राधा रमाना स्वामी श्रीकृष्णमां परम अचळ भक्ति ( आ भक्तिरूपी गुण सर्व गुणोनी गुणताने संपादन करनारो छे ) तथा निरवधिक स्नेहातिशयथी निष्कपटपणे गुरुनी शुश्रूषा, आ गुणविशेषो श्रीहरिविषे सर्वातिशायी हता ॥८-१३॥ मुनिपति रामानंदस्वामीना मुक्तानंदादि शिष्यो आ वर्णिना पूर्वोक्त सर्वाधिक गुणविशेषोने जोईने परम विस्मय पामी गया. माटेज ते नारायणमुनिने सर्व शिष्यमंडळमां श्रेष्ठ मानवा लाग्या ॥१४॥ हे नृप ! ए रीते गुरुने सेवाथी अने सद्‌गुणोथी निरतिशय राजी करता अने तेमना चरण समीपे निवास करी रहेला आ नारायणमुनिने बे वर्ष वीति गयां ॥१५॥ ते पछी रामानंदमुनिए नारायणमुनिने गुणथी अने विज्ञानथी परिपूर्ण अने स्वचरणकमळसमाश्रित सर्व मुनिवरोथकी अति अधिक जाणीने, तेमने विषे पोतानी धर्मधुर धारण करी स्वयं कृतकृत्य थईआ लोकमांथी अंतर्धान थवानी इच्छा करी ॥१६॥ ते पछी स्वामीश्री स्वमनोरथने अनुसारे पोताना सर्व भक्तजनोने सांभळतांज यद्यपि स्वयं श्रीहरि भगवान् आचार्यधुर वहन करवारूप पण नानाविध जननो समागम सलापादिकरूप व्यवहारमां तीव्र वैराग्य वेगने लीधे प्रीतिमान् नथी, केमके पोते 'विविक्तजनसेवित्वमरतिर्जनसंसदि' इत्यादि लक्षणे संपन्न छे अने गुरुचरणप-

मपि योजयन् ॥१७॥ श्रीरामानन्दस्वाम्युवाच—नारायणमुने ! धीमञ्छृणु मद्वाक्यमादरात् । श्रुत्वा च तत्तथैव त्वं कर्तुमर्हसि सर्वथा ॥१८॥ एते मदाश्रिताः सन्ति कृष्णभक्ता नराः स्त्रियः । स्थापनीयास्त्वया धर्ममर्यादायां तु तेऽखिलाः ॥१९॥ श्रीवासुदेवमा-

રિચરણપરાયણ હોવાથી હમણાં સભામાં જવાનો પ્રસંગ અપ્રિય હોય તથાપિ તેનો પ્રસંગ પરિત્યાગ થાય એવો નથી એવા પણ આ મુનિવર ભગવાનને લોકોના અનુગ્રહ અર્થે આચાર્યપદમાં નિયોગ કરવા બોલ્યા ॥૧૭॥ શ્રીરામાનંદસ્વામી કહે છે—હે નારાયણમુને ! મારૂં વચન અતિશય આદરથી સાંભળો. તમો મારે વિષે આદરવાળા છો તો હું કહીશ એવા વચનમાં તમારી રૂચિથી વિપરીત છે એટલામાત્રથી અનાદર કરશો નહિ. વળી તમો ધીમાન્–ધર્માધર્મવિવેચનમાં ચતુર છો માટે તમોને આ આદેશ કરૂં છું તો તે મારા વચનને સુણીને સર્વ પ્રકારે મારી આજ્ઞાને અનુસારેજ કરવાને યોગ્ય છો ॥૧૮॥ આ નરનારીઓ મદાશ્રિત–મારો આશ્રય પામેલા અને કેટલાક પામવાને સન્મુખ હોઇને કૃષ્ણભક્તિપર છે તેમને તમામને નિઃશ્રેયસના સાધનભૂત ભગવદ્ભક્તિ અને તેના અંગભૂત સ્વાધિકારાનુરૂપ ધર્મમર્યાદામાં તેતે કાળમાં તેમને તેનો સુબોધ દેવો આદિકથી અને અસંતોનું નિરાકરણ કરવાથી સ્થાપન કરવા. ( જે રીતે ધર્મમાં પ્રમાદી ન થાય તે રીતે વર્તાવવા ) અમો તો તીવ્ર વૈરાગ્યવાળા છીએ એટલે પરનું બાહ્ય વ્યાપારગર્ભિત રક્ષણ કરવાની શી જરૂર છે ? પોતાના આત્માનુંજ બાહ્ય સંગથી સર્વ પ્રકારે રક્ષણ કરવુંએમ તમો માનશો નહિ? કારણ કે–પોતાના ઉજ્જીવનની પ્રવૃત્તિ કરતાં પરના ઉજ્જીવનની પ્રવૃત્તિ કરવી એજ દયાના એક નિધિરૂપ સર્વગુણાધિક પુરૂષનું કૃત્ય છે, એ રીતે પરના ઉદ્ધાર અર્થે પ્રવર્તેલાને પોતાનો ઉદ્ધાર તો અંતર્ગત અવશ્ય આવી જાય છે એને માટે પૃથક્ પ્રયત્ન કરવાની જરૂર નથી. સ્વાર્થનો ત્યાગ કરીને પણ પરાર્થે પ્રવૃત્તિ કરવી એતો સર્વથી મોટો ઉચ્ચ ધર્મ છે. તો મારી આજ્ઞાને અનુસારે મારા આશ્રિતોને ધર્મમાર્ગમાં તમારે પ્રવર્તાવવા ॥૧૯॥ ધર્મ સ્થાપનમાં નિયોગ કરેલા તમારે આ પ્રમાણોથી તે ધર્મોનો નિર્ણય કરવો.

हात्म्यं यत्त्वया पठ्यतेऽन्वहम् । वर्णाश्रमवतां धर्मास्तत्र स्त्रीणां च सन्ति हि ॥२०॥ यथाधिकारं तेष्वेव स्थापनीयास्त्वया जनाः । ग्राह्यं श्रीविठ्ठलेनोक्तं कृष्णसेवनवर्त्म तु ॥२१॥ व्रतानामुत्सवानां च सर्वेषां राधिकापतेः । प्रवर्तनीयस्तत्प्रोक्तो निर्णयो वैष्णवोचितः ॥२२॥ सम्प्रदाये स्थितिः पूर्वमासीद्रामानुजस्य मे । उपद्रवो महांस्तत्र वैष्णवैर्मत्सरात्कृतः ॥२३॥ ततो हित्वा बाह्यमेव तच्चिह्नं मया भुवि । नूत्नं प्रवर्तितं वर्त्म सच्छास्त्राण्यनुसृत्य वै ॥२४॥

---

તેમાં વર્ણાશ્રમાનુગુણ સ્ત્રીપુરૂષોના ધર્મો, જેનો તમો પ્રતિદિન પાઠ કરો છો એવા શ્રીવાસુદેવમાહાત્મ્યમાં નિરૂપણ કર્યા છે, તેને અનુસારે યથાધિકાર જનોને તે ધર્મોમાંજ દૃઢ સ્થાપન કરવા. શ્રીકૃષ્ણસેવાનો પ્રકારતો શ્રીવલ્લભાચાર્યના સુત ,શ્રીવિઠ્ઠલેશે કહેલા માર્ગને અનુસારે ગ્રહણ કરવો. રાધિકાપતિ શ્રીકૃષ્ણના સંબન્ધવાળા જન્માષ્ટમી વિગેરે સર્વે વ્રતવિશેષો તથા અન્નકૂટ આદિક ઉત્સવોનો વૈષ્ણવજનસમુચિત વિનિર્ણય શ્રીવિઠ્ઠલેશે કહેલા પ્રકારથી પ્રવર્તાવવો ॥૨૦–૨૨॥ તેમાં આ વિશેષ જાણવો-આત્મા પરમાત્માદિ તત્ત્વનો વિનિર્ણયતો વિઠ્ઠલેશઅભિમત અંગીકાર કરવો નહિ કિંતુ શ્રીરામાનુજાચાર્યપ્રણીત શ્રીભાષ્યને અનુસારે અંગીકાર કરવો. પૂર્વે શ્રીરામાનુજાચાર્યે પ્રતિષ્ઠાપન કરેલાજ સંપ્રદાયમાં ઊર્ધ્વપુંડ્રાદિ બાહ્ય લિંગાંશમાં પણ મારી સ્થિતિ હતી પણ તેતે સ્થળમાં રહેલા તેતે વૈષ્ણવોએ મારો સમુત્કર્ષ નહિ સહન કરવાના દુઃસ્વભાવને લીધે અતિશય ( મારવા સુધીનો ) ઉપદ્રવ ( દુઃખપ્રદાન ઉપહાસ તાડનાદિ ) કર્યો હતો. તે માટે મેં તેમનાં બાહ્ય ચિહ્નો ( દ્વાદશ ઊર્ધ્વપુંડ્રધારણાદિ પ્રકાર )નો પરિત્યાગ કરીને બીજાંજ આ બાહ્ય ચિહ્નો નવાંજ ભૂમિ ઉપર પ્રવર્તાવ્યાં અને સેવાપ્રકારમાં ( તાત્વિકાંશમાં વિરોધ ન આવે એ રીતે ) ભક્તિના પ્રધાનપણે સમાચરણ સચ્છાસ્ત્રને અનુસારેજ પ્રવર્તાવ્યું છે. ( ભક્તિનું પ્રધાનપણું છે માટે સેવાપ્રકાર વૈષ્ણવજનસમુચિત સ્વીકાર કર્યો છે ) માટે અધ્યાત્મજ્ઞાન ( જીવ માયા અને પરબ્રહ્મનું જ્ઞાન )ની સિદ્ધિસારૂ ભગવાન્ રામાનુજાચાર્યે રચેલા પ્રબન્ધોજ પ્રધાનપણે પરિગ્રહ કરવા. તે ગ્રંથોજ કૃષ્ણભ-

अध्यात्मज्ञानसिद्ध्यै तु रामानुजकृता मया । ग्रन्थाः संस्थापिताः सन्ति कृष्णोपासनपोषकाः ॥२५॥ अतो रूपाणि निश्चेतुं जीवमायापरात्मनाम् । रामानुजाचार्यकृतभाष्यादि त्वं प्रवर्तयेः ॥२६॥ इत्याद्या मम पाल्या ते सर्वशास्त्रार्थवेदिनः । त्वमेक एव मत्स्थाने स्थातुमर्होऽसि साम्प्रतम् ॥२७॥ यस्मिन्दिने भवान् दृष्टस्तत आरभ्य मे त्वयम् । मनोरथो भवति तं त्वं पूरयितुमर्हसि ॥२८॥ वैराग्यतीव्रतां वेद्मि तव नूनमहं मुने ! । तथाप्येतत्त्वयैव स्यात्कार्यं नान्येन केनचित् ॥२९॥ स्वीकार्या जनपूजा च वस्त्राल-

---

ક્તિને પોષણુ કરનારા થાય છે ॥૨૩-૨૫॥ માટે તમારે આત્મા પરમાત્મા અને માયા આ ત્રણુ તત્ત્વના સ્વરૂપનો નિર્ણુય કરવા માટે રામાનુજાચાર્યે રચેલા શ્રીભાષ્યાદિ પ્રબન્ધોજ પઠન પાઠન પરંપરાએ પૃથ્વીમાં પ્રવર્તાવવા ॥૨૬॥ તમો સર્વ શાસ્ત્રાર્થના વેત્તા છો માટે તમારાથી અવિદિત જણાવાનું કશું પણુ નથી તથાપિ તમોને જણાવું છું. તમોને જણાવાનો મારો અધિકાર છે અને તમારે પણુ મારી આજ્ઞા અનુસરવાનો અધિકાર છે. આ ધર્મરક્ષણુ કાર્યને યોગ્ય મારા શિષ્યોમાં તમારા સીવાય બીજો કોઇ પણ નથી, માટે મારા સ્થાન ( આચાર્યપદ )માં તમો એકજ આ સમયમાં બેસવાને લાયક છો ॥૨૭॥ જે દિવસે તમારાં મને દર્શન થયાં તે દિવસને સમારંભીને આ મનોરથ મનમાં અનુવર્તતો હતો તે આજ બહાર પ્રકાશ કર્યો. તો આ મારો મનોરથ જે લોકાના અનુગ્રહ અર્થે પ્રવર્તેલો છે તેને પરિપૂર્ણ કરવાને યોગ્ય છો, કારણુ કે તમારૂં તેવું અસાધારણુ સામર્થ્ય છે અને તમો મારી આજ્ઞા પરિપાલનપરાયણુ છો ॥૨૮॥ હે નારાયણમુને! યદ્યપિ તમારો જનોના સંઘથકી વિમુખપણે રહેવારૂપ તીવ્ર વૈરાગ્ય હું નિશ્ચયથી જાણું છું તથાપિ આ લોકોજ્જીવનનો કાર્યભાર ઉપાડવામાં સમર્થ બીજો સુદુર્લભ છે ( તમારાથીજ આ કાર્યભાર ઉપડી શકે એમ છે ) માટે આ લોકોના ઉજ્જીવન કાર્યમાં તમોનેજ હું આજ્ઞા કરૂં છું તો તમારે આ અવશ્ય કરવુંજ પડશે ( તમારા સીવાય બીજા કોઈ પણુ મારા શિષ્યથી આ કાર્ય કરી શકાય એમ નથી ) ॥૨૯॥ તમો બીજાથકી માન કે પૂજાથી વિમુખ છો

ङ्कारसंयुता । आरोहणं त्वया कार्यं रथवाजिगजादिषु ॥३०॥ सर्वतः कलिदोषेभ्यो रक्षणीयास्त्विमे त्वया । शक्तोऽसि रक्षणं कर्तुं त्वमेवेह तपोधन ! ॥३१॥ द्रव्यैः स्त्रीभिः क्रुधाद्यैश्च पराभाव्यो न सर्वथा । त्वमसीत्येव जानामि गुणैः कृष्णभ्रमप्रदः

એટલે ઇચ્છતા નથી, તથાપિ ભક્તોની પ્રાર્થનાને અનુસારે તેમણે કરેલી પૂજા અવશ્ય સ્વીકારવી. તે પૂજા ભલે સુવર્ણસૂત્રસહિત વસ્ત્ર કે મહાવસ્ત્ર ( શાલ દુશાલા ) કે કનકનાં કડાં કંદોરાદિ અલંકારે યુક્ત હોય તથાપિ તમારે અંગીકાર કરવી. આવી પૂજા તીવ્ર તપ તથા વૈરાગ્યને અનુગુણ નથી ( શોભતી નથી ) એમ માનીને તેનો ત્યાગ કરશો નહિ.' જો સ્વાર્થના સંગથી વસ્ત્ર વિભૂષણાદિ સ્વીકાર કરાય તો દૂષણ માટે થાય, પ્રેમપ્રકર્ષથી કરાતી પૂજામાં અર્પણ કરેલાં પત્ર પુષ્પો હોય કે વસ્ત્ર વિભૂષણો હોય, પણ તેમાં કાંઈ પણ અંતર ( ભેદ ) નથી, કેમકે પરપ્રસન્નતા પ્રયોજન અર્થે તેની પ્રવૃત્તિ છે ( સ્વાર્થે સારૂ નથી ) માટે તેનો લેશપણ લેપ નિર્લેપને નથી. તથા તમારે રથ, અશ્વ, હસ્તી, મેના, પાલખી, ગાડી વિગેરે વાહનોમાં પણ તેવાજ ભાવથી બેસવું ॥૩૦॥ આ અમારા ચરણાશ્રિત પરમહંસોની કળિદોષ ( કામ, ક્રોધ, લોભ, મોહાદિક ) થકી સર્વ પ્રકારે તમારે રક્ષા કરવી, કારણ કે સ્વયં કળિ ભૂપોમાં કે બીજા પુરૂષોમાં અધિષ્ઠાન કરીને સાધુઓને પીડા પમાડે છે. તો તેના અભિદ્રોહરૂપ દોષથી રક્ષા કરવી અથવા કળિ બહુ પ્રબળ છે તે આ સાક્ષાત્ પરમહંસોને પણ કદાચિત્ પ્રમાદનો અવસર મળતાં કલંકિત કરી દે તો તેવા દોષ થકી એમની રક્ષા કરવી. તમો તપોનિધિજ રક્ષણ કરવામાં સમર્થ છો ॥૩૧॥ ધન સ્ત્રી અને ક્રોધાદિ દોષોથી સર્વથા ન પરાભવ પામો એવા તો આપ એકજ છો. આ આપનું અપૂર્વ ઐશ્વર્ય હું જાણું છું. આપને જોનારા સર્વ કોઈ જનોને 'આ સ્વયં શ્રીકૃષ્ણજ પ્રકટ્યા હશે કે શું ?' એવો પૂર્વોક્ત સત્યાદિ ગુણોએ કરીને સંભ્રમ થાય છે. માટે તેનાથી ન પરાભવ પામો એવા આપ છો.' 'कृष्णस्मृतिप्रदः' એવો પાઠ હોય તો 'તમોને ગુણોએ કરીને કૃષ્ણ સમાનપણે જો-

१ 'कृष्णस्मृतिप्रदः' इति पाठः । 'कृष्णो हि तस्यसे' इति च पाठः ।

॥३२॥ न धर्मसङ्करं कर्ता धीरो गाङ्गेयवद्भवान् । भवतीति विदित्वैव स्वामित्वे स्थाप्यते मया ॥३३॥ सुव्रत उवाच— श्रुत्वेति सद्गुरोर्वाक्यं नारायणमुनिर्नृप ! क्षणं विचिन्त्य हृदि तं प्रत्यूचे विमना इव ॥३४॥ श्रीनारायणमुनिरुवाच— शिष्यैराज्ञा गुरोः पाल्या धर्म एष सनातनः । तथाप्येतद्वचः कर्तुं प्रभो ! नाहं समुत्सहे ॥३५॥ व-

નારા જનોને કૃષ્ણની સ્મૃતિ થાય છે' એવો અર્થ કરવો 'कृष्णो हि तर्क्यसे' એવો પણ પાઠ છે. 'તમો કૃષ્ણજ છો એવો તર્ક થાય છે' એવો અર્થ કરવો ॥૩૨॥ તમો તો પિતામહ ભીષ્મવત્ ધીર-ધીથી રમો છો એટલે ધર્મવિદોમાં અગ્રેસર વિજ્ઞાનનિધિ અને અપ્રસ્ખલિત નૈષ્ઠિકવ્રતનિષ્ઠ છો. 'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' એવું અભિયુક્તોએ લક્ષણ કર્યું છે. માટે જો તમો અધિષ્ઠાતા હો તો તમોએ અધિષ્ઠિત એવા જનોમાં ધર્મસંકરતા (ધર્મલોપ)નો પ્રસંગજ નથી. આ બાબત એમજ છે એમ જાણીનેજ તમારી સર્વ જનોનાં સ્વામિપણામાં આજ હું સ્થાપના કરૂંછુ. ભીષ્મપિતાનું ધૈર્ય ભારતમાં રાજધર્મોમાં ભીષ્મ પ્રતિ શ્રીકૃષ્ણવાક્યમાં કહ્યું છે—'त्वां हि राज्ये स्थितं स्फीते समग्राङ्गमरोगिणम् । स्त्रीसहस्रैः परिवृतं पश्याम्येवोर्ध्वरेतसम्' ॥૩૩॥ સુવ્રતઋષિ કહે-છે— હે નૃપ ! ભગવાન્ શ્રીનારાયણમુનિ સદ્ગુરૂ શ્રીરામાનંદ મુનિનું આવું વચન સાંભળીને, ક્ષણ કાળપર્યંત મનમાં વિચાર કરીને કિંચિત્ ઉદાસીન જેવા થઇને તેમના પ્રત્યે બોલ્યા ॥૩૪॥

શ્રીનારાયણમુનિ પચીશ શ્લોકથી કહે છે—પોતાના ગુરૂની આજ્ઞા શિષ્યે પોતાને શિરે ધારણ કરી રાખવી જોઇએ, આજ સનાતન સર્વશ્રેષ્ઠ સ્વધર્મ છે. તથાપિ આ વચન હું કેવળ શિરે ધારણ કરૂં છું પરતુ એમા હું અત્યંત નિરૂત્સાહ છું, તો ઉત્સાહે રહિત અનભિમત એવા કાર્યમાં મને ન પ્રેરવો જોઇએ એવી હું નમ્ર પ્રાર્થના કરૂં છું. તમો પ્રભુ છો એટલે આવા આચાર્યપદમાં રહીને પણ નિર્લેપ જળનતજની પેઠ સ્વચ્છ આશયથી વર્તવાને તમો એકજ યોગ્ય છો, હું તો સમર્થ નથી ॥૩૫॥ હે સત્પતે ! તમો તો ધર્મતત્ત્વના વેત્તા છો. અધિકારના

र्णिधर्मान्समाश्रित्य स्थितस्य खलु सत्पते ! । एतत्त्वद्वचनं मन्ये लोकशास्त्रजुगुप्सितम् ॥३६॥ आघ्राय यद्गन्धमात्रमपि कुर्वे पलायनम् । सोऽहं तासां कथं स्त्रीणां करिष्ये निकटे स्थितिम् ॥३७॥ स्त्रीप्रसङ्गो मुमुक्षूणां महान् पाशो हि बन्धकृत् । मुक्ता अप्यभवन्भ्रष्टा बहवो येन तत्क्षणे ॥३८॥ नैष्ठिकव्रतवान् पुंस्त्रीभेददृष्ट्यापि वर्जितः । ऋष्यशृङ्गः स्त्रीप्रसङ्गाद्भ्रष्टोऽभूत्स्वबृहद्व्रतात् ॥३९॥ सङ्गात्सञ्जायते कामः कामात्क्रोधोऽभिजायते । क्रोधाद्भवति

---

ભેદને લીધે ધર્મનાં પણ ભેદ હોય છે. હું આ આચાર્યપદ જે વિવિધ જનસમાજના પ્રસંગને કરનારૂં છે તેનો અધિકારી નથી. નૈષ્ઠિક વર્ણિધર્મોને અનુસરીને વર્તતા જનને તે આ વચન ( ઉપદેશ પ્રસંગથી સ્ત્રી ધનાદિકનું સાન્નિધ્ય કરનારૂં ) લોક તથા શાસ્ત્રથી નિંદિત છે એમ હું નિશ્ચયથી માનું છું. એ રીતે અભિપ્રાય છે તો હું આનો અધિકારી શી રીતે થઉં ॥૩૬॥ જે સ્ત્રીયોનો ગંધમાત્ર પણ જે હું સહન કરવા બીલકુલ સમર્થ નહિ થતાં તેનાથી દૂર પલાયન કરી જઉં છું. એજ હું એજ સ્ત્રીયોની સમીપે સંચરણનો પ્રસંગ લાવનાર આ વ્યવહારને શી રીતે સ્વીકાર કરી શકું ॥૩૭॥ મુમુક્ષુ મનુષ્યોનાજ એક ઉપયોગનો ઉપદેશરૂપ સત્કર્મના પ્રસંગથી પ્રાપ્ત થતો એવો પણ પ્રમદાનો દર્શન ભાષણાદિરૂપ પ્રસંગ મુમુક્ષુઓને મહાન્-અજર બંધન કરનાર પાશરૂપજ છે, કારણ કે મુક્તપ્રાય ( સિદ્ધ સાધનવાળા ) અનેક પુરૂષો પણ જે પ્રમદાપ્રસંગથી તેજ ક્ષણમાં મુક્તભાવમાંથી ભ્રષ્ટ થઈ ગયા છે ॥૩૮॥ નૈષ્ઠિક વ્રતમાં દૃઢ નિષ્ઠાવાળા અને 'આ સ્ત્રી છે કે પુરૂષ છે' એવી ભેદદૃષ્ટિએ રહિત એવા પણ ઋષ્યશૃંગ નામના મુનિ સ્ત્રીપ્રસંગથી પોતાના બૃહદ્વ્રતમાંથી વિભ્રષ્ટ થયા હતા ॥૩૯॥ આ અર્થ ભગવાનેજ ગીતામાં કહ્યો છે—સંગથકી કામ ( વિષયોપભોગની તીવ્ર વાંછારૂપ ) ઉત્પન્ન થાય છે. તે કામનો કોઈ અતિઘાત કરે તો તેની ઉપર તુરત ક્રોધની ઉત્પત્તિ થાય છે ( આ અર્થ સુપ્રસિદ્ધ છે ) ક્રોધમાંથી સંમોહ ( કાર્યાકાર્યના વિવેકે વિરહિતતારૂપ ) થાય છે. સંમોહથકી સ્મૃતિ ( શાસ્ત્રજન્ય તત્ત્વસ્મરણ રૂપ )નો વિનાશ થાય છે. સ્મૃતિનો નાશ થતાં

सम्मोहः सम्मोहात्स्मृतिविभ्रमः ॥४०॥ स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति । स्त्रीप्रसङ्गात्ततः स्वामिन्बिभेम्यहमिह ध्रुवम् ॥४१॥ न कुर्यात्कर्हिंचित्सख्यं मनसि ह्यनवस्थिते । यद्विस्रम्भाच्चिराच्चीर्णं चस्कन्द तप ऐश्वरम् ॥४२॥ नित्यं ददाति कामस्य छिद्रं तमनु येऽरयः । योगिनः कृतमैत्रस्य पत्युर्जायेव पुंश्चली ॥४३॥ कामो मन्युर्मदो लोभः शोकमोहभयादयः । कर्म-

બુદ્ધિનાશ ( કલ્યાણનો ઉદ્યમ કરી લેવાના કરેલા નિશ્ચયનો નાશ ) થાયછે. બુદ્ધિનો નાશ થતાં સ્વયં નાશ પામે છે એટલે અંતે નરકભાગી થાય છે. આવું ગીતાવાક્ય છે માટે હે સ્વામિન્! હું આ લોકમાં સ્ત્રીયોના પ્રસંગથકી નિશ્ચે અત્યંત ભય પામુંછું ॥૪૦-૪૧॥ ફરીથી પણ પ્રમદાપ્રસંગના પરિત્યાગમાં શ્રીમદ્‌ભાગવતનાં વચનો પ્રમાણ માટે કહે છે—સ્વભાવથીજ અતિશય ચચળ હોવાથી એક રૂપની સ્થિતિએ રહિત એવું મન કદાચિત્ જીત્યું હોય તોપણ તેનો વિશ્વાસ, જેણે બળાત્કારથી ઇન્દ્રિયો જીતી હોય એવાપણ મોક્ષાર્થી પુરૂષે મનનો સ્વભાવ વિચારીને ક્યારેય પણ નજ કરવો. જે મનના વિશ્વાસને લીધે પૂર્વે તેનો સંગ કરનારા શિવ સૌભરી આદિક સમર્થ જનોનું પણ બહુ કાળે સંપાદન કરેલું પોતાનું તપ પ્રચ્યુતિ પામી ગયું ॥૪૨॥ યોગાભ્યાસમાં નિષ્ઠાવાળો થઇને જે પોતાના મનનો વિશ્વાસ કરે તો તે મન પ્રકૃતિથી ચપળસ્વભાવ હોવાથી ઉત્પન્ન થતો કામ અને તેની પાછળ ઉત્પન્ન થતા ક્રોધમદાદિ અરિઓને પોતામાં નિત્ય પ્રવેશાવકાશ આપેછે. તેમાં આ લૌકિક દૃષ્ટાંત છે—જેમ પુંશ્ચલી નારી પોતાનો વિશ્વાસ કરનારા પતિનો નિત્ય અરિ જે જાર નર તેને અવકાશ આપીને તેનો ઘાત કરાવેછે તેમ મન પણ કામાદિકવડે યોગીને ભ્રષ્ટ કરે છે ॥૪૩॥ હવે કામ અને તેની પાછળ પ્રવર્તનારા અરિઓને કહે છે—કામ, કોપ, મદ, લોભ, શોક, મોહ, ભય, માન, મત્સર વિગેરે નિત્યવૈરિઓ વિશ્વાસ કરેલા મનના અવલબનથી ઉદ્‌ભવે છે અને આ કર્મબંધન પણ જે મનોમૂળક છે, તો પ્રકૃતિથી ચપળ એવા મનને કયો બુધ જન સ્વીકાર કરે; એટલે 'મન મારે વૃશ વર્તે છે' એવા વિશ્વાસથી કોણ સ્વીકાર કરે ?

चन्धश्च यन्मूलः स्वीकुर्यात्को नु तद्बुधः ॥४४॥ कर्तव्यो मनसः सङ्गो यदि भूतानुकम्पया। तत्राप्युपेक्षा युक्तैव यतः कर्मफलं जगत् ॥४५॥ दययापि मनोऽन्यत्र कृष्णाद्ये योजयन्ति ते। मृगसङ्गाद्भरतवद्भ्रश्यन्त्येव निजस्थितेः ॥४६॥ प्रदीप्तेऽग्नौ निपातं वा वरं मन्ये विषाशनम्। नत्वहं स्त्रैणसम्बन्धं कदाचिदपि कस्यचित् ॥४७॥ धनादीनां प्रसङ्गोऽपि न मे रुचिकरस्तथा। सुशीलोऽपि दुराचारे प्रवृत्तो येन जायते ॥४८॥ धनासक्त्या वसिष्ठोऽपि पुरा

---

કોઈ પણ નજ કરે ॥૪૪॥ ફરીથી પણ આ બાબતમાં મોક્ષધર્મનું વચન પ્રમાણપણે આપે છે—યદ્યપિ પ્રાણીપીડનના પ્રદર્શનથી તેની ઉપર કૃપા કરવી તેતો પરમ ધર્મ છે, તેવી કૃપાને લીધે મનનો સગ ( તેના નિવારણ માટે તેમા મનની આસક્તિ ) કરવો પડે છે. પણ તેમા અધિકારી તો અન્ય છે ( હું નથી ) 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्' એમાં કહ્યા પ્રમાણે 'જગતની ગતિ કર્મફળને અનુસારે થયા કરે છે' એમ જાણનારાએ તેમા પણ ( ભૂતદયામા પણ ) ઉપેક્ષા રાખવી એજ યુક્ત છે પણ મનનો સગ કરવો યોગ્ય નથી, કેમકે પોતે દયા કરનાર ભ્રષ્ટ થાય છે. કૃપાકારણને લીધે કરેલો સ્નેહપણ બધન માટે થાય છે, કારણ કે કૃષ્ણથકી અન્યમા કરેલો સ્નેહ બધન કારક્જ છે. સ્વસ્વરૂપમા દૃઢ નિષ્ઠાવાળા પણ ભરતજી મૃગના સગને લીધે પોતાની ઉચ્ચ સ્થિતિમાંથી પ્રચ્યુતિ પામ્યા હતા તો તેની પેઠે બીજો પણ કૃપામૂળક સ્નેહથી બધન પામેજ, માટે મનનો સગ દયાથીપણ નજ કરવો ॥૪૫-૪૬॥ માટે હે સ્વામિન્! હુ દયામૂળક કે બીજા ધર્મકમૂળક એવા પણ સ્ત્રીપ્રસગથકી પ્રદીપ્ત વહ્નિમાં પડવુ અથવા વિષભક્ષણ કરવુ તેને શ્રેષ્ઠ સમજુ છુ, પણ ક્યારેય પણ કોઈને પણ સ્ત્રીનો પ્રસગ શ્રેષ્ઠ માનતો નથી ॥૪૭॥ ધનાદિકનો પ્રસગ પણ સ્ત્રીપ્રસગની પેઠેજ ક્રૂર છે, ધર્માનુબન્ધી એવો પણ ધનસબન્ધ મને રૂચતો નથી, જે ધનપ્રસગથી સુશીલ પુરૂષ પણ પાપાચારમાં પ્રવર્તે છે ॥૪૮॥ પૂર્વે બ્રહ્માના પુત્ર વસિષ્ઠમુનિએ પણ ધનાસક્તિને લીધે ધર્મવિવેકે વિહીન થઇને કાંઈ પણ કારણ

भ्रष्टमतिर्नृपम् । निमिं शशाप धर्मिष्ठं व्याख्यद्वेश्यासुतः स्वयम् ॥४९॥ देशः कालः क्रिया ध्यानं शास्त्रं दीक्षा तथा मनुः । सङ्गश्च यादृशा ह्येते तादृक् तत्सेविनां फलम् ॥५०॥ शुभैरेतैः सेवितैस्तु शुभा बुद्धिर्भवेन्नृणाम् । अशुभैस्तैर्भवेद्बुद्धिरशुभा नात्र संशयः ॥५१॥ यादृशी यस्य बुद्धिः स्यात्कर्म कुर्यात्स तादृशम् । कर्मानुरूपं च फलं प्राप्नुयात्स ततः पुमान् ॥५२॥ असतो देशकालादीन्न सेवेत ततः सुधीः । विहाय ताञ्छुभानेव हितार्थी शीघ्रमाश्रयेत् ॥५३॥ निपीतं मद्यभङ्गादि शास्त्रज्ञं वा जडं नरम् ।

---

વિનાજ ધર્મિષ્ઠ એવા પણ નિમિ નૃપને 'તારો દેહ તુરત પડી જાઓ' એવો શાપ આપ્યો. સ્વયં વસિષ્ઠ પણ કોપ પામેલા નિમિનૃપે આપેલા પ્રતિશાપથી દેહનો ત્યાગ કરીને 'વેશ્યાસુત' એવી આખ્યાથી વિખ્યાત થયા હતા ॥૪૯॥ દેશ (તીર્થ ક્ષેત્રાદિ પવિત્ર) કાળ (સત્ત્વોદયને પ્રવર્તાવનારો કાળવિશેષ) ક્રિયા (કાયિકી માનસીકી સર્વે પ્રાણીઓનું પ્રિય કરનારી ધર્મમાર્ગને અનુસરનારી) ધ્યાન (સર્વે લોકના ઈશ્વર સર્વેના અંતર્યામી સર્વદેવતામય શ્રીકૃષ્ણનું ધ્યાન) શાસ્ત્ર (સત્ત્વૈકપ્રકૃતિઓએ પ્રવર્તાવેલું) દીક્ષા (પારમૈકાંતિકી સકળ લોકનું શ્રેય કરનારી) મંત્ર (શ્રીકૃષ્ણમંત્ર) સંગ (સંતોનો સંગ) આ દેશાદિક આઠ જેવા એટલે ઉક્ત શુભેકપ્રકારવાળા હોય તો તેને સેવનારાને શુભજ (કલ્યાણરૂપ) ફળ સિદ્ધ થાય અને એથી વિરૂદ્ધ અશુભ દેશાદિકને સેવે તો તેને અશુભજ ફળ થાય ॥૫૦॥ તેને બે શ્લોકથી સ્પષ્ટપણે કહે છે—જો આ આઠ શુભ દેશાદિકને સેવે તો મનુષ્યોની બુદ્ધિ શુભ થાયજ. જો અશુભ દેશાદિકને સેવે તો બુદ્ધિ અશુભજ થાય એમાં લેશ સંશય નથી. જે પુરૂષને જેવી (શુભ કે અશુભ) બુદ્ધિ થાય તે પુરૂષ તેવુંજ (શુભ કે અશુભ) કર્મ કરે. તે પછી તે પુરૂષ પોતાના શુભાશુભ કર્મને અનુસારે ફળને પામે ॥૫૧-૫૨॥ માટે પોતાના પરમ હિતની ઇચ્છાવાળા બુદ્ધિશાળી પુરૂષે અસત્ દેશકાળાદિકનું સેવન કરવું નહિ, અસત્ દેશાદિકનો ત્યાગ કરીને સત્ દેશાદિકનુંજ સત્વર સેવન કરવું ॥૫૩॥ હવે સંગનું બળ વિવર્ણન કરવાપૂર્વક

मादयित्वा यथा सद्यो नयत्युन्मत्ततां खलु ॥५४॥ तथैव स्त्री धनं वापि मादयित्वा स्वसेविनम् । उत्पथं प्रापयत्येव विद्वांसमपि सात्त्विकम् ॥५५॥ ईदृक्स्वभावमेवैतद्वर्तते वस्तु सर्वथा । स्वाभाविकं गुणं नैव हातुं शक्नोति कश्चन ॥५६॥ स्त्रीणां वाऽतो धनादीनां प्रसङ्गे मम निश्चितम् । स्वाभाविकी रुचिर्नास्ति सत्यमेतद्वदाम्यहम् ॥५७॥ सद्गुरोस्तव चाज्ञायाः प्रतिवादोऽपि नोचितः ।

'સ્ત્રી અને ધન મદોત્પત્તિમાં હેતુ છે' એમ સદૃષ્ટાંત કહેતા થકા તેનાથી અવળા માર્ગની પ્રાપ્તિ થાય છે એમ બે શ્લોકથી કહે છે—જેમ મદ્ય કે ભાંગ્ય આદિક માદક વસ્તુનું જો અજાણથી પણ પાન કરે તો જડ નરને જેમ એમ શાસ્ત્રજ્ઞ નરને પણ મદયુક્ત કરીને તેજ ક્ષણમાં ઉન્મત્તપણાને નિશ્ચે પમાડી દે છે, તેમજ નારી કે સુવર્ણાદિ ધન પ્રમાદથી પણ જો એકવાર સેવન કરેતો વિદ્વાન્ હોય કે સાત્વિક હોય તેને પણ મદયુક્ત કરીને કુમાર્ગે લઈ જાય છે. સાત્વિકતા કે વિદ્વત્તા તેને કશું કરી શકે નહિ ॥૫૪-૫૫॥ આ સ્ત્રીધનાદિ પદાર્થ સર્વપ્રકારે પૂર્વોક્ત પ્રકૃતિવાળુંજ વર્તે છે, તેનો જો પ્રમાદથી પણ સ્પર્શ કરે તો સંક્ષોભ કરે છે, કારણ કે કોઈપણ પદાર્થ પોતામાં સહજ સ્વભાવથી રહેલો ( અસાધારણ ) ગુણ ( માદકત્વ કે ક્ષોભકત્વ આદિક )નો ત્યાગ કરવા સમર્થ થતો નથી. વસ્તુમાત્ર સ્વસ્વભાવાનુસારી છે ॥૫૬॥ માટે મારે પ્રકૃતિથીજ સ્ત્રી ધનાદિક પ્રસંગમાં નિશ્ચે લેશ પણ રૂચિ નથી પરંતુ તેમાં પ્રદ્વેષ પ્રવર્તે છે, આ વચન હું સત્યજ કહુંછું. એ રીતે એક તરફથી વિષયોમાં રહેલા દુરંત દોષોનો વિચાર મને વિશેષ વ્યાકુળ કરે છે અને બીજી તરફથી સદ્ગુરૂ એવા આપની આજ્ઞા પ્રત્યુત્તર પ્રદાનથી પ્રતિરોધ પામવાને પણ યોગ્ય નથી, માટે મારા મનમાં અત્યંત ખેદ થાય છે તો આ બાબતમાં મને શું હિતકર છે તે આપજ સુવિચાર કરીને કહો. તમારા આશ્રિત સર્વજનોની ધર્મમર્યાદાના રક્ષણમાં તમો સર્વથા સમર્થ છો તો સર્વના સ્વામિપણામાં ( આચાર્યપદમાં ) મારૂં શું પ્રયોજન છે ? ( નથી ) માટે આપની આજ્ઞાને વશ વર્તનારા મને શિષ્યને આ કાર્યથકી બીજા કોઈ કાર્યની આજ્ઞા કરો કે જે કાર્ય મને હિત

तेन मे खिद्यते चेतस्ततस्त्वं ब्रूहि मे हितम् ॥५८॥ सर्वेषां धर्ममर्यादारक्षणेऽसि त्वमीश्वरः । अतोऽत्र किं नु मे कार्यमेतदन्यत्र शाधि माम् ॥५९॥ सुव्रत उवाच—प्रतिवाक्यं गुरुः श्रुत्वा नारायणमुनेरिति । स्वामित्वं स्थापयंस्तस्मिन्स्वहार्दं तमुवाच सः ॥६०॥ श्रीरामानन्दस्वाम्युवाच—सन्मते ! श्रृणु मद्वाक्यं त्वद्धार्दं वेद्म्यहं ननु । मया यत्क्रियते तत्तु विचार्यैव न चान्यथा॥६१॥ समर्थो धर्मरक्षायामहं स्वाश्रितदेहिनाम् । वर्ते हि साम्प्रतं भूमौ सत्यमेतत्त्व-

કરનાર થાય ॥૫૭-૫૮॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! નારાયણમુનિનું આવું પ્રતિવચન સાંભળીને ગુરૂ શ્રીરામાનંદસ્વામીએ તેમને વિષેજ સ્વામિત્વ સ્થાપવામાટેનો પોતાનો હૃદ્‌ગત અભિપ્રાય તેમને કહ્યો ॥૬૦॥ શ્રીરામાનંદસ્વામી તેને અગીયાર શ્લોકથી કહેછે—હે સન્મતે !—તમો સન્મતિ છો, કારણ કે આચાર્યપદમાં પ્રસગપ્રાપ્ત ધર્માવિરોધી એવું પણ સ્ત્રી ધનાદિકનુ સાન્નિધ્યપણુ વિષયગત દોષોની આલોચના કરીને તેનો ત્યાગ કરવા ઇચ્છો છો. તથાપિ આ મારૂં વચન સાવધાન મન રાખી સાભળો હું તમારૂં હાર્દ નિશ્ચયથી જાણું છું. હું જે કાર્ય કરવા ઇચ્છું છું તે સારી રીતે વિચારીનેજ કરૂં છું. વિચાર્યા વિના કાંઇ પણ કાર્ય કરતો નથી ॥૬૧॥ 'નિજાશ્રિત જનોની ધર્મરક્ષામાં હાલ તમો સમર્થ છો' એમ જે તમોએ કહ્યું તે સત્યજ છે. કેમકે આ વર્તમાન કાળમાં ભૂમિ ઉપર આશ્રિતોને ધર્મમાં હું વર્તાવું છું, પરતુ હે સુવ્રત ! આ દેહ કર્મગતિથી પ્રાપ્ત થઇને કાળ તથા જરાથી અભિભૂત થઈ ગયો છે, એટલે હવે તેનો ત્યાગ કરવા ઇચ્છું છું. આ દેહને સો વર્ષ કે સહસ્ર વર્ષ ધારણ કરી રાખવાથી કશો અર્થ નથી, કેમકે જેમ નૌકા સામા તટની પ્રાપ્તિ માટેજ છે તેની પેઠે આ દેહ નિ:શ્રેયસનું સાધન સપાદન કરીને પછીથી કૃતકૃત્ય થતાં દેહનો ત્યાગ કરી દેવો ઉચિત છે. મને તો શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર સિદ્ધ થયો છે, તથાપિ ગુરૂપરપરાપ્રાપ્ત, શિષ્યજનોના સમુજ્જીવનરૂપ ધર્મભાર મેં વહન કર્યો છે. આ ધર્મભાર આરોપણ કરવા સત્પાત્રની શોધ કરતાં મેં આટલો કાળ નિર્ગમન કર્યો છે. આ મહાન્ ધર્મસરક્ષણ

योच्यते ॥६२॥ तथापि त्वयि सच्छिष्ये धुरमध्यस्य सुव्रत!। निश्चिन्तः कृतकार्योऽहं ह्यातुमिच्छाम्यदो वपुः ॥६३॥ न त्वादृशं कञ्चिदन्यं पश्याम्यत्र च धूर्वहम्। अतो मद्वचनं तात! कर्तुमर्हसि सर्वथा ॥६४॥ वर्णिनां व्रतभङ्गः स्यात्स्त्रीभिः सम्भाषणादिना। इति त्वयोदितं यत्तत्सत्यमेव न संशयः ॥६५॥ अन्ये ते वर्णिनो येषां स्त्र्यादिभिर्लुप्यते व्रतम्। अमानुषक्रियस्त्वं तु न वर्णी प्राकृतो ह्यसि ॥६६॥ वर्तितुं स्त्रीसहस्रेषु निर्विकारतयाऽनघ! स्वर्णपुञ्जेष्वपि तथा शक्तिरस्ति तवैव हि ॥६७॥ सूर्यनारायणः साक्षाद्वरदाता तव प्रभुः। कामादे रक्षणं कर्ता राजते हृदये तव

ક્ષારને ઉપાડનાર મારા શિષ્યોમા તમારા સીવાય બીજો કોઇ પણ સમર્થ હું જોતો નથી, તો સચ્છિષ્ય એવા આપને વિષે આ ધર્મધુર ધારણ કરી નિશ્ચિંત થઇ કૃતાર્થ થઇને આ દેહનો ત્યાગ કરવા ઇચ્છુ છુ હે તાત! આ ધર્મધુરને વહન કરવામાં સમર્થ તમારા જેવો કોઇ પણ મારા શિષ્યોમાં હું દેખતો નથી, તો આ મારા વચનને તમો સર્વ પ્રકારે પાળવાને યોગ્ય છો 'ગુરૂ વચનનુ પ્રતિપાલન અવશ્ય કરવુ એજ શિષ્યજનનો પરમ ધર્મ છે' એમ તમો જાણો છો તો આ કાર્ય અવશ્ય કરશોજ ॥૬૨-૬૪॥ 'સ્ત્રીયોની સાથે સભાષણાદિ વ્યવહાર કરવાથી વર્ણિઓના વ્રતનો વિલોપ થાય' એમ જે તમોએ કહ્યુ તે સત્યજ છે એમા સશય નથી જે વર્ણિઓના વ્રતનો વિનાશ સ્ત્રી ધનાદિકથી થાય તેતો તમારાથકી બીજા છે, (તમો નહિ) તમોતો માનુષ ચેષ્ટાવાળા વર્ણી નથી કિંતુ કોઈ અપ્રાકૃત પુરૂષ છો (પ્રકૃતિ પરવશોને વ્રતવિનાશનો પ્રસગ છે) ॥૬૫-૬૬॥ વળી હે નિર્દોષ નારાયણમુને! આપનું ઐશ્વર્ય સ્મરણ કરો-જે સર્વ જગતના ચક્ષુરૂપ સમર્થ સાક્ષાત્ સૂર્યનારાયણ દેવ છે તેમણે તમારી તીવ્ર તપશ્ચર્યાથી પરમ પ્રસન્ન થઇને વરદાન દીધુ છે, તે પોતે તમારા હૃદયતળમા સર્વદા કામાદિ શત્રુઓથકી ભય ટાળતાથકા જાગતા વિરાજે છે, તો તમો સહસ્ત્રો સહસ્ર સ્ત્રીયોમાં પણ તથા કાચનપુજોમાં પણ નિર્વિકારપણે રહેવાને યોગ્ય છો એટલુજ નહિ પણ તમારી સહજ સ્વભાવે પણ એવી અપૂર્વ અદ્ભુત

॥६८॥ सर्वथैव समर्थस्त्वं विदितोऽसि मयाञ्जसा । अतश्चिरन्तनानेतानपि हित्वा त्वमर्थ्यसे ॥६९॥ त्वदन्ये वर्णिनस्त्वङ्ग ! स्त्रीकथाश्रवणादपि । भ्रष्टा भवेयुः सहसा किं पुनर्दर्शनादिभिः ॥७०॥ संसर्गः स्त्रीधनादीनां त्याज्योऽतः सर्वथैव तैः । त्वं त्वीश्वरः स्वाश्रितानां कुरु धर्मादिरक्षणम् ॥७१॥ सुव्रत उवाच—इत्याकर्ण्य गुरोर्वाक्यं मानयंस्तं स वर्णिराट् । प्रतिजग्राह तद्वाक्यमनिच्छन्नपि भूपते ! ॥७२॥ स्ववार्तीत्थं स्वीछ-

શક્તિ છે ॥૬૭–૬૮॥ સર્વ પ્રકારથીજ ( પ્રકૃતિથી, તપોમહિમાથી અને સૂર્યદેવના વરદાનથી ) તમોજ અંતરના અરિઓને પરાભવ કરીને અને અધર્મનો વિનાશ કરીને ધર્મરક્ષણ કરવા સમર્થ છો. આ તમારા સામર્થ્યને હું તત્વથી જાણું છું માટે તમારી અપેક્ષાએ પ્રાચીન ( જુના ) એવા પણ આ મુક્તાનંદાદિ મારા શિષ્યોને ત્યાગ કરીને આ ધર્મકાર્ય કરવા માટે તમારીજ પ્રાર્થના કરૂંછું—શિષ્યભાવથી આજ્ઞા ( હુકમ ) કરતો નથી પણ પ્રાર્થના કરૂં છું. આ ધર્મધુર વહનરૂપ કાર્યમાં તમો, મારા શિષ્ય છતાં મારી પ્રાર્થનાને યોગ્ય છો. તો ગુરૂની આજ્ઞાનું ગૌરવ શિષ્યને તો ધર્મવિશેષરૂપ હોવાથી આદરણીય છે એમ માનતા તમારે મારી પ્રાર્થના તો વિશેષપણે આદર કરવા યોગ્ય હોયજ ॥૬૯॥ હે નારાયણમુને ! તમારા વિના બીજા જે આ વર્ણિઓ છે તેતો સ્ત્રીકથાશ્રવણમાત્રમાં પણ તત્ક્ષણ કદાચિત્ સ્વધર્મમાંથી ભ્રષ્ટ થાય તો સાક્ષાત્ સ્ત્રીયોના સંદર્શન સંભાષણાદિ પ્રસંગથી ભ્રષ્ટ થાય એમાં તો કહેવુંજ શું ? થાયજ. માટે તેઓતો સ્ત્રી ધનાદિકથી સર્વથા દૂરજ રહીને સ્વધર્મનું સંરક્ષણ ભલે કરો. તમો તો ત્રિગુણને વશ નથી પરંતુ ગુણો તમારે વશ વર્તે છે, માટે સર્વથા સમર્થ એવા તમો મારી આજ્ઞાને અનુસારે ધર્માદિકનું રક્ષણ કરો ॥૭૦–૭૧॥

સુવ્રતઋષિ કહે છે—હે ભૂપતે ! વર્ણિરાટ્ શ્રીહરિ ગુરૂનું આવું વાક્ય સાંભળીને પોતાને તેની ઇચ્છા નથી તથાપિ સ્વામીશ્રીને સન્માન આપવા પૂર્વક 'ગુરૂવચન અવશ્ય પ્રતિપાલન કરવુંજ જોઇએ' એવો વિનિશ્ચય કરીને તેમનું વચન સ્વીકાર કર્યું ॥૭૨॥ તે પછી મુનિપતિ શ્રીરામા-



जेतपुरमां श्रीरामानन्दस्वामी श्रीहरिनो विधिपूर्वक पट्टाभिषेक करेछे.

सा. प्रेस-मुंबई. ] [ पेन्टर-रंगीलदास.



जेतपुरमां श्रीरामानन्दस्वामी श्रीहरिनो विधिपूर्वक पट्टाभिषेक करेछे.

:सा. प्रेस-मुंबई. ]

[ पेन्टर-रंगीलदास.

तायां तेनाथ स मुनीश्वरः । उपवेश्य स्वासने तं चन्दनादिभिरार्विचत् ॥७३॥ महोत्सवं कारयित्वा गीतवाद्यपुरोगतम् । सुप्रसन्नमनाः स्वामी स्वाश्रितानिदमब्रवीत् ॥७४॥ श्रीरामानन्दस्वाम्युवाच—शृण्वन्तु मामकाः सर्वे गृहिणस्त्यागिनस्तथा । अयं नारायणमुनिर्मम स्थानेऽस्ति निश्चितम् ॥७५॥ मनुष्याणां सुदुष्प्रापैः सम्पन्नः सद्गुणैरयम् । युष्माकं धर्ममर्यादापालनेऽस्त्येव शक्तिमान् ॥७६॥ तदेतद्दिनमारभ्य स्थेयमस्यैव शासने । सर्वैर्भवद्भिरित्याज्ञा मम पाल्यैव सर्वथा ॥७७॥ स्वामिन्नेवं करिष्याम इत्यूचुस्ते ततोऽखिलाः । प्राञ्जलिं वर्णिराजं च तदोवाच पुनर्गुरुः

નદસ્વામી આનુ પોતાનું વચન ભગવાને સ્વીકાર કરવાથી તેમને પોતાના અસાધારણ આસનમા ( ગાદીએ ) બેસાડીને ચદન પુષ્પાદિકવડે પ્રેમથી પૂજા કરાવી અને આ આચાર્યાભિષેકમહોત્સવં ગીત ગવરાવા અને વાજીત્ર વજાવાપૂર્વક કરાવીને પોતાનુ દીર્ઘ વાછિત સફળ થતા મનમા બહુ રાજી થઇને શ્રીસ્વામી પોતાના તમામ આશ્રિતોપ્રત્યે એમ બોલ્યા ॥૭૩-૭૪॥

શ્રીરામાનંદસ્વામી કહે છે—હે મારા આશ્રિત ગૃહસ્થો ! તથા ત્યાગીઓ ! તમો સર્વે સાવધાન મનથી સાભળો આ નારાયણમુનિ મારા સ્થાનમા ( ગાદીએ ) સ્થાપ્યા છે માટે મારી માફક માનવા તથા પૂજવા કેવળ સ્થાનમા સ્થિતિમાત્ર નહિ કિંતુ મારાથકી તમોને જે સદુપદેશાદિરૂપ અલક્ષ્ય લાભ મળતો હતો તેને પણ આ ઉપાડવા માટે સર્વથા સમર્થ છે આ નિશ્ચયની વાત છે એમા સંશય નથી ॥૭૫॥ એમના વિજ્ઞાન વૈરાગ્ય શમ ક્ષમાદિ ગુણો જે મનુષ્યોને સુદુર્લભ છે તે આ સદ્‌ગુણોએ પરિપૂર્ણ છે, માટે તમોને ધર્મમર્યાદાનું પરિપાલન કરાવા વાસ્તે આ સર્વથા સમર્થ છે ॥૭૬॥ માટે આ દિવસને આરભીને તમારે સર્વેએ આ નારાયણમુનિનીજ આજ્ઞામાં નિરતર વર્તવુ મારી આ આજ્ઞા ( સર્વને હિત કરનારી ) તમોએ અવશ્ય પાળવી ॥૭૭॥ હે રાજન્ ! તે પછી આવો શ્રીસ્વામિનો સમાદેશ સાભળીને સર્વે તે ત્યાગી ગૃહી શિષ્યો 'હે સ્વામિન્ ! આપની આજ્ઞાને વશ વર્તનારા અમો આપના કહેવા પ્રમાણેજ કરીશુ' એમ

॥७८॥ महामुने! प्रसन्नोऽस्मि मदाज्ञापालनात्त्वयि । अतस्त्वं वाञ्छितान्स्वस्य वरान्वरय कांश्चन ॥७९॥ अदेयं नास्ति मे किञ्चित्तुभ्यं ब्रह्माण्डगोलके । महापुरुष! तद्ब्रूहि निश्चितं निजवाञ्छितम् ॥८०॥ सुव्रत उवाच—इति सञ्चोदितस्तेन वरार्थं स महामुनिः । नीलकण्ठ उवाचेदं सर्वजीवदयानिधिः ॥८१॥ श्रीनीलकण्ठ उवाच—यदि तव वरदानपात्रता मे वितर तदा तु मयेप्सितान्वरांस्त्वम् । मृदुलपदसरोरुहद्वये मे मतिरचलास्तु सदैव नन्दसूनोः ॥८२॥ इह च यदुरुदुःखमन्तकाले ह्यगणितवृश्चिकदंशतुल्यमाहुः । यदि-

---

બોલ્યા તે સમયમા સ્વામીશ્રી બે હાથ જેમણે જોડ્યા છે (સ્વામીની આજ્ઞાની વાટ જોઈ રહેલા) એવા વર્ણિરાજ શ્રીનારાયણમુનિપ્રતિ ફરીથી બોલ્યા કે હે મહામુને! મારા વચનનુ તમોએ પ્રતિપાલન કર્યું તેથી હુ તમારી ઉપર અત્યત પ્રસન્ન થયો છુ, તો હાલમાં મારાથકી સ્વવાછિત કેટલાક વર માગો ॥૭૮-૭૯॥ હે મહાપુરૂપ! આપ આપ્તકામ અને આશાએ રહિત છો એ ટલે આપને મારાથકી બ્રહ્માડની અદર કાંઇ પણ વરણીય વર તો નથીજ તથાપિ મારા મનને પ્રસન્ન કરવા કેટલાક વર માગો. આ વર વરવારૂપ મારૂજ વાછિત (મારે માટેજ) સ્પષ્ટપણે કહો આ બ્રહ્માડ ગોલકમા મારે તમોને કાઈ પણ ન આપવા યોગ્ય નથી ॥૮૦॥

સુવ્રતઋપિ કહેછે—હે રાજન્! શ્રીસ્વામીએ આ પ્રકારે પ્રેરેલા મહામુનિ શ્રીનીલકઠ ભગવાન્ સ્વય સર્વે જીવોની ઉપર કૃપાનાનિધિ હોવાથી એવુ વચન બોલ્યા ॥૮૧॥ તે વચન શ્રીનીલકઠ ભગવાન્ પાચ શ્લોકથી કહેછે—હે સ્વામિન્! જો હું આપના વરપ્રદાનનો પાત્ર હોઉં અને આપ મારી ઉપર પ્રસન્ન થયા હો તો મેં વાછેલા આ વરો આપવાને યોગ્ય છો. (તે વરો કહે છે) હે ગુરો! નદનંદન શ્રીકૃષ્ણના (યોગિજનોની હૃદય ગુહામા નિવાસ જેનો છે અને સમસ્ત ભક્તજનોએ જેનો નિરતિશય મકરદરસ આસ્વાદન કર્યો છે એવા) કોમળ ચરણકમળયુગળમાં મારે પ્રીતિ નિરતર નિશ્ચળ રહો યજ્ઞાદિ સાધનથી કે સ્વર્ગાદિ સાધ્ય (ફળ) થી નહિ અતરાય પામીને (તેમા નહિ વળગીને) અમૃતપ્રવાહની પેઠે આસ્વાદ

तरदपि तच वैष्णवानां भवतु ममाथ च ते तु सन्त्वदुःखाः ॥८३॥
क्वचिदपि भुवि कृष्णभक्तिभाजां निजकृतकर्मवशादवद्यभोग्यम् ।
इह यदुरु तथाऽन्नवस्त्रदुःखं तदपि ममास्तु न तु प्रजेश ! तेषाम्
॥८४॥ व्रजरमणकथा च यत्र यत्र प्रथितगुणाश्च भवेयुरीश ! स-
न्तः । मम भवतु सदैव तत्र वासो न तु भवसक्तधियां क्वचित्प्र-

સેતાં થકા સદાય અનુવર્તો ) ॥૮૨॥ જે વૈષ્ણવો-આપના ચરણના સમા-
શ્રયથી શ્રીકૃષ્ણમાં ભક્તિ નિષ્ઠાવાળા છે તે વૈષ્ણવોને તો પરલોકમાં પીડાનો
પ્રસંગ બીલકુલ નથી, કારણ કે તેતો કર્મબંધનમાંથી મોક્ષ પામશે. કિંતુ
આ લોકમાં ગુણમય દેહસમ્બન્ધે કરેલું જે દુઃખ છે તેતો અવશ્ય ભોગ-
વુંજ પડશે. તે દુઃખમાં આ દુઃખતો સર્વથી અતિ અધિક છે કે જે પ્રાણ-
પ્રયાણ સમયે પ્રાણીઓને પરવશપણે પ્રાપ્ત થાય છે. તે આ અગણિત વીં-
છીના વિષકંટક સાથેના ડંસના દુઃખ જેવું દુઃસહ તે દુઃખ તે વૈષ્ણવોને
ન થાય. તે દુઃખ પ્રારબ્ધનું ફળ છે તે અવશ્ય તેમણેજ ભોગવુંજ પડશે ?
એમ કહેતા હો તો તે દુઃખ મનેજ પ્રાપ્ત થાય અને આથકી પણ બીજું
પણ જે કાંઈ દુ.સહ દુઃખ તેમને થવાનું હોય તેપણ મનેજ ભલે થાય,
પરંતુ તે વૈષ્ણવોતો દુઃખે રહિતજ થઇ જાય ॥૮૩॥ વળી હે પ્રજેશ !
( આશ્રિતજનોના પરિપાળક ) કૃષ્ણભક્તોને જે પ્રારબ્ધકર્મને આધીનપણે
અવર્જનીય આ ભૂમિ ઉપર કવચિત્ જળમાં કે સ્થળમાં કે વનમાં
આધિદૈવિક આધિભૌતિક અને આધ્યાત્મિક દુઃસહ દુઃખ પ્રાપ્ત થવાનું
હોય તે ભલે મને એકલાનેજ આવો તથા અન્ન વસ્ત્ર વિગેરે નહિ
મળવાના ક્લેશકારણથી જે અધિક દુઃખ છે તે પણ સર્વ મનેજ ભલે
મળે, પણ તેઓને તે થાઓ નહિ ( મારે તો સર્વથી અધિક આજ વાંછિત
વર છે ) ॥૮૪॥ વળી હે ઇશ ! જે પ્રદેશમાં વિશેષપણે વ્રજરમણ શ્રીકૃ-
ષ્ણની દિવ્યકથાઓનો પ્રસગ હોય તથા વિખ્યાત લક્ષણવાળા સાધુઓ વર્તતા
હોય એવા પ્રદેશમાંજ આ પૃથ્વીતળમાં તેતે સ્થળમાં વિચરતા, કોઈ
વખત નિવાસ કરતા, વસ્તુતાએ નિયત સ્થાન વિનાના એવા પણ મને નિ-
વાસ સદાય પ્રાપ્ત થાય અને એવા સતોની સાથેજ સમાગમ મળે. સસારમાં

सङ्गे ॥८५॥ वाणी मे गुणकीर्तने भगवतः कर्णौ कथायाः श्रुतौ सेवायां च भुजौ स्मृतौ च हृदयं भूयाद्दृशौ लोचने । कृष्णार्थैव मम क्रियाऽस्तु सकला शारीरिकी मानसी दुःसङ्गः क्वचनापि मास्त्विह विभो ! देहि त्वमेतान्वरान् ॥८६॥ सुव्रत उवाच—एवं स भगवान् कृष्णोपासनारीतिमञ्जसा । सेवारीतिं सद्गुरोश्च शिक्षयन्नात्मसंश्रितान् ॥८७॥ शोभयंश्च स्वानुकृतं नरनाट्यं नराधिप ! । ईश्वरोऽपि गुरुं भक्त्या प्रार्थयामास भक्तवत् ॥८८॥ इति सम्प्रार्थयन्तं तं प्रोवाच वचनं गुरुः । मनोरथास्ते सम्पूर्णा भविष्यन्ति न संशयः ॥८९॥ परोपकारैकपरायणाय नारायणायेति वरान्स

---

આસક્ત મનવાળા ( પશુસધર્મા ) ઓના પ્રસગમાં મારો વાસ ક્યારેય પણ નજ થાય ॥૮૫॥ હે વિભો ! મારી વાણી ભગવાનના ગુણગાનમાં સદાકાળ ગુલતાન રહો. મારા કર્ણ કૃષ્ણકથાના શ્રવણમાં રમણ કરો. મારા હાથ ભગવાનની પરિચર્યામાં નિરંતર પ્રવર્તો. મારૂં મન ભગવાનના અખંડ ચિંતનમાં સલગ્ન રહો. મારાં નેત્ર ભગવાનનાં દર્શન કરવામાં આસક્ત રહો. એ રીતે બીજી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો ભગવાન સંબન્ધી વિષયોમાંજ વ્યાસક્ત રહો. મારી શરીર સબન્ધી જે ક્રિયા ( સન્મુખ ઉઠવું પ્રદક્ષિણા કરવી પ્રણામ કરવો વિગેરે ) તથા મનસબન્ધી જે ક્રિયા ( ધ્યાનરૂપ ) તે સર્વે એક શ્રીકૃષ્ણનાજ સંબન્ધવાળી થાઓ. કૃષ્ણથકી અન્ય કુસંગ ક્યારેય પણ મારે થાઓ નહિ. આ વરો મને તમો આપો ॥૮૬॥ સુવ્રતઋષિ કહેછે—હે નરાધિપ ! ભગવાન્ શ્રીહરિકૃષ્ણે આ પ્રકારે કોઇ એકાંતિક ભક્તજન હોય એની પેઠે ગુરૂની પ્રાર્થના કરી. યદ્યપિ સ્વયં સર્વેશ્વર અને સંપૂર્ણ સમસ્તકામ છે તથાપિ પોતે જગતનો ઉપકાર કરવા સ્વીકારેલા નરનાટ્યને શોભાડવા સારૂ કૃષ્ણોપાસનનો પ્રકાર અને ગુરૂચરણપરિચરણનો પ્રકાર તત્ત્વથી નિજાશ્રિત જનોને શિખવવા વાસ્તે આ પ્રકારે વર માટે પ્રાર્થના કરી ॥૮૭-૮૮॥ હે રાજન્ ! પૂર્વોક્ત પ્રકારે વાંછિત વરોની પ્રાર્થના કરતા શ્રીનારાયણમુનિપ્રત્યે ગુરૂ શ્રીરામાનંદસ્વામી વચન બોલ્યા કે-હે વર્ણીન્દ્ર ! તમારા તમામ મનોરથો પરિપૂર્ણ થશે, એમાં

दत्त्वा । स्थितस्तदीयाननपद्ममेव विलोकते स स्थिरयात्मदृष्ट्या ॥९०॥ तस्मै प्रसन्नोऽथ च सोऽपि कृष्णः स्वातिप्रियायात्मयथार्थबोधम् । ददावचिन्तं विदधत्तमीशो विवेद तं सोऽपि निजेष्टदेवम् ॥९१॥ गोलोकसंस्थाक्षरदिव्यधाम्नि यादृक् स्वदृष्टश्च वृहद्वनादौ । विलोक्य तं तादृशमेव कृष्णमानन्दवार्धौ निममज्ज सद्यः ॥९२॥ चिरं निभाल्याथ तमेव भक्तरक्षाविधानाय च धर्मगुप्त्यै । तत्रागतं हृद्यवगत्य सद्यो निश्चिन्त आसीन्नृप! पूर्णकामः ॥९३॥ नूनाटनं तस्य विभोर्विधित्सोर्हार्दं विदन्नान्यजनाय तत्तु । प्राका-

સંશય નથી ॥૮૯॥ હે રાજન્ ! રામાનંદમુનિ સમસ્ત આશાએ રહિત, સ્વતઃ પરિપૂર્ણ, પરોપકારપરાયણ એવા નારાયણમુનિને વર આપીને પછી બેસીને પોતાની સ્થિર દૃષ્ટિથી તેમના મુખકમળને નિર્નિમિષપણે નિહાળવા લાગ્યા ॥૯૦॥ એ રીતે પોતાવિષે જેમણે નિર્નિમિષપણે દૃષ્ટિ દીધી છે અને સાવધાન મનવાળા અને પોતાને અતિશય પ્રિય એવા તે સ્વામીની સમસ્ત ચિંતા ( મનોવ્યાપારરૂપ ) શમાવા સારૂ તેમની ઉપર બહુ પ્રસન્ન થઇને તુરત સ્વસ્વરૂપનો યથાર્થ સાક્ષાત્ બોધ આપ્યો. સ્વામીએ પણ એજ ક્ષણમાં ( આ મારા ઇષ્ટદેવ વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ છે' એમ યથાર્થપણે જાણ્યું ॥૯૧॥ આ લોકમાં રહેલાં વૃંદાવનાદિ ક્ષેત્રોમા નિવાસ કરી રહેલા પોતાને ધ્યાનકાળમાં હૃદય વિષે સ્ફુરણાયમાન થએલા, ગોલોકની અંદર રહેલા દિવ્ય અક્ષર ધામમાં જેવા સ્વરૂપવાળા શ્રીકૃષ્ણ ધ્યાનદૃષ્ટિથી પ્રથમ નિરખ્યા હતા તેવાજ સ્વરૂપવાળા તે શ્રીહરિકૃષ્ણભગવાનને પ્રત્યક્ષ ભાળીને રામાનંદસ્વામી તત્કાળ પરમાનંદના સાગરમાં નિમગ્ન થઈ ગયા ॥૯૨॥ હે નૃપ ! તે પછી તેવાજ સ્વરૂપથી પોતાની પાસે જણાતા ભગવાન્ શ્રીહરિકૃષ્ણને બહુ કાળપર્યંત એકાગ્ર દૃષ્ટિથી ભાળીને, 'ભક્તોની અને એકાંતિક ધર્મની રક્ષા કરવા આ અવતાર ધારણ કરીને આ સૌરાષ્ટ્ર દેશમાં સ્વય ભગવાન્ પધાર્યા છે' એમ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરીને, તેજ ક્ષણમાં ધર્મભારના રક્ષણની ચિંતાએ રહિત થઇ પૂર્ણકામ થઈ ગયા ॥૯૩॥ એ રીતે શ્રીહરિના સ્વરૂપનો જેમને સાક્ષાત્કાર થયો

शयच्छेदनमात्मबुद्धमेकान्तिको भक्तवरो यतोऽसौ ॥९४॥ तांस-
स्ततः शिष्यधियं विहाय निजेशबुद्ध्या हृदि भावयन् सः । वृत-
स्तदाद्यैर्निजशिष्यमुख्यैस्ततः फणिग्राममियाय भूप ! ॥९५॥ इति
श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे नारायणमुनिस्वामित्व-
स्थापननामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

सुव्रत उवाच— एकादश्यां मोक्षदायास्तत्र चक्रे महोत्सवम् । द्वा-
दश्यां भोजयामास साधून्विप्रान्सहस्रशः ॥१॥ दत्त्वा दानानि वि-
प्रेभ्यः प्रातर्भद्राभिधां नदीम् । उपेत्य तस्यां स स्नात्वा रहःस्थान

છે અને મનુષ્યનાટ્ય કરવા ઇચ્છતા પ્રભુ શ્રીહરિનો હૃદ્ગત અભિપ્રાય યથાર્થપણે જાણતા એવા રામાનંદસ્વામીએ પોતે જાણેલું પૂર્વોક્ત પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણના સ્વરૂપનું વિજ્ઞાન પોતાથકી બીજા કોઈ પણ જનની આગળ તેમની ઇચ્છિા નહિ હોવાથી પ્રકાશ કર્યું નહિ, કેમકે સ્વયં સ્વામી સમસ્ત ભક્તોમાં ઉત્તમ એકાંતિક ભક્ત છે એટલે એકાંતિક ભક્તો ભગવાનનું હાર્દ જાણી જઇને તેને અનુસારેજ વર્તે છે ॥૯૪॥ હે ભૂપ ! તે દિવસને આરંભીને શ્રીહરિકૃષ્ણ ભગવાનમાં 'આ મારા શિષ્ય છે' એવી બુદ્ધિનો ત્યાગ કરીને 'મારા ઇષ્ટદેવ સાક્ષાત્ ભગવાન્ લોકોના ઉદ્ધાર અર્થે અવતર્યા છે' એમ પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચયથી જાણીને ભગવાન્ પ્રમુખ જેમાં છે એવા પોતાના મુક્તાનંદાદિ અગ્રેસર શિષ્યોને સાથે લઇને રામાનંદસ્વામી જેતપુરથી ફણેણી ગામમાં આવ્યા ॥૯૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... નારાયણમુનિસ્વામિત્વસ્થાપનનામૈકોનષષ્ટિતમોઽધ્યાયઃ ॥૫૯॥

## અધ્યાય ૬૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! તે ફણેણી ગામમાં શ્રીરામાનંદસ્વામીએ મોક્ષદા ( માગશર શુક્લપક્ષની ) એકાદશીનો મહોત્સવ ( શ્રીકૃષ્ણની મહાપૂજા કરવારૂપ ) કરીને, બીજે દિવસે દ્વાદશીએ હજારો હજાર સાધુ બ્રાહ્મણોને જમાડ્યા ॥૧॥ અને ત્રયોદશીના પ્રાતઃકાળમાં પાત્ર વિપ્રોને વિવિધ ગૌ–ભૂમિ–સુવર્ણાદિ દાનો દીધાં. તે પછી ભદ્રા નામની નદીએ જઇને તેમાં સ્નાન કરી પાછા સ્વસ્થાનમાં આવીને, એકાંત સ્થળમાં

उपाविशत् ॥२॥ बद्धपद्मासनस्तस्मिन् समाधिं विदधद्धरौ। तदिच्छया जहौ सद्यो मानुषीं तनुमुद्धवः ॥३॥ मुक्तो दुर्वाससः शापाद्बदरीमेत्य पूर्ववत्। प्रावर्तयत् कृष्णभक्तिं सिद्धदेहः स भूपते ! ॥४॥ विक्रमार्कशकान्नागशरहस्तीन्दुसम्मिते। वर्षे मार्गे त्रयोदश्यां शुक्ले सोऽन्तर्दधे गुरौ ॥५॥ सङ्कीर्तयन्तो नामानि श्रीकृष्णस्य तदाऽखिलाः। तन्मुखैकदृशः शिष्या विविदुस्तमुपारतम्

---

બેઠા ॥૨॥ તે એકાંતસ્થળમાં પદ્માસન વાળીને પોતાના ઇષ્ટદેવપણે જાણેલા તે આ દિવ્ય નરાકાર સાક્ષાત્ શ્રીહરિકૃષ્ણ ભગવાનમાં સમાધિ– ચિત્તની એકાગ્રતા કરતા થકા તેમનાજ શુભ સંકલ્પથી તે આ ઉદ્ધવાવતાર રામાનંદમુનિએ માનુષી તનુનો તત્કાળ ત્યાગ કરી દીધો ॥૩॥ હે ભૂપતે ! અને દુર્વાસા ઋષિના શાપમાંથી મુક્ત થઈ સિદ્ધ દેહ પામીને બદરિકાશ્રમમાં આવીને પૂર્વની પેઠ કૃષ્ણની ભક્તિ પ્રવર્તાવી, એટલે એક કૃષ્ણનાજ અવલંબનવાળી ભક્તિપરાયણ થયા. (આનો અભિપ્રાય એવો છે કે—શ્રીકૃષ્ણે પ્રથમ પોતાનું જ્ઞાન ગ્રહણ કરાવા ઉદ્ધવજીને બદરિકાશ્રમમાં મોકલ્યા હતા, ત્યાં તેવી રીતે વર્તતાં દુર્વાસાના શાપથી ભૂમિ ઉપર રામાનંદ નામથી વિખ્યાત થઈ પોતાના પૂર્વ નામથી (ઉદ્ધવ) સંપ્રદાય પ્રવર્તાવ્યો. ત્યાર પછી એકાંતિક ધર્મની સ્થાપના માટે શ્રીહરિ નામથી ફરીથી પ્રકટેલા શ્રીકૃષ્ણને પામીને, તેમને પોતાના આચાર્યપદમાં સ્થાપીને, અને તેમને અક્ષરધામાધિપતિ પુરૂષોત્તમ સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણ જાણીને, તેમનું વિજ્ઞાન આપવા તેમનીજ આજ્ઞાથી ફરીથી પણ બદરિકાશ્રમમાં જઇને, ત્યાં રહેલા તનુ આદિક મુનિઓને શ્રીહરિના સ્વરૂપ ગુણ ચરિત્રનું જ્ઞાન ઉપદેશ કરી, તેમની ઇચ્છાથી તેમના અક્ષરધામમાં ગયા) ॥૪॥ તેમના તનુત્યાગનો સમય કહે છે—વિક્રમાર્ક રાજાના શકમાપથી નાગ–૮ શર–૫ હસ્તિ–૮ અને ઈન્દુ–૧ આ અંકોની અવળી ગતિ કરીને માપેલા વર્ષમાં એટલે સં. ૧૮૫૮ માં માગશર માસના શુક્લપક્ષની ત્રયોદશી તિથિએ ગુરૂવારે રામાનંદમુનિ ભગવાનના સંકલ્પને અનુસારે શાપમાથી મુક્ત થઇ આ લોકમાંથી અતર્ધાન થઈ ગયા ॥૫॥ તે સમયમાં તેમના મુખ સન્મુ-

॥६॥ तत्पार्श्वमेत्य संवीक्ष्य नाडीप्राणविहीनताम् । साश्रुनेत्रा ब-
भूवुस्ते विभ्रान्ता इव सर्वशः ॥७॥ हरिस्तु धैर्यमासाद्य देशका-
लोचितक्रियः । धर्मशास्त्रार्थपारीणः स्नात्वा केशानवापयत् ॥८॥
पुनः स्नात्वा चन्दनेन चर्चयामास तद्वपुः । पुष्पावीरगुलालाद्यै-
स्तदानर्च ननाम च ॥९॥ पितृमेधविधानेन क्रमात्कुर्वन् स
तत्क्रियाः । विमानं कारयित्वाशु तस्मिंस्तत्संन्यधारयत् ॥१०॥
अनर्घ्यसितसूक्ष्मेण वाससाच्छाद्य तत्त्रिभिः । शिष्यैरन्यैः समं
निन्ये स्नातैर्भद्रां विमानकम् ॥११॥ विष्णुसूक्तं द्विजाः पेठुस्तदानीं
कृष्णकीर्तनम् । मृदङ्गझर्झरोपेतं चक्रुः सन्तोऽश्रुचक्षुषः ॥१२॥ न-

---

ખજ એકાગ્ર દૃષ્ટિ જેમની છે અને ભગવાનના નામોનુ કીર્તન કરતા તે-
મના સમગ્ર શિષ્યો ચેષ્ટાએ રહિત હોવાથી ગતપ્રાણ જાણીને તેમની પાસે
પરવરીને સ્પર્શથી નાડી પ્રાણે વિહીનતા વિનિશ્ચય કરીને, વિભ્રાંત જેવા
થઈ અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ ગયા, અર્થાત્ રૂદન કરવા લાગ્યા ॥૬–
૭॥ સ્વયં શ્રીહરિતો અસાધારણ ધૈર્ય ધારીને દેશકાળોચિત ક્રિયામા કુ-
શળ અને ધર્મશાસ્ત્રના સારાર્થના પારને પામેલા હોવાથી પ્રથમ યથાવિધિ
સ્નાન કરી, શિખાવર્જીત મસ્તકકેશ મુડાવીને ફરીથી સ્નાન કરી, સ્વામિ-
ના તે શબશરીરને ચદનથી ચરચીને તેને પુષ્પ અબીર ગુલાબ શાલ
આદિ પૂજોપકરણથી પુજીને નમસ્કાર કર્યો ॥૮–૯॥ તે પછી સ્વામિનો
ઔર્ધ્વદેહિક સસ્કાર પિતૃમેધ વિધાનથી અનુક્રમે કરતાં પ્રથમ જલદી
વિમાન કરાવીને, તેમાં સ્વસ્તિકાસન કરાવેલુ સ્વામિનું શરીર આરોપણ
કર્યું ॥૧૦॥ તે વિમાનને બહુમૂલ્ય શ્વેત સૂક્ષ્મ ઉત્તમ વસ્ત્રથી આચ્છાદન
કરી, સ્નાન કરેલા મુકુદાનદાદિ ત્રણ શિષ્યો સાથે સ્વય શ્રીહરિ તે વિમાન
ભદ્રા નદીને તીરે લઇ ગયા ॥૧૧॥ તે સમયમા સ્વામિના શિષ્ય બ્રાહ્મણો
વિષ્ણુસૂક્તનો પાઠ કરતા કરતા ચાલ્યા અને તેમના ચરણકમળના સમા-
શ્રયવાળા તેમની ભક્તિપરાયણ સાધુઓ તેમનો વિયોગ નહિ સહન થવાથી
અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ મૃદગ ઝાઝર વિગેરે વાજીંત્રો વજાવાપૂર્વક
કૃષ્ણકીર્તન કરતા કરતા ચાલ્યા ॥૧૨॥ સ્વામિના શબને ઉપાડનારા નારા-

धास्तटे शुचिस्थाने तन्निधाय च ते चिताम् । चक्रुः श्रीखण्डतुलसीपिप्पलानार्द्रदारुभिः ॥१३॥ तत्र तद्देहमाधाय स्नापितं स्रग्विभूषितम् । आज्यलिप्तं ततः कृष्णो ददाहोत्तपनाग्निना ॥१४॥ आज्यं जुहाव मध्ये च ततो दग्धे कलेवरे । शमयित्वाम्भसा वह्निं नद्यां तद्भस्म सोऽक्षिपत् ॥१५॥ सस्नुः सर्वे ततो नद्यां शिष्या हरिपुरःसराः । दत्त्वोदकं च गुरवे पुनः स्नान्ति स्म ते नृप ! ॥१६॥ ततो गत्वा फणिग्राममभूवुस्ते च शुचान्विताः । उपोषणं दिने तस्मिन्कुर्वन्ति स्म निरोजसः ॥१७॥ द्वितीयेऽहनि पत्राणि लिखित्वा कतिचिन्नरान् । नानादेशस्थभक्तेभ्यः प्रैषयत्स सदग्रणीः ॥१८॥ ते वाचयित्वा पत्राणि ज्ञात्वान्तर्धिं गुरोर्भुवः । भृशं शुचाकुला आसन् पुरुषाश्च स्त्रियोऽखिलाः ॥१९॥ हित्वा सर्वाणि कार्याणि

વર્ણમુનિપ્રમુખ વર્ણિઓએ ભદ્રા નદીના તટમાં કોઈ પવિત્ર પ્રદેશમાં તે વિમાન મુકીને ચંદનવૃક્ષ તુલસી અને પિપળી આદિકનાં સુકાં કાષ્ઠોથી ચિતા રચી ॥૧૩॥ તે પછી શ્રીહરિકૃષ્ણ વર્ણિએ નદીના જળથી સ્નાન કરાવેલા, પુષ્પહારાદિકથી અલંકાર કરેલા, સ્વામિના તે દેહને તે ચિતામાં આરોપણ કરી, પછી ઘીથી લેપ કરેલા તે દેહનો ઉત્તપન નામના અગ્નિથી દાહ કર્યો ॥૧૪॥ અર્ધો દાહ થતાં ઘીથી હોમ કર્યો, તે પછી તેમનો દેહ દગ્ધ થઈ જતાં જળવડે અગ્નિને શમાવીને તે ભસ્મ તે નદીમાં નાંખી દીધી ॥૧૫॥ હે નૃપ ! તે પછી શ્રીહરિ અગ્રેસર જેમાં છે એવા સર્વે શિષ્યો નદીમાં સ્નાન કરી ગુરૂને જળાંજળી આપીને ફરી સ્નાન કરીને ત્યાંથી પાછા વળ્યા ॥૧૬॥ રડતા રડતા ફણેણી ગામમાં આવીને શોકે યુક્ત થઇને રહ્યા. શોક વેગથી ગ્લાનિ પામેલા બળવર્જીત એવા સર્વે શિષ્યોએ તે દિવસે ઉપવાસ કર્યો ॥૧૭॥ તે પછી બીજે દિવસે સદગ્રેસર શ્રીહરિએ સ્વામિના અતર્ધાન સમાચાર સૂચવનારા કાગળો લખી, તેને પહોંચાડનાર કેટલાક નરોને નાનાદેશમાં રહેલા ભક્તોને જણાવા માટે મોકલ્યા ॥૧૮॥ નાના દેશમાં રહેલા ભક્ત સ્ત્રીપુરૂષો તે પત્રો વાંચીને, ભૂમિથકી ગુરૂના અંતર્ધાન સમાચાર જાણીને ( વસ્ત્રે સહિત સ્નાન કરી ) શોકાતિશયથી અતરમાં વ્યા-

॥६॥ तत्पार्श्वमेत्य संवीक्ष्य नाडीप्राणविहीनताम् । साश्रुनेत्रा बभूवुस्ते विभ्रान्ता इव सर्वशः ॥७॥ हरिस्तु धैर्यमासाद्य देशकालोचितक्रियः । धर्मशास्त्रार्थपारीणः स्नात्वा केशानवापयत् ॥८॥ पुनः स्नात्वा चन्दनेन चर्चयामास तद्वपुः । पुष्पावीरगुलालाद्यैस्तदानर्च ननाम च ॥९॥ पितृमेधविधानेन क्रमात्कुर्वन् स तत्क्रियाः । विमानं कारयित्वाशु तस्मिंस्तत्संन्यधारयत् ॥१०॥ अनर्घ्यसितसूक्ष्मेण वाससाच्छाद्य तत्त्रिभिः । शिष्यैरन्यैः समं निन्ये स्नातैर्भद्रां विमानकम् ॥११॥ विष्णुसूक्तं द्विजाः पेठुस्तदानीं कृष्णकीर्तनम् । मृदङ्गझर्झरोपेतं चक्रुः सन्तोऽश्रुचक्षुषः ॥१२॥ न-

---

ખજ એકાગ્ર દૃષ્ટિ જેમની છે અને ભગવાનના નામોનું કીર્તન કરતા તેમના સમગ્ર શિષ્યો ચેષ્ટાએ રહિત હોવાથી ગતપ્રાણ જાણીને તેમની પાસે પરવરીને સ્પર્શથી નાડી પ્રાણે વિહીનતા વિનિશ્ચય કરીને, વિભ્રાંત જેવા થઈ અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ ગયા, અર્થાત્ રૂદન કરવા લાગ્યા ॥૬-૭॥ સ્વયં શ્રીહરિતો અસાધારણ ધૈર્ય ધારીને દેશકાળોચિત ક્રિયામાં કુશળ અને ધર્મશાસ્ત્રના સારાર્થના પારને પામેલા હોવાથી પ્રથમ યથાવિધિ સ્નાન કરી, શિખાવર્જીત મસ્તકકેશ મુંડાવીને ફરીથી સ્નાન કરી, સ્વામિના તે શબશરીરને ચંદનથી ચરચીને તેને પુષ્પ અબીર ગુલાબ શાલ આદિ પૂજોપકરણથી પુજીને નમસ્કાર કર્યો ॥૮-૯॥ તે પછી સ્વામિનો ઔર્ધ્વદૈહિક સંસ્કાર પિતૃમેધ વિધાનથી અનુક્રમે કરતાં પ્રથમ જલદી વિમાન કરાવીને, તેમાં સ્વસ્તિકાસન કરાવેલું સ્વામિનું શરીર આરોપણ કર્યું ॥૧૦॥ તે વિમાનને બહુમૂલ્ય શ્વેત સૂક્ષ્મ ઉત્તમ વસ્ત્રથી આચ્છાદન કરી, સ્નાન કરેલા મુકુંદાનંદાદિ ત્રણ શિષ્યો સાથે સ્વયં શ્રીહરિ તે વિમાન ભદ્રા નદીને તીરે લઇ ગયા ॥૧૧॥ તે સમયમાં સ્વામિના શિષ્ય બ્રાહ્મણો વિષ્ણુસૂક્તનો પાઠ કરતા કરતા ચાલ્યા અને તેમના ચરણકમળના સમાશ્રયવાળા તેમની ભક્તિપરાયણ સાધુઓ તેમનો વિયોગ નહિ સહન થવાથી અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ મૃદંગ ઝાંઝર વિગેરે વાજીંત્રો વજાવાપૂર્વક કૃષ્ણકીર્તન કરતા કરતા ચાલ્યા ॥૧૨॥ સ્વામિના શબને ઉપાડનારા નારા-

द्यास्तटे शुचिस्थाने तन्निधाय च ते चिताम् । चक्रुः श्रीखण्डतुलसीपिप्पलानार्द्रदारुभिः ॥१३॥ तत्र तद्देहमाधाय स्नपितं स्रग्विभूषितम् । आज्यलिप्तं ततः कृष्णो ददाहोत्तपनाग्निना ॥१४॥ आज्यं जुहाव मध्ये च ततो दग्धे कलेवरे । शमयित्वाम्भसा वह्निं नद्यां तद्भस्म सोऽक्षिपत् ॥१५॥ सस्नुः सर्वे ततो नद्यां शिष्या हरिपुरःसराः । दत्त्वोदकं च गुरवे पुनः स्नान्ति स्म ते नृप ! ॥१६॥ ततो गत्वा फणिग्राममभूवंस्ते च शुचान्विताः । उपोषणं दिने तस्मिन्कुर्वन्ति स्म निरोजसः ॥१७॥ द्वितीयेऽहनि पत्राणि लिखित्वा कतिचिन्नरान् । नानादेशस्थभक्तेभ्यः प्रैषयत्स सदग्रणीः ॥१८॥ ते वाचयित्वा पत्राणि ज्ञात्वान्तर्धिं गुरोर्भुवः । भृशं शुचाकुला आसन् पुरुषाश्च स्त्रियोऽखिलाः ॥१९॥ हित्वा सर्वाणि कार्याणि

---

યણમુનિપ્રમુખ વર્ણિઓએ ભદ્રા નદીના તટમાં કોઈ પવિત્ર પ્રદેશમાં તે વિમાન મુકીને ચંદનવૃક્ષ તુલસી અને પિપળો આદિકનાં સુકાં કાષ્ઠોથી ચિતા રચી ॥૧૩॥ તે પછી શ્રીહરિકૃષ્ણ વર્ણિએ નદીના જળથી સ્નાન કરાવેલા, પુષ્પહારાદિકથી અલંકાર કરેલા, સ્વામિના તે દેહને તે ચિતામાં આરોપણ કરી, પછી ઘીથી લેપ કરેલા તે દેહનો ઉત્તપન નામના અગ્નિથી દાહ કર્યો ॥૧૪॥ અર્ધો દાહ થતાં ઘીથી હોમ કર્યો, તે પછી તેમનો દેહ દગ્ધ થઈ જતાં જળવડે અગ્નિને શમાવીને તે ભસ્મ તે નદીમાં નાંખી દીધી ॥૧૫॥ હે નૃપ ! તે પછી શ્રીહરિ અગ્રેસર જેમાં છે એવા સર્વે શિષ્યો નદીમાં સ્નાન કરી ગુરૂને જળાજળી આપીને ફરી સ્નાન કરીને ત્યાંથી પાછા વળ્યા ॥૧૬॥ રડતા રડતા ફણેણી ગામમા આવીને શોકે યુક્ત થઇને રહ્યા. શોક વેગથી ગ્લાનિ પામેલા બળવર્જીત એવા સર્વે શિષ્યોએ તે દિવસે ઉપવાસ કર્યો ॥૧૭॥ તે પછી બીજે દિવસે સદગ્રેસર શ્રીહરિએ સ્વામિના અંતર્ધાન સમાચાર સૂચવનારા કાગળો લખી, તેને પહોચાડનાર કેટલાક નરોને નાનાદેશમાં રહેલા ભક્તોને જણાવા માટે મોકલ્યા ॥૧૮॥ નાના દેશમા રહેલા ભક્ત સ્ત્રીપુરૂષો તે પત્રો વાંચીને, ભૂમિથકી ગુરૂના અંતર્ધાન સમાચાર જાણીને ( વસ્ત્રે સહિત સ્નાન કરી ) શોકાતિશયથી અંતરમાં વ્યા-

सयोपा गृहिणो जनाः । शक्तितो धनमादाय तत्राजग्मुस्त्वरान्विताः ॥२०॥ वर्णिनस्त्यागिनश्चैतं वृत्तान्तमतिदुःसहम् । श्रुत्वा प्रापुः शुचं भूरि ब्रह्मभूयं गता अपि ॥२१॥ यत्र यत्र स्थिता ये ये ते ते सद्यस्ततस्ततः । फणिग्राममुपाजग्मुः स्नात्वा भक्ताः सहाम्बरम् ॥२२॥ तत्रागतेभ्यस्तेभ्यश्च साश्रुदृग्भ्यो यथोचितम् । वासस्थानादि स प्रादान्नारायणमुनिर्नृप ! ॥२३॥ द्वितीयदिनतो नित्यं त्रयोदशदिनावधि । सार्थां श्रीभगवद्गीतामपराह्णेऽशृणोच्छुचिः ॥२४॥ अह्नानि द्वादश तथा क्षारांश्च लवणं नृप ! । आशौचनियमस्थोऽसौ नाभक्षयदुदारधीः ॥२५॥ सन्ध्याग्निकार्यमुख्यानि

કુળ થઈ ગયા ॥૧૯॥ તેમના ગૃહસ્થ શિષ્યો પોતપોતાની પત્નીયો સાથે સર્વે વ્યાવહારિક કાર્યનો ત્યાગ કરી યથાશક્તિ ધન લઇને ત્યાં ત્વરાથી આવ્યા ॥૨૦॥ જે વર્ણિઓ તથા સાધુઓ તેમના શિષ્યો હતા તેઓ ગુરૂના અંતર્ધાનનુ અતિ દુ સહ વૃત્તાંત સાંભળીને પોતે બ્રહ્મભાવને પામેલા છે તથાપિ ગુરૂવિયોગથી ઉત્પન્ન થએલા શોકવેગથી અતિશય વ્યાકુળ થઇ ગયા. ભગવાનના વિયોગમાં અને ગુરૂના વિયોગમાં જ્ઞાનિઓને પણ દુ ખ થવું સમુચિતજ છે પણ અનુચિત નથી ॥૨૧॥ જે જે સાધુ બ્રહ્મચારીઓ જે જે દેશમાં હતા તે સર્વે ભક્તો ગુરૂનુ અંતર્ધાન જે ક્ષણમાં શ્રવણ કર્યું, એજ ક્ષણમા પહેરેલા વસ્ત્રે સહિત સ્નાન કરી તે તે દેશમાંથી ફણેણી ગામમા સત્વર આવ્યા ॥૨૨॥ હે નૃપ ! નારાયણમુનિએ ત્યાં આવેલા, ગુરૂવિયોગની વ્યથાથી વિશેષ વ્યાકુળ થએલા (રૂદન કરતા) તે સમસ્ત શિષ્યોને યથાયોગ્ય નિવાસસ્થાન (ઉતારો) આદિક આપ્યું ॥૨૩॥ તે પછી બીજા દિવસને આરંભીને તેર દિવસ સુધી પ્રતિદિન અપરાહ્ન (બપોર પછીના) કાળમા શ્રીભગવદ્ગીતા અર્થસાથે શુદ્ધ થઇને શ્રવણ કરવા લાગ્યા ॥૨૪॥ હે નૃપ ! તથા 'इति संश्रुत्य गच्छेयुः' ઇત્યાદિથી યાજ્ઞવલ્કયે કહેલા આશૌચ નિયમોને પ્રતિપાલન કરતા મહામુનિ શ્રીનારાયણમુનિએ બાર દિવસપર્યંત શ્રીધર્મદેવના ઔર્ધ્વદેહિક પ્રકરણમાં કહેલા ક્ષાર પદાર્થો અને લવણ ભક્ષણ કર્યું નહિ-તેના વિનાજ ભો-

नित्यकर्माणि तु स्वयम् । आशौचेऽपि स्मृतिवलाचकारान्यांस्तु नास्पृशत् ॥२६॥ आशौचान्त्यदिने चक्रे नवश्राद्धं गुरोः स च । ऐकादशाहिकं कर्म वृषोत्सर्गयुतं ततः ॥२७॥ त्रयोदशपदानीह विप्रेभ्योऽष्टविधानि सः । दश दानानि च प्रादाद्गवादीनि सदक्षिणम् ॥२८॥ यथाविधि चकाराथ कर्म स द्वादशाहिकम् । ब्राह्मणान्भोजयामास तत्र तत्र च कर्मणि ॥२९॥ त्रयोदशाहिकं कर्म चकार च ततो हरिः । तत्र चाभ्यर्चयामास त्रिंशतो ब्रह्मचारिणः ॥३०॥ तेभ्यस्तदुचितान्येव वासांस्यैणाजिनानि च । मणिप्रवालमालादि ददौ तांश्चाप्यभोजयत् ॥३१॥ स्वस्तिवाचनकर्मान्ते तस्मै च गृहिणो जनाः । स्वस्वशक्त्यनुसारेण वासांसि च धनं ददुः

---

જન કર્યું ॥૨૫॥ આ હરિકૃષ્ણ બ્રહ્મચારીએ પોતાને આશૌચ હોવા છતા પણ સ્મૃતિવિધિને અનુસારે સંધ્યાવદન સાયપ્રાત હોમ દેવાર્ચનાદિ નિત્યકર્મોનો ત્યાગ કર્યો નહિ ( કિંતુ કરતા હતા ) વર્ણિને સંધ્યાદિ નિત્યકર્મોનો નહિ ત્યાગ કરવાનો 'न त्यजेत्सूतके कर्म ब्रह्मचारी स्वकं क्वचित्' ઇત્યાદિ સ્મૃતિએ કહ્યો છે 'शुद्ध्येत्तु दशमेऽहनि' એવું દિવોદાસનુ વચન છે તો પોતે અસ્પૃશ્ય હોવાથી કેવળ બીજા જનનો સ્પર્શ તો કરતા નહિ ॥૨૬॥ આશૌચને છેલે દિવસે ( દશમે દિવસે ) તો ગુરૂનુ યથાવિધિ નવશ્રાદ્ધ ( વિષમ શ્રાદ્ધ ) કર્યું તે પછી વૃષોત્સર્ગે સહિત અગીયારમે દિવસે કરવાનુ કર્મ પણ કર્યું ॥૨૭॥ તેજ દિવસે કરવાના અષ્ટ પ્રકારનાં ત્રયોદશ પદ અને ગાયો આદિક દશ પ્રકારના દાનો દક્ષિણા સાથે વિપ્રોને યથાવિધિ આપ્યા ॥૨૮॥ તે પછી બારમે દિવસે કરવાનુ પિંડસયોજનાદિક કર્મ યથાવિધિ કર્યું અને તે તે કર્મમા બ્રાહ્મણો જમાડ્યા ॥૨૯॥ તે પછી શ્રીહરિએ તેરમે દિવસે કરવાનુ વિષ્ણુશ્રાદ્ધાદિ કર્મ કર્યું, તે કર્મમા ત્રીશ બ્રહ્મચારીઓની કેસર ચદનાદિવડે પૂજા કરી ॥૩૦॥ તેમને તેમના આશ્રમોચિત વસ્રો, મૃગચર્મો, મણિ પ્રવાળની જપમાળાઓ અને ગોપીચદન આદિક આપ્યુ અને તેમને યથેષ્ટ જમાડ્યા ॥૩૧॥ તે પછી સ્વામિની ઉત્તરક્રિયા કરી પરવારેલા શ્રીનારાયણમુનિને સ્વસ્તિવાચન કર્મને અતે સર્વ ગૃહસ્થ જ-

॥३२॥ तस्मिन्दिने तु तान्सर्वान् गृहस्थांस्त्यागिनो द्विजान् । तद्ग्रामस्थांश्चातिथींश्च भोजयामास वर्णिराट् ॥३३॥ गीतावाचकविप्रं च पूजयामास तद्दिने । वासोभूपाचन्दनाद्यैर्दक्षिणाभिश्च भूपते ! ॥३४॥ यथोचितं भूप ! विधाय सोऽखिलं क्रियाकलापं विधिनौर्ध्वदेहिकम् । गुरोः स्वकीयस्य सतीर्थ्यमण्डलं समग्रमेकत्र समाह्वयत्ततः ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दस्वामितिरोधान–तदूर्ध्वदैहिकक्रियाविधिनामा षष्टितमोऽध्यायः ॥६०॥

## प्रथमप्रकरणं समाप्तम् ।

નોએ પોતપોતાની શક્તિને અનુસારે દ્રવ્ય વસ્ત્ર વિભૂષણ વિગેરે આપ્યું ॥૩૨॥ તે તેરમાને દિવસેતો વર્ણિરાટે તે સર્વ ગૃહસ્થજનો, ત્યાગિજનો, ત્યાં આવેલા વિપ્રો, ફણેણી ગામના સર્વ જનો અને ત્યાં આવેલા બીજા અતિથિ જનોને યથેષ્ટ શ્રેષ્ઠ મિષ્ટાન્નથી સારી રીતે જમાડ્યા ॥૩૩॥ હે ભૂપતે ! તે પછી શ્રીનારાયણમુનિએ એજ દિવસે ગીતાવાચક વિપ્રની ચંદન પુષ્પહાર વસ્ત્ર વિભૂષણ વિગેરેથી તથા દક્ષિણાથી યથાયોગ્ય પૂજા કરી ॥૩૪॥ હે પ્રતાપસિંહ ભૂપ ! એવી રીતે નારાયણમુનિએ પોતાના ગુરૂનો ઔર્ધ્વદૈહિક સમગ્ર કર્મકલાપ યથાવિધિ યથાયોગ્ય કરીને, તે પછી (ચૌદમાને દિવસે) સર્વ ભક્તોને હિતબોધ આપવા માટે પોતાના ગુરૂભાઈઓનુ સમગ્ર મંડળ સર્વ જનો યથાવકાશ બેસી શકે એવા ઉચિત સ્થાનમા સભા ભરવા બોલાવ્યું ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે રામાનંદસ્વામિતિરોધાન–તદૂર્ધ્વદૈહિકક્રિયાવિધિનામા ષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૦॥

॥३२॥ तस्मिन्दिने तु तान्सर्वान् गृहस्थांस्त्यागिनो द्विजान् । तद्ग्रामस्थांश्चातिथींश्च भोजयामास वर्णिराट् ॥३३॥ गीतावाचकविप्रं च पूजयामास तद्दिने । वासोभूषाचन्दनाद्यैर्दक्षिणाभिश्च भूपते ! ॥३४॥ यथोचितं भूप ! विधाय सोऽखिलं क्रियाकलापं विधिनौर्ध्वदैहिकम् । गुरोः स्वकीयस्य सतीर्थ्यमण्डलं समग्रमेकत्र समाह्वयत्ततः ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथमप्रकरणे रामानन्दस्वामितिरोधान–तदूर्ध्वदैहिकक्रियाविधिनामा षष्टितमोऽध्यायः ॥६०॥

## प्रथमप्रकरणं समाप्तम् ।

નોએ પોતપોતાની શક્તિને અનુસારે દ્રવ્ય વસ્ત્ર વિભૂષણ વિગેરે આપ્યું ॥૩૨॥ તે તેરમાને દિવસેતો વર્ણિરાટે તે સર્વ ગૃહસ્થજનો, ત્યાગિજનો, ત્યાં આવેલા વિપ્રો, ફણેણી ગામના સર્વ જનો અને ત્યાં આવેલા બીજા અતિથિ જનોને યથેષ્ટ શ્રેષ્ઠ મિષ્ટાન્નથી સારી રીતે જમાડ્યા ॥૩૩॥ હે ભૂપતે ! તે પછી શ્રીનારાયણમુનિએ એજ દિવસે ગીતાવાચક વિપ્રની ચંદન પુષ્પહાર વસ્ત્ર વિભૂષણ વિગેરેથી તથા દક્ષિણાથી યથાયોગ્ય પૂજા કરી ॥૩૪॥ હે પ્રતાપસિંહ ભૂપ ! એવી રીતે નારાયણમુનિએ પોતાના ગુરૂનો ઔર્ધ્વદૈહિક સમગ્ર કર્મકલાપ યથાવિધિ યથાયોગ્ય કરીને, તે પછી (ચૌદમાને દિવસે) સર્વ ભક્તોને હિતબોધ આપવા માટે પોતાના ગુરૂભાઈઓનું સમગ્ર મંડળ સર્વ જનો યથાવકાશ બેસી શકે એવા ઉચિત સ્થાનમાં સભા ભરવા બોલાવ્યું ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે પ્રથમપ્રકરણે રામાનંદસ્વામિતિરોધાન–તદૂર્ધ્વદૈહિકક્રિયાવિધિનામા ષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૦॥

## પ્રથમપ્રકરણં સમાપ્તમ્.